# NEW LIGHT ON THE GĀTHĀS OF HOLY ZARATHUSHTRA

અષો જરથુશ્ત્રની ગાથાઓ પર નવો પ્રકાશ

# અષો જ઼રથુશ્ત્રની ગાથાઓ પર નવો પ્રકાશ

"અહુનવઇતિ ગાથા"ની સાત યસ્નોના મંત્રોના અંગ્રેજી, ગુજરાતી અને દેવનાગરી લિપિમાં સુધારેલા મૂળ પાઠનાં અનુલેખન તથા તમામ મંત્રોના અંગ્રેજી અને ગુજરાતી ગદ્યમાં તેમજ ગુજરાતી કવિતામાં કીધેલા અનુવાદ સાથે; ગાથાના મંત્રોને તેઓના મૂળ પ્રાગ્વૈદિક લેખનમાં બતાવેલા તમામ સ્વરભારો સાથે; શબ્દેશબ્દના વૈદિક સમશબ્દ, અંગ્રેજી ને ગુજરાતી અર્થો તેઓનાં વ્યાકરણ, ટિપ્પણ ને સમજણ વગેરે સાથે; તેની સાથે જોડેલા ગાથાના પાઠની સુધારણા; પદ્યરચના અને તેમાંના સ્વરભારોની સમજ; ગાથામાં માંથ્રવાણીનું મૂળ, અષોઇની વ્યાખ્યા અને જ્યોતિષનો પાયો; અષો જરથુસ્ત્રના જન્મકાળની અતિ પ્રાચીનતા; વેદોમાં મળી આવતા ગાથામાંના શબ્દોનો કોશ; તેમજ ગાથા અને વૈદિક ભાષાઓના ઉચ્ચારોના ધ્વનિભેદ વગેરેને લગતાં વિશાળ સંશોધન અને વિવરણ સાથે.

કર્તા

**અરદેશર ફરામજી ખબરદાર**





અરદેશર ફરામજી ખબરદાર

જ્યારે એને લીધે જગમાં આત્મથકી સીધો ને સ્પષ્ટ
વધુ સારો મારગ કોઈ પણ સ્હેજે એમ પડે નહિ દૃષ્ટ,
ત્યારે હું આવ્યો છું સહાવા એમ તમારી સૌની પાસ
અહુરાએ નિર્માણ કરેલા રતુ પેગમ્બર જેવો ખાસ,
મજ઼્દાના સર્જેલા એવા બે અંશો વચ્ચે આ ઠાર,
જેથી અષોઈને વશ રહીને જીવન ટેકવિયે નિરધાર.

—ગાથા અહુનવઈતિ, યસ્ન ૩૧, શ્લોક ૨ નો અનુવાદ

:પ્રકાશક:
અરદેશર ફરામજી ખબરદાર
૭૮૮, પારસી કોલોની, દાદર,
મુંબઈ—૧૪

યઝ્દ૦ સને ૧૩૧૮
ઈસ્વી સને ૧૯૪૯
વિ. સંવત ૨૦૦૫






(કિંમત આ આવૃત્તિની)
વીસ રૂપિયા, ચાલી
પેકિંગ ને પોસ્ટેજ જાુદું રૂપિયા ચાર, હિંદમાં

આ ગ્રંથની કોઈ પણ નકલ વેચાતી લેવા અગાઉ તેના મુખપૃષ્ઠ પર કર્તાની પોતાના હાથની સહી જરૂર જોવી, કેમકે તે વગર એવી નકલ કાયદેસરની કે સત્તાધારી નથી

પહેલી આવૃત્તિ
પ્રત
૧,૦૦૦

:મુદ્રક:
ફરેદુન રૂસ્તમજી મહેતા,
"સાંજ વર્તમાન પ્રેસ,"
એપોલો સ્ટ્રીટ, કોટ, મુંબઈ—૧

# NEW LIGHT ON THE GĀTHĀS

## OF HOLY ZARATHUSHTRA

With the transliteration of the corrected original Text in English, Gujarati and Devanāgari Scripts of all the Stanzas of the Seven Yasnas of *Ahunavaiti Gāthā and their translation in English and Gujarati* prose and Gujarati verse, together with their transformation in the pre-Vedic written language with all their accents shown therein, with full Notes, explanation, grammar etc, and Vedic-time meanings in English and Gujarati of every word and its Vedic form, with essays on the Corrections of mistakes in their current Text, the Meter of the Ahunavaiti Gathā and the Accents embodied in it etc, the Origin of the Mantric Speech in the Gāthās, the Definition of Ashoi in the Gathās the Astrological Foundation of the Gathas and its Philosophy; the Birth-Era of Asho Zarathushtra and its Remote Antiquity, a Glossary *of Gāthic words found in the Hindu Vedas, the Peculiarities* of Avestan Alphabet and the Principal Difference between Gāthā and Sanskrit Phonology, and with Copious Notes in regard to the deep and vast Researches made in respect of the Zarathushtrian Religion etc, etc

By

**ARDESHIR FRAMJI KHABARDAR**

"When, indeed, on account of these (different modes of life) the better way is not quite clear unto the Soul, then I have come to you all as (one whom) Ahurā Mazdā has declared his Prophet between the two parties (of Good and Evil), so that we live ever-associated with righteousness".

—Translation from Ahunavaiti Gāthā, Yasna 31-2

*Author and Publisher :*

Ardeshir Framji Khabardar,
788, Parsi Colony, Dadar,
Bombay, 14

Yezd. Era 1318
A. C. 1949
Vikr. Samvat 2005



Price Rs. 20-0-0 Net in India
and
£3-10-0 Sterling Foreign
Packing and Postage Extra Rs. 4 in India

No copy of this Book sold to anyone is genuine, legal or authorized unless the Title-page bears the Signature of the Author

First Edition
1,000 copies

*Printed by*

Faredoon Rustamji Mehta,
"Sanj-Vartaman" Printing Press,
Apollo Street, Fort, Bombay, 1



મખીવજુદ શેઠજી સાહેબ
શેઠ પેસ્તનજી એદલજી પોલસન

સખીવત્સલ શેઠજી સાહેબ
શેઠ પેસ્તનજી એદલજી પોલસનને
માન ને આભાર સાથે
અર્પણ

"આપવું, આપવું, ફરી ફરી આપવું, ને હજી આપવું, એ જ સિદ્ધિ:
એક આનંદ એ પરમ છે જીવનનો, આપવામાં પરમ જીવનસિદ્ધિ."

*　　　*　　　*

"આપતાં આપતાં જીવન હેલાય, ને આત્મ રેલાય નિજ દિવ્યતાથી:
સૂર્ય સર્વસ્વ આ જગતને આપતો, રેલતો ત્યાં જ પ્રભુની પ્રભાથી!"

—દર્શનિકા: મુક્તક ૩૬૨

# મારા મહેરખાન મદદગારોને

કરનારો તે કરી જાય, ખુદાને માટે;
ભરનારો તે ભરી જાય, ખુદાને માટે:
એનો શું જાણે ભેદ જગતના લોકો?
તમને ન મને કંઇ ખેદ, ન કે કો ધોકો.

કીધું મેં તે મુજ માથ, ખુદાને પંથે;
દીધું જાણે તમ હાથ, ખુદાને પંથે;—
દેનારો દેશે સર્વ જગતને માટે:
કહેનારો શું લે ગર્વ, લખ્યું શું પાટે?

ગાઈ તે ગાઈ ફેર ખુદાની ગાથા,
ગવડાવી ફરી તે મહેર, ખુદાની ગાથા;
વરસ્યા જ્યા ખારે મેઘ, અમી રેલાઈ,
ઝીલે તેને શુ દેગ, જતો ઉભરાઈ?

કરજો તો કરજો એક ખુદા જે ચાહે;
જીવજો તો જીવજો નેક, પેગમ્બર શાહે!
અહુરાનો એ પેગામ અપોઈ કેરો·
ફળવો મજ્દાને નામ જીવનનો ફેરો!

અષની હો મહેર અશૌપ તમો પર મોટી!
વૉહુમનની હો બક્ષેશ જીવન પર કોટિ!
સ્પેન્તા આરમઇતિ, ક્ષથ, હુઉર્વતાતા ને
અમૃતતા કરજો છત્ર અદલ ધાતાને!

અરદેશર ફરામજી ખબરદાર

परित्राणाय साधूनाम् विनाशाय च दुष्कृताम्
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥

પવિત્ર જનોના રક્ષણ માટે, પાપીઓના વિનાશ માટે,
અને ધર્મને–અષોઇને–પાછી સ્થાપવા માટે, હું પ્રત્યેક યુગમાં જન્મ લઉં છું.
—શ્રી ભગવદ્ ગીતા: અધ્યાય ૪, જ્ઞાનમાર્ગ, શ્લોક ૮

# પ્રસ્તાવના

ત્રણ વર્ષ પર તૈયાર થયેલો આ ગ્રંથ વાંચકોને ઘણી ઘણી રાહ જોવડાવ્યા પછી મારા જરથોશ્તી કોમીબંધુઓની તેમજ સમસ્ત આર્ય પ્રજાની સેવામાં પ્રગટ કરવા હું શક્તિમાન થયો છું, તે માટે હું પાક પરવર ખુદાના શુક્રાના કરું છું. એ માટે તે સાહેબની તેમજ અષો જરથુશ્ત્ર પેગમ્બર સાહેબની મહેર જ છે.

ગાથા અવેસ્તાનાં તેમજ વેદાદિ ગ્રંથોનાં કંઇક રહસ્યો પ્રગટ કરવાનું મારા જીવનમાં નિર્માણ થયેલું હતું, તે જ્યોતિષ વિદ્યાના કેટલાક અદ્દભુત "નાડીગ્રથો"માંના મારા જ્યોતિષફળ વાંચનમાં લગભગ ત્રીસ વર્ષ પર મને મળ્યું હતું. તે વેળા તો એ બધું મને લગભગ અશક્ય જેવુંજ લાગ્યું હતું. વેદાદિ હિંદુ ધર્મગ્રંથોનો અભ્યાસ તો મેં નાની ઉમરમાંજ કીધેલો હતો, પણ અવેસ્તાભાષાનો અભ્યાસ કરવાની તો મને કશી તકજ મળી નહોતી. તેમ છતાં ગાથા–અવેસ્તા ગ્રંથોના અંગ્રેજી ને ગુજરાતી અનુવાદો તો મેં વાંચ્યા હતા. લગભગ પંદર વર્ષથી કેટલાક જરથોશ્તી અભ્યાસીઓ અને મિત્રો "ગાથા"નો ગુજરાતી કવિતામાં તરજુમો કરવા મને ચાલુ આગ્રહ કર્યા કરતા હતા. પણ જ્યાં "ગાથા"ના અંગ્રેજી કે ગુજરાતી તરજુમાઓમાં જ મોટા ખાડા પડેલા હું જોતો હતો અને જેમાં અષો પેગમ્બર સાહેબ જેવા ઉચ્ચ કવિના વિચારોની ને ભાવોની એકતા કે એકાકારતા મને મળતી જ નહોતી, ત્યાં તેનો વળી ગુજરાતી કવિતામાં અનુવાદ કરવાની તો વાતજ મિથ્યા હતી.

મદ્રાસમાં વર્ષો સુધી મારી તબિયત ચાલુ નાદુરસ્ત રહેતી અને છેવટે એક વર્ષ તો કેવળ પથારીમાંજ કાઢ્યાં તેમાં આવી પડેલી કુટુંબી આપત્તિઓને લીધે ત્યાંનો મારો ધંધો બંધ કરવો પડ્યો,અને મારા કેટલાક મિત્રોના ને સગાઓના આગ્રહથી આખરે હું તેવીજ અશક્ત હાલતમાં, ગુજરાનના કોઇ પણ સાધન વિના, દસ વર્ષ પર કુટુંબ સાથે મુંબઇ આવી રહ્યો. ત્યાર પછી તો પથારીમાં ચાલુ રહેવા છતાં ગુજરાતી સાહિત્યમાં ગદ્યપદ્યનાં અનેક પુસ્તકો મેં લખ્યાં છે ને કેટલાંક પ્રગટ પણ કીધાં છે. મુંબઇ આવ્યા પછી તો મારા કોમી બંધુઓની પિછાન વધતી ગઈ, અને આપણા ધાર્મિક સાહિત્યને લગતો કોઇક ગ્રંથ પણ મારે કોમસેવામાં ધરવો, એવો આગ્રહ પણ એ ભાઇઓ તરફથી ચાલુ થતો રહ્યો. "ગાથા"નો ગુજરાતી કવિતામાં અનુવાદ કરવાનો આગ્રહ કેટલાક ભાઈઓ તરફથી થતોજ રહ્યો, તેમાં મુખ્ય એરવદ નવરોજ દીનશાજી મીનોચહેરહોમજી હતા. એ ઉપરાંત મારા મિત્ર ડૉ૦ એરચ. જે. તારાપોરવાળા પણ તે વેળાએ એમના પોતાના કીધેલા "અહુનવઇતિ ગાથા"ના પહેલા ચાર હા. ના અંગ્રેજી અનુવાદને

ગુજરાતી કવિતામાં ઉતારવા સૂચના કરતા હતા. પણ મુંબઇ આવ્યા પછીનાં ચાર વર્ષમાં ગાથાની અને વૈદિક ભાષાની સરખામણી કરતાં મને કેટલીક નવી વાતો જડી આવી હતી. માનવજીવનના બધા બનાવો કુદરતના નિયમ પ્રમાણે ચોક્કસ સમયે જ બને છે, અને તેને લગતી સામગ્રી પણ સમય પાકવા સાથે મળી આવે છે. જે નિર્માણ થયેલું છે તે સદા થતું જ આવ્યું છે ને થતું જ રહેશે, એ સત્ય તો મારા જ્યોતિષના લાંબા અભ્યાસમાંથી અને તે પ્રમાણે થતા પ્રત્યક્ષ બનાવોમાંથી મને બહુ કાળનું મળ્યું હતું. જે વાત ૨૦–૨૫ વર્ષથી મને અશક્ય લાગતી હતી તે બનવાનાં સાધનો કુદરત તૈયાર કરતી હતી. ઇ. સ. ૧૯૪૨ના આગસ્ટ–સપ્ટેમ્બરના બે માસમાં મેં "પ્રભુ સાથેની વાતચિત" વાળું ૨૦૨ સોનેટોનું "નંદનિકા" પુસ્તક લખ્યું, અને તે પછી મારા જૂના ભલા મિત્ર (જામનગરની પારસી અગ્યારીના હાલના પંથકી સાહેબ) એરવદ ફરામરોજ ફિરોજ મીરઝાંના સતત આગ્રહથી "શ્રીજી ઇરાનશાહનો પવાડો" પાંચ છ કલાકમાં લખ્યો, અને મારા જીવનમાં થયેલા અનેક ચમત્કારો જેવો એક વધુ ચમત્કાર તે રાતે રાણેતાની બંદગી કરી રહ્યા પછી બન્યો અને મારી નજર સામે શ્રીજી ઇરાનશાહ જ તેમના ધગધગતા સ્વરૂપમાં થોડી પળ ઝળહળી રહ્યા! મેં નમન કીધું. ત્યાર પછી મારા જીવને પલટો ખાધો અને મારું તમામ ધ્યાન આપણા જરથોસ્તી ધર્મના વિષયમાં સંશોધન કરવા માટે જ ઉત્સુક બન્યું. બે માસ પછી ઇ. સ. ૧૯૪૩ના જાન્યુઆરી માસમાં મારા મિત્ર ડૉ૦ એરચ તારાપોરવાળા એમના કલકત્તા નિવાસ દરમિયાન પ્રગટ કીધેલા "અહુનવઇતિ ગાથા"ના પહેલા ચાર હા. ના અંગ્રેજી તરજુમાના બાંધેલા ફરમા મને આપી ગયા અને તેનો અનુવાદ ગુજરાતી કવિતામાં કરવા તેમણે મને આગ્રહ કીધો. એ માટેનો ઉલ્લેખ મેં આ ગ્રંથના ૧૭૧ મે પાને છપાયેલી "ટિપ્પણની પ્રસ્તાવના" માં કીધેલો છે તે વાંચવો. મેં કહ્યું કે મને સાહેબ તરફથી પ્રેરણા મળી હતી, અને મારે અવેસ્તા લિપિ શીખી લઇને પણ "ગાથા"ની ભાષા બરાબર સમજીને તેનો તરજુમો મારે જ કરવો. એમને શંકા ગઈ હશે કે મારા જેવો વૃદ્ધ અને ખાટલે પડેલો માણસ હવે નવી લિપિ ને નવી ભાષા તે શું શીખવાનો હતો! પણ પ્રભુનું નિર્માણ કોણ અટકાવી શકે? કવિતાના કેટલાક અધૂરા રહેલા મારા મોટા ગ્રંથોને બાજુએ રાખીને મારું "નિર્માણ" મને બીજી દિશામાં લઈ ગયું!

ભાઇ નવરોજ મીનોચહેરહોમજી તો થોડોક વખત રોજ કલાક બે કલાક મારી પાસે આવતા અને મને અવેસ્તાના વ્યાકરણ ગ્રંથો, તેમજ "ગાથા"ને લગતાં કેટલાંક પુસ્તકો પણ તેમણે મને આપ્યાં. મેં તો પૂર્ણ હોંશથી એ કાર્ય મણી ઝુકાવ્યું, અને રોજ મને કાંઇ કાંઇ નવો પ્રકાશ મળતો જ ગયો. કાંગાજીના અવેસ્તા કોશમાંથી બે ત્રણ દિનમાં અવેસ્તા લિપિ લખવા–વાંચવા હું શીખી ગયો અને પછી ગૅલ્ડનરના મોટા અવેસ્તા પોથામાંથી મેં તો "ગાથા" વાંચવા માંડી! થોડા જ વખતમાં કોઇક અગમ્ય કારણે ભાઇ મીનોચહેરહોમજી આવતા બંધ થઈ ગયા, અને પછી તો કેટલોક વખત પછી તેઓ નાશક નગરે ત્યાંની "બૉર્ડિંગ સ્કૂલ"માં શિક્ષક તરીકે ગયા. હું તો અભ્યાસ કરતો ગયો તેમ તેમ કેટલાંક નવાં પુસ્તકો પણ મેળવતો ગયો. મારી રંક સ્થિતિને લીધે બધાં પુસ્તકો તો હું ખરીદી શકતો નહોતો, પણ ખુદા જ જ્યાં એક કાર્ય કરાવવા ઇચ્છે ત્યાં કોઇ કાર્ય અટકી પડતું નથી. અનેક ભલા કોમીબંધુઓએ મને જોઇતાં એવાં

પુસ્તકો વાંચવા આપ્યાં કે ખરીદી આપ્યાં, અને મારો અભ્યાસ ને તે સાથે "ગાથા"નો શબ્દેશબ્દનો તરજુમો વગેરે આગળ ચાલતાં ગયાં. ખુદાની મહેરથી ને પેગમ્બર સાહેબ તરફથી વારંવાર મળતી પ્રેરણાથી આ મોટું કામ મેં ત્રણ વર્ષમાં પૂરું કીધું, અને હવે તે મારા કોમીબંધુઓ તેમજ અભ્યાસીઓ આગળ મૂકીને હું કૃતાર્થ થાઉં છું.

"ગાથા"ને લગતું આ કાર્ય જ્યારે મેં લગભગ પૂરું કર્યું હતું ત્યારે મારા ભલા મિત્ર ડૉ. મીનુ બીલપુડીવાળા મારા દાંતના સંબંધમાં આવ્યા કરતા હતા, તેમણે મને "ગાથા"નો પોથો લખતાં જોઇને પૂછ્યું કે એ શું નવું કામ હું કરી રહ્યો હતો. મેં એમને કહ્યું કે મેં "ગાથા"ને લગતું ઘણું સંશોધન કીધું હતું અને "ગાથા"નો તરજુમો ગુજરાતીમાં અને અંગ્રેજીમાં કીધો હતો વગેરે. તેમણે એ સાંભળીને મને પૂછ્યું કે "તમે તો કવિ છો અને આ વળી શાસ્ત્રનું કામ તમે ક્યાંથી ને શા માટે ઉપાડ્યું અને તમે ક્યાં ને કોની પાસે અવેસ્તા ભાષાનો અભ્યાસ કીધો?" મેં કહ્યું કે સંશોધનનું કામ તો હું મૂળથી કરતો આવ્યો છું, અને અવેસ્તા ભાષાનો અભ્યાસ તો મેં પોતે જ કરી લીધો છે, કેમકે ગાથા–અવેસ્તાની ભાષા તે તો વૈદિક ભાષા જ છે, અને તે તો હું ઊગતી જુવાનીમાં જ શીખ્યો હતો. તેમણે મને પાછું પૂછ્યું કે "તમે આ કામ આપણા કોઇ પણ અવેસ્તાના જાણીતા અભ્યાસીને બતાવ્યું છે?" મેં કહ્યું કે મેં એ હજી એવા કોઇ અભ્યાસીને બતાવ્યું નહોતું, કેમકે મારું કામ તદન જુદા પાયા પર ને જુદી જ પદ્ધતિ પર કરાયેલું હતું. એ પછી તેમણે મને કહ્યું કે તેઓ એ માટે દસ્તૂરજી કેખુશરો માહિયાર કુતાર સાહેબને કહીને તેમને મારી પાસે લઈ આવે તો મારે કાંઇ વાંધો તો નહોતો ને? મેં તો ખુશી સાથે હા પાડી. એ પછી થોડાક દિન રહીને એક દિને ડૉ. બીલપુડીવાળા દસ્તૂરજી કેખુશરો કુતાર સાહેબને મારી આગળ લઈ આવ્યા અને તેમને મારા નવા ગ્રંથનો પોથો બતાવવા મને કહ્યું, અને પછી અમોને એ વિષય પરની વાતચીત કરતા કરીને ડૉક્ટરે રજા લીધી. દસ્તૂરજી કુતારે એક કલાક સુધી બેસી બધું જોયું ને મારાં નવાં સંશોધનને લગતી બધી ખબર મારી પાસેથી મેળવી. એ બધું જોયા–જાણ્યા પછી તેઓ સાહેબે મને સૂચના કીધી કે આપણા ધર્મસાહિત્યમાં પારંગત ગણાતા દાદર અથોરનાન મદ્રેસાનો પ્રિન્સીપાલ એરવદ એદલજી ફરામજી માદન સાહેબ જો મારા એ કામને બધી રીતે કસીને પસાર કરે તો જ મારે એ ગ્રંથ પ્રગટ કરવો. મેં એ સૂચનાનો સ્વીકાર કીધો, એટલે દસ્તૂરજી કુતારે માદન સાહેબને મારા કાર્યને લગતી વિગતો કહીને તેમને મારી પાસે આવવા સમજાવ્યા, અને પછી એરવદ એદલજી માદન સાહેબ તા. ૪ થી જુલાઇ ૧૯૪૫ ને દિનની એક ધન્ય સાંજે મારે ત્યાં તેમના શિષ્ય ભાઈ રૂસ્તમ નોશીરવાન પંથકીને લઇને પધાર્યા. પહેલે દિને મારાં આ સંશોધનને લગતી અમે સામાન્ય વાત કીધી અને "ગાથા"ને લગતા મૂળ ભેદ મેં તેમને કેટલીક શહાદતો સાથે સમજાવ્યા, એટલે એમણે મારું તમામ કામ પોતે અંધ હોવાને લીધે મારે મોંઢે સાંભળી જવાની મરજી બતાવી. આપણું જરથોસ્તી ધર્મને લગતું તમામ ભણતર તેમને મોંઢે હતું અને જરથોસ્તી ધર્મને લગતા અનેક વિષયોનું સાહિત્ય તેઓ બહુ સારી રીતે જાણતા હતા. મારે પણ એવા જ વિદ્વાનની જરૂર હતી, એટલે મેં એ માગણી માન્ય રાખી. એ પછી તો એમને મારા કામમાં ઘણો રસ પડ્યો, કેમકે મારા સંશોધનમાં મેં પગલે પગલે અનેક શહાદતો આપી હતી. તેઓ અઠવાડીઆના ચાર–પાંચ દહાડા નિયમિત રીતે સાંજે બે કલાક મારી

પાસે આવતા, અને એમ દોઢ વર્ષ સુધી અમારો સંબંધ ચાલુ રહ્યો. પ્રત્યેક શબ્દ માટે, તેના વ્યાકરણ માટે, તેના વિવરણ માટે, અને પ્રત્યેક શ્લોકના ખરા અર્થ માટે અમારી વચ્ચે ખૂબ નિખાલસપણે વાદવિવાદ ચાલતો. ઘણે ઠેકાણે મને એમની તીવ્ર સ્મરણશક્તિની તેમજ એમના સચોટ અભ્યાસની મદદ મળી છે. મારો આખો ગ્રંથ તેમાંના અનેક નિબંધો સાથેનો એમણે છેવટ સુધી મારી પાસે વંચાવ્યો અને પોતે સાંભળ્યો, અને એઓ એવા સુદ્ધા ગૃહસ્થ હતા કે એમની બધી જૂની માન્યતાઓનું એ ગ્રંથમાં ખંડન થયેલું જોયેલું હોવા છતાં એમણે મારાં સંશોધનને પોતાની પૂરી સંમતિથી માન્ય રાખ્યું. ખરા વિદ્વાનને અને વિજ્ઞાનીને તો સત્યની સાથે જ કામ છે, એટલે એમની અવેસ્તા સાહિત્યની ઊંડી વિદ્વત્તા છતાં એમણે વિવેકબુદ્ધિને તથા નમ્રતાને સદા સતેજ રાખી હતી. "ગાથા" ના શ્લોકને મેં જે રીતે ગુજરાતી કવિતામાં ઉતાર્યા હતા તે માટે તો તેમને ઘણો જ આનંદ આવતો હતો, અને એમના ગુજરવાની (તા. ૨૯–૧–૧૯૪૭) થોડા જ દિવસો પૂર્વે એ ગુજરાતી કવિતા એમણે મારે મોઢે પાછી-આખી વંચાવી હતી!

જ્યારે માદન સાહેબની ખાતરી થઈ કે "ગાથા"ને લગતું મારું સંશોધન સ્વીકારવા જેવું હતું ત્યારે તેમણે મને ઉપરાઉપરી આગ્રહ કર્યા જ કીધો કે મારે અવેસ્તાની યસ્નો અને યશ્તોને લગતું સંશોધન પણ કરવું. એ કામ પણ મેં આગસ્ટ ૧૯૪૬ થી શરૂ કીધું હતું અને થોડાક માસમાં એ સંશોધનના પરિણામ રૂપે "તીર યસ્ત" પરનો મારો લાંબો લેખ મેં નવેમ્બર ૧૯૪૬ માં લખીને એમને વાંચી સંભળાવ્યો અને તે પછી ડીસેમ્બર ૧૯૪૬ થી માર્ચ ૧૯૪૭ સુધી તે કટકે કટકે પ્રગટ થયો હતો. એ પછી આજ સુધીમાં મેં અવેસ્તાને લગતું પણ ઘણું સંશોધન કીધું છે, અને તેનું ફળ પણ હું જો મારી હૈયાતી લંબાશે તો મારી કોમ આગળ મૂકીશ.

મર્હૂમ માદન સાહેબ જેવા વિદ્વાનની કદર આપણી કોમે બૂઝી નથી, તે દિલગીરીની વાત છે. તેમના વિદ્વત્તાપૂર્ણ પુષ્કળ લેખો પુસ્તકાકારે પ્રગટ થાય તો તેમાંથી પારસી કોમને ઘણું માર્ગદર્શન મળી શકશે. આ વિષયમાં મર્હૂમ માદન સાહેબની વરસીને ટાંકણે (તા૦ ૨૯–૧–૧૯૪૮) મળેલી જાહેર સભામાં મેં એક નાનો લેખ લખીને ત્યાં મોકલ્યો હતો તે ત્યાં વચાયો હતો, અને એ લેખ જાણીતા "હુમત" ત્રિમાસિકના માર્ચ ૧૯૪૮ના અંકમાં પ્રગટ થયેલો છે, તે વાંચી જવા હું વાંચકને વિનંતિ કરું છું. મારા આ ગાથાગ્રંથના કામમાં મને અનુમોદન આપીને, તેમજ જરથોસ્તી ધર્મને લગતી એમની અનેકવિધ વિદ્વત્તાનો લાભ આપીને મને એ રંક છતાં મહાન આત્માએ જે રીતે ચાહ્યો છે, તે માટે અહીં મારી ભાવભરી અંજલિ આપીને હું કૃતાર્થ થાઉં છું.

હવે, આ ગ્રંથના સબંધમાં કેટલોક ખુલાસો કરવાનું તેમજ તે વાંચવા માટેનાં કેટલાંક સૂચનો કરવાનું હું ઘટિત ધારું છું:

૧. પ્રથમ આ પ્રસ્તાવના પાછળ અને "અહુનવઈતિ ગાથા"ના પાઠ સાથે અંગ્રેજીમાં ને ગુજરાતીમાં તરજુમા આપ્યા છે, તેમજ ગાથાના મંત્રોને વૈદિક ભાષામાં તેના સ્વરભારો સાથે ઉતાર્યા છે, તેની અગાઉ ગાથા ભાષાની વર્ણમાળા વગેરે માટે જે નાના છ લેખો છે, તે બરાબર વાંચવાની ને સમજવાની હું વાંચકોને સૂચના કરું છું. અવેસ્તા લિપિમાંના પાઠમાંના અક્ષરોનાં ગુજરાતીમાં

તેમજ અંગ્રેજીમાં વર્ણમાળાનાં જે નવાં રૂપો છે, તે પ્રથમ બરાબર સમજી લેવાં, તેમજ "ગાથા"ના પાઠને વૈદિક ભાષામાં-તેની કવિતામાં જ-મેં દરેક પાને ઉતારેલો છે, તે "ગાથા"ની મૂળ લખવાની રીત પ્રમાણે છે તે પણ એ લેખોમાંથી જાણી લેવી. "ગાથા"ના માંથ્રનો શુદ્ધ પાઠ ઉચ્ચારવા માટે ગુજરાતીમાં તેમજ અંગ્રેજીમાં ઉતારેલા પાઠ માટે જે ખાસ વર્ણચિહ્નો યોજેલાં છે તેની બરાબર સમજ એ રીતે મળી શકશે. આપણે હાલમાં ગાથા અવેસ્તાની ભાષા જે વાંચીએ ને બોલીએ છીએ તે **ઉચ્ચારની** ભાષા છે, પણ મૂળ ખરી જે **લખવાની** ભાષા છે જેમાં સ્વરભારો છે તે તો તે પાઠનું વૈદિક ભાષામાં જે પરિવર્તન મેં કરી બતાવ્યું છે, તે જ હતી. મારા સંશોધનનો મુખ્ય પાયો એ જ છે.

(૨) એ પછી અભ્યાસીએ આ ગ્રંથના પાછલા ભાગમાં ૫૮૯ મે પાને શરૂ થતો "અહુનવઇતિ ગાથા"ની પદ્યરચના અને તેના સ્વરભારો તથા ગાથા-ભાષાની વિશિષ્ટતા" એ લેખ બહુ ધ્યાનપૂર્વક વાંચવો. જે મુખ્ય વાત પારસીઓના તેમજ હિંદુભાઇઓના પૂર્વજો ચાર હજાર વર્ષ ઉપર થયાં ભૂલી ગયા હતા તે એમાં સેંકડો દૃષ્ટાંતોથી બતાવવામાં આવેલી છે. વૈદિક ભાષા તેના બધા સ્વરભાર સાથે હાલમાં જેમ ઋગ્વેદાદિ ગ્રંથોમાં છપાયેલી મળે છે, તેમાં જે સ્વરભારોનાં ચિહ્નો મુકાયેલાં છે, તે સ્વરભારો કેમ ઉચ્ચારાતા હતા તે હિંદુ શાસ્ત્રીઓ પણ હજારો વર્ષથી ભૂલી ગયેલા હતા, અને તે જ સ્વરભારો ઉમેરાઇને ગાથા-અવેસ્તાની ભાષા જેમ પરાપૂર્વથી બોલાતી આવી છે, તેમ મૂળાક્ષરોમાં કેટલાંક નવાં ચિહ્નો ઉમેરીને જરથોસ્તીઓએ તે સ્વરભારોના ઉચ્ચાર જાળવી રાખેલા છે, તે એ લેખમાં બતાવવામાં આવ્યું છે. આ સંશોધન મારું પોતાનું છે, અને એ સ્વરભારોના નિયમો વૈદિક અને ગાથા ભાષાઓમાંથી મેં તારવી કાઢીને એ લેખમાં આપેલા છે. આ શોધથી ગાથા-અવેસ્તાની અને વૈદિક ભાષાની એકતા સિદ્ધ થાય છે. જરથોસ્તી તેમજ હિંદુ ધર્મશાસ્ત્રોના અભ્યાસીઓ માટે અભ્યાસનો આ નવો વિષય બહુ રસિક છે.

(૩) ઉપલા બે લેખો વાંચ્યા પછી આ ગ્રંથના પાછલા ભાગમાં આપેલા (૩) "ગાથામાં માંથ્રવાણીનું મૂળ," (૪) "ગાથા"માં અષોઇની વ્યાખ્યા, (૫) અષો જરથુશ્ત્ર પેગમ્બરની ગાથાઓમાં જ્યોતિષનો પાયો અને "ગાથા"ની ધાર્મિક ફિલસૂફી"વાળા લેખો બહુ ધ્યાનથી વાંચવા અને તેમાં જે સેંકડો શહાદતો આપેલી છે તેની ખાતરી કરવી. આ લેખોથી જરથોસ્તી ધર્મનો ખરો મર્મ પામી શકાય છે, અને "ગાથા" બરાબર સમજવા માટે જ્યોતિષ જાણવાની કેટલી અગત્ય છે, તે એ પરથી ખાતરી થશે. જેમ ગાથા-અવેસ્તામાં જ્યોતિષ છે, તેમ ઋગ્વેદમાં પણ જ્યોતિષ જ છે, અને આ જ્યોતિષની જ કૂંચીથી વેદોને પણ ઉકેલવા જોઇએ, એવું હવે ઘણા હિંદુ વિદ્વાનોને પણ લાગતું જાય છે. સને ૧૯૪૮ ના નવેમ્બરમાં દરભંગા ખાતે મળેલી "ઓરિયેંટલ કૉન્ફરંસ"માં એક હિંદુ પંડિતે એ જ વિષય પર એક લેખ વાંચ્યો હતો, તે મેં હમણાંજ જાણ્યું છે. આપણાં પ્રાચ્ય (Eastern) ધર્મશાસ્ત્રોનું સંશોધન તેના પૂરા પ્રકાશમાં યુરોપીય વિદ્વાનોથી થઈ શકવાનું નથી. એ માટે તો આપણા જ વિદ્વાનોએ બધા જૂના પૂર્વગ્રહો છોડી દઇને "સત્ય" શું છે, તે અનેક પ્રયત્ને શોધી કાઢીને જગતની આગળ મૂકવું જોઇએ. આપણા ધર્મોનાં બીજ આપણા જ લોહીમાં છે, અને "સત્ય"ને તથા "અષોઇ"ને જાળવીને આપણા જ વિદ્વાનો ખંતથી મંડશે તો તેમને પ્રભુ તરફથી

ખરી પ્રેરણા જરૂર મળશે. ગમે તેટલી વિદ્વત્તા છતાં પ્રતિભા (genius) અને પ્રેરણા વગર સત્યનું હાર્દ મેળવી શકાતું નથી.

(૪) ઉપલા ત્રણ લેખો ઉપરાંત "અષો જરથુશ્ત્ર પેગમ્બર સાહેબનો જન્મકાળ અને ગાથાભાષાની અતિ પ્રાચીનતા" એ લેખ વાંચવો. અષો જરથુશ્ત્રનો જન્મકાળ ઇસુ ખ્રિસ્તના જન્મ પૂર્વે પાંચસેથી હજાર વર્ષની જે ખોટી માન્યતા અર્વાચીન યુરોપીય વિદ્વાનો તથા તેમની પૂઠે જતા પ્રાચ્ય અભ્યાસીઓ પણ રાખી રહ્યા છે, તે કેટલી ભૂલભરેલી છે, તે એ લેખમાંનાં ગણિતજ્યોતિષ–astronomy થી આપેલી ખાતરી સ્પષ્ટ કરશે. વળી 'ગાથાભાષા તે ઋગ્વેદ પછીની નહીં પણ પૂર્વેની છે, તે પણ ખુદ વેદોના કોશકારોની નોંધો ઉપરથી સાબિત કીધું છે.

(૫) ગાથાઓમાં જે શબ્દો વપરાયેલા છે તેમાંના લગભગ બારસેં શબ્દો ઋગ્વેદમાં તેમજ બીજા વેદોમાં કયાં કયાં મળી આવે છે, તેનો પણ એક કોશ મેં આ ગ્રંથને છેડે આપ્યો છે, તે અભ્યાસીઓને ઘણો ઉપયોગી થઈ પડશે.

(૬) આ બધું જોઈ ગયા પછી અને જરથોસ્તી ધર્મના પાયાની વાતો સ્પષ્ટતાથી જાણ્યા પછી "અહુનવઇતિ ગાથા"ના અંગ્રેજીમાં અને ગુજરાતીમાં આપેલા તરજુમાઓ વાંચવા, તેમજ દરેક માંથ્રના શબ્દે શબ્દને લગતી જે ટીકા મેં આપી છે, તે ધ્યાનથી વાંચવી. ગાથાના શબ્દોના કેટલા બધા કેવળ ખોટા અર્થો આજ સુધી ચાલતા આવ્યા છે, તે એમાંથી જણાશે. દરેક માંથ્રમાં પેગમ્બર સાહેબ શું કહે છે, તે ખુલાસાથી સમજાવ્યું છે, તેમજ આગલા પાછલા માંથ્રો વચ્ચેના વિચારોની કડી પણ તેમાં બતાવી છે. વળી જ્યોતિષની કૂંચીથી બહુ માંથ્રોના ખરા અર્થ સમજાવ્યા છે. પ્રત્યેક શબ્દ પ્રથમ અવેસ્તા પરથી ઉતારેલી ગુજરાતી લિપિમાં આપેલો છે, તે જ પાછો રોમન લિપિમાં પણ આપેલો છે, તે પછી તેનો વૈદિક સમશબ્દ મૂકયો છે, પછી તે શબ્દના અર્થો અંગ્રેજીમાં તેમજ ગુજરાતીમાં આપેલા છે. પછી વિભક્તિ ને વ્યાકરણ આપેલાં છે, ને જ્યાં ઘટિત લાગ્યું ત્યાં જેકસનના અવેસ્તા વ્યાકરણની તથા મૅકડોનૅલના વૈદિક વ્યાકરણની શહાદત આપી છે. કેટલાક શબ્દોના નવા ધાતુ બતાવેલા છે, તેમજ કેટલાક શબ્દોનો ઇતિહાસ પણ આપેલો છે. વાંચકને બધી રીતે સમજ આપવાના પ્રયત્નો મેં કીધા છે, જેથી કશી શંકા રહે નહીં. અષો જરથુશ્ત્ર પેગમ્બર સાહેબનો પેગામ, તેમની ફિલસૂફી, તેમની અષોઇ પાળવાની ધગશ, અને માણસનું જીવન સફળ કરવા તે સાહેબે જે ટૂંકું પણ ઘણું જ કાર્યસાધક માર્ગદર્શન આપ્યું છે, તે બધું તે સાહેબની "અહુનવઇતિ ગાથામાં" સમાઈ જાય છે.

(૭) આ ઉપરાંત આખી "અહુનવઇતિ ગાથા"ને મેં ગુજરાતી કવિતાના સરળ ને ગાઈ શકાય તેવા "સવૈયા છંદ"માં લીટી દર લીટી ગુજરાતી ભાષામાં ઉતારી છે. એ રચના કલ્યાણ યા કેદાર રાગમાં અને લાવણી તાલમાં બહુ સારી રીતે ગાઈ શકાય છે. મારા મહૂંમ મિત્ર એરવદ એદલજી માદન સાહેબને તો આ કવિતામાં કીધેલો અનુવાદ જ બહુ ગમતો હતો, અને પોતે "ગાથા"નો પ્રત્યેક શ્લોક મનમાં બોલતા જાય ને પછી તેનો આ ગુજરાતી કવિતામાં કીધેલો અનુવાદ મારે મોંઢેથી સાંભળીને ઘણો આનંદ દર્શાવતા જાય. ઉપલા ગુજરાતી કવિતામાં કીધેલા અનુવાદમાં છંદ, માત્રા, તાલ વગેરેના બંધારણને લીધે ઘણા શબ્દો સંસ્કૃત મૂળના વાપરવા પડ્યા છે, પણ

તેવા શબ્દોની સરળ ભાષામાં સમજણુ મેં દરેક પાના પર નીચે નોંધ રૂપે આપી છે, એટલે એ કવિતા સમજવા માટે પણ ગુજરાતીનું ઓછું જ્ઞાન ન ધરાવનાર પારસીઓને અનુકૂળ થઈ પડશે.

આવી રીતે આ મોટો ગ્રંથ અભ્યાસીને તેમજ વાંચકને જરથોસ્તી ગાથા ધર્મ પૂરેપૂરો સમજવામાં સરળતા થાય, તેવો કરવાની બધી કાળજી મેં રાખી છે. જો મારી હૈયાતી લંબાશે અને મારી તબિયત થોડીક પણ સારી આપશે અને જો મારા નિર્વાહને માટે મને કાંઇક પણ નિરાંત મળશે, તો બીજી ચાર ગાથાઓના તરજુમા પણ હું એવી જ રીતે કરવાની આશા રાખુ છું. એ ઉપરાંત અવેસ્તાની યસ્તો ને યસ્નોના સંબંધમાં પણ મેં સંશોધન કીધું છે, તે માટેના લેખો પણ હવે પછી તૈયાર કરવાને હું બનતું કરીશ. એમાંનો એક અગત્યનો લેખ "તીર યસ્ત" ઉપર મેં પ્રગટ કીધેલો છે, તે માટેનો ઉલ્લેખ હું આ પ્રસ્તાવનામાં જ ઉપર કરી ગયો છું.

હું ઇચ્છું છું કે આ ગ્રંથ માટેની એક સૂચિ–index–હું તૈયાર કરી શકયો હોત, પણ એ માટે મને કશો અવકાશ મળ્યો નહીં, કે કોઇ અભ્યાસી યુવાન મિત્રે પણ એ કાર્ય કરવાનું સ્વીકાર્યું નહીં. હમણાંજ એક ઉત્સાહી ભાઇએ એવી સૂચિ તૈયાર કરી આપવા સ્વીકાર્યું છે, અને તે બની શકે તો જુદી છપાવીને થોડાક માસમાં આ ગ્રંથ ખરીદ કરનારાઓને જૂજ કિંમતમાં પૂરી પાડવાની હું ઉમેદ રાખુ છું. એવી સૂચિ હું આ ગ્રંથમાં આપી શકયો નથી તેથી હું વાંચકની માફી ચાહું છું.

મને અંગ્રેજી યુનિવર્સીટીઓની કોઇ ઉપાધિઓ–degrees, બી. એ; એમ. એ., પી–એચ. ડી. વગેરે–મળી નથી, તેથી એવી ઉપાધિઓ મેળવેલા કેટલાક પારસી પંડિતોએ મને જાહેરમાં "અભણુ" વગેરે વિશેષણોથી આ ગ્રંથ પ્રગટ કરવાના પ્રયત્ન વેળાએ એક બે વર્ષ પર નવાજ્યો હતો, તેમાં એ મહા વિદ્વાન સાહેબોની ખાનદાની જ હતી. પણ આ "અભણુ" ને નમ્ર એકમાર્ગી કવિ અને લેખકનાં સાત સાત પુસ્તકો મુંબઈ યુનિવર્સીટીના બી. એ. અને એમ. એ.ના પાઠ્યક્રમ *(course) માં લગભગ પચ્ચીસ વર્ષેથી મુકાયેલાં છે, અને એ જ યુનિવર્સીટી* તરફથી મુંબઇમાં ગયા સને ૧૯૩૯ માં મેં મારા સંશોધનના પરિણામ રૂપે પાંચ અભ્યાસપૂર્ણ વ્યાખ્યાનો આપ્યાં હતાં, જેનું પુસ્તક હજી સુધી યુની-વર્સીટીના પાઠ્યક્રમમાં ચાલુ રહેલું છે. વળી ગયા સને ૧૯૩૧ ના નવેમ્બર માસમાં મુંબઇમાં, કરાંચીમાં, મદ્રાસમાં અને ગુજરાત–મહાગુજરાતના અઢાર શહેરોમાં એ જ "અભણુ" કવિનો કનકોત્સવ–Golden Jubilee–ઉજવાયો હતો. અને ગુજરાત–મહાગુજરાતના જાણીતા ૮૦ વિદ્વાન હિંદુ, પારસી ને મુસ્લિમ લેખકો અને કવિઓનાં લેખો અને કાવ્યોથી વિભૂષિત "અભિનંદન ગ્રંથો–Memorial Volumes–વગેરે પ્રગટ થયા હતા, તેનાથી એ મહાવિદ્વાન પારસી પંડિતો શું બેખબર હતા? આપણા પારસી અભ્યાસીઓમાં યુરોપ–અમેરિકાની ઉપાધિઓ મેળવે તો જ તેઓ વિદ્વાન ગણાય એવો ખોટો ભ્રમ પેસી ગયો છે. મારા પેગમ્બર સાહેબ કે ઇરાન–હિંદુસ્તાનના, અહીં અંગ્રેજો આવ્યા તે અગાઉના, પારસી ને હિંદી પંડિતો શું એવી યુનિવર્સીટીની ઉપાધિવાળા હતા? શું બહેસ્તનશીન ખુરશેદજી કામાજી, કેખુશરો કાબરાજી, બહેરામજી મલબારી કે શહેરીયારજી ભરુચા બી. એ. ને એમ. એ. થયેલા હતા? શું શેકસ્પીઅર-

અને રવીન્દ્રનાથ ટાગોર બી. એ. ને એમ. એ. થયેલા હતા? વિદ્યા તો જે મેળવે ને પચાવી શકે તેની છે, અને કોઇ પણ મહાલેખક કે મહાકવિ કે ઋષિ પેગમ્બર પોતાની આત્મપ્રતિભા–Genius–અને પ્રભુ તરફની પ્રેરણા યા બસારત વગર નિપજતો જ નથી. યુનિવર્સીટીઓની ઉપાધિઓ તો શું વિલાયતમાં કે શું હિંદુસ્તાનમાં મીઠાઇઓ ખવડાવીને પણ મેળવી શકાય છે, તે તો બધા જાણે છે જ! બાકી કોઇની વિદ્વત્તા આવી ઉપાધિઓથી કાંઇ સિદ્ધ થઈ જતી નથી. ખરા વિદ્યાસંપાદન માટે તેમજ સત્યનો મર્મ મેળવવા માટે તો જીવનભરનાં અભ્યાસ અને સમર્પણની જરૂર છે.

આ ગ્રંથ હું લખતો હતો ત્યારે મને પારસી ભાઇઓ અને બહેનો તરફથી પુછાતું હતું કે મારી શુદ્ધ ગુજરાતી ભાષામાં લખાયેલા ગ્રંથનો લાભ પારસીઓના ૯૦ ટકા વાંચકો લઈ શકશે નહીં, માટે મારે "પારસી ગુજરાતી"માં લખવું! અને મને એવું કહેનારાં તો પેલાં અંગ્રેજી "ભણેલાં ગણેલાં" હતાં! હું આ વિષય પર અનેક વેળા લખી ગયો છું કે "પારસી ગુજરાતી" તે કોઇ ભાષા નથી પણ અભણ માણસોની "બોલી" છે. મારો આ ગ્રંથ શાસ્ત્રીય છે, પેગમ્બર સાહેબના ઊંડા જ્ઞાનની, તેમની આધ્યાત્મિક સમૃદ્ધિની તથા તેમની દિવ્યવાણીની પિછાન કરાવનારો છે, એમાં ઉંચી વૈદિક ભાષા વપરાયેલી છે, એમાં પારિભાષિક શબ્દો ને સંકેતો–technical terms–છે, ગાથાવાણી પવિત્ર અને શુદ્ધ છે,–એ બધું શું મારે અશુદ્ધ "પારસી ગુજરાતી"માં લખવું ને સમજાવવું? વળી ગમે તેવી સરળ ભાષા છતાં જે વિચારોમા ઊંડાણ હોય તો તે ગ્રહણ કરવાની શક્તિ જ જેમનામાં નથી, તેમને તે કેમ સમજાવવાનું?–એમ છતાં હું ખાતરી આપું છું કે આ ગ્રંથમાંની ગુજરાતી ભાષા બની શકે તેટલી સરળ રાખવા મેં પ્રયત્ન કીધો છે, તેમજ જ્યાં પારસીઓને અપરિચિત પણ અર્થયુક્ત એવો ગુજરાતી શબ્દ મને વાપરવો પડ્યો છે, ત્યાં પાસે તેનો અંગ્રેજી પર્યાય પણ મેં આપ્યો છે, એટલે વાકયની મતલબ સમજવા માટે મારા "ભણેલાગણેલા" પારસીઓને ઝાઝી તકલીફ પડે તેમ નથી. વળી બધું વિસ્તારથી સમજાવેલું છે, એટલે તે સમજવાનું મુશ્કેલ નથી.

હવે આ ગ્રંથના સંબંધમાં મને જે જે સજ્જનો તરફથી મદદ મળી છે, તેની નોંધ અહીં રાખ્યા વિના મારી ફરજ પૂરી થતી નથી. ગાથા અવેસ્તાને લગતા ગ્રંથો મને વાંચવા માટે ધીરવા યા મેળવી આપવા યા ભેટ આપવા માટે ભાઇશ્રી નવરોજ દીનશાહજી મીનોચેહેરહોમજી, ભલા ડૉ. સોહરાબ અ. એ. હકીમ, તથા ભાઇશ્રી બેજન નો. દેસાઈજી વગેરે નેક ભાઇઓનો હું જાહેરમાં આભાર માનું છુ. એમાં કેટલાક જૂના અને હાલમાં નહીં મળી શકતા અવેસ્તા, અંગ્રેજી અને ગુજરાતી ગ્રંથો પણ હતા. વૈદિક, હિંદી, ગુજરાતીના પણ કેટલાક ગ્રંથો મને વિલેપારલેવાળી "લિબર્ટી લૉજ લાઇબ્રેરી"ના માલિક ને મારા ભલા મિત્ર શ્રી દશરથલાલ જોશી તરફથી મળ્યા હતા, તે માટે પણ હું તેમનો ઘણો આભારી છું. એ વૃદ્ધ વિદ્વાન અભ્યાસીની વિદ્યા પ્રચાર કરવાની ધગશ ઑર છે, અને એમના જેવા ખાનગી ગ્રંથપાલક દુનિયામાં મળવા દુર્લભ છે.

એ ઉપરાંત આ "ગાથા" સંબંધી કાર્ય હું નિરાંતે ચાલુ રાખી શકું તે માટે છેલ્લા પાંચ વર્ષમાં મને ઘણાં પારસી સજ્જનો અને સન્નારીઓ તરફથી નાની મોટી રકમોની મદદ મળી છે, તેમાં મુખ્યત્વે ભલા ડૉ. સોહરાબ અ. એ.

હકીમનાં મુ. નેક માતાજી બાઇ મનીજેહ, શેઠ નસરવાનજી રતનજી મીસ્ત્રી, શેઠ પીરોજશાહ કુંવરજી મીસ્ત્રી, શેઠ એરચશા હોરમજજી કરંજીઆ, શેઠ કાવસજી જાલભાઇ શેઠ, શેઠ બમનશા રશીદ ઇરાની વગેરે અનેક ઉદાર જરથોસ્તી ભાઇઓનો અને બહેનોનો હું અંતઃકરણથી આભાર માનું છું. ભલા ભાઇજી ડૉ. મીનુ બીલપુડીવાળાએ પણ સને ૧૯૪૬ માં પોતાની ભલામણથી કેટલાંક જરથોસ્તી ભાઇઓ અને બહેનો તરફથી મને મદદ લાવી આપી હતી, તે માટે હું એમનો તેમજ તેઓનો ઘણો આભારી રહ્યો છું. ગાથા ગ્રંથના સંબંધમાં તો એ ભાઇએ જ્યારથી જાણ્યું ત્યારથી ઘણી ધાર્મિક ધગશ રાખી છે, અને પોતાથી બની શકતું બધું કીધું છે. વળી છેલ્લાં બે વર્ષથી મારી તબીયત ઘણી નબળી ચાલતી હોવાથી ચાલુ ડાકટર-દવા વગેરેનો મોટો ખર્ચ થતો હોવાથી તેમાં મદદ થવા મહેરબાન ભાઇજી જાલ હીરજી બહેદીનની કારસાજીથી શ્રી પારસી પંચાયતનાં ફંડોના ટ્રસ્ટીઓ તરફથી એક વર્ષથી મને નાની મદદ મળતી કીધી છે, તેથી એ મહેરબાન ભાઈનો તેમજ કદરદાન ટ્રસ્ટી સાહેબોનો હું આભાર માનું છું. એ ઉપરાંત આ મોટા ગ્રંથના કેટલાક હસ્તલેખોની છાપખાના માટેની નકલ ભાઈ એરજન નો. દેસાઇ દ્વારા કરાવી આપવા માટે હું ભલા શેઠ જેહાંગીરજી હોરમસજી કામાનો પણ આભાર માનું છું. એ મારા જુવાન ને ચંચળ મિત્ર ભાઈ એરજન દેસાઇ અવેસ્તામાં અને ગુજરાતી ભાષામાં એમ. એ. થયેલા છે, અને એમણે મારા આ ગ્રંથમાં ત્રણ વર્ષથી ઘણો રસ લીધો છે ને એને તૈયાર કરવામાં, છાપખાનાનાં પહેલાં પ્રુફો રાત દિન તપાસવામાં તેમજ અનેક રીતે મને ચાલુ સહાય કીધી છે, તે માટે તો મારાં આભાર વચનો સાથે મારા એમને આશીર્વાદ જ છે. એમની સાથે એમના જુવાન મિત્રો ભાઈ હોમી જોખીએ તેમજ ભાઈ આદર તંબોલીએ પણ એમાંના કેટલાક લેખો પાછા ઉતારવા હંમેશાં આનંદ સાથે મને સહાય કીધી છે. એ ઉપરાંત ભાઈ એરજન દેસાઇની ભલામણથી જ આપણા નવા ઊગતા કળાકાર ભાઈ એરચ લવંગિયાએ આ ગ્રંથમાંના "સૂર્યમંડળ"ને લગતા બે બ્લૉકો માટેની આકૃતિઓ પણ ધર્મભાવે ચીતરી આપી છે, તે માટે હું આભારી છું. એ બધા ભાઇઓનાં નામ વગરની આ નોંધ અધૂરી જ ગણાય.

આ ગ્રંથ તૈયાર થયા પછી અને મર્હૂમ માદન સાહેબની કસોટીમાંથી પસાર થયા પછી તેને જાહેરાત આપવા મહેરબાન વિદ્વાન દસ્તૂરજી સાહેબ કેખુશરો માહિયાર કુતારે વર્તમાનપત્રમાં લેખ લખ્યા હતા. તે પછી એને છપાવીને પ્રગટ કરવા માટે મોટી રકમની જરૂર હતી એ મેળવવા માટે મારા જુવાન કવિ અને ખીલતા પત્રકાર મિત્ર ભાઇશ્રી મીનુ દેસાઇએ તેમજ "કયસરે હિંદ"ના ભલા જુવાન તંત્રી ભાઇશ્રી જાલ હીરજીબહેદીને પારસી કોમની જાણ માટે એ પેપરના નિડર લેખક "ધન ધન ધારી" પાસે ત્રણેક માસ સુધી લેખો લખાવીને પારસી શેઠિયાઓને એ મોટી રકમ આપવા માટે ટહેલ નખાવી હતી. મને બે હિંદુ શેઠોએ એ મોટી રકમ આપવાનું જણાવ્યું હતું, પણ મારા પારસી ભાઇઓને એવી રકમ આપણા ધાર્મિક ગ્રંથ માટે એક પારસી શેઠ પાસેથી જ મેળવવાનો આગ્રહ હતો. અંતે ગયા એપ્રીલ ૧૯૪૭ માં "મુંબઇ વર્તમાન"ના તે વેળાના ઉપતંત્રી ભાઇશ્રી ફરામ નસરવાનજી બલસારાની ખંતીલી કારસાજીથી દૂધ-માખણના જાણીતા મોટા વેપારી શેઠ પેસ્તનજી એદલજી પોલસને "મુંબઇ વર્તમાન"ના તે

વેળાના તથા "સાંજ વર્તમાન પ્રિંટિંગ પ્રેસ"ના માલિકોએ તેમને આપેલા અંદાજ પ્રમાણે રૂ. ૧૭,૫૦૦)ની મોટી રકમ તેમને બહારો બહાર પૂરી આપી દીધી, અને ભાઈશ્રી ફરામ બલસારાએ ઉપલા માલિકો તરફથી એ ગ્રંથ છાપવાને લગતું લખાણ મારી સાથે કીધું. છાપખાનાએ આ મોટો ગ્રંથ ધીમે ધીમે લગભગ બે વરસે પૂરો છાપીને તૈયાર કીધો છે, અને શેઠ પોલસને કીધેલી શરત મુજબ એ ગ્રંથની છાપેલી એક હજાર નકલોમાંથી મને આઠસેં નકલો આપી છે. આ આઠસેં પ્રતોમાંથી સો ઉપર પ્રતો હિન્દુસ્તાનના તથા યુરોપ-અમેરિકાના અવેસ્તાના ને વેદોના અભ્યાસીઓને તેમજ સામયિકોના તંત્રીઓને પણ મારે મોકલવી પડશે. એ ગણતાં આ ગ્રંથની પડત કિંમત રૂ. ૨૫-૦-૦ થી વધુ થવા જાય છે, છતાં એ ગ્રંથ મારે રૂ. ૨૦-૦-૦ ની કિંમતે જ વેચવો એવી સૂચના ઉપલા શેઠો તરફથી થઇ હતી અને તે પ્રમાણે એની કિંમત મૂળ પડતરથી પણ વીસ ટકા ઓછી રાખી છે. આશા છે કે ધાર્મિક વૃત્તિનાં પારસી ભાઈઓ ને બહેનો તેમ જ શેઠિયાઓ ને જાહેર ખાતાંઓ એની નકલો પૂરતા પ્રમાણમાં ઉપાડી લઇને મારી સાત વર્ષની અખંડ મહેનતની કાંઈ પણ કદર કરશે, જે માટે હું આભારી રહીશ.

મારે સ્પષ્ટ રીતે જણાવવું જોઇએ કે મને કોઇ પણ પક્ષ નથી. મારી પાસે બધા વર્ગનાં સજ્જનો આવે છે, તેઓ એ વાત ઠીક ઠીક જાણે છે. મને તો જરથોસ્તી ધર્મમાં જે સત્ય દેખાયું, તે જ શુદ્ધ મનથી મેં સૌની આગળ મૂક્યું છે. એમ કરતાં કોઇનાં સ્થાપિત હિતો જોખમાતાં હોય તો તેમાં મારો કસૂર નથી. ધર્મનાં મૂળ અનુબોધન સાથે ધર્મને લગતાં ક્રિયાકામો બધા જ ધર્મોને વળગેલાં છે, તેને કોઇથી છૂટાં પાડી શકાય તેમ નથી. કમીમાં કમી પાંચ છ હજાર વર્ષથી ગાથા અને અવેસ્તાનાં ભણતરો આપણા ધર્મનાં પવિત્ર પુસ્તકો તરીકે જ ગણાતાં આવ્યાં છે, અને તે પછી પંદરસો વર્ષથી કેટલાંક પાજંદ ભણતરો પણ એ જ ક્રિયાકામમાં વપરાતાં આવ્યાં છે, અને એ સૌ પર જરથોસ્તીઓનું યકીન દૃઢ રહેલું છે. ક્રિયાકામોને નિંદવા જતાં કે કાપી નાખવા જતાં ખુદ ધર્મની જ હસ્તી રહેશે નહીં, તે સૌ કોઇ દૂરંદેશ અભ્યાસીઓ સ્વીકારશે. ક્રિયાકામને લગતી જે ખોટી રૂઢિઓ અને છેતરપિંડીઓ "ધર્મના ધંધા" લેખે પેસી ગયેલી છે, તેને ખુદ આપણા દસ્તૂરજીઓએ, પંથકીઓએ ને મોબેદોએ જ સમજદારીથી દૂર કરવામાં મોબેદોનું પોતાનું જ હિત છે. એમ કીધાથી જ આ "ક્રિયાઓ" સામેનો "બળવો" નરમ પડશે. દરેક ઊંચા નીચા તબક્કાના માણસનું યકીન હોય છે, તે તેની સમજ પ્રમાણે રહેવા દેવું જોઇએ, નહીં તો એટલું યકીન પણ તોડી નાખવા જતાં ખુદ ધર્મને જ નુકસાન થશે. પારસીઓની નાની વસ્તીને કરોડોના મેળામાં ભેળાઇને નાબુદ થઈ જતી અટકાવવાનું મુખ્ય સાધન આપણા મોબેદવર્ગની જ ધગશ આજ સુધી રહી છે. ગમે તે સંજોગોમાં અને અનેક પરાજયોના આસરા હેઠળ જરથોસ્તીઓની અતિ નાની સંખ્યા પોતાની ઝળકતી હસ્તી આપણા શ્રીજી ઈરાનશાહ પરના અખંડ યકીન પર જ જાળવી રહી છે. એ યકીનને તોડીને "સુધારા"ને નામે જો ધર્મપ્રચાર કોમની બહાર પણ કરવા નીકળશું તો, તળાવનું પાણી સમુદ્રના પાણીમાં ભળવા જતાં તળાવની જ હસ્તી રહેશે નહીં તે આપણી વિદ્વાન સુધારક સંસ્થાઓએ વિચારવાનું છે. પાક પરવર સૌને સદ્બુદ્ધિ બક્ષે, અને બધા પક્ષવાદો છોડી દઇને સૌ એક જરથોસ્તી ધર્મની મૂળે મહત્તાને જાળવીને વધારે, એ જ મારી અરજ અને દુઆ છે.

આ મોટા ગ્રંથને છાપવા માટેની ઘણી તકલીફો હતી. અવેસ્તા લિપિમાંના ખાસ સ્વરભારને લગતા યોજેલા ઘણા નવા અક્ષરોને ગુજરાતી તેમજ રોમન લિપિમાં ઉતારવાના હતા. તે માટે નવાં બીબાં ખાસ કરવાનાં હતાં. એ માટે "સાંજ વર્તમાન" છાપખાનાના માલિકોએ તેમજ તેના મેનેજર મી. જમશેદ રૂ. માસ્તરે એ સાહસ ઉઠાવીને પાર પાડ્યું છે. તેમ કરતાં આ ગ્રંથને છાપવાની શરૂઆત કરતાં જ ચારેક માસ નીકળી ગયા, અને ત્યાર પછી આ ગ્રંથ છાપવાનું તદ્દન નવું ને ભારે કામ ધીમે ધીમે જ આગળ વધી શક્યું. ગાથાના પાઠ રોમન, ગુજરાતી અને દેવનાગરી લિપિઓમાં તેમાંના ખાસ સ્વરભારોનાં ચિહ્ન સાથે ગોઠવવાનું ને છાપવાનું કામ કંઇ સહેલું હતું નહીં. પણ એ બધું એ છાપખાનાના સાહસિક મેનેજરે અને તેમના કમ્પોઝિટરોએ અનેક મુશ્કેલીઓ વચ્ચે અંતે પાર ઉતાર્યું છે, તે માટે મી. ફરેદુન રૂ. મહેતાને તેમજ મી. જમશેદ રૂ. માસ્તરને અહીં જાહેર મુબારકબાદી આપતાં મને આનંદ થાય છે. આવું મોટું અને તદ્દન નવી જાતનું છાપકામ કરતાં તેમજ માલિકોની બીજી ઉપાધિઓને લીધે વચ્ચે વચ્ચે કામ ઘણું ધીમું થઈ જતું, પણ આપણા ધર્મના વિષયનો આ મોટો ગ્રંથ લગભગ પોણાબે વર્ષે પણ આખરે છપાઇને તેમજ સુંદર રીતે બંધાઈ હવે પ્રગટ થઈ શકે છે તે માટે હું ઉદાર શેઠ પેસ્તનજી પોલસનનો તેમજ "સાંજ વર્તમાન" છાપખાનાના માલિકોનો આ સ્થળે આભાર માનું છું. ભાઇઓ ફરામ બલસારાએ તેમજ મીનુ દેસાઇએ પણ એ કામ માટે ચાલુ કાળજી રાખી હતી.

છાપાકામની મુશ્કેલીઓને લીધે આ મોટા ગ્રંથમાં ઘણી સંભાળ રાખ્યા છતાં ઘણી ભૂલો રહી જવા પામી છે, તે માટે મુખ્ય ભૂલોનું શુદ્ધિપત્ર છેવટે આપ્યું છે, તે પ્રમાણે વાંચકે બધું સુધારી લેવાની કૃપા કરવી. એ ઉપરાંત બીજી પણ ઘણી ભૂલો મારી ચાલુ માંદગીને લીધે બરાબર સુધારવાની રહી ગયેલી હશે, તે માટે પણ હું માફી ચાહું છું.

મારી જરથોસ્તી કોમની તેમજ આર્યપ્રજાની આ ગ્રંથદ્વારા જે યત્કિંચિત્ સેવા હું કરી શક્યો છું, તે માટે હું પ્રભુપરમાત્માના શુકરાના કરું છું. મારે માટે નિર્માણ થયેલું કાર્ય અનેક ભોગે સાત વર્ષે જેટલું બની શક્યુ તેટલું હું બજા લાવ્યો છું. ડાહ્યા વાંચકે અને અભ્યાસીએ આ ગ્રંથમાંથી સૂપડાની માફક સાર ગ્રહણ કરવો ને કાંકરા દેખાય તો તે છાંડી નાખવા, એ જ મારી અરજ છે. પવિત્ર ગાથા–અવેસ્તાના અભ્યાસ માટેનો નવો જ માર્ગ આ ગ્રંથદ્વારા મેં દેખાડ્યો છે, તે જ માર્ગે જતાં ગાથા–અવેસ્તાનાં ખરાં રહસ્ય સૌને મળી આવશે, અને પેગમ્બર સાહેબે દર્શાવેલા અષના–ઋતના–માર્ગે જતાં સૌ કોઇ પોતાના જીવનને ધન્ય બનાવશે. રાજદ્વારી, આર્થિક, સામાજિક વગેરે બધી પ્રવૃત્તિઓ એ વિશ્વના મહાસાગર ઉપર ઊછળતાં મોજાં જેવી છે, પણ સાચી ધાર્મિકતાની ને સાત્ત્વિકતાની પ્રાપ્તિ તો એ મહાસાગરના ઊંડા પેટામાં વસેલી શાંતિ જેવી છે. બધું કીધા પછી પણ આખરે તો પ્રભુપરમાત્માને ત્યાં લઈ જતા પંથે જ પડવાનું છે, એટલે પરમાત્માને હું પ્રાર્થું છું કે તે સાહેબે દર્શાવેલા અપોઇને જ પંથે આ દુનિયાનાં મારાં સર્વ ભાઇઓ ને બહેનો પોતાનાં પગલાં માંડે અને પોતાના આત્માની તથા આ દુનિયાની એ સત્પંથે જ વૃદ્ધિ કરે! આમીન! મારા પેગમ્બર સાહેબનો સાચો પેગામ તેમની પવિત્ર આજ્ઞાને અનુસરીને તેના શુદ્ધ સ્વરૂપમાં પાછો આ દુનિયા

પાસે મૂકવાનો મેં પ્રયત્ન કીધો છે. બધા ઝઘડા સમાવીને એ પેગામ પ્રમાણે સૌ કોઇ વર્તે, એવી આશા શું હું નહીં રાખી શકું? અપોઇ દ્રાશ આકાશમાંના ઝળહળતા તાશ જેવા થવાનો પ્રત્યેક માનવાત્માને પ્રભુએ હક આપેલો જ છે. ધન, દોલત, સત્તા ને સૂફી વિદ્વત્તા. કે લોકોને આંજવા ધારણ કીધેલી પ્રપંચી ધાર્મિકતા—એ બધાં તો પૃથ્વીની ધૂળ જેવાં જ આખરે અટવાઈ જશે, પણ આત્માની ખરી અપોઇ જ તેને તાશ જેવો ઝળહળતો બનાવશે અને બન્ન દુનિયામાં તેનો પ્રકાશ ફેલાવશે. એ પ્રકાશ મેળવવા સૌ કોઇ પ્રયત્નશીલ અને ઉત્સુક બને એ જ મારા આશીર્વાદ છે.

૭૮૮, પારસી કોલોની,
દાદર, મુંબઇ—૧૪
તા૦ ૧૫—૧૨—૧૯૪૮

અરદેશર ફરામજી ખબરદાર

# અનુક્રમણિકા—Contents





# ગાથા અવેસ્તાની વર્ણમાળાની વિલક્ષણતા

## Peculiarities of Avestan Alphabet

"ગાથા" ની ભાષા જે અવેસ્તા લિપિમાં લખાઈ છે, તે **બોલવાની** ભાષા છે, લખવાની નહીં; કેમકે વૈદિક યા પ્રાગ્વૈદિક આર્ય ભાષાના શબ્દોમાં જે મૂળ સ્વરભારો–accents–હતા, તે પ્રમાણે શબ્દોના **ઉચ્ચાર** થતા હતા. "ગાથા" તે મંત્રસંહિતા હોવાથી તેની ભાષા પ્રાચીન કાળમાં જેમ **બોલાતી** હતી તેમ જરથોશ્તી ક્રિયાકાંડી મોબેદોએ સ્વરભાર સાથેની શ્રુતિઓના બરાબર થતા ઉચ્ચાર પ્રમાણે મૂળ વર્ણમાળામાં ખાસ ચિહ્નોવાળા વર્ણો–સ્વરો અને વ્યંજનો–ઉપજાવી કાઢી તે પ્રમાણે જ "ગાથા"ના મંત્રો પોતાની પ્રતમાં લખી લીધા હતા, અને હજારો વર્ષથી પેઢી દર પેઢીએ એવી પ્રતોની નકલો વંશપરંપરા થતી આવી હતી. "ગાથા"ની મૂળ લિપિ કઇ હશે તે કોઇ જાણતું નથી. આજે અવેસ્તા જે લિપિમાં લખાયેલા કે છપાયેલા છે, તે લિપિ તો પહેલવી જમાનામાં પહેલવી લિપિ પરથી ઉપજાવી કાઢેલી છે, એવો યુરોપીય અભ્યાસીઓનો અભિપ્રાય છે. એટલું તો ખરું છે કે આ અવેસ્તા લિપિ લગભગ સંપૂર્ણ છે, ને તેમાં પ્રાચીન કાળમાં સ્વરભાર સાથે જેવા ઉચ્ચાર શબ્દોના થતા હતા તેવા સંપૂર્ણપણે અનેક નવાં ચિહ્નો યોજીને તે ઉચ્ચારો કાયમ કીધેલા છે. એ અવેસ્તા લિપિને અનુસરીને રોમન વર્ણમાળામાં યુરોપીય અભ્યાસીઓએ તે જ પ્રમાણે નવાં ચિહ્નોવાળા સ્વરો ને વ્યંજનો ઉપજાવેલા છે, અને તે ગાથા અવેસ્તાના લગભગ સર્વ દેશોના અભ્યાસીઓને મોટે ભાગે પરિચિત અને માન્ય છે. એટલે મેં પણ ગાથાના પાઠાનુલેખનમાં–in the Gāthā Text તે જ ચિહ્નોવાળાં બીબાં આ ગ્રંથમાં વાપર્યાં છે. પણ ગુજરાતી ભાષાની વર્ણમાળામાં આજસુધી એ ખાસ ચિહ્નો પૂર્ણ રીતે યોજાયાં નહોતાં. મરહૂમ અભ્યાસી એરવદ કાવસજી એ. કાંગાના ગાથા–અવેસ્તાના ગુજરાતી તરજુમાના મોટા ગ્રંથોમાં પણ થોડાંક ચિહ્નોવાળા બીબાં વપરાયેલાં છે, અને ઘણાં બીજાં છોડી દેવાયેલાં છે. એથી કરીને "ગાથા" જે રીતે અવેસ્તા લિપિમાં લખાયેલી છે, તે રીતે ગુજરાતીમાં પૂર્ણપણે ઉતરાયેલી નથી, અને ખરા ઉચ્ચારોમાં તે કારણથી ગોટાળો થાય છે. તેથી ગુજરાતી વર્ણમાળામાં મેં અવેસ્તા લિપિ પ્રમાણે વધારાનાં તમામ ચિહ્નો પ્રમાણેના નવા વર્ણો યોજ્યા છે, અને તે પ્રમાણે આ ગ્રંથ છાપ્યો છે. આ ઉચ્ચારનાં નવાં ચિહ્નો શુદ્ધ રીતે લખાય–છપાય તો જ "ગાથા"માંની શ્રુતિઓના સ્વરભારો બરાબર સમજી શકાય. દાખલા તરીકે અવેસ્તા લિપિમાં ચાર 'એ' છે, પણ તેમાંના ત્રણ 'એ' માત્ર સ્વરભારનાં ખાસ ચિહ્નો માટે છે, અને એક જ 'એ' સંસ્કૃત ए કે ગુજરાતી 'એ' ના ઉચ્ચારવાળો ખરો 'એ' છે. આ વર્ણમાળાને લગતી, અને શબ્દમાંના સ્વરભારોને લીધે ખુદ શબ્દાંગમાં જે ફેરફારો કીધેલા છે તેને લગતી, સંપૂર્ણ વિગતવાર સમજ મેળવવા આ ગ્રંથમાંનો "અહુનવઇતિ ગાથાનો છંદ અને તેના સ્વરભારો વગેરે" ને નામે જે જુદો લેખ છે, તે બરાબર ધ્યાનથી વાંચી જવા દરેક અભ્યાસીને તેમજ જિજ્ઞાસુને મારી વિનંતિ છે. કયાં સંશોધન પછી જ "ગાથા"નો અનુવાદ કરવાનું મેં માથે લીધું, તેને લગતા બે મુખ્ય લેખોમાં પ્રથમ આ "ગાથા"ના છંદ અને સ્વરભારને લગતો તેમજ બીજો ગાથામાં જ્યોતિષના પાયાને લગતો છે, તે બન્ને લેખો અભ્યાસીઓએ પ્રથમ વાંચવા. એ વગર

"ગાથા"ની બોલવાની ભાષાનો મર્મ તથા "ગાથા"ના પાયાના તત્ત્વજ્ઞાનની સમજ મળી શકે નહીં. એ બન્ને લેખોનો બરાબર અભ્યાસ કીધા પછી જ "ગાથા અહુનવઇતિ" નો જે અનુવાદ મેં કીધો છે, તેની યથાર્થતા સૌને સમજાશે.

અજબ જેવું તો એ છે કે હિંદુભાઇઓના પવિત્ર વેદોમાંના સ્વરભારો કેવી રીતે બોલાતા હશે, તેનો કશો ઉલ્લેખ કોઇ પણ સંસ્કૃત ગ્રંથમાં મળતો નથી. આજથી ત્રણેક હજાર વર્ષ પર થઈ ગયેલા વૈદિક ટીકાકાર યાસ્કમુનિ પણ જણાવે છે કે વૈદિક સ્વરભારના ઉચ્ચાર કેમ થતા હતા તેનું જ્ઞાન તેમના કાળના કોઇપણ વૈદિક પંડિતને યા ક્રિયાકાંડીને હતું નહીં, અને એ સ્વરભારોની હસ્તી સંસ્કૃત ભાષામાંથી નાબુદ થઈ ગઈ હતી. પણ વૈદિક ભાષાનો તથા "ગાથા" ભાષાનો તુલનાત્મક અભ્યાસ કરતાં આ સ્વરભારોના ઉચ્ચારનું રહસ્ય મને અચાનક મળી આવ્યું. અને પછી સેંકડો સમાન લાગતા શબ્દોની વિલક્ષણતા તપાસતાં મને સ્પષ્ટ રીતે માલૂમ પડ્યું કે વૈદિક ભાષાના સ્વરભારોના ખાસ ઉચ્ચાર તો પારસી મોબેદોએ ગાથા અવેસ્તાનાં ભણતરોમાં જાળવી રાખ્યા હતા! હિંદુભાઈઓને તેમના વેદોના મંત્રોના ખરા ઉચ્ચારની કૂંચી મેં આ ગ્રંથમાંના ઉપર જણાવેલા લેખમાં આપી છે, તે પ્રમાણે તેમના પંડિતો ને શાસ્ત્રીઓ તેમના વૈદિક મંત્રોના ઉચ્ચાર યથાર્થ કરી શકશે, અને જરથોસ્તીઓ પોતે પોતાના મૂળ ધર્મપુસ્તકના શબ્દોના ઉચ્ચારો પરથી એ જ કૂંચીથી "ગાથા અવેસ્તા"ના શબ્દ લખવાની મૂળ ખરી ગાથા લિપિ કઇ હતી તે આ ગ્રંથમાં "ગાથા"ના પ્રત્યેક શ્લોકને મેં વૈદિક ભાષાની સ્વરભારો બતાવતી લિપિમાં ઉતારી બતાવ્યા છે, તે પ્રમાણે બીજી "ગાથાઓ"ના મંત્રોને તેમજ અવેસ્તામાના ભણતરોને પણ તે વૈદિક ભાષાની હાલની દેવનાગરી લિપિમાં ઉતારી શકશે. મારા પારસી બંધુઓની સાથે આર્યપ્રજાની જોડ શાખાવાળા મારા હિંદુ બંધુઓની પણ આ સશોધનથી મેં યત્કિંચિત સેવા કીધી છે, અને મારા પૂર્વજોને બારસેં વર્ષ પર જે ભાવથી એ ઉદાર બંધુઓએ આશ્રય આપીને આજ સુધી પોતાના સ્વજન જેવા જ ગણ્યા છે, તે ઋણને પણ હું થોડુ ઘણુ વાળવા શક્તિમાન થયો છું, તેથી હું કૃતાર્થ થાઉં છું. મારા હિંદુ-ભાઇઓને પણ આ ગ્રંથના અભ્યાસથી આપણા આર્ય પૂર્વજોના ઊંચા તત્ત્વજ્ઞાનની તેમજ શુદ્ધ ધર્મભાવનાની ઘણી માહિતી મળશે. અસ્તુ.

# ગાથા અવેસ્તાની વર્ણમાળા
# ગુજરાતી તથા અંગ્રેજી લિપિમાં

## લઘુ અથવા ટૂંકા સ્વરો
## Short Vowels

| | | | |
|---|---|---|---|
| અ | a | એ | e |
| ઇ | i | ઑ | o |
| ઉ | u | ઍર્-ઋ | r * |
| ઍ | ə | | |

## ગુરુ અથવા લાંબા સ્વરો અને સંધિસ્વરો
## Long Vowels and Diphthongs

| | | | |
|---|---|---|---|
| આ | ā | આઇ-ઐ | āi |
| ઈ | ī | આઉ-ઔ | āu |
| ઊ | ū | અએ | aē |
| ઍ̄ | ə̄ | ઓઇ | ōi |
| એ | ē | અઑ | ao |
| ઓ | ō | ઍઉ | əu |
| આઑ | å | ઍ̄ઉ | ə̄u |
| આં | ą | | |

## વ્યંજનો
## Consonants

| | | | |
|---|---|---|---|
| ક્ | k | ઙ્ઘ | ŋ (ngh) |
| ખ્ | x (kh) | ચ્ | c (ch) |
| ગ્ | g | જ્ | j |
| ઘ્ | γ (gh) | ઝ્ | z |
| ઙ્ | ŋ (ng) | ઝ઼ | ž + |

* (સંસ્કૃત ૡ નથી)

+ ["છ"ને "ઝ" નથીઃ no "chh" and "jh". મૂર્ધન્ય વ્યંજનો નથી. No cerebrals.]

| | | | | | |
|---|---|---|---|---|---|
| 𐬙 | ત્ | t | 𐬪 | ય્ (પ્રારંભનો) | y |
| 𐬝 | ત્ | t̲ | 𐬫 | ય્ (વચલો) | y |
| 𐬚 | થ્ | θ (t̲h̲) | 𐬭 | ર્ | r |
| 𐬛 | દ્ | d | 𐬬 | વ્ (પ્રારંભનો) | v' |
| 𐬜 | ધ્ | δ (d̲h̲) | 𐬎𐬎 | વ્ (વચલો) | v * |
| 𐬥 | ન્ | n | 𐬯 | સ્ | s |
| 𐬧 | ણ્ | ṇ | 𐬱 | શ્ | ṡ (s̲h̲) |
| 𐬞 | પ્ | p | 𐬴 | ષ્ | ṣ (ṣh) |
| 𐬟 | ફ્ | f | 𐬳 | ષ્. | ṩ + |
| 𐬠 | બ્ | b | 𐬵 | હ્ | h |
| 𐬡 | ભ્ | w (or b̲h̲) | 𐬒 | ખ્ | x́ (k̲h̲):-† |
| 𐬨 | મ્ | m | 𐬓 | ખ્વ્ | $X^v$ (k̲h̲va) :- § |

(સસ્કૃત ळ નથી, તેને બદલે 'ર' જ વપરાતો)

+ ('ય' ની પૂર્વે)

† છઠ્ઠી વિભક્તિનો સ્ય–સ્યા–પ્રત્યય જો સ્વરિત થયો હોય તો "ખ્યા" થાય ને બોલાય છે, તેમજ અસ્–અહ્–ધાતુનાં ઇચ્છાર્થક રૂપોની પ્રથમ શ્રુતિ સ્યા ઉદાત્ત હોય તો તે સ્યા–સ્યા–નો "ખ્યા" થાય છે. If "sya" of genetive case becomes "svarita" accented, or the first syllable "syā" of the optative forms of the verb "as" is accented, it becomes x́yā-k̲h̲yā.

§ સસ્કૃત શબ્દોમાંનો સ્વ–જો ઉદાત્ત કે સ્વરિત સ્વરભારવાળો હોય તો "હ્વ" ને બદલે તે "ખ્વ" થાય છે. એ જોડાક્ષર છે. If "sva" is accented udātta or svarita, it becomes "$X^v$a". One syllabic word "sva" remains "hva" only. It is a ligature.

## ગાથાની લિપિની વર્ણમાળામાંના ખાસ વર્ણોના ઉચ્ચારની સમજ

𐬀 અ, 𐬁 આ, 𐬌 ઇ, 𐬍 ઈ, 𐬎 ઉ, 𐬏 ઊ = ગુજરાતીના જેવા જ ઉચ્ચારો છે.

𐬆𐬭𐬆 – ઍર્ = એ ઋનો પ્રાચીન ખરો ઉચ્ચાર છે.

𐬆 – ઍ = એમ, તેમ, કેમ, વહેમ, વેર, એમાં "એ"નો જે જરા પહોળો ને ટૂંકો ઉચ્ચાર થાય છે, તેવો "ઍ"નો ઉચ્ચાર કરવો. અંગ્રેજીમાં let, pet જેવા શબ્દોમાંના "e" નો જે "લૅટ્" "પૅટ્" જેવો ઉચ્ચાર થાય છે, તેવો છે. આ "ઍ" "ય"ની અગાઉ આવતા વ્યંજન સિવાયના બીજા વ્યંજનોની પાછળ મૂકવામાં આવે છે, અથવા "અ" શ્રુતિ પર સ્વરભાર હોય ત્યારે, અથવા ન્ અને મ્ વ્યંજનોની પૂર્વે સંસ્કૃતમાં "અ" હોય તે ગાથાવાણીમાં "ઍ" લખાય ને ઉચ્ચારાય છે. આ "ઍ" માત્ર ઉચ્ચારોમાંના સ્વરભાર માટે જ વપરાય છે.

𐬇 – ઍઁ = ઉપર જણાવેલા "ઍ"નો એ જરા લંબાવેલો ઉચ્ચાર છે. એ મુખ્યત્વે ગાથાવાણીમાં જ "અ" ઉદાત્ત કે સ્વરિત હોય ત્યાં જ એ સ્વરભાર બતાવવા વપરાય છે. વળી વ્યંજનાન્ત શબ્દની આગલી શ્રુતિ પર જે ઉદાત્ત કે સ્વરિત સ્વરભાર હોય ત્યારે તે બતાવવા શબ્દાન્તના વ્યંજન પાછળ આ "ઍઁ" મુકાય છે. स्वर् – હ્વરઁ, वर्धर्-વદરઁ. વળી એકાક્ષરી શ્રુતિનો अः કે ए ઉદાત્ત કે સ્વરિત હોય તો ત્યાં પણ "ઍઁ" લખાય છે.

𐬈 – એ = શુદ્ધ સંસ્કૃત ए (એ) ના ઉચ્ચારથી કંઇક ટૂંકો થાય છે. શબ્દમાં ઇ, ઈ એ કે ય પાછળ આવતો હોય, તેવો શબ્દોમાં પૂર્વના ય્ પાછળ અ કે આ શ્રુતિને બદલે આ "એ" લખાય છે: यस्य-યેહ્યા, अयानि—અયેની, यज्ञे-યેસ્ને, ગાથાની લિપિમાં આ "એ" કદી પણ શબ્દને છેડે "એ" ને માટે લખાતો નથી, પણ અવેસ્તામાં શબ્દને છેડેનો "એ" "એ"જ લખાય છે.

𐬉 – એં = શુદ્ધ સંસ્કૃત ए (એ) નો ઉચ્ચાર છે. આ "એં" ગાથાના શબ્દોમાં છેલ્લી શ્રુતિ "એ" (સંસ્કૃત) હોય ત્યાં લખાય છે ને ઉચ્ચારાય છે. વળી "એ" અનુદાત્ત (સ્વરભાર વગરનો) હોય તો તે "અએ" લખાય ત્યાં આ "એં" લખાય ને બોલાય છે. એકાક્ષરી શબ્દમાં સંસ્કૃત ए કે अः અનુદાત્ત હોય ત્યાં પણ આ "એં" લખાય છે.

𐬊 – ઑ = સંસ્કૃત યા ગુજરાતી "ઓ"નો પહોળો ઉચ્ચાર બતાવે છે: ગૉળ, કૉલ, અંગ્રેજી *dot*, *pot*, *got* માં "ઓ"નો જે પહોળો ઉચ્ચાર થાય છે તે. આ "ઑ" જ્યાં શ્રુતિમાંનો "ઓ" ઉદાત્ત યા સ્વરિત હોય ત્યાં "અ"ની સાથે "અઑ" કરીને લખાય–બોલાય છે:– सजोषः હજ્ઑષો, ओजस् – અઑજેહ્.

[illegible] – ઓ = શુદ્ધ સંસ્કૃત ओના જેવો જ ઉચ્ચાર છે. "ઓ" અનુદાત્ત હોય તો 'ઓ' જ લખાય છે. વ, ઉ, ઊ કે ઓ યા કવચિત્ ર શબ્દાંગમાં પાછળ આવતો હોય અને આગલી શ્રુતિમાં 'અ' કે 'આ' હોય તો તેનો પણ "ઓ" થાય છે: पुष्पम्–ગૂપોઇમ્, स्वर्ग–સ્વોર્ઇસ્તા, વળી સંસ્કૃત अस् (अः)ને ઠેકાણે 'ઓ' આવે છે: मनः – મનો, वचः – વચો.

[illegible] – આં = સંસ્કૃત-ગુજરાતી "અં"ને મળતો પણ "આ" સાથે ભળેલો અનુનાસિક-nasal-ઉચ્ચાર. ફ્રેંચ ભાષામાં "an"નો જે "આં" ઉચ્ચાર થાય છે, તે જ. સંસ્કૃત શબ્દમાં "મ્" કે "ન્"ની પૂર્વે 'અ' કે "આ" હોય ત્યારે બહુધા ગાથાવાણીમાં "આં" જ મુકાય છે.

[illegible] – આઑ = એ 'આ'ને "ઑ" સાથે જોડાયેલા સંધિસ્વર જેવો ઝડપથી બોલવાનો છે. મોટે ભાગે એ સંસ્કૃત आः (વિસર્ગ સાથેના "આ")ને ઠેકાણે બોલાય છે, વળી શબ્દમાં ઉદાત્ત કે સ્વરિત 'આ' પછી "મ" કે "ન્ત"-nt-આવે ત્યાં પણ એ "આ"નો "આઑ" લખાય-બોલાય છે.

[illegible] – ઑઉ = ઉકારાન્ત શબ્દના છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય ओस् જો અનુદાત્ત હોય તો તે "ઑઉ" કરીને લખાય-બોલાય છે.

[illegible] – ઑ̄ઉ = ઉપલો જ "ઓસ્" પ્રત્યય ઉદાત્ત કે સ્વરિત થાય ત્યારે તે "ઑ̄ઉ" એમ જરા લાંબા "ઑ̄" સાથે લખાય-બોલાય છે.

એ સિવાયના બીજા સંધિસ્વરો-આઇ, આઉ, અએ, ઓઇ ને અઑ-જેમ લખાય છે તેમજ બોલાય છે, પણ એ બે જોડેલા સ્વરો ઝડપથી એક જ સ્વર હોય તેમ બોલવાના છે.

## વધારાના વ્યંજનોના ઉચ્ચારો

خ – ખ્ = આ 'ખ' નો ઉચ્ચાર ગુજરાતી 'ખ' થી કંઇક જુદો, ઉર્દુમાં યા ફારસીમાં જે 'ખ' નો ઉચ્ચાર થાય છે, તેવો છે.

غ – ઘ્ = આ 'ઘ' નો ઉચ્ચાર પણ ઉર્દુ યા ફારસીના 'ઘ' જેવો છે.

[illegible] – ङ्ग = સંસ્કૃતમાં ને ગુજરાતીમાં અંગ – अङ्ग, ગંગ – गङ्ग જેવા શબ્દોમાં જે "અંગ" ઉચ્ચાર થાય છે, તે 'ङ' વ્યંજનનો એ મહાપ્રાણ-વધારે ભારથી બોલાતો-ઉચ્ચાર છે.

ژ – ઝ઼ = એનો ઉચ્ચાર 'સ' સાથે "જ" મળી ગયેલો હોય તેવો થાય છે. એ ઉચ્ચાર શુદ્ધ સંસ્કૃતની કે ગુજરાતીની વર્ણમાળામાં નથી. પણ ફારસીમાંથી એ "જ઼" ઉર્દુમાં તેમજ હિંદીમાં ઊતરેલો છે. ગજ઼નવી–Gaznavi, નિજ઼ામ–Nizām, આજ઼ાદ–ãzãd જેવા શબ્દોમાં જે અંગ્રેજી 'Z' અક્ષરનો ઉચ્ચાર થાય

છે, તેવો એ 'જ઼' બોલાય છે. અંગ્રેજીમાં zeal, craze, blaze જેવા શબ્દોમાંના Z નો જે ઉચ્ચાર થાય છે, તેવો જ આ 'જ઼' નો ઉચ્ચાર કરવો.

— ઝ઼ = એનો ઉચ્ચાર 'શ્' સાથે 'જ' નો ઉચ્ચાર કરવો. અંગ્રેજી શબ્દો azure, pleasure વગેરેમાં જે 'zu' નો તથા 'su' નો ઉચ્ચાર થાય છે તેવો જ બરાબર આ 'ઝ઼' નો પણ ઉચ્ચાર છે. આ 'ઝ઼' નો ઉચ્ચાર તામિલ ભાષામાં છે. વળી આ પ્રાગ્વૈદિક 'ઝ઼' અને "ઝ઼દ" પરથી જ વેદના અને ગુજરાતીના "ડ," "ઢ" ને "ળ" ઊતરેલા છે. મદ્રાસીઓ એ ઉચ્ચાર બરાબર કરે છે. મીઝ઼દૅમ્–मीढम्, મૅરૅઝ઼દાતા–मृळत.

— ત્ = લગભગ "ત" ના જેવો જ ઉચ્ચાર છે, પણ એ "ત્" મુખ્યત્વે શબ્દને છેડે આવતા 'ત્' ને ઠેકાણે લખાય છે.

— ન્ = આ માત્ર વ્યંજન રૂપે જ લખાય છે, અને એનો ઉચ્ચાર "ન"ના જેવો જ છે. સ્વર સાથેની પૂર્ણ શ્રુતિ રૂપે એ કદી લખાતો નથી. આ 'ન્'–ક, ગ, ચ, જ, ત, દ અને 'બ્યો'ની પૂર્વે જ લખાય છે.

— ફ્ = એનો ઉચ્ચાર અંગ્રેજી 'f' જેવો થાય છે, બન્ને હોઠ લગાડીને ભારથી જે 'ફ' 'ગુજરાતી ને સંસ્કૃતમાં ઉચ્ચારાય છે, તેમ નહીં, પણ નીચલા હોઠને ઉપલા દાંતો સાથે લગાડીને આ 'ફ્' નો ઉચ્ચાર કરવામાં આવે છે.

— વ્ = એનો ઉચ્ચાર અગ્રેજી 'W' જેવો યા "ꪊહુ" જેવો થાય છે. આ 'વ' "થ" સાથે જોડીને લખાય–બોલાય છે. એ 'વ' ઉદાત્ત શ્રુતિ માટે જ વપરાય છે. પાછળથી અવેસ્તાકાળમાં આ 'વ્' સંસ્કૃત म ને ઠેકાણે વપરાતો થયો છે.

— ય્ = ગાથા લિપિમાં શબ્દની શરૂઆતના 'ય' નું ચિહ્ન જુદું છે, અને શબ્દના અંગમાં આવતો 'ય' બે 'ઇ' પાસે મુકીને લખાય છે. હિંદી ભાષામા પણ એમજ લખાય છે.

— વ્ = આ અક્ષર પણ શબ્દની શરૂઆતમાં જુદી રીતે લખાય છે. અને શબ્દાંગમાં બે 'ઉ' પાસે પાસે મુકીને લખાય છે. ગુજરાતી લિપિમાં એવો ભેદ રખાતો નથી, તેથી ગાથાપાઠના અનુલેખમાં મેં પણ એ ભેદ રાખ્યો નથી.

— ઃખ્ અને ઃખ્વ = એને માટે "વર્ણમાળા"માં આગળ લખ્યું છે, તે જોવું. બીજા બધા અક્ષરોના ઉચ્ચારો ગુજરાતી ને સંસ્કૃત જેવા જ છે.

# ગાથા અને સસ્કૃત વર્ણમાળાઓમાંના મુખ્ય ધ્વનિભેદો

## Principal Differences between Gāthā and Sanskrit Phonology

"ગાથા"ની પ્રાગ્વૈદિક ભાષાના મત્રોના જે રીતે ઉચ્ચાર કરવામા આવતા હતા તે પારસી ક્રિયાકાડી બ્રાહ્મણોએ યા મોબેદોએ હજારો વર્ષથી વશપરપરા જાળવી રાખ્યા હતા, તે પ્રમાણે તેને માટે ખાસ લિપિ ઉપજાવીને પહેલવી કાળમા તે લખી લેવામા આવ્યા હતા, અને તે પ્રમાણે અનેક હસ્તલિખિત પ્રતો પરથી આજે એ મત્રો છાપેલી ભાષામા મળે છે પણ "ગાથા" આજથી આઠ હજાર વર્ષ પૂર્વે લખાઈ ત્યારે તેની લખવાની કોઇક લિપિ તો હશે જ એ લિપિ શી હશે તે અઢી હજાર વર્ષથી તો કોઇ જાણતુ નથી "ગાથા" અષો જરથુસ્ત્ર પેગમ્બર સાહેબની લખાયેલી અને ગવાયેલી હતી, એટલે એના પવિત્ર મત્રો હતા, અને તેથી તેના ઉચ્ચારો મૂળ ભાષામા જે રીતે કરવામા આવતા હતા તે બધા ઉચ્ચારોના સપૂર્ણ ચિહ્નો કરીને તેની ખાસ લિપિ બનાવીને તેમા એ ઉચ્ચારો કાયમના સ્થાપ્યા હતા હિંદુભાઇઓના પવિત્ર વેદોમા તે વેળાની કોઇક લિપિમા વેદમત્રો લખાતા હતા તે મૂળ લખવાની લિપિમા તેમાની શ્રુતિઓના સ્વરભાર સાથે તે નોધેલા હતા, અને કાળક્રમે લિપિઓ બદલાઈ, અને છેવટે હિંદુ વિદ્વાનોએ જે વર્ણમાળા હિંદમા આવ્યા પછી નિશ્ચિત કીધી તે વર્ણમાળા તેની અગાઉની ખરોષ્ટી, બ્રાહ્મી વગેરે લિપિઓમાથી ઊતારીને છેવટની હાલમા લખાતી દેવનાગરી લિપિમા સિદ્ધ કીધી વેદોની મૂળ લખવાની ભાષા એમ વશપરપરા સચવાઈ રહી છે, પણ એ વેદોના મંત્રો તેમાના સ્વરભારો સાથે કેવી રીતે ઉચ્ચારાતા ને ગવાતા હતા તેની નોધ હિંદુ વિદ્વાનોએ કોઇક અગમ્ય કારણને લીધે રાખી ન હતી માટે જ અઢીથી ત્રણ હજાર વર્ષો પૂર્વે થઇ ગયેલા પાણિનિ જેવા સસ્કૃત વ્યાકરણકાર તેમજ નિરુક્ત જેવા વ્યુત્પત્તિશાસ્ત્રના પડિત યાસ્ક મુનિ પણ ફરિયાદ કરે છે કે વેદો ઘણા પ્રાચીન છે, અને એના સ્વરભારોના ઉચ્ચાર કેમ થતા હતા, તે તે વેળાનો કોઇ ક્રિયાકાડી બ્રાહ્મણ જાણતો ન હતો, અને એ ઉચ્ચારનુ જ્ઞાન ને રહસ્ય કોઇક અગમ્ય કારણથી બહુ કાળનુ લુપ્ત થયુ હતુ પણ વેદોની ભાષા સાથે ગાથા-અવેસ્તા ભાષાની સરખામણી કરતા અને તેમા ઊડા ઊતરીને સશોધન કરતા આ હજારો વર્ષનુ જે જ્ઞાન ને રહસ્ય લુપ્ત થયુ હતુ તે પ્રભુકૃપાથી મને મળી આવ્યુ છે, અને એ રહસ્ય આ મહાગ્રથમા મેં પ્રગટ કીધુ છે

ગાથા-અવેસ્તાની અને વેદની ભાષાઓમા ઘણુ મળતાપણું છે, તેમનુ વ્યાકરણ પણ લગભગ એક જ છે, બલ્કે યુરોપીય વિદ્વાનોએ જ વૈદિક વ્યાકરણ પરથી અવેસ્તાનુ વ્યાકરણ ઉપજાવ્યુ છે, કેમકે અવેસ્તાનુ વ્યાકરણ પહેલવીમા કે પાજદમા કે પછીની ફારસીમા મળતુ જ નથી યુરોપીય ભાષાશાસ્ત્રીઓએ ગાથા-અવેસ્તાની ભાષા ઉકેલવા ઘણો શ્રમ લીધેલો છે, અને આજના પારસીઓ પોતાના ધર્મશાસ્ત્રની જે દશા આજે છે, તે માટે મુખ્યત્વે એ યુરોપીય તેમજ અમેરિકી ભાષાપડિતોના આભારી છે આ બધુ છતા આજસુધી પારસીઓ પોતે તેમજ ગાથા-અવેસ્તાના યુરોપીય, અમેરિકન તેમજ હિંદુ ને મુસ્લિમ અભ્યાસીઓ ગાથા-અવેસ્તાની ભાષાને વૈદિક સસ્કૃત ભાષાની બહેન ગણતા આવ્યા છે પણ

આ મારા ગ્રંથમાંના બધા લેખોના અભ્યાસ પછી દુનિયાના બધા ભાષાશાસ્ત્રીઓની ખાતરી થશે કે "ગાથા"ની ભાષા તે ઋગ્વેદની ભાષાની બહેન નથી, પણ માતા જેવી છે, અને એ જ ગાથાની પ્રાગ્વૈદિક ભાષા ધીમે ધીમે ઋગ્વેદની ભાષામાં પરિણમી છે. "ગાથા"નું વ્યાકરણ ઋગ્વેદના જેવું જ છે, પણ એ ગાથા ભાષા વધારે જૂની હોવાથી તેમાંના કેટલાક વ્યાકરણ-પ્રકાર જૂના ને જુદા છે, તે પ્રત્યક્ષ દેખાઇ આવે છે. નામ, સર્વનામ અને વિશેષણના વિભક્તિના પ્રત્યયોનાં તેમજ ક્રિયાપદોનાં રૂપોમાં મોટે ભાગે તો એ બન્ને ભાષામાં ઘણું સામ્ય છે, પણ "ગાથા" ભાષા ઋગ્વેદની ભાષાની પણ પૂર્વેની છે, એટલે એ રૂપોમાં કોઇક કોઇક જરા જુદાં આવે છે. ઉદાહરણ તરીકે ત્રીજી કરણ વિભક્તિ—instrumental case–નો પ્રત્યય નર કે નાન્યતર જાતિમાં "ગાથા"માં સર્વત્ર "આ"જ છે, ત્યારે વૈદિક ભાષામાં તે एन થયો છે. બીજાં કેટલાંક રૂપોમાં પણ કંઇ કંઇ ફેર છે. એ ફેર આ ગ્રંથમાં ગાથાના શ્લોકને વૈદિક ભાષામાં ને લિપિમાં બધા સ્વરભાર સાથે ઉતાર્યો છે, તે પરથી ભાષાશાસ્ત્રીઓ તેમજ અન્ય અભ્યાસીઓ જોઈ શકશે.

હવે, ગાથાના શબ્દોના વર્ણો વૈદિક ભાષાના વર્ણોથી ઉચ્ચારમાં ક્યાં ક્યાં જુદા પડે છે, તેની નોંધ પણ અહીં લેવાની જરૂર છે, જેથી આ બે ભાષાઓ એક જ છતાં કાળક્રમે તે તે શબ્દોના વર્ણોના ઉચ્ચાર શા થતા હતા તેનો રસિક ભેદ અહીં સૌ કોઇ સમજી શકશે. અષો પેગમ્બર જરથુશ્ત્ર સાહેબ પછીનાં બે ત્રણ હજાર વર્ષોમાં ઋગ્વેદના મંત્રો રચાયા અને પછી આજથી ચારેક હજાર વર્ષ પર તેનો જુદાં જુદાં મંડળોમાં સંગ્રહ થયો, તે લાંબા કાળમાં હિંદી આર્યો સિંધ પ્રદેશથી માંડીને ગંગાનદીના પ્રદેશ સુધીમાં વસતા થયા હતા, અને તે કાળમાં હિંદના જૂના આદિવાસીઓ—અનાર્યો—અને દ્રાવિડોની સાથે તેઓ સમાગમમાં આવ્યા, એટલે કુદરતી રીતે હિંદના આદિ વતનીઓની ભાષાની, તેમજ ઉચ્ચારોની, રહેણી કરણીની અસર તેઓમાં થવા પામી, અને વૈદિક ભાષાના મૂળાક્ષરોનું, છેવટનું બંધારણ પણ તે વેળા થવા પામ્યું, એટલે ગાથાકાળ જે પ્રાગ્વૈદિક કાળ હતો, તે વેળાની આર્યોની ભાષામાં ને ઉચ્ચારમાં થોડું ઘણું પરિવર્તન તો થવા જ પામ્યું, અને પરિણામે ટ, ઠ, ડ, ઢ, ણ જેવા મૂર્ધન્ય વ્યંજનો છ, ઝ, ભ જેવા મહાપ્રાણ વ્યંજનો અને ળ ને ળ્હ જેવા જુદા જ વ્યંજનો વૈદિક ભાષામાં કરવામાં આવ્યા. પરિણામે જે શબ્દો ગાથાકાળમાં આર્યોમાં વપરાતા અને ઉચ્ચારાતા હતા. તે જ શબ્દોમાંના કેટલાક વ્યંજનોનાં રૂપો બદલાયાં, અને ત્યાર પછી હિંદની સંસ્કૃત અને બીજી ભાષામાં તે 'પ્રચલિત' થયાં. આ બધું પરિવર્તન જાણવા જેવું છે, અને ભાષાશાસ્ત્રના અભ્યાસીને તો તેમાં રસ પડે તેવું છે.

ખુદ ગાથામાંના કેટલાક શબ્દોના ઉચ્ચારો અવેસ્તાનાં ભણતરોમાં બદલાયેલા છે, અને પછી અવેસ્તાકાળમાં યા તે પછીના પહેલવી કાળમાં ગાથાના કેટલાક શબ્દોને અવેસ્તાકાળમાં થયેલાં પરિવર્તનોનું રૂપ આરોપ થયું છે ! એ બધું મેં મારા "ટિપ્પણ" માં તેમજ "ગાથા"માંના પાઠની ભૂલોની સુધારણા વાળા લેખોમાં પણ જણાવેલું છે. ઉદાહરણ તરીકે વૈદિક પ્રત્યય स्य નો "ગાથા"માં શુદ્ધ "હ્યા" છે, ત્યારે અવેસ્તામાં તે "હે" થયેલો છે. यम् પ્રત્યયવાળા શબ્દો मय्यम्, यज्यम्, मशाव्यम् વગેરે અવેસ્તામાં હઇથીમ્, યેજીમ્, મષીમ વગેરે થયેલા

## VI *Yasna 33-10*

Vīspā̊-stōi hujītayō[1],
yā̊-zī ā̊ŋharə, yā̊s-cā həntī,
Yā̊s-cā, Mazda, bavaintī,
Θwahmī his[2] zaosē ābaxšōhvā:
Vohū uxsyā manaŋha
xsaθra asā-cā ustā tanūm!

*(English Translation)*

All those everlasting virtuous acquirements which have really been in the past, and which are now being got, and which, Oh Mazdā! will be attained in the future, pray, cause to share them in Thy Joy! lift up the person—the self—through pure mind, self-control, righteousness and eternal Bliss!

યસ્ન ૩૩-૧૦

વીસ્પાઓઁ-સ્તોઇ હુજીતયો[1]। યાઓઁ-જી આઓઁઙ્હરે, યાઓઁસ્ચા હંતી,
યાઓઁસ્ચા, મજ્દા, બવઇંતી। થ્વહ્મી હીશ્[2] જઓષે આબક્ષોહ્વા:
વોહૂ ઉક્ષ્યા મનઙ્હા। ક્ષથ્રા અષા-ચા ઉશ્તા તનૂમ!

यस्न ३३-१०

विश्वा. स्थे सुजितयो[1] । याः हि आसुर्, याश्च सन्ति,
याश्च, मेधा, भवन्ति । त्वस्मिन् सी[2] जोषे आभजस्व
वसु उक्ष्य मनसा । क्षत्रा अषा च उष्टा तनूम्!

ભાવાર્થ, ગુજરાતીમાં

જે બધી સ્થાયી-હંમેશ માટેની-સત્પ્રાપ્તિઓ છે, જેઓ ખરેખર હતી, અને જેઓ હમણાં છે, તેમજ જેઓ, હે મજ્દા! હવે પછી થશે, તે સૌને તારા આનંદમાં ભાગ અપાવજે! સાત્વિક મન દ્વારા, સંયમદ્વારા, અષોઇ દ્વારા અને કલ્યાણ દ્વારા (=અમર જ્યોતિ દ્વારા) આ પંડને તું ઊંચે ઊંચકી લેજે!

[1] 1/3 of सुजिति fem., meaning "virtuous acquirements". This word has nothing to do with "life" or "state".

[2] 2/3 of very old third personal pronoun स-से.

## VI *Yasna 33-11*

Yə səviśtō Ahurō
Mazdāos-cā Āramaitiś-cā,
Asəm-cā frādat-gaēθəm,
Manas-cā Vohū, Xsaθrəm-cā,—
Sraotā[1]-mōi, mərəždātā[1]-mōi
Ādāi[2] kahyāi[4]-cīt paitī.

### (*English Translation*)

That Most-Powerful Ahurā, and Mazdā, and Āramaiti, and the world-bestower Asa, and Vohu Mano, and Xsaθra—each pays attention unto me and has been gracious upon me for direction with regard to whatever I do.

### યસ્ન ૩૩-૧૧

યઁ સઁવિસ્તો અહુરો। મજ્દાઑસ્-ચા આરમઇતિશ્-ચા,
અષૅમ્-ચા ફ્રાદત્-ગએથૅમ। મનસ્-ચા વૉહૂ, ક્ષથ્રૅમ્-ચા,—
સ્રઑતા[1]-મોઇ, મૅરૅઝ્દાતા[1]-મોઇ। આદાઇ[2] કહ્યાઇ[3]-ચીત્ પઇતી.

### यज्ञ ३३-११

यः शविष्ठो असुरो। मेधाश्च अरमतिश्च,
अर्षम् च प्रादत्-गेथम्[3]। मनश्च वसु, क्षत्रम् च,—
श्रोत[1]-मे, मृळत[1]-मे। आधायै[2] कस्यै[4] चित् प्रति

### ભાવાર્થ, ગુજરાતીમાં

તે સર્વસમર્થ અહુરાએ, અને મજ્દાએ, વળી આરમઇતિએ, તથા સૃષ્ટિના દાતા અષે, તેમજ વૉહુમનોએ ને ક્ષથ્રે-એ દરેકે હું જે કંઇ કરું તેની દોરવણી માટે મારા તરફ લક્ષ આપ્યુ છે અને મારા પર મહેર કીધી છે.

---

[1] Both these verbs are taken here as in class 2, impf middle, 3/1, the subject is "each of them" in apposition to all 1/1 proper noun. The latter word मूळर्त is in Rigveda 5-55-9.

[2] This word occurs here as well as in Yas. 33-12, 48-1 and 49-1, and is a noun आधा meaning "direction" and not "reward". The prophet would never ask for *reward* Ā-dā-i- આ-દા-ઇ.

[3] This "gaēθəm" – गेथम् is perhaps subsequently turned into घटम् later on, meaning also "the world".

[4] In three syllables: "ka-hi-yāi – क–हि–यै.

## VI *Yasna 33-12*

Us-mōi zārəsvā[1], Ahurā!
  Āramaiti tēvīsīm dasvā,
Spəništā Mainyū, Mazdā!
  vaŋhuyā [cisti][2] zavō-ādā,
Asā hazō əmavat,
  Vohū Manaŋhā fəsəratūm[3]!

(*English Translation*)

Oh Ahura! Raise me up—deliver me! Grant me internal strength through Āramaiti! Oh Mazdā! Give me through the most Beneficent Spənta Manyu directions for prayer with good understanding! Bestow upon me mighty power through Asa, (and) spiritual authority through Vohu Mano!

યસ્ન ૩૩-૧૨

ઉસ્-મોઇ જારૅષ્વા[1], અહુરા। આરમઇતી તૅવીષીમ દસ્વા!
સ્પૅનિસ્તા મઇન્યૂ, મઝ્દા,। વહ્હુયા [ચિસ્તી] જવો-આદા!
અષા હઝો ઍમવત્। વોહૂ મનહ્હા ફ્રૅસૅરૅતૂમ[2]!

यज्ञ ३३-१२

उद्-मे हर्ष्व्, असुर, । अरमती तविषीम् दुरस्व !
श्विनिष्ठा मन्यू[4], मेधा, । वस्व्या चित्ती हवो-आधां !
असा सहो अमेवत् । वसु मनसा पर्श-रतुम्[3] !

ભાવાર્થ, ગુજરાતીમાં

હે અહુરા! મને ઊંચે લઇને મારો ઉદ્ધાર કર! મને આરમઇતિ દ્વારા અંતરબળ બક્ષ! હે મઝ્દા! પવિત્રોત્તમ સ્પૅન્તામન્યુ દ્વારા રૂડી બુદ્ધિ સાથે મને બંદગીની દોરવણીઓ આપ! અષ દ્વારા વિજયી મહાશક્તિ બક્ષ, અને વોહુમનો દ્વારા મને આધ્યાત્મિક પ્રભુતા આપ!

---

[1] In the Text the word is "uzārəsvā", but the first "u" is added by some one, as "us" is already at the beginning of the pāda. The correct word is हर्ष्व from हृ – to deliver or elevate, and it is impv. mid 2/1. As the "u" adds one syllable and unbalances the pāda, I leave it off.

[2] This pāda has full two syllables less, and a word after vaŋhuyā – वस्व्या which is an adjective in fem. gender has dropped off. I am suggesting this word 'cisti' as per Yas 48-5, which brings out correct and proper sense.

[3] This word has baffled all hitherto; it is पर्श-रतुम from स्पश्-पश् = to see with spiritual eye and रतुम् = religious chief or authority.

[4] मन्युना

## VI *Yasna 33-13*

Rafəδrai, Vourucasanē[1],
  doisi-moi yā Və abifrā[2]
Tā xsaθrahyā, Ahurā,
  yā vaŋhəus asis[3] manaŋho,
Fro, Spəntā Āramaitē,
  Asā daēnā̊ ā[5] fradaxsayā!

(*English Translation*)

Oh All-round Illuminator Ahurā! Thou grantest unto me in order to hold and maintain forever, all those heart filling accomplishments of all of You—those of self control, by which there is the acquirement of pure mind! Oh Spəntā Āramaiti! Cause to strengthen properly the religious commandments through righteousness!

યસ્ન ૩૩-૧૩

રફેઢ્રાઇ, વૉઉરુ-ચશાને[1]। દોઇશી-મોઇ યા વઁ અબિફ્રા[2],
તા ક્ષથ્રહ્યા, અહુરા,। યા વંહુઁહેઉશ્ અષિશ્[3] મનંહો;
ફ્રો, સ્પેન્તા આરમઇતે। અષા દએનાઓ આ[5] ફ્રદક્ષયા!

यज्ञ ६३–१२

रध्रै, उरचक्षणे[1]। देषि मे या व अभिप्रा[2],
ता क्षत्रस्य, असुर,। या वसो अषि[3] मनस
प्रो[4], श्विन्ता अरमते। अषा धेना आ प्रदक्षय!

### ભાવાર્થ, ગુજરાતીમાં

હે સર્વત્ર પ્રકાશ આપનારા અહુરા! તે તમારી અભિપ્રાપ્તિઓ જે સયમની છે, જેનાથી સાત્વિક મનની સિદ્ધિ છે, તે સૌ ગ્રહણ કરીને સદાની જાળવી રાખવા માટે તુ મને આપે છે હે સ્પૅન્તા આરમઇતિ! અષોઇ દ્વારા ધર્માદેશોને તું બરાબર બળ-પુષ્ટિ અપાવજે!

[1] This is an epithet of the Sun in Rigveda and is most significant here as suggesting the Sun representing Ahurā.

[2] In four syllables a bi fa rā—अ-भि-प-रा See Macdonell's Vedic Grammar § 15-D Svarabhakti.

[3] Asi-अषि with short 'i' means 'acquirement' and "अषा"-asī with long ī means 'mastership'.

[4] See notes under Yasna 33-8 प्र+उ

[5] Thus ā is required before fradaxsayā but it is not in the Text. Without it the pada becomes unbalanced having one syllable short between 'daēnā̊' and fradaxsayā.

## VI *Yasna 33-14*

At̲ rātąm Zaraθuštrō
tanvas-cīt̲ x'axyā̃[1] uštanəm
Dadāitī paourvatātəm
manaŋhas-cā vaŋhəuš Mazdāi[2]
Syaoθənahyā Asāi yā-cā
uxδaxyā-cā səraosəm xsaθrəm-cā!

*(English Translation)*

Therefore, Zaraθuštra offers for sacrifice the life-breath of his own self and the pre-eminence of pure mind at the feet of Mazdā, the pre-eminence of deed at the feet of Asa, and through which certainly the service of devotional hymns and the controlling power!

યસ્ન ૩૩-૧૪

અત્ રાતાંમ્ જરથુસ્ત્રો । તન્વસ્-ચીત્ ખ્વખ્યાઓ[1] ઉસ્તનૅમ્
દદાઇતી પઓઉર્વતાતૅમ્ । મનઙ્હસ્-ચા વઙ્હ્હુઉશ્ મઝ્દાઇ[2]
શ્યઓથૅનહ્યા અષાઇ યા-ચા । ઉખ્ધખ્યા-ચા સૅરઓષૅમ્ ક્ષથ્રૅમ-ચા !

यस्न ३३-१४

अत् रातां ज़रथुश्त्रः । तन्वश्चिद् स्वस्याः[1] उष्टनम्
ददाति पूर्वतातम् । मनसश्च वसोः मेधायै
च्यौत्नस्य अषै[3] या च । उक्थस्य च श्रोषम् क्षत्रम् च !

ભાવાર્થ, ગુજરાતીમાં

તેથી જરથુસ્ત્ર ખુદ પોતાના પ્રાણનું બલિદાન તથા સ્વરિષ્ટ મનની ઉત્તમતા મઝ્દાને ચરણે, કાર્યની ઉત્તમતા અષાને ચરણે, અને જે વડે તેના કવિતાસ્તોત્રની સેવાને અને શક્તિને પણ, અર્પણ કરે છે !

---

[1] In three syllables: hu-a xy ā̃-ખુ-અ-ખ્યાઓ સુ-અ-સ્યા.

[2] In three syllables: Maz-dā-i—મઝ્-દા-ઇ.

[3] Old form of अषाय—ऋताय.

# GĀΘĀ AHUNAVAITI

## VII *Yasna 34*

### I

Yā syaoθənā, yā vacaŋhā,
  yā yasnā-cā[1] amərətātəm[1],
Asəm-cā taēibyō dā̊ŋhā,
  Mazdā, xsaθrəm-cā haurvatātō,—
Aēsąm Tōi, Ahurā,
  əhmā pourutəmāiš dastē[2]!

*(English Translation)*

Through whatever action, through whatever word, and through whatever devotion, Oh Mazdā! Thou mayest bestow immortality and righteousness, and, according to these, the supremacy of All-prosperity,—unto all these (gifts), he (Zaraθuštra) adheres, Oh Ahura! with our full abundance!

યસ્ન ૩૪-૧

યા શ્યઑથ્નૅના, યા વચઙ્હા, । યા યસ્ના-ચા[1] અમૅરૅતાતૅમ્[1],
અષૅમ્-ચા તએઇબ્યો દાઑઙ્હા, । મઝ્દા, ક્ષથ્રૅમ્-ચા હઉર્વતાતો,—
અએષાંમ્ તોઇ, અહુરા, । ઍહ્મા પોઉરુતૅમાઇશ્ દસ્તે!

यस्न ३४-१

या च्यौत्ना, या वचसा । या यज्ञा च अमृतातम्,
अर्पम् च तेभ्यो, धासु, । मेधा क्षत्रम् च सर्वतातः
एषाम् ते, असुर । अस्मा पुरुतमैः धत्ते !

### ભાવાર્થ, ગુજરાતીમાં

જે કાર્યથી, જે શબ્દથી, અને જે સ્વાપર્ણથી—એ સર્વ વિધિ પ્રમાણે, હે મઝ્દા! તું કદી અમરતા અને અષોઇ તેમજ સમૃદ્ધિની પ્રભુતા પણ બક્ષે—એ સૌ તારી બક્ષિસોનુ હે અહુરા! અમારી ભરચકતાથી તે (જરથુસ્ત્ર) ધારણ કરે છે!

[1] In the Text this pāda is—'yā yasnā amərətatātəm,' but there is no word like "amərətatātəm", it can only be 'amərətəm" or "amərətatəm," and the latter alone is meant here, further even taking "yasnā" in three syllables "ya-si-nā or ya sa na' as it is done in "gnā-ganā,' one syllable is found short in the pāda, so I am adding 'cā' after "yasnā" which is really required there

[2] The subject of this verb "dastē" is "he—Zaraθuštra" understood. In the last stanza of the previous Yasna 33, the singer "Zaraθuštra" is named in 3rd person, the same is continued here

## VII *Yasna 34-2*

At cā i[1]-Tōi manaŋhā
Mainyə̄uš cā Vaŋhəus[2] vispa data
Spəntaxya-cā nərəš syaoθənā,
yehya urvā Aṣ̌ā hacaitē,
Pairi gaiθē[3] Xsmavato
vahme, Mazdā, garobis stūtąm

*(English Translation)*

And likewise, through meditation of Thee only, and indeed with every gift of the Excellent *Spənta Manyu,* and *through* the deed of one like a man of holiness whose soul ever associates with Righteousness, Oh Mazda! I celebrate everywhere in ardour with hymns of praises relating to all of You!

યસ્ન ૩૪-૨

અત્-ચા ઈ[1]-તોઇ મનઙ્હા। મઇન્યૅઉશ્-ચા વઙ્હુઉશ્[2] વીસ્પા દાતા
સ્પૅન્તઽ્યા-ચા નૅરૅશ્ શ્યઓથ઼ૅના। યેહ્યા ઉર્વાં અષા હચઇતે,
પઇરિગાઇથ઼ે[3] ક્ષ્માવતો। વહ્મે, મઝ્દા, ગરોબીશ્ સ્તૂતાંમ.

यस्न ३४-२

अत् च इत् ते मनसा । मन्योश्च वसो विश्वा दाता,
श्विन्तस्य च नृ च्यौना । यस्य उर्वा अषा सचते,
परिगैते (क्षु)क्ष्मावतो । वस्मे, मेधा, गिरोभिः स्तुताम्

## ભાવાર્થ, ગુજરાતીમાં

અને તેવીજ રીતે ખુદ તારે માટેના જ ચિંતન દ્વારા, અને સ્પૅન્તામન્યુની દરેકે દરેક બક્ષિસ સાથે જેનો આત્મા અષની સાથે હંમેશનો સંસર્ગ રાખે છે, એવા પાક માણસ જેવાના કૃત્યથી, હૈયાની ઊંડી લાગણીની હુંફમાં, તમારા સૌને માટેના સ્તુતિના ભજનો દ્વારા, હે મઝ્દા! હું બધે ફરતો ગાઈને કીર્તન કરું છું

---

[1] This इ—i—is an indeclinable adverb used for emphasis as indeed only &c with a pronoun and especially with 'visva vispa' as विश्व-इत् every one indeed

[2] In the Text Geldner gives the reading of this as 'Mainyuš-cā vaŋhuš', but other mss also give 'mainyəuš-cā vaŋhəuš', and taking the full sense of the stanza the latter only in 6/1 is correct

[3] Geldner and others have taken the text as 'pairi gaēθē' but there is also 'pairi-gaiθe' also in other mss and the latter is correct, being present tense cl 3 mid 3 1 of परि गै=to celebrate by singing all round

## VII *Yasna 34-3*

At-Tōi miždəm[1], Ahurā,
  nəmaŋhā Asāi-cā dāmā;
Gaēθā̊ vispā̊ ā-xsaθrōi,
  yā̊ Vohū θraoštā Manaŋhā,
Ārōi[2]-zi hudā̊ŋhō[3]
  Vispaiš, Mazdā, Xsmāvasū savō.

(*English Translation*)

Moreover, Oh Ahura ! we would preserve Thy Grace with homage unto Thee and unto Asa, all the creations which are in this dominion of Yours ultimately attain through Vohu Mano an end in life, Oh Mazdā ! through all these (creations) I have indeed obtained amongst You the spiritual power of the knower of the Universal Spirit

યસ્ન ૩૪-૩

અત્ તોઇ મીઝ્દૅમ, અહુરા । નૅમડ્હા અષાઇ ચા દામા;
ગએથાઑ વીસ્પાઑ આ-ક્ષથ્રોઇ । યાઑ વોહૂ થ્રઑશ્તા મનડ્હા,
આરોઇ[2]-ઝી હુદાઑડ્હો[3] । વીસ્પાઇશ્, મઝ્દા, ક્ષ્માવસૂ સવો.

यस्न ३४-३

अत् ते मीढ्रम्, असुर । नमसा अषाय च दामं[4],
गेथा[5] विश्वा आ क्षत्रे । याः वसु त्रोष्ट मनसा,
आरे हि सुदासो[3] । विश्वे, मेधा (यु)ष्मावसु शवं.

### ભાવાર્થ, ગુજરાતીમાં

વળી, હે અહુરા ! તારી ન્યામતને નમનથી (સ્વીકારીને) તારે માટે તેમજ અષને માટે પણ અમે સંભાળી રાખીશુ: આ તારા રાજ્યમા જે તમામ સર્જનો વૉહુમનો દ્વારા જીવનનો ઉદ્દેશ પામે છે, તે બધા સર્જનો દ્વારા હે મઝ્દા ! તમારી સૌની વચ્ચે મેં તો ખચીત બ્રહ્મજ્ઞાની (=સર્વ વ્યાપક પરમાત્માને પિછાનનારની) શક્તિ મેળવી છે.

---

[1] Geldner gives the word as "myazdəm but the correct word miždəm is given by him only in the 13th stanza of this Yasna! It is मीढम् in Rigveda

[2] *This is a verb from* आर् = *to obtain, perfect mid 1/1 See Jackson's* Avestan Grammar § 612

[3] To be pronounced in four syllables hu dā̊ŋ hō—હુ-દા-આઑડ્-હો—सु—दा—आ—सस्

[4] अदामः

[5] Later on घटा

## VII *Yasna 34 8*

Taiš zī nā̊ ṣyaoθənāiš byentō,
yaēsu[1] pairī pourubyō iθyejō,[2]
Hyat[1] aojiyā̊[3] nāidyā̊ŋhəm
θwahyā, Mazdā, aṣtā urvātahyā,
Yōi nōit aṣəm mainyantā
aēibyō dūirē vohū[1]-cā[4] manō

*(English Translation)*

Through these activities of ours, indeed, those alone are frightened amongst whom there is danger for many, in consequence whereof, Oh Mazdā! the stronger suppresses the weaker going to Thy path of life, pure-mindedness certainly keeps far away from those who do not comprehend righteousness

યસ્ન ૩૪–૮

તાઇશ્ ઝી નાઓ શ્યઓથ્નાઇશ્ બ્યેન્તે । યએષૂ[1] પઇરી પૉઉરુબ્યો ઇથ્યેજો[2],
હ્યત્[1] અઓજીયાઓ[3] નાઇધ્યાઓંહ્હેમ્ । થ્વહ્યા, મઝ્દા, અંસ્તા ઉર્વાતહ્યા;
યોઇ નોઇત્ અષેમ્ મઇન્યન્તા । અએઇબ્યો દૂઇરે વોહૂ[1]-ચા[4] મનો.

यस्न ३४–८

तै हि नं च्यौत्नैं भ्यन्ते । येषु परिं पुरुभ्य त्यजं
यत् ओजीया नाध्यासम् । त्वस्य, मेधा, अस्त वृतस्य,
ये नेद् अषम् मन्यन्त । एभ्यो दूरे वसु च मनं

ભાવાર્થ, ગુજરાતીમાં

આ અમારી પ્રવૃત્તિઓથી ખરેખર તેઓ જ ડર પામે છે, જેઓમાના ઘણા જણને માટે આસપાસ જોખમ (યા ધાસ્તી) રહે છે, એને લીધે, હે મઝ્દા! તારા (નીમેલા) જીવનપંથના પ્રવાસી રંક જનને વિશેષ બળવાળો માણસ દબાવે છે (યા છેતરે છે) જેઓ અષોઇને સમજતા નથી, તેઓથી વોહૂમનો–સાત્વિકતા–ખચીત દૂર રહે છે

[1] In the Text there is the word as – અસ્ after these three words yaēsū hyat and vohu, but it is interpolated by some one and increases one syllable in every pada there I drop it as it is not required at all

[2] The first 'i' is merely prothetic in this word

[3] The correct word is 'aojiyā̊ – અઓજીયાઓ = the stronger one

[4] This 'cā' – ચા' must be here to balance the Rhythm of the pāda. This cā' is replacing the interpolated word 'as"

## VII *Yasna 34-9*

Yōi Spəntąm Āramaitīm
  θwahyā, Mazdā, bərəxδąm vīdusō
Duš-syaoθənā avazazat
  Vaŋhəus[1] əvistī manaŋhō,
Aēibyō maš, Asā[2], syazdat
  yavat ahmat aurunā xrafstrā

### (*English Translation*)

Oh Mazdā! Those who abandon through evil deed, out of gnorance of pure-mindedness, Your Spəntā Āramaiti, the blessed of the wise, from them, Oh Asa! she completely withdraws Herself as fully as the loathsome leprous do from us

### યસ્ન ૩૪–૯

યોઇ સ્પૅન્તાંમ્ આરમઇતીમ્। થ્વહ્યા, મઝ્દા, બૅરૅખ્ધાંમ્ વીદુષો
દુશ્-શ્યઓથૅના અવઝઝત્। વઙ્હુઉશ્[1] ઍવિસ્તી મનઙ્હો,
અએઇબ્યો મશ્, અષા[2], સ્યઝ્દત્। યવત્ અહ્મત્ અઉરુના ખ્રફ્સ્ત્રા.

### यज्ञ ३४–९

ये श्विन्ताम् अरमतीम् । त्वस्य, मेधां, वृद्धाम् विदुषः
दुश्–च्यौत्ना अवजहत्[3] । वसोः अविति मनसः
एभ्यो मह्, अप, शद्दुत् । यावत् अस्मत् अरुणा क्रप्स्त्रा.

### ભાવાર્થ, ગુજરાતીમાં

હે મઝ્દા! જ્ઞાની માણસ પણ જેને મહા આદરણીય ગણે છે તેવી તારી સ્પૅન્તા આરમઇતિને જેઓ માત્વિક મનના અજ્ઞાનથી દુષ્કર્મ દ્વારા અવગણીને તરછોડે છે, તેઓથી, હે અષ! તે (આરમઇતિ) સંપૂર્ણપણે અલોપ થાય છે, જેવી રીતે અમારાથી ભૂંડા રોગી મનના જનો (દૂર ભાગે છે તેમ).

---

[1] As the first syllable of अविंत्ति – əvistī – is "udātta" accented, the previous syllable सो – हुँउश् – cannot be "Svarita", and so it must remain "anudātta" – unaccented and must be written "vaŋhəus" and not "vaŋhāuš".

[2] Almost all translators have taken "Asa" as 1/1 which is grammatically wrong, as Asa is closely related to Āramaiti, he is invoked here and so "Asa" is 8/1. The subject of "syazdat" is "She—Āramaiti" and not Asā. Those who are always engrossed in evil forget devotion to Mazdā, and so Āramaiti (devotion) abandons them

[3] अवंजहुर्

## VII *Yasna 34-6*

Yezī aθā stā haiθyəm[1]
  Mazdā, asā vohū manaŋhā,
At̲ tat̲ mōi daxstəm dātā
  ahyā aŋhəuš vīspā maēθā,
Yaθā Vā̊ yazəmanas-cā[2]
  urvāidyā̊[3] stavas ayenī paitī.

*(English Translation)*

Since, surely, Oh Mazdā! You are such in reality with righteousness and pure mind, then grant unto me that dexterity to go through every difficulty or vexation of this life, so that I would go as Your worshipper and singer of hymns towards the meditations of the soul.

યસ્ન ૩૪-૬

યેઝી અથા સ્ત ।હઇથ્યૅમ[1]। મઝ્દા, અષા વૉહૂ મનઙ્હા,
અત્ તત્ મોઇ દક્ષ્તૅમ દાતા। અહ્યા અઙ્હૅઉશ્ વીસ્પા મએથા,
યથા વાઓ યઝૅમનસ્-ચા[2]। ઉર્વાઇધ્યાઓ[3] સ્તવસ્ અયેની પઇતી.

यज्ञ ३४-६

यर्हि अथा स्थ सत्यम्, । मेधा, अषा वसु मनसा,
अत् तत् मे दक्षम् दात्त । अस्य असोः विश्वा मर्यथा,
यथा वः यजमानश्च । वृध्या[3] स्तवः अयानि प्रति.

### ભાવાર્થ, ગુજરાતીમાં

જ્યારે ખચીત વસ્તુતઃ (ખરી રીતે જોતાં) તમે અષોઇથી ને સાત્વિક મનથી એવા છો, ત્યારે આ જિંદગીની દરેક મુસ્કેલીમાંથી યા ગૂંચવણમાંથી પાર ઉતરવા તમે મને કુશળતા બક્ષો, જેથી કરીને તમારા ભક્ત તેમજ કીર્તનકાર તરીકે હું આધ્યાત્મિક ધ્યાન તરફ દોરાઉં (અથવા ધ્યાન ધરું).

---

[1] "Haiθim" in the text is wrongly spelt as said before, the correct word is "haiθyəm – હઇથ્યૅમ્.

[2] "Yazəmnas-cā" is wrongly spelt, as it is short of one syllable, the correct word is "yazəmanas-cā" – यजमानश्च.

[3] This word is correct, as "i" is added to "urvā" to show "vā" as unaccented before accented ध्या. meaning "meditations".

## VII Yasna 34-7

Kuθrā tōi arədrā, Mazdā,
  yōi vaŋhəuš vaēdəmanā[1] manaŋhō
Səṇghūš raēχənā aspən-cīṯ
  sādrā-cīṯ caχrayō[2] usəurū ?
Naē-cīm təm anyəm Yušmaṯ
  vaēdā Aṣā ! aθā nā θrāzdūm !

### (English Translation)

Oh Mazdā ! where are such yearning devotees, who acquiring the knowledge of pure mind are observing in their actions religious precepts with control over the senses as real wealth even in their fall and misfortune ? Oh Asa ! I know none such other like you: therefore, pray, protect us !

### યસ્ન ૩૪-૭

કુથ્રા તોઇ અરૅદ્રા, મજ્દા, । યોઇ વહ્હુઁઉશ્ વએદૅમના[1] મનહ્હો
સેઁગ્હૂશ્ રએખૅનાઆઁ અસ્પૅન્-ચીત્। સાદ્રા-ચીત્ ચખ્રયો[2] ઉર્પઁઉરૂ ?
નએ-ચીમ્ તૅમ્ અન્યૅમ્ યુશ્મત્। વએદા, અષા ! અથા નાઆઁ થ્રાજ્દૂમ્ !

### यस्न ३४-७

कुत्र ते आर्द्राः, मेधा, । ये वसोः वेद्मानाः मनसः
शसूः रेक्णाः अश्विन्-चित् । शाद्रा चित् चक्र्यो[2] उपोरु ?
न-कीम् तम् अन्यम् युष्मत् । वेद, अष ! अथा नः त्राध्वम् !

### ભાવાર્થ, ગુજરાતીમાં

હે મઝ્દા ! એવા તે આર્દ્ર ભાવુક જન ક્યાં છે, જેઓએ સાત્ત્વિક મનનું જ્ઞાન મેળવીને પડતીને પણ તેમજ આફતને પણ પૂંજી ગણીને પૂરા સંયમથી તમારી ધર્માજ્ઞાને (=ધર્મની આજ્ઞાને) કૃત્યોમાં ઉતારનારા છે ? હે અષ ! તમારા સિવાય બીજા કોઇ એવાને હું જાણતો નથી : તેથી જ તમે અમારું રક્ષણ કરો !

---

[1] As said before in such instances the ending – "manā" only is correct

[2] 1/3 of "cakri – चक्रि = observing"

VII *Yasna 34-4*

At Tōi Āθrəm[1], Ahurā,
aojoŋhvantəm Asā usōmahī,
Asīštəm[2] əmavantəm,
stōi-rapantē[3] ciθrā-avaŋhəm ;
At, Mazdā, daibisyantō
Zastā-ištāiš darəštā[4] aēnaŋhəm

(*English Translation*)

Surely, Oh Ahura! we obey your vigorous Fire through Asa (righteousness), which Fire is unreclining, mighty and procurer of a higher place for the firm devotee, but Oh Mazdā! with its possession of sacred rites it is the emasculator of Evil unto the hostile

યસ્ન ૩૪-૪

અત્-તોઇ આથ્રૅમ[1], અહુરા । અઓજોંઙ્હ્વન્તૅમ્ અષા ઉસૅમહી,
અસીશ્તૅમ્ ઍમવન્તૅમ્ । સ્તોઇ-રપન્તે ચિથ્રા-અવઙ્હૅમ્;
અત્, મઝ્દા, દઇબિષ્યન્તે । જસ્તા-ઇશ્તાઇશ્ દરૅશ્તા અએનઙ્હૅમ્.

यस्न ३४-४

अत् तें आत्रम्, असुर । ओजस्वन्तम् अषा उश्मसि,
अशीष्टम् अमवन्तम् । स्थे-रभन्तें चित्र-अवसम्,
अत्, मेधा, द्विष्यन्ते । हस्ता-इष्टैः धर्ष्टं एनसम्.

ભાવાર્થ, ગુજરાતીમાં

હે અહુરા! ખરેખર અમે તારા ઓજસ્વી આતશને અષ દ્વારા (અષોઇ પાળીને) ઉત્કંઠાથી ચાહીએ છીએ, જે આતશ અવિશ્રાંત (=અટક્યા વગર હંમેશનો બળતો), મહાબળવાન, અને દૃઢ ભક્તને માટે સ્પષ્ટપણે ઊંચી પદપ્રાપ્તિ અપાવનારો છે, પરંતુ, હે મજ્દા! દ્વેષી જનોને માટે તો તે પોતાના પવિત્ર ક્રિયા-સંસ્કારોથી બદીને નિર્વીર્ય કરનારો છે.

[1] "Ātrōm" as taken by Geldner is wrong, as it can be either 'atarəm' or "āθrəm" in the weak base as 'a' of "Ahura" is udātta accented the previous syllable should be udātta only hence 'āθrəm"

[2] This is a very old word, which is an apt epithet of Fire meaning "unreclining—ever burning without stopping"

[3] Some have taken "rapantəm" which is wrong "rapantē is in contradiction to "daibisyante,'

[4] In the Text it is 'dərəštā' which is wrong as it is not दृष्ट The correct word as meant by the sense of the sentence is धर्ष्ट= emasculator So it should be written "darəštā This is found in other mss also

## VII *Yasna 34-5*

Kat̲ Vē xṣaθrəm, kā iṡtīṡ
  ṣyaoθənāi, Mazdā, yaθā Vā̊[1] haxmī
Aṣā vohū manaŋhā,
  θrāyōidyāi drigūm Yuṡmākəm;
Parē Vā̊ vīspāiṡ[2] vaoxəmā
  Daēvāiṡ-cā xrafstrāiṡ maṡaḵyāiṡ-cā.

(*English Translation*)

What is Your power, what is Your will, Oh Mazdā! I obey You accordingly for the process of action, with righteousness and with pure mind, in order to protect Your self-restrained devotee; after that we would speak of You before the Devas and the loathsome Mashakyās.

યસ્ન ૩૪-૫

કત્ વૅ ક્ષથ્રૅમ, કા ઇસ્તીશ્। શ્યઓથૅનાઇ, મઝ્દા, યથા વાઓ[1] હખ્મી
અષા વોહૂ મનન્હા। થ્રાયોઇદ્યાઇ દ્રિગૂમ્ યુશ્માકૅમ્;
પરૅ વાઓ વીસ્પાઇશ્[2] વઓખૅમા। દએવાઇશ્-ચા ખ્રફ્સ્ત્રાઇશ્ મશક્યાઇશ-ચા.

यस्न ३४-५

कत् वः क्षत्रम्, का इष्टिः । च्यौत्नाय, मेधा, यथा वः साक्ष्मि
अषा वसु मनसा । त्रायेध्यै ध्रिगुम् युष्माकम्;
परे वः विश्वैः वक्ष्म । देवैश्च क्रप्स्त्रैः मशक्यैश्च.

### ભાવાર્થ, ગુજરાતીમાં

કેવું તમારું સામર્થ્ય છે, કેવી તમારી ઇચ્છા છે, તે પ્રમાણે કાર્ય કરવા માટે, હે મઝ્દા! પૂર્ણ અષોઇથી ને સાત્વિક મનથી તમારા સંયમી ભક્તને રક્ષણ આપવા માટે હું તમોને આધીન રહુ છું; પછી જ અમે સર્વે દેવજનોની પાસે ને તેમજ ભૂંડા અસત્પંથી મશક્યાઓની પાસે તમોને વર્ણવવા ચાહીએ છીએ.

[1] Geldner gives in the Text "vā", but it does not bring out any meaning. The correct word is "vā̊" = you, 2/3, which word is given in many mss.

[2] After "vīspāiṡ" there is another "parē" repeated, which is interpolated and increases two syllables also. *I, therefore, drop it as redundant.*

## VII *Yasna 34-8*

Tāiš zī nā̊ šyaoθənāiš byente,
yaēšū[1] pairī pourubyō ıθyejō,[2]
Hyat[1] aojīyā̊[3] nāidyā̊ŋhəm
θwahyā, Mazdā, aștā urvātahya,
Yōi nōit asəm mainyantā
aēibyō dūirē vohū[1]-cā[4] manō

*(English Translation)*

Through these activities of ours, indeed, those alone are frightened amongst whom there is danger for many, in consequence whereof, Oh Mazdā! the stronger suppresses the weaker going to Thy path of life, pure-mindedness certainly keeps far away from those who do not comprehend righteousness

યસ્ન ૩૪-૮

તાઇશ્ ઝી નાઓ શ્યઓથૅનાઇશ્ બ્યેન્તે। યએષૂ[1] પઇરી પૉઉરુબ્યો ઇથ્યેજો[2],
હ્યત[1] અઓજીયાઓ[3] નાઇધ્યાઓંહૅમ। થ્વહ્યા, મઝ્દા, આંસ્તા ઉર્વાતહ્યા;
યોઇ નોઇત્ અષૅમ્ મઇન્યન્તા। અએઇબ્યો દૂઇરે વૉહૂ[1]-ચા[4] મનો.

यज्ञ ३४-८

तै हि नं च्यौत्नै. भ्यन्ते । येषु परि पुरुभ्य त्यजं
यत् ओजीया नाध्यांसम् । त्वस्, मेधां, अस्त वृतस्यं,
ये नेद् अषम् मन्यन्त । एभ्यो दूरे वसु च मनं

### ભાવાર્થ, ગુજરાતીમાં

આ અમારી પ્રવૃત્તિઓથી ખરેખર તેઓ જ ડર પામે છે, જેઓમાંના ઘણા જણને માટે આસપાસ જોખમ (યા ધાસ્તી) રહે છે, એને લીધે, હે મઝ્દા! તારા (નીમેના) જીવનપંથના પ્રવાસી રંક જનને વિશેષ બળવાળો માણસ દબાવે છે (યા છેતરે છે) જેઓ અષોઇને સમજતા નથી, તેઓથી વૉહૂમનો-સાત્વિકતા-ખચીત દૂર રહે છે

[1] In the Text there is the word "as – अस्" after these three words yaēšū, hyat and vohū, but it is interpolated by some one and increases one syllable in every pāda there I drop it as it is not required at all.

[2] The first ' ı" is merely prothetic in this word

[3] The correct word is ' aojīyā̊ ' – અઑજીયાઑ = the stronger one

[4] This ' cā ' – ચા" must be here to balance the Rhythm of the pada. This "cā' is replacing the interpolated word "as"

## VII *Yasna 34-9*

Yōi Spəntąm Āramaitīm
  Θwahyā, Mazdā, bərəxδąm vīdusō
Duš-syaoθənā avazazat̲
  Vaŋhəus[1] əvistī manaŋhō,
Aēibyō maš, Asā[2], syazdat̲
  yavat̲ ahmat̲ aurunā xrafstrā

### (*English Translation*)

Oh Mazdā ! Those who abandon through evil deed, out of gnorance of pure-mindedness, Your Spəntā Āramaiti, the blessed of the wise, from them, Oh Asa ! she completely withdraws Herself as fully as the loathsome leprous do from us

### યસ્ન ૩૪-૯

યોઇ સ્પૅન્તાંમ્ આરમઇતીમ્। થ્વહ્યા, મજ્દા, બૅરૅખ્ધામ્ વીદુષો
દુશ્-શ્યઓથૅના અવજજત્। વહ્હુઉશ્[1] ઍવિસ્તી મનહ્હો,
અએઇબ્યો મશ્, અષા[2], સ્યજ્દત્। યવત્ અહ્મત્ અઉરુના ખ્રફ્સ્ત્રા.

### यज्ञ ३४-९

ये श्विन्ताम् अरमतीम् । त्वस्य, मेधां, वृद्धाम् विदुषः
दुश्-च्यौत्ना अवजहत्[3] । वसो अविति मनसः
एभ्यो मह्, अष, शद्दत् । यावत् अस्मत् अरुणा क्रुत्स्नां

### ભાવાર્થ, ગુજરાતીમાં

હે મજ્દા ! જ્ઞાની માણુસ પણ જેને મહા આદરણીય ગણે છે તેવી તારી સ્પૅન્તા આરમઇતિને જેઓ સાત્વિક મનના અજ્ઞાનથી દુષ્કર્મ દ્વારા અવગણીને તરછોડે છે, તેઓથી, હે અષ ! તે (આરમઇતિ) સપૂર્ણપણે અલોપ થાય છે, જેવી રીતે અમારાથી ભૂંડા રોગી મનના જનો (દૂર ભાગે છે તેમ)

---

[1] As the first syllable of अविति - əvisti - is "udātta" accented, the *previous syllable* सो - હુઉશ્ - *cannot* be "Svarita', and *so it must remain* "anudātta" - unaccented and must be written "vaŋhəuš" and not "vaŋhōuš".

[2] Almost all *translators have taken* "Asa" *as 1/1 which is grammatically* wrong, as Aša is closely related to Āramaiti, he is invoked here and so "Aša" is 8/1 The subject of "syazdat̲" is "She—Āramaiti" and not Asā Those who are always engrossed in evil forget devotion to Mazdā and so Āramaiti (devotion) abandons them

[3] अवंजहुर्

## VII *Yasna 34-10*

Ahyā vaŋhəuš manaŋhō
  syaoθənā vaocat̰ garəbąm[1] huxratuš,
Spəntąm-cā Āramaitīm
  dąmīm[2] vīdvå hiθąm[3] Ašahyā,
Tā-cā vīspā, Ahurā,
  θwahmī, Mazdā, xšaθrōi ā vōiθrā.[4]

*(English Translation)*

The virtuous through his own deed explains to him (the evil-minded) the inner sanctuary of pure mind, and the wise informs him of Spəntā Āramaiti, the bright white seat of Asa; and all these, Oh Ahurā Mazdā! also to all the truth-seekers in Thy Dominion.

યસ્ન ૩૪-૧૦

અહ્યા વહૂહુઉશ્ મનહૂહો। શ્યઓથૅના વૅઓચત્ ગરૅબાંમ્[1] હુખ્રતુશ્,
સ્પૅન્તાંમ-ચા આરમઇતીમ્। દાંમીમ્[2] વીદ્વાઓં હિથાંમ્[3] અષહ્યા,
તા-ચા વીસ્પા, અહુરા,। થ્વહ્મી, મઝદા, ક્ષથ્રોઇ આ વોઇથ્રા.

यस्न ३४-१०

अस्य वसोः मनसः । च्यौत्ना वोचत् गर्भाम्[1] सुक्रतुः
श्विन्ताम् अरमतीम् । धामीम्[2] विद्वान् सिताम्[3] अर्षस्य,
ता च विश्वा, असुर । त्वस्मिन्, मेधा, क्षत्रे आ वेत्रा.

ભાવાર્થ, ગુજરાતીમાં

અને (એ પાપી મનવાળાને) સદ્‌ગુણી જ્ઞાની જન ખુદ પોતાના સત્કૃત્યથી સાત્વિક મનની અંદરનુ ગર્ભાગાર-પવિત્ર પૂજાસ્થાન-દર્શાવે, અને વિદ્વાન્ માણસ જે અષની સફેદ તેજસ્વી બેઠક છે તે સ્પૅન્તા આરમઇતિને દેખાડે; વળી એ બધુ, ઓ અહુરા મઝદા! તમારા રાજ્યમાં બધાં સત્યશોધકોને પણ તે બતાવે.

---

[1] In the Text, Geldner gives this word as "garəbąm", but other mss also show "garəbąm" which is the right word – गर्भाम्–ગરૅબાંમ્.

[2] This word occurs in Yasna 31 8 and also Yasnas 44-4 and 45 7. The *meaning is not* "Creator", but "Seat". Jupiter—Asa—is closely connected with the Moon—Āramaiti, and becomes exalted in Cancer, the house of the Moon; so the moon is the "Seat" of Jupiter: Righteousness rest les exultingly in True Devotion.

[3] It means "bright white", "Sita" means "Moonlight" also!

[4] "Vōyaθrā" is corrupted and increases one syllable also The correct word is "vōiθrā" – वेत्रा—meaning ' to the eagerly truth seekers", 2/3 It is from वी – to go and seek eagerly. Geldner has given this " āvōiθrā " as v. l. in some mss. A similar word "brōiθrā" from श्री is in Yasta 10 130.

## VII *Yasna 34-11*

At̲ tōi ubē Haurvā̊s-cā
xᵛarəθāi[1] ā Amərətā̊s-cā[2],
Vaŋhə̄uš xsaθrā manaŋhō
Asā mat̲ Āramaitiš vaxsat̲[3]
Itayūitī[4] təvīsī ;—
- Tāiš ā, Mazdā, vīdvaēsąm[5] θwōi[6] !

(*English Translation*)

Certainly this Prosperity and this Immortality, both of these, are for pursuing and serving worthy ends ; Āramaiti together with Asa and with the supremacy of pure mind, increases everlastingness and internal strength ,—through all these, Oh Mazdā ! Thine are these Resisters of Evil also !

યસ્ન ૩૪-૧૧

અત્ તોઇ ઉબે હુઉર્વાઑસ્-ચા। ખ્વરૅથાઇ[1] આ અમૅરૅતાઑસ્-ચા[2];
વહુહેઉશ્ ક્ષથ્રા મનહ્હો। અષા મત્ આરમઇતિશ્ વક્ષત્[3]
ઇતયૂઇતી[4] તૅવીષી;-। તાઇશ્ આ, મજ્દા, વીદ્વઍષાંમ્[5] થ્વોઇ!

यस्न ३४-११

अत् ते उभे सर्वाश्च । स्वर्थाय[1] आ अमृताश्च ;
वसोः क्षत्रा मनंसो । अषा मत् अरमतिः वर्क्षत्
इततूर्ती तविषी । तैः आ, मेधा, विद्वेषाम् त्वे !

ભાવાર્થ, ગુજરાતીમાં

ખરેખર, આ સમૃદ્ધિ અને આ અમરતા-એ બને યોગ્ય અને ઊંચા હેતુને સિદ્ધ કરવાને માટે જ છે; અપની સાથે મળીને આરમઇતિ સાત્ત્વિક મનની પ્રભુતા દ્વારા ચિરસ્થાયિત્વ ને અંતરબળની અચૂક વૃદ્ધિ કરે છે: એ બધાથી ખરેખર, હે મઝ્દા! ઝેરવેરનાં અવરોધક પણ તારાં જ છે!

---

[1] In four syllables Xᵛu-ar-θā-i, ખ્વુ-અર્-થા-ઇ, – सु-अर्-था-य.

[2] All have taken "amərəta-tā̊s cā", but it increases one syllable also, in the pāda; just as "haurvatāt̲-s" is turned into "haurvatā̊s-cā – सर्वताश्च", "amərətāts cā" should be turned into "amərətā̊s cā' 1/1

[3] "Vaxst̲", in the Text, is wrong, it should be 'vaxsat̲ – वक्षत्", otherwise one syllable remains short also.

[4] See notes on the same word in Yasna 30-7 and 33 8 "uta" is wrong, it must be "ita".

[5] In four syllables "vī-dvaē-są-am – વી-દ્વૅ-ષાં-અમ.

[6] This is Possessive pronoun 1/3: त्व–इ=त्वे The last word "ahī – અહી" in the Text is interpolated as the meaning of the pāda was not properly understood, it is not required here.

## VII *Yasna 34-12*

Kat̲ Tōi rāzarə, kat̲ vaṣī,
kat̲ vā stūtō, kat̲ vā yasnahyā?—
Srūidyāi, Mazdā, frāvaocā,
yā vīdāyat̲ asīš rāṣənąm[1];
Sīsā - nā̊, Aṣā, paθō
Vaŋhəuš xᵛaētōŋg[2] Manaŋhō!

### (*English Translation*)

What Thy administration of Government? what Thy supernatural authority? or what of praise, or what of devotion— Oh Mazdā! explain to us all that clearly to meditate upon it, so that Thy mastership may give us guidance; Oh Asa! Instruct and show us Vohu Mano's (pure mind's) own spiritual paths!

### યસ્ન ૩૪-૧૨

કત્ તોઇ રાજરેં, કત્ વષી, । કત્ વા સ્તૂતો, કત્ વા યસ્નહ્યા?—
સ્રુઇધ્યાઇ, મજ્દા ફ્રાવઓચા । યા વીદાયાત્ અષીશ્ રાષ઼ૅનાંમ[1];
સીષા નાઓ, અષા, પથો । વઙ્હેઉશ્ ખ્વએતેંગ્[2] મનઙ્હો!

### यज्ञ ३४-१२

कत् ते राजर्, कत् वशी, । कत् वा स्तुतः, कत् वां यज्ञस्यं?
श्रुध्यै, मेधा, प्रवोच । या विधायात् अर्षीः राज्ञाम्;
शिक्ष नः, अर्थ, पथो । वसोः स्वैतान्[2] मनसः!

### ભાવાર્થ, ગુજરાતીમાં

શી તારી રાજ્યવ્યવસ્થા છે, શો તારો દૈવી અધિકાર છે, અથવા સ્તુતિ મારેતું શું. તેમજ સ્વાર્પણ મારેતું શું,–તે ધ્યાન ધરવાને માટે (પુરું સમજીને આચરવા માટે), હે મજ્દા! અમને સ્પષ્ટતાથી સમજાવો, જેથી તમારું સ્વામિત્વ અમને માર્ગદર્શનનું જ્ઞાન આપે! હે અષ! અમોને ઉપદેશ આપો, અને વોહુમનોના (સાત્વિક મનના) ખુદ પોતાના આધ્યાત્મિક પંથો દેખાડો!

---

[1] In the Text the word is "rāṣnąm – राष्नांम् – but it should be rāṣənąm – રાષૅનાંમ્, and "ṣə" must be pronounced fully, otherwise one syllable would be short; this is 2/1 of राश्नन्-ः meaning "guidance or government".

[2] In four syllables ખુ-વ-એ-તેંગ્ – xu-va-ē-tōŋg – सु-अ-ए-तान्.

## VII *Yasna 34-13*

Tēm advānəm, Ahurā,
  yēm mōi mraoš[1] Vaŋhəuš Manaŋhō,
Daēnā̊ Saosyantąm[2],
  yā hu-karəta[3] asā-cit urvāxsat,
Hyat cıvıštā[4] hudābyō[5],
  Mıždəm, Mazdā, yehyā Tū daθrəm!

### (*English Translation*)

Oh Ahurā, That path of Vohu Manō (pure mind) which Thou hast designated to me, also the Religious Commandments of the Enlightened Ones, which the virtuous accepts through righteousness only, in consequence whereof he prepares for his various kinds of Welfare, of which Grace, Oh Mazdā! Thou art Great Benefactor!

### યસ્ન ૩૪-૧૩

તૅમ્ અદ્વાનૅમ્, અહુરા, । યૅમ્ મોઇ મ્રઑશ્[1] વઙ્હ્ઉશ્ મનઙ્હો,
દએનાઓ સઓષ્યન્તાંમ્[2] । યા હુ-કરૅતા[3] અષા-ચીત્ ઉર્વાક્ષત્
હ્યત્ ચિવિશ્તા હુદાબ્યો । મીઝ્દૅમ્, મઝ્દા, યેહ્યા તૂ દથ્રૅમ્[4]!

### यस्न ३४-१३

तम् अध्वानम्, असुर । यम् मे म्रव[1] वसो मनस·
धेना शोच्यन्ताम्[2] । या सुकर्ता अषा चित् वृक्षत्,
यत् चिविष्ट सुधाभ्यो[5] । मीढम्, मेधा, यस्य तू दत्रम्[6]!

### ભાવાર્થ, ગુજરાતીમાં

હે અહુરા તે વોહુમનોનો (સાત્ત્વિક મનનો) પંથ જે તેં મને દેખાડયો છે, વળી સોષ્યન્તોના (પ્રબોધિત પવિત્ર જનના) ધર્માદેશો કહી બતાવ્યા છે, જેથી સુકર્મી સદ્ગુણી માણસ અષોઇથી જ તે સ્વીકારીને માન્ય રાખે છે, જેના પરિણામરૂપે તે તારી ન્યામત પોતાના કલ્યાણ માટે તૈયાર કરે છે,—જે ન્યામતનો, હે મજ્દા! તું જ દાનેશ્રી છે!

---

[1] *Mra os* – મ્ર-ઑશ્ – *in two syllables, as "o" stands for "va – વ", Vedic* form अम्रवी.

[2] In five syllables sao sy-an tą-am – સઓ ષિ યન્ તા-અમ્ – शो-चि-यन्-ता-अम्

[3] Geldner has chosen the correct word 'hu karətā' from सुकर्तृ

[4] Is – Aor mid 3/1 of च्यु = to make ready, prepare

[5] From सु+धा 4/3 Fem meaning "welfare".

[6] This word is used in the Ṛgveda, दत्नम् – rich in gifts great benefactor – in connection with gods

## VII *Yasna 34-14*

Tat̰ zī, Mazdā, vairyəm[1]
astvaitē uštānāi dātā
Vaŋhēuš šyaoθənā manaŋhō.
yōi zi Gēuš vərəzənē azyā̊,[2]
Xšmākəm[3] cistīm[4], Ahurā,
xratəuš Ašā frādō vərəzēna

### (*English Translation*)

Oh Mazdā! You have, indeed, granted that Excellence (of Your Grace) unto the body-bound life-breath through the activity of pure mind, because those who are in co-working with humble Earth, Oh Ahurā! are promoters of the *Plan of Your* holy aim through co-work with Asa

### યસ્ન ૩૪-૧૪

તત્ જી, મઝ્દા, વઇર્યેંમ્[1]। અસ્ત્વઇતે ઉશ્તાનાઇ દાતા
વહ્હુઉશ્ શ્યઓથ્નૅના મનહ્હો:। યોઇ જી ગૅઉશ્ વૅરૅઝૅનૅ અઝ્યાઓ,
ક્ષ્માકૅમ્[3] ચિસ્તીમ્[4], અહુરા। ખ્રતૅઉશ્ અષા ફ્રાદો વૅરૅઝૅના.

### यज्ञ ३४-१४

तत् हि, मेधा, वर्यम् । अस्थ्वंते उष्ट्नायं दात
वसौ च्यौत्ना मनसो । ये हि गो वृजने अज्या
(यु)ष्माकम् चित्तिम्, असुर । क्तो अषा प्राद्. वृजना

### ભાવાર્થ, ગુજરાતીમાં

હે મઝ્દા! તે ન્યામતની ઉત્તમતાને સાત્વિક મનની પ્રવૃત્તિ દ્વારા આ હાડકામાં બંધાયેલા પ્રાણને માટે તમે બક્ષી છે, કારણ કે જેઓ આ રાંક પૃથ્વીના સમર્ગમાં રહે છે, તેઓ, હે અહુરા! તમારી ઇચ્છાના પ્રયોજનને અષની (ઓષની) સાથે મળીને આગળ વધારનારાં છે.

---

[1] "Vairīm" in the Text, is, as said before, a corrupt form of Avestan p riod It should be "Vairyəm", otherwise one syllable also will be short in the pāda

[2] अ+ज्या meaning "unoppressing hence, humble"

[3] In the Text it is "xšmākəm" but the right word is xšmākəm'— युष्माकम् If we say, kəm", it adds one syllable being 6/3

[4] In the Text the word is "hucistīm," but it clearly adds one syllable with "hu" and unbalances the pāda, it does not add any meaning also so I drop "hu — सु".

## VII *Yasna 34-15*

Mazdā, at̲ mōi vahištā
  sravā̊s-cā syaoθənā-cā vaocā!
Tā-tū Vohū Manaŋhā
  Asā-cā isudyəm[1] stūtō:
Xsmākā xsaθrā, Ahurā,
  farəsəm[2] vasnā haiθyəm[3] dā̊ ahūm!

*(English Translation)*

Therefore, Oh Mazdā! narrate to me those noblest Commandments and noblest actions too! By this indeed, through Pure Mind and through Righteousness, I have devoutly implored for (singing) hymns of praise: Oh Ahurā! grant unto this life true deliverance through Your supremacy and through (life's) appraisement!

### યસ્ન ૩૪-૧૫

મઝ્દા, અત્ મોઇ વહિશ્તા। સ્રવાઓસ્-ચા શ્યઓથ્નના-ચા વઓચા!
તા-તૂ વોહૂ મનઙ્હા। અષા-ચા ઇશુદ્યંમ[1] સ્તૂતો:
ક્ષ્માકા ક્ષથ્રા, અહુરા। ફ્રૅરૅષૅમ[2] વસ્ના હઇથ્યૅમ[3] દાઓ અહૂમ!

यस्न ३४-१५

मेधा, अत् मे वसिष्ठा । श्रवांसि च च्यौत्ना च वोचं!
ता तू वसु मनसा । अषा च इषुध्यम् स्तुतः
(यु)ष्माकं क्षत्रा, असुर । पर्षम् वस्ना सत्यम् दाः[4] असुम्!

### ભાવાર્થ, ગુજરાતીમાં

તેથી, હે મઝ્દા! તે અતિ ઉત્કૃષ્ટ કાનૂનોને તથા ઉત્તમ કર્મોને પણ તું જ મને કહી બતાવ! એનાથી જ ખરેખર સાત્ત્વિક મન દ્વારા તથા અષોઇ દ્વારા તારાં સ્તુતિગાનો કરવાનુ હુ ભક્તિભાવથી વિનવી રહ્યો છું. હે અહુરા! તમારા ઐશ્વર્યથી-સ્વયંસત્તાથી-આ જિંદગીને આંકીને-તેનુ મૂલ્ય કરીને-સાચી મુક્તિ આપો!

---

[1] In the Text, it is given "isudəm" which is mutilated. The correct word is "isudyəm". It is a verb from "isudhya" – इषुध्य – to implore, impf paras. 1/1. Its object is "stūtō" – 2/3 fem. "Stūtō" – स्तूतो – should be pronounced "stū-ū-tō" – સ્તૂ-ઊ-તો – in three syllables. See Macdonell's Vedic Grammar, pp. 437-a-8

[2] The correct word is पर्षम्, and so it should be written "farəsəm" and not "ferasəm".

[3] The correct form of this word is retained here, and not corrupted to "haiθīm" as is done everywhere

[4] अदाः

અષો જરથુશ્ત્રની

# ગાથા અહુનવઈતિનો

ગુજરાતી કવિતામાં અનુવાદ

અહુનવર્ય, અષૅમ્ વૉહૂ અને યેઙ્હે હાતાંમ્ના

પવિત્ર કલામોના ગુજરાતી કવિતામાં કીધેલા

અનુવાદ સાથે

## "અહુનવર્યં"નો પવિત્ર મંત્ર

(યથા અહૂ વઇર્યો)

(સવૈયા)

જેવો છે નરપતિ સર્વોપરી ને વંદનને યોગ્ય સદાય,
અચળ અષોઇનણા સંસર્ગે[૧] તેવો પેગમ્બર જગમાય,
મજ્દાને માટે જીવનનાં કાર્યોની નિ:સ્વાર્થી તેમ
સંપૂરણ સાત્વિક મન કેરી ન્યાયપરાયણતાથી[૨] એમ;
તેમજ સંયમશક્તિ અનેરી અહુરા પાસેથી નિરધાર
જેને સૌ સંયમી જન માટે આપે રક્ષણ સર્વ પ્રકાર.

## "અષેમ્"નો પવિત્ર મંત્ર

(અષેમ્ વોહૂ)

(સવૈયા)

અષોઇ[૩] મોટામા મોટેરી છે દોલત આ દુનિયામાય,
આત્માનું કલ્યાણ ખરું છે એ જ અમૂલ્ય અષોઇ સદાય·
આત્માનું કલ્યાણ ખરેખર તે જનને માટે જ અમાપ,
જે કેવળ ઉત્તમમા ઉત્તમ અષોઇ કાજ અષો છે આપ.

## "યેઙ્હે હાતાંમ્"નો પવિત્ર મંત્ર

(સવૈયા)

માનવલોક વિષેના જેને મજ્દા અહુરા જાણે એમ
સ્વાર્પણના પ્રતિ કાર્ય વિષે વધુ સાત્વિકતાથી ભર્યાં, વળી તેમ
અચળ અષોઇ તણા સંસર્ગે જીવનશુદ્ધિતણો રખવાળ,
એવા સૌ નરનારીઓનું કરિયે આરાધન સહુ કાળ

---

૧ સંબંધે–in association with ૨ નિર્મળ ન્યાયપૂર્વક વૃત્તિથી, with uprightness
૩ ઋત, પ્રભુએ જગતને સત્ય પે દોરવના આપેલો અચળ નિયમ, સનાતન સત્ય, સદાચાર.

# અહુરા મઝ્દા

## અષો જરથુશ્ત્રની

## ગાથા અહુનવઇતિ

### પ્રસ્તાવના

નમસ્કાર

( યાનીમ્ મનો )

( સવૈયા )

મારગદર્શક પરમ મનન ને મારગદર્શક છે શુભ વાણ,
મારગદર્શક કાર્ય ખરે છે શ્રી જરથુશ્ત્ર તણું પરમાણ.
પાક અમેષા સ્પેન્તા સર્વે—શક્તિ જગતની અમર મહાન,
આ ગાથાઓને ઊંચે લઇ દે ઉન્નત[1] સર્વોત્તમ સ્થાન !
પવિત્ર હે ગાથાઓ ! સહુને નમન અમારા વારંવાર,
અંતરભાવભર્યાં વંદન[2] ને નમન અમારાં લાખ પ્રકાર !

૧. ઊંચું  ૨. નમસ્કાર, Salutations

# ગાથા અહુનવઇતિ

## અધ્યાય ૧ લો: યસ્ન ૨૯.

### પ્રવેશક

(સવૈયા)

૧

પૃથ્વીના આત્માએ કીધી તમ બન્ને પાસે ફરિયાદ:
"મને તમે ગતિમાન કરી શેં? કોણે મુજને સરજી આદ[1]?
અધમ હવસ બૂશામાં બૂરો અને જબરજસ્તી બહુ પેર,
બેશરમી ને અત્યાચારો મને રહ્યાં જકડી ચોમેર:
તમો વિના બીજો મુજ માટે કો આધાર નથી લવલેશ,
કો દૈવી ઉદ્ધારક દ્વારા તેથી મુજને દ્યો ઉપદેશ!"

૨

પૃથ્વીના સર્જનહારે ત્યાં પૂછયો અષને એમ સવાલ:
"આ તુજ પૃથ્વી કાજ કયો છે એવો કો ધર્માધિપ[2] હાલ,
જેનાથી સહુ તમો નિયામક[3] તેમજ ઉદ્બોધક[4] શુભ રીત
એ પૃથ્વીને આપો જગને ખીલવતું સામર્થ્ય[5] ખચીત?
કોને સર્વ તમે ઇચ્છો છો તેનો બળવંતો સરદાર
જે બકવાદીઓ[6] શું[7] હવસને મારી હાંકી કાઢે બહાર?

---

૧. આદ્ય, પ્રથમ. ૨. ધર્મનો વડો. ૩. નિયમ આપનારા, ધર્મના નિયમને માર્ગે મૂકનારા. ૪. બોધ આપનારો, જીવનપંથ પર પ્રકાશ ફેંકનારા. ૫. બળ, શક્તિ. ૬. "દ્રેગ્વતો" એટલે દુષ્ટો નહીં, પણ ધર્મના ખરા જ્ઞાન વગરના, શ્રી પેગમ્બર સાહેબની સામે થનારા ને મિથ્યા બકવાદ કરનારા. ૭. સાથે.

૩

જે પીડાકર છે નહિ કોને, જે અદ્વેષ[1] રહે નિષ્કામ[2],
એવી અષોઇથકી[3] પૃથ્વીને આપ્યો તેણે ઉત્તર આમ :
"એ લોકોમાંનો આ ટાણે એવો કો પરિચિત[4] ન જણાય,
જેનાથી ધર્મીજન જગવે નિર્બળ મનવાળાને ત્યાંય;
જે પોતે જનલોક વિષેનો ઉત્તમ ઓજસ્વી[5] નર હોય,
જેનાં શાસનને[6] સ્હાવાને શીઘ્ર[7] અમે જઇયે સહુ કોય.

૪

"મઝ્દા તો કલ્યાણ તણો છે પાક મહાસાગર ભરપૂર,
જે છે દૂર રખાયો જગથી ચોગમ ઘેરાયેલ જરૂર
દેવોથી ને મશક જનોથી, ને તેમજ હજી પણ જે એમ
વધુ ને વધુ ઘેરાઇ પડીને રહેશે દૂર જગતથી તેમ :
છે સર્વેનો નિર્ણયકર્તા[8] અહુરા તો પોતે જ સુજાણ :
જેવું તે પોતે ઉર ચાહે તેવું વિશ્વે થાય પ્રમાણ !

૫

"તે માટે જ ખરેખર હાવે ઊંચે પ્રસ્તારેલે[9] હાથ
અમ બન્ને અહીં પ્રાર્થન કરિયે અહુરાને ઉત્સુકતા સાથ–
મારો તેમજ નમ્ર અબળ આ પૃથ્વીનો આત્મા ગુણભેર–
ઉદ્ધારણુ[10] માટે મઝ્દાને અમે વિનવિયે કંઇ આ પેર :
પુણ્યજીવન જીવનારાને નહિ નડો કદાપિ જુલમ કે કલેશ,
તેમજ ફળદાતાને પણ નહિ બકવાદીઓ વચ્ચે લેશ !"

---

૧. દ્વેષ વગરની, ઝેરવેર વગરની. ૨. કોઇ પણ ઇચ્છા યા પક્ષપાત વગરની. ૩. અષોઇની વ્યાખ્યા અહીં પેગમ્બર સાહેબે આપી છે: અહિંસક અને અદ્વેષી. ૪. ઓળખીતો, જાણીતો. ૫. શક્તિશાળી. ૬. ધાર્મિક આજ્ઞાને. ૭ તુરત. ૮. ઇન્સાફ કરનારો. ૯. લાંબા કીધેલા. ૧૦. મુક્તિ, deliverance.

૬

ત્યારે એ સુણીને સમભાવે[1] બોલ્યા અહુરા મઝ્દા ત્યાંય
સુંદર અદ્‌ભુત સર્વજ્ઞાની જે સર્વવ્યાપક જગમાંય:
"છે નહિ શું જગમાં જાણીતો એવો સબળો નરપતિ કોઇ,
છે નહિ શું ધર્માધિપ[2] પણ કો જેણે સાધી પરમ અષોઇ?
એ માટે જ ખરેખર તુજને ફળદાતા[3] માટે સન્નિષ્ઠ[4]
તેમજ ઉદ્ધારકને કાજે ગતિદાતાએ[5] સરજ્યો ઇષ્ટ.

૭

"હા, તે મંત્ર પવિત્ર પુરાણો સ્વાર્પણ કેરો પરમ ઉદાર
અહુરાએ છે ગહન રચેલો અષ સાથે સાધી સહકાર;
ને મઝ્દાએ પૃથ્વી માટે ફૂંક્યો તેનો અદ્‌ભુત નાદ,
સ્પેન્તા મન્યુએ શાસનથી દીધો રક્ષણ કાજ પ્રસાદ:
સંપૂરણ સાત્ત્વિક મનવાળો એવો કોણ દિસે ચોમેર
જે પૃથ્વીના મર્ત્યજનોને[6] બક્ષે આ સૌ દૈવી મહેર?

૮

"મુજને તો આ ઘટિએ એવો જાણીતો છે આ નરવીર,
જેણે અમ કાનૂન યથારથ ઉદ્‌ઘોષ્યા[7] છે સઘળે ધીર—
હા, જરથુશ્ત્ર સ્પિતામ કરીને તે શુભ નામ થકી બોલાય:
મઝ્દા તેમજ અષને માટે તે ચાહે નિજ અંતરમાંય
સ્તુતિ દ્વારા બોધન કરવાને જગમાં સઘળે પ્રકટ જરૂર;
તેથી અપ્રતિહત[8] વાણીનું પ્રભુત્વ[9] એને બક્ષું પૂર!"—

---

૧. દિલસોજીથી. ૨ ધર્મનો વડો, "રતુ" ૩. સારી કરણી કરે તેને સારૂ ફળ અપાવનારો ૪. સારી નિષ્ઠાવાળો ૫ ગતિ યા હલનચલનના આપનારાએ, the motion giver, એ વિશેષણ સૂર્યનું તેમજ ચિત્રા-Spica-નક્ષત્રનું છે. ૬. માણસોને, લોકોને, મરણને આધીન છે તેઓને "માણસ" ને માટે "મશ્યા" નહીં, પણ એજ શબ્દ "ગાથા"માં તેમજ અવેસ્તામાં પણ આવે છે. ૭. પોકાર્યાં, બોલી બતાવ્યા. ૮ જેની સામે ટક્કર ઝીલી નહીં શકાય એવી પ્રતાપી, irresisting ૯. કુશળતા, mastery

૯

ત્યારે પૃથ્વીનો આત્મા ત્યાં એ સુણતાં પામ્યો સંતાપ
સ્વીકારી આધીન થવાને આ દુર્બળ સાંત્વનને[1] આપ,
તેમજ શસ્ત્રવિહીન[2] આ નરની વાણીને પણ, રાખી ધીર,
"જે નરને હું તો માગું છું શૂર સમર્થ પ્રતાપી વીર!
તમ બન્ને દ્વારા એ પોતે કયારે થાય જગે પ્રત્યક્ષ,
જે નરવીર બનીને આપે તેનું રક્ષણ દૃઢ ને દક્ષ?

૧૦

"એ સહુ કાજ, તમે હે અહુરા! પરંપરાગત[3] દ્યો આદેશ[4]!
અને અષોઇ દ્વારા આપો સંયમનું સામર્થ્ય અશેષ[5]!
ને સાત્ત્વિક મન દ્વારા[6] એને તમે ય તે બક્ષો સુખકંદ
જેથી તે આપે સહુ કોને સુખવાસી ઘર ને આનંદ!
હું પણ, હે મજ્દા! આદરથી માનું છું તમને આ કાળ
સૌથી આદિપ્રયોજક[7] લેખે ને આ સૃષ્ટિ તણા ય કૃપાળ.

૧૧

"રે અષને ને વોહુમનોને વળી ક્ષથ્રને—સહુને આમ
હવે પછી ક્યાં મારી આગળ ફરી કરું લેગા અભિરામ?
તમે ય, હે મજ્દા! દુનિયામાં કરવાને સઘળે વિખ્યાત
મહાન મગમંડળને માટે આપો તમ અનુમતિ[8] સાક્ષાત!
હો અહુરા! અમમાંના કો પણ તુચ્છ મનુજને[10] પણ મતિમંદ,[11]"
તમ સર્વે સંબંધીઓની મહેરતણો દ્યો પરમાનંદ!"

---

૧. હિલાસાને. ૨. હથિયાર વગરનો, અહિંસક. ૩. વંશપરંપરાથી ઊતરી આવેલો traditional. ૪. ધર્મનાં ફરમાન. ૫. પૂરેપૂરું, બાકી રાખ્યા વગરનું. ૬. પૂર્ણ પવિત્ર મન મારફતે. ૭. સૃષ્ટિરચનાનું પહેલું પ્રયોજન કરનાર, the First Cause or Mover. ૮. આનંદદાયક, pleasing. ૯. રબ. ૧૦-૧૧. મંદબુદ્ધિવાળા માણસને.

# ગાથા અહુનવઇતિ

## અધ્યાય ૨ જો: યશ્ન ૨૮

### પ્રતિજ્ઞા

( સવૈયા )

૧

સૌથી પ્રથમ અહીં યાચું હું નમન કરી આરાધન સાથ,
અંતરભાવથકી વંદનમાં ઊંચા ધરી રાખીને હાથ,
સ્પેન્તા મન્યુતણી, હે મઝ્દા! અષ સાથે સાધેલ[1] સમર્થ
સર્વે પ્રવૃત્તિઓને આ મુજ પુષ્ટિ[2] પરમ દેવાને અર્થ,
દેવા ટેકો વોહુમનોના દિવ્ય પ્રયોજનને[3], પણ તેમ,
જેથી પૃથ્વીના આત્માને ખતે હું સંતોષું એમ.

૨

હો મઝ્દા અહુરા! પ્રારંભે અહીં ખુદ તમ પાસે જ ખચીત
વીનવતો આવું છું આ હું, સાત્વિક મન સાથે શુભ રીત
મારે માટે શુદ્ધ અદૂષિત[4] કરવા ને જાળવવા સાર
ભૌતિક[5] તેમજ આધ્યાત્મિક[6]–એ બન્ને જીવનોની નિરધાર
અષોઇના અચલિત સંસર્ગે મળતી સિદ્ધિ અનેક મહાન,
જે દ્વારા ઉરજ્યોતિ[7] તરફ તે દોરવતી આસ્તિકનું ધ્યાન.

---

૧. સાધેલી, *achieved, attained*. ૨. ટેકો. ૩. ઇશ્વરી હેતુને, *to the divine cause.* ૪. દોષ વગરના. ૫. શારીરિક, દુન્યવી, physical ૬. આત્માને લગતું, spiritual. ૭. હૈયામા જળતી ખુદાઇ રોશની.

૩

હે અષ! નિત્ય તમારી પાસે ઉપાસનાનાં[1] ગાઇશ ગીત,
ને વળી વૉહુમનો પાસે હું સ્તોત્ર[2] અપૂર્વ રચીશ સુરીત;
ને મજ્દાને અહુરાને પણ ભજનોથી રીઝવીશ[3] સપ્રેમ,
જેની મહેરે અજિત ગણાતા ક્ષત્રતણી શક્તિને એમ
ભક્તિભરી આર્મઇતિ વધારે, માટે કૃપા કરી નિરધાર
મુજ આવાહનને[4] હેવાને પુષ્ટિ તમે આવો આ વાર!

૪

એવા શુભ આરાધન માટે ખુદ મારા આત્માને બેશ
સઘળી રીતે સાત્વિક મનથી હું દોરવી લઇ જાઉં હમેશ;
ને આ અદ્ભુત સૃષ્ટિ વિષેની મજ્દા અહુરાની સુવિધાન[5]
અણગણ[6] કૃતિઓનુ તેઓનું જાણીને સ્વામિત્વ[7] મહાન,
જ્યા લગી હું અધિકાર ધરાવું અને સમર્થ રહું જગમાંય,
ત્યા લગી હું અષની ઇચ્છાને પૂર્ણ રહું આધીન સદાય.

૫

હે અષ! હું તે ક્યારે તારા દર્શન કરવા યોગ્ય બનીશ?
ને ક્યારે સાચું રૂપ કલ્પી વૉહુમનોને જોઇ શકીશ?
મહા શક્તિશાળી અહુરાનું ક્યારે હું ભાળીશ સદ્ધામ?
ને મજ્દાના મહાપ્રતાપી સરોશને ક્યારે સુદામ?
એવી રીતે શુદ્ધ બનેલી મંત્રવાણીથી નિત્ય જરૂર
ભૂંડી દુર્મિન[8] જીભલીઓને રખાવશુ અવરોધી[9] દૂર.

---

૧. ભક્તિના, પ્રાર્થનાના ૨. કવિતામાં રચેલી સ્તુતિ, ભજન, hymn ૩. ખુશ કરીશ. ૪. પ્રાર્થના કરીને આપેલા આમંત્રણને, invocation. ૫. સારી વિધાવાળી. ૬. અમાપ નહીં એટલી ૭ ધણીપણું, mastership ૮ અધમ, નીચ, નિંદિત. ૯. અટકાવીને, સામે થઈને

૬

આવ અહીં તું વૉહુમનો સહ, અને અમોને બક્ષ અમૂલ્ય
લાંબા આવરદા દ્વારા સૌ પાવન[1] અષની ભેટ અતુલ્ય !
ને વિનવું, હે મઝ્દા ! તું પણ પ્રૌઢ ભજન દ્વારા આ ઠાર
દે જરથુશ્ત્ર થકી ઉજ્જવલ[2] ને ઓજસ્વી[3] વાણીવ્યાપાર !
અને અમોને, હે અહુરા ! તું વળી બક્ષજે એવું અશેષ,
જેથી અમે કુંઠિત[4] કરી દઇયે સહુ દ્વેષીઓ કેરા દ્વેષ !

૭

હે અષ ! બક્ષ અમોને એવું તે સ્વામિત્વ પરમ તું પંડ[5],
ને તે સાથે વૉહુમનોની સાત્વિક મનની સિદ્ધિ અખંડ !
હે આર્મઇતિ ! મોંઘી માતા ! તુજને પણ વિનવું આ વાર,
શ્રી વિશ્તાસ્પ અને મુજ માટે દેજે સર્વોપરી અધિકાર !
હે મઝ્દા ! શાસકસત્તા પણ આપી તેં મુજને ધરી મહેર,
જેથી મર્મપ્રબળ[6] તમ મંત્રો અમે પ્રગટ કરિયે શુભ પેર !

૮

અહો પરમસમૃદ્ધ ! તું તો છે પરમધની[7], જેને નિરધાર
પરમ વિભવશાળી અષ સાથે છે ઉત્તમ અદ્‌ભુત સહકાર,
એવા તું દાતા અહુરાને વીનવતો યાચું હું આજ
ભડ[8] નરવીર ફ્રશોસ્ત્ર થકી ને તેમજ મુજ પોતાને કાજ,
ને તેઓ માટે જેઓને નિશ્ચય તું દેશે જે ઇષ્ટ
સદાકાળ માટે, કરીને તે સાત્વિક મનની પ્રાપ્તિ વરિષ્ટ.[9]

---

૧. પાક, પવિત્ર. ૨. ઝગઝગતો ૩. જુસ્સાદાર, spirited ૪. દબાવી દીધેલું, overpowered ૫. પોતાને, to the self. ૬. ભેદભરમથી ભરેલી શક્તિવાળા, mysterious. ૭. ઉત્તમ લક્ષ્મીવાળો. ૮. મોટા યોદ્ધા. ૯. ઊંચામા ઊંચી

૯

એ અનુગ્રહ[1] પામી, હે અહુરા! કો અમ વર્તનથી કે કાજ
અમે તમોને તેમજ અષને નહી કદી કરશુ નારાજ,
તે ઉપરાંત મહોત્તમ[2] મનના સ્પેન્તા મન્યુને કો રીત—
અમે બધા એકત્ર થયા જે સ્તોત્રસમર્પણમાંય[3] ખચીત
છો આરાધનયોગ્ય તમે સૌ વિધવિધ શક્તિભર્યા અવિશેષ,
અને પરમ ઐશ્વર્ય[4] ભરેલા વળી ક્ષથ્ર પણ તેમ હમેશ

૧૦

ત્યારે પરમ અષોઇ થકી ને વળી સાત્વિક મનથી આ વાર
જેઓને પરિશુદ્ધ[5] બનેલા તમે પિછાન્યા છે નિરધાર,
ને જેને, હો મજ્દા અહુરા! ગણ્યા ક્રિયાકાંડે પણ દક્ષ[6],
વાંછાસિદ્ધિ[7] વડે તે સૌને કરજો વૃદ્ધિગત[8] પ્રત્યક્ષ!
નહિતર તમ બન્ને પાસેથી કયમ પૂરું હું જાણું માત્ર
વિપથ[9] જતી છે ભક્તિસેવા આ અમ, કે સંપાદનપાત્ર[10]?

૧૧

એ ખુદ ભક્તિસેવા દ્વારા હું સાચવી રાખીશ અષોઇ,
ને મનની સાત્વિકતાને પણ સદાકાળ અંતર મુજ પ્રોઇ,
તમે જ ખુદ, હો મજ્દા અહુરા! દ્યો મુજને આજ્ઞા આ વાર
તમો તરફથી સૌને જાતે કરવા પ્રગટ હવે નિરધાર
સદા તમારા સહકારી શુભ મન્યુતણા મુખથી ભવી ભાત,
કઇ વિધિથી[11] જગમાં જીવનનો થયો પ્રથમ ઉદ્ભવ [12]સાક્ષાત!

---

૧ કૃપા મહેરબાની, મહેર ૨ મહા ઉત્તમ ૩ ભજનના અર્પણમાં in the offering of hymns ૪ પ્રભુતા, supremacy ૫ તદ્દન પાક ૬ કુશળ, પ્રામાણિક ૭ મુરાદની સિદ્ધિ યા પ્રાપ્તિ ૮ ચડતી મેળવેલા ૯ આડે માર્ગે ૧૦ મેળવવાને યોગ્ય worth attaining or acquiring ૧૧ રીતે ૧૨ ઉત્પત્તિ, origin existence

# ગાથા અહુનવઇતિ

## અધ્યાય ૩ જો: યસ્ન ૩૦

### પેગામ

( સવૈયા )

૧

હે જિજ્ઞાસુજનો[૧]! તે બેને હવે બતાવું વર્ણવી આજ,
જે મજ્દાના હેતુ થકી છે, જે ડાહ્યાના ચિંતન કાજ;
ને જે અહુરને માટે છે બહુ સ્તુતિકર જગમાં નિરધાર,
ને વળી વૉહુમનોના પણ છે જે આરાધનયોગ્ય અપાર,
તેમજ જે છે અષને માટે મંદ્ર[૨] મધુર સ્વરવાળું ગાન,
જેથી તમે સૌ જ્ઞાનપ્રકાશે જાણી લેશો મર્મ મહાન!

૨

સુણો તમે ઉત્તમ કલ્યાણક નિવેદનો[૩] દ્વારા આ જ્ઞાન,
ને નિર્મળ મનથી તેના પર ધરો સ્વાતંત્ર્યપણે નિજ ધ્યાન,
આ બે વસ્તુતણી વચ્ચેની પસંદગીનો કરી વિવેક
નિજ નિજ પંડથકી[૪] સ્વેચ્છાએ[૫] સ્વવશ રહીને જન પ્રત્યેક,
યોગ્ય પથે જૂદા પડવાના સમયતણી પૂર્વે નિરધાર
એને અનુમોદન[૬] દેવાને જાગ્રત થઇ અંતર મોઝાર!

---

૧ જ્ઞાન મેળવવાની ઇચ્છાવાળા માણસો. ૨. ધીમા, નીચા, સંગીતમાં જેને flat tunes કહે છે તે. ૩. જાહેરાત, proclamations. ૪. પોતાની જાતથી, with one's own self. ૫. આપમરજીથી. ૬. ટેકો.

૩

હવે, આદિકારણ[1] તે બન્ને મન્યૂઓ અણદીઠ સદાય
જે જોડી નિજનિજને પંથે બહુવિધ કાર્યકુશળ કહેવાય,
વિચારમાં ને વાણીમાં ને વર્તનમાં તે બન્ને એમ
ઉત્તમ અથવા અધમ તરીકે ઓળાતા વળી નિજનિજ નેમ;
એ બેમાંથી જ્ઞાની જનોએ કીધી ચૂંટણી આપ[2] યથાર્થ[3],
પણ દુર્બુદ્ધિ જનોએ તો નહિ સંભાળ્યો સાચો નિજ સ્વાર્થ.

૪

અને વળી જ્યારે તે બન્ને સરખેસરખા મન્યૂ ત્યાંય
સર્જાયા સાથે આરંભે, ને નિજ નિજ રીતે જગમાંય
જીવન અને અજીવન તેમજ તેઓએ સર્જ્યાં તે વાર,
ને એવી રીતે હસ્તીના અંત સુધી રહેશે નિરધાર:
અજ્ઞાનીઓનો મન્યૂ તે જડબુદ્ધિવાળો ને ભ્રષ્ટ,
પણ છે નેક અપોજન માટે મન્યુ મહા સાત્વિક ઉત્કૃષ્ટ.

૫

એ બન્ને મન્યૂઓમાંનો જે છે અજ્ઞાની દુર્બુદ્ધ[4],
તેણે તો ચાહ્યું ઉત્પાદન[5] જડબુદ્ધિમય તેમ અશુદ્ધ;
પણ જે મન્યુ પવિત્રોત્તમ છે તેણે કીધી અષોઇ પસંદ,
જે તેજોમય ગોલ ભરેલા આકાશે નિવસે સુખકંદ;
તો નિશ્ચય જેઓ પોતાનાં સત્કાર્યો દ્વારા નિર્દોષ
મઝ્દાપંથ પ્રવર્તે[6] તેઓ અહુરને આપે સંતોષ.*

૧. સૃષ્ટિનું મૂળ કારણ, primeval. ૨. પોતે. ૩. ખરી, વાજબી. ૪. ખોટી યા બુધ્ધિવાળો. ૫. સર્જન, creation. ૬. નમ, ચાલે. * આ લીટીમાં મઝ્દા અને અહુરા એમ બે જુદી જુદી વ્યક્તિ છે, ને પેગમ્બર સાહેબે સ્પષ્ટ રીતે કહ્યું છે.

૬

એ બન્નેનો દેવો પણ નહિ સમજ્યા સાચો મર્મ જરાય,
કારણકે ભોળવનારા ને મનમોહન કંદર્પે[1] ત્યાંય
નિજ મોહિત[2] અનુરાગીઓને[3] કીધા નિર્બળ ને મતિમંદ,
જેથી નિજ કાજે તેઓએ કીધો મન્યુ અશિષ્ટ[4] પસંદ;
પછી હવસને તેઓએ તો આત્મસાત્[5] કરી લીધો એમ,
જેથી તો આ મર્ત્ય[6] જીવનને કીધું દુખમય ને અક્ષેમ[7].

૭

અને અમારે માટે તો એ ભલે કદાચિત્ આવે કામ[8]
ક્ષથ્ર અને વળી વૅહુમનો ને તેમજ અષ દ્વારા અભિરામ;
તેથી તો ઉલટું અમ સૌના ખાકી તનને પ્રેરી ખાસ
ચિરકાલિક[9] આર્મઇતિ તો ત્યાં દેશે દૃઢતા ને ઉલ્લાસ!
એ કંદર્પ રહે તેઓની ને તુજ ઇચ્છાને આધીન,
એવી લોખંડી બેડીથી સંતોષાઇ કરી આમીન.

૮

અને ખરેખર જ્યારે પેલો દૃઢ સંયમથી અંતરમાંય
પાપતણી ઇચ્છાને ઉગતી દાબી દઇ અવરોધે[10] ત્યાંય,
ત્યારે, હે મઝ્દા! તે એવો ક્ષથ્રતણો વર્તાવ[11] નિદાન
એ પાપો માટે છે એવી સાત્વિક મનથી કરે પિછાન;
હે અહુરા! તેઓની પાસે તે તો મેળવશે પદ[12] મોટ,
અષોઈના હાથોમાં જેઓ અનિષ્ટને[13] દે સોંપી સચોટ!

---

૧. કામદેવે, Cupid ૨. મોહ પામેલા, ઝંખાયેલા. ૩. સંબંધીઓને. ૪. અધમ, નાલાયક. ૫. પોતાના જેવો, ૬. નાશવંત, મોતને આધીન છે એવા. ૭. સુખશાંતિ વગરનું. ૮. કામદેવ. Cupid. ૯. લાંબો વખત રહેનારી. ૧૦. અટકાવે. ૧૧. આચરણ. ૧૨. પદવી, માન. ૧૩. બુરાઇને.

૯

ને એવી રીતે જ અમે પણ થઇયે તેઓ જેવા નેક
જેઓ જીવનને બંધનથી મુક્તિ અપાવે પરમ વિવેક;—
હે સર્જનના સ્વામીઓ ને હે જીવનના સૌ સરદાર!
વિશ્વસ્નેહ ને અષોઇ દ્વારા એને ટેકવજો નિરધાર!
જેથી ભક્તિતણો જ સદોદિત[1] ઉદ્‌ભવ[2] થાય પરમ ઉરમાંય[3],
જ્યારે પણ મુઝવણમાં પડતું ચિત્ત ભ્રમિત ને વ્યાકુળ[4] થાય!

૧૦

ત્યારે પાપતણી વૃદ્ધિનો એ ભક્તિ દ્વારા ઉત્કૃષ્ટ[5]
નિશ્ચય નાશ થશે અંતરમાં ને અંતે બનશે તે નષ્ટ;
અને, પછી તેઓ આનંદે રહેશે મધુર મિલાપે એમ
સર્વોત્તમ સદ્‌ધામ વિષે તે સાત્વિક વૉહુમનોના, તેમ
સવજ્ઞાની મઝ્‌દાના ને તેમજ અષના પરમસુજાણ,
જેઓ પરમોત્તમ મહિમામાં[6] જીવન વિતાવે જગકલ્યાણ!

૧૧

તવ[7] તે બે જીવનાચારોને[8] તમે પિછાનો છો પરમાણ,
જે બન્નેને, હે મઝદયાઓ। મઝ્‌દાએ કીધા નિર્માણ—
એક જનારો છે સત્પંથે, પણ બીજાનો છે દુષ્પંથ:
ને તેથી ખળ[9] બકવાદીને તો છે હાનિ[10] વ્યથા[11] અત્યંત,
પણ છે નેક અષોજન કાજે તે પરમોત્તમ શક્તિ સમાન;
માટે નિશ્ચય તેઓ દ્વારા થશે જીવનકલ્યાણ નિદાન[12]!

---

૧. હંમેશાં. ૨. ઉદય, જન્મ. ૩. હૈયામાં. ૪. બાવરું, ગાભરું. ૫. ઉત્તમ. એ "ભક્તિ"નું વિશેષણ છે. ૬. વૈભવમાં. ૭. ત્યારે. ૮. જિંદગીનાં આચરણને, જિંદગી વિતાવવાના નિયમોને. ૯. દુષ્ટ. ૧૦. નુકસાન. ૧૧. પીડા. ૧૨. જરૂર.

## અધ્યાય ૪ થો : યસ્ન ૩૧

### દર્શન

(સવૈયા)

૧

તે બન્ને જીવનાચારોનો[1] તમ પાસે, સમજી શુભ પેર,
આ અણુપ્રગટેલા[2] આદેશો[3] અમે હવે કરિયે જાહેર,—
તે સર્વેને કાજે જેઓ નિજ પાપાચરણે[4] બહુ રીત
અષની ઉત્પાદિત[5] સૃષ્ટિને નાખે સંકટમાંય ખચીત,
વળી ખરેખર તે સૌ કાજે દઇયે એ આદેશ અમૂલ્ય
જેઓ મઝ્દામાં નિજ શ્રદ્ધા[6] રાખે ધારી ધૈર્ય અતુલ્ય.

૨

જ્યારે એને લીધે જગમાં આત્મથકી સીધો ને સ્પષ્ટ
વધુ સારો મારગ કોઈ પણ સ્હેજે એમ પડે નહિ દૃષ્ટ,[7]
ત્યારે હું આવ્યો છું સ્હાવા એમ તમારી સૌની પાસ
અહુરાએ નિર્માણ કરેલા રતુ પેગમ્બર જેવો ખાસ,
મઝ્દાના સર્જેલા એવા બે અંશો[8] વચ્ચે આ ઠાર,[9]
જેથી અષોઇને વશ રહીને જીવન ટેકવિયે નિરધાર.

---

૧. જિંદગી વિતાવવાનાં આચરણોને. ૨. જાહેર નહીં કરાયેલા. ૩. ધર્મનાં ફરમાન. ૪. પાપી કાર્યોથી. ૫. પેદા કીધેલી. ૬. યકીન, વિશ્વાસ. ૭. નજરે. ૮. વિભાગો—ભલાઇ અને બુરાઇના વિભાગો. ૯. ઠેકાણે.

૩

આથ્ર[1] અને શુભ મન્યુ[2] દ્વારા પ્રેરે તું જે બ્રહ્મજ્ઞાન,[3]
જે બન્ને પ્રતિસ્પર્ધી[4] માટે પરખે અષ દ્વારા તું નિદાન,
વળી સૂક્ષ્મદર્શી[5] માટે તો જે જ્ઞાન જે છે જીવનાચાર,
તેને પૂર્ણ સમજવાને, હે મઝ્દા! સ્પષ્ટ કહે નિરધાર
ખુદ તુજ પોતાના મુખ કેરી વાણી દ્વારા સિદ્ધ અતુલ્ય,
જેથી સૌ જીવતા જનને હું શીખવું સંયમશક્તિ અમૂલ્ય!

૪

જ્યારે પૂજન આવાહનને[6] અષ અનુકૂળ બને શુભ અર્થે,
હે સર્જનના સ્વામીઓ ને હે જીવનના નાથ સમર્થ!
અને પાક આર્મઇતિ તેમજ પ્રસન્ન સૌની સાથે થાય,
ત્યારે સાત્વિકતમ[7] મનથી હું મથન કરીશ ઘણું ઉરમાંય
મારે માટે મેળવવાને ઓજસ્વી સંયમ તાકાત,
જેની વૃદ્ધિથકી જ અમે સૌ પાપવલણને કરિયે મહાત.

૫

એનો ભેદ સમજવા માટે તમે કહો મુજને સાક્ષાત,
જે વધતી વિભૂતિ[8] અષ દ્વારા તમે મને દીધી ભલી ભાત,
તેમજ મુજને સાત્વિક મનથી એ સૌ મર્મ સમજવા માટ,
અને ધ્યાન ધરવા તેનું જે જ્યોતિરૂપે રહે છે ઉરપાટ—[9]
એ સર્વે, હો મઝ્દા અહુરા! મુજને દર્શાવો આ વાર
જેનાથી એ થાય નહીં ને જેનાથી એ છે થાનાર!*

---

૧. આતસને આપેલા દૈવી રૂપનું મૂળ નામ–અથર. ૨. શુભ મન્યુ એટલે "સ્પેન્તા મન્યુ," ભલો મન્યુ. ૩. ખુદાઇ જ્ઞાન. ૪. હરીફો. ૫. ઝીણવટથી ઊંડા ઊતરીને જોનાર. ૬. આમંત્રણને, invocation. ૭. અતિ સાત્વિક, પૂર્ણ પવિત્ર. ૮. મહત્તા, ઊંચી પ્રાપ્તિ. ૯. હૈયાની બેઠકમાં.
* જેનાથી એ સંયમ રાખીને ઊંચી પ્રાપ્તિ મેળવી શકાય, અને જેનાથી એ મેળવી નહીં શકાય.

૬

લાખેણું[1] થાજો રે તેનું સર્વોત્તમ કલ્યાણ નિદાન
જે જ્ઞાની જન જગમાં મારું પ્રગટ કરે આ સત્યવિધાન[2]—
પ્રગટ કરે તે મંત્ર અનેરો જે સમૃદ્ધિતણો છે, તેમ
પરમ અપોઇતણો ને તેમજ અંત્ય[3] અમરતાનો સક્ષેમ,[4]
મઝ્દાને માટે જે ભાવે રક્ષે સંયમશક્તિ સદાય,
જેને મઝ્દા કાજ વધારે સાત્ત્વિક મનથી જીવનમાંય!

૭

જે તે બન્ને મન્યુઓને પ્રથમથકી સમજીને ઉર
નિજ અંતરજ્યોતિથી[5] પાડે બુદ્ધિપ્રકાશે જુદા જરૂર,
તે તો પોતે નિજમરજીથી છે અષને ટેકો દેનાર,
જેથી સ્પેન્તા મન્યુ ખરેખર પામે નિજ કાર્યે આધાર;
હે મઝ્દા! તેં બહુ બળવંતા મન્યુ ઉભય[6] કીધા વણભ્રાંત,[7]
જેઓને, હે અહુરા! તું તો નહીં કદી પણ રાખે શાંત!

૮

એ માટે હું લેખું તુજને વરિષ્ટમાંય વરિષ્ટ[8] અબાધ્ય,
હે મઝ્દા! મન દ્વારા એવો સદાકાળનો તું આરાધ્ય!
વોહુમનોના સાત્ત્વિક મનનો રક્ષક વળી લેખું ભલી ભાત,
તેથી પૂર્ણ ભરી રાખ્યો મેં તુજને આંખોમાં સાક્ષાત—
આંખો જે પાવન ને ન્યાયી અષનું અંતર સ્થાનક[9] થાય,
જે અષ હસ્તીનાં[10] કૃત્યો પર છે અધિકૃત[11] સ્વામી જગમાંયે.

૧. લાખને તોલનું. ૨. સત્યને લગતી ધર્માજ્ઞા. ૩. અંતની, આખરની ૪. ક્ષેમવાળો, કલ્યાણ કરનારો. ૫. પોતાની અંદર વસેલી ખુદાઇ જ્યોતથી ૬. બન્ને. ૭. વગર શકે. ૮. સર્વોત્તમ, ઉત્તમમાં પણ ઉત્તમ. ૯. રહેઠાણ, બેઠક. ૧૦ જિંદગીનાં. ૧૧. અધિકારવાળો.

૯

ભક્તિભરી આર્મઇતિ બધે છે પ્રસરી રહી તમમાં[1] નિરધાર,
ને તમમાં વળી મન્યુતણો પણ પામ્યો છે મૂળ હેતુ પ્રસાર,
હો પૃથ્વીના સર્જનહારો ! હો મઝ્દા અહુરા બળવંત !
તેથી એ પૃથ્વીને માટે તમે નિયત[2] કીધો છે પંથ.
ચાહે તો પેગમ્બરથી એ પૃથ્વી સત્ય પથે[3] દોરાય,
અથવા જે પેગમ્બર છે નહિ તેવાને અનુસરવા જાય !

૧૦

એ સમજીને પૃથ્વીએ આ બેમાથી સ્વીકાર્યો ઇષ્ટ[4]
પોતા માટે રક્ષક એવો સદ્ફળદાયક[5] સત્ય અભીષ્ટ,[6]
અધિકારી સ્વામી બળવંતો, અપોઇ કેરો રખણહાર,
વોહુમનોના સાત્વિક મનનો પ્રાપ્તિવાંછુ[7] તેમજ નિરધાર,
હવે નહીં, હે મઝ્દા ! જગના ધર્મનિયમની "સ્મૃતિ"નો ભ્રષ્ટ
કોઇ વિઘાતક[8] દુર્બોધક પણ એને વ્યર્થ કરે કે નષ્ટ !

૧૧

કારણ, હે મઝ્દા ! અમ માટે પ્રથમ બધી સમજીને વાત
સર્જી તે વિધવિધ સૃષ્ટિઓ ને ધર્માદેશો[9] ભલી ભાત,
વળી તુજ દ્વારા જ્ઞાન દઈ તેં દીધી નિર્ણયબુદ્ધિ[10] પ્રમાણ,
જેથી હાડતણા ખોખાને દીધું તે ચેતન ભરી પ્રાણ,
જેથી વળી તેં કાર્યપ્રયત્નો ને ઇચ્છાઓ પ્રેરી એમ,
જેણે કરી નિશ્ચયશક્તિ[11] તો પસંદગી કરી લે નિજ નેમ

૧ તમારામાં, તમારી અંદર ૨ નક્કી કરેલો, સ્થાપેલો. ૩ રસ્તે ૪ સૌથી સારો આત્માનું ભલું થાય એવો ૫ સારૂં ફળ આપનારો ૬ મનગમતો ૭ પ્રાપ્તિ મેળવવાની ઇચ્છા રાખનાર ૮ ઘાત કરનારો, હણનારો ૯ ધર્મના—જિંદગી ભલી રીતે ભોગવવાના ફરમાનો ૧૦ ઠરાવ કરવાની બુદ્ધિ, sense of decision ૧૧ અંતરબળ, Will power

૧૨

અહીં તો ઉંડે ઉંડે વિધવિધ[1] રીતે વાદ[2] ચલાવી રહે નિરધાર—
યા પ્રતિસ્પર્ધી[3] વિરોધી વક્તા યા તો સત્યવચન વદનાર,
યા વિદ્યાવંતો સદ્જ્ઞાની યા તો અજ્ઞાની મતિહીન,
તેના તેના હૃદયથકી ને બુદ્ધિથકી બનીને આધીન!
અવિરત પૂઠે જતી આર્મઇતિ બન્ને મન્યુઓને ત્યાંય
પૂછે જાણી લેવા સઘળે જ્યાં જ્યાં શંકા વાદ જણાય*

૧૩

એ રીતે નિર્ણય કરવા જે પૂછપરછ ચાલે જાહેર,
અથવા, હે મઝ્દા! જે ચાલે છૂપીથી પણ કોઈક પેર,
અથવા જે નાના સરખા પણ પાપતણી, ધારી અનુતાપ[4],
મોટામાં મોટી નિજ માથે સજા ઉઠાવે આપોઆપ—
તે સઘળું તુજ બળતી આંખો ચોગમ ફેરવતો પ્રત્યક્ષ
પૃથક્ પૃથક્[5] અષ દ્વારા તું તો પરખે મર્મ વિવેકે દક્ષ!

૧૪

એ પૃચ્છા[6] માટે હું તુજને પૂછું, હે અહુરા જગતાત!
શું શું મેળવતી આર્મઇતિ ને શું મેળવશે સાક્ષાત?
કેવું પ્રતિફળ[7] આખરમાં તો દેવામાં આવે નિરધાર
અચળ સદાચારી જન કેરા સ્વાર્પણનું આ જગ મોઝાર[8]?
ને કેવું દેવામાં આવે, હે મઝ્દા! બકવાદી માટ?
કેવું પ્રતિફળ પામે વળી સૌ મિશ્રિતકર્મીઓ[9] જગપાટ[10]?

૧ જુદી જુદી ૨ ચર્ચા ૩ હરીફ * આ છેલ્લી લીટીમાં પૂઠે જતી આર્મઇતિ પોતાના બન્ને મન્યુઓને પૂછે છે, એ પરથી સ્પષ્ટ થાય છે કે પૃથ્વીની આસપાસ ફરતી ને સદા પૂઠે જતી આર્મઇતિ એટલે ચંદ્ર, અને એના બન્ને મન્યુઓ તે એના ઉત્તર દક્ષિણના બન્ને બિંદુપાત-Nodes એટલે રાહુ ને કેતુ ૪ પસ્તાવો ૫ જુદો જુદો ૬ પૂછપરછ ૭ બદલો ૮ માં, મધ્યે ૯ સારા માઠાં એમ ભેળસેળ કાર્યો કરનારા ૧૦ જગતની સપાટી પર

૧૫

હું તુજને પૂછું આ: કેવી શિક્ષા પામે તે ઇન્સાન
જે નિપજાવી આપે સત્તા બકવાદી જન કાજ નિદાન
તેનાં દુષ્કર્મોને માટે ? હે અહુરા ! એવો હંમેશ
જે નહિ જગમાં સમજી જાણે બતાવવાને લાભ વિશેષ
રક્ષક પેગમ્બરની બૂરી નિંદાથી કો બીજો એમ,
ને નિજ અદ્રોહી[1] શિષ્યોના રક્ષકવીરતણી પણ તેમ ?

૧૬

હું તમને પૂછું આ બીજું: કેવો તે કહેવાશે એમ,
જે દાનાવ સુદાનુ જીવનમાં પોતાના આત્માની, તેમ
દેહતણી ને ભક્તિભાવની સંયમશક્તિ સદાય જરૂર
અપોઇથી વર્ધન[2] કરેવાને આતુરતાથી વાંછે[3] પૂર ? -
મુજને કહો, હો મ દા અહુરા ! એમ તમારામય[4] નિરધાર
ક્યારે તે બનશે, ને કેવાં કૃત્ય કરે જીવન મોઝાર ?

૧૭

આ બેમાંથી કોણુ મહત્તર[5] પસંદગી દર્શાવે આપ:
પાક અષો જન કે અજ્ઞાની જે ઠાલો કરતો આલાપ[6] ?
એનો ભેદ બતાવે બોલી જ્ઞાની જન શાણાને સ્પષ્ટ,
પણ કોઈ અજ્ઞાની જનને મા ભોળવવા દેશો ધૃષ્ટ[7] !
બનો તમે પોતે જ અમારા, હો મજ્દા અહુરા સર્વજ્ઞ !
સાત્ત્વિક મનના શક્તિપ્રદાયક તેમજ મારગદર્શક પ્રજ્ઞ ![8]—

૧. દગા યા બુરાઇ વગરના. ૨. વધારો. ૩. ઇચ્છે, ચાહે. ૪. તમારા જેવો, પૂર્ણ અષો બનીને તમારામાં ભળી જવાની યોગ્યતા મેળવનાર. ૫. વધારે મોટાઇ ધરાવનાર. ૬. ૭. ઉદ્ધતાઇથી, audaciously. ૮. ઊંડું જ્ઞાન ધરાવનાર.

૧૮

રખે તમારામાંનો કો પણ, તેથી, બકવાદીનાં ભ્રષ્ટ
મંત્રો ને કાનૂનો બોલે કરવા આ જીવનને નષ્ટ!
એથી તો નિજ આત્માને ને પોતાના જીવનને, તેમ
તનને ને નિજ ભક્તિભાવને તે દોરી લઇ જાશે એમ
દુઃખભર્યાં દુર્ધામ[1] વિષે ને પૂર્ણ અધોગતિમાંહ્ય[2] જરૂર,
તેથી ઉચ્છેદનથી[3] એને સૌ કો હાંકી કાઢો દૂર!

૧૯

જીવનવ્યાધિહર[4] શાતાકર[5] અષઁમતણો તે મંત્ર મહાન
જે જ્ઞાની જન પ્રગટ પઢે ને લક્ષે,[6] હો અહુરા! ધરી ધ્યાન,
ઉન્નત[7] દેવી કવિતાપૂર્ણાં ભજનો માટે પ્રૌઢ ખચીત
સહુ રીતે સામર્થ્ય ભર્યો[8] ને વશવર્તી જીભવાળો[9] નિત્ય,
તે, હો મજ્દા! ઝળહળ કરતા તમ આથર દ્વારા સુદામ
બન્ને પ્રતિસ્પર્ધીઓ[10] કેરા શ્રેય[11] વિષે જ પ્રવર્તે આમ.

૨૦

જે રહેશે સંતત[12] દુખ દેતો પાક અષો જનને આ ઠાર,
તેનો ભાવિ[13] વિષે છે અંતે ઘોર વિનાશ અનેક પ્રકાર,
છે અંધાર ભરેલું તેનું જીવન દીર્ઘ સમય[14] પરમાણ,
હીણી અનર્થકારક ને વળી દુષ્ટ પ્રવાહિત[15] તેની વાણ:
હે બકવાદીઓ! એવા તમ જીવનને તમ ધર્માદેશ[16]
પોતાનાં સૌ કૃત્યો દ્વારા દોરીને લઇ જાય હમેશ.

---

૧. ખરાબ ઠેકાણું. નરક. ૨. પડતીમાં, ખરાબ સ્થિતિમા. ૩. સમૂળા નાશથી. ૪. જિંદગીના રોગને હરનારો. ૫. શાંતિ આપનારો. ૬. ધ્યાન ધરે, meditates upon. ૭. ઊંચા. ૮: શક્તિથી ભરેલો. ૯. જેની જીભ પોતાને વશ છે એવો. ૧૦. હરીફો. ૧૧. ભલું. ૧૨. હંમેશાં. ૧૩. ભવિષ્ય. ૧૪. લાંબા વખત સુધી ૧૫. ખરાબ રીતે વહેતી, અપશબ્દો બોલતી, તોનડીબોબડી ૧૬. ધર્મનાં ફરમાન

૨૧

જગના માલિક મઝ્દા અહુરા આપે તેને બક્ષિશ ઇષ્ટ[1]
સર્વ સમૃદ્ધિતણી ને તેમજ અંતિમ મુક્તિતણી ય વરિષ્ટ[2]
અને વળી તેમજ ભરપટ્ટે પરમ અવોઇતણી નિરધાર,
વંશવૃદ્ધિથી મળતી સંયમશક્તિતણા નૂરની પણ સાર,
સાત્ત્વિક મનની દ્દઢતા કેરા પરમ પ્રસાદતણી પણ હોય,
જે શુભ મન્યુ અને કાર્યોથી* તેનો ધર્માચાર્યજ[3] થાય !

૨૨

સ્પષ્ટ જ છે સઘળું આ બોધ્યું સૌ બ્રહ્મજ્ઞ[4] સુજનને માટ,
તેમજ અંતરથી ઉત્સાહે સમજી શીખવાને જગપાટ[5]
આત્મિક શક્તિ દ્વારા પોતે પરમ અષોઇને જ સદાય
વચન થકી ને કર્મ થકી જે અનુવર્તી[6] ચાલે જગમાંયઃ
એવો જે છે પોતે, તે તો, હો મઝ્દા અહુરા પ્રતિપાળ !
બનશે શ્રેષ્ઠ પ્રચારક[7] સેવક તમ પેગામતણો ચિરકાળ[8] !

---

૧ ઉત્તમ ચાહેલી. ૨. સર્વોત્તમ. *ભલા સ્પેન્તામન્યુ દ્વારા અને નેક કાર્યો કીધાથી. ૩. ધર્મગુરુ, Spiritual head. "ઉર્વથો" એટલે "દોસ્ત" નહીં, એ તો રૂત્તમ્ શબ્દ છે, અને એનો અર્થ "ધર્મનો વડો" થાય છે. ૪. બ્રહ્મને એટલે પરમાત્માને જાણનાર. ૫. જગતની સપાટી પર. ૬. અનુસરીને, ઉપદેશ પ્રમાણે વર્તીને. ૭. પ્રચાર કરનારો, propagandist, messenger ૮. હંમેશનો.

# ગાથા અહુનવઇતિ

## અધ્યાય ૫ મો: યસ્ન ૩૨

### વિશેષ

(સવૈયા)

૧

તે સાહેબતણી પાસે વળી આત્મમારગી[1] યાચે[2] એમ,
નિજ અમીરી સાહક સાથે વળી યાચે સ્વાત્મવિવેકી તેમ;
તેની પાસે દેવજનો પણ સમ આશય[3] રાખી મનમાંય
અહુરની મઝ્દાની યાચે પસંદગી નિજ કાજ સદાય:
"અમે તમારા થઇયે દૂતો[4]—તમ સંદેશાના વહેનાર;
જેઓ દ્વેષ તમારો કરતા તે સૌને અવરોધનહાર[5]."

૨

અહુના આશ્રય ને સંરક્ષક મઝ્દા અહુરએ તે ઠામ
અખંડ ને અવિચળ પોતાની સંયમશક્તિથકી સુદામ
પૂરણ સાત્વિક મનથી સૌને આપ્યો ત્યાં પ્રતિઉત્તર તેમ
સદા પ્રભાવિત[6] વાણીવાળા પરમ સખા[7] અષ દ્વારા એમ;
"અમે તમારે માટે રૂડી સ્પેન્તા આર્મઇતિને ભક્ત
પસંદ કીધી છે: અમ કાજે તે નમદર્શી[8] થાય અનક્ત[9]!"

---

૧. "ખ્વએતુશ્" એટલે "સગો" નહીં, પણ સ્વૈતુ: આધ્યાત્મિક માર્ગે જનારો. ૨. માગે, પ્રાર્થના કરે. ૩. "મઝ્દા મનોઇ" કે "હમોઇ મનોઇ" નહીં પણ "હૅમ્-મનોઇ" મૂળ શબ્દ છે; એનો અર્થ "એકસરખો આશય રાખનારા મનમાં" એમ થાય છે. ૪. કાસદો. ૫ અટકાવનાર. ૬. પ્રતાપી. ૭. દોસ્ત, સાથે રહી કામ કરનારો. ૮. બે-મરખી રીતે જેનારી અપક્ષપાત, ન્યાયી નજરવાળી, ૯. આસક્ત, devoted.

૩

એને બદલે અરે તમે સૌ દેવજનો[1]! આ જગ મોઝાર
પાપથકી સંચેલા મનના ભૂષણ[2] રૂપ બધા છો સાર!
વળી જે દુર્જન પાપી તેમજ ઊંધી મતિવાળો નિજ ઉર
વંદનથી[3] ને પૂજનથી છે સેવી રહ્યો તમને ભરપૂર,
તે ભૂંડાની તમે કરો છો વૃદ્ધિ વળી બમણી સૌ વાત,
જેને લીધે ચૂપિતણા છો સપ્તમ[4] ખંડ વિષે વિખ્યાત!

૪

કારણ તે બન્નેને એમજ ઉત્તેજન દ્યો છો નિરધાર,
જેથી આ સર્વે મશકયાગો વશવર્તી ને તાબેદાર
ગણાય છે દેવોને ગમતા ને વળી સર્વ રીતે અનુકૂળ,
જેઓ વોહુમનોના તેમજ વળી મજ્દા અહુરના મૂળ
સર્જન કેર હેતુતણા છે અવરોધન[5] કરનારા પૂર,
ને અષ કેરી અપોઇથી પણ જેઓ ભાગી જતા બહુ દૂર.

૫

એ રીતે બહુ છળબળકળથી[6] તમે ઠગ્યો મશક્યાને વહાઇ
સજીવન ને અમૃતતાથી રાખી દૂર, કરી ચતુરાઇ;
કારણ તમને દેવજનોને પણ પાપી મન દ્વારા એમ
તેમજ પાપી વચન થકી ને પાપી કાર્યે થકી નિજ નેમ
ભૂંડા ને પાપાત્મક[7] ચેલા મન્યુએ ધૂત્યા સવિશેષ,
જેથી આ તેના જ વિનાશે બકવાદીને ફુલાવ્યો બેશ[8]!

---

૧. "દેવો" એટલે demons નહીં, પણ "દેવજાતિના લોકો." ૨. અલંકાર. ૩. નમસ્કારથી. ૪. સાતમા. ૫. અટકાવ. ૬. દગાફટકાથી ને કળાથી. ૭. પાપી આત્માવાળા. ૮. ઠીક રીતે.

૬

વિધવિધ[1] હાનિ કુચેષ્ટા[2] કરવા યત્ન કર્યા તેણે બહુ રીત,
પણ તે સૌથી જે નોંધાયું તેનાથી તેવી જ ખચીત,
જીવનની યાદી લેવાને, હે ન્યાયી અહુરા પ્રતિપાળ!
સ્પેન્તા મન્યુ દ્વારા સઘળું તું તો જાણી લે સહુ કાળ;
બન્ને જગના રાજ્ય વિષે તુજ, હો મઝ્દા સહુના સરતાજ!
નિશ્ચય તારા કાનૂનો હું સ્થાપું ઉચ્ચ અપોઇ કાજ.

૭

એ પાપોને ટેકો દેવા કોઈ પણ વિદ્વાન સુજાણ,
સ્વયં[3] બલિષ્ઠ[4] થવાને માટે છે નહિ અભિલાષી[5] પરમાણ,
જેથી યજ્ઞકસોટીથી તે કહીને પ્રગટ કરે નિરધાર,
એ પાપો દ્વારા તે તાતા લોહ વિષેથી થયો પસાર!
ખરે, અરે હો અહુરા મઝ્દા! એ સૌની પોકળતા એમ,
તમે પૂરેપૂરી જાણો છો, ત્યાં કંઇ છૂપું રહેશે કેમ?

૮

વળી એ પાપોને માટે તો પેલો અભિમાની સહુ વાત,
છે જ વિવસ્વત્ કેરો યમ પણ જણાયલો સઘળે પ્રખ્યાત;
જે અમમાંના મશક્યાઓને રાજી કરવાને મથનાર,
જગના દૈવી સ્વામીઓનો હતો વળી નિંદા કથનાર:
એ સૌ પાપો માટેના પણ તારા ન્યાય વિષે જ ખચીત,
હે મઝ્દા! મુજ અંતરથી હું થાઉં છું સંમત સહુ રીત.

---

૧. જાતજાતની. ૨. ખરાબ ચેષ્ટા, reviling pranks. ૩. પોતે ૪. બળવાન.
૫. ઇચ્છાવાળો.

૯

દુષ્ટ અધમ દુર્બોધક નિશ્ચય સ્તુતિગાનોનો કરે વિનાશ,
તે જીવનના હેતુતણો પણ કરે પઠનપાઠનથી[1] હ્રાસ[2];
એવાં સ્તુતિગાનો પ્રતિરોધે[3] મારું પ્રયોજન ઇષ્ટ અનન્ય[4],
વૉહુમનોના સાત્વિક મનની જે છે ઉત્તમ દોલત ધન્ય;
મારા મનસંતાપતણી આ કવિતા દ્વારા સ્હાવા દાદ,
અપ ને તમ બન્નેની પાસે હું આ પોકારું ફરિયાદ!

૧૦

એવો જન મારાં સ્તોત્રોને વીંખી નાખી કરે વિનાશ,
જે નિજ આંખોથી આ પૃથ્વી ને તારક-ઝગતું આકાશ
જોઇ યથાર્થ મનન કરવાનું જાણે પાપભર્યું જગમાંય,
ને તેમજ બકવાદીઓને આપે નિજ રક્ષણ ને છાંય,
વળી જે સાચાં ધર્મવચનને ફેંદી કરી દે વેરવિખેર,
તેમજ નેક અષોજન પર જે શસ્ત્ર ઉગામી કરતો કહેર

૧૧

તેઓ નિશ્ચય મુજ શિક્ષણને એ રીતે કરી દેતા વ્યર્થ.
જેઓ ભારે આડંબરથી[5] સેવા કરતા નિજ નિજ અર્થે
બકવાદીનાં યજમાનાની[6] ને યજમાનોની[7] ધરી છાંય,
ને તેઓની મિલકત કેરી પ્રાપ્તિ કરીને ભાગી જાય!
જેઓ વળી અષો જનને સૌ મનની ઉત્તમતાથી તેમ,
હે મઝ્દા! ઉથલાવી નાખી કરવા ભ્રષ્ટ ચહે ઉર એમ.

૧. ભણવા-ભણાવવાથી. ૨. નાશ. ૩. રોકે, અટકાવે. ૪. અજોડ. ૫. ખોટા દેખાવથી. ૬. બ્રાહ્મણોની પાસે ધાર્મિક ક્રિયા કરાવનાર સ્ત્રીઓની. ૭. ધાર્મિક ક્રિયા કરાવનાર ગૃહસ્થોની.

૧૨

જે કો મર્ત્યજનો[1] એવાની ખૂબ પ્રશંસાથી ફૂલાઇ
ઉત્તમ કરણી કરવી છોડી શરણ થશે તે પર લલચાઇ,
તે સૌને મઝ્દાએ પૂરા પાપી કીધા છે જ પ્રકાશ,
જગનાં સંયમી વાણીવાળાં બોધનનો જે કરે વિનાશ ;
જેથી પરશાસકને[2] અયથી મળી પસંદગી વધુ આ ઠાર,
ને બદીના પૂજારીઓની સત્તાને એમજ નિરધાર.

૧૩

ભારે પાપભરેલા મનની જે આધ્યાત્મિક શક્તિ અનેક
એ પરશાસક આત્મા માટે મેળવવાને ચાહ્ય વિશેક,
તે સૌ શક્તિ ખરે છે તેના જીવન કેરી વિનાશક[3] પૂર ;
ને જે દોષારોપે[4] નિંદે, નિજ ઇચ્છામાં રહી ચકચૂર,
હે કરુણાકર મઝ્દા ! તારા પેગમ્બર કેરો સંદેશ
અપોઇ કેરા ભ્રષ્ટીકરણથી[5] જે સહુને રક્ષે હંમેશ.

૧૪

એને ફાંદામાં લેવાને એ પરશાસક તો છળભેર
તેમજ સોમક્રિયાવાળા કવિ યજ્ઞક્રિયાને સ્થાપે ફેર,
ને પ્રાચીન પ્રવૃત્તિઓને એ બન્નેની પણ એ રીત,
જેથી તે સૌ બકવાદીની વૃદ્ધિથકી બંધાય ખચીત ;
ને જેથી દુનિયાને કહી લે વિજયી હોવાનો સંતોષ,
જે સળગાવાવે છે વિજયે અર્ધ્ય[6] દઇને સોમ દુરોષ.[7]

---

૧. માણસો, મરણને આધીન છે એવા લોકો. ૨. પારકાનું ઓહિયાં કરી જનારને. ૩. નાશ કરનારી. ૪. દોષનો આરોપ મૂકીને. ૫. ભ્રષ્ટ કરવાના કાર્યથી, જંગથી, by violence ૬. પૂજન સામગ્રી, offering of sacrifice. ૭. બહુ મુશ્કેલીથી સંતોષાય એવો.

૯

દુષ્ટ અધમ દુર્બોધક નિશ્ચય સ્તુતિગાનોનો કરે વિનાશ,
તે જીવનના હેતુતણો પણ કરે પઠનપાઠનથી[1] હ્રાસ[2];
એવાં સ્તુતિગાનો પ્રતિરોધે[3] મારું પ્રયોજન ઇષ્ટ અનન્ય[4],
વૉહુમનોના સાત્ત્વિક મનની જે છે ઉત્તમ દોલત ધન્ય;
મારા મનસંતાપતણી આ કવિતા દ્વારા ચ્હાવા દાદ,
અપ ને તમ બન્નેની પાસે હું આ પોકારું ફરિયાદ !

૧૦

એવો જન મારાં સ્તોત્રોને વીંખી નાખી કરે વિનાશ,
જે નિજ આંખોથી આ પૃથ્વી ને તારક-ઝળતું આકાશ
જોઇ યથાર્થ મનન કરવાનું જાણે પાપભર્યું જગમાંય,
ને તેમજ બકવાદીઓને આપે નિજ રક્ષણ ને છાંય,
વળી જે સાચાં ધર્મવચનને ફેંદી કરી દે વેરવિખેર,
તેમજ નેક અપોજન પર જે શસ્ત્ર ઉગામી કરતો કહેર

૧૧

તેઓ નિશ્ચય મુજ શિક્ષણને એ રીતે કરી દેતા વ્યર્થ.
જેઓ ભારે આડંબરથી[5] સેવા કરતા નિજ નિજ અર્થ
બકવાદીનાં યજમાનાની[6] ને યજમાનોની[7] ધરી છાંય,
ને તેઓની મિલકત કેરી પ્રાપ્તિ કરીને ભાગી જાય !
જેઓ વળી અષો જનને સૌ મનની ઉત્તમતાથી તેમ,
હે મજ્દા ! ઉથલાવી નાખી કરવા ભ્રષ્ટ ચહે ઉર એમ.

---

૧. ભણવા-ભણાવવાથી. ૨. નાશ. ૩. રોકે, અટકાવે. ૪. અજોડ. ૫. ખોટા દેખાવથી. ૬. બ્રાહ્મણોની પાસે ધાર્મિક ક્રિયા કરાવનાર સ્ત્રીઓની. ૭. ધાર્મિક ક્રિયા કરાવનાર ગૃહસ્થોની.

૧૨

જે કો મર્ત્યજનો[1] એવાની ખૂબ પ્રશંસાથી ફૂલાઇ
ઉત્તમ કરણી કરવી છોડી શરણુ થશે તે પર લલચાઇ,
તે સૌને મજ્દાએ પૂરા પાપી કીધા છે જ પ્રકાશ,
જગનાં સંયમી વાણીવાળાં બોધનનો જે કરે વિનાશ;
જેથી પરગ્રાસકને[2] અપથી મળી પસંદગી વધુ આ ઠાર,
ને બદીના પૂજારીઓની સત્તાને એમજ નિરધાર.

૧૩

ભારે પાપભરેલા મનની જે આધ્યાત્મિક શક્તિ અનેક
એ પરગ્રાસક આત્મા માટે મેળવવાને ચાહ્ય વિશેક,
તે સૌ શક્તિ ખરે છે તેના જીવન કેરી વિનાશક[3] પૂર;
ને જે દોષારોપે[4] નિંદે, નિજ ઇચ્છામાં રહી ચકચૂર,
હે કરુણાકર મજ્દા! તારા પેગમ્બર કેરો સંદેશ
અપોઇ કેરા ભ્રષ્ટીકરણથી[5] જે સહુને રક્ષે હંમેશ.

૧૪

એને ફાંદામાં લેવાને એ પરગ્રાસક તો છળભેર
તેમજ સોમક્રિયાવાળા કવિ યજ્ઞક્રિયાને સ્થાપે ફેર,
ને પ્રાચીન પ્રવૃત્તિઓને એ બન્નેની પણ એ રીત,
જેથી તે સૌ બકવાદીની વૃદ્ધિથકી બંધાય ખચીત;
ને જેથી દુનિયાને કહી લે વિજયી હોવાનો સંતોષ,
જે સળગાવાવે છે વિજયે અર્ઘ્ય[6] દઇને સોમ દુરોષ.[7]

---

૧. માણુસો, મરણુને આધીન છે એવા લોકો. ૨. પારકાનું ઓહિયાં કરી જનારને. ૩. નાશ કરનારી. ૪. દોષનો આરોપ મૂકીને. ૫. ભ્રષ્ટ કરવાના કાર્યથી, બળથી, by violence ૬. પૂજા સામગ્રી, offering of sacrifice. ૭. બહુ મુશ્કેલીથી સંતોષાય એવો.

૧૫

એવી સર્વ પ્રવૃત્તિઓથી એ પરશાસક સત્યપ્રમાણ
કલ્પવૃંદ[1] તેમજ કવિગણ[2] તે બન્નની કરશે બહુ હાણ;
એ વર્ગો દ્વારા જેઓને નથી સ્થાપતા તેઓ લેશ
સ્વેચ્છાથી[3] નિજ જીવન કેરા સત્ય નિયંતા[4] સુપ્રિયદેશ,
તેઓને એ સહુથી આઘે લઈ જવાશે વેગે પાર
વૉહુમનોના સાત્વિક મનના આત્માધામ વિષે નિરધાર!

૧૬

મેં તો નિશ્ચય સાત્વિકતાથી કીધો તે ધામે જ પ્રવેશ,
જે શાંતિ અદ્ભુત કાર્યો[5] પર છે ધરવા સ્વામિત્વ[6] અશેષ[7];
એવું વર[8] સ્વામિત્વ ગ્રહંતું[9], હો મઝ્દા અહુરા પ્રતિપાળ!
જેનું બળ છે મુજને મળતું જીવનમાંહ્ય દ્વિગુણ[10] સહુ કાળ,
જેથી બકવાદીઓ ને એ યજમાનોને પાપાધાર[11]
સદ્ભાગ્યે મુજ અંતરબળથી હાંકીને કાઢીશ હું બહાર.

---

૧. કલ્પ બ્રાહ્મણોનો વર્ગ; વેદકાળમાં ધાર્મિક ક્રિયા કરનારા એક વર્ગનું નામ "કલ્પ" હતું. એને જ ઇરાનીઓ "કરપો" કહેતા હતા. "ગાથા" ભાષામાં "લ" નહીં હોવાથી તે પ્રથમ "કૃપ" કહેવાતા. ૨. સોમની-હોમની-ક્રિયા કરનારા વેદકાળના બ્રાહ્મણોનું નામ "કવિ" હતું. ૩. આપમરજીથી. ૪. નિયમમાં રાખનારા, ગુરુ. ૫. "દસ્ર"-દસ્મ-એટલે અદ્ભુત કાર્ય કરી બતાવવું, ચમત્કાર યા મોજેજા કરી બતાવવા. ૬. Mastership. ૭. સંપૂર્ણ. ૮. ઉત્તમ. ૯. ધરાવતું, ધારણ કરતું. ૧૦. બે રીતનું, બેવડું. ૧૧. પોતાનાં પાપને લીધે.

# ગાથા અહુનવઇતિ

## અધ્યાય ૬ ઠો: યસ્ન ૩૩

### સર્વાર્પણ

( સવૈયા )

૧

એ રીતે પ્રાચીન સમયથી જીવનના નિયમો છે ધાર્ય[૧]
જે સૌ તે નિયમોથી જગમાં રતુ પેગમ્બર કરશે કાર્ય,
પ્રામાણિક ને નિર્મળન્યાયી સર્વ પ્રવૃત્તિથકી નિજ એમ,
અજ્ઞાની બકવાદી તેમજ પાક અષો જન માટે તેમ;
ને તે ભ્રષ્ટ કુટિલ જન[૨] માટે સંધાયે[૩] વળી આગ્રહ સાથ,
તેમજ સંધાયે તે તેના નેક અમીરી જન સંગાથ.

૨

ત્યારે બકવાદીને માટે તેની દુર્મતિને ધરી રહેમ,
જે કો વાણીદ્વારા અથવા મનની દૃઢતાથી પણ તેમ,
અથવા હસ્ત વડે કીધ[૪] કાર્યે ઊખેડી દેશે સવિરોધ[૫];
અથવા નિજ આશ્રિતને દેશે નેકીને માટે સદ્બોધ;–
એ બન્ને સાચે અહુરાની મરજીને રહેશે આધીન,
તેમજ મઝ્દાની તૃપ્તિને, રહી સદા નેકીમાં લીન.*

---

૧. ધારણ કરવા લાયક. ૨. છળનારાળો માણસ, આડે રસ્તે જતો જન. ૩. બન્નેને સાથે અરજ કરે. ૪. કીધેલાં. ૫. વિરોધ સાથે. *અહીં પણ અહુરા અને મઝ્દા એમ બે જુદી વ્યક્તિઓ માટે સ્પષ્ટ ઉલ્લેખ છે.

૩

જે કો ઉત્તમ હિતકારી છે પાક અપો જન કાજ નિદાન,[1]
આત્મમારગી હોય ખરો કે સ્વાત્મવિવેકી હોય સુજાણ,
હોય અમીરી સાહ્યક[2] પણ કો એવો, હે અહુરા પ્રતિપાળ!
અથવા તે ભગ્તો પૃથ્વીને સતસામર્થ્યથકી[3] સહુ કાળ,–
એવો નેક હશે મઝ્દ જે તેનો નિશ્ચય થાય નિવાસ[4]
પાવન[5] અષ ને વોહુમનોના દિવ્યજ્ઞાનભુવને[6] સોહાસ

૪

જે તારો છે તેનાથી હું, મઝ્દા! સ્તુતિથી રાખીશ દૂર
અશ્રદ્ધા[8] ને આશંકાને તેમજ દુર્મતિને[10] ય જરૂર,
આત્મમારગીથી વળી રાખીશ ઊંધી મતિને દૂર ખચીત,
સ્વાત્મવિવેકીથી વળી તેમજ પાસેની બદીને વિપરીત,
અમીરી સાહ્યકથી નિંદકને રાખીશ દૂર વળી સહુ વાત,
ને પૃથ્વીબોધનથી[11] અળગો અતિપાપી મંત્રી[12] સાક્ષાત

૫

જે તારો છે સૌથી મોટો સેવક શ્રેષ્ઠ જગત મોઝાર
તે જ સરોશ હું તો આરાધુ અતિમ[13] લક્ષ્યથકી[14] નિરધાર,
સાત્વિક મનના સંયમ જેવી પ્રાપ્તિ ખરેખર જે છે ઇષ્ટ
એવી દીર્ઘ પરમ શક્તિને મેળવીને મુજ કાજ અભીષ્ટ[15],
શુદ્ધ અષોઇથકી લઇને સૌ સીધા તેમજ સાચા પથ,
જેમા મઝ્દા અહુરા દૈવી ચલવે છે નિજ રાજ્ય અનંત

---

૧ જરૂર ૨ મદદગાર ૩ સાચા બળથી. ૪ રહેઠાણ ૫ પાક ૬ દૈવી જ્ઞાનના ધામમા, in the land of divine knowledge ૭ આનંદ સાથે ૮ અવિશ્વાસ, distrust ૯ શંકાને doubt ૧૦ ઊંધી બુધિને ૧૧ દુનિયાના સચિત જ્ઞાનને, the collected enlightenment of the world ૧૨ સલાહ આપનારને counsellor ૧૩ છેવટના ૧૪ હેતુથી ૧૫ મનગમતી

૬

જે સાચા હોતા[1] લેખે હું પૂર્છું અષોઇથકી દિનરાત
સ્પેન્તા મન્યુ તરફથી પોતે માગું છું ઉત્સુકતા સાથ,
તેની અંતરમહેરે હું તો માગું તેની તરફથી એમ,
જેથી પેગમ્બર દ્વારા તે ધારે મેળવવા નિજ નેમ,
હો અહુરા મઝ્દા! હું તો આ બે વસ્તુ જ ચાહું શુભ પેર:
તમ શુભ દર્શન ને સંમંત્રણ[2] એ મુજને બક્ષો ધરી મહેર!

૭

આવો, મારી પાસે આવો, આવો સ્પેન્તા મન્યુ સલક્ષ!
તેમજ, હે મઝ્દા! નિજરૂપે[3] આવો પ્રગટપણે પ્રત્યક્ષ
પાવન અષની સાથે તેમજ વોહુમનો સાથે આ વાર,
જેથી મુજને પ્રીછે સહુ કો આ મગમંડળની પણ પાર[4]
અમ સર્વેની વચ્ચે એથી થાય પ્રસિદ્ધ બધી ગમ ઇષ્ટ
અમ શ્રદ્ધાળુ અને આદરમય અર્પણ સ્પષ્ટ અને મન્નિષ્ઠ[5].

૮

પ્રથમથકી જ તમે આ મારા કહી જણાવો સૌ ઉદ્દેશ
તે સંબંધતણા જેનાથી હું આ ચર્ચી રહ્યો છું બેશ[1]
આત્વિક મનથી તમ જેવાની ભક્તિ, અહો મઝ્દા! સુદલેર[6],
અને અષોઇથકી વળી શબ્દો સ્તુતિને યોગ્ય, ધરી તમ મહેર,
પરમ અમરતા છે જ તમારી બક્ષિશ અમ માનવને માત્ર,
ને ચિરકાળ[7] સમૃદ્ધિ તમારું દ્રોષ્ટતણું છે ઉત્તમ પાત્ર[8]!

---

૧ યજ્ઞમાં આહુતિ હોમનાર, ક્રિયાકામ કરનારો મુખ્ય બ્રાહ્મણ sacrificer ૨ એકમેકની સાથ સંવાદ કરવી તે mutual conversation or counsel ૩ પોતાના સ્પષ્ટ રૂપના ૪ સારી નિષ્ઠાવાળું ૫ રૂ ગીતી ૬ આનંદથી, ખુશીથી ૭ હમેશની ૮ આ શબ્દની પૂરી સમજ માટે પાછળનું ટિપ્પણું જોવ ૯ વાસણ

૯

તેથી શુદ્ધ અપોઇ કેશ જે છે વર્દ્ધક[1] મહાસમર્થ
તે બન્ને અન્યોન્ય[2] વિરોધી મન્યુઓને એમ તદર્થે[3]
અંતરજ્યોતિ થકી હું પરસ્પર સરખાવી જોઉં જગમાંય,
હે મઝ્દા! ઉત્તમ મનથી આ તેઓના ચિરયુદ્ધ[4] છતાંય;
એ બન્નેની સહસેવાને[5] મેં જાણી લીધી નિરધાર,
જેઓના આત્મા રહી સાથે કાર્ય કરે છે જગ મોઝાર.

૧૦

અનંતકાળ થકી જગમાં છે જે સઘળી સત્પ્રાપ્તિ[6] અમોલ,
પર્વે[7] સર્વ હતી જે નિશ્ચય, ને વળી જે છે આજ વિલોલ.
તેમજ હવે પછી, હે મઝ્દા! થશે ભવિષ્ય વિષે જે એમ,
તુજ આનંદ વિષે તેઓને દેજે તેમાં ભાગ સપ્રેમ!
સાત્વિકતા, મનસંયમ, તેમજ અપોઇ દ્વારા આ અમ પંડ[9]
મોક્ષ થકી ઊંચે ઊંચકી તું લે દેવા આનંદ અખંડ!

૧૧

અણુગણુ સૃષ્ટિ વિષે તો છે જે અહુર સર્વસમર્થ મહાન,
તેમજ સૌના સર્જક મઝ્દા ને આર્મઇતિ સુભક્તિનિધાન[10],
વળી અનેશ સૃષ્ટિપ્રદાયક[11] પાવન અપ પૂજિત[12] સર્વત્ર[13],
તેમજ વૉહુમનો સર્વોત્તમ ને મનસંયમદાયક ક્ષથ,—
એ પ્રત્યેક મને લક્ષે ને મુજ પર કરતા મોંઘી મહેર,
હું જે કાંઇ કરું તેની સત દોરવણી માટે શુભ પેર.

---

૧. વધારનારા. ૨. એક બીજાના. ૩. તેને ખાતર ૪. હંમેશનું યુદ્ધ-લડાઇ. ૫. સાથે મળીને કરાતી સેવાને. ૬. ગુણકારી પ્રાપ્તિ, virtuous attainments. ૭. આગળના વખતમાં. ૮. સુંદર. ૯. પોતાને. self. ૧૦. ભલી ભક્તિનો ભંડાર ૧૧. સૃષ્ટિને નિવાજનાર. ૧૨. પૂજા-આરાધનને લાયક. ૧૩. બધે ઠેકાણે.

૧૨

મુજને ઊંચે લઇ, હે અહુરા! કરજે તું મારો ઉદ્ધાર!
બક્ષ મને આર્મઇતિ દ્વારા ઊંડું અંતરબળ નિરધાર!
આપ પવિત્રોત્તમ વળી તારા સ્પેન્તા મન્યુ દ્વારા તેમ,
હે મઝ્દા! રૂડી મતિ સાથે આશધન-દોરવણી એમ!.
બક્ષ વળી અષ દ્વારા મુજને શક્તિ પ્રબળ વિજયી મુદ્દામ,
તેમજ આધ્યાત્મિક પ્રભુતા[1] પણ વૉહુમનો દ્વારા અભિરામ[2]!

૧૩

સૃષ્ટિતણા સર્વત્ર[3] પ્રદ્યોતક[4]! ગ્રહી[5] સદા જાળવવા ઇષ્ટ
બક્ષો મુજને એમ તમારી તે સઘળી અભિપ્રાપ્તિ[6] વરિષ્ટ[7]!
હે અહુરા! જે સૌ અભિપ્રાપ્તિ છે સંયમ કેરી ગુણવાન
તેમજ ઉત્તમ સાત્વિક મનની જે સર્વે છે સિદ્ધિ નિદાન[8];
અહો મહા સ્પેન્તા આર્મઇતિ! તુજને વિનવું છું આ વાર,
દેજે પુષ્ટિ[9] અષોઈ દ્વારા ધર્માદેશોને[10] નિરધાર!

૧૪

તેથી દુનિયાનો સેવક ને ઉપદેષ્ટા[11] જરથુસ્ત્ર સભાન[12]
નિશ્ચય ખુદ પોતાના તનના ચેતનનું મોંઘુ બલિદાન
આપે છે મઝ્દાને ચરણે મૂકી આ જગમાય સહર્ષ,
તેમજ વળી સાત્વિક મન કેરી ઉત્તમતા ને સ્થાનપ્રકર્ષ[13],
વળી અષને ચરણે અર્પે છે કાર્યતણું શ્રેષ્ઠત્વ અનન્ય[14],
ને નિજ કવિતા-સ્તોત્રતણી વળી સેવા શક્તિ પ્રબોધનજન્ય[15]!

---

૧. સત્તા, મહત્તા. ૨. આનંદથી. ૩. બધે ઠેકાણે, all round. ૪. મહા પ્રકાશ કરનારો, great Illuminator. ૫. ધરીને, મેળવીને. ૬. મહા પ્રાપ્તિઓ, great attainments. ૭. ઉત્તમ. ૮. નક્કી. ૯. ટેકો. ૧૦. ધર્મનાં ફરમાનોને. ૧૧. ઉપદેશ આપનારો. ૧૨. પુરતા હોશ સાથે, consciously. ૧૩. દરજ્જાની શ્રેષ્ઠતા. ૧૪. અજોડ. ૧૫ જ્ઞાનની રોશની આપનારી.

અધ્યાય ૭ મો: યસ્ન ૩૪

## મોક્ષમાર્ગ

(સવૈયા)

૧

જે કર્તવ્ય થકી જીવનના, જે સુખવચન થકી નિરધાર,
જે અંતર કેરા સ્વાર્પણથી—એ સર્વે વિધિનો[1] અનુસાર[2],
હે મઝ્દા! તું તો બક્ષે કદી પરમ અમરતા અને અપોઈ,
વળી સમૃદ્ધિતણી પ્રભુતા પણ આપે તું ઉત્તમતા જોઈ,
એ સર્વે તારી બક્ષિશનું, હે ન્યાયી અહુરા જગનાથ!
આ જરથુસ્ત્ર કરે છે ધારણ સર્વ અમારી વિપુલતા[3] સાથ.

૨

ને એમજ ખુદ તુજ માટેના ઊંડા ચિંતન[4] દ્વારા નેક
ને શુભ સ્પેન્તા મન્યુતણી વળી મળતી બક્ષિશ સાથ દરેક,
વળી પાવન[5] માનવ જેવાના સાત્વિક કૃત્ય વડે વરવર્ગે[6],
જેનો આત્મા અપની સાથે રાખે છે અવિચળ[7] સંસર્ગ[8],
ઉરની ઊંડી ભાવોર્મામાં[9] હું કરતો ઉજવું સહુ હામ,
હે મઝ્દા! તમ સંબંધિનાં સ્તુતિભજનો દ્વારા તમ નામ!

---

૧. ક્રિયાને, કાર્ય કરવાની રીતને. ૨. અનુસરીને. ૩. ભરપૂરતા. ૪. મનન, meditation ૫. પવિત્ર. ૬. ઉત્તમ પ્રકારથી. ૭. જરાપણ ચળ્યા વગરનો, સ્થિર. ૮. સંબંધ. ૯. લાગણીની ઝૂંકમાં.

૩

વળી હે અહુરા ! તુજ ન્યામતને નમનથકી સ્વીકારી સપ્રેમ
તુજ માટે ને અષ માટે પણ સંભાળી રાખીશું એમ;
આ તારા શુભ રાજ્ય વિષે જે છે સઘળાં સર્જન તુજ બેશ,[1]
વોહુમનો દ્વારા જે સર્વે પામે નિજ જીવન–ઉદ્દેશ[2];—
હું તો પામ્યો છું જ ખરેખર એ સૌ સર્જનથી આ ઠામ,
હે મઝ્દા ! તમ સૌની વચ્ચે શક્તિ સુપ્રજ્ઞતણી[3] મુદામ.

૪

ખરે અમે તારા આતશને ચાહીએ રાખી અભિલાષ,[4]
હે અહુરા ! અષ દ્વારા જે છે ઓજસ્વી ને દિવ્ય પ્રકાશ,
જે આતશ અવિશ્રાંત[5] ધગંતો[6] છે બળવાન મહાન અપાર,
ને દૃઢભક્તિ થકી છે નિર્મળ ઊંચી પદપ્રાપ્તિ જ દેનાર;
પણ દ્વેષી દુર્જન માટે તો, હે મઝ્દા ! જે છે સદ્ધીર
નિજ પાવન સંસ્કાર[7] વડે વળી બદીને કરનારો નિર્વીર્[8].

૫

કેવું છે સામર્થ્ય તમારું, કેવી તમ ઇચ્છા સંગીન,
હે મઝ્દા ! હું તેમ રહું છું કાર્યે વિષે તમને આધીન,
પૂર્ણ અષોઇ થકી ને તેમજ સાત્વિક મનથી ધરીને દાઝ
ધીર તમારા સંયમીજનને સંરક્ષણ દેવાને કાજ;
પછી અમે દૃઢતાથી તમને ચાહીએ વર્ણવવા પૂર
સર્વે દેવજનો ને ભૂંડા મશકયાઓની પાસ જરૂર.

---

૧. સારાં. ૨. જિંદગીનો હેતુ. ૩. ઉત્તમ જ્ઞાનીજનની, સર્વવ્યાપક પરમાત્માને પિછાનનારની. ૪. ઊંડી ઇચ્છા. ૫. અટક્યા વગર. ૬. બળતો, ધગધગતો. ૭. ક્રિયાકામથી કાઢેલી શુદ્ધિ. ૮. અશક્ત.

૬

જ્યારે તમે ખરે છો એવા સાચી રીતે પરમ બલિષ્ઠ,
હે મઝ્દા! અષની સાથે ને વૉહુમનો સંગાથે ઇષ્ટ,
ત્યારે એવી મુજને બક્ષો પરમ કુશળતા સર્વ પ્રકાર
આ જીવનની મુશ્કેલી ને બીતિ[1] સકળ કરવાને પાર,
જેથી ભક્ત તરીકે તેમજ ભાવુક[2] કીર્તનકાર સમાન
હું પાછો પામું તમને ને સાધું મોંઘું આત્મિક ધ્યાન!

૭

હે મઝ્દા! કયા છે તે એવા આર્દ્રજનો[3] ભાવુક ને આપ્ત[4],
જેઓ જીવને[5] સાત્ત્વિક મનની ઉત્તમ સિદ્ધિ કરીને પ્રાપ્ત,
પડતીને પણ, આફતને પણ, પૂંજી લેખે ગણીને સત્ય
ધર્માજ્ઞાને[6] ઉરસંયમથી[7] પાળે છે પોતાને કૃત્ય?—
તમો સિવાય બીજો જગમાં કો હું જાણું નહિ એવો કોઈ,—
હે અષ! તેથી રક્ષો અમને પ્રેરી અંતરમાંહ્ય અપોઈ!

૮

આ અમ સર્વ પ્રવૃત્તિથકી તો તેઓ નિશ્ચય પામે ત્રાસ
જેઓમાં બહુ જનને માટે કંઇ કંઇ બીતિ[8] ભમે ચોપાસ;
જેને લીધે તો, હે મઝ્દા! બળવત્તર[9] જન જગ મોઝાર[10]
તુજ મારગના રંક પથિકનો[11] ગુંગળાવી દે છે નિરધાર;
જેઓ રાખે નહિ જ જરા પણ અપોઇ કેરો ખ્યાલ જરૂર,
તે સર્વેથી વૉહુમનોની સાત્ત્વિકતા રહે છે બહુ દૂર.

---

૧. ડર, બીક. ૨. સહૃદય, સામાની લાગણીને જાણનારો, રમજ્ઞ. ૩. લાગણી ને સમભાવ (sympathy) વાળા માણસો. ૪. વિશ્વાસુ, પોતાના જેવા. ૫. જિંદગીમાં. ૬. ધર્મની આજ્ઞાને, ધર્મના ફરમાનોને. ૭. પોતાપરના કાબૂથી. ૮. બીક. ૯. વધારે બળવાળો. ૧૦. જગતમાં. ૧૧. મુસાફરને.

૯

જે સર્વે, હે મઝ્દા! તારા જ્ઞાનીઓમાંની ગુણવાન
આદરણીય[1] સુભક્ત વિલક્ષણ સ્પૅન્તા આર્મઇતિને મહાન
પોતાનાં દુષ્કર્મો દ્વારા છોડીને અવગણતા એમ,
વૉહુમનોના સાત્વિક મનના વળી અજ્ઞાન થકી પણ તેમ,
એ સૌથી એ આર્મઇતિ તો, હે અષ! લુપ્ત[2] થતી નકલંક[3]
જેમ જનો રોગી ને ભૂંડા અમથી દૂર જતા નિઃશંક[4].

૧૦

એવાની પાસે જ્ઞાનીજન ખુદ નિજ કૃત્ય થકી શુભ દક્ષ[5]
વૉહુમનોના સાત્વિક મનના ફળને દર્શાવે પ્રત્યક્ષ;
તેમજ વિદ્વજ્જન દેખાડે સ્પૅન્તા આર્મઇતિને સુજાણ
જે છે નિશ્ચય પાવન અષનુ ઉજ્જવલ[6] તેજસ્વી રહેઠાણ,
વળી બધું એ તે દર્શાવે, હો અહુરા મઝ્દા જગનાથ!
પરમ તમારા રાજ્ય વિષે સૌ સત્યશોધકોને પણ સાથ.

૧૧

નિશ્ચય એહ સમૃદ્ધિ અને એ અમૃતતા છે ઉભય[7] સદાય
યોગ્ય અને ઉજાલ[8] આશયને[9] સિદ્ધ જ કરવાને જગમાય,
વૉહુમનોના સાત્વિક મનની ઉત્તમતા દ્વારા સુવિધાન[10]
અષની સાથ મળી આર્મઇતિ કરતી વૃદ્ધિ અચૂક નિદાન
ચિરકાળની[11] ને અંતઃબળની એ સર્વે દ્વારા શુભ રીત,
ઝેશ્વેરના અવરોધક[12] એ છે, મઝ્દા! તારા જ અચીત!*

૧ માન યા આદરને લાયક ૨ અદીઠ, ગુપ્ત ૩. શુદ્ધ ૪ બેશક ૫ સીધા, upright ૬ તેજશુ, શુદ્ધ ૭ બન્ને ૮ ઊંચા ૯ હેતુને ૧૦. સારી રીતે ૧૧. હમેશાની ૧૨ અટકાવનારા *એ બધી વૃદ્ધિ મારફતે એ ભલા જનો જે ઝેશ્વેરને અટકાવનારા છે ને ભલાઇને વધારનારા છે, તે હે મઝ્દા! અચીન તારા પોતાનાજ છે, એટલે ખુદાઇ રાહના ને અષોઇનેજ અનુસરનારા છે

૧૨

શી તારી છે રાજ્યવ્યવસ્થા, શો તારો દૈવી અધિકાર,
યા શું સ્તુતિ માટે ગણવાનું, યા શું સ્વાર્પણનું નિરધાર,–
તે સમજાવ અમોને, મઝ્દા! સ્પષ્ટપણે ધરવા અમ ધ્યાન,
જે રીતે સ્વામિત્વ જ તારું દે મારગદર્શનનું જ્ઞાન!
હે અષ! દઇ ઉપદેશ અમોને બતાવજે કરી મહેર અનંત
વૉહુમનોના ખુદ પોતાના સાત્વિક મનનો તે સત્પંથ!

૧૩

તે સત્પંથ અનેરો, જે છે વૉહુમનોનો જીવનક્ષેમ[1],
તે મુજને, હે અહુરા! તેં તો દેખાડયો છે અદ્દભુત એમ;
પરમ પ્રબોધિત[2] સોષ્યન્તોના[3] વળી સુણાવ્યા ધર્માદેશ[4],
જેથી અપોઇથકી જ સુકર્મી[5] રાખે તેને માન્ય હમેશ,
એથી નિજ કલ્યાણથકી તે ન્યામત નેક કરે તૈયાર,
જે ન્યામતનો છે, હે મઝ્દા! તું તો દાનેશ્રી[6] નિરધાર!

૧૪

તે ન્યામતની ઉત્તમતાને, હે મઝ્દા! જગમાંય અચીત
આ ભૌતિક[7] જીવનને એવી બક્ષી છે તેં તો શુભ રીત,
વૉહુમનોના સાત્વિક મનની પરમ પ્રવૃત્તિ દ્વારા એમ;
કારણ રંકહૃદય પૃથ્વીના સહકારે જેઓ રહે તેમ,
તેઓ, અહુરા! તમ ઇચ્છાના પાક પ્રયોજનનું આ ઠાર
છે નિશ્ચય વર્દ્ધન[8] કરનારા અષ સાથે સાધી સહકાર.*

૧. જિંદગીનું કલ્યાણ કરનારો. ૨. દિવ્ય રોશની પામેલા, ખુદાઇ જ્ઞાન મેળવેલા. ૩. સોષ્યન્તો એટલે ઋષિ પેગમ્બરો, enlighteners. ૪. ધર્મનાં ફરમાનો. ૫. સત્કાર્ય યાને પુણ્યનું કામ કરનાર. ૬. મહા દાન આપનારો, great Benefactor. ૭. સ્થૂળ, physical. ૮. વધારો. * પ્રાણી માત્રની સેવા કરવી તેમાં જ પૃથ્વીની સાથેનો સહકાર રહેલો છે, અને અષે અષોઇનો વધારો કરવો, તે જ ખુદાની ઇચ્છા છે ને તે જ આ જગતરચનાનો તે સાહેબનો હેતુ છે, અને તેમ કરતાંજ જિંદગીનો ફેરો સફળ થાય છે.

૧૫

તેથી, હે મજ્દા! તું મુજને તે અતિ ઉમદા ને ઉત્કૃષ્ટ[1]
કાનૂનોને ને કર્મોને કહી બતાવ મુખેથી સ્પષ્ટ—
એનાથીજ ખચીત અપોઈ ને સાત્વિક મન દ્વારા વ્યક્ત[2]
તુજ સ્તુતિગાનો કરવાનું આ વિનવી રહ્યો છું હું આસક્ત[3]:
તારા ક્ષથ્રતણા ઐશ્વર્યે[4], અહુરા! કરી જીવનનું તોલ,
સાચી મુક્તિતણું તુજ મહેરે દે જીવનને દાન અમોલ!*

## ગાથા અહુનવઇતિ સમાપ્ત

### મજ્દા અહુરા

---

૧. ઉત્તમ. ૨. સ્પષ્ટતાથી. ૩. ભક્તિભાવથી તલ્લીન થઇને, devoutly ૪. પ્રભુત્વે, સત્તાથીઃ-તારી મરજી એજ તારી સત્તા ને અધિકાર છે, તેનાથી. *અમારાં કાર્યો તારા કાનૂનો મુજબ અમે તારાજ રાહ પર રાખ્યાં છે, તેથી હવે તારા અધિકારની રૂએ અમારી જિંદગીનું મૂલ્યાંકન (value) કરીને અમારી જિંદગીને સાચી મુક્તિનું હું અમૂલ્ય દાન કર!

# ગાથા અહુનવઇતિ

## ટિપ્પણની પ્રસ્તાવના

શ્રી જગદ્‌ગુરુ અષો જરથુશ્ત્ર સાહેબના પવિત્ર દૈવી પેગામ માટે મેં જે લેખ આ ગ્રંથના પાછલા ભાગમાં લખ્યા છે, તે પ્રથમ વાંચી જવાની હું સૌ વિવેકી વાંચકોને વિનંતિ કરું છું. પાક અવસ્તા સાહિત્યની મૂળભૂત ઑતેર યસ્નમાં (યજ્ઞ સંહિતામાં) ખુદ અષો જરથુશ્ત્ર સાહેબની રચેલી મનાતી ગાથાઓ માત્ર પાંચ છે, અને અવસ્તાનું એ સાહિત્ય ઇરાનમાં સાસાનિયન જમાનામાં જરથોસ્તીઓના તે વેળાના મુખ્ય ધર્મગુરુઓએ સંગ્રહ કર્યું તેમાં આ પાંચ ગાથાઓનો ક્રમ નીચે પ્રમાણે છે:

| | | |
|---|---|---|
| ગાથા અહુનવઇતિ | – યસ્ન ૨૮ થી ૩૪ | – ૭ યસ્ન |
| ગાથા ઉસ્તવઇતિ | – યસ્ન ૪૩ થી ૪૬ | – ૪ યસ્ન |
| ગાથા સ્પેન્તામઇન્યુ | – યસ્ન ૪૭ થી ૫૦ | – ૪ યસ્ન |
| ગાથા વૉહુ ક્ષથ્ર | – યસ્ન ૫૧ | – ૧ યસ્ન |
| ગાથા વહિશ્તોઇશ્તિ | – યસ્ન ૫૩ | – ૧ યસ્ન |

એ પ્રમાણે પાંચે ગાથાની બધી મળીને ૧૭ યસ્નો છે. એ બધી ગાથાઓ શુદ્ધ પદ્યમાં–કવિતામાં રચાયેલી છે. પ્રત્યેક યસ્નમાં છ થી માંડીને બાવીસ સુધી શ્લોક સમાયેલા છે.

"અહુનવઇતિ ગાથા"નો છંદ હિંદુઓના "ઋગ્વેદ"માં આવતા "ગાયત્રી" અને "અનુષ્ટુભ" જેવો નથી. એમાં એક પંક્તિમાં ૧૬ શ્રુતિઓ (Syllables) આવે છે પણ "ગાયત્રી"માં ને "અનુષ્ટુભ"માં એ ૧૬ શ્રુતિઓની વચ્ચે ૮ મી શ્રુતિ પછી યતિ (Caesura)–અટકવાનું–આવે છે, ત્યારે અહુનવઇતિના છંદમાં ૭ અને ૯ શ્રુતિઓના એમ બે વિભાગ આવે છે, એટલે પહેલા વિભાગમાં ૭ શ્રુતિઓ ને બીજા વિભાગમાં ૯ શ્રુતિઓ આવે છે. જેમ ઋગ્વેદના છંદોમાં કોઇ કોઇ વિભાગમાં આઠને બદલે છ કે સાત શ્રુતિઓ દેખાય છે પણ તે વેળા શબ્દને છેડે આવતા વિભક્તિના "આમ્" પ્રત્યયને "અ–અમ્" એ બે શ્રુતિમાં લંબાવીને તેમજ કેટલાક જોડાક્ષરોને–સ્વર=સુ–અર, પૂર્વ્યમ્=પૂ–ર્વિ–યમ્–એમ કરીને તે શ્રુતિને લંબાવીને બોલી યા ગાઇને તે વિભાગનું ડોલન (rhythm)–લય–સાચવી લેવાય છે, તેમજ ગાથાના છંદમાં પણ છે. વળી એ ડોલનને નિયમનમાં રાખવા ગાથામાં અમુક લાંબી ટૂંકી–ગુરુ–લઘુ શ્રુતિઓ કે માત્રાગણના ને તાલ રાખવામાં નથી આવતા પણ ઋગ્વેદના છંદની માફક આ ગાથાના છંદોમાં પણ શબ્દોના મૂળભૂત સ્વરભાર (accents) રાખવામાં આવેલા છે. એ "ઋગ્વેદ"ના છંદોમાં આવતા ત્રણ સ્વરભાર–ઉદાત્ત (acute),અનુદાત્ત (grave), અને સ્વરિત (.circumflex), જે હજી પણ યુરોપની ફ્રેંચ આદિ ભાષાઓમાં પ્રચલિત છે, તે ગાથાના છંદમાં હોવા જોઇએ, એમ હું વર્ષોથી માનતો હતો. અને હવે તેનું મેં સંશોધન કીધું છે, અને એ સ્વરો ગાથામાં પણ છે, અને તે બહુ જ કુશળતાથી મૂળપાઠના શબ્દોના ઉચ્ચારમાં જ સમાવી દઇને ત્યાં સ્થાયી રહેલા બતાવ્યા છે. આ બહુ જ અગત્યની શોધથી મને ઘણો જ આનંદ થયો છે. એ માટે મેં "અહુનવઇતિ ગાથાની પદ્યરચના અને તેના સ્વરભાર" નામે જુદો લેખ લખ્યો છે, ને તેમાં "ઋગ્વેદ"ના છંદોમાંથી ને

ગાથાના છન્દોમાંથી એ ત્રણે સ્વભાવો અનેક દૃષ્ટાંતોથી બતાવી આપ્યા છે, તે લેખ એ વિષયના રસિકોએ વાંચી જોવાની હું તેમને વિનંતિ કરું છું એ સ્વભાવને લીધે જ ગાથાની ભાષા હજારો વર્ષ પછી મૂળ વાત ભુલાઈ જવાને લીધે આપણને મૂળ વેદના વખતની આદિસંસ્કૃત આર્ય ભાષાથી કાંઈક જુદી પડતી લાગે છે બાકી ઊંડાણથી અભ્યાસ કરતાં ને "ઋગ્વેદ"ની તથા "ગાથા"ની ભાષા સરખાવી જોતાં તે બહુધા એક જ છે જુદી જુદી સાહદતો પરથી હું એવા અનુમાન પર આવ્યો છું કે ગાથાની ભાષા ઋગ્વેદની ભાષાથી સારી પેઠે જૂની છે અને નરસિંહ મહેતાની કે પદ્મનાભની કવિતાઓની ગુજરાતી ભાષામાં અને આજની ગુજરાતી ભાષામાં વખતના વહેવા સાથે જે થોડો થોડો ફેર થયેલો જોવામાં આવે છે, તેવો જ ફેર અને તે પણ જાજજાજ ઋગ્વેદની ને ગાથાની ભાષામાં છે અહીં તો માત્ર આટલો જ ઉલ્લેખ બસ છે

ગાથાની ભાષા ઘણી જ ઊંચી પ્રતિની શુદ્ધ આર્યભાષા છે એ ભાષા ઉકેલવા અને તેમાં લખાયેલી કવિતાનો ખરો અર્થ મેળવવા માત્ર ઋગ્વેદના કાળની સંસ્કૃત ભાષાનો અને તેના ભાષાશાસ્ત્રનો અભ્યાસ પૂરતો છે ગાથાની ભાષાના ઉકેલ માટે પહેલવી ભાષા શીખવાની મેં કશી જરૂર જોઈ નથી તે જો હું શીખવા ગયો હોત તો આ કામ થતે જ નહીં, એટલું જ નહીં પણ તે ભાષામાં થયેલા ગાથાના ભાષાન્તરોથી હું આડે માર્ગે દોરવાઈ ગયો હોત ગાથાની શુદ્ધ જૂની સંસ્કૃત આર્યભાષ ઓછામાં ઓછા ત્રણ ચાર હજાર વર્ષના ગાળામાં ભુલાઈ ગયેલી તે વેળા ઈરાનમાં ઈસુના જન્મની આસપાસની સદીઓમાં ગાથાના ભાષાંતર પહેલવી ભાષામાં થયેલાં જણાય છે ગાથાની ફિલસૂફી મૂળમાં શી છે અને એનો પાયો શા આધાર પર રચાયેલો છે તે એ પહેલવી કાળમાં ઇરાની જરથોસ્તીઓ ભૂલી ગયેલા લાગે છે તે વેળા યાહુદી ધર્મ, બૌદ્ધ ધર્મ, અનેક શાખા પ્રતિશાખામાં ફેલાયેલો ને વહેંચાયેલો હિંદુધર્મ અને પછી ખ્રિસ્તિ ધર્મ—અને એ ઉપરાંત ખુદ ઈરાનમાં ઉત્પન્ન થયેલા 'માની વગેરે ઉપધર્મો પ્રચલિત થઈ ગયેલા હતા, અને એ બધા ધર્મોમાંના વિચારોની મેળભેળ ઈરાનમાં પણ થયેલી દેખાય છે, એટલે જરથોસ્તી ધર્મના મૂળતત્ત્વો ભુલાઈ જતાં તેમાં અનેક પરધર્મી ફિલસૂફીઓનાં તત્ત્વો પણ પેસી ગયાં હતાં, અને જે જાતના અર્થ ગાથાના મૂળ શબ્દોમાં નથી તેવા અર્થો પહેલવી ભાષાંતરમાં પોત પોતાની વળણ મુજબની ફિલસૂફીઓના ઘુસાડી દેવામાં આવ્યા હતા આજે શું હિંદુ ધર્મશાસ્ત્રોમાં કે શું જરથોસ્તી ધર્મશાસ્ત્રોમાં અનેક વિજાતીય કે પ્રતિકૂળ કે મનસ્વી સિદ્ધાંતો ઠસાવી દેવામાં આવે છે ને તે સિદ્ધાંતો જ ખરા છે એમ મનાવવાનો સૌને આગ્રહ કરવામાં આવે છે, તેમ તે વેળા પણ થયેલું જોવામાં આવે છે આ બધી ભેળસેળથી આપણા મૂળ ધર્મ ઉપરની આસ્થા જમાને જમાને કમી થતી આવી છે અને એથી જ આજે જ્ઞાનના ભૂખ્યા જરથોસ્તી જવાનો ખ્રિસ્તિ, હિંદુ, થિયોસોફી, બૌદ્ધ, બહાઈ વગેરે અનેક પરધર્મોની ફિલસૂફી તરફ પોતાના અજ્ઞાન કે મનની વળણ મુજબ દોરવાઈ જાય છે, ને છેવટે કેટલાક ધર્મ પણ બદલી નાખે છે

જીવનભર મેં દુનિયાના અનેક મુખ્ય ધર્મોનો અભ્યાસ કીધો છે, તેમાં ખાસ કરીને આપણા અતિ અતલગના પિનાઈઓ હિંદુભાઈઓના મુખ્ય ધર્મ પુસ્તકો હું સારી પેઠે વાંચી ગયો છું આપણા ધર્મ પુસ્તકોનો જુનાની સિકંદર આદન્નાહને હાથે ને પછી આરબ વિજેતાઓને હાથે મોટે ભાગે નાશ થયેલો તો

કોઇ જાણે છે, એટલે આપણા આર્યોના મૂળ વડવાઓના જ ઊતરી આવેલા વંશજો આપણા હિંદુભાઇઓએ મૂળ ધર્મને કેટલીક રીતે સાચવીને તેમાં અદ્દભુત વધારો કીધેલો જોઇને આપણા ધર્મને સમજવા તે ઘણો જ કામનો છે, એમ મેં વિચાર્યું ને પછી તે સારી પેઠે અનુભવ્યું. એ બધી તૈયારી પાકી થઇ ને અષો જરથુશ્ત્ર જેવા એક ઊંચી પ્રતિના દૈવી કવિની કવિતા યથાર્થ સમજવા જેટલું મારું પોતાનું કવિહૃદય શક્તિમાન થયેલું જણાયું, ત્યારે જ મારા થોડાક વિદ્વાન મિત્રોના આગ્રહથી આ ગાથાઓને ઉકેલવાનું ને તેને પાછી આપણી હવેની માદરજબાન ગુજરાતીમાં ને ગુજરાતી કવિતામાં ઉતારીને તેનો અનુવાદ કરવાનું બીડું મેં ઝડપ્યું. એમા હું કેટલો સફળ થયો છું તે તો આપણા અહીંના ને યુરોપના ભાષાપ્રેમી વિદ્વાનો આ બધું પૂરી રીતે નાણી જોઇને કહી શકશે.

આ અનુવાદ કરવાનો મુખ્ય આગ્રહ મારા *વિદ્વાન ભલા મિત્ર ને હિતસ્વી* ડૉ. એરચ જ. સો. તારાપોરવાળાનો વર્ષો સુધી ચાલુ રહ્યો હતો. એઓ પોતે બહુ પ્રતિષ્ઠિત ભાષાશાસ્ત્રી છે, અને આપણી ઘણી યસ્નોનાં ભાષાંતર એમણે અંગ્રેજીમાં તેમજ ગુજરાતીમાં પણ કીધેલા છે. અવસ્તા ભાષાનો મારો અભ્યાસ પરોક્ષ અને અનેક અગ્રેજી ગુજરાતી ભાષાંતરોને આધીન હતો, પણ મને એ કોઇ પણ ભાષાંતરે સતોષ આપ્યો નહોતો. ભર ફિલસૂફીમાં આડપંથે ઊતરી જતા વિચારો, નહીં સમજ પડે તેવી કલ્પનાઓ, મૂળ વિષયથી દૂર જતી કે ઊલટી જતી ઉક્તિઓ, અને કવિતામાં એક ઊચ પ્રતિના કવિની વાણીમાં રહેતી એકતા અને એકાકારતા એ ભાષાંતરોમાં મને મળતાં જ નથી એ બધામાં ડૉ. તારાપોરવાળાએ મને એમનું પોતાનું કીધેલું ગાથાની પ્રથમ ચાર યસ્નોનુ અગ્રેજી ભાષાંતર, જે મુખ્યત્વે એમના જર્મન ગુરુ પ્રો. બાર્થોલોમેના ભાષાંતરને આધારે થયેલું હતું તે આપ્યું. ગાથાને સમજવા એમણે ખરો પ્રયત્ન કીધો હતો અને શ્લોકની લીટીએ લીટીનું સમશ્લોકી ભાષાંતર કીધેલું હોવાથી તે વધારે રુચિકર ને વધારે સ્પષ્ટ બન્યું હતું. પણ ગાથાની મૂળ ફિલસુફી ને તેના પેગામનો પાયો જ્યોતિષ ઉપર રચાયેલો છે એ વાત આજ હજારો વર્ષથી કેવળ વિસારે પડેલી હતી, અને ખ્રિસ્તિ યાહુદી વગેરે નવીન ધર્મોના એકેશ્વરવાદ ( monotheism ) તરફ યુરોપીય વિદ્વાનોની કુદરતી વલણ હોવાથી અને પશ્ચિમનું જે આપ્યું ને મળ્યું તે જ સત્ય ને ઉત્તમ, એ આપણા પૂર્વ તરફનાં પ્રજાજનોની પાંચ સાત સદીઓથી બની ગયેલી વૃત્તિને લીધે આપણી "ગાથા"ના અનુવાદોમા વિજાતીય વાતો વણાઇ ગઇ. સંસ્કૃત ભાષા એટલી વિશાળ અને ઊંડી છે કે એના ધાતુના ને શબ્દોના કુડીબંધ અર્થો થાય છે. એટલે પેગમ્બર સાહેબ વાતો કરે આત્માની ને તેની ઉન્નતિની ને મુક્તિની, ત્યારે તે શબ્દોના બીજા જ સ્થૂળ અર્થો—ખેતીવાડી, ઢોરઢાંખર, ગામનગર વગેરે ગાથાના શ્લોકના કરવામાં આવ્યા છે! એ બધાં બે ત્રણ કુડી ભાષાંતરો સાથે મેં જે અનુવાદ અહીં કીધો છે ને તેના સમર્થનમાં મેં શબ્દે શબ્દનાં મૂળ ઋગ્વેદના કાળની આર્યભાષાના ધાતુઓના અને પર્યાયોના અર્થ લીધા છે, તે જો વિદ્વાનો સરખાવી જોશે તો તેમને આ વાત સ્પષ્ટ થશે. આ દોઢેક સદીમાં યુરોપના વિદ્વાનોએ તેમજ તેમની પાસે શીખેલા આપણા જરથોસ્તી તેમજ બે ચાર હિંદુ વિદ્વાનોએ જે જે અનુવાદ કીધા છે તે મોટે ભાગે મૂળ પહેલવી ભાષાના અનુવાદથી દોરવાઇ ગયેલા છે. એ બધા ખોટા અર્થો પહેલવીમાં જ થયેલા છે. સંસ્કૃત ભાષાના વિદ્વાન આપણા દસ્તૂર નેરિયોસગ ધવલે પણ, ગાથાનું ભાષાંતર પહેલવીના ભાષાં-

તર પરથી જ સંસ્કૃતમાં કીધું! છંદોમાંના ડોલનને લીધે ને સ્વરભારની વ્યવસ્થા શબ્દોમાં જ કાયમ રહે તેવી રીતે બહુ કુશળતાથી શબ્દોના રૂપમાં ફેરફાર કરવામાં આવ્યા હતા. તેથી ગાથાની ભાષા તે વેળાની સંસ્કૃત ભાષાથી તદન જુદી પડી ગયેલી લાગતી હતી. પણ વ્યાકરણ લગભગ એક જ છતાં કહીં કહીં પ્રત્યયોમાં સહેજસાજ ફેર આવે છે, તે તો મુખ્યત્વે સ્વરભારને લીધે તેમજ ઋગ્વેદની ભાષાથી આ ભાષા વિશેષ જૂની હોવાને લીધે છે. ગાથાની ભાષા જ કાળાંતરે ઋગ્વેદની ભાષામાં ઊતરેલી લાગે છે. મેં ઉપર કહ્યું, તેમ સૌ ભાષાઓમાં બને છે તેમ સદીએ સદીએ વિભક્તિના પ્રત્યયોમાં, ને અન્યથા ફેરફાર થતો જ રહે છે, તેમજ આ બન્ને ભાષાઓના સંબંધમાં પણ બનેલું છે. ખુદ ઋગ્વેદની ભાષાનું વ્યાકરણ ને તેનાં શબ્દરૂપો વેદનાં જુદાં જુદાં મંડળોમાં તથા શિષ્ટ સંસ્કૃતમાં બદલાઇ ગયેલાં છે.

આ મારો અનુવાદ કરતી વખતે મેં ગાથાની કવિતામાં વપરાયેલા ભાષાની વિભક્તિના પ્રત્યયોને યુરોપીય વિદ્વાનોની માફક બદલ્યા નથી. મૂળની વિભક્તિઓ કાયમ રાખી છે. માત્ર કેટલાંક સંસ્કૃત ક્રિયાપદો કર્મસંબંધમાં ચોથી કે છઠ્ઠી વિભક્તિ લે છે, તે ગુજરાતી ક્રિયાપદની જુદી વિધિને લીધે તેમ નહીં બની શકતું હોવાથી તે ક્રિયાપદના અર્થ પ્રમાણે વિભક્તિ લીધી છે. પણ મૂળ અર્થને તેથી જરા પણ હાનિ આવવા દીધી નથી.

આ અનુવાદમાં ગાથાના શબ્દોના અર્થ મેં માત્ર "ઋગ્વેદ"ના કાળની સંસ્કૃત ભાષામાં થતા અર્થો જ લીધેલા છે. ત્યાર પછીની શિષ્ટ (classical) સંસ્કૃત ભાષામાં તે શબ્દોના જે અર્થ થયા છે, તે મેં લીધા નથી. ક્રિયાપદોનાં અને વિભક્તિનાં રૂપો પણ મેં વેદકાળનાં જ લીધેલાં છે. આ બધાં શાસ્ત્રીય કામ માટે મને ઑકસફર્ડ યુનિવર્સિટીના પ્રોફેસર સર મોનિયર વિલ્યમ્સનો સંસ્કૃત-અંગ્રેજી મહાકોષ તેમજ મેકડોનેલનું વૈદિક સંસ્કૃત વ્યાકરણ ઘણાં જ કામમાં આવ્યાં છે. એ કોષ અદ્‌ભુત છે. એમાં શબ્દે શબ્દનાં તમામ રૂપો ને ધાતુઓનાં રૂપો સ્પષ્ટ રીતે દર્શાવેલાં છે. એવો કોઇ પણ શબ્દ ગાથામાં વપરાયેલો નથી જેના ધાતુ ને સમશબ્દ મને મોટે ભાગે એ કોષમાંથી નહીં જડ્યા હોય! આપણા વિદ્વાનોએ જો એ કોષ પ્રત્યે લક્ષ દોડાવ્યું હોત તો અવેસ્તા ભાષાના હાલ જે અર્થો થયેલા છે તે ન થાત. આ કોષમાંથી મને તો આપણી પવિત્ર ગાથા ભાષા માટે બહુમૂલા હીરાઓની જ ખાણ જડી આવી છે.

ગાથાનો સમશ્લોકી અનુવાદ ગુજરાતી કવિતામાં--અને તે બની શકતી સરળ ભાષામાં--કરતાં ઘણી મુશ્કેલી નડી છે. ગાથાની આર્ય ભાષાના શબ્દો ઊંડા અર્થવાળા છે, ઘણીવાર એક જ ગુજરાતી શબ્દથી તેનો ભાવાર્થ પૂરો દર્શાવી શકાય તેવા નથી. વળી દરેક શ્લોકની ત્રણ લીટીમાંની પ્રત્યેક લીટીના ૭ અને ૯ શ્રુતિના બે વિભાગ હોવાથી ઘણી વેળા બે ત્રણ શબ્દમાં જ એ વિભાગ મૂળમાં પૂરો થાય, જ્યારે ગુજરાતી કવિતાનો સરળ સવૈયા છંદ મેં લીધેલો હોવાથી ને તેમાં પ્રાસની યોજના પણ સુસ્વરતા ને મધુરતા ઉમેરવા માટે રાખેલી હોવાથી ને પંક્તિમાં મૂળની ૭ શ્રુતિની એકત્રીશ માત્રા (Syllabic instants) હોવાથી તેમાં શબ્દો ઉમેરવા પડયા છે. પણ મેં એવી રચના કીધી છે કે એ રીતે મૂળના બે ચાર શબ્દોનાં આઠ દસ શબ્દો કરવા પડયા ત્યાં મૂળના એક શબ્દનો ભાવાર્થ જ જરા લંબાવીને કે તેને અનુસરતાં

વિશેષણ ઉમેરીને લીટી પૂરી કીધી છે. એમ કરતાં મેં ખૂબ સંભાળ રાખી છે કે મૂળ પેગમ્બર સાહેબની વાણીમાં સમાયેલા અર્થમાં જરો પણ વિકૃતિ આવે નહીં. લીટીએ લીટી એ પ્રમાણે મૂળ સાથે સરખાવતાં સહૃદય વાંચક તેમજ વિદ્વાન આ ખુલાસો સમજી શકશે. બાકી "ગાથા"ના શ્લોકે શ્લોકના ગુજરાતી તથા અંગ્રેજી ગદ્યમાં જે અનુવાદો મેં કીધા છે તે તો મૂળ પ્રમાણે જ છે—ને તેમાં કશા શબ્દો ઉમેર્યા નથી.

આપણા પારસી બંધુઓ અંગ્રેજી તેમજ કેટલીક યુરોપીય ભાષાઓના પણ સારા વિદ્વાન છે, છતાં તેઓ પોતાની જ માદરજબાન ગુજરાતીનો અભ્યાસ કરતા નથી, એટલે આજે સાધારણ સારું ગુજરાતી શીખેલો કોઇ પણ ગુજરાતી—હિંદુ, મુસ્લિમ, ખ્રિસ્તિ કે પારસી—ભાઈ કે ગુજરાતી બહેન ચીવટથી શુદ્ધ ભાષા લખે તે આપણા સામાન્ય પારસી બંધુને "વાણિયાશાહી" કે ભારી લાગી જાય છે. પણ ભાષા પર કાબુ વગર તો માણસની ઊંચી બુદ્ધિમાંથી જે બધા વિચારો નીકળે તે કાંઇ બસેં ત્રણસેં કે ચારસેં શબ્દો જાણતા માણસથી સમજાય નહીં કે તેવા વિચારો દર્શાવાય નહીં. ખુદ અષો પેગમ્બર જરથુસ્ત્ર સાહેબ પણ ગાથામાં અનેક ઠેકાણે અહુરમજ્દાની પાસે વાણીનું બળ માગે છે. શેકસ્પીઅર દુનિયાનો મોટામાં મોટો કવિ ગણાયો તે તેની વાણીનાં બળથી. તેના પુસ્તકોમાં સોળથી વીસ હજાર શબ્દો વપરાયેલા છે. બીજા જાણીતા કવિઓનાં પુસ્તકોમાં પણ જુદા જુદા આઠથી દસ હજાર શબ્દો વપરાયેલા ગણાવ્યા છે. ગાથાનો કોઇપણ શ્લોક એવો નથી જેમાં ઓછામાં ઓછા છ સાત નવા જ શબ્દો નહીં વપરાયા હોય. શબ્દભંડોળ વગર તો કોઇ પણ વિદ્વાન ને ઊંચી પાયરીએ ચઢેલો માણસ પોતાના તમામ વિચારો દર્શાવી શકે નહીં. વળી કવિતાની રચનામાં શ્રુતિઓ, માત્રાઓ, તાલ, ડોલન વગેરે રચનાને લગતા નિયમો પાળવાના હોવાથી એક તદન સાદો શબ્દ તેમાં નહીં આવી શકે તો તેનો બીજો પર્યાય (Synonym) વાપરવો પડે. માટે જ કવિઓ વાણીના સરદાર હોય છે, ને નહીં હોય તો ધીમે ધીમે બને છે. આ મારો કવિતામાં કીધેલો અનુવાદ જેમ બને તેમ સરળ ભાષામાં જ કરવાનો મેં હમેશ મુજબ પ્રયત્ન કીધો છે—નછૂટકે જ, અને બીજો સાદો શબ્દ મૂકતાં મૂળ અર્થના શબ્દનો ખરો ભાવાર્થ તેમાં નહીં ઊતરે કે છંદની રચનામાં તેવો સાદો શબ્દ નહીં જ આવી શકે, કે કવિતાના માધુર્યમાં કે સામાન્ય વાતાવરણમાં તે કાંઇ વિક્ષેપ પાડે, ત્યાં જ સંસ્કૃત શબ્દ વપરાશમાં લીધો છે. એવા શબ્દોના સરળ અર્થો કવિતાની નીચે ટિપ્પણમાં આપ્યા છે.

ટિપ્પણમાં શ્લોકના શબ્દે શબ્દના વૈદિક ધાતુ ને સમશબ્દ પણ આપ્યા છે ને તેના અર્થ લખ્યા છે. વળી જ્યાં જ્યાં જરૂરનું લાગ્યું ત્યાં ત્યાં મૂળનો ભાવાર્થ વિસ્તારથી સમજાવ્યો છે, તેમજ સાદા ગદ્યમાં પણ દરેક શ્લોકનો અનુવાદ ત્યાં આપ્યો છે. સાથે સાથે કેટલોક ઇતિહાસ પણ આપ્યો છે, એટલે બધું સ્પષ્ટતાથી સમજી શકાય. આપણી પવિત્ર ગાથાની લીટીએ લીટીનો અર્થ બધો બરાબર સમજ પડી શકે તેવી રીતે ટિપ્પણમાં મેં સ્પષ્ટતાથી લખ્યું છે. આ બધું ધીરજથી વાંચી વિચાર્યાથી આપણા પેગમ્બર સાહેબનો સંદેશો તેના ખરા સ્વરૂપમાં સૌ કોઇ મેળવી શકશે.

આ અનુવાદમાં કોઇ પણ રીતનો પૂર્વગ્રહ (prejudice) મેં રાખ્યો નથી. પૂર્વના અને પશ્ચિમના ધર્મોનો તેમજ ત્યાંનાં જુદાં જુદાં તત્વજ્ઞાનનો પણ મેં

ઠીક ઠીક અભ્યાસ કીધેલો છે, પણ એ અભ્યાસથી હું શુદ્ધ ઝરથોસ્તી મટી ગયો નથી એ બધો અભ્યાસ મને ઘણો કામ આવ્યો છે, તેમા ખાસ કરીને જ્યોતિષ શાસ્ત્રના ઊંડા અભ્યાસથી ને તેમા મેં પોતે કીધેલા સંશોધનોથી ગાથાના મૂળ પાયાનો ઉકેલ મને જડી આવ્યો, અને એક વેળા આ મહાકુંચી મને મળી કે પછી ગાથામાના આજ સુધી અણઉકેલાયેલા અનેક શબ્દોના ખરા અર્થ હું મેળવી શક્યો છુ અને તે આ ગ્રંથમા હુ સૌની આગળ મૂકુ છુ જેમ અષો જરથુસ્ત્ર સાહેબે ગાથાની ૩૦ મી યસ્નના બીજા શ્લોકમા કહ્યુ છે તેમ હું પણ સર્વ વાચકોને–સામાન્ય બુદ્ધિશાળી જનોને તેમજ વિદ્વાનોને–વિનતિ કરુ છુ કે આ અનુવાદને તેઓ શબ્દે શબ્દના ખરા અર્થ માટે ટિપ્પણમા આપેલા ધાતુઓ ને સમશબ્દો ઉપરથી તોળી જોઇ, કોઇ પણ પૂર્વગ્રહથી દોરવાય નહીં, અને સત્યને ખાતર જ સત્યને સમજવાનો ને જાણવાનો પ્રયત્ન કરે દાદાર અહુરમજ્દાએ ચાહ્યુ હશે ત્યારે જ લગભગ આઠ હજાર વર્ષ પછી "ગાથા"ના પેગામનો ખરો ને સંપૂર્ણ અર્થ આજે સૌ જરથોસ્તીઓ આગળ અને દુનિયાના શ્રી જરથુસ્ત્રના પેગામના પ્રેમી વિદ્વાનો આગળ ફરીથી મૂકવાને હું શક્તિમાન થયો છુ હુ તો નાચીજ છુ, પણ જે મહા અદ્દીઠ શક્તિએ મને પ્રેરણા આપીને મારી પાસે આ કાર્ય પાર ઉતરાવ્યુ છે તેનો જ હુ આભારી છુ. તે વિના મારી કોઇ શક્તિ મને કામ આવતે નહીં. જે સારુ ને શુદ્ધ છે તે અહુરમજ્દાનુ છે, જે ભૂલભરેલુ છે તે માનવીનુ છે મને આશા છે કે પવિત્ર ગાથાનો આ અનુવાદ સૌને થોડો પણ સંતોષ આપે, અને આપણા અતિ પુરાણા ધર્મનો ખરો મર્મ અને તેમા સમાયેલો પેગંબર સાહેબનો ખરો સંદેશો સૌ કોઇ મેળવીને અષોઇને ને નેકીને રાહે જ પોતાનું જીવન દોરવે, જેથી પરમ આનંદનો લહાવો મળે! આમીન!

# અહુનવઇર્ય

## અહુનવરનો કલામ—ઓમનો મંત્ર

"અહુન"નો માથ્ર-ઓમનો મંત્ર-માઝ્દયસ્ની ધર્મમાં જૂનામાં જૂનો હોવાનુ મનાય છે. 'અહુન' એટલે 'ઓમ્' असु = પ્રાણ, શ્વાસ. એ પર "न" પ્રત્યેય ('તેનો, તેને લગતો' એમ દર્શાવતો) લાગીને असुन–અહુન–શબ્દ થયેલો છે: પ્રાણનો, પ્રાણને લગતો. સૃષ્ટિને રચવા અહુરાએ જે પ્રથમ પ્રાણ–શ્વાસ–ફૂકયો તે "અહુન." યસ્ન ૨૯ ના ૭ મા શ્લોકમાં અહુરા સ્પષ્ટ રીતે આ "અહુન"ના મંત્રનો ઉલ્લેખ કરે છે, ને ત્યા કહે છે કે સૃષ્ટિને રચવા અને તેને નિયમમા રાખવા માટે અહુરાએ અષની સાથે મળીને એ "અહુન"ની રચના કલ્પનામા તૈયાર કીધી, અને પછી મઝ્દાએ એનો "નાદ" કરીને ફૂકયો, અને તે સ્પેન્તા મન્યુએ ઝીલીને તેના સ્પષ્ટ કાનૂનો કરીને ઋષિમુનિઓ–સોષ્યતો–ને પ્રેરણા આપીને આ સ્થૂળ દુનિયામા તેની વાણીમા પ્રગટ કરાવ્યો. હિંદુશાસ્ત્રો "ઓમ્" ના નાદમા જેમ ત્રણ સ્વરો–अ–उ–म સમાયેલા જણાવે છે તેમજ ત્રણ સ્વરો આ "અહુન"મા પણ 'અ–ઉ–ન' રહેલા છે. બાઇબલની શરૂઆતમા જ લખાયેલુ છે કે "In the beginning there was the Word, and the Word was with God and the Word was God" એટલે "પ્રારભમા તે મૂળ શબ્દ–મંત્ર–હતો, અને તે શબ્દ પ્રભુ પાસે હતો, અને તે શબ્દ જ પ્રભુ હતો" આ બહુ ઊંડા અર્થવાળા શબ્દો છે' અને એ પણ અહુન–ઓમને જ લગતા છે. આ "અહુન" શબ્દનો મહિમા અજબ છે. એના પ્રથમોચ્ચારથી જે આંદોલનો (vibrations) પોલા આકાશમા થયા, તેમાથી પ્રકૃતિના પરમાણુઓએ (atoms of matter) જુદા જુદા રૂપ ધારણ કરવા માડયા, અને એમ ધીમે ધીમે આજે આ આપણી નજર સામે દેખાતી અગણગણ સૃષ્ટિ પેદા થઇ

હિંદુશાસ્ત્રો આ "ઓમ્"નો મહિમા ગાતા જણાવે છે કે એ શબ્દના ત્રણ સ્વરો અ–ઉ–મ મા અનેક અર્થો સમાયેલા છે "અ" એટલે વિરાટ્, અગ્નિ, વિશ્વ, વગેરે, "ઉ" એટલે હિરણ્યગર્ભ, વાયુ, તેજસ, વગેરે અને "મ" એટલે ઇશ્વર, આદિત્ય, પ્રાજ્ઞ, વગેરે. વળી 'અ' એટલે વિષ્ણુ, 'ઉ' એટલે શિવ, અને 'મ' એટલે બ્રહ્મા, ક્ષત્ત્ર વળી વિષ્ણુ એટલે ગુરુનો ગ્રહ, શિવ એટલે શનિનો ગ્રહ, અને બ્રહ્મા–ક્ષત્ત્ર એટલે મગળનો ગ્રહ એ જ પ્રમાણે ગાથામા પણ અષ એટલે ગુરુ, વોહુમનો (वसुमनस् જે શિવનુ જ નામ છે) એટલે શનિ અને ક્ષથ્ર એટલે મગળ છે. આ સર્વે ગુપ્તશિક્ષણ માટે મારો "શ્રી જરથોસ્તના ગાથામા જ્યોતિષનો પાયો" લેખ વાચવો.

અજબ જેવુ છે કે "અહુનવઇર્ય"ના મત્રમા પહેલી સોળ શ્રુતિની (Syllables) લીટીમા અષનુ નામ છે, બીજી લીટીમા વોહુમનોનુ નામ છે, અને છેલ્લી ત્રીજી લીટીમા ક્ષથ્રનુ નામ છે! આ કઈ અકસ્માત (chance) નથી, પણ હજારો વર્ષથી આપણા આર્ય–પૂર્વજોની એ સિદ્ધ માન્યતા હતી જ્યોતિષના ઉલ્લેખો (references) વેદમા, ગાથાઓમા, અવેસ્તામા, બાઇબલમા ને લગભગ તમામ જૂના ધર્મોના પુસ્તકોમા મળી આવે છે. આપણા હિંદુભાઇઓ એ બધું પોતાનાં શાસ્ત્રોમાં નોધીને તે જાળવી શકી શકયા છે, ત્યારે આપણા ઇરાની પૂર્વજો પર પડેલી આફતોની પરપરાએ એ જાનો ભેદ ભુલાઇ ગયેલો લાગે છે, અને

"અહુનવઇર્ય"નો ખરો અર્થ કોઇ પામી શકયો નહીં, ને જુદા જુદા કુડીબંધ અર્થો જુદા જુદા વિદ્વાનોએ પોતપોતાના વિચારો કે માન્યતા પ્રમાણે કીધા છે, તેમાં આ ભેદની છાયા પણ આવી નથી. જીવન શા માટે છે, જીવન કેમ જોગવવું ને સફળ કરવું તેનો બધો મર્મ અહુરાએ માણસ જાતને આ મંત્રમાં જ આપેલો છે.

"અહુનવઇર્ય"ના મંત્રના શરૂઆતના ત્રણ શબ્દોનું સરખાપણું હિંદુઓના એવા જ પવિત્ર "ગાયત્રી" મંત્રની સાથે અજબ થવા જેવું છે. "યથા અહૂ વઇર્યો" અને "તત્ સવિતુ વરેણ્યમ્" એના અર્થ એક જ છે. "અસુ" એટલે પ્રાણ, અને પૃથ્વી પરની તમામ સૃષ્ટિનો–બલ્કે સૂર્ય મંડળનો–પ્રાણ તે સૂર્ય જ છે. બધા પ્રાણનું મૂળ સૂર્યમાં જ છે. એટલે એ પ્રાણ, એ સૂર્ય, તે જ "સવિતુ"–બધા પ્રાણનો–બધાં તેજનો–બધાં જીવનનો અધિપતિ તે "સવિતુ" એટલે સૂર્ય. વળી "વઇર્યો" એટલે વર્ય, અને 'વર્ય' ને 'વરેણ્ય' એટલે પણ 'વર્ય,' એટલે સર્વોપરી, વંદનને યોગ્ય, બંદગીને લાયક, એમ અર્થ થાય છે. સૂર્ય તમામ સૂર્યમંડળનો અધિપતિ–રાજા છે. એ એકજ ભાવ આ બન્ને મંત્રોની શરૂઆતમાં સમાયેલો છે.

એક બીજી સરખામણી પણ વિચારવી જોઇએ, "ગાયત્રી"ના છંદમાં પ્રથમ યતિ–Caesura–આઠમી શ્રુતિએ આવે છે, પણ આ મંત્રમાં સાતમી શ્રુતિએ આવતી દેખાય છે, પણ "વરેણ્યમ્" શબ્દ "વ–રે–ણિ–યમ" એમ ચાર શ્રુતિમાં બોલવાનો છે, તે બોલીએ એટલે આઠ શ્રુતિ પૂરી થાય. એ જ પ્રમાણે આ "અહુનવઇર્ય"ના મંત્રમાં પણ પ્રથમ યતિ જો કે સાતમી શ્રુતિએ જોઇએ, છતાં તેને બદલે અહીં છઠ્ઠી શ્રુતિએ આવતી દેખાય છે, એટલે અહીં પણ "વઇર્યો" શબ્દ "વઇ–રિ–યો" એમ ત્રણ શ્રુતિમાં બોલવાનો છે.

'અહુનવઇર્ય' જે છંદમાં લખાયેલો છે, તે જ છંદમાં આખી 'અહુનવઇતિ' ગાથા લખાયેલી છે. એટલે ખરું જોતાં ૧૬–૧૬ શ્રુતિઓની ત્રણ પંક્તિ એના એક શ્લોકમાં આવે છે. આ ગ્રંથમાં એ ત્રણની છ પંક્તિઓ કરવામાં આવી છે ને તેનો કવિતાનો અનુવાદ છ છ પંક્તિના સવૈયા છંદમાં કીધેલો છે. ૧૬ શ્રુતિમાં ૭ ને ૯ શ્રુતિઓના વિભાગ આવે છે, તેમજ તે છાપેલા છે. એ વિષમપદ છે. હું એને "અહુન" છંદનું નામ આપું છું. આ છંદ અને તેના સ્વરભાર માટે મેં જે લેખ છૂટો લખ્યો છે તે સૌએ વાંચી જવો.

'અહુનવઇર્ય' શબ્દ વંદન કરવા યોગ્ય સર્વોત્તમ અહુન–પરથી થયેલો લાગે છે. એ 'અહુનવઇર્ય'ને જ વિસ્તારથી સમજાવવા માટે 'અહુનવઇતિ ગાથા' લખાયેલી છે. સૃષ્ટિની ઉત્પત્તિ કેમ થઇ, અહુરા મઝ્દા કોણ, અમેષા સ્પેન્તા કોણ, નેકી અને બદી કેમ પેદા થઇ, સૃષ્ટિનો હેતુ શો, અહુનવઇર્યમાં જણાવેલા અહુ, અહુરા મઝ્દા, અપ, વોહુમનો, રથ અને અહુનનો પેગામ તે કયો, તેમજ શું કીધાથી માણસ પોતે જીવન સફળ કરીને પરમાત્માના આનંદ ને કલ્યાણનો અનુભવ કરે, એ બધું 'અહુનવઇતિ' ગાથામાં કવિતામાં અલંકારરૂપે ગવાયેલું છે. જે મૂળ સ્વરથી બનેલા શબ્દથી સૃષ્ટિની ઉત્પત્તિ થઇ તે સ્વરનું સંગીતજ સૃષ્ટિમાં ગવાઇ રહ્યું છે. હિંદુઓના વેદના સ્વરભાર સહિત થતા પાઠો તેમજ સામવેદનું એ જ પાઠોનું સંગીત ગંભીર ગાયન ઉપજાવે છે. 'ગાથા' એટલે જ સંગીતમાં રચાયેલી કવિતા. ખ્રિસ્તિઓના દેવળોમાં પણ ભજનોની સંગીતમય ધૂન, મુસ્લિમોની

મસ્જિદોમાં પણ નિયમિત પોકારાતી સંગીતમય લાંબી બાંગ, બૌદ્ધોનો પણ ઓમ્ અને હૂન્–એ બધું પરમાત્માના ફૂંકેલા પ્રથમ સ્વરનુંજ માનવરૂપ છે. એ સ્વરમાંથીજ વાણી ફૂટે, એ વાણીમાં જ્ઞાન અને આનંદ પ્રાપ્ત થાય અને એ સ્વરમાંજ છેવટે આત્મા ને સૃષ્ટિ પણ વિલીન થાય, એ એ વાણીનોજ મહિમા છે. માટેજ વાણીનું બળ વધારવું, તેમજ એ વાણીને શુદ્ધ રાખવી એ આપણો ધર્મ છે, અને એજ "અહુન"નો પેગામ છે.

# અહુનવઇર્યનું ટિપ્પણ

**યથા :** Yaθā यथा = As, according as, like, જેમ, જેવો. તુલનાનો અવિકારી અવ્યય.

**અહૂ :** Ahū अहु: = Breath, lord, king, the head of a nation, પ્રાણ, સ્વામી, અધિપતિ, નરપતિ, રાજા, પ્રજાધિપતિ. ૧/૧. આ શબ્દનો અર્થ "પૃથ્વીનો પ્રાણ એટલે સૂર્ય" પણ થઇ શકે, અને "વિશ્વનો પ્રાણ એટલે પ્રભુ, પરમાત્મા" પણ થઇ શકે. આ પંક્તિમા રતુ એટલે પેગમ્બરની સાથે સરખામણી છે, એટલે "અહૂ"નો અર્થ પ્રભુ, ખુદા, એવો થઈજ ન શકે, કારણકે પ્રભુની સાથે તો કોઇને પણ સરખાવાય નહીં. એટલે અહીં સરખામણી ભૌતિક દુનિયાના વડા એટલે 'રાજા'ની સાથે આત્મિક દુનિયાના વડા રતુ-પેગમ્બરની સાથે જ છે, અને તે ઇષ્ટ છે. પ્રજાની વ્યવસ્થા ને તેની ઉન્નતિને માટે પ્રજાએ માન્ય રાખેલો તેનો વડો તે જેમ રાજા છે, તેમ જીવનની ને આત્માની વ્યવસ્થા ને તેની ઉન્નતિને માટે તેનો માર્ગદર્શક વડો તે પેગમ્બર છે. એ બન્ને વદનને-આરાધનાને-સ્તુતિને યોગ્ય છે. હા. ૨૯-૬ મા આ 'અહુ'નો અર્થ "રાજા"જ થાય છે તે સ્પષ્ટ થઈ જાય છે.

**વઇર્યો :** Vairyō वर्य: = Best, worthy to be adored and praised. સર્વોપરી, પૂજ્ય, વદનને યોગ્ય. ૧/૧ વિશેષણ. એ જ અર્થનો બીજો વૈદિક શબ્દ "ગાયત્રી મંત્ર"મા વપરાયેલો જોવ્યું છે.

**અથા :** Aθā अथा = So, likewise, such, તેમ, તેવો, અવિકારી અવ્યય.

**રતુશ્ :** Ratuš : रतु: = The Spiritual Head, the Prophet, રતુ, પેગમ્બર, ધર્માધિપતિ ૧/૧. ધાતુ ऋत = the sacred Law, divine Law, પવિત્ર સૃષ્ટિનિયમ. The Law of Holiness or Righteousness, પવિત્રતા યા અષોઇનો કાયદો. મન વચન કર્મમાં પવિત્રતા ને સત્ય જાળવવા તે પવિત્ર નિયમ તે ઋત એ ઋતનો જાળવનાર ને એનો પવિત્ર ઉપદેશ ને સંદેશ આપનાર તે "રતુ." સંસ્કૃતમાં પણ ऋतु શબ્દ 'ત' પર દીર્ઘ વરડુવાળો છે, અને તેનો અર્થ true speech='સત્ય વાણી' થાય છે. એટલે રતુ અને ઋતુ પણ એક જ ભાવાર્થવાળા શબ્દો છે. પેગમ્બર પણ પોતાની પવિત્ર વાણીથી જ પ્રભુનો સંદેશ આપે છે ऋतु નો ધાતુ પણ ઋત જ છે

**અષાત્ ચીત્ :** Ašāt-cit अशात् चित्-ऋतात् चित्-By being conversant with and observing the sacred Law અષોઇના પવિત્ર નિયમનો જાણકાર અને તેનું પાલન કરનાર હોવાથી. ૫/૧.

**હચા :** Hacā : सचा = Together with, ever associated with, હમેશને સારી બનીને, સહવર્તમાન (સાયુજ્યાર્થ) અ. અવ્યય.

**વઙ્હેઉશ્ .. મનઙ્હો :** Vaŋhǝuš .. manaŋhō . वसो: .मनस = Of pure mind, સાત્વિક મનની. ૬/૧. 'વોહુ મનહ્'નો અર્થ સારું મન, Good mind.



એમ અધા કરે છે, પણ તે "વસુ" નો સંપૂર્ણ ભાવાર્થ નથી. માણસના મનના ત્રણ ગુણો અંકાયેલા છે: સત્ત્વ = the principle of absolute purity, સંપૂર્ણ પવિત્રતા; રજસ્ = passion, excitement; a mixture of the pure and the impure, સંમોહ, ઉદ્વેગ, ઉશ્કેરાટ, મનોવિકાર: સત્ત્વ અને તમસ્‌નો મિશ્રિત ગુણ; અને તમસ્=Darkness, absolute impurity, evil, અંધાર, સંપૂર્ણ અશુદ્ધિ, બુરાઈ. આ પરથી હવે સ્પષ્ટ થશે કે "વૉહૂ મનો" એટલે "સાત્વિક મન", પવિત્ર ગુણોવાળું મન. "ભલું" શબ્દમાં આ ભાવાર્થ પૂરો ઊતરતો નથી. આ "શુદ્ધ સાત્વિકતા" એ શિવનો–શનિના ગ્રહનો–મુખ્ય ગુણ છે. જુઓ મો. વિ. કોષ: सात्त्विक.

-

દઝ્દા: Dazdā : दक्षा (दक्षेन) With uprightness, પ્રમાણિકતાથી, ન્યાયપરાયણતાથી, with the sense of pure justice. ૩/૧. પહેલવી તેમજ તે પરથી ઘણાખરા યુરોપીય અને પારસી વિદ્વાનોએ આ શબ્દને दा ધાતુ પરથી ઉપજેલો સમજીને તેના અર્થ ભેટ, મદદ વગેરે કીધેલા છે, પણ તે મને યુક્ત નથી લાગતા. "ગાથા"માં દર્શાવેલા અમૅષા સ્પૅન્તા કોણ તે આજ સુધી કોઈને નહિ સમજાયાને લીધે આવા સાંકેતિક યા લાક્ષણિક (technical) શબ્દોના ખોટા અર્થ કરવામાં આવેલા છે. "ગાથા"ના ૩૧ મા હા ના ૩જા શ્લોકમાં "ચર્ઝ્દાંહ્‌વર્દંબ્યો" चक्षस्वद्भ्यो શબ્દ છે. સંસ્કૃત चक्षन्=the two eyes બન્ને આંખો. એ શબ્દ "ગાથા"માં પ્રાગ્વૈદિક चक्ष्म શબ્દ પરથી "ચષ્મન્" થયેલો છે, અને તે હા ૩૧ ના ૮ મા શ્લોકમાં સાતમી વિભક્તિમાં "ચષ્મઇની" = આંખોમાં, એમ આવેલો છે. હવે, જ્યોતિષ શાસ્ત્રમાં ગુરુના ગ્રહને એટલે આપણા "ગાથા"ના "અષ વહિશ્ત" અમૅષા સ્પૅન્તાને चक्षस् એટલે ઝળકાટવાળો, બ્રહ્મવિદ્યાભરી આંખવાળો, આત્મિક બોધ આપનારો કહેલો છે. આ चक्षस् ગાથાવાણીમાં "ચર્ઝ્દસ્" થયેલો છે. એ ગુરુનો ગ્રહ આંખનો–જ્યોતિનો–પણ કારક ગ્રહ છે. "ચક્ષસ્" એ ગુરુનું ગુણવાચક નામ છે. એ જ પ્રમાણે શિવ એટલે શનિનો ગ્રહ એટલે "વૉહુમનો"નું પણ ગુણવાચક નામ दक्षस् = Upright, honest, straightforward, sensible of pure justice, સીધો, પ્રામાણિક, ન્યાયપરાયણ છે. "દક્ષ" શબ્દ ગુજરાતીમાં પણ છે, તેનો પણ એવો જ અર્થ ચતુર, સમજદાર, ખબરદાર, પ્રામાણિક એમ થાય છે. જેમ चक्षस् નો "ચર્ઝ્દસ" થયો તેમ दक्षस् નો ગાથામાં "દર્ઝ્દસ્" થયો છે, અને તે પરથી થયેલાં ભાવવાચક નામ दक्ष પરથી "દર્ઝ્દ" ને "દર્ઝ્દા" થયો છે. જ્યોતિષના અને ગ્રહોનાં આવાં ખાસ નામોથી જ આ લાક્ષણિક અર્થો સમજી શકાય છે. જ્યારે મન સાત્વિક થાય ત્યારે તેને કોઈ તરફ પક્ષપાત રહે નહીં, એટલે બધાં કાર્યોને તે ન્યાયપરાયણતાથી જોઈને તોળી શકે. ગાથાના ૩૨ મા હા ના ૨ જા શ્લોકમાં છેલ્લી લીટીમાં આર્મઇતિને માટે મર્ઝ્દા અહુરા કહે છે કે "વઙ્‌હુવીમ્ વર્ૅમઇદી હા ને અઙ્‌હત્"= May she be-equal-just-unto us! ત્યાં આ "વઙ્‌હુવીમ્" શબ્દ પણ એ જ "વસુ" પરથી वस्वीम् થયેલો છે. હા ૩૪–૬ માં પણ दक्षतम् વપરાયેલો છે તેનો અર્થ પણ dexterity, uprightness, સમજદારી, સીધાપણું

થાય છે. હા ૩૩-૧ માં કહ્યું છે કે પેગમ્બર તો જિંદગી માટેના પરંપરા ઊતરી આવેલા પવિત્ર કાયદા પ્રમાણે જ ભલા બૂરા સૌની સાથે સમાન દૃષ્ટિએ જ કાર્ય કરશે, કોઇ માટે પક્ષપાત રાખશે નહીં. હા ૩૧-૨ માં તો પેગમ્બર સાહેબ ખુલ્લી રીતે કહે છે કે "હું આ ભલા બૂરાના પક્ષો વચ્ચે ખરો પંથ દેખાડી **ન્યાયતુલા સરખી રાખનાર તરીકે** અહુરના પેગમ્બર તરીકે આવ્યો છું." આ બધું જોતાં ને સમજતાં સ્પષ્ટ રીતે સમજાય છે કે આ "દજ્દા" શબ્દ दक्ष પરથી જ થયેલો છે, અને એનો અર્થ મદદ કે ભેટ એવો કોઇ નથી, આ "અહુનવર્ય"માં તો પેગમ્બર કેવો હોય તેનું વર્ણન છે, અને તેના ટેકામાં "ગાથા"ના ૨૯ મા હા નો ૭ મો શ્લોક છે.

**શ્યઑથ્રૅનનાંમ્ :** Syaoθənanam : च्यौत्नानाम् = Of deeds, of actions, કાર્યોનાં, કૃત્યોનાં. ૬/૩. મૂળ શુદ્ધ શબ્દમાં "ત્ન"જ છે, તેથી તે "થ્રૅન"જ લખાવો જોઇએ, કેમકે એ શ્રુતિ (syllable) ઉદાત્ત-accented- છે. "ગાથા"ના લહિયાઓએ "શ્યઑથનનાંમ્" એમ આખા 'થ' સાથે લખેલો છે તે ભૂલ છે.

**અङ्हुँउश् :** Aŋhōuš : असोः = Of life, જીવનનાં, જિંદગીનાં. ૬/૧. असु = જીવન. 'અ' ઉદાત્ત છે ને તેની પાછળ "સ" આવે છે, તેથી તેનો ઉચ્ચાર "અઙ્હુ" થાય છે, ને તેની આ છઠ્ઠી વિભક્તિ છે. "સોઃ" સ્વરિત છે તેથી તેનો "હુઁઉશ્" થયેલો છે.

**મજ્દાઇ :** Mazdāi : मेधाय = For Mazdā, unto Mazdā, મજ્દાને નામે મજ્દાને માટે. મજ્દાનો મૂળ વૈદિક શબ્દ मेधस् છે, मेधस् = all-wisdom, સર્વજ્ઞાની. 'મ-જ્-દા-ઇ' એમ ત્રણ શ્રુતિમાં આ શબ્દ બોલવાનો છે.

**ક્ષથ્રૅમ્-ચા :** Xsaθrəm-cā : क्षत्रम् च : and the power of self-control, અને સંયમશક્તિ, મન ને શરીરના તમામ વિકારોને કાબુમાં રાખવાની શક્તિ. ૧/૧. આ "ક્ષથ્ર"ને સત્તા, રાજસત્તા, રાજ્ય, એવા અર્થમાં આપણા પૂર્વજો પહેલવીકાળથી લેતા આવ્યા છે અને યુરોપીય વિદ્વાનો પણ તે જ અર્થમાં લે છે, પણ તે યુક્ત નથી. અને આપણા અમેષા સ્પેન્તાઓમાંનો આ એક તે કોણ તે નહીં સમજાયાથી તેમ થયેલું છે. મૂળમાં આ શબ્દ "क्षत्र" નહીં, પણ क्षत्तृ છે. क्षत्तृ એટલે બ્રહ્મા અથવા મંગળનો ગ્રહ. સૃષ્ટિને ઉત્પન્ન કરવાની સાથે એ સૃષ્ટિની તમામ જાનદાર પેદાશ ને સૃષ્ટિનો પ્રવાહ પાછો આગળ ધપતો રહે તે માટેની પુનર્સર્જન શક્તિ-વંશવૃદ્ધિની શક્તિ-આપનાર અમેષા સ્પેન્તા તે ક્ષથ્ર. આ શબ્દ क्षत्र એટલે power, સત્તા, તે પરથી નીકળ્યો નથી, પણ એ તો બ્રહ્મા-સૃષ્ટિસર્જનને ચાલુ રાખનાર-ઘણો જૂનો શબ્દ क्षत्तृ છે. એ क्षद् ધાતુ પરથી નીકળેલો છે. क्षद् એટલે કોતરકામ કરવું, શિલ્પકાર્ય કરવું, મૂર્તિ-પ્રતિમા ઘડવી. સૃષ્ટિની આ રોજની નવી નવી મૂર્તિઓ ઘડનાર અમેષા સ્પેન્તા क्षत्तृ-બ્રહ્મા છે. હિંદુ ભાઇઓનાં ધર્મશાસ્ત્રોમાંની દેવી ત્રિમૂર્તિ Trinity-વિષ્ણુ, શિવ અને બ્રહ્મા છે, અને તે જ આપણા અનુક્રમે-અષ, વોહુમનો,

અને ક્ષથ્ર–અર્દીબહેશ્ત, બહમન અને શહેરેવર અમેશાસ્પંદો છે, એ ત્રણે નપુસક છે. "ગાથા"ના હા ૩૧ ના ૨૧ મા શ્લોકમાં "ખ્વાપઇથ્યાત ક્ષથ્રહ્યા સરો" શબ્દો છે તે વૈદિક ભાષામાં स्वपत्यात् क्षत्रस्य शर: થાય, તેનો અર્થ "વશવૃદ્ધિથી શક્તિનુ એટલે સયમશક્તિથી મળતું નૂર" થાય છે. વીર્યના રક્ષણથીજ એ નૂર મળી શકે. ચારિત્ર્યહીન પુરુષના મોઢા પર એ દૈવી નૂર કદી પ્રગટતું નથી. "ગાથા"મા આવા ઉલ્લેખો ઠેર ઠેર છે. આ સૃષ્ટિસર્જનના મૂળ પાયાના ભેદી શબ્દોના અર્થો સમજાય ત્યારે જ "ગાથા"ના પાયાનો ભેદ સમજી શકાય છે.

અહુરાઇ આ : Ahurai ā : असुराय आ=From Ahurā, અહુરા પાસેથી, અહુર, તરફથી, ૪/૧. "અહુરાઇ" શબ્દ ચોથી વિભક્તિમા છે, પણ એની પછી "આ" અવ્યય છે, એટલે સસ્કૃત ભાષાના નિયમ પ્રમાણે એનો અર્થ "અહુરા તરફથી, અહુરા પાસેથી" એવો થાય છે. असुर=The Supreme Spirit પરમાત્મા, "અસુ" એટલે જિંદગીનો આપનાર. ઋગ્વેદમા આ શબ્દ બહુ ઠેકાણે વપરાયેલો છે અને તેના નવ મડળ સુધી અસુરને પરમાત્મા લેખે જ ગણેલો છે એ પછીજ આર્યજાતિના "મજ્દાયસ્ની–મેધાયજ્ઞા–"અને" દેવયસ્ની–દેવયજ્ઞી એ મુખ્ય વર્ગો વચ્ચેની ધાર્મિક તકરારની તીવ્રતા શ્રી જરથુશ્ત્ર સાહેબના જમાના પછી ઘણે કાળે બહુ તીવ્રપણે વધી જતા અને ભારે મતભેદો ઉત્પન્ન થતા એ બન્ને વર્ગો જુદા પડી ગયા અને એકમેકના કટ્ટા શત્રુ થઇ ગયા. મૂળમા 'અસુર' તે જીવનનો આપનાર–પરમાત્મા, અને "દેવ" તે પ્રકાશનો આપનાર એવા અર્થમા શબ્દો હતા તેના અર્થો બન્ને વર્ગે ઊલટા કરી નાખ્યા અને હિંદુઓએ "અસુર" એટલે રાક્ષસ, દુષ્ટ, પ્રકાશથી ઊંધે માર્ગે જનાર એવો અર્થ કાઢ્યો, અને શ્રી જરથુશ્ત્ર સાહેબના અનુયાયીઓએ "દેવ" એટલે રાક્ષસ, દુષ્ટ, ઊંધે માર્ગે જનાર એમ કહેવા માડયુ. બાકી હિંદુઓના ધર્મશાસ્ત્રોમા ઘણે ઠેકાણે નોંધાયેલુ છે કે "અસુરો" તે પૂર્વદેવો–આગળના દેવો–હતા, તેમજ અસુરો તો દેવોના મોટા ભાઇઓ હતા. "ગાથા"મા "દેવ" શબ્દ છે તેનો અર્થ માત્ર "દેવ જાતિવાળા, દેવોની સ્તુતિ કરનાર" એવો જ છે "દેવ"નો ખરાબ અર્થ "અવેસ્તા"માજ પ્રથન થાય છે. સંસ્કૃત કોષકારોએ "અસુર"નો એક અર્થ "સૂર્ય" પણ આપ્યો છે.

યિમ્ : yim यम् = whom, to which Ratu, જેને, જે રતુ પેગમ્બરને. ૨/૧. એ "દદત્" ક્રિયાપદનું "વાસ્તારેમ્" સાથે બીજું કર્મ છે.

દ્રિગુબ્યો : Drigubyo ध्रिगुभ्य: = For the self restrained, for those going steady by restraint over their senses, સંયમી જનોને માટે, પોતાના વિકારો પર કાબુ ધરાવનાર જનોને માટે. ૪/૩. આ શબ્દને કેટલાક વિદ્વાનો "દ્રેગુબ્યો" લખે છે, પણ તે બરાબર નથી, અને એ શબ્દને "દ્રંગ્વત્" સાથે કશો સબધ નથી. એ શબ્દ તો धृ ધાતુ પર गम्નો સાધિત પ્રત્યય ગુ લાગ્યાથી થયેલો છે. ઋગ્વેદમા (મ. ૮–૨૨–૧૧. વગેરેમાં) अध्रिगु = Unrestrained, નિરકુશ, બેલગામ, વિકારોના ગુલામ, એવા અર્થમા વપરાયેલો

છે, એટલે ડ્રિગુ શબ્દનો નકારવાચક અ ઉપસર્ગ લગાડીને એ અડ્રિગુ શબ્દ કીધેલો છે આ શબ્દ "ગાથા"માં હા ૩૪–૫ માં પણ આવે છે. "ગાથા"–ના આ શબ્દનો અર્થ ભાષાંતરકારોએ "ગરીબ, લાચાર" કીધો છે, તે યથાર્થ નથી. ડ્રિગુ એટલે સંયમી, જે ઇંદ્રિયજન્ય વિકારોને વશ થાય નહીં તે. અને એ જ ખરો અર્થ આ પવિત્ર મંત્રમાં છે. દુનિયામાં પાપ જ્યારે ઘણું વધે અને લોકો તેમજ ધર્મના આચાર્યો પણ પ્રભુનો ખરો નીતિપંથ છોડીને વિકારવશ થઇ માત્ર પૈસા અને મોહની પાછળ જાય, ત્યારે જે નેક ને અપો માણસો હોય તેમને પણ તેઓ હેરાન કરે છે. એવી વેળાએ એ પ્રભુપંથી અપો માણસોને રક્ષણ આપનાર પેગમ્બર પણ પોતાના ક્ષત્રથી–પોતાના અડગ સંયમથી જે ખુદાઇ નૂર મેળવે છે તે વડે આ અપો માણસોને તે રક્ષણ આપે છે. પૃથ્વીનો આત્મા ધરતી પરનાં લોકોનાં પાપ ને જુલમ જ્યારે ખૂબ વધી ગયાં, ત્યારે હા. ૨૯ માં જણાવ્યા પ્રમાણે મજ્દા અહુરા આગળ ફરિયાદ કરવા ગયો અને પોતાને માટે તેમજ અપોજન માટે રક્ષણની માગણી કીધી. તે વેળાએ મજ્દા અહુરાએ હા. ૨૯ના ૭માં શ્લોકમાં આ "અહુનવર્યના" મંત્રનો ઉલ્લેખ કરીને અષને તેમજ પૃથ્વીને કહ્યું કે એ મંત્ર પ્રમાણે તેને રક્ષણ મળશે અને ત્યાર પછીના ૮ માં શ્લોકમાં કહ્યું કે એવો પેગમ્બર–અપો જરથુસ્ત્ર સ્પિતામો–તે ઘડીએ પૃથ્વી પર જન્મ પામેલો હતો, ને તે અહુરના કાનૂનોનો પ્રચાર કરતો હતો. એ પરથી હવે સૌને સ્પષ્ટ સમજાશે કે આ "ડ્રિગુબ્યો" નો અર્થ "નેક સંયમી માણસોને માટે," તેઓના રક્ષણ માટે, એવો થાય છે.

દદત્ : Dadat· ददत्=Gives, આપે છે. આ રૂપ જૂના ધાતુ दद्=to give, આપવું એ પરથી થયેલું છે. दा ધાતુ પરથી પણ ददत्, ददात्, अददात् એવાં રૂપો થયેલાં છે. ઋગ્વેદમાં (મં૦ ૫–૬૧–૧૦) આ ददत् શબ્દ એ જ અર્થે વપરાયેલો છે. ક્રિયાપદ : અપૂર્ણભૂત કાળ, સશયાર્થ, પરસ્મૈપદ ૩/૧. હા ૨૯–૯ માં પણ વપરાયેલો છે.

વાસ્તારેમ્ : Vāstārəm· वास्तारम्: Protection, support, રક્ષણ, આધાર, ટેકો. ૨/૧. મૂળ નામ "વાસ્તર્" "वास्तृ" છે, તે પરથી આ બીજી વિભક્તિ એક વચનનું રૂપ છે. મૂળ ધાતુ वस्=ઢાંકવું, આચ્છાદવું, રક્ષણ આપવું, સાચવવું, તે પર तृ પ્રત્યય લાગીને वास्तृ = રક્ષણ એમ નામ થયેલું છે. સસ્કૃતમાં મહાભારતમાં (અ. ૪–૪૨૦) वासवितृ શબ્દ વપરાયેલો છે, તેનો અર્થ રક્ષક, શરણુહાર, ટેકો આપનાર, એવો થાય છે. પૂર્વ વૈદિક કાળમાં "વાસ્તૃ" શબ્દ તે માટે વપરાતો હોવો જોઇએ.

### "અહુનવઇર્ય"નો ભાવાર્થ

જેવો નરપતિ યા રાજા સર્વોપરી ને સદા નમનવંદનને લાયક છે, તેવો રતુ–પેગમ્બર પણ પોતાની અચળ અપોઇથી મજ્દાને માટે જીવનનાં કાર્યોની સાત્વિક મનની ન્યાયપરાયણતાથી સર્વોપરી છે, અને જેને (=જે રતુને) અહુરા તરફથી મળેલી સંપૂર્ણ સંયમશક્તિ સંયમીજનોને માટે રક્ષણ આપે છે.

આ મન્ત્રનો ભાવાર્થ કેટલો ઊંડા વિચારોથી ભરપૂર છે! હિંદુઓના પવિત્ર ગ્રંથ "ગીતા"માં શ્રી કૃષ્ણ અર્જુનને કહે છે કે:

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदाऽऽत्मानं सृजाम्यहम् ॥

એટલે "હે અર્જુન! જ્યારે જ્યારે ધર્મનું પતન થાય, ત્યારે ત્યારે ધર્મની પાછી જાગ્રતિ કરીને તેનું ઉચ્ચ સ્થાને પ્રતિપાદન કરવા હું અવતાર લઉં છું." આ જ ભાવનું સમર્થન કરતો અને એવો ખરો અવતારી પેગમ્બર કોણ તેની સાચી પરખ ને કસોટી કરતો આ પવિત્ર "અહુનવર્ય"નો મન્ત્ર છે. એમાં કહેવામાં આવ્યું છે કે જેવો આ દુનિયાનો ભૌતિક રાજા સર્વોપરી છે, જેવી તેને સોંપાયેલી ધરતી અને તેના પશુ પંખી પ્રાણીઓની વ્યવસ્થા તે રાખે છે, અને સૌને નીતિપથે રહેવાના કાયદા આપીને તે રક્ષણ આપે છે, અને તેથી તે જેવો સૌના વંદનને—માનને ને નમનને—પાત્ર છે, તેવો જ રતુ—પેગમ્બર, પણ વંદન—યોગ્ય છે શા કારણથી એ વંદનને યોગ્ય અને સર્વોપરી છે તે એમ કહીને તેમાં બતાવ્યું છે કે એ પેગમ્બર પોતાની અખંડ પવિત્રતાને લીધે એવો શ્રેષ્ઠ છે, એ કદી પણ પોતાની પવિત્રતા—મન વચન કર્મની અષોઇ જે પળેપળ એના આત્મા સાથે જોડાયેલી છે, તેને તજતો નથી, તેને લીધે છે. વળી દુનિયામાં આ જિંદગીને લગતા જે જે કાર્યો તે કરે છે, તે માત્ર મજ્દાને માટે જ, તે સાહેબના નામથી જ, એટલે તે પોતાના કોઇ પણ સ્વાર્થને સાધવા તે કાર્યો કરતો નથી, પણ મજ્દાએ જે હેતુથી (હા ૩૦—૧ માં જણાવ્યા પ્રમાણે) આ સૃષ્ટિ પેદા કીધી છે, તે હેતુને બર લાવવા માટે નિષ્કામ વૃત્તિથી જ ને સમદૃષ્ટિથી જ તે બધા કાર્યો કરે છે. એને પોતાનો કે પોતાના વર્ગનો કે ખેશીનો કે મિત્રનો સ્વાર્થ સાધવાનો નથી. એને તો આખી દુનિયાનું ભલું કરવાની ને સૌને પ્રભુપથે દોરવવાની ફરજ મળેલી છે તે જ બજાવવાની છે. એવા બિનસ્વાર્થી કાર્યોથી અને શુદ્ધ સાત્વિક મનથી જે પ્રામાણિકતા, જે ન્યાયપરાયણતા સાધી છે, તે ન્યાયપરાયણતાને લીધે એ સૌમાં સર્વોપરી છે ને સૌના આદરને તે પાત્ર છે. એટલે આ મન્ત્રમાં એવો બોધ છે કે સૌએ આ પેગમ્બરને પગલે ચાલીને અષોઇ, સાત્વિક મન, બિનસ્વાર્થી કાર્યો, અને સમદૃષ્ટિ તથા ન્યાયપરાયણતા કેળવવા જોઇએ એમ થાય તોજ મજ્દાનો હેતુ સફળ થાય અને એવા માણસના આત્માને મુક્તિ મળે. એવા શુદ્ધ ને ન્યાયપરાયણ રતુને અહુરા તરફથી "ક્ષત્ર" એટલે અયમશક્તિ મળે છે. અને એ અયમશક્તિને લીધે તેનું ખુદાઇ નૂર એવું બળવાન બને છે કે તે આ પૃથ્વી પર જે નેક રાહે અષોઇથી ચાલનાર માણસો છે ને જેઓ સદા મજ્દાના હેતુને સફળ કરવા પ્રયત્ન કરે છે, અને જેઓને દુષ્ટ લોકો હેરાન કરે છે, તેઓને રક્ષણ આપે છે. એવા પેગમ્બરની વાણી અને તેનો પ્રભાવ એવા સબળ હોય છે કે દુષ્ટ લોકો તેથી ડરી જાય છે, અને આખરે બદીનો નાશ થાય છે. વળી આ મન્ત્રની છેલ્લી લીટીમાં એક બીજો ધ્વનિ પણ છે. આ દુનિયામાં કરોડો માણસો અજ્ઞાનમાં ને બદીમાં ફસાયેલાં છે, તે કાંઇ બધા કદી અષો ને નેક થઇ જવાના નથી. એમાથી થોડા જ અયમ પાળીને નેક બની શકે છે, એટલે એવા નેક જનોને પેગમ્બર તરફથી આપોઆપ રક્ષણ મળે છે.

આ "અહુનવઈર્ય" ના મંત્રમાં એવી રીતે ખુદાઇ રાહે ચાલવાનું ફરમાન છે, તેમજ કેવી રીતે માણસ પવિત્ર થાય જેથી તેને મુક્તિ મળે, તે થોડા શબ્દોમાં

સમજાવેલું છે. એ જ મંત્રની સમજ વિસ્તારથી આપવા માટે પેગમ્બર સાહેબે "અહુનવઇતિ ગાથા" લખી છે, અને ઠેર ઠેર આપણા વિકારો પર કાબુ રાખવા અને સંયમ પાળવાનો તેમાં બોધ આપેલો છે. એ સંયમ પળાય, તો જ માણસ બિનસ્વાર્થી કાર્ય કરી શકે, અને તેમ કરતાં ધીરે ધીરે મન સાત્વિક થાય, અને મન સાત્વિક થાય એટલે બધી રીતે જીવનની પવિત્રતા–અષોઇ–સાધી શકાય. અષોઇ સધાય તો જ આખરી મુક્તિ મળી શકે. અષોઈ કાંઇ એવી વસ્તુ નથી કે સહેલાઇથી સાધી શકાય.

વળી પેગમ્બર સાહેબે જે ઊંડો બોધ આપેલો છે, સૃષ્ટિની રચના કેવી છે, અને માણસે તેમાં કેમ રહેવાનું ને વર્તવાનું છે, તે થોડા શબ્દોમાં સિદ્ધ રીતે તેમણે કહેલું છે. પણ આ બધાં ઊંડાં ને ખરાં રહસ્ય હજારો વર્ષના ગાળામાં ભુલાઈ ગયેલાં છે–અરે ખુદ "અવેસ્તા" કાળમાં પણ શ્રી જરથુસ્ત્ર સાહેબની "ગાથા"ના અર્થો કે તેના ભેદ ભુલાઇ ગયેલા હતા, અને ધર્મના ઉપાધ્યાયોએ જરથુસ્ત્રીઓને વધારે પકડમાં લેવા વેદવાશમાંના દેવો–મિત્ર, વરૂણ વગેરેના યજતો કરીને શુદ્ધ ધર્મમાં પાછી પ્રકૃતિ પૂજાને–Nature worship–દાખલ કીધી, અને અષોઇ પર તરીકતોને વધારે વજન આપ્યું! આવી પ્રકૃતિપૂજા અને સોમને (હોમને) નામે થતી ભારે ખર્ચ કરાવતી યજ્ઞક્રિયા કરવાવાળા અને યજમાનોનાં ગજવાં હલકાં કરનારાઓ માટે "ગાથા"ના હા. ૩૨ માં પેગમ્બર સાહેબે ભારે અફસોસ કીધેલો છે, તે હવે વાંચી જુઓ! હા ૩૨–૧૨ માં કહ્યું છે કે "યાઇશ્ ગ્રેહ્મા અષાત્ વૅરેંતા, ક્ષથ્રૅમચા ઇષનાંમ્ કરૅપન્" એટલે "જેઓ દ્વારા પર-ગ્રાસકોને એટલે ઓહિયાંદાસોને અને અનિષ્ટના પૂજારીઓની સત્તાને અષોઇથી વધારે પસંદગી આપવામાં આવી છે!" પેગમ્બર સાહેબ ત્યાં કેવું સ્પષ્ટતાથી કહે છે કે આ જાતની પૂજા પાતરી અને આ પ્રકૃતિપૂજા અને ક્રિયાકામો જ જાણે માણસને મુક્તિ અપાવશે, એમ આ ધર્મના ઉપાધ્યાયો ઊંધું સમજાવીને લોકોનાં નાણાં ને મિલકત ખાઇ જાય છે, અને અષોઇ નહીં પણ જાણે આ જાતની પૂજા તેઓને મુક્તિ અપાવશે! આથી વધારે સ્પષ્ટ બીજું શું હોઇ શકે? અષોઇ, સાત્વિક મન, દૃઢ સંયમ ને બિનસ્વાર્થી જીવન, એ જ ખરું ધાર્મિક જીવન છે. એથી જુદી વાત જે જરથોસ્તી કરે તે પેગમ્બર સાહેબનો બોધ સમજ્યો જ નથી, અને પોતે અજરથોસ્તી બની રહીને બીજાઓને પણ તેવા ઊંધા રાહ પર તે લઇ જઇને સૌની ખરાબી કરે છે. "અહુનવઇર્ય"નો મંત્ર ખરે મહાન છે, બધાં જ્ઞાનનું તત્ત્વ તેમાં સમાયેલું છે. એમાં કહેલું સૌ કોઈ પાળે તો જીવન સફળ ને ધન્ય બને અને આત્માની મુક્તિ મેળવે.

## અર્ષમ્ વૉહૂ

### અર્ષમ્‌નો કલામ

"અહુનવર્ય"ના પવિત્ર કલામની સાથે મઝ્દયસ્નની ધર્મમાં "અર્ષમ્"નો કલામ પણ બહુ જૂનો ગણાય છે. "અવેસ્તા" સાહિત્યમાં "અહુનવર્ય" સાથે "અર્ષમ્ વોહૂ" ની ખૂબી ઠેર ઠેર દર્શાવેલી છે. જેમ "અહુનવર્ય" પરથી "અહુનવઇતિ ગાથા" લખાઇ છે, તેમ "અર્ષમ્ વૉહૂ" પરથી "ઉશ્તવઇતિ ગાથા" લખાઇ છે, કેમકે "અર્ષમ્ વૉહૂ" ના કલામમાં "ઉશ્ત"ની મોક્ષની–પરમાનંદની–કલ્યાણની પ્રાપ્તિ માટેજ મુખ્યપણે કહેવાયેલું છે. "ગાથા"ના હા ૩૧ના ૧૯મા શ્લોકમાં "અર્ષમ્"ના કલામનો સ્પષ્ટ ઉલ્લેખ કરવામાં આવેલો છે; અને એ મંત્ર બરાબર યાદ રાખીને સ્પષ્ટ રીતે મોટેથી પઢવાથી અને તે પર મનન કરવાથી તેનું ઉત્તમ પરિણામ આવે છે, એમ તેમાં જણાવેલું છે. "ગાથા" ના હા ૨૯ના ૭મા શ્લોકમાં જણાવ્યા પ્રમાણે "અહુનવર્ય"નો એટલે "અહુન"નો–ઓમ્‌નો–મંત્ર અહુરાએ અષની સાથે સહકાર સાધીને રચેલો અને તેનો નાદ મઝ્દાએ સર્જક તરીકે પ્રથમ ફૂંકેલો એટલે ત્યાર પછી દુનિયામાં માણસે પોતાના વર્તનમાં મુખ્યપણે શું સાચવવું, અને માણસના આત્માની મુક્તિ આખરે કેવો આચાર પાળ્યાથી તેને મળી શકે, તેનો મંત્ર આ અષે આપ્યો હોય તેમ લાગે છે.

અષ એટલે ઋત=The Divine Law, ખુદાઇ કાયદો, દૈવી નિયમ. "ગાથા"માંના અષ, અૅર્ષ્વ, અૅર્ષ્વૅન્ગ્ વગેરે આ ઋત પરથી થયેલા શબ્દો છે. 'ઋત'માં 'ત' પર સ્વરભાર છે, તેજ પ્રમાણે અૅર્ષ્વૅન્ગ, અૅર્ષ્વમાં પણ બીજી શ્રુતિ (Syllable) પર સ્વરભાર છે, અને અૅર્=ઋ એ અનુદાત્ત–unaccented–છે. પણ ઋગ્વેદથી પણ પૂર્વના કાળમાં અષ શબ્દ હસ્તીમાં હતો, તેમાં મુખ્ય સ્વરભાર 'અ' પરજ હતો, એટલે 'ઋત'માં 'ત' પર ભાર છે, ત્યારે એ જ ઋતમાં 'ઋ' પર ભાર રાખીને આ "અષ" શબ્દ થયેલો હોવો જોઇએ, કેમકે આ 'ઋ' એ 'અ' સ્વરનુંજ રૂપ છે. અને ખરી રીતે 'રિત' નહીં પણ 'અૅર્ત' બોલાવો જોઇએ, અને તે તેમજ બોલાતો હશે. એની સાબિતીમાં આ 'ઋત' પરથીજ अर्तन= censure, blame, ઠપકો, દોષારોપણ–શબ્દ થયેલો છે, તેમાં अ+ऋत+न રહેલા છે. હવે આ 'ઋ' જો 'રિ' બોલાતો હોય તો તે "अऋतन" લખાવો જોઇએ; પણ 'ઋ' તો સ્વર છે, વ્યંજન નથી, અને તે "અૅર્" બોલાતો, તેથી 'અ' સ્વરમાં "અૅર્"માંનો 'અૅ' સંધિનિયમ પ્રમાણે સમાઇ જાય છે અને પછી 'ર્' રહ્યો તે 'રેફ' તરીકે વ્યંજન લખાયો. એજ પ્રમાણે 'ઋષિ'નો 'મહર્ષિ' કે 'બ્રહ્મર્ષિ' થાય છે. 'મહ'માંના 'હ'–માં તેમજ "બ્રહ્મ" માંના 'મ' માં "ઋષિ" ના 'ઋ' માંનો 'અૅ' સમાઇ જાય છે અને 'ર્' વ્યંજન તરીકેજ રહે છે, વળી સંસ્કૃત કોષકારો ऋषि શબ્દની વ્યુત્પત્તિ માટે શંકાસ્પદ છે, અને લખે છે કે કોઇ જૂના કાલગ્રસ્ત (obsolete) ધાતુ ऋष् પરથી આ શબ્દ નીકળેલો છે. પણ આ બધું વિચારી જોતાં મને લાગે છે કે 'અષ' અને 'ઋષિ' એ બન્ને એકજ મૂળના શબ્દો છે. ઋગ્વેદ મં૦ ૧–૧૭૩–૪–માં अषतर શબ્દ છે. તેમાં 'અષ'ના 'અ' પર સ્વરભાર છે. અને કોષકારો નોંધે છે કે એ કોઇ જૂના શબ્દ अष નું તુલનાત્મક–comparative–રૂપ છે. આ 'અષતર' નો અર્થ કોષકારો "વધુ માન્ય, વધુ સ્વીકાર્ય" એવો કરે છે, પણ તે

શંકાશીલ અર્થ છે. એટલે વેદથી પણ બહુ જૂના કાળમાં આ 'ઋષિ'ના જેવા જ અર્થનો "અષ" શબ્દ હોવો જોઇએ, જેનો સંબંધ 'ઋત'ની સાથે જ હતો. "ગાથા"માં 'અષ' એક અમેષા સ્પેન્તા–તેજસ્વી અમરોમાંના એક–ખુદાઇ કાયદાના આપનાર તરીકે લખાય છે, તેમજ તેનો અર્થ તેના ગુણ પ્રમાણે 'ઋત' એટલે Righteousness, Divine Law, પવિત્રતા, દૈવી નિયમ, એવો પણ થાય છે. આ 'અષ' યા "ઋત" શબ્દના અર્થમાં પવિત્રતા, સત્ય, દૈવી જ્ઞાન, દૈવી આનંદ, એમ આત્માની ઉન્નતિ સાધવા માટેના અનેક ઉત્તમ ગુણો સમાઇ જાય છે. 'વેદ'થી પણ આ "ગાથા" ઘણી જ જૂની છે, તેની એક સાબિતી આ "અષ" શબ્દ પણ છે. સંસ્કૃત કોષકારો જ્યારે એ શબ્દનું એક જ રૂપ "અષતર" ઋગ્વેદમાં હોવાનું બતાવે છે–ઋ–મં૦ ૧–૧૭૩–૪માં ता कर्मापतरास्मै ના પદમાં–અને કહે છે કે એ બહુ જૂના વખતના મૂળ "અષ" શબ્દનું તુલનાત્મક રૂપ છે, ત્યારે ખરેખર "ગાથા"ની રચના અને શ્રી જરથુસ્ત્ર સાહેબનો જમાનો ઋગ્વેદ લખાયા તેની સેકડો વર્ષ આગળનો હોવો જોઇએ.

"અષૅમ" એટલે ઋતનો મંત્ર. એ મંત્રમાં આ દુનિયામાં કેવો આચાર જોઇએ તેનો ખુદાઇ કાનૂન બતાવ્યો છે, કે આ અષ–ઋત પાળ્યાથી જ 'અહુન'ના –ઓમ્‌ના મૂળ પવિત્ર નાદમાં વિલીન થઇને માણસ મુક્તિ પામે. "અષૅમ્ વૉહૂ" શબ્દ ઋગ્વેદ મં૦ ૮–૧૦૧–૫ માં ऋतावसो શબ્દમાં જડે છે! એના અર્થમાં પણ "ઋતાવસુ" એટલે One whose wealth is piety, પવિત્રતા જેની દોલત છે તે, એમ મો. વિ. ના મહાકોષમાં આપેલું છે! એથી જ મેં "વસુ"નો અર્થ અહીં "દોલત" લીધેલો છે.

### "અષૅમ્ વૉહૂ"નું ટિપ્પણ

આ "અષૅમ્ વૉહૂ"નો કલામ પણ પદ્યમાં છે. એની માત્ર બે જ લીટી છે. દરેક લીટીમાં ૧૩–૧૩ શ્રુતિઓ–Syllables છે, અને દરેક લીટીની પહેલી ચાર શ્રુતિ પછી યતિ એટલે Caesura આવે છે. ઋગ્વેદમાં આવો ૧૩ શ્રુતિનો કોઇ છંદ મારા જોવામાં આવ્યો નથી.

અષૅમ્ : Asom: अषम्–ऋतम् = Righteousness, holiness, the Divine Law, અષોઇ, પરમ સત્ય, દૈવી નિયમ, ઋત. ૧/૧ નાન્ય.

વૉહુ : Vohu: वसु = Wealth, riches. દોલત, ઋદ્ધિ. ૧/૧. ઋગ્વેદના મં. ૮–૧૦૧–૫ માં આવો જ શબ્દ ऋतावसो છે, અને ત્યાં वसुનો અર્થ "દોલત"જ કીધો છે, અને અહીં ભાવાર્થ ને ધ્વન્યાર્થમાં પણ એજ અર્થ છે.

વહિસ્તૅમ્ : Vahistam. वसिष्ठम् = Best, greatest, ભારે, સમૃદ્ધ, પરમોત્તમ, મોટામાં મોટી. ૧/૧ નાન્ય.

અસ્તી : Asti: अस्ति = Is, છે. ધાતુ अस् = to be, હોવું. ક્રિયાપદ : વર્તમાન કાળ પરસ્મૈપદ. ૩/૧.

ઉસ્તા : Usta : उष्ट = The Eternal Light, final emancipation, salvation, અમર જ્યોતિ, મુક્તિ, મોક્ષ, કલ્યાણ. ૧/૧ ધાતુ उष्=

to burn, to make light, to shine, બળવું, જ્યોતિ આપવી, રોશની કરવી. આ શબ્દનો અર્થ તો એ જ છે, પણ "ગાથા" ભાષાનો એ શબ્દ એ અર્થમાં તો સેંકડો વર્ષ પછી વેદકાળમાં ભુલાઇ ગયેલો છે. પાછળથી એ उष्ट નો અર્થ burning, બળતું, એવો કીધો છે. "કર્મ" બધાં બળી જાય એટલે મોક્ષ થાય એ પણ યથાર્થ છે. આ શબ્દ હા. ૩૦–૧૧ માં, હા ૩૩–૧૦ માં ને "ઉશ્તવઇતિ ગાથા"માં આવે છે. બધે એ જ અર્થ છે. એનો અર્થ સુખ–happiness–થઇ શકે નહીં. સ્થાયી સુખ જેવું દુનિયામાં કંઇ છે જ નહીં. અહીં અર્થ સ્પષ્ટ છે કે "અષોઇ જ મોટામાં મોટી દોલત છે, એ જ અમર જ્યોતિ યાને મોક્ષ પણ છે. મૂળ નામ उष्टन् છે, તેની પહેલી વિભક્તિ એક વચનનું આ રૂપ છે.

**અસ્તી :** Astī : अस्ति = Is, છે. ધાતુ अस्, ક્રિયાપદ.: વર્તમાન કાળ, પરસ્મૈપદ, ૩/૧

**ઉશ્તા :** Ustā : उष्ट = The Eternal Light &c. અમર જ્યોતિ, મોક્ષ. ૧/૧

**અહ્માઇ :** Ahmāi : अस्मै=For this, for him, તેને માટે, આને માટે. ૪/૧

**હ્યત્ :** Hyat : स्यत्, यत् · By which, who, which, જેનાથી, જે, ૧/૧. "ગાથા"નું આ રૂપ પહેલી બીજી તેમજ પાંચમી વિભક્તિમાં વપરાય છે.

**અષાઇ :** Aṣāi : अषै–अपाय, ऋताय = For righteousness, for the sake of righteousness. અષોઇને માટે, પવિત્રતાને જ સારૂ. ૪/૧.

**વહિશ્તાઇ :** Vahiṣtāi : वसिष्ठाय = For the most supreme, ઉત્તમમાં ઉત્તમને માટે. ૪/૧. વિશેષણ, "અષાઇ"નું.

**અષૅમ :** Aṣəm : अपम्–ऋतम् = Righteous, holy, અષો, પવિત્ર, ઋત, ૧/૧ નાન્ય૦ અહીં એ વિશેષણ રૂપેછે.

## "અષૅમ્ વૉહૂ"નો ભાવાર્થ

અષોઇ જ મોટામાં મોટી દોલત છે, એ જ અમર જ્યોતિ (યા મુક્તિ) છે. અમર જ્યોતિ–અમર આનંદ–તેને જ માટે છે જે ઉત્તમમાં ઉત્તમ અષોઇને માટે જ અષો–પવિત્ર–છે.

આ કલામમાં જિંદગીને માટે કેવો ઊંચામાં ઊંચો બોધ છે! આ દુનિયા પરના માણસનું મર્મસ્થાન–the weak spot–એમાં કેવું આબાદ પકડેલું છે. માણસો સ્વાભાવિક રીતે પોતાનું ગુજરાન કરવા પૈસાને તેમજ સ્વાર્થને પોતાની જિંદગીમાં મુખ્ય સ્થાન આપે છે. આ પ્રપંચી દુનિયાનો ખુદા તો પૈસો–દોલત છે. સૌ કોઇ દોલતને જ માટે મથન કરી રહ્યા છે, જાણે દોલતથી જ દુનિયાની બાદશાહી ને તમામ સુખ મળે છે. જેઓ પૂર્ણ સત્તા માગે છે, તે પણ એ દોલતનો વૈભવ ભોગવવા માટે અને પોતાને સૌથી મોટો કહેવાડવા માટે છે. પણ દોલત ને સત્તા તો તેની સાથે અનેક બીજાં દુ:ખ ને ઉપાધિ ખેંચી લાવે છે, અને માણસને ખરું સુખ કે ખરી શાંતિ તો સ્વપ્ન જેવી જ રહે છે, અને એમાંનું કંઈ મળતું નથી. સુખ તો તે જે આત્માને ખરી શાંતિ ને આનંદ આપે. તેથી જ આ મંત્ર

ભાર મૂકીને કહે છે કે **ખરી ને મોટામાં મોટી દોલત તો અષોઇજ છે.** મન વચન કર્મની પવિત્રતા છે. એ કદી ખૂટતી કે બગડતી નથી, કે કોઇ એને ચોરી કે લૂંટી શકતું નથી. એ અષોઇ–પવિત્રતા–પુણ્યની પ્રાપ્તિ કરાવીને આત્માને અમર આનંદ ને મુક્તિ અપાવે છે; એ જ મોક્ષ છે, કારણ કે માણસ અષો થયા પછી તે પાપ કરતો નથી, તેના એવા સ્વાર્થી વિચારો જ નાબુદ થયેલા હોય છે, અને તે સદા નિર્દોષ ને સતવાદી રહે છે, એટલે અમર જ્યોતિ મળે છે, અને આ દુનિયાના બંધનમાંથી તેના આત્માને મુક્તિ મળે છે, વળી આ મુક્તિ કાંઇ બહારથી ધારણ કરેલી કહેવાતી સાધુતાથી, માથાના વાલ લાંબા રાખવાથી, ભભૂત ચોળવાથી જપતપના દંભ કરવાથી કે પોતાની કીર્તિ મેળવવાના કે બીજો કોઇ સ્વાર્થ કાઢી લેવાના ઇરાદાથી ધારણ કરેલી ને બહારથી બતાવવાની અષોઇથી મળી શકતી નથી. એ તો જે માણસ બિનસ્વાર્થી થઇને માત્ર ખુદાઇ કાનૂનને આધીન રહીને અષોઇ–પવિત્રતા, મનવચનકર્મની શુદ્ધિ–ઉત્તમ છે એ જ્ઞાન સંપાદન કરીને સદા અષો પવિત્ર જ રહે, અને અચળ ને અખંડ અષોઇ જાળવે, તેને માટે જ મુક્તિ છે. કીર્તિ માટે કીધેલી સખાવતથી કે ધર્મસ્થાનો બંધાવ્યાથી પણ મુક્તિ મળતી નથી. લોકોની બહારની વાહ વાહ મેળવવા પૈસાના જોરે યા બીજી કોઇ સ્વાર્થી સેવા કરીને પણ જે કોઇ પુણ્યનું કામ કરી બતાવે છે, તેને પણ મુક્તિ નથી. ધર્મની સાથે બ્રાહ્મણોએ, એટલે તે તે ધર્મના ધાર્મિક પેશો કરતા વર્ગોએ જે ધર્મની તરીકતો કે ક્રિયાઓ ઊભી કીધેલી છે, તેનાથી પણ કદી મુક્તિ નથી જ. એ માટે તો શ્રી જરથુશ્ત્ર સાહેબે હા. ૩૨ માં બહુ સ્પષ્ટતાથી કહેલું છે. એ બધી વસ્તુઓ અજ્ઞાની ને અલ્પજ્ઞાની લોકોને ધર્મના વાદમાં સપડાવી રાખવાને માટે છે. બાકી આખી દુનિયાનો, પ્રભુનો તેમજ માનવજાતનો, ધર્મ તો આ અષોઇમાં જ સમાયેલો છે. જ્યાં સુધી માણસના જીવનને સફળ બનાવવા માટેના આ ખરા ખુદાઇ કાનૂનને માણસજાત અવગણશે, ત્યાં સુધી તે જરથોસ્તી ધર્મમાં જન્મેલો હોય કે બીજા કોઇ ધર્મમાં, પણ તેને ખરો આનંદ મળતો જ નથી કે તેના આત્માને મુક્તિ પણ કદી મળતી નથી. એથી જુદી વાત કરનારાઓ સૌ શ્રી જરથુશ્ત્ર સાહેબે કહેલા "દ્રેગ્વતો" Ignorant babblers, અજ્ઞાન બકવાદીઓ જ છે.

એ ઉપરાંત આ મંત્ર કહે છે કે તમે અષો કહેવડાવો તો તે કોઇ રીતના તમારા સ્વાર્થ માટે યા કોઇને રાજી રાખવા માટે જાતથી ડરીને ગુનાહ કરો નહીં, તે પણ ખરી અષોઇ નથી. અષોઇ તો સૌમાં ઉત્તમ છે, એ જ ખુદાની આજ્ઞા છે, અષોઇને ખાતર જ માણસ અષોઇ કરે ને અષો રહે એજ ખરો ધર્મનો મર્મ છે. "અહુનવર્ય" ને "અષેમ્ વોહૂ"ના કલામો ઉત્તમ છે તે એટલા માટે કે એ બન્ને સનાતન–eternal–માર્ગદર્શન આપે છે. બધાં કાર્યો ખુદાને નામે જ નિર્મળ-ભાવે પોતાની ફરજ તરીકે કરે, અને મનવચન-કર્મથી પવિત્ર ને ન્યાયપરાયણ ને સંયમી રહે, ને પોતાના જનબંધુઓને એજ પેગામ પાછો આપે, ને તેમને પણ ઉપર લાવે, તે જ પોતાનું જીવન સફળ ને ધન્ય કરે છે. ગમે તે ધર્મમાં માણસ જન્મ્યો હોય પણ આ જ બે પવિત્ર કલામો પ્રમાણે કોઇ માણસ ચાલે તેને બન્ને દુનિયાનો આનંદ મળે છે. એથી વધારે સારો ઉપદેશ કે બહેતર માર્ગદર્શન કોઇ પણ ઠેકાણે મળી શકશે નહીં–બધું વિશ્વરહસ્ય એમાંજ છે.

★

## "યેન્ગ્હે હાતાંમ્"

જરથોસ્તી ધર્મમાં જે જૂનામાં જૂના અને મહાનમાં મહાન મંત્રો ગણાય છે તે ત્રણ છેઃ (૧) અહુનવર્ય (૨) અષેમ વૉહૂ અને (૩) યેન્ગ્હે હાતાંમ્. ખુદ "ગાથા"ના દરેક હા.ને છેડે તેમજ બીજી અનેક યશ્તો, ન્યાઇશો વગેરે બંદગીઓમાં આ ત્રણે પવિત્ર કલામો હંમેશ આવે છે. એ વગરની કોઇ બંદગી નથી. એ પરથી આપણે જોઇ શકીએ છીએ કે આ "યેન્ગ્હે હાતાંમ્"ના કલામનું મહત્ત્વ પણ ઘણું મોટું છે. અને તે વાજબી રીતે છે. ધર્મનો બોધ તો આપણે આપણા આબેદો, સંતો ને ધર્મગુરુઓને મોંઢે રોજ મેળવીએ છીએ, પણ દુનિયામાં માત્ર બોધની કે શબ્દોની શક્તિ નથી. "સાચું બોલો," એમ આપણને સામાન્ય જિંદગી–નેકી બદીથી મિશ્રિત–ભોગવતો કોઇ માણસ કહે તો તેની કિંમત ઝાઝી નથી ને તે કશી અસર કરતું નથી, પણ સચ્ચાઇને જીવનભર પાળનાર કોઇ અષો માણસ કહે કે "સાચું બોલો" તો તેની અસર ઑર જ છે. દુનિયામાં માત્ર શબ્દો પર નહીં પણ એ શબ્દોનો બોલનાર કોણ છે, તે પર મોટો આધાર છે. સાચું બોલીને જે માણસે પોતાનું ચારિત્ર્ય ખીલવ્યું છે, ને એવો માણસ પોતાના આત્મબળથી ભરી દુનિયા સામે પણ ઊભો રહીને પોતાનું ગૌરવ સિદ્ધ કરે છે, તે માણસ જ આપણા માનને પાત્ર છે, એ માણસ જ આપણા મનથી આપણો ગુરુ છે, એટલે એવો માણસ જ્યારે આપણને કહે કે "સાચું બોલો," ત્યારે એ શબ્દો આપણાં હૈયાંમાં સોંસરા ઊતરી જાય છે, ને તેની ખરી અસર થાય છે. એટલે જ શબ્દની પાછળ તે ઉચ્ચારનાર માણસના આત્મબળની પીઠ છે. એ આત્મબળ જ માણસના ચારિત્ર્યને ઘડનારું છે. અત્તારી (Scent maker and seller) ની દુકાન પર જઇને આપણે થોડો વખત બેસીએ અને તે સ્થળની હવા આપણાં વસ્ત્રમાં ને શરીરમાં વ્યાપી જાય, ત્યારે તે દુકાન છોડયા પછી પણ આપણા શરીરમાંથી અત્તરોની સુગંધ નીકળતી રહેશે. એટલે જ દુનિયામાં સત્સંગ ઘણો અગત્યનો છે. સારા વિચારોના ને સારાં ચારિત્ર્યોના મનનમાં આપણું મન સદા વીંટળાયેલું રહે તો એ મનમાં પાપી વિચારો પેસતા અટકે અને ધીરે ધીરે આપણે પણ તેવા શુદ્ધ વિચાર ને ચારિત્ર્યવાળા થઇ શકીએ.

દુનિયામાં જે અષો નરનારીઓ થઇ ગયાં છે, તેની યાદ માણસજાતે હમેશા ટકાવી રાખી છે. દરેક દેશમાં, જાતિમાં, ધર્મમાં એવાં પવિત્ર નામો હજારો વર્ષથી યાદ રખાયાં છે, અને તેઓની આરાધના ને પૂજા સુદ્ધાં થતી આવી છે. ગમે તેવા બદમાસને પણ ખરા સાધુજન માટે માન રહે છે, અને તેના પગ પર તે ઝૂકી પડે છે. મહાત્માઓના પવિત્ર આત્માઓનું તેજ ને બળ ઑર જ હોય છે. ગમે તેવા માણસને પણ કોઇક કાળે આત્માની ભૂખ ઊપડે છે, અને એવી વેળા તે કોઇ મહાત્મા ભક્તને યાદ કરી તેના અમૃત વચનોને સાંભરે છે યા તેવા જીવંત મહાત્મા પાસે પણ જઇને તે આત્મબોધ મેળવે છે. ઇતિહાસમાં તો એવા અનેક દાખલાઓ છે. આત્માની એ ભૂખ સ્વાભાવિક છે. આજના જમાનામાં પણ નિશાળોમાં ને મહાશાળાઓમાં જગતનાં મહાપુરુષોનાં ચારિત્ર્ય-કથનો શીખવવામાં આવે છે. આ ગુરુપરંપરા હજારો વર્ષથી ઊતરતી આવી છે, અને એ ચારિત્ર્યકથનનું વાંચન, પઠન, મનન માણસને પોતાનું જીવન ઘડવામાં ઘણું ઉપયોગી બને છે, એટલે જ મહાત્માઓની આરાધના અગત્યની છે.

આ "યેઙ્ગ્હે હાતામ્"ની મતલબવાળો એક શ્લોક ખુદ "વોહૂક્ષથ્ર ગાથા"નો હા ૫૧-૨૨ છે એ શ્લોકમા પણ આ મન્ત્રના જ ઘણા શબ્દો આવેલા છે ને તેમા પણ શ્રી જરથુશ્ત્ર સાહેબ કહે છે કે "જેઓ આગળ થઇ ગયા છે તેમજ હાલના વખતમા છે, જેઓ મહા અષોઇમા જ રાચનારા છે, અને એવા જેઓને મજદા અહુરા જાણે છે, તે સૌને તેઓના નામથી હુ આગધુ અને ખરા ભક્તિ ભાવથી તેઓ પાસે હુ જાઉં" એ શ્લોક "યેહ્યા મોઇ અષાત્ હચા" શબ્દોથી શરૂ થાય છે "યેઙ્ગ્હે હાતામ્"ની અને આ શ્લોકની રચનામા માત્ર છન્દોની જુદી જુદી રચના પ્રમાણેનો જ ફેર છે, બાકી મતલબ એક જ છે "ગાથા"માનો શ્લોક પહેલો કે યેઙ્ગ્હે હાતામ્"નો મન્ત્ર પહેલો એવો પ્રશ્ન ઉઠાવવો વાજબી નથી મારુ પોતાનુ અનુમાન હુ રજુ કરી શકુ છુ કે "ગાથા"મા "વઙ્હે" શબ્દ નથી પણ તે અવેસ્તામા જ આવે છે "ગાથા"મા તો वस्य નો "વહ્યો" શબ્દ જ આવે છે વળી "યજમઇદે" શબ્દ પણ "ગાથા"મા આવતો નથી, પણ પાછલા "અવેસ્તા"મા જ આવે છે, એટલે આ શ્લોક ગાથાકાળ પછીનો ને અવેસ્તાના પ્રારમ્ભકાળનો હોવો જોઇએ એટલે કદાચ શ્રી જરથુશ્ત્ર સાહેબ પછી એમના કોઇ અનુયાયીએ આ "ગાથા"માના શ્લોક પરથી એ "યેઙ્ગ્હે હાતામ્"નો મન્ત્ર જોડયો હોય આજે "ગાથા" ભણાય છે, તેમા તો પેગમ્બર સાહેબના મૂળ શ્લોકો ઉપરાંત આગળ પાછળ અવેસ્તાના ભણતરો મૂકેલા છે અને તેમ તેમા આ "યેઙ્ગ્હે હાતામ્"નો મન્ત્ર પણ છેવટે મુકાયેલો છે ગમે તે હો પણ આ મન્ત્રનો બધો ભાવ આ "વોહૂક્ષત્ર"ના હા ૫૧-૨૨ મા શ્લોકમા છે, એટલે એ ફરમાન તો શ્રી જરથુશ્ત્ર સાહેબનુ પોતાનુ જ છે ચન્દ્રનુ મુખ સૂર્યની સામે રહે તો જ તે સૂર્યનો પ્રકાશ ઝીલીને પોતે પ્રકાશિત બને છે, તેમ મહાત્માઓના પવિત્ર ચારિત્ર્યોનુ તેજ ઝીલતા રહીને આપણે પણ તેવા તેજસ્વી થવા મથવુ જોઇએ

"યેઙ્ગ્હે હાતામ"નુ ટિપ્પણ

યેઙ્ગ્હે. Yeṅhe यस्य = Of whom જેનુ ૬/૧ આ શબ્દ એક વચનમા છે, તે ધ્યાનમા રાખવા જેવુ છે આ શ્લોકમા પ્રથમ પ્રત્યેક અષોજનને માટે કહેવામા આવ્યુ છે "યેઙ્ગ્હે હાતામ્" એટલે "માણસ જાતમાના જે (માણસ) ને, જનલોકમાના જેને" પ્રથમ પ્રત્યેક અષો જન માટે કહીને પછી છેલ્લી લીટીમા "યાઓંઙ્હામ્-ચા" એટલે "જેઓના" જેઓને આ શબ્દ છઠ્ઠી વિભક્તિમા છે કેમકે વૈદિક ભાષામા "વએથા-વ ચ જે ण्ट्" ધાતુનુ ક્રિયાપદ છે તે કર્મને છઠ્ઠી વિભક્તિમા લે છે "યેઙ્ગ્હે" એ "વએથા"નુ કર્મ છે એટલે આ શબ્દનો અર્થ અહીં ગુજરાતી વ્યાકરણમા તો "જેને" જ થાય અંગ્રેજીમા પણ I know him અથવા I know of him as એમ બન્ને રીતે લખાય છે

હાતામ્ Hatam सताम्=Of the human beings of the living ones of the people માણસ જાતનો, જીવતા જનોનો, જનલોકનો, ૬/૩ વૈદિક सताम् નો "ગાથા"મા "હાતામ્" બોલાય છે, કેમકે सत् = being એમા स પર ઉદાત્ત ભાર છે વળી જૂની વૈદિક ભાષામા सात् શબ્દ પણ છે જેનો અર્થ "બ્રહ્મનુ નામ" છે, બ્રહ્મ એટલે તમામ વિશ્વ આ "હાતામ્"નો મૂળ ધાતુ એ જૂનો "સાત્"શબ્દ પણ હોય આ "હાતામ્" શબ્દ હા ૨૮-૩ મા પણ છે, ને ત્યા પણ એ જ અર્થ છે

આઅત્ : Āat : आत्=From, then, than, થી થકી, કરતાં, પછી. ૫/૧. અસ્ય, વગેરે સર્વનામના મૂળ અક્ષર "અ"નું આ પાંચમી વિભક્તિનું રૂપ છે. "આત્" માં 'આ' પર ઉદાત્ત સ્વરભાર છે તે બતાવવાને 'આ'ને લંબાવવા "ગાથા"ની રૂઢિ પ્રમાણે "આઅત્" એવું રૂપ અપાયેલું છે. સ્વરોની વૃદ્ધિ જે "ગાથા"માં ઠેર ઠેર આવે છે તે વૈદિક શબ્દોમાંના જુદા જુદા સ્વરભારનું વિશિષ્ટ રૂપ બતાવવા જ ખુદ શબ્દોમાં એમ ફેરફાર કીધેલો છે. આ બધું નિયમસર જ "ગાથા" ની ભાષામાં આવે છે, તેની સૂઝ પડતાં અને તેનું સંશોધન કરતાં "ગાથા"ની ભાષા જુદી નહીં પણ પૂર્વ વૈદિક જ છે, તે સાબિત થાય છે. આ શબ્દ પાંચમી વિભક્તિમાં છે કેમકે પાછળ આવતો શબ્દ "વહ્યો" = वस्यस् પાંચમી વિભક્તિમાં શબ્દયોગી અવ્યય લે છે. બીજાઓ કરતાં, બીજાઓથી સારા, વધુ સાત્વિકતાવાળા – એમ અર્થ છે.

યેસ્નેં : Yesnē : यज्ञे = In adoration, worship, devotion or sacrifice, ભક્તિમાં, સ્વાર્પણમાં, પૂજામાં. ૭/૧.

પઇતી : Paiti : प्रति = Every, પ્રત્યેક, દરેક એ "યેસ્ને"નું સંખ્યાવાચક વિશેષણ છે. "ગાથા"માં વૈદિક "પ્રતિ"ને બદલે "પઇતિ" આવે છે. 'પ' પર ઉદાત્ત સ્વરભાર છે તેથી "પઇ" કીધેલું છે. જૂનો ધાતુ पत् = to rule, to possess, માલિક હોવું, ધરાવવું, રાજ્ય કરવું, ઉપરાંત to partake of, to share, ભાગ પડાવવો, ભાગ લેવો એવા અર્થમાં છે એટલે આ "પત્" પરથી જ "પઇતિ" = દરેક, every, ઘણાંમાંનો] એક ભાગ–એમ એ શબ્દ થયેલો છે. એ પછી જ વૈદિક ભાષામાં प्र મૂળ પરથી આ प्रति શબ્દ થયેલો લાગે છે, તેનો અર્થ towards, against, back, તરફ, સામે, પાછું અને પછી દરેક, પ્રત્યેક, every, each, એમ અર્થો થયેલા છે.

વહ્યો : Vaŋhō : वस्यस् – वस्यः – वस्यो = Better, more excellent, more pure-minded, બહેતર, વધારે સારા, વધારે સાત્વિક. વિશેષણ. જુઓ જેકસનનું વ્યાકરણ §. ૧૩૪. એ वसु નું તુલાદર્શક– Comparative – રૂપ છે.

મઝ્દાઓ અહુરો : Mazdå̄ Ahurō : मेधाः असुरः = Mazdā Ahurā, મઝ્દા અહુરા ૧/૧, ૧/૧.

વએથા : Vaēθā : वेत्थ – वेद = knows, recognises, જાણે છે, પિછાને છે, ઓળખે છે. ધાતુ विद् = to know, જાણવું. ક્રિયાપદ: વર્તમાનકાળ પરસ્મૈપદ, ૩/૧. આ ક્રિયાપદ વેદકાળમાં તેમજ પાછળથી કર્મને છઠ્ઠી વિભક્તિમાં લે છે: એનું કર્મ 'યેન્ઘહે' છે.

અષાત્ હચા : Aṣ̌āt̰ hacā : अषात् सचा – ऋतात् सचा = Ever associated with righteousness, અષોઇના અચળ સંસર્ગથી, અષોઇને હંમેશાં જાળવી રાખવાથી. અષાત્ ૫/૧, હચા અવિ.અવ્યય. "અહુનવઇર્ય"ના કલામમાં પણ આ "અષાત્ (ચીત્) હચા" છે.

યાઑંઙ્હાંમ્-ચા : Yāŋhąm-ca : यासाम् च = Surely of whom, i. e. surely whom, જેઓને ખચીત. ૬/૩. "યજમઇદે" ક્રિયાપદ પણ કર્મને છઠ્ઠી વિભક્તિમાં લે છે: "**જેઓની** આરાધના કરીએ છીએ," એટલે **જેઓને** આરાધીએ છીએ."

તાંસ્-ચા : Tąs-cā · तांश्च = તે સૌ નરોને, ૨/૩. નરજાતિ. મૂળ શબ્દ तान् છે, તે च સાથે મળતાં तांश्च થાય છે. દર્શક-સર્વનામ.

તાઑંસ્-ચા Tās-cā · ताश्च = તે સૌ નારીઓને ૨/૩. નારી જાતિ. મૂળ શબ્દ ता 'તે નારીઓને' છે. દર્શક સર્વનામ.

યઝમઇદે : Yazamaide · यजामहे = We adore, અમે આરાધીએ છીએ,-ની અમે આરાધનાથી સ્તુતિ કરીએ છીએ. ધાતુ यज् = to adore, to worship. ક્રિયાપદ, વર્તમાનકાળ, આત્મનેપદ ૧/૩.

**"યેંઙ્હે હાતાંમ્"નો ભાવાર્થ :** મજ્દા અહુરા માણસ જાતમાંના જેને ભક્તિના યા સ્વાર્પણના પ્રત્યેક કાર્યમાં વિશેષ સાત્વિકતાપૂર્ણ અને અષોઇનો અચળ સંસર્ગ રાખનાર તરીકે જાણે છે, તેવાં સૌ નરની અને નારીઓની અમે ભક્તિ-ભાવથી આરાધના કરીએ છીએ.

જરથોસ્તી ધર્મના આ અતિ જૂના અને મહત્ત્વના મંત્રમાં આ જગતનું એક મહાસત્ય બતાવવામાં આવ્યું છે. અમેરિકન કવિ લૉંગફેલોના જાણીતા લોકપ્રિય ભજન કાવ્ય The Psalm of Life મા આ મંત્રનો જ મુખ્ય ભાવ દર્શાવેલો છે:

Lives of great men all remind us
We can make our lives sublime,
And departing leave behind us
Foot-prints on the sands of Time.

આ દુનિયામાં જે અષો નરનારીઓ થઇ ગયાં છે, જે ઋષિ મહાત્માઓ પોતાનાં પવિત્ર જીવન જીવી ગયા છે, એ સૌ એમની પાછળ આવતી ઓલાદને *આ ભવસાગર પાર કરવાના માર્ગદર્શનરૂપ છે. ખુદાને ને તેના યજતોને ને* ફરેસ્તાઓને જનસમૂહ કદી ખુલ્લી આંખે જોઇ શકતો નથી કે તેમનો કોઇ બોધ તેમને પોતાને મોંઢેથી માણસજાતને મળતો નથી, એટલે માણસજાત માટે તો તેઓમાંના જે અષો, નેક, પવિત્ર માણસો પોતાની જિંદગીને સફળ કરી ગયાં છે, તે જિંદગી પરથી-બોધ લેવાનો હોય છે માણસ જાતે અસલથીજ એવા મહા આત્માઓનાં શુદ્ધ ચારિત્ર્યને વંશપરંપરા કંઠે અને પુસ્તકોમાં જાળવી રાખ્યાં છે, કે તે સૌને આદર્શરૂપ થઇ શકે. બાળક નાનપણથી પોતાનાં માતપિતા, ભાઇભાંડુ, યા રક્ષક વર્ગને જોઇ જોઇને તે પ્રમાણે કરતાં પોતે શીખે છે, એટલે દરેક જણને પોતાનું ચારિત્ર્ય ઘડવા માટે એવી પવિત્ર ને જનોપયોગી જિંદગીઓનાં વર્ણન વાંચવા-સાંભળવાની ઘણી *જરૂર છે. જો માણસના મન પર એ ઉચ્ચ ચારિત્ર્યોની સબળ છાપ પડે તો* તે પણ સુધરતું જાય છે. બધી નેકી બદીનું મૂળ મન જ છે, એટલે એ મનને કાબુમાં રાખવા, તેને સુધારવા ને તેને સત્પંથે દોરવા એવાં ઉચ્ચ ચારિત્ર્યોને સદા દૃષ્ટિ આગળ રાખવાની અગત્ય છે. દરેક ધર્મમાં આવાં અષો નરનારીઓની

યાદ જાળવવા અને તેમના જીવનો પ્રમાણે પોતાનું જીવન બનાવવા પ્રયત્નો કરવાનાં ફરમાન છે. પૂર્વ તરફના ધર્મોમાં આવા મહાત્માઓની, તીર્થંકરોની, તથાગતોની, ઐતિહાસિક નરનારીઓની મૂર્તિઓ પણ કરીને તે પૂજાય છે, તે તો આપણે બધા જાણીએ-જોઇએ છીએ. એ જૂની આર્ય પદ્ધતિ ને નીતિ છે. ઋષિ મુનિઓ, સતો, સાધુઓ, તપસ્વીઓ, પીરો, ફકીરો, આબેદો વગેરે આ દુનિયાનું ભલું ચાહનારા અને તે માટે અખંડ સેવા આપનારા મહાત્માઓને નાત જાતના ફરક વગર સૌ કોઇ માનની નજરે જ જુએ છે. રંગ, વર્ણ, ધર્મ, જાતિ કે કોઇ બીજો ભેદ માણસજાતના ઉચ્ચ ચારિત્ર્યની કદર કરવામાં વચ્ચે આવી શકતો નથી.

રોજ ને રોજ આવા અષો નરનારીઓની યાદને આરાધ્યા કરતાં અને તેઓનાં જીવનોનો બોધ આપણા મનમાં ઉતારતાં આપણું મન પણ તેવું થવાના પ્રયત્ન કરે છે. રોજની પનિહારીઓની દોરી કૂવા પરના કાળા કઠણ પથ્થરમાં પણ ઘસારો પાડતી જાય છે ને પથ્થર છેદાતો જાય છે.

આ બધું વિચારતા આપણે સમજી શકીએ છીએ કે "અહુનવઇર્ય"ના ને "અષેમ્ વોહૂ"ના પવિત્ર કલામો સાથે જ આ "યેઙ્હે હાતાંમ્"નો કલામ પણ આપણા પૂર્વજોએ ઊંડા ભક્તિભાવથી ને જ્ઞાનથી મૂકેલો છે. પહેલા બે મંત્રોમાં જીવનમાં કેઇ વસ્તુઓ ઉત્તમ છે, માણસોને ખુદાઇ રાહ ઉપર લાવવા માટે કેવો રતુ-પેગમ્બર જોઇએ છે, અને દુનિયાની દોલત કરતાં આત્માની ખરી દોલત જે અષોઇ છે, તે જ માણસે મેળવવાની છે, તે બતાવીને માણસે દુનિયામાં ચાલવા માટે ખુદ અષો નરનારીઓને યાદ કરતાં રહીને તેમનાં ચારિત્ર્યોનું ધ્યાન ધરીને પોતે તે માર્ગે ચાલવા મથે, તો પોતાનુ જીવન ધન્ય કરે, એમ આ "યેઙ્હે હાતાંમ્"માં દર્શાવ્યુ છે. એ ત્રણે મંત્રો ખરેખરા પવિત્ર ને ખરા માર્ગદર્શક છે.

## ટિપ્પણ

### "ગાથા"ને પ્રવેશ કરાવનાર પ્રથમ શ્લોક "યાનીમ્ મનો"નું

—o—

**યાનીમ્ મનો**....વગેરે. "ગાથા"નું પઠન પાઠન પ્રવેશ કરાવતી વેળાનું આ પ્રાસ્તાવિક પદ અશો જરથુસ્ત્ર સાહેબનું લખેલું નથી. એમની પછી ગાથાવાણીનો સંગ્રહ કોઇ ધાર્મિક અધિકારીએ કર્યો હશે, તેણે આ પદ રચીને ભક્તિભાવે ગાથાની શરૂઆતમાં મૂકેલું છે. ગાથાની ભાષા અને લઢણથી આ ભાષાની વળણ કાંઇક જુદી પડતી લાગે છે, અને છંદની રચના તો તદ્દન જુદી જ છે.

આ પદ ચાર લીટીનું છે: પહેલી અને ત્રીજી લીટીમાં બાર બાર શ્રુતિઓ (Syllables) છે, અને બીજી અને ચોથી લીટીમાં નવ નવ છે. "ઘ્યઑથૅનમ્" શબ્દ ત્ર્યૌત્નમ્ છે. તેની બે જ શ્રુતિ છે. પણ "ગાથા"માં "ઘ" આખો લખાયેલો છે, છતાં શ્રુતિઓ ગણતાં તો "થ્" વ્યંજન જ હોય છે. એ પરથી મૂળ ભાષા તો વૈદિક ભાષાની માફક જ બોલાતી હશે, તેમજ જણાય છે. પણ હજારો વર્ષ પછી પહેલવી લિપિ પરથી અવેસ્તા લિપિ ઉપજી, તમાં શ્રુતિઓ વિચિત્ર રીતે લખાઇ, તેથી તેના ઉચ્ચાર પણ મૂળથી જુદા થતા ચાલ્યા, અને મૂળ વૈદિક ભાષાથી આ કોઇ જુદી ભાષા–ભગિની ભાષા–Sister language or dialect–હોય તેમ બધાંને તે લાગી છે. પણ છંદની કસોટીથી જોતાં તો મૂળ વૈદિક ભાષાના ઉચ્ચાર પ્રમાણે જ લખતાં ખરા શબ્દો જણાઇ આવે છે. આ બધો ગોટાળો મૂળ લિપિથી જ્યારે જુદી અવેસ્તા લિપિમાં "ગાથા" લખાયા ત્યારે થયેલો છે. વૈદિક ભાષામાં સમશબ્દોમાં જ્યારે ગાથાનો શ્લોક હું મૂકું છું, ત્યારે તેની શ્રુતિઓ બરાબર મળી રહે છે. અવેસ્તા લિપિમાં શબ્દો જેમ લખાયેલા છે, તે ખરી રીતે કેમ વાંચવા ને બોલવા ને દરેક શ્રુતિ કેવી રીતે ગણવી તે ગાથાના છંદ માટેના પદપાઠવાલા લેખમાં મેં બતાવ્યું છે, તે જોવું.

યાનીમ્ : Yānīm : यानीम् = Path, course, the vehicle or course of *arriving at knowledge, the means of final release from the body*, પંથ, માર્ગ, જ્ઞાન સાધવાનો માર્ગ કે વાહન, શરીરથી મુક્તિ પામવાનું સાધન. ૧/૧ નાન્ય. અહીં અર્થ, "માર્ગદર્શક" (guide) તરીકે લેતાં વધુ સ્પષ્ટ થાય છે. ઉપલા અર્થો મોનિયર વિલ્યમ્સના સંસ્કૃત અંગ્રેજી મહાકોષમાંથી જ લીધેલા છે.

આ "યાનીમ્" શબ્દના અર્થ બધા વિદ્વાનોએ પહેલવી ઉપરથી "આશીર્વાદ રૂપ" "બરકત રૂપ" "બશારત રૂપ"–એવા કીધેલા છે, પણ તે બરાબર નથી. એ તો શુદ્ધ સંસ્કૃત શબ્દ જ છે. આ દુનિયામાં માણસે કેમ વર્તવું, શું કીધાથી પરમાત્માને પહોંચી શકાય ને અંતિમ કલ્યાણ સાધી શકાય, એ જ પેગમ્બર સાહેબ દર્શાવે છે, એટલે પેગમ્બરનાં સર્વે મનવચન કર્મ "માર્ગદર્શક"જ છે, જન્મ મરણના દુ:ખમાંથી મુક્ત કરનારાં છે.

મનો : Manō : मनस् = Thought, reflection, meditation, વિચાર, મનન, ચિંતન. ૧/૧ નાન્ય.

યાનીમ્: Yānīm : यानीम्=Path, માર્ગ, માર્ગદર્શક. ૧/૧ નાન્ય. જુઓ ઉપર.

વચો : Vacō: वचस्=Speech, વાણી, વાક્, ૧/૧ નાન્ય.

**યાનીમ્ :** Yānīm : यानीम्= Path, માર્ગ, માર્ગદર્શક, ૧/૧ નાન્ય.

**શ્યઑથ્નૅનૅમ્ :** Syaoθənəm : च्यौत्नम् = Deed, action. કર્મ, કાર્ય, કૃત્ય. ૧/૧ નાન્ય. મન, વચન ને કર્મ–એ ત્રણની ત્રિપુટિ બહુ જૂના કાળથી આર્યોમાં ચાલતી આવે છે, અને વેદમાં પણ એ જ શબ્દો છે. વળી એક વસ્તુ ખાસ નોંધવા જેવી છે. સંસ્કૃતમાં च्यौत्न શબ્દ હવે બહુધા વપરાતો નથી–ઋગ્વેદમાં (મં. ૧૦–૫૦–૪ અને મં. ૯–૧૮–૮ માં) મળે છે, પણ ત્યાં એના અર્થ animating, promoting, પ્રકર્ષક, અથવા enterprise, ઉદ્યોગ, સાહસકામ એવા થાય છે. એટલે એમ લાગે છે કે ગાથા કાળમાં આ च्यौत्न શબ્દ "કર્મ"ને ઠેકાણે વપરાતો હશે. અને પછી સેંકડો વર્ષ જતાં તે નીકળી ગયો ને તેનું સ્થાન "કર્મ" શબ્દે લીધું હશે. ગાથાના ઋગ્વેદથી પણ પુરાતનપણા માટેનાં કારણોમાં આ પણ એક છે. ઋ. મં. ૭–૧૯–૫ માં આ શબ્દ છે ત્યાં એનો અર્થ "મહાકાર્ય" એવો જ થાય છે.

**અષઑનો :** Aṣaonō: अषवणस् = of the righteous, of the holy, અષોનો, અષો. એ શબ્દ "જરથુશ્ત્રહે"નું વિશેષણ છે. ૬/૧. ऋत् ધાતુ પરથી ऋषि શબ્દ થયો છે. તેવો જ ગાથાકાળમાં अष શબ્દ થયેલો છે. સંસ્કૃતમાં એ મૂળનો શબ્દ એક માત્ર अषतर રહી ગયેલો છે, અને સંસ્કૃત કોષકાર એને કોઇ જૂના શબ્દ अष નું તુલનામાં અધિકતર રૂપ બતાવે છે. આ શબ્દ બતાવે છે કે એ વેદકાળમાં Obsolete–કાલગ્રસ્ત–થઇ ગયેલો હતો. "ऋषि" ની માફક "અષ" એટલે Master, ગુરુ એ સત્ય છે. 'ગુરુ' એટલે બૃહસ્પતિના ગ્રહને હિંદુશાસ્ત્રોમાં "દેવગુરુ"ની સંજ્ઞા આપેલી છે, અને ગ્રીક શાસ્ત્રોમાં તેમજ છે. દ્યૌસ્પતિ" એટલે 'આકાશનો પતિ.' "દ્યૌસ્પિતર્" એટલે "આકાશનો પિતા" એ જ શબ્દ ગ્રીક ભાષામાં પ્રથમ Zeus થઇને Jupiter થયો છે. એજ "ગુરુ" આપણો "અષ" છે. જરથોસ્તી ધર્મનો, બલ્કે આર્ય પ્રજાનો રક્ષક ગ્રહ એ જ ગુરુ છે. બધાં પરાજ્ઞાનનો, બધી પવિત્રતાનો અને ઋતનો પણ એ જ ગ્રહ કારક એટલે Significator છે. અષો = પાક, holy.

**જરથુશ્ત્રહે :** Zaraθuštrahe : जरथुष्ट्रस्य = of Zarathushtra, જરથુશ્ત્રના. ૬/૧ આ શબ્દમાંનો "હે" પ્રત્યય અવસ્તા કાળનો છે. અહુનવઇતિ, ઉશ્તવઇતિ અને સ્પેન્તોમઇતિ ગાથામાં આ "હે" પ્રત્યય આવતો જ નથી. स्य નો "હ્યા" કે "ખ્યા" જ થતો હતો આ રૂપ ઉપરથી પણ સમજાય છે કે આ પ્રારંભનો શ્લોક પાછલા જમાનામાં રચાયેલો છે. આ શબ્દની વિચારણા હા. ૨૯–૮ માં આપી છે ત્યાં જોવું.

**ફ્રૅરા :** Fərā परा = most supreme, highest, સૌથી ઉચું, મહાન. અવ્યય

**અમૅષા :** Aməṣ̌ā अमृतास् = Immortals, અમરો, અમર શક્તિઓ. ૧/૩. આ શબ્દ "અમૅષા" રૂપે "ગાથા"માં કદી વપરાયેલો જ નથી. "અમૃતા" માં "મૃ"શ્રુતિ ઉદાત્ત–accented–છે. અને એ "મૃ" જ્યાં જ્યાં ઉદાત્ત છે ત્યાં "ગાથા"માં "મૅરૅ" થાય છે. "અમૅરૅતાત્" એ જ રૂપ अमृतात्ति નું છે. "અમૅષાત્" નથી. આ "અમૅષા સ્પૅન્તા" શબ્દ પણ "ગાથા"માં

કોઇ ઠેકાણે નથી જ. એ તો "ગાથા" કાળ પછી બહુ લાંબે કાળે "હુખ્તહ્-હાઇતિ યસ્ત" લખાઇ તેમાંજ પ્રથમ દેખા દે છે. મને તો આ "અમેંષા" રૂપ જ ખોટું લાગે છે, ને એ કંઇ ગેરસમજથી થયેલું હોવું જોઇએ. "અષ" શબ્દ ऋत પરથી નીકળેલો હું ગણતો નથી. પૂર્વ વૈદિક કાળમાં આ બન્ને શબ્દો ચાલતા હોવા જોઇએ. ऋत ના જેવું अप રૂપ પણ ખૂબ જૂનું હતું તે અંગ્રેજ કોષકાર મોનિયર વિલ્યમ્સ્ પોતાના સંસ્કૃત કોષમાં अपतर શબ્દની નોંધમાં જણાવે છે. अप મા अ પર સ્વરભાર છે, ત્યારે ऋत માં त પર છે. આ "અમેંષા" રૂપ પરની મારી ટીકા પર વિદ્વાનો વિચાર કરે. अमृत શબ્દ अम् + ऋत થી નથી થયો પણ मृत શબ્દની પુર્વે નકારવાચક अ ઉપસર્ગ લાગીને એ अमृत થયેલો છે, એટલે मृता નું "મેષા" થવાનું કંઇ પ્રયોજન નથી. "ગાથા"માં તો એવું કોઇ રૂપ છે જ નહીં. मर्त કે मर्त्य માં સ્વરભાર પહેલી શ્રુતિ म પર જ છે, છતાં "ગાથા"માં તો એ શબ્દનું રૂપ મરૅતાબ્યો, મરૅતાનો, એવાં જ થાય છે. જે ખોટી સમજ કે અશુદ્ધિઓ પાછળથી આપણા ધર્મસાહિત્યમાં પેઠેલી છે, તે મારી શક્તિ પ્રમાણે મેં દરેક ઠેકાણે ચીંધી બતાવી છે.

સ્પૅન્તા : Spəntā : श्विन्तास् = Bright, white (and hence), increasing, elevating, beneficent, holy, તેજસ્વી, સફેદ, પ્રકાશવાન, વૃદ્ધિકર, ભલું કરનાર, પવિત્ર. ૧/૩. વિશેષણ. ધાતુ श्वि અને श्विन् to be white or bright, to increase. સફેદ હોવું, પ્રકાશિત હોવું, વધારવું. श्वि ધાતુ પરથી થયેલા "श्वयस्"નો એક અર્થ શક્તિ પણ થાય છે. આ શબ્દ બહુ જ જૂનો છે. એ શબ્દ "સ્વન્ત" કરીને ગાંધાર દેશમાંથી એટલે હાલના અફ્ગાનિસ્તાનમાંના કંદહારમાંથી જડી આવેલા બેક હજાર વર્ષ પરના ખરોષ્ટી લિપિમાં કુશન રાજાના પ્રાકૃત લખાયેલા શિલા લેખમાં મળે છે, એટલે અસલ એ "સ્વન્ત"–"સ્પન્ત"–શબ્દ હતો જ. લિથુઆનિયાની ભાષામાં Szventa શબ્દ છે તેનો અર્થ holy–પવિત્ર થાય છે.

"ગાથા"માં આ "સ્પૅન્તા" શબ્દ માત્ર મઝ્દા, અહુરા અને આરમઇતિને જ લગાડેલો છે. બીજા કોઇ અમરોને એ લગાડેલો નથી. આ વાત "હફ્તહાઇતિ યસ્ત"ના લખનારને ખબર હોય તેમ લાગતું નથી, અને 'અહુરા મઝ્દા' સાથેની બીજી બધી છ મહા શક્તિઓને પણ એ શબ્દ લગાડી દીધો છે તે ગેરસમજથી અને આર્યોની મૂળ માન્યતાઓના અજ્ઞાનથી જ એ થયેલું છે. મઝ્દા અહુરાનો પ્રતિનિધિ સૂર્ય છે, અને આરમઇતિ તે ચંદ્ર છે. આપણી પૃથ્વીની તમામ પેદાશ પર તેજ પાથરનાર અને સર્વની બધી રીતે વૃદ્ધિ કરનાર એ બન્ને–સૂર્ય ને–ચંદ્ર જ–છે. બીજા ગ્રહો "સ્પૅન્તા" નથી. વૉહુમનો, વૉહુક્ષત્ર અને અષ વહિસ્તા એ ત્રણે–શિવ, બ્રહ્મા ને વિષ્ણુ–"વસુ" એટલે દિવ્ય મહાશક્તિઓ તરીકે ગણાતા હતા. "વસુ"નું જ અતિશયતાવાચક superlative રૂપ वसिष्ठ–વહિસ્ત–છે, અને વિષ્ણુ જ બધામાં વડો છે અને પૃથ્વી પર અવતાર લેનાર પણ માત્ર વિષ્ણુ જ છે–શિવ અને બ્રહ્મા નહીં. વળી "હુઉર્વતાત્" અને અમેરૅતાત્" એ વસુઓ નથી કે સ્પૅન્તા પણ નથી, આ વસ્તુના અજ્ઞાનથી જ "ગાથા" પછીન ાળમાં આ ભેદ ભુલાઇ ગયેલો હતો, એટલે

મજ્દા અહુરા અને બીજી છ મહાન શક્તિઓને બધાંને જ સાત અમેશાસ્પેંદો કરી બેસાડ્યા. બાકી "ગાથા"માં તો એ બધાઓને "મજ્દાઑસ્ચા અહુરઑહ્હો–મજ્દાઓ અને અહુરાઓ–એટલે સર્જનકાર્ય કરનારી પ્રકૃતિની શક્તિઓ અને તેમાં ચેતન પૂરનારી ને નિર્ણાયક ને ઉદ્બોધક તે આત્માની શક્તિઓ કહેલી છે. અહુરાને લગતી ચાર મુખ્ય શક્તિઓ તે અષ, વૉહુમનો, અને ક્ષથ્ર એ પુરુષવાચક છે, પિતૃવાચક છે, અને અષ સાથે જોડાયેલી આરમઇતિ નારીવાચક છે. મજ્દાને લગતી બે મુખ્ય શક્તિઓ તે હુર્વતાત્ અને અમેરેતાત્ એ સ્ત્રીવાચક છે, માતૃવાચક છે, "ગાથા"નો આ ખરો ભેદ સમજાતાં "હસફ્હાઇતિ યસ્ત" માં બધા સાતને "અમેષાસ્પેંદો" કરીને જણાવ્યા છે તે કિલ્લો ભાંગી પડે છે. મારે તો આ સંશોધનમાં ઊંડા ઊતરીને શબ્દે શબ્દ તોલીને જે મૂળ સત્ય હતું, તે પ્રકટ કરવાનું છે. એ બધું મને શ્રી જરથુસ્ત્ર સાહેબ તરફથી જ–કહો કે પ્રેરણારૂપે–મળેલું છે. વિદ્વાન વર્ગ આ બધું નિષ્કામવૃત્તિથી કોઇપણ પૂર્વગ્રહ રાખ્યા વિના જોઇને વિચારી લે. હું તો જાણે ગાથાકાળમાં વસતો હોઉં તેવો જ થયો, અને પાછળ લખાયેલા અવેસ્તા વગેરે તે કાળમાં હતા જ નહીં, એટલે તે મને આ ભેદો ઉકેલવામાં કામ આવ્યા નથી. મારે તો નિર્ભેળ સત્યની સાથે જ કામ છે. સોનામાંથી કથીરને છૂટું પાડી દેવું જ જોઇએ, જેથી આપણો મૂળ શુદ્ધ ધર્મ પાછો નિર્મળરૂપે જગતની આગળ પ્રકાશ પામે !

વળી જો સાત "અમેષા સ્પેન્તા" ગણવામાં આવે તો મજ્દા અહુરા પણ તેમાંના જ ગણાય અને તેથી એ મહા સાહેબ જાણે બીજા છની સાથે સમાન દરજ્જાના ગણાય. પણ તેમ નથી જ. "ગાથા"ના હા. ૨૯–૬ માં અહુરા અષને કહે છે કે "અત્ જી થ્વા ફ્રુયન્તઍચા વાસ્ત્ર્યાઇચા થ્વોરેસ્તા તતષા" એટલે "તેથી તો ખરેખર ફળદાતાને માટે ને ઉદ્ધારકને માટે મહાગતિદાયકે તને ઘડયો છે." આ ત્વર્ષ્ટ–થ્વોરેસ્તા–શબ્દ જ વેદમાં ત્વષ્ટા અને ત્વાષ્ટ્ર થયેલો છે અને તેનો અર્થ સવિતા એટલે સૂર્ય જ કીધેલો છે. એટલે સૂર્યે જ આ ગ્રહોને આ છયે શક્તિઓને જુદાં જુદાં કાર્યો માટે સર્જીને ગતિ આપેલી છે. એમ છે એટલે આ બીજા છ ગ્રહો–સૂર્યમંડળની છ મહાશક્તિઓ કદીપણ સૂર્યની–મજ્દા અહુરાની–બરોબરી કરી શકે નહીં. એટલે હું ઉપર બતાવી ગયો છું તેમ મહાપ્રકાશિત મજ્દા અહુરા–સૂર્ય–ઉપરાંત માત્ર આરમઇતિ–ચંદ્ર જ "સ્પેન્તા" છે. સ્પષ્ટ રીતે જોતાં ને સમજતાં બાકીના પાંચ ગ્રહો–ગુરુ, શનિ, મંગળ, અને શુક્ર તથા બુધ–અષ વહિશ્ત, વૉહુમનો, વૉહુક્ષથ્ર અને હુર્વતાત્ તથા અમેરેતાત્–"સ્પેન્તા" કહી જ શકાય નહીં.

ગાથાઓ : Gāθå : गाथास् = The Gāthās (acc), Hymns, devotional songs, ગાથાઓને, ભજનોને, ભક્તિમય ગીતોને, ૨/૩, નારીજાતિ. હિન્દુઓના "બ્રાહ્મણ ગ્રંથો"માં જણાવ્યું છે કે એ લોકના પવિત્ર ધર્મગ્રંથો "વેદ" સિવાયની જે બધી ધાર્મિક કવિતા બનતી તે "ગાથા" કહેવાતી. "ગાથા"

એટલે ગીત અને એ રચના **ગાવાની** જ હોય છે, અને ગ્રીક ગ્રંથોમાં પણ નોંધાયેલું છે કે ઇરાનીઓ પોતાની ધાર્મિક ગાથાઓ **ગાતા** હતા. વળી આ શબ્દ નારીજાતિમાં છે, અને તેમજ તે બોલાવો જોઇએ. પારસીઓ ભૂલથી "આપણા ગાથા" એમ નરજાતિમાં બોલે છે તે ભૂલ છે. એક બીજી વાત પણ નોંધવા જેવી છે કે ખુદ ગાથાઓની કવિતામાં "ગાથા" શબ્દ કોઇ ઠેકાણે પણ વપરાયેલો નથી! શ્રી જરથુસ્ત્ર સાહેબે તો આ પોતાની દૈવી કવિતા માટે "ઉખ્ધા"-ઉકથ-ભજન કવિતા શબ્દ જ વાપરેલો છે: જુઓ હા ૨૮-૬ વગેરે. વળી આ "ઉખ્ધા"ઓમાં હિંદુઓના ધર્મગ્રંથ "વેદ"નું કશું નામ કે તેનો ઉલ્લેખ નથી. આપણે આપણા ધર્મગ્રંથને "અવેસ્તા" કહીએ છીએ તે સંસ્કૃત રૂપમાં अवित्त કે अवेत्त જ છે, ને તેનો અર્થ the unknown, the un-understood, *the unknowable*, અવિદિત, અણજાણ્યો, અણસમજાતો, જ્ઞાનથી પર-એમ થાય છે, એટલે જે જ્ઞાન આજસુધી પ્રગટ નહીં થયેલું તે-જે અપ્રગટ જ્ઞાન પ્રગટ થાય છે તે. ખુદ અવેસ્તા ગ્રંથોમાંના કેટલાક તો વેદગ્રંથો હાલના રૂપમાં સાડા ત્રણેક હજાર વર્ષ પર મૂકાયા તેથી પણ જૂના દેખાય છે. એટલે બહુકાળ પછી આપણા પિત્રાઇઓ હિન્દુઓએ તેમના શ્રુતિગ્રંથોનો સંગ્રહ પ્રગટ કીધો તેનું નામ "વેદ" એટલે જ્ઞાન, પવિત્ર જ્ઞાન સંચય, એમ આપ્યું હશે,

ગૅઉર્વયેન્ : Gəurvayən : गोर्वयन् = Would they raise in esteem, ઊંચી સ્થિતિએ તેઓ ચઢાવે. ધાતુ गुर् અને गुर्व् = to raise, ઊંચે ચઢાવવું. ક્રિયાપદ: અપૂર્ણભૂતકાળ, ઇચ્છાર્થક (optative), પરસ્મૈપદ, ૩/૩. એ ધાતુ પરનાં રૂપોમાં गोरयते જેવું રૂપ નોંધાયેલું છે. "ગો" પર સ્વરભાર હોવાથી નિયમ મુજબ તે "ગૅઉર્" થયેલો છે. એ શબ્દ ग्रम् કે ग्रह् એવા ધાતુ પરથી નથી નીકળેલો, તેમ હોય તો પ્રથમ "ગૅઉર્" થાય નહીં.

નૅમો : Nəmō : नमस्-नमः = Homage, નમન, વંદન. ૧/૧

વૅ : Vō : वस् = For you, unto you, તમારે માટે, તમોને. ૪/૩

ગાથાઑ : Gāθā̊ : गाथास् = Oh ye Gathas! હે ગાથાઓ! ૮/૩

અષઑનીશ્ : Asaonīs : अषावर्नास्-ऋतावर्नीम् = Righteous, holy, ૮/૩. એ "ગાથાઑ"નું વિશેષણ છે.

"યાનીમ્ મનો"નો ભાવાર્થ:

અષો જરથુસ્ત્રનાં વિચાર વાણી ને વર્તન માર્ગદર્શક છે. અમેષા સ્પેન્તાઓ ગાથાઓને ઊંચું સર્વોત્તમ સ્થાન આપે! હો પવિત્ર ગાથાઓ! તમોને નમન હો!

આ શુદ્ધ અર્થ પરથી હવે વાંચકો જોઇ શકશે કે આ શ્લોક શ્રી જરથુસ્ત્ર સાહેબનો પોતાનો રચેલો નથી. પણ તેમની પછી તેમનો ધર્મ પાળતા કોઇ મોટા દસ્તૂરના યા વિદ્વાન પંડિતનાં ગાથાને માટેનાં આ પ્રવેશક વચનો છે. એમાં તે સ્પષ્ટ કહે છે કે ગાથાઓમાં સમાયેલા ઊંડા જ્ઞાનના ભંડાર, જેમાં પેગમ્બર સાહે-

બના અમૂલ્ય દૈવી વિચારો અને દૈવી વાણી સમાયેલાં છે, તે બધી દુનિયાનાં લોક માટે માર્ગદર્શક છે. દુનિયામાં કેમ ચાલવું અને કયો માર્ગ લેવો તે એમાં બતાવેલું છે. વળી પેગમ્બર સાહેબનાં આ લખાણો માત્ર માર્ગદર્શક નથી. પણ એમના પવિત્ર જીવનમાં એમનું પોતાનું વર્તન તેમજ ચારિત્ર્ય એવું હતું કે તે પણ સૌને માર્ગદર્શક છે. દુનિયામાં બોધ આપનારા તો ઘણા પડેલા છે, પણ એ બધા ઉપદેશકોનું ખાનગી જીવન હંમેશાં એ બોધને અનુસરતું દેખાતું નથી. પણ અહીં તો પેગમ્બર સાહેબે મનવચન કર્મથી પવિત્ર જિંદગી ગાળી હતી, એટલે એ બધું જ આ દુનિયાના લોકને માર્ગદર્શક છે.

વળી આ શ્લોક પરથી દેખાય છે, કે જ્યારે એ શ્લોક લખાયો હશે ત્યારે "ગાથાઓ"ને તે વેળાના વિદ્વાનો કે લોકો પૂરા સમજેલા નહીં હશે અને તેમને ઘટતું ઊંચું પદ પણ તેઓએ પૂરુ આપેલુ નહીં હશે. તેથી જ સ્તુતિમાં લેખક કહે છે કે "ગાથાઓ"ને અમેષા સ્પેન્તાઓ ઊંચું સર્વોત્તમ સ્થાન આપે, તેમની જે ખરી જગ્યા છે તે તેમને પ્રાપ્ત થાય!

પણ "ગાથાઓ"નો સત્ય પ્રકાશવંતો પૂરેપૂરો અર્થ તો હજારો વર્ષ પછી હમણાં જ ઉકેલાઇને સ્પષ્ટ થાય છે, એ પણ કુદરતની અજબ ગતિ છે. પવિત્ર ગાથાઓને આપણે પણ હવે સાચું જ્ઞાન પામીને ખરા દિલથી નમન કરીએ!" હે ગાથાઓ! નમો નમઃ!

# ગાથા અહુનવઇતિ-હા. ૨૯

## અધ્યાય ૧ લો
## "પ્રવેશક"

## ટિપ્પણ

આ ટિપ્પણની પ્રસ્તાવનામાં હું લખી ગયો છું તેમ ગાથાઓ ૨૮ મી યસ્નથી શરૂ થાય છે. પણ ૨૮ મી યસ્નના પહેલા શ્લોકમાંના પ્રથમ શબ્દો "અહ્યા (રફેઅહ્યા) યાસા"–એની પુષ્ટિ માટે હું યાચના કરું છું–બતાવી આપે છે કે આ "એ માટે" શબ્દો પ્રારંભમાં કેવી રીતે આવી શકે! સાસાનિયન જમાનામાં જ્યારે આ યસ્નો ભેગી કરવામાં આવી હશે ત્યારે આ ગાથાના ક્રમમા કોઇક રીતે ને કોઇક અજ્ઞાત કારણને લીધે હેરફેર થઇ ગયો હશે. મુખ્યમાં તો એમજ લાગે છે, કે ૨૮ મા હાના આ પહેલા શ્લોકમાં "સ્તુતિ" છે ને આખો હા પણ સ્તુતિ જેવો છે, એટલે વિષયના પ્રારંભમાં પ્રભુ સ્તુતિ જોઇએ એવા અનુમાનથી આ હા ૨૮ મા લેખે ગોઠવાયેલો છે. બાકી બધી ગાથા વાંચી જોતાં ૨૯ મો હા જ પ્રથમ આવવો જોઇએ. એ ૨૯ મો હા "ક્ષ્મઇબ્યા ગેઉશ ઉર્વા" નામે ઓળખાય છે, તે પાંચે ગાથાના "પ્રવેશક" કે "પ્રસ્તાવના" જેવો છે. અષો જરથુશ્ત્ર પેગમ્બર સાહેબે આ દુનિયામાં શા માટે જન્મ લીધો અને તેઓ પ્રથમ પેગમ્બર લેખે શા માટે આવ્યા તેનું અલંકારિક ને ખરૂં કાવ્યમય દર્શન ને વર્ણન આ ૨૯ મા હામાં છે, ને એ જ હા ગાથામાં પહેલો મુકાવો જોઇએ. ગાથાના વિદ્વાન અંગ્રેજ અનુવાદકાર મિલ્સ પણ એમજ કહે છે કે આ ૨૯ મો હા પ્રથમ મૂકવો જોઇએ, અને એ જ મત ડૉ૦ તારાપોરવાળા ને બીજા બે ત્રણ જણ પણ સ્પષ્ટ રીતે ધરાવે છે. આ માટે બે મુખ્ય સાહદતો જાણવા જેવી છે.

૨૭ મી યસ્નને છેડે ૧૩ મા શ્લોક લેખે "અહુનવર"નો કલામ મુકાયેલો છે, અને તે જ કલામનો ઉલ્લેખ આ ૨૯ મા હાના ૭ મા શ્લોકમાં છે. આ ૨૯ મા હામા પૃથ્વી પોતાને ત્યાં જે રીતની ટંટા, ફિસાદ, હવસ વગેરે બદીઓ માટે અહુરા મઝ્દા પાસે ફરિયાદ કરે છે, ને કોઇ બળવાન સત્તાધારી ઉદ્ધારકને મોકલવાની માગણી કરે છે, તેને અહુરા જણાવે છે કે આ વખતેજ જરથુસ્ત્ર સ્પિતામ નામનો મારો વહાલો અનુયાયી ધરતી પર ભજન કરીને અહુરા, મઝ્દા, અને અષને ચાહવા ને તેમની આજ્ઞામાં રહેવાનો બોધ કરે છે. તેનેજ હું રતુ–પેગમ્બર લેખે નિર્માણ કરું છું. ત્યારે પૃથ્વીએ આનાકાનીએ એ નિર્ણય માન્ય રાખ્યો, કેમકે તેને લાગતું હતું કે માત્ર ઉપદેશ કરનાર માણસ સત્તા વગર શું સુધારો કરી શકે, પણ "અહુનવર" પ્રમાણે તો એવા અષો માણસને સત્તા મળીજ રહે છે, એમ અહુરાએ કહીને ધીરજ આપી, ને પૃથ્વીએ શ્રી જરથુસ્ત્ર સાહેબને માન્ય રાખીને તેમના પર અહુરા મઝ્દાના ને અમેષા સ્પેન્તાના આશીર્વાદ ઉતારવા વિનંતિ કીધી. એવી રીતે આ ૨૯ મો હા પૂરો થાય છે, ને પછી ૨૮ મા હા નો પ્રારભ "અહ્યા યાસા" શબ્દોથી શ્રી જરથુશ્ત્ર પોતે કરે છે ને ત્યાં પહેલેજ કહે છે કે "આ ટેકો આપવા માટે" એ પૃથ્વીનાં દુ:ખો ટાળવાને માટે "હું યાચના કરું છું." એ પહેલા શ્લોકની છેલ્લી લીટીમાં પણ છે જ કે "જેથી એ પૃથ્વીના આત્માને હું સંતોષ આપું."

વળી ૨૮ મા હા ને છેડે ૧૧ મા શ્લોકમાં શ્રી જરથુશ્ત્ર મઝ્દા અહુરાને વિનંતિ કરે છે કે "પેલા બે મન્યુઓ–સ્પેન્તા મન્યુ અને અંગ્રમન્યુ–માટે મને તમારે મુખથી જ ઉપદેશ આપો, જેથી દુનિયામાં જિંદગીની શરૂઆત કેમ થઇ તે સમજાય." હવે એ પછી ૩૦ મા હા માં "અત્ તા વક્ષ્યા" શબ્દોથી આરંભ થાય છે, ને "તે બે મન્યુઓ માટેની સમજ હવે પ્રેક્ષકોને હુ આપુ છુ" એમ શ્રી જરથુશ્ત્ર સાહેબ કહે છે. એટલે ૨૮ મા હા ના છેડાના વાકયો તુરત જ આ ૩૦ મા હા ના શરૂઆતના વાક્ય સાથે સીધો સંબંધ ધરાવે છે. આ કારણને લીધે અને આ ગાથાની પવિત્ર કવિતાની વિચારમય એકતા જાળવી રાખવા હું પણ આ ૨૯ મો હા જ પ્રથમ "પ્રવેશક"–Prologue–તરીકે મૂકુ છુ.

મોટે ભાગેના બધા વિદ્વાન અનુવાદકો આ ૨૯ મા હા માટે લખે છે કે શ્રી જરથુશ્ત્ર સાહેબના **જન્મ અગાઉ** સ્વર્ગમાં અહુરા મઝ્દા અને અમેષા સ્પેન્તા સાથે પૃથ્વીના આત્માનો સંવાદ ચાલે છે. પણ ૨૯ મો હા ખરેખર વાચતા ને સમજતાં તેવું કશું નથી. આ ૨૯ મા હા ના ૮ મા શ્લોકનો મારો અનુવાદ વાચો તો સમજાશે કે અહુરા ત્યા કહે છે કે "અએમ્ મોઇ ઇદા વિન્તો યે-ને અએવો સાસ્નાઓ ગૂષતા" એટલે "મને **આ ઘડીએ**" એવો એક જાણીતો છે કે જેણે અમારાં શાસન–અમારા પવિત્ર કાનૂનો–Divine Laws બધે **પોકારીને પ્રગટ કીધાં છે,** ને તે જરથુશ્ત્ર સ્પિતામોને નામે છે, વગેરે" એ શ્લોકમા જે "ગૂષતા" શબ્દ છે તેને "સાંભળ્યા છે" એવો અર્થ લીધાથી આ ભ્રમ ઉત્પન્ન થયો છે. "ગૂષતા"નો વૈદિક ધાતુ ઘુષ્ છે જેનો અર્થ to proclaim, to speak out loudly and publicly જાહેરમા પોકારીને પ્રગટ કરવુ–ઉદ્ઘોષવુ–એવો થાય છે. એ ધાતુમા "સાભળવા"નો ભાવ છે જ નહી કોઇ પણ સત્તાધારી સંસ્કૃત કોષમા "સાભળવુ" અર્થ મળતો નથી. વિદ્વાનો આ બધુ કોઇ પણ જાતના પૂર્વગ્રહ (prejudice) વગર ધ્યાનથી વિચાર કરીને જોશે તો આ વાત સ્પષ્ટ થશે. વળી ૨૯ મા હા ના છેલ્લા ૧૧ મા શ્લોકમા પણ પૃથ્વી પોતાને ત્યા સ્થપાયેલા "મહાન મગ મડળ"મા પધારવાને તથા તેની સામેનો વિરોધ નષ્ટ કરવાને મઝ્દાને વિનતી કરે છે. આ "મગ મડળ" તે શ્રી જરથુશ્ત્રે પોતાના પેગામનો લોકમા પ્રસાર કરવા સ્થાપેલુ મડળ હતું. એમા જ જ્યોતિષની વાતોનુ ગુપ્તજ્ઞાન (esoteric knowledge or wisdom) પોતાના અનુયાયીઓને અપાતું હતુ તેથી જ એ ૨૯ મા હાના ૮ મા શ્લોકમા અહુરા કહે છે કે "અમારો સૌનો પેગામ એ ભજન, કીર્તનથી દુનિયામાં પ્રગટ કરવા ચાહે છે, ને તેથી એને અપ્રતિહત વાણીનુ પ્રભુત્વ (mastery of irresistible speech) હુ બક્ષ છુ." અને એ ખરુ જ છે. કેટલી ઊંચી પ્રતિની, ગાભીર્યપૂર્ણ ને અર્થપૂર્ણ શ્રી જરથુશ્ત્ર સાહેબની આ પવિત્ર ગાથાવાણી છે! શ્લોકે શ્લોકે પાચ સાત નવા શબ્દો છેવટ સુધી આવ્યા જ કરે છે! આજે તો મારા પારસી ભાઇઓ તદ્દન સાદી એટલે ક્રમક્રમ વગરની ને ઊંચા ને સૂક્ષ્મ વિચારો ગ્રહણ કરી શકે નહીં, એવી ગુજરાતી ભાષા માગે છે! હું ખાતરીથી ને બધો ગર્વ છોડીને સત્યતાથી કહુ છુ કે મારી પોતાની કવિતાની ગુજરાતી ભાષા તો આ ગાથાવાણીની ભાષા આગળ પાણી ભરે છે. શ્રી જરથુશ્ત્ર સાહેબ પોતે પણ એવી ઊંચી વાણીનુ બળ આપવા અહુરાની સ્તુતિ કરે છે

આ ૨૯ મા હા માની ખુલ્લી સાહદતોથી સ્પષ્ટ થાય છે કે શ્રી જરથુશ્ત્રે પોતાનો પેગામ જગતમાં જાહેર કરવા ઇચ્છ્યો ત્યારે આ પ્રવેશકમાં

જણાવ્યા પ્રમાણે અહુરાએ પોતે જ પૃથ્વીના આત્માને તેમજ અપને જણાવ્યું કે "તેજ વેળા-ઇદા-જગતમાં શ્રી જરથુસ્ત્ર અહુરાનાં શાસન પ્રગટ કરવા ચાહતા હતા તેથી તેમને ઊંચી વાણીની બક્ષિસ હું કરું."

વળી આ હા માં શ્રી જરથુસ્ત્રનો આત્મા સ્વર્ગમાં થયેલા સંવાદ વેળા હાજર હતો જ નહીં, તેમજ આ હાના છેલ્લા બે શ્લોક તેઓ બોલતા નથી, પણ તે છેવટ સુધી પૃથ્વીનો આત્મા જ બોલે છે.

અપો જરથુસ્ત્ર સ્પિતામ ખરા મહાન પેગમ્બર હતા તે તો આ ગાથામાં આપેલા અપૂર્વ પેગામથી, તેમાંના તત્ત્વજ્ઞાનથી, અને માણસ જાતને દૈવી સદ્‌બોધ આપીને અહુરાના સત્પંથે દોરવવા જિંદગીભર પ્રયત્નો કરી ગયા તેથી પ્રત્યક્ષ જ થાય છે. દુનિયાની હજારો લીલીસૂકી જોયા છતાં, અને એમની પછી બીજા પેગમ્બરો જુદે જુદે વખતે ને જુદા જુદા દેશમાં પ્રગટ થયા છતાં આજે કમીમાં કમી આઠ હજાર વર્ષથી અપો જરથુસ્ત્રનું નામ અમર રહ્યું છે અને એમનો સ્થાપેલો ધર્મ આપણ સૌ જરથોસ્તીઓનાં હૃદયમાં ધબકારા કરતો જીવતો ને જાગતો રહી એમણે પેટાવેલો આતશ ત્યાં ધગધગાવ્યા કરે છે. કાળની ઢગ થતી ધૂળમાં અઢી હજાર વર્ષ સુધી કંઇક ઢંકાયેલો રહીને અને તેના પેગામના અર્થ પણ કંઇક ભુલાઇ-બદલાઇને પણ આજે એ સાહેબની જ બશારતથી પાછો સંપૂર્ણ મૂળ રૂપમાં પ્રગટ થાય છે, તે દાદાર અહુરમજ્દની જ મહેર છે.

### યસ્ન ૨૯—શ્લોક ૧ લો

ક્ષ્મઇબ્યા : Xsmaibyā : अस्म्यम्-युष्मभ्यम् = Before you both, unto you both" તમારી બન્નેની પાસે-આગળ. ૪/૨. આ પ્રયોગ બહુવચનનો નહીં પણ અહીં દ્વિવચનનો છે. "ગાથા"માં બધે જ આ "બ્યા" પ્રત્યય દ્વિવચનના રૂપમાં જ આવે છે. અહીં ભાવ "અહુરા ને મજ્દા આગળ"—એવો થાય છે. અહુરા અને મજ્દા એ પરમાત્મા-મૂળ ચેતન-અને પ્રકૃતિની જોડી છે. असुर અને मेधस् = Spirit and Matter, Father-spirit and Mother spirit, ચેતન તે પિતાસ્વરૂપ છે. પ્રકૃતિ તે માતાસ્વરૂપ છે. સંસ્કૃતમાં મેધા ની નારીજાતિ જ છે. સૃષ્ટિનું સર્જન માતા પ્રકૃતિ-મજ્દા જ કરે છે, સૃષ્ટિનો નિયામક ને ન્યાયમૂર્તિ-Law-giver and Judge-અહુરા છે. આ વાત હજારો વર્ષથી ભુલાઇ ગઇ છે. "ગાથા"માં અહુરા, મજ્દા, મજ્દા અહુરા, અને અહુરા મજ્દા, એમ ચાર જાતનાં સંબોધન આવે છે, તે કાંઇ અમથાં નથી, પણ અર્થપૂર્ણ છે. જ્યાં ચેતનની, નિયમની, ન્યાયની એમ આત્માના સંબંધની વાત આવે છે, ત્યાં અહુરાને સંબોધન થાય છે, જ્યાં સર્જનને લગતી વાત આવે છે, ત્યાં મજ્દાને સંબોધાય છે, અને જ્યાં એ બન્ને વાત સાથે આવતી હોય ત્યાં "મજ્દા અહુરા" યા "અહુરા મજ્દા" એમ બન્નેને સબોધન કરવામાં આવે છે. હા ૩૦-૫ની છેલ્લી લીટીમાં તો સ્પષ્ટ બે જુદા બતાવ્યા છેઃ "જેઓ મજ્દાનો માર્ગ પસંદ કરે છે, તેઓ સત્કાર્યો દ્વારા અહુરાને સંતોષ આપે છે." વળી કેટલાક વિદ્વાનો "ક્ષ્મઇબ્યા"માં અહુરામજ્દા અને અષા એમ બે ગણે છે પણ હા ૩૨-૯ માં તો "અષાઇચા યૂષ્મઇબ્યા" એમ સ્પષ્ટ રીતે "અષા"ને જુદો ગણેલો છે. અહુરા ને મજ્દાની અતૂટ એકરસ-જોડી છે, તેથી

તેને એકરૂપ ગણીને એ બે શબ્દોને વિભક્તિના પ્રત્યયો, જુદા જુદા લાગતા હોવા છતાં તે ક્રિયાપદ તો એક વચનમાંજ લે છે. "ગાથા"મા આ વસ્તુ સ્પષ્ટપણે દર્શાવાઇ છે, છતાં યાહુદી, ખ્રિસ્તી ને તે પછી મુસ્લિમ ધર્મની "એક ખુદા"ની ફિલસૂફીના સંસર્ગથી ઇરાનીઓમાં "અહુરમજ્દ" તે જાણે મૂળ એક જ વ્યક્તિ હોય તેમ ગણાવા લાગ્યો. "ગાથા"માં અવેસ્તાની માફક "અહુરામજ્દા" એમ જોડાયેલો–એક જ સમાસ રૂપે શબ્દ કદી આવતો નથી, પણ બન્ને શબ્દો **જુદા જુદા** લખાયેલા હોય છે. હિંદુઓનું આખું "સાંખ્ય દર્શન" આ શ્રી જરથુસ્ત્ર સાહેબના પરમાત્મા ને પ્રકૃતિના જોડકાં પર જ લખાયેલું છે. આર્યોની એ ઘણી કાળજૂની ફિલસૂફી દેખાય છે.

અહુરા મજ્દાનો દશ્ય પ્રતિનિધિ સૂર્ય–મિત્ર–ખુરશેદ–સ્વરક્ષેત–છે. એ સૂર્યનો આત્મા તે તેનું તેજ છે ને પ્રકૃતિ તે તેનું શરીર–તેની ગરમી છે. એ બન્ને એકરૂપ રહીને સૂર્ય મંડળની ને પૃથ્વીની પેદાશની વ્યવસ્થા રાખે છે. એ બન્નેથી જ આપણો પ્રાણ ને દેહ ટકે છે, ને તેમના નિર્માણ કીધેલા વખત સુધી આપણે જીવીને તેમનો મહા હેતુ સાર્થક કરીએ છીએ. દ્વૈત વગર સૃષ્ટિમાં કશું ઉત્પન્ન થતું નથી. "ગાથા" માં "ક્ષ્મઇબ્યા" તેમજ "યૂષ્મઇબ્યા એમ બન્ને શબ્દો વપરાયા છે: જુઓ હા. ૩૨ ના શ્લોક ૯ ની છેલ્લી કડી. છંદના માપમાં કદી એક શ્રુતિ–Syllable-કમી જોઇતી હોય તો આ "યુષ્મદ્" સર્વનામની પહેલી બે શ્રુતિ "યુષ્મ" નો "ક્ષ્મ" કરવામાં આવે છે. એ જ પ્રમાણે યુષ્માકેમ્, યુષ્માવતાંમ્, યુષ્માકા, વગેરે શબ્દો ક્ષ્માકેમ્, ક્ષ્માવતાંમ્, ક્ષ્માકા, એમ લખાયા છે. છંદમાં એક શ્રુતિ ઓછી જોઇએ ત્યાં એમ "ક્ષ્મ" વાપર્યો છે. મૂળમાં યુ + ષ્મ અથવા ષ્મ મળીને "યુષ્મ" થયેલો છે.

ગૅઉશ્: gĕush. गोस् = Of Earth, પૃથ્વીનો. ૬/૧. મૂળ શબ્દ गु તેમજ गो. જૂના કાળમાં गु જ વપરાતો હશે. पशु ની ૬ ઠી વિભક્તિ સંસ્કૃતમાં पश्वस् કે पशोस् થાય છે તેમ એ જ "પસુ" નો "ગાથા" માં "પસૅઉશ્" થાય છે, કેમકે पशोस् માંનો "शोस्" ઉદાત્ત ભાર વાળો છે. તેમજ આ "ગૅઉશ્" થયો છે.

ઉર્વા: Urvā: उर्व – वृ = The Soul, the spirit, આત્મા. ૧/૧. ધાતુ वृ = to hide, એ પરથી वृन् નામ થયેલું છે: જે સંતાડેલું છે તે. એમાં વ્યંજન ને સ્વર પરિવર્તન થઇને "ઉર્વન્" થયું છે. બીજી વ્યુત્પત્તિ મને ધાતુ अन् = to breathe, શ્વાસ લેવો એ પણ સૂઝે છે. એમાં उरु = long, great, all round વગેરે વિશાળતાના અર્થવાળો ઉપસર્ગ ઉમેરાઇને એ उरुअन ઉરુઅન્–ઉર્વન્ એમ થયો હોય. "ગાથા"ના કાળમાં તેમજ ઋગ્વેદના અતિ જૂના મંત્રોમાં "આત્મા" શબ્દ નહોતો, એ તો "त्मन्" = self પોતે એ પરથી તેમાં "આ" ઉપસર્ગ ઉમેરાઇને પાછળથી થયેલો છે. સંસ્કૃતમાં उर्व–ઊર્વ–શબ્દ "પિત્રાત્મા, ગતાત્મા" ના અર્થમાં વપરાયો છે, વૈદિક ભાષામાં આ वृ ના રૂપમાં उर् પણ થાય છે–અપવાદ રૂપે, તે મેકડોનેલના "વૈદિક વ્યાકરણ"માં નિયમ ૧૩૪–૯–૩ માં નોંધેલું છે: वृणु તેમજ उर्णु.

ગરૅઝ્દા : Garəždā: गर्हत = complained, lodged a complaint, ફરિયાદ કીધી. ધાતુ गर्ह्. ક્રિયાપદ: અપૂર્ણ ભૂતકાળ, આત્મનેપદ, વર્ગ ૬, મધ્યમ, ૩/૧. આ શબ્દ "ગૅરેજ્દા" નહીં પણ "ગરૅજ્દા" લખવો-બોલવો જોઇએ.

કહ્માઇ : Kahmāi : कस्मै = why? શા માટે, શે? ૪/૧.

મા : Mā : मा = me, મને ૨/૧.

થ્વરોઝ્દૂમ : Θwarōždūm: (થ્વર્ઝ્દૂમ્) त्वरिद्वम्-त्वर्द्वम् = Did you urge forward, did you put in fast motion? આગળ ગતિમાન કીધી, ઝડપી ગતિમાં મૂકી? ધાતુ त्वर् = to move speedily, ઝડપથી આગળ વધવું-ફરવું. ક્રિયાપદ: અનિયમિત ભૂતકાળ, પ્રયોજ્યાર્થ, આત્મનેપદ. ૨/૩. જુઓ જેક્સનનું વ્યાકરણ § ૬૫૬. પૃથ્વીમાં તેમજ બધા ગ્રહો આકાશમાં મહાગતિથી ગોળગોળ ફર્યા જ કરે છે. એ સત્ય પણ શ્રી જરથુશ્ત્રના જમાનામાં જણાયેલું હતું, તે આ પરથી સાબિત થાય છે, ત્યારે સુધરેલા કહેવાતા યુરોપીયોએ તો ગૅલિલિયોને એ વાત માટે સજા કીધી હતી! આ જ ધાતુ त्वर् ઉપરથી આ જ હા. ૨૯ ના ૬ ઠા શ્લોકમાં આવેલો "થ્વોરૅશ્તા" શબ્દ થયેલો છે. આ શબ્દ-થ્વર્ઝ્દૂમ્-"થ્વરોઝ્દૂમ્" કરીને અવેસ્તા લિપિમાં લખાયેલો છે, તે બરાબર નથી. "રો" બોલતાં એક શ્રુતિ છંદમાં વધી પડે છે. "ગાથા"માં "અ"નો "ઓ" પણ લખાય છે: જુઓ જેક્સન વ્યાકરણ § ૩૯. આ શબ્દનો અર્થ બધા ભાષાંતરકારો "created," પેદા કીધી, એમ આપે છે, તે પહેલવી પરથી છે. એની ખરી વ્યુત્પત્તિ કોઇએ આપેલી મારા જાણ્યામાં નથી. માત્ર વાક્યના ભાવાર્થ પરથી આ "પેદા કીધી" એમ અર્થ કીધેલો છે. પણ "પેદા કીધી" માટે તો તુરત જ એજ લીટીમાં "તષત્" - तक्षत् શબ્દ છે. અહીં તો ખરી શાસ્ત્રીય (Scientific) રીતે પેગમ્બર સાહેબ કહે છે કે "કોણે મને ગતિમાન કીધી? કોણે પ્રથમ મને આ આકાશમાં ફરતી કીધી? આ "ત્વર્" અને "તક્ષ્" ધાતુઓના એવા જ શબ્દો પાછા ૬ ઠા શ્લોકમાં સાથે આવે છે! શ્રી જરથુશ્ત્ર સાહેબ તો તેમના વખતની આર્યભાષાના ખરા સ્વામી - Master-હતા, અને એ ભાષાને એમણે ખરી કળાથી અને ઊંચી સાહિત્ય શક્તિથી "ગાથા"માં વાપરેલી છે, તે આ પહેલા શ્લોકથી જ સ્પષ્ટ થાય છે. વૈદિક "ઢ"નો ગાથામાં "ઝ્દ" હતો. જુઓ જેક્સન વ્યાકરણ § ૧૮૩.

કે : Kō : क = who, કોણે ૧/૧.

મા : Mā : मा : = me, મને ૨/૧.

તષત્ : Taṣat : तक्षत् : (तक्ष्) = Created, સર્જ્યું, પેદા કીધી, બનાવી. ક્રિયાપદ: અપૂર્ણભૂત, આત્મનેપદ, ૩/૧.

આ-મા : A-mā : आ मा : me, મને ૨/૧.

અએષૅમો : Aeṣəmō · इष्मस् = Lust, હવસ. ૨/૧. આ શબ્દ "ગાથા"માં "અએષૅમો" કરી લખાય છે, પણ ત્યાં "ષૅ" માત્ર "વ્યંજન" જેવો ઉચ્ચારવાનો છે, કેમકે ખરો શબ્દ "ઇષ્મ" જ છે. આ શબ્દનો અર્થ પણ પહેલવીમાંથી "ક્રોધ" કરીને બધાએ કીધેલો છે, પણ તે બરાબર નથી. "ઇષ્મ" નો અર્થ તો "હવસ" જ છે. દુનિયામાં ક્રોધ નહીં પણ હવસ જ બૂરામાં બૂરો દુર્ગુણ છે. કિરતારે એવી કરામત કીધેલી છે કે પૃથ્વી પર જાનદાર પેદાશનો વેલો વધ્યો જાય, તે માટે વંશવૃદ્ધિના મૂળમાં જ કામને–હવસને–મૂકેલો છે. એ કામને જે જીતે તે જ બધા વિકાર જીતી શકે ને છેવટે સાત્વિક મનનો થઇ શકે. સૃષ્ટિની વંશવૃદ્ધિના મૂળમાં એ હવસ રહેલો હોવાથી દુઃખને ને અનેક ઉપાધિને એજ વધુમાં વધુ ઊભાં કરે છે. આગળ જતાં ૩૦ મા હા ના ૬ ઠા શ્લોકમાં પણ "ઇશ" શબ્દ આવેલો છે–ઇશ્ આ – દૅબઑમા – તેનો અર્થ પણ કોઇ સમજ્યા નથી. "ઈ–ઈ– એટલે કંદર્પ, કામદેવ, cupid, તે જ આ–દૅબઑમા–Deceiver–ઠગારો છે. ક્રોધને લગતો શબ્દ તો હા. ૫૧ (વૉહૂ–ક્ષથ્ર) ના ૧૩ માં શ્લોકમાં "ખ્રઑદઈતી" છે.

હજસ્ : Hazas सहस् = Force, જબરજસ્તી. ૧/૧. ધાતુ सह् = to suppress, to overpower, દબાવી દેવું.

ચા : Cā . च = and, અને.

(રૅમો): Rəmō रमस् = carnal pleasure, cupid, હલકી મોજમજા, કામદેવ. આ શબ્દ ગાથાના વાચનમાં હું મૂકતો નથી. એ સ્પષ્ટ રીતે કોઇએ પાછળથી ઘુસાડેલો છે. "હજસ્–ચા" આગળ પંક્તિના પહેલા પાદની સાત શ્રુતિ પૂરી થાય છે. આ "રૅમો" ઉમેરો તો બે શ્રુતિ વધી જાય. "અએષ્મોનો અર્થ "ક્રોધ" કીધા પછી કોઇને લાગ્યું કે મુખ્ય વિકાર 'હવસ' તો અંદર જણાવેલો નથી, એટલે તેના અર્થનો આ "રૅમો" શબ્દ ઘુસાડી દીધો છે! "અએષ્મો" છે, પછી "રૅમો" નું કામ નથી. This word is interpolated by some one in later Avesta period. એ જ પ્રમાણે હા. ૪૮–૭ માં પણ "અએષૅમો" બોલ આવે છે, ત્યાં પણ "પઇતી રૅમૅમ્" શબ્દો ઘુસાડેલા છે, જેથી છંદમાં ચાર શ્રુતિ વધી જાય છે!

આ હિપાયા : Ā hisāyā आ सिपाय = Has fettered all round : ચોમેર જકડી રાખી છે. सिपाय ઋ૦ ૧૦–૨૮–૧૦ માં છે. ધાતુ सि ૧=to fetter, બેડી પહેરાવવી, બાંધવું, જકડવું. ક્રિયાપદ: પૂર્ણભૂતવર્તમાનકાળ, પરસ્મૈપદ, ૩/૧. અહીં આ ક્રિયાપદ એકવચનમાં છે, અને તે જુદા જુદા કર્તાને "દરેક"ના અર્થમાં લઇને એક વચન લીધેલું છે. સંસ્કૃતમાં પણ એવાં વાક્યો જડે છે. પાછળ હા ૩૩–૧૧ માં પણ એવી જ રચના છે.

દરૅષશ્–ચા : Darəsaš-cā . धर्षश्च · Insolence, બેશરમી, ઉદ્ધતતા. धृष् to be insolent, to violate, બેશરમ કે ઉદ્ધત થવું, બળાત્કાર કરવો : એ પરથી નામ: Violence, બેશરમી, ઉદ્ધતતા, બળાત્કાર ૧/૧ च=અને. મૂળ શબ્દ "દૅરૅશ્–ચા" ચુંથાયેલો છે.

તॅવિશ્-ચા : Təviš-cā : त्विष् च = Violence, અત્યાચાર. ૧/૧. च = અને. આ શબ્દ પાછળ આવતા "તॅવિષી"થી અર્થમાં જુદો છે. અહીંનો "તॅ" તો વ્યંજન "ત્" બતાવે છે.

નોઇત્: Nōit: नेद्-नेत् (न + इद्) = never, કદી નહીં.

મોઇ : Mōi : मे = For me, મારે માટે ૪/૧.

વાસ્તા : Vāstā : वास्ता = Protection, support, રક્ષણ, ટેકો, આધાર. ૧/૧. આ શબ્દનો ધાતુ वस् ૪ છે = ઢાંકવું, રક્ષવું. એ પરથી वास्तृ નામ થયું છે, તેનો અર્થ રક્ષણ, આધાર, થયો છે. એ 'वास्तृ' અવેસ્તામાં "વાસ્તર્" થાય છે. दातृ નો "દાતર્" થયો છે તેમ એ "વાસ્તર્"નું પહેલી વિભક્તિ એક વચનનું આ રૂપ છે.

ક્ષ્મત્: Xsmat : युष्मत् = By you, than you, તમારાથી, તમારા સિવાય. ૫/૧. આ જ શ્લોકના પહેલા શબ્દ "ક્ષ્મઇબ્યા"ની ટીકા જુઓ.

અન્યો : Anyō : अन्यस् = another, બીજો કોઇ. ૧/૧.

અથા : Aθā : अथा = So, therefore, તેથી, ત્યારે, તે કારણને લીધે. વેદમાં પણ अथ ને બદલે अथा જ લખાયેલો છે.

મોઇ : Mōi : मे = For me, મારે માટે ૪/૧.

સાંસ્તા : Sąstā : शंस्त = Direct, give religious precept, ધાર્મિક શિક્ષણ યા ઉપદેશ આપો! ધાતુ शंस् : ક્રિયાપદ: અનિયમિત કાળ, આજ્ઞાર્થ, પરસ્મૈપદ, ૨/૩.

વॉહૂ : Vohū : वसु = Divine, great, sublime, excellent, દૈવી, મહાન, સર્વોત્તમ, આ "વસુ" વિશેષણ વૈદિક કાળમાં દૈવી યા અર્ધદૈવી શક્તિઓને કે વ્યક્તિઓને લગાડવામાં આવેલું છે. નેકી, ભલાઇ, શુભ કર્મો વગેરે ઉચ્ચ ભૂમિકાના ગુણ બતાવતી વ્યક્તિને જ એ વિશેષણ લગાડાય છે. ૩/૧.

વાસ્ત્ર્યા : Vāstryā : वास्त्र्या = Through a Protector or Saviour or one who enlightens, રક્ષણહાર દ્વારા, ઉદ્ધારક યા પેગમ્બર દ્વારા. ૩/૧. ધાતુ वस् ४ = to clothe. એ પરથી वासयितृ = રક્ષણહાર, રક્ષક, ટેકો આપનાર એવો શબ્દ પણ "મહાભારત"માં (૪–૪–૨૦) છે. वस्त्र-वास्त्र પર "ય" પ્રત્યય લાગીને આ નામ થયેલું છે. પશુઓના ગોવાળ–રક્ષણહાર–માટે પણ એ જ શબ્દ વપરાયેલો છે.

**૧ લા શ્લોકનો ભાવાર્થ :** પૃથ્વીના આત્માએ તમારી (એટલે મઝ્દા ને અહુરની) બન્નેની પાસે ફરિયાદ કીધી : તમે શા માટે મને ગતિમાન કીધી? મને કોણે સર્જી? હવસ, જબરજસ્તી, બેશરમી અને અત્યાચાર મને ચોગમથી જકડી રહ્યાં છે. તમારા વગર મારે માટે બીજો કોઇ આધાર છે જ નહીં: તેથી કોઇ મહાન (દૈવી) ઉદ્ધારક દ્વારા મને ઉપદેશ આપો!

આ વર્ણન બહુ કાવ્યમય છે. શ્રી જરથુસ્ત્ર પેગમ્બર સાહેબે આ દુનિયામાં શા માટે જન્મ લીધો, તેનું કારણ આ પ્રવેશક દ્વારા આ ૨૯ મા 'હા' માં

આપવામાં આવ્યું છે. દુનિયામાં અનેક બદીઓ હંમેશ ચાલતી જ આવી છે. આ ફરિયાદ જાણે આજના વખત માટે જ છે, એવું લાગે છે, કારણ કે એ સનાતન સત્ય છે. છ સાત કે તેથી વધારે હજાર વર્ષો પછી પણ આ દુનિયા તેની તેજ છે અને બદલાઇ નથી, તે આ શ્લોક પરથી સ્પષ્ટ થાય છે. માણસ પોતાના દુર્ગુણોમાં હજી તેનો તેજ રહ્યો છે, બલ્કે તેમાં વધારો કરતો રહ્યો છે! એક ખરો ઉચ્ચ કવિ કે પેગમ્બર જગતનાં સનાતન (eternal) સત્યોને ને તત્ત્વોને જ પકડે છે. આજે પણ એ દુર્ગુણોમાંથી કોઇ ઓછા થયા નથી. પૃથ્વીને માથે આ બધો ભાર ઘણો વધી ગયો ત્યારે તેણે મઝ્દા અહુરાની પાસે આ ફરિયાદ કીધી કે હવે મારાથી આ જુલમ વધારે ખમાતો નથી, માટે મારા પર વસતા આ લોકોને સત્પંથે પાછા દોરવા માટે તમે કોઇ મહાન દૈવી પેગમ્બરને–ઉદ્ધારકને મોકલો! બદી બહુ વધે ને અંધારું પાછું ઘણું વધે ત્યારે લોકને પાછા સત્પંથે ચલાવવા ને પ્રભુનો સાચો ધર્મ ને માર્ગ દેખાડવા સામાન્ય બુદ્ધિથી પર હોય એવા સમર્થ દૈવી ઉદ્ધારકની જરૂર પડે છે. આજે પણ એ ફરિયાદ તાજી છે, અને એવી કવિતાઓ સ્વાભાવિક રીતે લખાય છે. અજબ જેવું છે કે શ્રીમદ્ ભાગવતના દશમ સ્કંધમાં પણ એ જ પ્રમાણે પૃથ્વી (ગો) બ્રહ્મા પાસે જઇને ફરિયાદ કરવા લાગી ને પોતા પર પડતાં દુઃખો ત્યાં કહી સંભળાવ્યાં, જેના પરિણામે શ્રીકૃષ્ણનો અવતાર થયો! જાણે એ "ગાથા"માંથી જ લીધેલું છે!

## હા. ૨૯—શ્લોક ૨ જો

અદા: adā : अदा = Then, thereupon, ત્યારે, તે પરથી. આ શબ્દનું રૂપ વૈદિક છે. અવ્યય.

તષા: Tasā: तक्षा = The creator, the shaper, સૃષ્ટાએ, સરજનહારે, પેદા કરનારે, ઘડનારે. ૧/૧. तक्षन् નામ. ધાતુ तक्ष् = ઘડવું, પેદા કરવું.

ગૅઉશ્: gōuš: गोस् = Of Earth, પૃથ્વીના, ૬/૧.

પૅરૅસત્: pərəsat : पृच्छत् = Asked, પૂછ્યું. ધાતુ प्रछ् = to ask, પૂછવું.

અષૅમ: aṣəm: अषम्= To Asha, અષને, અષ વહિશ્ત-અર્દીબહેશ્ત અમશાસ્પંદને, ૨/૧

કથા: kaθā . कथा = whence, where? કયાં? કયો?—कथम् નું આ વૈદિક રૂપ છે. પ્રશ્નાર્થક અવ્યય.

તોઇ: tōi . ते = Thine, તારી, ૬/૧.

ગવોઇ: gavōi : गवे = For Earth, પૃથ્વીને માટે. ૪/૧. ધાતુ गो.

રતુશ્: ratuš · रतुस् = The Prophet, the Messenger of Right or Truth, પેગમ્બર, સત્ય–ઋત–નો દૈવી પેગામ લાવનાર, મહર્ષિ. આ શબ્દ "ગાથા"માં માત્ર પેગમ્બર સાહેબને માટે જ આવે છે. ૧/૧. મૂળ શબ્દ ऋत ઉપરથી જ આ "રતુ" શબ્દ થયલો છે. "શ્" તો પહેલી વિભક્તિ એકવચનનો પ્રત્યય છે.

હ્યત્: hyat : स्यत् = By which, by whom, so that, જેથી, જેનાથી, ૫/૧. ત્રીજા પુરુષ સર્વનામનો સંસ્કૃત મૂળ ધાતુ त તેમજ स છે. એનું ૫/૧ રૂપ त्यद् ને स्यत् છે. આ स्य કે स्यत् જૂના સંસ્કૃતમાં પહેલી વિભક્તિના રૂપમાં જ વપરાય છે. ગાથા–કાળમાં આ स्यत् રૂપ–૫/૧નું વપરાતું દેખાય છે. એનો અર્થ શિષ્ટ સંસ્કૃત શબ્દ यतस्ના જેવો છે. ગાથા ભાષા વેદથી પણ ઘણી જૂની છે તે આવાં જૂનાં ને કાળગ્રસ્ત (obsolete) થયેલાં રૂપોથી સિદ્ધ થાય છે.

હીમ: him : सीम्= Her, તેણીને, તે પૃથ્વીને. ૨/૧. આ પણ મૂળ ધાતુ स પરથી ત્રીજે પુરુષ સર્વનામ નારી જાતિ કર્મ વિભક્તિ એકવચનનું રૂપ છે. વેદમાં તો એ રૂપ વપરાતું બંધ થયેલું અને એને બદલે ताम् રૂપ મળે છે.

દાતા: dātā : दात–अदात = you give, તમે આપો. ધાતુ दा. ક્રિયાપદ: અનિયમિત ભૂતકાળ, ૨/૩. જુઓ જેકસનનું વ્યાકરણ §૬૩૧. અહીં આ ૨/૩ જ છે, કેમકે ૩ જા શ્લોકમાં અષ ઉત્તર આપતાં છેલ્લે કહે છે કે અમે કોઇ એવો મહાપુરુષ જાણતા નથી જેને અમે શીઘ્રગતિથી મદદ કરવા જઇએ. વ્યાકરણના આવા અનિયમિત રૂપવાળા શબ્દનો અર્થ કરતાં પૂર્વાપરનો–આગળ પાછળના અર્થોનો બરાબર વિચાર કરવો જોઇએ. જેકમને નોંધેલું આ ૨/૩નું રૂપ તદ્દન બરાબર છે.

ક્ષયન્તો : Xšayantō : क्षयन्तस् : Rulers, Governors, Regulators, શાસકો, અધિષ્ઠાતાઓ, નિયામકો, ૧/૩. ધાતુ क्षि, = to rule: क्षयन्त्.

હદા : hadā : सध = as well as, તેમજ. ઉભયાન્વયી અવ્યય, દ્વિવચન, નાન્ય૦ બે શબ્દોને કે કાર્યોને જોડનાર અવ્યય.

વાસ્રા : vāstrā : वास्त्रा = Enlighteners, Preceptors, Supporters. ઉદ્‌બોધકો, ઉપદેશકો, જ્ઞાનની રોશની આપનારા, રક્ષકો. ૧/૩. ધાતુ वस् = to shine, to clothe, to support or cover ઝળકવું, રોશની આપવી, ઢાંકવું, ટેકો આપવો. એ પરથી वास्तृ શબ્દ થયેલો છે, તેનો અર્થ shining, covering એમ થાય છે. આ "વાસ્રા" તેનું ૧/૩નું રૂપ છે.

ગઓદાયો : gaodāyō : गोधायस् = Earth-supporting, earth-fostering, પૃથ્વીને ટેકો આપતું યા ખીલવતું. ૨/૧. "થ્વક્ષો"નું એ કૃદંત-વિશેષણ છે. આ શબ્દ ઋગ્વેદ મં. ૧૦–૬૭–૭ માં છે.

થ્વક્ષો : θwaxšō : त्वक्षस् = Vigour, energy, સામર્થ્યને, પ્રભાવને, શક્તિને, ૨/૧. એ "દાતા"નું કર્મ છે. ઋગ્વેદ મં. ૧–૧૦૦–૧૫ માં તથા ઘણે ઠેકાણે એ શબ્દ વપરાયેલો છે.

કૅમ : kəm : कम् = whom, which : કોને ? क મૂળનું પ્રશ્નાર્થક સર્વનામ ૨/૧.

હોઇ : hōi : मे = Her તેનો, તે પૃથ્વીનો. ૬/૧.

ઉશ્તા : uštā : उष्ट = Do you wish? તમે ઇચ્છો છો ? ધાતુ वश् = to wish or desire, ક્રિયાપદ, વર્તમાનકાળ: પરસ્મૈપદ, ૨/૩. अस् ધાતુના વર્તમાન કાળના ૨/૩ માં 'स्थ' રૂપ આવે છે, તેમ वश्‌નાં उष् રૂપ થતાં હોવાથી उष् ની સાથે थ નહીં પણ ट ભેળાય છે જેથી એ उष्ट રૂપ થયેલું છે.

અહુરૅમ : ahurəm : असुरम् = Lord, Head, Chief, સ્વામીને, મુખીને, નાયકને, સત્તા ધરાવનારને. અહીં આ સામાન્ય નામ તરીકે જ છે. ૨/૧.

યૅ : yə : यस् = who, જે. સર્વનામ. ૧/૧.

દ્રૅગ્વોદૅબીશ : drəgvōdəbīš : द्रग्वद्भिस् = With ignorant babblers, અજ્ઞાન બકવાદીઓ સાથે, ૩/૩ "દ્રૅગ્વત્" શબ્દ द्रेक्=to make a noise, અવાજ કરવો, એ ધાતુ પરથી છે. એ પરથી જ સંસ્કૃતમાં द्रकट, द्रगट = a hollow kettle drum, પોલું ઢોલ–એ શબ્દ થયેલા છે. આજસુધી વિદ્વાનો ગણતા આવ્યા છે તેમ એ શબ્દનો ધાતુ द्रुज् નથી જ. "દ્રુજ" પરથી તો "દ્રુજ્યન્ત્" શબ્દ થાય, અને "અદ્રુજ્યન્તો" શબ્દ હા. ૩૧–૧૫ માં વપરાયેલો છે, અને તે જ શ્લોકમાં "દ્રૅગ્વાઇતે" તેમજ "દુશ–શ્યઑથ્નાઇ" એમ બે જુદા જુદા શબ્દો વપરાયેલા છે. "દ્રુજ" એટલે દ્વેષ, જૂઠો, દ્રોહી, દગાખોર, એવો અર્થ છે. ત્યારે "દ્રૅગ્વતો" એટલે અજ્ઞાનથી ખાલી બકબક કરનાર છે. શ્રી. જરથુશ્ત્ર સાહેબની સામે ભાષણો આપીને લોકને આડે માર્ગે દોરનાર તે વેળાના દેવજાતિના ધર્મપ્રચારકો એવા બકવાદીઓને માટે જ આ શબ્દ "ગાથા"માં બધે વપરાયેલો છે. "ગાથા"નો જમાનો-અવેસ્તા જમાનાથી

પણ ઘણો જ જૂનો હોવો જોઇએ, કેમકે આવા ઘણા શબ્દોના ખરા નહીં પણ જુદા જ અર્થો અવેસ્તામાં પણ કરેલા છે. વિદ્વાનો "ગાથા" માં જ્યાં જ્યાં આ "દ્રેગ્વત્" શબ્દ વપરાયેલો છે ત્યાં ત્યાં એનો અર્થ "અજ્ઞાન બક-વાદી" જ છે, તેની ખાતરી કરી શકશે. આવા ખોટા અર્થો જૂના જમાના ઓથી થતા આવ્યાથી આપણા જરથોસ્તી ધર્મની શુદ્ધિ જળવાઇ નથી, અને "ગાથા"ના શિક્ષણના વિપરીત અર્થો થયાથી ઘણો ગૂંચવાડો ઊભો થયેલો છે. "દ્રુજ" પરથી થયેલો ખુદ "ગાથા" માંનો "અદ્રુજ્યન્તો" શબ્દ જ બતાવી આપે છે કે "દ્રેગ્વત્"નો ધાતુ "દ્રુજ્" નથી જ, પણ ઞ્રેક્ છે. ઞ્રેક્ નો પણ એ જ અર્થ છે.

અએષેમૅમ્ : aesəməm : इष्मम् = Cupid, lust, passion, હવસને, કામ વિકારને. ૨/૧. આ હાના આગલા પ્રથમ શ્લોકમાં બીજી લીટીમાં આવેલા "અએષેમો" નું બીજી વિભક્તિ એકવચનનું આ રૂપ છે.

વાદાયોઇત્: vādāyoit : बाधयेत् = would throw back, ,would repel, દૂર હઠાવે, મારી કાઢે. ધાતુ बाध् ક્રિયાપદઃ સૂચકાર્થ (Optative) પરસ્મૈપદ ૩/૧. જુઓ જેકસનનું વ્યાકરણ, § ૪૮૭.

**૨ જા શ્લોકનો ભાવાર્થ :** ત્યારે પૃથ્વીના સર્જનહારે અષને પૂછ્યુ કે આ તારી પૃથ્વીને માટે એવો કયો પેગમ્બર છે, જેનાથી (જેની મારફતે) તમો નિયામકો તેમજ ઉદ્બોધકો તે પૃથ્વીને દુનિયાની વૃદ્ધિ કરતું સામર્થ્ય આપો ? તેનો (પૃથ્વીનો) સત્તાધારી નાયક તમે કોને ઇચ્છો છો, જે અજ્ઞાન બકવાદીઓ સાથે હવસને મારીને દૂર હાંકી કાઢે?

આ શ્લોકમાં મજ્દા અહુરાએ અષને જ કેમ પૂછ્યું, તેનો ખુલાસો પાછળ ૬ઠા ને ૭મા શ્લોકમાં આવે છે તે પ્રમાણે પૃથ્વીની બધી રચના કરવામાં અને તે ચલાવવાનું નિયમન કરવામાં અહુરાએ અષનો (ગુરુનો) સહકાર સાધ્યો હતો, એટલે એ સાહેબોએ સાથે મળીને અષની મારફતે આ પૃથ્વીનું બધું સર્જન કીધું હતું.

પૃથ્વીની ફરિયાદ ,ઉપરથી મજ્દા અહુરાએ અષને હવે (આ બીજા શ્લોકમાં) પૂછ્યું કે તમે બધા આ પૃથ્વીના શાસકો-સત્તા ભોગવનારા-તેમજ તેને જ્ઞાનની રોશની આપનારા ઉદ્બોધકો છો, તો આ તારી પૃથ્વીને માટે કયો પેગમ્બર છે જે તમારો ઋતનો-અષનો-સંદેશો એ પૃથ્વીના લોકોને આપીને તેઓને ધર્મમાર્ગે ચલાવે? જે પેગમ્બરની મારફતે એ દુનિયાને ખીલવીને તેની વૃદ્ધિ કરનારું સામર્થ્ય-શક્તિ-બળ-તેને આપે? એ પૃથ્વીનો એવો કયો તેજસ્વી નાયક (Lord, chief) તમે ઇચ્છો છો, જે એ પૃથ્વી પર તેની ફરિયાદ પ્રમાણે હવસ વગેરે અનેક દુષ્ટ વિકારો તેને દુઃખી કરી રહ્યા છે તે મુખ્ય હવસને આ બધા અજ્ઞાન બકવાદીઓની સાથે મારીને પૃથ્વીથી દૂર હાંકી કાઢે? અહીં આ શ્લોકમાં સ્પષ્ટ થાય છે કે પૃથ્વી પર વ્યવસ્થા રાખવા "રતુ"નું એટલે પાક પેગમ્બરનું કામ છે અથવા તેની ગેરહાજરીમાં એ પેગમ્બરના ઉપદેશથી જ્ઞાન પામી તેજસ્વી બનેલા કોઇ "અહુર" એટલે સત્તાધારી નાયક, મુખી, રાજા જેવાનું કામ છે. "યથા અહૂ વઇર્યો"ની પહેલી લીટીમાં પણ એમજ "અહૂ" અને "રતુ"ની વાત છે, એટલે રાજા અને પેગમ્બર બન્ને વંદન યોગ્ય છે, ને આ દુનિયાની

વ્યવસ્થા જાળવવા માટે કામના છે. અસલથી ધર્મને રાજ્યના ટેકાની જરૂર ચાલતી આવેલી છે.

પેગમ્બર સાહેબની પ્રાગ્વૈદિક "ગાથા" ભાષા પહેલવી જમાનામાં કોઇ જરથોસ્તી ઇરાની બરાબર સમજી શકયા નહીં, કેમકે બહુ લાંબા કાળના ગાળાને લીધે શબ્દોના ખરા અર્થ ભુલાઇ ગયા હતા. બાકી વૈદિક ભાષાના અભ્યાસથી ગાથા ભાષાના શબ્દોના ખરા અર્થ ધીરજથી તપાસતાં બધા મળી આવે છે. આપણા ધર્મનાં મૂળતત્ત્વ જાણવા માટે વૈદિક સંસ્કૃત ભાષાના અભ્યાસની ઘણી અગત્ય છે. આપણા ભાઇઓ ગુજરાતી ભાષાનો ઊંચો અભ્યાસ કરે તો સંસ્કૃત સમજવામાં ને શીખવામાં ઘણી મહેનત પડે તેમ નથી. ગાથા અવેસ્તા ભાષાઓ સમજવા માટે પહેલવીનો નહીં પણ વૈદિક ભાષાનો અભ્યાસ ખાસ જરૂરનો છે. એ મૂળમાંથી જ ગુજરાતી ભાષા પણ ઊતરેલી છે. "ગાથા"ના શબ્દોથી મોબેદોનાં "ડાચાં" કે જડબાં હજારો વર્ષથી જોખમાયાં નથી તો શુદ્ધ ઊંચી ગુજરાતી ભાષા શીખ્યાથી ને બરાબર રીતે વાંચ્યા લખ્યાથી તેમ થવાનું નથી! આપણી માદર જબાન ગુજરાતીનો અભ્યાસ બરાબર નહીં કરાય તો બધું જ અધૂરૂં રહે, અને આપણી પોતાની સંસ્કૃતિ (culture) કદી પૂર્ણપણે ખીલી શકે નહીં.

## હા. ૨૯—શ્લોક ૩ જો

બીજા શ્લોકમાં અહુરા મજ્દાએ અષને પૂછયું ત્યારે હવે આ ત્રીજા શ્લોકમાં પહેલી લીટીમાં "ગાથા"ના કવિ જણાવે છે કે એ ઉત્તર મળ્યો અને તે બીજી ને ત્રીજી લીટીમાં અષનો જવાબ આપ્યો છે.

અહ્માઇ : ahmāi : अस्मै = Unto this, તેને માટે. ૪/૧

અષા : aṣā : अषा = With Righteousness, અષોઇથી. ૩/૧. આ "અષા" શબ્દની વિભક્તિ સંબંધમાં બધા વિદ્વાનો ગૂંચવણમાં પડયા છે. "પઇતિ મ્રવત્" ક્રિયાપદનો અર્થ "તેણે ઉત્તર આપ્યો" કરવાને બદલે "ઉત્તર આપ્યો" કીધાથી એ ગૂંચવણ ઊભી થઇ છે. "અષા" વ્યાકરણમાં સ્પષ્ટ રીતે ત્રીજી વિભક્તિમાંજ હોવા છતાં, અને અહીં માત્ર ગુણવાચક નામ હોવા છતાં, બધાએ તેને પહેલી વિભક્તિમાં અનુચિત રીતે લીધો છે. અહીં અર્થ, અષોઇથી.

નોઇત્ : nōit : नेद् = never, કદી નહીં.

સરેજા : sarəjā : शर्या = Hurtful, harmful, violent, પીડાકર, કોઇને દુ:ખ આપે એવી, હિંસક : ૩/૧. એ શબ્દના સંબંધી નામ "અષા" નીજ ત્રીજી વિભક્તિમાં એ છે.

અદ્વએષો : advaēsō : अद्वेषस् Without malice, દ્વેષ વગર. આ શબ્દ વેદમાં પણ એવી જ રીતે અવિકારી "અવ્યય" (Indicative) રૂપે વપરાયેલો છે.

ગવોઇ : gavōi : गवे = For Earth, પૃથ્વીને માટે, પૃથ્વીને ૪/૧.

પઇતી-મ્રવત્ : paitī-mravat : प्रति-अवत = He replied, તેણે ઉત્તર આપ્યો. એનો કર્તા "અષા" અધ્યાહાર છે. ધાતુ સ્રૂ કે ब्रू = to speak. ક્રિયાપદ: અપૂર્ણભૂતકાળ, પરસ્મૈપદ ૩/૧

અવએષાંમ્ : avaēṣąm : अवेषाम् = Of these, એઓમાંનો, એ પૃથ્વીના લોકોમાંનો. ૬/૩.

નોઇત્ : nōit : नेद् = never, કદી નહીં, છે જ નહીં. "છે" અધ્યાહાર છે.

વીદ્વે : vīdvē : विद्वे = In order to know, worth knowing, જાણવા જેવો, સામાન્ય રૂપ, ૪/૧

યા : yā : या = Through whom, જે દ્વારા, જેની મારફતે. ૩/૧

શ્યવઇતે : śyavaitē : च्यवते = move, agitate, awaken, સાવધ કરે, ઢંઢોળીને વ્યગ્રત કરે. ધાતુ च्यु. ક્રિયાપદ, વર્તમાનકાળ આત્મનેપદ, ૩/૩. જુઓ જેક્સન વ્યાકરણ § ૫૧૦ ને § ૪૫૨.

આદ્રંગ્ : ādrǫng : आध्रान् = The weak-minded, નિર્બળ મનવાળાને. ૨/૩.

અરેશ્વાઓંહો : arəśvąŋhō : ऋत्वासस् = The Righteous, સત્યવાદીઓ, ધર્મીઓ ૧/૩.

હાતાંમ્ : hātąm : सताम = Of beings, of the people, જનલોકમાંનો, ૬/૩, આ શબ્દ "હા–તા–અમ્" એમ ૩ શ્રુતિમાં બોલવાનો છે.

હ્વો : hvō : स्वः = Himself, પોતે ૧/૧.

અઑજિશ્તો : aojištō : ओजिष्ठम् = strongest, one with the best personality, બલિષ્ઠ, મહા બળવાન, મહા પ્રભાવશાળી. ૧/૧.

યહ્માઇ : yahmāi : यस्मै=For whom, જેને માટે. ૪/૧.

ઝવઁઙ્ : zavǭng : ह्वान्–(ह्व) = Calls, commands, directions, orders, આહ્વાન્, આજ્ઞા, શાસન. ૨/૩. આજ્ઞાને, શાસનને.

જિમા : jimā : हिम = We go to help, અમે મદદે જઇએ. ધાતુ हि=To assist, to help to, મદદ કરવી, સહાય કરવી; એ ક્રિયાપદ બીજી ને ચોથી વિભક્તિ એમ બન્નેમાં કર્મ લે છે. આ શબ્દ गम् ધાતુ પરથી નથી. ભાવાર્થ જોતાં પણ એ हि ધાતુ પરથી જ છે, કેમકે અપને પૃથ્વીની મદદે જવા અહુરા કહે છે ને તે માટે પૂછે છે. અવેસ્તા ગાથા ભાષામાંના "જ" સંસ્કૃત 'જ' ને 'હ' બન્ને માટે આવે છે. જુઓ જેકસનનું વ્યાકરણ § ૮૮. ક્રિયાપદ: સંશયાર્થ, પરસ્મૈપદ, ૧/૩.

કેરેદુષા : Kərədušā : कृषुपा–कृत्वसा = With swift action, શીઘ્ર ગતિથી, જલદીથી કૃત્યશીલ થઇને. ૩/૧. कृ ધાતુમાં तु (=now=હમણાં) એ પ્રત્યય લગાડીને તે પરથી कृत्वस् રૂપ થયેલું છે. એ શબ્દ ઋગ્વેદમાં મં૦ ૩–૧૮–૪ માં છે. એજ ધાતુ પરથી "કૃદુષા"ને મળતો બોલ कृधुक= shortened પણ થયેલો છે.

આ શ્લોકમાંના ઘણા શબ્દોના ખરા ધાતુ ને અર્થ બરાબર નહીં મળ્યાથી બધા વિદ્વાનોએ એનો જુદા જુદા અર્થોમાં તરજુમો કીધો છે.

**૩ જા શ્લોકનો ભાવાર્થ :** તે અષોઇ જે અહિંસક અને દ્વેષ વગરની છે તેનાથી તેણે એને ઉત્તર આપ્યો કે એઓમાંનો એવો કોઇ જાણવા જેવો (જણાયેલો) નથી, જેથી સત્યવાદીઓ (સત્પંથીઓ) નિર્બળ મનવાળાને સાવધ કરે, વળી જે પોતે જનલોકમાં એવો બલિષ્ઠ હોય, જેનાં શાસનોને અમે શીઘ્રગતિથી મદદ કરવા જઇએ.

અહીં હવે આ નિર્દોષ પૃથ્વીને અષ તરફથી જવાબ મળ્યો કે જગતમાં તો હમણાં એવો કોઇ મને જાણવામાં આવ્યો નથી, જેની ઐદ્ધિક ને ભૌતિક સત્તા એવી હોય કે તેના શાસનમાં જે સત્યવાદીઓ છે, તેઓનું કહ્યું નિર્બળ મનના માણસો જેઓ અસત્પંથે દોરવાય છે, તેઓ માને, યા તેવા નિર્બળ મનવાળાને પોતાની ખરી શક્તિનું ભાન કરાવે. વળી એવો સર્વમાન્ય મહા બળવાન નર હોય જેની આજ્ઞાઓને–જેના કાયદાઓને લોકો માન આપીને શુદ્ધ રહીને વર્તે, એવો કોઇ દેખાતો નથી, જો દેખાતો હોત તો (અષ કહે છે કે) અમે તેને મદદ કરવા તરત દોડી જતે. તેની એવી શક્તિમાં વિશેષ બળ પુરવા અમે તેને દૈવી શક્તિ આપતે. અહીં...."અષોઇ"ની વ્યાખ્યા આપેલી છે: "નોઇત્ સરેજા અદ્વેષો" એટલે અહિંસક–કોઇને પણ પીડા કરે નહીં તેવી,–અને અદ્વેષી–કોઇને માટે પણ દ્વેષ રાખે નહીં તેવી." મહાત્મા ગાંધીજી "અહિંસા" માટે કહે છે તે તો આઠ હજાર વર્ષ પરના "ગાથા"માં છે જ!

## હા. ૨૯—શ્લોક ૪ થો

આ શ્લોક પણ એમાંના કેટલાક શબ્દોના ખરા અર્થ નહીં સમજાયાથી કોઇ ખરી રીતે ઉકેલી શકયું નથી. મૂળમાં આ શ્લોકમાં આવતા "દએવાઇશ્ચા મષ્યાઇશ્ચા" શબ્દોએ જ ભાવાર્થને આડપંથે દોરવેલો છે. "ગાથા" નો કાળ એટલો જૂનો છે, અને ખુદ ઋગ્વેદના કાળથી પણ એ બહુ જ જૂનો હોવાથી "દેવ" શબ્દનો ખરો અર્થ સમજાયેલો નથી. "ગાથા"માં 'દેવ' એટલે આજે હિંદુઓ જે દૈવી શક્તિઓ રૂપે પૂજે છે તે અર્થ "ગાથા" કાળમાં હતો જ નહીં. એ તો કુદરતની જુદી જુદી શક્તિઓને પૂજનારા દેવજનોનો એક વર્ગ જ હતો ને તે માણસ જ હતા. તે જ પ્રમાણે "મષ્યા"નો અર્થ "માણસ" નથી જ. એ શબ્દ પહેલવી જમાનામાં તેની લિપિમાં અશુદ્ધ લખાઇને પછી અર્થમાં પરિવર્તન પામેલો છે. એ માટે એ શબ્દોની નોંધ આવે છે ત્યાં જોવું.

મજ્દાઓં : Mazdå̃ : मेधास्=Mazdā, મજ્દા. ૧/૧. અહીં પૃથ્વીની પેદાશના સર્જક–માતૃરૂપ–મજ્દાને માટે કહેવાય છે.

સખ્વારેં : saxvārə̃ : शस्वार्=Ocean of Blessings, કલ્યાણનો–મહેરનો–આશિષોનો દુઆઓનો–મહાસાગર. ૧/૧. નારીજાતિ, वार् નો 'વારેં' થયેલો છે. (જુઓ જેકસનનું વ્યાકરણ § ૩૩૪) शंस्–शस्=Blessing, દુઆ, કલ્યાણ, અને वार्=Ocean, સાગર, દરિયો, સંસ્કૃતમાં अशस् એટલે Curse, કદુઆ શાપ છે, અને अशस्त वार शब्द ઋગ્વેદમાં (૧૦–૯૯–૫) પણ છે તેનો અર્થ "અવર્ણનીય ખજાનાવાળો" થાય છે. આપણામાં કૃપાસાગર, દયા સાગર એવા બોલો છે. આ બહુ સુંદર કવિ–કલ્પના છે. આ શબ્દનો અર્થ સખુનો, બાબદો કે યોજના (plan) એવો ઇ નથી. એ શબ્દ વેદ વારામાં નરજાતિ ને નારીજાતિ એમ બન્ને રૂપે વપરાયેલો છે. "શ–સુ–વાર્" એમ ત્રણ શ્રુતિમાં બોલવાનો છે.

મઇરિશ્તો : mairištō : मृष्टः=Pure, clean પવિત્ર, પાક, સ્વચ્છ. ૧/૧. વિશેષણ મજ્દાનું. એ मृज् ધાતુ પરથી છે. એમાં છેલ્લી શ્રુતિ 'ટ' પર સ્વરભાર હોવાથી "મૃ"નો 'મૅર' કરવાને બદલે "મઇરિ" કીધેલો છે. જુઓ જેકસનનું વ્યાકરણ § ૬૭૭ ને § ૪૮. બઇર્યાઑન્તે=भृयसन्ते એમાં પણ भृ અનુદાત્ત હોવાથી "બઇર્યા" થયેલો છે.

યા : yā : या=Which (fem)., જે (નારી જાતિ). ૧/૧.

ઝ્ઇ : Zī : हि =Certainly, verily, ખરેખર, બેશક.

વાવેંરજોઇ : vāvərəzōi : वावृजे=has been kept afar, દૂર રાખવામાં આવ્યો છે. ધાતુ वृज् ક્રિયાપદ : કર્મણિ. પૂર્ણભૂતકાળ, પરસ્મૈપદ ૩/૧.

પઇરીચિથીત્ : pairiciθit : परिचितित् = Fully surrounding, all – round, આસપાસ આંતરી લીધેલો, ચોપાસેથી ઘેરીને. વર્તમાનકૃદંત. એની પાછળ ત્રીજી પ્રયોજક વિભક્તિમાં નામ લેવાય છે, ને તેમજ અહીં પણ છે. એ શબ્દ परिचि ધાતુ–પરથી છે. એનો અર્થ "આગળથી" કે "ભૂતકાળમાં" એમ

નથી. परिचित् = gathered, surrounded, ઘેરાયલો, તે પર इत् પ્રત્યય–ખચીત–ખરેખર, એ અર્થમાં લાગેલો છે. એ પ્રત્યય વૈદિક છે: જુઓ ઋ. ૧–૧૪૭–૩, ૮–૨૮–૪ વગેરે.

દએવાઇશ્ચા : daēvāiš-cā : देवैश्च=By the Devas, દેવ લોકોથી. ૩/૩. देव= દેવ લોકો. અહીં 'દેવ' એટલે gods કે દુનિયાથી પર દૈવી આત્માઓ નહીં, પણ તે વેળાની ચોક્કસ ધર્મ માન્યતા ધરાવનારી જુદા જુદા દેવોમાં માનનારી એક માનવ–પ્રજા હતી. એ આર્ય પ્રજા પોતાને દિવ્યાકાશથી એટલે સ્વર્ગથી ઊતરી આવેલી માનતી હતી. એ देवयन् એટલે દેવોને (gods) અનુસરતી હતી. હજારો વર્ષ પહેલાંના છેલ્લા મહા જલપ્રલય પછી આર્ય પ્રજા ઉત્તર ધ્રુવ તરફનો મુલક તજીને દક્ષિણ તરફ ઊતરી ત્યારે કાસ્પિયન સમુદ્ર–જેનું નામ આર્ય પ્રજાના એક મહા તેજસ્વી પૂર્વજ "કશ્યપ મુનિ" પરથી પડેલું છે–તેની આજુબાજુ વસીને ઠરીઠામ થઇ. એ 'કશ્યપ મુનિ'ની કથા જાણવા જેવી છે. કશ્યપની અદિતિ ને દનુ વગેરે દક્ષની બાર પુત્રીઓ મળી તેર સ્ત્રીઓ હતી. એમાં પારસીઓના એટલે જરથોસ્તીઓના પૂર્વજોની માતા દનુ હતી, અને એ દનુ ઉપરથી તેના વંશના લોકો સુદાનુ કહેવાયા. "ગાથા" પરથી માલૂમ પડે છે કે શ્રી જરથુશ્ત્રે પોતાનો પેગામ એ સુદાનુઓને તથા મશકયાઓને પ્રથમ આપ્યો હતો, ને પોતે પણ સુદાનુ મશકયા હતા. એમનો પેગામ બલ્ખ (બલ્હિ) આગળજ પ્રથમ પ્રગટ થયો, ને એ શહેર કાસ્પિયન સમુદ્રની નજીકમાંજ આવેલું છે. દેવોની પૂજા કરનાર આર્ય લોકો પણ તે વેળા 'દેવ'જ કહેવાતા. આ લોકોમાં યજ્ઞને નામે પશુઓની કતલ થવા માડી ને તેઓમાં અનેક બદીઓ ઘર ઘાલી બેઠી. એ બધામાં સુધારો કરવા અને આર્યોને પાછા મૂળ શુદ્ધ ધર્મ પર લાવવા શ્રી જરથુશ્ત્રે પોતાનો દૈવી પેગામ આપ્યો. હિંદુઓમાં હજી અનેક કથા ચાલે છે તે પ્રમાણે અસુરો તે પૂર્વ દેવો એટલે આગલા દેવો હતા. અસુરો અને દેવો પિત્રાઈ ભાઇઓ હતા, તેમાં અસુરો બહુ શક્તિવાળા ને શૂરવીરો હતા અને દેવો પર જ્યારે જ્યારે બહારથી આક્રમણ થતાં ત્યારે ત્યારે તેઓ અસુરોની મદદ લેતા ને શત્રુઓને હાંકી કાઢતા. પણ આખરે શ્રી જરથુશ્ત્રના કાળ પછી તેમના ઉપદેશથી ભંગાણ પડયું અને અસુરો ને દેવો ત્યારથી શત્રુઓ બન્યા. ઋગ્વેદના ૯ મંડળ સુધી 'અસુરનું નામ પરમાત્મા તરીકે ગણાતું ને તેનું પૂજન થતું. અસુરનું બીજું નામ 'વરુણ' પણ ગણાતું–પણ ઋગ્વેદકાળમાં છેવટના ટંટા પછી બંને પિત્રાઇઓ વચ્ચે ગાઢ વેર બંધાયું. દેવોએ ઋગ્વેદના દસમાં મંડળથી અસુરને ને તેના અનુયાયીઓને ધિક્કારવા માંડયું, અને તેમજ અસુરોએ દેવોને પણ દુષ્ટ લોક તરીકે ગણવા માંડયું. આખરે દેવો અને અસુરો એકમેકને શક્ષસ–દુષ્ટ–તરીકે ગણવા લાગ્યા. દેવ શબ્દ 'દિવ્' ધાતુ–ઝળકવું–પરથી નીકળેલો તેનો અર્થ દુષ્ટતામાં ફેરવાઇ ગયો! અહીં આવા હીન અર્થમાંજ આ 'દએવા' શબ્દ વપરાયો છે, અને પછી તમામ અવસ્તા સાહિત્યમાં એજ અર્થમાં તે વપરાયો છે.

મશકયાઇશ્‌-ચા : maṣakyāiś-ca : मशक्यैश्च = with or by the Mashakas, મશક (લોકો) થી. ૩/૩. આ "મષ્ય" શબ્દ આ "ગાથા"માં માત્ર પાંચ ઠેકાણે (હા. ૨૯-૪, ૩૦-૧૧, ૩૨-૪, ૩૨-૫ અને ૩૪-૫) આવે છે. આ શબ્દ ગૂંથાયેલો છે. અવેસ્તા લિપિમાં એ શબ્દ [avestan script] એમ ડૉ. મિલ્સે છાપેલો છે, અને તે એવી રીતેજ "શક" એમ છૂટા બે અક્ષરો મૂળ હસ્તપ્રતોમાં છે એમ જણાવે છે. અવેસ્તા લિપિમાં બે "ષ" છે, તેમાં ખરો "ષ" [avestan script] લખાય છે, અને તે દેવનાગરી ष ની માફક વચમાં "કાપો" મારીને લખાય છે! એ "ષ" મૂળ વૈદિક ભાષાના "ષ" કે "ક્ષ" ને ઠેકાણે વપરાય છે. બીજો [avestan script] લખાય છે, તે 'ચ' "શ્ક" એવા અક્ષરોને બદલે લખાય છે. મને લાગે છે કે "મશકયા"માંનો "શ" અ સ્વર સાથે મૂળમાં લખાતો હશે, તે એ શબ્દનો અર્થ ભૂલાતાં "અ" નીકળી ગયો, અને "મશ્કય" લખાયું, ને પછી 'શ' ને 'ક' સાથે ભેળાઇ જતાં લિપિમાં [avestan script] આ જુદી જાતનો "ષ" લખાયો. એટલે "મશકયા" નો "મષ્યા" થયો, અને એમ બધે ઠેકાણે છંદની લીટીમાં એથી એક શ્રુતિ ઓછી થઇ! આ કંઇ અકસ્માત નથી. "ગાથા"ના જમાનાથી પહેલવી ભાષાના જમાના વચ્ચે કમીમાં કમી પાંચ છ હજાર વર્ષ ગયાં છે, અને આપણા પૂર્વજો કાસ્પિયન સમુદ્ર પાસેનો મુલક છોડી ધીરે ધીરે દક્ષિણ તરફ પ્રસરતા ગયા ને પ્રથમ પૂર્વ ઇરાનમાં ઠરીઠામ થયા. તે પછી બહુ લાંબે કાળે પશ્ચિમ ઇરાનમાં પણ જરથોસ્તી ધર્મ દાખલ થયો. એટલે આ હજારો વર્ષના અંતરને લીધે "મશક" શબ્દનો મૂળ અર્થ ભૂલાઇ ગયો ને "મશ્ક" ને પછી "મષ્ય" શબ્દ થયો ને લખાયો!

"મષ્યા" શબ્દનો અર્થ પહેલવી ભાષાંતરકારોએ માણસ, મર્ત્યજન, -mortal- એવો કીધો તે વાજબી નથી. mortal, મર્ત્યના અર્થમાં તો "ગાથા"માં મરેતાનો, મરેતાબ્યો, એવા શબ્દો આવે છે, ને તેનો અર્થ મર્ત્યજન, માણસ, mortal તદ્દન વાજબી છે. આ "મષ્યા" શબ્દનો અર્થ માનવી નથી, તે ગાથાકાળનો ઇતિહાસ જે મેં સંસ્કૃત ગ્રંથો ને પુરાણોમાંથી શોધી કાઢયો છે તે પરથી, તેમજ ખુદ "ગાથા"માંની હું સાહદતથી પુરવાર કરી શકુ છું. ખુદ અવેસ્તામાં પણ એ "મષ્યા" શબ્દ "દએવ"ની સાથેજ મોટે ભાગે આવે છે, ને તેનો અર્થ ત્યાં પણ "માણસ" નથીજ. કાંગાજી એવા "મષ્ય" શબ્દના અર્થમાં "ખરાબ" એ વિશેષણ હંમેશ કૌંસમાં માણસની અગાઉ લખે છે!

ખુબ જૂના કાળમાં શાક દ્વીપ (Scythia) માં એટલે કાસ્પિયન સમુદ્રથી ઇશાને, અફ્ગાનિસ્તાન, બલુચિસ્તાન, ઇરાક વગેરે દેશો જે શાક દ્વીપ તરીકે ઓળખાતા હતા તેમાં દેવ જાતિના બ્રાહ્મણ વર્ગના લોકો ઉપરાંત "મશક" જાતિના ક્ષત્રિય લોકો વસતા હતા, એમ મહાભારતમાં જણાવેલું છે, અને તે પ્રાંતનું નામ પણ "મશક" હતું. એ ઉપરાંત ભાગવત પુરાણ, ભવિષ્ય પુરાણ, વિષ્ણુ પુરાણ, કૂર્મ પુરાણ, બ્રહ્મ પુરાણ વગેરેમાં આપણા સંબંધીઓ આ બધાં લોકનાં વર્ણન છે. બ્રહ્મ પુરાણના ૨૭ મા અધ્યાયમાં જણાવ્યું છે કે શાક દ્વીપમાં મંગસ્ અથવા મગ બ્રાહ્મણો,

મશક ક્ષત્રિયો, મનસ વૈશ્યો અને મદગ શૂદ્ર લોકો વનતા હતા વિષ્ણુ પુરાણ સર્ગ ૨ અધ્યાય ૧, કૂર્મ પુરાણ અધ્યાય ૪૯, ભાગવત પુરાણ, સર્ગ ૫ અધ્યાય ૨૦ વગેરેમા આ વર્ણન મળશે આ "મશક" ક્ષત્રિય લડવૈયા હતા, પાછળથી મગ બ્રાહ્મણોનો ધર્મ પાળતા હતા અને જે લોકે પાછળથી હિંદુસ્તાન આવીને "મગધ" દેશને "મગ" પરથી નામ આપ્યુ ને ત્યા તેમણે પોતાનુ રાજ્ય સ્થાપ્યુ, એમ બ્રહ્મ પુરાણમા છે એટલે આ ઇતિહાસ પરથી સમજાય છે કે શ્રી જરથુશ્ત્રના વખતમા દેવ જાતિના બ્રાહ્મણ લોકોએ આ "મશક" ક્ષત્રિયોને પણ ભોળવીને પોતાની ખુશાઇઓમા સામેલ કીધા હતા, અને આ બન્નેએ સાથે મળીને દેશમા ઘણી બદી ફેલાવી હતી. અને અહીં પણ અર્થમા દેવ લોકો ને મશક લોકોને માટેજ શ્રી જરથુશ્ત્ર લખે છે, કે એ બન્ને લોકોએ મઝ્દાની મહેરના મહાસાગરને ઘેરી વળીને તેની પાસે કોઇ જઇ શકે નહી એવી આડ બાધી હતી! આ બધુ જાણ્યા પછી હવે "ગાથા"મા જ્યા જ્યા આ "મષ્ય" શબ્દ આવે છે ત્યા ત્યા આ "મશક" શબ્દ વાચતા અર્થ સ્પષ્ટ થઇ જશે. દેવ લોકો પણ મનુષ્યજ હતા, તો પછી "મષ્યા" પણ મનુષ્ય હોય તો તફાવત કયા રહ્યો? પારસીઓ ને હિંદુઓ, ખ્રિસ્તિઓ ને મુસ્લિમો એમ ખાસ વ્યક્તિત્વવાળા નામો વચ્ચે સરખામણી થાય, પણ હિંદુઓ ને માણસો કે પારસીઓ ને માણસો, એમ કેમ બોલાય ને તેની વચ્ચે સરખામણી કેમ સભવે? આ તફાવત વાચકો ને વિદ્વાનો ધ્યાનમા રાખશે તો હવે "મષ્ય" શબ્દ ચૂથાયેલો છે તે તેઓ સમજી શકશે એ શબ્દ ખરી રીતે "મશકચ"જ છે. દેવ બ્રાહ્મણો અને મશક ક્ષત્રિયો-એમ બન્ને બદીમા ફસાયેલા હતા, ને તેમણે સસારને બગાડયો હતો "ગાથા"ના શબ્દોના આ ખરા અર્થો પહેલવી જમાનામા ભુલાઇ ગયેલા હતા, અને તેથીજ "ગાથા"નો ભેદ અને ગાથાના અર્થ ગમે તેવા અસબદ્ધ થયાથી સમજાઇ શકાયા નથી

યા-ચા : ya ca या च=and which (Fem) અને જે, ૧/૧ નારી જાતિ

વર઼ષ્યતે : varəsyaite वक्ष्यते=will be averted or kept afar, દૂર રાખવામા આવશે ધાતુ વૃ ક્રિયાપદ કર્મણિ ભવિષ્યકાળ આત્મનેપદ ૩/૧

અપી-ચિથીત્ : aipi ciθit आप चातत्=gathering hereafter (चि १) હવે પછી વધુ ઘેરતા-વર્તમાન કૃદત

હ્વો : hvo स्वस्=He himself, તે પોતે (અહુરા).

વીચિરો : vicirō विचिरम्=Discerner Judge પારખી ભેદ સમજીને નિર્ણય કરનાર (ધાતુ वाच) નિર્ણયકર્તા, ન્યાય આપનાર ૧/૧

અહુરો : Ahurō असुर=Ahura, અહુરા ૧/૧

અથા : aθā अथा=So, such, તેવુ

(નેં) : नस्=To us અમને ૨/૩ આ શબ્દ ક્ષેપક-interpolated છે "મષ્યા"નો અર્થ તેમજ શ્લોકનો ખરો અર્થ સમજાયો નથી, તેથી એ કોઇએ

પાછળથી ઘુસાડી દીધેલો છે. આ શબ્દથી લીટીમાં એક શ્રુતિ પણ વધી જાય છે, તે એની બીજી સાબિતી છે. આ શ્લોક અષ બોલે છે, એ પોતે વડો અમેશાસ્પંદ છે, એને કર્મ કે કર્મનાં ફળ નડતાં નથી. એ શા માટે કહે કે "અમોને" તેવું થાય! એ તો દુનિયાના લોકોને માટે છે: "જેવું અહુરા ચાહે તેવું થાય!" આ દુષ્ટ લોકોની બુરાઇનો બદલો અહુરા આપશે ને એમના આ ઘેરામાંથી પૃથ્વીને પણ છોડવશે! આ કારણથી આ "નેં" શબ્દને હું આ શ્લોકમાંથી કાઢી નાખું છું.

અહ્હત્ : aŋhat : अंसत् = let be! થાય, થવા દે! अस्-ક્રિયાપદ: સંશયાર્થ પરસ્મૈપદ, ૩/૧.

યથા : yaθā : यथा = So, as, જેવું.

હ્વો : hvō : स्व.= He Himself, તે સાહેબ પોતે. ૧/૧.

વસત્ : vasat : वशत् = Would wish, ચાહે. ધાતુ वश्. ક્રિયાપદ : અનિયમિત ભૂતકાળ, સંશયાર્થ, પરસ્મૈપદ, ૩/૧.

**૪ થા શ્લોકનો ભાવાર્થ :** પાક મજ્દા કલ્યાણનો મહાસાગર છે, જે ખરેખર તો દેવલોકોથી અને મશક્યા લોકોથી ચોગમ ઘેરીને (દુનિયાનાં માણસોથી) દૂર રાખવામાં આવ્યો છે, અને જે હજી પણ વધારે ઘેરીને દૂર રાખવામાં આવશે. અહુરા પોતે નિર્ણયકર્તા છે : જેવું તે પોતે ચાહે તેવું થાઓ!

મેં આ શ્લોકના પ્રથમ શબ્દોની ટીકામાં કહ્યું છે તેમ આ શ્લોકમાં કોઇ ઘાટની કે બાબદની વાત નથી. અહીં તો અષ કહે છે કે મજ્દા તો કલ્યાણનો–શુભ દુઆનો–મહેરનો–મહાસાગર છે, એની મહેર તો સૌને પહોંચવી જોઇએ અને સૌ એની મહેરના હકદાર છે. પણ આ સાગરની આજુ બાજુ તો દેવ લોકોએ ને મશક્યા લોકોએ ઘેરો ઘાલેલો છે, તે લોક એવા બધે પથરાયેલા છે કે બીજા કોઇને એની આગળ આવવા દેતા નથી. બૂરાં શિક્ષણથી તે લોકને દૂર રાખે છે; તેઓ પાપ કર્યા જ કરે એટલે એ સાગરની મહેરથી વંચિત–દૂર રહે છે! અને હજી પણ એમજ ચાલશે તો કોઇને પાસે આવવા દેશે નહીં. એટલે જ આ પૃથ્વીની ફરિયાદ સાચી છે. અહુરા તો ન્યાય કરનારો છે, તે જેવું ચાહે તેવું થાય! માટે અહુરાના મનમાં આ પૃથ્વી ઉપર મહેર ઉતારવી હોય તો એ પૃથ્વીને કોઇ સાચો પેગમ્બર અહુરા આપે, જે આ દુષ્ટ લોકોનો ઘેરો કાઢી નાખે ને અહુરાની મહેરનો સાચો સ્વાદ દુનિયાને અપાવે! કેવી ઊંચી કલ્પના છે!

## હા. ૨૯—શ્લોક ૫ મો

અત્ : At · अत् . अथ= Then, ત્યારે, તેથી, અવ્યય.

વા : vā वा = Verily, ખરેખર. અવ્યય.

ઉસ્તાનાઇશ્ : ustānāiš उत्तानै = With raised up, with upstretched, ઊંચા કીધેલા, ઊંચે પ્રસ્તારેલા. ૩/૩. એ "જસ્તાઇશ્"નું વિશેષણ છે.

અહ્વા : ahvā आस्व=Let us both be, અમે બન્ને થઇએ. ધાતુ अस् = થવું ક્રિયાપદ: અપૂર્ણ ભૂતકાળ, આત્મનેપદ, ૧/૨. આ ક્રિયાપદ સાથે નીચેનું "ફ્રીનॅમ્ના" "પ્રાર્થતા" વર્તમાન કૃદંત જોડેલું છે: અમે બન્ને પ્રાર્થતા થઇએ, અમે બન્ને પ્રાર્થના કરીએ. જુઓ જેકસનનુ વ્યાકરણ § ૭૨૪-૩.

જસ્તાઇશ્ : Zastāiš हस्तै = with hands, હાથોની સાથે, હાથોથી. ૩/૩ અહી ખાસ નોંધવા જેવું કે આ ઠેકાણે "જસ્તોઈબ્યા" (૩૩-૨) એટલે "બે હાથોથી" નથી, પણ અહી બહુવચન વાપરેલુ છે, કેમકે અષના ને પૃથ્વીના મળીને તો ચાર હાથ થાય!

ફ્રીનॅમ્ના : frinəmnā : प्रीणान = Praying, gratifying, propitiating, પ્રાર્થના કરતાં, વીનવીને સંતોષ આપતા. વર્તમાન કૃદંત, પરસ્મૈપદ, વર્ગ ૯. આ કૃદંત "અહ્વા" સાથે જોડાયેલું છે. જુઓ જે. વ્યા. § ૫૮૯.

અહુરાઇ આ : Ahurai ā असुराय आ = Unto Ahura, from Ahura, અહુરાની પાસેથી, ૪/૧.

મેં : mə मे = mine, મારો ૧/૧. નરજાતિ. આ પૃષ્ઠાક્ષર (enclitic) નથી, પણ એ સબંધી સર્વનામ છે ને ઉદાત્ત હોવાથી લીટીમા પહેલે મૂકેલો છે. જુઓ જે. વ્યા. § ૪૩૮

ઉર્વા : urvā उर्वा (ऋ ધાતુ પરથી)=Soul, આત્મા ૧/૧. મૂળ નામ "ઉર્વન્" છે, તેનુ આ પહેલી વિભક્તિ એકવચનનુ રૂપ છે

ગॅઉશ્-ચા : gəuš cā गोश्च = and of Earth, અને પૃથ્વીનો. ૬/૧. "મેં ઉર્વા ગॅઉશ્-ચા" એટલે "મારો આત્મા તેમજ પૃથ્વીનો."

અજ્યાઍ। : azyā̃ . अज्यास् = unoppressing, humble, નમ્ર, રાંક, ગરીબ, વિનયી. "ગॅઉશ્"નુ વિશેષણ. ૬/૧ નારીજાતિ. ધાતુ ज्या=to oppress to overpower, to be superior, જુલમ પાડવો, દબાણ કરવું, કોઇથી મોટાભા બનવું, એ પરથી ज्य એ નરજાતિનુ ને ज्या એ નારીજાતનુ વિશેષણ થયેલું છે તેનો અર્થ જુલમગાર થાય છે. એટલે (अज्यास्) "અજ્યાઍ" તે જુલમગાર નહીં, એટલે રાંક, નમ્ર, વિનયી-એમ થાય. આ શબ્દ પણ વિદ્વાનોને બરાબર સમજાયો નથી. આ જ હાના ૮ મા શ્લોકમાં "જરથુસ્ત્ર નામનો રતુ આ પળે જ જગતમાં છે," એમ અહુરા જણાવે છે. એટલે શ્રી. જરથુસ્ત્રનો જન્મ હજી થયો નથી. ને પૃથ્વી "ગર્ભવતી" છે, એવો કાલ્પનિક અર્થ લઇને પ્રો. બાર્થોલોમે આ શબ્દનું

अज પરથી अर्जा મૂળ બતાવે છે તે બરાબર નથી. આ નકારવાચક "અન્યાઑ" વિશેષણ છે. અહુરા મઝ્દા પાસે પૃથ્વી humble રાંક ને નમ્ર છે તેજ અહીં બતાવ્યું છે.

હ્યત્: Hyat : स्यत्-यतम् = So this, તેથી, એ પ્રમાણે.

મઝ્દાંમ્ : Mazdam : मेधाम् = To Mazdā, મઝ્દાને. ૨/૧.આ બીજી વિભક્તિના "આંમ્"ની એક જ શ્રુતિ છે.

દવઇદી : davaidī; दवहि = We ask or beg, we beseech, दिव् = To ask or beg, વીનવવું, માગવું. કેટલીક હસ્તપ્રતોમાં "દવઇદી" લખાયેલો છે, તે બરાબર લાગે છે. ક્રિયાપદ : અપૂર્ણભૂત, આત્મનેપદ, ૧/૨ = અમે વીનવીએ, માગીએ. બાર્થોલોમે તેમજ બીજા એ જ પ્રમાણે પહેલો પુરુષ દ્વિવચનમાં લે છે.

ફ્રૅરૅસાબ્યો : fərəsābyō : पर्षाभ्यस् = For deliverances, for rescues, ઉદ્ધારણને માટે, તારણને માટે. ૪/૩. નારી જાતિ. ધાતુ पृ = to save or rescue, બચાવી લેવું, તારવું. સંસ્કૃતમાં पर्षणि એટલે પાર ઉતારવું અને पर्षा નામ પરથી पर्षिष्ठ શબ્દ ઋગ્વેદમાં છે, તેનો અર્થ "ઉદ્ધાર કરવામાં અતિ મહાન" છે. આ શબ્દ પણ ભાષા રૂઢિ પ્રમાણે "ફ્રૅરસાબ્યો" અથવા "ફ્રૅરૅસાબ્યો" લખાવો જોઇએ. આખો 'ર' યુક્ત નથી. જૂના ઉતારા કરનારની ભૂલ છે.

નોઇત્ : nōit : नेद् = Never, કદી નહીં.

ઍરૅઝિજ્યોઇ : ərəžijyōi : ऋषिज्ये (ऋष्+इज्य) = For one who lives a holy life, પુણ્ય જીવન જીવનારને માટે. ૪/૧. કેટલીક પ્રતોમાં "ઍરૅઝ્જિયોઇ" છે, તે જ ખરું છે.

ફ્રજ્યાઇતિશ્ : frajyāitiš · प्रज्याति = oppression, જુલમ, કલેશ. ધાતુ ज्या = to oppress, જુલમ પાડવો. ૧/૧.

નોઇત્ : nōit : नेद् = never, કદી નહીં. અવ્યય.

ફ્શુયેન્તે : fšuyentē : प्सुयन्ते = For the giver of reward, ફળદાતાને માટે. ૪/૧. સત્યપંથે રાખી સારાં કામ કરાવી તેનું સારું ફળ અપાવનાર પેગમ્બર. આ શબ્દનો ધાતુ प्सु = Fruit, reward, ફળ, બદલો છે એ પરથીજ इप्सु એટલે wish, ઇચ્છા એ શબ્દ થયેલો છે. આ "ફ્શુયેન્તે" નો ધાતુ पशु લઇને તે પરથી "ભરવાડ" નો અર્થ યુરોપી વિદ્વાનોએ ઉપજાવ્યો છે. તે ઇસુ ખ્રિસ્તને shepherd, ભરવાડ કહે છે તે પરથી છે! હજારો વર્ષ પછી થયેલા ધર્મની માન્યતાને આ અતિ જૂના આર્યધર્મને લાગુ પાડવામાં અહીં તેમજ અનેક ઠેકાણે એ વિદ્વાનોએ "જુલમ જ" કીધેલો છે!

દ્રૅગ્વસૂ : drəgvasu : द्रग्वत्सु = amongst the ignorant babblers, અજ્ઞાન બકવાદીઓમાં. ૭/૩.

**પઇરી** : pairī : परि = all round, ચોપાસ, વચ્ચે.

**૫ મા શ્લોકનો ભાવાર્થ:** તે માટે ખરેખર ઊંચા વિસ્તારેલા હાથો વડે અહુરા પાસેથી અમે બન્ને-મારો તેમજ આ નમ્ર પૃથ્વીનો આત્મા મળીને-ઉદ્ધારણ માટે વિનંતિ કરીએ: પુણ્યજીવન જીવનારા માટે જુલમ (નડે) નહીં, તેમજ અજ્ઞાન બકવાદીઓ વચ્ચે ફળદાતાને માટે પણ (નડે) નહીં!

અહીં અય હવે વિનંતિ કરે છે કે આ બિચારી નમ્ર પૃથ્વીનો અને મારો આત્મા તો આ બે ચીજ જ માગે છે કે જે અપોઇથી ચાલનાર હોય તેને કોઇ રીતનો જુલમ પડે નહીં, તેમજ જે ફળદાતા પેગમ્બર હોય તેને પણ આ અજ્ઞાન બકવાદીઓ વચ્ચે પણ કશો કલેશ નડે નહીં! ભલી ને ઊંચી અપોઇની જીંદગી ગાળનારાં માણસો માટે ને પેગમ્બર માટે આ દુનિયામાં મોટે ભાગે જુલમ, કલેશ ને દુ:ખ છે, ને પેગમ્બરને તો અજ્ઞાન લોકોમાં ને ધર્મને નામે ખોટો બકવાદ કરનારાઓની વચ્ચે અનેક જાતની હાડમારી ને નિંદા ખમવાની છે. આ કેવું કડવું સત્ય છે!

## હા. ૨૯—શ્લોક ૬ ઠો

અત્: at : अत्–अथ = Then, ત્યારે (એ સાંભળીને),

એઁ: ē : ए = With compassion, સમભાવથી. સંસ્કૃતમાં આ "એ" અવ્યય કોઇને કહેતાં, ઠપકો આપતાં કે સમભાવ બતાવતાં વપરાય છે.

વઓચત્: vaocat · वोचत् (वच्) said, spoke, બોલ્યા, ભૂતકાળ, પરસ્મૈપદ ૩/૧

અહુરો મજ્દાઓ: Ahūrō Mazdā̊ : असुरस् मेधास् = Ahurā Mazdā, અહુરા મજ્દા. ૧/૧

વીદ્વાઓ: vīdvā̊ . विद्वान् = Omniscient, સર્વજ્ઞાની. ૧/૧ વિશેષણ.

વફૂશ્: vafūś . वपुस् = Beautiful and wonderful, સુંદર ને અદ્ભુત ૧/૧.

વ્યાનયા: vyānayā व्यानया = Through omnipresent breath, વ્યાપક પ્રાણ દ્વારા, સર્વવ્યાપકતાથી, ૩/૧ નરજાતિ. અહીં "વ્યાન" પ્રાણ છે. એ પાંચમાંના એક પ્રાણનું નામ છે. શ્વાસ એવી રીતે અંદર લેવો કે તે આખે શરીરે પ્રસરી જાય, તે "વ્યાન" કહેવાય. જે કહેવાનું હોય તે સામા સાંભળનાર માણસના અંતરમાં બરાબર ઠસે એમ ઇચ્છતી વખતે પ્રાણને "વ્યાન" કરવો પડે છે. યોગ શાસ્ત્રનાં છૂપાં તત્વો પણ પેગમ્બર સાહેબે અહીં કેવાં ગર્ભિત રીતે સમાવેલાં છે! સામાન્ય જ્ઞાનથી કે બુદ્ધિથી આવી આધ્યાત્મિક બાબદ કોઇથી ઉકેલી શકાય નહીં. આવાં પુષ્કળ ગુપ્ત તત્વો "ગાથા"માં ઠેરઠેર છે. "વ્યાન" પર "ય" પ્રત્યય લાગીને "વ્યાનય" થયેલું છે, તેની ૩ જી વિભક્તિનું એ રૂપ છે. જુઓ જેકસન વ્યાકરણ § ૮૫૨.

નોઇત્: nōit : नेद् (न + इद्) = Not, નહીં, કદી નહીં.

અએવા: aēvā : एव = Such, likewise, એવો કોઇ.

અહૂ: ahū : असुः = Lord, master, king, સરદાર, નૃપ, જેની આજ્ઞા લોકો માને એવો સત્તાધારી પુરુષ, ૧/૧. "અહુનવર"માં પણ એજ "અહુ" છે. આથી સ્પષ્ટ થાય છે કે "અહૂ" એ કાયદા પ્રમાણે માણસોને દોરવનાર તેઓનો "રાજા" છે.

વિસ્તો: vistō : वित्तम् = known, જાણીતો. ભૂતકૃદંત. ધાતુ विद्.

નએદા: naēdā : नेद् = not even ? શું ખરેખર નહીં? (જેકસન વ્યાકરણ, ૭૩૧)

રતુશ્: ratuś : रतु = Spiritual Head, spiritual messenger, ઋષિ, પેગમ્બર. એ શબ્દ ऋत ધાતુ પરથીજ છે. ૧/૧.

અષાત્ ચિત્ હચા: aṣāt-cīt hacā : अषात् चिद् सचा = Being in association with perpetual holiness, અચળ અષોઇના સંસર્ગથી. ૫/૧. "અહુનવર"ની પ્રથમ લીટીમાં આ શબ્દોજ વપરાયેલા છે.

અત્-જી: at-zī : अत्–अथ–हि = Therefore indeed, તે માટે ખરેખર.

થ્વા : θwā : त्वाम्–त्वा = Thee તને. ૨/૧

ફ્શુયન્તએ–ચા : fsuyantaē–cā : फ्सुयन्ते च = and, for the Reward-giver (prophet), ફળદાતાને માટે, પેગમ્બરને માટે, ૪/૧. પાંચમા શ્લોકમાં આ શબ્દની ટીકા જુઓ.

વાસ્ત્ર્યાઇ–ચા : vāstryāi-cā : वास्त्र्याय च = and for the saviour, અને ઉદ્ધારકને માટે ૪/૧.

થ્વોરૅશ્તા : θwōrəštā : त्वर्ष्टाः = The giver of extreme motion, મહાગતિ-દાયક, મહા ગતિ આપનારો. ૧/૧ આ શબ્દ માટે ૧ લા શ્લોકમાંના "થ્વૃરોજ્દૂમ્" ની ટીકા જુઓ. दातृ માંથી "દાતર્" થયો છે તેમ આ "ત્વર્ષ્"નો "થ્વોરૅશ્તર્" થયો છે. આ તેની પહેલી વિભક્તિ એકવચનનું રૂપ છે. વેદમાં એ त्वष्टा એટલે "સૂર્ય" કહેવાયો છે.

તતષા : tatašā · ततक्ष = (તક્ષ્) Has created or fashioned, સર્જ્યો છે, ઘડ્યો છે. ક્રિયાપદ : પૂર્ણભૂતકાળ, પરસ્મૈપદ, ૩/૧.

**૬ ઠા શ્લોકનો ભાવાર્થ :** ત્યારે (એ સાંભળીને) ત્યાં સમભાવથી સુંદર અદ્‌ભુત સર્વજ્ઞાની અહુરા મજ્દા સર્વવ્યાપકતાથી બોલ્યા : શું એવો કોઇ સત્તાધારી નરપતિ કે અચળ અષોઇ સાધેલો રતુ પેગમ્બર પણ જાણીતો નથી? તેથી તો ખરેખર ફળદાતાને માટે ને ઉદ્ધારકને માટે મહા ગતિદાયકે તને ઘડ્યો છે.

અહીં અહુરા મજ્દા અષને પૂછે છે કે શું એવો કોઇ અહૂ કે રતુ આ વેળાએ તને ખબર નથી કે જે પૃથ્વીને મદદ કરે? પૃથ્વીને મદદ કરવા ને ત્યાં અષોઇનો માર્ગ દેખાડવા ઉદ્ધારકને જ્યારે જ્યારે તેની જરૂર જણાય ત્યારે ત્યારે તેને ત્યાં મોકલવા અષને ફરમાવેલું, અને સૃષ્ટિના પ્રયોજનમાં આ પણ હતું તે શું અષને ખબર નથી, એમ તેઓ પૂછે છે. પૃથ્વીને એવી રીતે મદદ કરવાની અષને ફરજ આપેલી છે, એમ પણ તેઓ તેને યાદ આપે છે. આ શ્લોકમાંથી પણ સ્પષ્ટ થાય છે, કે "અષ" પણ ગ્રહ છે, અને તેને પણ પરમાત્માએ ગતિમાન કીધેલો છે! "અમેષા સ્પેન્તા" તે ગ્રહો છે તે આ સ્પષ્ટ રીતે જાણ્યા પછી કંઇ પણ શક રહેતો નથી.

## હા. ૨૯—શ્લોક ૭ મો

તેંમ : Tə̄m : तम्=That, તેને, પેલાને. ૨/૧ (બીજી વિભક્તિ એકવચન). એ પાછળ આવતા "માંથ્રેમ્"નું સર્વનામ છે.

આઝૂતોઇશ્ : āzūtōiš ; आहुतेम्=Of sacrifice, સ્વાર્પણનો. ૬/૧. મૂળ શબ્દ આહુતિ છે, તેનું છઠ્ઠી વિભક્તિ એકવચનનું રૂપ છે.

અહુરો : Ahurō : असुरस्=Ahura, અહુરાએ. ૧/૧.

માંથ્રેમ્ : mąθrəm : मंत्रम्=Sacred Speech, Sacred formula of Speech, મંત્રને, પવિત્ર વાણીને. ૨/૧. "ગાથા"માં અહીં પહેલવહેલો પાક "અહુનવઇર્ય"ના કલામનો ઉલ્લેખ છે. "ઓમ્" યા "અહુન"નો મંત્ર પ્રથમ ફૂંકીને આ સૃષ્ટિ પેદા કીધી, અને તે દ્વારા દુનિયામા માણસે વર્તવાના નિયમની ચાવી તેમાં મૂકેલી છે.

તષત્ : tašat : तक्षत्=Has created or formed or composed, રચેલો છે, બનાવેલો છે. ધાતુ तक्ष् રચવું, ઘડવું. ક્રિયાપદ, ભૂતકાળ, પરસ્મૈપદ, ૩/૧. એનો કર્તા ઉપર આવેલો "અહુરો" છે. એ જ ક્રિયાપદ પાછળ આવતા "મઝ્દાઓ" તેમજ "સ્પેન્તો" કર્તાઓની સાથે અધ્યાહાર જાય છે.

અષા : Ašā . अषा=With Asha, અષની સાથે. ૩/૧.

હઝઓષો : hazaošō : सजोषस्=One-willed, એકમતવાળા. ૧/૧. "અષા હઝઓષો" એટલે "અષની સાથે એકમતવાળા થઇને."

મઝ્દાઓ : Mazdå : मेधास्=Mazdå, મઝ્દાએ. ૧/૧. એનો ક્રિયાપદ ઉપર આવેલો "તષત્"જ છે.

ગવોઇ : gavōi: गवे = For Earth, for the world, પૃથ્વીને માટે, દુનિયાને માટે. ૪/૧.

ક્ષ્વીદેંમ્-ચા : Xšvīdəm-cā : क्ष्विदम् च = Sound, utterance, અવાજ, ધ્વનિ, નાદ. ૨/૧. ધાતુ क्ष्विद्=to sound, અવાજ કરવો. આ શબ્દ યોગ-શાસ્ત્રનો પણ ભેદી શબ્દ છે, આ શ્લોકમાં "અહુનવઇર્ય"ના કલામનો ભેદ બતાવેલો છે. હિંદુશાસ્ત્રમાં પણ પ્રથમ પરમાત્માએ "નાદ" એટલે ભેદી દૈવી અવાજ કાઢ્યો અને તેમાંથી પ્રકૃતિનાં પરમાણુઓ (atoms) માં આંદોલન (vibrations) ઉત્પન્ન થયાં ને સૃષ્ટિ રચાવા માંડી, એવું વિધાન છે. એક બીજી પણ ગુમતા છે તે એ કે આ "ક્ષ્વિદ્" ધાતુપરથી "ક્ષ્વેડ" શબ્દ થયેલો છે, તેનો અર્થ "મ" અક્ષરનું ભેદી નામ છે. "અહુન" કે "ઓમ્-(અ-ઉ-મ)માં જે છેલ્લા અનુસ્વારથી "ક્ષ"નો છેવટે "ન્" કે "મ્" ઉચ્ચાર થાય છે, તે "મ" બ્રહ્માનું યાને "ગાથા"ના "દામ"નું નામ છે. હવે જુઓ કે "અહુન"માં એટલે "ઓમ્"માં કેટલો અર્થ સમાયેલો છે! "અ" એટલે "અષ" તે વિષ્ણુ છે, "ઉ" એટલે "વૉહુમનો," તે શિવ છે, અને "મ" એટલે "દામ" તે બ્રહ્મા છે! એનો ખુલાસો પણ ગાથાના હા. ૩૧ના ૨૧મા શ્લોકમાં "ખ્વાપઇથ્યાત્ દામઇશ

સરો" શબ્દોમાં છે, જેનો ભેદ કોઇ મેળવી શકયો નથી. "ક્ષથ્ર" એટલે બ્રહ્મા. બ્રહ્માને હિંદુશાસ્ત્રમાં પણ "સર્જક"–creator–તરીકે ગણેલો છે, તે એ અર્થમાં કે એ પોતાની પુનર્સર્જનશક્તિ-re-creative power–એટલે નવું બીજ હરેક જાનદાર પેદાશમાં મૂકે છે, જેથી જીવનનું નવું સર્જન પાછું પોતાની મેળે થાય, અને દુનિયાનો વેલો આગળ ચાલે છે. આ પરથી સમજાશે કે "અહુન"–ઓમ્–ના નાદના ઉચ્ચારમાં જ ત્રણે અમેશાસ્પંદોનાં નામ છે. હિંદુ ધર્મશાસ્ત્રની પાછળથી બનેલી ત્રિમૂર્તિ પણ એ જ છે.

"ક્ષ્વીદેંમ્–ચા" માંનો "ચા" એટલે "અને" એ ખરી રીતે "મઝ્દાઓ"ની પૂર્વે પ્રથમ લેવાનો છેઃ "અને મઝ્દાએ...."

**હ્વો:** Hvō : स्वस् = Himself, પોતે. ૧/૧. એ પાછળ આવતા શબ્દ "સ્પેન્તો"નું સર્વનામ છે.

**ઉરૂપએઇબ્યો:** Urusaēibyō . उरुष्येभ्यस् = For protection, for security, રક્ષણને માટે, સલામતીને માટે. ૪/૩. રૃ ધાતુ પરથી આ "उरुष्य = રક્ષણ" નામ થયેલું છે. ઋગ્વેદમાં તેમજ અથર્વવેદમાં પણ એ શબ્દ આવેલો છે.

**સ્પેન્તો:** Spəntō : श्विन्तस् = The White or the Holy One = Spənta Manyu, સ્પેન્તા મન્યુએ, પવિત્ર મન્યુએ. ૧/૧.

**સાસ્ન્યા:** Sāsnyā शास्त्या = Through command, edict or enactment, આજ્ઞાથી, શાસનથી, કાયદાથી. ૩/૧. કેમ ચાલવું, શું કરવું ને શું ન કરવું, તેનાં શિક્ષણથી ને ધારાથી. "સ્પેન્તા મન્યુ" એટલે "કેતુ" છાયાગ્રહ, એ "આરમઇતિ" એટલે ચંદ્રદ્વારા "અષ"ની એટલે "ગુરુ"ની સાથે જોડાયેલો છે. એટલે "અષ"નો મૂળ કાયદો, જગત આગળ સ્પષ્ટ કરીને તે ઋષિની –સ્પીતમાન–પેગમ્બરની મુખવાણી દ્વારા પ્રેરણા આપીને "સ્પેન્તા મન્યુ" સમજાવે છે.

"સાસ્ન્યા" અને "સાસ્નયા" બન્ને વ્યાકરણ પ્રમાણે ખરા છે, "ય" અને "અય" પ્રત્યયો તેની આગળના અક્ષરને સ્વર સાથે યા વ્યંજન સાથે પણ જોડાય છે. જુઓ જેકસનનું અવેસ્તા વ્યાકરણ § ૮૫૨.

**કસ્તે:** Kas-tē कस्ते = Who is that ? who is he ? એવો તે કોણ છે? ૧/૧.

**વોહૂ મનઙ્હા:** Vohū-manaŋhā वसु मनसा = With pure mind, સાત્વિક મનથી ૩/૧. બહુ યુરોપીય તેમજ પારસી અભ્યાસીઓએ ભ્રમથી આ શબ્દને ૮/૧ સંબોધન વિભક્તિમાં લીધેલો છે, તે ખરા વ્યાકરણથી દૂર ગયેલું ગણાય. આ વાક્યનો ખરો ભાવાર્થ નહીં સમજાયાથી જ એમ થયેલું છે. આ ૨૯ મા હા માં પૃથ્વીએ ફરિયાદ કીધી તે અહુરા–મઝ્દા અને અષની પાસે જ કેમકે પૃથ્વીને જે શાસન યા વર્તનનો કાયદો મળે છે તે અહુરા પાસેથી અષની મારફતે જ મળે છે. એમાં "વોહૂમનો" નો હાથ નથી. અહીં તો પેગમ્બર સાહેબના લખ્યા પ્રમાણે અહુરા અષને પૂછે છે કે "આ પૃથ્વી પરના મર્ત્યજનોને પોતાના સાત્વિક મનથી પરમાત્માના કાયદાની મહેર [illegible]

મૂળ વ્યાકરણને જરા પણ ફેરવો તો લેખકના અર્થનો અનર્થ જ થાય. અને આ તો પેગમ્બરની વાણી છે, તેનો અર્થ પૂરતી કાળજીથી કરવાનો છે.

યેં : Yō: यस् = Who, જે ૧/૧.

ઈ: Ī : इ-इमा = These, આ સૌ, આ બધી. ૨/૩. નાન્ય૦ આ સર્વનામનું નામ પાછળ આવતો શબ્દ "આવા" છે. આ "ઇ" એ વૈદિક સર્વનામ इमा નું જૂનું રૂપ છે. "ગાથા" માં "ઇ" દર્શક સર્વનામનાં રૂપો માત્ર પૃષ્ઠાક્ષર enclitic–તરીકે જ આવે છે.

દાયાત્: dāyāt दायात् = Might impart, give or pass on to, આપે, બક્ષે, લઇને આપે, લાવી આપે. ધાતુ दा = આપવું. ક્રિયાપદ : અનિયમિત કાળ, ઇચ્છાર્થક, પરસ્મૈપદ, ૩/૧.

આવા : āvā अवा = Favours, graces, મહેર, કૃપા, આશિષો. ૨/૩ નાન્ય. આ શબ્દ પર તમામ વિદ્વાનોમાં ઘણો ઉહાપોહ થયેલો છે. હસ્ત-લિખિત જૂની પ્રતોમાં આ શબ્દ કોઇક રીતે ચૂંથાયેલો છે ને તે "ઍઁ ઍ આવા" રૂપે લખાયેલો છે. મોટે ભાગેની પ્રતોમાં "ઍઁ ઍ આવા" એમ ત્રણ છૂટા શબ્દો હોય તેમ તે લખાયેલા છે, અને એવી જ રીતે હા. ૨૮–૧૧ માં "ઍઁ. ઍ. આઑહૂહા" શબ્દમા એમજ "ઍઁ. ઍ." અક્ષરો ઉમેરાયા છે. બન્ને ઠેકાણે ઍઁ. ઍ." ની એક શ્રુતિ પણ ગણવા જઇએ, તો ત્યા છંદની લીટીમાં એક શ્રુતિ–Syllable–વધી પડે છે! એટલે આ છંદની કસોટીથી પણ સાબિત થાય છે કે આ "ઍઁ. ઍ." શબ્દો કે સ્વરો મૂળ શબ્દો સાથેના નથી કે એના અંગરૂપ નથી, કે તેનો કોઇ અર્થ પણ નથી. કોઇએ બહુ જૂનાકાળમાં પ્રત લખતી વખતે કઇ નોંધરૂપે નિશાની જેવા આ અક્ષરો લખેલા હશે, ને પછી તે બીજા ઉતારનારા-ઓએ ભ્રમથી આખા શબ્દરૂપે તે ઉતારી લીધા હશે. અર્થમાં પણ "આવા" શબ્દ જ ખરો છે, કેમકે મૂળ શબ્દ "અવા" માંનો 'અ' ઉદાત્ત છે, અને એ શબ્દ अव નો અર્થ "મહેર" થાય છે. અહુરા–મઝ્દાએ, અષે અને સ્પેન્તામન્યુએ આ મૂળ મહેર પૃથ્વીના લોકોને આપેલી, તે કોણ પેગમ્બર તેને પાછી પૃથ્વી પર જાહેર કરે, તે જ ભાવ અહીં છે. એટલે હું "ઍઁ. ઍ." અક્ષરોને પાછળથી ઘુસાડેલા ગણીને મૂળ પાઠમાથી કાઢી નાખુ છું. એનુ કઇ કામ નથી.

મરૅતએઇબ્યો : marətaēibyo मर्त्येभ्यम् = For the mortals, મર્ત્યજનો માટે, મરણને આધીન જે સૌ પ્રાણીઓ છે તેમને માટે. ૪/૩. વિદ્વાનો તેમજ વાંચકો જોશે કે માણસોને માટે અહીં પેલો "મષ્યા" શબ્દ નહીં પણ "મર્ત" પરથી નીકળેલો "મરૅતએઇબ્યો" શબ્દ છે.

**૭ આ શ્લોકનો ભાવાર્થ :** પેલો સ્વાર્પણનો મંત્ર અહુરાએ અષની સાથે સહકાર સાધીને રચેલો છે, અને તેનો અદ્ભુત નાદ મઝ્દાએ પૃથ્વીને માટે ફૂંક્યો, અને સ્પેન્તા મન્યુએ પોતે (પૃથ્વીના) રક્ષણ માટે (પોતાના) શાસન

દ્વારા ઉતાર્યો છે. એવો કોણ છે જે સાત્વિક મનથી (એ પૃથ્વીનાં) મર્ત્યજનોને એ સર્વે મહેર બક્ષે?

આગલા શ્લોકમાં અષને પૂછયા પછી હવે આ શ્લોકમાં અહુરા મઝ્દા અહુનવરના કલામનો ભેદ ખુલ્લો કરે છે. આ શ્લોક ઘણો જ અગત્યનો છે, કેમકે એમાં "અહુનવર"ના ઉત્તમ સનાતન મંત્રનો "ગાથા"માં અહીં ખુલ્લો ઉલ્લેખ કરવામાં આવેલો છે. "અહુનવર"નો પાક કલામ પ્રથમ પૃથ્વીમાં કેમ આવ્યો તેની સમજ આ શ્લોકમાં છે. અહુરા કહે છે કે એ મંત્ર પ્રથમ અહુરાએ પોતે અષની સાથે મળીને રચેલો છે, કેમકે આગળા શ્લોકમાં જણાવ્યું છે તેમ પૃથ્વીના લોકોને વખતોવખત પેગમ્બર મોકલવા અને તે પર બધી દેખરેખ રાખવાનો બધો કારભાર અષને સોંપાયેલો છે. એટલે એ મંત્રની રચના-આત્માઓએ શું કરવું, કેમ ચાલવું, ને પાછા શુદ્ધ થઇને અહુરા મઝ્દા આગળ કેમ આવવું તેના મુખ્ય વિચાર વિધાન પ્રમાણેની રચના અહુરાએ ને અષે કીધી. પછી એ વિચારને પ્રકૃતિમાં શબ્દમાં મૂકવા માટે તો સૃષ્ટિના સર્જક મઝ્દાનું જ કામ છે, એટલે મઝ્દાએ એ સંકલ્પનો નાદ ઉપજાવીને પૃથ્વીમાં ફૂંકયો, અને એ નાદ સ્પેન્તા મન્યુ જે મહા પવિત્ર મન્યુ છે, ને જે અષ તરફ દુનિયાના લોકોને દોરવે છે, તેણે ઝીલ્યો ને પૃથ્વીના રક્ષણ માટે પોતાના પવિત્ર કાયદા-શાસન-દ્વારા તેને સોષ્યન્તોને પ્રેરણા આપીને જગતમાં ભાષાના શબ્દો દ્વારા ઉતાર્યો. "અહુનવર"નો ભેદ અહીં કેવી ગૂઢ ભાષામાં પેગમ્બર સાહેબે ખુલ્લો કીધો છે! એ કલામના શબ્દો તો માણસની ભાષા છે, પણ તે શબ્દો માટેના વિચારની પ્રેરણા પ્રથમ જૂના સોષ્યન્તોને, ઋષિઓને વખતોવખત સ્પેન્તા મન્યુ આપ્યા જ કરે છે, એટલે શબ્દો ભલે જુદા હોય, પણ તેના મૂળ સંકલ્પમાંના વિચારો તો અહુરાએ અષ સાથે મળીને રચેલા તેજ રહે છે. અહુરાનું, અષનું, મઝ્દાનું ને સ્પેન્તા મન્યુનું જુદુંજુદું કાર્ય એમ અહીં ખુલ્લું થાય છે! સૃષ્ટિરચનાનો ભેદ પણ એમાંજ સમજાય છે. આ બધું કહ્યા પછી અહુરા અષને પૂછે છે કે એવો કોઇ સાત્વિક મનવાળો સોષ્યન્ત-મહર્ષિ-પેગમ્બર-રતુ-હમણા છે કે જે આ બધી મહેર આ પૃથ્વીનાં લોકો પર ઉતારે? કેમકે એવા પેગમ્બર મારફતેજ "અહુનવર"ના કલામની પ્રેરણા પાછી ભરપૂર અપાય ને તેના દ્વારા સાત્વિકતાનો ઉપદેશ આપી, અપોઇ પળાવી, લોકોને પાછા સત્પંથે દોરવાય, જેથી પૃથ્વીનાં માતા તરીકેનાં દુઃખ કમી થાય.

## હા. ૨૯—શ્લોક ૮ મો

આગલા શ્લોકથી ચાલુ આ શ્લોક પણ અહુર જ બોલે છે.

અએૅમ = Aōm : अयम्–इदम् = આ "અયમ્" સંસ્કૃતમાં 'હાજરી'ના ભાવાર્થે વપરાય છે. 'अयम् विद्' = આ હમણા જાણીતો છે આ પંક્તિમાં પણ એમજ 'અએૅમ્ વિસ્તો' વપરાયેલા છે, તે જ શબ્દો अयम् वित्तः ૧/૧.

મોઇ : Mōi : = મને (૪–૧).

ઇદા : Idā : इदा = at this moment, આ પળે, આ ઘડીએ. આ શુદ્ધ શબ્દો અહીં સ્પષ્ટ બતાવે છે કે અહુર કહે છે કે આ ઘડીએ હમણાં જ એવો માણસ પૃથ્વી પર જાણીતો છે. એ શબ્દો સાબિત કરે છે કે આ સંવાદ શ્રી જરથુસ્ત્ર સાહેબે પૃથ્વી પર પોતાનો પેગામ આપ્યો ને અહુર મજ્દાને નામે અષોઇથી ફરજ બજાવવા માંડી ત્યારે જ થયેલો છે, બીજાઓ કહે છે તેમ તેમના જન્મ અગાઉ આ સંવાદ થયેલો નથી.

વિસ્તો : Vistō : वित्तः = known, જાણીતો. કૃદંત ૧/૧.

યેં = Yō : यः = જેણે, who, ૧/૧.

નેં = Nō : नस् = અમે, અમારે માટે ને અમારું—એ પ્રયોગમાં પહેલા પુરુષ માટે બહુવચનમાં વપરાય છે. અહીં અર્થ—અમારાં. એનું વિશેષ્ય 'સાસ્નાઓં' છે. ૬/૩.

અએૅવો : aēvō : एवम् = Such as one, એવો ૧/૧.

સાસ્નાઓં : sāsnā̊ : शास्नास् = કાનૂનો, divine commandments ૨/૩.

ગૂષતા : Gūšatā : घुषत = Proclaimed, જાહેર કીધાં. घुष् = to proclaim. બાપોકાર જાહેર કરવું; ઉદ્‌ઘોષવું. ભૂતકાળ, આત્મનેપદ, ૩/૧.

જરથુશ્ત્રો સ્પિતામો : *Zaraθuštrō Spitāmō*: "સ્પિતામો" પેગમ્બર સાહેબનું કુટુંબનામ હતું, એમ એમની વંશાવલિ પરથી દેખાય છે. એ શબ્દ એક બહુ જૂના ધાતુ श्वि પરથી થયેલો છે, અને તે श्वितम होवो જોઇએ. એનો અર્થ સફેદ રંગવાળો કે શુદ્ધ આચરણવાળો श्वेतम् થાય, અને 'વ'નો 'પ' થતો હોવાથી તે 'સ્પિતામો' થયો. એક બીજું અનુમાન પણ વિચારવા જેવું છે. તે વેળાના દેવલોકો અને મશક લોકો મેલી તંત્ર વિદ્યા ચલાવતા હતા, તે શ્યામકલા—કાળી કલા કહેવાતી, તેની સામે—એટલે આ Black magic—અધમ જાદુવિદ્યા સામે—શ્રી જરથુસ્ત્રની white magic શ્વેત કળા, શુક્લ કળા તેમના પોતાના "મઘ મંડળ"માં ચાલતી—માત્ર લોકનાં દુઃખ સારાં કરવાં માટે—તેથી પણ આ 'સ્પિતામો' નામ અપાયું હોય. આ બધી અટકળ જ છે, પણ તેમાં સત્યાંશ હોવાનો સંભવ છે.

(જરથુશ્ત્રો : Zaraθuštrō · जरथुष्ट्र : = Zarathushtra, જરથુષ્ટ્ર; જરથોસ્ત : પેગમ્બર સાહેબનું નામ ૧/૧ આ નામના અનેક અર્થો યુરોપિયન વિદ્વાનોએ તેમજ

ઇરાની ને હિંદુ વિદ્વાનોએ કીધેલો છે. નામો તો ગમે તે હોય, ને નામ પ્રમાણે ગુણો નહીં પણ હોય. વેદકાળમાં "અશ્વ" અને "ઉષ્ટ્ર"–ઘોડા અને હળ તાણતો બળદ યા ઊંટ—એ શબ્દો નામને છેડે આવતા હતા. તે વેળા ખેતી અને યુદ્ધ માટે જાનવરોની સંખ્યા જ માણસોની દોલત ગણાતી હતી. એટલે એ સંજ્ઞાથી માણસો ને કુટુંબો ઓળખાતાં હતાં. અર્થ કરવો જ હોય તો હું તે આ પ્રમાણે કરું છું: जरत्+उष्ट्र. जरत નો અર્થ પુરાણો, જૂનો ancient એમ સંસ્કૃતમાં થાય છે. એના જેવો શબ્દ હિબ્રુભાષામાં gearait છે, તેનો અર્થ the holy man, saint. પવિત્ર માણસ, સંત, એવો થાય છે. उष्ट्र એ ધાતુ उष्-वस्: = to shine, ઝળકવું, તેજ આપવું, એ પર ટ્ર પ્રત્યય એટલે "કરનારો, આપનારો" એ ઉમેરાઇને उष्ट्र નામ થયેલું છે: પ્રકાશક, રોશની કરનારો. એટલે "જરતુષ્ટ્ર"નો અર્થ "પવિત્ર રોશની કરનારો માણસ" થાય છે: The Holy Light giver, the Holy Enlightener, એવો અર્થ હું કરું છું. "ઉષ્ટ્ર"માં 'ઉ' ઉદાત્ત છે. તે "જરત્"ના "ત" સાથે મળતાં "ગાથા"ના સ્વરભારના નિયમ પ્રમાણે "જરથુષ્ટ્ર" થાય છે. બાકી શેકસ્પીઅર કહે છે તેમ કેવળ નામમાં શું આવી ગયું? એમાં 'ર' ઉદાત્ત છે ને "થુ" સ્વરિત છે. સમાસમાં સ્વરભાર 'ર' પર જાય છે. જુઓ મો. વિ. પૃ. ૪૧૪ जरद्.)

હ્વો: Hvō : स्वः = Himself, તે પોતે. ૧/૧.

(નઁ): Nō : नस् : = For us, અમારે માટે. ૪/૩. આ શબ્દ પાછળનો ઘૂસેલો છે. એ ગણતાં પાદમાં દસ શ્રુતિ થઈ જાય છે.

મજ્દાઇ: Mazdāi : मेधाय = For Mazdā, મઝ્દાને માટે. ૪/૧. આગલો "નઁ" અને પાછલો "અષાઇ" બન્ને ચોથી વિભક્તિમાં છે તેથી આ શબ્દ "મઝ્દા" નહીં પણ "મઝ્દાઈ" જોઇએ.

વશ્તી : Vaštī : वष्टि : He wishes, ધાતુ वश् = to wish. ક્રિયાપદ: વર્તમાનકાળ, પરસ્મૈપદ, ૩/૧.

અષાઇ-ચા : Asāi-cā : अषाय च : and for Asha, અને અષને માટે. ૪/૧.

ચરેકેરેથ્રા : Carəkərəθrā चर्कृत्रा = With hymns of praise, ભજન કીર્તનથી, સ્તુતિ ગાનથી. ૩/૧.

સ્રાવયેઙ્હે : Srāvayeŋhē : श्रावयसे = In order to make others hear, to instruct, to communicate, બોધન કરવા, જ્ઞાન આપવા, જાહેર કરવા, પ્રયોજ્ય સામાન્યરૂપ. ૪/૧.

હ્યત્: Hyat: स्यत् = So, therefore, તેથી. ૫/૧.

હોઇ : Hōi : से = To him, તેને. ૪/૧.

હુદેમેમ : Hudəməm : सुदमम् = Fine control, સેરસ કાબૂ, પ્રભુત્વ. ૨/૧.

દાઇ : Dyāi : दै = I would grant, હું બક્ષું. ક્રિયાપદઃ અનિયમિત ભૂતકાળ, સંશયાર્થ, આત્મનેપદ ૧/૧. જુઓ જેકસનનું વ્યાકરણ, § ૬૫૮.

વખ્ષ્ઐહ્યા : Vaxəδrahyā : वत्रस्य = Of speech, વાણીનું, ભાષાનું, તમામ વિચારો બરાબર વ્યક્ત કરવાની શક્તિનું. ૬/૧. વળી वच् પરથી वक्ष to speak, બોલવું અને अध्रि=Irresistible અપ્રતિહત, કોઇથી અટકાવી કે ખાળી શકાય નહીં તેવી, એવી પણ વ્યુત્પત્તિ નીકળી શકે. 'હ્યા' स्य = ૬ ઠ્ઠી વિભક્તિ એકવચનનો પ્રત્યય છે. ૬/૧. ઋગ્વેદમાં મં. ૮-૫૨ અને ૬૩-૪ માં એમજ કહ્યું છે કે ઇંદ્ર કવિ ઋષિઓને વાણીનું બળ આપે છે: वाचस्य वक्षणि कविवृधः

૮ મા શ્લોકનો ભાવાર્થ: આ હમણા મને આ ઘડીએ એવો (નર) જાણીતો છે, જેણે અમારા કાનૂનો બાપોકાર જાહેર કીધા છે; તે જરથુસ્ત્ર સ્પિતામો છે; તે પોતે મઝ્દાને માટે અને અષને માટે સ્તુતિ દ્વારા જાહેર બોધન કરવા ચાહે છે: માટે હું તેને (અપ્રતિહત) વાણીનું પ્રભુત્વ પૂરતી રીતે બક્ષું.

આ શ્લોકથી હવે સ્પષ્ટ થાય છે કે આ સંવાદ વેળા શ્રી જરથુસ્ત્ર પૃથ્વીમાં જન્મ લઇ અષોઇ ને જ્ઞાન પ્રાપ્ત કરીને પોતાનો દૈવી પેગામ લોકોને આપી જ રહ્યા હતા. એ ઉમદા કામ માટે અહુરા પોતે આનંદ પામીને કહે છે કે આ તેના બોધ દેવાના કાર્યને સરળ કરવા હું તેને વાણીનું સામર્થ્ય આપુ, જેથી તે પોતાની ઊંચી વાણીમાં બધું બરાબર રીતે વ્યકત કરી શકે. વળી આ શ્લોકમાં શ્રી જરથુસ્ત્ર સાહેબ પોતે અહુરા મઝ્દાનો પેગામ લઇને આવેલા છે, ને તેમના પર અહુરા મઝ્દાની મહેર છે, તે પણ જાહેર કરે છે. આ શ્લોકમાં અહુરા પોતાનુ બોલવું પૂરુ કરે છે. પૃથ્વીને જણાવી દે છે કે જરથુસ્ત્ર સ્પિતામો સ્વર્ગનો સદેશો તે ઘડીએ ધરતી પર સૌને આપીજ રહ્યો છે, અહુનવરના મંત્ર પ્રમાણે તેને ધાર્મિક વડપણ ઉપરાંત સત્તા પણ મળી રહેશે, અને તેનો પેગામ-તે સૌને યથાર્થ આપી શકે તે માટે હું તેને વાણીના પ્રભુત્વની પણ બક્ષિશ કરુ છું. હવે આ બધું સાંભળીને ૯-૧૦-૧૧ શ્લોકોમાં પૃથ્વી પાછો ઉત્તર આપે છે, અહુરા મઝ્દાનો નિર્ણય ને હૂકમ માન્ય રાખે છે, ને શ્રી જરથુસ્ત્ર પર ને તેના અનુયાયી મંડળ પર અહુરા મઝ્દાના ને અમેષા સ્પેન્તાના આશીર્વાદ ઉતારવા વિનંતી કરે છે.

## હા. ૨૯—શ્લોક ૯ મો

અત્-ચા: at-cā: अथ च. = and thereupon, અને ત્યારે, એ સાંભળીને ત્યારે.

ગૅઉશ્ ઉર્વા: gəuš-urvā: गोस् उर्वा: The Soul of Earth, પૃથ્વીના આત્માએ, ૧/૧.

રઓસ્તા: raoštā: रोष्ट = was displeased, સંતાપ પામી, અફસોસ કીધો. रुष् (વર્ગ ૧) to be hurt, (વર્ગ ૪) to be vexed, to be displeased, દુ:ખ કે સંતાપ પામવું, ગૂંચવાવું, અફસોસ કરવો. ક્રિયાપદ: અનિયમિત ભૂતકાળ, આત્મનેપદ, ૩/૧. આ શબ્દ "રઓસ્તા" નહીં પણ "રઓશ્તા" લખાવો જોઇએ, કેમકે એ "ષ્ટ" છે, "સ્ત" કે "त्त" નથી.

યેં: yə· यत् = Who (the Soul of Earth), જે (પૃથ્વીનો આત્મા). ૧/૧. એનો ક્રિયાપદ "છે" અધ્યાહાર છે.

અનએષેમ્ :anaēsəm: अनेषम् = Weak, not forceful or convincing, દુર્બળ, મનને પૂરતી ખાતરી મળે તેવું નહીં; (अन् = not, इष=strength). ૨/૧. વિશેષણ "રાદૅમ્"નું.

ક્ષાંન્મેંને: Xsanmənē: क्षम्नने = In order to submit to, સ્વીકારીને આધીન રહેવાને માટે. ધાતુ क्षम्. વૈદિક સંસ્કૃતમાં પણ એ જ રૂપ થાય છે. ૪/૧ સામાન્ય રૂપ.

રાદૅમ્: Rādəm : राधम्=Conciliation, સાંત્વનને, દિલાસાને, ૨/૧.

વાચૅમ્: Vācəm : वाचम्= Speech, વાણીને, "ક્ષાંન્મેંને"નું જ એ પણ કર્મ છે. ૨/૧.

નૅરૅશ્ : nərəš : नृस्-नरस्=of a man, નરની, ૬/૧.

અસૂરહ્યા : Asūrahyā · अशूलस्य = Weaponless, શસ્ત્રહીન, હથિયાર વગરના. ૬/૧ આ શબ્દનો અર્થ "અશૂર" હિચકારો, અશક્ત-अशूरस्य-બધાંએ કીધો છે. તે યુક્ત નથી. એમ પેગમ્બર સાહેબને હિચકારો કે અશક્ત કહ્યાથી તો અપમાન થાય. ગાથા ભાષામાં "લ" અક્ષર છે જ નહીં, એવા "લ" ને ઠેકાણે તે વેળા 'ર'જ વપરાતો હતો, અને એવા 'લ' ને બદલે ગાથા અવસ્તામાં 'ર' વપરાયેલો છે. જુઓ જેક્સનનું વ્યાકરણ § ૧૦૦. અહીં ભાવાર્થ જોતાં પણ ખરો શબ્દ "અશૂલ" જ છે: "શૂલ', એટલે હથિયાર એની પછીના જ વાક્યમાં છે કે "હું તો શૂર, સમર્થ, પ્રતાપી વીર" એટલે લડવૈયો, નરપતિ-રાજા જેવો માણસ માગતી હતી, અને આ તો હથિયાર વગરનો સંત ને અહિંસાધર્મી પુરુષ છે.

યેંમ્: Yəm : यम् = whom, જેને, ૨/૧. એ સર્વનામ "નૅરૅશ્" નું છે.

આ વસૅમી: ā vasəmī : आ वश्मि=I desire, I want, હું માગું છું. હું ઇચ્છું છું: ધાતુ वश्. ક્રિયાપદ: વર્ગ ૨, વર્તમાનકાળ. પરસ્મૈપદ, ૧/૧.

ખ્ષ્પા-ક્ષથ્રૅમ્ : Išā-xšaθryəm; ईश-क्षत्त्र्यम् = Powerful Ruler, powerful Lord, બળવંત સત્તાધારી નરને. ૨/૧. ક્ષ-થ્રિ-યમ્ એમ ત્રણ શ્રુતિમાં બોલવાનો છે.

-કદા : Kadā. कदा = when, ક્યારે.

યવા : Yavā युवा = Through both of you, તમારા બન્ને તરફથી. ૨/૨. સંસ્કૃતમાં युव ધાતુ પરથી બીજો પુરુષ દ્વિવચનનાં સર્વનામોના પ્રકારો થયેલા છે. ગાથા અવસ્તામાં 'યુવ' ને બદલે 'યવ' વપરાયેલો છે. જેકસને વ્યાકરણમાં માત્ર "યવાકૅમ્" (૬/૨) નોંધેલો છે, અને આ "યવા" નો અર્થ ભૂલથી "Ever–કદાપિ" કીધેલો છે. અભ્યાસીઓ આ સંશોધનની નોંધ લઈને બધે સુધારે તો સારૂં. "તમો બન્ને" એટલે અહુરા ને મઝ્દા તરફથી.

-હ્વો : Hvō. स्वः = Himself, તે પોતે. ૧/૧.

અઙ્હત્ : aŋhat' असत् = may be, થાય (अस्) : ભૂતકાળ, સંશયાર્થ, પરસ્મૈપદ, ૩/૧

-યેં : Yə; यत् = who, જે, ૧/૧.

હોઇ : Hōi· से = His, તેનું. ૬/૧. એ "અવો"નું સર્વનામ છે.

દદત્ : Dadat: ददत् (दद्–दा) may give, આપે. ક્રિયાપદ : અપૂર્ણભૂતકાળ. આત્મનેપદ, સંશયાર્થ. ૩/૧.

જસ્તવત્ : Zastavat: हस्तवत् = Strong-handed, બાહુબળવાળું, દૃઢ. વિશેષણ

અવો : avō : अवः = Protection, રક્ષણ. ૨/૧. નાન્ય. ધાતુ अवस् = Protection.

**૯ મા શ્લોકનો ભાવાર્થ :** અને ક્યારે (આ) દુર્બળ દિલાસાને તથા (આ) હથિયાર વગરનો નર જેને હું બળવાન સત્તાધારી ઇચ્છું છું,—માગું છું–તે નરની વાણીને સ્વીકારી આધીન થવા માટે પૃથ્વીના આત્માએ અફસોસ કીધો. તમો બન્ને (અહુરા ને મઝ્દા) તરફથી એ પોતે કયારે એવો થાય, જે એનું દૃઢ રક્ષણ મને આપે?

આ શ્લોકની રચના જરા અટપટી છે, પણ તેની વિભક્તિઓને કાયમ રાખીને પહેલી બે લીટીનો (અહીં છપાયેલી ચાર લીટીનો) ભાવાર્થ મેં ઉપર આપ્યો છે. પૃથ્વીને તો કોઇ "અહૂ" બળવાન સત્તાધારી રાજા યા સરદાર જોઇતો હતો. અને અહુરા મઝ્દાએ તો જરથુસ્ત્ર જેવો સંત ને કોઇને હાનિ કરે નહીં તેવો 'રતુ' પેગમ્બર જે તે વેળાએ પૃથ્વી પર હાજર જ હતો, તેને જ બતાવીને તેને સ્વીકારી લેવા કહ્યું અને તેના પર વિશ્વાસ રાખવા તેને ફરમાવ્યું. પણ આ નિર્ણયથી પૃથ્વીને સંતોષ થયો નહીં ને તેણે અફસોસ કીધો કે આવો હથિયાર વગરનો માણસ ને સત્તા વગરનો સંત તે પૃથ્વી પરનાં દુષ્ટ લોકોને કેવી રીતે સુધારી ઠેકાણે પાડી પૃથ્વીનાં દુઃખ ને સંતાપ ઘટાડી શકશે? એટલે છેવટે તો પૃથ્વી કહે જ છે કે એવો ખરો સત્તાધારી સરદાર જેવો તમો બન્ને–અહુરા ને મઝ્દા–તરફથી એ પોતે કયારે થશે જે મને ખરેખરૂં દૃઢ રક્ષણ આપે! પણ અહુરા મઝ્દાની આજ્ઞા જે થઇ તે ખરી, એમ માનીને પૃથ્વી આધીન રહે છે, અને હવે "પડ્યું પાનું સુધારી લેવું". એમ ગણીને તે હવે પછીના શ્લોકમાં શ્રી જરથુસ્ત્રને તથા

તેના સઘમંડળને આશીર્વાદ આપવા અહુરા મઝ્દાને તેમજ અમેષા સ્પેન્તાઓને અરજ કરે છે.

અભ્યાસીઓ તથા વાંચકો અહીં આ શ્લોકમાં પણ જોશે કે "યવા" શબ્દને દ્વિવચનમાં વાપરીને પેગમ્બર સાહેબે. અહુરા અને મઝ્દાની જુદી જુદી વ્યક્તિઓવાળી (પરમાત્મા અને પ્રકૃતિની) અખંડ જોડીનો સ્પષ્ટ ઉલ્લેખ કીધો છે. અજબ જેવું છે કે સૃષ્ટિ રચનાનું આ અદ્ભુત ને ગુપ્ત જ્ઞાન "ગાથા"માં વ્યાકરણની છાયામાં સ્પષ્ટ મૂકેલું હોવા છતાં "ગાથા" પછી હજાર બે હજાર વર્ષે લખાયેલા "અવસ્તા"માં ભુલાઈ ગયું અને "અહુરમઝ્દ" એમ એકવચનમાં એક ખુદાની વાત અવસ્તાના ઋષિઓએ ચાલુ કીધી! આ "પરમાત્મા ને પ્રકૃતિ"–અહુરા ને મઝ્દા–એ અખંડ જોડીના દ્વૈતમાંથી જ હિંદુશાસ્ત્રમાં કપિલ મુનિએ બે અઢી હજાર વર્ષ પર "સાંખ્યદર્શન" ઉપજાવેલું છે. જરથોસ્તીઓ! આજે આઠ હજાર વર્ષ પછી શ્રી જરથુસ્ત્રનો ખરો પેગામ તેની તમામ નિર્મળતામાં તમારી આગળ તે સાહેબે જ મારા જેવા અદનાની વાણીને હાથયાર કરીને પાછો મૂકયો છે, તે ઝીલીને તે પ્રમાણે આ દુનિયામાં ચાલો, ને આ સૃષ્ટિ રચનાનું ખરું તત્વજ્ઞાન મેળવો! અસ્તુ!

## હા. ૨૯—શ્લોક ૧૦ મો

આ અને એની પછીનો શ્લોક પણ પૃથ્વી જ બોલે છે. બીજા કેટલાક વિદ્વાનો ભૂલથી ધારે છે તેમ ત્યાં શ્રી જરથુસ્ત્ર સાહેબનો આત્મા સૂક્ષ્મરૂપે હતો, તે બોલતો હતો, એમ નથી જ. પેગમ્બર સાહેબ તો પૃથ્વી પર તે વેળા પોતાનો પેગામ જાહેર કરી ચૂકેલા હતા.

યૂઝ઼ેમ્: Yūžəm: यूयम् = You, તમે. ૧/૩.

અએઇબ્યો: Aēibyō एभ्यस् = For these, એઓને માટે. ૪/૩.

આ બહુવચન શ્રી જરથુસ્ત્ર સાહેબને માટે કાં તો માનાર્થે વપરાયેલું છે, કે કાં તો શ્રી જરથુસ્ત્ર અને તેમના અષો સાથીદારોને માટે—એની પાછળના શ્લોકમાં આવતા "મગાઇ" એટલે મઘમંડળને માટે વપરાયેલું છે આ શ્લોકમાં બીજી લીટીમાં "હુષેઇતીશ્" એટલે સુખવાસી રહેઠાણો એમ બહુવચનમાં છે, તેથી પણ આ "અએઇબ્યો" એ શ્રી જરથુસ્ત્ર અને તેમના બધા અષો ને ધાર્મિક સાથીદારો માટે જ વપરાયેલું છે.

અહુરા: Ahurā: असुर = Oy Ahura! હે અહુરા! ૮/૧.

અઓગો: aogō: ओघः = abundance, Traditional instruction, રેલછેલ, ભરપૂરપણું, પરંપરાગત આદેશ, વખતોવખત અહુરા તરફથી માણસ જાતને જે ધર્મનીતિના હુકમો "સોષ્યન્તો"-બુદ્ધ બનેલા મહર્ષિઓ તરફથી મળતા રહે છે તે. એ જ અર્થ અહીં યુક્ત છે. બીજાઓ ધારે છે તેમ ઓજ પરથી આ શબ્દ નીકળેલો નથી. વિભક્તિ ૨/૧ નાન્ય. જાતિ

દાતા: dātā: अदात = Give, grant, આપો, બક્ષો! ક્રિયાપદ: અનિયમિત કાળ, આજ્ઞાર્થ, ૨/૩.

અષા: asā: अषा = Through holiness, અષોઇ દ્વારા. ૩/૧.

ક્ષથ્રેમ્-ચા: xšaθrəm-cā: क्षत्रम्-च = and power of self-control, અને સંયમ શક્તિ. ૨/૧. અહીં 'ક્ષથ્રમ્' ગુણવાચક નામ છે.

અવત્: avat̰: अवत् = that, તેને. ૨/૧. નાન્યતર. આ "અવત્" પણ "દાતા" ક્રિયાપદનું કર્મ છે.

વોહૂ મનઙ્હા: Vohū manaŋhā: वसु मनसा = Through pure mind, સાત્ત્વિક મન સાથે. ૩/૧.

યા: Yā: या-येन = By which, જેથી, જે વડે. ૩/૧.

હુષેઇતીશ્: Hušəitiš: सुक्षितीस् = Happy and comfortable abodes, સુખવાસી ઘરો અથવા રહેઠાણો. ૨/૩. (શ્રી જરથુસ્ત્રના ને તેમના સાથીદારોનાં) આ શબ્દ હા ૩૦-૧૦ અને હા ૪૮-૧૧ માં પણ છે.

રામાંમ્-ચા: Rāmąm-cā: रामाम्-च = and joy, peace, bliss, ને આરામ. આનંદ ૨/૧. નારી.

**અદાત્ :** adāt : अदात् = He-Zarathushtra-may give, તે આપે, અનિયમિતકાળ, સંશયાર્થ ૩/૧. આ શબ્દ પણ "અદાત્" જોઇએ, કેમકે વ્યાકરણ પ્રમાણે એ ક્રિયાપદ અનિયમિતકાળ સંશયાર્થમાં જ જોઇએ. વળી "દાત્" બોલતાં એક શ્રુતિ ઓછી રહે છે, તે પણ "અદાત્" લખતાં પૂરી થાય ને અર્થ કે વ્યાકરણમાં કશો ફેર પડે નહીં.

**અઝેમ ચીત્ :** azəm-cit : अहम्-चिद्=I also, હું પણ. ૧/૧.

**અહ્યા :** Ahyā : अस्य = of this (Peace) એના–એ શાંતિના. ૬/૧. એ "વએદેમ"નું સંબંધી સર્વનામ છે.

**મઝ્દા :** Mazdā : मेधा = Oh Mazdā ! હે મઝ્દા ! ૮/૧.

**થ્વાંમ :** Θwam : त्वाम् = તને, Thee, ૨/૧.

**મઁઙ્હી :** Mānghī : मंसि = I regard, I esteem, હું સન્માનું છું. હું લેખવું છું, હું આદર બુદ્ધિથી ગણું છું. ધાતુ मन्. ક્રિયાપદ : અનિયમિતકાળ, આત્મનેપદ, ૧/૧. જુઓ જે. વ્યાકરણ § ૬૫૬.

**પઓઉર્વ્યેમ :** paourvyəm : पूर्व्यम् = First, most ancient, આદિ, મૂળ. ૨/૧.

**વએદેમ :** Vaēdəm : वेधम् (वेधस्) = Disposer, નિર્માણક, યોજક, ૨/૧. જૂની ભાષામાં "वेध" પણ "वेधस्" માટે વપરાતો હતો.

**૧૦ મા શ્લોકનો ભાવાર્થ :** હે અહુરા ! તમે એઓને માટે અષોઇ દ્વારા પરંપરાગત આદેશ અને સંયમશક્તિ આપો ! તમે સાત્વિક મન દ્વારા તેને તે (બક્ષો) જેથી તે સુખવાસી ઘરો ને શાંતિ–આરામ આપે ! હે મઝ્દા ! હું પણ એના આદિ સર્જક લેખે તમોને જ સન્માનું છું.

પૃથ્વીની લાખો વર્ષોની હયાતીમાં અગાઉ પણ પરમાત્માએ તે તે વખતને અનુસરતા "સોષ્યન્તો" ઋષિ મુનિઓ ઉપદેશ આપવા મોકલ્યા જ કીધા હતા, તે પૃથ્વી જાણે છે, તેથી જ અહુરાને અરજ કરે છે કે અષોઇ દ્વારા તે પરંપરાગત આદેશ અને સંયમશક્તિ એ મહા મંડળને આપો. (અશસ્ત્ર પુરુષ તે શું કરવાનો ?) તમે એને–જરથુસ્ત્રને–સાત્વિક મન વડે તે શક્તિ આપો જે વડે એ સૌને સુખવાસી ઘર અને આરામ ને નિરાંત આપે, જેથી અજ્ઞાનને બોધ થાય ને બધા નેક માર્ગે ચાલીને સુખી થાય. વૉહુમનો–શિવ–કલ્યાણ કરનારો છે. એવી રીતે પેગમ્બર સાહેબ પર બધા આશીર્વાદ ઉતારવા પૃથ્વી અરજ કરે છે, કેમકે મઝ્દા જ એ પેગમ્બરના સર્જક છે.

## હા. ૨૯–શ્લોક ૧૧ મો

કુદા : Kudā : कुतः = whereto? ક્યાં ? કયે ઠેકાણે ? પ્રશ્નાર્થક સર્વનામ.

અષ઼ેંમ : Asəm : अषम् = Asha (acc.) અષને. ૨/૧.

વૉહૂ–ચા મનો : Vohū-cā manō : वसु च मनस् = and Vohu Mano, અને વૉહુમનોને ૨/૧. નાન્યતર

ક્ષથ્રેંમ–ચા : Xsaθrəm-cā : क्षत्रम्-च =and Khshathra, અને ક્ષથ્રને. ૨/૧.

અત્ : At̰ : अतस् = Henceforth, હવેથી. ૫/૧.

મા : Mā· मा = To me, મારી આગળ, મારી પાસે. ૨/૧.

મષા : Masā : मक्षा = I shall gather, હું એકઠા કરીશ, मक्ष् = To gather, એકઠા કરવું, ભેગા કરવું, ક્રિયાપદ: અપૂર્ણભૂત, સંશયાર્થ, આત્મનેપદ, ૧/૧. હું ભેગા કરીશ. જુઓ જે. વ્યા. § ૪૬૨.

યૂઝેંમ : Yūžəm : यूयम् : You all, તમે સૌ. ૧/૩.

મઝ્દા : Mazdā : मेधा = Oh Mazdā! હે મઝ્દા ! ૮/૧.

ફ્રાક્ષ્નેંનેં : frāxsnənē : प्राज्ञने = In order to distinguish, પ્રખ્યાત કરવાને માટે ૪/૧ સામાન્યરૂપ. (प्रज्ञा = To distinguish, to make known; જાણીતું કરવું, પ્રખ્યાત કરવું.) "ગાથા"માં સંસ્કૃત ज्ञ્નો ક્ષ્નુ થયો છે, તેમજ આ "ज्ञ "નો" "ક્ષ્ન" થયો છે.

મઝોઇ Mazōi : महे = Great, મહાન. ૪/૧. વિશેષણ.

મગાઇ : Magāi : मघाय = for the Magha society, મઘ મંડળને માટે. ૪/૧. આ "મઘ" ઉપરથી જ માજી, માગી, magic વગેરે શબ્દો થયેલા છે. સંસ્કૃત કોષકારો તેમજ હિંદુ પુરાણો જણાવે છે કે શાક દ્વીપમાં–ઉત્તર હિંદુસ્તાનની પશ્ચિમે કાસ્પિયન સમુદ્ર અને અરબી સમુદ્ર વચ્ચેના ભાગમાં–"મગાસ્" નામે પ્રાંત હતો અને ત્યાં બ્રાહ્મણ વર્ગના 'મઘ' લોકો રહેતા હતા. (એ માટે હું આજ ૨૯ મા હા ના ૪ થા શ્લોકમાંના "મષ્યાઇશ–ચા" શબ્દ પરની ટીકામાં લખી ગયો છું) આ "મઘ" લોકનું મંડળ તે શ્રી જરથુસ્ત્રે પ્રથમ સ્થાપેલું હશે. એ મંડળ છૂપું ગણાતું, અને તેમાં inner circle જેવું જરથોસ્તી ધર્મનું તાત્વિક શિક્ષણ માત્ર થોડા ચપો ને ચૂંટેલા સજ્જનોને અપાતું હતું. હમણાં ફ્રીમેસનોનું મંડળ છે તેવું કંઇક તે હશે. એ "મઘ મંડળ"માં જ્યોતિષ વિદ્યા અને શુક્લ યોગ વિદ્યા (white magic) શીખવાતી હશે. ધીરે ધીરે આ મઘ મંડળ અને મઘ લોકો પૂર્વ પશ્ચિમની તે વેળાની બધી પ્રજાઓમાં જાણીતા હતા. કથા છે કે ઇસુ ખ્રિસ્ત પણ કોઇ મોટા મઘની પાસેથી દૈવી જ્ઞાન પામ્યો હતો. આ મઘ લોકો શૂરવીર ને લડવૈયા પણ હતા. હિંદુસ્તાનના ઉત્તર વિભાગમાં તેમણે પાછળથી ઘણાં થાણાં સ્થાપ્યાં હતાં. આજનો બિહાર

પ્રાંત અગાઉ મગધદેશ કરીને ઓળખાતો હતો, ને ત્યાં મગ રાજાઓએ લાંબો કાળ રાજ્ય કર્યું હતું. ને એ બધા ધીરે ધીરે હિંદુ સમાજમાં ભેળાઇ ગયા. આ શ્લોકમાંથી એવી રીતે આ "મઘ મંડળ"ની હસ્તીની ખબર મળે છે ને તે શ્રી જરથુશ્ત્રનું સ્થાપેલું હતું એમ પણ સમજાય છે. આ "મઝોઇ મગાઇ" શબ્દો હા ૪૬–૧૪ માં પણ એ જ અર્થમાં છે.

**આ પઇતી–ઝાન્તા :** ā paiti-zāntā : आ प्रतिजान्ता (प्रतिज्ञा) = Do affirm, pray approve! મંજુરી આપો, અનુમતિ આપો, માન્ય કરો. ક્રિયાપદ: આજ્ઞાર્થ, પરસ્મૈપદ, ૨/૩. ઋગ્વેદમાં પણ જ્યાં ક્રિયાપદ: વર્ગ ૯ મો આજ્ઞાર્થ, (imperative) હોય ત્યાં તેની આગળ "આ" ઉપસર્ગ ઘણે ઠેકાણે મૂકાયેલો છે. વળી હસ્તપ્રતોમાં 'જાનતા' કરીને 'ન' આખો લખાયેલો છે, પણ આ 'ન્' અર્ધો–વ્યંજન જ રાખવાનો છે, ને વ્યાકરણમાં તેમજ લખાય છે. વળી 'ન' આખો બોલો તો છંદમાં એક શ્રુતિ પણ વધી જાય છે. એ વર્ગમાં ધાતુ પર 'અ' લગાડયા વગર પણ સીધો પ્રત્યય લગાડાય છે.

**અહુરા :** Ahurā : असुर = Oh Ahurā ! હે અહુરા ! ૮/૧.

**નૂન્યાઓઁ :** nūnyā̊ : नून्यास् = Thou woudst commend, exult, bless, give bliss of, તું પરમાનંદ આપશે ! પરમસુખ બક્ષશે ! ક્રિયાપદ: વર્ગ ૨ ઇચ્છાર્થક (optative) પરસ્મૈપદ, ૨/૧. આ શબ્દ "નૂ–નાઓઁ" એમ છૂટો પાડી વચ્ચે સંધિચિહ્ન (hyphen) મૂકીને લખાયેલો હોવાથી તેનો "હવે અમને" એવો તરજુમો બધાએ કીધેલો છે, પણ આ પંક્તિમાં આ શબ્દ ક્રિયાપદ છે. એનો ધાતુ नु કે नू છે, અને તેનું આ ઇચ્છાર્થક (optative) રૂપ છે. હજારો વર્ષમાં મૂળ આર્ય ભાષાના અર્થ ભુલાઇ ગયેલા છે, અને પછી તે એવી રીતે ચૂંથાયેલા લખાતા બોલાતા હોવાથી તેના અર્થમાં ભ્રમ ઉત્પન્ન થયા છે.

**અવરે઼ :** avarə̄ : अवरम् (अवर्) = the least, the most humble, રંકમાં રંક, તુચ્છમા તુચ્છ: અતિ તુચ્છ. સામાન્ય નામ, ૨/૧. જુઓ જેકસનનું વ્યાકરણ § ૩૩૪ ને ૩૩૬. આ શબ્દ अव् ધાતુ પરથી નથી, ક્રિયાપદ રૂપે કે નામ રૂપે. अव् ધાતુ પરથી થતાં રૂપોમાં આ શબ્દોમાં આવેલો 'ર' કદી આવતો નથી. એ માટે સંસ્કૃત વ્યાકરણ ગ્રંથો જોઇ લેવા. આ "અવર" તો अव ઉપસર્ગ પરથી થયેલો છે.

**એ઼હ્મા :** ə̄hmā : अस्मा – अस्माकम् = Of us, અમારામાંના. ૬/૩. આ શબ્દ अस्माकम् નું ગાથાકાળનું પદરૂપ છે. જુઓ જેકસનનું વ્યાકરણ § ૩૮૮. આ શબ્દ ક્રિયાપદ નથી જ.

**રાતોઇશ્ :** Rātōiš : रातेम् (राति)=Of the grace, મહેરનો. ૬/૧.

**યૂષ્માવતાંમ્ :** Yūšmāvatąm : युष्मावताम् = Of those belonging to You, જે તમારા સંબંધીઓ (અમેષા સ્પેન્તા) છે તેઓની, તમારા સંબંધીઓની. ૬/૩.

એનો અર્થ "તમારા જેવાની" છેજ નહીં. એ તો વૈદિક કાળનો જ પ્રયોગ છે. છેલ્લા "તાંમ્"ની બે શ્રુતિઓ ગણવાની છે.

**૧૧ મા શ્લોકનો ભાવાર્થ :** હવેથી અષને, વૉહુમનોને અને ક્ષથ્રને હું મારી આગળ કયાં ભેગા કરું? હે મજ્દા! મહાન મઘમંડળને વિખ્યાત કરવા તમે સૌ મંજુરી આપો! હે અહુરા! એમારામાંના તુચ્છમાં તુચ્છને પણ તમારા સંબંધીઓની મહેરનો પરમાનંદ આપો!

આ છેલ્લા શ્લોકમાં બધા મુખ્ય અમેંષા સ્પેન્તાને (વિષ્ણુ, શિવ અને બ્રહ્માને-ગુરુ, શનિ તથા મંગળને) તેમજ મજ્દાને અને અહુરાને પૃથ્વી પોતાની મદદે બોલાવે છે. મજ્દા અહુરાએ શ્રી જરથુશ્ત્રને પોતાનો પેગમ્બર કરીને પૃથ્વીનાં દુઃખ મટાડવા આપ્યો, તેનો સ્વીકાર કરીને હવે પૃથ્વી જાણે અધીરી પડી હોય તેમ કહે છે કે અષને, વૉહુમનોને તથા ક્ષથ્રને હું મારે ત્યાં હવે પછી કયાં ભેગા કરું? એમની અષોઇ, સાત્વિકતા અને સંયમશક્તિ એ બધા દુઃખ બંધનમાંથી મોક્ષ પામવાના ઉચ્ચ સદ્ગુણો પૃથ્વીપરના લોકોમાં કયાં ને કયારે સંઘરાશે? તેમ થાય તો જ બધા સત્પંથે ચાલે ને પૃથ્વી પરનાં દુઃખ કમી થાય. વળી મજ્દાને તે અરજ કરે છે કે શ્રી જરથુશ્ત્ર સાહેબે જે મહા મઘમંડળ સ્થાપ્યું છે, તે હમણા તો માત્ર નાના વર્તુલમાંજ જાણીતું છે ને તેથી મર્યાદિત કામ કરી શકે છે, તેને હવે દુનિયામાં વિખ્યાતિ મળે, તેનો સદુપદેશ બધે ચોમેર ફેલાય તેમ કરો! દુનિયામાં નાનાં મંડળો તો અનેક થાય ને થોડુંક કાર્ય કરીને પછી કાળબળે ભુલાઇ જાય. પણ આ તો નવો પેગામ દુનિયાને આપવાનો છે, ને બધી દુનિયામાં તેને ફેલાવીને તેને સદ્ધર્મ તરીકે જાહેર કરીને તે કાળની સામે ટકી રહે તેમ કરવાનો છે. એવી વિશાળ કાળવેધી વિખ્યાતિ એ ધર્મને મળે તેની મંજૂરી મજ્દા પાસે પૃથ્વી માગે છે. અને છેલ્લે તે અહુરાને વિનંતિ કરે છે કે આ પેગમ્બરનો પેગામ બધે એવો ફેલાય ને તમામ લોક એવા સદ્ધર્મી ને સત્પંથી થાય કે તુચ્છમાં તુચ્છ માણસને પણ અહુરા મજ્દાની તથા સર્વ અમેંષા સ્પેન્તાની અમોલ મહેરનો મહા આનંદ પ્રાપ્ત થાય! સૌ કોઇ મુક્તિપંથે પડે ને આ સત્પંથ લઇને આત્માનો જે ખરો આનંદ છે તે દરેક જણ મેળવે! પૃથ્વીની આ કેવી ભવ્ય સ્તુતિ છે! અને આ અધ્યાયના મહા કવિ પેગમ્બર સાહેબની કલ્પના અને ભાવના કેટલી ઉંચે ચઢી છે! એથી વધુ તે આ દુનિયામાંનો સર્વોત્તમ નર શું માગી શકે? આ ધર્મનું શિક્ષણ લઇને તે પ્રમાણે કોઇ પણ માણસ ચાલે તો તેનું જીવન ધન્યજ થાય!



શ્રી ગાથા અધ્યાય ૧ લો યસ્ન ૨૯ સમાપ્ત

# ગાથા અહુનવઇતિ-હા. ૨૮ મો

## અધ્યાય ૨ જો

## પ્રતિજ્ઞા

## –: ટિપ્પણ :–

સાસાનિયન જમાનામાં મુકાયેલા ક્રમ પ્રમાણે ૨૯ મા "હા"–વાળો "પ્રવેશક" પૂરો થયા પછી અને શ્રી જરથુસ્ત્ર સાહેબની પેગમ્બરીને અહુરા મજ્દાએ કબૂલ રાખ્યા પછી ને તેને જાહેર કર્યા પછી હવે અહીં આ ૨૮ મા હા માં પેગમ્બર સાહેબ સ્તુતિ કરે છે, અને પૃથ્વીનાં દુઃખ કાપીને તેને સંતોષ આપવા પોતે પોતાના આ મહાભારત કાર્યમાં સફળ થવા સંપૂર્ણ અષોઇ પાળવાની પ્રતિજ્ઞા લે છે.

હું ૨૯ મા હાની શરૂઆતમાં જણાવી ગયો છું તેમ આ "સ્તુતિ" હોવાને લીધે અને "અહ્યા યાસા"નો અર્થ બરાબર નહીં સમજાયાને લીધે, તેમજ ૨૮ મા 'હા'ની છેવટની લીટીઓનો સીધો સંબંધ ૩૦ મા હાની પ્રથમ શ્લોકની લીટીઓ સાથે છે તેની પણ સરતચૂક થયાથી ૨૯ મા ને ૨૮ મા હા નો ક્રમ બદલાઇ ગયેલો લાગે છે. બાકી હવે સમજ્યા પછી તો આપણા દસ્તુરજીઓએ આ મૂળ ક્રમ પાછો બરાબર મૂકવો જોઇએ. "જેથી હું પૃથ્વીના આત્માને સતોષ આપુ." એમ છેલ્લી લીટીમાં છે જ, તે પૃથ્વીની વાત અહીં એકદમ કયાથી આવી ? આગલા હા. ૨૯ માં જે પ્રવેશક છે તેના પર જ આ હા. નું સંધાણ છે.

*   *   *

### શ્લોક ૧ લો

**અહ્યા યાસા :** Ahyā yāsā : अस्य याचामि = I pray for this (upholding) એ (પુષ્ટિ આપવા) ને માટે હું યાચના કરુ છું. આ याच् ધાતુ અંગ્રેજી beg ની માફક છઠ્ઠી વિભક્તિમાં પણ કર્મ લે છેઃ I beg of this, અહીં છઠ્ઠી વિભક્તિ છે, તેનો ગુજરાતીમાં ચોથી વિભક્તિનો "માટે" શબ્દ લેવો જોઇએ. પૃથ્વી પર જે દુઃખના ઢગલા વધ્યા હતા અને તે ઘટાડવા અને પૃથ્વીની મુરાદ બર લાવવા પોતાને શક્તિમાન કરવા અને સ્પેન્તામન્યુના કાર્યને પુષ્ટિ આપવા પેગમ્બર સાહેબ આ યાચના કરે છે. એ "અહ્યા" સર્વનામનું સબંધી નામ "રફ્રેદ્રહ્યા" છે, ૬/૧ માં છે. યાસા–ક્રિયાપદઃ વર્તમાનકાળ, પરસ્મૈપદ, પહેલી વિભક્તિ એકવચન. ૧/૧. હું યાચું છું. હું યાચના કરુ છું. "અહ્યા" શબ્દ પાછળ આવતા "રફ્રેદ્રહ્યા"નું સર્વનામ છે.

**નેમઙ્હા :** Nəmaŋhā नमसा = With a low bow, નમનપૂર્વક, નમનતાઇથી, આરાધના સાથે નમન કરીને. ૩/૧.

**ઉસ્તાન-જસ્તો :** Ustāna-zastō उत्तान हस्तस् = Extending the hands in prayer, સ્તુતિ માટે હાથ ઊંચા કરતાં, ૧/૨. હાથ બે હોવાથી આ દ્વિવચનમાં છે. જુઓ જેકમનનું વ્યાકરણ § ૨૪૦.

રફ્‌ઐહ્યા : Rafəδrahyā : रम्घस्य = Of grasping and maintaining, of upholding, of supporting, ધરીને પકડી રાખવાની, ટેકો આપવાની વૃત્તિની, એનાં કર્મ "મ્યઑયૅના" અને "અતૂમ" પાછળ આવે છે. આ શબ્દ "ગાથા"માં બીજે ઠેકાણે પણ (હા ૩૩–૧૩ વગેરે) આવે છે, એ रप् ધાતુ પરથી નહીં પણ रम् ધાતુ પરથી નીકળેલો છે, જેનો અર્થ to hold, to grasp, પકડવું, ધરવું, એમ થાય છે, અને એ ધાતુનાં ક્રિયાપદોનાં રૂપમાં रब् તેમજ रप् પણ આવે છે : अरब्ध, रप्स्यति, रिप्सते જેવાં રૂપો ઋગ્વેદમાં ને મહાભારતમાં મળે છે. "વાજસનેયિ સંહિતા"ના ટીકાકાર મહીધરે रभ्री શબ્દ વાપરેલો છે, તેનો અર્થ "ગ્રહણ કરનાર, પકડી રાખનાર" એમ થાય છે. એ માટે જુઓ મોનિયર વિલ્યમ્સનો સંસ્કૃત–અંગ્રેજી મહાકોષ, બીજી આવૃત્તિ પૃષ્ઠ ૮૬૭ પહેલી હાર. रमस् અર્થ પણ Zeal, ardour, ઉત્સુકતા, આસ્થા જેવો થાય છે. એ रम् ધાતુ પર કર્તૃત્વવાચક घ्र પ્રત્યય ઉમેરાઈને આ रम्घ्र શબ્દ થયેલો છે, તેનું ૬/૧ રૂપ रम्घस्य–રફ્‌ઐહ્યા થયેલું છે. એમાં "આનંદ"નો કે "ધન્યતા" (blessedness) નો ભાવ નથી. એ સમજણ મૂળ પહેલવી વિદ્વાનોએ प्री એટલે to be pleased, આનંદ પામવું એ ધાતુ ઉપરથી આપેલી દેખાય છે ને તેથી પહેલવીમાં એનો અર્થ 'રામિશ્ન' કરીને કીધેલો છે, જેનો અર્થ "આનંદ" છે. હું જાણું છું કે આપણા ઘણા જરથોસ્તીઓ જેઓ આવો "આનંદ" નો અર્થ "ગાથા" ના ૨૮ મા હાના પહેલા જ શ્લોકમાં વાંચે છે, અને એ ગાથા સ્વાન આગળ ગેહસારણા વખતે ભણાય છે, ત્યારે તેમને સમજ પડતી નથી કે આવા શોકને ટાંકણે આ પ્રથમ જ આનંદની વાત ક્યાંથી આવી! પછી એનો ખુલાસો કરવા વિદ્વાનોને કંઇક ઊંચી ફિલસૂફી સમજાવવી પડે છે! ખરું જોતાં અહીં આ શબ્દમાં આનંદની વાત છે જ નહીં. અહીં તો સ્પેન્તા મન્યુની પ્રવૃત્તિને તથા વૉહુમનોના પ્રયોજનને ટેકો આપવાની–to uphold–વાત છે. શબ્દના બહારના રૂપથી ભોળવાઇને ખોટા ધાતુ લીધાથી એવો અનર્થ થાય છે.

મન્યેઉશ્‌...સ્પેંન્તહ્યા : Manyəuš ..Spəntahyā मन्योस्...श्विन्तस्य = Of Spənta Manyu સ્પેન્તા મન્યુના. ૬/૧. આ શબ્દનો મૂળ અર્થ The White Spirit, the pure spirit, શુકલ પક્ષી આત્મા, સાત્વિક આત્મા છે. ચંદ્રના ફર્યાથી એક માસમાં શુકલ પક્ષ (The bright half) અને કૃષ્ણ પક્ષ (The dark half) એમ બે પક્ષો પડે છે. આ જરથોસ્તી ફિલસૂફીના પાયામાં જે આ બે મન્યુઓ છે, તે ચંદ્રના દક્ષિણ અને ઉત્તરના બિંદુપાત (Nodes) છે. એટલે આ પૃથ્વીના સર્જનમાં મૂળથી જ પ્રકાશ અને અંધારની રમત છે. તેથી આ સ્પેન્તા મન્યુ એટલે દુનિયામાં નેકી ને ભલાઇ પ્રસરે તે માટે જ યત્ન કરનાર રૂડો અદૃશ્ય આત્મા, કૃષ્ણપક્ષી આત્મા જેને પાછળ "અચિસ્તો મનો" કહ્યો છે, તેનો વિરોધી. અહીં આ શ્લોકમાં જ શ્રી જરથુસ્ત્ર સાહેબ જણાવે છે કે પૃથ્વીના સર્જનકાર્યમાં એ સ્પેન્તા મન્યુએ અષની સાથે ભાગ લીધો હતો. એની વિશેષ સમજ માટે મારો "ગાથામાં જ્યોતિષનો પાયો" વાળો લેખ વાંચવો.

**મજ્દા :** Mazdā : मेधा = Oh Mazda ! હે મજ્દા ! ૮/૧. ગેલ્ડનરે પોતે આ "મજ્દા" શબ્દ શુદ્ધ પાઠ લેખે લીધેલો છે, ને તે જ બરાબર છે.

**પૉઉર્વ્યૅમ :** Pourvyəm : पूर्व्यम् =First of all, પ્રથમ. ૨/૧. વિશેષણ.

**અષા :** Aṣā : अषा, ऋता, ऋतेन = With Asha, અષની સાથે મળીને. ૩/૧.

**વીસ્પૅન્ઙ્ :** Vispəng : विश्वान् = All, world-wide, તમામ, વિશ્વવ્યાપી, સર્વ. ૨/૩. વિશેષણ "શ્યઑથૅના"નું.

**શ્યઑથૅના :** syəoθənā : च्यौत्ना = Actions, activities, પ્રવૃત્તિઓ, કાર્યો, ૨/૩. નાન્યતર. આ શબ્દમાંનો "થૅ-થ્" વ્યંજન જ છે. એ અક્ષર આખો સ્વર સાથેનો નથી. જો "થ" આખો બોલાય કે લખાય તો છંદમાં પણ એક શ્રુતિ વધી જાય છે, ને તેથી છંદોભંગ થાય છે. મૂળ ધાતુમાં પણ च्यौत्न જ છે, "त्" વ્યંજનરૂપે છે. એનું સબંધી ક્રિયાનામ "શ્કૅઁથ્રહ્યા" છે.

**વહ્હૅઉશ્...મનહ્હો :** Vaŋhəuš ..Manaŋhō : वंसोस्...मनंसस् = Of Vohu Mano, વૉહુમનોનું. ૬/૧. આ જૂના વૈદિક કાળના પદ્યમાંના પ્રયત્નો (accents) સાચવવા સ્પૅન્તા મન્યુ, વૉહુમનો જેવા બે નામના સંધી શબ્દો છૂટા છૂટા પણ લખાય છે, ને એ બે શબ્દોની વચ્ચે બીજા શબ્દો પણ મૂકવાની છૂટ હોય છે.

**ખ્રતૂમ્ :** Xratūm : क्रतुम् = Divine Purpose, દિવ્ય પ્રયોજન યા હેતુ, આ શબ્દ વેદમાં પણ ઘણો જ અગત્યનો છે. એના પુષ્કળ અર્થ સ્થાન પ્રમાણે થાય છે, ને તે પ્રમાણે જુદા જુદા અર્થ લેવાય છે. दक्ष અને क्रतु વેદમાં આવ્યા જ કરે છે, અને તેઓ અનુક્રમે Energy (ઉત્સાહ, ચાલકશક્તિ) અને Will (ઇચ્છાશક્તિ)ના ભાવમાં વપરાય છે. "ગાથા"ના અભ્યાસથી ફલિત થાય છે કે જેમ "સ્પૅન્તા મન્યુ"નો અષની સાથે સબધ છે, તેમ "અંગ્રમન્યુ" અથવા "અચિશ્તો મનો"ને સર્જવામાં મજ્દા અને આર્મઇતિ સાથે વૉહુમનોનો હાથ હતો. વૉહુમનો-શિવ-કલ્યાણ અને સહાર બન્ને કરે છે. આ શ્લોકમાં क्रतु-ખ્રતૂ-નો અર્થ હું divine purpose in creating this Universe, આ સૃષ્ટિનું સર્જન કરવામાં સુધ્યાનો રહેલો દિવ્ય હેતુ-કરું છું. વેદમાં પણ એના અર્થ plan, design, purpose, એમ લીધેલા જ છે.

**યા :** Yā : या-येन = By which, જેથી. ૩/૧.

**ક્ષ્નૅવીષા :** Xsnəvīsā : यज्ञविषा-ज्ञविषा = I may satisfy, હું સંતોષ આપું. यज् ધાતુ પરથી यज्ञ નામ થયેલું છે, તે પરથી "ગાથા"માં "યસ્ન" શબ્દ થયેલો છે. સંભવ છે કે કોઈ જૂનો કાલગ્રસ્ત ધાતુ यज्ञु હોય જે "યસ્નુ" થઈ "યુષ્મત્"નો "ક્ષ્મત્" થયો તેમ "ક્ષ્નુ" થયો હોય. વળી યુરોપીય વિદ્વાનો "ज्ञु" પરથી "સ્નુ" થઈ "ક્ષ્નુ" થયેલો ધારે છે, તે પણ હોય. બન્ને ધાતુના અર્થમાં, "સ્તુતિ કરવી, સ્તુતિ કરીને સંતોષવું" એવા ભાવ છે. એટલે ક્ષ્નુના અર્થ To gratify, to please, to adore સંતોષવું, આનંદ આપવો, બંદગી કરવી, આરાધવું એમ થયા છે તે યુક્ત

છે. આ "ફ્નઁવીષા" ક્રિયાપદ છે. અનિયમિત કાળ, સંશયાર્થ: ૧/૧. (iš-Aorist, Subjunctive, 1/1.) હું સંતોષ આપું.

ગૅઉશ્: Gāuš: गोस्= Of Earth, પૃથ્વીના. ૬/૧.

ચા: Cā: च=also, પણ.

ઉર્વાનૅમ્: Urvānəm: उर्वणम्-ऋनम् = To the soul, આત્માને. ૨/૧. આ શબ્દની વ્યુત્પત્તિ માટે હા ૨૯-૧ માંના એજ શબ્દનું ટિપ્પણ જુઓ.

**૧લા શ્લોકનો ભાવાર્થ:** નમનતાઇથી ઊંચા હાથ કરીને, હે મઝ્દા! અષની સાથે સાધેલી સ્પેન્તા મન્યુની આ તમામ પ્રવૃત્તિઓને તેમજ વોહુમનોના દિવ્ય પ્રયોજનને આ પુષ્ટિ આપવાની હું પ્રથમ યાચના કરું છું, જેથી પૃથ્વીના આત્માને હું સંતોષ આપું.

આ હાના પ્રથમ શ્લોક પરથીજ સ્પષ્ટ થાય છે કે એ શ્લોક અને આ ૨૮ મો હા ૨૯ મા હાના છેલ્લા શ્લોક પછીજ આવી શકે. "અહ્યા યાસા" એમ પહેલાજ શબ્દો છે: "એ પુષ્ટિ માટે હું યાચું છું"–એટલે કોને માટે? ૨૯ મા હા માં પૃથ્વીની ફરિયાદ ને તે પરથી થયેલા અહુરા મઝ્દા ને અષ સાથેના સંવાદ પછી પૃથ્વીને પેગમ્બર સાહેબની નવાજેશ મળી, તે 'હા'નો "પ્રવેશક"–Prologue–છે; શ્રી જરથુશ્ત્ર સાહેબને આ દુનિયામાં જન્મ લેવાનું કારણ સમજાવનારો છે. તે પછીજ શ્રી જરથુશ્ત્ર સાહેબ એ પૃથ્વીને સંતોષ આપવા ને તેનાં દુ:ખ કાપવા માટે પોતે અહુરા મઝ્દાને વચન આપે છે ને તેની સ્તુતિ કરે છે કે એ કાર્યમાં તેઓ તેમને ફત્તેહ આપે. એટલે ગાથાનો પહેલો હા 'ક્ષમઇબ્યા ગૅઉશ્ ઉર્વા'થીજ શરૂ કરવો જોઇએ. હું આપણા મોટા દસ્તુરજીઓને વિનંતિ કરુ છું કે આ સત્ય હવે સ્પષ્ટ રીતે જાણ્યા પછી "ગાથાઓ"ના ક્રમમાં ફેરફાર કરીને ૨૯ મો હા પહેલે ને ૨૮ મો હા પછી ભણાવે. **અણજાણપણામાં ભૂલ ચાલતી આવી તેનો ઉપાય નથી. ભાષા બરાબર સમજાયા વગર જે ભૂલ થઇ તે થઇ. પણ હવે સમજ-પડ્યા પછી તો ભૂલમાં સુધારો કરવો જ જોઇએ. એ તો ખરા સવાબનું જ કામ છે.**

વળી આ ૨૮ મા હા. ના છેલ્લા ૧૧ મા શ્લોકની આખરે કહ્યુ છે કે "તમારા સ્પેન્તા મન્યુના મુખદ્વારા તમારી તરફથી મને આજ્ઞા આપો કે જે વિધિઓ દ્વારા જીવનનો પ્રથમ ઉદ્ભવ થયો," અને પછી હા. ૩૦–૧ માં પહેલી જ લીટીમાં છે કે "અત્ તા વક્ષ્યા ઇષૅન્તો...." એટલે "હવે તે બેને–બન્ને મન્યુઓને–હું આલેખી બતાવીશ." અહીં તદન સ્પષ્ટ છે કે હા. ૨૮ ની છેલ્લી લીટીની સાથે હા. ૩૦ ની પહેલી લીટી સંકળાયેલી છે. આ સાહદત તદન ખુલ્લી છે, એટલે હા. ૩૦ ની અગાઉ જ હા. ૨૮ જોઇએ અને તેની અગાઉ તો પહેલો હા. તે હા. ૨૯ જોઇએ જે "પ્રવેશક" છે. આ સત્યને જોયા–જાણ્યા છતાં તેને વેગળે મૂકીને બે હજાર વર્ષ પર ગમે તે કારણથી "ગાથા"ના હા. ઓનો ઊલટો સૂલટો ક્રમ ગોઠવાયો હોય તે ભૂલને ચાલુ રાખવાની હઠ પકડવામાં કંઇ સાર નથી.

# હા. ૨૮-શ્લોક ૨ જો

યૅ-વાઓઁ : Yō-vā̊ : यम्-वस् = You Yourselves, You those very persons ખુદ તમોને, ખુદ તમારી પાસે. ૨/૩. સંસ્કૃતમાં वस् वस् એટલે Thou that very person, તે ખુદ તું જ, એમ લખાય છે.

મજ્દા અહુરા : Mazdā Ahurā : मेधा असुर = Oh Mazdā Ahurā ! હે મજ્દા અહુરા ! ૮/૧-૮/૧. અહીં પણ "મજ્દા અહુરા" એમ જોડેલો શબ્દ નથી, પણ એ બે છૂટા છૂટા શબ્દો છે. હા ૨૯-૬ માં પણ "અહુરો મજ્દાઓ" એમ બે છૂટા શબ્દો વિભક્તિના જુદા જુદા પ્રત્યયો લાગીને થયેલા છે. અહીં એકલા "અહુરા"ને કે એકલા 'મજ્દા'ને સંબોધન નથી, પણ આ શ્લોકમાં મન, સંકલ્પ, દેહ, જીવન, સિદ્ધિ વગેરેની વાત છે, એટલે પરમાત્મા અને પ્રકૃતિ એ બન્નેને સંબોધ્યા છે.

પઇરી-જસાઇ : Pairī-jasāi : परि जसै = I will approach, may I approach હું આવીશ, હું આવી મળું. ધાતુ जस् = to go, to come, જવું, આવવું, અને परि ઉપસર્ગ છેઃ તમારા તરફ. ક્રિયાપદઃ અપૂર્ણભૂતકાળ, સંશયાર્થ, પરસ્મૈપદ, ૧/૧. જુઓ જેકસનનું વ્યાકરણ § ૪૬૨.

વોહૂ મનઙ્હા : Vohū manaŋhā · वसु मनसा = With purity of mind, સાત્વિક મનથી. ૩/૧. અહીં એ ગુણવાચક નામ છે.

મઇબ્યો : Maibyō मभ्यम्-मह्यम् = For or unto me, મારે માટે યા મને. ૪/૧. આ "બ્યો" પ્રત્યય બહુવચનના જેવો લાગે છે, પણ સંસ્કૃતમાં તો એ એક વચનમાં જ मह्यम् છે.

દાવોઇ : Dāvōi : धावे = In order to purify, to keep purified, શુદ્ધ પવિત્ર કરવા માટે, સ્વચ્છ નિર્મળ રાખવા માટે. ધાતુ धाव्₂ = to purify, સામાન્યરૂપ, ૪/૧. અહીં શ્લોકના ભાવાર્થ પ્રમાણે दा ધાતુ પરનો શબ્દ નથી અને એનો અર્થ to grant-બક્ષવા નથી. "આયપ્તા" એટલે સિદ્ધિઓ કંઇ માત્ર બક્ષિશથી મળતી નથી, એ તો મહેનત કરી સંયમ પાળીને બહુ શ્રમે મેળવવી પડે છે અને તે મેળવ્યા પછી તેને પવિત્ર રાખવી પડે છે. તેનો કંઇ દુરૂપયોગ કરી શકાય નહીં. આધ્યાત્મિક જ્ઞાન વગર આવા શબ્દના ખોટા અર્થ થઇ ગયેલા છે.

અહ્વાઓઁ : Ahvā̊ : अस्वोस्=Of both the existences, બન્ને જીવનોની. ૬/૨. ધાતુ अस् = to be or to live અને असु = પ્રાણ, જીવન.

અસ્તવતસ્-ચા : Astvatas-cā : अस्थ्वतश्च (अस्थन्वत्) Having bones, corporeal હાડકાવાળું, શારીરિક, દૈહિક, ભૌતિક. ૬/૧. સંસ્કૃત શબ્દ अस्थि (bone) ના મંદ રૂપાંતર તરીકે अस्थन् શબ્દ છે, અને ઋગ્વેદમાં મં० ૧-૧૬૪-૪ अस्थन्वन्तं આ "અસ્તવતસ્" ના અર્થમાં વપરાયેલો છે. ત્રીજી વિભક્તિમાં अस्थ्ना એમ "થ" વ્યંજન તરીકે લખાય છે, એટલે વેદકાળ પૂર્વે એ अस्थ् શબ્દ જ વપરાતો હોવો જોઇએ એટલે જ "અસ્તવત્ ગએથા" નો

અર્થ પ્રકૃતિના જડ સ્વરૂપવાળી લૌકિક સૃષ્ટિ થાય છે. आस्थ માં अ ઉદાત્ત છે અને स्थि અનુદાત્ત છે, ભાર વગરનો છે તેથી ગાથાવાચનના નિયમ પ્રમાણે "સ્થ્" ને "સ્ત્" કીધેલો છે. "ગાથા" માંના સ્વરભારના નિયમ જાણ્યાથી આ બધાં રૂપ હવે સમજાય છે. એ શબ્દ તથા પાછળ આવતો "મનઙ્‌હો" શબ્દ એ બન્ને "આયપ્તા" નાં સંબંધી નામો છે.

હ્યત્–ચા : Hyat-cā : स्यत् च = And also, અને તેમજ.

મનઙ્‌હો : Manaŋhō मनसस् = Of the mind or spirit, માનસિક યા આધ્યાત્મિક, મનની, આત્માની. ૬/૧.

આયપ્તા : Āyaptā : आयप्ता = Attainments, accomplishments, siddhis, પ્રાપ્તિઓને, સિદ્ધિઓને. ૨/૩ નાન્યતર. એ "દાવોઇ" નું કર્મ છે.

અષાત્ હચા : Asāt hacā : अषात् सचा = By ever associated with holiness or righteousness. અષોઇના અચળ સંસર્ગથી. ૫/૧.

યાઇશ્ : Yāiš : यैः = By or through which (attainments), જે (સિદ્ધિઓ) વડે. ૩/૩.

રપન્તો : Rapantō : रमन्तो–रमन्तः = The faithful, ardent, zealous, શ્રદ્ધાળુ આસ્થાવાળા, આસ્તિક, મુમુક્ષુ, ઇશ્વરી જ્ઞાન મેળવવાની ઇચ્છાવાળા. ૨/૩. કૃદંતનામ. સંસ્કૃતમાં रमस्वत् શબ્દ એ જ અર્થમાં છે.

દઇદીત્ : Daidit : दधीत्–अदधात् = It (holiness) would direct or lead, તે (અષોઇ) દોરવશે, પ્રતિ લઇ જશે, ધાતુ धा = to direct, દોરવવું. ક્રિયાપદઃ અપૂર્ણભૂતકાળ પરસ્મૈપદ, ૩/૧. સંસ્કૃત ब्रू ગાથાનો म्रू ધાતુ છે તેનું अब्रवीत् રૂપ જે કાળ પુરુષ વચનમાં થાય છે, તેજ રીતનું આ રૂપ છે. જુઓ જેકસનનું વ્યાકરણ § ૫૫૦. આ રૂપ ઘણુંજ જૂનું લાગે છે. સંસ્કૃતમાં दधीत રૂપ છે તે આત્મનેપદ છે.

ખ્વાથ્રે : Xvāθrē : स्वाग्ने = Into own sacred internal fire or light, પોતાના અંતરના પવિત્ર આતશમાં, અંતર જ્યોતિ તરફ ૭/૧. આ શબ્દના સુખ, આનંદ, એવા જુદા જુદા અર્થ બધા વિદ્વાનોએ લીધેલા છે, પણ તે યુક્ત નથી. આ શબ્દ स्व + अथर् = one's own fire, પોતાનો આતશ, અંતર જ્યોતિ, એમ બનેલો છે. એ શબ્દ મૂળ આતર્, આથ્ર એવાં મૂળનો છે, અને એનાં વિભક્તિનાં રૂપો કંઇક અનિયમિત છે. એ "અ" સ્વરપ્રત્યયનાં તેમજ "અર્" પ્રત્યય એમ બન્નેનાં રૂપ લે છે, એટલે એની વિભક્તિ મેળવતાં ગૂંચવણ થાય છે. "ખ્વાથ્ર" થયો હોવાથી "યસ્ન"ની માફક "ખ્વાથ્રે" સાતમી વિભક્તિ બને છે. ગેલ્ડનરે જે મોટો ને લાંબો "એ" છેડે લખ્યો છે તે બરાબર છે. અંગ્રેજી ઊંધા "ə" ઇ ની ઉપર કાપો દોરેલો "એ" તો બહુધા વ્યંજનને બદલે જ "ગાથા"માં શબ્દને છેડે વપરાય છે, અને આ "ખ્વાથ્ર" કંઇ "ખ્વાથ્ર" નથી, એ ઉચ્ચાર પણ થઇ શકે નહીં. દરેક શબ્દના રૂપને તેની વિભક્તિને, અર્થને વગેરે લગતી બધી દિશાઓથી તે શબ્દનું તોલન થવું ઘટે છે.

**૨ જા શ્લોકનો ભાવાર્થ :** હે મજ્દા અહુરા ! ભૌતિક તેમજ આધ્યાત્મિક (એ બન્ને) જીવનોની અષોઇના અચળ સંસર્ગથી (મળતી) પ્રાપ્તિઓ, જેઓ વડે શ્રદ્ધાળુ જનોને તે (અષોઇ) અંતર જ્યોતિ તરફ દોરવે છે, તે સર્વને મારે માટે પવિત્ર રાખવાને હું ખુદ તમારી પાસે સાત્વિક મનથી આવું છું

હવે આ શ્લોકમાં પોતાની અચળ અષોઇથી મેળવેલી બન્ને દુનિયાની—બન્ને જાતના જીવનોની—તન મનની સિદ્ધિઓને હમેશ પવિત્ર રાખવા ને નિભાવવા પેગમ્બર સાહેબ મજ્દા અહુરાને વિનંતિ કરે છે જો બધા વિચારો ને કર્મો શુદ્ધ સાત્વિક રખાય તો તન મન પર કાબુ મળે ને તેથી હમેશની અષોઇ પ્રાપ્ત થાય, તો પછી પાપ જ ક્યાથી થાય ? આવી મહામૂલ્યવતી સિદ્ધિઓ પવિત્રતાથી જ—અષોઇથી જ—મળે છે, એટલે એ સિદ્ધિઓ તે અષોઇ આસ્તિક માણસોને અંતર જ્યોતિના દર્શન કરવા તરફ દોરવે છે પેગમ્બર સાહેબને તો દુનિયાના બગડી ગયેલા રાહઘાટને સુધારવાનું ને લોકોને શુદ્ધિ, સત્કર્મ ને ખુદા તરફ વાળવાનું ભારે કામ મળેલું છે, એટલે પૂર્ણ અષોઇથી જે આવી સિદ્ધિઓ તેમણે મેળવી છે તે સૌને સદાની પવિત્ર રાખવા ને નિભાવવા પેગમ્બર સાહેબ મજ્દા અહુરાને અરજ કરે છે એ સિદ્ધિઓ પૂર્ણ સંયમને બળે સદા પોતાની પાસે રહે તો જ પેગમ્બર સાહેબનો બોધ લોકો સાભળે ને તે પ્રમાણે વર્તે પેગમ્બર સાહેબને પોતાનું કામ કેટલું મુશ્કિલ છે તેનું પૂર્ણ ભાન છે, અને તેને પહોચી વળવા માટે આરંભથી જ બધી તૈયારી કરી રાખે છે.

## હા. ૨૮—શ્લોક ૩ જો

યૅ વાઓ: Yō vā : यस् वस् = You Yourselves, ખુદ તમોને, ખુદ તમારી પાસે ૨/૩.

અષા: Aṣā : अष = Oh Asha, હે અષ! ૮/૧.

ઉફ્યાની: Ufyānī : उव्यानि = I would weave or compose hymns, I would *sing* praise, હું (ગીતો) ગૂંથીશ–વણીશ. ધાતુ વે. આને પણ કવિઓ I shall weave my songs, હું મારાં ગીત ગૂંથીશ, એમ લખે છે. આ ક્રિયાપદનાં उव, वव થી જુદાં જુદાં અનેક રૂપ થાય છે "ઉફ્યાની" એટલે "હું ભક્તિનાં ગીત–ભજનો–રચીશ." ક્રિયાપદ: સંશયાર્થ, પરસ્મૈપદ, ૧/૧.

મનસ્–ચા–વોહૂ: Manas-cā-Vohū : मनस–च वसु = And unto Vohu Manō! અને વોહુમનોને! ૨/૧.

અપઓઉર્વ્યેમ: Apaourvyəm : अपूर्व्यम्=Unprecedented, as never before અપૂર્વ, આગળ નહીં ગવાયેલાં એવાં. વિશેષણ.

મજ્દાંમ–ચા અહુરૅમ: Mazdąm cā Ahūrəm : मेधासम्–च असुरम् = and unto Mazda and Ahura. અને મજ્દાને અને અહુરાને ૨/૧. વાંચકો અહીં ખાસ નોંધ લે કે અહીં "મજ્દા અહુરૅમ્" જેવો એક શબ્દ નથી, પણ બીજી વિભક્તિનો પ્રત્યય "મ્" મજ્દાને તથા અહુરાને જુદા જુદા શબ્દ રૂપે લગાડેલો છે. એટલે એ બે જુદી જુદી વ્યક્તિઓ છે. જ્યાં "મજ્દા અહુરા" લખાય છે ત્યાં પણ છૂટા જ લખાય છે. અહીં "મજ્દાંમ્"ની ત્રણ શ્રુતિ ગણવાની છે: મજ્–દા–હાંમ્ એ મૂળમાં मेधासम् છે. જુઓ જેકસનનું વ્યાકરણ § ૩૫૬.

યએઇબ્યો: Yaēibyō : येभ्यस् = By whom, by whose grace જેઓથી, જેઓની મહેરથી. ૫/૩.

ક્ષથ્રૅમ–(ચા): Xsaθrəm-(cā) : क्षत्रम्–(च) = And the power of self-control (of khshathra), અને (ક્ષથ્રની) સંયમ શક્તિને. ૨/૧. "ક્ષથ્રૅમ" પછીનો "ચા" નહીં જોઈએ.

અઘ્જઓન્વમનૅમ: Aγžaonvamanəm : अक्षुण्णमनम्–अक्षुण्णमानम् = Known or calculated as unconquerable, અજિત ગણાતા. ભૂત–કૃદંત વિશેષણ. ૨/૧. ધાતુ क्षुद् = to crush; to conquer.

વરૅદઇતી: Varədaitī : वर्धति = Increases, વધારે છે. ક્રિયાપદ: વર્તમાનકાળ, પરસ્મૈપદ. ૩/૧. ધાતુ वृध् = to increase.

આરમઇતિશ્: Āramaitiš : अरमतिम् = Āramaiti. આરમઇતિ. ૧/૧. આ શબ્દ વેદમાં પણ મળે છે, પણ अरम् + मति પરથી વેદશાસ્ત્રીઓ એને 'પૃથ્વી'નું એક નામ ગણે છે. વેદમાં એને એક દેવી તરીકે પણ ગણી છે, જે દેવોના અને પવિત્ર કાર્યોના ભક્તોનું રક્ષણ કરે છે. એને વળી સદા કાર્યરત (active) અને બધે ઠેકાણે જતી જણાવી છે. એને વળી કાંતિ (splendour), ચળકાટ (lustre) અને કીર્તિ (glory) તરીકે પણ ગણાવી.

છે. એ તાબેદારીમાં ને ભક્તિમાં સદા તત્પર હોય છે. આ અરમતિના ગુણો બહુ જૂના કાળથી આર્યોમાં જાણીતા થયેલા હશે, ને તે જ વેદ મારફતે વર્ણવાયા છે. હવે, જ્યોતિષશાસ્ત્ર પ્રમાણે આ બધા ગુણ સરખાવતાં તે પૃથ્વીના નહીં પણ ચંદ્રના જ છે. "ગાથા"માં અષની સાથે હમેશાં સહકાર સાધતી અમેષા સ્પેન્તા તે આરમઇતિ જ છે. એ ખરી રીતે अरमति જ લખાય. એટલે જ્યોતિષમાં પણ ગુરુની સાથે જ ચંદ્રને જોવાય છે. એ બન્નેનાં ફળ જોતી વખતે, એ બન્નેની સ્થિતિ ધ્યાનમાં લેવી જ પડે છે; નહીં તો ફળ બરાબર આવે જ નહીં. ચંદ્ર રાતદિન પૃથ્વીની આજુબાજુ ફર્યા કરે છે, સદા તાબેદાર છે, ભક્તિભાવપૂર્ણ છે, સૂર્ય અસ્ત થયા પછી મોડે વહેલે પણ પૃથ્વીને અમૃત જેવો ઠંડો પ્રકાશ આપે છે, પૃથ્વીનાં તમામ ઝાડપાનને, સમુદ્રને, ખનિજને, પ્રાણીઓને સુદ્ધાં એ અસર કરે છે, ને તે સૌની વૃદ્ધિમાં પોતાનો ફાળો આપે છે. અહીં તો આટલું જ બસ છે. "ગાથા" પછી બહુ કાળ ગયા પછી વેદ પ્રગટ થયા હશે, ને તે વેળા આ 'અરમતિ' તે ચંદ્ર હોવાનો ભેદ ભુલાઇ ગયેલો હશે. વળી "અરમતિ" તે ચંદ્ર જ છે તેની એક બીજી સાબિતી પણ છે. अर જે ऋ ધાતુ પરથી થયેલો છે તેનો અર્થ Swift, speedy, ઝડપી, વેગવંત પણ થાય છે. બધા ગ્રહોમાં ચંદ્રની ચાલ સૌથી વધુ ઝડપી છે, તે તો જાણીતું છે, એટલે "અર–મતિ" એટલે ઝડપી ચાલવાળી પણ થાય છે, એટલે 'અરમતિ' અને 'અરમ્મતિ'–એ બન્ને ચંદ્રને જ લાગુ પડે છે.

અવેસ્તા લિપિમાં આ "આર્મઇતિ" શબ્દ અર્ધ–વ્યંજન–"ર્" સાથે લખાય છે, પણ ખરી રીતે તે 'આરમઇતિ' એમ સંપૂર્ણ 'ર' સાથે લખાવો જોઇએ. મૂળ શબ્દ <u>अरमति</u> છે, અને 'અ' અનુદાત્ત છે, તેથી 'અ'નો ગાથામાં 'આ' થયેલો છે અને "ર" ઉદાત્ત હોવાથી તેની પાછળનો म સ્વરિત છે, તેથી ગાથાના પદ્યની વિધિ પ્રમાણે "મ" નો "મઇ" થયો છે. માટે "ર" તો એમજ આખો રહેવો જોઇએ. વળી એ આખો નહીં ને વ્યંજન રૂપે લખાય તો એક શ્રુતિ પણ બધે ઘટે છે! મારી સૂચનાની એ જ સાબિતી છે. બગડેલા શબ્દોના આવા ફેરફાર બહુ ઠેકાણે કરવા જેવા છે.

આ–મોઇ : Ā-mōi : आ–मे = These mine, આ મારાં. ૪/૧–૬/૧.

રફ્ઝ્રાઇ : Rafəərāi : रभ्रै = In order to uphold or support, પુષ્ટિ–ટેકો આપવાને માટે. સામાન્ય રૂપ, ૪/૧. જુઓ એ જ શબ્દનું હા ૨૮–૧નું ટિપ્પણ. ધાતુ रभ्र् છે.

ઝવઁગ્ : Zavōng : ह्वान्=Unto invocations, આવાહનોને, પ્રાર્થનાઓને. ૨/૩. ધાતુ ह्वे=to invoke, આવાહન કરવું.

જસતા : Jasatā : जसत (जस्)=Come ye! તમે આવો! ક્રિયાપદ : આજ્ઞાર્થ, પરસ્મૈપદ, ૨/૩.

**૩ જા શ્લોકનો ભાવાર્થ :** હે અષ! ખુદ તમારી પાસે હું ભક્તિનાં ગીત–ભજનો–ગૂંથીશ, અને હે વોહુમનો! અપૂર્વ (કોઇએ અગાઉ નહીં ગાયેલાં

એવાં ગીત રચીશ.) અને મજ્દાને ને અહુરાને (પણ હું ભજનો અર્પીશ) જેઓ (ની મહેર)થી ક્ષથ્રની અજિત ગણાતી શક્તિને આરમઇતિ વધારે છે. માટે આ મારાં આવાહનોને પુષ્ટિ આપવાને તમે આવો !

આગલા શ્લોકમાં મજ્દા અહુરાને પેગમ્બર સાહેબ પોતાના વિચારોને સદા શુદ્ધ રાખવા અને તેની મારફતે તનની ને મનની સિદ્ધિ પ્રાપ્ત કરાવવા વિનંતિ કીધા પછી હવે આ શ્લોકમાં તેઓ કહે છે કે મજ્દા અહુરાનાં તેમજ અષનાં ને વોહુમનોનાં પણ ભજનો હું રચીને ગાઇશ અને એવી રીતે મારી ઊંડી ભક્તિ હું પ્રગટ કરીશ. એ ભક્તિભાવથી–આરમઇતિની મહેરથી–ક્ષથ્રની વંશવૃદ્ધિની શક્તિ મળે છે ને વધે છે, એટલે આ મારાં કાર્યમાં દુનિયાને અષોઇને માર્ગે લઇ જવામાં મને પુષ્ટિ આપવા તમે બધા મારી પાસે આવો ! મને મદદ કરો !

હમણાં સુધી ત્રણ અમેષા સ્પેન્તાનાં–અષ, વોહુમનો ને ક્ષથ્રનાં–નામ આ "ગાથા"માં આવી ગયાં છે. હવે આ શ્લોકમાં પહેલવહેલું ચોથી નારી અમેષા સ્પેન્તા–આરમઇતિનું નામ આવે છે. બીજી બે નારી અમેષા સ્પેન્તા–હઉર્વતાત્ અને અમૃતાત્–છેક ૩૧ મા હાના ૬ ઠા શ્લોકમાં આવે છે. જ્યોતિષમાં રવિ, ચંદ્ર, અને મંગળ એકમેકના મિત્રો ગણાય છે, અને એ ત્રણે ગ્રહો એકમેકના શુભ સંબંધમાં હોય તો સંતાનની ને શક્તિની વૃદ્ધિ થાય. વીર્યનો–મર્દાઇનો બક્ષનાર મંગળ–ક્ષથ્ર છે. આબાદ તેજ વાત આ શ્લોકમાં છે ! દુનિયામાં અષોઇ રાખવી, નેકી કરવી ને પાક મન રાખવું અને ભક્તિ ભાવથી રહેવું, એટલે વંશની વૃદ્ધિ, જે ક્ષથ્રનો મંગળનો બ્રહ્માનો ગુણ છે, તે મળે છે, ને અષોઇનો વેલો વધે છે. ખુદાની સૃષ્ટિ આગલ વધીને આબાદ બને છે. જ્યોતિષનાં ગૂઢ સત્યો આવી રીતે "ગાથા"માં ઠેર ઠેર વેરાયેલાં છે. આપણી માનવસૃષ્ટિનાં અરે તમામ સૂર્યમંડળ (Solar System) ના વિધાયકો આ બધા ગ્રહો જ છે.

## હા. ૨૮—શ્લોક ૪ થો

**યેં ઉર્વાનૅમ્‌:** Yə urvānəm : यत् उर्वनम् = This very soul, ખુદ આ આત્માને, ૨/૧. આ 'યે' સાથેનો પ્રયોગ ઉપર "યે વાઓ" એ શ્લોકમાં આવી ગયા છે, તેવો જ છે.

**મૅન્‌:** Mən : त्मन् = Certainly, even, also, ખરેખર, ખચીત, પણ. ૭/૧. આ શબ્દ માટે વિદ્વાનોમાં ઘણો ઉહાપોહ થયેલો છે, અને ઘણા એને એટલે "મૅન્ ગઇરે" ને "ગઇરે-ન્માન" અથવા પહેલવી "ગરોત્માન" સાથે સબંધ ધરાવતો માને છે, તેમજ કોઇ એને સસ્કૃત मम-मन् એટલે "મારું" સર્વનામ ગણે છે. પણ અહીં તેવુ નથી. આ શબ્દ સસ્કૃત त्मन् છે. જેમાંના "ત્" નો લોપ થયેલો છે, જેમ त्मत् નો मत् થયેલો છે. આ त्मन् શબ્દ પરથી "દૅમન્" શબ્દ (self) થયેલો છે, પણ આ 'મૅન્' પણ त्मन् પરથી જ છે, ને એ અવ્યય છે. સસ્કૃતમાં એ સાતમી વિભક્તિમાં વપરાય છે, ને એનો અર્થ "ખચીત, ખરેખર, જરૂર, પણ" એવો થાય છે. જેકસન વ્યાકરણમાં જણાવ્યા પ્રમાણે § ૩૦૩ નિયમમાં સસ્કૃત "અ" નો ગાથાવાણીમા "ઍ કે એ" બન્ને થાય છે, તેજ પ્રમાણે આ "ત્મન્" નો "મૅન્" થયેલો છે. બાકી છદ પ્રમાણે "મારા" ના અર્થમા માત્ર "મે" "યે" પછી લખી શકાતે ને શ્રુતિની વધઘટ પણ થતે નહીં. પાછળ હા ૩૧-૫ માં પણ આ શબ્દ "મૅન્-ચા દઇધાઇ" આવે છે ત્યાં પણ તેનો અર્થ "અને ખચીત તે પર ધ્યાન ધરવાને માટે" એમ થાય છે.

**ગઇરે:** Gairē : गिरे = For invocation, for song of praise આરાધનને માટે. આવાહનને માટે. સ્તુતિ-ગાન-ભજન-ને માટે. ૪/૧. મૂળ ધાતુ गिर् છે. જેકસનના વ્યાકરણના § ૩૩૨ પ્રમાણે આ ચોથી વિભક્તિમા છે.

**વોહૂ..મનઙ્હા:** Vohū manaŋhā वसु मनसा = With pure mind, સાત્વિક મનથી. ૩/૧.

**દદે:** Dadə दधे (धा) = I direct, I set, હું દોરવુ, નિયુક્ત કરું. ક્રિયાપદ: વર્તમાનકાળ, આત્મનેપદ. ૧/૧.

**હથ્રા:** Haθrā सत्रा = Always, throughout, by all means, હમેશાં, સદા-કાળ, બધી રીતે. ૩/૧.

**અષીમ-ચા:** Asim-cā अशीम्-च, अर्षीम्-च = And mastership, અને સ્વામિત્વ ૨/૧. નારી જાતિ. ધાતુ अर् = to master, સ્વામિત્વ ધરાવવુ. "અષ" ને ગુરુ કહેવામાં આવે છે ત્યા પણ આ સ્વામિત્વનો જ ભાવ છે. આ શબ્દ હા ૨૮-૭ તેમજ હા ૩૪-૧૨ મા પણ આવે છે. હ્રસ્વ 'ષિ' સાથે "અષિ" હા ૩૩-૧૩ માં છે તેનો અર્થ જુદો-પ્રાપ્તિ-છે. આ ફરક ધ્યાનમાં રાખવાનો છે. च = અને.

શ્યઑથ્નનાંમ્ : Syaoθənanąm : च्यौत्नानाम् = Of works, products, કૃતિઓના, ઉત્પત્તિઓના ૬/૩.

વીદુશ્ : Vīdus : विदुस् = (विद्) = Having known, જાણતાં, પિછાનતાં, અવ્યય ભૂતકૃદંત ૧/૧. જુઓ જેક્સનનું વ્યાકરણ § ૭૫૦.

મજ્દાઑ અહુરહ્યા : Mazdāo Ahurahya : मेधासस् असुरस्य = Of Mazdā Ahurā, મઝ્દા અહુરનાં-ની. ૬/૧. અહીં "મઝ્-દા-ઑ"ની ત્રણ શ્રુતિ છે.

યવત્ : Yavat : यावत् = As long as. જ્યાં લગી. ૫/૧.

ઇસાઇ : Isāi : ईशे = I am master of, I hold authority, હું અધિકાર ધરાવું. ક્રિયાપદ : વર્ગ ૨, સંશયાર્થ, આત્મનેપદ. ૧/૧.

તવાઇ-ચા : Tavāi-cā : तवै-च = and I am able, I am strong, ને હું શક્તિમાન રહું, હું સમર્થ રહું. ક્રિયાપદ : વર્ગ-૨, સંશયાર્થ, આત્મનેપદ, ૧/૧. ધાતુ-તુ. "ઇસાઇ" ને "ક્ષાઇ" પ્રમાણે એ પણ "તવાઇ" જોઇએ.

અવત્ : Avat तावत् = So long, ત્યાં લગી, ત્યાં સુધી. ૫/૧.

ક્ષાઇ : Xsāi : क्षायि = I shall abide or remain, હું આધીન રહીશ, હું તે પ્રમાણે ચાલીશ. क्षि - ધાતુ. ક્રિયાપદ : વર્ગ-૨, સંશયાર્થ, આત્મનેપદ, ૧/૧. જુઓ આ "ક્ષાયિ" રૂપ માટે મો. વિ. કોષ-क्षि ૪ બીજી આવૃતિ પૃ. ૩૨૮. એ બે શ્રુતિમાં "ક્ષા-ઇ" બોલવાનો છે.

અએષે : Aēsē एषे = In the desire, by the will, ઇચ્છામાં, ઇચ્છાને અનુસરીને. ૭/૧. આ શબ્દનો ધાતુ પણ इष् કે ईष છે. એ જ ધાતુ પરથી હા ૨૯-૧ નો 'અએષ્મો' શબ્દ નીકળેલો છે. જેનો અર્થ "હવસ" છે.

અષહ્યા : Asahyā : अपस्य = Of Asha. અષની. ૬/૧.

**૪ થા શ્લોકનો ભાવાર્થ :** ખુદ મારા આત્માને પણ હું સાત્વિક મનથી આરાધનાને માટે સદાકાળ દોરવું, અને મઝ્દાની અહુરની કૃતિઓના-સર્જનના-સ્વામિત્વને પિછાનતાં જ્યાં લગી હું અધિકાર ધરાવું ને શક્તિમાન રહું ત્યાં લગી હું અષની ઇચ્છાને આધીન રહું.

આગલા શ્લોકમાં મઝ્દા અહુરને તેમજ અમેષા સ્પેન્તાઓને પોતાના આવાહનને પુષ્ટિ આપવા બોલાવ્યા પછી હવે આ શ્લોકમાં પેગમ્બર સાહેબ પોતાની પ્રતિજ્ઞાને આગળ વધારે છે. મઝ્દા અહુરએ જે સૃષ્ટિ રચી છે તે પર તેઓનો જ અધિકાર છે, તેઓનું જ સ્વામિત્વ છે, આપણું કશું નથી, એટલે આપણે તો આપણી ફરજનાં જે કાર્યો કરીએ, તે આપણી જ મતલબ સારવા નહીં, પણ સાત્વિક મનથી ને નિર્મળ ભાવથી કરીએ તો જ મઝ્દા અહુરને સંતોષ મળે. એટલે આ દુનિયાનું રાજ્ય તો પરમાત્માનું જ છે, તે બરાબર સમજીને, આપણા આત્માને સાત્વિક મનવાળો કરવો જોઇએ, એવો ઊંડો ભાવ આ શ્લોકમાં છે. એટલે જ પેગમ્બર સાહેબ અહીં કહે છે કે હું ખાલી તમારાં ભજનો જ રચીને તે ગાયા કરું નહીં, ને એમ શબ્દોથી જ તમારી ભક્તિ કરું નહીં, પણ ભજનો સાથે મારા ખુદ આત્માને પણ હંમેશાં હું સાત્વિક મનવાળો કરીને એ ભજનો-

આશાધનો તરફ દોરવું. વિશેષમાં તેઓ કહે છે કે દુનિયાની તમામ વસ્તુઓની માલિકી તો મઝ્દા અહુરાની જ છે, એની મને બરાબર પિછાન થઇ છે, એટલે મારામાં અધિકાર ને શક્તિ જ્યાં લગી રહેશે ત્યાં લગી હું સદા અષની– અષોઇની જ ઇચ્છાને આધીન રહીશ ને કદી કાંઇ અપવિત્ર કાર્ય કરીશ નહીં. અષોઇને ખાતર જ અષો બનવા અને સત્વને ખાતર જ સાત્વિક રહેવાની અહુનવરના અને અષેમ્ વૉહુના કલામોની જ આ પ્રતિજ્ઞા છે. પેગમ્બર કે મોટા ઉપદેશક થવા નીકળેલા ગુમશાહી શખ્સો જુએ કે પેગમ્બર થવા માટે કેવી કસોટીઓ છે !

## હા. ૨૮—શ્લોક ૫ં મો

અષા : Asā : अष = Oh Asha! હે અષ ! ૮/૧.

કત્ : Kat : कद्–कत् = When, ક્યારે ?

થ્વા : Θwā : त्वा = Thine, તારું.

દરૅસાની : Darəsānī : दर्शांणि = Should I be worthy to see, જોવાને લાયક બનીશ, દર્શન કરવાને લાયક બનીશ. ધાતુ दृश् = to see. ક્રિયાપદઃ સંશયાર્થ: આત્મનેપદ ૧/૧.

મનસ્-ચા-વૉહૂ : Manas-cā Vohū : मनश्च वसु = and Vohu Mano, અને વૉહુમનોને. ૨/૧.

વએદૅમનો : Vaēdəmanō : वेदमानः = knowing, having a correct notion of, having a clear idea of, જાણતાં, પરખતાં, સ્પષ્ટ સત્ય-ધારણા રાખતાં, (કોઇ પણ ચીજ) નું સાચું અનુમાન રાખતાં. ધાતુ विद् = જાણવું વગેરે. વર્તમાનકૃદંત. ૧/૧.

ગાતૂમ્-ચા : Gātūm-cā : गातुम्-च = and the place of abode, અને રહેવાનાં ધામને, સદ્ધામને. નામ, ૨/૧. "દરૅસાની"નું કર્મ છે.

અહુરાઇ : Ahurāi : असुराय = For Ahurā, અહુરાને માટેનું. ૪/૧. ગુજરાતીમાં તો "અહુરાનું" એમ ૬ ઠી વિભક્તિમાં જ આવી શકે. "ઇ"-"ય"ની માફક આખો બોલવાનો છે.

સૅવિશ્તાઇ : Səvištāi : शविष्ठाय = For the strongest, the most powerful મહાશક્તિશાળી માટેનું, ૪/૧. આ "અહુરાઇ"નું વિશેષણ છે, તેથી એ બન્ને શબ્દો એક જ વિભક્તિમાં વપરાયેલા છે. અહીં પણ "ઇ" આખો બોલવાનો છે.

સૅરઑષૅમ્ : Səraosəm : श्रोषम् : Sarosh, the leader of the angels in Zoroastrian Literature, સરોષને. ૨/૧ ધાતુ श्रु, = to be obedient, to serve, તાબેદાર રહેવું, સેવા કરવી. વેદમાં એ ધાતુ પરથી થયેલું એવું જ ક્રિયાપદનું રૂપ श्रोषन् છેઃ श्रोषन् ये अस्य (ઋગ્વેદ મં. ૧-૬૮-૯), श्रु નો અર્થ "સાંભળવું" પણ થાય છે, તે પરથી જ श्रुति એટલે પરમાત્મા તરફથી પ્રેરણા રૂપે **સાંભળીને** મેળવેલું જ્ઞાન અથવા ધર્મનો આદેશ, એ શબ્દ થયો છે. "ગાથા", વેદસંહિતા—એ શ્રુતિગ્રંથો છે. એમાં પરમાત્મા તરફથી ઋષિઓએ મેળવેલા આદેશ છે. એ ગ્રંથો સામાન્ય માણસની બુદ્ધિથી લખાયેલા નથી. એ પરથી ને એનાથી જુદા બનેલા તે સ્મૃતિ ગ્રંથો કહેવાય છે, તે જ્ઞાની ને અનુભવી વિદ્વાનોએ બનાવેલા ધર્મને લગતા અને નીતિના ગ્રંથો—જેવા કે "મનુસ્મૃતિ" વગેરે.

જરથોસ્તી ધર્મમાં આ સરોષને અવસ્તામાં મોટા યઝતનું સ્થાન મળેલું છે. આત્માઓનો એ રાહબર છે. "સરોષ યસ્ત"માં આપેલા વર્ણન પરથી હું એને શ્રવિષ્ઠા યા ધનિષ્ઠા નક્ષત્રનો અધિપતિ ગણું છું. એનું ગ્રીક નામ *Alpha Delphini* છે. ગાથાના હા-૪૪-૧૬ માં

એને "વૉહૂ સૅરઑષૅમ્" એટલે "વસુ શ્રોષમ્" કહેલો છે. અને જ્યોતિષમાં પણ એ શ્રવિષ્ઠા નક્ષત્રને "વસુ" નામથી સંબોધાય છે. "વડી સરોષ યશ્ત"માં ૨૭ મા ફકરામાં કહ્યું છે કે એ સરોષના "ચાર ઘોડા" છે, તે તદ્દન બરાબર છે. શ્રવિષ્ઠા નક્ષત્રના પાંચ તારામાં Alpha Delphini ખુદ સરોષ છે, અને તેની સાથેના ચાર તારા છે, તે "ચાર ઘોડા" છે. વળી એ જ યશ્તમાં જણાવ્યું છે (૧ લા કરદામાં) કે દાદાર અહુ-મજ્દને જેણે સૌથી પહેલો આરાધ્યો તે આ સરોષ યજત હતો. એનો ભેદ એ છે કે વેદવારામાં અને તે પૂર્વેના ગાથાકાળમાં બધાં નક્ષત્રો આ શ્રવિષ્ઠા–ધનિષ્ઠાથી જ ગણાતાં હતાં. મોનિયેર વિલ્યમ્સના સંસ્કૃત–અંગ્રેજી મહાકોષની બીજી આવૃત્તિના ૫૨૪ મા પાનામાં नक्षत्र શબ્દનાં અર્થ ને ટીકા આપેલાં છે ત્યાં સ્પષ્ટ છે કે બધાં નક્ષત્રો વેદકાળમાં "શ્રવિષ્ઠા"થી જ શરૂ થતાં હતાં. ત્યારપછી ચાર–પાંચ હજાર વર્ષ પર "કૃતિકા"થી ગણાતાં અને ઇસુ ખ્રિસ્તના જન્મની આસરે પાંચસે વર્ષ અગાઉ "અશ્વિની"થી ગણાવા માંડ્યાં.

આ પરથી વાંચકોને સમજાશે કે "સરોષ" ને સૌથી મોટો યજત શા માટે આપણાં ધર્મશાસ્ત્રોમાં ગણેલો છે. વળી "સરોષ યશ્ત" માં સરોષનું ઘર સિતારાથી શણગારેલું અને "હરઇથ્યો પઇતી બરૅજ્યાઑ" ની સૌથી ઊંચી ટોચ પર આવેલું છે. "હરઇથ્યો બરૅજ્યા" ને પહેલવી કાળથી "અલબુર્જ પહાડ" ગણતા આવ્યા છે, પણ તે ગેરસમજને લીધે છે. આ બધું વર્ણન આકાશનું છે, "હરઇથ્યો" શબ્દ सृति = Path, way, માર્ગ, ઉપરથી બનેલો છે, અને એનો અર્થ "ખ–સ્વસ્તિક"= આકાશનું મધ્ય બિંદુ છે. કોઇ પણ આકાશના તારાઓના નકશામાં જોતાં માલુમ પડશે કે આ "સરોષ—શ્રવિષ્ઠા–Delphini–નક્ષત્ર "વૉઉરુકષૅમ્" એટલે ક્રાંતિમાર્ગમાં નથી, પણ આકાશના મધ્યબિંદુ પાસે ઉપર ટોચ પર તે આવે છે. એટલે એ ટોચ પર રહીને સર્વ નક્ષત્રોનો સરદાર થતો હતો. એ Delphini શબ્દ delco=I destroy, I blot out. હું નાશ કરું, ભૂંસી નાખુ, એ પરથી નીકળેલો છે: બધી બુરાઇનો નાશ કરીને મજ્દા અહુરાના પેગામ જગતને આપતો રહે અને સૌ આત્માઓનો રાહબર બને, તે Delphini. એ માન્યતા માત્ર હિંદી–ઇરાની નથી, પણ ઇન્ડો–યુરોપિયન છે, આર્યપ્રજાના ઘણા જ પ્રાચીન સમયથી ઊતરતી આવેલી છે, અને તે પ્રમાણે ગ્રીકમાં પણ Delphini નું મંદિર ને તેના પૂજારીનું ભવિષ્યકથન જાણીતું છે. એનું જૂનું મોટું દેવળ રોમ આગળથી ખણી કાઢવામાં આવેલું છે. એની વધુ વિસ્તારપૂર્વક કથા Encyclopoedia Brittanica માં વાંચી શકાશે. અહીં તો આટલું જ બસ છે.

આપણી "ગાથા" માંના અમશાસ્પંદો તે ગ્રહો–planets–છે, અને વૉહૂ સૅરઑષૅમ્–શ્રોષમ્–સરોષ વગેરે જે યજતો ગણાયા છે તે નક્ષત્રો છે. અહીં એમ સમજવાનું છે કે એ મહા જ્યોતિઓ કાંઇ માત્ર જડ નથી, પણ એમના મહા આત્માઓ પણ છે. "સરોષ યશ્ત હાદોખ્ત" ના ૨૧ મા ફકરામાં સ્પષ્ટ જણાવેલું છે કે બધા યજતોનાં ને અમશાસ્પંદોનાં શરીર–કેહૃર્પેમ્–છે, તેને અમે આરાધીએ છીએ. એટલે આ યજતો સ્પષ્ટ આંખે દેખાય છે. વળી એનાં ફરોહરો પણ છે તે "ફ્રવશ-

દીન ચશ્ત" માં કરદા ૨૪-ફકરા ૮૫-૮૬ માં જણાવેલું છે. મારા આધ્યાત્મિક અભ્યાસથી હું પોતે પણ એમજ માનું છું. જેને ગતિ અને વૃદ્ધિ-ક્ષય છે, તે બધાંને શરીર અને આત્મા હોય છેજ. આશા છે કે આ ખુલાસાથી સૌની શંકા ટળશે.

**મજ્દાઇ :** Mazdāi : मेधाय = For Mazda, મઝ્દા માટેના. ૪/૧-૬/૧ ને સ્થાને. અહીં પણ 'ઇ' આખો બોલવાનો છે.

**અના :** Anā : अनेन = Through this, એની મારફ્તે, એ દ્વારા. ૩/૧.

**માંથ્રા :** Maθrā : मंत्रेन = Through the holy chant or mantra, પવિત્ર વિધિ પ્રમાણે બનાવેલા ધાર્મિક સૂત્ર અથવા પદની મારફ્તે, મંત્રદ્વારા. ૩/૧.

**મઝિશ્તૅમ :** Mazištəm : महिष्ठम् = Greatest, મોટામાં મોટો, મહોત્તમ. ૨/૧. આ વિશેષણ "સૅરઑષૅમ"નું છે.

**વાઉરોઇમઇદી :** Vāurōimaidī : वावरेमहि=We would cause to restrain, અમે અવરોધન કરાવશું, અટકાવશું, કાબુમાં રખાવશું, ધાતુ वृ. પ્રયોજ્ય ઈચ્છાર્થક (Causal optative) પરસ્મૈપદ, ૧/૩. જુઓ જેકસનનું વ્યાકરણ § ૫૦૫.

**ખ્રફ્સ્ત્રા :** Xrafstrā : क्लृप्+त्र-क्लृप्त्रा = Lamentable, loathsome, disgustful નિંદ્ય, કુત્સિત, ઘૃણાપાત્ર, શોચનીય,: અસત્પંથી. ૨/૩. આ શબ્દ હા ૩૪-૫ ને ૩૪-૯ માં છે.

**હિઝ્વા :** Hizvā · जिह्वा = Tongues, speech, જીભો. વાણી. ૨/૩.

**૫ મા શ્લોકનો ભાવાર્થ :** હે અષ! તને તેમજ વોહુમનોને (તમારાં રૂપનું સાચું સ્વરૂપ) અનુમાન રાખીને હું ક્યારે જોઇશ? વળી મહાશક્તિશાળી અહુરાના સદ્ધામને તથા મઝ્દાના મોટામાં મોટા સેવક સરોષ યઝતને (હું ક્યારે જોઇશ)? આ માંથ્રવાણીથી શોચનીય જીભલીઓને-વાણીને અમે કાબુમાં રખાવશું.

અષોઇ અને સાત્ત્વિકતા મેળવ્યા પછી મનની મુરાદ શી રહે? અષોઇના નાથ અષને તથા સાત્ત્વિકતાના નાથ વોહુમનોને જાતે જોવાની, અહુરાનું મહા અદ્‌ભુત સદ્ધામ નિહાળવાની, અને મઝ્દાની અખંડ સેવા કરતા તેના અચળ મહા સેવક સરોષનાં પણ જાતે દર્શન કરવાની! એ માટે શ્રી જરથુસ્ત્ર સાહેબ પોતાની આકાંક્ષા બતાવે છે, અને કહે છે કે એમ મન વચન કર્મને શુદ્ધ કીધા પછી તમારી મહામહેર પામ્યા પછી અમે પવિત્ર મંત્રવાણીથી બધા બુરા ને દીન માણસોની બુરાઇની સામે થઇને તેમને અટકાવશું ને કાબુમાં રાખશું-આ કેવી ન્યાયપુરઃસર દલીલો છે!

આ શ્લોકમાં પહેલી લીટીના બીજા પાદમાં એક શ્રુતિ ઓછી છે, જે મૂળ સંસ્કૃત પ્રમાણે વેદમાનો લખાય તો એ ઘટતી શ્રુતિ પૂરી થાય. બીજી લીટીમાં ચોથી વિભક્તિના જે ત્રણ શબ્દો છે તેની છેવટની "ઇ" "ય" ને ઠેકાણે છે તે આખી બોલવાની છે. એક જ શ્લોકમાં એમ લીટીએ લીટીએ શ્રુતિઓ ઘટે તેવું શ્રી જરથુસ્ત્ર સાહેબ જેવા સિદ્ધહસ્ત કવિ રચે નહીં.

## હા. ૨૮—શ્લોક ૬ ઠો

વોહૂ...મનङ्હા : Vohū Manaŋhā वसु...मनसा = With Vohu Mano, વોહુમનો સાથે ૩/૧.

ગइदी : Gaidī · गधि = Come thou ! આવ ! ધાતુ गम्=આવવું, જવું. ક્રિયાપદ: આજ્ઞાર્થ, પરસ્મૈપદ, ૨/૧. એનો સંબંધ પાછળ આવતા 'મઝ્દા' સાથે છે.

દाइदी : Dāidī : दद्धि–देहि–Give thou, bestow thou ! આપ ! બક્ષ ! ક્રિયાપદ : આનદ્યમિતકાળ, આજ્ઞાર્થ, પરસ્મૈપદ, ૨/૧.

અષા–દાઑ : Asā dā̊ : अष–दास् = Asha–gifts, Gifts of Asha, અષ દાન, અષની બક્ષિશો. ૨/૩. આ સમાસ શબ્દ છે. આવો જ "અષા" સાથેનો સમાસ પ્રયોગ ગાથાના હા ૪૩–૪ માં "અષા–અઑજઙ્હો" છે.

દરેગો–આયૂ : Darəgō-āyū दीर्घायु, दीर्घो–आयु : Through long life, લાંબા આયુષ્ય દ્વારા. ૩/૧ નાન્ય. ગાથાકાળમાં શબ્દો એમ છૂટા જ લખાતા હતા.

ઍરેશ્વાઇશ્ : Ərəsvāiš ऋष्वाइस् = (through) Sublime or elevated, પ્રૌઢ, ભવ્ય ૩/૩. વિશેષણ–"ઉખધાઇશ્"નું.

તૂ : Tū तु–तू = Pray ! a particle of imploring, રે, બાપુ ! –વિનંતિ કરવા માટેનો સંબોધન અવ્યય છે.

ઉખ્ધાઇશ્ · Uxδāiš : उक्थै = Through devotional verses or hymns, ભજનકીર્તનો દ્વારા ૩/૩. ઋગ્વેદમા આ 'ઉકથ' શબ્દ ઘડી ઘડી આવે છે. "વેદ" ના મત્ર–સૂત્ર સિવાયની ભજન–કવિતાને વેદધર્મીઓ પાછળથી उक्थ કહેવા લાગ્યા છે.

મઝ્દા : Mazdā मेधा = Oh Mazdā ! હે મઝ્દા ! ૮/૧.

જરથુશ્ત્રાઇ ·Zaraθuštrāi जरथुष्ट्राय = For Zarathushtra જરથુશ્ત્રને માટે. ૪/૧.

અઑજોઙ્હ્વત્ : Aojōnghvat ओजस्वत् = Vigourous, splendid, ઓજસ્વી, ઉષ્મા ભરેલી, ભાવથી ભરેલી. વિશેષણ. ૨/૧. મઝ્દાનું "ઓજસ" કહેવાય છે, અને અહુરાનુ "વર્ચસ્" કહેવાય છે: મઝ્દાની ગરમી ઉષ્મા છે, ને અહુરાની 'વર્ચસ્' જ્યોતિ–તેજ છે. કવિતા માટે ઊંડો ભાવ emotion–જોઇએ. એટલે તેનો આપનાર મઝ્દા છે. સાહિત્યને લગતી આવી સૂક્ષ્મ વાતો શ્રી જરથુશ્ત્ર કેવી ચોક્કસતાથી કહે છે ને વર્ણવે છે !

રફ્નો : Rafəno · रप्नस् (लपन) = The act of speaking, the process of speech, વાણીવ્યાપાર. ૨/૧ નાન્ય૦ આ શબ્દ પણ રફ્નો એમ બે શ્રુતિમાં જ ઉચ્ચારવો જોઇએ. ધાતું लप् ને रप् = to talk, to speak, બોલવું.

અહ્માઇબ્યા–ચા : Ahmaibyā-cā. अस्मभ्यम् च=and for us, અને અમારે માટે. ૪/૩

અહુરા : Ahurā : असुर = Oh Ahura! હે અહુરા. ૮/૧.

યા : Yā : या-येन = By which, જેથી ૩/૧.

દઈબિશ્વતો : Daibisvatō : द्विष्वतस् = Of the detesting foes, નિંદા કરતા શત્રુઓના, દ્વેષીઓના. ૬/૩. ગાથાના નિયમ પ્રમાણે द्वि માંનો ઇ અહીં છૂટો પાડીને 'દ' પછી મૂકેલો છે. કેમકે 'દ્વિ' અનુદાત્ત છે. આ શબ્દ તો ત્રણ શ્રુતિમાંજ બોલાવો જોઇએ-"દ્વિબ્શ્વતો" કરીને.

દ્વએષાઓ : Dvaēsā̊ द्वेषास् = Hatred, દ્વેષ, ધિક્કાર, અદેખાઇ. ૨/૩ નાન્ય.

તઉર્વામા : Taurvāmā तुर्वाम = (तुर्व्) = We shall or may overpower or overcome, અમે કુંઠિત કરીએ, અમે તાબે કરીએ = નિરુપાય કરીએ-ક્રિયાપદ: સંશયાર્થ, પરસ્મૈપદ, ૧/૩. આ શબ્દ "તઉર્વયામા" પણ ચૂંથાયેલો છે. એ કાં તો "તઉર્વામા" જોઇએ, નહીં તો એક શ્રુતિ વધી જાય છે. ગૅલ્ડનર પણ એક હસ્તપ્રતમાં (J. 2) "તઉર્વ્યામા" છે એમ નોંધ કરે છે.

**૬ ઠા શ્લોકનો ભાવાર્થ :** હે મજ્દા! વૉહુમનો સાથે આવ, અને લાંબા આયુષ્ય દ્વારા અષની બક્ષિસો આપ! હે મજ્દા! વીનવું છું કે પ્રૌઢ ભજનકીર્તન દ્વારા જરથુશ્ત્રને ઓજસ્વી વાણીવ્યાપાર (આપે)! અને હે અહુરા! અમારે માટે-અમોને-એવું (તું બક્ષ) કે જેથી દ્વેષીઓના દ્વેષને અમે કુંઠિત કરીએ.

આ શ્લોકમાં પેગમ્બર સાહેબ મજ્દા અને અહુરા એ બન્નેની પાસે જુદું જુદું માગે છે, તે શા માટે તે માત્ર એના બહારના અર્થ પરથી કોઇ બરાબર સમજી શકે નહીં. આ શ્લોકમાં પાછા જ્યોતિષના મર્મ છે. અહીં "અષની બક્ષિસો"ની વાત છે, તે અષ એટલે ગુરુનો ગ્રહ આતશનો, વાણીનો, ધનદોલતનો, ઊંચા આધ્યાત્મિક જ્ઞાનનો, આનંદનો વગેરે અનેક શુભ વસ્તુઓનો કારક છે, એટલે એની એ વસ્તુઓની બક્ષિસ ગુરુ-અષ-આપે, પણ આયુષ્ય લાંબું નહિ હોય તો પછી એ બક્ષિસોનો ભોગવટો કેટલો? તેથી એ બધી ઊંચી બક્ષિસોનો સદુપયોગ કરવા માટે લાંબાં આયુષ્યની જરૂર છે, અને તેથી એ લાંબા આયુષ્યને આપનાર વૉહુમનોની-શનિની-સાથે આવવા વીનવે છે. શનિ આયુષ્યનો કારક છે, આયુષ્ય સ્થાન, લગ્ન સ્થાન, ત્રીજું સ્થાન, એવાં સ્થાનોમાં શનિ પડેલો હોય ને તેને આયુષ્યસ્થાનાધિપતિની સાથે યોગથી કે શુભ દૃષ્ટિથી સંબંધ હોય તો તે લાંબું આયુષ્ય આપે છે. પેગમ્બર સાહેબને પોતાની ઊંચી વાણી દ્વારા પોતાનો પેગામ કવિતામાં આપવાનો છે, અને વાણીનો કારક ગ્રહ ગુરુ-અષ-છે. તેથી એ અષની બક્ષિસનો પૂરો ઉપયોગ થાય તે માટે આયુષ્યના કારક ગ્રહ શનિ-વૉહુમનોની સાથે આવવા તેઓ અહીં કહે છે.

બીજી પંક્તિમાં મજ્દા પાસે "ઓજસ્વી વાણીવ્યાપાર"ની વિનંતિ કરવામાં આવી છે, તેનું કારણ એ કે કવિતામાં-ભજનમાં ભાવોષ્મા-warmth of emotion-જોઇએ, અને એ ઓજસ્-Warmth-તો મજ્દા-પ્રકૃતિ-આપે છે,

એ કાંઇ અહુરાની સત્તાનો વિષય નથી. મઝ્દા તે સૂર્યની ગરમી છે, સૂર્યનું શરીર છે; અહુરા તે સૂર્યનું તેજ છે, તેનું ચેતન છે. આવો સૂક્ષ્મ ભેદ અહીં છે.

ત્રીજી પંક્તિમાં અહુરાને વિનંતિ કીધી છે કે તું એવું બળ આપ, એવો પ્રભાવ બક્ષ કે અમારા જે દ્વેષીઓ છે તેમનો દ્વેષ અમોને કશું કરી શકે નહીં, અને અમે એવા દ્વેષને અબાધક (harmless) કરી નાખીએ. અહીં પણ અહુરા તે સૂર્યનું ચેતન–તેજ–છે. સૂર્ય જો શત્રુસ્થાનને જોતો હોય કે ત્યાં બેઠો હોય તો શત્રુઓનું બળ ચાલતું નથી ને શત્રુઓનો નાશ થાય છે. પેગમ્બર સાહેબ દેવજ્નોના મોટા વિરોધી થઇ પડ્યા હતા, કેમકે એમના બોધથી દેવજ્નોની બુરાઇ ઉઘાડી પડી હતી, એટલે કુદરતી રીતે તે સૌ એમના દુશ્મન થયા હતા. જ્યોતિષના જ્ઞાનથી આ શ્લોકનો મર્મ કેવો પ્રગટ થઇ જાય છે!

## હા. ૨૮—શ્લોક ૭ મો

દાઇદી: Dāidī : दद्धि-देहि (दा) = Give Thou! આપ! બક્ષ! અનિયમિતકાળ, આજ્ઞાર્થ, ૨/૧.

અષા : Asā : अष = Oh Asha! હે અષ! ૮/૧.

તાંમ : Tām : ताम् = That supreme, તે પરમ. ૨/૧. નારી જાતિ, કોઇપણ દૈવી આત્મા કે તત્ત્વ આગળ આ સર્વનામ આવે ત્યારે તેનો અર્થ "તે પરમ" થાય છે. સામાન્ય નામ આગળ તેનો અર્થ That very, તે જ, ખરેખાત, એ જ, એવો થાય છે.

અષીમ : Asīm · अषीम् (अश् = to master) mastership, સ્વામિત્વ, માલિકી, ૨/૧. નારી જાતિ. આ શબ્દ હા ૨૮–૪ માં આગળ આવી ગયો છે તે જુઓ.

વહ્હુઉશ્–ચા...મનહ્હો : Vaŋhāuš-cā manaŋhō : वसोस्...मनसस् = Of pure mind, સાત્ત્વિક મનની. ૬/૧. "વહ્હુઉશ્" પછી "ચા"–અને–જોઇએ જ. નહીં તો એક શ્રુતિ ઘટે છે. "ચા" એટલે તેમજ.

આયપ્તા : Āyaptā : आयप्ता = Accomplishments, acquirements of particular powers, સિદ્ધિઓ. ૨/૧. નાન્ય૦ આગલા શ્લોક ૨ માંનો એ જ શબ્દ જુઓ.

દાઇદી: Dāidī : दद्धि-देहि = Give Thou! આપ! બક્ષ! ૨/૧. ક્રિયાપદ.

તૂ : Tū : तू = Pray! રે! (વિનવું છું).

આરમઇતે : Āramaitē : अरमते =Oh Āramaiti! હે આરમઇતિ! ૮/૧. અહીં પણ આ શબ્દ "આરમઇતે" એમ પૂરા 'ર' સાથે હોય તો જ શ્રુતિ બરાબર સાત થાય; નહીં તો એક શ્રુતિ ઘટે. આ કસોટીથી જ હું કહું છું કે આ શબ્દ ચૂંથાયેલો છે તે "આરમઇતિ" એમ ચાર શ્રુતિનો જ જોઇએ. 'ઇ' આખી શ્રુતિ નથી પણ 'મ' સ્વરિત (circumflex-accented) છે તે બતાવવા માટે મૂકેલી છે તે 'મ–ઇ' એમ નહીં પણ "મૈ" જેમ બોલવાની છે–જૂના ગ્રંથોમાં "ચંદ્ર" ને "પૃથ્વીની માતા" કહી છે.

વીસ્તાસ્પાઇ : Vīstāspāi : विष्टाश्वाय = For or unto Vīshtāspa (the King), (બાદશાહ) વિસ્તાસ્પને અથવા....માટે. ૪/૧. વૈદિક કાળમાં બહુ જૂના કાળથી ઊતરી આવેલા ભૃગુબ્રાહ્મણોનાં તેમજ રાજકર્તાઓનાં નામોને છેડે "અશ્વ" સાથે જોડાયેલાં ઘણાં નામો મળે છે. ગાથામાં अश्व નો "અસ્પ" થાય છે, ને તેમાંથી "અસ્પ" એટલે ઘોડો ફારસીમાં સીધો ઊતરી આવ્યો છે. આ બાદશાહ વિસ્તાસ્પ કાસ્પિયન સમુદ્રની પાસેના બલ્ખ નામના દેશમાં ને નગરમાં તે વેળા રાજ્ય કરતો હતો, અને તે "કયાની" વંશનો હતો. એ વંશ વૈદિક કાળમાં જણાવેલા "ઉશનસ્ કાવ્ય:" થી ઊતરેલો હતો. એ "ઉશનસ્"નું બીજું નામ "શુક્રાચાર્ય" હતું, અને તે શુક્ર ગ્રહ (Venus)નો–હુર્વતાત્‌નો–પ્રતિનિધિ (regent)

ગણાતો. એ શુક્રાચાર્ય બધી વિદ્યામાં ને જ્ઞાનમાં મહા પારંગત હતો, અને અસુરોનો તે ગુરુ કહેવાતો. આ એની "કાવ્ય:" અટક ઉપરથી કાવયાની, કાયાની, કયાની એમ થયેલું દેખાય છે. આ 'ઉશન્,' 'ઉશતન્'–નામ ૫, ૧૩, ૧૪, ૧૯ વગેરે યશ્તોમાં આવે છે. આ વિસ્તાસ્પ બાદશાહે શ્રી જરથુસ્ત્ર પેગમ્બરનો ધર્મ સ્વીકાર્યો હતો, અને જે દુન્યવી સત્તા પેગમ્બર સાહેબને ખૂટતી હતી તે આ બાદશાહ મારફતે તેમને મળી ચૂકી હતી, તેનો આ શ્લોકમાં ઉલ્લેખ છે. "અહુનવર" ના કલામની ત્રીજી લીટીમાં દર્શાવેલો ભાવ એ રીતે ફળ્યો હતો. એજ વિસ્તાસ્પનું કાળાંતરે "ગુશ્તાસ્પ" નામ ઇરાનમાં થયું. विष्ट નો અર્થ with a halo = તેજચક્રવાળો થાય છે. બાદશાહ માટે એ યોગ્ય છે.

ઇર્ષેમ્ : Īsam : ईशम् = Supremacy, સર્વોપરી અધિકાર. ૨/૧.

મઇબ્યા–ચા : Maibyā-cā मभ्यम्–च = And for or unto me, અને મને પણ, ૪/૧.

દાઓંસ્તૂ : Dās-tū : अदास्–तू = Indeed Thou hast given, ખરેખર તેં આપ્યો છે, યા આપી છે. ધાતુ दा = આપવું, ક્રિયાપદઃ અનિયમિત ભૂતકાળ, વર્ગ ૩, આત્મનેપદ, નિશ્ચયાર્થ (Indicative), ૨/૧. ઘણાખરા વિદ્વાનોએ. ભૂલથી આ "દાઓં"ને આજ્ઞાર્થમાં (imperative mood) લીધો છે તે યુક્ત નથી, ને તે ખોટું વ્યાકરણ છે. આ અનિયમિત ભૂતકાળનું જ નિશ્ચયાર્થ રૂપ છે: જુઓ જેકસનનું વ્યાકરણ § ૬૩૧. આ શ્લોકના ભાવાર્થ પ્રમાણે પણ તેમજ છે.

મજ્દા : Mazdā मेधा = Oh Mazdā ! હે મજ્દા ! ૮/૧.

ક્ષયા–ચા : Xsayā cā क्षया–च (क्षि१) = Governing or ruling powers also, રાજ્યસત્તા, રાજ્યાધિકાર પણ. ૨/૩. નાન્ય૦.

યા : Yā या–येन = By which, જેથી. ૩/૧.

વોં : Vō वम् = Your, તમારા, ૬/૩.

માંથ્રા : Maθrā मंत्रा = Holy chants or mānthras, મંત્રોને. ૨/૩. નાન્ય. જુઓ હા ૨૮–૫ માં એ જ શબ્દ.

સ્રવીમા : Srəvīmā श्रव्यम = We would instruct or communicate, અમે પ્રગટ કરીએ, શીખવીએ, ભણાવીએ. ૧/૩. ધાતુ श्रुः ક્રિયાપદઃ પ્રયોજ્ય (Causative) શુભેચ્છાર્થક (optative) પરસ્મૈપદ. ૧/૩.

રાદાઓં : Rādå राध्धा = Accomplished, perfect, perfect in mysterious power, સકળગુણસંપન્ન, ભેદી શક્તિથી ભરેલા. ૨/૩. વિશેષણ–"માંથ્રા"નું.

૭ મા શ્લોકનો ભાવાર્થ : હે અષ ! તે પરમ સ્વામિત્વ અને સાત્વિક મનની સિદ્ધિઓ (અમોને) બક્ષ ! હે આરમઇતિ ! વિનવું છું કે શ્રી વિસ્તાસ્પને તેમજ મને સર્વોપરી અધિકાર બક્ષ ! હે મજ્દા ! તમે ખરેખર રાજ્યસત્તા પણ

(અમને) આપી છે, જેથી તમારા ભેદી શક્તિ ભરેલા મંત્રો અમે પ્રગટ કરીએ (લોકોને શીખવીએ !)

આગલા શ્લોકમાં અપની બક્ષિશો ભોગવવા માટેનું લાંબું આયુષ્ય, ઓજસ્વી વાણીવ્યાપાર અને દ્વેષીઓને કાબુમાં રાખવાની શક્તિની વિનંતિ કીધા પછી હવે આ શ્લોકમાં પેગમ્બર સાહેબ અપને અરજ કરે છે કે આ બધી સાત્વિક મનની સિદ્ધિઓ અને ઉપર જણાવેલી શક્તિઓનું મને સ્વામિત્વ આપ, એટલે હું બધી રીતે સામર્થ્યવાન બનું. વળી આરમઈતિ જે રાજ્યસત્તા અને રાજ્યાધિકાર પર સુવક્ષલ છે તેને પેગમ્બર સાહેબ વિનંતિ કરે છે કે બાદશાહ વિસ્તાસ્પને તેમજ મને સર્વોપરી અધિકાર બક્ષ ! જેથી તે અધિકારથી શત્રુઓને ને દુષ્ટોને કાબુમાં રાખી શકાય. છેવટે મઝ્દાને તેઓ આભારપૂર્વક કહે છે કે આખરે આ બાદશાહ વિસ્તાસ્પને મારી બાજુમાં ઊભો રાખીને તમે મને ધાર્મિક ઉપરાંત આ રાજ્યસત્તા પણ આપી છે, એટલે અહુનવરના કલામની ત્રીજી લીટીમાંનું તમારું વચન તમે સફળ કીધું છે, એટલે હવે તમે અમને પ્રેરણાથી આપેલા તમારા ભેદી શક્તિ ભરેલા મંત્રો અમે નિડરતાથી જગત આગળ પ્રગટ કરીએ, અને બધાને અષોઇના માર્ગે દોરવીએ. આ શ્લોકમાંથી સ્પષ્ટ થાય છે કે પેગમ્બર સાહેબનો નવો પેગામ તે વેળાના ત્યાંના મુલકના બાદશાહ વિસ્તાસ્પે માન્ય રાખ્યો હતો અને એ ભલો બાદશાહ પેગમ્બર સાહેબનો પેગામ દુનિયામાં ફેલાવવા માટે પોતાની રાજ્યસત્તા વાપરતો હતો. પેગમ્બર સાહેબને પણ સંતોષ થયેલો છે કે આખરે તેમને પેલી પૃથ્વીએ ચાહેલી રાજ્યસત્તા પણ મળી છે, એટલે હવે કોઇના પણ ભય વગર પોતાનો પેગામ ચોમેર પ્રગટ કરી શકશે.

અહીં પણ જ્યોતિષની વાતો સ્પષ્ટ થાય છે. જ્યોતિષમાં રાજ્યસત્તા મેળવવાને અને તે ટકાવી રાખવાને ચંદ્રનો ગ્રહ અગત્યનો છે; તે બળવાન સ્થિતિમાં મુકાયેલો હોય તો જ રાજ્ય નિર્ભયપણે કરી શકાય. આરમઈતિ તે ચંદ્ર છે, અને તેને અપની સાથે એટલે ગુરુની સાથે ઘાડો સંબંધ છે. વળી મઝ્દા એટલે સૂર્ય. તે પણ રાજ્ય માટેનો ને ખરી સત્તા માટેનો ગ્રહ છે, એટલે આ સત્તા મળી તે માટે મઝ્દાનો આભાર મનાય છે. અજબ જેવું છે કે "મઘ મંડળ"નું આ ગુપ્ત જ્યોતિષ જ્ઞાન જરથોસ્તી દસ્તુરો ને ધર્માચાર્યોમાંથી ત્રણ હજાર વર્ષથી કેમ લુપ્ત થઈ ગયું !

## હા. ૨૮—શ્લોક ૮ મો.

વાહિશ્તૅમ: Vahištəm: वसिष्ठम् = Most wealthy, પરમધની. ૨/૧. વિશેષણ. આ તેમજ 'યૅમ્'–એ બન્ને બીજી લીટીમાંનાં "અહુરૅમ્"નાં વિશેષણ છે.

થ્વા: θwā त्वा–त्वाम् = Thee, તને. ૨/૧.

વહિશ્તા: Vahištā. वसिष्ठ ! Oh Best ! Oh Most Prosperous ! હે મહા શ્રીમંત હે પરમ સમૃદ્ધ ! ૮/૧.

યૅમ્: Yəm · यम् = Whom, જેને. ૨/૧.

અષા વહિશ્તા: Asā Vahištā · अषेन वसिष्ठेन = With the richest Asha, પરમ વિભવશાળી અષની સાથે. ૩/૧.

હજઑષૅમ્: Hazaosəm सजोषम् = Co-association, સહકાર. જુઓ હા' ૨૯–૭ માંનો એ જ શબ્દ. ૧/૧ નાન્ય. અહીં "અસ્તી" = છે અધ્યાહાર છે.

અહુરૅમ્: Ahurəm. असुरम् = Unto Ahurā, અહુરને. ૨/૧.

યાસા: Yāsā याचामि = I solicit = હું યાચુ છું, હું યાચના કરું છું. ક્રિયાપદ: વર્તમાનકાળ, પરસ્મૈપદ, ૧/૧. જુઓ આ જ હા નો પહેલો શ્લોક.

વાઉનુશ્: Vāunuš वनुः–ववन्वस् = Having gained ....ને મેળવીને,....ની પ્રાપ્તિ કરીને. ૧/૧. અવ્યય ભૂતકૃદંત. ધાતુ वन् = મેળવવું, પ્રાપ્ત કરવું. જુઓ જેક્સનનુ વ્યાકરણ, § ૩૫૦. ઋગ્વેદમાં એનાં બીજાં રૂપો वव्ने, वावन વગેરે થયેલાં છે.

નરોઇ: Narōi नरे (न) = For the hero, નરવીરને–માટે ૪/૧.

ફ્રૅષઑશ્ત્રાઇ: Farəsaoštrāi पर्शोष्ट्राय = For Frashoshtra, ફ્રશોસ્ત્રને માટે ૪/૧. આ શ્રી જરથુસ્ત્રના ધર્મના પ્રારભમાં થયેલા મુખ્ય શિષ્યનું નામ છે. ચાલતી આવેલી કથા પ્રમાણે એ શાહ વિશ્તાસ્પના વજીર જામાસ્પ (यामास्व)નો ભાઇ થતો હતો અને શાહનો સલાહકાર પણ હતો. જૂના કાળમા "પર્શુ" એક લડાયક જાતિનુ નામ હતું, તે પર "ઉષ્ટ્ર" સંજ્ઞા ઉમેરેલી છે.

મઇબ્યા–ચા: Maibyā cā मभ्यम्–(मह्यम्)–च = And for me or unto me ને મને, ને મારે માટે. ૪/૧.

યએઇબ્યસ્–ચા: Yaēibyas-cā येभ्यस्–च = And for whom (= and for those whom), અને જેઓને માટે, અને તેઓને માટે જેઓને. ૪/૩.

ઇત્: It: इत् = Certainly, ખરેખર, ખચીત.

રાઓંઙ્હઙ્હોઇ: Rāŋhaŋhōi · रांससे (रा) = Thou wilt bestow, તું બક્ષશે, તું દેશે. ક્રિયાપદ: અનિયમિતભૂતકાળ, આત્મનેપદ, સંશયાર્થ, ૨/૧. જુઓ જે. વ્યા. § ૬૬૧

વીસ્પાઇ-યવે: Vīspāi-yavē : विश्वाय यवे-विश्वै यवे=For all time, સદાકાળ માટે. ૪/૧. આ "યવે" શબ્દનો ધાતુ સંસ્કૃતમાંથી લુપ્તપ્રાય થઇ ગયેલો દીસે છે, એટલો એ શબ્દ જૂનો છે. એનો ધાતુ "યૂ" છે. સંસ્કૃતમાં जु ધાતુ છે, તેનો અર્થ to move quickly, ઝડપથી હાલવું, ચાલવું, થાય છે. એ પરથી સંસ્કૃતમાં બહુ જૂનો ज्योक् શબ્દ છે, તેનો અર્થ "for a long time, લાંબા કાળ સુધી" કરીને થાય છે. આ "યૂ" નો અર્થ "duration, કાળમર્યાદા" થાય છે. એ 'યૂ' ધાતુના વિભક્તિનાં રૂપ જેકસનના વ્યાકરણ માં § ૨૭૬ માં આપેલાં છે. હા ૪૬-૧૧ માં પણ "યવોઇ વીસ્પાઇ" શબ્દો સાથે વપરાયેલા છે, અને તે પણ એ જ અર્થમાં છે.

વङ्हेउश् મનङ्हो: Vaŋhəuš manaŋhō : वसोस् मनसस् = Of pure mind, સાત્વિક મનની. એનું સંબંધી ભૂતકૃદંત "વાઉનુશ્" છે ને ક્રિયાપદ "યાસા" છે.

**૮ મા શ્લોકનો ભાવાર્થ:** અહો પરમ સમૃદ્ધ! તને મહાધનીને-જેને પરમ વૈભવવાળા અષની સાથે સહકાર છે એવા તું અહુરાને, વીસ્નર ફ્રશોસ્ત્રને માટે, મારે માટે અને તેઓને માટે જેઓને તું ખરેખર સદાકાળ માટે બક્ષશે તે, સાત્વિક મનની પ્રાપ્તિ કરીને હું યાચના કરું છું.

આ શ્લોકની મૂળ રચના જરા અટપટી છે, અને એના ભાવ અને અર્થ ત્રણે પંક્તિમાં પથરાઇને પડેલા છે. હવે આ શ્લોકમાં પેગમ્બર સાહેબ અહુરાને કહે છે કે હું આ બધી તારી ને તારા અમેષા સ્પેન્તાઓની મહેર હું દોષિત રહીને માગતો નથી, પણ મેં તો હવે ખરેખરી સાત્વિક મનની પ્રાપ્તિ કીધી છે, અને શુદ્ધ બનીને જ હું આ તારી પાસે બધું યાચું છું: તું તો સૌથી વધારે સમૃદ્ધ છે, તારી પાસે કશાની ખોટ નથી, બધા પરમ વૈભવવાળા અષની સાથે પણ તારો સહકાર છે, અષ (ગુરુ) તો બધા ઊંચા વૈભવ અને આનંદ વરસાવે છે, તો તે બધાની તમો સાથે મળીને મારા પર મહેર વરસાવો; મારા મદદગાર વીસ્નર ફ્રશોસ્ત્રને, મને અને જેઓ અમારે માર્ગે જાય છે ને જશે તે સૌને સાત્વિક મનની પ્રાપ્તિ હંમેશ સુધીની તું તો આપશે જ. એટલે હું હવે જે શુદ્ધ મનથી તારી યાચના કરું છું તે માન્ય રાખજે! અને તારી મહેરોનો તો મહાભંડાર છે, તું તો સૌથી વધુ સમૃદ્ધ છે, એટલે તારી એ મહેર તું અમારા પર વરસાવજે!

## હા. ૨૮—શ્લોક ૯ મો

અનાઇશ્ : Anāiś : अनैः –एभिस् = With these, આ બધાથી, આ બધી મહેરે કરીને, આ બધા અનુગ્રહથી. ૩/૩.

વાઓ : Vå : वस् = You, unto You, તમોને (અહુરાને ને મઝ્દાને ને બધા અમેષા સ્પેન્તાને) ૨/૩.

નોઇત્ : Nōit : नेद् = Never, કદી નહીં.

અહુરા : Ahurā : असुर = Oh Ahura! હે અહુરા! ૮/૧.

(મઝ્દા) : (Mazdā) આ શબ્દ કોઇએ પાછળથી ઘુસાડેલો છે, તે એ પંક્તિમાં બે શ્રુતિઓ ખુલ્લી રીતે વધી પડે છે તેથી સાબિત થાય છે. "વાઓ"—તમને—એમ બહુવચનમાં સર્વનામ જોઇને 'અહુરા' પાછળ 'મઝ્દા' શબ્દ કોઇએ વગર સમજે ઉમેરી દીધો છે. એક તો પહેલી લીટીનો સાત શ્રુતિનો પહેલો પાદ "અહુરા" આગળ પૂરો થાય છે, એટલે મઝ્દા બીજા પાદની શરૂઆતમાંજ આવી શકે. અને બીજા પાદમાં આ 'મઝ્દા' લઇએ તો ૯ને બદલે ૧૧ શ્રુતિ થઇ જાય! આગલા શ્લોકમાં માત્ર અહુરાને જ યાચના કીધેલી છે ને તેની મહેર માગેલી છે. આ શ્લોકમાં પણ અહુરાને જ સંબોધન છે અને તેમાં મઝ્દા' આપમેળે અધ્યાહાર છે, કેમકે "વાઓ"માં 'અહુરા' ને 'મઝ્દા' બન્ને સમાયા છે. માટે પાઠમાંથી હું આ "મઝ્દા" શબ્દ સકારણ કાઢી નાખુ છું. તે રાખો તો છંદ તદન ભાગી જાય છે.

અષેંમ્-ચા : Asəm-cā अषम्–च = And Asha (acc), અને અષને. ૨/૩.

યાનાઇશ્ : Yānāiś यानैः= By our courses, by the ways we adopt or follow, behaviours અમારા માર્ગોથી, અમારી ચાલથી, વર્તનથી. ૩/૩. यान=Path, course, going, પંથ, માર્ગ, ગતિ, ચાલ, વર્તન. વિદ્વાનો સમજે છે તેમ "અનાઇશ્" સાથે એને કશો સબંધ નથી.

જરનએમા Zaranaēmā हरणेम = May we anger, vex or irritate, અમે ક્રોધાયમાન કરીએ, અમે ખીજવીએ, અમે નાખુશ કરીએ. ધાતુ हृ વર્ગ ૯ મો. ક્રિયાપદઃ વર્તમાન ઇચ્છાર્થક (opt), પરસ્મૈપદ, ૧/૩. જેમ मृ ધાતુ પરથી એજ રૂપમાં मरेम થાય છે, તેમજ આ ૯ મા વર્ગમાં વચમાં ण ઉમેરાઇ हरणेम થાય છે. हृ નો "ઝ્ર" "ઝ્" કદી થાય નહીં. हर् જ થાય. જુઓ. જે. વ્યા. § ૫૯૧.

મનસ્-ચા...વહિશ્તેમ્ ; Manas-cā...Vahistəm . मनश्–च वसिष्ठम् = And Spəntā Manyu, (acc.) અને સ્પેન્તા મન્યુને. ૨/૧. જુઓ ૩૦ મા હા નો ૪ થો શ્લોક. ત્યાં "અચિશ્તો મનો" અને "વહિશ્તેમ્ મનો" એમ અંગ્રમન્યુ અને સ્પેન્તામન્યુ માટે આ શબ્દો સ્પષ્ટ રીતે વાપરેલા છે. જ્યાં જ્યાં "વહિશ્તેમ મનો" આવે છે ત્યાં ત્યાં આ સ્પેન્તામન્યુ જ સમજવાનો છે, વોહુમનો નહીં.

હ્યત્‌: Hyat: यत्–यतस् = Moreover, તે ઉપરાંત, વળી. આ "હ્યત્" શબ્દ અહીં ઘણો સૂચક છે. જો "મનસ્યા વહિશ્તૅમ્" વૉહુમનો હોત તો "તે ઉપરાંત" લખાતે નહીં. કેમકે તે તો ખુદ "અમૅષા સ્પૅન્તા" છે, અને અહુરા, મઝ્દા, અષ ને વૉહુમનો એમ ચારે "ને" અવ્યયથી જ જોડાઇ શકાતે, પણ અહીં તો "અમૅષા સ્પેન્તા"ની નહીં પણ આ પૃથ્વીની રચના સાથે આરમઇતિ સાથે જોડાયેલા સ્પૅન્તા મન્યુની વાત છે. તેથી આ "હ્યત્" એટલે "તે ઉપરાંત" એવો શબ્દ વપરાયેલો છે. શ્રી જરથુશ્ત્ર સાહેબ ઠેર ઠેર એવી સૂક્ષ્મ કળા બતાવે છે કે એમની સાહિત્યસિદ્ધિ માટે પણ માથું નમી પડે છે. અહીં "વહિશ્તૅમ્" એમ 'ઉત્તમ' છે.

યોઇ: Yōi : ये = (We) who, (અમે) જેઓ. ૧/૩.

વૅ: Vē : वस् = You, તમારી. ૬/૩. એનું વિશેષ્ય "સ્તૂતાંમ્" છે.

યોઇથૅમા: Yoiθəmā : ययतम (यत्) = We have joined or associated, અમે એકત્ર થયા છીએ, અમે સામેલ થયા છીએ. ક્રિયાપદ: પૂર્ણભૂતકાળ પરસ્મૈપદ, ૧/૩. येते, येत्तिरे એવાં એનાં રૂપ થાય છે, એટલે એ "येतम" છે.

દસૅમે: Dasəmē : दस्मे–दास्मे = In the offering, સમર્પણમાં, ઉત્સર્ગમાં. ૭/૧. આ શબ્દ दास् ધાતુ પરથી હોવાનું બધાએ "અનુમાન" જ કીધેલું છે. दस्म કે दास्म જેવો શબ્દ સંસ્કૃતમાં મળતો નથી. પણ આ વાકયમાં આ "સમર્પણ" નો અર્થ બરાબર બેસે છે. સંસ્કૃતમાં दशन શબ્દ છે તેનો અર્થ 'બખ્તર –armour' પણ થાય છે. આ 'મ'ને 'ન' નું પરિવર્તન ગાથાવાણીમાં કેટલેક ઠેકાણે થાય છે. વળી મો. વિ. ના સંસ્કૃત કોષમાં (પહેલી આવૃતિમાં) दंश् પરથી-दशम થયેલો દેખાડેલો છે, પણ બીજી આવૃત્તિમાં એ શબ્દ નથી. दास् = to offer, સમર્પવું.

સ્તૂતામ્: Stūtam : स्तुताम् ( स्तुत् ) = Of the hymns of praise, of prayers સ્તુતિઓના, ભજન કીર્તનોના. ૬/૩.

યૂઝૅમ્: Yūžəm : यूयम् = You, તમે. ૧/૩.

ઝ્વીશ્ત્યાઁઙ્હો: Zovištyą̄ŋhō : हविष्ठ्यांसस् = Most worthy to be invoked, ઉત્તમ આરાધન યોગ્ય, પ્રાર્થના કરવા માટે સૌથી વિશેષ લાયક, વિશેષણ ૧/૩. આ શબ્દનો ધાતુ हृवे = to invoke, આરાધવું છે. અને हविन् પરથી એ અતિશયતાનું રૂપ થયેલું છે. પરમ આરાધ્ય.

ઇષો: Išō : ईशन् = Supreme, વિક્રમશાળી, પ્રતાપી. વિશેષણ "क्षत्र"નું. ૧/૧.

ક્ષથ્રૅમ્–ચા: Xšaθrəm-cā : क्षत्रम्–च = And also Khshathra, અને ક્ષથ્ર પણ ૧/૧. અહીં ક્ષથ્ર વિશેષનામ જ છે, અમૅષા સ્પૅન્તાનું. શ્લોકમાં ઉપર અહુરા, અષ અને સ્પૅન્તા મન્યુ આવી ગયા છે, તેમાં આ ક્ષથ્રનો પણ એમ ઉમેરો કીધો છે.

સવઙ્હાંમ્: Savaŋhəm : शर्वसाम् = Of (Various) powers, (વિધવિધ) શક્તિના, શક્તિવાળા, ૬/૩. અહીં "શક્તિઓવાળા" એમ બહુવચનમાં છે, તેથી

'વિધવિધ' "જુદીજુદી" શક્તિઓનો ધ્વનિ છે. આ શબ્દ ઋગ્વેદમાં ઘણે ઠેકાણે આવેલો છે; મં૦ ૧–૨૭–૧., મં૦ ૫–૧૦૦–૧૨ વગેરે. આ શબ્દ જ આ શ્લોકના સમગ્ર ભાવ પ્રમાણે ખરો છે. બીજો પદપાઠ કેટલાક "સ્વવ્હાંમ્" લે છે, તે યુક્ત નથી. "સ–વઙ્–હા–અમ્" એમ ચાર શ્રુતિમાં બોલવાનો છે. આ શબ્દનો છેલ્લો "હાંમ્" બે શ્રુતિમાં "હાં–અમ્" બોલવાનો છે.

**૯મા શ્લોકનો ભાવાર્થ:** આ બધી મહેર મેળવીને, હે અહુરા! તમોને તેમજ અષને અમારાં વર્તનથી અમે કદી પણ નાખુશ નહીં કરીએ, અને તે ઉપરાંત (ઉત્તમ મનવાળા) સ્પેન્તા મન્યુને પણ (અમે નાખુશ) નહીં કરીએ–અમે જેઓ તમારી સ્તુતિના સમર્પણમાં એકત્ર થયા છીએ. તમે તેમજ વિક્રમશાળી ક્ષત્ર પરમ આરાધ્ય અને વિધવિધ શક્તિવાળા છો.

આગલા શ્લોકમાં મહેરના ભંડાર અહુરા પાસેથી પોતાને માટે અને પોતાના અનુયાયી માટે મહેરની યાચના કીધા પછી હવે અહીં પેગમ્બર સાહેબ અહુરાને પ્રતિજ્ઞાપૂર્વક કહે છે કે આ તમારી મહેરને માટે અમે નાલાયક થઇશું નહીં. અમે તમોને કે અષને કે સ્પેન્તા મન્યુને, જેઓ અમારી પાસે અષોઇનો રાહ લેવાડવા માગો છો અને અમારી મારફતે આ પૃથ્વીનાં લોકોને પણ અષોઇના માર્ગે લઇ જવા ચાહો છો, તેઓને અમે આડે રસ્તે જઇને કોઈ રીતનાં અધમ વર્તનથી નાખુશ કદી કરશું નહીં, કેમકે અમે તો તમારી ખરી બંદગી કરવા એટલે માત્ર મોઢેના પટપટાટથી નહીં પણ અમારાં સાચાં શુદ્ધ વર્તનથી ચાલવા માટેની પ્રતિજ્ઞા લઇને અમે એ જ કાર્યમાં અમારી જિંદગી સમર્પણ કીધી છે, એ અમારા શુદ્ધ મનની સાબિતી છે. અમે કદી પણ બૂરા વિચારો, બૂરાં વચનો, કે બૂરાં કાર્યોને અમારા મનમાં પ્રવેશ પામવા દઇશું નહીં.

વળી તમે બધા–અહુરા મઝ્દા, અષ અને સ્પેન્તા મન્યુ સામર્થ્યથી ભરેલા મહા શક્તિવાળા છો અને અમારી આરાધનાને ખરેખરા લાયક છો, અને વળી તેવાજ મહા પ્રતાપી ક્ષત્ર પણ છે.

અહીં વૉહુમનોનું નામ નથી તેથી સામાન્ય વાંચક વિચારમા પડશે, પણ આગલા બે શ્લોકમાં તો કહેવાઇ ગયું છે કે અમે પ્રથમ વૉહુમનોને તેના સાત્ત્વિક મનને તો પૂર્ણ રીતે આરાધીને પ્રથમ સંપાદન કીધું છે જ. એટલે અહીં હવે વૉહુમનોના નામનું પાછું ઉમેરવા જેવું ન હતું. વાચકો જોશે કે પેગમ્બર સાહેબ કેવી પગથી દર પગથી ચઢે છે અને એક ઊંચા વિચાર પછી તેવા જ બીજા વિચારનું કેવું ઊંડુ બુદ્ધિદર્શન કરાવે છે! દલીલ પાછળ દલીલ આવતી જ જાય છે; વિચારોની, ભાવોની, ભક્તિદર્શનની, પરંપરા વહેતી રહીને તેમાં અખંડ એકતા છે તેની એમાં અદ્‌ભુત પ્રતીતિ થાય છે.

## હા. ૨૮—શ્લોક ૧૦ મો

અત્: At : अथ = Then. ત્યારે.

યૅન્ગ્ : Yēng : यान् = Whom, જેઓને. ૨/૩. પાછલા કાળમાં આ "યૅન્ગ્"નો "યાં" થયો છે.

અષાઅત્-ચા : Asāat-cā : अषात्-च = From holiness or righteousness, on account of righteousness, અષોઇથી, અષોઇને લીધે. ૫/૧. અહીં "આત્" પ્રત્યયની વૃદ્ધિ કરીને "આઅત્" કીધેલો છે. જુઓ જેકસનનું વ્યાકરણ § ૫૩-૪. આમાંનો 'ચા' અને પછીનો 'ચા' મળી "અને"-તેમજ....

વોઇસ્તા : Voistā : वेत्थ (विद्) = You have known, તમે જાણ્યા છે, તમે સમજ્યા છે, પિછાન્યા છે. ક્રિયાપદ: પૂર્ણ વર્તમાન, પરસ્મૈપદ. ૨/૧.

વહ્હૅઉશ્-ચા...મનહ્હો : Vaŋhāuš-cā...manaŋhō : वसोस्-च मनसस् = From pure mind, સાત્વિક મનથી, on account of pure mind, સાત્વિક મનને લીધે. ૫/૧. ગાથામાં ને સંસ્કૃતમાં अस्-પ્રત્યય પાંચમી અને છઠ્ઠી બન્ને વિભક્તિનો છે, જ્યાં શબ્દાંત अस् માં જ હોય છે. वचस् નો वचसस् પણ પાંચમી ને છઠ્ઠી વિભક્તિમાં થાય છે.

દાથેંગ્ : Dāθāng : दातान् = Purified, pure, નિર્મળ, વિશુદ્ધ, પરિશુદ્ધ. ૨/૩. આ શબ્દનો ધાતુ दै છે. તે પરથી આ "દાત" થયેલું છે. એ दा ધાતુ પરથી નથી. અહીં સાત્વિક મનની વિશુદ્ધિની વાત છે. અહીં "दा-आ" એમ લંબાવીને બે શ્રુતિ કરવાની છે.

ઍરૅથ્વૅંગ્ : Ǝrəθwāng : ऋत्वान् = Clever or perfect in ceremonial religious rites, ક્રિયાકાંડકુશળ, ધર્મને લગતી ખાસ ક્રિયાઓમાં કુશળ. વૈદિક સંસ્કૃતમાં ऋत्व શબ્દ યજ્ઞ-હોમ સંબંધી ધાર્મિક ક્રિયા કરનારા બ્રાહ્મણ માટે વપરાય છે, અને આ ખાસ યજ્ઞની ક્રિયા કરવાવાળા ધર્મગુરુઓ "ઋત્વિજ" કહેવાય છે. એમાં યજ્ઞક્રિયા માટે હોતૃ, અધ્વર્યુ, બ્રાહ્મણ, અને ઉદ્‌ગાતૃ એમ ચાર મુખ્ય ધર્મગુરુઓ હોય છે, અને એ પ્રત્યેક મુખી સાથે બીજા ત્રણ ત્રણ સહાયકારી ધર્મગુરુઓ હોય છે. એજ નામો પારસી જરથોસ્તી મોબેદોમાં પણ જોતી (હોતૃ) અધ્યારુ (અધ્વર્યુ) એવાં નામો પડેલાં છે. આ 'ઋત્વ' શબ્દને ધર્મના ક્રિયાકાંડ સાથે જ સંબંધ છે. યુરોપીય વિદ્વાનો આ બહુ અગત્યની વાત સમજી શક્યા નથી. કાંગાજી અને બીજા ખુદ "એરવદ" પારસી વિદ્વાનો પણ આ શબ્દના સામાન્ય અર્થો 'ઋત' શબ્દનો મૂળ અર્થ ધ્યાનમાં રાખીને કલ્પનાથી લખી ગયા છે. "યસ્ન"-यज्ञ-શબ્દ તો "ગાથા"માં ઘણે ઠેકાણે છે. હા ૩૪-૧, હા ૩૪-૧૨, ૫૩-૨. વગેરે. અને 'યજ્ઞ'માં ક્રિયાઓ તો હોય જ પણ "યસ્ન"નો અર્થ ભક્તિ, પ્રાર્થના પણ થાય છે, પણ આ "ઍરૅથ્વા" શબ્દ તો તદ્દન ખુલ્લી રીતે ક્રિયાકાંડને લગતો જ છે. આપણા કેટલાક સુધારક વિદ્વાનો એમ કહેતા આવ્યા છે કે "ગાથા"માં આ મોબેદોનાં ક્રિયાકામોને લગતી કશી વાત નથી, ક્રિયાકામ તો ધર્મસ્થાપક થયા પછી

પચાસ સો વરસે તે ધર્મના ધંધાદારી ધર્મગુરુઓ દાખલ કરે છે, તેમાં તેઓ ભૂલ કરીને કેટલીક ભ્રમ સેવે છે. "સોમ" એટલે અગ્નિ, આતશ. એ સોમની ક્રિયા તે જરથોસ્તીઓમાં "હોમ"ની ક્રિયા કહેવાય છે, પેગમ્બર સાહેબના વખતમાં આ સોમક્રિયા કરવાવાળા બ્રાહ્મણો 'કવિ' કહેવાતા હતા, તેઓની સામે ૩૨ મા હામાં પેગમ્બર સાહેબે સખત રીતે લખ્યું છે, એટલે તે વેળા આ ક્રિયાકાંડમાં જ જાણે ધર્મ સમાઈ ગયેલો હોય તેવી રીતે એ બ્રાહ્મણો લોકોને ઊંધે માર્ગે દોરવતા હતા, અને મજ્દાનો જે ખરો માર્ગ અષોઇનો ને નેકીનો તે પોતાનાં વર્તનમાં ઉતારવાનો છોડીને માત્ર આ બ્રાહ્મણોના પેટ ભરનારી ક્રિયાઓથી જ સ્વર્ગ મળે એવું તે વેળા લોકોને આ સ્વાર્થસાધુઓ સમજાવતા હતા. એટલે આ ક્રિયાવિધિ તે વેળા ચાલુ હતી જ. શ્રી જરથુસ્ત્ર સાહેબ ક્રિયાની સામે નહીં હતા, એવી ક્રિયા ધર્મ સાથે જોડાયેલી હોય છે જ, પણ તે જ સર્વસ્વ નથી. શરીરને સ્વચ્છ રાખવા આપણે નાહીએ છીએ, પણ તેથી નાહવું એ જ માત્ર શરીરનો ધર્મ નથી. શરીરને બીજાં કર્તવ્ય પણ કરવાનાં છે. તેમજ ધર્મમાં આ ક્રિયાઓ ચોક્કસ વેળા કામની છે, પણ તેથી ધર્મ એટલે ક્રિયા નથી. ખરી રીતે તો આ સ્થૂળ દુનિયાને ને મિનોઇ સૂક્ષ્મ સૃષ્ટિને જોડનારી કેટલીક ગુપ્ત યૌગિક વિધિઓ બધા ધર્મોમાં છે, અને એ સંજ્ઞા સામાન્ય માણસોને ધર્મ પર શ્રદ્ધા રાખવા માટે ઉપયોગની પણ છે. વીજળીની ને રેડિયોની શોધથી દુનિયા કેવી એક છેડેથી બીજે છેડે સંધાયેલી છે તે પ્રત્યક્ષ થાય છે. એ બધાં છૂપાં તત્ત્વો આજે ભૌતિક વિદ્યા—સાયન્સ—ધીરે ધીરે શોધીને પ્રગટ કરે છે, તેમ કેટલાંક મિનોઇ ગુપ્ત તત્ત્વો ઋષિ મુનિ પેગમ્બરો પોતાની દૈવી યૌગિક શક્તિથી ખોળી કાઢીને તેનો સદુપયોગ ચોક્કસ ક્રિયાઓમાં કરીને સ્થૂળ જીવનને સૂક્ષ્મ જીવન સાથે સાંધી આપતા હતા. એનો મર્મ બરાબર રીતે સમજાય, ને ક્રિયા કરનાર બ્રાહ્મણ વર્ગ—મોબેદ, મોલવી, પાદરી વગેરે—તે શુદ્ધ મનથી બધી અષોઇ પાળીને કરે તો તેની અસર છે જ. એ વાત આપણે પોતાને વેલાતીઓના જેવા વિદ્વાન કે સુધરેલા ગણીને હસી કાઢવા જેવી નથી. શેક્સપીઅર મહાકવિએ કહ્યું છે તેમ આપણા સ્વપ્નામાં પણ નહીં આવે એવી વસ્તુઓ આ દુનિયામાં હસ્તી ધરાવે છે. ઊંડા ઊતરીને યોગ સંપાદન કરીને જાતે અનુભવો તો જ એ સમજાય.

આ "ઍરથ્વૅન્ગ્"—ઋત્વ—શબ્દ ક્રિયાકામ કરનારાઓમાં જે અભ્યાસથી ને અનુભવથી સિદ્ધ થયેલા હોય તેને જ લાગુ પડે છે.

મજ્દા અહુરા: Mazdā Ahurā. मेधा असुर = Oh Mazda Ahurā! હો મજ્દા અહુરા! ૮/૧

અએઇબ્યો: Aēibyō : एभ्यस् = For these, એઓને માટે, ૪/૩.

પૅરૅના: Pərənā : पृण (पृण वर्ग ६) Promote, further, આગળ વધારો, પુષ્ટિ આપો. ક્રિયાપદ: આજ્ઞાર્થ, પરસ્મૈપદ, ૨/૨.

આપનાઇશ્: Āpanāiš : आपनैः (आपन-आप्) = Through or with fulfilments or attainments, પ્રાપ્તિઓ દ્વારા, સિદ્ધિઓથી. ૩/૩.

કામેમ્: Kāməm : कामम् = Desire, wish, ઇચ્છાને, વાંછાને. ૨/૧.

અત્: At : अथ = How else, otherwise how, નહીં તો કેવી રીતે-કેમ? સંસ્કૃતમાં આ શબ્દના અર્થો સ્થાન ને ભાવ પ્રમાણે જુદા જુદા ઘણા થાય છે.

વે: Vē : वस् = Your, તમારી. ૬/૩. એનું સંબંધી નામ "સ્રવાઓ" છે. આ શબ્દની ૬ ઠી વિભક્તિનું દ્વિવચનનું રૂપ પણ કદાચ એ જ હોય. નહીં તો 'તમારી' એટલે "મઝ્દા અહુરાની તેમજ અર્મેંયા સ્પેન્તાની" એમ બહુવચનમાં હોય.

ક્ષ્મઇબ્યા: Xəmaibyā : युष्मभ्यम् = From You both (Mazda and Ahura), તમારી (મઝ્દા ને અહુરા એ) બન્ને પાસેથી. ૫/૨. આ ચોથી નહીં પણ પાંચમી વિભક્તિ દ્વિવચનમાં છે. અહીં પણ "મઝ્દા અહુરા" એમ બન્નેને સંબોધન થયેલું છે તેથી આ સર્વનામ પણ દ્વિવચનમાં જ લીધેલું છે. ઠેરઠેર આવાં એકવચન, દ્વિવચન, કે બહુવચનથી ખાતરી થાય છે કે કોણ કોણ ગણવામાં આવેલા છે. મઝ્દા અને અહુરા એ બે જુદી વ્યક્તિઓ છે-*twin* જોડ છે, તે આ સર્વનામે ઘટતે ઠેકાણે સાબિત કરે છે.

અસૂના: Asūnā. असूना = With completion, fully, પૂરતી રીતે, પૂર્ણપણે અધૂરું નહીં રહે તેવી રીતે. ૩/૧.

વએદા: Vaēdā : वेद = May I know, experience or feel, હું જાણું, અનુભવું, પ્રતીતિ પામું. ધાતુ विद् = જાણવું ઇ. ક્રિયાપદ: સંશયાર્થ, પરસ્મૈપદ, ૧/૧. જુઓ જેકસનનું વ્યાકરણ § ૬૨૧-૩.

ખ્વરઇથ્યા: Xᵛaraiθyā : ह्वरित्या (ह्वृ) = Liable to deviate from the right course, liable to go to the wrong path, આડે પંથે જાય તેવી, સીધો માર્ગ છોડી આડે માર્ગે જાય એવી, વિપથગમનાધીન, વિપથગામી, સ્ખલનશીલ, વિશેષણ. ૧/૩. નાન્ય. આ શબ્દનો આ ખરો અર્થ પણ કોઇને સૂઝ્યો નથી. બધા स्वर् ધાતુ પરથી આ શબ્દનો અર્થ કાઢવા ગયા છે, પણ શ્લોકનો જે ભાવ છે, તે જોતાં એ શબ્દ स्वर् ધાતુ પરથી નહીં પણ ह्वृ ધાતુ પરથી થયેલો છે. સંસ્કૃતમાં ह्वारित શબ્દ પણ છે. એ ધાતુના ક્રિયાપદોનાં રૂપો પણ ह्वर, ह्वरि એવા આદિ અક્ષરોથી થાય છે.

વઇન્ત્યા: Vaintyā : वन्त्या Worthy of attainment or acquirement, સંપાદન યોગ્ય, પ્રાપ્તિ કરવાને લાયક. વિશેષણ. ૧/૩. આ શબ્દનો ધાતુ वन् = to attain, to gain, to acquire, મેળવવું, પ્રાપ્ત કરવું, છે.

સ્રવાઓ: Sravā̊ : श्रवाः-श्रवांसि = Prayers, Services, ભક્તિ સેવાઓ. ૧/૩.-નામ ધાતુ श्रु = to pray, to serve, એનો ક્રિયાપદ 'અઙ્હેન્'-असन्-"છે"-અધ્યાહાર છે.

**૧૦મા શ્લોકનો ભાવાર્થ:** ત્યારે, હો મજ્દા અહુરા! જેઓને અષોઈથી અને સાત્વિક મનથી પવિત્ર ક્રિયાકાંડકુશલ તરીકે તમે પિછાનો છો, તેઓને (તેમની) ઇચ્છાની સિદ્ધિ વડે તમે આગળ વધારો! નહીં તો (અમારી) ભક્તિ સેવાઓ વિપથગામી કે સંપાદન યોગ્ય છે તે તમારી બન્નેની પાસેથી હું પૂરેપૂરૂં કેવી રીતે જાણું?

હવે આ શ્લોકમાં પેગમ્બર સાહેબ આગળ વધીને અષો, સાત્વિક મનવાળા અને ક્રિયાકાંડમાં કુશળ જનોની ઉમેદો જે શુદ્ધ ભાવની, બિનસ્વાર્થી અને લોકનું ભલુંજ કરવાની વાંછાવાળી હોય તેને આગળ વધારવા અને બર લાવવા મજ્દા અહુરા બન્નેને વિનંતિ કરે છે. તેઓ કહે છે કે આ બધા અષો ને નેક માણસો ને ધર્માચાર્યો જેઓ ક્રિયાઓનું શુદ્ધ ભાવે કામ કરે છે તેઓની ચઢતી થતી હું જોવા માગું છું. એ જો પ્રત્યક્ષ હું નહીં જોઉં તો પછી આ બધી ભક્તિસેવા અમે જે રીતે કરી રહ્યા છીએ તે રીત ખરેખરી સત્પંથે લઇ જનારી છે ને આડપંથે દોરી જનારી નથી, તેમજ એ રીત અખત્યાર કરવા જેવી છે તે હું કેવી રીતે તમારી બન્નેની પાસેથી પૂરેપૂરૂ જાણું? મને તેની શી સાબિતી મળે? તમે અમારી આ ભક્તિસેવા સત્પંથની છે, તમારાજ માર્ગની છે-તેમ જાણીને તેને તમે માન્ય રાખો છો ને તેથી સંતોષ પામો છો, એમ હું કેવી રીતે જાણી શકુ? તમે એ બધા અષોજનને આગળ વધારો, તેઓની વૃદ્ધિ કરો, તેઓ ખરો પરમાનંદ મેળવે તે હું પ્રત્યક્ષ જોઉં ત્યારે કની? મન વચન કર્મથી શુદ્ધ મનના અને અષો રહે તેવા માણસો તેમજ તેવાજ બિનસ્વાર્થી ક્રિયાકામ કરવાવાળા અષો મોબેદોને માટેજ પેગમ્બર સાહેબ અહીં અરજ કરે છે. ધર્મના સબકો મોઢે બોલી જાય પણ તેવી રીતે કદી વર્તન તો રાખે નહીં, તેવા માણસોની વૃદ્ધિ ક્યાંથી થાય? થોડા દહાડા ભલે એવાઓ પૈસા કમાય કે બહારથી નામના મેળવે, પણ ખુદાની નજરમાં તો તેઓ શુદ્ધ ને મનવચનકર્મે પવિત્ર તો નથીજ. એવાઓ આ બધી બહારની ધમાલ એક દિન ખોઇ બેસશે ને પોતાની અધમ દશાજ આવેલી જોશે. એવાઓની મજ્દા અહુરા પાસે કિંમત નથી કે લોકો પર પર તેઓ કશો પ્રભાવ પાડી શક્તા નથી.

## હા. ૨૮—શ્લોક ૧૧ મો

યઁ આઇશ: Yō āiš : यस् ऐः = Only in this way, ખુદ એવી રીતે. ખુદ એની ભક્તિ સેવા દ્વારા. ૩/૩. આ પણ આ હાના ૨–૩–૪ શ્લોકોમાં થયેલા 'યઁ' સાથેના પ્રયોગ જેવો જ પ્રયોગ છે. "આઇશ" એ 'આ' અર્થના સંસ્કૃત સર્વનામોના મૂળ શબ્દ "અ" નીજ સીધી ત્રીજી વિભક્તિ બહુચનનું રૂપ છે. જુઓ જેકસનનું વ્યાકરણ § ૪૩૧.

અષેમ: Asəm : अषम् = Righteousness, holiness, અષોઇને, પવિત્રતાને. ૨/૧.

નિપાઓંશ્હે: Nipāṇhō : निपासे = May I guard, may I preserve, હું સાચવી શખું. ધાતુ निपा = to guard. ક્રિયાપદ: વર્ગ ૨ જો, અનિયમિત કાળ, સંશયાર્થ, આત્મનેપદ, ૧/૧. જુઓ જેકસનનું વ્યાકરણ § ૬૫૮ એમાં સંશયાર્થ ખોટી રીતે લીધેલો છે. એ રૂપ સીધું વર્તમાનનું 'સ' ઉમેરીને ૧/૧ કીધેલું છે.

મનસ્–ચા વોહૂ: Manas-cā vohū: मनस–च–वसु = And pure mind, અને સાત્વિક મનને ૨/૧ નાન્ય.

યવએતાઇતે: Yavaētāitē : यावताते = To the last, upto the end, છેવટ સુધી આખર સુધી. ૪/૧. ધાતુ यू–जू = તેનું ૪/૧ રૂપ "યવે" થાય તે પર "તાત્" પ્રત્યય લગાડીને આ રૂપ કીધેલું છે. એ માટે આ જ હા માંના ૮ મા શ્લોકમાંના "વિસ્પાઇ યવે" શબ્દનું ટિપ્પણ જુઓ. "ઉપરતાત્"–"હઉર્વતાત્" વગેરે શબ્દોમાં આ રૂપ છે. જુઓ જેકસનનું વ્યાકરણ § ૮૪૨ ને ૮૯૩. સંસ્કૃતમાં यावत्ताय = to the last, આખર સુધી, એવો શબ્દ વપરાય છે. વૈદિક "યાવત્" નું ગાથામાં જેમ "યવત્" થયેલું છે, તેમજ આ પણ यावतात् પરથી થયેલું લાગે છે.

ત્વેંમ: Tvēm : त्वम् = You Yourselves, તમે જ ખુદ. ૧/૧. વૈદિક સંસ્કૃતમાં त्व–त्वा તું તથા તમે બન્ને માટે વપરાય છે. હું ધારું છું કે આ त्वम् રૂપ પહેલી વિભક્તિ દ્વિવચનનું પણ હોઇ શકે, કેમકે તરત જ "મઝ્દા અહુરા" એમ બન્નેને સંબોધન છે. છંદની શ્રુતિ બરાબર રાખવા આ "ત્વમ્" ને "તુ–અમ્" એમ બે શ્રુતિમાં બોલવાનો છે ને વ્યુત્પત્તિ પણ એમજ છે.

મઝ્દા અહુરા; Mazdā Ahurā : Oh Mazdā Ahurā, હે મઝ્દા અહુરા! ૮/૧....૮/૧.

ફ્રો–સીષા: Frō sīšā : प्रशिक्ष = Instruct, direct, આજ્ઞા આપો, સૂચના કરો! ક્રિયાપદ: વર્ગ ૧, આજ્ઞાર્થ, પરસ્મૈપદ ૨/૧. प्र + उ = प्रो = Well, બરાબર, ઠીક.

મા: Mā : मा = To me, મને ૨/૧.

થ્વહ્માત્: θwahmāt : त्वस्मात् = Through You, તમારી મારફતે, તમારી આજ્ઞાથી Through Your commands, ૫/૧ જુઓ જે. વ્યા. § ૪૩૯.

વઍાચફ્હે : Vaocaŋhō : वोचसे = In order to proclaim, પ્રગટ કરવાને માટે. ધાતુ वच्–સામાન્યરૂપ. ૪/૧.

મન્યૅઉશ્ : Manyēuš : मन्योस् = Of Manyu, of Spənta Manyu, મન્યુના, સ્પૅન્તા મન્યુના. ૬/૧. આ મન્યુ એક વચનમાં છે, તેને કાં તો કેટલાક વિદ્વાનોએ મઝ્દા અહુરના આત્મા લેખે ગણ્યો છે, કાં તો કેટલાકે એને "બન્ને મન્યુઓનાં" ને ઠેકાણે લીધો છે, તેનું કારણ આ વાક્યનો ભાવાર્થ બરાબર નહીં સમજાયાને લીધે છે. આગલા પ્રથમ અધ્યાય (યસ્ન ૨૯) માંના ૭ મા શ્લોકમાં "અહુનવઇર્ય" ના પવિત્ર કલામ માટે જે કહેવામાં આવેલું છે, તેમજ હા ૩૪–૧૩ માં ને બીજે ઠેકાણે જણાવ્યું છે તેમ મઝ્દા અહુરના સંદેશ ને આદેશ સ્પૅન્તા મન્યુ ઝીલીને તે આ દુનિયાના પેગમ્બરને તથા સોશ્યંતોને પ્રેરણામાર્ગે આપે છે. એટલે અહીં "મન્યૅઉશ્" એટલે "સ્પૅન્તા મન્યુ" નાજ સમજવાનું છે: "મન્યૅઉશ્ હચા થ્વા આઍાફ્હા" એટલે "તમારી સાથે સદા સહકાર સાધી રહેલો સ્પૅન્તા મન્યુના મુખદ્વારા–તેની વાણી મારફતે, તેની પ્રેરણા મારફતે તમે મને સૂચના–આજ્ઞા–શિક્ષણ આપો !"

હચા થ્વા : Hacā θwā ; सचा त्वा : = Ever associated with You. તમારી સાથે સદા સહકારથી રહેલા.

આઍાફ્હા : ə̄ŋhā : आसा = Through the mouth (of Spənta Manyu), (સ્પૅન્તા મન્યુના) મુખ દ્વારા. ૩/૧. ધાતુ आस् = mouth, મુખ, મોઢું.

જૂની હસ્તપ્રતોમાં આ શબ્દ કોઇક રીતે ગૂંથાયેલો છે, અને મોબેદો એને "ઍ-ઍ-આઍાફ્હા" કરીને ઉચ્ચારે છે, ને તેમજ લખાય છે, પણ ઘણી હસ્તપ્રતોમાં "ઍ. ઍ. આઍાફ્હા" એમ પણ શબ્દો લખાયેલા છે. આ બતાવે છે કે આ બે અક્ષરો "ઍ. ઍ." કોઇક નોંધ લેખે મૂળ પ્રતના લેખકે લખ્યા હોય ને પછી તે "આઍાફ્હા" સાથે ભેળાઇ ગયા હોય. આવા "ઍ. ઍ." અક્ષરો હા. ૨૯–૭ માં પણ "આવા" શબ્દની અગાઉ, અને હા ૩૨–૧૬ માં ને હા ૪૭–૨ માં "આનૂ" શબ્દની અગાઉ પણ મુકાયેલા છે. બધે ઠેકાણે જો આ "ઍઍ" ની એક શ્રુતિ રાખીને ગણવા જઇએ તો છંદમાં પણ એક શ્રુતિ વધી પડે છે. એટલે આ છંદની કસોટીથી પણ સાબિત થાય છે કે આ "ઍ. ઍ." શબ્દો મૂળ શબ્દના નથી ને કોઇક કારણે પાછળથી ઘૂસી ગયેલા છે, ને તેનો કંઇ અર્થ નથી. આ ભ્રમથી ઘૂસેલા શબ્દો હું કાઢી નાખું છું–કેમકે તે અનર્થ કરે છે. હા. ૩૧–૩ અને હા. ૩૨–૧ માં આ જ શબ્દ છે પણ ત્યાં ઍઍ ઉમેરાયેલા નથી !

યાઇશ્ : Yāiš : यैः = Through which processes (pl.), જે વિધિઓથી ૩/૩

અફ્હુશ્ : Aŋhuš : असुस् = Life, જીવન, પ્રાણ, જિંદગી. ૧/૧.

પૉઉરુયો : Pouruyō : पूर्व्यस् = First, in the beginning, પ્રથમ, આરંભે ૧/૧. અવ્યય.

**આ...બવત્:** ā...bavat: आ...भवत् = Came forth, came into existence, પ્રગટ થઇ, ઉદ્ભવ પામી. ધાતુ भू = to be. ક્રિયાપદ: પૂર્ણભૂતકાળ, પરસ્મૈપદ, ૩/૧.

**૧૧ મા શ્લોકનો ભાવાર્થ:** ખુદ એવી રીતે (ભક્તિ સેવા દ્વારા) હું અષોઇને તેમજ મનની સાત્વિકતાને છેવટ સુધી સાચવી રાખુ. હો મજ્દા અહુરા! તમારી સથે સદા સહકારથી રહેલા સ્પેન્તા મન્યુના મુખ દ્વારા તમારી તરફથી પ્રગટ કરવા મને બરાબર આજ્ઞા આપો કે કઇ વિધિઓ દ્વારા જીવનનો પ્રથમ ઉદ્ભવ થયો.

આ છેલ્લા શ્લોકમાં, બધી સ્તુતિ પૂરી કરી રહ્યા પછી, પેગમ્બર સાહેબ પ્રતિજ્ઞાથી મજ્દા અહુરાને ખાતરી આપે છે કે એવી ભક્તિ સેવા કરીને અષોઇને તેમજ મનની શુદ્ધ સાત્વિકતાને હું સદાકાળ સુધી સાચવી રાખીશ, તેને કદી છોડી દઇશ નહીં, મારાં મન વચન કાર્ય સદા અષોઇથી ને નેકીથીજ ભરપૂર રાખીશ. માટે હવે તમે મને તમારો સંદેશવાહક–messenger–ગણીને, તમારી આ સૃષ્ટિ કેમ ઉત્પન્ન થઇ, અને તેને ચલાવવા માટે જે ભલા બૂરા મન્યુઓ તમે નીમ્યા, તે માટેનો બધો ભેદ તમારી તરફથી હું મારી જાતે આ દુનિયામાં હવે પ્રગટ કરુ તેની મને આજ્ઞા આપો!

શ્રી જરથુસ્ત્ર સાહેબના જમાનાની અગાઉ ભલી બૂરી શક્તિઓ–સ્પેન્તા મન્યુ અને અગ્રમન્યુ–માટે કશી ખાસ સમજ હતી નહીં, અને એ પેગામ તે કાળની દુનિયાને બીજા કોઇ ઋષિએ કે શોષ્યન્તે આપેલો હતો નહીં, ખુદ જરથુસ્ત્ર સાહેબ એ માટે સ્પષ્ટતાથી હા ૩૧–૧ ની પહેલી લીટીમાંજ પોતાના પેગામને "અગૂસ્તા વચાઓ"–अघुश्ता वचांसि = Unproclaimed messages, અપ્રગટ પેગામો કહે છે. આ પેગામ અને તેનો ભેદ–જે ૩૦ મા તથા ૩૧ મા હા માં વિસ્તારથી પેગમ્બર સાહેબે આપ્યા છે, તે આ દુનિયાને શ્રી જરથુસ્ત્ર સાહેબની પહેલવહેલી અમૂલ્ય ભેટ છે. બદી શા માટે છે ને તે કેમ ઉત્પન્ન થઇ, અને આ દુનિયા પેદા કરવામાં તથા તે ચલાવવામાં મજ્દા અહુરાનો જે દિવ્ય હેતુ છે, તે પ્રગટ કરવા પેગમ્બર સાહેબ અહીં આજ્ઞા માગે છે, અને એ પેગામ હવે પછી આવતા ૩૦ મા હામાં અને "ગાથા"ના ત્રીજા અધ્યાયમાં શ્રી જરથુસ્ત્ર સાહેબ પ્રગટ કરે છે.



ઇતિ શ્રી "ગાથા"નો ૨૮ મો 'હા' ને ૨ જો અધ્યાય પૂરો.

# ગાથા અહુનવઇતિ-હા. ૩૦

## અધ્યાય ૩ જો

## પેગામ

## -: ટિપ્પણ :-

આગળ આવી ગયેલા ૨૯ મા તથા ૨૮ મા 'હા' વાળા અધ્યાયોમાં પૃથ્વીને પેગમ્બર સાહેબની જરૂર શા માટે પડી, પૃથ્વીની અરજ પરથી અહુરા મજ્દાએ શ્રી જરથુસ્ત્ર સ્પિતામને પોતાનો પેગમ્બર જાહેર કીધો, અને પછી પેગમ્બર સાહેબે દુનિયામાં અહુરાનો પેગામ આપવા પોતે સદાકાળ માટે અપોઇ અને સાત્વિકતા સર્વાંગે ધારણ કરવાની અને પોતાના અનુયાયીઓ પાસે પણ કરાવવાની પ્રતિજ્ઞા લીધા પછી હવે આ ૩૦ મા હા માં-૩ જા અધ્યાયમાં આ દુનિયામાં બદી કયાંથી આવી, ને તે શા માટે ઉત્પન્ન થઇ તેનો અમૂલ્ય પેગામ અને તેની સમજ તેઓ પહેલીજ વાર જગતમાં જાહેર કરે છે. આ નેકી ને બદીના કર્તાઓ બન્ને મન્યુઓ માટે ૨૮ મા હા ના છેલ્લા શ્લોકની છેલ્લી લીટીમાં પેગમ્બર સાહેબ ઉલ્લેખ કરે છે, અને આ ૩૦ માં હા ની પહેલીજ લીટીમાં "તે બેને હું આલેખી બતાવું" એમ કહે છે એટલે ૨૮ મા પછી તુરત જ આ ૩૦ મો હા આવવો જ જોઇએ. એ જ ખરો ક્રમ છે. એટલે હવે દસ્તુર દાવરો ને સમજુ વિદ્વાનો છેવટનું નિર્માણ કરી શકશે કે ૨૮ ને ૨૯ મા હા ની ગોઠવણીમાં યસ્નો હેરફેર ગોઠવાયેલી છે, અને તેથી હવે આ સ્પષ્ટ સમજાયા પછી "ગાથા"નો ખરો મૂળ ક્રમ પાછો ગોઠવાવો જોઇએ. ભૂલ સુધારવી એ મિનોઇ કાર્ય છે.

* * *

### હા. ૩૦—શ્લોક ૧ લો

**અત્ :** At̰ अथ = Now, હવે.

**તા :** Tā · ता = Those two, તે બેને, તે બન્નેને. ૨/૨. ધાતુ तद् વેદમાં પણ એમજ એ પહેલીને બીજી વિભક્તિ દ્વિવચનમા નરજાતિમાં લખાય છે.

**વક્ષ્યા :** Vaxsyā वक्ष्यामि = I announce, I describe, હું પ્રગટ કરીશ, હું આલેખી બતાવીશ. ધાતુ वच्, ક્રિયાપદ : ભવિષ્યકાળ, પરસ્મૈપદ, ૧/૧.

**ઇષેન્તો :** Isǝntō : इषन्तस् = Oh you desirous of knowing ! હો જિજ્ઞાસુઓ ! હે જાણવાની ઇચ્છા કરવાવાળાઓ ! ૮/૩. ધાતુ इष् = to desire, ઇચ્છવું, વાંછવું. છેલ્લે "દર્ʼસતા"–તમે જાણશો–એમ છે, એટલે આ સંબોધન જ છે.

**યા :** Yā या = Who both, જેઓ બન્ને. ૧/૨. વેદમાં પણ દ્વિવચનમાં "યા" જ વપરાયેલો છે. એનું ક્રિયાપદ "છે" અધ્યાહાર છે.

**મજ્દાથા :** Mazdāθā : मेधाथा : From the motive of Mazdā, મજ્દાના હેતુને લીધે. ૩/૧. અવ્યયરૂપ. था પ્રત્યય अतस् ના અર્થમાં સંસ્કૃતમાં વપરાય છે. એટલે એનો અર્થ "from the motive of, ..ના હેતુને લીધે" થાય છે. था પ્રત્યય manner, motive, રીત, હેતુ બતાવે છે: અન્યથા = બીજી રીતે, પૂર્વથા=પૂર્વની રીતિ ઇત્યાદિ. જુઓ મેકડોનલનું વૈદિક વ્યાકરણ § ૧૭૯.

હ્યત્‌ચીત્ : Hyat-cit : यत्-चित् = Which really, જે ખરેખર. ૧/૧. નાન્ય૦. એનું ક્રિયાપદ "છે" પણ અધ્યાહાર છે. સંસ્કૃતમાં "છે" મોટે ભાગે પદ્યમાં લખાતો જ નથી.

વીદુષે : Vīdušē : विदुषे = For the wise, for the thinking of the wise, ડાહ્યા–જ્ઞાનીજન–માટે, ડાહ્યાના ચિંતનને માટે. ૪/૧.

સ્તઓતા-ચા : Staotā-cā : स्तोता-च = And praising, અને સ્તુતિકર, સ્તુતિ કરનારું. ૧/૧. ધાતુ स्तोतृ = Praising. "સ્તઓતર્" એનું સમાનાધિકરણ (apposition) સર્વનામ "હ્યત્-જે" છે.

અહુરાઇ : Ahurāi असुराय : For Ahurā, અહુરાને માટે. કેટલીક પ્રતોમાં "અહુરા" છે તે યુક્ત નથી. આ "અ-હુ-રા-ઇ" એમ ચાર શ્રુતિમાં ગણવાનો છે.

યેસ્નિયા-ચા : Yesniyā-cā : यज्ञिय-च = Worthy of worship or homage, આરાધન યોગ્ય, વંદન યોગ્ય, ૧/૧. એ પણ "હ્યત્" સાથે સમાનાધિકરણમાં છે. આ પણ ચાર શ્રુતિમાં ગણવાનો છે. "યેસ્ન્યો" ખોટી જોડણી છે. મૂળ શબ્દ याज्ञिय છે.

વંહ્‌હેઉશ્ મનઙ્હો : Vaŋhouš Manaŋhō. वसोस् मनसस् = Of Vohu Mano વોહુમનોના. ૬/૧. આ છઠ્ઠી વિભક્તિ ચોથીને ઠેકાણે વપરાયેલી છે.

હુમાંઝ્દ્રા : Humazdrā : सुमन्द्र = Very pleasant-voiced, very charming or agreeable, મંદ્રસ્વરસુખદ; ધીમા, નીચા, ગંભીર સ્વરથી ભરેલું મધુર. ૧/૧. મન્દ્ર = ધીમો, ગંભીર. સંગીતના ત્રણ સપ્તકમાંનું નીચલું સપ્તક તે "મન્દ્ર." પરંપરાગત કથા પ્રમાણે અષને-ગુરુને-વિષ્ણુને- આ "મંદ્ર" સ્વર પ્રિય છે. ઋગ્વેદમાં (ઋ૦ મં. ૪-૫૦-૧) ગુરુને-બૃહસ્પતિને (અષને) "મન્દ્ર જિહ્વા" એટલે મીઠા ધીમા મનગમતા સુસ્વરવાળો કહ્યો છે. સંગીતનાં ત્રણ મુખ્ય સપ્તકો છે....મંદ્ર, મધ્યમ અને ઉત્તમ અથવા તીવ્ર-એમાં "મંદ્ર" સપ્તક તે નીચા અવાજનું -Low toned- કહેવાય છે. ગુરુને લગતો આ ભેદ યુરોપના કે આપણા વિદ્વાનો જાણતા નહીં હોવાને લીધે આ "હુમાંઝ્દ્રા"ના જુદા જુદા અર્થો કીધા છે ને વળી કેટલાકોએ એને "માંથ્રા" સાથે જોડી દીધો છે !– એ શબ્દ પછી "ગુરુ"–"અષાઈ"જ આવે છે ! અષને માટે. આ શબ્દ પણ "હ્યત્" સાથે સમાનાધિકરણમાં છે.

અષાઇ : Ašāi : अषाय = For Asha, અષને માટે. ૪/૧. આને કેટલાક "અષા" લખે છે, પણ ભાવાર્થ પ્રમાણે "અષાઇ" ચોથી વિભક્તિમાં જ જોઇએ.

યએ-ચા : Yaē-cā : ये-च = And which, અને જેઓ ૧/૩. આ "યએ-ચા" ગદ્યમાં પંક્તિની શરૂઆતમાં "હુમાંઝ્દ્રા"ની અગાઉ મુકાયો જોઇએ, પણ અહીં છંદમાંના સ્વરભારને સાચવવા માટે પદ્યમાં પાછળ મુકાયો છે. એનું ક્રિયાપદ "છે" અહીં પણ અધ્યાહાર છે.

યા : Yā : या = By which, જેથી. ૩/૧.

રઓચેંબીશ્: Raocōbiś: रोचोभित् = With various enlightenments, વિવિધ બોધનથી, અનેક રીતના ઉપદેશથી. ૩/૩. रोचस् = Light, lustre, પ્રકાશ રોશની. અહીં રોશની જ્ઞાનની ગણવાની છે.

દરેંસતા: Darəsatā: दर्शत = You will know, you will get acquainted with, તમે જાણશો, તમે પિછાન કરશો, તમે જાણી શકશો. ધાતુ दृश् = to know. ક્રિયાપદ: આજ્ઞાર્થ, પરસ્મૈપદ, ૨/૩.

ઉર્વાઝા: Urvāzā: वृजा (वृजन्-वृज्) = (That which is withheld or kept back) secrets, mysteries, ભેદો, મર્મો-જે સ્પષ્ટ રીતે જણાયેલું નથી તે. ૨/૩ નાન્ય. वृ ધાતુ પરથી જેમ उर्वन् વગેરે શબ્દો થયેલા છે તેવો જ આ પણ છે. આ શબ્દનો અર્થ મોટે ભાગે સૌએ Joy, આનંદ કર્યો છે, પણ તે માટે વ્યુત્પત્તિનો કશો આધાર નથી. આ શ્લોકમાં મન્યુઓ માટેની પહેલવહેલી વાત થાય છે. શ્રી જરથુસ્ત્ર સાહેબના જમાના અગાઉ એ નેકીબદીના "ભેદ"ની વાત કોઇ ઋષિએ જાહેર કીધી ન હતી, તે તો હા ૩૧-૧ માં લખ્યા પ્રમાણે "અગૂસ્તા વચાઓ" એટલે "અપ્રગટ વાત" હતી. એટલે જે વ્યુત્પત્તિ મેં અહીં બતાવી છે તેજ ખરી લાગે છે, અને એ શબ્દનો અર્થ મર્મ, ભેદ, જે અગાઉ સંતાડી રાખેલું અને જણાયેલું નહીં હતું તે, એ જ અહીં થઇ શકે. છેલ્લી પંક્તિના બીજા પાદમાં સ્પષ્ટ જ ભાવ છે કે "જેથી જ્ઞાનપ્રકાશ થયાથી, અનેક રીતના ઉપદેશથી બોધન-enlightenment-થયાથી આ સૃષ્ટિના-આ નેકી બદીના-"ભેદ"ને તમે પિછાની શકશો."ઉર્વાઝા"નો અર્થ "આનંદ" કરો, તો તેને "જોઇ" કેમ શકો? "આનંદ" તો અનુભવી શકાય. "ભેદ," જે અંધારામાં અણદીઠો રહેલો છે, તેના પર જ્ઞાનપ્રકાશ પડ્યાથી તે જોઇ-પિછાની શકાય. આ "દરેંસતા" ક્રિયાપદ પરથી "ઉવાઝા"નો અર્થ "ભેદ"જ થઇ શકે. વેદથી પણ ગાથા ભાષા બહુ જૂની હોવાથી એના કેટલાક વ્યાકરણ પ્રકાર તેમજ ધાતુ પરથી બનેલા શબ્દો-ઘણા જ થોડા-સીધા ઋગ્વેદમાં નહીં મળી શકે તે સંભવિત છે.

**૧ લા શ્લોકનો ભાવાર્થ:** હે જિજ્ઞાસુ જનો! હવે તે બેને (બન્ને મન્યુઓને) હું આલેખી બતાવીશ, જે બન્ને ખુદ મઝ્દાના હેતુને લીધે (સર્જેલા) છે, જે ખરેખર જ્ઞાની માણસને (વિચાર કરવા) માટે છે, અને જે અહુરને માટે સ્તુતિકર છે, અને વોહુમનોને આરાધનયોગ્ય છે, અને જે અષને માટે સુમન્દ્ર (એટલે ધીમા મધુર સ્વરથી ભરપૂર છે), જેથી કરીને અનેક રીતના જ્ઞાનપ્રકાશથી તમે (ઉપર કહેલા મઝ્દાના હેતુના) મર્મને જાણી શકશો!

આ નવા ૩૦ મા હા ના પહેલા શ્લોકમાં હવે પેગમ્બર સાહેબ પેલા બે મન્યુઓનાં કાર્યને માટે કહે છે. તેઓ કહે છે કે આ મન્યુઓ મઝ્દાના હેતુ માટે છે, એટલે મઝ્દાનો આ સૃષ્ટિ રચવાનો ને તેને ચલાવવાનો જે હેતુ છે, તેને માટે તેઓ જરૂરના છે. એ બન્નેની હું હવે જે વાત કરીશ તે જ્ઞાની માણસોને વિચારવા જેવી છે, તેઓ પોતાના જ્ઞાનથી એ વસ્તુને સમજી શકશે, કેમકે અજ્ઞાન માણસો તો આ નેકી બદી હોવાનો મર્મ શો છે તે વાત જલદી સમજી શકતા નથી. એ ભેદ

જાણ્યાથી અહુરાની મહત્તા કેટલી સ્તુતિપાત્ર છે તે તમે જાણશો, તેમજ એથી વૉહુમનો ને તેને પહોંચવાની સાત્ત્વિકતા પણ કેટલી આરાધનયોગ્ય, આપણાં નમનને પાત્ર છે, તે પણ તમે સમજશો, અને આ બધી મર્મની વાત જે હું તમોને આ મીઠાં ભજનોમાં બતાવીશ તેના ધીમા મધુર સ્વરો મહાન અષને કેવો આનંદ આપશે તે પણ હું જાણું છું. એમ અહુરા મઝ્દાનાં, અષનાં ને વૉહુમનોનાં કીર્તન કરતો કરતો એ બધો ભેદ હું તમોને કહેતો જઇશ, જેથી તમે સૌ જ્ઞાનનો પ્રકાશ મેળવીને એ ઊંડા ભેદને પિછાની શકશો.

આ શ્લોકમાંથી પેગમ્બર સાહેબને જ્યોતિષ ઉપરાંત સંગીતનું પણ કેવું જ્ઞાન છે, અને કોને કોને કયા સ્વરો વ્હાલા છે તે પણ તેઓ જાણે છે, એ અહીં સ્પષ્ટ થાય છે. ગાય ઢોર ચારતા રખડુ ટોળીવાળાના ને તુરતના ઠરીને ખેતી કરવાની સ્થિતિમાં આવતા ભટકતા (nomads) લોકોના પેગમ્બર તરીકે કેટલાક યુરોપીય વિદ્વાનોએ પોતાના અધુરા જ્ઞાનથી ને હાલની પાશ્ચાત્ય સંસ્કૃતિના ગર્વથી જે વિધાનો તેમના લેખોમાં કીધેલાં છે, તેથી ઊલટી કેવી જુદી જ વાતો અહીં ધીરે ધીરે પ્રગટ થતી જાય છે તે જુઓ! ગાથાઓ ખરી કૂચીથી ઉકેલ્યા અને સમજ્યા પછી તો પેગમ્બર સાહેબના અગાધ જ્ઞાનથી છક્ક થઈ જવાય છે! અને વળી એમ પણ લાગે છે કે આપણે પૂર્વના કે પશ્ચિમના બધા જ લોકો ખરા જ્ઞાનમાં તો આગળ વધ્યા નથી, પણ પાછળ હઠ્યા છીએ, અને ખરું આધ્યાત્મિક ધન છોડી દઈને દુનિયાની ખોટી દોલત અને ચાઇચાઇ પર મોહી રહીને આપણા આત્માની અવનતિ-પડતી-કરી રહ્યા છીએ.

## હા. ૩૦—શ્લોક ૨ જો

સ્રઑતા : Sraotā · श्रोत (श्रु) = Hear ye! સાંભળો! કાન દ્યો! ક્રિયાપદ : આજ્ઞાર્થ, પરસ્મૈપદ. ૨/૩.

ગૅઉશાઇશ્ : Gōušāiš : घोषैः = Through proclamations, નિવેદનો દ્વારા, પ્રજ્ઞાપન દ્વારા, ઘોષણા દ્વારા. ૩/૩. આ શબ્દને "કાન" સાથે કશો સંબંધ નથી. घुष् ધાતુને સાંભળવાની ક્રિયા સાથે કશી લેવા દેવા નથી. ગમે તેટલા સંસ્કૃત કોષોમાં આ घुष् નો કે घोष નો અર્થ સાંભળવું કે કાન લખાયેલો મળશે નહીં. ઇરાનમાં ગેરસમજથી આ घुष् નો અર્થ સાંભળવું એમ પહેલવીમાં લીધેલો છે, પણ તે ખોટો અર્થ છે. घोष એટલે તો નિવેદન, ઢંઢેરો, એ જ અર્થ થાય. વળી હાથ જેમ બે છે તેમ કાન પણ બે છે, તો આ શબ્દ તો બહુવચનમાં છે, એટલે કેટલાકોએ તો એનો અર્થ બહારના, અંદરના, ઉપરના, એમ જાત જાતના લાંબા ટૂંકા કાનો બતાવ્યા છે! પહેલવીમાં ખરી તાવિલ હતી જ નહીં ને છે જ નહીં. આ તો સ્પષ્ટ પૂર્વવૈદિક આર્યભાષા છે. કાન માટે તો ઋગ્વેદમા कर्ण શબ્દ જ છે. અહીં તો પેગમ્બર સાહેબ જે પોતાનો પેગામ જાહેર કરે છે, પોકારીને તેનું નિવેદન કરે છે તે છે. પ્રૉ. બાર્થોલોમે કહે છે કે આ "ગૅઉશાઇશ્"માં "ગૅઉ" કરવામાં લહિયાની ભૂલ છે પણ તેમ નથી. જેમ "गोम्"નું "ગૅઉશ્" पशोस् નું "પસૅઉશ્" થયું છે, તેમજ આ घोष નું "ગૅઉશ" થયું છે, કેમકે घोष માંનો घो ઉદાત્ત છે, તે પર સ્વરભાર છે.

વહિશ્તાઇશ્ : Vahištāiš : वसिष्ठैः=(Through) Most excellent, most beneficial અત્યુત્તમ (દ્વારા), બહુ કલ્યાણકર, શ્રેયસ્કર. ૩/૩. ગૅલ્ડનરે તેમજ બીજાઓએ "વહિશ્તા" પાઠ લીધેલો છે, પણ તેને ત્રીજી કે આઠમી વિભક્તિમાં લેતાં તે અહીં બરાબર બેસતો નથી. થોડીક હસ્તપ્રતોમાં એ "વહિશ્તાઇશ્" કરીને લખાયેલો ગૅલ્ડનર નોંધે છે, અને બધું જોતાં તે જ પાઠ યુક્ત ને બંધબેસતો છે. "વહિશ્તાઇશ્ ગૅઉશાઇશ્" એટલે બહુ કલ્યાણકર નિવેદનો દ્વારા. "વહિશ્તા"ને "મનઙ્હા" સાથે આ પંક્તિમા કાંઇ સંબંધ નથી, કેમકે "મનઙ્હા" એટલે "મનથી" એ સામાન્ય નામ છે. અને વળી "સૂચા" એટલે "સ્વચ્છ" એ તેનું વિશેષણ પણ તેની તુરત અગાઉ છે.

અવએનતા : Avaēnatā आवेनत = Discern independently, think over, સ્વતંત્ર રીતે વિવેકથી નિર્ણય કરો! વિચાર કરો! ૨/૩. आवेण् નાં ક્રિયાપદોનાં રૂપમાં 'આ' ને બદલે 'અ' પરથી પણ કેટલાંક રૂપ બનેલાં છે. आवेणिक એટલે "સ્વતંત્ર" એવું વિશેષણ પણ છે. એ वेण् (to think, to discern) માં આ ઉપસર્ગ ઉમેરાઇને થયેલો છે. ક્રિયાપદ : આજ્ઞાર્થ, પરસ્મૈપદ ૨/૩.

સૂચા : Sūcā : शुचा (शुचेन) (शुच्) = Pure, illuminating, clear, સ્વચ્છ, નિર્મળ, પ્રકાશિત, કોઇપણ જાતના પૂર્વગ્રહ (prejudice) વગર. ૩/૧. એ "મનઙ્હા—મનથી"નું વિશેષણ છે.

મનડ્હા : Manaŋhā : मनसा = With mind, મનથી. ૩/૧.

આવરૅનાઓ : Āvaranā̊ : आवर्णोस् = Of the two choices, બે પસંદગીની, બે વસ્તુઓની પસંદગીની. ૬/૨. અહીં બે મન્યુઓ–સ્પૅન્તામન્યુ અને અંગ્રમન્યુની પેદા કીધેલી નેકી ને બદીની બે વસ્તુઓમાંની એકની પસંદગી માટેની વાત છે. ધાતુ आवृ = to choose, પસંદ કરવું.

વીચિથહ્યા : Viciθahyā : विचित्तस्य = Of the discernment, of the careful selection, વિવેકપૂર્ણ વિચારણા માટે, સંભાળભરી ચૂંટણી માટે. ૬/૧.

નરૅમ્–નરૅમ્ : Narəm-narəm : नरम् नरम् = Unto every man, man-by-man પ્રત્યેક જનને. ૨/૧.

ખ્વખ્યાઇ : X'axyāi : स्वस्यै = For each one's self, પોતપોતાને માટે. ૪/૧.

તન્વે : Tanvē : तन्वे = For the self. પંડને માટે. ૪/૧. "તનુયે" બગડેલું રૂપ છે.

પરા : Parā : परा = Before, પૂર્વે, અગાઉ, શબ્દયોગી અવ્યય.

મઝે : Mazō : महे (महस्) = Great, મહા. ૫/૧. આ જૂનું પાંચમી વિભક્તિનું રૂપ છે. સંસ્કૃતમાં પણ એ જ રૂપ ૬ઠી વિભક્તિનું પણ છે.

યાઑંડ્હો : Yā̊ŋhō : यासस् = By setting out, by launching on a new path, યોગ્ય માર્ગે જુદા પડવાના અણીના સમયથી. ૫/૧. ધાતુ या = to set off, to separate on a journey. માણસે સારો કે માઠો માર્ગ લેવો એ તેની આખી જિંદગીને માટે અણીનો સમય છે. એ વેળા મનમાં ભારે યુદ્ધ ચાલે છે. "યા–આઑંડ્–હો" એમ ત્રણ શ્રુતિમાં છે.*

અહ્માઇ : Ahmāi अस्मै = For this, એ માટે. ૪/૧.

(ને) : Nō : नस् = Our, us, અમારું. આ શબ્દ ક્ષેપક–ઘૂસેલો છે. અર્થમાં એનું કાંઇ કામ નથી, તેમજ એથી છંદમાં પણ એક શ્રુતિ વધી પડે છે.

સઝ્દ્યાઇ : Sazdyāi : शस्र्ये = In order to approve, મંજુર કરવાને માટે, માન્ય રાખવાને માટે, અનુમોદન આપવા માટે. સામાન્ય રૂપ, પરસ્મૈપદ, ૪/૧. ધાતુ शंस्. ઋગ્વેદમાં (૧૦–૮૫–૯) માં એ જ શબ્દ "to make a vow" "પ્રતિજ્ઞા લેવી"ના અર્થમાં પણ વપરાયેલો છે. અહીં પણ એવો અર્થ લઇ શકાય.

બઓદન્તો પઇતી : Baodanto-paiti : प्रति बोधन्तस् = Having awakened sufficiently, being enlightened sufficiently. બોધન પામીને, જાગ્રત થઇને, ઊંઘમાંથી બેદાર થઇને. વર્તમાનકૃદંત, પરસ્મૈપદ. ૧/૩. ધાતુ बुध् = જાણવું, જાગ્રત થવું, વગેરે.

* મો. વિ. કોષમાં જુઓ पियासा. એ यासा નું ઇચ્છાર્થક-Desiderative રૂપ છે. એ શબ્દ પોતાની સાથે "પ્રતિ" પણ લે છે. તે પણ અહીં આ લીટીને છેડે છે જ !

**૨ જા શ્લોકનો ભાવાર્થ :** (હે જિજ્ઞાસુઓ !) આ મહા કલ્યાણકર નિવેદનો દ્વારા સાંભળો; બે વસ્તુઓની પસંદગીની વિવેકપૂર્ણ વિચારણાનો પ્રત્યેક જન પોતપોતાના પંડને માટે નિર્ણય કરવાના આ જીવનના યોગ્ય માર્ગે જુદા પડવાના મહા અણીના પ્રસંગની અગાઉ બરાબર બોધન પામીને એને અનુમોદન આપવા માટે નિર્મળ પ્રકાશિત મનથી સ્વતંત્ર રીતે વિચાર કરો !

હવે પેગમ્બર સાહેબ કહે છે કે હું જે નિવેદનો તમારી આગળ હમણાં કરું છું તે સાંભળો ! એ બહુ કલ્યાણકર છે. એથી તમારી જિંદગીનું ખરેખરું કલ્યાણ થશે. અહીં બે વસ્તુઓની-નેકીની ને બદીની-વચ્ચે તમારે પસંદગી કરવાની છે. માણસે પોતાની જિંદગી જાગવવા માટે પોતાનો માર્ગ પસંદ કરવાનો છે. એ બહુ અણીનો સમય છે, આમ કે તેમ જતાં જિંદગીની ફત્તેહ કે હાર, સદ્ફળની પ્રાપ્તિ કે ખુવારી, એ રસ્તે મળશે. એટલે હું એવે વખતે તમને બોધ આપું છું ને જિંદગીને સફળ કરવાનો માર્ગ દેખાડું છું તેનાથી તમે જ્ઞાન મેળવો અને દરેક જણ પોતપોતાને માટે સ્વતંત્રતાથી નિર્ણય કરો ! એવા વિષયમાં જોર જુલમ કંઇ ચાલે નહીં. એ તો આપ પસંદગીની વાત છે. એ બધું નિર્મળ મનથી-કોઇના પણ દબાણ વિના કે આગલી પાછલી વાતોના પૂર્વગ્રહ (prejudice) વગર તમે વિચારો ! અને પછી તમારો માર્ગ ચૂંટો ! જોજો, આ ખરો અણીનો વખત છે, માટે બહુ ધ્યાન પહોંચાડજો ! તમે મારું સાંભળશો તો કલ્યાણ જ થશે. પણ તમારું પોતાનું ભલું બૂરું ચૂંટવાનો હક્ક તમારો જ છે. માટે ખૂબ વિચાર કરીને નિર્ણય આપજો !

પેગમ્બર સાહેબ એમ નથી કહેતા કે તમે મારા ધર્મમાં આવશો તો બસ તેથી જ તમોને મુક્તિ મળી જશે. મુક્તિ તો સૌએ પોતપોતાને માટે પોતાનાં જ ભલાં ખૂરાં કર્મોથી મેળવવાની છે; તે માટે વિવેકથી વિચાર કરીને જ બહુ સંભાળથી સારો માર્ગ લેવાનો છે. કોઇ પણ ધર્મ કે પેગમ્બર કોઇ પણ માણસને તેનાં બૂરાં કર્મો છતાં મુક્તિ અપાવી શકતો નથી, કે તેને ખુદાની પાસે માફ કરાવી શકતો નથી. એ તો પાદરીઓની ને તે તે ધર્મના અજ્ઞાન લોભી ધર્મગુરુઓની ભોળાં લોકોને છેતરવાની કળા છે. જેવાં કર્મ તેવું ફળ, એ જ પરમાત્માનો ખરો ન્યાય છે, અને સાચો પેગમ્બર તો એ જ સત્ય બોલશે. તેના પંથવાળાને વધારવા જો તે ખોટું બોલશે તો તે ખરો પેગમ્બર જ નથી. પેગમ્બર તો બધા આગળ પરમાત્માને ટૂંકામાં ટૂંકા માર્ગે મળવાનો ને દરેકને પોતાનો મુક્તિમાર્ગ લેવાનો ખરો બોધ જ કરશે. પછી તો દરેક માણસે તેના પોતાના યત્નથી એ બતાવેલે માર્ગે આગળ વધી પોતાની મુક્તિ ને પરમાનંદ મેળવી લેવાનો છે. પેગમ્બર સાહેબ અહીં કેવી પ્રામાણિક વાત કરે છે !

## હા. ૩૦—શ્લોક ૩ જો

અત્: At: अत्: अथ = Now, હવે.

તા મઇન્યૂ: Tā Mainyū: ता मन्यू = Those two Manyus, તે બન્ને મન્યુઓ. ૧/૨. નરજાતિ.

પૉઉરુયે: Pouruyē: पूर्व्ये = Ancient, primeval, પૂર્વિય, આદિકારણ, સૃષ્ટિના પ્રથમ મૂળને લગતા. ૧/૨ નાન્ય. આ શબ્દ "પૉઉરુયે" બરાબર રીતે લખાયેલો છે. ખરો શબ્દ વિભક્તિના રૂપ પ્રમાણે છંદને સાચવતો અહીં લખ્યો છે તે "પૂર્વ્યે"જ છે. એ માટે ડૉ. મિલ્સે એમના "ગાથા"વાળા મોટા પોથામાં હા ૩૦–૩ ના એ જ શબ્દ માટે બહુ વિસ્તારથી લખેલું છે, પણ તે બરાબર નથી. હું મૂળ રૂપ અહીં લઉં છું. અહીં છંદના સ્વરભાર પ્રમાણે "પૂ" અનુદાત્ત છે તેથી "પૉઉરુયે" થયેલું છે. पूर्व्य નું ૧/૨ નું એ જ રૂપ છે જુઓ જે. વ્યા. § ૨૩૭.

યા: Yā: या (વૈદિક) = Who two, જેઓ બન્ને. ૧/૨.

યેમા: Yēmā: यमा = Twin-born, twin, forming a pair, જોડ, જોડમાં જન્મેલા, જોડી, યુગ્મોદ્ભવ. વિશેષણ. ૧/૨.

ખ્વફ્ના: Xᵛafənā: स्वप्ना = Skilful, working with aptitude, કાર્યકુશળ, કાર્યનિપુણ, પોતાના કાર્યમાં ઉસ્તાદીવાળા. ૧/૨. આ શબ્દને ઘણા ધારે છે ને "ક્ષ્નૂમ"વાળા પણ સમજે છે તેમ "સ્વ"–પોતપોતાના–મૂળ સાથે કંઇ સંબંધ નથી. શબ્દના બહારના રૂપથી આ ભ્રમ થયેલો છે. એ શબ્દ ઋગ્વેદમાં પણ વપરાયેલો છે, પણ તેના "સ્વપ્ન" કે "પોતપોતાના ભાવ" જેવા અર્થ નથી. એ सु + अप्न એમ બે શબ્દ મળીને થયેલો છે. જુઓ મો. વિ. કોષ: स्वपस् (सु + अपस्) પૃષ્ઠ ૧૨૮૧, હાર–૧.

અસ્રુયાતૅમ્: Asruyātəm: अश्रुयताम् = (Both) are known, are called, જણાયેલા છે, કહેવાય છે. ધાતુ શ્રુ. ક્રિયાપદ: અનિયમિત ભૂતકાળ, કર્મણિ ભાવ, આત્મનેપદ, ૩/૨. જેકસને અવસ્તા વ્યાકરણ § ૬૩૮માં એ શબ્દ નોંધેલો છે. પણ તેનો કર્મણિભાવ તેઓ સમજ્યા નથી, તેથી, "they called" એમ "they are called"ને બદલે લખ્યું છે. એ માટે મો. વિ.ના સંસ્કૃત કોષમાં "શ્રુ" શબ્દ નીચે સ્પષ્ટ જણાવેલું છે કે એનો અર્થ કર્મણિભાવે "to be called or known" થાય છે, એ જ અર્થમાં ઋગ્વેદમા પણ એ શબ્દ વપરાયેલો છે.

વળી આ શબ્દ મૂળ પાઠમાં "અસ્ર્વાતૅમ્" એમ લખાયેલો છે તે પણ બરાબર નથી. "સ્–ર્–વ" એવા વ્યંજનો જોડાય ને ઉચ્ચારી પણ શકાય નહીં! ખરો શબ્દ "અસ્રુયાતૅમ્"જ છે, સંસ્કૃતમાં પણ તેમજ "શ્રુ" સાથે લખાય છે. વળી "અસ્રુવા" એમ લખીએ તો બેજ શ્રુતિ થાય, ને તેમ થતાં એક શ્રુતિ છંદમાં ઘટી પડે છે. તેથી "અસ્રુયાતૅમ્"જ ખરો શુદ્ધ શબ્દ છે.

મનહી-ચા : Manahī-cā : मनसि-च = In thought and, વિચારમાં અને. ૭/૧.

વચહી : Vacahī : वचसि = In word, વચનમાં, વાણીમાં. ૭/૧. અહીં 'ચા' નહીં જોઇએ, એક શ્રુતિ વધી જાય છે.

શ્યઑથ્નોઇ : Śyaoθənōi : च्यौत्ने = In deed, કાર્યમાં, કૃતિમાં. ૭/૧.

હી : Hī . सि = They two, both of them, તે બન્ને. ૧/૨. આ શબ્દ enclitic એટલે બીજા આગલા શબ્દની પૂઠે જ જોડાયેલો-ઉત્તરાક્ષર, પૃષ્ઠાક્ષર તરીકે રહે છે. લીટીની કે વાક્યની શરૂઆતમાં એ રખાતો નથી. એટલે એ "શ્યઑથ્નોઇ-હી" એમ લખાવો જોઇએ. ત્રીજો પુરુષ સર્વનામના મૂળ શબ્દો तद्-ते, स-से ઉપરથી આ પ્રકારો બનેલા છે.

વહીયો : Vahīyō : वसीयस् = Better, more good, બહેતર, ઉત્તમ. વિશેષણ, ૧/૧. "વહ્યો" બગડેલું રૂપ છે.

અકૅમ્ – ચા : Akəm-cā : अकम् च= And bad, evil, ભૂંડો, અધમ, વિશેષણ. ૧/૧. સંસ્કૃતમાં अक्, अग्, अघ्, ધાતુઓના અર્થ મળતા છે. अक् એટલે to move tortuously (like a serpent) સાપની માફક વાંકું ઢીકું ચાલવું. એ પરથી अक વિશેષણ, નામ થયું તેનો અર્થ દુઃખ, વેદના, મુશ્કેલી વગેરે થાય છે, અને "પાપ" પણ થાય છે. એટલે 'વાંકોઢીકો' અવળો ચાલનારો એક છે ને બીજો તેથી બહેતર એટલે સીધો ચાલનારો છે, એમ અહીં સરખામણી કીધેલી છે.

અયાઑસ્-ચા : Ayās-cā अयोश्च = Out of these two indeed, or just આ બે માંથી માત્ર. ૬/૨. જુઓ જે. વ્યા. § ૪૨૫.

હુદાઑઙ્હો : Hudāŋhō सुदासस् = The well-knowing persons, benevolent knowers of the Universal Spirit, the spiritually wise જ્ઞાની માણસોએ, શુભ બ્રહ્મજ્ઞોએ. ૧/૩. ઋગ્વેદમાં આ શબ્દ ઘડી ઘડી આવે છે. સારી રીતે ભક્તિ ને યજ્ઞ કરવાવાળાને 'સુદાસ' કહ્યા છે. दास એટલે બ્રહ્મજ્ઞ, બ્રહ્મને-પરમાત્માને જાણનારો. "હુ-દા-આઑઙ્હો" ચાર શ્રુતિમાં છે. જુઓ મૅકડોનેલનું વૈદિક વ્યાકરણ, પાનું ૪૩૭-અ-૮.

ઍરૅશ્ : ərəš: ऋष्-ऋतेन = Rightly, properly, યથાર્થ, વાજબી રીતે. અવ્યય.

વીશ્યાતા : Vīsyātā : अविच्यत = Discriminated, discerned, judged, વિવેકથી ચૂંટણી કીધી, ન્યાયપૂર્વક નિર્ણય કીધો. ૩/૩. ધાતુ વિચ્ સંસ્કૃત च्यौत्न શબ્દનો "શ્યઑથ્ન" થયેલો છે તેમાં જે "ય" વપરાયેલો છે તે જ આ શબ્દમાં પણ અવેસ્તા લિપિમાં વપરાયેલો છે, એટલે એ "વિચ્" ધાતુ જ છે, અને અર્થ પણ તે જ બરાબર છે. ક્રિયાપદ : અપૂર્ણભૂતકાળ, આત્મ. ૩/૩

નોઇત્ : Nōit : नेद् = Not, નહીં.

દુઝ્દાઑઙ્હો : Duždāŋhō : दुर्दासम् = The ignorant, the evil minded, perverse minded. અજ્ઞાન, મૂર્ખ, દુષ્ટ મનોવૃત્તિવાળા, દુર્બુદ્ધિવાળા. ૧/૩. આ શબ્દ ચાર શ્રુતિમાં દુઝ્-દા-આઑઙ્-હો એમ બોલવાનો છે.

૩ જા શ્લોકનો ભાવાર્થ : હવે તે બન્ને આદિકારણ મન્યુઓ, જે જોડી કાર્યકુશળ કહેવાય છે, અને જે બન્ને મનથી વચનથી અને કાર્યથી (અનુક્રમે) ઉત્તમ ને અધમ (જણાયેલા છે); એ બેમાંથી માત્ર જ્ઞાનીજનોએ વાજબી રીતે વિવેકપૂર્વક ચૂંટણી કીધી, (પણ) દુર્બુદ્ધિવાળાઓએ (તેમ કીધું) નહીં.

આ શ્લોકમાં હવે તે બન્ને મન્યુઓના સ્વભાવનું વર્ણન આવે છે. પેગમ્બર સાહેબ કહે છે કે આ જે નેકી બદી ભરેલી સૃષ્ટિ દેખાય છે તેનું આદિકરણ-મૂળ-આ મન્યુઓ જ છે. આ હાના પહેલા જ શ્લોકમાં કહેવાયું છે કે તેઓ "મજ્દાથા" એટલે મજ્દાનો હેતુ પાર પાડવાને માટે સર્જાયેલા હતા. એ મજ્દાનો હેતુ પાર પાડવામાં એ બન્ને મન્યુઓની જોડી ઘણી કાર્યકુશળ છે. પોતાનું કામ ઘણી જ કુશળતાથી તેઓ કરે છે ને હાર પાડે છે. પણ આ બન્ને મન્યુઓ પોતપોતાનાં કાર્યોમાં એકમેકથી તદન ઊલટા છે. એમાંનો એક બહુ ઉત્તમ છે. માત્ર નેકીને ભલાઇને, અષોઇનેજ તે ઉપજાવે છે, ટકાવે છે ને આગળ વધારે છે, તેને "સ્પેનિશ્તો" એટલે પવિત્રમાં પવિત્ર કહેલો છે, ત્યારે બીજો મન્યુ અધમ કહેવાય છેઃ તે તો બુરાઇને, બદીને બધી જાતની અપવિત્રતાને અને જીવનને ઊંધું વાળવાની નીતિને ઉપજાવે છે, ને તેજ નીતિ (policy) તે ચાલુ રાખે છે. એટલે આ બન્ને મન્યુઓ પોતપોતાના મનથી, વચનથી ને કાર્યથી એકમેકથી ઊલટા છે, તે લોકનો મેળ મળતો નથી. બન્ને એકમેકના વિરોધીઓ છે, અને એકમેકથી વિરોધ ભરેલાં કાર્યો કરવામાં કુશળ છે. એક ઉત્તમ છે, શુભ માર્ગનો રાહબર છે; બીજો પાપી ને અધમ છે ને તે અશુભ માર્ગેજ દોરી લઇ જાય છે. એવા એ બે મન્યુઓમાંથી જે ઉત્તમ છે તેનો સંબંધ જે જ્ઞાની માણસો અહુરાની સૃષ્ટિને પિછાનનારા છે અને જેઓને નેકી બદીનું જ્ઞાન થયું છે ને તેથી જે સારેજ રાહે જાય છે, તેઓએ વાજબી રીતે બાંધ્યો, એટલે તે જ્ઞાની માણસો તો નેક મન્યુના વર્ગનાજ અનુયાયી થયા, પણ જે લોકોને એ જ્ઞાન થયું નથી, ને હજી બુરાઇમાં ને અનેક જાતની દુષ્ટતામાં ગૂંથાઇ રહેલા છે તેઓએ કંઇ તેમ કીધું નહીં ને ઊંધો માર્ગ લીધો. એટલે સૌ સૌએ પોતપોતાના જ્ઞાન ને ગુણ પ્રમાણે એ પસંદગી કરી લીધી. ભલો ભલાઇજ કરે, બૂરો બુરાઇમાંજ મચ્યો રહે. ખુદાઇ શક્તિ મેળવવા તો બધાજ માગે છે, પણ કેટલાક તે રૂડે માર્ગે, પવિત્ર રીતે, નેકીથી ચાલીને બીજાંનું ભલું કરવાની શક્તિ મેળવે છે. ત્યારે કેટલાક અજ્ઞાનીઓ દુષ્ટ ને ઊંધે માર્ગે ચાલીને માત્ર પોતાનો સ્વાર્થ સાધવા માગે છે.

## હા. ૩૦—શ્લોક ૪ થો

**અત્–ચા** : At-cā : अत्–च : अथ च = Moreover, અને વળી.

**હ્યત્** : Hyat : स्यत् : यतस् = When, જ્યારે.

**તા** : Tā : ता = Those two, તે બન્ને. ૧/૨.

**હૅમ – મઇન્યૂ** : Hām-Mainyū : सम् मन्यू = Eqally placed Manyus, સરખે સરખા મન્યુઓ. ૧/૨.

**હૅન્–જસએતૅમ્** : Hān - jasaētəm : संजसेताम् – जग्मेताम् = Met together (in a hostile manner) એકમેકની સામે કામ કરવા સાથે મળ્યા : ક્રિયાપદ : ઇચ્છાર્થક (Optative), પરસ્મૈપદ, ૩/૨. સંસ્કૃતના जस् ધાતુનો અર્થ તો થાકવું, છોડી મૂકવું, એવો થાય છે, પણ ગાથા ભાષામાં આ ધાતુ गम् ના અર્થનું કામ કરે છે. કાળક્રમે કેટલાક ધાતુઓના અર્થમાં એમ કદી કદી ફેરફાર થાય છે. "જસએતૅમ્" અગાઉ "હૅન્" શબ્દ મૂકવો જ જોઇએ તો જ અર્થ બરાબર થાય ને શ્રુતિઓ પણ પૂરી થાય.

**પઓઉર્વ્યૅમ્** : Paourvyəm : पूर्व्यम् = In the, beginning, પ્રારંભે, શરૂઆતમાં "પઓઉર્–વિ–યૅમ્" એમ ત્રણ શ્રુતિઓમાં છે.

**દઝ્દે** : Dazdē : धत्ते (धा) = They both generated or created, તે બન્નેએ ઉપજાવ્યાં–સર્જ્યાં. ક્રિયાપદ : પૂર્ણભૂતકાળ, આત્મનેપદ, ૩/૨. જુઓ જેકસનનું વ્યાકરણ § ૬૦૭.

**ગએમ્–ચા** : Gaēm–cā : गयम्-(गम्–ग) च = Being, life, vital breath or air, that which moves and goes, હોવું, જીવન, જિંદગી, જે ગતિમાન છે ને ચાલી જાય છે. ૨/૧, નરજાતિ. આ શબ્દ ને તેનો ધાતુ વેદકાળથી *અહુન' જૂનો' દેખાય' છે જેહમાં गय શબ્દ છે. તે 'ઘરબાર, માલ* મિલકત" જેવા અર્થમાં વપરાય છે. પણ એ શબ્દને गो પૃથ્વી સાથે સંબંધ છે. પણ આ 'ग' ઉપરથી "ગતિ" *motion* થયેલો છે. આ ગાથા વાણીના "ગએ" ઉપરથી "ગએથા" શબ્દ પણ થયેલો છે. તેનો અર્થ "જીવનના હેતુથી જે થયેલું તે"–એટલે સૃષ્ટિ, સર્જન. એટલે આ "ગએમ્"નો અર્થ ચેતન, જીવન, એમ હું કરું છું. गय–તે એટલે life force. ચેતન. "ગાયત્રી"નો ધાતુ પણ આ गय પરથી કાઢેલો છે. એ શબ્દ મૂળ ધાતુ जि પરથી થયેલો છે. गय એટલે 'પ્રાણવાયુ' પણ છે.

**અજ્યાઇતીમ્–ચા** : *Ajyāitīm-cā* : अज्यातिम्–च = *And non-life, non-existence.* અચેતન, જડતા. ૨/૧. નર. જેવો गयम् શબ્દ जि ધાતુ પરથી છે, તેવો જ આ પણ जि પરથી જ છે. એનાં કેટલાંક રૂપમાં ज्या આવે છે. એટલે આ શબ્દ अज्याति છે: ચેતન વગરની, સત્ વગરની અવસ્થા.

આ પાદમાં "ગએમ્–ચા અજ્યાઇતીમ્–ચા" એટલે ચેતન અને જડ (અચેતન) ની વાત છે. આ મન્યુઓએ એ "ચેતન–જડ" પ્રથમ ઉત્પન્ન

કીધા. ઋગ્વેદના ૧૦ માં મંડળમાં જે "સત્" ને "અસત્" ની વાત છે, - તે એ જ વિચાર રજુ કરે છે. "સત્" ને "અસત્" એટલે ભાવ (Positive) ને અભાવ (Negative). તમામ સૃષ્ટિ આ બે ધ્રુવ (poles) -થી જ ગતિમાં મુકાય છે. આમ તમામ ભૌતિકશાસ્ત્રનાં મૂળ તત્ત્વોની આ વાત કેવી સ્પષ્ટ રીતે શ્રી જરથુસ્ત્ર સાહેબે હજારો વર્ષ પર દર્શાવેલી છે!

યથા: Yaθā यथा = In this way, એવી રીતે. અવ્યય. "યથા" પછીનો "આ" નહીં જોઇએ. "યથા અઙ્હત્" માં જ આર શ્રુતિ પૂરી થાય.

અઙ્હત્: Aŋhat असत् = Would be, would tend towards, થશે, રહેશે, ચાલ્યું જશે. ધાતુ अस् ક્રિયાપદ: સંશયાર્થ, પરસ્મૈપદ, ૩/૧.

અપેઁમૅમ: Apēməm अपमम् = The end, અંત, આખર. ૨/૧. આ શબ્દ "અઙ્હત્" ક્રિયાપદનું કર્મ છે.

અઙ્હુશ્: Aŋhūš असुस् = Life, existence, જીવન, હયાતી. ૧/૧. આ શબ્દ "અઙ્હત્" નો કર્તા છે, એટલે એ જ ખરો શબ્દ છે. કેટલાક વિદ્વાનો "અઙ્હેઉશ્" એટલે "જીવનનો" એમ લેવા માગે છે, તે યુક્ત નથી. "અઙ્હુશ્ અપેઁમૅમ્ અઙ્હત્" એટલે Life will tend towards the end, અંત સુધી જીવન ચાલ્યું જશે, એમ જ રહેશે. એટલે આ સત્ અસત્ની ખેંચતાણ જ્યાંસુધી આ જીવંત સૃષ્ટિ છે ત્યાંસુધી તે રહેશે જ. કેવળ 'સત્' નું રાજ્ય જીવંત સૃષ્ટિમાં તો કદી થાય જ નહીં. તે તેના સ્વભાવથી જ વિપરીત છે.

અચિશ્તો: Acištō आचिष्टम् = One of crude or perverse mentality, of most tortuous movements, જડ બુદ્ધિવાળો, ઊંધી મતિવાળો, એટલે અંગ્રમન્યુ. ૧/૧. નરજાતિ. એ વિશેષણ નામ છે. એનો સંબંધ આ લીટીના છેલ્લા શબ્દ "મનો" સાથે છે. આ શબ્દ अक નું અતિશયાર્થ (superlative) રૂપ છે. સંસ્કૃતમાં "अचिष्टु એટલે moving tortuously વાંકો ઢીકો જતો" થાય છે. આગલા ૩ જા શ્લોકમાં "અકૅમ્" શબ્દની ટીકા જુઓ. "અચિશ્તો" એટલે "અચિશ્તોમન્યૂ."

દ્રૅગ્વતાંમ્: Drəgvatąm द्रवताम् = Of ignorant babblers, અજ્ઞાન બકવાદીઓનો. ૬/૩.

અત્: At अत्: अथ = But, પણ, પરંતુ. સ્થાન પ્રમાણે આ શબ્દના બહુ અર્થ થાય છે.

અષાઉને: Asāunē अथौने-ऋतावने = For the holy, for the pure minded, for the righteous, અષોજન માટે, પવિત્ર મનના માણસ માટે. ૪/૧.

વહિશ્તૅમ્ મનો: Vahištəm Manō : वसिष्टम् मनस् = The most benevolent-minded, i. e. Spənta Manyu. ભારે કલ્યાણકર મનવાળા, એટલે સ્પૅન્તા મન્યુ. ૧/૧. નાન્ય. જુઓ હા ૨૮-૯ માંના એ જ શબ્દની ટીકા, વૉહુમનોને કદી પણ "ગાથા"માં "વહિશ્તૅમ મનો" કહ્યો નથી. જ્યાં જ્યાં "વહિશ્તૅમ્ મનો કે મન્યુ" આવે છે ત્યાં ત્યાં એ મહા કલ્યાણકર .

પવિત્રોત્તમ સ્પેન્તા મન્યુનો-નિર્દેશ છે, વળી આ શ્લોકમા "અચિશ્તો મનો" અને "વહિશ્તેમ મનો" એ કાઇ અધમ ને ઉત્તમ મનવાળા માણસની વાત નથી, પણ મન્યુઓની વાત છે. આ "હા"મા તેઓનુ જ વર્ણન છે, "દ્રેગ્વતામ્" અને "અષાઉનેં" એ શબ્દોથી તે વધારે સ્પષ્ટ થાય છે વળી આજ હા ના ૬ ઠા શ્લોકમા "અચિશ્તેમ્ મનો" આવે છે તેથી પણ આ અર્થ સ્પષ્ટ થાય છે.

આ શ્લોકમા કેટલીક શ્રુતિઓની વધઘટ લાગે છે. પહેલી લીટીના પ્રથમ પાદમા તો સાત શ્રુતિ પૂરી છે. પણ બીજા પાદમા તે નવને બદલે સાત જ શ્રુતિ દેખાય છે. મને લાગે છે કે "જસએતેંમ્"ની અગાઉ "હેંન્" શબ્દ અસલ હશે તે "મઇન્યૂ"ની અગાઉનો "હેંમ્" શબ્દ જોયાથી કોઇએ ભૂલમાં કાઢી નાખેલો હોવો જોઇએ "હેંમ્ મઇન્યુ" એટલે સરખે સરખા મઇન્યુ-સરખી શક્તિવાળા-તે તો યોગ્ય જ છે પણ "હેંન્-જસએતેંમ્" એટલે "સાથે મળીને કામ પર મળ્યા, સાથે મળીને કામ કરવા બહાર પડ્યા" એ અર્થ ઘણો જ સુકલ છે સસ્કૃતમાં सजन् = to be produced together to come together into existence સાથે ઉત્પન્ન થવુ, સાથે હયાતીમા આવવુ, એવો ક્રિયાપદ છે અને તેનુ ૩/૨ નુ ૩૫ सजनयतम् થાય છે અને અર્થ તો તદન બરાબર બધબેસતો મળે છે વિદ્વાનોને તથા દસ્તુરોને આ સૂચના પર ધ્યાન પહોચાડવા હુ વિનતિ કરુ છુ મને તો આ બધુ કોઇ અગૂઢ પ્રેરણાથી જ સૂઝ પડી આવે છે એટલે એ "હેંન્-જસએતેંમ્" જોઇએ, તેમ થાય તો "પઑઉર્-વિ-યેંમ્" એમ બોલતા નવ શ્રુતિ પૂરી થાય

વળી હા ૩૧-૮ મા પણ હુ બતાવુ છુ તેવો જ પ્રયોગ હસ્તીમા છે તે પણ જુઓ "શ્વા હેંમ્ ચષ્મઇની હેંન્ ગ્રૉંમ્" એટલે "મેં તને આખમા મધ્રી શક્યો છે" તદન સમાન પ્રકારની જ આ રચના પણ છે, જેમા નામ સાથે "હેંમ્" ઉપસર્ગ છે, અને ક્રિયાપદ સાથે "હેંન્" ઉપસર્ગ છે

ગાથામાની આવી તૂટેલી લીટીઓ પાછી સુધારીને બરાબર કરવાની જરૂર છે એમ થયાથી જ તે સપૂર્ણ થશે ને અર્થમા કંઇ ગડબડ રહેશે નહી

**૪ થા શ્લોકનો ભાવાર્થ :** અને વળી જ્યારે તે બન્ને સરખેસરખા મન્યુઓ (સૃષ્ટિના) આરભે એકમેક સામે કામ કરવા મળ્યા, ત્યારે તેઓએ ચેતન અને અચેતન ઉપજાવ્યા, અને એવી રીતે જીવનના અત સુધી ચાલ્યુ જશે અજ્ઞાન બકવાદીઓનો મન્યુ તે જડ બુદ્ધિવાળો અતિદુષ્ટ છે, પણ અષોજન માટે તો ઉત્તમ કલ્યાણકર મનવાળો મન્યુ સ્પેન્તા મન્યુ છે

હવે અહી પેગબર સાહેબ પોતાનુ દર્શન આગળ ચલાવે છે પેલા બન્ને મન્યુઓ શક્તિમા સરખેસરખા છે, તે બન્ને પોતાને સોપાયેલુ કાર્ય કુશળતાથી બજાવે છે સૃષ્ટિની શરૂઆતમા જ્યારે એ બન્ને મન્યુઓને સાથે

ઉપજાવવામાં આવ્યા, ત્યારે મજદાની આજ્ઞાનુસાર તેઓએ ચેતન અને અચેતન, જીવ ને જડ, સત્ અને અસત્ એમ પહેલે ઉત્પન્ન કીધાં. ચેતન જીવનને લગતું બધું સ્પેન્તા મન્યુએ ઉપજાવ્યું, જડ અચેતનને લગતું અંગ્રમન્યુએ પેદા કીધું. અને એવી રીતના વિરોધના મિલાપથી આ સૃષ્ટિને ચલાવવા માંડી. ભલાનું સદા ભલું, ને બૂરાનું સદા બૂરું એમ વિરોધી કાર્યો થવા માંડ્યાં, અને એવી રીતે આ બધું છેક સૃષ્ટિના અંત સુધી ચાલ્યું જશે, એ કોઇથી અટકાવાશે નહીં. દુનિયા તમામ ભલીજ થઇ જાય કે દુનિયામાં મોત જેવું રહે નહીં, એ તો માત્ર શેખચલ્લીની જ કલ્પના રહેશે. જગત ચાલવા માટે તો આ બન્ને વસ્તુઓ જોઇશે જ. બદી કોઇ દહાડે અટકવાની નથી. જે લોક જડબુદ્ધિના, મૂર્ખ, બદીમાંજ મચ્યા રહેલા છે તેઓ અંગ્રમન્યુની સંફ્ના છે. ને તેઓ ઊંધી બુદ્ધિ ઉગાડ્યાજ કરશે, પણ જેઓ પાક ને નેક છે તેઓ તો સ્પેન્તામન્યુની જ પનાહમાં રહેશે ને નેકીને કદી છોડશે નહીં. આ નેકી બદીનું ને સજ્જન દુર્જનનું યુદ્ધ દુનિયાના છેડા સુધી ચાલ્યા જ કરશે. બદી નાશ પામશે-દુનિયામાંથી સદંતર નીકળી જશે એ તો સ્વપ્નાની જ વાત છે. પહેલા શ્લોકમાં કહ્યા પ્રમાણે "યા મજદાથા" એટલે "તે બન્ને મજદાના સૃષ્ટિ રચનાના ને ચલાવવાના હેતુને લીધે જ" છે, એટલે આ ચક્ર ચાલતું કંઇ બંધ પડે નહીં. પૃથ્વી સૂર્યની આસપાસ ફરે છે એટલે તે પર રહેતા લોકોને રાત તો પડવાની જ. ભલે રાત પડે પણ નેક અષો માણસે તો સૂર્યનો પ્રકાશ પોતાના અંતરમાં અચળ સંઘરી રાખવાનો છે. પૃથ્વીની ગતિ કલાકના સુમારે એક હજાર માઇલ છે. અને વિમાનો જ્યારે કલાકના એક હજાર માઇલની ઝડપે ઊડશે ત્યારે તે વિમાની તો સૂર્ય સાથેજ રહેવાનો, તેને રાત પડવાની જ નહીં. તેમ જો આપણે સૂર્યની દિશાએ જ રહીને માત્ર નેકી તરફ જ ઊડીએ તો બદી નડવાની નથી. માણસે તો પોતાની નેકીની ઝડપ વધારવાની છે. અહુરા મજદા હમેશાં પાક અંતરમાં રહે તો રાત કે બદી નડે નહીં. કલાકના હજાર માઇલની ઝડપે વિમાની સૂર્યની દિશામાં ઊડે તો જે કલાકે મુંબઇથી ઊપડે તે જ કલાકે વિલાત કે અમેરિકા કે જાપાન પણ પહોંચી જાય, એ અદ્ભુત છતાં ખરી પડે તેવી વાત છે. એટલે આ ઉત્તમ શિક્ષણ દરેક જણે પોતાના હૃદયમાં ઉતારવાનું છે.

## હા. ૩૦—શ્લોક ૫ મો :

અયાઓ : Ayå : अयोस् = Of these two, આ બેમાંના. ૬/૨.

મઇન્‍વાઓ : Mainyvå : मन्वो = Of the two Manyus, બન્ને મન્યુઓમાંના. ૬/૨.

વરતા : Varatā : वरत = Did choose, chose, પસંદ કીધું, ચાહીને ચૂંટ્યું. ધાતુ वृ = પસંદ કરવું. ક્રિયાપદ : અપૂર્ણભૂતકાળ, આત્મનેપદ. ૩/૧.

યેં : Yə : यस् = Who, (he who), જે (તે જે). ૧/૧. આ "યેં" "વરતા" ક્રિયાપદના કર્તા "દ્રૅગ્વાઓ"ના સંબંધમાં છે.

દ્રૅગ્વાઓ : Drəgvå : द्रग्वान् = The ignorant babbler, the perverse minded, અજ્ઞાન બકવાદી, દુર્બુદ્ધ. ૧/૧.

અચિશ્તા વૅરૅજ્યો : Acištā vərəzyō : अचिष्टा वृह्यस् = Perverse or evil growths, or productions, જડબુદ્ધિવાળાં ઉત્પાદનોને, બૂરી ઉત્પત્તિઓને ૨/૩. ધાતુ वृह् = to grow, ઉત્પન્ન થવું. અશુદ્ધ ઉત્પાદનોને. "વૅરૅ-જિ-યો" એમ ત્રણ શ્રુતિમાં છે.

અષૅમ : Asəm : अषम्–ऋतम् = The righteousness, holiness, અષોઇને. પવિત્રતાને. ૨/૧.

મઇન્યુશ્ સ્પૅનિશ્તો : Mainyuš Spəništō : मन्युस् श्विनिष्टस् = The White Spirit, the Holy Spirit, Spəntā Manyu, સ્પૅન્તા મન્યુએ. ૧/૧.

યેં : Yə; यस् = Who, જે. ૧/૧.

ખ્રઓજ્દિશ્તૅંગ : Xraoždištəng क्रोश्–दिष्टान् = Illumined–seated, light fixed, તેજ–જ્યોતિ–થી ભરેલા ગોળવાળું, તારા સિતારાવાળું. ૨/૩. આ સ્પૅન્તા મન્યુના રહેઠાણની વાત છે. સ્પૅન્તા મન્યુ એટલે કેતુ, ચંદ્રનો દક્ષિણ બિંદુપાત (South Node). આપણા આકાશનો દક્ષિણ વિભાગ મોટા મોટા તારાઓનાં ઝૂમખાંથી ભરેલો છે. જેવાં પ્રકાશિત તારાઓનાં ઝૂમખાં દક્ષિણમાં છે તેવાં ઉત્તરમાં નથી. કોઇ પણ મુકરર કીધેલી જગ્યાને યા માર્ગને दिष्ट કહેવાય છે. આ શબ્દ મૂળ क्रुश् નો क्रोश् થઇને વપરાયેલો છે.

અસૅનો : Asōnō · अशनस् = The firmament, skies, heavens, વ્યોમ, આકાશ, આભ, આસમાન. ૨/૩. જુઓ જેકસનનું વ્યાકરણ. § ૩૦૩.

વસ્તે : Vastē · वस्ते = Inhabits, dwells in....માં વસે છે, નિવસે છે,....માં વસવાટ કરે છે. ધાતુ वस्५, વર્ગ ૧૦. ક્રિયાપદ, વર્તમાનકાળ, આત્મનેપદ. ૩/૧.

યએ-ચા : Yaē-cā : ये–च = Certainly those who, ખચીત તેઓ જેઓ. ૧/૩.

ક્ષ્નઓષૅન્ : Xsnaosən : क्षोषन् = Would gratify, સંતોષ આપશે, ધાતુ क्षु-क्ष्णु. ક્રિયાપદ : અનિયમિતકાળ, સંશયાર્થ. ૩/૩.

અહુરેંમ : Ahurəm : असुरम् = Unto Ahurā, અહુરાને. ૨/૧.

હઇથ્યાઇશ્ : Haiθyāiš : सत्यैः = (Through) truthful, righteous, સાચાં, યથાર્થ, સેન્નિષ્ઠ, ધર્મિષ્ઠ. ૩/૩.

શ્યઓથેનાઇશ્ : Syaoθənāiš : च्यौत्नैः = Through deeds, કાર્યો દ્વારા. ૩/૩.

ફ્રઓરેંન્ : Fraorən : प्रवरन् = Would choose, પસંદ કરશે, તેને માર્ગે જશે. ધાતુ (વૈદિક) प्र$_2$ = to choose ક્રિયાપદ : અપૂર્ણભૂતકાળ, સંશયાર્થ, પરસ્મૈપદ, ૩/૩. એ જ ધાતુનો શબ્દ "ફ્રઓરેંન્તા" યસ્ન ૫૭-૨૪ માં છે ત્યાં પણ એ જ અર્થ છે. આ શબ્દ પણ ગૂંથાયેલો છે. આ વાક્યનો કર્તા "યએ"-યે-બહુવચનમાં છે, તેનો પ્રથમ ક્રિયાપદ "ક્ષ્નઓષૅન્" પણ સંશયાર્થ બહુવચનમાં છે, તો પછી આ તેનો બીજો ક્રિયાપદ કેવી રીતે "એકવચન"માં "ફ્રઓરેંત્" રહી શકે? વળી એકવચનમાં છેડે "અત્"જ આવે છે, 'ઍત્' નહીં તે પણ એક સાબિતી છે. એટલે ખરી રીતે આ શબ્દ "ફ્રઓરેંન્" હોવો જોઇએ, જે બરાબર "બહુવચન" સંશયાર્થમાં આવે છે, આ તો જરૂર સુધારવું જોઇએ. વળી "ફ્રઓ"નો "ફ્રો" નથી, પણ 'વ' ને બદલે "ઓ" આવેલો છે.

મઝ્દાંમ : Mazdąm : मेधाम् = Mazdā (acc.) મઝ્દાને. ૨/૧.

**૫ મા શ્લોકનો ભાવાર્થ :** આ બે મન્યુઓમાંનો જે દુર્બુદ્ધ છે તેણે અશુદ્ધ ઉત્પાદન (કરવાનું) પસંદ કીધું, પણ જે મહાકલ્યાણકર મન્યુ (સ્પેન્તા મન્યુ) છે તેણે અપોઇને (પસંદ કીધી), જે (મન્યુ) જ્યોતિથી ભરેલા આકાશમાં વસે છે. ખરીત જેઓ મઝ્દાનો માર્ગ પસંદ કરે છે તેઓ સત્કાર્યોદ્વારા અહુરાને સંતોષ આપે છે.

આગલા શ્લોકમાં તે બે મન્યુઓ પોતે સર્જાયા પછી તેઓએ ચેતન ને અચેતન-જીવ ને જડ-સત્ અને અસત્-ઉપજાવ્યાં એમ જણાવ્યા પછી હવે પેગમ્બર સાહેબ કહે છે કે આ બે મન્યુઓમાં જે સ્વભાવે જ દુર્બુદ્ધિવાળો છે, તેણે અશુદ્ધ ઉત્પાદન કીધું, જેથી બુરાઈ ને દુઃખ જગતમાં પથરાય, અને ભલા, પવિત્ર સ્પેન્તા મન્યુએ તો અપોઇને જ પોતાને માટે પસંદ કીધી અને દુનિયામાં પવિત્રતા, શુદ્ધિ, સત્ય ને નેકી પ્રવર્તાવવાનું કાર્ય પોતાને માથે લીધું. એમ આ દુનિયામાં ઠેરઠેર દેખાતી નેકી બદીનું પ્રથમ મૂળ ક્યાંથી આવ્યું તે પહેલીજ વાર પેગમ્બર સાહેબ દુનિયાના લોકને જણાવે છે. વળી આ પવિત્ર મન્યુ ક્યાં રહે છે તેની એંધાણી પણ તેઓ આપે છે ને કહે છે કે એ બહુ જ ઝળહળ કરતા ગોળ (Orbs) થી એટલે તારા સિતારાઓનાં અનેક પ્રકાશિત ઝૂમખાંથી ભરેલા આકાશમાં વસે છે. મેં ઉપર જણાવ્યું છે તેમ આ સ્પેન્તા મન્યુ તે કેતુ એટલે ચંદ્રનો દક્ષિણ બિંદુપાત (node) છે, અને આપણે જોઇએ ને જાણીએ છીએ તેમ દક્ષિણ તરફના આકાશમાં મોટા મોટા તારાઓનાં ઘણાં ઝૂમખાં છે ને આકાશનો એ ભાગ હંમેશ બહુ ઝળહળેલા રહે છે. પેગમ્બર સાહેબે ગાથામાંના આ ગુપ્ત જ્ઞાનને ને તેના

જ્યોતિષના પાયાને માટે ઠેર ઠેર આવી સૂચનાઓ રાખેલી છે, પણ અજબ જેવું છે કે હજારો વર્ષથી એને આપણા જૂના–નવા વિદ્વાનો કે યુરોપીય વિદ્વાનો પણ ઉકેલી કે સમજી શકયા નથી.

પેગમ્બર સાહેબ એ પછી કહે છે કે જેઓ ભલાં કામ કરીને અષો ને નેક રહીને મઝ્દાને માર્ગે જઈને ભલી રીતેજ વર્તે છે, તેઓ અહુરાને ખચીત સંતોષ આપે છે. અહુરા પિતારૂપ છે ને મઝ્દા માતારૂપ છે. મઝ્દાનો હેતુ બુરાઈને હઠાવીને ભલાઈનો વધારો કરવાનો છે, અને અહુરા પોતાની જ્યોત એવી ભલાઈમાં મૂકે છે. અહુરા ન્યાયનો કરનારો છે (હા ૨૯–૪), એટલે એ ન્યાયમાં જે માણસોના આત્મા પાર ઊતરશે ને જેઓ મઝ્દાના રૂડા પંથે જશે તેઓ પોતાનાં નેક કાર્યોથી અહુરાને સંતોષ આપશે.

વાંચકો અહીં પણ ખુલ્લી રીતે જોશે કે અહુરા અને મઝ્દા એ બે જુદી વ્યક્તિઓ છે, ને પેગમ્બર સાહેબે એમ સ્પષ્ટ રીતે આ શ્લોકમાં પણ તે દેખાડ્યું છે. આવી ખુલ્લી સાહદત પછી કોણ કહી શકશે કે "અહુરમઝ્દ" એ માત્ર એક જ વ્યક્તિનું નામ છે? એ તો સનાતન જોડી છે, અને એ બન્ને મળીને જ "બ્રહ્મ" થયેલું છે.

અયાઓ : Ayå : अयोस् = Of these two, આ બેમાંની, આ બેને લગતી. ૬/૨.

નોઇત્ : Nōit : नेद् = Not, નહીં.

એરેશ્ : ɲɪɡʒɜ : ऋषु, ऋतेन = Rightly, properly, યથાર્થ, વાજબી રીતે. અવ્યય.

વીશ્યાતા : Višyātā : अविच्यत = Discriminated, discerned, judged. વિવેકથી ચૂંટણી કીધી, ન્યાયથી પસંદગી કીધી, મર્મ સમજ્યા. ક્રિયાપદ : અપૂર્ણભૂતકાળ, આત્મનેપદ, ૩/૩. આ ને એની ઉપરનો શબ્દ એ બન્ને સાથે આગળ આ જ હા ના ૩ જા શ્લોકમાં આવી ગયા છે, ત્યાં જોવું. ધાતુ विच् = to discern.

દએવા-ચિના : Daēvā-cinā : देवा: चन = Even the Devas, દેવજનો પણ—૧/૩. "ગાથા" માં "દએવા" તે કાંઈ બે શિંગડાવાળા રાક્ષસો કે દૈવી શક્તિઓને માટે નથી આવતો. પણ એ તો "દેવ" નામની બ્રાહ્મણ વર્ગની આર્યપ્રજા હતી. જે હાલના આપણા હિંદુભાઈઓના પૂર્વજો હતા, તેને આ નામ અપાયેલું છે. એક વેળા આ તે વેળાનો ઇતિહાસ સમજાશે તો પછી બધી સ્પષ્ટતા થઇ જશે. "દેવ" લોકો માણસ જ હતા અને આપણા પિત્રાઈઓ હતા. વેદ પુરાણમાં એ જ દેવ લોકોએ અસુરોને—એટલે પારસીઓના પૂર્વજોને, પોતાના મોટા ભાઈઓ તરીકે ગણાવેલા છે, એટલું જ નહીં પણ અસુરો તે પૂર્વદેવો હતા એમ પણ જણાવેલું છે, ચિના—चन એ चिद् પરથી થયેલું છે. "નોઇત્"ની સાથે ભાર મૂકવા દેવજનો પણ નહીં, એટલે "મશક્યા" અને બીજા લોકો તો નહીં, પણ આ બહુ તીવ્રબુદ્ધિના મનાતા દેવ બ્રાહ્મણો પણ નહીં, એવો અર્થ છે.

હ્યત્ : Hyat : यत्—यतस् = Because, કેમકે, કારણકે.

ઇશ્ : Īš . ई: = The Cupid, કામદેવ, કંદર્પ, ૧/૧. મૂળ શબ્દ ई કે इ છે. આ શબ્દ કોઇથી સમજાયો નથી, અને બધાએ "ઇશ્"નો અર્થ "તેઓને" કરીને કીધેલો છે. પણ આ "ઇ" માં તો સૃષ્ટિનો ને સૃષ્ટિમાં મૂળથી જ બદી પેસી જવાનો ભેદ સમાયેલો છે. દુનિયામાં મોટામાં મોટી બદી, ખરાબી, મારામારી, વગેરે આ કામદેવથી જ ઉત્પન્ન થઇને ખુવારીમાં પરિણમે છે. સૃષ્ટિનું સર્જન કીધા પછી તેને ચાલુ આગળ ધપાવવા માટે તમામ જાનદાર પેદાશમાં આ 'કામ–Lust' મૂકેલો છે. ક્ષથ્ર એટલે બ્રહ્મા–Creator–એ અર્થમાં છે કે તે આ નવા સર્જનનું બીજ તમામ જાનદાર પેદાશમાં મૂકે છે. અને એ રીતે આખુ જગત નવું નવું ઉત્પન્ન થઇ, જૂનું, સુકાતું, મરતું, ખરતું ને અદૃસ્ય થતું જઇ, આગળ વધતું જાય છે. એટલે અંગ્રમન્યુના જમણા હાથ જેવો આ "ઇ"–કંદર્પ–કામદેવ–એ આ પૃથ્વી પર "ઠગારા"ના રૂપમાં છે. એ દરેક પ્રાણીની આંખમાં ભૂરકી નાખીને તેને મોહમાં ને વિકારમાં ફસાવે છે, ને સૃષ્ટિના સર્જનના હેતુને આગળ ધપાવવા માટે જ નહીં, માત્ર મજાના હેતુને

ખર લાવવાને મળતી પ્રેરણાને આધીન થવા માટેજ નહીં, માત્ર એ માટે વંશની વૃદ્ધિ કરવા માટેજ નહીં, પણ જેઓ માત્ર વિકારમાં ને મોહમાં મચી રહેવા આ 'કામ–Lust'ને વશ થાય છે, તેઓને અંગ્રમન્યુ અનેક બદીઓમાં ફસાવીને તેમને દુઃખમાં નાખીને તેમનો નાશ કરે છે. અતિ કામલોલુપતા (Lewdness)થી માણસ નિર્બળ અને મંદબુદ્ધિ થઇ જાય છે, એટલે પછી બદીનો માર્ગ સરળ થઇ જાય છે, તે માણસ આ બૂરા મન્યુના ફાંદામાંથી છૂટી શકતો નથી. પેગમ્બર સાહેબે આ સૂક્ષ્મ ભેદ પકડી પાડ્યો છે, ને એ કામદેવથી સંભાળવા ને તેને કાબૂમાં રાખવા તેઓ સૌને ચેતાવે છે. નિર્બળ થયેલાં તન ને મન સહેજે હુવસને વશ થઇ પાપમાં પડે છે–ને જિંદગીની ધૂળધાણી કરે છે. આ "ઇશ્"–इ–નો અર્થ કંદર્પ–કામદેવજ છે તે આ શ્લોકમાં છેલ્લી પંક્તિમાં આવતો "અએષ્મૅમ્" એટલે "હુવસ" શબ્દથી સાબિત થાય છે. "इष्म"નો મૂળ અર્થ પણ "કામદેવ" થાય છે. ૨૯ મા હા ના પહેલા જ શ્લોકમાં પૃથ્વીનો આત્મા જે ફરિયાદ કરે છે તેમાં દુઃખોની ગણતરીમાં આ "અએષ્મ"નું જ નામ પહેલું મૂકે છે!

**આ–દૅબોમા :** Ā-dəbōmā : आदम्म = The deceiver, ઠગારો, ભોળવનારો, દંભી, ૧/૧. ધાતુ दम्–आदम् = to deceive, આ મૂળ ધાતુ પર સીધો 'મ' પ્રત્યય લગાડીને નામ કરવામાં આવે છે. इष्–इष्म, तक्ष्–तक्ष्म વગેરે. આ કઇ ક્રિયાપદનું કોઇ રૂપજ નથી. ક્રિયાપદ હોત તો "દભામા"–"દબામા" થતે. ગ–ગાથા અવેસ્તા "બર્" ધાતુનાં રૂપો જોઈ લેવાં. આ નામ છે તે માટે જેકસનના વ્યાકરણના નિયમ § ૮૦૮–૮૪૯ જોઇ લેવા. આ શબ્દ "દૅબઑમા" પણ મને ચૂંથાયેલો લાગે છે. એ ખરી રીતે "આ–દૅબોમા" જોઇએ. ગૅલ્ડનરે એનાં ઘણાં પાઠાંતર નોંધ્યાં છે, તે પરથી જણાય છે કે એ શબ્દના મૂળ રૂપ માટે શંકા ને મતાંતર હતાં.

**પૅરૅસ્મનૅંગ્ :** Pərəsmanāŋg स्पृरमनान्–(स्पृरमणस्) = Those in contact or touch, the associates, સંબંધીઓને, સંસર્ગિઓને, અનુરાગીઓને ૨/૩. P Participle. આ શબ્દ स्पर्श् = to cling to, to touch, વળગી રહેવું, સ્પર્શ કરવું, એ ધાતુ પરથી થયેલો છે. સંસ્કૃતમાં पृशन શબ્દ स्पर्श् ધાતુ પરથી જ થયેલો છે ને તેના અર્થ પણ clinging to, વળગી રહેવું, એમ છે. એ કાંઇ पृच्छा કે प्रछ પરથી નીકળેલો નથી કે તેનો અર્થ સવાલ–જવાબનો થાય. ઉપરના "ઇશ્" બોલનો અર્થ બરાબર સમજાયો હોત તો આ શબ્દનો ધાતુ સૂઝ પડતે. અહીં તો "કામદેવ"ના અનુરાગીઓની–તેમાં લીન થઇ જનારાની–વાત છે. આ રૂપ માટે જુઓ જેકસનનું વ્યાકરણ § ૩૦૭–૨૨૪.

**ઉપા–જસત્ :** Upā-jasat उप–जसत = Weakened together, exhausted and brought down, બધાને સાથે નિર્બળ કીધા, ખાલીખમ–મતિમંદ કરીને તે લોકનુ પતન કીધું. ધાતુ जस् વર્ગ ૪. ક્રિયાપદઃ પૂર્ણભૂતકાળ, પરસ્મૈપદ, ૩/૧. ઋગ્વેદમાં (મં૦ ૪–૫૦–૫૧) એ જ અર્થમાં આ શબ્દ વપરાયેલો છે. કામનું અતિ સેવન કીધાથી બુદ્ધિ તેમજ દેહ અતિ નિર્બળ ને મંદ થઇ જાય છે.

હ્યત્: Hyat : यत् : यतस् = By which, so that, જેથી. Hence, તેથી, તેને લીધે.

વૅરેનાતા: Varənātā : अवृणत = They chose for themselves, તેઓએ પોતાને માટે પસંદ કીધો. ધાતુ वृ–ક્રિયાપદ: વર્ગ ૯ મો. પૂર્ણભૂતકાળ, આત્મનેપદ. 3/3. જુઓ જેકસનનું વ્યાકરણ § ૫૮૬.

અચિસ્તૅમ્ મનો: Acištəm Manō : अचिष्टम् मनस् = The perverse-minded, the evil spirit, Angra Manyu, ઊંધી મતિ ગતિવાળાને, અંગ્રમન્યુને, ૨/૧.

અત્: At : अत् : अथ = Then, પછી, તો.

અએષૅમેમ્: Aesəməm : इष्मम् = Cupid, lust (acc.) કામદેવને, હવસને. ૨/૧.

હૅન્-દ્વારૅન્તા: Hōn-dvārəntā : संद्वरन्त = They appropriated together, તે બધાએ સાથે પોતાનો કરી લીધો, તેઓએ આત્મસાત્ કીધો, દુનિયામાં જાણે તેમાં જ બધું સમાઇ ગયેલું જાણીને તેમાં ચકચૂર બન્યા. ધાતુ सं+द्वि = to appropriate, પોતાનું જ હોય તેમ કરી લેવું. ક્રિયાપદ: પૂર્ણભૂતકાળ, આત્મનેપદ. 3/3.

યા: Yā : या–येन = By which, જેથી.

બાંનયૅન્: Bạnayən : वानयन् = They caused to injure, તેઓએ હાનિ કરાવી, નુકસાન કરાવ્યું. ધાતુ वन्. ક્રિયાપદ: અપૂર્ણભૂતકાળ પરસ્મૈપદ, પ્રયોજ્ય (causative). 3/3.

અહૂમ્: Ahūm : असुम् = Life (acc.) જીવનને. ૨/૧.

મરૅતાનો: Marətānō : मर्तनस्–मर्तणस् = Earthly, પાર્થિવ, પૃથ્વી પરની ૬/૧. ધાતુ શબ્દ मर्तन् = Earthly.

**૬ ઠા શ્લોકનો ભાવાર્થ:** આ બન્ને (મન્યુઓ)નો મર્મ યથાર્થ રીતે દેવજનો પણ સમજી શક્યા નહીં, (અથવા આ બન્નેમાંની ન્યાયપૂર્વક ચૂંટણી દેવજનો પણ કરી શક્યા નહીં,) કારણ કે ઠગારા કંદર્પે પોતાના અનુરાગીઓ–સંસર્ગીઓને નિર્બળ ને મતિમંદ કરી દીધા હતા, જેથી તેઓએ ઊંધી મતિગતિવાળા મન્યુને પસંદ કીધો; પછી તો તેઓએ કંદર્પને–હવસને જાણે પોતાનો જ કરી લીધો, જેથી કરીને તેઓએ આ પૃથ્વી પરની જિંદગીને નુકસાન કરાવ્યું.

અહીં પેગમ્બર સાહેબ કહે છે કે આ સૃષ્ટિનો હેતુ બર લાવવા માટે આ બે મન્યુઓને મઝદાએ સર્જેલા તેનો ભેદ, જે આગલા શ્લોકોમાં જણાવેલો છે, તે દેવ લોકો પણ સમજી શક્યા નહીં ને છક્કડ ખાઇ ગયા. મેં હા ૨૯–૪ માં જણાવ્યું છે તેમ આ દેવલોકો તે તે વેળાની દેવજાતિ નામની આર્યલોકની ઊંચી બુદ્ધિવાળી ગણાતી બ્રાહ્મણ પ્રજા હતી. એ બ્રાહ્મણો પણ ખરા ધર્મનો મૂળ અર્થ ભૂલી ગયા અને માત્ર યજ્ઞની ક્રિયાઓ કરીને તેમાં નાનાં મોટાં બલિદાનો–પશુ વગેરેનાં–આપતા હતા. વળી સંયમ પાળવાને બદલે એ લોક પણ હવસમાં પડીને

બધી બદીમાં ડૂબેલા હતા. પેગમ્બર સાહેબ અહીં અલંકારિક ભાષામાં કહે છે કે અંગ્રમન્યુના મુખ્ય હુમલાખોર અને મોહમાં નાખનાર સરદાર કંદર્પ–Cupid, કામદેવની ઠગાઇમાં આ દેવલોકો પણ સપડાઇ ગયા. હવસે તેઓને આંધળા બનાવ્યા, એટલે તેમાં જ મચી રહેવાથી તેઓ સૌ તનથી ને મનથી નિર્બળ અને મંદ બુદ્ધિના થઇ ગયા. પછી તો જાણે જિંદગી હવસને માટે જ દીધેલી હોય એમ તેઓ તેમાં ઓતપ્રોત થઇ ગયા, અને એવી રીતે તેઓએ પોતાની જીંદગીની બધી રીતે ધૂળધાણી કરી નાખી. બુદ્ધિ જ મંદ ને કુંઠિત (warped) થઈ જાય, પછી સારા નરસાનું તોલ કેમ કરી શકાય? પેગમ્બર સાહેબ આ શ્લોકમાં કેવો ગર્ભિત બોધ કરે છે! હવસને વધારવો, પોષવો ને હલકી મોજમજામાં પડી રહેવું, એ જિંદગીની છેવટ સુધીની ધૂળધાણી કરવા જેવું છે. જિંદગીને પવિત્ર રાખો, શરીરના વિકારો પર કાબુ રાખો, બધી રીતે સંયમ પાળો, સંસારની ફરજો મનને કબજામાં રાખીને માત્ર મઝ્દાની આ સૃષ્ટિનો વંશવેલો વધે તેટલા જ પૂરતી પાળીને તેને સુંદર બનાવો, તો જ નેકી ને બદી બરાબર સમજી શકો અને બદીથી દૂર રહીને જીવનને સત્પંથે રાખીને ધન્ય કરો!

પેગમ્બર સાહેબનો આ બોધ આજે પણ તાજો ને બહુ કામનો છે. માણસને આ દુનિયામાં મુખ્ય ચાર વસ્તુઓ બજા લાવવાની છે: ધર્મ, અર્થ, કામ અને મોક્ષ. સારું નરસું સમજી તેમાંથી નેકીને જ પાસે રાખીને પોતાનું કર્તવ્ય બજાવવું તે ધર્મ; સંસાર વહેવારને નિભાવવા માટે પુરુષાર્થ કરવા બદલાની–પૈસાની જે નિભાવ પૂરતી અને બીજાને મદદ કરાય તેવી પૈસાની પ્રાપ્તિ તે અર્થ; પ્રભુની આ સૃષ્ટિનો વંશવેલો વધારવા પૂરતો સંસાર માંડવા ને તે પાર ઉતારવા સંયમયુક્ત તેનો ભોગવટો કરવો તે કામ; અને સંસારકાર્ય પૂરું કરી આત્માને પરમાત્મા તરફ વાળવા આધ્યાત્મિક શક્તિ કેળવીને, સંપૂર્ણ સાત્વિકતા ને અષોઈ પાળી આ શરીરના બંધનથી છેવટની મુક્તિ મેળવવી તે મોક્ષ. એટલે સંયમપૂરતો ભોગવ્યો તે ધાર્મિક કામ, નહીં તો તે અધાર્મિક હવસ કહેવાય.

વાંચકો નોંધશે કે, આ "દેવો" તે Gods, યજતો કે દૈવી શક્તિઓ નહીં પણ 'દેવ જાતિ'ના લોકો છે. તેમજ "અએષ્મ" એટલે ક્રોધ કે "અએષ્મ દેવ" (!) પણ નહીં, પણ "હવસ" છે. મૂળ અર્થ જ ન સમજે કે માનસશાસ્ત્ર પણ નહીં જાણે, તે આ ખરા અર્થો કોઇ પોતાની કહેવાતી ગૂઢ વિદ્યાથી ઉકેલી શકવાના નથી.

## હા. ૩૦—શ્લોક ૭ મો

અહ્માઇ–ચા : Ahmāi-cā : अस्मै–च = And for us, અને અમારે માટે. ૪/૩. સંસ્કૃતમાં अस्म મૂળ ઉપરથી- પહેલો પુરુષ બહુવચનનાં કેટલાંક રૂપો થાય છે, તેમ अयम्–ગાથા વાણી 'અએમ્'–મૂળ ઉપરથી ત્રીજો પુરુષ એક વચનનાં કેટલાંક રૂપો થાય છે. એટલે આ अस्मै–અહ્માઇ–શબ્દના બે અર્થ થાય છે. (૧) અમારે માટે (૨) એને માટે. કોઇક વેળા આ રૂપ જો વાક્યનો ભાવાર્થ આગળથી સમન્વય કે સૂઝે નહીં તો ગડબડ ઊભી કરે છે. આ ૭ મા શ્લોકના અર્થ માટે તમામ વિદ્વાનોમાં ઘણી ગૂંચવણ ઊભી થઇ છે. યુરોપીય તેમજ કેટલાક આપણા વિદ્વાનો આ શ્લોકને પાંચમા શ્લોક સાથે જોડીને "અહ્માઇ" એટલે "તેને માટે" એટલે "ભલા સત્પંથી લોક માટે" એવો અર્થ લે છે. પણ તેમ કરવાની કશી જરૂર નથી. શ્રી જરથુસ્ત્ર સાહેબની આ ગાથા કવિતામાં મેં તો સીલસીલાબંધ એકતા અને એકાકારતા જ જોઇ છે, ને વાક્ય પછી વાક્ય અને શ્લોક પછી શ્લોક સીધાં સંકળાયેલાં જ ઊતરે છે. મુશ્કેલી તો આ ભાષા મૂળ પૂર્વવૈદિક સંસ્કૃત જ છે, તે નહીં સમજાયાથી, અને કેટલાક જ્યોતિષ, યોગશાસ્ત્ર અને બીજા પારિભાષિક શબ્દોના અર્થ ને ભાવ એ વિદ્વાનો જાણતા જ ન હોવાથી તેઓ આડ વિચારો પર ઊતરી પડે છે. જો આગલા ૬ ઠા શ્લોકનો "ઇશ્" શબ્દ "કામદેવ" તરીકે તેઓ સમજ્યા હોત, તેમજ ક્ષથ્ર એટલે બ્રહ્મા તેમજ મંગળ છે, ને તે વશવૃદ્ધિ કરાવનાર છે, તે જાણતા હોત તો આ ૭ મો શ્લોક પણ તેઓ સમજી શકત ને જે ગોટાળો સૌએ ઉત્પન્ન કીધો છે તે થતે જ નહીં.

આગલા શ્લોકમાં દેવ જનોને માટે કહ્યું કે તેઓ તો કામદેવના સપાટામાં આવી ગયા ને તેથી મતિમંદ થઇને તેમણે જિંદગીની ધૂળધાણી કીધી, કેમકે કામદેવ તો અંગ્રમન્યુનો સાથી છે, ને તે તો ભ્રષ્ટતાના ખાડામાં માણસને ફેંકી દે છે. હવે આ શ્લોકમાં શ્રી જરથુસ્ત્ર સાહેબ પોતાને ને પોતાના અપોજનના પક્ષ માટે કહે છે, જેઓએ પૂરો સંયમ પાળીને કામદેવને જીતેલો છે. એટલે તેઓ હવે અહીં કહે છે કે "અહ્માઇ–ચા"–અને અમારે માટે.

ક્ષથ્રા : Xsaθrā : क्षत्रा = Through Khshathra, ક્ષથ્ર દ્વારા. ૩/૧. આ શ્લોકમાંનો પાઠ ગૅલ્ડનરે જે આપેલો છે તે શુદ્ધ જ છે. આ "ક્ષથ્ર"ની વિભક્તિ કેટલાક વિદ્વાનોએ પહેલી લીધી છે, તે યુક્ત નથી. એ ત્રીજી વિભક્તિમાં જ છે, "વોહૂ મનંઙ્હા" અને "અષા–ચા" ની માફક.

જસત્ : Jasat : अ–जसत् = He might or would come, તે ભલે આવે, તે આવે પણ. ધાતુ जस् = to go, to come, વર્ગ ૧. ક્રિયાપદ : અપૂર્ણ-ભૂતકાળ, અદિગ્ધ સંશયાર્થ, આત્મનેપદ, ૩/૧. અહીં "તે" એટલે આગલા શ્લોકમાનો "ઇશ્" = The Cupid, કામદેવ.

મનંઙ્હા-ચા વોહૂ : Manaŋhā-cā Vohū : मनसा च वसुना = And through Vohu Mano or pure mind ને વોહુમનો દ્વારા અથવા સાત્વિકતાથી. ૩/૧.

અહીં "મનફ્હા પછી ચા" જોઇએ તે નીકળી ગયેલો છે. તે વગર છંદમાં એક શ્રુતિ ઘટે છે. હા–૩૩–૧૪ માં પણ "મનફ્હસ્ચા" છે.

અષા–ચા : Aşā-cā : अषा–च–ऋतेन–च = Through Asha or holiness, અષ દ્વારા અથવા અષોઇથી. ૩/૧.

અત્ : At : अत् : अथ = Hence, rather, તેથી. તેથી તો ઊલટું. આ "અત્" શબ્દ સંસ્કૃત अतम् ના અર્થમાં પણ આવે છે. અને જ્યાં જ્યાં એ છે ત્યાં એ अथ તેમજ अतस् એ બન્નેના અર્થોમાં આવે છે. अ સર્વનામનું એ જૂનું પાંચમી વિભક્તિનું રૂપ લાગે છેઃ अत्.

કૅહ્રર્પૅમ : Kəhrpəm : क्लृपम् = Form, Frame, Body, આકૃતિ, કાઠું, શરીર, દેહને. ૨/૧. આ શબ્દ અહીં તેમજ હા ૫૧–૧૭ માં પણ વપરાયેલો છે. કેટલાક એને कृप ધાતુમાંથી આવેલો કહે છે, પણ તેમ હતે તો તે "કૅર્પૅમ્" થતે. પણ આ વચમાં 'હ' આવીને "કૅહ્ર્પૅમ્" કેમ થયો છે? ગાથા ભાષા ઘણી જ જૂની હોવાથી તેમાં ટ, ઠ, ડ, ઢ, ણ જેવા મૂર્ધન્ય વ્યંજનો તેમજ ભ, લ, છ એ પણ મુદ્દલ નથી. "ર" મૂળાક્ષર તો અર્ધસ્વર ગણાય છે. એ તો "ઋ" સ્વરનો પહેલે 'ઍર્' ઉચ્ચાર થતો હતો–અને તે જ ખરો ઉચ્ચાર લાગે છે, રિ કે રુ જેવો નહીં–તેમાંથી આ 'ર' ધીરે ધીરે વ્યંજન તરીકે જુદો પડીને તેનો મૂળાક્ષર બનેલો છે. તે જ પ્રમાણે પૂર્વ વેદકાળમાં ऌ સ્વર ઍલ્ કે ઇલ્ માફક બોલાતો હશે, તેમાંથી ઉપલા જ નિયમે 'લ' છૂટો પડીને વ્યંજન થઇને પછી મૂળાક્ષર બન્યો. ઋગ્વેદમાં પણ 'લ' બહુ જ થોડે ઠેકાણે વપરાયેલો છે. કદાચ વર્ષો જતાં 'લ' પરથી શબ્દો બંધાતા ગયા હશે, પછી પાછળ આવતા ઋષિઓએ તે વાપર્યાં હશે. એટલે ગાથામાં તો આ ऌ સ્વર સ્પષ્ટ-પણે છે જ નહીં કે દેખાતો નથી. હું ધારું છું કે આ "કૅહ્ર્પૅમ્" શબ્દમાંનો 'હ્ર્' એ ऌ સ્વરમાંથી જ બનેલો હશે અને તેમજ લાગે છે, એટલે क्लृ નો આ "કૅહ્ર્" થયેલો છે. સંસ્કૃતમાં क्लृप् ધાતુ છે, તેના ઘણા અર્થો થાય છે, તેમાં એક અર્થ to frame, to form એટલે ઘડવું, કાઠું કરવું, આકાર આપવો, એવો થાય છે. એટલે તે પરથી આ क्लृप નામ થયેલું છે, અને તેનો અર્થ કાઠુ, દેહ, શરીર થાય છે. સંસ્કૃતમાં क શબ્દનો અર્થ પણ શરીર થાય છે, અને આ શબ્દનો એ જ અર્થ "ગાથા"નાં પહેલવી ભાષામાં થયેલાં ભાષાંતરોમાં પણ લીધેલો છે. સંશોધન કરતાં આવા શબ્દો પરથી એમ ઘણો ઇતિહાસ મળી શકે છે.

ઇતયૂઇતીશ્ : (ઉતયૂઇતીશ્) Itayūitiš : इतऊती: = Long lasting, everlasting, durable, long-lived, ચિરકાલિક, લાંબી મુદત સુધી ટકી રહેનાર, લાંબા જીવનવાળી, ૧/૧ વિશેષણ, નારીજાતિ. એ "આરમઇતિશ્"નું વિશેષણ છે. ખરો શબ્દ "ઉતયૂઇતીશ્" નહીં પણ "ઇતયૂઇતીશ્" છે. અવેસ્તા લિપિમાં 'ઇ' ને 'ઉ'ના મરોડે એટલા નજીક છે કે તે વાંચતાં 'ઇ'નો "ઉ" સહેજે થઇ જાય. ઋગ્વેદના મંડળ ૧૦–૩૧–૭ માં એ જ શબ્દ इतऊती છે ને ત્યાં એનો અર્થ lasting, durable, ચિરકાલિક, એવો જ થાય છે. ऊती શબ્દ પણ ઋ. ૧–૫૮–૧ માં બે ઠેકાણે છે. ઘણી વેળા

બે સ્વરની વચ્ચે સ્વરઘર્ષણ (hiatus) થાય ત્યા વચ્ચે "ય" મુકાય છે. જેમકે "ઉરુ–આપ" નો "ઉરુ–યાપ" કરાય છે, એટલે આ "ય" સુસ્વરતા (euphony) લાવવા વપરાય છે. "ઊતી"માંના "ઊ"ને "તી" પણ દીર્ઘ જ છે. આ "ઇતયૂઇતી" શબ્દ "ગાથા"માં હા ૩૩–૮, ૩૪–૧૧, ૪૩–૧, ૪૫–૭, ૪૫–૧૦, ૫૧–૧૭ વગેરેમાં આવે છે. એ વિશેષણ તરીકે જ વેદમાં વપરાયેલો છે, પણ "ગાથા"માં વિશેષણ ને નામ એમ બન્ને તરીકે વપરાયો છે. એ શબ્દ સમાસ છે. इतम् = from hence, હવેથી–ભવિષ્ય સુધી–અને ऊर्ती = Protection, રક્ષણ–એટલે લાંબા ભવિષ્ય સુધી રક્ષણ પામેલો, ચિરકાલિક, લાંબા જીવનવાળો.

આ શબ્દ "હઉર્વતાત્" અને "અમેરેતાત્" અમેષાસ્પદોના અને તેઓના ગુણવિશેષણોના સબંધમાં જ વપરાય છે. જ્યોતિષમા શુક્ર બુધની શુભ યુતિ લાંબું આયુષ્ય આપનારી છે. "આરમઇતિ"–ચંદ્ર–પણ દેહનો કારક છે, તેથી તે શુભ ને બળવાન હોય તો દેહને ટકાવ આપી લાંબી જિંદગી આપે છે.

**દદાત્:** Dadāt अददात् = Might give, would bestow, આપે, બક્ષે, ધાતુ दा = to give, ક્રિયાપદ : અપૂર્ણભૂતકાળ, સંદિગ્ધ સંશયાર્થ. પરસ્મૈપદ, ૩/૧.

**આરમઇતિશ્:** Āramaitiś अरमतिस् = Āramaiti (nom) ૧/૧. હું આગળ જણાવી ગયો છું તેમ આ શબ્દ આખા 'ર' સાથે બોલવા–લખવાનો છે. જો "ર" અરધો રાખો તો છંદમાં એક શ્રુતિ ઘટી પડે છે. જ્યા જ્યાં આ શબ્દ વપરાયેલો છે. ત્યા ત્યા આખા 'ર' સાથે બોલાય–લખાય તો જ છંદની શ્રુતિઓ પૂરી થાય છે. વળી 'ર' ઉદાત્ત છે તેથી તો તે ભાર સાથે બોલવાનો છે.

**આંનમા:** Anamā : अनम = Unflinchingness, steadfastness, firmness, દૃઢતા, અડગતા. ૨/૧. નાન્ય. જુઓ જેકસનનુ વ્યાકરણ. § ૩૦૧. મૂળ નામ अनमन् છે; अ = not, નહીં, અને नम् = to bend, to yield, નમવું, તાબે થવું, લટી જવું. આ 'अ'નો 'આ' ગાથામાં કેટલેક ઠેકાણે થાય છે. જુઓ જેકસનનું વ્યાકરણ § ૧૮. આ શબ્દ ગાથામા હા ૪૪–૨૦ માં "આ–મેંને" અને હા. ૪૫–૧૦ મા "આન–મેંની" રૂપે જુદી જુદી વિભક્તિમાં આવે છે. ત્યાં પણ એ જ અર્થ છે. જ્યોતિષમા ચંદ્ર જો લગ્ન સાથે સંબંધમા આવે તો શરીરને તેમજ મનને દૃઢતા, અડગતા આપે છે. એમ જ્યોતિષની કૂચીથી આ બધા શબ્દોના ખરા અર્થ જડે છે. આ શબ્દ પણ "આંનમા" એમ આખા 'ન' સાથે બોલાય તો જ શ્રુતિ પૂરી થાય.

**અએષાંમ:** Aeṣām : एषाम् = Theirs, of them, તેઓની (મજ્દાને), વોહુમનો, હાથ ને અપની. ૬/૩. 'અએ–ષાં–અમ્' એમ ત્રણ શ્રુતિમા બોલવાનો છે.

**તાઇ:** Toi : ते = Thine, તારી (મજ્દાની, જે મજ્દાને સંબોધન આ પછીના ૮ મા શ્લોકમા આવે છે.) ૬/૧. જુઓ જેકસનનુ વ્યાકરણ § ૩૬૨.

આ અઙ્હત્: Ā aŋhat: आ अंसत् = He, the Cupid, should abide, or he should remain obedient to. તે (કંદર્પ) આધીન રહેવો જોઇએ, he should conform to, તેણે માન આપીને ચાલવું જોઇએ. ધાતુ अस् = to abide or conform to, ક્રિયાપદ: અપૂર્ણભૂતકાળ સંશયાર્થ, પરસ્મૈપદ, ૩/૧. "તાઇ અએવાંમ્ આ અઙ્હત્" એટલે "તે (કામદેવ) તારી ઇચ્છાને તથા તેઓની એટલે વૉહુમનો, ક્ષથ્ર અને અષાની ઇચ્છાને આધીન રહે છે." આ શ્લોકમાં "જસત્" અને "અઙ્હત્" એ બે ક્રિયાપદોના કર્તા આગલા શ્લોકમાં આવેલો "ઇશ–કામદેવ" છે તે અધ્યાહાર છે. વેદમાં પણ આવી રચના ઘણી વાર આવે છે.

(યથા): यथा = As, as if, જેમ, તેમ, જેવો. અવ્યય. આ "યથા" પાછળથી ઉમેરાયેલો છે, એ મૂકતાં બે શ્રુતિ વધી જાય છે. અર્થ માટે એનું કામ નથી.

અયઙ્હા: Ayaŋhā: अयसा = With iron, લોખંડથી, ધાતુથી. ૩/૧. આ ક્રિયાપદ નથી.

આદાનાઇશ્: Ādānāiš: आदानैः = With fetterings, by fetters, બેડીથી, સાંકળથી, બંધનથી. ૩/૩. બે જુદા જુદા दा ધાતુ અને दो ધાતુ પરથી ત્રણ નામ आदान થાય છે, તેમાં આ "આદાન" નો અર્થ બેડી, સાંકળ થાય છે. અહીં એ જ અર્થ વિવક્ષિત છે: "લોખંડી બેડીથી."

પૉઉર્યો: Pouryō: पूर्यस् (पूर्यः) = To be satisfied, being satisfied, સંતોષ પામીને, સંતોષાઇને, સંતોષંત, ૧/૧. એનો સંબંધી કર્તા He, the Cupid, તે કામદેવ, અધ્યાહાર છે. આ શબ્દ ધાતુસાધિત કૃદંતવિશેષણ– gerundial adjective– છે. જુઓ જેકસનનું વ્યાકરણ § ૭૧૯. એ શબ્દને બીજા "પર્યોઉરુયો"– पूर्व्यस्–શબ્દ સાથે ભેળવવો નહીં. પૉઉ–રિ–યો" એ ત્રણ શ્રુતિ છે.

૭ મા શ્લોકનો ભાવાર્થ: અને અમારે માટે તો તે (કામદેવ) ક્ષથ્ર ને વૉહુમનો ને અષ દ્વારા ભલે આવે; તેથી તો ઊલટું ચિરકાલિક આરમઇતિ (અમારા) દેહને દઢતા આપશે. (હે મજ્દા!) લોખંડી બેડીઓથી સંતોષાઇને એ તેઓ સાહેબોને તેમજ તમોને આધીન રહેશે.

આગલા શ્લોકમાં પેગમ્બર સાહેબે કહ્યું કે આ દેવજનોને તો કામદેવે ભોળવીને તેઓને અધમ ખાડામાં ઉતારીને એવા નિર્બળ અને મતિમંદ કીધા કે તેઓ અંધમન્યુની સંકમાં જઇ પડ્યા અને ભલા બૂરાનો કંઇ વિવેક કરી શક્યા નહીં. હવે અહીં તેઓ કહે છે કે અમારે માટે એટલે અમે જે સૌ સાત્ત્વિકતા ને અષોઇ પાળીએ છીએ તેઓને માટે તો એ કામદેવ ભલે ક્ષથ્ર, વૉહુમનો અને અષની મારફતે આવે! અમે એ કામદેવની ને તેના હલકા હવસની ઝંખના દેવજનોની માફક કરતા નથી. અમે તો સદા સાત્ત્વિકતા ને અષોઇ પાળીએ છીએ, અને અમારા વિકારો પર સંપૂર્ણ કાબુ રાખીને સંયમ રાખીએ છીએ. પણ મજ્દાએ પોતાની સૃષ્ટિને આગળ વધારવા વંશવૃદ્ધિનું બીજ જાનદાર પેદાશમાં

મૂકવા ક્ષથ્રને-બ્રહ્માને-મંગળના ગ્રહને-નિર્માણ કીધેલો છે, એટલે ભલે એ કામદેવને ક્ષથ્ર, વૉહુમનો ને અષની મારફતે અમારામાં મોકલે, અમે તેને તેવે વખતે પુણ્યરૂપ જ માનશું. અમે હવસને ઇચ્છતા કે પોષતા નથી. અમે તો સાત્વિક ને અપો જ રહીએ છીએ. પણ માનવધર્મ પ્રમાણે જે એ મજ્દાની ઇચ્છા પ્રમાણે કદી કદી ઉત્પન્ન થાય તો માત્ર વંશવૃદ્ધિને માટે જ તેને સત્કારશું, ને પછી પાછો સંયમ પાળશું. એવી રીતનાં સંયમથી હવસનો પુણ્યની રીતે ભોગવટો કરશું તો તેથી ઊલટું આરમઇતિ જે લાંબું આયુષ્ય આપનારી છે. જે એ પોતાની આકર્ષણ શક્તિથી અમોને વંશવૃદ્ધિ માટે જ ઘડીભર પ્રેરશે, તે અમારા દેહને દૃઢતા આપશે. એટલે અમે તો એવું જ ઇચ્છીએ છીએ કે એ કામદેવ મજ્દાની તેમજ વૉહુમનો, ક્ષથ્ર અને અષની ઇચ્છાને આધીન રહીને પછી ભલે આવે. મજ્દા જ્યારે એવી વંશવૃદ્ધિ કરવા માંગતા હોય ત્યારે તે એને ભલે મોકલે, પણ એ કામદેવે, હવસે તો અમારા શરીરમાં જાણે લોખંડી બેડીથી બંધનમાં પડેલો સંતોષાઇને જ આવવું પડશે! કેવી ઊંડી કલ્પના ને કેવું ભવ્ય દર્શન છે! સામાન્ય માણસો કે વિદ્વાનો આ તથા તેની આગળના શ્લોકનો અર્થ સહેલાઇથી નહીં જ સમજી શકે. આ શ્લોકોમાં તો માનસશાસ્ત્ર (Psychology)-ના ઊંડા મર્મ છે.

વેદકાળમાં તેમજ ગાથાકાળમાં આર્યલોકોમાં કેવળ અખંડ બ્રહ્મચર્યની કે અખંડ સંન્યાસની ભાવના હોય તેમ દેખાતું નથી. તે વેળા તો બધા ઋષિ મુનિઓની પત્નીઓ હતી, એક નહીં પણ અનેક પણ હતી. પણ એ ઋષિઓ-સોષ્યન્તો-સંયમ ધર્મ પાળતા હતા. હવસને-વિકારને કદી મુક્ત મૂકતા ન હતા. માત્ર વંશવૃદ્ધિને માટે અંતરમાં અચૂક પ્રેરણા થતી ત્યારે જ કદી કદી સંસાર ભોગવતા હતા. એ ભોગવટો તેઓ પુણ્યરૂપ જ ગણતા હતા. જરથોસ્તી ધર્મમાં કેવળ સંન્યાસનો કે કેવળ બ્રહ્મચર્યનો-એટલે આખા જન્મભર બ્રહ્મચર્ય પાળવાનો ઉપદેશ કોઇ ઠેકાણે જડતો નથી. શ્રી જરથુસ્ત્ર સાહેબ પોતે પણ પરણેલા હતા. જૂના શુદ્ધ આર્ય વૈદિક ધર્મમાં એવા સંન્યાસીઓનાં કે સાધુ-સાધવીઓનાં વર્ગ કે મઠ નહોતાં. એ તો બૌધ, જૈન અને તે પછી ખ્રિસ્તિઓના રોમન કૅથલિક પંથમાં જ થયાં ને પ્રચાર પામ્યાં. આવા બહારના સંયમ પાળવાના દેખાવથી શરીરના વિકારો કંઇ માણસને છોડી દેતા નથી. એ તો આ બધાં મઠોમાં કેવા અનાચાર ચાલે છે તે પરથી આપણે જાણીએ છીએ. સંયમ પાળવો અને શરીર ધર્મોને પણ પ્રભુને નામે માત્ર વંશવૃદ્ધિને અર્થે પાળવા એ જુદી વાત છે, અને શરીર પર જબરી કરીને સાધુ બનાવીને તેની પાસે ફરજિયાત બ્રહ્મચર્ય પળાવવા મથવું તે જુદી વસ્તુ છે. જબરીથી કશો ધર્મ પળાવાતો નથી. એ તો સંયમથી જ પાળી શકાય. એટલે આ બધા સાધુઓ જોઇને ખ્રિસ્તિ પ્રૉટેસ્ટંટ પંથમાં તેમજ મુસ્લિમ ધર્મમાં ને જરથોસ્તી ધર્મમાં-પાદરીઓને, કાજીઓને ને દસ્તુર મોબેદોને પરણવાની ને સંસાર ભોગવવાની છૂટ છે તે યુક્ત જ છે. અહીં જરથુસ્ત્ર સાહેબ ખુલ્લું કહે છે કે એ હવસ અંગ્રમન્યુના સાથી તરીકે અમારા તનમનનો નાશ કરવા નહીં પણ ક્ષથ્રનો મોકલેલો વંશવૃદ્ધિને માટે ભલે આવે, તેમ આવે તો તે પુણ્યરૂપ જ છે.

એ ઉપરાંત આ શ્લોકમાં પણ જ્યોતિષને લગતી વાતો છે. ચંદ્ર-આરમઇતિ-નારી છે, તે શરીરને દૃઢતા ને ટકાવ આપનારી છે. એ ચંદ્ર, વૉહુમનો,

આપ, ને ક્ષથ તરફથી વંશવૃદ્ધિ માટે માણસની આંખને ઘડીભર આકર્ષીને તેની પાસે સંસાર ભોગવાવે છે. વળી આવા સંયમિત ભોગવટાથી મન પ્રફુલ્લ થાય છે. પળભર દૈવી અવર્ણનીય આનંદ ઊપજે છે, ને તેથી શરીર પણ દૃઢ થાય છે. લગ્નાધિપતિ સાથે ચંદ્રનો યોગ હોય તો તે માણસ દૃઢદેહી–મજબુત શરીરવાળો–થાય છે. અહીં આરમઇતિનું જ નામ શા માટે છે, એ જ શા માટે દેહને દૃઢતા આપે, ને બીજા અમેશાસ્પંદો શા માટે નહીં તેનો આ ખુલાસો છે. દેહને સામી જાતિ તરફ આકર્ષનાર તેમજ દેહને દૃઢતા આપનાર ચંદ્ર જ છે. એ જ્યોતિષનો ભેદ છે. આ બધી અચૂક ચોકકસાઇ જોઇને પેગમ્બર સાહેબના આ સાહિત્ય પર ફિદા થઇ જવાય છે! ભાઇઓ અને બહેનો! તે સાહેબની જ મહેરથી આજે આ બધા છુપાયેલા ભેદો તમારી આગળ જાહેર થાય છે, તે સમજીને મનમાં ઉતારો, અને પેગમ્બર સાહેબે જે ઊંડો ઉપદેશ તમારાં ભલાં માટે આપ્યો છે તે તમારા અંતરમાં ઉતારો, અને તે પ્રમાણે વર્તો! "ગાથા"ના શ્લોકે શ્લોકમાં દુનિયાનું ને તેની રચનાનું જે ઊંડું જ્ઞાન ભરેલું છે તે તમે જ્યારે પૂરેપૂરું ધ્યાનથી વાંચીને હૈયામાં કોતરી રાખશો ત્યારે આ દુનિયા માટે શ્રી જરથુસ્ત્ર સાહેબે શું શું કીધું છે તે તમે જાણી શકશો. તમામ જ્ઞાનનો ભંડાર આ ગાથામાં છે, અને તેમાં અનેક સત્યો સમાયેલાં છે.

ગુરુ શનિ ને મંગળ બળવાન ને અનુકૂળ હોય, લગ્નાધિપતિ સાથે ચંદ્રનો યોગ હોય તો તે માણસ સંયમી, દૃઢ શરીર મનનો અને ધર્મીષ્ઠ બને છે. એ બધાને આકર્ષી પણ શકે છે. મોંઢા પરનું તેજ–મુખદીપ્તિ–પણ ચંદ્ર જ આપે છે, ને માણસને सर्वेषां प्रियदर्शन બનાવે છે.

આવું ઊંડુ રહસ્ય સમજવામાં ખાલી ભાષાજ્ઞાન કે બીજી ચતુરાઇ કામ આવતાં નથી. સૃષ્ટિને બધી બાજુથી સમજવા માટે જ્યોતિષ વિજ્ઞાન જેવું બીજું કશું નથી. એને વહેમ ગણવો કે હસી કાઢવું એ મૂર્ખાઇ છે. જરથોસ્તી ધર્મ તો સૃષ્ટિના આ સાચા પાયા જ્યોતિષ પર જ રચાયેલો છે.

## હા. ૩૦—શ્લોક ૮ મો

અત્-ચા: At-cā: अत् च: अथ-च = And verily, અને ખરેખર.

યદા: Yadā: यदा = When, જ્યારે.

અએષાંમ: Aēṣaṃ: एषाम् = Of these, આ બધાંની. ૬/૩. એ "અએનઙ્હાંમ્"નું સર્વનામ છે. "અએ-ષાં-અમ્"-એમ ત્રણ શ્રુતિમાં છે.

કએના: Kaenā: किणा-किणेनं=With callosity, stern-heartedness, absolute restraint against anything, કઠોરતાથી, દૃઢ સંયમથી, વજ્રહૃદયતાથી. ૩/૧. આ શબ્દનો અનુવાદકોએ, કીનો, બદલો, સજા એવો અર્થ કીધો છે, પણ તેનો ખરો ધાતુ કે મૂળ શબ્દ કોઇએ બતાવ્યો નથી. આ ખોટો અર્થ માત્ર કલ્પનાથી, આગલા બે શ્લોકોના અર્થ વિપરીત કીધાથીજ કીધેલો છે, અને આ શ્લોકની પણ તેવીજ દશા થયેલી છે. જરથોસ્તી ધર્મમાં-ખાસ કરીને "ગાથા"ના શિક્ષણમાં "કીનો-revenge, vengeance" જેવો શબ્દ કે ભાવ નથી. "કીનો" લેવાનું કામ તો અધમ છે. એ દર્શન સાત્ત્વિક નથી. જે પેગમ્બર પળેપળ સાત્ત્વિકતાની અને અવોઇની ભાર મૂકીને વાત કરે છે, તે કદી એવો ભાવ દર્શાવે નહીં. મરહૂમ વિદ્વાન શેઠ ખરશેદજી રૂ. કામાજીએ એ વાત મને છેક સને ૧૯૦૭ માં કહી હતી તે હું કદી ભૂલ્યો નથી. અહીં તો હવસને કાબુમાં રાખવાની વાત ત્રણ શ્લોકથી ચાલે છે. આ "કએના" એટલે વજ્રહૃદયતાથી, કઠોર સંયમથી છે. હવસ-વિકાર ગમે તેટલો ઊભરવા માગે તેને મજબૂત મનથી દાબી દેવાની અહીં વાત છે. જેમ भिषज् નો "બએષજ્" થયો છે તેમજ આ किण નો "કએન" થયેલો છે.

જમઇતી: Jamaitī: जमति-गमति = He goes against, he suppresses, તે નિરોધે છે, દાબી દે છે, (તેની) સામે થાય છે. ધાતુ जम्-તેમજ गम्: અને બન્ને ધાતુના અર્થ to go, જવું, વગેરે અનેક થાય છે. એનો અર્થ to approach, પહોંચવું, પાસે જવું, એવા પણ થાય છે. અહીં "અએનઙ્હાંમ્ અએષાંમ્ કએના જમઇતિ" એટલે "આ બધી પાપવૃતિઓની સામે વજ્રહૃદયતાથી જાય છે-ઇચ્છાને દાબી દે છે," એમ કહ્યું છે. આગલા શ્લોકમાંજ આવેલા વિચારને અહીં ન્યાયપુરઃસર (logically) આગળ વધારેલો છે. ક્રિયાપદ: વર્તમાનકાળ, પરસ્મૈપદ, ૩/૧. એનો કર્તા 'યેં' અધ્યાહાર છે.

અએનઙ્હાંમ્: Aēnaŋhaṃ: एनसाम् = Of sins, of sinful intuitions, પાપની, પાપી ઇરાદાઓની. ૬/૩. ચાર શ્રુતિમાં બોલવાનો છે.

અત્: At: अत्: अथ = Then, ત્યારે.

મઝ્દા: Mazdā: मेधा != Oh Mazdā! હે મઝ્દા! ૮/૧.

તએઇબ્યો: Taēibyō: तेभ्यस् = For themselves, તેઓને જ માટે, તેઓના જ લાભને લીધે. ૪/૩. "તઇબ્યો". ખોટો શબ્દ છે.

ક્ષથ્રૅમ્: Xsaθrəm : क्षत्रम् = Khshathra (Acc.), ક્ષથ્રને, વંશવૃદ્ધિ કરવાની શક્તિ અને પ્રેરણા આપનાર ક્ષથ્રને-બ્રહ્માને. ૨/૧.

વૅહૂ મનઙ્હા : Vohū Manaŋhā : वसु मनसा = Through pure-mindedness, સાત્વિક મનથી ૩/૧.

વોઇવીદાઇતી : Vōividāiti : वेविदाति = He will surely come to find out, તે ખરેખર પિછાની શકશે, તેને ખચીત માલૂમ પડશે, ધાતુ विद् = to know, to find out, જાણવું, પિછાનવું, એનું આ ભેવડું-વૃદ્ધિકર (Intensive) રૂપ છે. ક્રિયાપદ: વર્તમાનકાળ, સંશયાર્થ, પરસ્મૈપદ. ૩/૧. જુઓ જેકસનનું વ્યાકરણ § ૭૦૬ અને § ૪૮૬.

અએઇબ્યો : Aēibyō : एभ्यम् = For these (Sins), એઓને (પાપોને) માટે ૪/૩.

સસ્તેં : Sastē : शस्ते = He will be praised or extolled, તેને વખાણવામાં આવશે, તે મોટું પદ મેળવશે. ધાતુ शंस् = to extol. ક્રિયાપદ, અનિયમિતકાળ, સંશયાર્થ, કર્મણિભાવ, આત્મનેપદ. ૩/૧. शस्यते ના જેવો ને તેના જ ભાવમાં છે.

અહુરા : Ahurā : असुर = Oh Ahura! હે અહુરા ! ૮/૧.

(યોઇ) : ये = Who (plural), જેઓ. ૧/૩. આ શબ્દ પાછળથી ઘૂસેલો છે.

અષાઇ : Asāi : अषाय = Before Asha or holiness, અષની કે અષોઇની પાસે ૪/૨.

દદૅન્ : Dadən : दधन् = Who place, or entrust, જેઓ મૂકે, સોંપે. ધાતુ धा, ક્રિયાપદ: અનિયમિતકાળ, સંશયાર્થ. ૩/૩. એનો કર્તા 'યોઇ' અધ્યાહાર રહેવો જોઇએ.

જસ્તયો : Zastayō . हस्तयस् = In (his) two hands (તેના) બન્ને હાથમાં ૭/૨.

દ્રુજૅમ : *Drujəm* , द्रुहम् = *The Evil, sin, wickedness, (acc.)* બદીને, પાપને દુરાચારને, અનિષ્ટને, પાતકને. ૨/૧. આર્ય ભાષાનો બહુ જૂનો ધાતુ, દ્રુગ્ હતો. તે પરથી द्रुह् = to harm, to deceive, દુઃખ દેવું, છેતરવું, થયો. "યોઇ" ઘુસાડેલો છે. એ તો સંસ્કૃતમાં "દદૅન્"ના કર્તા રૂપે અધ્યાહાર જ રહેવો જોઇએ, નહીં તો છંદમાં એક શ્રુતિ વધી પડે છે. એનું ખાસ કામ અહીં નથી.

**૮ મા શ્લોકનો ભાવાર્થ:** અને જ્યારે ખરેખર જે (સંયમી માણસ), આ બધી પાપની વૃત્તિઓની સામે દૃઢ હૃદયથી થાય છે-તેઓનો વિરોધ કરે છે, ત્યારે, હે મજ્દા! તે ક્ષથ્ર (=સંયમ) આ પાપોને જ માટે (છે એમ સમજીને). સાત્વિક મનથી પિછાનશે; હે અહુરા! જેઓ અનિષ્ટને અષની પાસે તેના બન્ને હાથમાં સોંપી દે છે, તેઓની પાસે તે મોટું પદ મેળવવા પામશે.

આગલા શ્લોકમાં કહ્યું છે કે અષો ને સંયમી માણસો હવસને વશ થતા નથી, પણ માત્ર ક્ષથ્રની પ્રેરણાથી વંશવૃદ્ધિ માટે જ કદી કદી સંસાર ભોગવે છે,

અને એવા માણસને તો આરમઇતિ દૃઢ કરે છે, તેમજ એવા માણુસના દેહમાં કામદેવ પણ લોખંડી બેડીથી જકડાઇને તેથી સંતોષ માનીને રહે છે. હવે આ શ્લોકમાં પેગમ્બર સાહેબ કહે છે કે જે સંયમી માણુસ પાપ કરવાની ઇચ્છાને-વાસનાને-તે ઊઠતાં જ દાબી દે છે, તેના પર કાબુ મેળવે છે, તે તો પોતાના સાત્ત્વિક મનથી પિછાની લેશે કે ક્ષથ્ર જે એને કેદી કદી વંશવૃદ્ધિની પ્રેરણા આપે છે તે તો ખુદ મજ્દાના સૃષ્ટિ આગળ ચલાવવાના મૂળ હેતુને લીધે જ છે, એટલે એ પણ મજ્દાની ઇચ્છાને જ આધીન છે; અને મજ્દાની ઇચ્છા પ્રમાણે જે થાય તે તો પુણ્યરૂપ જ છે. એમા કોઈ કુશકા કરવા જેવું નથી. કામ પર, વિકાર પર, વાસના પર તો માણુસે સદા કાબુ રાખવાનો છે. ને તે તો મજ્દાની આજ્ઞાથી ને ક્ષથ્રની પ્રેરણાથી જ્યારે દોરવાય ત્યારે જ તે પુણ્યરૂપ રહે છે. વાસનાને તાબે થઇ જવું એ તો અનિષ્ટ છે, પાપ છે. માત્ર સાત્ત્વિક મનથી ક્ષથ્રની ખરી પ્રેરણાને સમજી લઇને જે કામનો ઉપયોગ કરે છે તે કશું અનિષ્ટ કરતો નથી. આ બહુ સૂક્ષ્મ ભેદ સમજવા જેવો છે. એ સમજો ને તે પ્રમાણે વર્તો, તો શરીરને ને સુખને ચંદ્રની દીપ્તિ મળશે ને દૃઢતા પણ મળશે. છેવટે શ્રી જરથુસ્ત્ર સાહેબ અહુરને વિનંતિ કરે છે કે એવી રીતે જેઓ આ વિકાર જેવા ગણાતા હવસના અનિષ્ટને અષોઇના હાથમાં સોંપી દે છે, એટલે એ હવસને જેઓ તાબે થતા નથી, પણ એનો જે કશો ઉપયોગ-શુભ ઉપયોગ આ દુનિયા માટે કરવા જેવો હોય તો તે પણ અષોઇની આજ્ઞામાં જ રહીને કરે છે, તે ઉપયોગની ઘડી ચૂટવાનું અષના હાથમા સોંપે છે, તેઓની પાસે એવો શખ્સ ઊંચુ પદ મેળવવા પામશે. એવા પદને તે પૂરેપૂરો લાયક છે, કેમકે તે તો ઇંદ્રિયજિત થયલો છે, ઇંદ્રિયો પર કાબુ પામેલો છે. ખરેખર આ કેવો મહાન બોધ છે, અને દુનિયામાં મોટે ભાગેનાં જે દુઃખ ને સતાપ જે વાસનાથી માણુસ પર આવી પડે છે, તેમાંથી બચવાને માટે કેવો ઉપાય અહીં સૂચવાયો છે! ગાથાના આ શ્લોકોનો આજ સુધી છુપાઈ રહેલો મર્મ હું એ મહાન સાહેબોની પ્રેરણાથી જ અહીં ઉઘાડીને પહેલી વાર દર્શાવું છું. જરથોસ્તીઓ પર ને દુનિયા પર તેઓની કેવી મહેર છે!

## હા. ૩૦—શ્લોક ૯ મો

**અત્-ચા:** At-cā : अत् च : अय-च = And thus, અને એવી રીતે.

**તોઇ:** Tōi · ते = These, એઓ, as these, એઓ જેવા. ૧/૩. આ દર્શક સર્વનામ એની પછી આવતા "વએમ્" કર્તા સાથે સમાધાનકરણમાં છે, એટલે એનો અર્થ "એઓ જેવા, Like these" થાય છે.

**વએમ્:** Vaēm : वयम् = We, અમે. ૧/૩. આ શબ્દ સંસ્કૃતની માફક જ વયમ્ વ-એમ્ એમ બે શ્રુતિમાં બોલવાનો છે. જ્યાં જ્યાં આવા ઇ, એ, આવે છે ત્યાં ત્યાં તે 'ય' ને ઠેકાણે હોય તો તે આખા છૂટા ઉચ્ચારવાના છે. આગલા સ્વર સાથે જોડીને જોડસ્વર-dipthong જેવા નહીં.

**ખ્યામા:** Xyāmā : स्याम (ख्याम) : = We would be, we would become. અમે થઇશું, અમે બનીશું. ધાતુ अस्. ક્રિયાપદ : અપૂર્ણભૂતકાળ, ઇચ્છાર્થક, (optative), પરસ્મૈપદ, ૧/૩. આ શબ્દ અવેસ્તા લિપિમાં 'ખ્યામા' 'ખ્વ' અક્ષર સાથે લખાયેલો છે, તેમ હોય તો એ हृवे પરથી हृव्यामा થઇ શકે તેનો અર્થ We would invoke, અમે આરાધશું, અમે પૂજન કરીને ઇચ્છીશું, એવો થઇ શકે..

**યોઇ:** Yōi : ये = Who (pl.), જેઓ. ૧/૩.

**ઈમ્:** Īm : ईम् = This (acc.), આ. ૨/૧. એનું સંબંધી નામ "અહુમ્" છે.

**ફેરેષેમ્:** Fərəšəm : पर्षम् = Deliverance, બંધનમાંથી મુક્તિ. ૨/૧. ધાતુ पृ = to deliver, to rescue, to save, બચાવવું, મુક્ત કરવું. એને લગતો पर्षिष्ठ શબ્દ ઋગ્વેદમાં (મં ૧૦-૧૨૬-૩) છે. તેનો અર્થ પણ 'most mighty in delivering,' મુક્તિ અપાવવામાં મહા સમર્થ એમ ત્યાં થાય છે. આ ફેરેષેમ્ શબ્દ આ "ગાથા"માં હા ૩૪-૧૫ માં પણ છે, તેમજ હા ૨૯-૫માં "ફેરેસાબ્યો" રૂપે છે, ત્યાં પણ એ જ "મુક્તિ"નો અર્થ છે. આ શબ્દ "ફ્રષેમ્" એમ આખા 'ર' સાથે નહીં પણ વ્યંજન 'ર્' સાથે લખાવો જોઇએ એની બે જ શ્રુતિ છે.

**કેરેનાઉન્:** Kərənāun : कृणवन्: Should render, should give, should bring, અપાવે, લાવી અપાવે. "ફેરેષેમ્ કેરેનાઉન્" એટલે બંધનમાંથી મુક્તિ અપાવે, બંધનમાંથી મુક્ત કરે. ધાતુ कृ = to do, કરવું. આ ધાતુના અર્થો કર્મના ભાવ પ્રમાણે બદલાય છે. ક્રિયાપદ : અપૂર્ણભૂતકાળ, સંશયાર્થ, પરસ્મૈપદ, ૩/૩. આ શબ્દ ત્રણ શ્રુતિમાં "કેરે-ના-ઉન્" એમ બોલવાનો છે.

**અહૂમ્:** Ahūm : असुम् : Life (Acc.) = જીવનને. ૨/૧.

**મજ્દાઓસ્-ચા અહુરાઓંહો:** Mazdå̄s-cā Ahurå̄ŋhō : मेधाश्च असुरसम्! = Oh Lords of creation and life! Oh Mazdā, Ahurā and the Archangels! હો સૃષ્ટિ સર્જનનાં અને જીવનનાં અધિકારીઓ! હો

મઝ્દા, અહુરા અને અમેંયા સ્પેન્ताઓ! ૮/૩. જુઓ જેક્સનનું વ્યાકરણ § ૩૫૬, ૨૩૬.

આ...બરના : Ā...baranā : आ...भरण = Do support it! do foster it! તેને-તે જીવનને-ટેકો આપજો! ટેકવજો! ઉત્તેજન આપજો! ધાતુ भृ to support &c., to uphold. અહીં आ- આ-ભારદર્શક છે. આ "બરના"-ને બધાએ નામ યા કૃદંત તરીકે ગણ્યો છે, પણ એ ક્રિયાપદ છેઃ વર્તમાનકાળ, આજ્ઞાર્થ, ૨/૩. જુઓ જેક્સનનું વ્યાકરણ § ૪૫૭. ત્યાં આ 'હા' માંના જ એ શબ્દ માટે નોંધેલું છે. સંસ્કૃતમાં પણ भजतन જેવા આજ્ઞાર્થ ૨/૩ ના પ્રયોગો છે.

મોઇસ્ત્રા : Mōistrā : मैत्रा-मैत्रेन = Through Universal Love, through human perfection. વિશ્વસ્નેહ દ્વારા, માનવપૂર્ણતા દ્વારા. ધાતુ मिद् = to love, સ્નેહ રાખવો. આ શબ્દ બધા "મૈયસ્ત્રા" લખે છે. પણ તે ગૂંચાયેલો છે. मैत्रम् માં "य" નો કશો યોગ નથી. मै નો કે ने નો ગાથાભાષામાં "મોઇ" જ થાય છે. વળી "મોઇ"ની એક જ શ્રુતિ છે-જોડસ્વર હોવાથી-ત્યારે મોયસ્ત્રા" લખો કે બોલો તો એક શ્રુતિ વધી પડે છે ને છંદોભંગ થાય છે. ગૅલ્ડનરે આ શબ્દના જુદી જુદી હસ્તપ્રતોમાંના જુદા જુદા પાઠ નોંધેલા છે, પણ કોઇને એનો મૂળ સંસ્કૃત સમશબ્દ જડયો નહીં એટલે "મોયસ્ત્રા" જોડણી ચાલુ રાખી. એ શબ્દનો ધાતુ मिद् બરાબર છે. मिद् પરથી જ मित्त्र = Friend, મિત્ર, દોસ્ત શબ્દ થયેલો છેઃ मिद् + त्र = मित्त्र. કાળ જતાં આ બેવડા "त" (त्त) માં નો પ્રથમ 'त' નીકળી ગયો છે. ગાથા ભાષાના નિયમ પ્રમાણે એ 'મિસ્ત્ર' લખાય કે પછી 'મિથ્ર' લખાય. બેવડા त्त નો "ગાથા"માં 'થ' જ લખાય છે. જૂની ગાથાભાષામાં આ "મિસ્ત્ર" શબ્દ જ હશે, અને તે પરથી ભાવવાચક નામ "મૈસ્ત્ર-મોઇસ્ત્ર"જ થાય. સંસ્કૃતમાં આ मित्त्र ઉપરથી मैत्रस् નામ થયું છે, તેનો અર્થ માનવપૂર્ણતા, વિશ્વસ્નેહ, એવો થાય છે, અને અહીં પણ તે જ અર્થ છે.

આગળના શ્લોકમાં જણાવ્યા પ્રમાણે જે સન્માર્ગી માણસ અહુરા, અષ, વોહુમનો, ક્ષત્ર અને આરમઇતિને-એ સૌને પૂર્ણ સંતોષ આપે તેવો થાય, તે કુદરતી રીતે માનવપૂર્ણતાએ પહોંચેલો કહેવાય, એટલે એવો માણસ કશો પણ પોતાનો સ્વાર્થ જોતો નથી પણ તે આખા વિશ્વને પોતાનું જ કુટુંબ-અરે ખુદ પોતે જ-માનીને તે વિશ્વસ્નેહ રાખે છે. તેને મન બધું જ તેનું છે. એ **વિશ્વસ્નેહ** પવિત્રતા અને સાત્ત્વિકતા વગર, વિક્રમ અને શ્રદ્ધાભક્તિ વગર કદી મેળવી કે રાખી શકાય નહીં. આ વિશ્વસ્નેહ માટેનો એક આખો ખંડ (Canto) મેં મારી "દર્શનિકા"માં છેવટે મૂકેલોછે. આર્યધર્મોનો એ જ અંતિમ આદર્શ છે : वसुधैव कुटुम्बकम् એ બરાબર વાંચીને સમજ્યાથી આપણા પેગમ્બર સાહેબ શું કહે છે તે બરાબર સમજાશે. મારું તત્ત્વજ્ઞાન હિંદુઓનું છે એમ આપણા કેટલાક પારસી સ્કોલરો જાણે મને તુચ્છકારતા હોય તેમ કહેતા આવ્યા છે, પણ તેઓ પોતે આપણા પેગમ્બરનું ખરું તત્ત્વજ્ઞાન કદી સમજ્યા જ નથી, અને યુરોપિયન સ્કોલરોના અને અધૂરા પહેલવી અનુવાદકોના ખોટા અર્થોની પૂઠે જઇને સત્યને ખોઇ દે છે.

" દર્શનિકા " માંનું કે મારાં બીજાં પુસ્તકોમાંનું તત્ત્વજ્ઞાન ખરા જરથોસ્તી ધર્મનું જ છે અને તે જૂનામાં જૂના–ખુદ હિંદુઓના બહુ દૂરના પૂર્વજોના–ધર્મનું જ છે, હિંદુઓએ પણ એ જ તત્ત્વજ્ઞાનને અનેક રીતે ખીલવેલું છે. જેમ उत्तान નું 'ઉસ્તાન' થાય છે તેમજ मैत्र નું "મોઇત્ર" થાય છે.

અષા–ચા : Aṣ̌ā-cā : अषा–च : ऋतेन–च = And through righteousness, or holiness, અષોઈ દ્વારા. અહીં 'અષ' ગુણવાચક નામ છે.

હ્યત્ : Hyat̲ · यत् : यतस् = As the result of which, જેના પરિણામે, જેથી.

હથ્રા : Haθrā : सत्रा = Always, throughout, by all means,, હમેશાં, સદા, બધી રીતે.

મનાઓં : Manā̊ : मनास् = Devotion, ભક્તિ, ૧/૧ નારી. સમ શબ્દ मना. જુઓ જેક્સનનું વ્યાકરણ § ૨૫૦, 'યાઓ' 'અષાઓ' એવાં રૂપ છે. અહીં અર્થ "ભક્તિ રૂપ" છે.

બવત્ : Bavat̲ भवत् = May become, may arise, બને, થાય, ઊપજે, ઉદ્ભવ થાય. ધાતુ भू to be. ક્રિયાપદ. જે. વ્યા. § ૬૪૨. અનિયમિતકાળ સંશયાર્થ, પરસ્મૈપદ, ૩/૧.

યથ્રા : Yaθrā : यत्रा = Whenever, જ્યારે પણ, વેદમાં यत्रा છે.

ચિસ્તિશ્ : Cistiš · चित्तिस् = Thought, understanding, mind, બુદ્ધિ, ચિત્ત, સમજશક્તિ, વિચાર ૧/૧. અહીં પણ બેવડા "त्त" નો 'સ્ત' થયો છે.

અઙ્હત્ : Aŋhat̲ असत् = May be, may be filled with, થાય, ભરાય. ધાતુ अस् = to be, ક્રિયાપદ : સંશયાર્થ, પરસ્મૈપદ, ૩/૧. આ લીટીમાં આવેલા "બવત્" અને "અઙ્હત્"ના અર્થ એક જ છે, પણ જુદી જુદી ક્રિયા પ્રમાણે તેના અર્થ જુદા જુદા કરી શકાય છે.

મએથા : Maēθā मेथा–मयथा = With trouble, doubt or confusion, મુશ્કેલી શંકા કે ગૂચવણથી (ભરેલું) ૧/૧. मेथ. અથવા ૩/૧. ધાતુ मेथ्–मिथ् = to trouble, to afflict &c. આ ધાતુઓ પરથી ઋગ્વેદમાં ઘણા શબ્દો બનેલા છે : मिथूकृत् = મુશ્કેલીમાં કે ભયમાં પડેલું ( મં. ૧૦–૧૦૨–૧ ) न पूषणं मेथामसि = હે પૂષણ ! અમે વ્યાકુળ થતા નથી (મં. ૧–૪૨–૧૦). આ "મએથા" શબ્દ હા ૩૧–૧૨ અને ૩૪–૬ માં પણ આવે છે.

આ શબ્દ માટે મને એક બીજો ધાતુ પણ સૂઝે છે, તે मी = to go astray, to lose one's way, to frustrate, આડું ચાલી જવું. પોતાનો માર્ગ ભૂલવો, નાઉમેદ થવું, આશાભંગ થવું. એ પરથી સંસ્કૃતમાં मय કૃદંત થયેલું છે. તેનો અર્થ injuring, નુકશાન કરવું, થાય છે. આ मय ઉપર था પ્રત્યય લાગીને मयथा નારીજાતિનું નામ તેમજ વિશેષણ થયેલું છે, અને તેનો અર્થ ભ્રમ, વ્યાકુળતા, ગૂંચવણ, મુશ્કેલી, નાઉમેદી, એમ થાય. આ બીજા ધાતુ માટે કહેવાનું કારણ એ છે કે આ શ્લોકની છેલ્લી પંક્તિમાં બીજા પાદમાં જે मेथा એમ

બે શ્રુતિ લઇએ તો એક શ્રુતિ ઘટે છે, પણ મયથા હોય તો શ્રુતિઓ બરાબર નવ થઇ રહે. અવેસ્તામાં ય નો 'એ' થાય છે.

**૯ મા શ્લોકનો ભાવાર્થ:** અને એ રીતે અમે તેઓ (અપોજન) જેવા થઇએ જેઓ આ જીવનને (બંધનમાંથી) મુક્તિ અપાવે. હો સૃષ્ટિસર્જનનાં અને જીવનનાં અધિકારીઓ! વિશ્વસ્નેહ અને અષોઇ દ્વારા તેને (જીવનને) ટકાવી રાખજો. જેથી કરીને જ્યારે પણ ચિત્ત ભ્રમથી–વ્યાકુળતાથી–ભરાય (એટલે) ગૂંચવણમાં–શંકામાં પડે) ત્યારે (મનમાં) હમેશાં ભક્તિનો જ ઉદ્‌ભવ થાય!

હવે આ શ્લોકમાં પેગમ્બર સાહેબ ઇચ્છે છે કે એવી રીતે સંયમ પાળીને અપોજન હવસને દબાવી દે છે ને તેને કાબુમાં રાખે છે, તેવા અમે પણ બનીએ, અને આ જિંદગી જે આ હવસના બંધનમાં ને તેનાથી ઊપજતાં અનેક દુ:ખનાં બંધનોમાં પડે છે તેનાથી તેને મુક્ત કરીએ. બધી દુનિયા આ હવસના બંધનમાં પડેલી છે, તે તેનાથી દુ:ખી થાય છે, છતાં તેને લોકો સમજી શકતાં નથી તેમજ પોતાના મનપર કાબુ પણ રાખી શકતાં નથી. એટલે એ સૌ તો જિંદગીને એવી રીતે દુ:ખમાં જ કેદ કરી રાખે છે માટે અમે સૌ પૂરતો સંયમ પાળીને એવા અપો ને સંયમી બનીએ અને આ જીવનને એવાં બંધનમાંથી મુક્તિ અપાવીએ.–એ પછી પેગમ્બર સાહેબ અહુરા, મજ્‌દા અને બધા અમેષા સ્પેન્તાઓને અરજ કરે છે કે આવી રીતે હવસને અમે વશ કરશું એટલે અમારામાં શુદ્ધ સ્નેહ જ જાગશે ને વધતો જશે અને એવી રીતે અમે આખી દુનિયાને ચાહતા થઇશું. માટે હવે તો તમે સૌ અમારી આ દૃઢ પ્રતિજ્ઞાને અષોઇથી અને વિશ્વસ્નેહથી ટેકવી રાખજો. અષોઇ અને વિશ્વસ્નેહ હોય તો પછી માણસ સ્વાર્થી કે કામવશ થતો નથી, અને તેને મન તો દુનિયાની સેવા જ એ જિંદગી છે. એટલે જ્યારે કદી પણ મનમાં શંકા કે ભ્રમ ઉત્પન્ન થાય, ખરું શું ને ખોટું શું તેની ગૂંચવણ થાય, ત્યારે અમે ભક્તિનું જ શરણું લઇએ કે એ અમારી ભક્તિ જ અમોને સાચો માર્ગ સુઝાડે! એ ભક્તિ જ અમારો આધાર બને, અને એ ભક્તિમાં જ અમારું રક્ષણ મળે! ખરી ભક્તિ તે શું, તે તો પૂર્ણ અષોઇ રાખવામાં–પાળવામાં, સાત્વિકતાથી જિંદગી ભોગવવામાં, અને આખી દુનિયાને પોતાના આત્મા જેવી પોતાની જ કરીને ચાહવામાં છે. માત્ર આતશબહેરામમાં કે ઘરમાં ગમે તેમ બંદગી પઢી જવાથી તે 'ભક્તિ' કહેવાય નહીં. પેગમ્બર સાહેબે જે કાનૂનો Commandments–આપ્યા છે તે પૂરેપૂરા પાળીને ભક્તિને તથા કર્મને એકરૂપ કરીએ ત્યારે જ ખરી બંદગી કીધેલી કહેવાય; અને એવી બંદગીથી જ અહુરા ને મજ્‌દા પ્રસન્ન થાય. શ્રી જરથુશ્ત્ર સાહેબનો ધર્મ ખરો ભક્તિમાર્ગી ને કર્મમાર્ગી છે. આપણા ધર્મની એ બધી ફિલસૂફી હિંદુઓનાં "ઉપનિષદો"માં અને "ગીતા"માં સમાયેલી છે. બન્ને લગભગ એક જ છે.

## હા. ૩૦–શ્લોક ૧૦ મો

અદા-ઝી : Adā-zī : अधा हि = Then indeed, ત્યારે ખરેખર.

અવા : Avā : अवा = Through this (devotion), આ (ભક્તિ) દ્વારા ૩/૧. આ વાક્યના ભાવાર્થ પ્રમાણે આ કંઇ જેકસન જણાવે છે તેવો down, નીચે, દર્શાવતો અવ્યય નથી, પણ દર્શક સર્વનામ 'અવ'–अव નું ૩/૧ નું રૂપ છે. આ શબ્દમાં 'વ' પર સ્વરભાર છે. ત્યારે "અવ" અવ્યયમાં 'અ' પર સ્વરભાર છે.

દ્રૂજો : Drūjō : द्रुहस् = Of the evil, of sin, બદીની, પાપની. ૬/૧.

(અવો): આ શબ્દ કોઇએ પાછળથી ઘુસાડેલો છે, અને એનું અહીં કશું કામ નથી. જેકસન § ૭૩૩ માં "અવા" અને "અવો" એ બન્ને શબ્દને અવ્યયી ઉપસર્ગ ગણાવે છે, અને તે બીજે ઠેકાણે તેવા ભાવમાં છે. પણ અહીં તો એવો કશો અર્થ આવતો નથી. પહેલો "અવા"–એથી, આ ભક્તિથી, એ તદ્દન બરાબર છે ને તે સર્વનામ છે, અને એ આગલા શ્લોકના ભાવને અહીં આગળ વધારે છે. પણ આ બીજો "અવો" જો અહીં રાખીએ તો તે આ પંક્તિમાં ખુલ્લી રીતે એ શ્રુતિ વધારી દે છે! આ શ્લોકનો જે અર્થ અહીં છે, તેમાં આ "અવો" ના કોઇપણ અર્થનો –down, desire, support—સંબંધ ખરી રીતે બેસતો નથી. હું તો છંદની ખરી કસોટીથી આ શબ્દને પડતો જ મૂકું છું.

બવઇતી : Bavaitī : भवति = Takes place, happens, થાય છે. ધાતુ भू. ક્રિયાપદ : વર્તમાનકાળ, પરસ્મૈપદ, ૩/૧.

સ્કૅન્દો : Skəndō : स्कन्दस् = Destruction, perishing, નાશ, ભ્રંશ. ૧/૧.

સ્પયથ્રહ્યા : Spayaθrahyā : स्फायत्रस्य = Of the growth, of the increase, વૃદ્ધિનો, વર્ધનનો. ૬/૧. ધાતુ स्फाय् = to grow, to increase.

અત્ : At : अत् : अथ = Then, પછી.

અસિસ્તા : Asištā : अशिष्ट = They enjoy, તેઓ આનંદે–તેઓ આનંદમાં રહે ૩/૩. ધાતુ अश् = to enjoy. ક્રિયાપદ (iš-aorist) અનિયમિત કાળ, આત્મનેપદ, ૩/૩. આ શબ્દનો અર્થ વચન–promise કે 'તુરત' કે એવો નામ કે અવ્યય તરીકેનો નથી, એ તો अश् ધાતુનું ક્રિયાપદનું રૂપ છે.

યઑજન્તે : Yaojantē : योजन्ते = In the union or meeting, મેળાપમાં, ૭/૧. ધાતુ युज् = જોડવું. મેળવવું. એ પરથી આ કૃદંતનામ થયેલું છે.

આ હુષિતોઇશ્ : Ā husitōiš : आ सुक्षितेस् (सुक्षिति) = At the fair abode, at the beautiful dwelling, સદ્દધામે–સદ્દધામમાં, સ્વર્ગમાં. ૬/૧. નારી. 'આ' ઉપસર્ગ નામની અગાઉ આવે અને તેની અગાઉનો સંબંધી શબ્દ જો સાતમી વિભક્તિમાં હોય તો એ ઉપસર્ગ 'આ' થી એની પછીના શબ્દની વિભક્તિ પણ સાતમી જેવી થાય છે. ઋગ્વેદમાં પણ એવી જ

રીતે એ વપરાયેલો છે. જુઓ મો. વિ. નો સંસ્કૃત કોષ, બીજી આવૃત્તિ, પૃષ્ઠ ૧૨૬, ૧ લી હાર.

વઙ્હૅઉશ્ મનઙ્હો Vaŋhəus Manaŋhō : वसोस् मनसस् = of Vohu Mano, of pure mindedness, વૉહુમનોના. કવિ વર્ડસ્વર્થે કહ્યું છે તેમ 'Mind's internal heaven" મનનું અંતઃસ્થ સ્વર્ગ, મનની અંદરનું સ્વર્ગ.

મજ્દાઑ : Mazdāo : मेधासस् = And of Mazdā, અને મજ્દાના. ૬/૧. અહીં "મજ્દાઑ" એમ ત્રણ શ્રુતિ ગણવાની છે. છઠ્ઠી વિભક્તિમાં सस् નો 'ઑ' થાય છે, તે જુદો ગણવાનો છે.

અષખ્યા-ચા : Asax'yā-cā : अषस्य-च = And of Asha, અને અષના. ૬/૧. "અષહ્યા" અને "અષખ્યા" એક જ વંચાય છે. અહીં स्य સ્વરિત છે.

યોઇ : Yoi : ये = Who (plu.) જેઓ. ૧/૩.

જજૅન્તી : Zazənti · जजन्ति = Are, exist, remain, રહે છે, જન્મીને જીવે છે, જીવન વિતાવે છે. ધાતુ जन्. ક્રિયાપદઃ વર્તમાનકાળ, પરસ્મૈપદ. ૩/૩.

વઙ્હાઉ : Vaŋhāu : वसौ = In supreme, in most excellent, ઉત્તમ, પરમોત્તમ, સૌથી ઊંચું. વિશેષણ. ૭/૧. એનું વિશેષ્ય "સ્રવહી" છે, જે પણ સાતમી વિભક્તિમાં જ છે. જુઓ. જે. વ્યા. § ૨૬૨.

સ્રવહી : Sravahi : श्रवसि = In the glory, મહિમામાં, પરમપદમાં, કીર્તિમાં, ગૌરવમાં. ૭/૧.

**૧૦ મા શ્લોકનો ભાવાર્થ :** ત્યારે ખરેખર એ ભક્તિદ્વારા પાપની વૃદ્ધિનો નાશ થાય છે; અને પછી તેઓ વૉહુમનોના, મજ્દાના અને અષના સદ્ધામના મેળાપમાં આનંદ ભોગવે છે, જેઓ પરમોત્તમ મહિમામાં રહે છે.

આગલા શ્લોકમાં ખરી હૃદયની ભક્તિનો મહિમા બતાવીને તથા બધી મુશ્કેલીની અને ગૂંચવણની વેળાએ સાચી ભક્તિ જ માણસનું શરણું ને આધાર છે તે ઉપદેશીને હવે આ શ્લોકમાં પેગમ્બર સાહેબ કહે છે કે એવી અચળ ભક્તિ જો દિલમાં રહે તો પછી પાપની ઇચ્છા થતી જ નથી, અને પાપની વૃદ્ધિ પણ થતી નથી. મન પૂરો સંયમ પાળીને કેવળ દૃઢ થઇ જાય, પછી ગમે તેવાં આકર્ષણ છતાં મનના કિલ્લામાં કોઇ વિકાર પ્રવેશી શકે નહીં. એવું થાય ત્યારે મન તો કેવળ સાત્વિક થઇ જાય. મન સાત્વિક થાય તો અપોઇ સધાય કે પછી તો આ જિંદગીમાં જ તે માણસને સ્વર્ગ છે. પેગમ્બર સાહેબ કહે છે કે પછી તો વૉહુમનોના, મજ્દાના અને અષના સદ્ધામમાં એ સૌ સાથે મળીને આનંદ ભોગવશે. જ્યાં ઇચ્છા કે તૃષ્ણા રહે નહીં ત્યાં પછી તેની પાછળ આવતાં દુઃખો ક્યાંથી રહે? એટલે તો પછી મન આનંદમાં જ રહે. પવિત્ર મનનો આનંદ તો સ્વર્ગનો જ આનંદ છે. જેને મોહ નથી, દુનિયાની લાલચ નથી, જેના વિચારો શુદ્ધ અને બધાંનું ભલું કરવાના જ હોય, તેને પછી દુઃખ જ ક્યાંથી હોય? તેને તો બધી દશા સમાન જ હોય. એટલે એવા માણસને તો ખુદ પોતાના મનનું સ્વર્ગ મળી ચૂક્યું છે. એ

મળ્યું કે પછી અપોઇની 'સિદ્ધિ સહેજ છે;' ને તે સધાયા પછી મજ્દા ને અહુરાનું ઉત્તમોત્તમ આનંદધામ પણ મળે છે. દિવ્યમંડળમા પ્રથમ ક્ષત્ર-બ્રહ્મા-મંગળ મન પરનો સંયમ સધાય, ત્યારે વૅાહુમનો-શિવ-શનિ-સાત્વિકતાની સિદ્ધિ થાય; એ પછી અષ-વિષ્ણુ-ગુરુ-અપોઇ પૂરેપૂરી સપાદન થાય, અને એમ એ ત્રણ જિતાય ત્યારે મજ્દા અને અહુરા આપમેળે મળે છે. દિવ્યમંડળની પૂરેપૂરી મહેર મેળવવા માટેનાં તથા આત્માનો અખંડ આનંદ પામવા માટેનાં આ પગથિયાં છે; અને એ પગથિયાં પર પેગમ્બર સાહેબે પૂરેપૂરો પ્રકાશ નાખીને માણસજાતને તે ખુલ્લી રીતે બતાવ્યાં છે. વાક્યે વાક્યે ને શ્લોકે શ્લોકે ધીરે ધીરે ઊંચે ચઢતું જ્ઞાન એમ આપવામાં આવ્યું છે.

## હા. ૩૦—શ્લોક ૧૧ મો

હ્યત્: Hyat: यत्: यतस् = Then, so, ત્યારે.

તા: Tā: ता = These two (acc.) આ બન્નેને. ૨/૨.

ઉર્વાતા: Urvātā: वृता = Two modes or conducts of life, (acc.) બે જીવનાચારોને, જીંદગીમાં બે જાતનાં આચરણોને. ૨/૨. ધાતુ वृत् = to procced in a particular way or manner, ચોક્કસ રીતે યા રસ્તે આગળ વધવું. આ શબ્દ પણ "ઉર્વન્" શબ્દની માફક સ્વર વ્યંજનનું પરિવર્તન (exchange) થઈને 'વ'નો મૂળ સ્વર 'ઉ' લાગીને બનેલો છે, પણ છંદમાં એ 'ઉ' આખો બોલવાનો નથી. અંગ્રેજીમાં 'W'થી શરૂ થતા 'વિલ્યમ્', 'વાઇડ્' વગેરે કેટલાક હિંદુ સાક્ષરો 'ઉવિલ્યમ્' ઉવાઇડ્' લખે છે, પણ એ 'ઉ' આખો ઉચ્ચારતો નથી. "W"નો પહેલે હોઠો પાસે લાવીને ગોળ કરીને 'ઉ'ની સાથે 'વ' મેળવીને જે ઉચ્ચાર કરવામાં આવે છે તે "ઉ્વ"ની કોઇ સંજ્ઞા નાગરી લિપિમાં કે ગુજરાતી લિપિમાં નથી, તેમજ અવેસ્તા લિપિમાં પણ નહીં હોવાથી એમ "ઉર્વાતા" લખાયેલો છે. એટલે ખરા ઉચ્ચારમાં ને છંદમાં તો એ "ઉ–ર્વા–તા" એમ ત્રણ શ્રુતિનો નહીં, પણ "વૃતા" એમ બે શ્રુતિનો બોલવાનો છે.

સષથા: Sasaθā: शसथ = You understand, તમે સમજીને પિછાનો છો. ધાતુ શંસ્–शस्. ક્રિયાપદ: વર્તમાનકાળ, પરસ્મૈપદ, ૨/૩. સંસ્કૃતમાં "सु + सखा" નો "સુષખા" લખાય છે, તેમ આ છે.

યા: Yā: या = Which both, જેઓ બન્નેને. ૨/૨.

મજ્દાઓ: Mazdā̊: मेधास् = Mazdā (nom.) મજ્દાએ. ૧/૧.

દદાત્: Dadāt: अददात् = Has created, has appointed, has ordained, નિર્માણ કીધેલા છે, મુકરર કીધેલા છે. ધાતુ दा. ક્રિયાપદ: અપૂર્ણભૂત પરસ્મૈપદ. ૩/૧.

મશક્યાઓંહ્હો: Maśakyā̊ŋhō: मशकयासस्! Oh Mashakyās! હે મશક્યાઓ! ૮/૩. આ શબ્દનો અર્થ "મનુષ્યો કે મર્ત્યજનો" નથી, તે માટે હા ૨૯–૪માં મેં ટિપ્પણમાં જે લખ્યું છે તે જોવું. જો "મશ્યા" એમ બે શ્રુતિ હોય તો છંદમાં અહીં પણ એક શ્રુતિ ઘટે છે.

ખ્વીતિ: X'ıti: स्विति–सु+इति = Going to good path. સત્પંથે જનારો, સારે રસ્તે જનારો. ૨/૧. નાન્ય૦ આ શબ્દના તથા એની પછી આવતા "અનૈઇતી" શબ્દના અર્થ માટે બધામાં બહુ મતભેદ વર્તેલો છે, પણ એ સ્પષ્ટ સંસ્કૃત શબ્દો છે. "ઉર્વાતા" = જીવનાચાર માટેના આ બે રસ્તા છે, એમ જણાવેલું છે: સારો ને માઠો, એટલે "ઉર્વાતા" નાં બે સંબંધી વિશેષણ છે. स्विति એ सु + इत + इ મળીને થયેલો છે. सु= સારો, इत = માર્ગ, રસ્તો. 'સુ' ને 'ઇ' મળતાં 'સ્વિ' થાય છે.

स्वित તેમજ सुवित શબ્દ છે જ, તેનો અર્થ "સારો રસ્તો" છે. ભાવવાચક "ઇ" પ્રત્યય લગાડીને એને વિશેષણ કીધેલું છે.

ચા : Cā : च = And, but, અને, પણ, 'ચ' નો અર્થ સ્થળ પ્રમાણે "પણ" પણ થાય છે.

અઁનઇતી : ąnəitī : अनयति = Going to evil path or course, અસત્‌પંથે જનારો. ખરાબ રસ્તે જનારો. ૨/૧. નાન્ય. વિશેષણ. આ શબ્દ પણ अन् + अय + ति મળીને થયો છે: अनय = Evil course, કુમાર્ગ. અહીં અ–ન –ઇ–તી" એમ ચાર શ્રુતિ સ્પષ્ટ બોલવાની છે. 'ઇ' 'ય' ને ઠેકાણે છે. ગૅલ્ડનરે પાઠાંતરમાં 'અઁનૅઇતી' નોંધેલો છે તે જ ખરા શબ્દ તરીકે હું સ્વીકારું છું.

હ્યત્‌–ચા : Hyat-cā : यत् च : यतश्च– = And so, અને તેથી.

દરૅગૅમ્‌ : Darəgəm : दीर्घम् = Very much, for a long time, બહુ ભારે, લાંબા કાળ સુધીનો. ૧/૧. નાન્ય. બહુ જૂનો. ધાતુ दघ्–द्राघ् = to lengthen, લાંબુ કરવું, હતો તે પરથી ગાથા ભાષામાં 'દર્ગ' = લાંબું, ભારે, એ વિશેષણ થયેલું છે. પછી વખત ને વર્ષો વહેતાં તેનું વેદકાળમાં दीर्घ થયું લાગે છે. આવા શબ્દોનાં રૂપ પરથી જ સ્પષ્ટ થાય છે કે ગાથાની ભાષા વેદકાળની ભાષાથી ઘણી ઘણી જૂની છે. એ જુદી ભાષા કે ભગિની ભાષા નથી, પણ પૂર્વવૈદિક છે. આમાં પણ "ૅર" વ્યંજન જેવો બોલવાનો છે: દર્ગમ્.

દ્રૅગ્‌વોદૅબ્યો : Drəgvodəbyō : द्रग्वद्भ्यस् = For the ignorant and perverse minded, અજ્ઞાન ઊંધી મતિવાળા માટે. ૪/૩. આ શબ્દની પણ ત્રણ જ શ્રુતિઓ છે. "દૅ" વ્યંજન જેવો બોલવાનો છે.

રષો : Rasō रक्षस् = Harm, suffering, નુકશાન, હાનિ, વેદના. ૧/૧ નાન્ય. જુઓ જેકસનનું વ્યાકરણ § ૩૪૧. "અઑજો"–૧/૧.

સવા : Savā : शव (शवस्) = Strength, power, બળ, શક્તિ. ૧/૧. આ શબ્દ "સવા–ચા" તરીકે પણ ગૅલ્ડનરે એક પ્રતમાં નોંધેલો છે, ને તે ખરો છે. જેકસન § ૨૩૯ માં નોંધે છે તેમ વેદમાં પણ કોઇ કોઇ વખતે "अस्" પ્રત્યયને બદલે "अ" પ્રત્યય જ વપરાયેલો છે. એટલે ઉપર "રષો" છે, તેમ આ "સવો" જોઇતો હતો. છતાં "સવા" વપરાયો છે, તે પણ બરાબર છે.

ચા : Cā च = But, પણ.

અષવબ્યો : Asavabyō : अषवभ्यस् = For the righteous, અષો પવિત્રજનને માટે. ૪/૩.

અત્‌ : At : अत् – अथ = Then, so, એટલે.

અઇપી : Aipī : अपि = Certainly, નિશ્ચે, ખચીત, જરૂર.

તાઇશ્‌ : Tāiš : तैः = Through these, એ દ્વારા. ૩/૩.

અહ્હઇતી : Aŋhaiti : असति = Shall be, shall follow, shall come, થશે, મળશે, આવશે, ધાતુ अस्. ક્રિયાપદ, વર્તમાન, સંશયાર્થ પરસ્મૈપદ. ૩/૧.

ઉશ્તા : Ustā : उष्ट = The Eternal Light, final emancipation, salvation, અમરજ્યોતિ, પુણ્યપ્રાપ્તિ, મુક્તિ, કલ્યાણ. ૧/૧. ધાતુ उष् = to burn, to make light, બળવું, જ્યોતિ કરવી. આ શબ્દનો અર્થ તો એ જ છે, પણ ગાથા ભાષાનો એ શબ્દ વેદકાળમાં આ અર્થમાં ભુલાઇ ગયેલો લાગે છે. પાછળથી એ उष्ट નો અર્થ કોષકારોએ burning, બળતું એવો કીધેલો છે. આ શબ્દ "અર્ષેમ્ વૉહૂ" ના કલામમાં, હા ૩૩-૧૦ માં તથા "ઉશ્તવઈતિ" ગાથામાં આવે છે. બધે એનો અર્થ 'અમર જ્યોતિ' 'છેવટની મુક્તિ' એ જ છે.

**૧૧ મા શ્લોકનો ભાવાર્થ :** ત્યારે એ બન્ને જીવનાચારોને તમે (સમજીને) પિછાનો છો જેઓને, હે મશક્યાઓ! મઝ્દાએ નિર્માણ કીધેલા છે. (એક) સત્પંથે જનારો અને (બીજો) અસત્પંથે જનારો : અને તેથી અજ્ઞાન ઊંધી મતિવાળાઓ માટે ભારે હાનિરૂપ છે, પણ અષોજનો માટે તો બહુ શક્તિરૂપ છે. એટલે (આખરે) તે આચારોથી જ ખચીત જીવનનું કલ્યાણ થશે.

આ ૩૦ મા હાના "પેગામ"વાળા છેલ્લા શ્લોકમાં હવે બધું આટોપીને પેગમ્બર સાહેબ ટૂંકમાં કહે છે કે હે મશક્યાઓ! મેં આ બધું તમોને સ્પષ્ટ રીતે સમજાવ્યું છે એટલે હવે જિંદગીનાં આ બે જાતના આચરણને તમે સમજી શકો છો. એક તો સારે માર્ગે જવાનું અને બીજું તો ખરાબ રસ્તે જવાનુ. આવાં માત્ર બે જ આચરણ છે. એમાંથી તમે તમારી બુદ્ધિનો સદુપયોગ કરીને જે ખરો માર્ગ છે તે લેવાનો છે. જેઓ ઊંધી મતિવાળા અજ્ઞાન છે તેઓ ખરું ખોટું બરાબર સમજ્યા વિના અંગ્રમન્યુના ખોટા રસ્તા પર ઊતરી પડશે, તેઓને માટે એ બહુ ભારે હાનિ ભરેલા છે, નુકસાનકારક છે, તેઓને આખરે ભારે વેદના સહેવી પડશે. પણ જે અષોજનો સ્પેન્તા મન્યુના સારા માર્ગે જશે, સાત્વિકતા અને અષોઇ રાખશે, તેઓને માટે તો તેઓ શક્તિરૂપ છે, ઊલટું શક્તિ આપનારા છે. એવા પવિત્ર માણસો તો ઘણી શક્તિઓ પ્રાપ્ત કરે છે, અને એમ પોતાના જીવનને ધન્ય કરે છે. એટલે આખરે તો એ જીવનાચારથી જ જીવનનું કલ્યાણ થાય છે, અમર જ્યોતિ યા મુક્તિ મળે છે. આ બે રસ્તાઓ ખુલ્લા છે: એક જ્યોતિ તરફ લઇ જાય છે, તે ભલે પહેલે કઠણ ને કાંટાથી ભરેલો લાગે, સંયમ પાળતાં મનને ઘણું મારવું પડે, પણ એ જ રસ્તે જતાં આખરે પેલી અમર જ્યોતિનો, મુક્તિનો, અંતિમ કલ્યાણનો પ્રકાશ મળશે. બીજો રસ્તો અંધારા તરફ લઈ જાય છે, તે ભલે પ્રથમ મોહ ભરેલો ને ક્ષણિક સુખનો દેખાય, પણ છેવટે તો તે મહાવેદના ભરેલા અંધકાર તરફ જ લઇ જઇ તેમાં તે માણસને ધકેલી દેશે. માટે હવે આ સમજીને તમે તમારો માર્ગ પસંદ કરો!

સંસારનાં દુઃખબંધનમાંથી જેઓ એવી રીતે સંયમ પાળીને અષો રહીને છૂટી જાય છે, તે પરમ આનંદમાં રહે છે. અષો માણસ સંસ્કૃતમાં કહે છે

તેમ "સ્થિતપ્રજ્ઞ" એટલે સ્થિર બુદ્ધિનો પૂર્ણજ્ઞાની થાય છે, અને તેમ થાય ત્યારે જીવનમાં જાણે તેને મુક્તિ મળે છે.

અહીં "પેગામ" વાળો આ ૩૦ મો બહુ અગત્યનો હા પૂરો થાય છે. જિંદગી જીવવા અને જીતવા કોઇ પણ ધર્મમાં આથી વધુ સારો બોધ કયો મળશે? પોથાઓ ભરીને તત્ત્વજ્ઞાન ગમે તેટલું દર્શાવો, પણ મુક્તિ માટે અહીં જે રસ્તો બતાવ્યો છે તે સરળ અને સીધો છે. એમાં સન્યાસનાં ને યોગનાં કશાં કષ્ટ સહેવાનાં બતાવ્યા નથી. અહી તો સીધો 'રાજયોગ' છે. એ જ ખરા જ્ઞાનનો, કર્મનો અને મુક્તિનો માર્ગ છે.



ઇતિ શ્રી હા ૩૦ મો, અધ્યાય ૩ જો, સંપૂર્ણ.

# ગાથા અહુનવઇતિ-હા. ૩૧ મો

## અધ્યાય ૪ થો

## દર્શન

## —:ટિપ્પણ:—

ગયા ૩૦ મા 'હા'માં શ્રી જરથુસ્ત્ર સાહેબે દુનિયાને કંઇક નવું જ જ્ઞાન આપતો પોતાનો દૈવી પેગામ આપ્યો, અને જગતમાં નેકી તથા બદી ક્યાંથી આવી તે પર નવીન પ્રકાશ નાખીને માણસજાતને નેકીની રાહે જ ચાલવાનો બોધ દીધો, કે એ જ નેક રાહે ચાલતાં તે સ્પેન્તા મન્યુ એટલે નેક મન્યુને રાજી રાખીને અહુરા મઝ્દાને તેમજ બધા અમેષા સ્પેન્તાને સંતોષ આપી શકાય, અને છેવટે માણસના આત્માને પરમ આનંદનું ધામ ને મુક્તિ મળે.

હવે આ ૩૧ મા 'હા'માં બન્ને મન્યુઓ માટે તેઓ સાહેબ વિશેષ સમજ આપે છે, અને એમાં નેકીના ને બદીના વિષયનું સાચું "દર્શન" કરાવે છે. આ 'હા' સામાન્ય માણસને સમજવા માટે કઠણ છે, એટલું જ નહીં, પણ એ દર્શનની પૂરી સમજ, "ગાથા"ના મૂળ પાયાની સમજની ગેરહાજરીને લીધે, વિદ્વાનો પણ મેળવી શક્યા નથી. મૂળમાં પહેલવી ભાષામાં એનાં જે ભાષાંતર થયેલાં છે તેમાં શબ્દોના ખોટા અર્થો અને ફિલસૂફીની અધૂરી સમજને લીધે ઘણો ગોટાળો થયેલો છે. "ગાથા"માં રહેલા જ્યોતિષના પાયાની જે કુંચી હવે મળી છે, તેથી તેમજ મને મળેલી પ્રેરણાથી એ બધું સ્પષ્ટ કરવાનો હું અહીં યત્ન કરું છું.

*   *   *

### હા. ૩૧—શ્લોક ૧ લો

તા: Tā: ता = Those two, તે બેને. ૨/૨.

વેં: Vē: वम् = For you, before you, તમારે માટે, તમારી પાસે. ૪/૩. હા. ૨૯-૧ માં "ક્ષ્મઇબ્યા"નો જે અર્થ "તમારી પાસે કે સમક્ષ" છે, તે દ્વિવચનમાં છે તેવો જ અર્થ અહીં બહુવચનમાં છે. "તમારી પાસે" એટલે "તમો સાંભળનારાઓ પાસે." અહીં એ ૬ ઠી વિભક્તિમાં નથી જ.

ઉર્વાતા: Urvātā रता-मता = Two modes of life (Acc.), બે જાતના જીવના-ચારોને, ૨/૨. એ શબ્દ માટેની વિશેષ સમજ ગયા હા. ૩૦-૧૧ માં આપી છે તે જુઓ. પહેલવી ભાષાંતરમાં એને "અવેસ્તા અને ઝંદ"નું શિક્ષણ કહેવામાં આવ્યું છે, તે અર્થ ખોટો છે. "ગાથા"માં "અવેસ્તા" કે "ઝંદ"નું નામ પણ નથી. આ તો આગલા હા. ૩૦ ના છેલ્લા શ્લોકમાં જે "જિંદગીનાં બે-સારાં માઠાં-આચરણો" માટે કહ્યું છે, તે જ છે, ને તેની જ વાત આ હા. ૩૧ માં વધુ ખુલાસાથી પેગમ્બર સાહેબે કીધેલી છે.

મર્ન્તો: Marantō : स्मरन्तम् = Keeping well in mind, મનમાં બરાબર ઠસાવતાં, સમજતાં. ૧/૩. કૃદંત. ધાતુ स्मृ = *to remember, to keep in*

mind, યાદ રાખવું, ધ્યાનમાં લેવું. "સ્"નો લોપ થયેલો છે, स्मत् નું "મત્" છે તેમ, આ શબ્દ "મર્ન્તી" રૂપે હા ૪૩-૧૪ માં પણ આવેલો છે.

અગુશ્તા : Agušta : अघुष्ट = Unproclaimed, unannounced, અપ્રગટ, અનુક્ત, અનુદ્‌ઘોષિત, હજી સુધી જાહેર કરવામાં નહીં આવેલા તે; ૨/૩. આગલા હા ૩૦-૨ માં "ગૅઉષાઇશ"ની ટીકામાં જણાવ્યું છે તેમ, આ શબ્દમાં સાંભળવાનો ભાવ છે જ નહીં. વૈદિક ભાષામાં घुष् નો અર્થ "સાંભળવું" કદી થયો જ નથી. घु = to sound અવાજ કરવો, તે પરથી घुष्–to proclaim, પ્રગટ કરવું, પોકારીને જાહેર કરવું, એમજ અર્થ છે. પહેલવીમાં કોઇક રીતે એનો અર્થ "સાંભળવું" ભૂલથી થયેલો ને પછી તે પરથી ફારસીમાં પણ એ જ અર્થ ઉતર્યો. અહીં તો પેગમ્બર સાહેબ સ્પષ્ટ કહે છે કે આ સંદેશા, આ આદેશો–પેગામો–અગાઉ કોઇએ **જાહેર કીધેલા** નહીં હતા તે હમણાં હું પ્રગટ કરું છું.

વચાઓ : Vacå : वचास्–वचांसि = Words, commands, directions, messages, શબ્દોને, આદેશોને, પેગામોને. ૨/૩. અહીં "શબ્દો" એટલે સાદા શબ્દો નહીં, પણ ધાર્મિક વિધિના શબ્દો, એટલે આદેશો, આજ્ઞા, પેગામ,–એ અર્થ છે. યુરોપીય ભાષાઓમાં પણ ધર્મના સબંધમાં word, words એટલે પેગામ, આજ્ઞા–એ જ અર્થ છે, વૈદિક ને સંસ્કૃત ભાષામાં પણ એ જ અર્થ છે. "અણસાંભળેલા શબ્દો" એ કાંઇ બરાબર અર્થ નથી. અર્થ કરતી વેળા એક શબ્દ ક્યાં ને કેવા ભાવમાં વપરાયેલો છે તે વાક્ય અને સમગ્ર લેખને ધ્યાનમાં રાખીને ઉકેલવું જોઇએ.

સૅન્ગ્હામહી : Sə̄nghāmahī शंसामसि = We announce, we proclaim, અમે પ્રગટ–જાહેર કરીએ છીએ: ધાતુ शंस्. ક્રિયાપદ : વર્તમાનકાળ, પરસ્મૈપદ, ૧/૩.

અએઇબ્યો : Aēibyō : एभ्यस् = For them, તેઓને માટે. ૪/૩. જેક્સને આ 'હા'ના ભાષાંતરમાં એને અહીં ૫/૩ માં લીધો છે તે યુક્ત નથી. પહેલી લીટીમાં "વ઼ેઁ"= તમારી પાસે, એમ કહ્યું છે, તે "તમે"ને હવે છૂટા પાડીને ખુલાસો કરવામાં આવે છે : "તેઓને માટે" જેઓ બૂરાં કામ કરે છે, અને "તેઓને માટે"–બીજે "અએઇબ્યો" ત્રીજી લીટીમાં છે તે–જેઓ સારાં નેક કામ કરે છે. આ રીતે આ શ્લોકનુ આખુ વાક્ય બરાબર સમજતાં "વ઼ેઁ" અને "અએઇબ્યો"ના અર્થ સ્પષ્ટ થાય છે.

યોઇ : Yōi : ये = Who, (pl) જેઓ. ૧/૩.

ઉર્વાતાઇશ : Urvātāiš : व्रतैः = Through the modes of life, આચાર દ્વારા, ચાલચલણથી, ૩/૩.

દ્રૂજો : Drūjō : द्रुहस् = Of evil, of sin, of wickedness, અનિષ્ટના, પાપના, પાતકના, ૬/૧. ધાતુ द्रुग्–द्रुह्–"ઉર્વાતાઇશ દ્રૂજો" એટલે પાપાચરણથી, દુરાચારથી, દુષ્ટ ચાલચલણથી. "દ્રૂજ" નો અર્થ હું સેતાન કરી શકતો

નથી. એ અર્થ જ્યાં હોય ત્યાં "અચિસ્તૅમ્ મનો" કે "અંગ્રમન્યુ" આવે છે. આ તો ગુણવાચક નામ છે. પાપ, અનિષ્ટ.

અષહ્યા : Aṣahyā : अषस्य–ऋतस्य = Of Asha, અષની. ૬/૧.

ગએઁથાઑ : Gaēθā̃ : गेथास्–घटास् = Creations, (Acc.), સૃષ્ટિને, ઉત્પત્તિને, પેદાશોને. ૨/૩. જુઓ હા ૩૦-૪ માંના "ગએમ્" શબ્દની ટીકા. સંસ્કૃતમાં ઘટ શબ્દ છે. તેના અર્થ ઉત્પત્તિ, આકાર, સૃષ્ટિ, સર્જન, એમ થાય છે. અવેસ્તા લિપિમાં આ મૂળ ઘ ને ટ બન્ને નથી. એટલે હું ધારું છું કે આ બન્ને શબ્દો એક જ હશે. મૂળ ધાતુ ગ જ છે. જ્યાં જ્યાં આ "ગએથા" વપરાયેલો છે ત્યાં ત્યાં એનો અર્થ "સૃષ્ટિ", ઉત્પત્તિ" એવો જ થાય છે. "ગએઁથાઑ"ની શ્રુતિ પણ આ પંક્તિમાં બે જ ગણેલી છે, તે પણ ઘટ ની સાથે મળે છે.

વીમૅરૅન્ચઇતે : Vīmərəncaitē : विमृचते = Greatly injure, imperil, destroy, ભયમાં નાખે, સંકટમાં નાખે, હાનિ કરે. ધાતુ विमृच्. વર્ગ ૭ મો. ક્રિયાપદ: વર્તમાનકાળ, આત્મનેપદ, ૩/૩. એનો કર્તા "યોઇ" છે. જુઓ. જે. વ્યા. § ૫૫૬.

અત્ચીત્ : At-cit : अत् चिद् : अथ चिद् = Moreover verily, and specially, વળી ખચીત.

અએઁબ્યો : Aēibyō : एभ्यस् = For them, તેઓને માટે. ૪/૩.

વહિશ્તા : Vahiṣtā : वसिष्ठा = Most excellent, most worthy, મહામૂલા, સર્વોત્તમ. ૨/૩. વિશેષણ. એ શબ્દ ઉપર આવી ગયેલા "વચાઑ"નું વિશેષણ છે: "મહામૂલા પેગામ–આદેશ." એ વિશેષણ માત્ર આ જ લીટીમાંના અર્થ માટે લેવાનું છે.

યોઇ : Yōi : ये = Who, (pl.), જેઓ. ૧/૩.

જરઝ્દાઑ : Zarazdā̃ : हरद्धाः (श्रद्दधास्) = Faithfully devoted, શ્રદ્ધા રાખી રહેલા, શ્રદ્ધાળુ. ધાતુ हृद्–श्रद् धा. ૧/૩. આકારાન્ત કૃદંત વિશેષણ. સંસ્કૃતમાં બહુ જૂનો શબ્દ हरस् છે જેનો અર્થ fire, flame, અગ્નિ, બળતું, થાય છે, અને हरद्धा એટલે having devotional fire, શ્રદ્ધાભક્તિનો અગ્નિ ધરાવનાર, એમ અર્થ થાય.

અઙ્હૅન્ : Aŋhən : असन् = May be, હોય. ધાતુ अस्. ક્રિયાપદ, સંશયાર્થ, પરસ્મૈપદ. ૩/૩.

મઝ્દાઇ : Mazdāi : मेधाय = For or unto Mazdā, મઝ્દાને માટે, મઝ્દાને. ૪/૩. અહીં ગુજરાતીમાં સાતમી વિભક્તિના ભાવે છે. "મઝ્–દા–ઇ" એમ ત્રણ શ્રુતિમાં બોલવાનો છે.

૧લા શ્લોકનો ભાવાર્થ: તે બન્ને જીવનાચારોને બરાબર ધ્યાનમાં રાખીને તમારી સૌની પાસે આ અપ્રગટ આદેશોને અમે જાહેર કરીએ છીએ–

તેઓને માટે જેઓ પાપી આચરણથી અવની સૃષ્ટિને હાનિ કરે છે, વળી ચ્યીત તેઓને માટે આ મહામૂલા (આદેશો)ને (જાહેર કરીએ છીએ), જેઓ મજ્દામાં ઝળહળતી શ્રદ્ધા રાખી રહેલા હોય.

આગલા ૩૦મા હામાં પેગમ્બર સાહેબે પોતાનો નવો પેગામ તે વેળાના આર્યજનોને આપ્યો ને તેમાં પહેલીજ વાર બતાવ્યું કે જિંદગીમાં બે જાતના રસ્તા છે: એક ભલો ને બીજો બૂરો. હવે અહીં તેઓ એ આચરણો માટે વધારે વિસ્તારથી સમજાવવા ઇચ્છે છે. તેઓ કહે છે કે આ બે જાતનાં આચરણો છે તે ધ્યાનમાં રાખીને હવે જે વાત આજ સુધી કોઇએ પ્રગટ નહીં કીધેલી તે હું આ મારા પેગામ મારફતે પહેલીવાર પ્રગટ કરું છું. પહેલું, તો તેઓને માટે જેઓ પાપમાં મચ્યા રહીને પોતે બૂરાં કામો કરીને અષની એટલે અષોઇને માટે સર્જાયેલી આ સૃષ્ટિને નુકસાન કરે છે અને ભલાં માણસોને પણ તેથી હેરાન કરે છે: એ સૌને હું આ પેગામ મારફતે બધું સમજાવીશ. અને બીજું તો તેઓને માટે જેઓ ભલા છે અને પોતે દુઃખો સહન કરીને પણ મજ્દામાં શ્રદ્ધા-યકીન-રાખી રહેલા હોય કે આખરે તો નેકીનો ને અષોઇનો જ જય થશે, માટે નેકી ને અષોઇને જ માર્ગે જતા હોય. એ સૌને પણ આ મહામૂલા અકિંમતી સંદેશા હું આપવા માગું છું, કે જેથી તેઓની શ્રદ્ધા વધારે પાકી થાય કે તેઓ પરમાત્માનાજ રાહ પર ચાલે છે, ને તેથી અનેક દુઃખ ને વિરોધ આવ્યા છતાં એ રાહને છોડે નહીં.

## હા૦ ૩૧—શ્લોક ૨ જો

યેઝી: Ye-zi: यर्हि = When indeed, since, જ્યારે ખરેખર.

આઇશ્: Aiš: ऐः = On account of these, (different modes), આ (જુદાં જુદાં આચરણો)ને લીધે. ૩/૩. મૂળ अ સર્વનામનું આ ત્રીજી વિભક્તિ બહુવચનનું રૂપ છે. એનો સંબંધ ઉપર "ઉર્વાતાઇશ્" આવી ગયું છે તેની સાથેજ છે.

નોઇત્: Nōit: नेद् = Not, never, નહીં.

ઉર્વાને: Urvānē : उर्वने-वृने = For the soul, આત્માને માટે, આત્માને ૪/૧. મોલ્ટન પણ ૪/૧ લે છે. વંદીદાદ ૩–૨૪ માં પણ એમજ "પુથ્રાને" છે.

અદ્વાઓં: Advā̊ : अध्वा = Path, way, માર્ગ, પંથ, રસ્તો. ૧/૧. अध्वन् અને अध्वा એમ બન્ને નરજાતિમાં વપરાય છે. જુઓ મૅકડોનૅલનું વૈદિક વ્યાકરણ, § ૯૦, તેમજ જૅક્સનનું વ્યાકરણ, § ૩૧૫.

અઇબી-દૅરૅસ્તા: Aibī-dərəštā : अभि दृष्ट = Clearly-seen, સ્પષ્ટ દેખાતો. ૧/૧. વિશેષણ.

વખીયાઓં: Vaxīyā̊ : वसीयास् (वस् ६) = Better, બહેતર, વધુ સારો. ૧/૧. વિશેષણ. અહીં व ઉદાત્ત છે અને सी સ્વરિત છે તેથી सी નો "હી" નહીં પણ "ખી" થયેલો છે.

અત્: At: अत्: अथ = Then, ત્યારે.

વાઓં: Vā̊ : वस् = To you, unto you, તમારી પાસે. ૨/૩.

વીસ્પૅન્ગ્: Vispōng : विश्वान् = All, બધા. ૨/૩. "વીસ્પૅન્ગ્ વાઓં" એટલે "તમારી સૌની પાસે."

આયોઇ: Ayōi : आयंइ–आइये = Have I come, I have come, હું આવ્યો છું. (इ = to come or go). ક્રિયાપદ: વર્ગ ૨ જો, અપૂર્ણભૂતકાળ, આત્મનેપદ, ૧/૧. એનાં રૂપો અપૂર્ણભૂતકાળમાં आय થી શરૂ થાય છે. જુઓ મૅકડોનૅલનું વૈદિક વ્યાકરણ પૃષ્ઠ ૩૭૧. આ आयंइ માં आ ઉદાત્ત છે, ને य સ્વરિત છે, તેથી य નો "યો" કીધેલો છે. એ બહુ જ જૂનું રૂપ છે.

યથા: Yaθā : यथा = Like, as, જેવો, તરીકે, લેખે.

રતૂમ્: Ratūm : रतुम् = Religious chief, prophet, મહા ધર્માચાર્ય, પેગમ્બર. ૨/૧. "અહુનવઈર્ય" કલામમાં પણ એ જ શબ્દ પહેલી વિભક્તિમાં "રતુશ્" કરીને આવ્યો છે. ધાતુ ऋत.

અહુરો: Ahurō : असुरस् = Lord Ahurā, અહુરાએ. ૧/૧.

વએદા: Vaēdā : वेद = Has considered or regarded as, has declared as, ....લેખે ગણ્યો છે, માન્યો છે, જાહેર કીધો છે ધાતુ विद् = to know, to consider, or regard as, જાણવું....તરીકે માનવું, ગણવું. અહીં

ગણવું, માનવું-એ અર્થ છે. ક્રિયાપદ: પૂર્ણભૂતકાળ, પરસ્મૈપદ, ૩/૧. જુઓ જેકસનનું વ્યાકરણ § ૬૨૧.

મઝ્દાઓ : Mazdāo : मेधासस् = Of Mazda, મઝ્દાના ૬/૧.

અયાઓ : Ayā̊ अयोस् = Of these two, આ બન્નેના. ૬/૨. મૂળ સર્વનામ "અએમ્-अयम्"નુ જ છઠ્ઠી દ્વિવચનનું રૂપ છે.

આંસયાઓ : Asayā̊ : अंशयोस् = Between the two parties or divisions, બે અંશ કે વર્ગની વચ્ચે. ૭/૨. આ બે વર્ગ તે સ્પેન્તામન્યુ અને અંગ્રમન્યુના, ભલા અને બૂરા પંથવાળાના. હા. ૩૦-૧૧ મા જણાવેલા "ખ્વીતિચા એનેઇતી"વાળા.

યા : Yā : या-येन = So that, જેથી કરીને.

અષાત્ હચા : Āsāt-hacā अषात् सचा = According to Asha the Law of Righteousness or Holiness, in obedience to Asha, અષોઇના યા પવિત્રતાના દૈવી નિયમ મુજબ, અષને આધીન રહીને, અષના યા અષોઇના અચળ સસર્ગથી, ૫/૧. "અહુનવઇર્ય"ની પહેલી જ પંક્તિમાં આ શબ્દો એ જ અર્થમા છેઃ "અષાત્ ચીત્ હચા."

જીવામહી : Jīvāmahı जीवामसि = We live, we support life, આપણે જીવીએ, આપણે જીવન વિતાડીએ. ધાતુ जीव्-ક્રિયાપદ વર્તમાનકાળ, પરસ્મૈપદ, ૧/૩. આ શબ્દ "જ્વામહી" કરીને લખાતો આવ્યો છે તે ચૂંથાયેલો ને અશુદ્ધ છે. જો "જ્વામહી" એમ ત્રણ શ્રુતિમા બોલીએ તો આ પક્તિમાં છદમા એક શ્રુતિ ઘટે છે, જે સાબિત કરે છે કે આ શબ્દ બોલતા બોલતા ચૂંથાયેલો છે, મૂળ ધાતુ जीव् જ છે, અને "જીવામહી" બોલીએ-લખીએ તો જ ચાર શ્રુતિ થાય ને છદ બરાબર રહે. આવા બધા ચૂંથાયેલા શબ્દો પાછા શુદ્ધ રૂપે જ બોલાવા-લખાવા જોઇએ.

**૨ જા શ્લોકનો ભાવાર્થ:** જ્યારે ખરેખર આ જુદા જુદા આચરણોને લીધે આત્માને વધુ સારો માર્ગ સ્પષ્ટ રીતે દેખાતો નથી, ત્યારે મઝ્દાના આ (નેકી ને બુરાઇના) બન્ને અશોની વચ્ચે (મને) અહુરા મઝ્દાએ રતુ-પેગમ્બર જેવો ગણેલો છે તે હું આ તમારી સૌની પાસે આવ્યો છું, જેથી કરીને સદા અષોઇના સાથમા જ આપણે જીવન વિતાડીએ.

શ્રી જરથુસ્ત્ર સાહેબ પોતે દુનિયાના પેગમ્બર બનીને આવ્યા છે, તે હવે આ શ્લોકમાં તેઓ બાપોકાર સ્પષ્ટ રીતે જાહેર કરે છે. તેઓ કહે છે કે નેકીની ને બદીની વચ્ચે વધુ સારો માર્ગ કયો તે લોકોને ખુલ્લી રીતે સહેલથી સમજાતું નથી; જો નેકી કરવા જાય છે તો તેમાં પણ દુ:ખ ને વિરોધ આવે છે, અને મોજમજાહ ને મોહ વધારે છે તો પહેલે જરા સુખ દેખાઇને પછી તેમાંથી બદી ઊભી થઇ ભારે કષ્ટ આવી પડે છે. એટલે બધા ગૂંચવાઇ જાય છે કે શું કરવુ, અને એવી રીતે આ બધી વસ્તુનો ખરો ખુલાસો તેમને

મળતો નથી, ત્યારે એ બધું દેખાડવાને અને લોકોને મદદ કરવાને અહુરાની આજ્ઞાથી હું સૌની પાસે આવ્યો છું, અને એ માટે જ મને જન્મ આપવામાં આવ્યો છે. વળી આ બે મન્યુઓ પણ મઝ્દાના એટલે પ્રકૃતિના પેદા કીધેલા છે; સૃષ્ટિનો હેતુ બર લાવવા તેમને સર્જેલા છે, અને તેઓની વચ્ચે, એટલે તેઓના માર્ગ કયા કયા છે તે સાફ સાફ સૌને બતાવવા હું આવ્યો છું, જેથી આ દુનિયાનાં સુખદુઃખનો ભેદ બધા સમજે, અને તે સમજી ને ડાહ્યા થઈને અષોઈને માર્ગે જ ચાલીને પોતાનું જીવન ટેકવી રાખીને તેઓ તેને ધન્ય કરે.

હું આગળ જણાવી ગયો છું તેમ સૃષ્ટિરચનામાં અહુરા મઝ્દાની જોડીએ છ અમેષા સ્પેન્તા સર્જ્યા, તેમાં અષ (ગુરુ), વોહુમનો (શનિ) અને ક્ષથ્ર (મંગળ) એ નપુંસકજાતિ છે, અને આરમઇતિ (ચંદ્ર), હઉર્વતાત્ (શુક્ર) અને અમૃતાત્ (બુધ) એ નારીજાતિ છે. (પાછળથી જ્યોતિષમાં બુધને નાન્યતર ગણેલો છે). આરમઇતિના અને હઉર્વતાત્ના ગુણો મુખ્યત્વે નારીજાતિના પ્રધાન સુંદર ગુણો છે: ભક્તિ, શ્રદ્ધા, અખંડ પ્રેમ, ચંચળતા વગેરે આરમઇતિના–ચંદ્રના ગુણો છે, અને આરમઇતિ પોતે અષને આધીન હોઈ તે અહુરને અનુસરે છે. હઉર્વતાત્ મઝ્દાને અનુસરે છે. હા. ૪૭–૧ માં સ્પષ્ટ કહ્યું છે કે "હઉર્વાતા અમેરેતાતા મઝ્દાઓ ક્ષથ્રા આરમઇતિ અહુરો". આ નપુંસકજાતિ ત્રણે ગ્રહોમાં અહુરાના મુખ્ય કાર્યશીલતાના તેજસ્વી ગુણો છે. એ બધા સુક્ષ્મ ભેદ છે. હવે, સ્પેન્તામન્યુ એટલે કેતુ અને અંગ્રમન્યુ એટલે રાહુ છે. એ બન્ને કંઈ ખરેખરા ગ્રહો નથી. પણ જ્યોતિષમાં કહેવાય છે તેમ છાયાગ્રહો છે–માત્ર સ્થાનદર્શક બિંદુઓ છે. ચંદ્રની કક્ષા ક્રાંતિવૃત્તને દક્ષિણમાં તેમજ ઉત્તરમાં જ્યાં જ્યાં છેદે છે, ત્યાં ત્યાંના એ તેના બિંદુપાત (nodes) છે. પહેલવીમાં પણ આ મન્યુઓને "અદૃશ્ય"–invisible–કહેલા છે, અને દસ્તુર નેરિયોસંગ ધવલે પણ "ગાથા"ના સંસ્કૃત ભાષામાં કીધેલાં પોતાના ભાષાંતરમાં એ મન્યુઓને "અદૃશતયા" કહ્યા છે, છતાં મેં ઉપર જણાવેલો જ્યોતિષને લગતો ભેદ તો તેઓ પણ સમજ્યા ન હતા. સ્પેન્તા મન્યુને અષની સાથે સંબંધ છે, ત્યારે અંગ્રમન્યુને વોહુમનો સાથે સંબંધ છે. આ મન્યુઓ ચંદ્રના માર્ગના બિંદુપાત છે. તેથી તેઓ ચંદ્ર મારફતે મઝ્દાના જ સર્જેલા છે. પેગમ્બર સાહેબ હજારો વર્ષ પર પણ જ્યોતિષને લગતું આ સૂક્ષ્મ જ્ઞાન પણ ધરાવતા હતા. અને આ વિશ્વની ગૂઢ રચના આ સૂર્યમંડળ દ્વારા આપણુ સૌને સર્જીને દોરવી રહી છે, તે પણ તેઓ જાણતા હતા અને તે જ જ્ઞાન તે સાહેબે આ "ગાથા"ઓમાં ભરેલું છે! આ ખરો ભેદ જાણ્યા ને સમજ્યા વગર "ગાથા"નું ખરું જ્ઞાન અને તેનો ભેદી પેગામ આજ સુધી કોઈને સ્પષ્ટ રીતે સમજાયો નથી, તેમાં નવાઈ નથી. આ બધું જાણ્યા પછી જુદી જ રીતે વિશ્વના ભેદ મોટે ભાગે ખૂલી જાય છે. વિશ્વમાં કયા નિયમ કામ કરી રહ્યા છે, તેની કૂંચી જો હાથમાં આવે તો તેનાં બારણાં ઉઘાડી શકાય, અને તેની ગુફામાં સંતાડેલાં રત્નો પણ મેળવી શકાય. બધા વિકારો દેહમાંથી જન્મે છે, પ્રકૃતિમાં જ એ રહેલા છે, એટલે આ મન્યુઓ ચંદ્રને આધારે જ છે. પ્રકૃતિનો, દેહનો દર્શક ચંદ્ર જ છે. એ ચંદ્ર ફરતો જાય તેમ આ બિંદુપાતો દ્વારા તે કામ કરતો જાય, અને એવી રીતે સારાં માઠાં કાર્યોની ઉત્પત્તિ ચાલતી રહે ને માણસો તેમાં ગૂંથાતાં જાય, એટલે ચંદ્રના–આરમઇતિના–મુખ્ય ઉચ્ચ ગુણો, ભક્તિ, શ્રદ્ધા, સ્નેહ, સુંદરતા, એ સંયમથી સિદ્ધ થાય કે અષની–ગુરુની–કૃપા ઊતરે, અષોઈ સંપાદન થાય, અને જીવનને પુણ્યમય બનાવી તેનો તે ઉદ્ધાર કરે.

એથી જ પેગમ્બર સાહેબ આ શ્લોકમાં છેલ્લી પંક્તિમાં કહે છે કે આ બધો ભેદ હું તમને સ્પષ્ટ રીતે સમજાવીને અપોઇને માર્ગે જ લઇ જાઉં, જેથી આપણે બધા અપો થઇએ, અને આપણું જીવન ધન્યતાથી સફળ કરીએ !–ખરા પેગમ્બરના જ આ મહાન ઉચ્ચારો છે ! સારાં માઠાંનો ભેદ જ જ્યાં સામાન્ય માણસ સમજે નહીં, તે માટેનું કશું જ્ઞાન મેળવે નહીં, માત્ર રાતદિન પેટનો ખાડો પૂરવા અને શરીરવિકારોને સંતોષવામાં જ તે મચ્યો રહે, તો પછી ખરો રસ્તો તો તેને કયાંથી જ મળે અને તે કેવી રીતે પુણ્યને પંથે ચઢે ? અસતનો માર્ગ લઇને દુનિયામાં પોતા માટે તેમજ બીજાઓ માટે તે દુઃખનો જ વધારો કરતો જાય છે. તે પણ તે સમજી શકતો નથી. એવી રીતે જ્યારે આજના જેવી વિકારોમાં ગુંથાઈ રહેલી, સ્વાર્થને જ સમજનારી ને એ સ્વાર્થ અતિ વધી જતાં લડાઇ ટંટા કેરનારી પ્રજા દુઃખોના ભયંકર ઢગલામાં દટાઇ રહેલી હશે, ત્યારે જ દુનિયાની દયા ખાઇ અહુરા મજ્દાએ આવા અજોડ પેગમ્બરને ધરતી પર મોકલ્યા હશે, અને આજે હજારો વર્ષ પછી તેમનો અમૂલ્ય પેગામ તેના શુદ્ધ સ્વરૂપમાં દુનિયા આગળ પાછો પ્રગટ થાય છે ! એ તે સાહેબોની કેવી મહેર છે !

## હા. ૩૧—શ્લોક ૩ જો

યાંમ્ : Yam : याम् = Which, (acc., sing: fem.) જે. ૨/૧ નારીજાતિ, એનું વિશેષ્ય "ક્નૂર્તેમ્" છે, જે પણ નારીજાતિમાં છે.

દાઓ : Dā̊ : अ–दास् = Thou dost bestow, thou dost inspire, તું આપે છે. તું પ્રેરે છે. ધાતુ दा. ક્રિયાપદ : અનિયમિતકાળ, પરસ્મૈપદ, ૨/૧.

મઇન્યૂ : Mainyū : मन्व्वा–मन्युना = Through the (Holy) spirit, સ્પૅન્તા મન્યુ દ્વારા, પવિત્ર મન્યુ દ્વારા. ૩/૧. આ "મન્યુ"નો અર્થ ખાલી "દૈવાત્મા" કે "આત્મા" નથી. આ શબ્દનો અર્થ પણ બરાબર નહીં સમજાયાથી આ શ્લોકના અર્થો બરાબર થઇ શક્યા નથી. એની પછી એ જ વિભક્તિમાં "આથ્રા–ચા" એટલે "અથર દ્વારા, આતશ દ્વારા" એ શબ્દ છે, એટલે આ બન્નેના ભાવ જોડાયેલા છે. હા ૪૭–૬ માં પણ એમ જ "આથ્રા" સાથે "મઇન્યૂ" શબ્દ આવેલો છે ત્યાં "મઇન્યૂ"ની આગળ "સ્પૅન્તા" શબ્દ સ્પષ્ટ રીતે મૂકેલો છે. એટલે શંકા વગર અહીં પણ "મઇન્યૂ" એટલે "સ્પૅન્તા મન્યુ"જ સમજવાનો છે. આથ્ર–અથર્"–જેમ અગ્નિ છે તેમ "કેતુ" પણ દાહક–આગ લગાડનાર–(incendiary) ગ્રહ જ્યોતિષમાં મનાય છે તેમજ એ મોક્ષકારક એટલે મુક્તિનો અપાવનાર પણ ગણાય છે. એવી રીતે 'આથ્ર' અને સ્પૅન્તા મન્યુ બન્નેમાં આતશનો સમાનભાવ છે, તે મેલ, ભેળ વગેરે બધી અનિષ્ટતાને એ પોતાના આતશમાં બાળીને ભસ્મ કરી દે છે. વળી કેતુ ને શહુ જ્યોતિષમાં અન્ને જ્ઞાન–દૈવી જ્ઞાનના કારક (Significators) છે, અને આથ્ર–આતશ ઓજસ (ગરમી) અને તેજસ (જ્યોતિ–રોશની) આપનાર છે એટલે એ પણ દૈવી જ્ઞાનનો આપનારો છે. વિશેષમાં આ પંક્તિમાં આવતા "ક્નૂર્તેમ્" શબ્દનો અર્થ "Joy–ખુશાલી" કીધાથી આ લીટીનો ખરો અર્થ કોઇને સમજાયો નથી. ક્નૂર્તેમ્–ज्ञतम् એટલે તો પરાજ્ઞાન, બ્રહ્મજ્ઞાન, ધાર્મિક જ્ઞાન છે, અને એવો અર્થ કાંગાજીએ પોતાના અવેસ્તા કોષમાં પણ આપેલો છે, ને તે જ અર્થ અહીં ખરો છે.

આથ્રા–ચા : Āθrā–cā : आत्रा–च = And through Athar, and through fire, અને અથર્ અને દૈવી આતશ દ્વારા ૩/૧. જૂનો ધાતુ શબ્દ अथ् = flame, બળતું, આ શબ્દ અગ્નિનું–આતશનું સજીવારોપણ (Personification) છે. એ શબ્દ ખુદ વૈદિક કાળમાં પણ અપ્રચલિત અને કાલગ્રસ્ત (obsolete) થઇ ગયો હતો, એમ મોનિયર વિલ્યમ્સના સંસ્કૃત કોષમાં अथर्वण શબ્દના અર્થની વ્યુત્પત્તિ માટે નોંધાયેલો છે. એટલે એ શબ્દ અતિ જૂની આર્ય ભાષામાં હતો, અને એ વાત પણ સાબિત કરે છે કે "ગાથા" નો કાળ હિંદુઓના વેદોથી પણ ઘણો પૂર્વનો છે. એ "અથર્" શબ્દ પરથી જ વૈદિક ભાષાનો "અથર્વન્" શબ્દ થયેલો છે. "અથર્વન્" એટલે બ્રાહ્મણોની ક્રિયાકાંડ કરનારી જુદી શાખાનું નામ; અગ્નિ અને સોમની ક્રિયા કરનારો. આપણાં ધર્મશાસ્ત્રોમાં પણ ક્રિયાકામ કરનાર વર્ગને "આથ્રવન્" કહ્યો છે. એટલે વૈદિકકાળમાં અને તે પૂર્વના કાળમાં તો પારસીઓના કે હિંદુઓના પૂર્વજોમાં એ શબ્દનો એક જ અર્થ હતો.

વળી એ જ "અથર્" પરથી "અથર્વવેદ"નું નામ પણ પડેલું છે, જેમાં ધાર્મિક ક્રિયાઓની વિધિનું વર્ણન આપવામા આવેલું છે.

જૂની કથા એવી છે કે 'અથર્વન્' એ ખુદ બ્રહ્માનો-સર્જકનો-સૌથી મોટો પુત્ર હતો, અને બધા "અથર્વણો" તેના વંશજ-પરિવાર હતા. એમાંના એક અથર્વણે પ્રથમ "અથર્વવેદ" રચ્યો, જેમાં માત્ર ક્રિયાકાંડની અને પાપવિમોચન-પ્રાયશ્ચિતની વિધિઓ જણાવેલી છે. બ્રહ્માના જ્યેષ્ઠ (eldest) પુત્ર "અથર્વ"ને બ્રહ્માએ બ્રહ્મવિદ્યા શીખવી. આપણા "અવેસ્તા"માં પણ "આથ્ર અહુરહે મજ્દાઓ પુથ્ર" એટલે અથર્-આતશ-એ અહુરા મજ્દાનો પુત્ર છે. આ બધી જૂની કથાઓ એક જ છે, અને આર્ય પ્રજામાં તડાં પડતાં દરેક તડાએ તેને કંઇ કંઇ ફેરફાર સાથે જાળવી રાખેલી છે.

એક બીજી વાત પણ નોધવા જેવી છે. "ગાથા"માં અષ એટલે વિષ્ણુનો જ સૌથી મોટો મહિમા જણાવેલો છે. એ જ સૌનો ગુરુ અને અહુરાના જમણા હાથ જેવો છે. પણ ધીમે ધીમે હજાર દોઢ હજાર વર્ષ પછી વૈદિક કાળમાં વૉહુમનોને-શિવને-અષ-અર્દીબહેસ્ત-ની ઉપર સ્થાન આપીને તેને-વૉહુમનોને-સૌથી મોટો અમેષા સ્પેન્તા ગણ્યો છે! હિંદુ શાસ્ત્રોમાં શિવને "અથર્વણ" કહ્યો છે, બલ્કે એ એનુ ગુણવિશેષણ (epithet) જ છે.આર્યોમાં તો પ્રથમ ગુરુ એટલે દેવગુરુ-બધા દેવોનો ગુરુ, વડો આચાર્ય, એટલે વિષ્ણુનું જ સર્વોત્તમ સ્થાન હતું. અને ખરી રીતે જોતાં સૂર્યમંડળનો મોટામા મોટો ને મહા શુભ ગ્રહ એ ગુરુ Jupiter-જ છે. પણ પાછળથી હિંદુસ્તાનના દ્રાવિડ લોકોના સંસર્ગથી હિંદુ આર્યોમા શિવનું સ્થાન મોટું "ઇશ્વર" રૂપે ગણાયું, તેમ એ શિવ એટલે વૉહુમનો-वसुमनस्-શનિ ગ્રહ પણ ગાથાના કાળ પછી ઘણે લાંબે કાળે લખાયેલા "અવેસ્તા"માં બધા અમેષા-સ્પેન્તામાં મુખ્ય ગણાયો! આપણા રોજનાં નામોમાં પણ અહુરમજ્દ રોજ પહેલો અને પછી બહમન-વૉહુમનો-કીધો, અને અષ વહિસ્તને તે પછીનું ઊતરતું સ્થાન આપ્યું! તે કાળના આપણા પિત્રાઇ આર્યોમા આ શિવને સૌથી મોટો ગણવાના વિચાર આપણા ઇરાની આર્ય પૂર્વજોને પણ ગમ્યા હશે, તેની પ્રબળ અસર થઇ હશે, અને કોઇક કારણે, જો કે શ્રી જરથુશ્ત્ર સાહેબે ખુદ પોતે પોતાના યથાર્થ જ્યોતિષ જ્ઞાનથી અષને જ સૌથી મોટો ગણેલો ને સ્થાપેલો, તેને તેમની પછીના આપણા ધર્માચાર્યોએ તેની ઊંચી પદવી પરથી નીચે ઉતારીને તેને વૉહુમનોથી નીચેની પદવી આપી! એથી જ હું અનુમાન કરુ છું કે "ગાથા" અને "અવેસ્તા"ના કાળ વચ્ચે કમીમા કમી હજાર પંદરસો વર્ષોનો ગાળો પડ્યો હશે. શ્રી જરથુશ્ત્ર સાહેબના અંતઃસ્થિત (inner-circle) મંડળ "મઘ મંડળ"ની (જુઓ હા ૨૯-૧૧) આ ગુપ્ત વિદ્યા તે વેળા કોઇક અજ્ઞાત કારણે લુપ્ત થઇ હશે, અને પછી આવી રીતે અજ્ઞાનમાં કે ભુલાવામાં પડીને મૂળ ધર્મના પાયામાં જ એ ધર્માચાર્યોએ ફેરફાર કરી દીધેલો લાગે છે! અષોઇને-ઋતને-પવિત્રતાને હેઠે ઉતારો તો નેકી સાધી શકાય નહીં, એ ગુપ્ત જ્ઞાન ભુલાઇ ગયું, અને પરિણામે ધીરે ધીરે ઇરાનમાં "મિથ્ર"

વગેરે હિંદુ વેદકાળના દેવોની આરાધના શરૂ થઇ ને ધર્મની પડતીનો પાયો મંડાયો! આપણો ખરો વિશુદ્ધ ધર્મ તે આપણી મૂળ "ગાથા," આપણા મહાન પેગમ્બરે ખુદાઇ પ્રેરણાથી ને ખુદાઇ જ્ઞાનથી દુનિયાને આપેલી. જે પ્રજાનું નામ "દેવ જાતિ" હતું, તેના વંશજોએ ધીરે ધીરે "દેવ" નામ પ્રકૃતિનાં અનેક તત્ત્વોને આપ્યું, અને એ વેદકાળના ઇરાનીઓએ પોતાના પિત્રાઈઓનાં આ શાસ્ત્રો પરથી, જૂના દેવધર્મના "આદિત્યો"ને અમશાસ્પંદો ગણ્યા, અને દેવોના યજતો કીધા. હિંદુઓએ ઇરાનીઓને "અસુર" એટલે ભૂંડા રાક્ષસ કહીને સંબોધ્યા, અને ઇરાની-ઓએ હિંદુઓને "દેવ" એટલે ભૂંડા રાક્ષસ કહીને પ્રતિસંબોધ્યા. આપણા રોજમાંનાં ઘણા નામો નક્ષત્ર તારાઓનાં, સૂર્યનાં, ચંદ્રનાં, આકાશનાં, પાણીનાં, સમુદ્રનાં વગેરે છે.

આ "અથર્-આથ્ર" શબ્દ "ગાથા"નો કાળ જાણવા માટે ઘણો જ અગત્યનો છે. વેદકાળમાં તો એ શબ્દ કાલગ્રસ્ત થઇ ગયેલો હતો, તે જ સાબિત કરે છે કે વેદનો સંગ્રહ થયો તેની હજાર પંદરસો વર્ષ અગાઉ જ "ગાથા" લખાયેલી હતી. એ જ "ગાથા"ની આર્ય ભાષા ધીમે ધીમે વૈદિક ભાષામાં બદલાઇ ગઇ, અને તેથી જ એ બન્નેમાં થોડો થોડો ફેર માલૂમ પડે છે. ગાથા ભાષા એ વૈદિક ભાષાની બહેન નહીં પણ માતા છે. દેવનાગરી લિપિમાં "ગાથા" લખાય અને અવેસ્તા લિપિની વિચિત્રતા તથા ભાષાના શબ્દોમાં જ સ્વરભારનાં ચિહ્નોને બદલે સ્વરો કાયમ કરેલા છે તે પાછા જુદા કરાય ને વૈદિક ભાષાની રીતે નાગરી લિપિમાં લખાય તો "ગાથા"ની ભાષા તે જ છે, એ સાબિત કરવું કઠણ નથી. હું તો સ્પષ્ટ રીતે "ગાથા"ની ભાષાને વૈદિક ભાષાની માતારૂપે ખરી "આર્યભાષા"જ ગણું છું. અને તે વેળા પારસીઓના ને હિંદુઓના પૂર્વજોની એ જ એક ભાષા હતી. આ ગ્રંથમાં "ગાથા"ના શ્લોકને વૈદિક ભાષામાં તેના સર્વ સ્વરભાર સાથે ઉતાર્યા છે તે સ્પષ્ટ કરશે.

અષા-ચા : Asā-cā : अषा-च, अषेन-च = And through Asha, અને અષ દ્વારા. ૩/૧.

ચોઇશ્ : Coiš : चेस्-अचेस् = Thou dost observe or perceive or test, તું પરખે છે-તપાસે છે. ધાતુ चक्ष् અથવા चि₂. ક્રિયાપદ: અનિયમિતકાળ, પરસ્મૈપદ, ૨/૧. આ શબ્દ હા ૪૭-૫ માં પણ છે.

રાનોઇબ્યા : Ranōibyā : रणेभ्याम् : = For the two contesters, બન્ને પ્રતિ-સ્પર્ધીઓ માટે, બન્ને સામસામે ઝગડનારાઓ માટે. ૪/૨. ધાતુ रण् = to contest to fight, વિવાદ કરવો, લડવું, એકમેક સામે ટક્કર ઝીલવી. આ શબ્દ હા ૩૧-૧૯ માં તેમજ હા ૪૭-૬ માં પણ આવે છે. અહીં આ બન્ને પ્રતિસ્પર્ધીઓ તે સ્પેન્તામન્યુ અને અંગ્રમન્યુ અને તેઓના પોતપોતાના વર્ગના અનુયાયીઓ, એ અર્થ છે. જેકસન કહે છે તેમ એ બે ચિન્વત્ પૂલ આગળના ન્યાયકર્તા યજતો નથી.

ક્ષ્નૂતમ્ : Xnūtəm : ज्ञतम् = Spiritual knowledge, divine wisdom, પરજ્ઞાન, બ્રહ્મવિદ્યા, આધ્યાત્મિક જ્ઞાન, ૨/૧. નારીજાતિ. ધાતુ ज्ञा. આ ધાતુ અહૂ

જૂનો છે, અને એ ज्ञ પરથી થયેલો હતો એમ સંસ્કૃત કોષકારો કહે છે. પ્રાકૃતમાં "સર્વજ્ઞાની" ને માટે सव्वण्णु = सर्वज्ञ શબ્દ છે. એ ज्ञा અને ज्ञ પરથી ज्ञत् નામ નારીજાતિનું થયેલું છે, ને તેનો અર્થ "બ્રહ્મજ્ઞાન" થાય છે. ઉપર "આથ્રા" શબ્દ છે તે "અથર્" દ્વારા જ બ્રહ્મજ્ઞાન આ દુનિયામાં ઊતરેલું છે એમ હું ઉપર "અથરે"ની ટીકામાં લખી ગયો છું. આ બધી જૂની કથા જાણીએ તો જ "ક્ષ્નૂતેંમ્" જેવા શબ્દનો ખરો અર્થ મળે. કાંગાજી પણ પોતાના "અવેસ્તા કોષ"માં આ "આત્મક જ્ઞાન"નો અર્થ પણ એ શબ્દનો હોય એમ જણાવી ગયા છે, તે તદ્દન બરાબર છે.

હ્યત્ : Hyat : यत् = Which, જે. ૨/૧. નાન્ય. આ શબ્દ "ક્ષ્નૂતેંમ્" અને "ઉર્વતેંમ્"નું સર્વનામ છે.

ઉર્વતેંમ્ : Urvatəm : वृतम् = Mode or way of life, જીવનનો આધાર, જિંદગી ભોગવવાની રીત, સંસ્કૃતમાં એવો જ બીજો શબ્દ वृत्त છે, તેનો અર્થ પણ Virtuous behaviour or conduct, પુણ્યાચાર, સદાચાર, એવો થાય છે. વળી આ "ઉર્વતેંમ્" શબ્દનો સંબંધ "ક્ષ્નૂતેંમ્" સાથે છે, બન્ને શબ્દો એક જ "બીજી વિભક્તિ"માં છે.

ચઝ્દોંઙ્હ્વદેંબ્યો : Cazdōŋhvadəbyō : चक्षस्वद्भ्यस् = For the keen-sighted, for the discerning sighted men, સૂક્ષ્મદર્શી જનો માટે, આ શબ્દ હા ૪૪–૫ માં પણ આવે છે. જેમ "અહુનવઈર્ય"ના મંત્રની "દઝ્દા" શબ્દની ટીકામાં હું કહી ગયો છું તેમ બુધને–ગુરુને–चक्षस्–ચઝ્દસ્ કહેવામાં આવે છે. ગુરુનો ગ્રહ "અંદરની સૂક્ષ્મ આંખ" ઉપર મુકર્રર છે, અને એ ગ્રહનું આસન આંખમાં છે. આંખ એટલે આપણી નજર સ્વચ્છ થાય, તો જ આપણે બધું નિષ્કામવૃત્તિથી જોઇ શકીએ. પવિત્રતા માટે આંખની–નજરની–સ્વચ્છતા બહુ જ કામની છે. જ્યોતિષનું આ જ્ઞાન "ગાથા"નાં અમેંષા સ્પેંન્તાનાં ગુણવિશેષણોથી સ્પષ્ટ થઇ જાય છે. એ વિશેષણોથી જ અને મારા જ્યોતિષના ઊંડા અભ્યાસથી "ગાથા"ની આ ગુરુકૂંચી–master key–મને મળી આવી છે. આ બધું શ્લોકે શ્લોકે જોતાં આ જ્યોતિષનો પાયો સિદ્ધ થાય છે, ને તેમાં કશી શંકા રહેતી નથી.

તત્ : Tat तत् = That, તેને ૨/૧. નાન્ય૦

નોં : Nō : नस् = For us, અમારે માટે, અમોને. ૪/૩.

મઝ્દા : Mazdā : मेधा = Oh Mazda! હે મઝ્દા! ૮/૧.

વીદ્વનોઇ : Vīdvanōi : विद्वने = For knowing, for enlightening, in order to know, જાણવા માટે, સમજવા માટે. ૪/૧. સામાન્યરૂપ. (Dat. infinitive) ધાતુ विद्.

વઓચા : Vaocā : वोच (Vedic) = Proclaim! disclose! પ્રગટ કર! કહી બતાવ! ધાતુ वच्. ક્રિયાપદ : આજ્ઞાર્થ, પરસ્મૈપદ, ૨/૧.

હિઝ્વા : Hizvā : जिह्वा–जिह्वेन = Through speech, વાણી દ્વારા. ૩/૧.

થ્વહ્યા: Θwahyā : त्वस्य Thine, તારા. ૬/૧.

આઓંહ્હા: आसा = Through mouth, મોંઢેથી, મુખથી. ૩/૧. "થ્વહ્યા આઓંહ્હા હિઝ્વા" એટલે "તારા પોતાના મુખની વાણીથી."

યા: Yā : या : येन = By which, જેથી. ૩/૧.

જીવન્તો Jīvantō : जीवन्तस् = The living ones, જીવતા જનોને ૨/૩. આગલા હા ૩૧-૨ માં જેમ "જ્વામહી" શબ્દ "જીવામહી" જોઇએ તેમ આ શબ્દ પણ "જીવન્તો" જોઇએ. "જ્વ તો" લખીએ-બોલીએ તો એક શ્રુતિ છંદમાં કમી થાય. એટલે આ શબ્દો ખરેખર ચૂંથાઇને ખોટી જોડણીથી લખાયેલા છે, તે સુધારવા જોઇએ.

વીસ્પેંગ્: Vispōng : विश्वान् = All, બધાને, સૌને. ૨/૩.

વાઉરયા : Vāurayā : वारयेय = I would cause to keep restraint. હું સંયમ રખાવીશ, સંયમ રાખવા દબાણ કરીશ. ધાતુ वृ = to restrain. સંસ્કૃત वृ ના બે ધાતુ છે, પણ કોઇ પણ वृ નો અર્થ "યકીન રાખવું" કે "વટળવું" થતો નથી. જેક્સન તેમજ બાર્થોલોમે તથા તેમના અનુયાયીઓ આ શબ્દમાં "વટળાવવા"નો ભાવ ક્યાંથી લાવે છે, તે મને સમજાતું નથી. वृ નો અર્થ કાં તો "કાબુમાં રાખવું, અવરોધવું" એવો થાય છે, કાં તો "ચૂંટવું, પસંદગી કરવી" એવો થાય છે. અહીં આ શ્લોકના ભાવાર્થ પ્રમોણે તે પરાજ્ઞાન મેળવવા અને બે રસ્તાઓમાંથી સારો રસ્તો પસંદ કરવા માટેની વાત છે, અને તેમ કરવા મનના ખરાબ વિકારોને આધીન થઇને માણસ સહેજમાં આડો માર્ગ લે છે, તેમાંથી તેને વારવા અને સીધે રસ્તે જવા તેને વિકારો પર સંયમ રાખવાનો આગ્રહ કરવા પેગમ્બર સાહેબ ઇચ્છે છે. ક્રિયાપદ: પ્રયોજ્ય ઇચ્છાર્થક (causal of optative) આત્મનેપદ, ૧/૧. જુઓ જે. વ્યા. § ૪૮૭.

આ "વટળાવવા"ના અર્થ માટે પણ જરા વિચાર કરવા જેવી વાત છે. પેગમ્બર સાહેબે જ્યારે આ પોતાનો નવો પેગામ આપ્યો ત્યારે આર્ય પ્રજાનો એક જ જૂનો દેવધર્મ હતો, જે બધા પાળતા હતા તે વેળા કોઇ પણ બીજા ધર્મ ચાલતા હોય કે "વટળાવવાની" રીત હોય તેવું કોઇ પણ ઇતિહાસ કહેતો નથી. દેવધર્મમાં જ્યારે પશુયજ્ઞ બહુ થવા માંડ્યા અને લોકો બ્રાહ્મણ ક્રિયાકાંડી વર્ગના પૈસાના લોભથી આડે માર્ગે જઇને ખૂબ પાપ કરવા લાગ્યાં ને અધર્મ પ્રસરી રહ્યો, (જુઓ હા. ૩૨-૧૧) ત્યારે તેમાંથી લોકોને પાછા હઠાવવાને આ બ્રાહ્મણોની અધર્મી વિધિઓથી લોકોને પાછાં ફેરવીને સન્માર્ગે વાળવા પ્રથમ શ્રી જરથુસ્ત્ર સાહેબ દૈવી પ્રેરણાથી બહાર આવ્યા. તે વેળાએ તો આ "રાનોઇબ્યા" પ્રમાણે બે વર્ગ-સારા માઠા રસ્તાવાળાઓના-પડેલા હશે ને લોકો શ્રી જરથુસ્ત્ર સાહેબનું શિક્ષણ માનીને તેમના વર્ગમાં ધીરે ધીરે આવતા થયા હશે. "વટળાવવા"નો ખ્યાલ તો એ પછી મુસા, ઇસા, મહમદ જેવા પાછલા પેગમ્બરોમાં જ આવ્યો હશે. શ્રી જરથુસ્ત્રનો તો આ પહેલો જ વિશિષ્ટ સુધારાનો ધર્મ હતો. "વટળાવવાનો" ખ્યાલ ઇરાની જરથુસ્ત્રીઓમાં

આવ્યો પણ હોય તો તે શ્રી જરથુશ્ત્રની હયાતી પછી બહુ વર્ષો પછી આવ્યો હોય. એટલે અહીં "વટળાવવા"નો ભાવ લેવો એજ છે.

**૩ જા શ્લોકનો ભાવાર્થ:** જે પરાજ્ઞાન સ્પેન્તામન્યુ અને આથ્ર (અથર) દ્વારા તું પ્રેરે છે, અને અષ દ્વારા જે પરાજ્ઞાનને બન્ને પ્રતિસ્પર્ધીઓ માટે તું પારખે છે-પરીક્ષે છે, જે પરાજ્ઞાન સૂક્ષ્મદર્શીઓને માટે સદાચાર જ છે, તેને બરાબર સમજવાને માટે, હે મજ્દા! તું ખુદ તારા પોતાના મુખની વાણીથી અમોને કહે, જેથી (આ દુનિયાના) જીવતા લોકોની પાસે હું સંયમ રખાવું.

આગલા શ્લોકમાં પોતાને અહુરા મજ્દાએ પેગમ્બર તરીકે મોકલ્યાનું પ્રગટ કીધા પછી શ્રી જરથુશ્ત્ર સાહેબ જે પૈગામ દુનિયાને આપવાના છે તે ખુદ મજ્દાને મોઢેથી કહેવા તેઓ વિનંતિ કરે છે. પેગમ્બર સાહેબ પોતે પણ "અથર્વણ" હતા-"ઉશ્તાનો જાતો આથ્રવ, યો સ્પિતામો જરથુશ્ત્રો" (યશ્ત-૧૩-૯૪) એટલે, આપણે પુણ્યશાળી છીએ કે સ્પિતામો જરથુશ્ત્ર જેવો અથર્વણ ગુરુ જન્મ્યો છે-અને તેઓ મૂળ અથરથી ઊતરી આવેલા હતા, તેથી તેઓ મજ્દાને કહે છે કે જે બ્રહ્મજ્ઞાન-આધ્યાત્મિક જ્ઞાન-ની પ્રથમથી આથ્ર (આતશ). અને સ્પેન્તામન્યુ મારફતે તું પ્રેરણા આપે છે, જે જ્ઞાન અમારામાં તું પ્રેરે છે, તેમજ આ સારા માઠા રસ્તાઓના પ્રતિસ્પર્ધીઓ-હરિફાઇ કરનારા-ને માટે જે જ્ઞાનની તું પરખ કરે છે, માણસ પોતાની નેકી કે બદી માટે કોનો સંસર્ગ કરે છે, ભલા મન્યુનો કે બૂરા મન્યુનો તે તું પરખ કરીને જાણી લે છે, અને જે પરાજ્ઞાન જે માણસો પોતાની સૂક્ષ્મ ને વિવેકી નજરથી ભલાબૂરાની સમજ રાખીને પોતાના આત્માનું રક્ષણ કરવાને માટે સદા સદાચારનો જ માર્ગ લે છે, તે પણ તું પારખી લે છે, તે બધું બરાબર સમજવા માટે, હે મજ્દા! તું પોતેજ તારે મોઢેથી કહે, કે જેથી લોકો તે માને, અને હું એ સૌને તારો આ ખરો પેગામ આપીને સયમ રાખતાં શીખવું, તેઓ પાસે પોતાના વિકારો પર સંયમ રખાવું, જેથી એ તારું પરાજ્ઞાન તે લોકો બરાબર મેળવીને પોતાની જિંદગી સુધારે ને તને સંતોષ આપે!

બધા ધર્મોની મુખ્ય ક્રિયામાં સદા આતશ રાખવામાં આવે છે, એ તો આપણે જોઇએ છીએ, એ વિધિ બહુ જૂના કાળથી આર્યોમાં ચાલતી હતી, અને ત્યાર પછી વખત જતાં જુદા જુદા ધર્મો થયા છતાં પેગમ્બરો તો આતશનો ખરો ભેદ જાણતા હતા, એટલે ક્રિયાઓ વેળા મંદિર, દેવળ, દહેરાં બધાં ધર્મસ્થળોમાં દીવા અને આતશ તો રખાય છે જ. એ આતશને જ ખુદા તરફની પવિત્ર નિશાની ગણીને તેની આરાધના સૌ કોઇ કરે છે, કેમકે આ વિશ્વની મહાનમાં મહાન પેદાશો જુઓ-સૂર્યને, ચંદ્રને, કે ગ્રહોને ને તારાઓને, પૃથ્વીમાં કે પ્રાણીમાં કે વનસ્પતિમાં, જ્યાં જુઓ ત્યાં આ આતશ ગરમી કે તેજ રૂપે રહેલો છે જ. ખુદ માણસના શરીરમાં પણ એ આતશ ધગધગ કર્યા કરે છે. એ સત્ય માણસ જાતે હજારો વર્ષથી મેળવેલું છે, ને તે કદી ભુલાતું નથી. જે લોકો પોતાના ઉપલકિયા જ્ઞાનથી કે બહારથી પોતાને "સુધરેલા" એટલે ખ્રિસ્તી જગતના વિચારોથી ભ્રમમાં પડીને આતશને હસી કાઢે છે, યા આતશને પવિત્ર વસ્તુ સમજનારની મશ્કરી કરે છે, તેઓ પોતેજ અંધારામાં ગોથાં ખાય છે અને

પાપ વહોરી લે છે. આ આતશ દ્વારા જ માણસના મનમાં ભક્તિનાં બીજ રોપાય છે, તેમાથી શ્રદ્ધાનું–યકીનનું–ઝાડ ઊગે છે. એથી જ આ મૂળ સત્યને ખરા અથર્વણ શ્રી જરથુસ્ત્ર પેગમ્બર આ શ્લોકમાં પાછું પ્રગટ કરે છે. (હિંદુઓમાં પણ પરાપૂર્વથી એ જ માન્યતા છે કે ખુદ બ્રહ્મા તરફથી અથર્‌ને બ્રહ્મવિદ્યા, આધ્યાત્મિક જ્ઞાન મળેલું ને તે પછી તેણે બધાને શીખવ્યું તે ઉપર હું જણાવી ગયો છું.) એ આથ્ર દ્વારા જ ખુદા માણસમાં જ્ઞાનનો ને ભક્તિનો સંચાર કરે છે. ખરા પેગમ્બરની વાણી કેવાં ઊંડાં સત્યો વાક્યે વાક્યે ને પદે પદે જાહેર કરતી જાય છે! કયો "સુધારાવાળો" પેગમ્બર સાહેબ કરતાં વધારે જ્ઞાની છે? બી. એ. અને એમ. એ. માં ને યુનિવર્સીટીમાં મળેલું જ્ઞાન તે સ્થૂળ જ્ઞાન છે. પુસ્તકિયા જ્ઞાન છે. તે કંઈ સાચું બ્રહ્મજ્ઞાન નથી. બ્રહ્મજ્ઞાન માટે તો ખરી આધ્યાત્મિક પ્રાપ્તિની જરૂર છે. એવી વાતમાં Rationalism–વ્યવહારવાદ–ની દલીલ ચાલી શકે નહીં. એ શિક્ષણ જુદું જ છે, અને મુક્તિ પામવા માટે તો એ જ શિક્ષણની જરૂર છે.

# હા૦ ૩૧—શ્લોક ૪ થો

યદા : Yadā : यदा = When, જ્યારે.

અષૅમ્ : Asəm : अषम् = Asha, અષ. ૧/૧.

જૅવ્યૅમ્ : Zəvyəm : ह्व्यम् = Invokable, pleased to be invoked, આવાહનને અનુકૂળ, આરાધનાને માટે આનંદમય. ૧/૧ વિશેષણ. "જૅવીમ્" નહીં પણ "જૅવ્યૅમ્" જોઇએ, તોજ આ પાદની સાત શ્રુતિ પૂરી થાય, "અઙ્હૅન્" તો બીજા પાદમાં જ જાય છે.

અઙ્હૅન્ : Aŋhən : अंसन् = May be, હોય, ધાતુ अस् = to be, હોવું. ક્રિયાપદ : સંશયાર્થ, પરસ્મૈપદ, ૩/૩.

મજ્દાઑસ્-ચા અહુરાઑઙ્હો : Mazdā̊s-cā Ahurā̊ŋhō : मेधाश्च असुरासस् = Oh Lords of creation and life, હે સૃષ્ટિ સર્જનના અને જીવનના અધિકારીઓ ! ૮/૩.

અષિ-ચા : Asi-cā : अषि-च = And holy, અને પવિત્ર, પાક. ૧/૧. વિશેષણ. નારી. આ શબ્દને બહુ પાછલા જમાનામાં જણાવેલી આરમઇતિની પુત્રી અષિ સાથે કશો સંબંધ નથી. "ગાથા"માં એવી કશી કલ્પના નથી, અહીં તો "અષિ" આરમઇતિનાં વિશેષણ તરીકે છે. નિયમ પ્રમાણે "અષિ-ચા"-માંનો ચા=અને તો 'અષિ'ની આગળ અવ્યય તરીકે ગણાય, એટલે અષિ અને આરમઇતિ એમ બે જુદા વ્યક્તિવાચક શબ્દો હોત તો આરમઇતિ પછી પણ 'ચા' વપરાવો જોઇતો હતો, પણ તેમ છે નહીં એટલે 'અષિ' આરમઇતિનું વિશેષણ જ છે. આ તો ऋत પરથી જ નીકળેલો નારી જાતિનો શબ્દ છે, તેથી 'ઇ' પ્રત્યય લાગેલો છે. "અષી" એમ દીર્ઘ 'ઈ' સાથેનો શબ્દ હા ૨૮ ના ૪ થા ને ૭ મા શ્લોકમાં છે તેનો અર્થ જુદો—સ્વામિત્વ—Lordship—છે. વળી "ગાથા"માં સંસ્કૃતના હ્રસ્વ 'ઇ' બધે જ દીર્ઘ થતા નથી. હ્રસ્વ ઇ સાથેના પણ ઘણા શબ્દો આવે છે. 'વહિશ્તૅમ્', 'યિમ્' 'યિના' 'મિથહ્વચાઑ' વગેરે. "ગાથા"માં જે હ્રસ્વ અક્ષરો દીર્ઘ કરવામાં આવે છે તે તો સ્વરભાર accent બતાવવાને માટે છે. આ ભેદ કોઇ સમજ્યું જ નથી. મારો આ 'સ્વરભાર' પરનો જુદો લેખ વાંચતાં એ સમજાશે. "ગાથા"માં 'અષ' અને આરમઇતિ—ગુરુ અને ચંદ્ર—એ બન્નેનું જોડકું છે ને ઘણે ઠેકાણે એ સાથે જ આવે છે: એટલે અષ જેવો પાક છે તેવી જ આ આરમઇતિ પણ પાક છે.

આરમઇતી : Ārámaitī : अरमति = Ārámaiti, આરમઇતિ ૧/૧ નારી.

વહિશ્તા...મનઙ્હા : Vahistā...manaŋhā : वसिष्ठा मनसा = Through the most virtuous mind, સાત્ત્વિકતમ મનથી, અતિ શુદ્ધ મનથી. ૩/૧. ગુણવાચક છે.

ઇષસા : Isasā : इच्छया : इच्छामि := I will desire, I will endeavour to obtain, હું ચાહીશ—ઇચ્છીશ, હું મેળવવા મથન કરીશ. ધાતુ इष्,. ક્રિયાપદ : વર્ત.

ભવિષ્યકાળ, પ્રારંભિક અથવા અપરિપક્વ ભેદ (Inchoative), પરસ્મૈપદ, ૧/૧. જુઓ જેકસનનુ વ્યાકરણ, § ૬૯૭–૧૪૨.

મઇબ્યો: Maibyō मम्यम् = For me, મારે માટે. ૪/૧. જુઓ જેકસનનુ વ્યાકરણ. નિયમ § ૩૮૮ની નોંધ.

ક્ષથ્રૅમ્: Xṣaθrəm : क्षत्रम् = Khshathra's power of restraint, or self control, ક્ષથ્રની સયમ શક્તિ. ૨/૧. આગલા શ્લોકમા 'વાઉરયા' = હું સયમ રખાવુ એમ કહ્યુ છે હવે અહીં આ "ક્ષથ્રૅમ્"માં તેજ ભાવ છે. ક્ષથ્ર–મગળનો ગ્રહ સત્તા, શક્તિ, વીર્યબળ ઉપરાત સયમશક્તિ પણ આપનારો છે સયમ નહીં રખાય તો શક્તિ જતી રહે ને નિર્વીર્ય થાય. એટલે મનપરનો કાબુ રાખવા આ ક્ષથ્રની સયમશક્તિ મેળવવાની ને ધારવાની જરૂર છે. "ક્ષથ્રમ્"નો આ અર્થ કોઇ યુરોપીય વિદ્વાન સમજી શકયો નથી.

અઓંજોંઙ્ઘ્વત્: Aojonghvat ओजस्वत् = Manly, full of vital warmth and virility, વીર્યલ, પુરુષાતન ભરેલી, ઓજસ્વી, સયમી. ૨/૧. વિશેષણ. આ શબ્દનો અર્થ "મજબૂત" કે "શક્તિ આપતી" એવો નથી આગળ હા ૨૮–૬ મા એ જ શબ્દ છે, તેમા જણાવ્યા પ્રમાણે અહુરનુ–ચેતનપતિનુ–"તેજસ" અથવા "વર્ચસ" એટલે જયોતિ–Light–છે, અને મજ્દાનુ "ઓજસ" એટલે ગરમી–Vital warmth–છે. આ ઓજસ નહીં હોય તો વશવૃદ્ધિની શક્તિ આવે નહી તમામ જીવતી પેદાશમા અહુરના ને મજ્દાના આ વર્ચસ અને ઓજસ છેજ શ્રી જરથુશ્ત્ર સાહેબે આ "ઓજસ" શબ્દ બહુ જ ઉચિત રીતે અહીં "ક્ષથ્રૅમ્"ની સાથે વાપર્યો છે "ક્ષથ્ર"–મગળનો ગ્રહ–વશવૃદ્ધિનુ બીજ આપનાર છે તેમજ "સયમ"–control over the senses–પણ આપે છે, અને અહી આ "સયમી" અર્થ જ વધુ યુક્ત છે.

યેહ્યા: Yehya यस्य = Whose, જેની ૬/૧.

વૅરૅદા: Vərədā वृद्धा = Through increase, વૃદ્ધિ દ્વારા. ૩/૧. નામ वृद्ध = Increase, વૃદ્ધિ, વધારો. ધાતુ वृध्

વનએમા: Vanaēma वनेम = We may conquer, we may overcome, અમે મહાત કરીએ, અમે–ઉપર જીત મેળવીએ. ધાતુ वन् ક્રિયાપદ ઇચ્છાર્થક, પરસ્મૈપદ, ૧/૩. અહીં પેગમ્બર સાહેબ પોતે અને પોતાના આખા મડળની વાત કરે છે. જુઓ જે. વ્યા § ૪૮૭, ત્યા એ શબ્દ જ છે

દ્રુજૅમ્: Drujəm द्रुहम्–द्रुगम् = The Evil sin the inclination of falling into sin, (Acc ), બદીને, પાપને, અનિષ્ટને, પાતકને, પાપની વૃત્તિને, ૨/૧. આ શબ્દ આગળ હા ૩૦–૮ મા આવી ગયો છે હું એનો અર્થ "સેતાન" કરી શકતો નથી. અહીં તેની વાત જ નથી અહીં તો બદી, પાપ ઉપર કાબુ રાખવાની, સયમ પાળવાની વાત છે.

**૪ થા શ્લોકનો ભાવાર્થ:** હે સૃષ્ટિ સર્જનના અને જીવનના અધિકારીઓ! ત્યારે અષ તથા પાક આરમઇતિ આરાધનાને અનુકૂળ હોય (એટલે અમારી આરાધના મહેરથી સ્વીકારે), ત્યારે અતિ સાત્વિક મનથી યા સ્પેન્તા

મન્યુદ્વારા હું મારે માટે ઓજસ્વી સંયમશક્તિ મેળવવા મથન કરીશ, જે (સંયમ શક્તિ)ની વૃદ્ધિથી અમે પાપવૃત્તિને મહાત કરીએ.

આગલા શ્લોકમાં બ્રહ્મવિદ્યા પૂરેપૂરી મેળવવા જીવનમાં સંયમ પાળવાની જરૂર ઉપર ભાર મૂકીને હવે પેગમ્બર સાહેબ અહીં કહે છે કે જો અપની અપોઇ, આરમઇતિ ભક્તિ, શ્રદ્ધા ને સ્નેહ અને સર્વે અમેષા સ્પેન્તાઓના બીજા મહાન ગુણોની બક્ષિસ મને મળે—એ બધાં મારા પર મહેર કરે, તો હું મારા મનને અતિ સાત્વિક કરીને મારે માટે પૂરેપૂરો ઓજસ્વી સંયમ, ખરો પુરુષાર્થ પ્રાપ્ત કરવા બધા પ્રયત્નો કરીશ. અને એવી રીતે ખરો સંયમ મેળવીને અને મારા અનુયાયીઓ પાસે પણ એ સંયમ મેળવાવીને, અને એ સંયમની સદા વૃદ્ધિ કરતા રહીને તમામ પાપની વૃત્તિને અમે મહાત કરીએ, એટલે એવી બૂરી વૃત્તિ જ અમારામાં પેદા થાય નહીં.

પૂરેપૂરો સંયમ પળાય તો જ શરીરમાં ઓજસ્વી સ્ફૂર્તિ રહે ને ખરી મર્દાનગી આવે, અને તો જ માણસ પોતાના બહારના તેમજ અંદરના શત્રુઓ સામે ટકી રહે. બહારના કરતાં પણ અંદરના શત્રુઓ–કામ, ક્રોધ, મદ, મોહ, લોભ ને મત્સર–વધારે બળવાન છે, તે સૌને મહાત કરવાને ખરા સંયમની તાકાત જોઇએ. એ તાકાત ક્યારે આવે કે જ્યારે મન શુદ્ધ અને વિકાર વગરનું થાય, અને ખરો વિશ્વસ્નેહ, ભક્તિ, શ્રદ્ધા અને પવિત્રતા એમ બધું મેળવાય ને સચવાય. માણસ વિકારવશ થઇને પોતાની મર્દાનગી ગુમાવતો જાય, તો તેનું મન નિર્બળ થતું જાય. ને મન નિર્બળ થાય કે વિકાર પાછો વધતો જાય ને તેમાંથી આખરે શુભ જીવનનો નાશ થાય. નેકી, અપોઇ, સંયમ, ભક્તિ, શ્રદ્ધા, નિર્મળ સ્નેહ, બુદ્ધિની વૃદ્ધિ વગેરે જે ઉચ્ચ ગુણો છે, તે મેળવાય ને તે ખીલતા જાય, ત્યારે જ છેવટે માણસનું જીવન ધન્ય થાય. એ ધન્યતા મેળવવા માટે જ પેગમ્બર સાહેબ પગલે પગલે આ ઉપાય દેખાડતા જાય છે. અને સંયમ રાખવા પર ભાર મૂકતા જાય છે, કેમકે તે વગર આત્માની મુક્તિ–"અષૅમ વોહૂ"માં કહેલી 'ઉસ્તા'–મળતી નથી.

## હા. ૩૧—શ્લોક ૫ મો

તત્: Tat : तत् = That, તે. ૨/૧. નાન્ય.

મોઇ: Mōi : मे = For me, મારે માટે. ૪/૧.

વીચિદ્યાઇ: Vīcidyāi : विचिघ्यै = In order to distinguish or discern, ભેદ સમજવા માટે, યુક્ત ન્યાય કરવાને માટે. ૪/૧ સામાન્યરૂપ. ધાતુ विचि$_2$. એ જ શબ્દ "વીચિથહ્યા" રૂપે હા ૩૦–૨ માં અને "વીચિરો" રૂપે હા ૨૯–૪ માં આવેલો છે. બધે "નિર્ણય કરવાનો" જ ભાવ છે.

વઓચા: Vaocā : वोच = (Vedic) = Proclaim! disclose! પ્રગટ કરો, કહો! કહી બતાવો! ધાતુ वच्. ક્રિયાપદઃ આજ્ઞાર્થ, પરસ્મૈપદ, ૨/૨.

હ્યત્: Hyat : यत् = Which, જે. ૨/૧.

મોઇ: Mōi : मे = Unto me, મને. ૪/૧.

અષા: Asā : अषा–अषेन = Through Asha, અષ દ્વારા, અષોઇદ્વારા ૩/૧.

દાતા: Dātā : अदात = You have given, તમે આપ્યું છે. ધાતુ दा. ક્રિયાપદ, અનિયમિત કાળ, પરસ્મૈપદ, ૨/૩.

વહીયો: Vahīyō · वसीयस् = Increasing prosperity or welfare, વધતી આબાદી યા વિભૂતિ. ૨/૧ નાન્ય. મૂળમાં वसीयस् એમ ત્રણ શ્રુતિનો આ શબ્દ છે.

વીદ્વે: Vīdvē : विद्वे = *In order to know or ascertain,* જાણવા–સમજવા માટે. ૪/૧. સામાન્યરૂપ. ધાતુ विद्. 'વિદુયે' પાછળથી બગડેલું રૂપ છે. એ જ શ્રુતિમાં "વિદ્વે" લેવાનો છે.

વોહૂ મનઙ્હા: Vohū manaŋhā · वसु मनसा = With pure mind, સાત્વિક મનથી, ૩/૧. અહીં ગુણવાચક નામ છે.

મૅન્–ચા: Mōn-cā : स्मन्–च = *And certainly,* અને ખચીત. આ શબ્દ હા ૨૮–૪ માં પણ છે. એનો અર્થ કોઇ રીતે "મને" નથી. તે માટે તો "મે" શબ્દ છે. આ તો "स्मन्" પરથી થયેલો છે. "દઇધ્યાઇ"નો અર્થ પણ બરાબર નહીં કીધાથી આ "મૅન્"નો અર્થ "મને" કરવામાં આવેલો છે. "સ્મત્"માંનો જેમ "સ્" નીકળી જાય છે તેમ "સ્મન્"માંનો "ત્" નીકળી ગયો છે.

દઇધ્યાઇ: Daidyāi : दध्यै = In order to fix the mind upon, to meditate upon, ધ્યાન ધરવાને માટે. ધાતુ धा, સામાન્યરૂપ. બીજા વિદ્વાનોએ આ "વિદુયે" અને "દઇધ્યાઇ" સામાન્યરૂપ (infinitive) હોવા છતાં પોતાનો અર્થ બેસાડવા તેઓને ક્રિયાપદ તરીકે લીધેલા છે, તે યુક્ત નથી.

યેહ્યા: Yehyā : यस्य = तस्य यस् = Of that which, તેનું જે. ૬/૧. [કવિતામાં ટૂંકાણ માટે આવો પ્રયોગ થાય છે. ક્રિયાપદ કે સામાન્યરૂપ આગળ

એવો પ્રયોગ કરવામાં આવે છે. અહીં "દઇધાઇ"="ધ્યાન ધરવાને માટે" સામાન્યરૂપ છે તે કર્મને છઠ્ઠી વિભક્તિમાં પણ લે છે. તેથી જ અહીં એવો પ્રયોગ થયેલો છે.

મા : Mā : मा = To me, i.e. mine, મને એટલે મારી. ૨/૧.

ઍરૅષિશ્ : ṇrəṣiś : अर्चिस् = Light, ray, flame, જ્યોતિ, કિરણ, બળતું. ૧/૧. આ શબ્દ "ઍરૅષિશ્" નહીં પણ "અરૅષિશ" લખાવો જોઇએ. ધાતુ अर्च् = to shine, ઝળકવું. આ શબ્દ બહુધા "વેદ"માં જ વપરાયેલો છે. આ "હા" મા આધ્યાત્મિક તત્વજ્ઞાન-દર્શન-છે. આગલા શ્લોકમાં જે પાપવૃત્તિ પર સંયમ મેળવવાની વાત છે, તે મેળવવા અને આત્માની શક્તિ વધુ દૃઢ કરવા ને અપોઇની પ્રાપ્તિ કરવા પોતાની જ જ્યોતિ-અંતર જ્યોતિ-આત્મજ્યોતિ-પર ધ્યાન ધરવાની અગત્ય છે. બ્રહ્મવિદ્યા સાથે યોગવિદ્યા જોડાયેલી છે, તેથી એ વિષય જાણ્યા વગર માત્ર અનુવાદકોએ સ્થૂળ બુદ્ધિથી જ આ શબ્દના જુદા જુદા અર્થોની કલ્પના કીધી છે. આ શબ્દ अर्चिस् જ છે. अर् ને ऋ સાથે સંબંધ હોવાથી એ "ઍરૅષિશ્" પણ લખાયો હોય. સંસ્કૃત કોષોમાં "ઋષિ"નો એક અર્થ રોશનીનું કિરણ" —a ray of light—પણ આપ્યો છે.

તાચીત્ : Tā-cīt : ता-चिद् = All these (said above), આ બધું (જે ઉપર કહ્યું છે તે). ૨/૩ નાન્ય. એ "વઓચા નું કર્મ છે.

મજ્દા અહુરા : Mazdā Ahurā ! मेधा असुर = Oh Mazdā Ahurā ! હો મજ્દા અહુરા! ૮/૧.-૧

યા : Yā : या-येन = Through or by which, જે દ્વારા, જેથી. ૩/૧. આ શબ્દ "અઙ્હત્" અને "અઙ્હઇતી"નો કર્તા થઈ શકે નહીં, કેમકે એ ક્રિયાપદો એકવચનમાં છે, ત્યારે "યા" કાં તો પહેલી વિભક્તિમાં કર્તા તરીકે બહુવચનમાં આવે કાં તો નારીજાતિમાં એક વચનમાં આવે. અહીં "યા" ને નારીજાતિમાં લેવાનો કશો સંબંધ નથી, એટલે એ "યા" ત્રીજી વિભક્તિમાં જ છે.

નોઇત્ : Nōit : नेद् = Not, નહીં.

વા : Vā : वा = Either, વા, અથવા, બેમાંનું એક.

અઙ્હત્ : Aŋhat : असत् = It will happen, તે બનશે-થશે. ધાતુ अस्. ક્રિયાપદ : સંશયાર્થ, પરસ્મૈપદ, ૩/૧.

અઙ્હઇતી : Aŋhaitī , असाति = It will happen, બનશે, થશે. આ શબ્દ તેમજ આગલો "અઙ્હત્"-એ બન્ને સંશયાર્થ ભેદના ૩/૧ માં વપરાય છે.

વા : Vā : वा = Or અથવા.

* પહેલી લીટીના બીજા પાદમાં "વહ્યો" શબ્દ છે. તે ખરી રીતે "વહીયો" હોવો જોઇએ : वसु-वसीयस्-वसिष्ठ = good, better and best

એમ રૂપો છે. પાછળથી ઉતાવળે બોલતાં આ वर्सायम् નું સંસ્કૃતમાં પણ वय्यम् રૂપ થયેલું છે. અને તેનું આ "વહ્યો" લખાયેલું છે. પણ ખરી રીતે અહીં "વહીયો" બોલીએ-લખીએ તો જ બીજા પાદની નવ શ્રુતિ પૂરી થાય. બીજી લીટીના પહેલા પાદમાં પણ "વીદુયે" જે બગડેલું રૂપ છે તે "વીદ્વે" બોલાય તો જ શ્રુતિ બરાબર થાય, નહીં તો એક વધી પડે.

**૫ મા શ્લોકનો ભાવાર્થ :** જે મને જ્યોતિરૂપ છે તેનું ધ્યાન ધરવા માટે અને તેને સાત્વિક મનથી બરાબર સમજવા માટે, તમે મને અષ દ્વારા જે વૃદ્ધિકર વિભૂતે (=પ્રાપ્તિ યા સિદ્ધિ) આપી છે-એ સર્વે, જેનાથી એ નહીં બને કે બને તેનો વિવેકથી નિર્ણય કરવા માટે, હો મઝ્દા અહુરા! તમે મને કહો!

હવે આ શ્લોકમાં પેગમ્બર સાહેબ મઝ્દા અહુરાને કહે છે કે પાપવૃત્તિ ઉપર સંયમ રાખવા ભક્તિ, શ્રદ્ધા, અષોઇ વગેરેના સંપાદનથી મન સાત્વિક બનીને જે અંતરજ્યોતિ છે તેનું ધ્યાન ધરવા તમે મને અષોઇ દ્વારા જે ઉત્તમતા આપી છે, બીજાઓ કરતાં મને જે વધતી વિભૂતિ-વિશેષ પ્રકાશ-આપ્યો છે, એ બધું કોણ કરી શકે ને કોણ નહીં કરી શકે તે વિવેકથી જાણવા ને તેનો નિર્ણય કરવા મને કહો! કેવો માણસ આવો સંયમ પાળી શકે અને કેવો એ પાળી નહીં શકે તે મને જણાવો! કેમકે એ સંયમ પાળવા વગર તો મન કદી સાત્વિક થાય નહીં ને અષોઇ સધાય નહીં, અને તેમ થાય નહીં ત્યાં સુધી જે આપણી અંતરની જ્યોતિ છે, જે આપણો આત્મા છે, જે અહુરાનો અંશ છે તેનું ધ્યાન તો બરાબર ધરી શકાય નહીં. કેમકે મન તો ભમભમ કર્યા કરે, ને તેમ થાય તો પછી મુક્તિ મળે નહીં. આધ્યાત્મિક માર્ગ પર પડવા માટે તો પહેલાં વિકારો પર કાબુ મેળવવાની જરૂર છે, તેથી અનેક કષ્ટ વેઠીને પણ સંયમ તો પાળવો જ જોઇએ. એક વાર મન દૃઢ ને સ્થિર થઇ જાય, તો પછી ભક્તિ સ્થિર થાય, અષોઈ પ્રાપ્ત થાય, ને આત્મા સાથે એકધ્યાન થવાય. અહીં યોગની પણ વાત છે. એકધ્યાન થવા માટે અચળ સંયમની અગત્ય છે.

## હા. ૩૧—શ્લોક ૬ ઠો

અહ્માઇ: Ahmāi : अस्मै = For him unto him, તેને માટે. ૪/૧. અહીં ચોથી વિભક્તિ આપણી છઠ્ઠી વિભક્તિ ને બદલે છે: "તેનુ".

અઙ્હત: Aŋhat · असत् = May be, may befall, થજો. મળજો. ધાતુ अस् ક્રિયાપદ. આશયાર્થ, પરસ્મૈપદ ૩/૧.

વહિશ્તેમ: Vahištəm वसिष्ठम् = The best, the most beneficial, મહા ભલુ, લાભેણું, સર્વોત્તમ. ૧/૧ નાન્ય૦ નામ તરીકે એનો અર્થ "કલ્યાણ" થાય છે.

યે: Yō : यस् = Who, જે. ૧/૧.

મોઇ: Mōi मे = For me, mine, મારે માટે, મારું. ૪/૧.

વીદ્વાઓં: Vidvā̊ विद्वान्–विद्वस् = The wise, the enlightened, ડાહ્યો, જ્ઞાની, ડહાપણવતો ૧/૧.

વઓચાત્: Vaocāṯ वोचात् = Shall proclaim, shall make known by speech, shall spread, પ્રગટ કરશે, બોલીને જાહેરાત આપશે ધાતુ वच् ક્રિયાપદ સશયાર્થ, પરસ્મૈપદ, ૩/૧.

હઇથ્યેમ: Haiθyəm सत्यम् = Truth (acc), સત્યને ૨/૧. આ શબ્દ હા ૩૧–૮ તથા હા ૩૪–૬ મા છે, અને "હઇથ્યાઇશ્" રૂપે હા ૩૦–૫ મા આવી ગયો છે. આ "હઇથ્યાઇશ્"–सत्यैः = through truth એ તદ્દન બરાબર છે, પણ 'હઇથીમ્' શબ્દનુ રૂપ મને લાગે છે કે પાછળથી થયેલુ હોવું જોઇએ એ "હઇથ્યેમ્"જ જોઇએ, "મશ્યેમ્" ને બદલે "મષીમ્" શબ્દ પણ એમજ હા ૩૨–૫ માં વપરાયેલો છે. વળી "હઇથીમ્" લખતા પણ એક શ્રુતિ ઘટે છે, ત્યારે "હઇથ્યેમ્=હઇથિયેમ્" એમ ઉચ્ચારતા તે બરાબર થાય છે. માટે ખરો શબ્દ "હઇથ્યેમ્"જ છે. આ શબ્દ આવા શુદ્ધ રૂપમા હા ૩૪–૧૫ મા લખાયેલો જ છે!

માંથ્રેમ: Maθrəm मन्त्रम् = The mantra, sacred word, મંત્રને, પવિત્ર માથ્રને, શબ્દને. ૨/૧ આ શબ્દ ઉપલા "હઇથ્યેમ્" શબ્દ સાથે "સમાનાધિકરણ"મા (in apposition) છે.

યિમ્: Yim यम् = Which (acc), જેને. ૨/૧.

હઉર્વતાતો: Haurvatatō सर्वतातस् (Vedic) = Of all prosperity, wholeness, સમૃદ્ધિના, સર્વત્વના, ૬/૧ નારીજાતિ આ શબ્દ सर्वताति રૂપે ઋગ્વેદમા (મ. ૧૦–૧૦૦–૩ મા) છે "ગાથા"મા એ નામ પાચમી નારી અમેષા સ્પેન્તાનુ છે દુનિયાની બધી સમૃદ્ધિ, સુખ, તદુરસ્તી, વૈભવ, કાવ્ય શક્તિ વગેરે એ બક્ષે છે ગ્રહોમા એ સુદર શુક્ર ગ્રહ–Venus–છે. ગ્રીક કથાઓમા પણ એ "દેવી" તરીકે નારીજાતિમા છે.

22

અષહ્યા-ચા : Asahya-ca अषह्य-च = Of Asha of righteousness or holiness, અષનો, અષોઈનો. ૬/૧ આ શબ્દ પછી "ચા" હોવો જોઈએ, નહીં તો એક શ્રુતિ કમી થાય છે.

અમૅરતાતસ્-ચા : Amərətātas cā अमृतातश्च = and of Amritāt and of immortality (achieved after salvation), અને અમૃતાતનો, અને અમરતાનો ૬/૧. વેદમાં આ શબ્દ આ રૂપે મળતો નથી. પણ તેને બદલે अमृतत्व છે જે નાન્યતરજાતિમા છે, ત્યારે अमृताति નારીજાતિમા છે પારો-રસરાજ-mercury, quick-silver, એ अमृतम કહેવાય છે. 'અમૃતમ્' એટલે અંતિમ મુક્તિ પણ છે. આ હઉર્વતાત્ અને અમૅરૅતાત્નુ જોડકુ "અહુનવઈતિ" ગાથાના હા ૩૧-૨૧, હા ૩૩-૮ મા, હા ૩૪-૧ તેમજ હા. ૩૪-૧૧ મા પણ આવે છે "ગાથા"મા આ અમૅષા સ્પૅન્તા છેલ્લો છે અને જ્યોતિષ પ્રમાણે તે "બુધ"નો ગ્રહ છે, જેને પણ "અમૃતમ્" કહે છે એ ગ્રહ સૂર્યની તદ્દન પાસે છે अमृतत्व નાન્યતરજાતિ છે તેમ "બુધ"નો ગ્રહ જ્યોતિષમા નપુંસક તરીકે ગણાય છે, જે ગ્રહની સાથે હોય તેમજ જે ગ્રહના ઘરમા હોય તેના ગુણ એ ધારણ કરે છે. કારણ કે અમરતા તો કોઈને પણ મળી શકે છે એના જે ગુણો "ગાથા અવેસ્તા"મા વર્ણવ્યા છે, ઝાડપાન, વિદ્યા, બુદ્ધિ, જ્યોતિષ, સરસ્વતી, વગેરે પર એ પ્રુવક્કલ છે, તે અમૅરૅતાત્ એ "બુધ"નો ગ્રહ છે. "ગાથા"મા બહુધા હઉર્વતાત્ અને અમૃતાત્ સાથે સાથે જ લખાયેલા આવે છે ને એ જોડકુ હોય તેમ લાગે છે જ્યોતિષમા પણ 'બુધ' ને 'શુક્ર' એ બન્ને મિત્રો છે આકાશમા પણ એ બન્ને પાસે પાસે રહે છે ને કદી એ સ્થાનથી વધુ દૂર એકમેકથી જતા નથી મોક્ષકારક કેતુ પણ બુધનો મિત્ર છે, તેમજ શુક્રનો પણ છે, આ બધુ કઈ અકસ્માત રૂપે નથી પણ વિશ્વની રચના જ એવી થયેલી છે, અને તે જ સત્ય ઉપર "ગાથા" રચાયેલી છે

મઝ્દાઈ : Mazdai मेधाय = For Mazda મઝ્દાને માટે ૪/૧ આ શબ્દ આગળ જણાવ્યુ છે તેમ ત્રણ શ્રુતિમા મઝ્-દા-ઇ એમ બોલવો

અવત્ : Avat अवत् = (Who) would promote, protect or guard (જે) રક્ષે, વધારે. ધાતુ अव् ક્રિયાપદ· અશક્યાર્થ, પરસ્મૈપદ ૩/૧ આ શબ્દ અહીં "અવત્" સર્વનામ નથી-that-તે નથી પણ ક્રિયાપદ છે એનો કર્તા પહેલી લીટીમાનો "યૅ-જે" છે જેવા "વઓચાત્" અને "વક્ષત્" ક્રિયાપદો છે, તેવો જ આ પણ છે અર્થમા તદ્દન બધબેસતો છે એનો અર્થ જેક્સન, બાર્થોલોમે કે કોઈ બરાબર સમજ્યુ નથી

ક્ષથ્રૅમ : Xsaθrəm क्षत्रम् = The restraint of Khshathra the generative power of Khshathra ક્ષથ્રની સયમ શક્તિને, ક્ષથ્રની ઉત્પાદક શક્તિને ૨/૧. "મઝ્દાઇ અવત્ ક્ષથ્રૅમ" એટલે that kingdom of Heaven, Dominion of Mazda or power of Mazda, એટલે સ્વર્ગનુ રાજ, મઝ્દાનુ રાજ્ય કે મઝ્દાની શક્તિ, એવા જે અર્થો વિદ્વાનોએ કીધા છે તે યુક્ત નથી એનો ખરો અર્થ તો "મઝ્દાને માટે"-તેની સૃષ્ટિને પ્રફુલ્લ રાખવા માટે, જે ક્ષથ્રની ઉત્પાદક શક્તિનુ-વીર્યનુ-સયમશક્તિનુ

રક્ષણ કરે". ક્ષથ્રના અર્થ શક્તિ, સત્તા, રાજ્ય એમ થાય છે તે ખરુ છે, પણ અહીં આ આધ્યાત્મિક દર્શનમા તો એનો ખરો અર્થ "વીર્યને સાચવવાની સયમ શક્તિ" છે. હા ૨૯-૧ થી જ "હવમ-અએષ્મ"ની વાત શરૂ થાય છે, અને એને જ કાબુમા રાખવા ઠેરઠેર પેગમ્બર સાહેબ કહ્યા જ કરે છે

હ્યત્: Hyat यत् = Which (acc) જેને. ૨/૧.

હોઇ: Hoi मे = For Him, તેને માટે, ૪/૧ 'તેને' એટલે "મઝ્દાને"

વૉહૂ મનડ્હા: Vohū manaŋhı वसु-मनसा = Through pure mind, સાત્વિક-મનથી-દ્વારા ૩/૧

વક્ષત્: Vaxsat वक्षत् = Increases becomes powerful, વધે, બળવાન થાય, વૃદ્ધિ થાય ધાતુ वक्ष्-उक्ष् = to increase, વધવુ, વૃદ્ધિ પામવુ. ક્રિયાપદ · પ્રશયાર્થ, પરસ્મૈપદ. ૩/૧

૬ ઠા શ્લોકનો ભાવાર્થ: તેનુ મહા કલ્યાણ થજો જે જ્ઞાની જન આ મારા સત્યને-આ સમૃદ્ધિના, અપોઇના, અને અમરતાના મત્રને પ્રસિદ્ધ કરીને તેનો પ્રચાર કરે, જે મઝ્દાને માટે સયમશક્તિને રક્ષે, ને જે (શક્તિ) ને સાત્વિક મનથી તે (મઝ્દા) ને લીધે જ વધારે!

આ શ્લોકનો અર્થ ઉકેલવા બધા વિદ્વાનોને ઘણી મુશ્કેલી પડી છે, પણ એમાનુ ખરુ રહસ્ય કોઇને મળ્યુ નથી. આગલા શ્લોકમા પોતાની જ્યોતિ પર ધ્યાન ધરવાને માટે પૂરો સયમ પાળવા જેનાથી બને કે નહી બને તેને માટે નિર્ણય કરવાની શક્તિ આપવા મઝ્દા અહુરાને વિનતિ કીધા પછી હવે આ શ્લોકમા પેગમ્બર સાહેબ કહે છે કે સૃષ્ટિને લગતુ અને માણસની ઉન્નતિને માટે જે રહસ્ય હુ બતાવુ છુ ને જે સત્ય હું મારા મત્ર દ્વારા પ્રગટ કરુ છુ, તે મારા સત્યનો, મારા મત્રનો દુનિયામા પ્રચાર જે જ્ઞાની માણસ કરે તેનુ મહા ભલુ થજો! કેમકે તે પણ આ દુનિયામા અપોઇની જ વૃદ્ધિ કરશે આ મારા મત્રમા ઊંચી સમૃદ્ધિ, અપોઇ અને અમરતા-મુક્તિ-કેમ પ્રાપ્ત કરી શકાય તેનો ભેદ મેં કહી બતાવ્યો છે, એટલે આ ખરો રાહ લોકોને જે ડાહ્યો માણસ બતાવે તેનુ ભલુ જ થજો! વળી મઝ્દાની સર્જેલી સૃષ્ટિને આગળ વધારવા અને અપોઇ ને નેકીની જ વૃદ્ધિ કરવા જે માણસ સયમશક્તિનુ રક્ષણ કરે, વિકારવશ થાય નહી, ને એવી રીતે શુદ્ધ રહીને બીજાને પણ શુદ્ધ રહેવાનો માર્ગ બતાવે જેથી મઝ્દાના સતોષને માટે સાત્વિક મન કરીને તે શક્તિની વૃદ્ધિ કરે, તે જ્ઞાની માણસનુ પણ ભલુ થજો!

આ પરથી સ્પષ્ટ થાય છે કે પેગમ્બર સાહેબ માત્ર પોતે જ બોધ આપીને સતોષ માનતા નથી, પણ પોતે આપેલા જ્ઞાનથી, માણસ માત્રનુ ભલુ થાય તે પણ તેઓ ચાહે છે, અને તેથી એ જ્ઞાનનો બહોળો પ્રચાર કરવા બીજા ડાહ્યા જ્ઞાની ને સયમી માણસો તેમને મળે એમ તેઓ ચાહે છે આપણે 'પ્રવેશક"-વાળા પહેલા જ અધ્યાય હા ૨૯-૧ મા તેમજ હા ૩૦-૬ મા વાચી

આવ્યા તેમ પેગમ્બર સાહેબ હવસને માણુસજાતનો સૌથી મોટો દુશ્મન ગણે છે, તેથી જ ઘડી ઘડી ક્ષથ્રની એટલે વીર્યની, સંયમશક્તિની જાળવણી માટે ભાર મૂકીને કહ્યા કરે છે. અહીં પણ તેઓ કહે છે કે મજ્દાની સૃષ્ટિને સુંદર ને અષોઇથી ભરેલી આગળ વધારવા માટે સંયમ પાળવાની અને એ સંયમ શક્તિનું રક્ષણ કરવાની ઘણી જરૂર છે. હવસને વશ થઇને શક્તિની બરબાદી કરવી નહીં, કેમકે વિકારને કાબુમાં રાખ્યાથી જ મનની શુદ્ધિ મળવા પામે, અને મન શુધ્ધ થાય તો અષોઇ સહેલાઇથી પ્રાપ્ત થાય, ને એમ થતાં તે માણસને ખરી ઊંચી સમૃદ્ધિ, સંપૂર્ણ શાંતિ ને આનંદ મળે. અને છેવટે મુક્તિ પણ મળતાં અમરતા મળે. કેવી સચોટ ને વેધક વાણી છે, અને કેવો ખરો રહસ્યભર્યો બોધ છે! એ જ પેગમ્બરી માર્ગદર્શન છે.

આ શ્લોકમાં એક આરમઇતિ સિવાય પાંચ અમેંષા સ્પેન્તાનાં નામો સમાયેલાં છે. એમાં બધા ગ્રહો મંગળ, બુધ, ગુરુ, શુક્ર અને શનિને એકઠા કીધા છે, અહુરા મજ્દાનો પ્રતિનિધિ સૂર્ય પણ છે. માત્ર ઉપગ્રહ ચંદ્ર જ નથી. જ્યોતિષમાં પણ મંગળ (ક્ષથ્ર) અને શનિ (વૉહુમનો) બળવાન ને સારા સ્થાનના પતિ હોય, અને તેની સાથે ગુરુ (અષ), શુક્ર (હઉર્વતાત્) તથા બુધ (અમૃતાત્) શુભ સ્થાનના અધિપતિઓ અનુકૂળ રીતે રહેલા હોય તો તેથી ઘણો શુભ યોગ થાય છે. એટલે એવા યોગવાળા માણસને બધી સમૃદ્ધિ મળે છે, અને તે પવિત્ર ને નેક જીવન ગાળીને ઘણો યશવંતો થાય છે.

## હા. ૩૧—શ્લોક ૭ મો

યસ્તા : Yas-tā : यस्ता (यः ता) = Who, these two, જે એ બેને, એટલે જે એ બે મન્યુઓને. ૨/૨. નીચે ત્રીજી લીટીમાં "તા....મઇન્યૂ" "તે બન્ને મન્યુઓને" એમ સ્પષ્ટ આવે છે જ.

મન્તા : Mantā : मन्त = Comprehends, esteems, values, પિછાને છે, પારખે છે, મૂલવે છે. ધાતુ मन्. ક્રિયાપદ : અપૂર્ણભૂતકાળ, આત્મનેપદ. ૩/૧.

પૉઉરુયો : Pouruyō : पूर्व्यस् = First, in the beginning, પ્રથમથી, પ્રારંભે, પહેલેથી જ. ૧/૧. જુઓ હા ૨૮-૧૧ તથા હા ૩૦-૭.

રઓચૅબીશ : Raocōbiš : रोचोभिस् = Through various enlightenments, અનેકવિધ બુદ્ધિપ્રકાશથી. रोचस् = Light, lustre, enlightenment; અહીં બહુવચનમાં છે. એટલે "અનેક રીતનાં" એવો અર્થ છે.

રોઇથ્વેં : Rōiθwō : रैत्वे = To rend asunder, to divide, to separate, to sever છૂટા પાડવા, જુદા પાડવા. ૪/૧. સામાન્યરૂપ. ધાતુ री. અહીં રે ઉદાત્ત છે તેથી "રોઇ" થયેલો છે. "રોઇ-થુ-વેં" એમ ત્રણ શ્રુતિ છે. પાઠમાં આ શબ્દ "રોઇથ્વૅન્" છે, તે બગડેલો છે. આ શ્લોકના ભાવાર્થ પ્રમાણે "મઇન્યૂ"-ઓને આગળથી મનમાં છૂટા પાડવાની અને તેમને સમજવાની વાત છે. એટલે એ શબ્દ री ધાતુ પરથી સામાન્યરૂપ (infinitive) ૪/૧ છે. એનાં "રેતુમ્" "રેતા" જેવાં રૂપો થાય છે. આ "રે" ઉદાત્ત હોવાથી "રૈત્વે" નું "રોઇથ્વેં" થયું છે.

ખ્વાથ્રા : X<sup>v</sup>āθrā स्वात्रा (स्व + आत्रा) = Through his own internal light, પોતાની અંતરજ્યોતિ વડે. ૩/૧. આ શબ્દ હા ૨૮-૨ માં તેમજ હા ૩૩-૯ માં છે, ત્યાં પણ જોવું. આ પણ "સ્વ-આ-ત્રા" એમ ત્રણ શ્રુતિમાં બોલવાનો છે.

હ્વો : स्वः = He himself, તે પોતે. ૧/૧.

ખ્રથ્વા : Xraθwā : क्रत्वा = Willingly, આપ મરજીથી, સ્વેચ્છાથી, ૩/૧. આ શબ્દ એ જ અર્થમાં ઋગ્વેદમાં (મં. ૩-૯-૨) અનેકવાર વપરાયેલો છે.

દાંમિશ્ : Damiš : धामिस् = Holder, Supporter, ધારક, ટેકો આપનાર, ૧/૧. ધાતુ धा = to hold, to support, આ धा પર मि પ્રત્યય લગાડીને નામ કરવામાં આવેલું છે. धामि (જુઓ જે. વ્યા. § ૮૧૦). અહીં એનો અર્થ Creator = સર્જક નથી.

અષૅમ : Asəm , अषम्-ऋतम् = To Aṣa, to righteousness, અષને, અષોઇને. ૨/૧. અહીં છઠ્ઠી વિભક્તિનો પણ ભાવ છે. આપણે પણ એમજ "તે અષોઇને ટેકો આપનારો છે" એમ બોલીએ છીએ.

યા : Yā : या-येन = Whereby, by which. જેથી. ૩/૧.

દારયત્‌: Dārayat : धारयत् = Upholding, sustaining, maintaining, આધાર આપતો, આધાર રૂપ, ટેકા રૂપ, ૧/૧. કૃદંતનામ. અવિકારી. જેવું "દાંમિશ્‌" તેવું જ આ "દારયત્‌" પણ કૃદંતનામ છે, ધાતુ धृ to uphold, ટેકો આપવો. એ ક્રિયાપદ નથી. જુઓ ઋ. મં. ૧૦–૧૩૨-૨. તેમજ જુઓ મો. વિ. કોષ પૃષ્ઠ ૫૧૫.

વહિસ્તૅમ મનો : Vahištəm Manō : वसिष्टम् मनस् = To Spəntā Manyu, સ્પૅન્તા મન્યુને. ૨/૧. હા ૩૦-૪ માં આ જ શબ્દો છે, તે વોહુમનોને નહીં પણ સ્પૅન્તા મન્યુને લાગુ પડે છે. અહીં બે મન્યુઓની વાત છે. તેમાંના પવિત્ર મનવાળા મન્યુ સ્પૅન્તા મન્યુને.

તા : Tā : ता = To these two (acc.) એ બન્નેને. ૨/૨. એ સર્વનામનું સંબંધી નામ "મઈન્યૂ" = મન્યુઓને છે.

મઝ્દા : Mazdā : मेधा = Oh Mazdā! હે મઝ્દા! ૮/૧.

મઇન્યૂ : Mainyū : मन्यू = To (the two) Manyus, બન્ને મન્યુઓને. ૨/૨.

ઉક્ષ્યો : Uxšyō : उक्ष्यस् = Thou hast strengthened, thou hast made strong or powerful, તેં બળવાન કીધા છે. ધાતુ उक्ष् = to strengthen, ક્રિયાપદ: ભૂતકાળ, પ્રયોજ્ય, પરસ્મૈપદ, ૨/૧. (જુઓ. જે. વ્યા. § ૪૮૪) આ શબ્દ હા ૩૩–૧૦ માં પણ છે.

યા : Yā : या = Whom both, જે બન્નેને. ૨/૨. આ શ્લોકની ત્રીજી પંક્તિમાં લહિયાઓની બેપરવાઇથી કાંઇ ગડબડ થયેલી છે, એમાં "યેં આ" લખાયેલા છે તે ખોટા, અશુદ્ધ ને અર્થ વગરના છે. જો "યેં આ" એમ રાખીએ તો એ લીટીમાં એક શ્રુતિ પણ વધી પડે છે, અને 'આ'નું કશું કામ પણ નથી. "હામો" સકર્મક ક્રિયાપદ છે તેનું કર્મ આ "યા" એટલે જે બન્ને (મન્યુઓ) તે છે. "યેં" તો ૧/૧ છે અને "હામો" એ કંઇ "સમ" નથી. આ શ્લોકનો ભાવાર્થ બરાબર કોઇને મૂળથી જ સમજાયો નહીં હોવાને લીધે એના ઘણા શબ્દોના અર્થ ખોટા કરવામાં આવેલા છે, જેથી પેગમ્બર સાહેબ જે કહેવા માગે છે, તે તો કોઇ સમજતું જ નથી, ને જુદો જ અર્થ શબ્દોના ખોટા અર્થ કરીને ઠોકી બેસાડવામાં આવેલો છે. માટે આ લીટી સુધારીને "યેં આ" નહીં પણ "યા" વાંચવું–બોલવું યથાર્થ છે.

નૂરૅમ-ચીત્‌ : नूनम् चित् = Never more. કદી નહીં. સંસ્કૃતમાં नु અને नूनम् ના અર્થ "હમણાં, હજી, હજી સુધી" એમ થાય છે, પણ રૂઢ પ્રયોગમાં नूनम् ની સાથે જો चिद् લાગે તો તેનો અર્થ 'કદી નહીં' એવો થાય છે. (જુઓ મો. વિ. નો સંસ્કૃત કોષ, પહેલી આવૃત્તિ). વળી આ नूनम् નું "નૂનૅમ્‌" ને બદલે "નૂરૅમ્‌" થયેલું છે તે પણ એ શબ્દનું બગડેલું રૂપ લાગે છે. અવેસ્તા લિપિમાં 'ન' ને 'ર' ઘણા સમાન જેવા લખાય છે (ر ﻧ) તેથી પણ મૂળમાં કોઇ લહિયાની ભૂલથી આ શબ્દ વિકૃત થયો હોય, ને પછી તેમ જ વંચાતો ને બોલાતો થયો હોય. બાકી આ અર્થ તો સ્પષ્ટ છે.

અહુરા : Ahurā असुर = Oh Ahurā ! હે અહુરા ! ૮/૧.

હામો : Hāmō : सामस् = Thou hast conciliated pacified or tranquillized, શાંત રાખ્યા છે, એકમેક વચ્ચે શાંતિ કરાવી છે, એકમેકની વચ્ચે સલાહ કરાવી છે. ધાતુ साम् – सामय. ક્રિયાપદ : ભૂતકાળ, પરસ્મૈપદ, ૨/૧. (જે. વ્યા. § ૪૮૪) જેવો "ઉક્ષ્યો" તેવો જ આ "હામો" ક્રિયાપદ છે

**૭ મા શ્લોકનો ભાવાર્થ :** જે તે બંને (મન્યુઓ)ને પ્રથમ પોતાની અંતર જ્યોતિ વડે અનેકવિધ બુદ્ધિપ્રકાશથી જુદા પાડીને પારખે છે, તે પોતે પોતાની આપમરજીથી અષોઇને ટેકો આપનાર છે, જેથી (તે) સ્પેન્તા મન્યુને આધારરૂપ છે, હે મઝ્દા! તે બન્ને મન્યુઓને તેં બળવાન કીધા છે, જે બન્નેને, હે અહુરા ! તું કદી પણ શાન્ત રાખતો નથી.

આગલા શ્લોકમા પેગમ્બર સાહેબે કહ્યુ છે કે જે શખ્સ આ મારા 'સત્ય'ને (હઇથ્યૅમ્)–આ મારા નવીન પેગામને પ્રસિદ્ધ કરે ને તેનો દુનિયામાં પ્રચાર કરે તેનુ ભલુ થશે, કેમકે એ પેગામ અષોઇનો છે, મન પર કાબુ રાખી મનને સાત્વિક બનાવવા માટેનો છે, જેથી મઝ્દાનો મૂળ હેતુ પાર પડે. બદીનો નાશ થાય ને અષોઇનો વધારો થાય. હવે આ શ્લોકમા એ પેગામ–એ સત્ય–પાછુ સ્પષ્ટ કરીને પેગમ્બર સાહેબ સમજાવે છે, અને આ નેકી ને બદી ઉત્પન્ન કરનાર અને તેની વચ્ચેનુ યુદ્ધ લડનાર તે બન્ને મન્યુઓનાં કાર્ય સમજવા તરફ તેઓ ધ્યાન ખેંચે છે. તેઓ કહે છે કે જે માણસ પહેલેથી જ પોતાની અંતર જ્યોતિથી પોતાની બુદ્ધિથી બધું બરાબર સમજી જઇને આ બન્ને મન્યુઓની કાર્યવિધિ જુદી જુદી છે એમ જાણીને પોતાના આત્માનુ રક્ષણ કરવા તે બન્નેને પોતાના મનમા જુદા પાડી દે છે, અને બૂરા મન્યુની પ્રેરણાને અવગણીને, પોતાના મન પર ને શરીરના વિકારો પર અંકુશ રાખીને, તે માત્ર ભલા મન્યુ તરફ જ પોતાની જિંદગીના વર્તનને રાખે છે, તે માણસ એવી રીતે અષોઇને જ ટેકો આપે છે ને અષોઇની જ વૃદ્ધિ કરે છે અને અષના હાથ એવી રીતે મજબૂત કરી આપે છે, એટલે પછી અષની સાથે રહીને કાર્ય કરનારને અષોઇની વૃદ્ધિ ચાહનાર ને કરનાર સ્પેન્તા મન્યુને પણ તે માણસ આધારરૂપ બને છે, તેને મદદ કરે છે, અને તેથી દુનિયામા અષોઇનુ ને નેકીનુ કામ વધે છે. પછી પેગમ્બર સાહેબ મઝ્દાને કહે છે કે એ બન્ને મન્યુઓને તો તેં જ બળવાન કીધેલા છે, એટલે માણસને ભલે કે બૂરે માર્ગે તેઓ લઇ જવા શક્તિમાન છે. વળી અહુરાને સંબોધીને પણ કહે છે કે આ બન્ને વચ્ચે એવી સખત હરિફાઇ ચાલે છે અને એક બીજાને હફાવવા તેઓ એવા ચકચૂર છે કે તું તેઓને કદી પણ શાંત રાખી શકતો નથી. કેમકે જો એ બન્ને શાંત થઇ જાય તો પછી દુનિયા જે ભલા બૂરાના પાયા પર મઝ્દાએ પ્રથમ સર્જેલી છે તે પાયો જ તૂટી પડે ને દુનિયા ચાલે નહીં. એટલે આ મન્યુઓની હરિફાઇ તો દુનિયાના છેડા સુધી ચાલ્યા જ કરશે. (જુઓ હા. ૩૦–૪).

વાચક જોશે કે આ શ્લોકમા આસમાનની કે સ્વર્ગના રાજ્યની કે એવી કોઇ બીજી વાત નથી. આ તો શ્રી જરથુશ્ત્ર સાહેબે જે સત્ય આ મન્યુઓને લગતું પહેલી જ વાર દુનિયામા પ્રગટ કીધુ તેને લગતી વાત છે.

આ શ્લોકમાં પણ મન્યુઓનાં સર્જનને લગતી વાતમાં મજ્દાને-સર્જકને-સબોધન કીધેલું છે. સર્જનને હેતુ મઝ્દાને છે તે આગળ આપણે ત્રણ ચાર વાર વાંચી આવ્યા. અને એ મન્યુઓનાં કાર્ય માટે, એમની સદા ચાલી રહેલી લડાઇ ને ચળવળ માટે અહુરાને સંબોધન કીધેલું છે, કેમકે જીવનનાં કાર્યો પર અહુરાને અધિકાર ને નિર્ણય છે. બધા વિદ્વાને જુદા જુદા પાદમાં ને જુદી જુદી લીટીમાં છૂટા છૂટા લખાયેલા 'મઝ્દા' અને 'અહુરા' શબ્દોને સાથે કરીને "અહુરા મઝ્દા" એમ એકજ લખે છે તે બરાબર નથી, કેમકે એ બન્ને જોડ શક્તિઓ છતાં તે બે જુદી જુદી વ્યક્તિઓ છે.

## હા. ૩૧—શ્લોક ૮ મો

અત્: At : अत्–अथ = So, for this reason, તેથી, એ માટે.

થ્વા: Θwā : त्वा = Thee, તને. ૨/૧.

મેંગ્હી: Mōnghī : मंस्त = I measured, I considered, મેં લેખ્યો છે, મેં ગણ્યો છે. ધાતુ मंत्. ક્રિયાપદ: અનિયમિતભૂતકાળ, આત્મનેપદ. ૧/૧. (જે વ્યા. § ૬૫૬).

પૉઉર્વ્યેમ: Pourvyəm : पूर्व्यम् = Most Excellent, સર્વોત્તમ, વરિષ્ટમાં પણ વરિષ્ટ. ૨/૧. આ શબ્દ ત્રણ શ્રુતિમાં છંદમાં બોલવાનો છે: પૂ-ર્વિ-યમ્ સંસ્કૃતમાંના જોડાક્ષરનો અંતિમ 'ય' ગાથામાં "ઇ" લખાય છે.

મઝ્દા: Mazdā : मेधा = Oh Mazdā ! હે મઝ્દા ! ૮/૧.

યેઝ્યેમ: Yezyəm : यज्यम् = Worthy to be praised or worshipped, આરાધ્ય, આરાધવાને યોગ્ય. ૨/૧. વિશેષણ. આ પણ "યે-જિ-યમ્" બોલવાનો છે. 'યેજીમ્' બગડેલું રૂપ છે.

સ્તોઇ: Stōi : स्थे = Ever, for ever, eternally, constantly, સદાકાળનો, હંમેશનો, સદા માટે. ૪/૧. મૂળ જૂનો શબ્દ स्थ = existing, being, remaining ના અર્થનો છે, અને જે પાછળથી સમાસમાં છેલ્લા શબ્દ તરીકે ઉમેરાતો થયો છે. એ स्था ધાતુ પરથી જ નીકળેલો છે. આ "સ્તોઇ" શબ્દ હા ૩૪–૪, હા ૪૯–૨ અને હા ૫૦–૨ માં પણ વપરાયેલો છે. અને બધે ઠેકાણે તે ખરી રીતે આ Ever = સદા, કદી, એવા અર્થોમાં જ વપરાયેલો છે. એ अस् ધાતુ પરથી નથી, તેમજ એ સામાન્યરૂપ નથી કે સાતમી વિભક્તિમાં પણ નથી, પણ અવ્યય જેવો ચોથી વિભક્તિમાં છે.

મનહ્હા: Manaŋhā: मनसा = Through the mind, with due attention, with sincerity, મન દ્વારા, બરાબર ધ્યાનથી, સાચદિલીથી. ૩/૧.

વહ્હેઉશ્..મનહ્હો: Vaŋhəuš...manaŋhō : वसोस्...मनसस् = Of pure mind, સાત્વિક મનનો. ૬/૧. અહીં એ ગુણવાચક નામ છે.

પાત્રેમ: Pātrəm : पात्रम् = Defender, protector, રક્ષક, ૨/૧. મૂળ શબ્દ પાત્ નું એ બીજી વિભક્તિનું રૂપ છે. पितृ પરથી લઇએ તો પણ તેનો અર્થ "રક્ષક" પણ થાય છે. અહીં એનો અર્થ "પિતા" જેવો નથી. મૂળ ધાતુ पा = to defend છે. "પતરેમ્" બગડેલો છે ને એક શ્રુતિ વધે છે.

હ્યત્: Hyat . यत् = For that reason, તે કારણથી, તેથી.

થ્વા: Θwā . त्वा = Thee, તને ૨/૧.

હેંમ ચશ્મઇની: Həm-casmainī : सं चक्षणि = Thoroughly in both the eyes, ભરપૂર રીતે બન્ને આંખોમાં. ૭/૨. સંસ્કૃતમાં संचक्ष् = *to observe attentively*, ધ્યાનથી જોવું, એવો ક્રિયાપદ જ છે. મૂળ શબ્દ संचक्षन् છે, અને તે દ્વિવચનમાં છે, કેમકે આંખ બે છે, એને સાતમી વિભક્તિનો

'ઇ' પ્રત્યય લાગેલો છે. પ્રાગ્વૈદિક 'શબ્દ चक्ष्मन् હતો. 'હૅમ્' એ सम = equal એ પરથી નથી, પણ सम् પરથી અંગ્રેજી-લાટિન con-ના અર્થમાં છે, કોઇપણ શબ્દને એ જ્યારે ઉપસર્ગ તરીકે લગાડાય છે, ત્યારે ત્યાં ભરપૂરતા, ઊંડાણ, સાથે, વગેરેના ભાવ હોય છે. આ चक्षन् શબ્દ દ્વિવચનમાં અથર્વવેદમાં મં. ૧૦-૨-૬ માં છે. ઋગ્વેદમાં મં. ૨-૨૪-૯ માં चाक्ष्मो શબ્દ છે.

**હૅન્-ગ્રબૅમ :** Hōn-grabəm : संग्रमम् = I have apprehended, I have held together, I have collected within, મેં ભરી રાખ્યો છે, મેં સંઘરી રાખ્યો છે, મેં સંભાળીને જાળવી રાખ્યો છે. ધાતુ संग्रम्. ક્રિયાપદ: અપૂર્ણભૂતકાળ, પરસ્મૈપદ, ૧/૧. આ શબ્દનો ખરો ગૂઢાર્થ કોઇ સમજી શક્યું નથી. હિંદુશાસ્ત્રમાં શિવને-વૉહુમનોને-"સંગ્રભ્" કહેવામાં આવે છે. અને શિવનું આ "સંગ્રભ" એક ગુણ-વિશેષણ-epithet-છે. એનો અર્થ "બધી ઉત્તમ કલ્યાણકારી વસ્તુઓનો સંગ્રહ કરનારો" એમ થાય છે. આ વાત યુરોપીય કે આપણા પારસી વિદ્વાનોને ખબર નહીં હોવાથી તેઓ એ શબ્દનો અર્થ બરાબર સમજી શક્યા નથી, અને વળી આગળ "હૅમ્" શબ્દ આવી ગયો છે તેથી આ શબ્દના અંગનો જ ઉપસર્ગ "હૅન્" કાઢી નાખે છે! મેં ઉપર બતાવ્યું તેમ આગળનો "હૅમ્" શબ્દ પણ બરાબર છે. લીટીમાંની નવ શ્રુતિઓ પણ એમજ બરાબર છે.

**હઇથ્યૅમ :** Haiθyəm : सत्यम् = True (acc.). સાચું. ૨/૧. વિશેષણ, અહીં એ "દાંમીમ્"ના વિશેષણ તરીકે છે. આ માટેની ટીકા હા ૩૧-૬ માં (આ જ હા-માં) જુઓ. આ શબ્દ નામ તેમજ વિશેષણ રૂપે વપરાય છે.

**અષહ્યા :** Asahyā : अपस्य = Of Asha. અષનું. ૬/૧.

**દાંમીમ્ :** Dąmīm : धामम् = Abode or seat or site (of the Gods) (યજતોનું સ્થાનક, બેઠક, રહેઠાણ, ૨/૧. આગલા શ્લોક ૭ માં પણ એજ શબ્દ "ધામિ" વપરાયેલો છે, ને તેના એવા જુદા જુદા અર્થ થાય છે. ધાતુ તો "धा" જ છે = to support, આ શબ્દનો ને વાક્યનો ભાવ નહીં સમજાયાથી જુદા જુદા અર્થો વિદ્વાનોએ કીધેલા છે. જો જ્યોતિષનો સારો અભ્યાસ હોય તો જ આ ભેદ બરાબર સમજાય. અહીં આંખમાં મઝ્દાને ભરી રાખવા કહ્યું છે. હજી પણ હજારો વર્ષ પછી એ ભાવ આપણે જેને બહુ ચાહીએ તેને માટે પ્રદર્શિત કરીએ છીએ કે "હું મારી આંખ પર રાખીશ," એટલે મારી આંખના રતન જેવો સદા જાળવીને રાખીશ. જ્યોતિષમાં ગુરુને (Jupiter) चक्षन् કહ્યો છે, તેને માટે આજ હા ના ૩ જા શ્લોકમાંના ટિપ્પણમાં હું લખી ગયો છું. ગુરુનો ગ્રહ "સૂક્ષ્મ આંખનો" કારક છે, એની બેઠક આંખમાં છે. મતલબ એ કે પવિત્રતા રાખવા આપણા મનની આંખને પવિત્ર રાખવી જોઇએ, એવાં પવિત્ર મનથી જ બધાંને જોવું જોઇએ, બધા રાગ દ્વેષ મોટે ભાગે આંખના જોયાથી થાય છે. એટલે ગુરુ એટલે અષ, ને તેની અષોઇ પ્રાપ્ત કરવા નજરને ચોખ્ખી રાખવી જોઇએ. આંખથી કોઇને

પણ વિકાર ઉત્પન્ન થવો નહીં જોઇએ. જ્યારે આંખ પાક ને સમદર્શી થાય ત્યારે જ અપોઇ બરાબર સચવાઇ એમ જાણવું. આ ભેદ જાણ્યા પછી આ શ્લોકનો અર્થ સ્પષ્ટ થાય છે.

અહ્‌હૅઉશ્‌: Aŋhouš : असोस् = Of existence, of life, હસ્તીનાં, જિંદગીનાં. ૬/૧.

અહુરૅમ: Ahurəm : असुरम् = Lord Supreme, અધિકૃત સ્વામી, જીવનના બધાં કાર્યો પર મુખ્તાર રહેલો સ્વામી. ૨/૧.

શ્યઑથ્નઍષૂ: Şyaoθənaēşū : च्यौत्नेषु = Amid or over the actions, કાર્યો વચ્ચે, કાર્યો પર. ૭/૩. શ્યઑ-થ્નએ-ષૂ-"ઊ" એમ ૪ શ્રુતિ છે. જુઓ મૅકડોનેલનું વૈદિક વ્યાકરણ, પાનું ૪૩૭-અ-૮ : લાંબા "ઊ"ની બે શ્રુતિ ગણવી.

**૮ મા શ્લોકનો ભાવાર્થ :** એ માટે, હે મઝ્દા! મેં તને વરિષ્ટમાં પણ વરિષ્ટ, મનની સાચદિલીથી સદાકાળનો આરાધવા યોગ્ય (અને) સાત્ત્વિક મનનો રક્ષક ગણ્યો છે; એથી જ મેં તને (મારી) બન્ને આંખોમાં ભરપૂર રીતે ભરી રાખ્યો છે-(આંખ જે) અષનું ખરું સ્થાનક છે, (જે અષ) હસ્તીનાં તમામ કાર્યો પર અધિકૃત સ્વામી છે.

આગલા શ્લોકોમાં મન્યુઓનાં કાર્યોની, પ્રેરણાની તેમજ તેમનાં મહાબળની વાત કીધા પછી અને અષોઇને સાધવા મન પર સંયમ રાખવા અને મનને સાત્ત્વિક રાખવાનું સમજાવ્યા પછી પેગમ્બર સાહેબ મઝ્દાને કહે છે, કે આ મન્યુઓનાં કાર્યોને ધ્યાનમાં રાખીને એ જ કારણને લીધે, તું કે જેણે સૃષ્ટિને પેદા કીધી છે, તેને સંતોષ આપવા સદાકાળ નેકી રાખીને હું તારી આરાધના ખરા દિલથી કર્યા કરું. સાત્ત્વિક મનનો પણ તુંજ રક્ષક છે તેથી હું તને મારી આંખોમાં ભરીને જાળવી રાખું, તું સદા મારી આંખમાં હાજર છે અને બધું જોય છે એમ જાણીને હું એ આંખોને પાક રાખુ. એ આંખ તો અષનું સ્થાનક છે, અષોઇ એ આંખમાં જ રહે છે, કેમકે અષે જ પૃથ્વી પેદા કરવામાં સહકાર આપ્યો, અને હસ્તીમા થતાં બધાં કાર્યો પર એ અષ જ મુખ્તાર છે, ત્યારે એ આંખ જે ખુદ અષનું જ રહેઠાણ છે, તેને પાપથી હું કેમ બગાડું? તેને તો સદાકાળ પાક રાખું, બદનજરથી હું કશું જોઉં નહીં, એટલે અષોઇ પૂરેપૂરી જળવાય.

દરેક શ્લોકમાં એકેકથી સરસ કેવી દલીલ આવે છે, અને પેગમ્બર સાહેબના વિચાર કેવા સૂક્ષ્મ છે, ને બધી વસ્તુનું જ્ઞાન કેવું અગાધ છે!

## હા. ૩૧—શ્લોક ૯ મો

**થ્વોઇ :** θwōi : त्वे = Within you, તમારામાં, તમોમાં, ૭/૨. આ શબ્દ બીજો પુરુષ એકવચન સર્વનામ त्व નું સાતમી વિભક્તિનું રૂપ છે: પહેલી કે છઠ્ઠી વિભક્તિનું નથી. જુઓ મોનિયર વિલ્યમસ્‌નો સંસ્કૃત–અંગ્રેજી મહાકોષ, બીજી આવૃત્તિ, પાનું ૪૬૩. પહેલી શ્રુતિ પર સ્વરભાર આવ્યાથી त्वे નું "થ્વોઇ" થયેલું છે. વળી સંસ્કૃતમાં આ त्व બધી જાતિમાં તેમજ એક વચન, દ્વિવચન ને બહુવચન એમ બધાં વચનોમાં વાપરવાની રૂઢિ છે. આ શ્લોકમાં "ગૅઉશ્ તષા" પણ દ્વિવચનમાં છે અને "મઝ્દા અહુરા" પણ બે છે, તેથી આ શબ્દનું વચન પણ હું દ્વિવચન જ ગણું છું. જુઓ મૅકડોનેલનું વૈદિક વ્યાકરણ પાનું ૧૦૪ § ૧૦૯. એમાં બતાવ્યું છે કે મૂળ त्व-इ નો त्वे થયેલો છે, ને અગાઉ त्वयि પણ લખાતો હતો. અહીં પહેલા શબ્દ પર મુખ્ય સ્વરભાર હોવાથી त्वइ નો"થ્વોઇ" થયલો છે, "થ્વોરૅસ્તા"ની માફક. વળી मैत्रस् નો "મોઇત્રા" પણ એમજ થયેલો છે.

**આસા :** (અસ્) Āsā : आश = Pervades, બધે પ્રસરી રહી છે, બધે ઘૂમી રહી છે. ધાતુ अश् = to Pervade, બધે ફેલાવું–પ્રસરવું. ક્રિયાપદ : પૂર્ણભૂત-વર્તમાન (Perfect) અકર્મક, પરસ્મૈપદ, ૩/૧. (જે. વ્યા. § ૫૯૮) ઋગ્વેદ મં. ૮–૪૭–૬ માં આ आश રૂપ આ અર્થમાં છે જ: જુઓ મો. વિ. સંસ્કૃત અંગ્રેજી મહાકોષ બીજી આવૃત્તિ, પૃષ્ઠ ૧૧૨, બીજી હાર. आश નું ગાથા રૂપ "આસા" જ થાય.

આ શ્લોકમાં "અસ્" શબ્દ બે વખત એક જ લીટીમાં વપરાયેલો છે, અને તેથી બે શ્રુતિ છંદમાં ઘટે છે. તેમ જ એ શબ્દ પાછો હા ૩૪–૮ માં પણ ત્રણ વાર વપરાયેલો છે! અને ત્યાં પણ એમ શ્રુતિઓ ઘટે જ છે. अश् કે अस् ધાતુઓ છે, પણ વાક્યની રચનામાં ક્રિયાપદ લેખે ધાતુનું મૂળરૂપ કદી આવતું નથી. વળી એ अस् નું ભૂતકાળનું રૂપ પણ નથી, અને "આરમઇતિ તમારી હતી" એમ જેકસન તરજુમો કરે છે, ત્યાં અર્થની ને ભાવની તેમજ સત્યની વિકૃતિ થાય છે. શું "આરમઇતિ પહેલાં પ્રભુની હતી" અને હમણાં નથી? એટલે એ તરજુમો જ ખોટો છે. એવી રીતે મૂળ શબ્દ અહીં ચૂંથાયેલો છે. એ શબ્દ માટે યુરોપીય વિદ્વાનોએ પણ શકા દેખાડી છે. જૂના ગ્રંથોમાં બધે જ એવી રીતે શબ્દો ચૂંથાયેલા, છૂટી કે ઊડી ગયેલા કે પાછળથી ઉમેરાયેલા પણ હોય છે, પણ છંદના બંધારણ પરથી એ બધું પકડાઈ આવે છે. અહીં લીટીના દરેક પાદમાં એક એક શ્રુતિ ઓછી છે, તે જ આ વિકૃતિ દેખાડી આપે છે. આ વાક્યનો અર્થ આગળ પાછળની મતલબ પ્રમાણે બરાબર સમજ્યા પછી આ "અસ્"ના બન્ને અક્ષરો કાયમ રાખતાં જે ખરો શબ્દ મને સૂઝ્યો છે તે "આસા" હું મૂકું છું. આ વાક્યમાં પહેલો કર્તા "આરમઇતીશ્" છે, અને બીજો કર્તા "બ્રતુશ્" છે, તે બન્નેને આ "આસા" ક્રિયાપદ બરાબર લાગુ પડે છે.

**આરમ્ઇતીશ્ :** Āramaiti- : अरमतीः = Āramaiti, આરમઇતિ. ૧/૧. નારીજાતિ.

થ્વે : θwə : त्वे = Within you, તમારામાં. ૭/૨. સામાન્ય જાતિ.

આ : Ā : आ = As also, વળી તેમજ. નામની પાછળ "આ" ઉપસર્ગ આવે તો તેનો અર્થ "તેમજ, પણ" એમ ભારદર્શક થાય છે.

ગૅઉશ્ તષા : Gə̄uš taṣ̌ā : गोस् तक्षा ! = Oh the two Creators of the Earth ! હે પૃથ્વીના બન્ને સૃષ્ટા઼ઓ! (એની પછી મઝ્દા અહુરા આવે છે તે). ૮/૨. આ શબ્દો હા ૨૯–૨માં "તષા....ગૅઉશ્" એમ આવી ગયા છે, ત્યાં જુઓ. "તષા" દ્વિવચનમાં છે, અને એની પછીની લીટીમાં તરત "મઝ્દા અહુરા" એમ બે છૂટા શબ્દો આવે છે, તે હું જણાવી ગયો છું તેમ જોડકું–twin–છે. એ શબ્દો ખરેખર આઠમી સંબોધન વિભક્તિમાં જ છે. જેકસને પણ તેમજ લીધેલા છે.

આસા : Āsā : आस = Pervades everywhere, બધે પ્રસરી રહ્યો છે. જુઓ ઉપર એ જ શબ્દની ટીકા.

ખ્રતૂશ્ : Xratūš . क्रतुस् = Purpose, Deliberation, હેતુ, પ્રયોજન. ૧/૧. નરજાતિ. નેકી ને બદીની વચ્ચેના યુદ્ધથી સૃષ્ટિ ચલાવવાનો મૂળ હેતુ.

મન્યૅઉશ્ : Manyəuš · मन्योस् = Of the Manyu, મન્યુનો. ૬/૧. અહીં એને અંગ્રમન્યુનો સમજવો. દુનિયામાં બદી શા માટે છે તે મૂળ વિચારથી તો આ "ગાથા"ના પ્રથમ હા ૨૯–૧થી જ પ્રશ્ન છે. એટલે દુનિયા બનાવવાનો ને ચલાવવાનો હેતુ આ બદીને–બૂરા મન્યુને–ઉત્પન્ન કીધાથી જ સરે છે. આ શબ્દ કેટલાક "મઇન્યુશ્" લખે છે, પણ એ "ખ્રતૂશ્"નો સંબંધવાચક હોઇ છઠ્ઠી વિભક્તિમાં "મેન્યૅઉશ્" લખાવો જોઇએ. જેકસને પણ એમજ છઠ્ઠી વિભક્તિમાં લીધેલો છે, પણ એ શબ્દોના અર્થ ખોટા કીધેલા છે.

મઝ્દા અહુરા : Mazdā Ahurā ! मेधा असुर ! Oh Mazdā Ahurā ! હે મઝ્દા અહુરા ! ૮/૧ ૮/૧.

હ્યત્ : Hyat̰ : यत् = So that, તેથી કરીને.

અખ્યાઇ : Axyāi : अस्यै = For her–the earth, તે પૃથ્વીને માટે, ૪/૧. નારીજાતિ. "પૃથ્વીના"–ગૅઉશ્–શબ્દ ઉપર આવી ગયો છે. જુઓ જેકસનનું વ્યાકરણ § ૪૨૯–છંદમાં એ ત્રણ શ્રુતિમાં "અ-ખિ-યૈ" બોલવાનો છે.

દદાઓં : Dadā̊ : अददास् = Thou hast ordained, તેં મુકરર કીધો છે, નિયત કીધો છે. ધાતુ दा₁. ક્રિયાપદ : પૂર્ણવર્તમાન, પરસ્મૈપદ. ૨/૧.

પથાંમ્ : Paθąm : पथाम् = Way, course, પંથ, રસ્તો, માર્ગ. ૨/૧. નારી. જુઓ જેકસનનું વ્યાકરણ. § ૩૧૦.

વાસ્ત્ર્યાત્ : Vāstryāt̰ : वास्त्र्यात् = By the Saviour, by the protector by the prophet, રક્ષણહારથી, મોક્ષદાતાથી, પેગમ્બરથી, પેગમ્બરના કહ્યા પ્રમાણે, ૫/૧. આ શબ્દ હા ૨૯–૧ ને હા ૨૯–૬ માં આવી ગયો છે. એનો અર્થ યુરોપીય વિદ્વાનો લે છે તેઓ husbandman = ખેડૂત કરંબનો

પાલક, કે ઉદ્યોગી એમ લેવો યુક્ત નથી, वस्४ ધાતુ પરથી એ થયેલો છે, તે મૂળ ધાતુનો અર્થ ઢાંકવું, આચ્છાદવું, બહારની અસરથી રક્ષણ કરવું, એવો છે, એટલે તે પરથી वास्तृ (અવે. વાસ્તર્) નામ થયું, તેનો અર્થ "રક્ષણ" થાય. અને એ પરથી 'ય' પ્રત્યય લગાડતાં "વાસ્ત્ય" નામ થયું તેનો અર્થ રક્ષણહાર, રક્ષક થાય છે, એટલે અહીં એનો લાક્ષણિક અર્થ "પેગમ્બર" થાય છે. એ શબ્દ "ગાથા"માં બધે "ઉદ્ધારક, પેગમ્બર" એ જ અર્થમાં વપરાયેલો છે. વળી એ શબ્દને આ પાદમાં છંદની જાળવણી માટે "વાસ્ત્રિયાત્" એમ ત્રણ શ્રુતિઓ કરીને બોલવાનો છે. "ગાથા"માં તેમજ વૈદિક ભાષામાં એવા જોડાક્ષરોને એમ જ છૂટા પાડીને બોલવાના છે.

વા : Vā : वा = Either, ગમે તો, ચાહે તો, મૂળ અર્થ–અથવા.

આએતે, : Āitē : अयते = She goes or abides, તે વર્તે. તે વર્તણુક રાખે, તે માન આપીને ચાલે. ધાતુ अय કે इ. ક્રિયાપદ: વર્તમાનકાળ, આત્મનેપદ, ૩/૧. અહીં એનો કર્તા "પૃથ્વી" અધ્યાહાર છે. ઋગ્વેદમાં મં૦ ૧–૧૨૭–૩ માં તેમ જ બીજે ઠેકાણે આ अयते શબ્દ એ જ અર્થમાં છે.

યે : Yē . यन् = Who, જે. ૧/૧.

વા : Vā : वा = Or, અથવા.

નોઇત્ અન્હત્ : Nōit anhat : नेद् असन् = May not be indeed, ખરેખર હોય નહીં. ધાતુ अस् = to be, હોવુ. ક્રિયાપદ : સંશયાર્થ, પરસ્મૈપદ. ૩/૧.

આ વાસ્ત્ર્યો : Ā vāstryō : आ वास्त्र्यास् = As the protector, as the prophet. રક્ષક જેવો, પેગમ્બર જેવો. ૧/૧. અહીં 'આ' છૂટી ગયેલો છે, તે જોઇએ.

**૯ મા શ્લોકનો ભાવાર્થ :** હો મઝ્દા અહુરા ! હો પૃથ્વીના બન્ને સર્જકો ! તમારામાં આરમઇતિ બધે પ્રસરી રહી છે, તેમ જ મન્યુનો (સર્જવાનો) હેતુ પણ તમારામાં બધે પ્રસાર પામી રહ્યો છે, તેથી એ પૃથ્વીને માટે તમે એનો ખરો રસ્તો મુકરર કીધો છે; ચાહે તો તે પેગમ્બરથી (પેગમ્બરના આદેશને અનુસાર) વર્તન રાખે, અગર ચાહે તો જે પેગમ્બર જેવો છે જ નહીં (તેને અનુસરીને ચાલે).

આગલા શ્લોકમાં અષોઇને સદા પોતાની આંખોમાં રાખવાનું કહ્યા પછી હવે અહીં પેગમ્બર સાહેબ મઝ્દા અહુરા જે બન્ને પૃથ્વીના સર્જકો છે તેઓને સંબોધે છે કે તમે તો સર્વવ્યાપક છો એટલે આરમઇતિ બધે તમારી ભક્તિ ફેલાવી રહી છે, પોતાના પ્રકાશથી બધાને તમારી સદ્ભક્તિ લેવા પ્રેરે છે, વળી તમારા પેદા કીધેલા અંગ્રમન્યુનો હેતુ પણ બધે પ્રસાર પામી રહ્યો છે. મતલબ કે તમે દુનિયાનું સર્જન કરવામાં જે હેતુ રાખેલો, તે નેકી બદીનું યુદ્ધ પણ બધે ચાલી રહ્યું છે, અને આ નેકી ને બદી વચ્ચે આ પૃથ્વીએ કયો રસ્તો લેવો તે પણ તમે મુકરર કીધેલો છે. એટલે એ પૃથ્વીને એના દુઃખમાંથી ઉદ્ધારવાને માટે તેને ને તેનાં સંતાનોને સદ્બોધ આપવા તમે મને પેગમ્બર તરીકે અહીં મોકલ્યો છે, માટે

હવે, જોઇએ તો એ પેગમ્બરનો બોધ અંતરમાં ઉતારીને તે કહે તેમ એ પૃથ્વી વર્તે અને સારો માર્ગ પકડે અને નહીં તો પછી જે પેગમ્બર છે જ નહીં અને જેને ખરું બ્રહ્મજ્ઞાન નથી તેવા બીજાનો દુર્બોધ પામીને તે બૂરે માર્ગે ચઢે! મજ્દા અહુરાએ તો પોતપોતાનો માર્ગ ચૂંટી લેવાની દરેક ઇન્સાનને છૂટ આપી છે, પછી તે પ્રમાણે માણસ તેનું પરિણામ ભોગવી લે. પણ મજ્દા અહુરા કેવા મહેરભર્યા છે કે તેમણે તો પૃથ્વીના લોકને સદ્‌બોધ આપીને ખરો અષોઇનો માર્ગ લેવા પેગમ્બર સાહેબને મોકલ્યા, કે જેથી લોકે અષોઇ પાળીને પોતાની મુક્તિ પામી અમરત્વ પ્રાપ્ત કરે!

આ શ્લોકમાં પણ જ્યોતિષનો ઊંડો ભેદ છે. હું આગળ લખી ગયો છું તેમ બન્ને મન્યુઓ તે ચંદ્રના ક્રાંતિવૃત્તના ઉત્તર અને દક્ષિણ બિંદુપાત nodes છે. આ રોજ ને રોજ પૃથ્વીની આજુબાજુ ફરતો ચંદ્ર-આરમઇતિ-પોતાની સાથે આ બિંદુપાતોને પણ ખૂબ ધીમે ધીમે ફેરવે છે, અને એ બિંદુપાતો હંમેશ એકમેકની પૂરેપૂરા સામે રહે છે. એટલે આ કેતુનું ને રાહુનું-નેકીનું ને બદીનું યુદ્ધ પળેપળ દુનિયામાં ચાલુ રહે છે. એ બધું ચંદ્રને લીધે જ છે. એથી જ પૃથ્વીની આજુબાજુ ફરવા ને બધું નોંધવા ઉપગ્રહ ચંદ્રને મુકરર કીધેલો છે. આરમઇતિના-ચંદ્રના-અનેક ગુણો જે અષોઈ તરફ લઇ જાય છે તે ભક્તિ, શ્રદ્ધા, વગેરેનું અહીં સૂચન છે. આ ચંદ્ર ફરતો જાય અને તેના બિંદુપાતો-nodes-મન્યુઓ-પણ ફરતા જાય, અને પૃથ્વી પાસે એવી રીતે તે બન્ને રસ્તા મૂકે છે. નેકીના અને બદીના-જ્યોતિના અને અંધારના, અને તેમાંથી લોકો જે ગમે તે માર્ગ લે. જોઇએ તો નેક પંથે જાય ને મુક્તિ ને અમર આનંદ મેળવે, અને જોઇએ તો બદીનો માર્ગ લે ને સદા દુઃખમાં સબડ્યા કરે ને હેરાન થાય. પેગમ્બર સાહેબ તો નેકીનો માર્ગ ક્યાં છે તે સૌને પોતાના બધા પ્રયત્ને દેખાડે છે.

આ આરમઇતિનો અને મન્યુઓનો સંબંધ વધારે સ્પષ્ટતાથી પાછો આ જ હા. ના આવતા ૧૨ મા શ્લોકમાં દર્શાવેલો છે. ધર્મની અને જ્યોતિષની ઊંડી વાતો જે દુનિયા બરાબર સમજી શકતી નથી, અને હજી પણ જ્યોતિષને "વહેમ" ગણીને તુચ્છકારી કાઢે છે, તે આ "ગાથા"માં તો પાયારૂપે છે અને પેગમ્બર સાહેબે તો તે વાત ગુપ્ત રીતે, પણ સમજે તેને સ્પષ્ટતાથી સમજાય તેવી રીતે, બધે વણી લીધી છે. હજારો વર્ષ પરના આપણા પૂર્વજોએ-શ્રી જરથુસ્ત્રના જન્મની પણ હજારો વર્ષ આગળથી પોતાના અનુભવથી અને તારા સિતારાના હંમેશના અવલોકનથી જ્યોતિષને જ આ દુનિયા ચલાવવાની ગુપ્ત વિદ્યા તરીકે શોધી કાઢીને તે નોંધી હતી. આ ઊંડું ને ખરું જ્ઞાન જરથોસ્તીઓએ હજારો વર્ષથી કેમ પાછું ગુમાવી દીધું તે સમજાતું નથી. "કાખમાં છોકરું ને તેને શોધવા બધું ગામ ઢૂંઢી આવે," તેમ આ હીરાની ખાણ પાસે હોવા છતાં તે કોઇને નજરે પડે નહીં, અને જાતજાતના ઇલ્મો ને તર્કો પરધર્મોમાંથી કે પારકી ફિલસૂફીઓમાંથી ઘસડી લાવીને તે જરથોસ્તી ધર્મમાં ઠોકી બેસાડ્યા છે! બધી ખરી ને પ્રભુપંથની ફિલસૂફીનાં બીજ, રોપ, ફૂલ ને ફળ શ્રી જરથુસ્ત્ર સાહેબની આ "ગાથાઓ"માં છે, તે હવે સ્પષ્ટતાથી સૌ જોઇ પિછાની લે ને કુશંકા કરે નહીં!

## હા. ૩૧—શ્લોક ૧૦ મો

અત્: At: अत् = Thus, એ રીતે, એ સમજીને.

હી: Hī: मा = She, તે પૃથ્વીએ. ૧/૧. નારીજાતિ.

અયાઓ: Ayå, अयोस् = Out of the two, એ બેમાંનો. ૬/૨.

ફ્રવરેંતા: Fravarətā: प्रवर्त = Chose, gladly accepted, પસંદ કીધો, ખુશીથી માન્ય રાખ્યો. ધાતુ प्रवृ. ક્રિયાપદ: પૂર્ણભૂતકાળ, આત્મનેપદ. ૩/૧.

વાસ્ત્ર્યૅમ: Vāstryəm: वास्त्र्यम् = The Protector, the prophet, (acc.) રક્ષકને, પેગમ્બરને, ૨/૧. જ્યાં જ્યાં જોડાક્ષરમાં છેવટે "યમ્" સંસ્કૃતમાં આવે છે, ત્યાં ગાથા ભાષામાં "ઇમ્" લખાયેલા છે. અવે. લિપિમાં એક અર્ધગોળ લીટીનો 'ઇ' થાય ને બે તેવી સાથે મૂકાય તો 'ય્' થાય, એટલે કદાચ એ લિપિમાં લખતાંજ પ્રથમ બે ને બદલે એક 'ઇ' લખાઇ હોય ને પછી તેમજ ચાલ્યું હોય. બાકી "ઇમ્" પ્રત્યય તો કાં તો શબ્દને છેડે 'ઇ' સ્વર હોય તો બીજી વિભક્તિમાં આવે, યા તો નારીજાતિમાં આવે. "વા-સ્ત્રિ-યમ્."

અખ્યાઇ: Axyāi अस्यै = For her–Earth, તે પૃથ્વીને માટે. ૪/૧. "અ-ખિ-યાઇ" એમ ત્રણ શ્રુતિમાં બોલવાનો છે.

ઇફ્શુયન્તૅમ: Ifšuyantəm: ईप्सुयन्तम् = The giver or procurer of reward (acc.) ફળદાતાને, સદ્ફળદાયકને. ૨/૧. જુઓ હા. ૨૯ ના ૫ નો ને ૬ ઠો શ્લોક; ત્યાં પણ એ જ શબ્દ છે. એની ટીકા ત્યાં જોવી.

અહુરૅમ: Ahurəm: असुरम् = Lord Supreme, અધિકૃત સ્વામીને. ૨/૧.

અષવનૅમ: Ašavanəm: अषवनम्–ऋतवनम् = The preserver of holiness, or righteousness (acc.), અષોઇના રાખણહારને–અષોઇના પાળનારને, સદાચારીને. ૨/૧.

વડ્હઉશ્...મનડ્હો: Vaŋhōuš manaŋhō: वसोस् मनसस् = Of pure mind, સાત્વિક મનનો. ૬/૧.

ઇફ્શૅંગ્હ્યૅમ: Ifšə̄nghyəm: ईप्संस्यम् = To one desirous of attainment, પ્રાપ્તિ કરવાની ઇચ્છા ધરાવનારને, પ્રાપ્તિવાંછુને. ૨/૧. આ શબ્દ आप् ધાતુના ઇપ્સિતાર્થ (Desiderative) રૂપ પરથી 'નામ' થયેલો છે. વિશેષણ તરીકે બીજું રૂપ ईप्सु પણ છે. આ પ્રથમનો "ઇ" લોપ થઇ ગયેલો છે, પણ તે લખાય ને બોલાય તોજ છંદમાંની નવ શ્રુતિ પૂરી થાય: "ઇફ્શૅન્ગિહ્યમ્" એમ હોવું જોઇએ. જુઓ મો. નિ. કોષ: ईप्स् અને आप् શબ્દોમાં.

નોઇત્: Noit: नेद् = Not indeed, કદી નહીં, નહીં જ.

મઝ્દા : Mazdā : मेधा = Oh Mazdā. હે મઝ્દા ! ૮/૧.

અવાસ્ત્ર્યો : Avāstryō : अवास्त्रस् = Non-prophet, unprotector, ignorant teacher, અરક્ષક, અજ્ઞાન ઉપદેશક, દુર્બોધક. ૧/૧. "અ-વા-સ્ત્રિ-યો."

દવાંસ્ ચિના : Davąs-cinā : धवन्त् चन = Ever shaking, destroying or demolishing, વિધ્વંસ કરતો, વિઘાત કરતો, વિનાશ કરતો, તોડી પાડતો. ૧/૧. વર્તમાન કૃદંત. ધાતુ धू = to shake, to agitate, to destroy, चन = even, not even. "અવાસ્ત્ર્યો દવાંસ્ ચિના" એટલે તોડી પાડતો દુર્બોધક પણ નહીં.

હુમૅરેતોઇશ્ : Humərətōiš : सुस्मृतेस् = Of the whole body of well-meant sacred traditions, કલ્યાણકારક શુભ સ્મૃતિનો. ૬/૧. બહુ જૂના આર્યોના ધાર્મિક ગ્રંથોમાં "શ્રુતિ" અને "સ્મૃતિ" એમ બે વર્ગ ગણાય છે. પેગમ્બર યા સોષ્યંત યા ઋષિમુનિ જેવા પવિત્ર માનવ નરોત્તમને ઇશ્વરની પ્રેરણાથી સાંભળીને પ્રાપ્ત થયેલા પરાજ્ઞાનના "વેદ" જેવા ગ્રંથો તે "શ્રુતિ" કહેવાય છે, અને બધું માનવજ્ઞાન સ્મૃતિમાં એટલે યાદદાસ્તમાં રાખીને જે મોટા સિદ્ધ નરોએ લખેલા ગ્રંથો તે "સ્મૃતિ" કહેવાય છે. ધર્મના કાનૂનો, જીવનની ઘડેલી નીતિ વગેરે આ "સ્મૃતિ" ગ્રંથોમાં આવે છે. શ્રી જરથુશ્ત્ર સાહેબના વખતમાં એવા જે સ્મૃતિ ગ્રંથો હશે, અને જે ધર્મના કાનૂનો જૂના આર્યોમાં પ્રચલિત થયેલા હશે તેનો અહીં ઉલ્લેખ છે.

બખ્શ્તા : Baxstā : मक्त = Brings to nought, destroys, નષ્ટ કરે, નાશ કરે. ધાતુ मक्ष ક્રિયાપદ : અનિયમિતકાળ, આત્મનેપદ, ૩/૧. જે. વ્યા. § ૬૫૬.

**૧૦ મા શ્લોકનો ભાવાર્થ :** એ સમજીને એ પૃથ્વીએ આ બેમાંથી સારું ફળ આપનાર, અધિકૃત સ્વામી, પાક સદાચારી, સાત્ત્વિક મનની પ્રાપ્તિવાંછુ રક્ષક પેગમ્બરને પોતાને માટે ખુશીથી ચૂંટીને માન્ય રાખ્યો. હે મઝ્દા ! કલ્યાણકારક શુભ સ્મૃતિને-ધર્મજીવનના કાનૂનોને-તોડી પાડતો કોઇ પણ અજ્ઞાન ઉપદેશક હવે તેને કદી નષ્ટ કરી શકે નહીં.

આગલા શ્લોકમાં છેલ્લે કહ્યું છે કે આ બધો મન્યુઓનો ભેદ સમજ્યા પછી પૃથ્વીને ગમે તો મઝ્દા અહુરાએ મોકલેલા આ પેગમ્બરને સ્વીકારીને તેનો બોધ માન્ય રાખીને શુભ અષોઇને માર્ગે વર્તે, અગર ચાહે તો બીજે માર્ગે તે જાય. એ પછી પેગમ્બર સાહેબ હવે ખુશાલીભરી ખબર આ શ્લોકમાં આપે છે કે પૃથ્વીએ તો બધું તોલન કરીને, ધર્મને નામે ખોટા ઉપદેશ આપનાર દંભી ને કહેવાતા ગુરુઓને નહીં પણ જે ખરો અષો નર છે, જે શક્તિશાળી ગુરુ છે, જે સારો માર્ગ દેખાડીને સારાં ફળનો અપાવનાર છે, જે સદા સાત્ત્વિક મનની જ પ્રાપ્તિનો ઇચ્છનાર છે, એવા આ અહુરાના પેગમ્બર શ્રી જરથુશ્ત્રને જ પોતાના ખરા ધર્મોપદેશક તરીકે ચૂંટીને તેમને માન્ય રાખ્યા છે. એટલે પૃથ્વીનાં લોકોએ આખરે સાચી ચૂંટણી કરીને બીજા કોઇનું પણ નહીં

માનતાં શ્રી જરથુસ્ત્ર પેગમ્બરનો જ ઉપદેશ માન્ય રાખ્યો છે. એટલે આ લખાયું ત્યારે શ્રી જરથુસ્ત્ર પોતાના મુલકમાં યા જ્યાં આ ઉપદેશ આપ્યો હશે ત્યા પેગમ્બર તરીકે સ્વીકારાયા હતા. એ પછી પેગમ્બર સાહેબ કહે છે કે હે મઝ્દા! હવે કોઇ પણ દંભી દુર્બોધક પોતાના ઊંધા ને મતલબી ઉપદેશથી ધર્મના કાનૂનોને કે તેમને કંઇ નુકસાન કરી શકે તેમ નથી. એટલે એમ સમજવાનુ છે કે તે વેળા શ્રી જરથુસ્ત્ર સાહેબનો ખાસ પેગામ બહુ લોકોએ ઝીલ્યો હશે અને જરથોસ્તી ધર્મ એવો સાબૂત સ્થપાઇ ગયો હશે કે કોઇ પણ વિરોધીઓ ને દંભી તકસાધુઓ તેના પાયાને ડગાવી શકયા નહીં હશે. તે વેળા સૌ વિરોધીઓનો પરાજય થઇ ગયો હશે.

# હા. ૩૧–શ્લોક ૧૧ મો

હ્યત્ : Hyat : यत्–यतस् = Because, કારણ કે.

નેં : Nē : नस् = For us, અમારે માટે, ૪/૧.

મઝ્દા : Mazdā ! : मेधा = Oh Mazdā ! હે મઝ્દા ! ૮/૧.

પઔર્વ્યેમ્ : Paourvyəm : पूर्व्यम् = From the beginning, પ્રથમથી.

ગએથાઆસ્–ચા : Gaēθā̊s-cā : गयथाश्च–घटाश्च = Creations (Acc.) the physical worlds, સૃષ્ટિઓને, સ્થૂળ જગતોને. ૨/૩. આ શબ્દ આ જ ૩૧ મા હાના ૧ લા જ શ્લોકમાં છે, ત્યાં ટીકા જુઓ.

તષો : Tašō : अतक्षस् = Thou hast created, તેં સર્જ્યું છે, તેં પેદા કીધી છે. ધાતુ तक्ष् = પેદા કરવું, ક્રિયાપદ: ભૂતકાળ, પરસ્મૈપદ, ૨/૧. જુઓ જે. વ્યા. § ૪૮૪.

દએનાઆસ્–ચા : Daēnā̊s-cā : धेनाश्–च = (धेना = Speech, Divine speech or word) the divine commandments, (પવિત્ર વાણી, દૈવી વાણી) ધર્માદેશોને, ૨/૩. ધાતુ धे = to take to one's self, to nourish, to appropriate, આ શબ્દ વેદમાં પણ એ જ અર્થમાં ઘણી વાર આવે છે. એ શબ્દનો અર્થ conscience = અંતઃકરણ કરીને કેટલાક કરે છે, પણ તે અર્થને આ શબ્દના મૂળ ધાતુ સાથે કશો સંબંધ નથી. એ તો આ દુનિયામાં સારું જીવન ગાળવા માટે જે પ્રથમ દૈવી શબ્દ "ઓમ્" માનવજાતને દિવ્યભૂમિમાંથી મળ્યો અને જે ધર્મનો આદેશ (commandment) પરંપરા મૂળથી ઊતરતો આવ્યો, તે જ અર્થ છે અને એ "દએના" પરથી ફારસીમાં "દીન" શબ્દ બન્યો તેનો અર્થ "ધર્મ" થયો તે પણ યુક્ત છે.

થ્વા : θwā त्वा = (Vedic) = *Through thee*, ૩/૧.

મનઙ્હા : Manaŋhā : मनसा = Through perception, જ્ઞાનથી, સમજથી, પ્રત્યક્ષ અનુભવથી ૩/૧.

ખ્રતૂશ્–ચા : Xratūš cā : क्रतु–श्च = And the powers of right judgement અને નિર્ણયબુદ્ધિની શક્તિઓ, ખરું ખોટું સમજીને ખરો નિર્ણય કરવાની શક્તિઓ. ૨/૩. એ શબ્દ પણ "તષો"નું કર્મ છે.

હ્યત્ : Hyat यत् = By which reason, જે કારણથી.

અસ્ત્વન્તેંમ્ : Astvantəm : अस्थ्वन्तम् = To one with the physical body, to the corporeal being, ભૌતિક દેહવાળાને, હાડકાંના ખોખાને, આ શબ્દ હા ૨૮–૨ માં આવી ગયો છે. પૂર્વ વૈદિક કાળમાં કદાચ એ શબ્દ अस्थ्वन्त પણ હોય. अस्थिन्, अस्थि = bone, હાડકું.

દદાઓ : Dadā̊ : अददात् = Thou hast given, તેં આપ્યું છે, બક્ષ્યું છે. ધાતુ दा, ક્રિયાપદ: ભૂતકાળ, પરસ્મૈપદ, ૨/૧.

ઉશ્તનૅમ : Uštanəm : उष्टनम् (= चेतनम्) = Consciousness, ચૈતન્યને, ચેતનાને, જાનને, જીવને, ધાતુ उष् = to burn. શરીરમાં ગરમી છે ત્યાં સુધી જ ચેતન છે, શરીર એ ગરમીથી જ જીવતું છે. એને મળતો શબ્દ "ચેતન" છે. વેદની આગળના કાળમાં "ચેતન" ને બદલે આ "ઉષ્ટન્" શબ્દ વપરાતો હશે. આ શબ્દ હા ૩૩-૧૪ માં પણ છે.

હ્યત્ : Hyat : यत् = By which, so that, જેથી.

શ્યઑથ્નના-ચા : Syaoθənā-cā : च्यौत्ना-च = And actions, અને કાર્યોને. ૨/૩.

સૅન્ગ્હાંસ્-ચા : Sə̄nghas-cā : शंसांश = And desires to do, અને કંઇ કરવાની ઇચ્છાઓને, કામનાઓને. ૨/૩. નારીજાતિ. આ બન્ને શબ્દોનો ક્રિયાપદ "દદાઑ" છે.

યથ્રા : Yaθrā : यत्रा = Whereby, જેથી, જેણે કરીને. ૩/૧.

વરૅનૅન્ગ્ : Varənə̄ng : वृणान्-वरणान् = The choices, selections, પસંદગીઓ, ચૂંટણીઓ. ૨/૩. ધાતુ वृ = પસંદ કરવું.

વસાઑ : Vasū : वशाम् = The will, the power of choosing, નિશ્ચયશક્તિ, નિર્ણયશક્તિ. ૧/૧. નરજાતિ, મૂળનામ वश.

દાયેતે : Dāyetē : धायते = Would make, would effect, કરે, સાધે, મેળવે. ધાતુ धा = to make = કરવું. ક્રિયાપદ: વર્ગ ૪ થો, અનિયમિત કાળ, સંશયાર્થ, આત્મનેપદ, ૩/૧. જુઓ મો. વિ. સંસ્કૃત અંગ્રેજી કોષ, પૃષ્ઠ ૫૧૩, હાર બીજી, धा માં નોંધાયેલું છે કે એને ૪ થા વર્ગમાં લઇ આત્મનેપદ, ઇચ્છાર્થક રૂપમાં "ધાયેત" વપરાયેલું છે. એટલે આ પણ ૪ થો વર્ગ લઇએ તો જ વ્યાકરણ બરાબર બેસે.

**૧૧ મા શ્લોકનો ભાવાર્થ :** કારણ કે હે મઝ્દા! તેં અમારે માટે પ્રથમથી જ સૃષ્ટિઓ અને (તેમાં બરાબર રીતે રહેવાના) ધર્માદેશો સર્જ્યાં, વળી તારી મારફતે જ્ઞાનથી ને સમજથી તેં નિર્ણયબુદ્ધિની શક્તિઓ સર્જી, જેને લીધે આ ભૌતિક દેહવાળાને (=આણીને) તેં ચેતન આપ્યું જેથી કાર્યશક્તિને તેમજ ઇચ્છાશક્તિને તેં બક્ષી, જેણે કરીને (માણસની યા અમારી) નિશ્ચયશક્તિ યથાર્થ પસંદગીઓ કરે.

આગલા શ્લોકમાં પૃથ્વીએ એટલે પૃથ્વીનાં લોકોએ પેગમ્બર સાહેબને તેમજ તેમના પેગામને માન્ય રાખ્યા, તે કહ્યા પછી હવે પેગમ્બર સાહેબ અહીં કહે છે કે તેમને પેગમ્બર તરીકે માન્ય રાખવાનું કારણ હતું. મઝ્દા અહુરાએ માણસજાતને પેદા કીધા તે પહેલાં સૃષ્ટિઓનું સર્જન કીધું, અને "અહુન"નો પહેલો નાદ આપીને તે મારફતે ખરા ધર્મનો આદેશ આપ્યો, કે નેકી શું, બદી શું અને શું કરતાં માણસજાત અપોઇ પ્રાપ્ત કરીને તે પાછી મઝ્દા અહુરાની પાક પનાહમાં રહી શકે અને પોતાની મુક્તિ ને અમરતા પાછી મેળવે. વળી માણસને તેઓએ એવું મન આપ્યું કે તેમાંથી ને તેના યથાર્થ

ઉપયોગથી વખત જતાં ભલાબૂરાનો ભેદ તે સમજીને પારખી શકે, અને સારું ચૂંટવું કે નરસું તેની નિર્ણયબુદ્ધિ (Sense of Judgement) પણ તે વાપરી શકે. માણસને આ અજબ શક્તિઓ ધરાવતું ખાકી શરીર આપ્યું અને એ શરીરને ચેતન–પ્રાણ-બક્ષ્યું ને તેના પર તેનો અધિકાર સોંપ્યો, જેણે કરીને તેના અંતરમાં ઇચ્છાઓ ઉત્પન્ન થઇ અને તે ઇચ્છાઓ પાર પાડવાની તેણે કાર્યશક્તિ પણ મેળવી. આ બધી શક્તિઓનો ઉપયોગ સારું નરસું સમજવા માટે જ છે, કે જેથી મનગમતી યથાર્થ પસંદગી કરી શકાય. આવી રીતે બધું આપીને પણ માણસને સ્વતંત્ર નિશ્ચયબુદ્ધિ–સંકલ્પશક્તિ–Free will–અહુરાએ બક્ષી. અહુરા કંઇ જાતે કોઇને હુકમ કરવા આવતો નથી કે આમ કર ને તેમ કર. તે સાહેબે પૂર્વકાલથી પોતાનો ધર્માદેશ પવિત્ર માણસો મારફતે ઉતારેલો જ છે. એટલે સારું નરસું તોલવાની શક્તિ જે માણસને આપેલી છે તેનો ઉપયોગ કરીને તે સારી પસંદગી કરે. આ નિર્ણય કરવાની વચ્ચે તે સાહેબ આવતો નથી. પણ સૃષ્ટિની રચના એવી કીધી છે કે બૂરું ઇચ્છનારને ને કરનારને તેની શિક્ષા સવેળા મળી રહે છે. એ શિક્ષામાંથી કોઇ બચતું નથી. માણસજાત મૂળ સ્વભાવે તો નેક જ છે, કેમકે તેનામાં અહુરાનો અંશ છે. પણ તે પોતાની બૂરી ઇચ્છાઓને ને પ્રલોભનોને વશ થઇને પોતાની બુદ્ધિનો સદુપયોગ નહીં કરે કે પેગમ્બર સાહેબ જેવા અષો માણસના બોધને નહીં ગણકારે, દુષ્ટ ને અજ્ઞાન ગુરુઓના કે મિત્રોના ઊંધા માર્ગનો બોધ લે ને આડું કરે ને બદીને ફાવવા દે, તો તે મજદાની સૃષ્ટિને નુકસાન કરે એટલે પછી તેની સજા પણ તેને ખાવી પડે. એ મૂળ સ્વભાવની નેકી માણસજાતને પાછો આ પેગમ્બર સાહેબનો અષો પેગામ પહોંચતાં, બીજા નેક માણસોની શિખામણ સાંભળતાં માણસજાતના અંતરમાં ઉપર આવીને પ્રગટ થઇ અને તેણે પેગમ્બરના બોધને માન્ય રાખ્યો, ને બદીથી દૂર રહેવાનો તેણે સંકલ્પ કીધો. એમ આ શ્લોકમાં આખરે જણાવ્યું છે. પેગમ્બર સાહેબની એ ખરેખરી જીત હતી.

## હા. ૩૧—શ્લોક ૧૨ મો

અથ્રા : Aθrā अत्रा = Here, in this world or place, અહીં, આ દુનિયામા, આ ઠેકાણે.

વાચૅમ : Vacəm . वाचम = Talk, discourse, વાદ, મતમતાંતર, વાણીનો ઝઘડો. ૨/૧.

બરઇતી : Baraiti भराति = Maintains, carries on, ચલાવે છે, નિભાવે છે, કર્યા કરે છે. ધાતુ भृ ક્રિયાપદ : વર્તમાનકાળ, પરસ્મૈપદ, ૩/૧. "વાચૅમ્ બરઇતી" એટલે વાદવિવાદ ચલાવે છે, એકમેકની સામે પોતાના મતમતાંતર દર્શાવે છે.

મિથહ્‌વચાઓ : Miθah-vacå̄ मिथोवचास् = The antagonistic speaker પ્રતિસ્પર્ધી વક્તા, વિરોધી, વક્તા. ૧/૧. ધાતુ मिथ् = to engage in altercation or discourse. ઝઘડામા કે વિવાદમા પડવુ. मिथु નો અર્થ falsely or pervertedly, ખોટી રીતે, ઊંધી રીતે, એમ થાય છે. પણ मिथस् એટલે તો પ્રતિસ્પર્ધાથી, એક પછી એક, સાથે મળીને, એવા થાય છે. અહીં "મિથહ્ વચાઓ" એટલે "વિરોધી બોલનાર" એવો જ અર્થ સ્પષ્ટ છે, "ખોટું બોલનાર" નહીં.

વા : Vā वा = Either, બેમાંનો એક "વા. ..વા" એટલે "આ કે તે" either.. or.

ૅરેશ્-વચાઓ : Ərəš vacå̄ ऋश् वचास् = The speaker of truth or righteousness, the right speaker, સત્યવક્તા; સાચુ, અપો બોલનાર. ૧/૧.

વા : Vā वा = Or, અથવા.

વીદ્વાઓ : Vidvå̄ विद्वान् = Wise, erudite, learned, ડાહ્યો, જ્ઞાની, પંડિત ૧/૧.

વા : Vā : वा = Either, કાં તો.

ૅવિદ્વાઓ : Əvidvå̄ : अविद्वान् = Unlearned, ignorant, અભણ, અજ્ઞાન. ૧/૧.

વા : Vā : वा = Or, અથવા.

અહ્યા : Ahyā: अस्य = This, તેના. ૬/૧.

ઝૅરેદા-ચા : Zərədā-cā : हृदा-च = And according to heart, અને હૃદય મુજબ, હૈયાની વળણ મુજબ. ૩/૧.

મનઙ્હા-ચા : Manaŋhā-cā: मनसा च = And according to mind or intellect, અને બુદ્ધિ મુજબ. ૩/૧.

આનુશ-હક્ષ્ : Ānuš haxš आनु -सक्ष् = Uninterruptedly following, અવિરત પૂઠે જતી, અણરોકેલી પાછળ જતી. ક્રિયાવિશેષણ अनु = Uninterruptedly, અટક્યા વગર, અને सक्ष्-सच् = to follow, પૂઠે જવું. વેદમા એ શબ્દ आनुषक् રૂપે છે.

આરમઇતીશ્ : Āramaitiš : अरमति = Āramaiti, આરમઇતિ. ૧/૧.

મઇન્યૂ : Mainyū : मन्यू = To both the Manyus, બન્ને મન્યુઓને. ૨/૨. આ શબ્દ ઘણાં વિદ્વાનો ૩/૧ (આત્મા સાથે) માં લે છે, તે યથાર્થ નથી જ. અહીં તો એ ૨/૨ માં જ છે. "બન્ને મન્યુઓને તે પૂછે છે," કેમકે દરેક માણસે સારું નરસું શું શું કર્યું તેનો હીસાબ એ બન્ને મન્યુઓ–સ્પેન્તા મન્યુ અને અંગ્રમન્યુ રાખે છે ને તે પોતાની વડીલ આરમઇતિને–ચંદ્રને–આપે છે.

પૅરસાઇતે : Pərəsāitē पृच्छते = Asks to know, asks to find out, જાણી લેવા પૂછે છે. ધાતુ प्रछ् = to ask, પૂછવું. ક્રિયાપદ: વર્ગ ૬ ઠો. વર્તમાનકાળ, સંશયાર્થ, આત્મનેપદ, ૩/૧. કર્તા "આરમઇતીશ્" છે.

યથ્રા : Yaθrā · यत्र = Wherever, જ્યાં જ્યાં. આ શબ્દ 'મએથા,' "શંકા, આશ્ચર્ય" વગેરે શબ્દો સાથે આવે છે.

મએથા : Maēθā मेथा = Trouble, doubt, confusion, મુશ્કેલી, શંકા, ગૂંચવણ, ૧/૧. નારીજાતિ. એનો કર્તા "અઙ્હત્" may be, હોય, અધ્યાહાર છે. હા ૩૦–૯ માં પણ "યથ્રા ચિસ્તીશ્ અઙ્હત્ મએથા" છે. ધાતુ मिथ्, strong form मेथ् = to engage in dispute or contest.

**૧૨ મા શ્લોકનો ભાવાર્થ :** અહીં આ દુનિયામાં તો વિરોધી વક્તા કે સત્ય વક્તા, જ્ઞાની કે અજ્ઞાની (પંડિત કે મૂર્ખ) તેના હૈયાની વળણ મુજબ અને (તેની) બુદ્ધિ મુજબ એકમેકની સામે વાદવિવાદ ચલાવે છે. સદા અણુઅટકતી પૂછે જતી આરમઇતિ બન્ને મન્યુઓને જ્યાં જ્યાં (એવી) શંકા–વાદ–હોય ત્યાં ત્યાં તે જાણી લેવાને પૂછે છે.

આગલા શ્લોકમાં કહ્યું છે કે માણસને સારું નરસું પસંદ કરવાની નિશ્ચય-બુદ્ધિ (will) મઝ્દાએ આપી છે, એટલે હવે આ શ્લોકમા પેગમ્બર સાહેબ કહે છે કે આ સારા નરસાનો ઝઘડો તો દુનિયામાં રોજનો ચાલ્યો જાય છે. અહીં તો સત્યવક્તા ખરો રસ્તો બતાવે તોપણ તેની સામે પણ પોતાની મતલબ સારવા તકસાધુઓ ખોટો વિરોધ ઉત્પન્ન કરે છે ને ખુલ્લા પ્રકાશમાં પણ અંધારું બતાવવાના પ્રયત્ન કરે છે. પંડિત કે મૂર્ખ, જ્ઞાની કે અજ્ઞાની, સૌ કોઈ પોતપોતાના હૈયાની ભલી બૂરી વળણ મુજબ અને ઓછીવત્તી બુદ્ધિ મુજબ, એક મેક સાથે વિવાદ કર્યા જ કરે છે. માણસમાં અહંકાર અને મિથ્યાભિમાન એટલાં છે કે દરેક જણ પોતે મનમાં સમજે છે કે તે જ દુનિયાનો બધો ભેદ સમજે છે, અને તેનું જે ગમે તે મત હોય તે દુનિયા પર ઠસાવી દેવાની તે કોશિષ કરે છે. એથી આ દુનિયામાં ખરા ખોટા વાદો–દ્વૈતવાદ, અદ્વૈતવાદ, દ્વૈતાદ્વૈતવાદ, એકેશ્વરવાદ, બહુદેવવાદ, ગુરુવાદ, અનીશ્વરવાદ, સ્યાદવાદ, બહેસ્તમાં પણ પરીઓને ભોગવવાનો વાદ વગેરે–જુદા જુદા માણસો ને વર્ગો ચલાવ્યા જ કરે છે. અને દરેક જણ પોતાના વિરોધી પર હુમલા કરે છે. એટલે છેવટે પેગમ્બર સાહેબ કહે છે કે આ પૃથ્વીના લોક પર સારામાઠાનો હિસાબ રાખનારી ને ભક્તિભાવની અને પ્રભુપંથની પ્રેરણા આપનારી, રાત દિન ફરતી રહીને વણ

અટકયે તપાસ્યા કરતી આરમઇતિ પોતાના બંન્ને મન્યુઓને જ્યાં જ્યાં આવા ખોટા વાદ ચાલતા હોય ત્યાં ત્યાંની ખબર રાખવા પૂછે છે.

આરમઇતિ-ચંદ્ર-અષની (ગુરુની) સાથીદાર છે, અને મન્યુઓ (nodes) એના જ ભ્રમણથી ઊપજે છે, અને જ્યોતિ ને અંધાર ચલાવતા રહે છે. નેકી બદીનો હિસાબ છેવટે આ પૃથ્વીના સર્જનમાં ભાગ લેનાર અષ એ આરમઇતિ મારફતે મેળવે છે, અને આરમઇતિ તે માટેની ખબર પોતાના મન્યુઓથી મેળવે છે. એટલે આ ખરા ખોટા વાદ ચલાવનારાઓને પણ તેમની કરણીનાં ફળ એ આરમઇતિ અપાવે છે. સૃષ્ટિના ભેદોનું દર્શન એવી રીતે પેગમ્બર સાહેબ લીટીએ લીટીએ ને શ્લોકે શ્લોકે વધુ ને વધુ કરાવતા જાય છે!

વળી આ લીટીમાં આ મન્યુઓ કોણ છે, તે પણ ખુલ્લું પડે છે. ચંદ્રના બન્ને બિંદુપાતો-રાહુ અને કેતુ-એ ચંદ્રના ભ્રમણથી જ ઊપજે છે. સૂર્યમંડળના ગ્રહો અને ઉપગ્રહ-ચંદ્ર-સાથે આખરે આ રાહુ અને કેતુના છાયાગ્રહો પણ પેગમ્બર સાહેબે કેવી કળાથી વર્ણવી દીધા છે! જ્યોતિષનો આ મર્મ પણ આ શ્લોકમાં તે સાહેબે છુપાવીને મૂકેલો છે, પણ અધિકારી વાંચકને તો એ તુરત સમજાઇ જાય છે. આ શ્લોકમાંથી તો ગાથામાં જ્યોતિષનો જ પાયો છે, તે સ્પષ્ટ થઇ જાય છે!

## હા. ૩૧—શ્લોક ૧૩ મો.

યાં: Yā : या–येन = With whatever, જે કઈ ....થી. ૩/૧.

ફ્રસા: Frasā पृच्छा–पृच्छया = With or through inquiry, પૃછપરછથી, તલાસથી, પ્રશ્નથી. ૩/૧. નારીજાતિ. ધાતુ प्रछ् અવેસ્તા લિપિમાં 'છ' નથી એટલે 'ચ'જ થાય અને 'ચ'નો 'સ' થાય છે, જેમ 'યાચ'નો 'યાસા' થયો છે તેમ. "પ્ર" પર સ્વરભાર છે તેથી તે 'ફ્ર' થયો છે. જૅક્સન, ગૅલ્ડનર આદિ એને "ફૅરસા" સાથે સંબંધ ધરાવતો માને છે તે બરાબર નથી. તે તો पर्ष् ધાતુ પરથી થયેલો છે ને તેનો અર્થ "મુક્તિ અપાવવું" થાય છે. આ તો સ્પષ્ટ રીતે प्रछ् ધાતુ પરથી જ છે.

આવીષ્યા: Āvisyā आविष्या (vedic) = Visible, open, દેખીતી, જાહેર, ખુલ્લી ૩/૧. વિશેષણ–"ફ્રસા"નું. ધાતુ आविद् = to manifest, બતાવવું આ શબ્દ અથર્વ વેદના મં. ૪–૨૦–૫ મા છે. મૂળ શબ્દ आविस् છે.

યા: Yā या–येन = With whatever, જે કંઇ....થી. ૩/૧.

વા: Va : वा = Or, અથવા.

મઝ્દા: Mazdā : मेधा = Oh Mazdā, હે મઝ્દા! ૮/૧.

પૅરૅસાઈતે : Pərəsaite . पृच्छते = (She) asks, makes the inquiry,(તે આરમઇતિ) પૂછે છે, ખબર કાઢે છે, ધાતુ प्रछ् ક્રિયાપદ વર્તમાનકાળ, સશયાર્થ, આત્મનેપદ, ૩/૧. એનો કર્તા આગલા શ્લોકમાંની "આરમઇતિ" છે, જ્યા આ શબ્દ પણ આવેલો છે.

તયા: Taya तया = Guardedly, secretly, છુપીથી, સતાડેલી, સાવધતાથી ૩/૧. ધાતુ तय् = to guard. આ "तया" શબ્દ ઋગ્વેદમા મં. ૧–૮૫–૧૧ મા છે.

યેં: Yə यस् = Who, જે. ૧/૧.

વા: Va वा = Or, અથવા.

કસૅઉશ્: Kasəus क्चोस् = Of hair-like, of a little, of the least, બાલ, જેવા–ની, જરાસરખા–ની. ૬/૧. क्च = Hair બાલ, વાળ તે પર "ઉ" (જુઓ જે. વ્યા. § ૭૮૦) પ્રત્યય લાગેલો છે, અને તેનુ આ છઠ્ઠી વિભક્તિનુ રૂપ છે. આ શબ્દ "કસુ" તીર યશ્ત, કરદો ૬–૨૯ મા "કસુ દામુનામચ"મા એ જ અર્થમા વપરાયેલો છે. વળી "હોરમઝ્દ યશ્ત"મા કરદો ૧૩–૪૪ મા એનુ અતિશયાર્થ રૂપ "કસિસ્તૅમ્"–क्चिष्ठम्–છે.

અએનઙ્હો: Aēnaŋhō : एनसस् = Of sin, પાપની ૬/૧.

આ: Ā आ = Towards, તરફ. આ ઉપસર્ગ પાછળ આવતા ક્રિયાપદ "યમઇતે" સાથે લેવાનો છે.

મઝિશ્તાંમ્: Mazištam : महिष्ठाम् = Greatest, મોટામા મોટી. ૨/૧. એ પાછળ આવતા "બૂજૅમ્"નુ વિશેષણ છે.

યમઇતે : Yamaitē : यमते = Takes upon himself, પોતાને માથે ઉઠાવે. એ ઉપર આવેલા "આ" સાથે લેવાનો છે. ધાતુ यम्. ક્રિયાપદ: વર્તમાનકાળ આત્મનેપદ, ૩/૧. એનો કર્તા "યે" છે. આ શબ્દ "અયમઇતે" તરીકે ગૅલ્ડનર, જેકસન, કાંગાજી વગેરે લે છે, પણ તેમ કરતાં એક શ્રુતિ છંદમાં વધી પડે છે. ધાતુ તો બધા જ यम् લે છે. ઉપર "આ" આવી ગયો છે, છતાં કોઇએ પહેલે "આયમઇતે" એમ પાછું લખ્યું હશે અને પછી 'આ'નો 'અ' થઇ ગયો હશે. પણ આ 'અ' ખોટો છે તે કાઢી નાખવો જોઇએ. છંદની કસોટીથી આ ઘૂસણિયા અક્ષરો પકડાઇ આવે છે. યુરોપીય વિદ્વાન આન્દ્રેઆસ્ પણ "યમઇતે"જ સૂચવે છે.

બૂજૅમ : Būjəm : भुजम् = Punishment, suffering, સજા, દુઃખ. ૨/૧. ધાતુ भुज्₃ = to suffer, દુઃખ ખમવું, સજા ભોગવવી.

તા : Tā : तां = These, આ, ૨/૩. એનો સંબંધ "વીસ્પા" સાથે છે.

ચશ્મૅંગ્ : Casmōng : चक्षान् = Eyes, આંખોને ૨/૩.

થ્વિસ્રા : θwisrā : त्विश्रा = Glittering, radiant, પ્રકાશતી, ઝળહળ કરતી. ૨/૩. નાન્ય. ધાતુ त्विष् = to shine.

હારો : Hārō : सारः = Moving, stretching out, ફેરવતો, ચોગમ ફેરવતો. ૧/૧. ધાતુ सृ = to move, વર્તમાનકૃદંત. જુઓ મો. વિ. કોષ પૃષ્ઠ ૧૨૦૮ सार I.

(અઇબી) : Aibī : अभि = આ "હારો" પછીનો "અઇબી" કોઇ લહિયાની ભૂલથી અહીં વધારાનો મુકાયેલો છે, કેમકે એ જ લીટીમાં "અષા" પછી "અઇબી" આવે છે. તે "વએનહી" ક્રિયાપદ સાથે વ્યાકરણ પ્રમાણે બરાબર જોડાયેલો છે: अभिवेणसि. વળી છંદના માપ પ્રમાણે જો આ પહેલો "અઇબી" રાખીએ તો પાદમાં બે શ્રુતિ વધી પડે તે ખુલ્લું બતાવે છે કે એ શબ્દ ક્ષેપક છે, ને તે નહીં જોઇએ.

અષા : Aṣ̌ā : अषा–अषेन = With Asha, અષની સાથે, ૩/૧.

અઇબી : Aibī : अभि = Severally, પૃથક્ પૃથક્, જુદું જુદું લઇને.

વએનહી : Vaēnahī : वेणसि = Thou discernest, તું વિવેકથી પારખે છે. ધાતુ वेण् = to discern. ક્રિયાપદ: વર્તમાનકાળ, પરસ્મૈપદ, ૨/૧.

વીસ્પા : Vispā : विश्वा = All, બધું. ૨/૩. નાન્ય. આ શબ્દ આ પંક્તિના પહેલા શબ્દ 'તા' સાથે લેવાનો છે: "તા....વીસ્પા" એટલે "આ બધું."

**૧૩ મા શ્લોકનો ભાવાર્થ :** જે કંઇ જાહેર પૂછપરછથી, અથવા, હે મઝ્દા! જે કંઇ છુપીથી તે (આરમઇતિ) પૂછીને ખબર કાઢે છે, અથવા જે કોઇ જરા સરખા પાપની મોટામાં મોટી સજા માથે ઉઠાવે છે, તે બધું (તારી) ઝળહળ કરતી આંખોને ચોગમ ફેરવતો તું અષ દ્વારા જુદું જુદું પાડીને વિવેકથી પારખે છે.

ગયા શ્લોકમાં કહ્યું છે કે બધા ગમે તેમ વાદ કરી રહ્યા છે, પણ એમાં ખરું ખોટું જે હોય તે બધું પોતાના મન્યુઓ મારફતે આરમઈતિ જાણી લે છે કે કોણ ખોટું ને કોણ ખરું છે, ને ક્યા વાદ ખોટા ચાલે છે. હવે અહીં પેગમ્બર સાહેબ કહે છે કે આ બધા વાદ જાહેરમાં ચાલે કે પછી છુપીથી ખાનગીમાં ચાલે, સામા પક્ષને ખોટી રીતે પણ કેમ મહાત કરવા અને વિષયથી અણજાણ અને અજ્ઞાન માણસોને કેમ ભોળવવા, ને પોતાની જહાંગીરી તેમ કરીને કેમ બતાવી આપવી, તે બધી ખરીખોટી ચર્ચાની ખબર આરમઈતિ પોતાની એ પૂછપરછથી મેળવી લે છે. તેમજ જે ખુદાથી ડરતા નેક માણસો પોતાની માનવ-સહજ નિર્બળતાને કોઇક પળે વશ થઇને જરા સરખી ભૂલ કરી દે, તે માટે પણ પોતાને માથે આપમરજીથી મોટી સજા ખેંચી લઇને દુઃખ ભોગવીને પસ્તાવો કરે, અને એ રીતે પોતાના સર્જક તરફના માર્ગને તે વધારે સાફ કરે. એ બધું મઝ્દા તો તેની ઝળહળ કરતી આંખોને એમ ચોગમ ફેરવતો રહીને અષની મારફતે જુદું જુદું પાડીને વિવેકથી પારખી લે છે. આરમઈતિ તે ચદ્ર અને અષ તે ગુરુ, એ જાણે મઝ્દાની બે ઝળકતી આંખો છે. એટલે આરમઈતિ બધી ખબર મેળવીને અષની આગળ મૂકે, અને અષ તે મઝ્દાને કહે, અને મઝ્દા તે બધું ખરું ખોટું જુદુ પાડીને વિવેકથી પારખે.

માણસ ગમે તેવી વિદ્વતા ને પંડિતાઈ પોતાની વાણીના જોરથી બહાર બતાવે, પણ તેની બુદ્ધિ અંદરથી તો મેલી ને પાપમય હોય અને તે સત્યને જાણ્યા છતાં માત્ર પોતાનુ અભિમાન કાયમ રાખવા જૂઠું બોલે. વળી માણસ ગમે તેટલી પવિત્રતાથી ચાલવા જતાં કોઇ વખત આ દુનિયાની કાજળની કોટડીમા જરા સરખો ખરડાઇ જાય, પણ તે જોતાં તે પોતાને શુદ્ધ કરવા આપ-મરજીથી તેનું પ્રાયશ્ચિત કરી લે. એ સારા નરસાનો ભેદ આ સૃષ્ટિના અધિકારીઓથી છૂપો રાખી શકાતો નથી. ગમે તેવું જાહેર કે છૂપું કામ તે કરે તે તો મઝ્દાની દરબારમાં નોંધાઇ જ જાય છે, અને તેનું સારું નરસું ફળ મળે છે, એવી આ સૃષ્ટિની અદ્‌ભુત રચના છે.

## હા. ૩૧—શ્લોક ૧૪ મો

તા: Tā : ता = These, all these, એ બધું. ૨/૩.

થ્વા: θwā : त्वा = Thee, તને. ૨/૧.

પૅરૅસા: Pərəsā , पृच्छा–पृच्छामि = I ask, હું પૂછું છું. ધાતુ प्रछ्. ક્રિયાપદઃ વર્તમાનકાળ, પરસ્મૈપદ, ૧/૧.

અહુરા: Ahurā : असुर = Oh Ahurā, હે અહુરા! ૮/૧.

યા: Yā : या = All which (pl.), જે બધું, ૨/૩.

ઝી: Zī : हि = Indeed, openly, ખચીત, સાક્ષાત.

આઇતી: Āitī : अयति = She obtains, તે (આરમઇતિ) મેળવે છે. ધાતુ इ = to obtain, મેળવવું. ક્રિયાપદઃ વર્તમાનકાળ, પરસ્મૈપદ, ૩/૧. 'અ' પર સ્વરભાર હોવાથી તે "આ" થયેલો છે.

જૅંઘઇતી–ચા: Jōnghaiti-cā : जसति–च = And she may receive, અને તે હવે પછી મેળવશે. ધાતુ गम् = to receive, પ્રાપ્ત કરવું, મેળવવું. ક્રિયાપદઃ વૃદ્ધિકર (Intensive) વર્તમાન–સંશયાર્થ, પરસ્મૈપદ, ૩/૧. જુઓ જે. વ્યા૦ § ૬૫૮. જૂના जस् ધાતુ પરથી जसति થ છે.

યાઓં: Yā̊ : यास् = All which, (pl.), જે બધી. ૧/૩. નારી જાતિ. એ નારીજાતિના નામ "ઇષુદ્યો" નું સર્વનામ વિશેષણ છે.

ઇષુદ્યો: Isudyō : इषुध्यस् = Prayers, requests, સ્તુતિ, પ્રાર્થના, બંદગી. ૧/૩. નારીજાતિ. મૂળ શબ્દ इषुध्युं છે. (ઋ. મં. ૫–૪૧–૬) ધાતુ इष् = to wish, इषुद् = to pray. જુઓ જે. વ્યા. § ૨૭૧.

દદૅંતે: Dadəntē : ददन्ते = Are granted, બક્ષવામાં આવે છે. ધાતુ दा, = to grant. ક્રિયાપદઃ અપૂર્ણભૂતકાળ, કર્મણિ, આત્મનેપદ. ૩/૩.

દાથ્રનાંમ: Dāθranąm : दात्राणाम् = Of self-sacrifices, સ્વાર્પણની, આત્મભોગની, ૬/૩. નારીજાતિ. दातृ = giving = દાન.

હચા અષાઉનો: Hacā ašāunō : सचा अषवणस् (ऋतवणस्) = Of the ever-firm Righteous અચળ સદાચારીનાં, હંમેશ અષોઇથી જ રહેનારનાં. ૬/૧.

યાઓંસ્–ચા: Yā̊s-cā : यास्च = And what, અને જે. ૧/૩. નારીજાતિ.

મઝ્દા: Mazdā ! : मेधा = Oh Mazda ! હે મઝ્દા ! ૮/૧.

દ્રેગ્વોદૅબ્યો: Drəgvōdəbyō : द्रुग्वद्भ्यस् = For the ignorant babblers, અજ્ઞાન બકવાદીઓ માટે. ૪/૩.

યથા: Yaθā : यथा = How, કેવી રીતે.

તાઓં : Tā̃ : तास् = These, આ બધી. ૧/૩. નારીજાતિ. એ શબ્દ "ઇષુદ્યો" નું સર્વનામ છે.

અહ્‌હેંન્ : Aŋhən : असन् = Might be, હોય. ધાતુ अस्. ક્રિયાપદઃ અપૂર્ણભૂતકાળ, પરસ્મૈપદ, સંશયાર્થ. ૩/૩.

હેંન્-કેંરેંતા : Hēn̰-kərətā : संकृताम् = Mixed-deeds doers, those who perform good as well as evil deeds, મિશ્રિત કર્મીઓ, સારું માઠું બન્ને કૃત્ય કરનારા. ૧/૩. ધાતુ संकृ = to mix together, સાથે ભેળવવું. એનો ક્રિયાપદ "છે" કે "હોય" અધ્યાહાર છે.

હ્યત્ : Hyat̰ : यतम् = When, જ્યારે આ શબ્દ ડૉ. સ્પીગલ જણાવે છે તેમ અમથો છંદનો ખાડો પૂરવા (redundant) વપરાયેલો નથી. "જ્યારે સારું માઠું એમ બન્ને જાતનાં કર્મ કરનારા હોય ત્યારે શું?" એવો પ્રશ્ન છે. એટલે "હ્યત્" યથાર્થ છે.

**૧૪ મા શ્લોકનો ભાવાર્થ :** એ (તલાસોને) માટે હે અહુરા! હું તને પૂછું છું: જે તલાસો ખચીત તે (આરમઇતિ) મેળવે છે અને હવે પછી મેળવવા પામશે: હંમેશ અષોઇથી જ રહેનારાનાં સ્વાર્પણની જે સ્તુતિઓ બક્ષવામાં આવે છે, અને જે (સ્તુતિઓ), હે મઝ્દા! અજ્ઞાન બકવાદીઓને (બક્ષવામાં આવે છે); વળી જ્યારે સારાં માઠાં બન્ને જાતનાં કૃત્યો કરનારા હોય ત્યારે કેવી રીતે તે સ્તુતિઓ બક્ષવામાં આવે છે.

હવે આ શ્લોકમાં પેગમ્બર સાહેબ અહુરાને–બધાંનો છેવટનો ન્યાય કરવાવાળાને–પૂછે છે કે જે તલાસ આરમઇતિ આ પૃથ્વી પર મનુષ્યો મારફતે કરે છે ને તેમાંથી જે ખબર તે મેળવે છે ને હવે પછી મેળવશે, તે માટે હું જાણવા માગું છું. વળી સદા અષોઇથી જ જે માણસ રહે છે અને પોતાનું સ્વાર્પણ કરે છે, અનેક રીતના સ્વાર્થનો એ અષોઇ પાળવા માટે ભોગ આપે છે, અને એ સ્વાર્પણથી સ્તુતિ–બંદગી–કરે છે, તે બંદગીનું ફળ તેને શું આપવામાં આવશે? જે દુષ્ટ અજ્ઞાન બકવાદીઓ સદા સત્યનો ને અષોઇના પંથનો વિરોધ કર્યા કરે છે, તે લોકો પણ એવી બંદગી તો કરે જ છે કે તેમને સુખ મળે, પણ એવી બંદગીઓનું ફળ પણ તેમને શું મળશે? બિનસ્વાર્થી બંદગીનું ફળ મળે તેવું જ શું આ સ્વાર્થી બંદગીનું પણ ફળ કદી મળી શકે? વળી જે લોક તદ્દન ખરાબ નથી તેમજ તદ્દન અષો નથી, પણ કાળ ને સંજોગ પ્રમાણે સારાં ને માઠાં બન્ને કર્મો કરે છે, અને તેઓ પણ બંદગી તો કરે છેઃ તો તેવા મિશ્રિતકર્મીઓની બંદગીનું ફળ પણ કેવું આપવામાં આવશે?

આ શ્લોકમાં પેગમ્બર સાહેબે ઘણા અષો પાક માણસ માટે, ઘણા દુષ્ટ ને અજ્ઞાન માણસ માટે, તેમજ સારું માઠું બન્ને સમધારણ કરવાવાળાનાં કાર્યોનો ને તેઓની બંદગીઓનો કેવો બદલો આપવામાં આવશે, ને સૌને તેમની કરણી પ્રમાણે કેવાં ફળ મળશે તે માટે સૂક્ષ્મબુદ્ધિથી અહુરાને ને મઝ્દાને પૂછ્યું છે. આ ૩૧ મા હામાં કર્મની ફિલસૂફી છે, ને તેથી એમાં તત્ત્વ દર્શન છે, એટલે લોકોને એમાં સ્પષ્ટતાથી "દેખાડવામાં" આવ્યું છે. ગાથાની ફિલસૂફી સૂક્ષ્મ ને ઊંડી

છે, સૌ કોઇ સાદી સમજ ધરાવવાવાળાને પણ તે સ્પષ્ટ સમજાય તેવી છે. ભાષા બહુજ જૂની, હજારો વર્ષ પરની, હોવાથી અને સ્વરભારના પ્રયત્નો (accents) શબ્દોની અંદર-જ ચતુરતાથી સનિયમ ભેળવી દેવામાં આવેલા હોવાથી, તે જૂના ઇરાનમાં રાજ્યની અનેકવેળા ફેરબદલી થયાથી, તેમજ જૂના હસ્તલેખો ગુમ થયાથી એના ખરા અર્થો પહેલવી કાળમાં જ ભુલાઇ ગયેલા હતા, તે પહેલવી ભાષાંતરો પરથી સ્પષ્ટ દેખાય છે. આજે "ગાથા"માં જ્યોતિષના પાયાની તેમજ સ્વરભારની રચનાની નવી કુંચી મળ્યાથી એ જૂની ભાષાના ખરા અર્થો વૈદિક ભાષાને આધારે અહીં ઉકેલતાં તેનાં હીરા-મોતી રત્નની ખાણ પહેલી જ વાર અહીં હજારો વર્ષ પછી પાછી ઉઘાડવાની પ્રેરણા પેગમ્બર સાહેબે મઝ્દા અહુરાની અને અમેષા સ્પેન્તાની મહેરથી આપી છે, તેનો ભેદ તે સાહેબો જ જાણે છે.

આ શ્લોકમાં જે અટપટા અર્થો જેક્સન તથા બીજા યુરોપીય વિદ્વાનોએ જોયા છે, તેમજ તેમાં હીસાબ કિતાબોની અને "ખાતાવહી"ની વાતો લખાયેલી જોઇ છે, તેવું કશું મને મળ્યું નથી. બધા શબ્દો વૈદિક-ભાષામાંથી મેં લીધા છે, ને શુદ્ધ વ્યાકરણ પ્રમાણે તેના અર્થો પણ કીધા છે. યુરોપીય વિદ્વાનોએ "અવેસ્તા"નો ઘણો ઊંડો અભ્યાસ કીધેલો છે, પણ તે સૌને "ગાથા"ની ખરી ચાવી તો કદી મળી જ નથી. વળી બહુ વેળા પાછલા અવેસ્તાની માન્યતાઓ-જે કેટલીક વેળા ગાથાના શિક્ષણથી વિપરીત પણ લાગે છે, તેનો આરોપ "ગાથા"ના અનુવાદમાં તેઓ કરે છે, તે પણ યથાર્થ નથી. "ગાથા"નો અનુવાદ માત્ર તે વેળાની ભાષાને જ વળગી રહીને કરવો જોઇએ; તો જ ખરા અર્થ મળે.

## હા. ૩૧—શ્લોક ૧૫ મો

પૅરૅસા: Pərəsā: पृच्छा-पृच्छामि = I ask,[१] હું પૂછું છું, ધાતુ प्रछ्. ક્રિયાપદ: વર્તમાનકાળ, પરસ્મૈપદ. ૧/૧.

અવત્: Avat: अवत् = This, આ, ૨/૧. વૈદિક ભાષામાં પણ अव સર્વનામનાં એક રૂપો મળે છે. એ રૂપ ઘણું જ જૂનું છે.

યા: Yā: या = What, which (fem.) શી, કઈ, ૧/૧ નારીજાતિ.

મએનિશ્: Maēniš; मेनिम् = Punishment, શિક્ષા, સજા. ૧/૧. નારીજાતિ. આ શબ્દ ઋગ્વેદમાં તેમજ અથર્વવેદમાં પણ છે. ધાતુ मी = to destroy to frustrate, નાશ કરવું, ઊંધું પાડવું, નિષ્ફળ કરવું.

યેં: Yə: यस् = Who, જે ૧/૧.

દ્રૅગ્વાઇતે: Drəgvāitē: द्रुवते = For the ignorant babbler, અજ્ઞાન બકવાદી માટે. ૪/૧.

ક્ષથ્રૅમ: Xsaθrəm: क्षत्रम् = Power, શક્તિ, સત્તા. ૨/૧.

હુનાઇતી: Hunāitī: सुणाति = May beget, may produce, may get produced, may procure, મેળવી આપે. ધાતુ सु = to beget or produce. ક્રિયાપદ: વર્તમાનકાળ, સંશયાર્થ, પરસ્મૈપદ, વર્ગ ૯, ૩/૧. જે. વ્યા. § ૫૮૮.

દુશ્–શ્યઓથ્નાઇ: Duš-syaoθənāi; दुश्-च्यौत्नाय = For the evil deed, દુષ્કર્મને માટે, ખરાબ કૃત્યને માટે. ૪/૧. આ શબ્દમાંનો "થ" વ્યંજન જ રાખવાનો છે ને બીજા આખો 'થ' લખે છે તેમ નહીં, કેમકે એનો છેલ્લો "ઇ" "ય"ને ઠેકાણે હોવાથી તે જુદો આખો બોલવાનો છે: શ્યૉથ્‌ના-ઇ એમ લખો બોલો તો જ છંદની શ્રુતિઓ સચવાય.

અહુરા: Ahurā: असुर = Oh Ahurā! હે અહુરા! ૮/૧.

યેં: Yə: यस् = Who, જે. ૧/૧.

નોઇત્: Nōit: नेद् = Never, not, કદી નહીં.

જ્યોતુમ્: Jyōtūm: ज्योतुम् = For enlightenment, in order to illuminate, in order to express glaringly, પ્રબોધન આપવા માટે, પ્રકાશિત કરવાને માટે, દર્શાવવાને માટે, કર્મ સામાન્યરૂપ. ધાતુ ज्युत् = to shine, to illumine, પ્રકાશવું, પ્રકાશ આપવો. આ શબ્દને કે એના ધાતુને "જીવવા" કે "જિંદગી" સાથે કશો સંબંધ નથી. આ શબ્દ હા ૩૨–૧૧ ને ૧૨ શ્લોકોમાં પણ પાછો આવે છે, અને ત્યાં પણ એ જ "પ્રબોધન–enlightenment" નો અર્થ છે.

હનરે: Hanarə: सनर् = Acquirement, fulfilment, પ્રાપ્તિ, લાભ, સાર્થક, ૨/૧. જુઓ જે. વ્યા. § ૩૩૪. શબ્દને છેડે "ર્" હોય તો તે પર "એં"

ઉમેરીને પહેલી ને બીજી વિભક્તિનાં નામ થયેલાં છે. હ્વર્-હ્વરૅં. અહીં "હનરૅં" માં "રૅં" વ્યંજન તરીકે જ લેવાનો છે. ઋગ્વેદના મં. ૧-૯૬-૮ માં सनरस्य શબ્દ છે, તે મૂળ શબ્દ सनर् જ છે. ધાતુ सन् = to gain, મેળવવું. અહીં પાછળ "પાંચમી વિભક્તિ"માં નામ આવે છે, તે ગુજરાતીની જ માફક "ફલાણાથી વધુ લાભ મેળવવો" એમ અર્થ સ્પષ્ટ છે, એટલે અનુવાદમાં આ "હનરૅં"નો અર્થ "વધુ, વિશેષ લાભ" એમ કરવાનો છે. અહીં "ન" ઉદાત્ત છે, તે બતાવવા વ્યંજન "ર્" નો "રૅં" કીધેલો છે.

વીનસ્તી : Vinasti विनत्ति – Considers, takes for, understands, ગણે છે. સમજે છે. ધાતુ विद् (વર્ગ ૭ મો) = to consider. ક્રિયાપદ : વર્તમાનકાળ, પરસ્મૈપદ, ૩/૧.

વાસ્ત્ર્યેહ્યા : Vāstryehyā : वास्त्र्यस्य = Of the Protector or Prophet, પેગમ્બરની ૬/૧. આ શબ્દ અહીં પણ "વાસ્ત્રિયેહ્યા" એમ ચાર શ્રુતિમાં બોલવાનો છે.

અએનન્હ્હો : Aēnanhō · एनसस् = From or but the calumny, other than the calumny, નિંદાથી, નિંદાથી કોઈ બીજા વધારે (લાભ) ૫/૧. અહીં સંસ્કૃત પ્રમાણે પાંચમી ને છઠ્ઠી વિભક્તિનો એક જ પ્રત્યય છે. અહીં પહેલા પાદની સાત શ્રુતિ પૂરી થાય છે.

પસૅઉશ્ : Pasōuš : पशोस् = Of the flock, of the followers, (taken collectively as singular), અનુયાયી મંડળના, શિષ્યમંડળના. ૬/૧.

વીરાઅત્-ચા : Vīraat-cā ; वीरात्-च = And from the champion, and from the chief, અને સંરક્ષકવીરથી, અને મુખીથી. ૫/૧. અહીં પણ ઉપરના "અએનન્હ્હો"ની માફક જ અર્થ લેવાનો છે, એટલે "સંરક્ષકવીરની નિંદાથી કોઈ બીજો વધારે (લાભ). આ શબ્દમાં "રા" પર સ્વરભાર હોવાથી પાંચમી વિભક્તિનો પ્રત્યય "અત્" અંદર સમાવી દઈ "વીરાત્-ચા" કરવાને બદલે "વીરાઅત્-ચા" લખેલું છે. જેથી "રા" પરનો સ્વરભાર સ્પષ્ટ થાય. એટલે એ શબ્દની "વીરાત્-ચા" એમ ત્રણ જ શ્રુતિ ગણવાની છે.

અદ્રુજ્યન્તો : Adrujyantō : अद्रुह्यन्तस् = Innocent, unharming, નિર્દોષ, અદ્રોહી, કોઈનું નુકશાન નહીં કરતા. ૬/૧. વર્તમાનકૃદંત વિશેષણ, "પસૅઉશ્"નું.

* આ છેલ્લી લીટીના અર્થ માટે વિદ્વાનોમાં ઘણો મતભેદ પડેલો છે. એમાં "અએનન્હ્હો" અને "વીરાઅત્-ચા"ની પાંચમી વિભક્તિ હોવાથી એનો અર્થ બેસાડવામાં ઘણાને મુશ્કેલી પડી છે, પણ વિદ્વાન ડૉ. એરચ તારાપોરવાળાએ એ ગૂંચ કાલિદાસ કવિના "કુમાર સંભવ"માંના (૬-૪૪) यस्मिन्नान्तकः कुसुमायुधात् દૃષ્ટાંતથી ઉકેલેલી છે. આ પાચમી વિભક્તિના પ્રયોગ થાય ત્યાં અર્થ but, પણ, સિવાય, એવો થાય અને

નકારદર્શક શબ્દ (નોઈત્‌-નૈદ્‌-ન) સાથે હોય તો "આ સિવાય બીજું કંઇ નહીં" એવો ભાવાર્થ ઉત્પન્ન થાય.

**૧૫ મા શ્લોકનો ભાવાર્થ :** હે અહુરા ! હું તને આ પૂછું છું કે જે કોઇ અજ્ઞાન બકવાદીને દુષ્ટ કર્મ માટે સત્તા મેળવી આપે, અને જે કોઇ પેગમ્બરની અને તેના નિર્દોષ (અથવા અદ્રોહી) શિષ્યમંડળના રક્ષકવીર (champion) ની નિંદા સિવાય બીજો કોઇ લાભ દર્શાવવાનું જાણતો નથી, તેને કઇ સજા (મળશે) ?

હવે આ શ્લોકમાં બીજા પ્રશ્નો પૂછાય છે. પેગમ્બર સાહેબ અહુરાને પૂછે છે કે જે પોતે તો ઉઘાડી બદી કરતો દેખાતો નથી, પણ જે દુષ્ટોને ને અજ્ઞાનીઓને, વાંદરાના હાથમાં તરવાર આપવાની માફક શક્તિ ને સત્તા પોતાના સ્થાન કે લાગવગને જોરે મેળવી આપે, તે પણ એવાં દુષ્ટ કામોનો ભાગીદાર જ ગણાય, તો એવા લોકોને શી સજા મળશે ? પોતે પડદા પછવાડે રહીને બુરાઇને ટેકો આપીને વધારવાનાં સાધન કરી આપે, તે શું સજાથી છટકી જવા પામશે ? વળી જે લોકોનો જાણે ધંધો જ થઇ પડ્યો છે કે તેઓ ખાઇ પીને પેગમ્બરની નિંદા જ કર્યા કરે અને તેના નિર્દોષ શિષ્યમંડળના રક્ષકવીરની પણ નિંદા જ કર્યા કરે, જેને એ નિંદા કર્યા કરવામાં જ જાણે મોટો લાભ મળતો હોય એમ તે સમજે, તેવા માણસને પણ કેવી સજા મળશે ? પારકે હાથે બીજાને મરાવવો એ પણ પોતે જ માર્યા જેટલું ગુનાહભર્યું છે. વળી લોકોને સુધારાને પંથે એટલે બદી, બુરાઇ, આપસ્વાર્થ, દંભ વગેરેથી દૂર લઇ જઇને ખુદાને પંથે લઇ જનારની તેમજ તેના નિર્દોષ ને ભલા રહેલા ને થવા માગતા અનુયાયીઓની ને તેમના રક્ષકની નિંદા કરવી, તે પણ બદીમાં જ આવી ગયું છે, એમ પેગમ્બર સાહેબ અહીં ગર્ભિત રીતે કહે છે. તે વખતે-તેમજ આજે પણ-બનતા બનાવો પર આ કટાક્ષ છે !

## હા. ૩૧—શ્લોક ૧૬ મો

પૅરસા અવત્: Pərəsā avat : पृच्छामि अवत् = I ask this, હું આ પૂછું છું. આગળ ૧૫ મા શ્લોકમાં છે તેમ.

યથા : Yaθā : यथा = What like? કેવો?

હ્વો : Hvō : स्वः = Himself, તે પોતે. ૧/૧.

યેં : Yə : यस् = Who, જે ૧/૧.

હુદાનુશ્ : Hudānuš : सुदानुस् = Wise Sudānu, ડાહ્યો કે દાનાવ સુદાનુ. ૧/૧. શ્રી. જરથુસ્ત્ર સાહેબના વખતમાં સુદાનુ નામે ઓળખાતી આખી જાતિ કે કૌટુંબિક પ્રજા હતી. શ્રી જરથુસ્ત્ર પણ એ જ જાતિમાં જન્મ્યા હતા. એ આપણા પારસીઓના પૂર્વજોનું નામ છે અને "દેવજાતિ"ના લોકોથી પોતાની રહેણી કરણીમાં ઊંચા ને માન પામેલા હતા. વેદમાં એ નામ ઘડી ઘડી આવે છે. તેનો અર્થ કંઇ "ડાહ્યા" નથી, પણ એ "સુદાનુ" આખી પ્રજા જ હતી. બહુ જૂના કાળમાં આર્યોનો જાણીતો મુનિ યા ઋષિ "કશ્યપ મુનિ" નામે પ્રખ્યાત થઇ ગયેલો હતો, અને એની પ્રજા કોકેસસ, કાસ્પિયન સમુદ્રથી કાશ્મીર સુધીમાં પથરાયેલી હતી. કથા એવી છે કે તે મહા પરાક્રમશાળી હતો. અને જુદી જુદી પ્રજાના પિતા જેવો હતો. તે દક્ષની તેર પુત્રીઓ જોડે પરણેલો હતો. તે પુત્રીઓ દિતિ, દનુ, વગેરે નામથી જણાયેલી હતી. દિતિનાં સંતાનો તે દૈત્ય કહેવાતાં અને દનુનાં સંતાનો દાનુ કહેવાતાં. આ દાનુઓ મોટે ભાગે બહુ ડાહ્યા ને ધર્મ પર આસ્થાવાળા હતા, તેથી તે "સુદાનુ" એટલે સારા દાનુ કહેવાયા. એ લોકોમાં બદી પેસાડનારા અને અધમ માર્ગ પર લઇ જનારા દેવજાતિના બ્રાહ્મણ લોકો અને મશક લોકો જે ક્ષત્રિય હતા, તે પાછળથી પેસી ગયા, અને મેલી વિદ્યાથી અને પશુયજ્ઞથી દેશ હેરાન થવા લાગ્યો ને બદીનું જોર વધી ગયું, ત્યારે શ્રી જરથુસ્ત્ર જેવા ઋષિ ને મહા પંડિત કવિએ અહુરા મઝ્દાની મહેરથી જન્મ લીધો. આ સુદાનુ બોલ પરથી જ દાના, દાનાવ, શબ્દો નીકળેલા છે. એ લોકો મૂળમાં બહુ સખાવતી સ્વભાવના હતા, ડહાપણદાર હતા, એટલે ધીરે ધીરે આ વિશેષ નામ "સુદાનુ" પરથી "દાના, દાનાવ" એવાં સામાન્ય નામ થયેલાં છે. અહીં હું આ "હુદાનુશ્" ને સામાન્ય ને વિશેષ નામ સાથે લઇને "ડાહ્યો સુદાનુ" એમ અર્થ કરું છું.

દૅમનહ્યા : Dəmanahyā : त्मनस्य = Of the self or soul, આત્માનો. ૬/૧. त्मन् = ātman, soul, આત્મા. એ શબ્દને અવસ્તાના અભ્યાસીઓ પહેલવી કાળથી "ઘર, રહેઠાણ" તરીકે અવસ્તા "ન્માન"નું ગાથા રૂપ માનીને અર્થ કરે છે તે તદ્દન ખોટો છે. વૈદિક ભાષામાં दम् અને दम એ શબ્દોનો અર્થ "ઘર" થાય છે, પણ તેનો ગાથામાં "દૅમન્" થઇ શકે જ નહીં. "દૅમન્"માંનો "દૅ" વ્યંજનરૂપે સ્પષ્ટ છે એટલે તે 'મ' સાથે જોડાયેલો છે. આ શ્લોકમાંના ખરા અર્થ પ્રમાણે એ त्मन् શબ્દ જ છે, અને એ "ત્મન્" શબ્દ જ આત્માનું જૂનું રૂપ છે. ઋગ્વેદના મં-

૧-૬૩-૮.મા આ શબ્દ "આત્મા"ના અર્થમાં છે. त्मनूमुर्त्रे. न विश्वध क्षत्‌-थ्यै. આ શબ્દ "આત્મા"ને માટે છે તે આજ સુધી કોઇ પણ અભ્યાસીએ પારખ્યું નથી. અનુવાદકે ખાસ જોવાનું છે કે સમગ્ર લેખનો હેતુ શો છે. આ તો પહેલવી ટીકાગ્રંથોમાં ખોટો અર્થ આવેલો તે જ બધાએ કાયમ રાખેલો છે. હમણાં સુધી આ 'હા'માં આપણે નેકી બદી વચ્ચેના યુદ્ધનું તેમ જ માણસ જે કર્મો કરે તેનાં કેવાં ફળ મળે તેનું "દર્શન" કરીએ છીએ. એમાં ઘરની, ગામની, ખેતરની, શહેરની વગેરે સ્થૂળ વસ્તુઓની શક્તિ વધારવાની વાત અપ્રસ્તુત, *inappropriate* – કેમ લાવી શકાય? અપોઇ સાધવા અને પ્રાપ્ત કરવા માણસને પોતાના વિકારો પર કાબુ ધરાવવા શરીરની ને મનની શક્તિઓને વધારવાની જરૂર છે. માટે પેગમ્બર સાહેબ જે શબ્દો વાપરે છે તે બરાબર તોલી તોલીને સમજવા જોઇએ. આ શ્લોકમાં અને એની પછીના કોઇ કોઇ શ્લોકોમાં બધા જ વિદ્વાનોએ સ્થૂળ વસ્તુઓને લગતા અર્થ લીધેલા છે તે બરાબર નથી, અને તે પેગમ્બર સાહેબની ઊંડી બુદ્ધિને અન્યાય કર્તા છે. આ બધા શબ્દોના જે અર્થ હું લઉં છું તે બધા સંસ્કૃત કોષોમાંથી મળી શકશે.

ક્ષથ્રૅમ: Xsaθrəm : क्षत्रम् = Power of restraint, power of control over the senses, સંયમશક્તિને, દિલના વિકારો ને વિચારો પર કાબુ રાખવાની શક્તિને. ૨/૧. "ગાથા"માં આ "ક્ષથ્ર"નો અર્થ "સંયમ-શક્તિ" જ મોટે ભાગે લેવાયેલો છે. એ શક્તિ क्षत्तृ એટલે બ્રહ્માને લગતી છે. વંશવૃદ્ધિ માટે શરીરમાં જે "કામ" મૂકેલો છે તેને કાબુમાં રાખવાની શક્તિ તે જ "ક્ષથ્રૅમ" છે.

શોઇથ્રહ્યા : Sōiθrahyā · क्षेत्रस्य = Of the body, દેહની, શરીરની. ૬/૧. "ક્ષેત્ર"નો અર્થ 'ખેતર' પણ છે, પણ આધ્યાત્મિક વિદ્યામાં "શરીર" એ આત્માનું ખેતર છે; એને બરાબર ખેડીને એમાંથી સારું ફળ ઉત્પન્ન કરવાની ફરજ આત્માની છે. સંસ્કૃતમાં "ક્ષેત્ર"નો અર્થ ખેતર તેમજ શરીર વગેરે પણ થાય છે. અહીં તો એ "શરીર"ના અર્થમાં જ છે.

વા : Vā : वा = Or, અથવા.

દખ્યૅઉશ્ : Daxyəuš : दस्योस् = Over piety or devotion, ભક્તિભાવ પરની, ધર્મપરાયણતા પરની. ૬/૧. આ શબ્દનો અર્થ પહેલવી કાળથી બધા જ "દેશની" કરીને ખોટો કરે છે, અને એ શબ્દને અવેસ્તામાંના "દઇફ્યુ"નું ગાથા રૂપ કરીને બધા માને છે. પણ "દઇફ્યુ" તો दिश् ધાતુ પરથી છે, જે પરથી "દેશ" શબ્દ થયેલો છે. આ તો જુદા ધાતુનો શબ્દ છે. ઋગ્વેદના કાળમાં દેવોને રંજાડનારા, ભૂંડા, અધર્મી, જંગલી માણસોને "દસ્યુ" કહેતા હતા. "દસ્યુ"નો અર્થ "દેશ" કરીને કોઇપણ સંસ્કૃત કોષમાં આપ્યો નથી. આ ખોટો અર્થ પ્રથમ "ગાથા"ના પહેલવી અનુવાદોમાં થયેલો છે, અને તે પછી બધા જ તે અર્થ ભૂલમાં લઇ નીકળ્યા છે. પણ એ શબ્દ दस् ધાતુ પરથી છે. दस् = to be tired or exhausted, to have loss of anything, થાકવું, કશી ચીજની ખોટ

હોવી-એમ છે. એની જ ઉપરથી दास એટલે રાક્ષસ, demon, શબ્દ પણ થયેલો છે. સત્યની કે ધર્મની ખામીવાળો તે दस्यु ગણાયો. પણ વેદની પૂર્વે લખાયેલા "ગાથા"ના કાળમાં એનો અર્થ એથી ઊલટો–piety, ભક્તિભાવે, ધર્મપરાયણતા એવો ગુણવાચક હોય એમ લાગે છે. અસુર, દેવ, વગેરે શબ્દો જેમ અર્થમાં ઊલટા થઇ ગયા, તેમ ગાથાકાળના આ શુભ અર્થવાળા શબ્દનો અર્થ વેદકાળમાં "અધર્મિતાવાળો માણસ" તે दस्यु એમ થયેલો છે. બાકી એ શબ્દનો "દેશ" અર્થ કરવો તો ખોટો જ છે. તે અર્થમાં તો "દઇફ્હુ" શબ્દ જ છે. दस्यु શબ્દ "દુષ્ટ અધર્મી લોક"ના અર્થમાં ઋગ્વેદમાં મં. ૨-૧૨-૧૦ માં છે. પેગમ્બર સાહેબ અહીં "ભક્તિભાવ"ની જ વાત કરે છે.

વા : Vā : वा = Or, અથવા.

અષા : Aša : अषा–ऋतेन = Through Righteousness or holiness, અષોઈથી, અષોઈ દ્વારા. ૩/૧. અહીં "અષા" ગુણવાચક નામ છે.

ફ્રદથાઇ : Fradaθāi . प्रदत्ताय = For furthering, for advancement, વૃદ્ધિને માટે, વધારાને માટે. ૪/૧. ધાતુ प्रदा = to increase, to advance, *to restore*. प्रदत्त નો પાછળથી प्रत्त થયો છે.

અસ્પૅરૅજતા : Aspərəzatā : अस्पृहत = Longed for, was eager, desired eagerly, આતુરતાથી વાંછે, આતુરતાથી ચાહતો હોય. ધાતુ स्पृह् = to be eager, to desire eagerly. ક્રિયાપદ : અપૂર્ણભૂતકાળ, આત્મનેપદ, ૩/૧. આ શબ્દ ઋગ્વેદ મં૦ ૧૦-૧૩૫-૨ માં છે : तस्मा अस्पृहयम् पुनः

થ્વાવાંસ્ : Θwāvąs त्वावन्त्–त्वावत् = *Having you, possessing you,* તમારામય, તુંમય, તમોને ધરાવતો-રાખતો. વર્તમાનકૃદંત. અહીં वन्त પ્રત્યય છે, તેનો અર્થ "જેવો" નહીં કરાય; એમાં ધારણ કરવું, હોવું, એવો ભાવ છે.

મજ્દા અહુરા : Mazdā Ahurā : मेधा असुर = Oh Mazda Ahurā, ! હે મજ્દા અહુરા ! ૮/૧-૮/૧. આ શ્લોકમા શરીરની, આત્માની, ભક્તિભાવની, સંયમની વાતો છે, જે મજ્દા અહુરા એમ બન્નેને લગતી છે, તેથી અહીં બન્નેને સાથે સંબોધ્યા છે. સંસ્કૃતમાં त्वा એટલે તું-તને, તમે, તમોને, તમારી, એમ બન્ને વચનોમાં વપરાય છે, એટલે જ્યાં જે ભાવ હોય તેમ વાપરવું.

યદા : Yadā : यदा = When, ક્યારે ?

હ્વો : Hvō : स्वः = He himself, તે પોતે. ૧/૧.

અઙ્હત્ : Aŋhat . असत् = May become, બનશે, થશે, થાય. ધાતુ अस् ક્રિયાપદ : અપૂર્ણભૂતકાળ, સંશયાર્થ, પરસ્મૈપદ, ૩/૧.

યા-શ્યઓથૅનસ્-ચા : Yā-syaoθənas-cā : या च्यौत्नाय = What deeds, અને કેવાં કૃત્યો, ૧/૩ નાન્ય. અહીં પણ આ "શ્યઑથૅન" શબ્દમાંનો "થ્" વ્યંજન જ

છે, સ્વર સાથે નથી. જો "થ" આખો લખીએ-બોલીએ, તો એક શ્રુતિ વધી પડે.

**૧૬ મા શ્લોકનો ભાવાર્થ:** હું (તમોને) આ પૂછું છું કે જે દાનાવ સુદાનુ પોતાના આત્માની કે શરીરની અથવા ભક્તિભાવની સંયમશક્તિને અપોઇથી વૃદ્ધિ કરવા માટે આતુરતાથી ચાહે, તે પોતે કેવો હોય? હો મઝ્દા અહુરા! એવો માણસ પોતે ક્યારે તમાશમય (=પ્રભુમય, filled with God) થાય? અને (તેનાં) કૃત્યો કેવાં હોય?

હવે આ શ્લોકમાં પોતાના ભલા જાતભાઇઓ માટે-દાનાવ સુદાનુઓ જેઓ ખુદાની રાહે ચાલવા પેગમ્બરનો દેખાડેલો રસ્તો લે છે તેઓને માટે-મઝ્દા અહુરને પૂછે છે, કે એવો માણસ જે બધી રીતે આત્મસંયમ પાળે, બદીથી દૂર રહે, શરીરના વિકારો પર કાબુ રાખે, અધર્મિતાને વિદારે, અને સદા એ સર્વની શક્તિની વૃદ્ધિ થતી રહે એવું જ ચાહતો રહે, તે કેવો ગણાય? વળી એ કેવાં કૃત્ય કરે જેથી આખરે એ તમાશમય થઇ જાય? આખો વખત મનમાં ને દિલના અણુઅણુમાં પ્રભુ જ રાખે તો પછી એ પ્રભુમય જ થઇ જાય. માણસનું છેલ્લું ખરું ધ્યેય-ideal-તો પ્રભુમાં જ મળી જવાનું હોય; તે જેવો પવિત્ર, સર્વજ્ઞાની, ને સર્વશક્તિમાન છે, તેના જેવો થવા માણસ જ્ઞાનથી પ્રયત્ન કર્યા જ કરે તો આખરે તેની મુક્તિ આ શરીરના બંધનમાંથી જરૂર થાય છે. પેગમ્બર સાહેબ ધીરે ધીરે આપણા આત્માને આગળ વધારવા દેહના વિકારો પર કાબુ મેળવવા કહે છે. આત્મસંયમ પળાય તો જ અપોઇ સધાય, અને અપોઈ પળાય તો જ મઝ્દા અહુરા મળે. નહીં તો મઝ્દાએ પોતાનો અંતિમ હેતુ જે માણસને સ્પેન્તા મન્યુ મારફતે પવિત્ર કરવાનો છે તે સધાય નહીં. માણસની કિંમત આ દુનિયાનાં સ્વાર્થી લોક આગળ થઇ શકતી નથી. તેની ખરી કિંમત તો ખુદાની આગળ જ છે. માટે ખુદાની કિંમતમાં આપણે લાયક ઊતરીએ તો જ આપણું જીવન ધન્ય બને.

## હા. ૩૧—શ્લોક ૧૭ મો

કતારેમ: Katārəm: कतरम् = Which of these two? આ બેમાંથી કોણ? ૧/૨: નરજાતિ.

અષવા: Aṣavā: अषव-ऋतव = The righteous, the holy (person) અષોજન, પવિત્રજન. ૧/૧.

વા: Vā: वा = Either, બેમાંનો એક.

દ્રેગ્વાઓં: Drəgvā̊: द्रग्वान् = The ignorant babbler, અજ્ઞાન બકવાદી, દુરિજન. ૧/૧.

વા: Vā: वा = Or, અથવા.

વેરેન્વઇતે: Vərənvaitē: वृणुते = Chooses, selects, પસંદગી કરે છે, ચૂંટણી કરે છે. ધાતુ वृ = to choose ક્રિયાપદ: વર્તમાનકાળ, આત્મનેપદ, ૩/૧.

મઝીયો: Mazīyō: महीयस् = Greater, greater elevation or nobility, મહત્તર, વધારે મોટી ઉન્નતિ, વધારે સારી. ૧/૧. સંસ્કૃતમાં એક જૂનો શબ્દ महय = બહુ માન પામેલી, કરીને પણ છે.

વીદ્વાઓં: Vidvā̊: विद्वान् = Seer, sage, enlightened one, જ્ઞાની, દ્રષ્ટા. ૧/૧.

વીદુષે: Vidusē: विदुषे = For the wise, ડાહ્યા માટે, શાણા માટે. ૪/૧. અહીં પહેલી નજરે કંઇ વિચિત્ર લાગે કે વળી ડાહ્યો અને શાણો હોય તેને જ્ઞાની કે દ્રષ્ટા વધારે શું કહેવાનો? પણ અહીં ભેદ એમ છે કે જે માણસ તદ્દન અજ્ઞાન છે અને તેથી હીનબુદ્ધિનો અને ઊંધે રસ્તે જનારો છે, તેને જ્ઞાનીની વાત બરાબર સમજ પડવાની નથી, કેમકે તેનું મગજ એવી ઊંચી ને સૂક્ષ્મ તત્ત્વજ્ઞાનની વાત સમજવાને તૈયાર નથી થયું, પણ શાણો માણસ ભલે થોડો અધૂરો હોય પણ તે અનુભવથી ઘડાયલો હોય અને પોતાના આત્માની ઉન્નતિ કરવાને ઉત્સુક હોય, ત્યારેજ તેવો માણસ જ્ઞાનીનાં ને દ્રષ્ટાનાં અમૃતવચનો ઝીલી શકે.

મ્રઓતૂ: Mraotū: ब्रवीतु-स्रोतु = Let...speak, બોલી બતાવે, કહી બતાવવા દો. ધાતુ स्रू કે ब्रू = to say, કહેવું. ક્રિયાપદ: આજ્ઞાર્થ, પરસ્મૈપદ, ૩/૧.

મા: Mā: मा = Let not, મા, ના, રખે.

અવીદ્વાઓં: Avidvā̊: अविद्वान् = The ignorant, unenlightened, અજ્ઞાન, અભણ. ૧/૧.

અઇપી-દેબાયત્: Aipi-dəbāyat: अपि-दमायन् = Let cause...to deceive or misguide or lead astray, ભમાવવા દેશો, ભોળવવા દેશો, અવળે રસ્તે જવા દેશો. ધાતુ दम्-दम्म् = to deceive, अपि = away. ક્રિયાપદ: અપૂર્ણભૂત, પ્રયોજ્ય, સંશયોર્થ, ૩/૧. આ શબ્દ "દેબાયત્"જ જોઇએ; વચમાં "વ" ખોટો ઘૂસી ગયેલો છે, કેમકે તે મૂળ વ્યુત્પત્તિમાં નથી,

તેમજ તે શબ્બાથી છંદમાં એક શ્રુતિ પણ વધી પડે છે. ખરો શબ્દ "અઇપી દૅબાયત્" જ જોઇએ ને તેમ સુધારવો જ જોઇએ.

જ઼્દી: Zdī : एधि = Be, become, થાઓ, બનો. ધાતુ अस्. ક્રિયાપદઃ આજ્ઞાર્થ, પરસ્મૈપદ, ૨/૧. "अस्-धि" પરથી ૨/૧ एधि થયું છે, પણ આ "જ઼્દી" રૂપ કદાચ स्धि હોય. ૨/૧, જુઓ પૃષ્ઠ ૬૭ ની ૨ ટીકા.

નેં: Nō : नस् = Our, અમારા. ૬/૩ અથવા "અમારે માટે," for us, ૪/૩.

મજ઼્દા અહુરા: Mazdā Ahurā ! मेधा असुर = Oh Mazdā Ahurā ! હે મજ઼્દા અહુરા ! ૮/૧-૮/૧.

વઙ્હૅઉશ્...મનઙ્હો: Vaŋhəuš...Manaŋhō : वसोस्-मनसस् = Of pure mind, સાત્ત્વિક મનના. ૬/૧.

ફ્રદક્ષતા: Fradaxsatā : प्रदक्षत = Director, Strengthener, માર્ગદર્શક, દિગ્દર્શક, શક્તિદાતા. ૧/૧. આ શબ્દ હા ૩૩-૧૩ માં ને હા ૫૧-૩ માં પણ છે. એનો "ક્ષ" આખો જ લખવો જોઇએ, નહીં તો એક શ્રુતિ ઓછી થાય. આખો "ક્ષ" જ શુદ્ધ છે. ધાતુ दक्ष् = to be strong प्रदक्षन् નામ છે.

**૧૭ મા શ્લોકનો ભાવાર્થ:** આ બેમાંથી કોણ વધારે મહત્ત્વની પસંદગી કરે છે: અષોજન કે દુશ્જિન અજ્ઞાની? એનો ભેદ ભલે જ્ઞાની માણસ શાણા જનને કહી બતાવે! પણ કોઇ અજ્ઞાની માણસને બીજા કોઇને ભોળવવા દેશો મા! હે મજ઼્દા અહુરા! તમે પોતે જ અમારે માટે સાત્ત્વિક મનના માર્ગદર્શક ને શક્તિદાતા થાઓ!

આગલા શ્લોકોમાં ભલા બૂરાનો ભેદ સમજાવ્યા પછી હવે પેગમ્બર સાહેબ અહીં પૂછે છે કે આ બે જાતના માણસોમાંથી કોણ વધારે સારી ને વધારે મહત્ત્વભરી પસંદગી કરે છે? અષો માણસ કે દુષ્ટ અજ્ઞાની? આવો નેક માણસ જે ખરા ખોટાની સમજ ધરાવે છે તેને એ બેઉ વસ્તુઓનો ભેદ ખરો જ્ઞાની દ્રષ્ટા પેગમ્બર જેવો યા તેને બધી રીતે સમજનાર માણસ કહી બતાવે, સમજાવે, ને તેને પ્રભુપંથમાં ઊંચે લે. પણ ખુદાને ખાતર કોઇ અજ્ઞાની બકવાદી દંભી માણસ લોકોને ભોળવીને ભમાવી જાય તેવું કરવા દેશો મા! એવાઓથી તો દુનિયામાં અજ્ઞાન, ખોટા વાદ, દંભ, બદી વગેરે પેસી ગયાં છે-એવું હોવાથી એવા દંભી ગુરુ થઇ નીકળેલાની અડાસે કોઇ જશો મા! પેગમ્બર સાહેબ તો મજ઼્દા અહુરાને જ વિનંતિ કરે છે કે તમે જ પોતે અમોને ખરું માર્ગદર્શન આપો, અને અમારા મનની સાત્ત્વિકતા કેમ વધે, ને તેની શક્તિની વૃદ્ધિ કેમ થાય તે તમે જ દેખાડો! તમેજ મને એ બધાં સત્યની પ્રેરણા આપો કે જેથી હું આ દુનિયાના લોકોની આગળ તે પ્રગટ કરું અને લોકોનું જીવન હું સુધારું. પેગમ્બર સાહેબને દુનિયા માટે કેટલી બધી અનુકંપા-દિલસોજી-છે!

## હા. ૩૧–શ્લોક ૧૮ મો

મા: Mā : मा = Pray, do not, મા, રખે.

ચિશ્: Ciś : किम् = Even any one, કોઇ પણ. ૧/૧.

અત્: At : अत् = So, એથી. 'અ' સર્વનામનું જૂનું પાંચમી વિભક્તિનું રૂપ. "અત્" શબ્દ વાક્યની પહેલે લેવાનો હોય છે, પણ "મા–ચિશ્" પર ભાર છે, તેથી તેને પહેલે મૂકયો છે, ને "અત્" પછી લખ્યો છે. એ વાક્યનું "અવધારણ" કહેવાય છે. આપણે પણ "રખે તેથી તમે એમ કરો!" એમ કહીએ છીએ. સંસ્કૃતમાં मा किम् = Let no one, એવો રૂઢ પ્રયોગ જ છે.

વ઼ે: Vǝ : वम् = Of you, તમારામાંનો. ૬/૩.

દ્રગ્વતો: Drǝgvatō : द्रग्वतम् = Of the ignorant babbler, અજ્ઞાન બકવાદીનો. ૬/૧. આ શબ્દ અહીં સ્પષ્ટ બતાવે છે કે એનો અર્થ માત્ર દુષ્ટ કે દુરિજન નથી. આ તો અજ્ઞાન ગુરુઓ, દંભથી માત્ર ધર્મજ્ઞાનનું ડોળ ધારણ કરીને બકવાદ કરનારા છે તેમને માટે જ પેગમ્બર સાહેબ કહે છે.

માંથ્રાંસ્–ચા: Maθrąs-cā : मंत्रांश्च = And the Mantras, the sacred words, અને મંત્રોને. ૨/૩. પ્રાગ્વૈદિક કાળમાં आस्–āns-પ્રત્યય હતો. જુઓ મૅકડોનેલનું વૈદિક વ્યાકરણ, પાનું ૭૮, નોંધ ૮ મી.

ગૂષતા: Gūsatā घुषत = Let...utter loudly, let...recite loudly, મોટેથી (રખે) ભણે–પઢે! ધાતુ घुष् = to utter loudly, મોટેથી પઢવું. ક્રિયાપદ: અપૂર્ણભૂત Injunctive આત્મનેપદ. ૩/૧. આ ધાતુમાં "સાંભળવા"નો ભાવ નથી, તે હું આગળ દર્શાવી ગયો છું, (જુઓ હા ૩૦–૨, ૩૧–૧ વગેરેની ટીકા). અહીં તો એવા દંભી ગુરુઓના મંત્રોને "પઢવા" ના કહેવામાં આવ્યું છે. આ શબ્દ "ગૂશ્તા" નહીં પણ "ગૂષતા" લખાવો જોઇએ.

સાસ્નાઓંસ્–ચા: Sāsnąs-cā : शास्नाश्च = And also the religious commandments, અને ધર્મના કાનૂનોને પણ. ૨/૩. "ચા" બે આવે ત્યારે પહેલા "ચા"નો અર્થ "અને" તથા બીજા "ચા"ના અર્થ "બન્ને," "અને...પણ," એવા થાય છે.

આ–ઝી: Ā-zī : आ हि = Thereupon, indeed, for indeed, તેથી ખરેખર.

દૅમાનૅમ: Dǝmānǝm : ध्मानम् (आ–त्मानम्) = To the self or soul, આત્માને. ૨/૧. જુઓ હા. ૩૧–૧૬ માંના "દૅમનહ્યા" શબ્દની ટીકા. અહીં "દમ" પર સ્વરભાર હોવાથી તેનો "દૅમાનૅમ" કીધેલો છે. એ શબ્દનો અર્થ "ઘર" નથી જ. એનો મૂળ શબ્દ નહીં મળ્યાથી પહેલવી અનુવાદકોએ જ પ્રથમ ખોટો અર્થ કીધેલો છે. त्मन् નું બીજી વિભક્તિ એક વચનનું રૂપ त्मानम् છે. જુઓ મોનિયર વિલ્યમ્સનો સંસ્કૃત–અંગ્રેજી મહાકોષ,

પાનું ૪૫૬, ત્રીજી હાર. હવે સૌની ખાતરી થશે કે આ શબ્દનો અર્થ "આત્મા" જ છે.

વીસૅમ્ : Vīsəm : विशम् = To Existence, અસ્તિત્વને, હસ્તીને, જીવનને, ૨/૧. ધાતુ विश् = to exist, to pervade, હોવું, રહેવું, જીવવું. આ શબ્દના અર્થ સંસ્કૃતમાં ઘર, કોમ, રહેઠાણ વગેરે થાય છે, અને પહેલવીમાં એને "ગામડું" કહ્યું છે. આ બધા વિપરીત અર્થો પહેલો શબ્દ "દ્મન્"—"દૅમન્" નહીં સમજ્યાથી થયેલા છે. આગલા ૧૬ મા શ્લોક પ્રમાણે જ આ શબ્દનો પણ અર્થ આધ્યાત્મિક ભાવમાં લેવાનો છે. અહીં ઘર, ગામ, શહેર ને દેશની વાત જ નથી. અહીં તો આત્મા, જીવન, શરીર, ભક્તિ-ભાવ, વગેરેની વાતો છે. માણસે મુક્તિ મેળવવા માટે તો આ ખુદ પોતાના દેહ, આત્મા, વિકાર, જીવન વગેરે પર કાબુ મેળવવાનો છે, નહીં તો એ ઊંધે રસ્તે જઇ સર્વસ્વનો નાશ કરી દે તેમ છે, ને તે જ વાત અહીં છે. સંસ્કૃતમાં विश નો એક અર્થ person જાત, પંડ, પોતાપણું એમ પણ થાય છે. એ અર્થો બહુ જૂના છે, ને તે કોષકારોએ નોંધેલા છે.

વા : Vā : वा = Or, અથવા. "વીસૅમ્" ની અગાઉ લેવાનો છે.

શોઇથ્રૅમ્ : Sōiθrəm क्षेत्रम् = To the body, દેહને, શરીરને. ૨/૧.

વા : Vā : वा = Or, અથવા.

દખ્યૂમ્ : Daxyūm : दस्युम् = To piety or devotion, ભક્તિભાવને, ધર્મ-પરાયણતાને. ૨/૧. જુઓ શ્લોક ૧૬ માંના એ જ શબ્દની ટીકા.

વા : Vā : वा = Or, અથવા.

આદાત્ : Ādāt आदात् = He takes, drags or carries away with one's self, તે પોતાની સાથે લઇ જાય છે–ઘસડી જાય છે. ધાતુ आदा. ઋગ્વેદમાં ઘણે ઠેકાણે એ વપરાયેલો છે. ક્રિયાપદ: અપૂર્ણભૂતકાળ, પરસ્મૈપદ. ૩/૧. જુઓ મો. વિ. કોષ, પૃષ્ઠ ૧૩૬, હાર ૨.

દુષિતા-ચા : Dusitā-cā : दुःक्षिता-च = Into evil abode, into defiled state, દુર્ધામમાં, દોજખમાં, ખરાબ સ્થિતિમાં, ૭/૧. કેટલાકે "દુષિત" શબ્દ લીધેલો છે, પણ ૭ મી વિભક્તિમાં તેનો "તા" થાય નહીં, આ તો "દુઃક્ષિતિ"નો "તા" થાય છે.

મર્ઽકએ-ચા : Marəkaē-cā : मर्के-च = And into destruction, into perdition, અને વિનાશમાં, અધોગતિમાં. ૭/૧. ધાતુ. मृच् = to injure, પીડા કરવી. આ શબ્દ "મરકએ-ચા" એમ આખા 'ર' સાથે લખવો નહીં જોઇએ, એ વ્યંજન જ છે. આખો 'ર' લખો તો એક શ્રુતિ વધી પડે. "મર્ઽકએચા".

અથા : Aθā : अथा (Vedic) = Then, so, hence, તેથી, ત્યારે.

ઇશ્ : Īš : इम् = These, એઓને. ૨/૩. જુઓ જે. વ્યા. § ૩૯૭.

સાઝદૂમ : Sāzdūm : शाद्ध्वम् = Remove, disperse, દૂર - કરો, હાંકી કાઢો, વિખેરી ધો. ધાતુ शद्. ક્રિયાપદ : પ્રયોજ્ય, આજ્ઞાર્થ, આત્મનેપદ, ૨/૩.

સ્નઇથિષા : Snaiθiṣā: श्नथिषा = With extirpation, with total rooting out, ઉચ્છેદનથી, જડમૂળથી ઉખેડી નાખીને. ૩/૧. ધાતુ श्नथ् = to pierce, to extirpate, અહીં પણ श्नथिष માં श्न પર ઉદાત્ત સ્વરભાર (નામ થયાથી) આવેલો છે.

**૧૮ મા શ્લોકનો ભાવાર્થ :** એથી, રખે તમારામાંનો કોઇ પણ એવા અજ્ઞાન બકવાદીના મંત્રોને તેમજ કાનૂનોને પઢે (મોંઢથી ઉચ્ચારે)! તેથી તો ખરેખર તે પોતાના આત્માને, જીવનને (યા હસ્તીને), શરીરને કે ધર્મ-પરાયણતાને પણ દુર્ધામમાં (દોજખમાં) અને અધોગતિમાં પોતાની સાથે ઘસડી જાય છે; માટે એવાને ઉચ્છેદનથી દૂર હાંકી કાઢો !

આગલા શ્લોકમાં કહ્યું છે કે અજ્ઞાન દંભી બકવાદીઓ જે ખોટું બોધન આપે છે તેઓને તમોને ભોળવવા ને ભમાવવા દેશો ના. હવે અહીં પેગમ્બર સાહેબ લોકોને, ખાસ કરીને જે સમજુ સુદાનુઓ છે તેમને ચેતાવે છે કે રખે આવા દંભી વક્તાની ચુંગાલમાં સપડાતા! રખે તેના કહેવાતા મંત્રોને ને કાનૂનોને પણ કદી મોંઢથી પઢતા! એમ કરશો તો ઉપર જણાવેલા તમારા આત્માને, તમારી હસ્તીને, તમારા શરીરને ને તમારા ભક્તિભાવને એવું દુર્બોધન અઘોર ખાડામાં તોડી પાડી તમારું બધી રીતે પતન–degradation–કરીને તમારો વિનાશ કરશે. માટે એવા દુષ્ટોથી તમારે દૂર જ રહેવું, બલકે એવા દુષ્ટોને તો જડમૂળથી ઉખેડી કાઢી દૂર કાઢવા.

પેગમ્બર સાહેબ અહીં કેવો ઊંડો બોધ આપે છે! ઊંડા અભ્યાસ વગરના, પોતે બધી રીતની સ્વચ્છ જિંદગી પાળતા નહીં હોય તેવા, સૂંઠનો ગાંગડો લઇને ગાંધીની દુકાન કાઢી બેઠેલા માણસ જેવા, થોડું ઘણું એમથી તેમથી લઇ નાઠેલા, દંભી ને અજ્ઞાની બકવાદીઓ, ગમે તેવા કૂતવા ઉઠાવનારા, એવા કોઇ પણ માણસનું તમે માનશો નહીં, કે તેના જોડેલા મંત્રોને મોંઢથી ભણી જશો નહીં, તમારી જીભને પણ તે ભણીને પાપી કરશો નહીં! તેનાં વચનો તમોને ઊંધે માર્ગે લઇ જશે, અને પછી તમારી બધી રીતે પડતી જ આવશે! માટે જે ખરો જ્ઞાની છે, જેણે ઊંડો અભ્યાસ કીધેલો છે, જેને ખુદાઇ પ્રેરણા મળેલી છે, અને જે પોતે સ્વચ્છ જિંદગી પાળે છે, તેવા ગુરુનાં વચનોને જ માન્ય કરશો! શરીરને લગતા અદ્ભુત ચમત્કારો યોગવિદ્યાથી, એટલે શરીર–મન–આત્માના જ્ઞાનથી, કરી શકાય છે, પણ એવા ચમત્કારો કરી બતાવનારો માણસ કાંઇ અષો જ હોતો નથી. મનના દુષ્ટ માણસો એવા ચમત્કાર કરી શકે છે. પણ તે માણસ અષો છે કે નહીં તે તો તેનાં મનવચનકર્મની શુદ્ધતા પરથી જ પારખી શકાય. આપણા લોકો એવા ચમત્કાર કરવાવાળા પર ફિદા થઇ જાય છે, ને અચંબો પામીને પોતાનું ભાન ભૂલી દે છે, પણ એ કાંઇ ખુદાઇ વસ્તુ નથી. વીજળી, રેડિયોના જેવા એ પણ ભૌતિક સાધનાના ખેલ છે. એમજ આ શરીરમાં પણ ઘણી શક્તિઓ રહેલી છે. તેના નિયમ મેળવ્યાથી અને તે શક્તિને સાધ્યાથી સામાન્ય માણસો આગળ એવા ચમત્કારો કરીને તેમને આંજી નાખી શકાય છે. પણ ચમત્કાર તે કાંઇ અષોઇ

નથી જ. અષોઇને માટે તો માણસને પાકું જ્ઞાન થવું જોઇએ. નેકી બદીનો ભેદ પૂરેપૂરો સમજવો જોઇએ, મનવચનકર્મની શુદ્ધિ પાળવી જોઇએ. અહંકાર તજવો જોઇએ. સૌને એક સરખી નજરથી જોતાં શીખવું જોઇએ. એવી અષોઇ જેણે પૂરેપૂરી મેળવી હોય, તે જ ખરો ખુદાઇ બોધ આપી શકે, એવા અષો માણસના બોધને જ માનવો જોઇએ અને તે પ્રમાણે દુનિયામાં ચાલવું જોઇએ. એવા અષો માણસને જ ખુદા તરફના રસ્તાનો બોધ આપવાનો અધિકાર છે. એ સિવાયના લેભાગુ કહેવાતા વિદ્વાનો ને બહારના દેખાવવાળા સાધુ પોતાની મતલબ સારવા બહારથી દંભ કરીને પોતાને અષો જેવા દેખાડીને લોકોને ભોળવીને ભમાવી જાય છે, અને તેઓની ખરી દોલત જે આધ્યાત્મિક જ્ઞાન છે, તેનો નાશ કરે છે. એવા દંભી માણસોનો બોધ તો ખાલી કાંસાકૂટ છે ને જિંદગીને ઊંધે માર્ગે લઇ જઇને તેનો નાશ કરે છે. પેગમ્બર સાહેબનો આ બોધ આજે પણ તેવો જ તાજો ને અગત્યનો છે.

## હા૦ ૩૧–શ્લોક ૧૯ મો.

ગૂશ્તા : Gūštā : घुष्ट = Speaks or recites loudly, મોટેથી બોલે યા પઢે. ધાતુ घुष् = to proclaim, to speak loudly, મોટેથી પ્રગટ કરવું–બોલવું. એમાં "સાંભળવા"નો અર્થ નથી. ક્રિયાપદ: અનિયમિત કાળ, આત્મનેપદ, ૩/૧.

યે઼ : Yō : यत् = Who, જે. ૧/૧.

મન્તા : Mantā : मन्त = Considers over, meditates upon. ધ્યાનથી લક્ષે, વિચાર કરે. ધાતુ मन् ક્રિયાપદ: અનિયમિતકાળ, આત્મનેપદ. ૩/૧.

અષેમ્ : Ašəm · अषम् (मंत्रम्) = *The mantra of Ashem Vohu*, અષેમ્ વોહૂનો મંત્ર. આ વાક્યની મતલબ જોતાં અહીં "અષેમ્" એટલે અષ કે અષોઇ નથી, પણ "અષેમ્"નો મંત્ર છે. હા. ૨૯–૭ માં જેમ "યથા અહૂ વઇર્યો" ના–અહુનવઇર્યના મંત્રનો ઇસારો છે, તેમ અહીં હવે "અષેમ્ વોહૂ" ને માટે ઇસારો છે.

અહૂમ્-બિશ્ : Ahūm-biš : असुम्-भिष् (भिषज्) = Life-healing, life-curing, જીવન વ્યાધિહર, જિંદગીના રોગને હરનારો, જીવન શાતાકર, જિંદગીને શાંતિ આપનારો. આ શબ્દ હા ૪૪–૧૬ માં પણ છે, ને ત્યાં તે "રતૂમ્" નું વિશેષણ છે. ૨/૧. વિશેષણ "અષેમ્"નું.

વીદ્વાઓ઼ : Vīdvā̊ : विद्वान् = Enlightened, wise, જ્ઞાની, ડાહ્યો. ૧/૧. હું એને "યે઼" સર્વનામ સાથે લઉં છું: "જે જ્ઞાનીજન"–"વીદ્વાઓ઼ અહુરા" હે સર્વજ્ઞાની અહુરા! એમ પણ લઇ શકાય. વી-દુ-વાઓ઼ એમ ત્રણ શ્રુતિમાં બોલવાનો છે.

અહુરા : Ahurā ! : असुर = Oh Ahurā ! હે અહુરા ! ૮/૧.

ઍરે઼ઝૂખ્થાઇ : Ərəžuxδāi : ऋघुक्थाय = For the sublime poetry, ઊંચી દેવી કવિતા માટે. ૪/૧. (ऋघ् + उक्थाय)

વચઙ્હાંમ્ : Vacaŋhąm वचसाम् = Of advices or directions. સલાહની, માર્ગદર્શનની, ઉપદેશની. ૬/૩. "વ–ચઙ્–હાં–અમ્"–ચાર શ્રુતિ છે.

ક્ષયમનો : Xsayamanō : क्षयमानः = Being capable or competent, having power, સમર્થ શક્તિમાન. ધાતુ क्षि. ૧/૧. વર્તમાનકૃદંત. એ "યે઼ વીદ્વાઓ઼"નું સંબંધી કૃદંત છે. એ શબ્દ છંદને માટે આખા 'મ' સાથે બોલાવો જોઇએ: "ક્ષયમનો": વૈદિક ભાષામાં क्षयमान જ છે.

હિઝ્વો–વસો : Hizvō–vasō : जिह्वा–वश: = Whose tongue is in control, subdued–speeched, વશવર્તી જીભવાળો, જેને પોતાની જીભ વશ હોય તે. ૧/૧. બોલવામાં "હિઝુવો" બોલાય તો શ્રુતિ પૂરી થાય.

થ્વા : Θwā : त्वा = Thine, your, તારા, તમારા (દ્વારા). ૩/૧.

આથ્રા: Āθrā: आत्रा = Through fire, આતશ દ્વારા. ૩/૧. એ શબ્દ માટે આ જ હા.ના ૩ જા શ્લોકમાંની ટીકા જુઓ.

સુખ્રા: Suxrā: शुक्रा–शुक्रेन = Radiant, brilliant, ઝળહળતો, ખૂબ પ્રકાશતો. ૩/૧. વિશેષણ "આથ્રા"નું.

*આ પંક્તિમાંના ઘણા શબ્દો એ જ અર્થે પાછા હા ૫૧-૯ માં પણ આવે છે.

મઝ્દા: Mazdā: मेधा = Oh Mazdā! હે મઝ્દા! ૮/૧. યુરોપીય વિદ્વાનોએ–મિલ્સ, વગેરેએ–આ શબ્દ પર ઘણો ઉહાપોહ કીધેલો છે, પણ "આતર્–અથર્" એ મઝ્દાનો પુત્ર છે, એટલે તેને માટે અહીં "મઝ્દા"ને જ સંબોધન છે.

વંઙ્હાઉ: Vaŋhāu: वसौ = In the good, in the beneficence, ભલામાં, લાભમાં, શ્રેયમાં, ૭/૧. વિશેષણ. જુઓ જે. વ્યા. § ૨૬૨. "વઙ્–હા–ઉ" એમ ત્રણ શ્રુતિમાં બોલવાનો છે.

વીદાતા: Vīdātā: विधात = He dispenses, acts, તે પ્રવર્તે છે, કાર્ય બજાવે છે. ધાતુ विधा. આ ધાતુ પણ कृ ધાતુની માફક વાક્યના ભાવ પ્રમાણે અનેક અર્થ સમાવે છે. એમાં to create = ઉત્પન્ન કરવાનો ભાવ રહે છે. ક્રિયાપદ: અપૂર્ણભૂતકાળ, આત્મનેપદ, ૩/૧. એનો કર્તા "યે"નો સંબંધી "તે" અધ્યાહાર છે.

રાનયાઓ: Rānayå: रणयोस् = Of the two contesters, or antagonists, બન્ને પ્રતિસ્પર્ધીઓના, ભલા અને બૂરા એમ જુદે જુદે માર્ગે જનારા બન્ને જાતના લોકોના. ૬/૨. મૂળ શબ્દ रण=contester, છે, તેનું આ છઠ્ઠી વિભક્તિ દ્વિવચનનું સ્પષ્ટ રૂપ છે. આ શબ્દ હા ૩૧-૩ અને હા ૪૭-૬ માં પણ આવે છે. આ શબ્દ માટે હા ૩૧-૩ માંની ટીકા જુઓ.

**૧૯ મા શ્લોકનો ભાવાર્થ:** હે અહુરા! જે વશવર્તી જીભવાળો સમર્થ જ્ઞાની જન આ માર્ગદર્શનના ઊંચા દૈવી ભજન માટે જીવનના રોગને હરનારા અર્યમના મંત્ર પર ધ્યાનથી મનન કરે છે અને તેને જાહેરમાં પ્રગટ કરે છે, તે હે મઝ્દા! તારા ઝળહળતા આતશ દ્વારા બન્ને પ્રતિસ્પર્ધીઓના ભલામાં પ્રવર્તે છે.

આગલા શ્લોકમાં અજ્ઞાની ને અધકચરા દંભી ગુરુઓના મંત્રો ને કાનૂનો પઢવાની મનાઇ કરીને પેગમ્બર સાહેબે તેનાં માઠાં પરિણામોથી લોકને ચેતાવ્યા પછી હવે આ શ્લોકમાં જ્ઞાની જન અપોઇ સાધવા માટેનો અર્યમનો મંત્ર પઢ્યાથી ને તે પર મનન કર્યાથી દુનિયાનું ભલું કરી શકે છે તે તેઓ જણાવે છે. આ શ્લોકનો આવો ખરો અર્થ કોઇ સમજ્યું નથી, અને પરાપૂર્વનો સંબંધ આવી ઊંચી કવિતામાં સમજ્યા વગર બીજા જ અર્થો એના કરવામાં આવેલા છે, ને ચિન્વત્ પૂલના ન્યાયકર્તાઓની સાથે એનો સંબંધ પાછલા "અવેસ્તા"નાં

લખાણોમાંથી લઇ આવીને તેનો આરોપ "ગાથા"ના શ્લોકોમાં બાંધ્યો છે, તે અનુગતું છે. "અષેમ વોહૂ"ના કલામની સમજ આ ગ્રંથની શરૂઆતમાં જ હું આપી આવ્યો છું. એવા ઊંડા અર્થવાળો એ મંત્ર દુનિયાનું ભલું જ કરનારો છે. અષને–ગુરુને–અને "આતર"ને સંબંધ છે, ગુરુ અગ્નિકારક છે તે હું આગળ કહી આવ્યો છું. આતશને ને વાણીને પણ સંબંધ છે. એ બધાં પર ગુરુ–અષ જ મુવક્કલ છે. એટલે જે ખરો જ્ઞાની માણસ છે, તે અષોઇને જ સાધનારો છે. "હ્નૂતૅમ્" શબ્દના અર્થની ટીકામાં હું કહી આવ્યો છું (હા ૩૧–૩) તેમ પરાજ્ઞાન–બ્રહ્મવિદ્યા–એ પ્રથમ મઝ્દાએ પોતાના પુત્ર "અથર"ને શીખવી, અને "અથર્" તરફથી એ વિદ્યા ખશ અથર્વણોને–આથ્રવનોને–મળી. એ બધો સંબંધ આ શ્લોકમાં ગર્ભિત રીતે રહેલો છે. જેનો ગુરુ બળવાન હોય તેની વાણી પણ પોતાને વશ હોય. તેના વિચારો તે પૂરેપૂરી રીતે દર્શાવી શકે છે, અને તેની જીભ ગમે તેમ છટકી જતી નથી, પણ એ જ્ઞાનીજનના કાબુમાં તે રહે છે. પેગમ્બર સાહેબ કહે છે કે ઊંડા બોધથી ને માર્ગદર્શનથી ભરેલાં આ મારાં દૈવી ભજનને જે જ્ઞાની માણસ બરાબર સમજે, તે પર મનન કરે, અને જિંદગીના બધા રોગને હરનારી ને અમર શાંતિ આપનારી અષોઇનો પ્રચાર કરવા માટે અષેમનો મંત્ર જાહેરમાં પ્રગટ કરે, તેની ખૂબી સૌને દેખાડે, તે મઝ્દાના આતર્ દ્વારા જે પરાજ્ઞાન ઊતરતું આવ્યું છે તે સૌને શીખવે, અને એ રીતે આ બન્ને ભલા બૂરા પંથવાળાઓના ભલામાં જ તે રહે અને તેઓનું ભલું કરે. અષોઇ સાધવા માટેનું જ્ઞાન અષેમના મંત્રમાં છે, તેનો પ્રચાર કરવો, એમ પેગમ્બર સાહેબ અહીં સૂચવે છે. દુનિયામાં ભલા ને બૂરા પંથોએ લોક જાય છે, એટલે એ અષોઇનું જ્ઞાન તો સૌને માટે જ કામનું છે.

કેવા ઊંડા ભેદો અને કેવું સચોટ માર્ગદર્શન આ શ્લોકમાં છે! આપણા આલમાઓ એ બધું હજારો વર્ષથી કેમ ભૂલી ગયા હશે અને ભલતા જ અર્થો કેમ કરવામાં આવ્યા હશે, તે સમજાતું નથી. એ જ અષ દ્વારા મારા જેવા નાચીજને જે કંઇ મળ્યું છે તે, મારા બંધુઓ આગળ મૂકતાં અને ભુલાઇ ગયેલું પાછું સજીવન કરતાં મને અપૂર્વ આનંદ થાય છે. આપણા પેગમ્બર સાહેબના આ ખરા આદેશો સાંભળે, તે પર મનન કરે અને તેના માર્ગદર્શન પ્રમાણે ચાલે તે પોતાનું જીવન ધન્ય જ કરશે. આતશનો ખરો અર્થ શું છે તે આ હા ના ૩ જા અને આ શ્લોકમાં સ્પષ્ટ થાય છે. આતશ એ પરાજ્ઞાનની સંજ્ઞા (Sign) છે, અને આખી સૃષ્ટિમાં એ સ્થૂળ અને સૂક્ષ્મ રૂપે વ્યાપેલો છે. આતશ વગર આ દુનિયાની હસ્તી જ રહે નહીં, અને અષોઇ પણ રહે નહીં. ખ્રિસ્તિઓ કે બીજાઓ જે આ મર્મ સમજતા નહીં હોય તે લોક આપણ પારસીઓને ભલે "આતશ-પરસ્ત" કહે, તેમાં શરમાવાનું શું છે? આખું બ્રહ્માંડ આતશથી નહીં તો શાથી ઝળહળ કરી રહ્યું છે? બીજાઓના અધૂરા જ્ઞાનની ટીકાથી આપણને શા માટે શરમ ઊપજે? ખ્રિસ્તિઓ તેમજ બધા ધર્મવાળા ધાર્મિક ક્રિયા વેળા આતશ તો જરૂર પાસે રાખે છે. ભલે આપણે આતશપરસ્ત હોઇએ–છીએ જ. દુનિયાનું એ ગૂઢ સત્ય હજારો વર્ષથી ઊતરતું આવ્યું છે ને તે ખરા આર્યનું છે. ભલે આતશ પર જેમને હસવું આવતું હોય તે "અંધારપરસ્ત" રહે! આપણે તો જ્યોતિનાં ફરજંદો છીએ. આતશને નામે કેટલાક કહેવાતા સુધારકો પોતાના અઘોર અજ્ઞાનથી કેટલીક વાર મશ્કરી કરે છે, તેઓ મોટું પાપ વહોરી લે છે! ખુદા એઓને સદ્બુદ્ધિ ને સદ્જ્ઞાન બક્ષે.

## હા. ૩૧—શ્લોક ૨૦ મો

યેઁ : Yō : यस् = Who, જે. ૧/૧.

આયત્ : Āyat : अयत् = Continues, ચાલુ રાખે. ધાતુ इ = to go, to continue. સ્થાન અને ભાવ પ્રમાણે આ ધાતુના ઘણા અર્થ થાય છે અને જ્યારે વર્તમાનકૃદંત સાથે આવે છે, ત્યારે એનો અર્થ "ચાલુ રાખવું" થાય છે. ક્રિયાપદ : વર્ગ ૨ જો, અપૂર્ણભૂતકાળ, પરસ્મૈપદ. ૩/૧.

અષવનૅમ્ : Asavanəm : अषवनम्-ऋतावनम् = The righteous or holy person, અષો (પવિત્ર) માણસને. ૨/૧.

દિવૅમનૅમ્ : *Divəmanəm : दिवृमानम् = Causing pain, giving suffering,* દુઃખ આપતાં, વેદના કરતાં. ધાતુ दिव्, વર્ગ ૬ ઠો = to pain, દુઃખ આપવું, સતાવવું. વર્તમાનકૃદંત. આ શબ્દના અર્થ પણ બહુધા સૌએ વિપરીત કીધેલા છે.

હોઇ : Hōi : से = His, તેનો. ૬/૧.

અપરૅમ્ : Aparəm अपरम् = In the future, ભવિષ્યમાં, ભાવિમાં. Indicative. સૂચક અવ્યય.

ક્ષયો : Xsayō : क्षय = Destruction, વિનાશ. ૧/૧. એનું ક્રિયાપદ 'છે' અધ્યાહાર છે.

દરૅગૅમ્ આયૂ : Darəgəm āyū दीर्घम् आयु = Long life or duration, લાંબું જીવન, લાંબો કાળ. ૧/૧. (જે. વ્યા. § ૨૭૫.)

તૅમઙ્હો : Təmaŋhō तमसस् = Of darkness, અંધારાનું, અંધાર ભરેલું. ૬/૧.

દુશ્ખ્વરૅથૅમ્ : Duš-X'arəθəm : दुःस्वर्थम् = Pursuing unworthy ends, દુષ્ટ આશયોની પૂઠે જતી, ખરાબ ઇરાદાઓ માટે પ્રયત્નશીલ. આ स्वर्थ શબ્દ ઋગ્વેદમા વપરાયેલો છે. ૧/૧ ના૦

અવએૅતાસ્ : Avaētās : अवेतात् = Badly flowing, દુષ્ટ પ્રવાહિત, બોબડી–તોતડી, અટકી અટકીને બોલાતી–Stammering. ધાતુ अव+इ = to flow badly or downwards, એ પરથી "અવએૅતાત્" નામ થયેલું છે. ૧/૧. વિશેષણ.

વચો : Vacō : वचस् = Speech, વાણી. ૧/૧.

તૅમ્ : Təm : तम् = Such, this,, એ(ને), એવા(ને). ૨/૧. એ સર્વનામનું વિશેષ્ય નામ "અહૂમ્" છે.

વાઓઁ : Vā̊ : वस् = Your, તમારા. ૨/૧ કે ૬/૧. સંસ્કૃતમાં આ वस् શબ્દ બીજી ને છઠ્ઠી એમ બન્ને વિભક્તિઓમાં વપરાય છે. આ શબ્દ "વા" નથી. ઘણી પ્રતોમાં "વાઓઁ" જ છે.

અહુમ: Ahūm: असुम् = Life (acc.) જીવનને, જિંદગીને. ૨/૧.

દ્રેગ્વન્તો: Drəgvantō : द्रग्वन्तस् = Oh Ignorant Babblers! હે અજ્ઞાન બકવાદીઓ! ૮/૩. ગૅલ્ડનરે PT4 હસ્ત લેખમાંનો આ આઠમી સંબોધન વિભક્તિનો શબ્દ લીધો છે તે ખરો છે.

શ્યઑથ્નાઇશ્: Syaoθənāiš : च्यौत्नैः = Through deeds or actions, કૃત્યો દ્વારા, પ્રવૃત્તિઓ દ્વારા. ૩/૩.

ખ્વાઇશ્ : Xᵛāiš : स्वैः = Your own, તમારાં પોતાનાં. ૩/૩.

દએના : Daēnā : धेना = Religious commandment, ધર્માદેશ, ધર્મબોધ. ૧/૧. નારીજાતિ. જુઓ હા ૩૧-૧૧ માં એ જ શબ્દની ટીકા. અહીં "દએના" એટલે બીજા કેટલાક વિદ્વાનો કહે છે તેમ "અંતઃકરણ"-Conscience-કે "ધાનત" નથી. એનો આ એક જ અર્થ "ધર્માદેશ, ધર્મબોધ" છે. આગલા ૧૮ માં શ્લોકમાં કહ્યું જ છે કે અજ્ઞાની દંભી બકવાદીઓના મંત્ર કે કાનૂનો પઢવા નહીં, નહીં તો તેથી બધી રીતનુ પતન થશે. એટલે તે જ ભાવ પાછો અહીં છે.

નએષત્: Naēšat : नेषत् = Leads, carries, દોરી લઇ જાય છે. ધાતુ नेद् = to lead, દોરવવું. ક્રિયાપદ : અપૂર્ણભૂતકાળ, પરસ્મૈપદ, ૩/૧.

**૨૦ મા શ્લોકનો ભાવાર્થ :** જે કોઇ અષો માણસને દુઃખ આપવાનું -સતાવવાનું-ચાલુ રાખે તેનો ભવિષ્યમાં વિનાશ (થશે), (તેને માટે) લાંબા કાળનો અંધાર (રહેશે), તેની દુષ્ટ પ્રવાહિત વાણી ખરાબ ઇરાદાઓ માટે પ્રયત્નશીલ (રહેશે): હે અજ્ઞાન બકવાદીઓ! તમારો ધર્માદેશ તમારાં પોતાનાં કૃત્યો દ્વારા જ એવી તમારી જિંદગીને દોરવી લઇ જાય છે.

આગલા શ્લોકમાં "અષૅમ"નો મંત્ર પઢનારા અને તે સમજીને તેનો મર્મ પ્રગટ કરનારા સારા નરસા બન્ને વર્ગનાં માણસોનું ભલું જ કરશે, એમ કહ્યા પછી હવે આ શ્લોકમાં પેગમ્બર સાહેબ એવા અષો માણસને દુઃખ આપનારાને તથા સતાવનારાને કેવો બદલો મળશે તે સ્પષ્ટ રીતે જણાવે છે. એવા દુષ્ટ માણસોનો ભવિષ્યમાં વિનાશ થશે, કેમકે દુનિયામાં તે અષોઇનો વધારો થતો અટકાવે છે અને બુરાઇને ઉત્તેજન આપે છે. એવા માણસને જ્ઞાન વગરના અંધારથી તેમ જ આનંદ વગરના અંધારથી ભરેલી લાંબા કાળ સુધીની જિંદગી ભોગવવી પડશે. એની વાણી દુષ્ટ અને બોબડાતી તોતડાતી રહેશે, બધે ટંટાફિસાદ ઉપજાવતી રહેશે અને તે સદા ખરાબ ઇરાદાઓ માટે પ્રયત્નશીલ રહેશે. અષો માણસને હેરાન કરવાનું આવું ફળ મળશે, માટે હે અજ્ઞાન બકવાદીઓ, હે ધર્મને નામે દંભ કરીને ખોટો બોધ આપનારાઓ! જેવી તમારી દુષ્ટ વાણી છે અને જેવો તમારો બોધ દુષ્ટ છે, તેવી જ તમારી કરણી પણ દુષ્ટ રહેશે, એટલે તમારે પોતાને હાથે જ તમે તમારી જિંદગીને ખાડામાં નાખી દઇને દુઃખ પામશો. આ દુનિયામાં તો અદુરાનો ઇન્સાફ મોડો વહેલો સૌને મળશે જ.

અહીં પણ જ્યોતિષનો મર્મ છે. ગુરુ એટલે અપ, એ અપને શહે પુણ્યપંથે જનારાને જે હેશન કરે તેનો ગુરુ નિર્બળ અને પાપી સ્થાન, શશી ને દૃષ્ટિમાં રહે છે. ગુરુ લાંબી જિંદગીનો કારક ગ્રહ છે, ને દૈવી જ્ઞાનનો આપનાર છે, એટલે તે પાપી થયાથી જ્ઞાન રહેતું નથી ને અજ્ઞાનનો અંધાર લાંબી જિંદગી સુધી રહે છે, અને એ માણસને પ્રકાશ મળતો નથી કે જેથી તેને દિવ્ય આનંદ મળી શકે. ગુરુ વાણીનો પણ કારક ગ્રહ છે, એટલે તે પાપી થયાથી વાણી પણ બગડે, માણસ બોબડો-તોતડો થાય, અને એની વાણીથી ટંટાફિસાદ બધે થયા જ કરે, બધે બોલીને બીજાનું તેમજ પોતાનું બગાડે, અને એ માણસ સદા અશબ ઇરાદાઓમાં જ મચ્યો રહે. એને કશું સારું સૂઝે નહીં.

ગુરુ બધી રીતે શુભ અને બળવાન થાય તો જ તે માણસને દિવ્ય પ્રકાશ મળે, ખુદાઈ જ્ઞાન ઉત્પન્ન થાય, જેનાથી તે જીવનમાં જલદી આગળ વધીને પુણ્યવાન થઇને પોતાની મુક્તિ મેળવે. વળી એવો માણસ બહુ સારી વાણીવાળો પણ થાય, બધાને તેની વાણી આકર્ષે, સૌને તે સારે રસ્તે દોરવે, અને સૌના ભલા માટે સદા પ્રયત્ન કર્યા જ કરે. "ગાથા"માંના આવા શ્લોકોનો ખરો ઊંડો ભેદ આ જ્યોતિષની કૂંચીથી ખૂલી જાય છે. તે વગર ખાલી વિદ્વત્તાને એ બધું સમજાતું નથી, અને મિલ્સ ને બીજા યુરોપીય વિદ્વાનો કહે છે કે "ગાથા"માં અસ્પષ્ટતા-દુર્ગમતા-*obscurity*-ઘણી છે!

## હા. ૩૧—શ્લોક ૨૧ મો

મઝ્દાઑ : Mazdå : मेधास् = Mazdā, મઝ્દા. ૧/૧.

દદાત્ : Dadāt : अददात् = Will bestow, will grant, બક્ષિસ આપશે. ધાતુ दा. ક્રિયાપદ : અપૂર્ણભૂતકાળ, સંશયાર્થ, પરસ્મૈપદ, ૩/૧. એ ક્રિયાપદ કર્મને છઠ્ઠી વિભક્તિમાં પણ લે છે....ની બક્ષિસ આપે.

અહુરો : Ahurō : असुर: = Ahura, અહુરા. ૧/૧.

હુઉર્વતાતો : Haurvatātō : सर्वतातस् = Of prosperity, of weal, તમામ સમૃદ્ધિની, સંપત્તિની, આબાદીની. ૬/૧. નામ सर्वतात्. અહીં એ ગુણવાચક નામ છે. આ શબ્દ ખરી રીતે "હઉર્વતાતો" જોઇએ, કેમકે ખરો મૂળ શબ્દ "હુઉર્વતાત્" છે. કોઇ લહિયાની ભૂલથી આ "તા" છૂટી ગયેલો હશે. એ "તા" વગર છંદમાં એક શ્રુતિ પણ ઘટે છે. માટે હું શુદ્ધ શબ્દ "હઉર્વતાતો"જ લખું છું.

અમૅરૅતાતસ્-ચા : Amərətātas-cā : अमृतातश्च = And of immortality, and of final emancipation, અને અમરતાની, અને અંતિમ (છેવટની) મુક્તિની. ૬/૧.

બૂરોઇશ્ : Būrōiš : भूरेस् = Great, abundant, મહાન, ભરપૂર. ૬/૧. વિશેષણ "અષય્યા-ચા"નું. મૂળ શબ્દ भूरि. એ ગુરુના ગ્રહનું ગુણવિશેષણ—epithet— છે. ગુરુ-અષ-પ્રસન્ન હોય તો બધું ભરપટ્ટે આપે છે. "અષની અષોઈની બક્ષિસ પણ તે ભરપટ્ટે આપે," એમ અર્થ છે. "ગાથા"માં આ અમૅષા સ્પૅન્તા તે ગ્રહો જ છે, તેની સાબિતીમાં જ્યોતિષમાંના ગ્રહોનાં કેટકેટલાં ગુણવિશેષણો તેમાં આવે છે !

આ : Ā : आ = Indeed, ખરેખર, નિરધાર, શુદ્ર.

અષખ્યા-ચા : Asaxyā-cā : अषस्य-च-ऋतस्य-च = And of righteousness or holiness, ને સદાચારની યા અષોઇની. ૬/૧. અહીંનો "ચા" આ પંક્તિમાં અર્થમાં પ્રથમ "બૂરોઇશ્"ની અગાઉ લેવાનો છે.

ખ્વાપઇથ્યાત્ : X'āpaiθyāt : स्वपत्यात् = By good progeny to carry on the life and purpose of the world, દુનિયાનો હેતુ અને તેનું જીવન સદાકાળ આગળ ધપાવવા માટેની ભલી વંશવૃદ્ધિથી. ૫/૧. મૂળ શબ્દ सु + अपत्य = Good progeny, good descendants. આ શબ્દને મૂળ स्व self-પોતાનું-એવા ભાવ સાથે કશું કામ નથી, એટલે એના "પોતાની ખુદી, સંપ, સંગતિ," વગેરે અર્થો કીધેલા છે તે યુક્ત નથી. "ક્ષથ્ર" મૂળમાં કોણ છે, તેનું શું કાર્ય છે, તે સમજી નહીં શકાયાથી આવા શબ્દોના અર્થો અધિ ભૂલ ભરેલા કરવામાં આવેલા છે. "ક્ષથ્ર" એટલે બ્રહ્મા-સર્જક-તે એ રૂપે છે કે તે પોતાની પુનર્સર્જનશક્તિ દરેક જાનદાર પેદાશમાં મૂકે છે, જેથી જીવનનું નવું સર્જન પાછું પોતાની મેળે થાય, દીવામાંથી દીવા થતા જાય અને દુનિયાનો વેલો આગળ ચાલ્યા કરે. શ્રી જરથુસ્ત્ર સાહેબ આ ક્ષથ્રની

શક્તિ પર ઘડી ઘડી એ જ ભાર મૂકે છે, ને વીર્યનું રક્ષણ કરીને પોતે નેક ને અપો બની તેવી નેક ને અપો પ્રજા માણસ પાછી પેદા કરે તેવું તેઓ ઇચ્છે છે, જેથી સ્પેન્તા મન્યુના કાર્યને પુષ્ટિ મળે ને બદી કપાય. આ स्वपत्य શબ્દ એ જ અર્થમાં ઋગ્વેદમાં (મં. ૧–૭૨–૯) માં છે.

ક્ષથ્રહ્યા : Xsaθrahyā : क्षत्रस्य = Of the controlled power of procreation, પુનર્સર્જનની સંયમશક્તિની. ૬/૧.

સરો : Sarō : शरस्–शिरः = Of lustre, of the glow of virtue, of the acme of virtue, નૂરની, સદાચાર ને સંયમ પાળ્યાથી મોંઢા પર જે નૂર તગતગી રહે તેની. ૬/૧. આ शरस् શબ્દ श्री નો જ સંબંધી છે અને એનો અર્થ અહીં "નૂર"જ થાય છે. એનો બીજો અર્થ "સદ્ભાગ્ય, ખુશનસીબી" પણ થાય છે. જુઓ મો. વિ. કોષ: शिरस् પાનું ૧૦૭૨, હાર ૨.

વહ્હુઉશ...મનઙ્હો : Vaŋhōuš...manaŋhō : वसोस् मनसस् = Of purity of mind, સાત્વિક મનના. ૬/૧. અહીં એ ગુણવાચક નામ છે.

વજ્દ્વરે : Vazdvarə वज्द्वर् (वज्द्वर) Absolute firmness, of the boon of steadfastness, સંપૂર્ણ દ્દઢતાની, સ્થિરતાના પ્રસાદની ૬/૧. वज् = to increase, to be firm, અને वर् = वृ = to grant a boon. વોહુમનો એટલે શિવ સાત્વિક મનની સ્થિરતાની દ્દઢતાનો પ્રસાદ આપે છે. શિવનો "પ્રસાદ" પણ કહેવાય છે. જુઓ. જે. વ્યા. § ૮૨૦ અને ૮૩૦. वज् ધાતુ પર त् કે द् ઉમેરી "વર" પ્રત્યય (સંસ્કૃત वर) ઉમેરીને આ "વજ્દ્વરે" નામ કીધેલું છે. આ શબ્દ "વજ્દ્વરે" અવેસ્તામાં "અહ્માઇ તન્વો વજ્દ્વરે"માં પણ એ જ અર્થમાં "તનની સંપૂર્ણ દ્દઢતા"ના અર્થમાં જ આવે છે. શનિનો ગ્રહ "સ્થિરતા" આપનારો છે. જુઓ જ્યોતિષ ગ્રંથ "ફલદીપિકા."

યેં : Yə : यस् = Who, જે ૧/૧.

હોઇ : Hōi : से = His (of Mazdā Ahurā), તેનો (મજ્દા અહુરાનો) ૬/૧.

મઇન્યૂ : Mainyū : मन्यू = Through the Beneficent Manyu Spəntā, સ્પેન્તામન્યુ દ્વારા, ૩/૧.

શ્યઓથ્નાઇશ્–ચા : Syaoθənāiš-cā च्यौत्नैश्च = And through deeds or actions, અને કાર્યો દ્વારા, કાર્યોથી. ૩/૩.

ઉર્વથો : Urvaθō . उत्तस् = The chosen religious preceptor, ધર્માચાર્ય. ૧/૧. ધાતુ वृ = to choose આ શબ્દનો અર્થ "દોસ્ત–મિત્ર" એમ પહેલવી જમાનાથી થતો આવ્યો છે ને તે જ બધા વિદ્વાનોએ માન્ય રાખેલો છે, પણ મજ્દા અહુરાનો "દોસ્ત" તે કોણ વળી? આપણે તો તેની આજ્ઞાને ઉત્તમ રીતે દુનિયામાં અમલમાં લાવી શકીએ એટલું જ. આ શબ્દ હા. ૪૫–૧૧ માં પણ છે, અને ત્યાં પણ એ જ "ધર્માચાર્ય" શબ્દ જ બરાબર છે. બીજી રીતે "ઉર્વ" એટલે "આત્મા" તેને "થ" પ્રત્યય લગાડ્યાથી તેનો અર્થ "આત્મરક્ષક" પણ થાય છે, અને તે

પણ ધર્માચાર્ય જ છે. હા. ૫૧-૧૧ માં પણ એ જ શબ્દ છે. ત્યાં પણ પેગમ્બર સાહેબ પૂછે છે કે "હે મજ્દા! કયો શખ્સ સ્પિતમાન જરથુસ્ત્રનો ધર્માચાર્ય છે?" પોતાનો આપેલો નવીન બોધ કયો શખ્સ બરાબર સમજીને તેનો ધર્મપ્રચાર સૌમાં કરશે, એમ પેગમ્બર સાહેબ પૂછે છે. આ "ઉર્વથો" શબ્દ પણ બે જ શ્રુતિમાં બોલવાનો છે, એટલે 'વ' માં 'ઉ' સમાવી દેવાનો છે. આ वृ માંથી ऊर्ण ધાતુ પણ થયેલો છે, તેના અર્થ પણ ઢાંકવું, સંતાડવું થાય છે, એટલે वृ નો "ઉર્વ" થાય છે જ. વળી वृत्तम् શબ્દમાં "त्त" ઉદાત્ત-સ્વરભારવાળો હોવાથી "વૃ" ને અનુદાત્ત દેખાડવા પણ તેની અગાઉ "ઉ" રાખેલો હોય એમ જણાય છે. એટલે "વૅર્થો" ને બદલે આ "ઉર્વૅથો" લખાયેલો છે. એ બેજ શ્રુતિમાં બોલવાનો છે.

**૨૧ મા શ્લોકનો ભાવાર્થ:** મજ્દા અહુરા તમામ સમૃદ્ધિની અને અંતિમ મુક્તિની, વળી ભરપટ્ટે અષોઇની, ને વંશવૃદ્ધિથી (મળતી) સંયમશક્તિના સદ્ગુણના નૂરની, તેમજ સાત્ત્વિક મનની દૃઢતાના પરમ પ્રસાદની બક્ષિસ તેને આપે, જે સ્પેન્તામન્યુ દ્વારા અને તેનાં પોતાનાં કાર્યોથી તેનો ધર્માચાર્ય થાય.

આગલા શ્લોકમાં ધર્મને નામે ખોટો બોધ આપનારા અને અષો માણસને સતાવનારાને કેવો ભયંકર બદલો મળશે તે દર્શાવીને હવે પેગમ્બર સાહેબ સાચું શિક્ષણ આપનારા અષો ધર્માચાર્યને માટે આ શ્લોકમાં કહે છે, ને તેને દુઆ દે છે. જે પોતાના આત્માની શુદ્ધિથી અને નેક અષોઇભર્યાં કામોથી સ્પેન્તામન્યુ દ્વારા મજ્દા અહુરાનું ખરું શિક્ષણ દુનિયામાં ઉતારવા તેમનો ધર્માચાર્ય (Religious Preceptor) થાય, અને પેગમ્બરનો પેગામ માનવજાતને પહોંચાડીને સૌને નેક રાહ બતાવે, તે ધર્માચાર્યને તમામ સમૃદ્ધિની, આબાદીની, આખરની મુક્તિની, ભરપટ્ટે અષોઇની, વંશવૃદ્ધિથી અષોઇની વૃદ્ધિની, સંયમશક્તિથી વિકારો પર કાબુ રાખતાં મોંઢા પર જે સ્વાભાવિક નૂર ઝગે છે તેની, તેમજ સાત્ત્વિક મનની સંપૂર્ણ દૃઢતાના પ્રસાદની ઉત્તમ બક્ષિસ મજ્દા અહુરા આપે! દ્રૅગ્વત્" તે ખોટું *શિક્ષણ આપનારો અજ્ઞાન બકવાદી-Babbler, અને "ઉર્વૅથો" તે તેનાથી* ઊલટો ધર્મનું ખરું ને ઊંડા જ્ઞાનથી ભરપૂર શિક્ષણ આપનાર ધર્માચાર્ય-એમ હવે આ શ્લોકમાં બધું સ્પષ્ટ થઇ જાય છે. "દ્રૅગ્વત્" શબ્દ "દ્રુ" કે "દ્રુજ" પરથી થયો જ નથી. "દ્રુજ" પરથી તો "દ્રુજયન્ત્" અને "અદ્રુજયન્ત્" (જુઓ આ જ હા. નો ૧૫ મો શ્લોક) અને "દ્રુ" પરથી "દ્રવંત્" થયેલા છે. અહીં આ "ઉર્વૅથો"ના અર્થથી એની સામેના ગુણવાળો અર્થ સ્પષ્ટ થઇ જાય છે કે "દ્રૅગ્વતો" એટલે અજ્ઞાન બકવાદી. આ દુનિયામાં મોટામાં મોટું નુકસાન આ અજ્ઞાન દંભી લોકો જેઓ **ગુરુજી થવા સાધુસંન્યાસી ભગત કે તેવાના ચેલા થઇ નીકળે છે** અને ખરું તત્ત્વ જાણ્યા વગરના અધુરા જ્ઞાનથી લોકોને દોરવવા જાય છે, તેઓ જ કરે છે. મૂળથી જ એવા દંભી વક્તાઓને માટે પેગમ્બર સાહેબ સૌને ચેતાવે છે.

આ શ્લોકમાં એક આરમઇતિ સિવાય બધા અમેષા સ્પેન્તાનાં નામ આવી ગયાં છે, જો કે અહીં તો એ અમેષા સ્પેન્તાના ખાસ ગુણોનાં વાચક નામ તરીકે જ લેવાનાં છે.

# હા. ૩૧—શ્લોક ૨૨ મો

ચિથ્રા : Ciθrā · चित्रास् = Clear, સ્પષ્ટ, ખુલ્લો. ૧/૩.

ઈ: Ī इ ( Vedic ) - इमास् = These, all these (teachings, instructions), આ બધાં બોધન. ૧/૩. નાન્ય૦. એ इमा નું પ્રાગ્વૈદિક રૂપ છે.

હુદાઓંઙ્હે :Hudāŋhē सुदांसे = For the knower of the Universal Spirit, સુજ્ઞાત બ્રહ્મજ્ઞને માટે. બ્રહ્મને એટલે મઝ્દા અહુરાને આધ્યાત્મિકતાથી ભલી રીતે જાણનારને માટે. ૪/૧. આ શબ્દ "હુ-દા-આ ઑઙ્-હે" એમ ચાર શ્રુતિમા બોલવાનો છે. જુઓ મૅકડોનેલનુ વૈદિક વ્યાકરણ, પાનું ૪૩૭-અ-૮

યથના : Yaθanī : यतना = By endeavouring, by trying, પ્રયત્ન કર્યાથી, કોશિશ કર્યાથી. નામ ૩/૧. ધાતુ यत् = to strive

વએદ્દમનાઇ: Vaēdəmanāi वेद्मानाय = For knowing and learning diligently, સમજીને શીખવા માટે. ૪/૧.

મનઙ્હા : Manaŋhā मनसा = Through the mind, with attention, અંતરથી, મનથી, ધ્યાનથી. ૩/૧.

વૉહૂ ક્ષથ્રા : Vohū ..Xsaθrā , वसु...क्षत्रा = With divine or spiritual power or restraint of self control, દૈવી યા આત્મિક શક્તિથી યા સયમથી. ૩/૧. જૂના હિંદુ શાસ્ત્રોમા પણ ક્ષત્રને એટલે બ્રહ્માને-પ્રજાપતિને- "વસુ" ગણેલો છે, અને તેથી આ "ગાથાઓ"માં ચોથા "ગાથા"નુ નામ "વૉહૂ ક્ષથ્ર" છે.

હ્વો: Hvō स्व. = He himself, તે પોતે. ૧/૧.

અષૅમ્ : Asəm अषम्-ऋतम् = Righteousness, holiness (acc ), અષોઈને. અહીં એ ગુણવાચક નામ જ છે. ૨/૧.

વચઙ્હા: Vacaŋhā वचसा = Through word, વચનથી, વાણીથી, ૩/૧.

શ્યઓથૅના-ચા : Syaoθəna cā च्यौत्ना-च = And through deed, અને કાર્યથી, કર્મથી. ૩/૧.

હપતી : Hapati सपति = Follows is devoted to, અનુસરે છે, અનુવર્તીને ચાલે છે, આસક્ત રહે છે, ભાવથી વળગી રહે છે. ધાતુ सप् ક્રિયાપદ· વર્તમાનકાળ, પરસ્મૈપદ, ૩/૧. આ શબ્દ પણ ચૂથાયેલો છે, ને 'પ' ને 'તિ' જોડી દીધેલા છે, પણ એને બેજ શ્રુતિમા લઇએ તો છદમા એક શ્રુતિ ઘટે છે. સસ્કૃત ખરુ રૂપ પણ सपात છે, એટલે ગાથાભાષાનુ રૂપ "હપતી" હોવુ જોઇએ. ત્રણ શ્રુતિ હોય તો જ છદ શુદ્ધ રહે. આવી બધી અશુદ્ધિઓ છદની કસોટીથી પકડાઇ આવે છે, ને તેથી તે સુધારવી જોઇએ.

હ્વો : Hvō ι स्व = He himself, such a person, તે પોતે ૧/૧

તોઇ: Tōi: ते = Thy, Your, તમારો. ૬/૧.

મઝ્દા અહુરા: Mazdā Ahurā!: मेधा असुर = Oh Mazdā Ahurā! હો મઝ્દા અહુરા! ૮/૧-૮/૧.

વાજ઼િશ્તો: Vāzištō; वाहिष्ठः = Best worker or bearer, best message-carrying, ઉત્તમ વાહક, ઉત્તમ કાર્યકર. ખુદાના સંદેશનો-પેગામનો-લઇ જનારો ને પ્રચાર કરનારો. ૧/૧. વિશેષણ "અસ્તિશ્"નું. "વા-જ઼િ-ઇ-શ્તો" એમ ચાર શ્રુતિમાં બોલવાનો છે. જુઓ મૅક૦ વ્યા૦ પાનું ૪૩૭-a-૩.

અઙ્હઇતી: Aŋhaitī: असति = May become, will become, will be, બનશે, થશે. ધાતુ अस्. ક્રિયાપદ: વર્તમાનકાળ, સંશયાર્થ, પરસ્મૈપદ. ૩/૧.

અસ્તિશ્: Astiš: अस्तिस् (=त्ति) = Vassal, servant, સેવક, અનુચર, દાસ. ૧/૧. આ શબ્દ બહુ જ જૂનો છે. ધાતુ अस्. સંસ્કૃતમાં એ त्ति તરીકે જ લખાય છે, પણ अस्ति રૂપ પણ કોષોમાં નોંધાયેલું છે.

**૨૨ મા શ્લોકનો ભાવાર્થ:** આ બધું (બોધન) અંતરથી સમજીને શીખવા સારૂ પ્રયત્ન કીધાથી સુજાત બ્રહ્મજ્ઞ (ખુદાઇ જ્ઞાન ધરાવનાર)ને માટે સ્પષ્ટ છે; જે પોતે અષોઇને આત્મિક સંયમશક્તિથી, વચનથી ને કાર્યથી અનુસરીને વળગી રહે છે, તે પોતે, હો મઝ્દા અહુરા! તમારા પેગામનો ઉત્તમ પ્રચાર કરનાર સેવક બનશે.

આ ૩૧ મા હા. માં પેગમ્બર સાહેબ પોતાનું "દર્શન" આપ્યા પછી અને મનુષ્યની નેકીબદીની વાતોને સ્પષ્ટ સમજાવ્યા પછી હવે આ છેલ્લા શ્લોકમાં તેઓ કહે છે કે જે આ ખુદાઇ જ્ઞાન પોતાના અંતરથી બરાબર સમજીને શીખવા માટે પ્રયત્ન કરે છે એવા ભલા બ્રહ્મજ્ઞને-ખુદાઇ જ્ઞાન ધરાવનારને-માટે મેં અહીં તદ્દન ખુલ્લી રીતે બધું સમજાવ્યું છે. વળી જે માણસ પોતાના આત્માની સંયમશક્તિથી, પોતાની વાણીથી, તેમજ કાર્યથી અષોઇને વળગી રહે છે, ને કોઈ પણ સંજોગોમાં એ અષોઇને તે છોડતો નથી, તે માણસ જીવતો જાગતો મઝ્દા અહુરાના ખરા પેગામનો આ દુનિયામાં પ્રચાર કરનાર ઉત્તમ સેવક બનશે. દુનિયામાં કેમ ચાલવું તેનો ખરો બોધ આ "ગાથા"માં પેગમ્બર સાહેબે આપેલો છે, તે બોધ પ્રમાણે જે માણસ મન, વચન, કર્મથી બરાબર સત્પંથે ચાલે ને સદાય અષોઇનો જ રાહ લે, તે તો મઝ્દા અહુરાનો ઉત્તમ સેવક બને છે, તે અષોઇનો પેગામ બધાને માત્ર ખાલી શિખામણના શબ્દોથી નહીં પણ પોતાની રહેણી કરણીથી આપે છે, ને બધે તેનો પ્રચાર કરે છે. ખુદાના સેવક બનવું એ કાંઇ નાનું સૂનું કામ નથી, અને એથી વધારે બીજું નામ કે કીર્તિ પણ નથી. પેગમ્બર સાહેબ આ છેલ્લા શ્લોકમાં આપણ સૌને કહે છે કે હે માનવીઓ! તમે એવા બનો! તમે પોતે બધી રીતે અષોઇ પાળો અને તમારા મન, વચન, કર્મથી તમારા બન્ધુઓને અષોઇનો માર્ગ બતાવો! એમ કરશો ત્યારે જ તમે ખુદાના ઉત્તમ સેવક બનશો અને તે સાહેબોના આ પેગામનો તમે ઘેર ઘેર પ્રચાર કરશો, જેથી તમારું જીવન બધી રીતે ધન્ય બનશે અને તમોને અમર આનંદ મળશે.

જ્યોતિષમાં અષોઇનો–પવિત્રતાનો, તેમજ ઊંચા દૈવી જ્ઞાનનો કારક ગ્રહ ગુરુ–અષ–જ છે, એ જ મોક્ષનો પણ કારક છે. કેતુ–સ્પેન્તા મન્યુ–પણ મોક્ષનો અપાવનાર છે. આ બધું કેવી ગર્ભિત રીતે પણ સમજનારને તો સ્પષ્ટપણે પેગમ્બર સાહેબે આ પોતાની ગાથાઓના પેગામમાં દર્શાવ્યું છે! આ હા. માં પેગમ્બર સાહેબનું ખરું દર્શન છે, અને તે બહુ થોડા શબ્દોમાં ઉત્તમોત્તમ બુદ્ધિશક્તિથી, ઊંડી પ્રેરણાથી, અગાધ જ્ઞાનથી અને ઊંચી કાવ્યબાનીથી વર્ણવ્યું છે. જે વિદ્વાનો એમ કહે છે કે "ગાથા"માં તો rational knowledge–વ્યાવહારિક જ્ઞાન છે, તેઓ "ગાથા"માં સમાયેલી ઊંડી આધ્યાત્મિકતા સમજી શક્યા જ નથી. આ તો પેગમ્બર સાહેબને દૈવી પ્રેરણાથી એટલે બશારતથી મળેલી વાણી છે. એવી વાણી કેમ મળે છે, તેનો અનુભવ સ્થૂળ વિદ્વાનને કદી મળવાનો નથી, તે તો ઊંચા ખરા કવિઓ જ અનુભવે છે ને જાણે છે. એવી વાણી આગળ મારું માથું ઊંડા ભાવથી નમી પડે છે. મારા સર્વ બંધુઓ! આ પવિત્ર પેગામનો અભ્યાસ કરો અને એમાં વર્ણવેલી અષોઇને પ્રાપ્ત કરો! માત્ર મંત્રો બબડી જઇને નહીં પણ એ વાણીનો અર્થ હવે અહીં સ્પષ્ટ કીધો છે તે બરાબર સમજીને એમાં જણાવ્યા પ્રમાણે મનને, વાણીને ને વર્તનને શુદ્ધ રાખો ને બરાબર અષોઇને પાળો! એ અષોઇનો ખરો મર્મ સમજીને તેમજ તે મેળવીને તમારા બંધુઓને કશા પણ ગર્વ વગર તે બતાવો ને તેમને સીધે રાહે પાડો! લડાઇ ટંટા ને શબ્દોની સાઠમારી બંધ કરો અને જિંદગીને સફળ કરવા માટેનો અહીં બતાવેલો ધોરી માર્ગ ઉઘાડો! એમાં જ જીવનની ધન્યતા છે! એ બધું પાળે તે જ ખરો જરથોશ્તી છે. જય મહાગુરુ શ્રી સ્પિતામો જરથુશ્ત્ર સાહેબની!



ઇતિ શ્રી હા. ૩૧ મો, અધ્યાય ૪ થો, સંપૂર્ણ.

# ગાથા અહુનવઇતિ-હા. ૩૨ મો

## અધ્યાય ૫ મો.

## "વિરોધ"

## -: ટિપ્પણ :-

ગયા ૩૧ મા હા. માં શ્રી જરથુસ્ત્ર સાહેબે આ દુનિયામાંનાં સુખદુઃખ અને નેકીબદીની ફિલસૂફી સમજાવીને છેવટે જણાવ્યું છે કે જે ઇસમ અહુરા મજ્દાએ નિર્માણ કીધેલા અષોઇના અને નેકીના માર્ગે હંમેશ જશે તે તે સાહેબના ઉત્તમ આનંદનો ભોગવનાર તેમજ તેનો દુનિયામાં પ્રચાર કરનાર થશે. શ્રી જરથુસ્ત્ર સાહેબના વખતમાં ચાલતા આગલા જૂના દેવધર્મમાં જ્યારે ઘણી બદીઓ પેસી ગઇ હતી અને ક્રિયાકાંડને નામે જે પશુઓની હિંસા થતી હતી, બ્રાહ્મણો સોમવલ્લીનો માદક રસ પીને મસ્ત બની લોકોને પરમાત્માના ખરા ધાર્મિક માર્ગથી વેગળા લઇ જતા હતા, તે વખતે એ સર્વ બદીઓ સામે પોતાનો સબળ ઝુંડો નિડરતાથી ફરકાવીને પેગમ્બર સાહેબે જે મર્મ કોઇને પણ અગાઉ ખબર નહીં હતો તે સૃષ્ટિરચનાનો ને તેના કારભારને લગતો જાહેર કીધો, અને તે પોતાનો 'પેગામ' તથા તેનું 'દર્શન' આ "ગાથા"ના ૩૦ મા તથા ૩૧ મા હાઓમાં તેમણે સ્પષ્ટતાથી પ્રગટ કીધાં છે. આ ખાસ નવીન પેગામ અને તેના દર્શનમાંથી જ ઉદ્ભવેલું હિંદુશાસ્ત્રમાંનું "સાંખ્યદર્શન" કપિલમુનિએ શ્રી જરથુસ્ત્ર સાહેબ પછી હજારો વર્ષ પછી પ્રગટ કીધું હતું. હું ધારું છું કે આ "ગાથા"માંનું એ નવીન "દર્શન" વધારે વિસ્તારથી શ્રી જરથુસ્ત્ર સાહેબે કે તેમના કોઇ અનુયાયી પંડિતે પાછળથી સમજાવેલું હોવું જોઇએ, અને તે પરથી કપિલમુનિનું "સાંખ્યદર્શન" ઉદ્ભવ્યું હશે. આપણા સર્વ જરથોસ્તીઓએ એ "સાંખ્યદર્શન" વાંચવું જોઇએ, જેથી સૃષ્ટિરચના, પ્રકૃતિ, માનવી અને તેની શરીરરચના, માનવીના ગુણો અને વિકારો, વગેરે આ ગહન વિષયની સમજણ તેમાંથી વધુ વિસ્તારથી ને બારીકીથી મળી શકશે.

હવે આ ૩૨ માં 'હા'માં શ્રી જરથુસ્ત્ર સાહેબને તે વેળાના દેવજનો તરફથી તેમના આ નવા સંદેશ અને સુધારા માટે જે મહા વિરોધ અનુભવવો પડ્યો હતો તેનું વર્ણન છે. આ 'હા'માં ખાસ કરીને "સોમક્રિયા"—આપણામાં 'હોમ'ની ક્રિયા કહેવાય છે તે—કરનારા બ્રાહ્મણો જેઓને તે વેળા 'કવિ' કહેવામાં આવતા હતા, તેમજ "વેદ"ની ધાર્મિક ક્રિયા કરવાવાળા જે 'કલ્પ' કહેવાતા તે 'કરપ' બ્રાહ્મણોની હિંસક અને અધાર્મિક વિધિઓ સામે પોકાર કરવામાં આવ્યો છે, અને જે બીજાઓ પોતાનો સ્વાર્થ સાધવા એ બ્રાહ્મણોને ટેકો આપતા હતા, તેઓ માટે પણ અહીં સખત શબ્દોમાં જણાવવામાં આવ્યું છે. પેગમ્બર સાહેબને તે વેળા કેવા ભારે વિરોધ વચ્ચે કામ કરવું પડ્યું હશે, કેવી નિરાશા ઉત્પન્ન થઇ હશે, છતાં તેઓએ અહુરા મજ્દામાં અચૂક શ્રદ્ધા રાખીને કેવી અડગતાથી કામ લીધું હશે ને બધી બદીઓમાંથી મનુષ્ય જાતનો ઉદ્ધાર કરવા કેવા પ્રયત્ન કીધા હશે, તે આ હા. માં જે વર્ણન કરવામાં આવ્યું છે તે પરથી સ્પષ્ટ રીતે સમજાય છે.

# યસ્ન ૩૨.

## શ્લોક ૧ લો

**અખ્યા-ચા :** A'`yā-cā : अस्य च = Indeed His (= unto Him), ખરેખર તે (સાહેબ)ની (= તેની આગળ). ૬/૧. નીચે "અહુરહ્યા....મઝ્દાઓ" બીજી લીટીમાં આવે છે, તે અહુરા મઝ્દાની આગળ. હા. ૨૮–૧ માં "યાસા" ક્રિયાપદ આવે છે તે જ ક્રિયાપદ "યાસત્" અહીં છે. એ ક્રિયાપદ કર્મને છઠ્ઠી વિભક્તિમાં લે છે–"....ની યાચના કરે છે" એ મતલબે. તેથી અહીં અખ્યા, અહ્યા, અહુરહ્યા, મઝ્દાઓ, એમ કર્માને છઠ્ઠી વિભક્તિના પ્રત્યય લાગેલા છે. અહીં "અખ્યા"માં 'અ' ઉદાત્ત અને "ખ્યા"–સ્વરિત છે.

**ખ્વએતુશ :** X'aētuš : स्वैतुम्= One who takes to the path of his own (spiritual) advancement, a pursuer of spiritual path or knowledge, a spiritualist આત્મમાર્ગી, જ્ઞાનમાર્ગી, ૧/૧. નરજાતિ. स्व સર્વનામ પર एतु–इतु લાગીને આ શબ્દ બનેલો છે. મો. વિ. કોષમાં આ શબ્દ સ્વૈતુ કરીને આપેલો જ છે.

**યાસત્ :** Yāsat याचन् = Asks of, begs of, યાચે છે, યાચના કરે છે. ધાતુ याच् ક્રિયાપદ. અપૂર્ણભૂતકાળ, પરસ્મૈપદ. ૩/૧.

**અહ્યા :** Ahyā : अस्य = His, તેની. ૬/૧. "યાસત્"નુ કર્મ છે.

**વૅરૅઝૅનૅમ્ :** Vərəzənəm : वृजनम् = The discreet, self-discriminator, one who chooses good path for himself, સ્વાત્મવિવેકી, ખરુ ખોટુ વિવેકથી પોતે સમજનાર, સત્પથ પસદ કરનાર. ધાતુ वृज् = to choose for one's self (ātmanepada) પોતાને માટે પસદગી કરવી. અહી "જ" સ્વરિત હોવાથી તેનો "ઝૅ" થયેલો છે. અહીં એનો અર્થ "સહકારી, સાથે કામ કરનાર કે કોમ નથી". વેદમા મોટે ભાગે व्रजन મા ज ઉદાત્ત છે. પણ કોઇક ઠેકાણે वृ પણ ઉદાત્ત છે.

**મત્ :** Mat स्मत् = With, સાથે. એ જ અર્થમાં આ શબ્દ હા. ૩૪–૧૧, હા. ૪૩–૧૪, હા, ૪૪–૭ વગેરેમા છે

**અઇર્યમ્ના :** Airyamna : अर्यम्णा = With Companion or noble helper સાથી સાથે, મદદગાર સાથે. ૩/૧. નરજાતિ. अर्य–आर्य = noble–અમીર.

**અહ્યા :** Ahyā . अस्य = This, તેની. ૬/૧.

**દએવા :** Daēva देव = The Deva, the Deva community, the Deva-worshipper, દેવજન, દેવભક્ત ૧/૧. આ પહેલી વિભક્તિ એક-વચનનું રૂપ "અ" પ્રત્યયનુ "વેદ" મા પણ કેટલેક ઠેકાણે વપરાયેલુ છે જુઓ જે. વ્યા § ૨૩૯. કેટલાક વિદ્વાન "દએવાઓ" કરી એને બહુ વચન કરે છે, પણ તે "યાસત્" ક્રિયાપદ એક વચનમા છે તેનો કર્તા એ કેમ થઇ શકે? એ તો એકવચનમાં જેમ બીજા કર્તા છે તેમ એ પણ જોઇએ

હૅમ્-મનોઇ: Hōm-manōi : सम्-मने = In the same mind, i.e., in the same spirit, સમ ઉદ્દેશમાં, એક જ સરખો હેતુ રાખવામાં. ૭/૧. આ લીટીમાંનો આ શબ્દ ગૂંથાયેલો છે. એમાં "મહ્ની મનોઇ" = "મારા મનમાં" અર્થ લીધેલો છે તે બરાબર નથી. "મહ્ની" લખતાં લીટીમાં એક શ્રુતિ પણ વધી પડે છે, એટલે આ શબ્દ ખોટો જ છે. ડૉ. તારાપોરવાળાના જણાવ્યા મુજબ આન્દ્રેઆસ્ (Andreas) "હુમોઇ મ્નોઇ" સૂચવે છે, પણ "મનોઇ"નો "મ્નોઇ" જેવો શબ્દ "ગાથા"માં બીજે ઠેકાણે મળતો નથી, અને मन નો म्न કદી થાય નહીં, ધાતુ જ ઉલટાઇ જાય. જો "હુમોઇ મનોઇ" લખીએ તો વળી એક શ્રુતિ વધી જાય. મને લાગે છે કે ખરો પાઠ "હૅમ્-મનોઇ" હોવો જોઇએ. ઋગ્વેદમાં મં૦ ૧૦-૫૪-૬ માં असृजद् मधुना सम् मधूनि છે, તેવો જ આ सम्-मने-હૅમ્-મનોઇ-નો પ્રયોગ છે. વળી "એક સરખા ઉદ્દેશમાં" એ અર્થ પણ અહીં ઘણો જ યુક્ત છે.

અહુરહ્યા: Ahurahyā : असुरस्य = Of Ahura, અહુરાની. ૬/૧.

ઉર્વાઝૅમા: Urvāzəmā : वृज्म = Own choice, ખુદ પસંદગી. ૨/૧. નાન્ય૦. ધાતુ वृज् = to choose for one's self. આ પરથી वृज्मन् નામ मन् પ્રત્યય લગાડીને કીધેલું છે, તેનું ૨ જી વિભક્તિ એકવચન નાન્યતર રૂપ આ वृज्म – ઉર્વાઝૅમા છે. આ શબ્દના "ખુશાલી, મહેર, કલ્યાણ, મહોબત" વગેરે અનેક અર્થો વિદ્વાનોએ કીધેલા છે. પણ આ શ્લોક પછીના ૨ જા શ્લોકની ત્રીજી પંક્તિમાં મઝ્દા અહુરાએ પ્રત્યુત્તર આપ્યો છે કે અમે આરમઇતિને પસંદ કીધી છે – વરૅમઇદી –, એ વાક્ય પરથી જ ખુલાસો થાય છે કે આ પહેલા શ્લોકમાં મઝ્દા અહુરાની પસંદગી – નીજ વાત છે. વિરોધીઓ પોતાના ક્રિયામાર્ગની, સોમવલ્લીનો રસ પીને મદભર થવામાં ને દુનિયામાં તો આડે પંથે જવાની વાત કરે, ને એમ કહે કે આ અમે જે કરીએ છીએ તે જ ધર્મ છે, ને તે જ પ્રભુને પસંદ છે! દરેક જણ પોતપોતાની વાતને ખુદાની પસંદગી તરીકે ગણે છે, તે જ જાણે સત્ય છે, પણ બીજા શ્લોકમાં પ્રભુ ઉત્તર આપે છે કે અમારી પસંદગી તો આરમઇતિ માટે છે, એટલે ભક્તિમાર્ગ, અપોઇ પાળીને ખરો ભક્તિમાર્ગ લેવો, એ જ ખુદાને તો પસંદ છે. એટલે આ "ઉર્વાઝૅમા"નો અર્થ "પસંદગી"–choice જ છે, બીજો કોઇ નહીં. એની શ્રુતિ એ જ છે: "ઉર્વાઝ્-મા."

મઝ્દાઓ: Mazdāo : मेधासस् = Of Mazdā, મઝ્દાની. ૬/૧. છઠ્ઠી વિભક્તિ હોવાથી એની ત્રણ શ્રુતિ છે; મઝ્-દા-ઓ.

થ્વોઇ: Θwōi : त्वे; Thine, yours, તારા, તમારા. ૬/૧ કે ૬/૨. આગળ જણાવ્યું છે તેમ આ શબ્દ બન્ને વચનમાં વપરાય છે.

દૂતાઓંઙ્હો: Dūtåŋhō : दूतासस् = Messengers, દૂતો, કાસદો, પેગામ પહોંચાડનારા. ૧/૩.

આઓંઙ્હામા: Åŋhamā : आसाम = May we be! અમે થઇએ! ધાતુ अस्. ક્રિયાપદ: પૂર્ણભૂતકાળ, સંશયાર્થ, પરસ્મૈપદ, ૧/૩.

તૅંગ્: Tōng : तान् = To them, તેઓને. ૨/૩.

દારયો : Dārayō : धारयम् = Restrainers, holders, અવરોધનહારો, અટકાવનાર, પાછળ હઠાવનાર. ૧/૩. धारि મૂળ શબ્દ છે. ધાતુ धृ = to restrain, to suppress.

યોઇ: Yōi : ये = Who, જેઓ. ૧/૩.

વાઓ : Vå : वस् = To you, તમોને ૨/૩.

દ્દઇબિષૅન્તી : Daibisənti : द्विषन्ति = Are hostile, are inimical, વિરોધ કરે છે, દ્વેષ કરે છે. ધાતુ द्विष्. ક્રિયાપદઃ વર્તમાનકાળ, પરસ્મૈપદ, ૩/૩. આ શબ્દમાંનો द्वि અનુદાત્ત-સ્વરભાર વગરનો-છે, તેથી "દ્દબિષૅન્તી"ને બદલે "દ્દઇબિષૅન્તી" છે. પણ ઉચ્ચારમાં તો "દ્દઇબિ" એ द्वि પ્રમાણે એક જ શ્રુતિમાં બોલવાનો છે, નહીં તો એક શ્રુતિ વધી જાય.

**૧ લા શ્લોકનો ભાવાર્થ :** ખરેખર, તે (સાહેબ) ની પાસે અધ્યાત્મ-માર્ગી, પોતાના અમીરી સહાયક સાથે સ્વાત્મવિવેકી, તથા દેવજન પણ મનમાં તેવો જ એકસરખો ઉદ્દેશ રાખીને અહુરની મજ્દાની પસદગી યાચે છેઃ અમે તમારા દૂતો (પેગામ પહોંચાડનારા) થઇએ; જેઓ તમારો વિરોધ કરે છે તેઓને અમે અવરોધનારા બનીએ.

હવે આ નવા ૩૨ મા હા. માં શ્રી જરથુસ્ત્ર સાહેબ કહે છે કે આ દુનિયાનો રાહ ને દંભ જુઓઃ જે ખરેખરા આત્મમાર્ગીઓ-ખુદાઈ પંથે જનારા છે, વળી જેઓ ખરખોટાનો ભેદ સમજીને સ્વાત્મવિવેક રાખનાર છે, તેમજ આ જૂના દેવધર્મને ઊંધી રીતે પાળનાર લોક છે તે પણ—એ બધા જ મનમાં તો એક જ ઉદ્દેશ રાખીને અહુરા મજ્દાની સ્તુતિ કરે છે. દરેક જણ એમ સમજે છે ને કહે છે કે હું જ પરમાત્માનો સંદેશો ખરી રીતે સમજું છું ને જગતને આપું છું, ને હું જે સમજું છું ને કહું છું તે જ ખરુ છે ને બીજા ખોટા છે, અને એવી રીતે જાણે તે અહુરા મજ્દાનો રક્ષણહાર થઇને બીજા બધાની સાથે લડવા નીકળે છે! દરેક માણસ પોતાને જ દુનિયાનું કેંદ્ર (centre) સમજે છે, અને જાણે દુનિયાએ તેનું જ કહ્યું માનવું જોઇએ, અને દુનિયાએ તેની જ ઇચ્છા બર લાવવી જોઇએ! ધર્મને નામે, નીતિને નામે, પરમાત્માને નામે એથી જ ઝઘડા રોજ થયા કરે છે. આજે પણ હજારો વર્ષ પછી આપણે એ જ દર્શન કરીએ છીએ. આપણે ત્યાં પણ આપણો ધર્મ જાણે અમુક જ માણસ કે પક્ષ ખરી રીતે સમજ્યો હોય તેમ પોતાથી જુદા પડનારને તે ધિક્કારે છે, સૌને મૂર્ખ ને પોતાને ભારે વિદ્વાન સમજે છે, અને પોતાને જ તે ખરો માને છે! એટલે આ ધર્મને નામે બખેડા ચાલ્યા જ કરે છે. પરધર્મીઓ વચ્ચે જ નહીં, પણ એક જ સ્વધર્મીઓ વચ્ચે પણ. "કપાળે કપાળે જુદી મતિ", એ નિયમ તો જાણે હજારો વર્ષથી આ દુનિયામાં ચાલતો આવ્યો છે. દુનિયાનો કોઈ પણ ધર્મ તેના શુદ્ધ નિર્મળ મૂળ સ્વરૂપમાં રહ્યો જ નથી, તેમાં પણ દરેકમાં જુદા જુદા અર્થો કરી, જુદી જુદી માન્યતાઓ આગળ કરીને જુદા જુદા પંથ પડી ગયા છે. ધર્મ સૌને સ્નેહ ને સત્ય શીખવે છે. ત્યારે ધર્મના અનુયાયીઓ દ્વેષ, અસત્ય, દંભ, ગર્વ વગેરેમાં પડીને એકમેક સાથે ઝઘડયા કરે છે. દીકરાઓ લડે ને એકમેકના બાપને ગાળ દે તેવો હાલ દરેક ધર્મનો થયો છે. અંગ્રમન્યુની ખૂબી એમાં જ છે!

## ગાથા હા. ૩૨—શ્લોક ૨ જો

અએઇબ્યો : Aēibyō : एभ्यस् = For them, unto them, તેઓને માટે, તેઓને. ૪/૩.

મજદાઓ અહુરો : Mazdā̊ Ahurō : मेधास् असुरस् = Mazdā Ahurā, મઝ્દા અહુરાએ. ૧/૧—૧/૧.

સાર૱મન્યો : Sārəmanyō : शर्मण्यः = Protecting, sheltering, રક્ષણ કર્તા, રક્ષક, આસરો આપતા, આશ્રયદાતા. ૧/૧. વિશેષણ. ધાતુ श्रि પરથી शर्मन् = *Protection*, રક્ષણ શબ્દ છે, અને તે ઋગ્વેદમાં છે. તેમજ એ પરથી વિશેષણ થયેલો શબ્દ शर्मण्य શબ્દ ઋગ્વેદમાં તેમ જ "તૈત્તિરીય સંહિતા"માં છે. અહીં એ જ અર્થ સ્પષ્ટ છે. સૌ ભલા બૂરા, જ્ઞાની, અજ્ઞાની, એમ "સૌના આશ્રયદાતા ને રક્ષક" અહુર મજદા છે. "ગાથા"નું આ "સાર૱મ્નો" રૂપ ગૂંથાયેલું છે. એની એ જ શ્રુતિ ગણતાં ('૱' તો વ્યંજન છે), લીટીમાં એ શ્રુતિ ઘટે છે, એટલે આ શબ્દ શુદ્ધ નથી જ તે સ્પષ્ટ થાય છે. એ शर्मण्यः જ છે તેનું "ગાથા" રૂપ "સાર૱મન્યો" થાય ને છંદમાં આ "મન્યો" "મનિયો" એમ બોલાય, જેમ ઘણે ઠેકાણે રચાયેલું છે તે હું આગળ ઉપર બતાવી આવ્યો છું. ઋગ્વેદ મં. ૫-૬૪-૩ માં शर्मण्य શબ્દ છે : All-protector, સર્વરક્ષક.

વોહૂ મનઙ્હા : *Vohū manaŋhā* : वसु मनसा = With pure mind, સાત્ત્વિક મનથી. ૩/૧.

ક્ષથ્રાત્ : Xsaθrāt : क्षत्रात् = By the power of self-control, સંયમશક્તિથી, સંયમશક્તિને લીધે. ૫/૧.

હચા : Hacā : सचा = Ever-associated with, નિત્ય સંબંધથી, અચળ સંસર્ગથી.

પઇતી-મ્રઓત્ : Paiti-mraot : प्रति अब्रवीत् ( स्रोत् ) Replied, answered, પ્રત્યુત્તર આપ્યો, વળતો જવાબ આપ્યો. ધાતુ स्रु-ब्रू = to speak, to say. ક્રિયાપદ : ભૂતકાળ, પરસ્મૈપદ, ૩/૧.

અષા : Aṣ̌ā : अषा–अर्पेन = Through Asha, અષ દ્વારા. ૩/૧.

હુશ્-હખા : Huš-haxā : सुषसा (सु+सखा) = (Through) the good friend or companion, પરમ મિત્ર યા સાથી (દ્વારા). ૩/૧ ઋગ્વેદમાં મં૦ ૧૦-૯૧-૧ માં એ શબ્દ વપરાયેલો છે.

ખ્વેન્વાતા : X'ənvātā : स्वन्वाता = With solicited thundering speech. ઇચ્છિત ગર્જન વાણીથી, પ્રભાવિત વાણીથી. ૩/૧. स्वन् = ગર્જન, thunder અને वात = desired, solicited, ઇચ્છિત. અહીં પણ જ્યોતિષ પ્રમાણે વાદળાં વરસાદ ગગડાટનો પ્રેરક ગ્રહ ગુરુ છે, તે જ અષ છે. ગુરુની વાણી ગર્જન જેવી પણ ગણાય છે, અને ગુરુનો ગ્રહ વાણીકારક છે. तुविष्वणा–तुविष्वाणि જેવા શબ્દો આ મૂળ स्वन् સાથે ઋગ્વેદમાં ૧-૨૮-૧ ને ૧-૧૬૬-૧ માં છે.

સ્પેંન્તાંમ .આરમઇતીમ્ Spəntąm Āramaitīm स्पिन्ताम्–अरमतीम् = Spəntā Āramaiti (acc) સ્પેન્તા આરમઇતિને. ૨/૧ નારીજાતિ

વેં : Vō वस् = For you, તમારે માટે. ૪/૩.

વઙ્હ્વીમ્ : Vaŋhvīm वस्वाम् = Good bounteous, ભલી, દાની, ગરીબ–નિવાજ. ૨/૧. વિશેષણ "આરમઇતીમ્" નું. (वसु+ई) "વીસ્પરદ" ના ચોથા કરદામા આ શુદ્ધ "વઙ્હ્વીમ્" શબ્દ જ છે

વઁરમઇદી : Varəmaidī वर्माह = We have chosen અમે પસદ કીધી છે. ધાતુ वृ=to choose, ક્રિયાપદ : અપૂર્ણભૂતકાળ, આત્મનેપદ, ૧/૩

હા : Hā . सा=She, તે ૧/૧. નારી જાતિ.

નેં : Nō नस् = For us, અમારે માટે. ૪/૧.

અઙ્હત્ : Aŋhat असत् = May be equal (just) to, લાયક થાય ! અપક્ષપાતી ન્યાયી થાય ! ધાતુ अस्=to be equal to એ અર્થમા એ કર્મને ચોથી વિભક્તિમા લે છે. ક્રિયાપદ · અપૂર્ણભૂતકાળ, સશયાર્થ, પરસ્મૈપદ. ૩/૧.

**૨ જા શ્લોકનો ભાવાર્થ:** સૌના આશ્રયદાતા ને રક્ષક મજ્દા અહુરાએ અચળ સયમશક્તિને લીધે (રહેતા) સાત્વિક મનથી પોતાના પરમ મિત્ર અષ દ્વારા પ્રભાવશાળી વાણીથી તેઓને પ્રત્યુત્તર આપ્યો કે "ભલી દેવી આરમઇતિને અમે તમારે માટે પસદ કીધી છે · તે અમારે માટે અપક્ષપાતી ને ન્યાયી રહે !"

આગલા શ્લોકમા ભલા બૂરા બધા જ મજ્દા અહુરાની પસદગીની યાચના કરે છે, કે તેઓ જ તેના પેગામના ખરા પહોચાડનારા થાય, એમ જણાવ્યા પછી હવે આ શ્લોકમાં પેગમ્બર સાહેબ કહે છે કે એ સૌને મજ્દા અહુરાનો ઉત્તર મળે છે મજ્દા અહુરા તો સારુ નરસુ બધુ જ જાણે છે, કોણ ખરુ ને કોણ ખોટુ તે તેઓ સમજે છે, તેઓ તો કોઇની શરમરખાવટ રાખતા નથી, તેઓ સપૂર્ણ સયમી છે અને તેથી પૂરા સાત્વિક મનથી સમદષ્ટિથી પોતાને સૌના રક્ષક ને આધાર ગણીને એ બધા યાચનારાઓને પોતાના સદાના સહકારી મિત્ર અષ દ્વારા પ્રભાવશાળી વાણીથી ઉત્તર આપે છે કે અમે તો સ્પેન્તા આરમઇતિને પસદ કીધી છે, એટલે આરમઇતિની અખડ શુદ્ધ ભક્તિને ને તેના પવિત્ર અષોઇથી ભરેલા માર્ગને જ પસદ કીધો છે અને એ માર્ગે જેઓ ચાલે છે તે સૌને એ અમારે મુકામે દોરવી લાવશે વળી આરમઇતિ તો આગલા હા ૩૧–૧૨ પ્રમાણે સૌ સારુ માઠુ કામ કરનારાની પૂછપરછ ને ખબર રાખે છે તે તમારી સૌની વાત અમોમે નિષ્પક્ષપાતથી ને ન્યાયથી કરશે તે કોઇની શરમરખાવટ રાખશે નહી એટલે મજ્દા અહુરાએ તો અહી ખરો અષોઇથી ભરેલો ભક્તિનો માર્ગ જ પસદ કીધો છે, અને એ માર્ગે જનારા જ તેઓના ખરા અનુયાયીઓ અને પેગામ પહોચાડનારા છે, એમ સ્પષ્ટ જણાવ્યુ છે પરમાત્માને તો નેકી ને અષોઇ ને ભક્તિ જ જોઇએ છે ભક્તિ એટલે માત્ર મદિરે જઇ મત્રો ભણીને કે પોતાને માટે દુઆ માગીને આવે તેવી વિધિ નહી, પણ પરમાત્માના બતાવેલા

નેકી ને અપોઇના માર્ગ પર અચળ રહીને તેની યાદ પળેપળ કરે તે જ ખરી ભક્તિ. સત્કર્મ વગરની સ્તુતિ તે ભક્તિ નથી. પેગમ્બર સાહેબ કહે છે કે ભલા બૂરા સૌ પોતપોતાને તો ભક્તિ કરનારા જ ગણે છે, પણ મઝ્દા અહુરા તો ખરી મનવચનકર્મની શુદ્ધિ પાળીને કરેલી ભક્તિ જ માગે છે.

જ્યોતિષમાં પણ ચંદ્ર—આરમઇતિ—મનનો કારક ગ્રહ છે, ભક્તિનો ગ્રહ છે. તેથી મનને શુદ્ધ રાખવા અને એમ કરીને માણસને ભક્તિથી પરમાત્મા તરફ વાળીને તેના પવિત્ર ધામમાં લઇ જવા ચંદ્રની પનાહ અપાઇ છે. ચંદ્રનો ગ્રહ જો નવમા ધર્મસ્થાનમાં હોય કે તેને જેતો હોય, યા લગ્નાધિપતિ સાથે હોય યા તેને કે લગ્નને જેતો હોય, તો તેવા માણસમાં સારી ભક્તિ ખીલવાનો સંભવ છે. એમ ઘડી ઘડી આપણે "ગાથા"ના અનેક શ્લોકોમાંથી આ જ્યોતિષની વાત મળી આવે છે.

## ગાથા હા. ૩૨—શ્લોક ૩ જો

અત્: At: अत् = But, instead of that, પણ, તેને બદલે.

યૂશ્: Yūš: यूश्म् = You, તમે. ૧/૩. વૈદિક यूश्म्નું ઘણું જૂનું રૂપ છે : युः

દએવા: Daēvā देवाः = Oh Devas! હે દેવજનો! ૮/૩. અહીં પણ આ "દેવ" શબ્દ કોઇ દૈવી શક્તિને માટે નહીં, પણ દેવજાતિના લોક માટે સ્પષ્ટ રીતે વપરાયેલો છે. શ્રી જરથુશ્ત્ર સાહેબના જમાના પછી સેંકડો વર્ષ પછી લખાયેલા "અવેસ્તા" ગ્રંથોમાંજ આ "દેવ" શબ્દનો લાક્ષણિક અર્થ "Demon-પિશાચ, મેલી વિદ્યાવાળા દુષ્ટ લોકો યા રાક્ષસો" એવો થયો.

વીસ્પાઓંઙ્હો: Vīspā̊ŋhō· विश्वासस् (Vedic) = All, બધા. ૮/૩.

અકાત્: Akāt अकात् = From the sin, by reason of sin, પાપથી, પાપથી ભરેલા. ૫/૧.

મનઙ્હો: Manaŋhō· मनसस् = Of mind, મનના. ૬/૧.

સ્તા: Stā स्थ = You are, તમે છો. ધાતુ अस् ક્રિયાપદ: વર્તમાનકાળ, પરસ્મૈપદ, ૨/૩.

ચિથ્રૅમ્: Ciθrəm: चित्रम् = Ornament, ભૂષણ, શણગાર. ૧/૧. આ શબ્દ એ જ અર્થમા ઋગ્વેદ મં૦ ૧–૯૨–૧૩મા વપરાયેલો છે. અહીં એ શબ્દ કટાક્ષમાં–in satire–વપરાયેલો છે.

યસ્–ચા: Yas cā: यश्च = And who, અને જે. ૧/૧.

વાઓં: Vā̊ वस् = To you, તમોને. ૨/૩.

મશ્: Mas स्म = Ever, always, હમેશા, સદા. આ શબ્દનો ધાતુ બધા मह् લે છે, પણ मह्નો તો ગાથામા "મજ્" થાય છે ને તે રૂપે (મજે) હા. ૩૦–૨મા વપરાયેલો છે. આ તો स्मृનો मृ, स्मत्નો "મત્" ગાથામાં થયેલા છે, તેમ स्मનુ આ "મશ્" રૂપ છે.

યઝઇતે: Yazaitē : यजते = Worships, adores, honours, praises, પૂજે છે, વખાણે છે, સન્માને છે. ધાતુ यज् ક્રિયાપદ: વર્તમાનકાળ, આત્મનેપદ. ૩/૧.

દ્રૂજસ્–ચા: Drujas cā द्रुहश्च = Of malice, of evil mentality, દુષ્ટ બુદ્ધિવાળો, ભૂડો ૬/૧. च = and, અને. પછવાડે બીજો "ચા" આવે છે તે "દ્રૂજસ્" પછીના શબ્દને "અને...તેમજ" શબ્દોથી જોડનારો છે. "દ્રુ–ઊ–જસ્–ચા" એમ ચાર શ્રુતિમાં બોલવાનો છે. જુઓ મૅક્. વૈ. વ્યા. § ૪૩૭–a–૮.

પઇરીમતોઇશ્–ચા: Pairi-matōis-cā परिमतेश्च = Of perverted mentality also, તેમજ ઊંધી મતિવાળો. ૬/૧.

**ષ્યઑમાંમ્ :** Syaomãm : च्यौमाम् = To the fallen one, નીતિરીતિમાં નીચે પડેલાને, પતિતને. ૨/૧. ધાતુ च्यु = to fall, તે પરથી च्यौम् નામ થયેલું છે. (જે વ્યા. §. ૩૧૮).

**અઇપી :** Aipī : अपि = Also, તેમજ, વળી.

**દઇબિતાના :** Daibitānā : द्वितानास् = Double-increasers, double-promoters, એવડા આગળ વધારનારા. ધાતુ द्वि + तन् = to increase, to spread, to promote. આ શબ્દનો ધાતુ બધા વિદ્વાનો दम् = ઠગવું, એ પરથી લે છે, પણ તે બરાબર નથી. दमितन् જેવો કોઇ શબ્દ નથી કે થઇ શકતો નથી. "દઇબિતાના" જો ચાર શ્રુતિમાં લેવાય તો છંદમાં એક શ્રુતિ વધી પડે. આ હા. ના પહેલા જ શ્લોકમાં છેલ્લો શબ્દ "દઇબિષંતી" છે તે જુઓ. તેવો જ આ "દઇબિતાના" પણ છે. "દઇબિ" એ द्वि નું ગાથારૂપ છે, द्वि ને અનુદાત્ત—ભાર વગરનો—બતાવવા વચ્ચે 'ઇ' મૂકેલો છે, એટલે "દઇબિ"ની એક જ શ્રુતિ છે, અને તેમ હોય તો જ છંદ શુદ્ધ રહે. दम् ધાતુ લઇએ તો दमि થાય ને બે શ્રુતિ બને. આગલી લીટીમાં છે કે જે "દુષ્ટ બુદ્ધિનો ને ઊંધી મતિવાળો તમોને હંમેશા માન આપીને વંદે છે, **તે પતિતને** (ષ્યઑમાંમ્) તમે એવડો આગળ વધારનારા છો" એવો સ્પષ્ટ અર્થ છે.

**યાઇશ્ :** Yãiš : यैः = On account of which all, જે સૌને લીધે, જેથી કરીને. ૩/૩.

**અસ્રૂદૂમ્ :** Asrūdūm : अश्रुध्वम् = You have been renowned, તમે વિખ્યાત થયેલા છો, તમે જાણીતા થયેલા છો. ધાતુ श्रु = વિખ્યાત હોવું. ક્રિયાપદ: કર્મણિ, અનિયમિતકાળ (P–Aorist passive) આત્મનેપદ. ૨/૩.

**બૂમ્યાઓ :** Būmyå : भूम्यास् = Of the earth, પૃથ્વીની ૬/૧. નારીજાતિ. મૂળ નામ भूमि.

**હપ્તઇથે :** Haptaiθē : सप्तथे = In the seventh (continent), સાતમા ખંડમાં. ૭/૧. ગાથા અવેસ્તામાં પૃથ્વીનો સાતમો ખંડ તે તેનો વચલો ભાગ—જ્યાં આ દેવજ્નો વસતા હતા. ઋગ્વેદ મં० ૧-૨૨-૧૬ માં पृथिव्याः सप्त धामभिः એમ પૃથ્વીના સાત ખંડની વાત છે.

**૩ જા શ્લોકનો ભાવાર્થ :** એને બદલે તો, અરે તમે સર્વે દેવજ્નો! તમે તો પાપથી ભરેલા ભૂષણરૂપ છો! વળી જે ભૂંડો ને ઊંધી મતિવાળો તમોને હંમેશાં સન્માન આપે છે તે પતિતને વળી તમે એવડા આગળ વધારનારા છો, જે સૌને લીધે તમે પૃથ્વીના સપ્તમ (સાતમા) ખંડમાં બહુ વિખ્યાત થયેલા છો!

આગલા શ્લોકમાં મજ્દા અહુરાએ આરમઇતિની પસંદગી કીધી છે, ને તે જ ન્યાયી બની સૌનાં કર્મો પ્રમાણે સૌને ફળ અપાવશે, એમ જણાવ્યા પછી હવે પેગંબર સાહેબ આ શ્લોકમાં કહે છે કે હે તમે સૌ દેવજ્નો! આરમઇતિના પવિત્ર ધર્મ-

માર્ગે ને ભક્તિમાર્ગે અમારા અનુયાયીઓ તો જાય છે, પણ તમે તો બધા પાપી મનના શણગાર જેવા છો, દુનિયામાં અનેક જાતનાં પાપો તમે તો કરો છો ને બીજાઓ પાસે કરાવો છો. એ પાપીઓ ને ઊંધી મતિવાળા તો બધા તમોને માન આપીને ચાલે છે ને તમારું શિક્ષણ લે છે. એવા કુકર્મોના ખાડામાં પડેલા પતિતોને તો તમે ઊલટા બેવડા આગળ વધારી આપો છો, કેમકે તેઓ તમારા પક્ષના છે ને તેની વાતોને આગળ વધારનારા છે. આ બધાં કુકર્મોના સ્વામીઓ જેવા તમે તો દુનિયામાં પ્રખ્યાત થઈ ગયેલા છો! પેગમ્બર સાહેબે આ શ્લોકમાં દેવજનોને માટે કેવો આબાદ કટાક્ષ કીધો છે!

## ગાથા હા. ૩૨—શ્લોક ૪ થો

યાત્: Yāt : यात् = Inasmuch as, કારણ કે. એ 'ય'નું પાંચમી વિભક્તિ એકવચનનું ઘણું જૂનું કાલગ્રસ્ત (obsolete) રૂપ છે. એ ઋગ્વેદ તથા અથર્વવેદમાં કહીં કહીં વપરાયેલો છે.

યૂશ્: Yūš :યુ:-यूयम् = You, તમે. ૧/૩.

તા: Tā : ता = These two (acc.) આ બન્નેને. ૨/૨. બન્ને એટલે પાપબુદ્ધિવાળા (દ્રુજસ્) અને ઊંધી મતિવાળા (પઇરીમતોઇશ્) ને.

ફ્રમીમથા: Framīmaθā : प्रमिमिथ = (You) move forward, encourage, આગળ વધારો છો, ઉત્તેજન આપો છો. ધાતુ प्र + मीम् = to move. ક્રિયાપદ: વર્તમાનકાળ, પરસ્મૈપદ, ૨/૩.

યા: Yā : या-येन = By which, જેથી. ૩/૧.

મશક્યા: Mašakyā : मशक्यास् = The Mashakyas, the Kshatriya associates of the Deva Brāhmanas, મશક્યા, મશકજનો, દેવજાતના બ્રાહ્મણોના સાથીઓ. ૧/૩. આ શબ્દ માટે હા. ૨૯–૪ માં એ માટેની ટીકા જુઓ. એનો અર્થ "માણસ" કરીને નથી જ. વળી "મશ્યા" ની બે જ શ્રુતિ થાય છે ને તેથી છંદમાં એક શ્રુતિ ઘટે છે. તે પણ આ શબ્દ ચોથાયેલો છે તેની ખરી સાબિતી છે.

અચિસ્તા: Acištā : अचिष्टा. = Bent, bowed-down, નમેલા, વાળી નાખેલા, વશવર્તી, તાબેદાર કીધેલા. ૧/૩. વિશેષણ "મશકયા"નું. ધાતુ अच्-अञ्च् એના પરથી જૂનું રૂપ अचिष्ट છે.

દન્તો: Dantō . दन्तस् = Yielding, અનુકૂળ, ઝટ નમી વળી જાય તેવા, હાજીહા કરનારા. ૧/૩. વર્તમાનકૃદંત. ધાતુ दा = to yield, to give in. એનું વર્તમાનકૃદંત રૂપ दन्त् થયેલું છે. તેનું ૧/૩ રૂપ છે.

વક્ષ્યેંન્તે: Vaxsyəntē : वक्ष्यन्ते = Are regarded as, મનાય છે, ગણાય છે. ધાતુ वच् ક્રિયાપદ: અનિયમિત ભવિષ્યકાળ, કર્મણિપ્રયોગ, આત્મનેપદ ૩/૩. આ "વક્ષ્યેંન્તે" પાઠ પણ કેટલાક હસ્તલેખોમાં આપેલો છે ને તે જ ખરો પાઠ છે, કેમકે અહીં કર્મણિ પ્રયોગ જ છે, અને તેમ હોવાથી નિયમ પ્રમાણે વચમાં "ય" આવે છે. (જે. વ્યા. § ૬૭૨).

દએવો-જુશ્તા: Daēvō-zuštā : देवजुष्टा: = Agreeable to (or liked by) the Devas, દેવજનોને અનુકૂળ અથવા ગમતા. આ શબ્દ ઋગ્વેદમાં છે, તેમજ વંદીદાદમાં "અપો-જુશ્ત"માં (૧૭–૯) એ વપરાયેલો છે. વિશેષણ ૧/૩.

વન્હેઉશ્...મનન્હો: Vaŋhəuš...Manaŋhō : वसोस् मनसस् = Of Vohu Mano વાહુમનોના (એટલે સાત્વિક મનના) ૬/૧.

સીઝ્દ્યમના: Sīždyamanā : सिध्यमाना: = Hindering, putting obstacles, અવરોધનારા, અડચણ નાખનારા. ધાતુ सिध्. = to hinder or repell.

વર્તમાન કૃદંત ૧/૩. આ શબ્દ મૂળ સંસ્કૃત પ્રમાણે ચાર શ્રુતિમાં બોલવાનો છે, નહીં તો એક શ્રુતિ ઓછી થાય : "સીજ્-દ-મ-ના." કેટલાક વૈદિક શબ્દોમાં શિ ને સિ વિકલ્પે વપરાય છે.

**મજ્દાઓ અહુરહ્યા**: Mazdāo Ahurahyā : मेधासस् असुरस्य = Of Mazdā Ahurā, મઝ્દાના અહુરનાં, ૬/૧-૬/૧.

**ખ્રતેઉશ્**: Xratəuš · क्रतोस् = Of the purpose of creation, સર્જનના મૂળ હેતુના. ૬/૧.

**નસ્યન્તો**: Nasyantō : नश्यन्तस् = Running away from, the frustrators, દૂર ભાગી જનારા, ભાગેડુઓ, અફળ કરનારા. વર્તમાનકૃદંત ૧/૩. ધાતુ નશ્. આ રૂપ પણ આગળ આવેલ दन्तस् જેવું જ છે. મૂળ શબ્દ नश्यन्त् છે. ન-સિ-યન્-તો " એમ ચાર શ્રુતિમાં છે.

**અષાઅત્ ચા**: Aṣ̌āt cā · अषात्-च, ऋतात्-च = And from Asha or Righteousness, અને અષથી યા અષોઇથી. ૫/૧.

**૪ થા શ્લોકનો ભાવાર્થ:** કારણ કે તમે તે બન્નેને (પાપી-ભૂંડાને તથા ઊંધી મતિવાળાને) ઉત્તેજન આપો છો જેથી નમી પડેલા-વશવર્તી ને અનુકૂળ મશક્યાઓ જેઓ વૉહુમનોના-સાત્વિક મનના-તથા મજ્દા અહુરાના સર્જનના મૂળ હેતુના અવરોધનારા છે તેમ જ અષથી-અષોઇથી-દૂર ભાગી જનારા છે તેઓ એ દેવજનોને ગમતા ગણાય છે.

હવે આ શ્લોકમાં પેગમ્બર સાહેબ દેવલોકોને કહે છે કે તમે એવા પાખંડી ને સ્વાર્થી છો કે આ જડબુદ્ધિના મૂર્ખ અને તમોને ઝટ અનુકૂળ થઇ પડે તેવા મશક્યાઓને તે લોકનાં પાપી કર્મોમાં ઉત્તેજન આપો છો. એટલે એ લોકમાં ઝાઝી બુદ્ધિ નથી ને ખરું ખોટું સમજતા નથી એટલે તમે જે કહો છો તે એ લોક હાજીહા કરે છે, અને એ લોકનાં પાપકર્મોને તમે ઢાંકો છો ને વળી તે લોકને વધારી આપો છો કે જેથી તમારો સ્વાર્થ સધાય. એ જડબુદ્ધિવાળા પાપી મશક્યાઓ વૉહુમનોના સાત્વિક મનનો વિરોધ કરનારા છે, એમને સાત્વિક મન તે ક્યાંથી હોય, અને મજ્દા અહુરનો આ સૃષ્ટિ પેદા કરવાનો જે મૂળ હેતુ કે આ પૃથ્વીના લોક પવિત્રતા ને નેકી પાળીને બીજા બધાને સુખી રાખે અને પોતે સુખી રહે ને અંતે સદ્ધામે પહોંચે, તે મૂળ હેતુનો જ એ પાપીઓ અવરોધ કરે છે, તેમાં અડચણ નાખે છે ને બદીને વધારે છે, તેમજ તેઓ સદા અષોઇથી પણ દૂર ભાગતા રહે છે, એટલે એ લોકો તમો દેવલોકોને ઠીક મનગમતા થઇ પડ્યા છે. તમારું કામ એથી સધાય છે, ને દુનિયામાં અનેક રીતના દુઃખ ને સંતાપ વધતાં જ રહે છે.

## ગાથા હા. ૩૨—શ્લોક ૫ મો

તા: Tā : ता–तेन = By this, thus, in this manner. એ રીતથી, એમ, એવી રીતે. ૩/૧.

દૅબૅનઑતા : Dəbənaotā : दम्नोत = You have deceived, તમે ઠગ્યા છે, છેતર્યા છે, બનાવ્યા છે. ધાતુ दम्. ક્રિયાપદ: વર્ગ ૫ મો, અપૂર્ણભૂતકાળ, પરસ્મૈપદ, ૨/૩. એ બીજાં કર્મોને છઠ્ઠી વિભક્તિમાં લે છે. જે. વ્યા. § ૫૬૯.

મશકયૅમ: Maśakyəm : मशक्यम् – The Mashakya (acc). મશકયાને. ૨/૧. આ શબ્દ, હું આગળ હા. ૨૯–૪ માંના આ શબ્દની ટીકામાં લખી આવ્યો છું તેમ, ચૂંથાયેલો છે. "મષીમ્" બોલતાં–લખતાં છંદમાં પણ એક શ્રુતિ ઘટે છે. વળી શબ્દના છેલ્લા જોડાક્ષર "યમ્" નો ગાથામાં પાછળથી "ઇમ્" થયેલો છે, તે પણ નોંધવાનું છે.

હુજીવાતોઇશ્: Hujīvātōiš : सुजीवातेस् = Of good life, સજીવનની, સારી જિંદગીની. ૬/૧ યા ૫/૧."દૅબૅનઑતા હુજીવાતોઇશ્" એટલે સારી જિંદગીથી દૂર રાખીને તમે છેતરો છો. આ "જીવન" નો અર્થમાં "ગાથા" માં બોલાતો શબ્દ "જ્યાતિ" જ્યાં જ્યાં આવે છે ત્યાં ત્યાં છંદમાં એક શ્રુતિ ઘટે છે, તે જ બતાવે છે કે એ ચૂંથાયેલો છે અને મૂળ શબ્દ जीव् ધાતુ પરથી जीवाति શબ્દ થયેલો છે. પાછળથી વેદકાલમાં એ જ શબ્દ जीवातु થયેલો છે. પહેલવી અવેસ્તા લિપિમાં ઇ, ય, વનાં ચિહ્નો એટલાં નજીક નજીકનાં છે કે લહિયાની ભૂલથી "જીવાતિ" નો "જ્યાતિ" શબ્દ થઇ ગયેલો હશે, ને પછી એમજ ભૂલભરેલો "જ્યા" લખાતો ને બોલાતો આવ્યો હશે. હજારો વર્ષના ગાળામાં શબ્દના એવા ફેરફાર અને તેના વિરૂપ ઉચ્ચાર કાંઇ અકુદરતી નથી. પણ છંદના બંધારણમાં આવી ભૂલો તુરત પકડાઇ આવે છે. માટે જ અહીં સાબિત થાય છે કે મૂળ શબ્દ जीवाति ત્રણ શ્રુતિનો જ હોવો જોઇએ, અને "જ્યાતિ" એ તેનું પાછળથી બગડેલું રૂપ છે.

અમૅરૅતાતસ્–ચા : Amərətātas-cā : अमृतातश्च = And of immortality, and of ultimate salvation, અને અમરતાની, મુક્તિની. ૬/૧. આ વિભક્તિને માટે આગલા શબ્દની જ ટીકા જુઓ.

હ્યત્ : Hyat : यद्–यतम् = Because, કારણકે.

વાઑ : Vå : वस् = To you, તમોને. ૨/૩. એનું સંબંધી નામ એ જ વિભક્તિમાં નીચે આવતું "દએવૅંગ્" છે.

અકા મનઙ્હા : Akā manaŋhā : अका मनसा = Through or with sinful mind, પાપી મન દ્વારા, પાપી મનથી. ૩/૧.

યૅંગ્ : Yəng : यान् = Whom, જેઓને ૨/૩.

દએવૅંગ્ : Daēvəng : देवान् = To (ye) Devas, (તમો) દેવોને. ૨/૩.

અકસ્-ચા મઈન્યુશ્ : Akas–cā mainyuš = अकश्च मन्युः = Also Evil Manyu, evil spirit, પાપાત્મક મન્યુએ. ૧/૧. એ કર્તાનો ક્રિયાપદ ઉપર જે "દૅબૅનઑતા" આવી ગયો છે તેવો "દૅબૅનઑતી दम्नोति" અધ્યાહાર (understood) છે. મતલબ કે જેમ તમે મશક્યાને ઠગો છો તેમ તમોને દેવજનોને પાપી મન્યુએ-અંગ્રમન્યુએ-ઠગ્યા છે.

અકા : Akā : अका = Evil, પાપી, ૩/૧. એ વિશેષણ "શ્યઑથૅના વચઙ્હા" બન્ને શબ્દોનું છે.

શ્યઑથૅના : Syaoθənā : च्यौत्ना-च्यौत्नेन = Through (evil) deed, કાર્યથી, કર્મથી. ૩/૧. મૂળ પાઠમાં "શ્યઑથૅનેમ્" એમ બીજી વિભક્તિમાં છે, પણ તેમ લેતાં વાક્યનો અર્થ કોઈ રીતે બેસતો નથી, એમ બધા જ વિદ્વાનો કહે છે, ને સૌએ "મનઙ્હા, વચઙ્હા તેમ જ શ્યઑથૅના" એમ ત્રણે શબ્દોને ત્રીજી વિભક્તિમાં લીધેલા છે, ને તે દરોબસ્ત છે. હું એ "શ્યઑથૅના"ને ખરો શબ્દ લેખીને તેમજ લઉં છું.

વચઙ્હા : Vacaŋhā : वचसा = Through (evil) speech, વાણી દ્વારા, વચનથી, વાણીથી. ૩/૧.

યા : Yā : या-येन = By which, so that, જેથી. ૩/૧.

ફ્રચિનસ : (ફ્રચિનસ્ત્) : Fracinas : प्रचिनत् = Has promoted, enhanced, or chosen, ચૂંટ્યો છે યા આગળ વધાર્યો છે. ધાતુ प्रचि. ક્રિયાપદ : વર્ગ ૭-મો, અપૂર્ણભૂતકાળ, પરસ્મૈપદ ૩/૧. જુઓ જે. વ્યા. § ૫૫૭, અને § ૧૦૯, અને § ૧૯૨.

દ્રૅગ્વન્તૅમ્ : Drəgvantəm : द्रुग्वन्तम् = The ignorant babbler (acc.), અજ્ઞાન બકવાદીને. ૨/૧.

ક્ષયો : Xšayō : क्षयः = Destruction, વિનાશ. ૧/૧. ઘણા વિદ્વાનોએ આ "ક્ષયો"નો અર્થ "હકુમત", "વડપણ", ruler, સત્તાપતિ, એવો લીધેલો છે, પણ વાક્યનો ભાવાર્થ જોતાં હું તેમ લઈ શકતો નથી. અહીં તો એવો અર્થ છે કે આ અજ્ઞાન બકવાદીનો આખરે તો વિનાશ જ છે-તેની ભૂંડી કરણીથી-જેથી એ વિનાશે તેને ઘડીભર આગળ વધાર્યો છે. પાપથી પહેલાં તો માણસ ફાવે છે ને સુખ મળ્યું તેમ સમજે છે, એટલે એ અજ્ઞાનીને આખરે તો વિનાશ જ જોવાનો છે. વળી આ "क्षयो"માં क्ष અનુદાત્ત છે ને "यो" ઉદાત્ત છે તેથી પણ તેનો અર્થ "વિનાશ" સ્પષ્ટ થાય છે.

**૫ મા શ્લોકનો ભાવાર્થ :** એવી રીતે સારી જિંદગીથી અને આખરની મુક્તિથી આ મશક્યાને દૂર રાખીને તમે ઠગ્યો છે, કારણકે તમો દેવજનોને પણ પાપી મનથી, પાપી કર્મથી અને પાપી વચનથી પેલા ભૂંડા પાપાત્મક મન્યુએ (અંગ્રમન્યુએ) ઠગ્યા છે, એટલે (તેના) વિનાશે જ અજ્ઞાન બકવાદીને (ઘડીભર) આગળ વધાર્યો છે.

હવે આગળ ચાલતાં આ શ્લોકમાં પેગમ્બર સાહેબ કહે છે કે હે દેવજનો! આ બાપડા મશક્યાને તમારી દોરવણીથી તમે ઊંધે માર્ગે ચઢાવી દીધા છે, જેથી તે બદીનાં કામ કરે છે, એટલે એ લોકને આગળ વધારવાની લાલચ આપીને તમે તેને ઠગો છો, અને સારી જિંદગીથી તેમજ આખરની મુક્તિથી તેને દૂર રાખો છો. તે તો એમ બૂરી જિંદગી જ ગાળે છે, કારણકે ખરી રીતે જોતાં તમો સૌ દેવલોકોને પાપી મનથી વચનથી કે કર્મથી અંગ્રમન્યુએ ઠગ્યા છે. તમે સ્પેન્તા મન્યુથી દૂર જાઓ છો કેમકે તમોને છલકપટથી દોલત ને સુખ મેળવવા જોઇએ છે. એટલે પહેલે તમે બધા પાપી માર્ગે પડીને દુષ્ટ બનો છો અને પછી તમે આ બીજા લોકોને પણ તેમજ ઠગીને તેમને સારે માર્ગે જવા દેતા નથી. એવી રીતે આ બાપડા મશક્યા આખરે બદીમાં પડીને પોતાનો વિનાશ વહોરી લે છે, અને બધી રીતે ખુવાર થઇ આ પૃથ્વી પરની અપો જિંદગી કદી જોવા પામતા નથી, તેમજ હવે પછીની મિનોઇ જિંદગી પણ તેઓ ખોઇ દે છે.

આ શ્લોકમાં શ્રી જરથુશ્ત્ર સાહેબ સૌને ચેતવણી આપે છે કે તમે જો દુષ્ટને તમારો ગુરુ કરશો, અને જે માત્ર બહારથી દંભ કરીને પોતાને મોટો, વિદ્વાન ને પવિત્ર મનાવે છે, તે અંદરથી તો પાપી છે, 'અને એવાની દોરવણી તમે લેશો તો આખરે તમે પણ ઊંધે માર્ગે ચઢી જઇને તમારો વિનાશ લાવશો!

## ગાથા હા. ૩૨—શ્લોક ૬ ઠો

**પૉઉરૂ-અએનાઓં:** Pouru-aēnå : पुरु-एनास् = Various sins or mischiefs, વિધવિધ પાપ કે કુચેષ્ટા. ૨/૩. જેમ उपस् નું સંસ્કૃતમાં उपास् બીજી વિભક્તિ બહુવચનમાં થાય છે, તેમજ एनस् નું एनास्-અએનાઓ-થયેલું છે. જે. વ્યા. § ૩૫૭.

**એનાક્ષ્તા:** Enāxštā · इनक्त = He has striven to reach or do. તેણે (જાતજાતનાં પાપો) કરવા યત્ન કીધા. ધાતુ नक्ष् અને તેનું ઇચ્છાર્થક વૃદ્ધિસ્વરૂપ इनक्ष्. ક્રિયાપદ: અનિયમિતકાળ, આત્મનેપદ: ૩/૧. આ રૂપ ક્રિયમાણ (active) બીજો પુરુષ બહુવચનનું પણ છે, પણ આ શ્લોકમા તો આગલા શ્લોકની છેલ્લી પંક્તિમાં આવેલા દ્રૅગ્વન્તૅમ્"ના સબંધમાં આ બોલાય છે. જો "તમે યત્ન કીધા" એમ અર્થ લઇએ તો પછી બીજી લીટીમાં તો "અહુરા"-હે અહુરા!-એમ સબોધન છે, તે શું "અહુરા"ને આવું લાગુ પાડી શકાય? માટે જ આ રૂપ ૩/૧ નું જ છે.

**યાઇશ્:** Yāiš : यै = By which (sins or mischiefs), જે (પાપો)થી, જે કુચેષ્ટાઓ દ્વારા. ૩/૩.

**સ્રાવ્યેઇતે:** Srāvyeitē श्राव्यते = Is recorded, is narrated, નોંધાયું છે, વર્ણવાયું છે. ધાતુ श्रु. ક્રિયાપદ: વર્તમાનકાળ, પ્રયોજ્ય કર્મણિ, (causal passive), આત્મનેપદ. ૩/૧. આ શબ્દ પણ "સ્રાવ્યેઇતે" એમ લખાવો-બોલાવો જોઇએ, નહીં તો 'વ' આખો બોલતા છંદમાં એક શ્રુતિ વધી પડે.

**યે-ઝી:** Ye zī : य हि-यहि = Which indeed, જે ખચીત. ૧/૧.

**તાઇશ્:** Tāiš तैः = By these, તેઓથી, એ સૌથી. ૩/૩.

**અથા:** Aθa : अथा = Such, તેવું. વેદકાળમાં अथ નું બીજુ રૂપ अथा પણ વપરાતું હતું.

**હાત્-મરાને:** Hat-marānē : सत्-स्मरणे = In recording life, જીવનની યાદી-નોંધ-રાખવામા, ૭/૧. આ सत् શબ્દમાં स પર સ્વરભાર છે, જેથી તેનો ગાથામા "સા" થયેલો છે, પણ "તા" લખાયેલો છે તે બગડેલું રૂપ છે. એ ખોડો "ત્"જ જોઇએ, નહીં તો "હાતા-મરાને અહુરા" લખતાં એક શ્રુતિ વધી પડે છે. મૂળ વૈદિક ભાષામાં લખતા ચાર જ શ્રુતિ થાય છે, તે બરાબર છે. ધાતુ स्मृ = to remember, to keep a record in mind, યાદ રાખવું, સ્મરણમા નોંધ રાખવી.

**અહુરા:** Ahurā असुर = Oh Ahurā! હે અહુરા! ૮/૧.

**વહિશ્તા..... મનઙ્હા:** Vahištā Manaŋhā : वसिष्ठा मनसा = Through the most excellent Manyu—the Spənta Manyu, મહા ઉત્તમ મન્યુ-સ્પેન્તા મન્યુ-દ્વારા. ૩/૧. આ શબ્દો વૉહુમનો માટે નથી. એ હમેશાં સ્પેન્તા મન્યુને માટે જ ગાથામાં વપરાય છે: જુઓ હા. ૩૦ નો ૪ થો શ્લોક. ત્યા એ અર્થ સ્પષ્ટ છે. "અચિસ્તા મનો" એટલે

અંગ્રમન્યુ અને "વહિસ્તા મનો" એટલે સ્પેન્તા મન્યુ, જે તેનો પ્રતિસ્પર્ધી છે. આ નોંધ રાખવાના કાર્યની વાત ૩૧ મા હાના ૧૨ મા શ્લોકમાં પણ આવી ગઇ છે, ત્યાં મન્યુઓ મારફતે જ એ નોંધ મંગાય છે એમ સ્પષ્ટતાથી આવી ગયું છે.

આ વોઇસ્તા : Ā vōistā : आ वेत्थ = Thou knowest well, તું બરાબર જાણે છે, તું ઠીક જાણી લે છે. ધાતુ विद्. ક્રિયાપદ: પૂર્ણવર્તમાનકાળ, પરસ્મૈપદ, ૨/૧. (જે. વ્યા. §. ૫૯૯). આ શબ્દ હા. ૨૮–૧૦ માં આવી ગયો છે. "વોઇસ્તા"ની પૂર્વે "આ" અર્થ તેમજ લયને માટે હોવો જોઇએ, નહીં તો એક શ્રુતિ ઓછી રહે છે. त्थ અનુદાત્ત છે તેથી "સ્તા" થયો છે.

થ્વહ્મી : Θwahmī : त्वस्मिन् = In thine, yours, તારી, તમારી....માં. ૭/૧. એ સર્વનામનું સંબંધી નામ "થ્વોઇ" એ જ સાતમી વિભક્તિમાં પાછળ આવે છે.

વી : Vī : वि = In both directions–of Heaven and Earth, બન્ને દિશામાં –બહેસ્તમાં ને પૃથ્વીમાં, ગેતીમાં અને મિનોઇમાં. આ શબ્દ "વી" ખરો છે, એને કેટલાક "વે" સમજે છે તે યુક્ત નથી. વેદકાળમાં એ "વિ" ઉપલા અર્થમાં વપરાયેલો છે. જુઓ મોનિયેર વિલ્યમ્સનો સંસ્કૃત–અંગ્રેજી મહાકોષ, પૃષ્ઠ ૯૪૯, પંક્તિ ૩ જી. ૨ જી આવૃત્તિ. ગૅલ્ડનરે "વી" શબ્દ બીજી પ્રતોમાં નોંધાયેલો લખ્યો છે.

મઝ્દા : Mazdā ! मेधा = Oh Mazdā ! હે મઝ્દા ! ૮/૧.

ક્ષથ્રોઇ : Xṣaθrōi : क्षत्रे = In the Kingdom, રાજ્યમાં ૭/૧.

અષાઇ–ચા : Aṣāi-cā : अषाय–ऋताय च = Certainly for righteousness or holiness, ખચીત અષોઇને માટે. ૪/૧. આ શબ્દ "અ–ષા–ઇ" એમ ત્રણ શ્રુતિમાં બોલવાનો છે.

સેંઘો : Sēnghō : शंसस् = Commandments, કાનૂનો. ૨/૩.

વીદધાંમ : Vīdaδām : विदधाम् = I establish, હું સ્થાપું. ધાતુ विधा. ક્રિયાપદ: અપૂર્ણભૂતકાળ, પરસ્મૈપદ, ૧/૧. આ "વીદાંમ્" શબ્દ ચુંથાયેલો છે. એ "વીદધાંમ્" જોઇએ. "વિધા" ૩ જા વર્ગનો ક્રિયાપદ છે. આ 'દ' છૂટી જવાથી છંદમાં પણ એક શ્રુતિ ઘટે છે, એટલે શુદ્ધ શબ્દ "વીદધાંમ્" જ જોઇએ. જેકસને § ૬૨૭માં એને અનિયમિતકાળ, આજ્ઞાર્થ, આત્મનેપદ, ૩/૧નું રૂપ જણાવ્યું છે, તે યથાર્થ નથી. એ તો विधा પરથી "વીદધાંમ્" જ થાય. શ્રુતિઓ ઓછી પડે છે તે જ બતાવે છે કે એ શબ્દ ચુંથાયેલો છે.

**૬ ઠા શ્લોકનો ભાવાર્થ :** જાતજાતનાં પાપ અને કુચેષ્ટા કરવા તેણે (=તે બકવાદીએ) પ્રયત્ન કીધા છે, જે કુચેષ્ટાઓ દ્વારા જે જે ખરેખર નોંધાયું છે તે સર્વ વડે તેની ખરી નોંધ રાખવામાં હે અહુરા ! તું સ્પેન્તા મન્યુ

મારફતે બધું જાણી લે છે. હે મઝ્દા! તારાં બન્ને બાજુનાં રાજ્યમાં અષોઇને માટે ખચીત હું તારા કાનૂનોની સ્થાપના કરું.

અહીં હવે પેગમ્બર સાહેબ કહે છે કે પેલા વિનાશ તરફ ઘસડાતા અજ્ઞાન બકવાદીએ જાતજાતનાં પાપ અને જાતજાતની કુચેષ્ટા કરવા પ્રયત્નો કીધા છે, પણ એ તેનાં બધાં દુષ્કૃત્યોની નોંધ તો સ્પૅન્તા મન્યુ બરાબર રાખે છે, અને એ બધી નોંધ મારફતે તો અહુરા બધું જાણી લે છે, તેનાથી કશું છૂપું રહેતું નથી. એટલે અહુરા તો નેકીબદીનો અદલ ઇન્સાફ કરે છે, ને તેમાંથી કોઇ છટકી જઇ શકતું નથી. એ બધાં પાપનો બદલો તો વાજબી રીતે મળશે જ. માણસનાં બધાં કર્મોની નોંધ સ્પૅન્તા મન્યુ રાખે છે તે માટે આપણે આગલા ૩૧ મા હા. માં વાંચી આવ્યા છીએ. એ પછી પેગમ્બર સાહેબ મઝ્દાને કહે છે કે આ તમારાં પૃથ્વીના ને બહેસ્તના-ગેતીના ને મિનોઇ-રાજ્યમાં એમ બન્ને ઠેકાણે અષોઇના ને નેકીના જે તમારા અચળ કાનૂનો છે તેની સ્થાપના હું અષોઇને માટે જ કરું. બન્ને દુનિયામાં અષોઇ જ સૌથી ઉત્તમ છે. અષોઇ વગર કોઇ પણ આત્મા આ અનેકવિધ દુઃખનાં બંધનમાંથી મુક્તિ પામી શકતો નથી, તેથી એ અષોઇને જ સ્થાપવા હું બધા પ્રયત્નો કરું, કેમકે તેથી જ મારો પોતાનો તેમજ આ દુનિયાનાં લોકોનો ઉદ્ધાર હું કરી શકીશ.

શ્રી જરથુસ્ત્ર સાહેબ "ગાથા"માં અષોઇ પર જ ઘડી ઘડી કેવો ભાર મૂકે છે, તે નોંધવા જેવું છે. ખુદાની નજરમાં ઊંચે આવવા માટે સંન્યાસ, યોગ, મોઅજેજા, યંત્ર મંત્ર, ક્રિયાકામ એવાં કોઇ સાધન માટે પેગમ્બર સાહેબ લખતા નથી. એમના પેગામમાં તો અષોઇ અને મનની સાત્ત્વિકતા પર જ શ્લોકે શ્લોકે ભાર મૂકવામાં આવ્યો છે. મનવચનકર્મની શુદ્ધિ એટલે પૂર્ણ અષોઇ પાળ્યા વગર બીજી કોઇ પણ રીતથી "ઉશ્તા" એટલે મુક્તિ મળી શકતી નથી. એ જ કર્મયોગ છે. એ જ આખી દુનિયાનાં લોકો માટેનો ખરેખરો એક જ પવિત્ર ધર્મનો આદેશ છે. બીજા બધા સ્વાર્થના ને વાણીના ખેલ છે.

## ગાથા હા. ૩૨—શ્લોક ૭ મો

**અએષાંમ:** Aēṣąm : एषाम् = Of these, આ...નો. ૬/૩. "અએ-ષાં-અમ્" એમ ત્રણ શ્રુતિમાં બોલવાનો છે.

**અએનઙ્હાંમ:** Aēnaŋhąm: एनसाम् = Of...sins or mischiefs, (આ) પાપોને કે કુચેષ્ટાઓનો. ૬/૩. "અએ-નઙ્-હાં-અમ્" એમ ચાર શ્રુતિ લેવાની છે. આ ગુણવાચક નામ છે, એને એનો અર્થ કદી "પાપીનો કે પાપીમાંનો" થઇ શકે નહીં. "પાપી"નો શબ્દ તો "અએનઙ્હ્‌વત્"—एनस्वत्—છે.

**નએ-ચીત્:** Naē-cit : न-चिद् = Never, not at all, કદી નહીં, જરાયે નહીં, હરગીજ નહીં. "ચીત્" વસ્તુવાચક છે, પુરુષવાચક નથી, એટલે એનો અર્થ "કોઇ નહીં" એમ થઇ શકતો નથી.

**વીદ્વાઓં:** Vīdvå · विद्वान् = The wise, the learned sensible, જ્ઞાની, સમજુ પંડિત. ૧/૧. એનો ક્રિયાપદ "છે" અધ્યાહાર છે.

**અઓજોઇ:** Aojōi : ओजे = In order to be strong or powerful, શક્તિમાન થવાને માટે. ૪/૧. સામાન્યરૂપ. ધાતુ ओज्.

**હાદ્રોયા:** Hādroyā : सध्रोया = Supporter, holder, defender, ટેકો આપનાર, બચાવ કરનાર, પોષક. ૧/૧. ધાતુ धृ = to hold or support, ટેકો આપવો, એ પરથી सध्रोयन् નામ થયેલું છે.

**યા:** Yā ; या–येन = By which, જેથી. ૩/૧.

**યાજોયા:** Yājōyā : याजया–याजयेन = Through sacrifice, through the sacrificial test, યજ્ઞની કસોટીથી. ૩/૧. આ શબ્દ માટે વિદ્વાનોમાં બહુ ઉહાપોહ થયેલો છે. એ શબ્દ ચૂંથાયેલો છે, તે સ્પષ્ટ છે, કેમકે "જોય" જેવો કોઇ શબ્દ નથી. વળી આ લીટીના આ પહેલા પાદમાં છ જ શ્રુતિ થાય છે, તેથી પણ ખુલ્લું છે કે એમાંથી એક શ્રુતિ નીકળી ગઇ છે. "સેંઙ્ગહઇતે"માંનો 'ઇ' તો 'હ' સ્વરિત હોવાથી મૂકેલો છે ને એ સ્વરભારને લગતા સ્વરો કંઇ શ્રુતિમાં ગણવાના નથી. એટલે "જોયા" શબ્દ જ ચૂંથાયેલો છે. "યા"ના "આ" અક્ષર પછી બીજો 'યા' "યાજયા"નો ઉડી ગયેલો લાગે છે, અને અહીંના ભાવાર્થ પ્રમાણે પણ એ "યાજયા" શબ્દ જ ખરો લાગે છે. 'જ'નો 'જો' થયેલો છે તે ગાથામાં કેટલેક ઠેકાણે 'અ' અને 'અ઼'ને બદલે 'ઓ' મૂકાયેલો છે, તેમ હોય, "જ" ઉદાત્ત–accented–છે તેથી. એ શબ્દ यज् ધાતુપરથી છે, અને તેમાંથી याजा = Sacrifice, યજ્ઞની કસોટી એમ નારીજાતિનું નામ છે, તેનું આ ૩/૧ નું રૂપ याजया છે. એક હસ્તપ્રતમાં "યાજોયા" રૂપ પણ ગૅલ્ડનરે નોંધેલું છે, તે જ ખરું છે.

**સેંઙ્ગહઇતે:** Sōnghaitē : शंसते = Declares, પ્રગટ કરે છે, કહે છે. ધાતુ शंस्. ક્રિયાપદ: વર્તમાનકાળ, આત્મનેપદ, ૩/૧.

યાઇશ્: Yāiš : यैः = By which (sins), જે (પાપો)થી. ૩/૩.

સ્રાવી: Srāvi : श्रावि = Is proclaimed to have gone through, went through. ધાતુ श्रु. ક્રિયાપદ: અનિયમિતભૂતકાળ, કર્મણિપ્રયોગ, આત્મનેપદ. ૩/૧.

ખ્વએના: Xᵛaenā : स्विन्ना = Steeped, heated, તાતું, ગરમ કીધેલું, ખળખળતું. ૩/૧.

અયડ્હા: Ayaŋhā : अयसा = Through iron, લોઢામાંથી ૩/૧. બહુ જૂના જમાનામાં એક માણસની પૂર્ણ પવિત્રતા અને અપોઇ-સચ્ચાઈ માટે આવી કસણી–test–કરવામાં આવતી હતી તેનો અહીં ધ્વનિ છે. તાતા તાવેલા લોઢામાંથી પસાર થવું, યા તે દિલ ઉપર નાખવું, અને તેમ છતાં શરીરને કંઇ ઇજા થાય નહીં! આજે એવો પૂર્ણ પવિત્ર ને અચૂક શ્રદ્ધાળુ માણસ કોણ મળશે?

યએષાંમ્ : Yaēṣąm : येषाम् = Of these, of such, જે સૌની, એવા સૌની, ૬/૩. "યએ–ષા–અમ્" એમ ત્રણ શ્રુતિમાં લેવાનો છે.

તૂ: Tū : तू–तु = Pray! certainly! અરે! ખરે!

અહુરા: Ahurā : असुर = Oh Ahurā! હે અહુરા! ૮/૧.

ઇરિખ્તૅમ્: Irixtəm : रिक्तम = Void, પોકળતા, ઠાલાપણું. ૨/૧. બહારથી દંભ ગમે તેવો કરતા હોય પણ પાપીઓની પોકળતા તો કસણી વેળા બહાર પડી જાય છે! અહીં પણ પહેલો 'ઇ' અનુદાત્ત સ્વર "રિ" હોવાથી મૂકાયેલો છે "રિઇ" નહીં મૂકાય. એ 'ઇ' શ્રુતિમાં ગણાય નહીં. "રિક્ત" માંનો "ક્ત" ઉદાત્ત–accented–છે તેથી "ખ્ત" થયેલો છે, અને 'રિ' અગાઉ 'ઇ' મુકાયો છે.

મઝ્દા: Mazdā! मेधा = Oh Mazdā! હે મઝ્દા! ૮/૧.

વએદિસ્તો: Vaēdištō : वेदिष्ठः = Most informed, ઉત્તમ જાણકાર, પૂરેપૂરી ખબર રાખનારો. ૧/૧. વિશેષણ.

અહી: Ahī : असि = Thou art, તું છે. ધાતુ अस्. ક્રિયાપદ: વર્તમાનકાળ, પરસ્મૈપદ, ૨/૧.

* આ શ્લોકમાં પહેલી લીટીના પહેલા પાદમાં "અએષાંમ્ અએનઙ્હાંમ્" એમ પાંચ જ શ્રુતિ દેખાય છે ને બે શ્રુતિ કમી લાગે છે. એની પછીના શ્લોકની પહેલી લીટીમાં પણ એમ જ છે. એનું કારણ એ છે કે વૈદિક છંદમાં છઠ્ઠી વિભક્તિ બહુવચનમાં છેવટે आम् પ્રત્યય આવે છે તેને બે अ अ કરીને બોલવાના છે: एषअम्–एनसअम्–येषअम्. એ માટે જુઓ મૅકડોનેલનું વૈદિક વ્યાકરણ: Vedic metre, પાનું ૪૩૭. "નએ–ચીત્" તો બીજા પાદમાંનો શબ્દ છે ને તે લેતાં જ ત્યાં નવ શ્રુતિ પૂરી થાય છે. વળી ત્રીજી લીટીમાંના પહેલા પાદમાં પણ "અએષાંમ્ તૂ અહુરા"માં "અએષાંઅમ્ તૂ અહુરા" બોલવાનો છે.

**૭ મા શ્લોકનો ભાવાર્થ :** કોઇ પણ સમજુ જ્ઞાની પોતે શક્તિમાન થવાને માટે એ પાપોનો ટેકો આપનાર કદી બનતો નથી, જેથી તે યજ્ઞની કસોટીદ્વારા કહે કે–યા જાહેર કરે કે–એ પાપો વડે તે તાતા તાવેલા લોઢામાથી પસાર થયેલો હોય. હો અહુરા મઝ્દા! અરે તમે તો ખરેખર એ સૌની પોકળતાથી પૂરેપૂરા માહિતગાર છો!

આગલા શ્લોકમાં પેગમ્બર સાહેબે કહ્યુ કે લોકોની નેકીબદીના ઇન્સાફ માટે અહુરા બધી ખબર રાખે છે, એટલે હુ તો બંને દુનિયામા અષોઇના જ કાનૂનોની સ્થાપના કરુ. હવે અહીં આ શ્લોકમાં તે સાહેબ કહે છે કે જે માણસ ખરો જ્ઞાની છે, જેને ખરાખોટાની સમજ છે, તે કદી પણ જાહેર કરી શકે નહીં કે તે આવાં પાપોને ટેકો આપનારો છે, કે એવા પાપો કીધાથી તેણે પોતે એવી શક્તિ મેળવી છે કે તે તાતા તાવેલા લોઢામાથી એ પાપો વડે પસાર થયો હોય. એ કસણી માટે તો માણસે પૂરા પવિત્ર રહેવું જોઇએ. એટલે ખરા જ્ઞાની માણસ છે તે કાંઇ માત્ર મોઢેથી બોધ આપે કે નેકી કરો ને અષોઇ પાળો, અને પોતાનાં કર્મો તો કાળાં બદીવાળાં જ રાખે એમ બને નહીં. એવા કર્મવાળો માણસ અષો નથી એ દેખીતું જ છે, એટલે આ પાપો કીધાથી તે પેલી કસણીમાથી કદી પસાર થઇ શકે નહી. ભલે જનસમાજને એવો દંભી માણસ ઘડીભર છેતરે, પણ તે કસોટીને વખતે તો ઉઘાડો પડી જાય છે. એટલે છેવટે પેગમ્બર સાહેબ અહુરાને ને મઝ્દાને કહે છે કે તમે તો એ બાપડા ઠગારાઓની પોકળતાને પૂરેપૂરી જાણો છો, એટલે એ કસોટીમાથી તો એ લોક કદી છટકી જઇ શકશે નહીં.

## ગાથા હા. ૩૨—શ્લોક ૮ મો

અએષાંમ્: Aēṣąm : एषाम् = Of these, in regard to these, એ....ના. ૬/૩. ૪/૩ ના ભાવમાં છે. ત્રણ શ્રુતિમાં બોલવાનો છે.

અએનન્ઘહાંમ્: Aēnaŋhąm : एनसाम् = Of..sins or mischiefs, પાપોના કે કુચેષ્ટાઓના. ૬/૩. ૪/૩ ના ભાવમાં. આગલા શ્લોકમાં એ જ શબ્દોની ટીકામાં જણાવ્યું છે તેમ બેઉ શબ્દોની છેલ્લી શ્રુતિ બે 'અ' કરી લંબાવવાની છે.

વીવન્ઘુહુષો: Vivaŋhuṣō : विवसुषस् = Of Vivasvān or Vivasvat, વિવસ્વાનનો યા વિવસ્વતનો. ૬/૧. Vivasvat was known in most ancient records of Aryan history as the Father of Manu and Yama. આર્યજાતિના ઇતિહાસની જૂની નોંધોમાં આ વિવસ્વત્ તે હમણાના મન્વંતરના સ્વામી સાતમા મનુનો તેમ જ યમનો પિતા હતો. એ 'યમ' આ ગાથામાં આ શ્લોકમાં જણાવેલો "યિમ" અને શાહનામામાં કહેવાયેલો જમશેદ પાદશાહ છે. આ યિમે એટલે જમશેદે દંભથી પોતાને ખુદા તરીકે જણાવ્યો હતો, અને પોતે જો કે પૂર્વજીવનમાં નેક ને અષો ગણાતો તે પાછલા જીવનમાં પોતાની સમૃદ્ધિથી ભારે અભિમાની થઇ ગયો, અને પાપમાં પડ્યાથી અંતે તેની પડતી આવી ને તે બૂરા મોતે મુઓ, એ કથા જે શાહનામામાં પણ છે, તેનો અહીં ઇસારો છે. (विवस् = Shining).

સ્રાવી: Srāvi : श्रावि = Is heard of, is known, જણાયેલો છે, પ્રખ્યાત થયેલો છે. ધાતુ 'શ્રુ'. એ 'શ્રુ' ક્રિયાપદ કર્મને છઠ્ઠી વિભક્તિમાં લે છે. ક્રિયાપદ: અનિયમિતભૂતકાળ, કર્મણિપ્રયોગ, આત્મનેપદ, ૩/૧.

યિમસ્-ચીત્: Yimas-cit̰ : यमश्चिद् = Yama also, યમ પણ, જમશેદ (પાદશાહ) પણ. ૧/૧.

યેં: Yē : यस् = Who, જે. ૧/૧.

મશકયેંઙ્ગ્: Maśakyēng : मशक्यान् = (To) the Mashakyas (acc.), મશકયાઓને ૨/૩. મૂળ પાઠમાં "મષ્યેંઙ્ગ્" છે, તે ખોટું છે એમ આગળ એ શબ્દ માટે હું બે ત્રણ વાર જણાવી આવ્યો છું.

ચિક્ષ્નુષો: Cixsnusō : चिक्ष्नुषस् = (One) seeking to gratify, રાજી રાખવાનો પ્રયત્ન કરનારો, સંતોષમાં રાખવાનો પ્રયત્ન કરનારો. ૧/૧. ધાતુ कन् or का = to please or gratify. આ રૂપ ઇચ્છાર્થક (desiderative) વર્તમાનકૃદંતનું છે. આ શબ્દ હા. ૪૩-૧૫ માં પણ છે. એ कन् પરથી क्नु કે ज्ञ થઇ "ક્ષ્નુ" થયેલો લાગે છે.

અહ્માકેંઙ્ગ્: Ahmākēng : अस्माकान् = To those belonging to us, અમારામાંનાંને. ૨/૩. આ રૂપ ઋગ્વેદ મં૦ ૧-૧૭૩-૧૦ માં આવે છે: अस्माकासदिन्द्रो वज्रहस्तः આ શબ્દનો અર્થ "અમોને" કે "અમારા" કે

"આપણું" નથી. એનો અર્થ "અમારી જાત કે મંડળને લગતો" એમ જ થાય છે, હવે આ શબ્દથી તો તદ્દન સ્પષ્ટ થાય છે કે "મશ્ય" એટલે "માણસ" નહીં, પણ જાતિનું જ નામ છે. દેવજાતિ બ્રાહ્મણ હતા, અને મશક્યા ક્ષત્રી હતા અને એ મશક્યાને આ દેવજાતિ બ્રાહ્મણોએ પાપી કર્મોમાં નાંખીને બગાડયા હતા. "અમારામાંના મશક્યાઓને એટલે ક્ષત્રીઓને."

ગૅઉશ્ : Gə̄uš : गोस् = Of the world, જગતના, દુનિયાના, ૬/૧. મૂળ પાઠમાં "ગાઉશ્" છે, પણ તે "ગૅઉશ્" હોવું જોઇએ. "ગાઉશ-गौत्" એ તો પહેલી વિભક્તિ એકવચન છે, ને તેમ હોય તો અહીં અર્થ કોઇ રીતે બેસે નહીં. બધા વિદ્વાનોએ એને ૬ ઠી વિભક્તિમાં લીધો છે તે બરાબર છે, પણ તેમ હોય તો "ગૅઉશ્-गोस्" જોઇએ. "ગાઉશ્" કદી ૬ ઠી વિભક્તિ થઇ શકે નહીં. યુરોપીય વિદ્વાનોએ તો પહેલવી અનુવાદકોના ખોટા અને હીણ અર્થ લઇને આ "ગૅઉશ્"નો અર્થ "ગાયના-બળદના" એવો કીધો છે, અને આ શ્લોકનો ખરો અર્થ સમજ્યા વગર અધમ અર્થ કરેલો છે. गो એટલે ગાય બળદ પણ થાય, તેમજ પૃથ્વી, દુનિયા, જગત, વાણી પણ થાય. "ગાથા"માં તો બધે જ गो ના અર્થ પૃથ્વી અથવા વાણી તરીકે જ લીધેલા છે.

બગા : Bagā : मगा = To the divine lords or patrons, દિવ્ય અપાર્થિવ સ્વામીઓને ૨/૩. દુનિયાનો વ્યવહાર ચલાવનારી પરમાત્માની અણદીઠ દૈવી શક્તિઓને કથા પ્રમાણે જમશેદે "ખુદા હું જ છું" એમ કહી દુનિયાના અણદીઠ અધિકારીઓની નિંદા કીધી હતી, તેનો આ ઉલ્લેખ છે. પાછળથી વેદકાળમાં અને અવેસ્તાકાળમાં સાત આદિત્યોમાંના એકનું નામ मग આવે છે.

ખ્વારૅમનો : X'arəmanō : स्वर्मानः = Reviler, slanderer, નિંદા કરનારો, નિંદક. ૧/૧. વર્તમાનકૃદંત નામ. ધાતુ स्वर् = to censure, to revile. આ શબ્દમાં स्व ઉદાત્ત છે તેથી स्व નો "ખ્વા" કીધેલો છે. એ બહુ જૂનો ધાતુ છે.

અએષાંમ્-ચીત્ : Aēšąm cit : एषाम् चिद् = Of these (sinners) too, relating to these too, એ પાપીઓના-એટલે એ પાપીઓને લગતા પણ. ૬/૩.

આ અહ્મી : Ā ahmī : आ अस्मि = I abide, I concur, હું સંમત થાઉં છું. ધાતુ अस्. ક્રિયાપદ : વર્તમાનકાળ, પરસ્મૈપદ, ૧/૧.

થ્વહ્મી : Θwahmī : त्वस्मिन् = In thy, તારા....માં. ૭/૧. એનું સંબંધી નામ "વીચિથોઇ" છે, તે પણ ૭/૧માં જ છે.

મઝ્દા : Mazdā : मेधा = Oh Mazdā, હે મઝ્દા! ૮/૧.

વીચિથોઇ : Vīciθōi : विचित्ते = In judgement, in discernment, ન્યાયમાં, ઇન્સાફમાં, ચુકાદામાં. ૭/૧. ધાતુ विच् તેમજ विचि = to judge, to discern.

અઇપી : Aipī : अपि = Surely, certainly; ખચીત.

**૮ મા શ્લોકનો ભાવાર્થ :** એ પાપોને માટે વિવસ્વાન્‌નો યિમ (યમ) પણ નામચીન થયેલો છે, જે અમારામાંના મશકયાઓને (તેઓનાં પાપી કાર્યોમાં ઉત્તેજન આપીને) રાજી રાખવાના પ્રયત્ન કરનારો તથા દુનિયાના દૈવી સ્વામીઓનો નિંદક હતો : હે મઝ્દા! એ સૌ પાપોના તારા અચૂક ન્યાયની સાથે હું ખચીત સંમત થાઉ છું.

હવે આ શ્લોકમાં પેગમ્બર સાહેબ પાપીઓમાંના એક જાણીતા ઐતિહાસિક પાપી રાજાનો દાખલો આપીને કહે છે કે વિવસ્વાન્‌નો પુત્ર યિમ-જમશેદ પાદશાહ પણ પાછળથી આ પાપીઓ સાથે ભળી ગયો હતો. જોકે પ્રથમ તો તે ઘણો ધર્મિષ્ઠ પાદશાહ હતો, પણ પાછળથી રાજ્ય ને દોલત ખૂબ મળતાં તેને ભારે ગર્વ આવ્યો અને પાપમાં પડી ગયો. પોતે મોજમજા કરવા માટે તે ભૂંડા થઇ ગયેલા "અમારી" જાતમાંના મશકયા લોકોને રાજી રાખવાના તે પ્રયેત્ન કરતો હતો ને એમ કરીને તે પાપને ઉત્તેજન આપતો હતો; તેમજ આ દુનિયાનો બધો વ્યવહાર જે અણદીઠ દૈવી શક્તિઓ ચલાવે છે તે સૌની પણ તે નિંદા કરતો હતો, કેમકે તે એટલો સત્તાધીશ થઇ ગયો હતો કે તે જ પોતે ખુદા છે એમ સૌને કહેતો હતો, પણ આખરે એ અભિમાની શાહનો ફેંજ કેવો આવ્યો તે ઇતિહાસથી દુનિયા જાણે છે. ખુદાનો ન્યાય કેવો સાબૂત ને અચૂક છે, તે તેની ઘોર પડતી અને કમોતે મરવું દેખાડી આપે છે. એટલેજ પેગમ્બર સાહેબ છેવટે કહે છે કે હે મઝ્દા! તેં જે ઇન્સાફ આપ્યો તે બરાબર જ હતો ને હું તેમાં સમત થાઉં છું. પાપીને પોતાનાં પાપનાં ફળ કેવાં કડવાં મળે છે તે પેગમ્બર સાહેબ ઇતિહાસમાંનો આ ઉઘાડો દાખલો ટાંકી બતાવે છે.

## ગાથા હા. ૩૨–શ્લોક ૯ મો

દુશ્‌-સસ્તિશ્‌ : Duš-sastiš: दुःशस्तिः = Evil reciter or preacher, અધમ પાઠક, દુર્બોધક, દુષ્ટમંત્રો ગાનારો. ૧/૧.

શ્રવાઓ : Sravå : श्रवास्–श्रवांसि = Hymns, religious verses, ભજનોને, ધાર્મિક કવિતાઓને, સ્તુતિગાનોને. ૨/૩.

મોરૅંદત્‌ : Mōrəndat: मृन्दत् = Destroys, distorts, વિનાશ કરે છે, તારાજ કરે છે, વિકૃત કરે છે. ધાતુ મૃદ્‌. ક્રિયાપદ: અપૂર્ણભૂતકાળ, વર્ગ ૭ મો, પરસ્મૈપદ, ૩/૧. જુઓ જે. વ્યા. § ૫૬૪. આ "મોરૅ" એ "મૅરૅ" જોઈએ, અને એ એક જ શ્રુતિમાં બોલવાનો છે. હું ધારું છું કે મૃ ઉદાત્ત લીધેલો હોવાથી "મૅરૅ" ને બદલે "મોરૅ" કીધેલો છે.

હ્‌વો : Hvō: स्वः = He himself, તે પોતે. એનો ક્રિયાપદ પણ "મોરૅન્દત્‌"જ છે. એ "અને" ને ઠેકાણે વપરાયેલો છે, ને "દુશ્‌–સસ્તિશ્‌" પર ભાર મૂકે છે.

જીવાતૅઉશ્‌ : Jīvātəuš: जीवातोस् = Of life, જીવનનો, જિંદગીનો. ૬/૧. અગાઉ આ જ શબ્દ આવી ગયેલો છે ત્યાં જણાવ્યા પ્રમાણે એ ચૂંથાયેલો છે, અને "જીવાતૅઉશ્‌"જ લખાવો-બોલાવો જોઈએ, નહીં તો છંદમાં એક શ્રુતિ ઘટી પડે છે.

સૅંગહનાઇશ્‌ : Sənghanāiš: शंसनैः = By recitations, by exhortations or preachings, ઉપદેશથી, પઠન-પાઠનથી. ૩/૩.

ખ્રતૂમ્‌ : Xratūm: क्रतुम् = Purpose, હેતુને, પ્રયોજનને, ધ્યેયને. ૨/૧.

અપો : Apō: अपं = Far away, back, off, દૂર, પાછળ, વગેરે. આ અવ્યય એ પાદમાં આવતા "યન્તા" ક્રિયાપદના ઉપસર્ગ તરીકે મૂકેલો છે. "અપ-યન્તા" જેવો ક્રિયાપદ નથી. વળી એની પછીનો "મા" શબ્દ "મારી"ના અર્થમાં "ઇશ્તીમ્‌" સાથે સર્વનામ તરીકે છે, તે અર્થમાં પૃષ્ઠાક્ષર (enclitic) છે, ને તે સ્વતંત્ર રીતે પાદના પ્રથમાક્ષર તરીકે મૂકી શકાતો નથી, પણ બીજા કોઈ સ્વરભાર સાથેના શબ્દની પૂઠેજ મુકાય છે. જો "મા"નો અર્થ "નહીં, ના, રખે" એવો હોત તો તે પ્રથમ મૂકી શકાતે, પણ અહીં તે અર્થમાં તે આવ્યો નથી. એટલે "અપો" શબ્દ પહેલો ખરો છે, ને તેની પૂઠે "મા" રાખેલો છે. એમ હોવાથી "અપયન્તા" એમ પાછો "અપ" આવે છે, તે ખોટો છે, ને કોઈને આ ભેદ નહીં સમજાયાથી એ ખોટો "અપ" ફરી પાછો ઉમેરેલો છે. એ બીજો "અપ" ઉમેરતાં છંદમાં બે શ્રુતિ પણ વધી પડે છે, તે તેની સાબિતી છે.

મા : Mā: मा = My (acc.) મારી, મારા એ "ઇશ્તીમ્‌"નું સર્વનામ હોવાથી તેની જ વિભક્તિમાં છે. ૨/૧.

**ઇશ્તીમ્:** Īštīm: इष्टीम् = Desired object or rule, purpose, ઇચ્છિત વસ્તુને, ઇચ્છિત નિયમને કે પ્રયોજનને. ૨/૧. નારીજાતિ.

**યન્તા:** Yantā: यन्त = They hold back, they restrain, તેઓ (દુષ્ટ સ્તોત્રો) અવરોધે છે, પ્રતિરોધે છે, અટકાવ નાખે છે. ધાતુ यम्, ક્રિયાપદ: અપૂર્ણભૂતકાળ, આત્મનેપદ, ૩/૩. "અપો મા ઇશ્તીમ્ યન્તા" એ વ્યાકરણ, છંદ, શબ્દસ્થાનવિધિ તેમજ અર્થ એ બધું જોતાં શુદ્ધ વાકય છે. માટે "અપયન્તા" જેવો ખોટો બનેલો શબ્દ વાપરવો નહીં.

**બૅરેખ્ધાંમ્:** Bərəxδąm: वृद्धाम् = Great, blessed, exalted, મહાન, ઉચ્ચ, ધન્ય. ૨/૧ નારીજાતિ. ધાતુ वृध् = to be exalted. આ શબ્દ વેદમાં **સ્તોત્ર, ભજનના વિશેષણ** તરીકે આવે છે, એટલે બરાબર તે જ અર્થમાં એ બીજી વિભક્તિમાં "હાઇતીમ્"ના વિશેષણ તરીકે વપરાયેલો છે. આ શબ્દ કાંગાજીએ જણાવ્યો છે તેમ વૃज् ધાતુ પરથી નથી.

**હાઇતીમ્:** Hāitīm: सातीम् = Acquisition, wealth, riches, દોલતને, સમૃદ્ધિને, ૨/૧ નારીજાતિ. આ શબ્દ सा૩ પરથી साति છે. એ "સત્યમ્" નથી, તે તો "હઇથીમ્" લખાય છે.

**વહ્હેઉશ્ મનહ્હો:** Vaŋhəus manaŋhō: वसोस् मनसस् = Of pure mind, સાત્વિક મનની. ૬/૧.

**તા ઉખ્ધા:** Tā uxδā: ता उक्था = Through this hymn, આ ભજનકવિતા દ્વારા. ૩/૧.

**મન્યેઉશ્:** Manyəuš: मन्योस् = Of indignation or disgust, સંતાપના, ઉદ્વેગના. ૬/૧. "મન્યુ"ના અર્થ પ્રાણ, આત્મા, મન, ક્રોધ, તિરસ્કાર, સંતાપ, ઉદ્વેગ, એમ ઘણા થાય છે. અહીં અર્થ "સંતાપના" છે તે જ બરાબર છે, કેમકે, આ વિરોધીઓના અજ્ઞાનથી ભરેલા ને બૂરા કૃતવાઓ ને બકવાદથી કટાળીને સંતાપથી ભરેલા મનથી તેને માટે મઝ્દા પાસે ફરિયાદ કરવાની વાત છે.

**મહ્યા:** Mahyā: मह्य = Mine, મારા. ૬/૧.

**(મઝ્દા):** (Mazdā): मेधा = Oh Mazdā! હે મઝ્દા! ૮/૧. આ શબ્દ કોઇએ પાછળથી મૂકેલો છે. Interpolated. એ રાખતાં બે શ્રુતિ વધી જાય છે.

**અષાઇ–ચા:** Asai–cā: अषाय–च = Before Asha and, અષની પાસે અને. ૪/૧.

**યૂશ્મઇબ્યા:** Yūsmaibyā: युष्मभ्याम् = Before you two, તમારી બન્નેની (અહુરા ને મઝ્દાની) સમક્ષ. ૪/૨. આ શબ્દ "અહુરા ને મઝ્દા" સાથે હોય ત્યાં જ વપરાય છે. એટલે આગળ "મઝ્દા" કોઇએ પાછળથી મૂકેલો છે. વળી તેથી બે શ્રુતિ પણ વધી પડે છે.

**ગરેઝે:** Garəzē: गर्हे = I complain, હું ફરિયાદ કરું છું. ધાતુ गर्ह्: ક્રિયાપદ: વર્તમાનકાળ, આત્મનેપદ, ૧/૧. આ શબ્દ હા. ૨૯–૧ માં આવી

ગયો છે. આ શબ્દ "ગૅરૅજે"ને બદલે ખરી રીતે "ગરૅજે" લખવો–બોલવો જોઇએ. એમાં "ગ" પર ઉદાત્ત સ્વરભાર હોવાથી ને એની પાછલી શ્રુતિ "ર્" વ્યંજન હોવાથી ગાથાનિયમ પ્રમાણે "ર"નો "રૅ" થાય અને "ગ"નો "ગ" જ રહે.

**૯ મા શ્લોકનો ભાવાર્થ:** અધમ દુર્બોધક સ્તુતિગાનોનો (સ્તોત્રોનો) વિનાશ કરે છે, તે પોતે તેના પઠનપાઠનથી જીવનના હેતુનો પણ નાશ કરે છે; એવાં સ્તોત્રો મારું ઇષ્ટ પ્રયોજન જે સાત્ત્વિક મનની ઉચ્ચ ધન્ય દોલત છે તેનો અવરોધ કરે છે. (હે મઝ્દા અહુરા!) મારા મનોતાપની આ ભજનકવિતા દ્વારા હું અષની અને તમારી બન્નેની સમક્ષ ફરીયાદ કરું છું.

આ શ્લોક પરથી એમ લાગે છે કે શ્રી જરથુશ્ત્ર સાહેબના વખતમાં તેમની સામે જે દેવધર્મવાળા બ્રાહ્મણો પડેલા હતા, તે લોકમાંના કેટલાક પુસ્તકપંડિતોએ પેગમ્બર સાહેબના પેગામવાળી કવિતાની સામે તેના પર બૂરી ટીકા કરતી બીજી કવિતાઓ ગાઇ હશે. તે લોકોએ પેગમ્બર સાહેબના અષોઇના બોધથી ઊલટો જ બોધ આપ્યો હશે, એટલે અહીં આ શ્લોકમાં તે સાહેબ કહે છે કે એવાં અધમ સ્તોત્રો રચનાર ને ગાનાર મારાં ઉત્તમ સ્તુતિગાનોનો નાશ કરવા માગે છે, અને એવાં અધમ સ્તોત્રો લોકો આગળ ગાઇને તેમજ લોકો પાસે ગવાડીને મારાં સ્તોત્રોને તેઓ ભુલાવી દેવા ઇચ્છે છે, પણ એવાં સ્તોત્રોથી તો ખુદ જિંદગીના હેતુનો જ તે નાશ કરે છે, કેમકે જિંદગીનો હેતુ તો બુરાઇનો ને પાપનો પંથ છોડીને અષોઇના પંથ પર ચાલવાનો છે જેથી આખરે આત્માને મુક્તિ ને પરમાનંદ મળે. વળી પેગમ્બર સાહેબ કહે છે કે મારું પોતાનું પ્રયોજન–હું જે લોકને બતાવવા ને તે પ્રમાણે આચરવા બોધ આપું છું તે–જે સાત્ત્વિક મનની દોલત છે, જેના જેવી બીજી કોઇ દુનિયાની દોલત નથી તે પ્રયોજનનો પણ એવાં સ્તોત્રો અવરોધ કરે છે, તેને અટકાવવા માગે છે. માટે (હે મઝ્દા અહુરા!) મારા મનનો જે આ સંતાપ છે કે આ દુષ્ટ પંડિતો મારા સત્ય બોધનો વિરોધ કરી રહ્યા છે, તે સંતાપની આ કવિતા કરીને હું તેની મારફતે તમારી બન્નેની ને અષની સમક્ષ ફરિયાદ કરું છું. એમ કહીને પેગમ્બર સાહેબ અષની પાસે–જે અષ અષોઇનો કાયદો આ દુનિયામાં ફેલાવવાને તે પર મુવક્કલ છે તેની પાસે–તેમજ તમો બન્નેની પાસે મદદ માગે છે.

## ગાથા હા. ૩૨—શ્લોક ૧૦ મો

હ્વો: Hvō : स्वः = He himself, such person, એવો માણસ, તે પોતે. ૧/૧.

મા-ના: Mā-nā : मा न = Certainly mine, ખચીત મારાં. 'ન'નો આવો "ખચિત"ના રૂપમાંનો પ્રયોગ વેદમાં મળે છે.

સ્રવાઓં: Sravā̊ . श्रवास्-श्रवांसि = Hymns, સ્તોત્રોને, ભજનોને. ૨/૩.

મોરેંદદત્: Mōrəndat : मृन्दत् = Destroys, distorts, વિનાશ કરે છે, વિકૃત કરે છે. ધાતુ मृद्. ક્રિયાપદ: અપૂર્ણભૂતકાળ, વર્ગ ૭ મો, પરસ્મૈપદ, ૩/૧. જુઓ આગલા શ્લોકમાં એ જ શબ્દની ટીકા.

યેં: Yə: य. = Who, જે, ૧/૧.

અચિશ્તેંમ: Acištəm : अचिष्टम् = Most sinful, મહા પાપમય, મોટામાં મોટા પાપથી ભરેલું. આ अक નું અતિશયાર્થવાચક (superlative) રૂપ છે.

વએનઙ્હે: Vaēnaŋhē : वेणसे-वेनसे = In order to think or reflect upon, જોઇને યથાર્થ મનન કરવા માટે. ૪/૧. સામાન્યરૂપ. ધાતુ वेण् અથવા वेन्

અઑગેંદા: Aogədā : औक्थ = Declares, regards, જણાવે છે, ગણે છે. ધાતુ वच् ક્રિયાપદ: અપૂર્ણભૂતકાળ, આત્મનેપદ. ૩/૧. આ वच् ધાતુ પરથી उवक्थ, वक्ता, उवाच એવાં રૂપો વેદમાં થયેલાં છે. આ "ઉક્" અનુદાત્ત-unaccented-હોવાથી તેનો "અઑ" કીધેલો છે, અને "ક્થ" પણ અનુદાત્ત હોવાથી "ગ્દા" થયેલો છે. એજ શબ્દ અવેસ્તામાં "અઑખ્ત" રૂપે છે.

ગાંમ: Gąm गाम् = The earth (acc.) પૃથ્વીને. ૨/૧.

અશિબ્યા: Ašibyā : अक्षिभ्याम् = With both the eyes, બન્ને આંખોથી. ૩/૨.

હ્વરેં-ચા: Hvarə-cā : स्वर्-सुवर्-च = And the sky of the brilliant planets and constellations, અને ઝળહળતા ગ્રહો તથા નક્ષત્રોથી ભરેલા આકાશને. ૨/૧. આ શબ્દ વેદોમાં स्वर् તેમજ सुवर् એમ બન્ને વપરાયેલા છે. આ શબ્દ ૬ ઠી વિભક્તિ સિવાય બીજી બધી વિભક્તિઓમાં અવિકારી-indeclinable-રહે છે.

યસ્-ચા: Yas-cā : यश्च = And who, અને જે. ૧/૧.

દાથેંઙ્: Dāθəng : दात्तान् = Protection, રક્ષણ. ૨/૩. ધાતુ दा or दे = to protect.

દ્રેંગ્વતો : Drəgvatō : द्रुग्वतस् = The ignorant babblers, અજ્ઞાન બકવાદીઓને. ૨/૩.

દદાત્: Dadāt : अददात् = Gives, આપે છે. ધાતુ दा. ક્રિયાપદ: અપૂર્ણભૂતકાળ, પરસ્મૈપદ, ૩/૧.

યસ્-ચા : Yas-cā : यश्च = And who, અને જે. ૧/૧.

વાસ્ત્રા : Vāstrā : वास्त्रा = Admonitions, religious enlightenments, ઉપદેશને, ધર્મબોધનને. ૨/૩ નાન્ય.

વીવાપત્ : Vīvāpat : विवांपत् = Seeks to cut off, seeks to scatter about, તોડી પાડવા યત્ન કરે છે, વેરવિખેર કરે છે, છિન્નભિન્ન કરે છે. ધાતુ वप्. ક્રિયાપદ : અપૂર્ણભૂતકાળ, ઇચ્છાદર્શકાર્થ (desid.) પરસ્મૈપદ, ૩/૧.

યસ્-ચા : Yas-cā : यश्च = And who, અને જે. ૧/૧.

વદરે : Vadarē : वधर् = With weapon, શસ્ત્રથી, હથિયારથી, દંડથી. ૩/૧.

વોઇજ્દત્ : Vōiždat : वेद्धत् = Strikes, hits, મારે છે. ધાતુ व्यध् = to strike, મારવું, ઘા કરવો. ક્રિયાપદ: અપૂર્ણભૂતકાળ, પરસ્મૈપદ. ૩/૧.

અષાઉનેં : Asāunē :अपौने–अपवने–ऋतवने = For the pious, for the righteous, અષોજનને માટે, પવિત્ર માણસને માટે. ૪/૧.

**૧૦ મા શ્લોકનો ભાવાર્થ :** એવો માણસ (હૂવો) ખચીત મારાં સ્તોત્રોનો વિનાશ કરે છે, જે આ પૃથ્વીને ને તારાં સિતારાથી ભરેલા આકાશને પોતાની બે આંખોથી જોઇને તે પર યથાર્થ મનન કરવાનું કામ મહા પાપમય ગણે છે, અને જે અજ્ઞાન બકવાદીઓને રક્ષણ આપે છે, તેમજ જે ખરાં ધર્મબોધનને તોડી પાડી વેરવિખેર કરી નાખે છે, તથા જે અષોજનને હથિયારથી મારે છે.

શ્રી જરથુશ્ત્ર સાહેબે જ્યારે પોતાનાં સ્તોત્રોથી પવિત્ર પેગામ આપ્યો હશે ત્યારે દેવજનો તેની સામે સખત રીતે થયેલા લાગે છે, અને તે લોકે આ સ્તોત્રની ભૂંડી ટીકા કીધી હશે, તેથી હવે અહીં તેઓ કહે છે કે હું જે આ સદ્‌બોધ આપીને લોકોને સત્પંથે દોરવાનો પ્રયત્ન કરું છું તેને જે લોક વીંખી નાખે છે તે લોક આ દુનિયાનો કે બીજી દુનિયાનો કશો ખ્યાલ રાખતા નથી. એ લોક તો જાણે આ પૃથ્વી પર વસે છે, તે પૃથ્વી શું છે તે જાણવા માગતા નથી. આ રાતે આકાશમાં ક્રોડો તારાઓ ઝળહળ કરતા તેઓ જુએ છે તે માટે પણ જાણે કંઇ જ વિચાર કરવાનું કે તે પરથી આપણી જિંદગીને કંઇ બોધ લેવાનો હોય એવું કંઇ અગત્યનું તો લાગતું નથી, પણ ઊલટું એવો વિચાર કરવો તે પણ જાણે મહા પાપ હોય તેમ તેઓ ગણે છે! વળી હું આ અજ્ઞાનીઓને જ્ઞાન આપવા જાઉં છું તો આ લોક ઊલટો તેઓનો પક્ષ પકડીને તેઓનો બચાવ કરે છે. હું જે ખરા સદ્ધર્મનો બોધ આપીને તેમની જિંદગી સુધારવા ચાહું છું તે સદ્‌બોધનાં વચનોને પણ તેઓ તોડી પાડી વિખેરી દે છે, તે સાંભળવા કે મનમાં ઉતારવા માગતા નથી. એટલું જ નહીં, પણ બીજાઓને પણ તેઓ વારે છે. વળી ઊલટા આ લોકો પાક ધાર્મિક માણસને સતાવીને તેને મારે છે ને હેરાન કરે છે. મારા સદ્‌બોધથી જે સત્પંથે વળે છે ને ખરા પ્રભુજન બને છે તેઓને પીડા કરે છે. આવો દુષ્ટ મારાં ખરાં જ્ઞાનમય સ્તોત્રોનો નાશ કરવા ચાહે છે, અને તેને નુકશાન કરે છે.

આપણે આજે પણ જોઇએ છીએ કે માણસો રાતદિન બસ પોતાના સ્વાર્થમાં જ ને કોઇ પણ રીતે પૈસો રળીને મોજમજા કરવામાં જ મચ્યા રહે છે. એ લોક ધર્મનો ખરો માર્ગ તજીને, જાણે જિંદગી બસ ખાવાપીવાની ને મોજ મજાની જ છે એમ માને છે, અને આ પૃથ્વીની કુદરતમાં તેમજ આકાશના અગણિત તારાઓની ને ગ્રહોની રચના ને તેમની ચાલ પરથી તેઓને જાણે કંઇ જ શીખવાનું નહીં હોય તેમ છતી આંખે એ બધું જોવા જાણવા કે વિચારવા માગતા નથી. કુદરતમાં લાખો ભેદ ભરેલા છે, તે બધી લીલા માણસને જ્ઞાન આપવા માટે છે, જેથી તે કુદરતની ખૂબી પિછાનવાની સાથે એ કુદરતના મહા માલિકની શક્તિ ને મહેર માટે પણ પિછાન કરી શકે, અને પોતાની બેમૂલ જિંદગીને માત્ર પશુ માફક ખાવાપીવા ને લડવાની વાતમાં જ ગૂંથી રાખ્યા કરતાં તે વધારે ઊંચે ચઢીને ખરી માણસાઇ પકડે, અને આખરે તે ખુદાઇ માર્ગ પકડીને ધન્ય બને અને પોતાની મુક્તિ–અમરતાને પ્રાપ્ત કરે. આજે પણ એ વાત એટલી જ અગત્યની છે.

## ગાથા હા. ૩૨—શ્લોક ૧૧ મો

તએ-ચીત્: Taē-cit : ते चिद् = Certainly these, તેઓ ખરેખર. ૧/૩.

મા: Mā : मा = Mine (acc.) મારા. ૨/૧. એ સર્વનામ "જ્યોતૂમ્"નું છે ને તેની જ વિભક્તિમાં છે.

મોરેંન્દેન્: Mōrəndən : मृन्दन् = Destroy, નાશ કરે છે. ધાતુ मृद्. ક્રિયાપદ: અપૂર્ણભૂતકાળ, વર્ગ ૭ મો, પરસ્મૈપદ, ૩/૩.

જ્યોતૂમ્: Jyōtūm : ज्योतुम् = Spiritual enlightenment, illumination, આત્મિક પ્રબોધનને, શિક્ષણને, આધ્યાત્મિક વિષય પરના પ્રકાશને. ધાતુ ज्युत् = to shine, to illumine. જુઓ હા. ૩૧–૧૫ માંના આ શબ્દની ટીકા.

યોઇ: Yōi : ये = Who (pl.), જેઓ. ૧/૩.

દ્રેગ્વતો: Drəgvatō : द्रग्वतस् Of the ignorant babbler, અજ્ઞાન બકવાદીના ૬/૧.

મઝિબીશ્: Mazibīš : महिभिस् = Greatly, mightily, imposingly, ભારે આડંબરથી, બહુ મોટાઇથી. ૩/૩.

ચિકોઇતેરેંશ્: Cikōitərəš : चिकेतुर् = Take notice of, attend to, serve, લક્ષમાં લે, સેવે, સેવા કરે. ધાતુ चित्. ક્રિયાપદ: પૂર્ણભૂતકાળ, વર્ગ ૩ જો, પરસ્મૈપદ, ૩/૩, (જે. વ્યા. § ૫૯૯.)

અહ્રુહીશ્-ચા : Aŋhuhīš-cā : असुरीश्च = Hostesses, patronesses, lady patrons, female hosts, યજમાનાઓને, ૨/૩. નારીજાતિ. બ્રાહ્મણો પાસે ક્રિયાકામ કરાવતી ગૃહસ્વામિનીઓને. ૨/૩. મૂળ શબ્દ असु–અહૂ = lord, ધણી, એ असुस् પર 'ઈ' પ્રત્યય નારીજાતિનો લાગીને असुसी = lady, ઘરધણિયાણી, યજમાના, એમ અર્થ થયેલો છે. असुसी બીજી બહુવચનનું રૂપ છે.

અહ્વસ્-ચા : Aŋhvas-cā: अस्वश्च = And patrons, hosts, ઘરધણીઓને, યજમાનોને, ૨/૩. નરજાતિ असु = lord, ધણી, યજમાન. એનું એ પણ બીજી વિભક્તિ બહુવચનનું રૂપ છે.

અપયઇન્તી: Apayainti : अपयन्ति= Escape with, run away, લઇને નાસી જાય, લઇને પોબારા ગણે. ધાતુ અપે (अप+इ) = to escape with. ક્રિયાપદ : વર્ગ ૨ જો, વર્તમાનકાળ, પરસ્મૈપદ, ૩/૩. મૂળ પાઠમાં આ શબ્દ "અપયેઇતી" છે તે ખોટો છે, કેમકે તે એકવચનનું રૂપ છે, જ્યારે અહીં તો "યોઇ" કર્તા–જેઓ–બહુવચનમાં છે તેથી બહુ-વચનનું રૂપ "અપયઇન્તી" જોઇએ.

રએખેનહ્રો : Raēxənaŋhō : रेक्णसस् = Of the property, of the estate or money, માલમિલકતની, પૈસા ટકાની. ૬/૧.

વએદેંમ્: Vaēdəm : वेदम् = Acquisition, પ્રાપ્તિ, કબજો. ૨/૧.

ચોઇ : Yōi : ये = Who (pl.) જેઓ. ૧/૩.

વહિશ્તાત્ : Vahištāt : वशिष्ठात् = From the excellence, from the supreme state, from extreme goodness, ઉત્તમતાથી, ઉચ્ચ ભૂમિકાથી, સર્વોત્તમ ભલાઇથી. ૫/૧. એનું સંબંધી નામ "મનઙ્હો–મનની" છે.

અષાઉનો : Asāunō : अषौनो–अषवण्स्–ऋतवण्स् The pious ones, the holy ones, અષોજનોને, ૨/૩.

મઝ્દા : Mazdā : मेधा = Oh Mazda ! હે મઝ્દા ! ૮/૧.

રારૅશ્યાંન્ : Rārəsyąn : रारक्ष्यान् = Keep away or far off, frustrate. દૂર રાખે નિષ્ફળ કરે, ઉથલાવી નાખે. ધાતુ रक्ष् ક્રિયાપદ : અપૂર્ણભૂતકાળ, વૃદ્ધિકર રૂપ (*Intensive form*), *સંશયાર્થ, પરસ્મૈપદ, ૩/૩* (જે વ્યા. § ૭૦૫). "રા–ર–ક્ષિ–યાંન્" એમ ચાર શ્રુતિમાં બોલવાનો છે.

મનઙ્હો : Manaŋhō : मनसस् = Of the mind, મનની ૬/૧. એનું સંબંધી નામ "વહિશ્તાત્" છે.

**૧૧ મા શ્લોકનો ભાવાર્થ :** તેઓ ખચીત મારા પ્રબોધનનો–શિક્ષણનો–નાશ કરે છે, જેઓ અજ્ઞાન બકવાદીનાં યજમાનાઓની તથા યજમાનોની મહા આડંબરથી સેવા કરે છે, અને તેઓની માલમિલકતની પ્રાપ્તિ કરીને ભાગી જાય છે; વળી જેઓ હે મજદા ! અષોજનોને મનની ઉત્તમતાથી ઉથલાવી નાખે છે.

આ શ્લોકમાં પણ પાછળ દર્શાવેલી બુરાઇના બીજા પ્રકારો બતાવવામાં આવ્યા છે. જે બ્રાહ્મણોના અજ્ઞાન બકવાદી પ્રતિનિધિઓ – દ્રૅગ્વતો– પેગમ્બર સાહેબને હેરાન કરતા હતા, તે લોકને સંબોધીને અહીં તેઓ સાહેબ કહે છે કે જેઓ એ બકવાદીની યજમાનાઓની અને તેઓના યજમાનોની ભારે દંભથી સેવા કરતા દેખાય છે, પણ તે સર્વેનાં ક્રિયાકામો કરવાને બહાને તે લોક પાસે ભારે મોટી રકમો અને માલમિલકત, વાસણકુસણ વગેરે પોતાની મહેનતના બદલામાં અને તેમના અને તેમના ખેશીઓના આત્માઓને સ્વર્ગમાં મોકલવાનું દેખાડીને કઢાવી લે છે, ને પછી પોબારા ગણી જાય છે, તેઓ તેમજ જેઓ ખરા પવિત્ર માણસોને તેઓના મનની ઉત્તમતાથી ઉથલાવી નાખવા ફાંફા મારે છે, તેઓ બધા મારાં નિર્મળ પ્રબોધનોનો ને શિક્ષણોનો નાશ કરે છે. ધર્મને નામે રળી ખાવાનો અને પોતાનાં યજમાનોની પાસેથી મોટી રકમો ને તેઓની માલમિલકત પણ પડાવી લેવાનો બ્રાહ્મણો ક્રિયાકામનો ધંધો કરતા હતા, તેઓને અહીં સખત ચાબખા લગાવ્યા છે. આ જાતનો ધર્મનો ધંધો બધા જ ધર્મના ઉપાધ્યાયો ને ક્રિયાકામ કરનારા મોટે ભાગે લઇ બેઠેલા છે. તેમનું પેટ એ ધંધામાંથી જ ભરાય છે, તેથી તેમનો સ્વાર્થ સાચવવા તેઓ જાતજાતની ક્રિયા કરવાનું ઉત્પન્ન કરે છે ને તેમાં પોતાનાં યજમાનોને મપડાવે છે. શ્રી જરથુસ્ત્ર સાહેબે અહીં યજમાનોમાં બંન્ને જાતિ–સ્ત્રી અને પુરુષની ખુલ્લી રીતે બતાવી છે. પેગમ્બર સાહેબ તો તે વેળા આ

બ્રાહ્મણો સામે ભારે જેહાદ મચાવી હતી, અને એ બ્રાહ્મણોના પંડિતો ને વક્તાઓને જ "દ્રૅગ્‌વતો" કહે છે. ખરો ધર્મ તો અષોઇ જ જાળવવામાં છે ને અષોઇથી આત્માને મુક્તિ મળી શકે છે, તે પર જ ઘડીઘડી પેગમ્બર સાહેબ ભાર મૂકયા કરે છે, અને ક્રિયાકામોને તેઓ મુખ્ય સ્થાન આપતા જ નથી, તે આ શ્લોકથી પણ સ્પષ્ટ થાય છે.' એટલે જ આ ધર્મધંધાવાળા બ્રાહ્મણોને ને તેમના પંડિત વક્તાઓને ને તેઓનો બચાવ કરનારાઓને તેઓ "દ્રૅગ્‌વતો" કહીને એ રીતે ઉઘાડા પાડે છે.

## ગાથા હા. ૩૨—શ્લોક ૧૨ મો

યા : Yā : या–येन = Through which, જે દ્વારા. ૩/૧. એનું સંબંધી નામ "સ્રવઙ્હા" છે.

રાઁઙ્હયેન્ :Rãŋhayən : रासयन् = Would yield or surrender, શરણ થશે, તાબે થશે. ધાતુ रा અને रास्. ક્રિયાપદ: અપૂર્ણભૂતકાળ, ઇચ્છાર્થક (optative), પરસ્મૈપદ. ૩/૩.

સ્રવઙ્હા : = Sravaŋha : श्रवसा = Through loud praise, ભારે વખાણ દ્વારા, ખૂબ પ્રશંસા દ્વારા. ૩/૧.

વહિશ્તાત્ શ્યઓથ્નાત્: Vahištāt syaoθənāt : वसिष्टात् च्यौत्नात् = By remaining away from most beneficient action, ઉત્તમ કાર્યથી, સદ્‌વર્તનથી–એટલે ઉત્તમ કરણી કરવાનું છોડી દઇને–leaving off performing most beneficient action. ૫/૧. પાંચમી વિભક્તિ ગણિતની ભાષામાં "ભાગાકાર" બતાવે છે. એમાં કોઇ વસ્તુથી "દૂર જવાનો" કે તેને "છોડી દેવાનો" ભાવ સમાયેલો છે.

મર્તાનો : Marətānō : मर्तणम् = The mortals, મર્ત્યજનો, માણસો. ૧/૩. બધા વિદ્વાનોએ આ શબ્દને બીજી વિભક્તિમાં લીધો છે, પણ તે આગલા શ્લોકનો તેમજ આ વાક્યનો ભાવ નહીં સમજાયાને લીધે હશે. બીજી વિભક્તિમાં "અઇર્યમનો"ની માફક આ શબ્દ "મર્તના" યા "મર્તનો"–"રશ્મનો" માફક–થાય છે. પણ પહેલી વિભક્તિમાં સંસ્કૃતમાં "मर्तणस्" એમ 'त' પર સ્વરભાર આવે છે, તે સ્વરભાર આ ગાથા–વાણીમાં બતાવવાને એ "मर्तणस्"નો "મર્તાનો" કીધેલો છે. એ શબ્દ "શ્રાઁઙ્હયેન્" ક્રિયાપદનો કર્તા છે. આ શ્લોકનો ખરો અર્થ આપતી વખતે નીચે એ વાત સ્પષ્ટ થઇ જશે. "અર્સન્" નું "અસાનો" ૧/૩ માં થાય છેઃ જુઓ જે. વ્યા. § ૩૦૭.

અએઇબ્યો : Aēibyō: एभ्यस् = Unto these (mortals), એઓને, એ મર્ત્યજનોને. ૪/૩.

મઝ્દાઓ : Mazdā̊: मेधास् = Mazdā, મઝ્દા. ૧/૧.

અકા : Akā: अका = Wicked, sinful, પાપી, દુષ્ટ, ૨/૩.

મ્રઓત્ : Mraot: स्रोत्–अब्रवीत् = Has proclaimed, has pronounced. જાહેર કીધા છે, કહ્યા છે. ધાતુ म्रू–ब्रू = to speak, to proclaim. ક્રિયાપદઃ અપૂર્ણભૂતકાળ, પરસ્મૈપદ. ૩/૧.

યોઇ : Yōi: ये = Who (pl.), જેઓ. ૧/૩.

ગેઉશ્ : Gōuš : गोम् = Of the earth, of the world, પૃથ્વીના, દુનિયાના. ૬/૧. આ શબ્દનો અર્થ "ગાય" અને "ગોધા" કીધાથી "ગાથા"માંના ઉચ્ચ–ભાવનું મોટું ખૂન થયેલું છે, અને અર્થોના મહા અનર્થ કરવામાં આવેલા

છે. ખુદ પહેલવી જમાનાના અનુવાદકોએ જ આ અધમ અર્થો કીધેલા છે અને તે પરથી યુરોપીય વિદ્વાનોએ તે જ અર્થ રાખેલા છે!

મોરંદન: Morəndən : मृन्दन् = Have destroyed, નાશ કીધો છે. ધાતુ मृद्. ક્રિયાપદ : અપૂર્ણભૂતકાળ, પરસ્મૈપદ. ૩/૩.

ઉર્વાક્ષ્-ઉખ્તી: Urvāxš-uxtī वृक्ष्-उक्ति = Restraining—speeched, સંયમીવાણીવાળા. ૨/૧. નાન્યતર. જેવા ઉર્વાજ, ઉર્વાજેમા, ઉર્વન્, વગેરે શબ્દો છે તેવો જ 'ઉર્વાક્ષ્' છે. એનો ધાતુ वृ = to restrain, સંયમમાં રાખવું–એ છે. એને 'અઙ્ચ્' પ્રત્યય લગાડતાં "વૃઙ્જ્" વિશેષણ થયેલું છે, અને આ 'વૃ' અનુદાત્ત હોવાથી "ગાથા"ના શબ્દોના ઉચ્ચાર નિયમે "ઉર્વા" થયેલો છે. આ શબ્દ "આતશની ન્યાઇશ"માં પણ છે, ત્યાં પણ "ઉર્વાક્ષ્–અહ્ઉહ" એટલે ખુશાલી ભરેલી નહીં પણ "સંયમી" જિંદગી– એવો ખરો અર્થ છે. ઋગ્વેદ મં. ૧૦–૬૧–૧૭ માં वृक् उक्थैः છે.

જ્યોતૂમ્: Jyōtūm: ज्योतुम् = Enlightenment, illumination, the collected enlightening knowledge (acc.), પ્રબોધનને, શિક્ષણને, સંઘરાયેલા પ્રકાશિત જ્ઞાનને, ૨/૧. ધાતુ ज्युत्. જુઓ હા. ૩૧–૧૫ અને ૩૨–૧૧ માંના એ જ શબ્દની ટીકા.

યાઇશ્: Yāiś : यैः = Through whom, જેઓ દ્વારા. ૩/૩.

ગ્રેહ્મા : Grēhmā : ग्रस्माम्=The devourers, the plunderers of other's wealth, પરગ્રાસકો, પારકાનું પચાવી પાડનારા, ઓહિયાંદાસો. ૧/૩. આગલા શ્લોકમા યજમાનોની માલમિલકત પચાવી પાડનારા "દ્રેગ્વતો"ને જ આ "ગ્રસ્મા" કહ્યા છે. ધાતુ ग्रस् = to swallow or devour. ડૉ મિલ્સ, બાર્થોલોમે વગેરે વિદ્વાનો એને દેવજ્નોના આચાર્ય ગણી "ગ્રસ્મ" વિશેષનામ તરીકે લે છે, પણ ઇતિહાસમાં કે બીજે કોઇ ઠેકાણે સંસ્કૃત ગ્રંથોમાં આવું વિશેષનામ મળતું નથી. ઘણી હસ્તપ્રતોમાં "ગ્રૈહ્મા" જોડણી જ છે, ને તે જ ખરી છે.

અષાત્: Aṣāt : अपात्–ऋतात् = From purity, from righteousness, or virtue, અષોઇથી, પવિત્રતાથી. ૫/૧. અહીં બીજા સાથે સરખામણીનો ભાવ છે, ને એકથી બીજુ વધારે પસંદ પડે છે, એટલે એનો અર્થ કાં તો "અષોઇથી વધુ" અથવા "અષોઇને બદલે" એમ થાય છે.

વંરતા: Vərətā - वृता = Preferred, given the choice, પસંદ કરાયેલા, પસંદગી પામેલા. ધાતુ वृ = to choose ભૂતકૃદંત ૧/૩. ઘણી હસ્તપ્રતોમાં આ "વંરતા" રૂપ છે તે જ ખરું છે.

(કર્પા): कल्पाम् = The Kalpas, a class of Brahmin priests who were practising the particular rituals prescribed by the ancient custom (as noted in the Vedas) કલ્પ બ્રાહ્મણો, વેદમા જણાવેલી ક્રિયાકાંડની અમુક વિધિ પ્રમાણે ક્રિયા કરનારા બ્રાહ્મણો. ૧/૩. આ શબ્દ

આ શ્લોકમાં "ગ્રેંહ્મા"ના સમાનાધિકરણમાં–in apposition–મૂકેલો છે, પણ અહીં એ શબ્દનું કામ તો નથી જ, પણ ઊલટું એ શબ્દ છંદમાં બે શ્રુતિ–ખરો શબ્દ "કર્પા"-છે, "કરપા" નહીં–વધારી દે છે ને છંદના સ્વરભારને પણ ખોરવી નાખે છે. તમામ જૂના ગ્રંથોમાં લહિયાઓએ કે બ્રાહ્મણોએ બધે આ રીતિ અખત્યાર કીધેલી લાગે છે! વિદ્વાનોએ તો સૂક્ષ્મબુદ્ધિ વાપરીને આવા વધારાના ક્ષેપક શબ્દોને વીણી કાઢવા જોઈએ. આ ઉમેરો પાછળથી પહેલવી જમાનામાં થયેલો હશે. આ "કર્પા" શબ્દ પાછળ ૧૫મા શ્લોકમાં આવે છે તેમજ "કવિ" શબ્દ પણ આવે છે, ત્યાં એ શબ્દો વિષે વિશેષ માહિતી આપી છે તે જુઓ.

**ક્ષથ્રૅમ્-ચા:** Xṣaθrəm-cā: क्षत्रम्-च = And to the power, અને સત્તાને. ૨/૧.

**ઈષનાંમ્:** Īsanąm: इषानाम् = Of the devotees, of the seekers, પૂજારીની, ચાહનારાઓની. ૬/૩. ધાતુ इष् = to desire, to seek, "ઇષનાંઅમ્" એમ ચાર શ્રુતિમાં બોલવાનો છે. જુઓ હા. ૩૨–૭ ને ૮ શ્લોકોમાંની "અએંષાંમ્"ની ટીકા.

**દ્રુજૅમ્:** Drujəm: द्रुहम्–ध्रुगम् = The evil, sin (acc.), પાપને, અનિષ્ટને, પાતકને. ૨/૧. આ શબ્દની વધુ સમજ માટે હા. ૩૦–૮ અને હા. ૩૧–૪ માં એની ટીકા જુઓ.

**૧૨મા શ્લોકનો ભાવાર્થ :** જે ભારે વખાણદ્વારા માણસો ઉત્તમ કરણી કરવાનું છોડી દઇને (આગલા શ્લોકમાં જણાવેલા દ્રેગ્વતોને) શરણ થશે, તેઓને મજ્દાએ પાપી જાહેર કીધેલા છે, જેઓએ દુનિયાના સંયમી વાણીવાળા પ્રબોધનનો–શિક્ષણનો–નાશ કીધો છે, તેમજ જેઓ દ્વારા પરગ્રાસકોને અને પૂજારીઓની અનિષ્ટ સત્તાને અપોઇથી વધારે પસંદગી આપવામાં આવે છે.

હવે આ શ્લોકમાં આગળ જણાવેલા પેલા યજમાનોની માલમિલકત ક્રિયાઓને નામે પડાવી લેનારા બૂરાઓનું વર્ણન આગળ ચાલે છે. પેગમ્બર સાહેબ કહે છે કે આ દુષ્ટ બ્રાહ્મણો પોતાનો સ્વાર્થ સાધવા માટે યજમાનોની ખૂબ પ્રશંસા કરે છે અને તે લોકની ધાર્મિકતાને છાપરે ચઢાવે છે. એથી એવાં વખાણથી ફૂલાઇ જઇને જે લોકો ઉત્તમ કરણી કરવાનો જે ખરો માર્ગ છે તે છોડી દઇને આ ભૂંડાઓના કહ્યાને શરણ થશે, અને અપોઇ ને નેકી છોડી દઇ આ ક્રિયાકામોથી બહેસ્ત મળશે એવું માનીને તે લોકને તાબે થઇ પોતાની મિલકત ને પૂંજી લૂંટાવશે, તે લોકોને તો મજ્દાએ પાપી જાહેર કીધેલા છે. અપોઇ છોડી દે તે બધી રીતે પાપી જ છે. એવા અજ્ઞાન અને ધર્મની ખોટી સમજ ધરાવનારાએ આ દુનિયામાં જે ખરું સંચિત જ્ઞાન પરાપૂર્વથી ચાલી આવેલું છે ને જે પેગમ્બર સાહેબ ફરીથી પ્રબોધે છે, તે જ્ઞાનનો ને એ શિક્ષણનો નાશ કીધો છે, કેમકે તેઓ ખોટે પંથે ચાલી રહ્યા છે ને બદીને ઉત્તેજન આપ્યું છે. એટલે એવા બહારના દંભને- વધારે વજન આપતા માણસોની મારફતે આ પારકાંનું ઓહિયાં કરનારા ક્રિયાકામવાળા બ્રાહ્મણોને તેમજ પાપી પેટને માટે પાપની પૂજા કરનારાઓની આ ધાર્મિક સત્તાને અપોઇના કરતાં વધારે પસંદગી આપવામાં આવી

છે! અષોઇથીજ ખરો ધર્મ પળાય તે આ પૈસાવાળા યજમાનો ભૂલી જાય છે. તે લોકને તો આ બ્રાહ્મણો છાપરે ચઢાવે છે ને તેઓ મોટા ધર્મી છે એવાં વખાણના બણગાં તેઓ આગળ ફૂંકે છે, એટલે તેઓ એ બ્રાહ્મણોની કુસલામણીને તાબે થઇ જાય છે. એવાઓ જે ખરા ધર્મનું શિક્ષણ છે જે અષોઇનો ને નેકીનો માર્ગ જ બતાવે છે તે શિક્ષણનો નાશ કરે છે, ને જાણે ક્રિયાકામોથી તેઓ સ્વર્ગ મેળવશે એવા વહેમમાં પડી પોતાનો તેમજ બીજાઓનો નાશ કરે છે. પણ મજ્દા તો એ બધું પાપ ગણે છે. મજ્દા તો અષોઇના માર્ગને જ ખરો ધર્મનો માર્ગ ગણે છે. પેગમ્બર સાહેબ કેવી સ્પષ્ટતાથી આ જ્ઞાન આપે છે, પણ આપણા પહેલવી તરજુમો કરનારાઓ તેનો ખરો અર્થજ સમજ્યા નથી! ગાથાવાણીના ખરા અર્થ હજારો વર્ષમાં ભુલાઇ ગયા હતા.

## ગાથા હા. ૩૨—શ્લોક ૧૩ મો

યા ક્ષથ્રા : Yā xsaθrā : या क्षत्रा (Ved.) = Whatever powers, ગમે તેવી શક્તિઓ. ૨/૩. નાન્યતર.

ગ્રેહ્મો : Grəhmō ; ग्रस्मः = The plunderer of other's wealth, પરગ્રાસક ૧/૧. જુઓ આગલા ૧૨ માં શ્લોકમાં એ જ શબ્દની ટીકા.

હીષત્ : Hisat : सिषत् = Wishes to obtain, મેળવવા ચાહે છે. ધાતુ सन्. ક્રિયાપદ : અપૂર્ણભૂતકાળ, ઇચ્છાદર્શકાર્થ (desider.), પરસ્મૈપદ. ૩/૧. મૂળપાઠમાં આ શબ્દ "હીષસત્ લખાયેલો છે, પણ તે ખોટો છે, અને એ શબ્દ ચંથાયેલો છે. જો "હીષસત્" લખીએ તો એક શ્રુતિ છંદમાં વધી પડે છે, એટલે ખુલ્લું છે કે ખરો શબ્દ "હીષત્" જ છે વૈદિક ભાષામાં પણ એજ રૂપ છે : सिषांत–અથર્વવેદ, મં. ૪–૩૮–૨. અને ૪–૩૨–૩.

અચિશ્તહ્યા : Aciśtahyā. आचिष्ठस्य = Of the most sinful, ભારે પાપથી ભરેલા (નું). ૬/૧. એનું સબંધી નામ "અનઙ્હો" છે. એ अक નું અતિશયાર્થવાચક—superlative-રૂપ છે.

દ્દેમાને : Dəmānē : त्मने = For the soul, આત્માને માટે. ૪/૧: આ શબ્દનો અર્થ ઘર, મુકામ, વગેરે નથી જ એનો શુદ્ધ અર્થ "આત્મા" કે "પંડ" છે. જુઓ હા. ૩૧–૧૬ ને ૩૧–૧૮ મા આવેલા એ જ શબ્દની ટીકા.

મનઙ્હો : Manaŋhō : मनसस् = Of the mind, મનની. ૬/૧.

અઙ્હુઉશ્ : Aŋhəuś अंसोस् = Of life, જીવનના. ૬/૧.

મેરેખ્તારો : Mərəxtārō : मृक्तारस् = Injurers, hurters, પીડાકર, ઇજા કરનારી, નુકસાન પહોચાડનારી, ૧/૩. ધાતુ मृच् = to injure, એ પરથી मृक्त = Injury, ઇજા, નુકસાન એ નામ થયું છે અને તે પરથી मृक्तृ = Injurer, ઇજા કરનાર થયેલું છે, એટલે મૂળ ગાથા શબ્દ "મેરેખ્તર્" છે, તેનું આ ૧/૩ નું રૂપ છે. આ શબ્દ "મર્રેખ્તારો" મૂળ પાઠમાં છે તે ખોટો લખાયેલો છે. એ "મેરેખ્તારો" જોઇએ ઋગ્વેદ મંડળ ૫–૧૯ ના રચનારનું નામ मृक्तवाहा आत्रेय છે.

અહ્યા : Ahyā : अस्य = His, તેના. ૬/૧.

યએ-ચા : Yaē-cā ये च = And who (pl ), અને જેઓ. ૧/૩. વૈદિક બહુવચન ये જે ઉદાત્ત છે, તે એકલો આવે તો ગાથામાં "યોઇ" ઉચ્ચારાય છે, પણ જો તેની પછી "ચા" આવે તો તે "યએ" લખાય-બોલાય છે.

મઝ્દા : Mazdā ! मेधा = Oh Mazdā ! હે મઝ્દા ! ૮/૧.

જીગરેઝત્ : Jigarəzat : जिगर्हत् = Blame, censure, accuse, દોષારોપ મૂકે છે, નિંદા કરે છે, વાંક કાઢે છે. ધાતુ गर्ह्. ક્રિયાપદ: અપૂર્ણભૂતકાળ, વૃદ્ધિકર રૂપ, પરસ્મૈપદ, ૩/૩ (જે. વ્યા. § ૫૪૩ અને § ૫૫૦).

કામે : Kāmē: कामे = In desire, ઇચ્છામાં, મુરાદમાં. ૭/૧.

થ્વહ્યા : θwahyā: त्वस्य = Thine, તારા. ૬/૧.

માંથ્રાનો : Maθrānō : मंत्रणस् = Of the holy singer, of the Prophet, મંત્ર-ગાયકનો, પેગમ્બરનો, ઋષિવરનો. ૬/૧.

દૂતૅમ્ : Dūtyəm: दूत्यम् = Message, પેગામ, સંદેશો. ૨/૧. કાંગાજીના "ગાથા"માં "દૂતૅમ્" છે તે ખોટો છે. ખરો શબ્દ "દૂત્યૅમ્" છે.

યૅ : Yō: यस् = Which, જે. ૧/૧.

ઈશ્ : Īš : इस् = Them, તેઓને, તે સૌને. ૨/૩. આ સર્વનામનો પ્રકાર इ પરથી થયેલો છે. એ રૂપ બહુ જૂનું છે, અને એ માત્ર પૃષ્ઠાક્ષર તરીકે જ બહુધા વપરાય છે.

પાત્ : Pāt : पात् = May defend against, may protect from,...થી રક્ષણ કરે ....થી બચાવે. ધાતુ पा, = to *defend against.* ક્રિયાપદ : અપૂર્ણ-ભૂતકાળ, સંશયાર્થ, પરસ્મૈપદ, ૩/૧.

દરૅષાત્ : Darəsāt ; धर्षात् = From injury or wrong, from violation, જુલમથી, અન્યાયથી, ભ્રષ્ટીકરણથી. ૫/૧. મોટે ભાગેના વિદ્વાનોએ આ શબ્દ दर्शात् પરથી લઇ "નજરથી, દૃષ્ટિથી," એમ અર્થ લીધા છે, તે યુક્ત નથી. અહીં તો પેગમ્બર સાહેબના પેગામને દુષ્ટો ભ્રષ્ટ કરતા હતા ને તેના ઊંધા અર્થ કરતા હતા તેનો ભાવ છે. આ શબ્દ "દરૅષાત્" લખાવો જોઇએ. ગૅલ્ડનરે એક હસ્તલેખ S1 માં "દરૅષાત્" શબ્દ જ છે તે નોંધેલો છે, ને તે જ ખરો છે.

અષહ્યા : Asahyā : अषस्य–ऋतस्य = Of purity, of righteousness, અષોઇના ૬/૧.

**૧૩ મા શ્લોકનો ભાવાર્થ :** એ પરગ્રાસક ભારે પાપથી ભરેલા મનની ગમે તેવી શક્તિઓ (પોતાના) આત્માને માટે મેળવવા ચાહે છે, તે શક્તિઓ જ તેની જિંદગીને ઇજા કરનારી છે; અને હે મજ્દા ! જેઓ પોતાની ગુરાદમાં તારા પેગમ્બરનો પેગામ જે તે સૌને અષોઇના ભ્રષ્ટીકરણથી રક્ષે, તેની દોષારોપથી અતિ નિંદા કરે છે.

હવે આ શ્લોકમાં પેગમ્બર સાહેબ કહે છે કે આ બૂરા ને પારકાંનું હજમ કરી જનારા બ્રાહ્મણો પોતાનાં પાપથી ભરેલાં મનની શક્તિઓ અનેક મંત્રતંત્ર અને જપતપ કરીને પોતાના આત્મા માટે મેળવવા ચાહે છે, અને એ રીતે મેલી વિદ્યા સાધીને જે બૂરી શક્તિ મેળવે છે, તે શક્તિ જ આખરે તો તેની જિંદગીને અનેક રીતે ખરાબ કરે છે ને તેનો નાશ કરે છે. કોઇ પણ મેલી વિદ્યાવાળો ઘડીભર બીજાઓને આંજીને તેને શરૂઆતમાં પોતાનો ફાયદો મેળવતા દેખાડે, છતાં આખરે તો એ મેલી વિદ્યામાં પડનાર તથા તેને પાડનાર એ બન્નેની જિંદગી ખરાબ થયા વગર રહેતી નથી, કેમકે કુદરતી નિયમ મુજબ બૂરાને બૂરું ફળ તો આખરે મળ્યા વગર રહેતું નથી. વળી મજ્દાના પેગમ્બરનો પેગામ સદા અષોઇ જ પાળવાનો અને મનને શુદ્ધ રાખવાનો છે, તે અષોઇને નહીં પાળીને તેમજ બીજાઓને પણ નહીં પાળવા દઇને ઊલટા એ બૂરાઓ એ પેગામની જ નિંદા કરે છે, ને તે પર કંઇ કંઇ દોષારોપ કરે છે. અષોઇથી દૂર જતાં ને બીજાં ફાંફાં મારતાં માણસ પોતાની જિંદગીને કેવી બરબાદ કરે છે, તે અહીં પેગમ્બર સાહેબ સ્પષ્ટ રીતે બતાવે છે. પેગમ્બર સાહેબને તે વેળાએ કેવી કેવી કનડગત થઇ હશે તેનો પણ અહીં સરસ ચિતાર મળે છે.

# ગાથા હા. ૩૨—શ્લોક ૧૪ મો

**અહ્યા:** Ahyā : अस्य = His, તેના. ૬/૧. હા. ૨૮–૧ માં "અહ્યા યાસા" ની માફક આ પણ "આ હોઇથોઇ"નું કર્મ ૬ ઠી વિભક્તિમાં છે.

**ગ્રેહ્મો:** Grəhmō : ग्रस्मः = The plunderers of others' wealth. પરગ્રાસક. ૧/૧. જુઓ ૧૨ મા શ્લોકમાં એજ શબ્દની ટીકા.

**આ હોઇથોઇ:** Ā hōiθōi ; आ सेते = In order to ensnare, ફાંદામાં લેવાને માટે, સપડાવવા માટે. ૪/૧. સામાન્યરૂપ. ધાતુ सि = to bind, to fetter, to ensnare. આ सि ધાતુનાં સામાન્યરૂપ सेतवे, सेतुम् ઋગ્વેદમાં ને અથર્વવેદમાં વપરાયેલાં છે.

**(ની):** Nī : नि = Back, ફરીથી, પાછી. આ "ની" પાછો "દદત્" અગાઉ એ જ પંક્તિમાં ઉપસર્ગ લેખે આવે છે, એટલે અહીં એ પોદની શરૂઆતમાં પાછો આવે છે તે કોઇએ સમજ્યા વગર વધારાનો ઘુસાડેલો છે. એનું કશું કામ નથી, કે "કાવયસચીત્" ની અગાઉ મૂકયાથી પણ કાંઇ અર્થ બેસતો નથી. વળી એ શબ્દથી છંદમાં એક શ્રુતિ પણ વધી પડે છે, તે જોતાં એ જોઇએ જ નહીં તેની ખાતરી થાય છે: Interpolated.

**કાવયસ્-ચીત્:** Kāvayas-cit : कवयश्चिद् = As also the Kavis (who were the Brahmin priests performing rituals of the Soma), સોમક્રિયા કરવાવાળા બ્રાહ્મણ કવિઓ પણ. ૧/૩. મૂળ શબ્દ कवि છે તેનું આ ૧/૩ "કાવયો" રૂપ છે, તેની સાથે "ચીત્" લાગ્યાથી "કાવયસચીત્" થયેલું છે. વળી જેમ कवीयस् માંનો क ઉદાત્ત (accented) થયેલો છે, તેમ આ कवयस् માંનો क અનુદાત્ત છે, તેથી ગાથામાં તેનો "કા" થયો છે. આ બધા શબ્દોને બરાબર રીતે ઉકેલવા માટે ગાથાના શબ્દોમાં જ સ્વરભાર સમાયેલા છે તેની કુંચી મળી આવતાં બધી સમજ પડી જાય છે અને વધારે ને વધારે ખાતરી થાય છે કે એ ભાષા વેદની જ ભાષા છે, પણ તેની અગાઉની છે.

"ગાથા"માં ને "અવેસ્તા"માં 'કવિ' ને 'કર્પ'નાં નામો વિરોધીઓનાં અને ક્રિયાકાંડીઓનાં તરીકે આવે છે. વેદકાળમાં અને તેની પૂર્વે સોમક્રિયા—આપણી જરથોસ્તીઓની "હોમક્રિયા"—કરવાવાળા બ્રાહ્મણ ગોરો "કવિ" નામે ઓળખાતા હતા, કેમકે તેઓ એના મંત્રો ગાતા હતા, કવતા (recite) હતા. પછી વેદકાળમાં અને તેની પછીના આવતા વખતમાં "કવિઓ" તે વેદના "દ્રષ્ટાઓ–seers" કહેવાતા, અને પછી રામાયણ મહાભારત અને શિષ્ટ સંસ્કૃત–classical Sanskrit–ના કાળમાં કવિઓ એટલે કવિતા રચનારા–poets, bards–કહેવાયા. એમ ત્રણ કાળમાં "કવિ" શબ્દના ત્રણ અર્થો થયેલા છે.

**ખ્રતૂશ:** Xratūš : क्रतुः = Yajna or sacrificial rituals, યજ્ઞક્રિયાઓને. ૨/૩. નારીજાતિ. નરજાતિનાં નામોને સંસ્કૃતમાં ૨/૩ માં ऊन् પ્રત્યય લાગે છે અને નારીજાતિમાં નામોને ऊस् પ્રત્યય લાગે છે. क्रतु ના પુષ્કળ જુદા

જુદા અર્થો થાય છે, પણ અહીં તો ક્રિયાકામ કરવાવાળા સોમ કવિઓની અને વર્ચસીઓની વાત છે, એટલે અહીં "ક્રતૂ"નો અર્થ "યજ્ઞક્રિયા"જ લેવો પડે છે. સંસ્કૃત કોષોમાં એ "યજ્ઞક્રિયા"નો પણ અર્થ આપેલો છે. અહીં બધાએ લીધો છે તેમ હેતુ, પ્રયોજન, ડહાપણ, એવો અર્થ નથી જ. શબ્દોના અર્થો આખા શ્લોકનો ભાવ જોઇને જ પછી યથાર્થ લેવા જોઇએ.

ની–દદત્: Ni-dadat : निददत् = Establish again, restore or have restored, ફરીથી–પાછી–સ્થાપે છે, પાછી ચાલુ કરે છે, યા સ્થાપી છે, કીધી છે. ધાતુ नि+दद् યા नि–दा. ક્રિયાપદ: અપૂર્ણભૂતકાળ, પરસ્મૈપદ, ૩/૩. એનું બીજું સંસ્કૃત રૂપ अददुर् પણ છે. જુઓ જેકસનનું વ્યાકરણ § ૫૪૩, ત્યાં એ अददुर् નું રૂપ આપેલું છે. પણ હું એને જૂના ધાતુ दद् = to give, to establish પરથી લઉં છું, જેકસન § ૫૫૦ માં આ "દદત્" ને ૩/૩ નું જ રૂપ ગણે છે, અને તે "દદન્ત્" જેવું જ ગણે છે: એવું જ બીજું રૂપ "ગાથા"માં "જીગરૅજત્" પણ છે.

વર્ચાઓ હી–ચા: Varəcā̃ hī-cā : वर्चांस्–वर्चांसि सी–च = And the activities or energies of them both, અને તેઓ બન્નેની પ્રવૃત્તિને યા ઉદ્યમોને. ૨/૩. નાન્ય. ગૅલ્ડનરના પાઠમાં "વર્ચાઓ" છે તે જ બરાબર છે. મૂળ શબ્દ वर्चस्. છે: ધાતુ रुच्. सी (૨/૨) એ બહુ જૂના ત્રીજે પુરુષ સર્વનામના મૂળ અક્ષર स પરથી થયેલો છે, પણ સંસ્કૃતમાં તો એ तद् સાથે ભેળાઇ ગયેલો છે. ગાથામાં આ અતિ જૂનું રૂપ કાયમ રહેલું છે જુઓ જે. વ્યા. § ૩૯૫.

ફ્રઇદિવા: Fraidivā : प्रदिवा = From olden times, from ancient times. પ્રાચીન સમયથી, જૂના કાળથી ચાલતી આવેલી. ૩/૧ નારી. મૂળ શબ્દ प्रदिव्.

હ્યત્: Hyat यत् = By which, જેથી. ૫/૧.

વીસૅન્તા: Visəntā : विशन्त = They undertook, તેઓએ માથે લીધું, તેઓ બંધાયા. ધાતુ विश्. ક્રિયાપદ: અપૂર્ણભૂતકાળ, આત્મનેપદ. ૩/૩. (જે. વ્યા. § ૪૯૯.)

દ્રૅગ્વન્તૅમ: Drəgvantəm : द्रग्वन्तम् = To the ignorant babbler, અજ્ઞાન બકવાદીને. ૨/૧.

અવો: Avō : अवम् = Help, protection, favour, મદદ, સહાય, રક્ષણ, કૃપા. ૨/૧. નાન્ય૦

હ્યત્–ચા: Hyat-cā . यत्–च = And thus, અને એવી રીતે.

ગાઉશ્: Gāuš : गौस् = The earth, the world, પૃથ્વી, દુનિયા. ૧/૧.

જઇદ્યાઇ: Jaidyāi . जिग्यै = In order to be victorious, to gain the upper hand. વિજયી થવાને માટે, પોતાનો હાથ ઉપર રહેવા માટે, ફતેહ મેળવવાને માટે. ૪/૧ સામાન્યરૂપ. ધાતુ जि. આ શબ્દને બહુ વિદ્વાનોએ जन्–हन् કે जम्–गम् ધાતુઓ પરથી લીધો છે, પણ સામાન્ય રૂપમાં મૂળ ધાતુનો 'न्' કે 'म्' કદી લુપ્ત થતો નથી, તે જેમનો તેમ

રહે છે. આ તો જિ અનુદાત્ત છે તે બતાવવાને માટે 'જિઇ' ને બદલે "જઇ" કરી 'ઇ' સ્વર બાજુમાં મૂકેલો છે. એક હસ્તપ્રત J 2 માં "જીયાઇ" પણ છે!

મ્રઓઇ : Mraoi : स्त्रावि-म्रवि = Is told, is informed, કહેવામાં આવ્યું છે, જણાવવામાં આવ્યું છે. ધાતુ स्रु-म्रू. ક્રિયાપદ : અનિયમિતભૂતકાળ, કર્મણિ પ્રયોગ, આત્મનેપદ, ૩/૧. જુઓ જેક્સનનું વ્યાકરણ. § ૬૬૮.

યેઁ : Yō : यस् = Which, જે. ૧/૧.

દૂરઓષેમ્ : Dūraoṣəm : दुरोषम् = Hard to be appeased Soma, અશામ્ય સોમને, સંતોષ પામવા બહુ મુશ્કેલ છે એવા સોમને, ૨/૧. આ દુરોષ કે દુરોષમ્ વિશેષણ વેદમાં "સોમ"ને અનેક ઠેકાણે લગાડવામાં આવેલું છે. "સોમદેવ" પૂર્વવૈદિક કાળથી આર્યોનો એક મહાપૂજ્ય દેવ ગણાતો હતો. કેટલાકે એ સોમને અગ્નિદેવ તરીકે જ ગણેલો છે, અને વેદકાળમાં તથા તે પછી ચંદ્રને સોમદેવ ગણેલો છે. એ ચંદ્રનું પાત્ર-વાસણ હતો જેમાં દેવલોકને માટે અમૃત એકઠું કરવામાં આવતું હતું. એ "અમૃત" સ્વર્ગનું ગણાતું, તેથી બ્રાહ્મણોએ હિમાલયમાંના "મૂજ પર્વત" પરથી "સોમવલ્લરિ" નામે એક છોડ શોધી કાઢી તેનો રસ અનેક ક્રિયાઓ કરીને સોમદેવને અર્પણ કરીને પછી તે તેઓ પી જતા, જેથી તેનો નશો ચઢતો, અને તેમાં ભારે આનંદ માણતા. આ સોમદેવને પ્રસન્ન કરવાનું કાર્ય બહુ કઠણ મનાતું હતું, અને એની ક્રિયા બહુ લાંબો વખત ચાલતી હતી. આ ક્રિયામાંથી ઉપર જણાવ્યો તે સોમવલ્લરિનો રસ એટલે દારૂ બનતો તે પીને સોમ બ્રાહ્મણો બહુ મસ્ત બનતા અને પછી તેમાંથી અનેક ખરાબી થવા માંડી ને બદીઓ વધી પડી, અને અપોઇ તથા નેકી જાળવવાને બદલે આ ક્રિયાઓથી ને સોમરસથી સ્વર્ગ મળતું એવી માન્યતાનો પ્રચાર થયો, એથી જ શ્રી જરથુશ્ત્ર સાહેબે આ લોકોની સામે પોતાનો પોકાર ઉઠાવ્યો અને ખૂબ વિરોધ કીધો, ને તેમાં પોતાને પણ ઘણું સહન કરવું પડ્યું તે આ હા. ૩૨ માંથી ખાસ સમજાય છે. આ "દૂરઓષેમ્" એટલે "દુરોષ સોમને" એ અર્થ અહીં સ્પષ્ટ છે. ઋગ્વેદમાં આખા નવમા મંડળમા તેમજ બીજાં મંડળોમાં પણ આ સોમદેવની સ્તુતિઓ છે.

સઓચયત્ : Saocayat : शोचयत् = Causes to kindle, સળગાવાવે છે, બીજા પાસે સળગાવે છે. ધાતુ शुच् = to burn, to kindle, ક્રિયાપદ : અપૂર્ણભૂતકાળ, પ્રયોજ્ય રૂપ (causative) પરસ્મૈપદ, ૩/૧.

અવો : Avō : अवस् = Offering with hymns and sacrifices, સ્તુતિઓ ને બલિદાનથી કરાતું અર્પણ, અર્પણઆહુતિ, નૈવેદ્ય, અર્ઘ્ય. ૨/૧. અવ નો અર્થ જેમ "મદદ, કૃપા" વગેરે થાય છે, તેમ અર્પણઆહુતિ, અર્ઘ્ય પણ થાય છે. અહીં એ પાછલો અર્થ જ યુક્ત છે. ઉપર બીજી પંક્તિમાં આવેલા "અવો"નો અર્થ "મદદ" છે, અને આનો અર્થ "અર્ઘ્ય" છે.

* આ શ્લોકના વિદ્વાનોએ અનેક અર્થો કીધેલા છે, પણ એમાંના ઘણા શબ્દોના ખરા અર્થ કોઇને નહીં જડ્યાથી કોઇ પણ અર્થ બરાબર ઉપજ્યો નથી. બહુ જૂના કાળનો અને આર્યપ્રજાનો જૂનો ઇતિહાસ વેદ આદિ ગ્રંથોમાંથી કીધા વગર "ગાથા"માંના શબ્દોનો, ભાવોનો, ઉદ્દેશોનો ખરો અર્થ જડવો મુશ્કેલ છે. એ માટે બહુ ઊંડા અભ્યાસની જરૂર છે. પહેલવી વિદ્વાનોએ અને અનુવાદકોએ તો બહુ જ વિચિત્ર અર્થો કીધેલા છે, અને તેને અનુસરીને આપણા હાલના કેટલાક અભ્યાસીઓ ને શાસ્ત્રીઓ જે લખે છે તે "ગાથા"ના ખરા અર્થથી તદ્દન વિપરીત ને કેટલીક વખત અનર્થકારક પણ છે, અને ખરા જરથોસ્તી ધર્મના પવિત્ર શિક્ષણથી બહુ દૂર છે.

**૧૪ મા શ્લોકનો ભાવાર્થ:** એ (પેગમ્બર)ને ફાંદામાં લેવા માટે એ પરગ્રાસકે તેમજ સોમકવિઓએ પ્રાચીન સમયથી ચાલતી આવેલી યજ્ઞક્રિયાઓને તથા તેઓ બન્નેની પ્રવૃત્તિઓને ફરીથી સ્થાપી છે, જેથી તેઓએ અજ્ઞાન બકવાદીની વૃદ્ધિ કરવાનું પોતાને માથે લીધું છે, અને એવી રીતે પોતે વિજયી થવાને માટે (એટલે એ કાર્યમાં પોતે ફતેહમંદ થયા એમ) દુનિયાને કહેવામાં આવ્યું છે, જે અર્ધ્ય (offering) આપીને દુરોષ સોમને સળગાવાવે છે.

અહીં હવે પેગમ્બર સાહેબ કહે છે કે આ પેગમ્બરને-મને-(આગલા શ્લોકની છેલ્લી લીટીમા "માંથ્રાનો" કહ્યો જ છે) ફાંદામાં લેવા ને મારી ખરાબી કરવા ને મારો પેગામ નિષ્ફળ કરવા આ પરગ્રાસક સોમક્રિયા કરવાવાળા કવિ બ્રાહ્મણો સાથે મળી ગયો છે અને તેઓએ પ્રાચીન કાળથી ચાલતી આવેલી યજ્ઞક્રિયાને તથા તેઓની બન્નેની પ્રવૃત્તિઓને એટલે લોકોને ક્રિયાકામોમાં ભમાવી તેમનાં ગજવાં હલકાં કરવાના ઉદ્યોગને પાછાં શરૂ કરી દીધા છે.-આ પરથી લાગે છે કે પેગમ્બર સાહેબ આ ક્રિયાઓ થોડાક વખત પણ બંધ કરાવવા ફતેહમંદ થયા હશે.-એમ કરીને એ પરગ્રાસકે ને કવિ બ્રાહ્મણોએ એ અજ્ઞાન બકવાદને આગળ વધારવાનુ ને તેની વૃદ્ધિ કરવાનું પોતાને માથે લીધું છે. આ ક્રિયાઓ પાછી સ્થાપી તેમાં તેમનો વિજય થયો એમ દુનિયાને જણાવવામાં આવ્યું અને પેગમ્બર તો હાર્યો એમ કહેવામાં આવ્યું; અને તેની ખુશાલીમાં એ પરગ્રાસકે સોમદેવને તૃપ્ત કરવા સ્તુતિઓ ને બલિદાનોથી તેનો હોમ સળગાવવા બીજાઓને આજ્ઞા કરી દીધી છે.-સ્વાર્થ માણસને ધર્મના વિષયમાં પણ કેવો ઊંધે માર્ગે ચઢાવે છે! ક્રિયાકામો બંધ થાય તો બ્રાહ્મણોની લૂંટ ને રોજી જાય, એટલે આ બધા દુષ્ટોએ સાથે મળીને તે પાછી શરૂ કરાવી, અને તેની ફતેહમાં જગન (યજ્ઞ) કીધો!

## હા. ૩૨—શ્લોક ૧૫ મો

અનાઇશ્: Anāiš : अनैः-एभिस् = Through these (activities), આ (પ્રવૃત્તિઓ) દ્વારા. ૩/૩. अन = (this) મૂળ રૂપમાંથી.

આ: Ā ; आ = All round, બધે ઠેકાણેથી, બધી ગમથી.

વી-નૅનાસા: Vi-nənāsā : वि-ननाश = He (that grasma) will ruin or destroy severely, તે (પરગ્રાસક) ભારે પાયમાલ કરશે-ખરાબખસ્ત કરશે, ઊંધાં વાળશે,....નો નાશ કરશે. ધાતુ वि = severely, totally, અને नश् = to be lost, to be frustrated. ક્રિયાપદ: ભૂતવર્તમાનકાળ, (Perfect), પ્રયોજ્ય, પરસ્મૈપદ, ૩/૧. આ કંઇ પહેલી વિભક્તિનું રૂપ નથી. સંસ્કૃતમાં એ ૩/૧ માં જ વર્તમાન, ભૂત, સંશયાર્થ વગેરેમાં વપરાય છે. જુઓ જેકસનનું વ્યાકરણ § ૫૯૫.

યા: Yā : या = Both of these, both of whom, તેઓ બન્નેને, જેઓ બન્નેને. ૨/૨.

કરૅપોતાઓસ્-ચા: Karəpōtās-cā : कल्पोताश्च = The class or community of the Karpas or Kalpa Brāhman priests, કર્પ અથવા કલ્પ બ્રાહ્મણોના વર્ગને, કલ્પવર્ગને. ૨/૩. નાન્ય૦. (જે. વ્યા. § ૪૧૪.)

કૅવીતાઓસ્-ચા: Kəvītās-cā : कविताश्च = And the class or community of the Soma priests, the Kavis, અને સોમ બ્રાહ્મણ કવિઓના વર્ગને. ૨/૩. चा-चा = and____also, અને......તેમજ.

અવાઇશ્: Avāiš : अवैः = By or through those, તેઓથી, તેઓ દ્વારા. ૩/૩. જૂના મૂળ अव નું આ ૩/૩ નું રૂપ છે.

અઇબી...દઇન્તી: Aibī...daintī : अभिधान्ति = They will make, appoint or establish, તેઓ સ્થાપશે, નિયોજશે, નિમશે, કરશે. ધાતુ अभि+धा ક્રિયાપદ: અનિયમિત વર્તમાનકાળ, સંશયાર્થ, પરસ્મૈપદ, ૩/૩. જુઓ જેકસન વ્યાકરણ § ૬૪૪.

યૅંગ્: Yəng : यान् = Whom, જેઓને. ૨/૩.

નોઇત્: Nōit · नेद् = Never, not, કદી નહીં, નહીં.

જીવાતૅઉશ્: Jivātəuš : जीवातोस् = Of life, જીવનના. ૬/૧. આગળ જણાવ્યું છે તેમ આ શબ્દ "જીવાતૅઉશ્"જ લખાવો-બોલાવો જોઇએ.

ક્ષયમ્નૅંગ્: Xšayamnəng : क्षयमानान् = Masters, rulers, સ્વામીઓ, નિયંતાઓ, શાસકો. ૨/૩.

વસો: Vasō : वशस् = Of (their own) will, willingly, તેમની પોતાની મરજી મુજબ, ખુશીથી, ઇચ્છાપૂર્વક. ૬/૧. અવ્યયરૂપે.

તોઇ: Tōi : ते = They, તેઓ. ૧/૩.

**આબ્યા:** Abyā: आभ्याम् = From them both (the Kalpas and the Kavis), તે બન્નેથી (કર્પો ને કવિઓથી.) ૫/૨.

**બઇર્યાઑન્તે:** Bairyāontē: भ्रियसन्ते = Will be borne, લઇ જવાશે, લઇ જવામાં આવશે. ધાતુ भृ = to bear, લઇ જવું. ક્રિયાપદ: વર્તમાનકાળ, કર્મણિપ્રયોગ, સંશયાર્થ, આત્મનેપદ. ૩/૩. જુઓ જેક્સનનું વ્યાકરણ. § ૬૮૦. અહીંનો "ઑ" "હૅ–હ–સ"ને ઠેકાણે છે.

**વઙ્હુઉશ્……મનઙ્હો:** Vaŋhəuš...Manaŋhō: Of Vohu Mano, of (Vohu Mano's) purest mind, વૉહૂમનોના, સાત્વિક મનના. ૬/૧.

**આ–દૅમાને:** Ā dəmānē: आ–त्मने = Toward the very soul or self or essence, ખુદ પોતાના આત્મા યા સત્વ તરફ. ૪/૧. આ શબ્દનો અર્થ "ઘર, મુકામ કે ધામ" નથી જ. જુઓ હા. ૩૧–૧૬, ૩૧–૧૮ અને હા. ૩૨–૧૩ માંના એ જ શબ્દની ટીકા.

**૧૫ મા શ્લોકનો ભાવાર્થ:** એ (પ્રવૃત્તિઓ) દ્વારા તે (પરશાસક) તે બન્ને કર્પબ્રાહ્મણવર્ગને તેમજ કવિબ્રાહ્મણવર્ગને ભારે પાયમાલ કરશે, વળી તે વર્ગો દ્વારા જેઓને તેઓ પોતાના જીવનના નિયંતાઓ (=ચલાવનારા, દોરવનારા, શાસન કરનારા) તરીકે કદી પોતાની મરજીથી સ્થાપતા નથી, તેઓને જ આ બન્ને વર્ગોથી દૂર ખુદ વૉહૂમનોના પોતાના આત્મા તરફ લઇ જવામાં આવશે.

અહીં હવે પેગમ્બર સાહેબ કહે છે કે આગલા શ્લોકમાં કહ્યા પ્રમાણે એ પરશાસકે કર્પો ને કવિઓ પાસે આગલી સોમની યજ્ઞક્રિયાઓ ભલે ફરી સ્થપાવી, અને બકવાદીને એમ કરીને ઉત્તેજન આપ્યું, તથા દુનિયાને મોટા દંભથી જણાવ્યું કે અમે લોકો જીત્યા અને આ અપોઇના માર્ગની વાત કરવાવાળા જરથુસ્ત્રના અનુયાયીઓ હાર્યા, પણ આ જૂની પ્રવૃત્તિઓ જે બુરાઇથી જ ભરેલી છે તે પાછી ચાલુ કરતાં તો આખરે બદી વધીને એ ખુદ કર્પબ્રાહ્મણવર્ગને તથા કવિ બ્રાહ્મણવર્ગને પાયમાલ જ કરશે, બદીનો બીજો અંત છે જ નહીં. આ ક્રિયાકામ કરનારાઓને તથા તેઓના અનુયાયી યજમાનોને સોમનો ખરો આનન્દ જે આત્મામાં છે તે તો મળતો જ નથી. માત્ર સ્થૂળ આતમની પૂજા કર્યા કીધાથી મનની ખરી પવિત્રતા તો કોઇ સાધતું નથી, અને એમ ક્રિયા કરનારા અને કરાવનારા તો બધા મૂળ પાપમાં મબલ્યા જ કરે છે, અને પોતાની રહેણી કરણી તો કોઇ સુધારતું નથી, એટલે આખરે કુદરતના નિયમ મુજબ એ બધા પાયમાલ થાય છે. પણ ચમત્કાર તો જુઓ કે આ બ્રાહ્મણ ક્રિયાકાંડી વર્ગો અમો જેઓ અપોઇ પાળીએ છીએ અને શુદ્ધ જિંદગી ગાળીએ છીએ અને મઝ્દાને પંથે ચાલીને ખરી મુક્તિ કેમ મેળવવી તે પ્રામાણિકપણે બતાવીએ છીએ છતાં એ લોકો અમોને તેઓની જિંદગીના રાહબર તરીકે પોતાની મરજીથી સ્થાપતા નથી, અને ઊલટો અમારો મખન વિરોધ કરે છે. પણ ખરી રીતે તો આ અપોઇ જે અમે શુદ્ધ મનથી પાળીએ છીએ તેને લીધે દુષ્ટોથી દૂર દૂર સાત્વિક મનના અધિષ્ઠાતા વૉહૂમનોના ખુદ આત્મા તરફ અમોને જ લઇ જવામાં આવશે, અમે જ એ સાત્વિક મનનું ખરું ધામ જોઇશું, અને એ લોકો તો અહીં જ એમની બદીમાં સડ્યા કરશે અને એમના આત્મા કદી પણ મુક્તિ મેળવશે નહીં.

આ છેલ્લા શ્લોકો પરથી સ્પષ્ટ થાય છે કે કેટલાક સમજે છે ને જોરથી સમજાવે છે કે ક્રિયાકર્મ જ જરથોસ્તી ધર્મનો પાયો છે, તે બેવજુદ છે. શ્રી. જરથુશ્ત્ર સાહેબ તો આ હા. માં ક્રિયા કરનારાઓને તેમજ કરાવનારાઓને અને તેને જ ધર્મનું સર્વસ્વ ગણનારાઓને બહુ સખત શબ્દોમાં ચીમકી લગાવે છે. તેઓ સાહેબ તો ખુલ્લું કહે છે કે સોમની ક્રિયા જે આતસની ક્રિયા છે તે તો મનના-આત્માના-આતસને પ્રદીપ્ત કરવાની ક્રિયા હોવી જોઇએ, એટલે મનની સાત્વિકતા મેળવીને અષોઇ જ પાળવી જોઇએ. ક્રિયાઓથી કંઇ વૉહૂમનોના આત્મા તરફ જઇ શકાતું નથી. એ આતસનું ખરું ધામ જે સાત્વિક મન છે તે જ મેળવવા દરેક માણસે મથવું જોઇએ. પેગમ્બર સાહેબ તો અષોઇને જ ધર્મનું સર્વસ્વ ગણે છે. અગ્યારી આતશબહેરામમાં જઇને ઢગલાબંધ સૂખડ ચઢાવીને તથા ક્રિયાઓ કરાવીને કંઇ ખુદાની મહેર મેળવી શકાતી નથી. એ તો જેઓ શુદ્ધ મનથી ભક્તિ કરશે અને મનવચનકર્મ પવિત્ર રાખીને બધી રીતે અષોઇથી જેઓ ચાલશે તેઓ જ ખરી મુક્તિ મેળવશે અને અંતરના આતશને જોઇ શકશે. આ અષોઇનો ને સાત્વિક મનનો માર્ગ જેઓ નથી ધરતા તેઓ શ્રી જરથુસ્ત્રે બોધેલો ખરો ધર્મ પાળતા જ નથી. વર્ડ્સવર્થ કવિએ "The mind's internal heaven" એટલે "મનનું અંતરસ્વર્ગ, અંતરનું બહેસ્ત" કહ્યું છે તે એ જ.

## ગાથા હા. ૩૨—શ્લોક ૧૬ મો

હમેંમ્ : Hamōm : समेम् = I have arrived at, I have entered, હું આવી પહોંચ્યો છું, હું પ્રવેશ પામ્યો છું. ધાતુ समे ( सम+इ ). ક્રિયાપદ: વર્ગ ૨ જો, અપૂર્ણભૂતકાળ, પરસ્મૈપદ, ૧/૧. જુઓ જેક્સનનું વ્યાકરણ §૫૧૯.

તત્: Tat, तत् = It, this, that (the soul or the essence of Vohu Mano) તે, આ (વૉહૂમનોના આત્મધામમાં). ૨/૧.

વહિશ્તા ચીત્: Vahištā-cit : वसिष्ठा चिद् = Surely with the best purity. ખરેખરી ઉત્તમ સાત્ત્વિકતાથી. ૩/૧. "વહિશ્તા" એ અષનું તેમજ સ્પેન્તા મન્યુનું ગુણવિશેષણ છે, અને એ બન્નેના ગુણો અષોઇના જ —પવિત્રતાના જ છે. એ અષોઇ પાળ્યાથી જ મનમાંના આતશના પવિત્ર ધામમાં દાખલ થઇ શકાય. "ગાથા"ના શબ્દે શબ્દમાં ઊંડું રહસ્ય અને ઊંચા અર્થ સમાયેલા છે.

યેં: Yə : यम् = Which, જે. ૧/૧. એનું સંબંધી નામ "સ્યસ્ ચીત્" છે.

ઉષુર્વે: Usurvē : ऊषुर्वे = For the command over the senses, ઇંદ્રિયો પરના કાબુને લીધે. ૪/૧. મૂળ શબ્દ ऊषुरु છે, તેને ચોથી વિભક્તિ લાગતાં તે "તનૂ"નો "તનુયે" થાય છે, તેમ "ઉષુરુયે" થયો છે. આ શબ્દ ઉકેલવા ઇરાની, યુરોપીય તેમજ આપણા પારસી વિદ્વાનોએ ઘણું મથન કીધેલું છે, અને બાર્થોલોમે જેવા ધુરંધર અવેસ્તા ને સંસ્કૃત શાસ્ત્રીઓએ તો પ્રમાણિકપણે એનો અર્થ આપવાનું પણ છોડી દીધેલું છે. એ શબ્દ वश् ધાતુ પરથી થયેલો છે, જેનો અર્થ to command, to have control over, કાબુ રાખવો, એમ થાય છે. એનું કૃદંત રૂપ ऊष्ण थाय છે, અને એ પર એને નામ બનાવવાનો उ યા रु પ્રત્યય લાગીને એ ऊषुरु કૃદંતનામ થયેલું છે, અને એનો અર્થ "ઇંદ્રિયો પરનો કાબુ" થાય છે. ઇંદ્રિયો પરના કાબુની વાત તો ગાથામાં ઠેર ઠેર આવ્યા જ કરે છે, અને અહીં તો સાત્ત્વિકતાની વાત છે એટલે એ અર્થ ખરો જ છે, કેમકે ઇંદ્રિયોની ઉપર કાબુ રાખ્યા વગર મનની સાત્ત્વિકતા કદી સધાતી નથી. આ જ શબ્દ "ઉર્વઉરૂ" કરીને હા. ૩૪–૭ માં આવે છે, ત્યાં પણ એનો એ જ અર્થ છે. "ઊષુરુ"માં "ષુ" પર સ્વરભાર હોવાથી "પશુ"નો "પસૅઉશ્" થાય છે, તેમ "ઊષુરુ"નો "ઉર્વઉરૂ" થયેલો છે. તનૂનો જેમ ૪/૧ માં "તન્વે" સંસ્કૃતમાં થાય છે તેમ આ ऊषुर्वे થાય છે અને એની ત્રણ જ શ્રુતિ છે.

સ્યસ્ ચીત્ : Syas-cit : स्यस्-चिद् (स्याश्चिद्) = True peace, ખરી શાંતિ, સત્ય શાંતિ. ૧/૧. હિંદુ શાસ્ત્રોમાં શિવનું—વૉહૂમનોનું—એક નામ शि છે, અને એ शि નો અર્થ પણ peace, calm, શાંતિ થાય છે. આ शि પરથી स्य નામ થયેલું છે, તેનો અર્થ "શાંતિ" થાય છે. તેનું ૧/૧ નું એ રૂપ છે. નામ પાછળ "ચીત્"—चिद् મુકાય છે ત્યારે તે આગલા શબ્દ પર ભાર મૂકે છે ને તેનો અર્થ "ખરું, સાચું, જ" એમ થાય છે. અહીં વૉહૂમનોની વાત છે, તેથી પેગમ્બર સાહેબે આ "સ્યસ્" બોલ

કેવી સચોટતાથી વાંપર્યો છે! કેમકે એ "શિવ"ને લગતા જ છે, અને શિવ-વૉહૂમનો શાંતિ જ આપે છે ને કલ્યાણ કરે છે.

દહ્મહ્યા : Dahmahyā, दस्मस्य = Of accomplishing wonderful deeds, અદ્ભુત કાર્યો પાર પાડવાનો. ૬/૧. એનું સંબંધી નામ "ઉપુર્વે" છે. આ શબ્દમાં miracle–ચમત્કાર–નો ભાવ છે.

ક્ષયાંસ્ : Xṣayas : क्षयान् = Being master of, keeping, mastership of સ્વામી બનતાં, ઇંદ્રિયો પરનો કાબુ–સ્વામિત્વ–મળતાં, સ્વામિત્વ રાખતું. ૧/૧. વર્તમાનકૃદંત. જુઓ જેકસનનું વ્યાકરણ § ૧૯૨.

મઝ્દા અહુરા : Mazdā Ahurā ! मेधा असुर = Oh Mazdā Ahurā ! હો મઝ્દા અહુરા! ૮/૧–૮/૧.

યેહ્યા : Yehyā : यस्य = Whose, જેના. ૬/૧. "યસ્ય"ના પહેલા 'ય' પર સ્વરભાર છે તેથી "યેહ્યા" થયો છે.

મા : Mā : मा = To me, મને. ૨/૧.

આઇથિશ્ ચીત્ : Āiθiš-cit : आयत्तिश्चिद् = Sure strength or attainment, ખરી શક્તિ યા પ્રાપ્તિ. ૧/૧. આ શબ્દના પણ વિદ્વાનોએ તરેહવાર અર્થો કીધેલા છે. બેવડા "ત્ત"નો ગાથામાં "થ" થાય છે, "આ–ઇ–થિશ્" એમ ત્રણ શ્રુતિ લેવાની છે, કેમકે 'ઇ' સ્વરભારને લગતો નથી, પણ 'ય'ને બદલે છે.

દ્વએથા : Dvaeθā : द्विता = In a twofold way, બેરીતે, દ્વિગુણ, અવ્યય. ૩/૧.

હ્યત્ : Hyat : यत् = So that, જેથી કરીને.

અએનઙ્હે : Aēnaŋhē · एनसे = For the sin or mischief, પાપ યા કુચેષ્ટાને માટે. ૪/૧.

દ્રેગ્વતો : Drəgvatō : द्रग्वतस् = Of the ignorant babbler, અજ્ઞાન બકવાદીના ૬/૧. એનું સંબંધી નામ "દ્રેગ્વન્ત્" છે.

અયેં આનૂ : Ǝyō anū : अये आनु = In good luck vigourously, સદ્ભાગ્યે અંતરબળથી યા જુસ્સાભેર. અયેં–૭/૧ અને "આનૂ"–૩/૧. અનેક હસ્તપ્રતોમાં "અઁએ, અઁઅઁ, અઁઓ" એમ જુદી જુદી જોડણીથી એ શબ્દ લખાયેલો છે. એમાં પ્રથમના બે અક્ષરો "અઁએ" વગેરે તો બીજા શબ્દો "આવા" (હા. ૨૯–૭) તથા "આઓઙ્હા" (હા. ૨૮–૧૧) તથા "આનૂ" (હા. ૪૭–૨)ની પૂર્વે સાથે જોડેલા અથવા વચમાં મીંડું મૂકી છૂટા લખાયેલા જુદી જુદી પ્રતોમાં મળી આવે છે. એક પ્રતમાં "યેઆનૂ" પણ છે! આ બધું બતાવે છે કે આ શબ્દ ગૂંથાયેલો છે. આ "અઁએ" શબ્દમાં યુરોપીય તેમજ અહીંના બધા વિદ્વાનો ગૂંચવાઇ ગયેલા છે. "આવા" અને "આઓઙ્હા"માં તો એ દેખીતી રીતે વધોરાની શ્રુતિઓ જ છે, કેમકે એ શ્રુતિઓ રાખતાં લીટીમાં શ્રુતિઓ વધી પડે

છે; એટલે કોઇક રીતના ભ્રમથી જ આ "એઁએ" યા "એઁએ" શ્રુતિઓ એ બે શબ્દોના પ્રારંભમાં ઘૂસી ગયેલી છે. "આનૂ" શબ્દ અહીં હા. ૩૨–૧૬ માં તેમજ હા. ૪૭–૨ માં પણ આવે છે, અને ત્યાં પણ "એઁએ આનૂ" લખાયેલું છે. હવે આપણે પ્રથમ "આનૂ" શબ્દનો અર્થ શોધીએ. એ શબ્દ ઘણો જ પ્રાચીન છે. મોનિયર વિલ્યમ્સના શબ્દ કોષમાં એ આપેલો છે, અને તેને अन् = to breathe, to live, શ્વાસ લેવો, જીવવું, એ ધાતુ પરથી ઊતરેલો કહ્યો છે, અને એ શબ્દ પંડિત તારાનાથ તર્કવાચસ્પતિના જૂના સંસ્કૃત કોષ પરથી લીધેલો છે, ને તેનો અર્થ *living, human*, જીવતો, માનવતાભર્યો, એમ કીધેલો છે. એ વિશેષણ છે. अन् પરથી अन નામ થયેલું છે, તેનો અર્થ breath, respiration, શ્વાસ, દમ, એમ થાય છે, એટલે "આનૂ"–आनु–એ વિશેષણ છે, તેના અર્થ breathing, અને living સાથે full of breath, પ્રાણભેર, પ્રાણવાન, ઉત્સાહી, vigourous એવા પણ થઇ શકે. અને ઉપલે બન્ને ઠેકાણે–હા. ૩૨–૧૬ માં તેમજ હા. ૪૭–૨ માં આ શબ્દના ૩/૧ માં *Vigourously*, energetically, પ્રાણભેર, ઉત્સાહથી, અંતરબળથી,–એવા અર્થો થાય છે, અને તે તદ્દન બંધબેસતા છે. હા. ૪૭–૨ માં પણ "પ્રાણવાન (ઉત્સાહી, સ્ફૂર્તિભરી) વાણી વડે સાત્વિક મનનાં ભજનોથી તેમજ ભક્તિભાવના બન્ને હાથોથી બજાવેલાં કાર્યથી તે સ્પેન્તા મન્યુની ઉત્તમતાને સાર્થક કરે છે, જે પ્રયોજનાથી મઝ્દા પોતે અપોઇનો નિયામક છે," એ અર્થ તદ્દન બરાબર છે. એટલે "આનૂ"=પ્રાણભેર, અંતરબળથી, એ અર્થ તદ્દન ખરો છે.

હવે, બે શ્રુતિનો શબ્દ "આનૂ"ની પૂર્વેનો શોધવો રહ્યો. આ છેલ્લી લીટીમાંની નવ શ્રુતિમાં "આનૂ ઇષેંન્ગ અફ્હયા" એમ સાત શ્રુતિઓ તો છે, એટલે બે શ્રુતિનો પહેલો શબ્દ શોધવાનો છે. એક હસ્તપ્રતમાં "યાનૂ" શબ્દ પણ છે, એટલે "યેઆનૂ" "યાનૂ" એવા શબ્દો જોતાં "ય" અક્ષર આ પહેલા શબ્દમાં ભળેલો હોવો જોઇએ, તે જુદે જુદે રૂપે અહીં દેખાવ દે છે. "એઁએ" પણ અવેસ્તામાં "અયે"ને બદલે લખાયેલો છે: गत्तये–ગતઁએ, पत्तये–પતઁએ. એટલે આ શબ્દમાં "ય" તો હોવો જોઇએ. અહીં "त" સ્વરિત છે, તેથી નિયમ પ્રમાણે તેનો "तॅ" જ થાય. આ "એઁએ"ની જોડણી કંઇ પણ શંકા વગર અવેસ્તાના પાછલા કાળમાં ભૂલથી–સ્વરભારના અધૂરા જ્ઞાનથી–જે શબ્દોમાં થએલી છે તે गत्तेये, पत्तेये શબ્દોમાં છેલ્લો "ये" અનુદાત્ત છે. અવેસ્તામાં એ ये ત્રીજા "એ" સાથે છે, પહેલા ટૂંકા "એઁ" સાથે એ લખી શકાય નહીં, અને ગાથામાં તો એ હંમેશાં ચોથા લાંબા "એ" સાથે જ લખાયેલો છે, ને તે તદ્દન બરાબર છે. यन्ने–યસ્નેં तन्वे–તન્વેં–તનુયેં વગેરે. શબ્દોની છેડેનો "એ"–ए–ગાથામાં હંમેશાં ચોથો લાંબો "એ"જ લખાય છે. એ કારણથી આ "એઁએ"નો બીજો "એ" ભૂલથી અવેસ્તાના અનુકરણમાં પહેલો ટૂંકો "એઁ" લખાયેલો છે.

હવે, પહેલો "અઁ" માત્ર "અ" ઉદાત્ત યા સ્વરિત હોય ત્યારે જ ગાથામાં લખાય છે. अमंवत्-અઁમવત્, ननांश-નઁનાસા, अह्मा-અઁહ્મા વગેરે. એટલે આ પહેલો "અઁ" શબ્દનો પ્રથમાક્ષર ઉદાત્ત अ હશે તેને ઠેકાણે છે. આખા શ્લોકના સમગ્ર ભાવાર્થને ધ્યાનમાં લેતાં આવા ઉદાત્ત સાથેનો બે શ્રુતિનો શબ્દ વૈદિક ભાષામાં મને अय મળી આવ્યો છે, તેનો અર્થ સદ્ભાગ્ય, good luck થાય છે. એની સાતમી વિભક્તિ એકવચન अये-અયે થાય છે, એટલે in good luck, in favourable fortune, સદ્ભાગ્યે, એમ અર્થ થાય છે, અને એ અર્થ આ વાક્યમાં બંધબેસતો આવે છે. "હ્યત્ અએઁનફ્હે દ્રેંગ્વતો અઁયેં આનૂ ઇષઁન્ગ્ અન્હયા – यत् एनंसे द्रवंतो अयें आनु ईशान् असया–એટલે Hence in good luck I will vigourously drive away for their sins the ignorant babblers and their patrons, જેથી કરીને અજ્ઞાન બકવાદીઓને (તથા તેમના) યજમાનોને (તેમનાં) પાપોને લીધે સદ્ભાગ્યે (મારા) અંતરબળથી હું ત્યાંથી હાંકી કાઢીશ."

अये પછીના શબ્દ आनु માંનો आ અનુદાત્ત છે, એટલે अये માંનો અનુદાત્ત ये સ્વરિત બને છે, તેથી એવા સ્વરિતનો ગાથામાં યેનો "યેં" લખાય, એટલે अ ઉદાત્તનો "અઁ" થાય, અને ये સ્વરિતનો "યેં" થઇ એ શબ્દ ખરી રીતે "અઁયેં" થયો છે. કેટલીક હસ્તપ્રતોમાં પહેલા બન્ને "એ" એમ જ "અઁઅઁ" લખાયેલા છે. મૂળ શબ્દોચ્ચાર "અઁયેં" માંનો "ય" કાળે કરીને નીકળી ગયો હશે અને ખરો શબ્દ નહીં સમજાયાથી પછી તે "અઁઅઁ" અને પાછળથી "અઁએઁ" લખાતો થયો હોવો જોઇએ. એટલે આ શબ્દોને શુદ્ધ રીતે હું "અઁયેં આનૂ" એમ યુક્ત ગણું છું. અને તે તેમ જ લખાવા-બોલાવા જોઇએ.

ઇષઁન્ગ્: Īsōng : ईशान् := The masters, the patrons, યજમાનોને, ક્રિયાકાંડી બ્રાહ્મણોને કામ આપનાર તેમના શેઠિયાઓને. ૨/૩. ધાતુ ईश् master. patron, યજમાન, ધણી. "ઇષ્યેંન્ગ્" ખોટી જોડણી છે.

અન્હયા: Aŋhaya असया-असयामि = I shall drive away, I shall expel, હું હાંકી કાઢીશ, હું બહાર કાઢીશ. ધાતુ अस्$_2$ = To drive away. ક્રિયાપદ : વર્તમાનકાળ, વર્ગ ૪ થો, સંશયાર્થ, પરસ્મૈપદ, ૧/૧.

**૧૬ મા શ્લોકનો ભાવાર્થ :** મેં તો ખરેખરી ઉત્તમ સાત્વિકતાથી એ (વોહુમનોના આત્મધામ) માં પ્રવેશ કીધો છે, જે સત્યશાંતિ અદ્ભુત કાર્યો માટે ઇંદ્રિયો પર કાબુ ધરાવવાને લીધે છે; હો મજ્દા અહુરા! એવું સ્વામિત્વ ધરાવતું જેનું બળ મને એ રીતનું મળે છે, જેથી કરીને સદ્ભાગ્યે અજ્ઞાન બકવાદીઓને તથા તેમના યજમાનોને તેઓના પાપને માટે મારા અંતરબળથી હું બહાર હાંકી કાઢીશ.

આગલા શ્લોકમાં અપોઇ પાળનારને જ વૉહૂમનોના આત્મધામમાં લઇ જવામાં આવશે એમ કહ્યા પછી હવે આ હા. ના આ છેલ્લા શ્લોકમાં પેગમ્બર સાહેબ કહે છે કે હું તો એ મનના ઉત્તમમાં ઉત્તમ સ્થાનમાં મારી ઉત્તમ સાત્વિકતાથી દાખલ થઇ ચૂકયો છું. એ મનના ઉત્તમ સ્વર્ગમાં દાખલ થયા પછી જે શાંતિ મળી છે, તે શાંતિ બહુ અજબ કાર્યો પર કાબુ ધરાવવાને માટે છે. આપણા વિકારો પર અને વિચારો પર આપણો પૂરેપૂરો કાબુ હોય તો પછી આપણે કોઇપણ લાલચમાં સપડાઇએ નહીં, અને મનની શાંતિ એથી જે મળે તેનાથી બહુ અદભુત કાર્યો આપણે બજાવી શકીએ, કેમકે એ શક્તિ તો ખુદાઇ છે, અને એવી ખુદાઇ શક્તિ મેળવ્યા પછી લોકોને જે કાર્યો અજાયબીભર્યાં લાગે તે એવી શક્તિવાળો માણસ તો સહેજે કરી શકે છે. આપણા મનની અંદર રહેલું ખરેખરું બહેસ્ત જ્યારે ઊઘડે છે અને તેમાં આપણે દાખલ થઇએ ત્યારે તેની શાંતિ અને તેનો આનંદ આપણે મેળવી શકીએ. એમ થાય ત્યારે હવે આપણે જિંદગીના સ્વામી—ખરેખરા ધણી—થયા. શ્રી જરથુસ્ત્ર સાહેબ કહે છે કે એવા સ્વામિત્વથી મને બે રીતનું બળ મળે છે: એક તો હું પોતે સમર્થ બનીને અમર આનંદ ભોગવું છું અને બીજું તો એ કે કોઇ પાપી કે શત્રુ એ મનના આનંદમાં ભંગ કરવા ત્યાં આવી શકતો નથી, અને એ શક્તિ વડે હું અજ્ઞાન બકવાદીઓને તથા તેઓને નિભાવતા તેમના યજમાનો જેઓ પણ તેમના પાપના ભાગીદાર થયેલા છે તેઓ સૌને તેઓનાં પાપને માટે હું મારા અંતરબળથી બહાર હાંકી કાઢીશ. તેઓ આ મારા આનંદના માર્ગમાં આવી શકશે જ નહીં અને તેમાં કોઇ રીતનો ભંગ પાડી શકશે નહીં.

મારા ભાઇબંધો જોશે કે પેગમ્બર સાહેબે આપણી આગળ કેવો કીમતી ખજાનો ખોલેલો છે! જપ તપ કર્યા કરે અને ગર્વ તો લાખગણો રાખ્યા કરે; આતશની બંદગી પણ કર્યા કરે અને પછી પોતાનાં દુન્યવી કામોમા તો ગમે તેટલું જૂઠું બોલે ને ગમે તેવા દગાફટકા કરે; બહારથી ભભૂત લગાડે, માથાના બાલ ને ચોટલા લાંબા રાખે, મોટા લાંબા સાહ્યા પહેરે, તસબીર–માળા ફેરવે, આંખના ડોળા ચઢાવે, સમાધિ લગાવે, મૌન પકડે: બધું કરે પણ મન તો પાપીનું પાપી જ રહે! એથી કંઇ સ્વર્ગ મળે નહીં. "મન ચંગા તો કથરોટમેં ગંગા", એ કહેવત સાચી છે. માણસે પોતાના મનને જ સ્વચ્છ રાખવું જોઇએ, મન તો વાંદરું છે, અવળચંડું છે, અસ્થિર છે: એને વાળતાં ને સીધે રસ્તે દોરવતાં ભારે શ્રમ પડે છે, પણ એ શ્રમ લેવા જેવો છે. એક વખત મનને કાબુમાં લાવો ને સયમ રાખો, તો પછી તમે તમારા રાજા છો. મનના દરવાજા આગળથી સૌ કોઇ જે લડવા આવે તેને હાંકી કાઢી શકાય છે. મનથી જ સુખ ને દુઃખ છે, મનથી જ બહેસ્ત ને દોજખ છે. ક્રિયાઓથી સ્વર્ગ મળતું નથી, નથી મુએલાંને કે નથી જીવતાને. દરેક જણને પોતાનાં જ પાપપુણ્યનું ફળ મળે છે, બીજાની ગાડીમાં બેસીને કે બીજાની ખાંધે ચઢીને કાંઇ બહેસ્તમાં જવાતુ નથી. એ તો આપણી પોતાની કરણીથી જ મળી શકે.

આ આખા અધ્યાયમાં ચર્ચેલી બાબતો પર મારાં બંધુઓ ને બહેનો વિચાર કરશે તો તેઓ જોશે કે પેગમ્બર સાહેબને તે વેળાના મોમક્રિયા કરવાવાળા એટલે આતશની ખામ પૂજા કરવાવાળા પાખડી બ્રાહ્મણોની સાથે તેમજ બીજી

ક્રિયાઓવાળા કલ્પ બ્રાહ્મણો સાથે ભારે ગુંચવણ મચી હતી. આ હા. ના શ્લોકોમાંના પુષ્કળ ખોટા અર્થો પહેલવી કાળથી અજ્ઞાનથી કે જાણી જોઇને કરવામાં આવેલા છે, તે અહીં શબ્દે શબ્દને જે ખરી રીતે મેં ઉકેલ્યા છે, તે પરથી સ્પષ્ટ થાય છે. પેગમ્બર સાહેબ તો અહીં ખુલ્લી રીતે કહે છે કે ક્રિયાઓથી નહીં પણ તમામ પોતાના મનની શુદ્ધિથી અને મનવચનકર્મની અષોઇથી જ માણસ ખરું અહેસ્ત મેળવી શકે છે. જે કોઇ એથી વિરુદ્ધ કહે તે શ્રી જરથુસ્ત્ર સાહેબનાં પોતાનાં જ ફરમાનોથી ઊંધું કહે છે. ક્રિયાઓ ધર્મમાં કામની છે, તેઓ એક સંઘના માણસોને જોડીને તેઓમાં શ્રદ્ધા ઉત્પન્ન કરે છે, મિનોઇ દુનિયા સાથે કેટલોક સંબંધ ધરાવે છે, પણ ક્રિયાઓથી જ સ્વર્ગ કે સુખ નથી. તે તો દરેક માણસની કરણીથી જ મળે છે.



ઇતિ શ્રી હા. ૩૨ મો, અધ્યાય ૫ મો સંપૂર્ણ

# ગાથા અહુનવઇતિ-હા. ૩૩ મો

## અધ્યાય ૬ ઠો

## "સર્વાર્પણ"

## -: ટિપ્પણ :-

શ્રી જરથુસ્ત્ર પેગમ્બર સાહેબના સદુપદેશનો વિરોધ કોણે કોણે કીધો હતો, અને તેઓ સાહેબને તે વિરોધીઓ તરફથી કેવી કેવી કનડગત થઇ હતી, તેનો ખ્યાલ આપણે આગલા ૩૨ મા હા માં જોઇ આવ્યા છીએ. તે વેળાના દેવલોકોના ક્રિયાકાંડી બ્રાહ્મણો-કવિ ને કલ્પ-ધર્મને નામે હિંસા, નિશો, યજમાનોની લૂંટ, વગેરે અનેક જાતની બદીમાં ફસેલા હતા, તેમની એ બદી ઉઘાડી સૌને અષોઇ ને નેકીને રાહે ચાલવાનો ખરો ધર્મબોધ તેઓ સાહેબે આપ્યો, તેથી તે લોકની સત્તા, સાહેબી, લૂંટ વગેરે ધાસ્તીમાં આવી પડી ને તેથી તે લોકે પેગમ્બરની સામે સખત વિરોધ કીધેલો લાગે છે. તેઓની સાથે વળી બીજા લોભી, લાલચુ ને પાંચ પૈસાને માટે ગમે તેવાં અધર્મી ભાષણના બકવાદ કરનારા પણ સામેલ થયેલા હતા. એટલે ૩૨ મા હા ઉપરથી ખુલ્લું જણાય છે કે પ્રારંભમાં તો પેગમ્બર સાહેબને આ લોકોથી ઘણું સહન કરવું પડ્યું હતું, તેમજ તેમના અનુયાયીઓને પણ સમાજમાં ઘણી પીડા કરવામાં આવી હતી. પણ પેગમ્બર સાહેબે તો ૩૨ મા હા ના છેલ્લા શ્લોકોમાં જણાવી દીધું છે કે એ પીડા કરનારાઓ તો ત્યાં જ પડેલા રહેશે ને અષોઇને માર્ગે જનાર જ મજ્દાની મહેર મેળવીને વોહૂમનોના ઊંચા ધામમાં આત્માના અનંત આનંદમાં પ્રવેશ કરશે. પેગમ્બર સાહેબે તો ૩૨ મા હા ના છેલ્લા ૧૬ મા શ્લોકમાં ખુલ્લું જાહેર કીધું છે કે, "મેં તો એ અમર ધામ પ્રાપ્ત કીધું છે, ને ગમે તે કરતાં પણ આ દુષ્ટ લોકો મને તેમાંથી નીચે ઉતારી શકવાના નથી કે તે ધામમાં પોતાની ચાંચ પણ પ્રવેશાવી શકશે નહીં".

હવે આ ૩૩ મા હામાં પેગમ્બર સાહેબ પોતાની ફિલસૂફીનું વિશેષ દર્શન કરાવે છે, ને સાત્વિક મનનું સર્વોચ્ચ ધામ કેવી રીતે મેળવી શકાય, તે જણાવે છે. એ રસ્તો બતાવતાં પેગમ્બર સાહેબ છેવટે પોતાનું સર્વસ્વ અર્પણ કરી દે છે, અને તેથી હું આ ૩૩ મા હા નું નામ "સર્વાર્પણ" આપુ છું. એમાં શ્રી જરથુસ્ત્ર સાહેબ માત્ર તનમનધન જ અર્પણ નથી કરતા, પણ પોતાના "ઉશ્તનૅમ્" એટલે ચૈતન્યને, આણુને, જાનને (જુઓ હા-૩૧-૧૧ માં એ શબ્દની ટીકા) પણ અર્પણ કરે, એમ કહીને બધું જ અર્પણ કરે છે. ધર્મની અને ધાર્મિક ફિલસૂફીની ટોચ આ ૩૩મા અને એની પછીના ૩૪ મા હામાં પેગમ્બર સાહેબે બરાબર બતાવી છે. અર્પણની આવી ભાવના આજે પણ તેવી ને તેવીજ તાજી લાગે છે. જે સૃષ્ટિનાં આપણે સૌ અંગ છીએ તેની વૃદ્ધિને માટે આપણે બધું અર્પણ કરવું જ જોઇએ, અને તેમ કરીએ તો જ આપણી વૃદ્ધિ થાય અને આપણા આત્માની મૂળ દિવ્યતા સ્પષ્ટ થાય. આજની જડવાદી દુનિયામાં "અર્પણ" શું તે તો કોઇ જ સમજતું નથી. સૌને વ્યક્તિગત સુખ, સત્તા અને મોજમઝા જોઇએ છે, અને તે મેળવવા તે પોતાના ભાઇબંધોને લૂંટવા ને પીડા કરવા બધું કરે છે,

પણ આખરે તો તેને એ ચાહેલું સુખ ખરી રીતે મળતું જ નથી કે તે મળ્યું એમ ધારે તો પણ તે ઊડી જાય છે, અને તે આ ભરી દુનિયાને ને તેણે મેળવેલી કહેવાતી દોલતને પાછળ મૂકીને અસંતોષી હાલતમાં મૃત્યુ પામીને ચાલ્યો જાય છે. પણ પેગમ્બર સાહેબ તો કહે છે કે અપોઇને ને નેકીને સાધો ને બધું અર્પણ કરો, તો જ તમોને સ્વર્ગનો ખરો આનંદ મળશે, જીવતાં જ મનમાં રહેલું ઉત્તમ સ્વર્ગ ભોગવી શકાશે.

* * *

## ગાથા હા. ૩૩—શ્લોક ૧ લો

યથાઇશ્: Yaθāiš : यथैः = According to those such, જેવા વડે, પ્રમાણે. ૩/૩. આ શબ્દ બે જ શ્રુતિમાં લેવાનો ને બોલવાનો છે. ગૅલ્ડનરે ત્રણ હસ્ત-પ્રતોમાં એમ "યથાઇશ્" જ લખાયેલો નોંધેલો છે, ને તે જ બરાબર છે. "યથા"માં છેવટે "આ" સ્વર છે, તેની સાથે "આઇશ્" વિભક્તિ-પ્રત્યયનો પહેલો "આ" સંધીનિયમ પ્રમાણે સમાઇ જાય છે. "યથા આઇશ્" એમ બે છૂટા શબ્દો લખીએ-બોલીએ તો એક શ્રુતિ છંદમાં વધી પેડે, ને છંદોભંગ થાય.

ઇથા: Iθā : इत्था = Thus, so, really, તે પ્રમાણે, તે રીતે, તેમ ખરેખર. ૩/૧. આ શબ્દ ઋગ્વેદમાં બહુ ઠેકાણે વપરાયેલો છે. એમાં થા પર સ્વરભાર હોવાથી વચમાંના "त्" (इत्માં त) નો લોપ કીધેલો છે. इत्था यथा त ऊतये"– ઋગ્વેદ મં૦ ૫–૨૦–૪ વગેરે.

વર્ષ્યઇતે: Varəsyaitē : वर्त्स्यते = Will act, will work, કામ કરશે; વર્તશે, ધાતુ वृत्. ક્રિયાપદ: ભવિષ્યવર્તમાનકાળ, આત્મનેપદ, ૩/૧. એનો કર્તા બીજી પંક્તિમાંનો "રતુશ્" છે. ભવિષ્યકાળ માટે ખરો શબ્દ "ય" સાથે "વર્ષ્યઇતે" જોઇએ.

યા: Yā या = Which (pl.), જે ૧/૩.

દાતા: Dāta : धाता = Laws, rules, નિયમો, કાયદાઓ. ૧/૩.

અહ્હુઉશ્: Aŋhəuš : असोस् = Of life, જીવનના, જિંદગીના. ૬/૧.

પઓઉરુયેહ્યા: Paouruyehyā : पूर्व्यस्य = Ancient, of old, પ્રાચીન, અસલના, અસલથી–પરાપૂર્વથી–ઊતરતા આવેલા. ૬/૧.

રતૂશ્: Ratuš : रतुः = The Prophet, the religious head, પેગમ્બર, ધાર્મિક વડો. ૧/૧.

શ્યઓથ્ના: Syaoθənā : च्यौत्ना = With deed or action, કાર્યથી, કર્મથી, પ્રવૃત્તિથી, ૩/૧.

રઝિશ્તા: Razištā : राजिष्ठा–ऋजिष्ठा = = With most straightforward, most honest and upright, અતિ પ્રામાણિક અને નિર્મળ-ચાચી. ૩/૧. વિશેષણ. ऋजुનું એ અતિશયાર્થવાચક રૂપ છે. વેદમાં આ શબ્દ બહુ ઠેકાણે છે.

દ્રગ્વતઍ-ચા : Drəgvataē-cā : द्रवते-च = And for the ignorant babblers, અને અજ્ઞાન બકવાદીને માટે : ૪/૧. (જે. વ્યા. § ૨૯૫).

હ્યત્-ચા : Hyat-cā : यत्=च = And as well as, અને તેમજ.

અષાઉને : Asāunē : अषौने-अषवणे-ऋतवणे = For the pious or righteous, અષોજન માટે, પવિત્ર જન માટે. ૪/૧.

યેખ્યા-ચા : Yexyā-cā : यस्य च = And whose, અને જેના. ૬/૧. આ સર્વનામનું સંબંધી નામ "મિથહ્યા" છે અને તે "હૅમ્-યાસઇતે"નું કર્મ હોવાથી છઠ્ઠી વિભક્તિમાં છે: જેમકે I beg of him, હું તેને વીનવું છું-તેની યાચના કરું છું.

હૅમ્-યાસઇતે : Hēm-yāsaitē : संयाचते = He solicits or implores or prays together, તે સંયાચે છે, તે ભેગી યાચના કરે છે. ધાતુ याच्-संयाच् ક્રિયાપદ: વર્તમાનકાળ, આત્મનેપદ, ૩/૧. આ શબ્દ બીજા વિદ્વાનો જણાવે છે તેમ सम् અને मिक्ष् એટલે સંમિશ્રણ કરવું, એ ધાતુ પરથી નીકળ્યો નથી. શ્લોકના ભાવાર્થ પ્રમાણે અને "મિથહ્યા" કર્મ છઠ્ઠી વિભક્તિમાં છે તે પરથી સ્પષ્ટ રીતે એ याच्-संयाच् પરથી જ આવેલો છે. પેગમ્બર સાહેબ આ શ્લોકમાં ભલા બૂરા સર્વ જનો માટે સરખી નજરથી જોવાની "સંયાચના" કરે છે.

મિથહ્યા : Miθahyā : मिथस्य = Of the perverted, ભ્રષ્ટ કુટિલ જનની, ઊંધી બુદ્ધિવાળાની, ૬/૧. ધાતુ मिथ्-मिथु.

યા-ચા : Yā cā : या-च = And who, અને જેઓ. ૧/૩.

હોઇ : Hōi से = His (the Ratu's), તેના, રતુના. ૬/૧.

આ-ઍરૅઝ્વા : Ā-ərəzvā : आ ऋज्वा = The honest ones also, the upright ones too, પ્રામાણિકજનો, દક્ષતા સાચવતા અનુયાયીઓ પણ. ૧/૩. એનો ક્રિયાપદ "છે" અધ્યાહાર છે. અહીં "આ"નો અર્થ "પણ" "સુદ્ધાં" એવો થાય છે. ऋजु પર आ પ્રત્યય લાગી ऋज्वा થયેલો છે.

**૧ લા શ્લોકનો ભાવાર્થ :** એ રીતે જિંદગીના પ્રાચીન કાળથી ઊતરી આવેલા જે નિયમો છે, તે વડે અજ્ઞાન બકવાદીને માટે અને તેમજ અષોજનને માટે રતુ પેગમ્બર અતિ પ્રામાણિક અને નિર્મળ ન્યાયી પ્રવૃત્તિથી કાર્ય કરશે; વળી જે ઊંધી મતિવાળો છે તેને તેમજ જે તેના પ્રમાણિક અનુયાયીઓ પણ છે તેઓને તે રતુ એમજ ચાલવા ભેગી યાચના-વિનંતિ-કરે છે.

હવે આ નવા ૩૩ મા હા. ના પહેલા શ્લોકમાં પેગમ્બર સાહેબ કહે છે કે હા. ૨૯-૭માં જણાવ્યા પ્રમાણે અહુરાએ અષની સાથે મળીને પૃથ્વીનાં લોકોને અહુનવર મારફતે જે નેક જિંદગી ભોગવવા માટેના નિયમનો પેગામ આપેલો અને તે પ્રમાણે બહુ પ્રાચીન કાળથી માણસો જે નેક ને અષો જીવન ગાળતા હતા તે છોડી દઇને હમણાં આ સોમકવિઓ ને કલ્પપ્રાહ્મણોની ઊંધી દોરવણીથી તેઓ

ખરાબ જિંદગી ગાળી રહ્યા છે, તે આ મારા ઉપદેશથી છોડી દઇને પાછા નેક રાહ પર આવે તે માટે એ પ્રાચીન કાળના નિયમો વડે હું જે અહુરનો રતુ-પેગમ્બર છુ, તે ભલા બૂરા સૌને માટે સરખી નજરથી અને નિર્મળ ન્યાયથી મારી તમામ પ્રવૃત્તિ ચલાવીશ. સૌને નેક માર્ગ હું દેખાડીશ. વળી જે ઊંધી બુદ્ધિવાળા છે ને જે આડે માર્ગે જાય છે તેઓને માટે તેમજ મારા બતાવેલા રાહે જે નેક ને પ્રામાણિકજનો જાય છે તેઓને માટે પણ હું ભેગી યાચના કરીશ, સૌને નેક રાહ મળે તે માટેની બંદગી કરીશ. તે સર્વને હું વીનવું છું કે તેઓ એમજ સરખી નજરથી કાર્ય કરે!

પેગમ્બર સાહેબ અહીં કેવી ઊંચામાં ઊંચી નિર્મળ ને ન્યાયી દૃષ્ટિ બતાવે છે! એમનો સ્નેહ તો સૌને માટે સરખો જ વહે. એઓ આ દુનિયાના ઉદ્ધાર કરનારા રહ્યા એટલે અષોજન કરતાં પણ પાપી માણસો માટે એમને વધારે દયા ઊપજે, અને કોઇ પણ રીતે તે સર્વે પાછા નેક પંથે પડીને આ દુનિયાની ખરી વૃદ્ધિ કરે, એવું ઇચ્છે છે. અષોજન તો બહુ જ થોડા રહે, અને દુનિયા તો પાપી લોકોથી તેમના અજ્ઞાનને લીધે દુઃખી થઇ રહેલી છે, તેથી એ પાપીઓનું અજ્ઞાન મટે અને તેઓ પાછા પરમાત્માના નેક પથે પડે, તે જ પેગમ્બર સાહેબ ચાહે છે.

## ગાથા હા. ૩૩—શ્લોક ૨ જો

અત્: At: अत्-अथ = Then, ત્યારે.

યેં: Yō: यः = Who, જે. ૧/૧.

અકેંમ્: Akəm: अकम् = Evil, sinful thought, sin, દુષ્ટતાને, પાપી મતિને, પાપને. ૨/૧.

દ્રેગ્વાઇતે: Drəgvāitē: द्रुग्वते = For the ignorant babbler, અજ્ઞાન બકવાદીને માટે. ૪/૧.

વચહ્હા: Vacaŋhā: वर्चसा = Through speech, વાણી દ્વારા. ૩/૧.

વા: Vā: वा = Either, or, અથવા.

અત્: At: अत् = Even, વળી.

વા: Vā: वा = Or, અથવા.

મનહ્હા: Manaŋhā: मनसा = Through mind, through the strength of perception or will, મનથી, મનની દૃઢતા દ્વારા. ૩/૧.

જસ્તોઇબ્યા: Zastōibyā: हस्ताभ्याम् = Through both the hands, by deeds done with the hands, બન્ને હાથે કીધેલાં કાર્ય વડે. ૩/૨.

વા: Vā: वा = Or, અથવા.

વરેંષઇતી: Varəsaiti. वर्षति = Tears up or roots out, ઉખેડી નાખે છે. ધાતુ वृह्–वृह् = to root out. ક્રિયાપદ: વર્તમાનકાળ, પરસ્મૈપદ, ૩/૧. આ वृह् ના બે ધાતુ છે, અને તેનાં રૂપો લગભગ સરખાં છે. અહીં અર્થ સ્પષ્ટ રીતે "ઉખેડી નાખવાનો" જ છે. યુરોપીય તેમજ આપણા વિદ્વાનોએ અહીં "ભૂંડું કરવાનો" અર્થ લીધેલો છે તે ખોટો ને પેગમ્બર સાહેબને અન્યાય કરનારો છે. ભૂંડાનું ભૂંડું કરવા પેગમ્બર સાહેબ જેવા અપો માણસ કદી ઇચ્છે નહીં. અહીં તો ખુલ્લો અર્થ છે કે "જે દુષ્ટની દુષ્ટતા ઉખેડી નાખશે તે અહુરાને મનગમતું કરશે." કોઇનું પણ ભૂંડું કરવું તે પાપ છે ને અહુરાની ઇચ્છાથી તે ઊંધું છે. ભૂંડાની ભૂંડાઇને જ ઉખેડી નાખવાની છે.

વહ્હાઉ: Vaŋhāu: वसौ = In the good, in the promoting of good, ભલામાં, ભલાઇને વધારવામાં, નેકીને માટે. ૭/૧. આપણી ભાષામાં આ સાતમીને બદલે ચોથી વિભક્તિ લેવી પડે. આ શબ્દ હા. ૩૧–૧૯ માં પણ છે. "વહ્–હા–ઉ"–व–सा–उ એમ ત્રણ શ્રુતિમાં બોલવાનો છે.

વા: Vā. वा = Or, અથવા.

ચોઇથઇતે: Cōiθaitē: चेतते = Instructs, gives enlightenment, ઉપદેશ આપે છે, સદ્‌બોધ આપે છે. ધાતુ चित्. ક્રિયાપદ: વર્તમાનકાળ, આત્મનેપદ, ૩/૧.

અસ્તીમ્ : Astīm : अस्तिम् = Dependent, ward, subordinate, servant, disciple, આશ્રિતને, આધીનને, સેવકને, પોતાના કાબુ હેઠળના માણસને, શિષ્યને ૨/૧. આ શબ્દ "અસ્તિશ્" રૂપે ૧/૧ માં આગળ હા. ૩૧-૨૨ માં આવી ગયો છે.

તોઈ : Toī , ते = These, એઓ. ૧/૩.

વારાઇ : Vārāi : वराय = For the choice, for the will or wish, પસંદગીને માટે, મરજીને માટે, ૪/૧, બીજી વિભક્તિને બદલે. ધાતુ $वृ_2$-वर જુઓ મો. વિ. કોષ પૃષ્ઠ ૯૨૨-૧ લી હા ૨. અહીં "વા-રા-ઇ" એમ ત્રણ શ્રુતિમાં શબ્દ બોલવાનો છે.

રાદ઼ૅન્તી : Rādəntī : राधन्ति = Submit to, carry out, આધીન રહે છે, તાબે રહે છે, સાર્થક કરે છે, પાર પાડે છે. ધાતુ राघ्. ક્રિયાપદ : વર્તમાનકાળ, પરસ્મૈપદ, ૩/૩. એ અહીં કર્મને ચોથી વિભક્તિમાં લે છે. એનું, કર્મ "વારાઇ" છે.

અહુરહ્યા : Ahurahyā असुरस्य = Of Ahurā, અહુરાની. ૬/૧.

જ઼ઑષે : Zaosē जोषे = For satisfaction, સંતોષ માટે, તૃપ્તિ માટે. ૭/૧, ૪/૧ ને બદલે. એ પણ "રાદ઼ૅન્તી"નું કર્મ છે.

મજ઼્દાઓ : Mazdāo : मेधासस् = Of Mazdā, મજ઼્દાના. ૬/૧. આ શબ્દ ત્રણ શ્રુતિમા "મજ઼્-દા-ઓ" એમ બોલવાનો છે. જુઓ જેક્સનનુ વ્યાકરણ § ૩૫૬.

**૨ જા શ્લોકનો ભાવાર્થ :** ત્યારે જે કોઇ એ અજ્ઞાન બકવાદીને માટે (એટલે તેના સુધારાને માટે) તેની દુર્મતિને વાણીથી અથવા મનની દૃઢતાથી અથવા હાથ વડે કીધેલા કામથી ઉખેડી નાખે છે, અથવા પોતાના આશ્રિતને-શિષ્યને-જે કોઇ નેકીને માટે સદ્બોધ આપે છે, તેઓ અહુરાની મરજીને તથા મજ઼્દાના સંતોષને આધીન રહી સાર્થક કરે છે.

પેગમ્બર સાહેબે આગલા શ્લોકમાં કહ્યુ છે કે અહુરાનો પેગામ તો ભલા બૂરા સૌ માટે સરખો છે, ને સૌને તેઓ એ પેગામ નિર્મળ દૃષ્ટિથી આપશે, જેથી સૌનો ઉદ્ધાર થાય, એટલે હવે તેઓ અહીં કહે છે કે જે કોઇ પોતાની વાણીથી, એટલે લેખનથી અને ભાષણથી તેમજ કોઇથી પણ ડર્યા વગર મનની મક્કમતાથી, અથવા પોતાના કાર્યથી આ અજ્ઞાન બકવાદીને ઊંડા પાપમાંથી બચાવવા તેની દુષ્ટ બુદ્ધિને ઊખેડી નાખે છે, એટલે મનવચનકર્મની બધી શક્તિ વાપરીને તેની દુર્બુદ્ધિને તેના મગજમાંથી બધા સદ્બોધ ને સદ્વર્તન વડે જડમૂળથી ઊખેડી નાખે ને તેનું મન નિર્મળ કરે ને અહુરા મજ઼્દાનો પંથે તેને પાડે, અથવા જે કોઇ પોતાને આશરે પડેલા પોતાના સેવકને, શિષ્યને સદ્બોધ આપીને તેનામાં નીતિધર્મ જગાડે ને તેને હાથ આપીને સત્પંથે દોરવે, તે નેક શખ્સો અહુરાની મરજીને આધીન રહીને તેનુ કાર્ય બજાવે છે તેમજ મજ઼્દાને પણ તેઓ સંતોષ

આપે છે. દુનિયામાં નેકીનું ને અપોઇનું રાજ્ય ફેલાય ને બદીનો નાશ થાય, એજ અહુરનો ને મજ્દાનો મૂળ હેતુ છે, તે હેતુ પાર પાડનાર માણસો અહુરને તેમજ મજ્દાને સંતોષ આપે છે.

પેગમ્બર સાહેબ અહીં કેવી ઉચ્ચ ભાવના વ્યક્ત કરે છે! બદવાદીને, અજ્ઞાનીને, દુષ્ટને, પાપીને ઉખેડી નાખવા નહીં, પણ તેનામાં રહેલી દુષ્ટ બુદ્ધિને જ મનથી, વચનથી ને કર્મથી બધા પ્રયત્નો કરીને ઉખેડી નાખવી જોઇએ, જેથી તે દુષ્ટ કે અજ્ઞાન માણસ સુધરે ને પાછો સારો થાય. કોઇપણ માણુનો નાશ કરવાનો માણસનો અધિકાર નથી. બાઇબલમાં પણ કહ્યુ છે કે Vengeance is God's, દીનો લેવો એ તો પ્રભુનું કાર્ય છે, તેનો ન્યાય છે. આપણે તો બધી સમજાવટથી ને બધા ઉપાયથી બૂરા માણસની બૂરાઇને જ નાબુદ કરવાની છે. શ્રી જરથુસ્ત્ર સાહેબ જેવા અપોજન કોઇપણ રીતની હિંસાની વાત કરે નહીં. એ વિચારો તો પાછળથી પહેલવી ગ્રંથોમાં ને યુરોપીય વિદ્વાનોના અનુવાદમાં ઊતરેલા છે કે જરથોસ્તી ધર્મ લડાયક-militant-છે. ખરો ધર્મ તો શુદ્ધ ને અહિંસક જ છે. માટે દુષ્ટની દુષ્ટતાને જ ઉખેડવી અને પોતાના તાબેના માણસોને સદા સદ્દબોધ આપવો ને બધા સારે રસ્તે જાય ને નેકી કરે તેમ કરવું. એવું કરનાર માણસો જ અહુરની મરજી બર લાવે છે અને મજ્દાને પણ સંતોષ ને આનંદ આપે છે કે મારી રચેલી દુનીયાની એ રીતે તેઓ વૃદ્ધિ કરે છે.

## ગાથા હા. ૩૩—શ્લોક ૩ જો

યેં : Yō : यम् = Who, whoever, જે, જે કોઇ. ૧/૧.

અષાઉનેં : Aṣāunē : अषौने-अवष्णे-ऋतष्णे = For the pious, for the righteous. અષોજન માટે, પવિત્ર જન માટે. ૪/૧.

વહિશ્તો : Vahištō : वसिष्ट: = Most benefecient, ઉત્તમ હિતકારી. ૧/૧.

ખ્વએંતૂશ્ : X'aētūš : स्वैतु: = Pursuer of spiritual knowledge, અધ્યાત્મમાર્ગી. ૧/૧. જુઓ એ જ શબ્દની ટીકા હા. ૩૨–૧ માં. પાઠમાં "ખ્વએંતૂ" છે, પણ 'વા' થી જોડાયેલા બધા શબ્દો ૧/૧ માં જ જોઇએ તેથી "ખ્વએંતૂશ્" જોઇએ.

વા : Vā : वा = Either, or, અથવા, કિંવા.

અત્ : At : अत् = Even, as well as, તેમજ, પણ.

વા : Vā : वा = Or, અથવા.

વૅરૅઝૅન્યો : Vərəzənyō : वृजन्य: = Self-discriminator, discreet, સ્વાત્મવિવેકી. પોતે ખરું ખોટું વિવેકથી સમજનાર. ૧/૧. જુઓ એ જ શબ્દની ટીકા હા. ૩૨–૧ માં. वृजन्य = A particular community.

અઇર્યમા : Airyamā : अर्यमा = Noble helper, colleague, સાથી, અમીરી સહાયક, મિત્ર, હિતસ્વી. ૧/૧. આ શબ્દ પણ હા. ૩૨–૧ માં છે. મૂળ પાઠમાં "અઇર્યમ્ના" ૩/૧ માં છે તે ખોટો છે: "અઇર્યમા" ૧/૧ માં જોઇએ.

વા : Vā : वा = Or, અથવા.

અહુરા : Ahurā : असुर = Oh Ahura ! હે અહુરા ! ૮/૧.

વીદાંસ્ : Vīdąs : विधान्त् = Supplying, furnishing, filling, પૂરું પાડતો, ભરતો. ૧/૧. વર્તમાનકૃદંત.

વા : Vā वा = Or, અથવા.

થ્વક્ષહ્ઙ્હા : Θwaxsaŋhā . त्वक्षसा = With vigour, સામર્થ્યથી, ચેતનાથી. ૩/૧. "થુ–વ–ક્ષહ્ઙ્–હા" એમ ચાર શ્રુતિમાં બોલવાનો છે.

ગવોઇ : Gavōi : गवे = For the earth, પૃથ્વીને માટે. ૪/૧.

અત્ : At : अत्-अथ = Surely, certainly, જરૂર, નક્કી.

હ્વો : Hvō : स्व: = He himself, તે પોતે, એવો પોતે. ૧/૧.

અષહ્યા : Asahyā : अषस्य = Of Asha, of piety, અષના, અષોઇના. બન્ને અર્થ લઇ શકાય. ૬/૧.

અઙ્હત્ : Aŋhat : अंसत् = Shall dwell, રહેશે, નિવાસ કરશે. ધાતુ अस्. ક્રિયાપદ : અપૂર્ણભૂતકાળ, સંશયાર્થ, પરસ્મૈપદ. ૩/૧.

વહ્વહુઉશ્-ચા...મનહ્હો : Vaŋhə̄uš-cā...Manaŋhō : वसोस्-च......मनसस् = And of Vohu Mano, and of purest mind, અને વૉહૂમનોના, અને સાત્વિક મનના. ૬/૧.

વાસ્ત્રે : Vāstrē : वास्त्रे = In the enlightenment, in the divine knowledge, ઉદ્‌બોધનમાં, ઉપદેશમાં, દિવ્ય જ્ઞાનમાં. ૭/૧. આ શબ્દ હા. ૨૯–૨ માં છે. અહીં અર્થ પણ "દિવ્યજ્ઞાનના ધામમાં" "જ્યાં દિવ્યજ્ઞાન વસે છે તે ધામમાં", એવો છે. આ શબ્દ "વા-સ્તિ-રે" એમ ત્રણ શ્રુતિમાં બોલવાનો છે.

**૩ જા શ્લોકનો ભાવાર્થ :** જે કોઇ માનવી અપોજન અર્થે ઉત્તમ હિતકારી હોય, પછી તે આત્મમાર્ગી હોય, અથવા તેમજ સ્વાત્મવિવેકી હોય કે અમીરી સહાયક હોય, અથવા, હે અહુરા! તે પૃથ્વીને સત્સામર્થ્યથી ભરી દેતો હોય, તે પોતે ખચીત અષોઇના તેમજ સાત્વિક મનના દિવ્ય જ્ઞાનના ધામમાં વાસો કરે છે.

અહીં આ શ્લોકમાં નેક અપોજનને મદદ કરવાવાળા માટે પેગમ્બર સાહેબ કહે છે કે એવો માણસ જે અપોજનનું–પાક માણસનું–હિત સાધતો હોય, તેને મદદ કરીને પૃથ્વી પર અષોઇનો વધારો કરાવતો હોય ને એ રીતે બદીને તોડતો હોય, તો તેવો ભલો માણસ, પછી ગમે તો તે ઊંચું આધ્યાત્મિક જ્ઞાન પામેલો આત્મમાર્ગી હોય કે સારાનરસાનું તોલ કરીને સારો રસ્તો પસંદ કરનારો સ્વાત્મવિવેકી હોય, કે સદા ભલું ચાહનારો અમીરી સહાયક હોય, પણ તે એવી રીતે પૃથ્વી પર અષોઇને વધારીને લોકોને આધ્યાત્મિક બળ આપે છે, ભલાઇથી પૃથ્વીને ભરી દે છે, તેથી એવો માણસ નેકીનો વધારો જ કરે છે. એટલે આ મોટાં પુણ્યનાં કામને લીધે તે માણસ અપનું અને વૉહૂમનોનું જે દિવ્ય ધામ છે, તે ધામમાં જ જાણે વાસો કરે છે. એવા માણસને એ અમોલું ખુદાઇ જ્ઞાન કેટલેક અંશે થયેલું જ છે, અને તે અષોઇને, પવિત્રતાને ને સાત્વિક મનની ખરી નેકીને પોતે પિછાનતો થઇને પોતે પણ અંતે અષો ને નેક બને છે. એટલે તેને પણ પવિત્રતાનો તેમજ ઉત્તમ મનનો જે દિવ્ય આનંદ છે તે મળે છે.

પેગમ્બર સાહેબ અહીં બતાવે છે કે અષોઇને તેમજ સાત્વિક મનને સાધવાના આ બધા ખરા રસ્તા છે. જે ખરા અષો માણસ છે તે દુનિયાનું ભલું જ ચાહે છે ને પોતાના ઊંડા જ્ઞાનથી તે સૌને ખુદાને પંથે જ ચઢાવવા પ્રયત્ન કરે છે, એટલે એવા અષો માણસને તેના કામમાં મદદ કરવી તે પણ પુણ્યનું કામ છે, કે તેથી તેવો માણસ પોતે પણ સત્સંગથી ધીરે ધીરે અષો ને નેક બને છે

# ગાથા હા. ૩૩–શ્લોક ૪ થો

યેં : Yō : यः = Who, જે. ૧/૧.

થ્વત્ : Θwat : त्वत् = After Thee, i. e. following Thy laws, તારી પાછળ, તારા નિયમોથી ચાલનારો, ૫/૧.

મજ્દા : Mazdā : मेधा = Oh Mazdā ! હે મઝ્દા ! ૮/૧.

અસ્રુશ્તીમ્ : Asruštīm : अश्रुष्टिम् = Distrust, disobedience, અશ્રદ્ધાને, અવિશ્વાસને, આશંકાને, અવજ્ઞાને. ૨/૧. નારીજાતિ.

અકૅમ્-ચા મનો : Akəm-cā manō : अक्रम्-च मनस् = Evil intent, દુર્મતિને, દુર્બુદ્ધિને. ૨/૧. નાન્યતર.

યજાઇ અપા : Yazāi apā : यजै अप = I will pray away, I will ward off by prayer, સ્તુતિ–બંદગી કરીને હું હાંકી કાઢીશ. ધાતુ अप यज्. ક્રિયાપદ : અપૂર્ણભૂતકાળ, સંશયાર્થ, આત્મનેપદ, ૧/૧. (જે. વ્યા. § ૪૮૬) ઋગ્વેદમાં પણ આ શબ્દ કેટલેક ઠેકાણે વપરાયેલો છે.

ખ્વએતૅઉશ્-ચા : X'aētōuš-cā स्वैतोश्च = And from the pursuer of spiritual path, અને આત્મમાર્ગીથી. ૫/૧. વૈદિક ભાષામાં ઉકારાંત શબ્દોની પાંચમી ને છઠ્ઠી વિભક્તિઓનાં રૂપ છઠ્ઠી વિભક્તિ જેવાં એક જ હોય છે.

તરૅમઇતીમ્ : Tarōmaitīm . तिरोमतिम् = Perversity of intellect, foolishness, ઊંધી બુદ્ધિને, મૂર્ખતાને, ભ્રષ્ટ મતિને. ૨/૧.

વૅરૅજૅનહ્યા : Vərəzōnahyā : वृजनस्य = And from the self-discriminator, અને સ્વાત્મવિવેકીથી. ૫/૧. છઠ્ઠીના રૂપમાં છે. આ લીટી ગુંથાયેલી છે. "આ" પાછળથી ઘુસેલો છે, કેમકે "હ્યા"નો "ખ્યા" કીધેલો છે. એ "ખ્યા" ખોટો છે. એની પછીના શબ્દ "નઝ્દિશ્તાંમ્"ની પહેલી શ્રુતિ "નઝ્" ઉદાત્ત છે, તેની અગાઉ સ્વરિત શ્રુતિ કદી આવી શકે નહીં. વળી वृजन માં ગાથામાં વૃ–વૅરૅ–ઉદાત્ત છે, નહીં તો પછી "ઉર્વ" થતે, તેથી "જૅ" સ્વરિત થયેલો છે, એટલે સ્ય–હ્યા–નો "ખ્યા" કદી થાય નહીં. માટે એ લીટી જેમ સુધારી છે તેમજ લખવી–બોલવી. આ શબ્દ ને લીટી માટે "ગાથામાંની પાઠભૂલોની સુધારણા"નો મારો જુદો લેખ જુઓ. એમાં શ્રુતિ પણ વધેલી છે, તે જ એ સાબિત કરે છે.

નજ્દિશ્તાંમ્ : Nazdištąm नेदिष्ठाम् = Nearest, અતિ નિકટવર્તી, બહુ પાસેની સમીપસ્થ. ૨/૧. નારીજાતિ.

દ્રુજૅમ્ : Drujəm : द्रुहम्–द्रुगम् = Evil, sin, બદીને, પાપને, ૨/૧. નારીજાતિ.

અઇર્યમ્નસ્-ચા : Airyamnas cā : अर्यम्णश्च = And from the noble companion or colleague, અને અમીરી સાથીથી, મિત્રથી. ૫/૧, ૬ ઠ્ઠીના

રૂપમાં છે. આ શબ્દ "અઇર્યમનસ્" નહીં પણ "અઇર્યમ્નસ્" લખાવો-બોલાવો જોઇએ તે જ ખરૂં રૂપ છે. "મનસ્"લખતાં-બોલતાં એક શ્રુતિ વધી પડે છે.

નદંતો: Nadəntō : निदन्तः = Slanderers, scoffers, નિંદકોને, ભૂરૂં બોલનારાઓને, ૨/૩. વર્તમાનકૃદંત નામ. ધાતુ निद् અને निन्द् = to slander, નિંદા કરવી.

ગેઉશ્-ચા : Gōuś cā : गोश्च = And of the earth, અને પૃથ્વીના. ૬/૧.

વાસ્ત્રાત્: Vāstrāt : वास्त्रात् = From the enlightenment, from the divine knowledge, ઉદ્બોધકથી, જ્ઞાનપ્રકાશ આપનારથી. ૫/૧. આ શબ્દ હા. ૨૯-૨ માં "વાસ્ત્રા" છે. वास्त्र from वस् = to shine.

અચિશ્તૅમ્ : Aciśtəm : अचिष्ठम् = Most sinful, મહાપાપી, ઘોર પાપથી ભરેલા. ૨/૧. વિશેષણ, "અક" નું અતિશયાર્થ રૂપ (superlative form).

મન્તૂમ્: Mantūm : मन्तुम् = Adviser, counsellor, મંત્રીને, સલાહકારને. ૨/૧. નરજાતિ.

**૪ થા શ્લોકનો ભાવાર્થ:** હે મજ્દા! તારા માણસથી એટલે જે માણસ તારા ફરમાનો પ્રમાણે ચાલનારો છે-તેનાથી અશ્રદ્ધાને તથા દુર્બુદ્ધિને હું બંદગી કરીને દૂર હાંકી કાઢીશ; વળી આત્મમાર્ગીથી ઊંધી મતિને અને સ્વાત્મ-વિવેકીથી અંતરની બદીને તથા અમીરી સહાયકથી નિંદાખોરોને, તેમજ દુનિયાના ઉદ્બોધકથી મહા પાપી સલાહકારને (હું બંદગી કરીને દૂર હાંકી કાઢીશ).

આગલા શ્લોકમાં પેગમ્બર સાહેબ કહી ગયા કે અહુરના પંથ પર ચાલનારા આત્મમાર્ગી વગેરે નેક માણસો અષના ને વોહૂમનોના દિવ્ય જ્ઞાનના ધામમાં વાસો કરે છે. હવે અહીં તેઓ કહે છે કે એવો માણસ જે તારો છે, જે તારાં ફરમાનો પ્રમાણે ચાલનારો છે, તે દરેક તબક્કા પરના માણસોને હું જુદી જુદી જાતની પીડાઓથી મારી બંદગી મારફતે બચાવી લઇશ. તેઓને જે જુદી જુદી જાતની નડતરો નડે છે, ને વિરોધ આવે છે, તેનાથી રક્ષણ કરવા હું પોતે ખરા મનથી બંદગી કરીશ. ખરા મનની નિઃસ્વાર્થી સ્તુતિમાં બળ છે ને તે ફળશે જ એવી અગાધ શ્રદ્ધા પેગમ્બર સાહેબ અહીં પ્રગટ કરે છે. સારે રસ્તે જનારા માણસને આ દુનિયામાં અનેક દુઃખ અને પ્રલોભનો-temptations-આવે છે, તેમાંથી બચવાનું કામ મુશ્કેલ છે. ડગલે ડગલે ઠોકર ખાવી પડે છે, પગલે પગલે કંઇ અણધાર્યું પાપ થઇ જાય છે, એટલે માણસે તો પોતાના મનને દૃઢ રાખવા માટે કિરતારની બંદગી ખરા દિલથી કરવી જોઇએ, કે તે સાહેબ તેને એવા વખતમાં તે દુઃખ કે પ્રલોભનની સામે થવાનું તેને બળ આપે. બંદગીથી મન એકધ્યાન થાય, તો જ તે મન અહુરા તરફથી તે સાહેબની શક્તિ કંઇક પણ મેળવવા પામે છે. મન એકચિત્ત નહીં રહે ને માત્ર બંદગી બડબડી જાય તો તેથી કંઇ બળ મળવાનું નથી. ખરી બંદગીમાં તો થઇ ગયેલાં પાપોનો પસ્તાવો અને હવે પછી પાપ નહીં થાય તે માટેની દૃઢ પ્રતિજ્ઞા હોય છે. બંદગીમાં બીજું કશું માગવાનું હોય નહીં. મનને પાક ને દૃઢ કરે તો પછી બધું સરળ બને, ને તે સદા અષોઇને ને નેકીને માર્ગે જઇને પોતાની મુક્તિ મેળવે.

વળી પેગમ્બર સાહેબ કેવી માર્મિક રીતે આ શ્લોકમાં કહે છે કે અશ્રદ્ધા કે આશંકા ગમે તેવા આગળ વધેલા માણસને પાછો પાડે છે. મૂર્ખતાને ઊંધી મતિ ઉત્પન્ન થાય તો બધો વિવેક જતો રહે છે, નિંદા કરતાં ને સાંભળતાં મિત્રો અને મદદગારો પણ શત્રુ થઇ જાય છે, એટલે એ બધું ખુદાને પંથે જનારે તો સંભાળવાનું છે. વળી એ બધાં કરતાં તો ખોટી ને પાપી સલાહ આપનાર તો સૌથી બૂરો છે. કેમકે તેના અજ્ઞાનથી કે દ્વેષથી તે આ પૃથ્વી પર વસતાં માણસોને પૂર્વકાળથી જે ધર્મબોધ, જે નીતિશિક્ષણ મળેલું છે, તેનો તે નાશ કરે છે, ને તેથી બદીને તે વધારે છે. માણસ ગમે તેવો વિદ્વાન હોય પણ જો તે અષો ને નેક નહીં હોય તો તે પોતાની વિદ્યાના જોરથી વધારે ભયંકર થઇ પડે છે, કેમકે તે પોતાની વિદ્યા બતાવીને પોતાનો સ્વાર્થ સાધવા, કોઇ પર કીનો લેવા, કોઇનું ભલું નહીં જોઈ શકાયાથી તેને ઉતારી પાડવા, અનેક ખોટાં વિધાનો કરે છે ને સૌને ઊંધે રસ્તે દોરવે છે. બધા જ વિદ્વાનો કે બધાજ સાધુઓ કે કહેવાતા ચમત્કાર બતાવતા યોગીઓ ભરોસાપાત્ર નથી. માત્ર વિદ્યા તો વંઠી પણ જાય અને તેવી વિદ્યાવાળો માણસ રાક્ષસરૂપ અતિ પાપી બને. માટે કશો પણ બોધ સાંભળવા અગાઉ માણસે પ્રથમ જાણવું જોઇએ કે એ બોધ આપનાર પોતે અષો ને નેક જિંદગી પાળે છે કે નહીં. ગમે તેવા માણસનો બોધ સાંભળ્યાથી સામાન્ય માણસની શ્રદ્ધા ડગુમગુ થઇ જાય છે. ને તે ઊંધે રસ્તે પણ દોરવાઇ જાય છે. આપણા ખરા ગુરુ તો આપણા પેગમ્બર સાહેબ જ છે. તેમણે આપેલો બોધ ઊંચા પ્રકારનો ને કલ્યાણકારી છે, તેની જ ઉપર અખંડ શ્રદ્ધા રાખવી જોઇએ. તેમના બોધથી જે કંઈ જુદું જતું લાગે તે આપણા હિતનું નથી. જિંદગીમાં ગમે તેવા તકસાધુ વિદ્વાનોનું સાંભળ્યા કીધાથી મન ડામાડોળ થઇ જાય છે ને કુશંકા થતાં માણસ શ્રદ્ધા ખોઈ બેસીને આડે પંથે ચાલી જાય છે. માટે જ આ સૌ વસ્તુઓ બહુ માર્મિક રીતે શ્રી જરથુસ્ત્ર સાહેબે અહીં સમજાવી છે. આ અધ્યાયનો દરેક શ્લોક બહુ કિંમતી છે. એની મતલબ બરાબર સમજવી જોઇએ.

## ગાથા હા. ૩૩—શ્લોક ૫ મો.

યસ્તેં : Yas-tē : यस्ते = Who (is) thine, જે તારો (છે) તે–૬/૧.

વીસ્પેં-મજિશ્તેંમ્ : Vīspə-mazištəm : विश्वे–महिष्ठम् = The greatest of all, સૌથી મોટો. ૨/૧.

સૅરઓષૅમ્ : Səraosəm : श्रोषम् = Sarosha, સરોષને, શ્રોષને. ૨/૧. ધાતુ श्रु, = to be obedient, to serve, તાબેદાર રહેવું, સેવા કરવી. આ શબ્દ હા. ૨૮–૫ માં છે, ત્યાં એ માટે વિસ્તારથી વિવરણ કીધેલું છે તે જોવું. જ્યોતિષ પ્રમાણે હું એને શ્રવિષ્ઠા યા ધનિષ્ઠા–Delphini–નક્ષત્ર લેખે ગણું છું.

જબયા : Zabayā : हवया–हवयामि = I invoke, હું આરાધું છું, હું સ્તુતિ કરું છું. ધાતુ ह्वे = to invoke. ક્રિયાપદ : વર્તમાનકાળ, પરસ્મૈપદ, ૧/૧. "જબયા" બગડેલો શબ્દ છે. ઘણી પ્રતોમાં "જબયા" છે, તે જ ખરો છે, ને તો જ નવ શ્રુતિ પૂરી થાય.

અવઙ્હાનેં : Avaŋhānō : अवसाने = For the release, for the final goal, છેવટની મુક્તિ માટે, અંતિમ લક્ષ્ય માટે. ૭/૧. ૪/૧ ને બદલે ધાતુ अवम्.

અપાનો : Apānō : आपानः = Having obtained or got, મેળવીને, સંપાદન કરીને. ૧/૧. વર્તમાનકૃદંત. ધાતુ आप् = મેળવવું. "आपानं ब्रह्म चितयद् दिवे दिवे"–ઋગ્વેદ મં. ૨–૩૪–૭.

દરૅગો–જ્યાઇત્યૅમ્ : Darəgō–jyāityəm. दीर्घो–ज्यात्यम् = Long-sustaining power, દીર્ઘશક્તિ, લાંબો વખત ટકી શકે તેવી શક્તિ. ૨/૧. ધાતુ ज्या = to overpower, કાબુમાં લેવું. આ શબ્દને जीवातु શબ્દ સાથે સંબંધ નથી કે એ जीव् ધાતુ પરથી પણ નથી. તેમ લેતાં શબ્દ "દરૅગો–જીવાઇત્યૅમ્" થાય, ને તેથી એક શ્રુતિ વધી પડી છંદોભંગ થાય. માટે એ શબ્દ "જ્યાત્યમ્"જ છે. અર્થ ને ભાવ પ્રમાણે પણ એમ જ છે.

આ ક્ષથ્રૅમ : Ā xšaθrəm : आ क्षत्रम् = Like self-control, સંયમ જેવી. "આ"નો અર્થ "જેવું" પણ થાય છે. ૨/૧.

વઙ્હેઉશ્ મનઙ્હો : Vaŋhəuš Manaŋhō वसोर् मनसः = Of the pure mind, of Vohu Mano, સાત્વિક મનના, વોહૂમનોના. ૬/૧.

અષાત્ : Ašāt · अषात्–ऋतात् = By holiness, by virtue of righteousness, અષોઇથી, પવિત્રતાથી. ૫/૧.

આ : Ā : आ = Towards, along. તરફ, સુધી. આ અવ્યય "પથો" સાથે જાય છે.

ઍરૅઝૂશ્ : Ərəzuš : ऋजु· = Straight, right, સીધા, સાચા, ઋષિઓએ મુકરર કીધેલા. ૨/૩.

પથો : Paθō : पथम् = Paths, course, ways, પંથો, રસ્તા, રાહો. ૨/૩. જુઓ જે. વ્યા. § ૩૧૦.

યએંપૃ: Yaēū યેવુ = Wherein, જે સ્થાનમા. ૭/૩.

મઝ્દાઓ અહુરો: Mazdā Ahurō મેધા असुर = Mazdā Ahurā, મઝ્દા અહુરા ૧/૧, ૧/૧

પઍઇતી: Saēti क्षेत = Rules, governs, રાજ્ય ચલાવે છે. ધાતુ क्षि = to rule, રાજ્ય ચલાવવું, હકુમત રાખવી. ક્રિયાપદ વર્તમાનકાળ, પરસ્મૈપદ, ૩/૧ क्षि નો બીજો અર્થ વસવાટ કરવુ, રહેવુ, to dwell પણ થાય છે, પણ અહીં તો "પથો"-રસ્તાની વાત છે. એટલે મઝ્દા અહુરા રસ્તામાં "વસવાટ" કરે એવો અર્થ લેવો વાજબી નથી અહીં તો મઝ્દા અહુરા "રાજ્ય કરે છે" એવોજ અર્થ લેવાય. વાકયના ભાવ પ્રમાણે શબ્દોના અર્થ બહુ સભાળથી લેવાની વિદ્વાનોની ફરજ છે તે વગર "ગાથા" ના અનુવાદમા ઘણી ગભીર ભૂલો થયેલી છે ને હીન અર્થ લેવાયેલા છે. છેટલે "તી" છે માટે ખરી જોડણી "પઍઇતી" જોઇએ

**૫ મા શ્લોકનો ભાવાર્થ:** (હે મઝ્દા અહુરા!) સાત્વિક મનના સયમ જેવી લાબો વખત ટકી શકે તેવી શક્તિ મેળવીને જ્યા મઝ્દા અહુરા રાજ્ય ચલાવે છે ત્યાના સીધા સાચા પથ અષોઇથી લઇને હું તારા સૌથી મોટા (સેવક) સરોશને અતિમ મુક્તિને માટે આરાધુ છુ

હવે આ શ્લોકમા પેગમ્બર સાહેબ મઝ્દાના ઉત્તમ સેવક સરોશ યજતને આરાધે છે ને એ રીતે તેઓ સૌને આરાધવા સૂચન કરે છે સરોશ યજત જે શ્રવિષ્ઠા યા ધનિષ્ઠા નક્ષત્ર છે, તેને તેઓ અહીં સબોધે છે, કેમકે માણસે પોતાનુ અતિમ લક્ષ્ય (final goal) જે ખુદાનુ પવિત્ર ધામ છે, તે સદા પોતાની નજર આગળ રાખવુ જોઇએ. જેવુ શ્રવિષ્ઠા નક્ષત્ર સૌથી ઉચે આકાશની મધ્યમા છે, આખા આકાશના નક્ષત્રો ક્રાતિવૃત્તમા ફરતા રહે છે પણ તેઓમા શ્રવિષ્ઠા-સરોષ સૌથી ઊચે દેખાય છે, તેમ આપણે પણ આપણી નજર આપણા ઠેવરના ઊંચા લક્ષ્ય પરથી કદી ખસેડવી જોઇએ નહી તેથી આ શ્લોકમા કહ્યા પ્રમાણે મઝ્દા અહુરાની પાસે જવા પ્રથમ આપણે તેમણે નિર્માણ કીધેલા અષોઇના સીધા ને સાચા રાહ લેવા જોઇએ, એ રાહ પર મઝ્દા અહુરા પોતાનુ રાજ્ય ચલાવે છે, એટલે આપણને ખરો ન્યાય મળશે એને અષોઇથી પ્રાપ્ત થતો આનદ પણ મળશે એ રાહ પર થઇને મનની સપૂર્ણ સાત્વિકતાનો સયમ મેળવીને લાબો વખત ટકી શકે એવી દિવ્ય શક્તિ સાધી શકાય સયમ પૂરેપૂરો રખાય તોજ મનની સાત્વિકતા મેળવી શકાય મનને પવિત્ર ને નિર્મળ કરવાનુ ઘણુજ મુસ્કેલ છે, છતા ધીરે ધીરે ખતથી ને દૃઢતાથી તે લાબે કાળે તેવુ થઇ શકે છે એ બધુ મેળવીને આપણા અતિમ લક્ષ્ય જે અમરધામની પ્રાપ્તિ છે તે તરફ જવાનુ છે ગમે તેવી મુસ્કેલી ને ગમે તેવા દુ ખ ને વિરોધની સામે થઇને આપણે તો સાચા પથ પરજ રહેવાનુ છે તે પથ પર રહીએ તોજ મઝ્દા અહુરાના ધન્ય કિરણોનુ આપણને રક્ષણ મળે તેમજ તેથી આપણને વિશેષ જ્ઞાનનો પ્રકાશ પણ મળે એવુ ઊચુ અતિમ લક્ષ્ય સાધવાને માટે શ્રી જરથુશ્ત્ર સાહેબ અહીં તદ્દન યોગ્ય રીતે સરોષ યજતને આરાધે છે સરોષ યજત પોતે પણ મઝ્દા અહુરાની આજ્ઞા અનુસાર આકાશમા ઊચે મધ્યમા રહીને

મજ્દાની રચેલી સૃષ્ટિનું રક્ષણ કરે છે, ને મજ્દા અહુરાની સેવા કરે છે. જરથોસ્તી ધર્મ પ્રમાણે ખાકી શરીરમાંથી છૂટતા દરેક આત્માને એ સરોશની જ પનાહ મળે છે, અને તે જ તેને પાછું સૂક્ષ્મ જીવનનું ભાન આપીને તેનાં કર્મોના ન્યાય માટે અહુરાની દરબારે લઇ જાય છે.

વાંચનારા જોશે કે શ્રી જરથુસ્ત્ર સાહેબે આ શ્લોકની માત્ર ત્રણ લીટીમાં કેટલું ઊંડું જ્ઞાન ભરેલું છે, ને માણસના ભલા માટે કેટલી ને કેવી ગુપ્ત વાતો તેમા ભરેલી છે! માણસને લગતો અને કુદરતનાં કાર્યને લગતો ઘણો ઊંડો ભેદ "ગાથા"ના શ્લોકે શ્લોકમાં ભરેલો છે. શબ્દોનાં ખાલી બહારનાં ખોખાંના અર્થ કરી ગયાથી એ ભેદ સ્પષ્ટ થતો નથી, અને "ગાથા"માંથી કંઇ ઊંચું જ્ઞાન, આધ્યાત્મિકતા કે સૃષ્ટિના ભેદ મળતાં નથી એવું કહેતાં ઘણા ભણેલા ભાઇઓને મેં સાંભળ્યા છે! પણ આ બધું વાંચ્યા સમજ્યા પછી તેઓ હવે એમ કહી શકે તેમ નથી. પહેલવી જમાનામાં આ બધા અર્થ ભુલાઇ ગયેલા હતા અને કાળની ધૂળના ઢગલામાં તે દટાઇ ગયેલા કોઇ પામ્યું નહોતું, અને સૌએ પોતપોતાના વિચાર ને સ્વાર્થને અનુકૂળ થાય તેવા અર્થ તેના કાઢેલા હતા.

## ગાથા હા. ૩૩—શ્લોક ૬ ઠો.

**યે:** Yō : यम् = Who, જે. ૧/૧.

**જ઼ઑતા:** Zaotā : होता = The Invoker, આવાહન કરનાર, પ્રાર્થના કરનાર. ૧/૧. આ શબ્દ ह्वे, हू = to invoke, આરાધના કરવી, એ ધાતુ પરથી "આરાધના કરનાર" એમ નામ રૂપે છે. ઋગ્વેદમાં નામ રૂપે "હોતૃ" શબ્દ છે, અને તે વૈદિક ક્રિયા કરાવનાર જે બ્રાહ્મણ મુખ્ય હોય છે. તે "હોતૃ" કહેવાય છે. એ "હોતૃ"નું 'જ઼ઑતર્' થયું ને તેનું આ ૧/૧ નું રૂપ છે. વેદકાળમાં ચાર જાતના ક્રિયાકાંડી બ્રાહ્મણો હતા: होतृ, अध्वर्यु, ब्रह्मन् તથા उद्गातृ. આપણા ક્રિયાકામ કરનારા મોબેદોમાં પણ એવા જ કંઇ વિભાગ છે. અવસ્તામાં આ "જ઼ઑતા" ને બદલે "જ઼ઑતી" —જોતી—કહેવાય છે. પાંચે ગાથામાં માત્ર અહીં આ જ ઠેકાણે આ "જ઼ઑતા" શબ્દ આવેલો છે. અહીં એ શબ્દનો ખરો પ્રાચીન મૂળ અર્થ "આરાધના કરનાર" એ જ લેવો જોઇએ. "જોતી" પણ મુખ્યં તો આરાધના કરનાર જ છે.

**અષા:** Asā अषा = With holiness, અષોઇથી. ૩/૧.

**એરૅજ઼ૂશ્:** Ǝrəzūš ऋजुम् = Honest, upright, true, ૧/૧. એ શબ્દ "જ઼ઑતા"ના વિશેષણ તરીકે છે.

**હ્વો:** Hvō : स्वस् = One's self, પોતે. ૧/૧.

**મન્યેઉશ્ આ વહિશ્તાત્:** Manyəuš ā Vahištāt मन्योस् आ वसिष्ठात् = From the most excellent Spirit, પરમોત્તમ આત્મા તરફથી. "વહિશ્ત મન્યુ" એટલે "સ્પૅન્તા મન્યુ", ૫/૧. અહીં પાંચમી વિભક્તિ "કયા" ક્રિયાપદ સાથે છે. એનો અર્થ "પાસેથી" (હું માગું છુ) એમ કરવાનો છે.

**કયા:** Kayā . कया—क्यामि = I desire, I yearn after, I beseech, હું ચાહું છું, હું માગું છુ, ઝંખના કરુ છું: ધાતુ का (क्न). ક્રિયાપદ: વર્તમાનકાળ, પરસ્મૈપદ, ૧/૧. જુઓ જે. વ્યા. § ૪૯૬.

**અહ્માત્:** Ahmāt : अस्मात् = From Him, તે સાહેબની પાસેથી. ૫/૧.

**અવા:** Avā . अवा = With favour, with grace, મહેરથી. ૩/૧.

**મનઙ્હા:** Manaŋhā : मनसा = With the mind, ૩/૧. "અવા મનઙ્હા" એટલે "અંતરની મહેરથી."

**યા:** Yā या—येन = By which, through which, so that, જેથી. ૩/૧.

**વૅરૅજ઼્યેઇદ્યાઇ:** Vərəzyeidyāi : वृज्यध्यै = In order to work out an aim or plan, કોઇ ઉદ્દેશ કે વિધિ મેળવવા યા પાર પાડવા માટે. ધાતુ वृज् પરથી આ સામાન્ય રૂપ છે. ૪/૧.

મન્તા : Mantā : मन्त = He considers, he designs, તે ધારે, તે પ્રયોજે. ધાતુ मन् = ક્રિયાપદ: અનિયમિતકાળ, આત્મનેપદ. ૩/૧.

વાસ્ત્ર્યા : Vāstryā : वास्त्र्या = Through the Protector–the Prophet, રક્ષક–પેગમ્બર મારફતે. ૩/૧. આ શબ્દ "વા–સ્ત્રિ–યા" એમ ત્રણ શ્રુતિમાં બોલવાનો છે. યુરોપીય વિદ્વાનો એનો અર્થ husbandman, husbandry, એટલે ખેડુત, ઘરકુટુંબનો વડો, ખેતી, વગેરે કરે છે, તે યુક્ત નથી. જ્યાં જ્યાં એ શબ્દ આવે છે ત્યાં ત્યાં તે પેગમ્બરના અર્થમાં જ વપરાયેલો છે. આધ્યાત્મિક વાતમાં "ખેતી, ક્ષેત્ર, ખેડુત, ઘરકુટુંબ" એવી દુન્યવી વાતો ખેંચી લાવવી તે પેગમ્બર સાહેબના અર્થને હેઠે પાડવા જેવો છે. આ શબ્દ માટેની વિસ્તારપૂર્વક ટીકા હા. ૩૧–૯ માં કીધેલી છે ત્યાં તે જોવી.

તા : Tā : ता = These two, આ બન્નેને. ૨/૨.

તોઇ : Tōi : ते = Thine, Your, તમારી. ૬/૧.

ઇઝ્યાઇ : Izyāi : ईयै = I will endeavour to obtain, મેળવવા માટે હું મથીશ, સંપાદન કરવા હું પ્રયત્ન કરીશ. ધાતુ ईह्. ક્રિયાપદ: અપૂર્ણભૂતકાળ, સંશયાર્થ, આત્મનેપદ, ૧/૧. આ ક્રિયાપદ કર્મને ૬ ઠી વિભક્તિમાં લે છે. "....ની પ્રાપ્તિ કરવા હું મથીશ". કેટલાક "ઇઝ્યા" પાઠ લે છે તે યુક્ત નથી. ગૅલ્ડનરે "ઇઝ્યાઇ" પાઠ જ લીધેલો છે, ને તે ખરો છે, કેમકે વાક્ય રચના પ્રમાણે એ "સંશયાર્થ"માં છે.

અહુરા : Ahurā : असुर = Oh Ahurā ! હે અહુરા ! ૮/૧.

મઝ્દા : Mazdā : मेधा = Oh Mazdā ! હે મઝ્દા ! ૮/૧. વાંચકો જોશે કે આ લીટીના પ્રથમ પાદમાં છેલ્લો શબ્દ "અહુરા" છે અને બીજા પાદમાં પછી પહેલો શબ્દ "મઝ્દા" આવે છે! એ બતાવે છે કે એ બે જુદી વ્યક્તિઓ છે પણ દ્વંદ્વમાં–જોડમાં–છે.

દર્સ્તોઇશ્–ચા : Darśtōiś-cā : दृष्टेश्च (दर्ष्टेश्च) Of seeing, beholding, જોવાની, દર્શન કરવાની : કર્મ તરીકે લેતાં–દર્શન. ૬/૧ નારી. મૂળ શબ્દ दृष्टि છે. ધાતુ दृश् = to see જોવું. દરેક ભક્તને પોતાના પ્રભુનાં **દર્શન** કરવાની તીવ્ર ઇચ્છા હોય છે જ.

હૅમ–પર્સ્તોઇશ–ચા : Hām-parśtōiś-cā : संस्पृष्टेश्च = And of mutual discourse, and of talking together, and of consulting together, અને સાથે મળીને વાતચિતની, અને સંમત્રણની. ૬/૧ નારી. ધાતુ सम्–प्रच्छ्.

**૬ ઠા શ્લોકનો ભાવાર્થ :** અપોઇથી એક સાચા આરાધના કરનાર લેખે મહોત્તમ સ્પેન્તા મન્યુ પાસેથી તેની અંતરની મહેરથી હું પોતે માગું છું, જેથી પેગમ્બર મારફતે તે (તેની સૃષ્ટિસર્જનની) નેમ પાર પાડવા માટે પ્રયોજન કરે. હો અહુરા મઝ્દા ! હું તો આ બે જ (વસ્તુ) તારી પાસેથી મેળવવા ચાહું છું : દર્શન અને સંમંત્રણ.

આ શ્લોકમાં હવે પેગમ્બર સાહેબ કહે છે કે પાક સ્પેન્તા મન્યુએ આ સૃષ્ટિ ચલાવવા અને તેને અપોઇને માર્ગે રાખવા જે પોતાની યોજના રાખેલી છે તેને હું જે તેનો પેગામ લાવનાર છું તેની મારફતે પાર પાડવા માટે તે મને નિમે ને આજ્ઞા કરે, એટલે તે સાહેબની મહેરથી હું બધી અપોઇ પાળીને તે બર લાવીશ. એ માટે જ હું તેની મહેરને સારુ સાચી આરાધના પાક દિલથી કરીને તેની આજ્ઞા માગું છું. વળી મને તો બે જ ચીજ જોઇએ છે: એક તો તારાં-પોતાનાં દર્શન, ને બીજી-તો તારી સાથેની મસલત. દર્શનની ઇચ્છા તો સર્વ ભક્તમાં તીવ્ર હોય છે જ. અહુરા મજ્દા તો કોઇને પણ પોતાનાં દર્શન આપતા નથી પણ પોતાનો પેગામ સંભળાવે છે. એટલે અપને આપેલો પેગામ (જુઓ હા. ૨૯–૭) અપની પાસેથી સ્પેન્તા મન્યુ આરમઇતિ મારફતે ઝીલે છે, અને સ્પેન્તા મન્યુ તે પેગમ્બરને આપે છે, અને પેગમ્બર તે પેગામ માણસ જાતને જાતે સંભળાવીને તેને અપોઇને પંથે ચાલવાનો બોધ કરે છે. બીજી ઇચ્છા તો ખુદ અહુરા મજ્દાનાં દર્શન કરીને એટલે તેઓને જાતે જોઇ મળીને તેઓની સાથે મસલત કરવાની, એટલે દુનિયાનાં લોકો કેમ પૂરાં સુધરે તેના ઉપાયો જાણી લેવા માટેની છે, એટલે અહુરા મજ્દાનો પેગામ બે ત્રણ વ્યક્તિઓ મારફતે ઊતરીને આડકતરી રીતે મળે તેથી પણ પૂરો સંતોષ થતો નથી. પેગમ્બર સાહેબને તો ખુદ અહુરા મજ્દા પોતે મળે ને પોતાને મોંઢેથી તે પેગામ આપે તેમ ઇચ્છા થાય છે અને એ ઇચ્છાઓ ખરેખર અમીરી છે!

આ શ્લોકમાં પણ જ્યોતિષની વાત છે. માણસને મોક્ષ મળવાની અંતિમ ઇચ્છા છે, એટલે મોક્ષનો કારક ગ્રહ તે કેતુ છે, તે જ સ્પેન્તા મન્યુ છે. તેની મહેર ઊતરે તો આરમઇતિ એટલે ચંદ્ર, તે મનની અધિષ્ઠાત્રી સધાય, અને આરમઇતિ એટલે ચંદ્રને સાધતાં ગુરુ એટલે અપ સધાય, અને અપને સાધતાં ખુદ અહુરા મજ્દા સાધી શકાય! માનવજીવન માટે જ્યોતિષ બહુ અગત્યનું છે, કેમકે તે જ જીવનના બધા ભેદ ખોલી દે છે.

## ગાથા હા. ૩૩—શ્લોક ૭ મો

આ-મા: Ā-mā: आ मा = Towards me, મારી પાસે, ૨/૧. ગૅલ્ડનરે એ જ પાઠ લીધેલો છે.

આઇદુમ: Āidūm: ऐत्तम् = Come, come together, આવો, સાથે મળીને આવો! ધાતુ इ = to come, ક્રિયાપદ: આજ્ઞાર્થ, આત્મનેપદ, ૨/૩. "વહિશ્તા", "મઝ્દા", "અષા" તથા "વોહૂ મનંઘ્હા" છે, તેથી આ ક્રિયાપદ બહુવચનમાં છે.

વહિશ્તા: Vahištā: वसिष्ठ = Oh the Best, Oh The Most Excellent! (Spənta Manyu!) હે ઉત્તમ સ્પેન્તા મન્યુ! ૮/૧. આગલા શ્લોકમાં સ્પેન્તા મન્યુ મારફતે માગણી કરી હતી. અહીં હવે તેને જ સંબોધે છે.

(આ): Ā: आ = To, Towards, તરફ, પ્રતિ, આ શબ્દ વધારાનો "ક્ષેપક" છે.

ખ્વએથ્યા-ચા: X'aiθyā-cā: स्वन्या-च = And through one's own form or person, ને પોતપોતાના સ્વરૂપ દ્વારા, નિજરૂપે. ૩/૧. ગૅલ્ડનરે એ જ પાઠ લીધેલો છે.

મઝ્દા: Mazdā: मेधा = Oh Mazdā! હે મઝ્દા! ૮/૧.

દરૅશ્તા-ચા: Dərəštā-cā: दृष्टा-च = Visible, openly to be seen, દૃષ્ટ, પ્રગટ, સ્પષ્ટ નજરે પડે એવા. ૩/૧. વિશેષણ. આ શબ્દ પાઠમાં "દરૅષત્-ચા" છે તે બગડેલો છે. એ ક્રિયાપદ રૂપે તો નથી જ અને "ખ્વએથ્યા-ચા દરૅશ્તા-ચા" એમ બન્ને શબ્દો બે "ચા"થી જોડાયેલા છે, તેથી તે બન્ને ત્રીજી વિભક્તિ એક વચનમાં જ એક સરખા રહેવા જોઇએ.

અષા: Aṣā: अषा-ऋतेन = With Asha, અષની સાથે. ૩/૧.

વોહૂ મનંઘ્હા: Vohū manaŋhā: वसु मनसा = With Vohu Mano, વોહૂમનોની સાથે. ૩/૧.

યા: Yā: या = So that, by which, જેથી. ૩/૧.

સ્રુયે: Sruyē: श्रुये = I may be known, હું જાણીતો થાઉં. ધાતુ श्रु. ક્રિયાપદ: વર્તમાનકાળ, કર્મણિ, આત્મનેપદ. ૧/૧.

પરે મગાઉનો: Parē Magāunō: परे मघवणस् = Beyond the society of the Maghavan, મઘવનના મંડળની પાર-બહાર બધે. ૬/૧. હા. ૨૯-૧૧ માં "મઝોઇ મગાઇ" શબ્દો છે, ત્યાં પણ "મહાન મઘમંડળ માટે"નો જ અર્થ છે. અહીં પેગમ્બર સાહેબ કહે છે કે હમણાં તો હું આ "મઘમંડળ"માં જ જાણીતો છું, પણ મને એ મંડળની બહાર પણ દુનિયામાં બધા ઓળખતા થાય અને બધા મારો પેગામ સાંભળે અને તે પ્રમાણે વર્તે એવી મારી ઇચ્છા છે.

આવિશ્: Āviš: आविस् = Openly, manifestly, ખુલ્લી રીતે, જાહેર રીતે, પ્રસિદ્ધપણે, ક્રિયાવિશેષણઅવ્યય.

નાઓ : Nā̊ : नस् = Us, અમોને. ૨/૩.

અન્તરેં: Antarə̄ : अन्तर् = Amongst, વચ્ચે, "નાઓ અન્તરેં" એટલે અમારી વચ્ચે. ૨/૧.

હેંન્તૂ : Hə̄ntū : सन्तु = May or let become, થાય, બને. ધાતુ अस्. ક્રિયાપદ : આજ્ઞાર્થ, પરસ્મૈપદ, ૩/૧.

નૅમ્અંહ્વઈતીશ્ : Nəmax'aitīš : नमस्वतीस् = Reverential, આદરમય, શ્રદ્ધાળુ. ૧/૩. નારીજાતિ. એ શબ્દ "રાતયો"નું વિશેષણ છે.

ચિથ્રાઓ : Ciθrā̊ : चित्रास् = Clear, સ્પષ્ટ, ખુલ્લું, ૧/૩. વિશેષણ. નારીજાતિ.

રાતયો : Rātayō : रातयस् = Offerings, અર્પણ, અર્ઘ્ય. ૧/૩. નારીજાતિ. મૂળ શબ્દ राति.

**૭ મા શ્લોકનો ભાવાર્થ:** હે પરમોત્તમ સ્પેન્તા મન્યુ! મારી પાસે બધા આવો! અને હે મઝ્દા! તમે પણ અષની અને વૉહૂમનોની સાથે તમારા પોતાના રૂપમાં પ્રગટપણે આવો! જેથી મઘમંડળની પાર પણ હું જાણીતો થાઉં. અમારી સૌની વચ્ચે અમારાં સ્પષ્ટ આદરણીય અર્પણ ચોગમ પ્રસિદ્ધ બનો!

આગલા શ્લોકમાં અહુરા મઝ્દાનાં દર્શનની અને આમંત્રણની અભિલાષા દર્શાવ્યા પછી હવે આ શ્લોકમાં પેગંબર સાહેબ સ્પેન્તા મન્યુ જે મોક્ષનો અપાવનાર છે તેને પોતાની પાસે આવવાની વિનંતિ કરે છે, તેમજ મઝ્દાને પણ અરજ કરે છે કે તમો પણ અષની ને વૉહૂમનોની સાથે તમારા સ્પષ્ટ રૂપમાં મારી આગળ પ્રગટપણે આવો! હમણાં તો ફક્ત મારું મઘમંડળ જ મને પિછાને છે ને મારો બોધ ગ્રહણ કરે છે, પણ બહારના બીજા માણસો તો હજી મારો વિરોધ કરે છે, ને મારો પેગામ ઝીલતા નથી ને મને ગણકારતા નથી. માટે તમે જો તમારા પ્રગટ રૂપમાં મને દર્શન આપો ને મારી પાસે આવો તો દુનિયાના બધા લોકો મને બરાબર પિછાની શકે, ને હું તમારી સૌની મહેર મેળવવા ભાગ્યશાળી થયેલો છું એમ પ્રત્યક્ષ જોઇને તેઓ પણ મને બરાબર પિછાને, અને તમે મને આપેલો પવિત્ર પેગામ તેઓ પણ ઝીલે અને અષોઇને ને નેકીને પંથે સૌ પળે! અમે આ મંડળના બધા સભ્યો તમો સૌને માટે—એટલે અષોઇ ને નેકીના માર્ગના અધિપતિઓને માટે—કેટલો આદર રાખીએ છીએ અને અમારાં જીવન તમોને કેવાં અર્પણ કરીએ છીએ તે પણ સૌ કોઇ જુએ ને તેનું અનુકરણ કરતા થાય. કેવી ઉચ્ચ ભાવના!

## ગાથા હા. ૩૩—શ્લોક ૮ મો

ફ્રો : Frō प्रो = From the first, beforehand, પ્રથમથી જ ૧/૧. અવિકારી અવ્યય. प्र+उ=प्रो. "उ"–ઉ–સબોધન માટે વેદમા પણ વપરાયો છે

મોઇ : Mōi मे = For me, મારે માટે. ૪/૧.

ફ્રવોઇઝ્દૂમ : Fravoizdūm प्रवेद्ध्वम् = Communicate, relate, make known! જણાવો, વિદિત કરો, કહીને જણાવો! ધાતુ प्रविद् ક્રિયાપદ આજ્ઞાર્થ, આત્મનેપદ, ૨/૩.

અરેથા : Arəθā अर्था = Purposes, motives, હેતુઓને, ઉદ્દેશોને, ૨/૩ નાન્ય.

તા : Ta ता = These, આ બધા, ૨/૩. નાન્ય૦

યા : Yā या–येन By which, so that, જેથી. ૩/૧.

વોહૂ મનઙ્હા : Vohu manaŋhā वसु ..मनसा = With pure mind, સાત્વિક મનથી ૩/૧. અહીં એ ગુણવાચક નામ છે.

શ્યવાઇ : Syavai : च्यवै = I may agitate, I may discuss, હુ ચર્ચું, હુ ચર્ચા કરુ, ધાતુ च्यु ક્રિયાપદ : વર્તમાનકાળ, સશયાર્થ, આત્મનેપદ, ૧/૧. આ શબ્દ "ષવાઇ" નહીં પણ "શ્યવાઇ"જ છે.

યસ્નેમ : Yasnəm यज्ञम् = Worship, prayer, ભક્તિને, ભક્તિવિધિને. ૨/૧.

મઝ્દા : Mazdā मेधा = Oh Mazda! હે મજ્દા! ૮/૧.

ક્ષ્માવતો : Xsmavatō युष्मावतस् = Of such like You, તમારા જેવાની ૬/૩. "ગાથા"મા છદની શ્રુતિની સગવડ પ્રમાણે "યુષ્માવતો" અથવા "ક્ષ્માવતો" એ બન્ને વપરાય છે.

અત્ વા : At va अत्–वा = And also, અને વળી

અષા : Asā अषा–ऋता–ऋतेन = With holiness, with righteousness, અષોઇથી, પવિત્રતાથી. ૩/૧.

સ્તઓમ્યા : Staomyā स्तोम्या = Worthy of praise, laudable સ્તુત્ય, સ્તુતિને લાયકના ૨/૩. વિશેષણ, 'સ્તઓ–મિ–આ' એમ ત્રણ શ્રુતિમા છે.

વચાઓં : Vacå वचास्–वचासि = Words, commandments, શબ્દોને. ૨/૩ નાન્ય૦

દાતા : Datā दात = Given, what is given, gift, બક્ષેલુ, જે બક્ષ્યુ હોય તે, બક્ષિશ. ૧/૧. આ શબ્દ ક્રિયાપદ નથી, પણ કર્તા છે, કેમકે એની પછી આવતા "અમેરેતાઓસ્–ચા" અને "હઉર્વતાસ્" એ બન્ને બીજી વિભક્તિમા નહીં પણ પહેલી વિભક્તિમાં જ છે.

વેં : Vō वर् = Your, તમારી. ૬/૩. એ "દાતા"નું સર્વનામ છે.

અમેરેતાસ્–ચા : Amərətās-cā: अमृताथ = Ameretat, Immortality, release from physical bond અમૃતાત્, અમૃતાતિ, અમરતા, શારીરિક બંધનમાંથી મુક્તિ. ૧/૧. આ શબ્દ "અમૅરેતાઑસ્–ચા" બહુ હસ્તપ્રતોમાં છે, તેમજ કેટલીકમાં "અમૅરેતાસ્–ચા" પણ છે. વાક્યનો સ્પષ્ટ ભાવાર્થ ને તેનું વ્યાકરણ જોતાં આ શબ્દ તેમજ "ઇતયૂઇતી, હઉર્વતાસ્, દ્રઑનો ને દાતા" એ બધા પહેલી વિભક્તિમાં જ છે, એટલે "અમૅરેતાત્–સ્" જોઇએ, તેને બદલે "ગાથા"માં 'તાત્સ્'માંનો ત્ ઊડી જાય છે, જેમ એની પાછળના "હઉર્વતાત્–સ્"માંથી પણ ત્ ઉડી જઇ "હઉર્વતાસ્" થયેલો છે. જુઓ જે. વ્યા. § ૨૫૦.

ઇતયૂઇતી : Itayūiti : इतऊति = Everlasting, longstanding against time, ચિરકાલિક, ૧/૧. વિશેષણ, "હઉર્વતાસ્"નું આ શબ્દ હા. ૩૦–૭ માં આવી ગયો છે, ત્યાં એની ટીકા જોવી. "ઉત" બોલ બગડેલો છે.

હઉર્વતાસ્ : Haurvatās : सर्वतात् = Haurvatāt, all-prosperity, હઉર્વતાત્, સમૃદ્ધિ. ૧/૧. (આ શબ્દ "હઉર્વતાત્–સ્" મળીને થયેલો છે.) જુઓ જે. વ્યા. § ૨૮૧.

દ્રઑનો : Draonō : द्रोणस् = The Soma-vessel, the vessel used for the rituals of Soma, સોમપાત્ર. The sacred bread placed in the Soma vessel, which after rituals are performed is partaken of by the priest and those present, ક્રિયાકામમાં સોમપાત્રમાં યજતને ધરાયેલી રોટલી–દરૂન–જેની ચાખણી–ચાપણી–કરવામાં આવે છે તે. ૧/૧ નાન્ય. મૂળ વેદના જમાનામાં સોમને અર્ઘ્ય (offering, sacrifice) આપવાના વાસણને द्रोणाणि કહેવામાં આવતાં હતાં. એ શબ્દને લગતો શબ્દ દરાન–દરૂન અવેસ્તામાં થઇ પહેલવી મારફતે આવેલો છે. એ દ્રોણ પાત્રમાં જે કંઇ ખાવાની વસ્તુ અન્નમાંથી બનાવેલી મૂકવામાં આવતી તે વસ્તુ પણ "દ્રોણ" કહેવામા આવી, અને ક્રિયા થઇ રહ્યા પછી તેની ચાખણી સૌ હાજર રહેલા માણસો કરતાં. અહીં હઉર્વતાત્–શુક્ર–જે સમૃદ્ધિ આપનારો છે, તે "તમારો મજ્દાનો" દ્રોણ ગણ્યો છે. એ સમૃદ્ધિ–દૈવી સમૃદ્ધિ પૂરી તો કોઇને મળે નહીં, એટલે એ સમૃદ્ધિમાંથી થોડી ચાખણી કરવાની માણસને મળે તો તે મહા ભાગ્યશાળી થાય. ઋગ્વેદમાં એવો જ બીજો શબ્દ द्रविण છે, તે द्रु ધાતુ પરથી નીકળેલો છે, તેના અર્થ Wealth, welfare, riches, movable property, દોલત, સંપત્તિ, જંગમ મિલકત, શ્રેય, વગેરે થાય છે. એ પરથી જ "દ્રવ્ય" શબ્દ પણ થયેલો છે.

**૮ મા શ્લોકનો ભાવાર્થ :** પ્રથમથી જ તમે મને આ બધા ઉદ્દેશો કહીને જણાવો, જેથી, હે મજ્દા! સાત્ત્વિક મનથી તમારા જેવાની ભક્તિવિધિની અને વળી સ્તુત્ય આદેશોની હું અષોઇથી બધે ચર્ચા કરું : અમરતા તમારી સદાકાળની બક્ષિશ છે અને સમૃદ્ધિ તમારું દ્રોણપાત્ર છે.

આગલા શ્લોકમાં અહુરા મઝ્દાને તથા અષને, વૉહૂમનોને અને સ્પેન્તા મન્યુને પ્રગટરૂપે પોતાની પાસે આવવા સ્તુતિ કર્યા પછી અને પોતાનો પેગામ દુનિયામાં બધે પ્રસરે તે માગ્યા પછી હવે આ શ્લોકમાં પેગમ્બર સાહેબ મઝ્દાને કહે છે કે પહેલેથી જ તમે મારા આ બધા ભલા હેતુઓને જાણીને કહી જણાવો, કેમકે તમારા જેવા મહાન સર્જકોની ભક્તિ ખરી રીતે કેમ કરવી અને તમોને કેવી રીતે સંતોષ મળે તે માટેની બધી ચર્ચા શુદ્ધ મનથી હું કરવા માગું છું. તમે મઝ્દા! તો સર્વજ્ઞાની છો, બધું આગળથી જ જાણો છો, તેથી મારા હેતુઓ તો તમે જાણી લીધેલા જ છે, તે પ્રગટ રીતે હવે બધાને જણાવો! તમે જે સ્તુત્ય શબ્દો એટલે પેગામ આપેલા છે, તેની પણ હું ચર્ચા કરવા માગું છું. એ પછી છેલ્લી લીટીમાં પેગમ્બર સાહેબ કહે છે કે અમો સર્વે આત્માઓને તમારી બે મુખ્ય મહેર મળેલી છે. એક તો અમારા આત્માની સદાકાળની અમરતા છે, અને બીજી તો આખા વિશ્વમાં તમારી સમૃદ્ધિ પથરાયેલી છે, ભૌતિક તેમજ આધ્યાત્મિક, ને તે અમારે માટે છે. આ બે મહાન વસ્તુઓ માણસો કેમ મેળવી શકે અને તેની ચાખણી કરી શકે તેની ચર્ચા કરવા હું ઇચ્છું છું. તેનો ઉપદેશ આપવા હું ચાહું છું. એટલે આગલા ૬ઠ્ઠા શ્લોકમાં મેં તમારી સાથે વાતચિતની જે રજા ને ઇચ્છા ચાહી છે, તે પ્રમાણે તમે મને એ બધી વસ્તુઓની પ્રેરણા આપો, કે તે પ્રમાણે હું દુનિયાના લોકોને સમજાવી શકુ ને બધી રીતની ચર્ચા કરી શકુ. પેગમ્બર સાહેબ માણસની શક્તિમર્યાદા બરાબર પિછાને છે, તેથી પોતે ગમે તેવા જ્ઞાની છતાં મઝ્દાની મહેર એ કાર્ય માટે માગે છે!

આ શ્લોકમાં પણ જ્યોતિષના મર્મ સમાયેલા છે. એમાં આરમઇતિ ને ક્ષથ્ર સિવાયના બધા અમેષા સ્પેન્તાનાં નામ આવી ગયેલાં છે. ખરી રીતે ચારે ગ્રહો—ગુરુ, શનિ, શુક્ર ને બુધનું જ આ વિનંતિ માટે કામ છે. આરમઇતિ—ચંદ્ર—તો પૃથ્વીનો ઉપગ્રહ—Satellite—છે. ક્ષથ્રનું કામ તો સૃષ્ટિને આગળ ધપાવવા બધા જીવોમાં સર્જનશક્તિ મૂકવાનું છે, તેથી તેને આ ખાસ સ્તુતિમાં સંબોધ્યો નથી. વિદ્યા, જ્ઞાન, સરસ્વતી, બુદ્ધિ ને ઊંચ જ્ઞાન તો માત્ર માનવીમાં જ છે, અને એ બુદ્ધિ મઝ્દાની ઉત્તમમાં ઉત્તમ બક્ષિશ છે. બુદ્ધિથી જ માણસ સારું નરસું પારખી શકે છે, ને વિદ્યાથી ઉચ્ચ જ્ઞાન પ્રાપ્ત કરીને તે પોતાની મુક્તિનો માર્ગ શોધીને મેળવે છે. એટલે આ અમરતા—ખાકી જીવનમાંથી મુક્તિ મેળવીને પ્રાપ્ત થતી આત્માની અખંડ અમરતા—એ પરમાત્માની મોટામાં મોટી બક્ષિશ છે. બુધનો ગ્રહ બહુ ચંચળ છે, ઘણો પ્રવૃત્તિમય છે, દુનિયાના વેપાર વ્યવહારનો પણ એ કારક ગ્રહ છે.

શુક્રનો ગ્રહ—હઉર્વતાત્—બધી સમૃદ્ધિ, સંપત્તિ, આનંદ, વૃદ્ધિ વગેરેનો કારક છે. સ્થૂળ અને સૂક્ષ્મ તમામ સમૃદ્ધિ તો માણસને કદી મળતી નથી. દુનિયાની ચલિત સમૃદ્ધિ ગમે તેટલી હોય તો પણ માણસ તેથી પૂરો સંતોષાતો નથી, ને એ સમૃદ્ધિ તો તેને મરણ વખતે બધી અહીં જ નાખીને ચાલી જવું પડે છે. પણ બધી નહીં તો થોડી પણ સૂક્ષ્મ સમૃદ્ધિની ચાખણી—દ્રોણ—માણસને તેના જ્ઞાનથી અને અષોઇથી, સદ્વર્તનથી મળે છે. જગતમાં જીવન ગાળવા માણસને કંઇક તો સમૃદ્ધિ જોઇએ છે, એના શરીરને ટકાવવા "રોજી" એને જોઇએ છે, એટલે આ સમૃદ્ધિ આપનારા ગ્રહ શુક્રની—હઉર્વતાતની—પાસેથી તેને

દ્રોણની–દરશનની–ચાખણી મળે છે. પરમાત્માની ભક્તિવિધિની ચર્ચા કરવામાં પેગમ્બર સાહેબને આ બે મુખ્ય વસ્તુઓની–અપની અપોઇ સાથે અને વૉહૂમનોની મનની સાત્વિકતાની સાથે–જરૂર લાગે છે, ને તે અમરતા આપતા જ્ઞાનની અને સમૃદ્ધિ ચખાડતા દ્રોણની વસ્તુઓ છે. આવો ઊંડો અર્થ ને ધ્વનિ આ શ્લોકમાં છે. આ ભેદ પૂરો સમજાય તો જ પેગમ્બર સાહેબની આ ભેદી ગાથાવાણીનો અર્થ ખરેખર સ્પષ્ટ થાય, ને તેથી બોધ તેમજ આનંદ મળે.

# ગાથા હા. ૩૩—શ્લોક ૯ મો

અત્‌: At : अत् = Hence, તેથી.

તોઇ: Tōi : ते = Thy, તારા. ૬/૧.

મઝ્દા: Mazdā ! : मेधा = Oh Mazdā ! હે મઝ્દા ! ૮/૧.

તા મઇન્યૂ: Tā Mainyū : ता मन्यू = These two Manyus (Acc.) Spəntā Manyu and Angra Manyu, આ બન્ને મન્યુઓને–સ્પેન્તા મન્યુ અને અંગ્રમન્યુને. ૨/૨. ગૅલ્ડનર, કાંગાજી ને બીજા ઘણા વિદ્વાનો "તેમ્ મઇન્યૂમ્" કરીને બીજી વિભક્તિ એકવચનમાં આ પાઠ લે છે, પણ તે આ શ્લોકના ખરા ભાવાર્થને તેમજ વ્યાકરણને ધ્યાનમાં લેતાં બરાબર નથી. એ શબ્દનાં નીચે આવતાં વિશેષણો, નામો, સર્વનામો ને ક્રિયાપદ–બધાં જ દ્વિવચનમાં આવે છે, એટલે અહીં એક જ "મઇન્યુ"ની નહીં પણ બન્ને મન્યુઓની વાત છે, જે આ શ્લોકના આપેલા અનુવાદથી અહીં સ્પષ્ટ થશે. એક હસ્તપ્રતમાં "તે મઇન્યૂ" શબ્દો છે, એમ ગૅલ્ડનરે નોંધેલું છે. એમાંનો "તે" પણ બરાબર નથી, તે "તા" જોઇએ કેમકે બીજી વિભક્તિ દ્વિવચનમાં જ એ શબ્દો વ્યાકરણ પ્રમાણે વપરાયેલા છે. એટલે અહીં પાઠને સુધારીને હું ખરો પાઠ "તા મઇન્યૂ"જ લઉં છું.

અષ–ઑક્ષયન્તાઓં : Asa oxsayantā̊ : अष–उक्षयन्तोस्–वक्षयन्तोस् = Promoters of Piety or Righteousness, અષોઇના વર્ધક, અષોઇને વધારનાર, પવિત્રતા વધારવાવાળા. ૬/૨ (જે. વ્યા. § ૨૯૧). સંસ્કૃત સમાસ રૂઢિ પ્રમાણે આ શબ્દ *अषोक्षयन्त* યા *ऋतोक्षयन्त* થાય. ગાથાકાળમાં હજી એવા સમાસ થયેલા લાગતા નથી, પણ બે શબ્દો વચમાં યુતિનિશાન–hyphen–મૂકીને પાસે પાસે લખાતા હતા. છતાં અહીં નોંધવા જેવું છે કે વેદકાળમાં સમાસરૂઢિ બંધાઇ તેમાં આગલો અક્ષર પૂર્ણ–સ્વરનો હોય, તો પછી उ (ઉ) બદલાઇને તેનો ओ થાય છે. એ જ પ્રમાણે અહીં "ઉક્ષયન્તાઓં"નો "ઑક્ષયન્તાઓં" થયેલો છે. ધાતુ उक्ष् યા वक्ष्= to increase, to promote, વધારવું, આગળ વધારવું, ઊંચી પાયરીએ લઇ જવું. આ શબ્દ પણ વિભક્તિમાં દ્વિવચનમાં છે તે નોંધવા જેવું છે. એમજ "સરૅધયાઓં," અયાઓં, યયાઓં, બધા જ દ્વિવચનમાં છે.

સરૅધયાઓં : Sarədyayā̊. शर्ध्ययोस् = Both of great strength, both mighty, બન્ને મહા સમર્થ, મહાન, બન્ને ભારે સામર્થ્યવાળા. ૬/૨. આ બન્ને શબ્દો "અષોઇ વર્ધક" અને "મહા સમર્થ" બન્ને મન્યુઓના ગુણ બતાવે છે. ઘણા વિદ્વાનોને શંકા થાય છે કે, "સ્પૅન્તા મન્યુ" અષોઇને વધારનારો છે, તે તો બરાબર છે, પણ અંગ્રમન્યુ તો પાપને વધારનારો છે, તેને કેમ આ ગુણના જોડકામાં લઇ શકાય? પણ આપણે હા. ૩૦ માં વાંચી ગયા કે મઝ્દાએ પોતાની સૃષ્ટિનો હેતુ બર લાવવા માટે આ બન્ને મન્યુઓને પેદા કીધા, જેથી બન્ને એકમેકથી વિરોધી તત્ત્વો ઉત્પન્ન કરીને માણસના આત્માને કસે, તેને ભલાબૂરાનો અનુભવ

કરાવે, ને એવી રીતે ઠોકર ખવડાવીને શીખવે, ને અંતે અપોઇનોજ માર્ગ તેની પાસે લેવડાવે. એટલે મઝ્દાના અંતિમ લક્ષ્ય પ્રમાણે તો અંગ્રમન્યુ પણ આખરે તો અપોઇનોજ વધારો કરે છે. આ વસ્તુ બરાબર સમજાય તો પછી આ શ્લોકનો અર્થ સરળ થઇ જાય છે. હા. ૪૫–૨ માં આ બન્ને મન્યુઓના ગુણોનું વર્ણન આપેલું છે, કે એમ બહારથી ઊલટા હોય તો જ આ સૃષ્ટિ ચાલે. બધા જ નેક ને અપો હોય તો પછી માણસનું મન અને તેનો આત્મા શાથી કસી શકાય? એટલે શુરૂમાં એ બન્ને ભલે ઊલટા દેખાય, પણ અંતે તો એ બન્નેનું કામ અપોઇનો જ વધારો કરનારું છે.

**ખ્વાથ્રા:** X'āθrā : स्वात्रा = With own internal light, પોતાની અંતરજ્યોતિથી ૩/૧. આ શબ્દની ટીકા માટે હા. ૨૮–૨ માં એ જ શબ્દ ત્યાં જુઓ. એ શબ્દ હા. ૩૧–૭ માં પણ આવી ગયો છે. આ શબ્દને "સ્વ–આ–ત્રા" એમ ત્રણ શ્રુતિમાં બોલવાનો છે.

**મએથા:** Maēθā : मेथा = Alternately, એક પછી એક, with each other, એકમેકની સાથે, ૩/૧. ધાતુ मिथ्. અહીં એ જ અર્થમાં છે. આ શબ્દ હા. ૩૦–૯ ને હા. ૩૧–૧૨ માં પણ આવી ગયો છે. ત્યાં એનો અર્થ શંકા, વ્યાકુળતા થાય છે. આ જુદા અર્થો મો. વિ. કોષમાં મળશે.

**મયા:** Mayā : मया = I compare, હું સરખાવી જોઉં છું. બન્ને વચ્ચે શો ભેદ છે તે જોઉ ને પારખું છું. ધાતુ मा₃ = compare : ક્રિયાપદ : વર્તમાનકાળ, ૪ થો વર્ગ, ઇચ્છાર્થક, (optative), આત્મનેપદ, ૧/૧. આ ધાતુ વૈદિક છે, ને એનાં રૂપો ત્યાં माय, मायते જેવાં મળે છે.

આ શબ્દને બધાએ "સર્વનામ" તરીકે લીધેલો છે તે યુક્ત નથી. આ જ હા. ના ૬ ઠા શ્લોકમાં "કયા" શબ્દ છે, તે જેમ का ધાતુ પરથી નીકળેલો ક્રિયાપદ છે, તેમજ આ मा ધાતુ પરથી છે. આ શબ્દનો ખરો અર્થ ને તેનું વ્યાકરણ નહીં સમજવાથી આ આખા શ્લોકનો અર્થ કોઇ અનુવાદક બરાબર કરી શક્યો નથી.

**વહિસ્તા......મનહ્હા:** Vahištā...manaŋhā : वसिष्ठा...मनसा = With best mind, with purest unbiased mind, ઉત્તમ મનથી, પવિત્ર નિષ્પક્ષપાત મનથી. ૩/૧. બાર્થોલોમે આ તૃતીયા વિભક્તિને પ્રથમ લેવા ઇચ્છે છે તે વ્યાકરણના કોઇ નિયમે લઇ શકાય નહીં.

**બરે તૂ:** Barē-tū : भरे तू = Notwithstanding in contest or at war, યુદ્ધમાં યા હરિફાઇમાં હોવા છતાં. ૭/૧. આ શબ્દો ચૂંથાઇને જોડાઇ જઇને એક શબ્દ તરીકે "બરેતૂ" લખાયેલો હોવાથી અર્થ કરવામાં ઘણી ગડબડ એણે ઊભી કીધેલી છે. એ બે જુદા શબ્દો છે. ઋગ્વેદમાં એ જ અર્થમાં એ શબ્દ મં. ૫–૪૮–૪ વગેરેમાં વપરાયેલો છે. એનો ધાતુ भृ છે, તે પરથી નામ भर છે, બન્ને મન્યુઓ પોતાના હંમેશના યુદ્ધમાં જોડાયેલા જ છે, ને તે હા–૩૦ માં સ્પષ્ટ જણાવેલું છે. 'બરે–તૂ' જોઇએ, "બરેતૂ" નહીં.

અયાઑ; Ayā̊ : अयोस् = Of these two, એ બન્નેની. ૬-૨.

આરોઇ; Ārōi : आरे = I have obtained, I have reached, I have ascertained, મેં મેળવી છે, મેં જાણી લીધી છે, હું પહોંચી વળ્યો છું. ધાતુ आर्₂. ક્રિયાપદ: પૂર્ણભૂતકાળ, આત્મનેપદ, ૧/૧. જુઓ જેક્સનનું વ્યાકરણ § ૬૧૨ અને § ૫૬. ત્યાં આ હા. નો એ શબ્દ જ બતાવેલો છે. એ શબ્દ "અરોઇ" નહીં પણ "આરોઇ" જોઇએ.

હાકુરેંનેમ; Hākurənəm : साकुर्णम् = Co-work, co-service, સહકૃતિને, સહકાર્યને, સહસેવાને. ૨/૧. ધાતુ सन्+आकृ = to serve together, સાથે મળીને સેવા કરવી. એ પરથી साकुर्णम् નામ થયેલું છે. બન્ને મન્યુઓ મઝ્દાની સૃષ્ટિ માટે સાથે રહીને સેવા બજાવે છે.

યયાઑ; Yayā̊ : ययोस् = Of which two, of both of whom, જે બન્નેના. ૬/૨

હચોઇતે આ; Hacōitē ā : सचेते आः = Associate, work together, સાથે મળીને કામ કરે છે. ધાતુ सच्. ક્રિયાપદ: વર્તમાનકાળ, આત્મનેપદ, ૩/૨. મૂળ પાઠમાં "હચિન્તે" યા "હચઇન્તે" છે તે દ્વિવચનમાં નથી. એટલે એ શબ્દો ખોટા ને ચૂંથાયેલા છે. ખરો શબ્દ "હચોઇતે" ૩/૨ છે. એની પાછળ "આ" જોઇએ તે પણ છૂટી ગયેલો છે. એ વગર પાદમાં એક શ્રુતિ ઘટે છે.

ઉર્વાંના : Urvānā : उर्वना (उरुअणा) = Both the Spirits, બન્ને આત્માઓ ૧/૨. ધાતુ वृ = to hide or conceal. એ પરથી वृन् નામ થયેલું લાગે છે: "જે સંતાડેલું છે તે." એ वृन् પરથી "ઉર્વન્" થયું છે. અથવા એક બીજી વ્યુત્પત્તિ પણ સૂઝે છે. अन् = to breathe, શ્વાસ લેવો, તેમાં उरु = long, great, wide, deep, વગેરે વિશાળતાના અર્થનો ઉપસર્ગ વિશેષણ ઉમેરીને उरुअन्-ઉરુઅન-નામ "આત્મા"ના અર્થમાં થયેલું છે, અને તેનું પછી "ઉર્વન્" થયું છે. અહીં આ લીટીમાં "ઉર્વાંનો" એમ ત્રણ શ્રુતિમાં બોલતાં-લખતાં છંદમાં ૯ ને બદલે આઠ શ્રુતિ બને છે, એટલે મૂળ શબ્દ "ઉરુઅન્"નો અહીં "ઉરુઅણ્સ્" એમ ચાર શ્રુતિનો શબ્દ લેવાનો છે, જેથી છંદ બરાબર રહે છે. वृन् વ્યુત્પત્તિ કરતાં પણ આ વ્યુત્પત્તિ મને વધારે યુક્ત લાગે છે, અને અર્થમાં પણ બરાબર છે. વિશાળ શ્વાસ લેનારો=આત્મા. વૈદિક કાળમાં પણ આત્મા માટે મૂળ શબ્દ પહેલા મંડળમાં त्मन् = self, soul એમ વપરાયેલો છે, ને પછીથી ધીરે ધીરે ઘણો કાળ વહેતાં તેમાં "આ" ઉપસર્ગ લાગીને તે आत्मन् થયેલો છે. મૂળ પાઠમાં એ શબ્દ "ઉર્વાંનો" છે પણ વાક્યરચના, ભાવાર્થ, ને વ્યાકરણ પ્રમાણે તે "ઉર્વાંના" હોવો જોઇએ, કેમકે એ ૧/૨ માં છે. આ શ્લોકનો ખરો અર્થ નહીં સમજાયાથી એના શબ્દોમાં લાંબા કાળમાં કંઇ કંઇ ફેરફાર કોઇ કોઇએ કરેલા હશે તેથી વ્યાકરણ પણ રહ્યું નથી. એ બધું અહીં શુદ્ધ કીધું છે.

**૯ મા શ્લોકનો ભાવાર્થ :** તેથી, હે મઝ્દા! અષોઇને વધારવાવાળા ત્હારા આ બન્ને સમર્થ મન્યુઓને (તેઓના હંમેશના) યુદ્ધ છતાં મારી પોતાની અંતરજ્યોતિથી ઉત્તમ નિષ્પક્ષપાત મનથી હું એકમેકની સાથે સરખાવી જોઉં છું; એ બન્નેની સહસેવાને મેં જાણી લીધી છે, જે બન્નેના આત્માઓ સાથે રહીને કામ કરે છે.

આગલા શ્લોકમાં પેગમ્બર સાહેબ પોતે જે ધર્મકાર્ય આ દુનિયામાં કરવાનું લાવેલા અને જે અહુરના પેગામને બધે પહોંચાડવા ચર્ચા કરવા અને સત્યધર્મ પર વાદવિવાદ કરવા તૈયાર રહેલા હતા, તેઓ અમરતા અને સમૃદ્ધિ કેમ મેળવવી તે જગતના લોકોને સમજાવવા અને પરમાત્માના પંથે શાખવા ચાહે છે. હવે આ શ્લોકમાં એ ચર્ચા કરવા ને ચાલુ શાખવા તેઓ કહે છે કે હું મારી પોતાની અંતરજ્યોતિને મેળવીને તેની શક્તિથી આ બધા ભેદ સમજ્યો છું, એટલે અહીં હું હવે વધારે સ્પષ્ટતાથી પૃથ્વી પર ચાલતી નેકી ને બદીના ઉત્પાદક તે બન્ને મન્યુઓ —સ્પેન્તામન્યુ અને અંગ્રમન્યુ માટે કહું છું. આ મહા અગત્યની ચર્ચા ચાલુ શાખવા માટેનો મારો અધિકાર છે, કેમકે હું એ બન્ને મન્યુઓને તેમજ તેમનાં કાર્યોને બરાબર પિછાની શકયો છું. આ બન્ને મન્યુઓ એકબીજાની સાથે હરિફાઇમાં ઊતરેલા છે. એક નેકીને વધારવા માગે છે ને બીજો બદીને ઇચ્છે છે, એમ એકમેક સામે કામ કરી રહ્યા છે. એ બધું મઝ્દાના હુકમથીજ તેઓ કરે છે. એમ નહીં કરે તો સૃષ્ટિસર્જનનો હેતુ બર આવે નહીં. એ મન્યુઓનાં જુદાં જુદાં કાર્યો માટે ૩૦-૩૧ હામાં પૂરતું કહેલું છે. એટલે આ બન્ને મન્યુઓ બહારથી જોતાં તો બહુ વિરોધમાં છે, છતાં તેઓની મૂળ મતલબ, મઝ્દાના હેતુ ને પ્રયોજન પ્રમાણે તો અષોઇનોજ આખરે વધારો કરવાની છે. એટલે પેગમ્બર સાહેબ કહે છે કે આ બન્ને મન્યુઓ લડ્યા તો હંમેશ કરે છે, પણ તેમ છતાં હું તો એ બન્નેના કાર્યોને નિષ્પક્ષપાત મનથી સરખાવી જોઉં છું, ને જાણું છું કે એ બન્ને જે કરે છે તે વાજબીજ છે. માણસને બરાબર કસી જોવાનાં છે, એટલે બહારથી જે બદી લાગે છે તે તો આખરે અષોઇના માર્ગ પર જવાની તૈયારી તરીકે જ છે. બદીથી ઠોકર ખાઇને માણસ આખરે સમજી શકે છે કે એ માર્ગ ખોટો છે, અને ત્યારે અનુભવથી જ્ઞાન થાય છે. જ્યારે જ્ઞાન થાય છે, ત્યારે તે બદીનો માર્ગ તજી દેવાના યત્ન કરે છે ને ધીમે ધીમે અષોઇને પંથે પડે છે.

એથીજ શ્રી જરથુશ્ત્ર સાહેબ કહે છે કે એ બન્ને જે આ અષોઇની વૃદ્ધિ માટે પોતાની સહસેવા આપી રહ્યા છે તે હું સમજ્યો છું. અંગ્રમન્યુ પણ મઝ્દાના હુકમથીજ આ સેવા કરે છે. મઝ્દાએ આ સૃષ્ટિ ચલાવવા માટેજ બન્ને મન્યુઓ પેદા કરેલા છે, એટલે એ બન્નેની જરૂરજ છે; એટલે બહારથી બધાં કામોનો વિરોધ લાગે છે, પણ ઊંડી દૃષ્ટિથી જોતાં ને વિચારતાં તો એ બન્ને સાથે મળીનેજ કામ કરે છે. તે બન્નેનો હેતુ પણ એકજ છે: અષોઇને વધારવાનો. એ ભેદ અંગ્રેજ મહાકવિઓ મિલ્ટન ને શૅલી સમજ્યા હતા, જર્મન કવિ ગૉઇથે પણ સમજ્યો હતો, ને તેથી જ તેઓએ સેતાનનું પાત્ર બહુ ઊંચી રીતનું સર્જેલું છે. મર્મ તો પોતાનો ધર્મ બજાવવામાં છે. સેવકે તો પોતાના માલિકનો હુકમ પૂર્ણપણે બધી શક્તિથી પાળવાનો છે. આ મર્મ જો પેગમ્બર સાહેબ જાણતા નહીં હતે તો કેવી રીતે તેઓ પોતાને મળેલો પેગામ શુદ્ધ રાખીને આ દુનિયાને આપી શકતે? તેઓ કહે છે કે હું એ બધું પૂરેપૂરું જાણું છું, ને તેથીજ આ ધર્મ સબંધી ચર્ચા કરવાનો અધિકારી છું. કેવી પ્રબળ દલીલ છે!

## ગાથા હા. ૩૩—શ્લોક ૧૦ મો

વીસ્પાઓ઼ : Vispā : विश्वास् = All, બધી. ૧/૩. નારીજાતિ.

સ્તોઇ : Stōi : स्थे = Constant, everlasting, હંમેશ માટે, અનંતકાળ માટે, સ્થાયી. ૪/૧.

આ બન્ને શબ્દો "વીસ્પાઓ–સ્તોઇ" લહિયાઓએ વચમાં યુતિચિહ્ન (Hyphen) મૂકીને લખેલા હોવાથી એના અર્થમાં ગોટાળો ઊભો થયો છે. અહીં કેટલાક "વીસ્પાઓ઼સ્–તોઇ" એમ લખી તેને ખરૂં સ્વરૂપ જણાવે છે, પણ અહીં "તોઇ" એટલે "તારી"નો અર્થ જ નથી. આ વિભ્રમ "હુજીતયો"નો અર્થ "સુખી હાલતો," "પવિત્ર જિંદગીઓ" વગેરે કરવાથી થયો છે, તે હવે પછી આવતા અર્થ પરથી સમજાશે.

હુજીતયો : Hujītayō : सुजितयस् = Good or virtuous gains or acquirements, સારી કે સાચી પ્રાપ્તિઓ. સંસ્કૃત जि ધાતુ પરથી जिति શબ્દ નારીજાતિમાં થયેલો છે તેનો અર્થ, gaining, obtaining, victory, એમ થાય છે. ઋગ્વેદ મંડળ ૧૦–૫૩–૧૧ માં તેમજ અથર્વવેદમાં પણ આ શબ્દ છે. सिंपासर्निर्वनते कार इज्जितिंम्. આ શબ્દને "જિંદગી" કે "હાલત"ની સાથે કશી લેવાદેવા નથી. આ શ્લોકમાં તો માણસે પૂર્વકાળથી પોતાના શ્રમથી ને પોતાના સંયમથી આ દુનિયામાં જે ભૌતિક તેમજ આધ્યાત્મિક પ્રાપ્તિઓ કીધી છે તેની વાત છે. અંગ્રમન્યુનાં અનેક પ્રલોભનો છતાં તેની સામે થઈને બદીને તોડીને નેકીને ગ્રહણ કરવાનાં જ્ઞાન ને શક્તિ માણસે સંપાદન કીધેલાં છે જ ને હજી તે કર્યા કરશે. માણસ જાતની એ બધી મહાન જીતો છે. વિભક્તિ ૧/૩. નારીજાતિ.

યાઓ઼–જી : Yā̊-zī : यार्हि = Which certainly, જેઓ ખરેખર ૧/૩.

આઓ઼ન્હરે઼ : Ā̊ŋharə̄ : आसर्–आसुर् (अस्) = Have been, હતી. ક્રિયાપદ : પૂર્ણભૂતકાળ, પરસ્મૈપદ, ૩/૩.

યાઓ઼સ્–ચા : Yā̊s cā : याश्च = And which, અને જેઓ. ૧/૩.

હઁન્તી : Həntī : सन्ति = Are, છે. ધાતુ अस्. ક્રિયાપદ : વર્તમાનકાળ, પરસ્મૈપદ, ૩/૩.

યાઓ઼સ્–ચા : Yā̊s-cā : याश्च = And which, અને જેઓ. ૧/૩.

મજ્દા : Mazdā ! मेधा = Oh Mazdā ! હે મજ્દા ! ૮/૧.

બવઇન્તી : Bavaintī : भवन्ति = Will be, થશે. ધાતુ भू–भव् = To be, to exist. ક્રિયાપદ : વર્તમાનકાળ–ભવિષ્યાર્થે, પરસ્મૈપદ, ૧/૩.

થ્વહ્મી : Θwahmī : त्वस्मिन् = In thine, તારામાં. ૭/૧. આ સાતમી વિભક્તિનું સર્વનામ નીચે આવતા "જઓ઼પે"ની સાતમી વિભક્તિ સાથે લીધેલું છે. "ત્વ" પર "ઉદાત્ત" સ્વરભાર હોવાથી "થ્વ" થયો છે.

હીશ્: Hīs सीस् = Them, તેઓને. ૨/૩ નારીજાતિ. સસ્કૃત સર્વનામ स-से પરથી આ જૂનુ રૂપ થયેલું છે. જુઓ જેકસનનું વ્યાકરણ §૩૯૫.

જઓષે: Zaoṣē · जोषे = In joy, in pleasure, આનંદમાં. ૭/૧.

આબક્ષોહ્વા: Ābaxṣōhvā · आभक्षस्व = Thou cause to partake or share, તું ભાગ અપાવજે! ધાતુ भक्ष् ને भज् ક્રિયાપદ: અપૂર્ણભૂત, આજ્ઞાર્થ, આત્મનેપદ, ૨/૧. જુઓ જે. વ્યા. § ૫૦૦.

વોહૂ.. મનઙ્હા: Vohū .... manaŋhā : वसु...मनसा = Through pure mind, સાત્વિક મન દ્વારા ૩/૧. આ ગુણવાચક નામ છે.

ઉક્ષ્યા: Uxṣyā : उक्ष्य = Cause to take up, lift up, elevate, or make strong, ઊંચકી લેવાડજે! ઊંચી સ્થિતિએ પહોચાડજે! ધાતુ वक्ष् = to increase, ક્રિયાપદ: પ્રયોજ્ય, આજ્ઞાર્થ, પરસ્મૈપદ, ૨/૧.

ક્ષથ્રા: Xṣaθra क्षत्रा = Through restraint, through control over the senses, સયમ દ્વારા. ૩/૧. આ ગુણવાચક નામ છે.

અષા-ચા: Aṣā cā: अषा-च-ऋतेन-च = And through holiness or righteousness અને અષોઇ દ્વારા. ૩/૧. આ ગુણવાચક નામ છે.

ઉશ્તા: Uṣtā उष्ट्रा = Through the eternal light, through final emancipation, through salvation, અમરજ્યોતિ દ્વાગ, અતિમ મોક્ષ દ્વાગ, મુક્તિ દ્વારા ૩/૧. ધાતુ उष् = to burn, જુઓ એ જ શબ્દની ટીકા હા. ૩૦–૧૧ મા તેમજ "અર્યમ્ વોહૂ" ની ટીકામા.

તનૂમ્: Tanūm तनूम्-तन्वम् = The body, the self, દેહને, પડને. અહીં અર્થ ખાકી શરીરમા વસતા આત્માને. ૨/૧.

**૧૦ મા શ્લોકનો ભાવાર્થ:** (માણસની) જે બધી સ્થાયી-હમેશને માટેની-નતપ્રાપ્તિઓ છે, જેઓ ખરેખર હતી, અને જેઓ હમણા છે, તેમજ જેઓ, હે મજ્દા! હવે પછી થશે, તે સૌને તારા આનદમા ભાગ અપાવજે! સાત્વિકતા દ્વારા, સયમ દ્વારા, અષોઇ દ્વારા અને કલ્યાણ દ્વારા–(તારી અમરજ્યોતિ દ્વારા) આ પડને ઊંચે ઊંચકી લેજે!

આગલા શ્લોકમા પેગમ્બર સાહેબ બન્ને મન્યુઓના કાર્યને પોતે વાજબી રીતે સમજ્યા છે, કે આ દુનિયામા એ બન્નેનુ કામ છે. બન્ને પોતાની સેવા મજ્દાને તેમની આજ્ઞા પ્રમાણે આપે છે, ને એવી રીતે જ આખરે અષોઇનો વધારો થવા પામે છે હવે આ શ્લોકમા તેઓ સાહેબ જણાવે છે કે આ બદીની ને નેકીની હરિફાઇમાથી ને લડાઇમાથી આખરે માણસ તો કઇ કેઇ પ્રાપ્તિ કરતો જ આવ્યો છે એક ગમ માણસે પોતાની બુદ્ધિ કેળવીને તેમાથી આ પૃથ્વી પરના લૌતિક સુખ માટે કઇ કઇ શોધ કરીને નવી નવી પ્રાપ્તિ મેળવી છે જમીન ખોદીને તેમાથી ધાતુઓ ને રત્નો ને કોલસો ને એવા અનેક ખનિજ પદાર્થો મેળવ્યા છે, ઝાડપાન તરુ વગેરે ખીલવીને તેમાથી અનાજ, ફળ, લાકડા, તેમજ ઔષધિ વગેરે મેળવ્યા છે, જાનવરોને કેળવીને ખેતીવાડી તેમજ ગાડીનો ઉપયોગ મેળવ્યો છે,

મોટર, આગગાડી, સ્ટીમર ને વિમાનો વગેરે અનેક વાહનો કીધાં છે, વરાળ, વીજળીને હવા આકાશનાં મોજાંઓના ભેદ મેળવી તેને પણ ઉપયોગમાં લીધાં છે—એમ સૌ ભૌતિક પ્રાપ્તિ કીધી છે. પણ એથી કંઇ ખરો અમર આનંદ મળતો નથી. એટલે માણસે આધ્યાત્મિક અભ્યાસ કરી પોતાના મનને કેળવીને તેને સંયમમાં રાખતાં શીખીને આત્મપ્રદેશમાં તેણે અદ્દભુત શોધ કીધી છે ને નેકીથી ને અષોઇથી ને સંયમથી માણસે આધ્યાત્મિક પ્રાપ્તિઓ પણ ઘણી મેળવી છે. એ પ્રાપ્તિઓ અનાદિકાળથી માણસ મેળવતો આવ્યો છે, હજી પણ નવી પ્રાપ્તિ તે મેળવે છે અને ભવિષ્યમાં પણ મેળવશે. એટલે પેગમ્બર સાહેબ અહીં મજ્દાને વિનંતિ કરે છે કે આ દૈવી પ્રાપ્તિઓ તો તારા માર્ગ તરફની છે ને એ મેળવતાં ખરો આનંદ મળે છે, એટલે તને પોતાને મેળવવાનો જે આનંદ છે તેમાં એ પ્રાપ્તિઓ દ્વારા માણસને ભાગ આપજે, એટલે એ ઊંચી પ્રાપ્તિઓમાથી માણસને તને જ મળ્યાનો આનંદ મળશે. એમ હોવાથી પેગમ્બર સાહેબ મજ્દાને અરજ કરે છે કે અમારું આ શરીર તો ખાકી છે, તે કંઇ ઊંચે ચઢી શકતું નથી, પણ એ શરીરના પરમાણુઓને તું અષોઇ, સાત્વિકતા અને સંયમ દ્વારા એવાં કર કે આ અમારા પંડને મોક્ષ માર્ગે તું ઉપર તારી પાસે ઊંચકી લે! ખાકી શરીરમાં રહેલો આત્મા એ બંધનમાંથી પૂર્ણ અષોઇને લીધે મુક્ત થઇ શકે ને એવી રીતે મુક્તિ પામીને તે ઊંચી સ્થિતિએ પહોંચીને ખુદ મજ્દાને મળવાનો ઉમેદવાર ને અધિકારી થાય! શ્લોક પછી શ્લોક કેવા ઊંચે ને ઊંચે જતા આવે છે!

## ગાથા હા. ૩૩—શ્લોક ૧૧ મો

યઁ : Yō : यस् = Who, જે, તે. ૧/૧.

સૅવિશ્તો : Sə̄viš̆tō : शविष्ट: = Most powerful, most mighty, મહાશક્તિમાન, સર્વસમર્થ. ૧/૧. વિશેષણ, અતિશયાર્થવાચક.

અહુરો : Ahurō : असुर: = Ahurā, અહુરાએ. ૧/૧.

મજ્દાઑસ્-ચા : Mazdāos-cā : मेधाश्च = And Mazdā, અને મઝ્દાએ. ૧/૧. અહીં પણ અહુરા ને મઝ્દા બે જુદા જુદા પાદમાં છે અને વળી "ચા"= અને મૂકેલા છે. અહુરાએ ને મઝ્દાએ. સ્પષ્ટ બે જુદી વ્યક્તિઓ છે. આ શબ્દ "મઝ્-દા-ઑસ્-ચા" એમ ચાર શ્રુતિઓમાં બોલવાનો છે.

આરમઇતિશ્-ચા : Āramaitiš-cā : अरमतिश्च = And Āramaiti, અને આરેમઇતિ. ૧/૧.

અષૅમ્-ચા: Aṣ̌əm-cā : अषम्-च = And Asha, અને અષ. ૧/૧. નાન્ય૦

ફ્રાદત્-ગએથૅમ્ : Frādat-gaēθəm : प्रादत् गेथम् (घटम्) = The world-bestower, સૃષ્ટિપ્રદાયક, સૃષ્ટિ પર બક્ષિશ કરનારો. ૧/૧. નાન્ય૦ એ "અષૅમ્"નું વિશેષણ છે. હા. ૨૯ માં આવી ગયું છે કે અહુરા મઝ્દાએ અષની સાથે મળીને આ સૃષ્ટિ પેદા કીધી હતી.

મનસ્-ચા વૉહૂ : Manas-cā Vohu : मनश्च वसु = And Vohu Mano, અને વૉહૂમનો. ૧/૧.

ક્ષથ્રૅમ્-ચા : Xšaθrəm-cā : क्षत्रम्-च = And Khshathra, અને ક્ષથ્ર. ૧/૧.

સ્રઑતા : Sraotā : श्रोत = Each one pays attention to, દરેક જણ લક્ષ આપે છે, ધ્યાન આપે છે. ધાતુ શ્રુ. એ મૂળ વર્ગ ૫ નો છે. ક્રિયાપદ : વર્ગ ૨ જો, અપૂર્ણભૂતકાળ, આત્મનેપદ, ૩/૧. જે. વ્યા. § ૫૧૯.

મોઇ : Mōi : मे = For me, unto me, મને, મારા પર. ૪/૧.

મૅરૅઝ્દાતા : Mərəždātā: मृळत = Has been gracious upon, મહેર રાખે છે, કૃપાછાયા રાખે છે. ધાતુ मृड्. એ મૂળ વર્ગ ૬ નો છે. ક્રિયાપદ: વર્ગ ૨ જો, અપૂર્ણભૂતકાળ, આત્મનેપદ, ૩/૧. જે. વ્યા. § ૫૧૯. આ શબ્દ ઋગ્વેદ મં૦ ૫-૫૫-૯ માં છે.

મોઇ : Mōi : मे = For me, unto me, મને, મારાપર. ૪/૧.

આદાઇ : Ādāi आधाय = For direction, દોરવણી માટે. ૪/૧. આ શબ્દ ત્રણ શ્રુતિમાં "આ-દા-ઇ" બોલવાનો છે. ધાતુ आदा = to direct. આ શબ્દ હા. ૩૩-૧૨, ૪૮-૧, ને ૪૯-૧ માં પણ એ જ અર્થમા આવે છે.

કહ્યાઇચીત્ પઇતી : Kahyāi-cīt paiti : कस्यैचित् प्रति = With regard to whatsoever, for whatsoever done, જે કંઇ પણ કરે તે માટે. ૪/૧. "ક-હિ-યાઇ-ચીત્" એમ ચાર શ્રુતિમાં બોલવાનો છે.

આ શ્લોકના અનુવાદમાં યુરોપના તેમજ આપણા વિદ્વાનોએ આ શ્લોકમાંનાં બે ક્રિયાપદો—"સઑતા" અને "મૅરૅઝ્દાતા" ને Imperative ૧/૩ આજ્ઞાર્થભેદમાં બીજે પુરુષ બહુવચનમાં લીધાં છે. સામાન્ય રીતે એ એવાં દેખાય છે, પણ તેમ કરતા ઉપર આવી ગયેલાં બધા કર્તાનાં નામોને તો સંબોધન વિભક્તિ આઠમી લાગવી જોઇતી હતી. પણ અહીં તો બધાં નામો પહેલી વિભક્તિમાં છે, એટલે ક્રિયાપદોના તો તે જ કર્તા થઇ શકે, એટલે પછી ક્રિયાપદો બીજા પુરુષમાં કેમ રાખી શકાય? એ તો વ્યાકરણભંગ કહેવાય. પણ ખરું જોતાં તો શ્રી જરથુસ્ત્ર સાહેબે આ ક્રિયાપદો અપૂર્ણભૂતકાળમાં જ (આત્મનેપદ) વાપરેલાં છે. એમનું કહેવું છે કે હું તો જે કંઈ કરું છું ને અર્પણ કરું છું તે એ સર્વ મહા દૈવી શક્તિઓ સ્વીકારે છે ને મારા પર એમ સદા મહેર રાખે છે. માટે આ ક્રિયાપદો તો અપૂર્ણભૂતકાળમાં આત્મનેપદમાં વપરાયેલાં છે ને તે ત્રીજે પુરુષ એક વચનમાં છે. જુઓ જેકસનનું વ્યાકરણ આ રૂપ માટે.

**૧૧ મા શ્લોકનો ભાવાર્થ:** તે સર્વસમર્થ અહુરાએ અને મઝ્દાએ, વળી આરમઇતિએ અને સૃષ્ટિના દાતા અષે, તથા વૉહૂમનોએ તેમજ ક્ષથ્રે—એ દરેકે હું જે કંઈ કરું તેની દોરવણી (આપવા) માટે મારા તરફ લક્ષ આપ્યું છે, અને મારા પર મહેર કીધી છે.

હવે આ શ્લોકમાં પેગમ્બર સાહેબ કહે છે કે મેં ઉપર જણાવ્યું તેમ આ દુનિયાનો રાહઘાટ હું સમજ્યો છું, મનુષ્યો પોતપોતાનું કામ કેવી રીતે કરી રહ્યા છે તે પણ મેં બહુ ધ્યાનથી જોઇને સમજ્યું છે, અને તે પ્રમાણે હું હવે આ દુનિયાના લોકોને સત્પંથે જવા બોધ આપી રહ્યો છું. હવે તો આ દુનિયાએ પોતાના મહાન માનવીઓ ને મહાત્માઓ મારફતે જે પ્રાપ્તિ મેળવી છે તેમાં અમોને ભાગ આપી અમોને પણ સત્પંથે જઇ એવી જ પ્રાપ્તિ કરતા જોઇને મુક્તિ મારફતે તારી પાસે ઊંચે ઊંચકી લે.—એ કહ્યા પછી હવે પેગમ્બર સાહેબ અહીં કહે છે કે સર્વ શક્તિમાન અહુરા મઝ્દાએ, અષે, આરમઇતિએ, વૉહૂમનોએ તથા ક્ષથ્રે હું જે કંઇ કરુ તેને માટે મને દોરવણી આપી છે, મારા પર સદા લક્ષ આપ્યું છે, મારી વિનંતિઓ સાંભળી છે, તેમજ હંમેશાં મહેર કરીને મારી અરજ પ્રમાણે મને આપ્યું છે. તેથી હવે હું દુનિયા માટે અરજ કરું છું તે તેઓ જરૂર સ્વીકારશે. શ્રી જરથુસ્ત્ર સાહેબ કેવું નિઃસ્વાર્થ અર્પણ કરે છે! એઓ સ્પષ્ટ રીતે કહે છે કે હું જે કંઇ બોલું-કરું તેમાં એ સૌ સાહેબોની દોરવણી છે—પ્રેરણા છે.

# ગાથા હા. ૩૩—શ્લોક ૧૨ મો

આગલા શ્લોકમાં અહુરા મઝ્દા વગેરેની મહેરનો ઉલ્લેખ કરીને હવેના આ ૧૨-૧૩-૧૪ શ્લોકોમાં આ દુનિયાનો ઉદ્ધાર કરવાની બંદગી થાય છે. પેગમ્બર સાહેબ મુક્તિ અપાવનારા છે, પોતાના સબળ સદ્બોધથી ને જ્ઞાનપ્રકાશથી લોકોને સત્પંથે દોરવીને તેઓને તેમની મુક્તિનો માર્ગ દેખાડનારા છે. આ ત્રણ શ્લોકો "આતશની ન્યાઇશ"માં આરંભમાં જ મુકાયેલા છે. એટલે દરેક જરથોસ્તી એ મુક્તિના મહા ઉન્નત ને અમીરી શબ્દો ઘડી ઘડી ઉચ્ચારે છે. આ આખો ૩૩ મો હા, તેથી જ મેં "સર્વાર્પણ"નો કહ્યો છે. એમાં બહુ ભવ્ય ને દૈવી વિચારો ને ઉદ્બોધનો છે. એમાં આધ્યાત્મિક બોધનાં ઊંચા શિખરો છે. દરેક સાચા જરથોસ્તીએ એ બંદગી રોજ પઢવી જોઇએ.

**ઉસ્-મોઇ :** Us-mōi : उद्-मे = Upwards-for me, ઊંચે-મને. ૪/૧. સંસ્કૃત उद् ઉપસર્ગનો ગાથા અવેસ્તામાં "ઉઝ્" થાય છે, ને તે અહીં "મોઇ" સાથે મળવા "ઉસ્" થયેલો છે. "ઉચ્ચ" શબ્દમાં પણ એ જ વ્યુત્પત્તિ છે.

**જ્ઞારેષ્વા :** Zārəsvā : हर्ष्व = Raise, elevate, deliver, ઊંચે લ્યો! ઊંચી સ્થિતિએ મૂકો! ઉદ્ધાર કરો! ધાતુ हृ = to elevate or deliver. ક્રિયાપદ: આજ્ઞાર્થ, આત્મનેપદ, ૨/૧. બીજો ધાતુ उद्धृ પણ છે, અને તેનો અર્થ પણ એ જ છે: उद्-हृ અને उद्-हृ એમ બન્ને રીતે બનેલો છે. એનાં ક્રિયાપદનાં રૂપોમાં उज्जहत्स् (પૂર્ણભૂત ૩/૩) જેવાં બેવડા "જ" સાથનાં રૂપો આવે છે. મને લાગે છે કે આ શબ્દ "જ્ઞારેષ્વા" છે, કેમકે हर्ष्व ના 'હ' પર ઉદાત્ત સ્વરભાર છે તેનો "જ્ઞ" થયેલો છે, અને એનો ઉપસર્ગ "ઉસ્" "મોઇ"ની અગાઉ મૂકેલો છે. પાછળથી કોઇએ આ "ઉજ્ઞારેષ્વા" ઉપસર્ગ સાથે પાછો મૂકેલો હોય તેમ લાગે છે, કેમ કે "ઉસ્-મોઇ જ્ઞારેષ્વા" હોય તો જ સાત શ્રુતિ "અહુરા" સાથે થાય, "ઉજ્ઞારેષ્વા" લખો-બોલો તો આઠ શ્રુતિ થાય. એટલે હું તો મૂળ રૂપ उद्-मे हर्ष्व જ રાખું છું, એનો ધાતુ "ઉઝ્-અર્ઝ્" (उद् + अर्ज) નથી જ. ઉપર જણાવી તે જ ખરી વ્યુત્પત્તિ છે.

**અહુરા :** Ahurā! : असुर = Oh Ahurā! હે અહુરા! ૮/૧.

**આરમઇતી :** Āramaitī अरमती = Through Āramaiti, આરમઇતિ દ્વારા ૩/૧.

**તવીષીમ્ :** Təvīsīm तविषीम् = Internal strength, courage, અંતર-બળને, ધૈર્યને. ૨/૧. નારીજાતિ. આ શબ્દ હા. ૩૪-૧૧, ૪૩-૧, ૪૮-૬ વગેરેમાં પણ આવે છે.

**દસ્વા :** Dasvā दस्व = Grant! Bestow! બક્ષ! આપ! ધાતુ दा = to give. ક્રિયાપદ: વર્ગ ૩ જો, આજ્ઞાર્થ, આત્મનેપદ, ૨/૧.

**સ્પેંનિશ્તા મઇન્યૂ :** Spənistā Mainyū : श्विनिष्ठा मन्यू (मन्युना) = Through the most pure Spənta Manyu, પવિત્રોત્તમ સ્પેન્તા મન્યુ દ્વારા. ૩/૧. અહીં "વહિસ્તા મઇન્યૂ"ને બદલે "સ્પેંનિશ્તા મઇન્યૂ" છે.

મઝ્દા: Mazdā ! मेधा = Oh Mazdā ! હે મઝ્દા ! ૮/૧.

વઙ્હુયા: Vaŋhuyā : वसुया-वस्व्या = With good, ભલી....સાથે, રૂડી....સાથે. વિશેષણ, ૩/૧. નારીજાતિ. જુઓ જેકસનનું વ્યાકરણ § ૨૫૯. લીટીના આ બીજા વિભાગમાં નવને બદલે સાત જ શ્રુતિ છે, એટલે કોઇ બે શ્રુતિનો શબ્દ નીકળી ગયેલો છે. "વઙ્હુયા" ત્રીજી વિભક્તિનું વિશેષણ છે. "જવો-આદા" તો સમાસ નામ છે; "વઙ્હુયા" એક વચનમાં છે, ને "આદા" બહુવચનમાં, પહેલી લીટીમાં આવેલા ક્રિયાપદ "દસ્વા"નું કર્મ છે. એટલે ખાતરી થાય છે કે "વઙ્હુયા" પછી કોઇ શબ્દ નારીજાતિનો બે શ્રુતિનો નીકળી ગયેલો છે. વાક્યનો અર્થ જોતાં ને અહીં "સ્પેન્તા મન્યુ" દ્વારા મેળવાતી ચોક્કસ મહેર મેળવવાની વાત છે, એટલે "સ્પેન્તોમદ ગાથા"માં એ માટે શોધ કરતાં હા. ૪૮-૫ માં બીજી લીટીમાં "વઙ્હુયાઓ ચિસ્તોઇશ્ પ્યઓર્થેનાઇશ્" "ભલી બુદ્ધિવાળી કૃતિઓથી" છે, "ચિસ્તી = મતિ-બુદ્ધિ" નારીજાતિમાં જ છે, અને અહીં પણ "વઙ્હુયા ચિસ્તી" લખતાં-બોલતાં "ભલી મતિ સાથે" (મને આરાધનાની-બંદગીની-દોરવણીઓ આપ !) એ અર્થ બરાબર બેસે છે ને લીટીમાં ખૂટતી બે શ્રુતિઓ પણ પૂરી છે. વળી "હમઙ્હાઇતિ યસ્ન"ના ૨ જા કરદાના ૪ થા ફકરામાં પણ "વઙ્હુયાઓ ત્વા ચિસ્તોઇશ્ પ્યઓર્થેનાઇશ-ચા" છે. એટલે સ્પષ્ટ થાય છે કે અહીં પણ "વઙ્હુયા" પછી તેનું વિશેષ નામ "ચિસ્તી"જ હોવું જોઇએ. બાકી એકલો "વઙ્હુયા" શબ્દ કોઇ અર્થ સારતો નથી.

[ચિસ્તી]: Cisti : चित्ती = With understanding, રૂડી મતિ સાથે, ભલી બુદ્ધિ સાથે. ૩/૧. નારીજાતિ.

જવો-આદા: Zavō-ādā : हवो-आधा = Invocation directions, directions for prayers, આરાધનની – બંદગીની – દોરવણીઓ. ૨/૩. એ પહેલી લીટીમાં આવેલા ક્રિયાપદ "દસ્વા" = આપ, એનું કર્મ છે. જવો = हवस् = Invocation, prayer, આરાધના, બંદગી. ૨/૧. આદા = आधा = Directions, દોરવણીઓ. ૨/૩. ધાતુ आ-धा = to direct, એ પરથી નામ आधा થયેલું છે ને તે કર્તા યા કર્મ રૂપે બહુવચનમાં વપરાય છે. આ શબ્દ आदा નથી. આ શબ્દનો અર્થ કોઇ પણ યુરોપિયન કે પહેલવી કે પારસી વિદ્વાન બરાબર મેળવી શકયો નથી. મિલ્સ, સ્પીગલ ગેલ્ડ્રી, મોલ્ટન, બાર્થોલોમે, કાંગાજી તેમજ બીજા પશ્ચિમ પૂર્વના વિદ્વાનોએ એના અર્થ-બદલો, અર્પણ, અરજી, બક્ષિશ વગેરે કરે છે. આ શબ્દ આગલા હા. ૩૩-૧૧ શ્લોકમાં તેમજ હા. ૪૮-૧ ને હા. ૪૯-૧ માં પણ આવે છે, એટલે એ બધે ઠેકાણે અર્થ તો એક જ જોઇએ. મઝ્દા સ્પેન્તા મન્યુ મારફતે પેગમ્બરને તેમજ ધાર્મિક પુરુષોને "દોરવણી" આપે છે, કે જેથી તેઓ ભલાં કાર્ય કરવા પ્રેરાય. બંદગીનો બદલો કે પ્રાર્થનાનું ફળ માગવું એ તો પ્રાર્થનાની શુદ્ધિને નીચે ઉતારી પાડે ને માણસને મતલબી કરે. કોઇપણ ખરો ભક્ત બંદગીનું ફળ કે તેનો બદલો ઇચ્છતો નથી. "અષેમ્ વોહૂ"ના મંત્રમાં તો "અષોઇને માટે જ અષો થવું" તે જ

ઉત્તમ ગણ્યું છે તો પેગમ્બર સાહેબ પોતાની બંદગીનો "બદલો" મઝ્દા પાસે કેવી રીતે માગી શકે ? આવા બધા અધમ અર્થો વિદ્વાનોએ પોતે ખરી આધ્યાત્મિકતા નહીં સમજ્યાથી કે નહીં મેળવ્યાથી કીધેલા છે. હવે આ ખરો અર્થ "દોરવણી" લઇને એ "આદા" શબ્દ જે ચાર ઠેકાણે આવેલો છે ત્યાં તે લાગુ પાડીને જુઓ કે તે બરાબર અર્થ ત્યાં પણ બતાવે છે કે નહીં. પેગમ્બર સાહેબ કે ખરો મહાત્મા કે ભક્ત કદી પણ Reward કે recompense–બદલો–ઇચ્છે જ નહીં. "ગીતા"માં પણ કહ્યું છે કે कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन–તારો કર્મ કરવાનો જ અધિકાર છે, ફળ–બદલો–પામવાનો કદી નહીં.

અષા : Ašā : अषा = Through Asha, અષ દ્વારા. ૩/૧.

હઝો : Hazō : सहस् = Power, victory, શક્તિ, વિજય. ૨/૧. એ શબ્દ પણ "દસ્વા"–આપ–એનું કર્મ છે. આ શબ્દ એના બીજા અર્થ "જુલમ"–જબરજસ્તી"માં હા. ૨૯—૧ માં આવેલો છે.

અઁમવત્ : Ə̄mavat̰ : अमवत् = Great, mighty, strong : મોટું, પ્રબળ, મહાન. વિશેષણ. "અ" પર સ્વરભાર ઉદાત્ત હોવાથી "અઁ" થયેલું છે.

વૉહૂ મનઙ્હા : Vohū Manaŋhā : वसु मनसा = Through Vohu Mano, વૉહૂમનો દ્વારા. ૩.૧.

ફ્રૅસૅરતૂમ્ : Fəsəratūm : पसरतूम् = Spiritual authority, આધ્યાત્મિક પ્રભુતા, આત્મિક વિષયોમાં મેળવેલી સિદ્ધિ ને સત્તા. ૨/૧. નારીજાતિ. એ શબ્દ પણ "દસ્વા"નું કર્મ છે. આ શબ્દના અર્થ પણ બધા વિદ્વાનોએ વિચિત્ર કીધેલા છે. ઢોરઢાંખરની સરદારી, સર્વવ્યાપી પ્રેમ, બદલો, એમ અનેક અર્થો વિદ્વાનોએ કીધેલા છે, પણ તે બધા યુક્ત નથી. આ શબ્દ "હઋહ્હાઇતિ યસ્ત"મા ૩ જા કરદામાં તેમજ તેની પાછળ "ફ્રૅસૅરથ્વા" રૂપમાં પણ આવે છે, ત્યાં પણ એ "વહૂહુહીમ્યા ફ્રૅસૅરતૂમ્" કરીને "વહૂહુહીમ્ આરમઇતીમ્ વહૂહુહીમ્ દએનાંમ્" ની સાથે આવે છે. સાચા ધર્મ માટે રૂડી ભક્તિ (આરમઇતિ), રૂડો ધર્માદેશ (દએના) તેમજ રૂડી આધ્યાત્મિક પ્રભુતા (ફ્રૅસૅરતૂમ્) મેળવવાની ને જાળવવાની મૂખ્ય જરૂર છે. આધ્યાત્મિક જ્ઞાનની સિદ્ધિ નહીં હોય તો માત્ર શબ્દોથી કે બુદ્ધિથી કુદરતના બધા ચમત્કારો ને ભેદો કદી સમજાય નહીં.

હવે "વૉહૂ મનઙ્હા ફ્રૅસૅરતૂમ્ દસ્વા" એટલે "વૉહુમનો દ્વારા આધ્યાત્મિક પ્રભુતા આપ" એમ કહેવામાં ભેદ છે. વૉહૂમનો શિવ યા શનિનો ગ્રહ. એ સાત્વિક મનનો આપનારો છે. સાત્વિક મન વગર આધ્યાત્મિક સિદ્ધિ કદી મળે નહીં ને મળે તો તે જાળવી રખાય નહીં. "વૉહૂમનો" કોણ તે જાણ્યા વગર આ "ફ્રૅસૅરતૂમ્" શબ્દનો ખરો અર્થ ને ભેદ મેળવી શકાય નહીં. જ્યોતિષજ્ઞાનથી જ આ ઊંડા ભેદો ખુલ્લા થઇ જાય છે.

આ શબ્દ पश + रतूम् છે. એને पशु કે वश શબ્દ સાથે (વસેરતૂમ) જેમ વેસ્ટરગાર્ડ કહે છે તેમ કશો સબંધ નથી. स्पश् અને पश ધાતુઓ

બન્ને એક જ છે. पश् એટલે *to perceive, to see with spiritual eye,* આધ્યાત્મિક દૃષ્ટિથી જોવું ને પારખવું. रत्नम् એટલે ધર્માધિષ્ઠાતા–ધર્મ પંથનો વડો, પેગમ્બર, એ અર્થ છે, તેમજ domination, authority, સત્તાધારણ પ્રભુતા, વડપણ, એ અર્થ છે. ઋગ્વેદ મં. ૮–૪૭–૧૧ માં એ જ અર્થમાં स्पशः શબ્દ છે. पशरत्नम् એટલે આધ્યાત્મિક પ્રભુતા કે વડપણ.

**૧૨ મા શ્લોકનો ભાવાર્થ:** હે અહુરા! મને ઊંચે લઇને મારો ઉદ્ધાર કર! મને આરમઇતિ દ્વારા અંતરબળ બક્ષ! હે મઝ્દા! પવિત્રોત્તમ સ્પેન્તામન્યુ દ્વારા રૂડી બુદ્ધિ સાથે મને બંદગીની દોરવણીઓ આપ, અષ દ્વારા વિજયી મહાશક્તિ બક્ષ (અને) વોહુમનો દ્વારા આધ્યાત્મિક પ્રભુતા આપ!

આ અને એની પછીના બે શ્લોકોમાં પેગમ્બર સાહેબ બહુ ઉત્તમ સ્તુતિ કરે છે. તેઓ સાહેબ વીનવે છે કે હે અહુરા! મારા મન ને આત્માને આ સ્થૂળ પૃથ્વીના પ્રપંચમાંથી બહાર કાઢી ઊંચે સૂક્ષ્મ દિવ્ય સૃષ્ટિમા તારી પાસે લઇને મારો ઉદ્ધાર કર! એ માટે આરમઇતિ દ્વારા મને અંતરનું બળ આપ જેથી મારુ મન સર્વ પ્રપંચ ને પ્રલોભન સામે દૃઢ થાય અને કોઇ પાપમાં પડે નહીં. સ્પેન્તામન્યુ દ્વારા ખરી બંદગી કેવી રીતે કરવી ને ભલાં કામ કરવા રૂડી બુદ્ધિ જોઇએ તેની દોરવણીઓ મને આપ! અષની મારફતે મને મહાન ફતેહ મળે તેવી શક્તિ બક્ષ અને વોહૂમનો દ્વારા મને આધ્યાત્મિક પ્રભુતા આપ! મારું મન પૂરું સાત્વિક થાય તેથી હું ખરી આત્મિક શક્તિ મેળવું જેથી મને શક્તિ ને ફતેહ મળે. એટલે પવિત્ર મન, પવિત્ર કાર્ય અને પવિત્ર સિદ્ધિથી હું એનો ખરો ભક્ત થાઉં, માટે મારી મુક્તિ પામવામાં મને ફતેહમંદ કર!

આમાં પણ કેવી પગલે પગલે સબળ દલીલો છે! મનને જ પહેલે સિદ્ધ કરવું જોઇએ, એક ચિત્તે ખરા પ્રેમથી ભક્તિ કરવી જોઇએ, એ ભક્તિથી અંતરનું બળ મળે, કોઇ પણ પ્રલોભન ખેંચીને નીચે તોડી પાડે નહીં, એટલે અષોઇ–ઉત્તમ પવિત્રતા–સંપાદન થઇ શકે, અને તેમ થાય ત્યારે જ માણસ મુક્તિનો અધિકારી થઇ શકે. તે વગર મુક્તિ બીજા કોઇ ઉપાયથી મળી શકે તેમ નથી.

અહીં પણ જ્યોતિષના સિદ્ધાંત સ્પષ્ટ રીતે મૂકેલા છે. મનની સિદ્ધિનો આપનાર વોહૂમનો એટલે શિવ એટલે શનિનો ગ્રહ છે. જો શનિ શુભ ને ઉત્તમબળી હોય તો તે માણસને તદ્દન પ્રામાણિક અને સત્યવાદી કરે છે ને તેને મનગમતી સિદ્ધિ આપે છે. આધ્યાત્મિક શક્તિ આપનાર પણ શનિ જ છે. સ્પેન્તા મન્યુ એટલે કેતુ એ મોક્ષનો કારક છે, એટલે એ શુભ સ્થાનનો, શુભ રાશીનો, શુભ દૃષ્ટિનો હોય તો ભક્તિને ઊંડી કરે છે ને માણસને મોક્ષ માર્ગે લઇ જાય છે. આરમઇતિ એટલે ચંદ્ર તો ખુદ મનનો જ કારક છે, એટલે એ બળવાન ને શુભ હોય તો અંતરનું બળ આપે છે, જેથી માણસ બધા મોહ, સ્વાર્થ, પ્રપંચ, સુખદુઃખ વગેરેથી અલિપ્ત (untouched) રહે છે અને એમ બધું થાય ને અષ એટલે ગુરુ જે મોક્ષનો ને અંતિમ વિજયનો આપનારો છે તે બળવાન હોય તો પછી મોક્ષ માર્ગ ઉઘાડો થાય છે.

આખા "ગાથા"માં જ્યોતિષનો પાયો કેવો દૃઢ રહેલો છે! બધા ગ્રહોના મર્મ શ્રી જરથુશ્ત્ર સાહેબ પૂરેપૂરા જાણતા હતા, અને એ મર્મ એમણે પોતાના આગળ વધેલા ચેલાઓને એમના મઘમંડળમાં બતાવેલા હતા, અને એ જ્યોતિષના જ્ઞાનથી જ એ મગ બ્રાહ્મણો તે વેળાની દુનિયામાં પ્રખ્યાત હતા. આજે પણ આપણા મોબેદ વર્ગમાં બહુ જણાને જ્યોતિષ વિદ્યા તરફ આકર્ષેલુ છે ને કેટલાક સાધારણ ઠીક જ્યોતિષ જાણે છે. દુનિયાનો કારોબાર અને જીવન સમજવા જ્યોતિષનું જ્ઞાન ઘણું જ કામનું છે.

## ગાથા હા. ૩૩—શ્લોક ૧૩ મો

**રફ્ૈધ્રાઇ**: Rafəδrāi : रध्रै = In order to grasp and maintain, ગ્રહણ કરીને જાળવી રાખવા માટે. ૪/૧. ધાતુ रभृ. આ શબ્દ "ગાથા"માં કેટલેક ઠેકાણે આવે છે. પ્રારંભમાં હા. ૨૮–૧ માં જ "રફ્ૈધ્રહ્યા" શબ્દ છે. આ શબ્દ रप् ધાતુ પરથી નહીં પણ रम् ધાતુ પરથી નીકળેલો છે, જેનો અર્થ to take hold of, to grasp, પકડવું, ધરવું, એમ થાય છે, અને એ ધાતુનાં ક્રિયાપદોનાં રૂપમાં रब् તેમજ रप् પણ આવે છે: अरब्ध रप्स्यति, रिप्सते જેવાં રૂપો ઋગ્વેદમાં ને "મહાભારત"માં મળે છે. "વાજસનેયિ સંહિતા"ના ટીકાકાર મહીધરે ખુદ रब्धृ શબ્દ વાપરેલો છે, તેનો અર્થ "ગ્રહણ કરનાર, પકડી રાખનાર" થાય છે. એ માટે જુઓ મોનિયેર વિલ્યમ્સનો સંસ્કૃત–અંગ્રેજી મહાકોશ, બીજી આવૃત્તિ, પૃષ્ઠ ૮૬૭, પહેલી હાર. रभस् નો અર્થ પણ Zeal, ardour, ઉત્સુકતા, આસ્થા, ખંત, એવો થાય છે. એટલે આ रभ् ધાતુમાં બીજો ધાતુ धृ (to maintain or support, ધારણ કરવું, ટકાવવું) ઉમેરાઈને આ रभ्ध्र શબ્દ થયેલો છે અને તે જ આ "રફ્ૈધ્ર"શબ્દ છે. એમાં આનંદનો કે ધન્યતા (blessedness) નો ભાવ નથી. એ સમજણ મૂળ પહેલવી ઓલમાઓએ ધ્રૌ એટલે to be pleased, આનંદ પામવું, એ ધાતુ લીધાથી આવેલી દેખાય છે, ને પહેલવીમાં એનો અર્થ "શમિશ્ન" કરીને કીધેલો છે, જેનો અર્થ "આનંદ, ખુશાલી" છે. મેં ઉપર જણાવ્યા પ્રમાણેની જે ખરી વ્યુત્પત્તિ લીધી છે તેનો અર્થ આગલા શ્લોકની અને આ શ્લોકની મતલબને તદ્દન બંધબેસતો છે, અને એ જ અર્થ જ્યાં જ્યાં એ શબ્દ આવે છે ત્યાં ત્યાં લાગુ પડે છે. આગલા શ્લોકમાં જે સિદ્ધિઓ મેળવવા ચાહી છે, તે સિદ્ધિઓ ગ્રહણ કરીને નિભાવી–જાળવી રાખવાની ને તે પાછી ચળી નહીં જાય તેમ કરવાની અહીં વાત છે.

**વૉઉરુચપાને**: *Vourucaṣānē* : उरुचक्षणे = Oh all-round Illuminator! હે સર્વત્ર પ્રદ્યોતક! હે સર્વ દિશાએ પ્રકાશ આપનાર! ૮/૧. મૂળ શબ્દ उरुचक्षणि છે, તેનું આઠમી સંબોધન વિભક્તિનું આ રૂપ છે. उरुचक्षस् કે उरुचक्षन् નું એ રૂપ નથી. આ શ્લોકમાં "અહુરા"ને સંબોધન છે, એટલે તે પરમાત્માના પ્રતિનિધિ રૂપ "સૂર્ય"જ છે, એટલે સૂર્ય જ સર્વત્ર પ્રકાશનો આપનાર છે, ને એ "અહુરા"નું જ ગુણવિશેષણ છે. ઋગ્વેદના મં. ૭–૩૫–૮ માં शं नः सूर्य उरुचक्षा उदेतु એમ સૂર્યને જ માટે કહેલું છે. વળી મં. ૭–૬૩–૪ માં પણ એ જ સંબંધમાં એ શબ્દ આવે છે. મઝ્દા અહુરાનો પ્રતિનિધિ સૂર્ય જ છે.

**દોઇષી**: Dōiṣī (दि) देषि = Thou bestowest, grantest, assignest, તું આપે છે, બક્ષે છે, નિવાજે છે. ધાતુ दिश् ક્રિયાપદ: વર્તમાનકાળ, પરસ્મૈપદ, ૨/૧. એ ધાતુ એ જ અર્થમાં ઋગ્વેદ મં. ૨–૪૧–૧૭ માં વપરાયેલો છે.

**મોઇ**: Mōi : मे = For me, મારે માટે, મને. ૪/૧.

યા: Yā : या = Which, those which, જેઓને, તેઓને–જેઓને. ૨/૩. એ "અબિફ્રા"નું સર્વનામ છે.

વોઁ: Vō: वम् = Your, of all of you Aməshā Spəntās, તમારી, તમો સૌ અમેષા સ્પેન્તાઓની. ૬/૩.

અબિફ્રા: Abifrā : अभिप्रा = Heart-filling accomplishments, હૃદય ભરતી સિદ્ધિઓને, અભિપ્રાપ્તિઓને. ૨/૩. નાન્ય. ધાતુ आभिपृ = to fill the heart with, to accomplish, કશાથી હૃદયને ભરવું, સંપાદન કરવું, મેળવવું. એ ધાતુ પરથી એ अभिप्र નામ થયેલું છે. વ્યુત્પત્તિ પ્રમાણે આ અર્થ તદ્દન ખરો છે, કેમકે આગલા શ્લોકમાં સૌ અમેષા સ્પેન્તા તરફથી મળતી સિદ્ધિઓની જ વાત છે. આ શબ્દ પદ્યનિયમ પ્રમાણે અહીં "અ–બિ–ફ્–રા" એમ ચાર શ્રુતિમાં બોલવાનો છે.

તા: Tā : ता = These, those, તેઓ, એઓ. ૧/૩.

ક્ષથ્રહ્યા: Xṣaθrahyā : क्षत्रस्य = Of restraint or control over the senses, સંયમની, ઇંદ્રિયો પરના કાબુની. ૬/૧. અહીં "ક્ષથ્ર" ગુણવાચક નામ છે.

અહુરા: Ahurā : असुर = Oh Ahurā ! હે અહુરા! ૮/૧.

યા: Yā : या = By which, જેથી. ૩/૧.

વહ્હ્યુહ્...મનહ્હો: Vaŋhəuš Manaŋhō : वसोम्...मनसम् = Of pure mind, સાત્ત્વિક મનની. ૬/૧. આ પણ ગુણવાચક નામ છે.

અષિશ્: Asiš : आषिम् = Gain, acquirement, પ્રાપ્તિ, સંપાદન. ૧/૧. આ શબ્દનો ધાતુ अश् = to gain, મેળવવું છે. એ પરથી આ "અષિ" નામ થયેલું છે. હા. ૨૮–૪ માં અને હા. ૩૪–૧૨ માં દીર્ઘ ઈ સાથે અષીમ્ ને અષીશ્ શબ્દો આવેલા છે, તેનો અર્થ સ્વામિત્વ–mastership છે. એ બે જુદા શબ્દો છે. સંસ્કૃતમાં अषिन् નામ છે, તેનો અર્થ દીર્ઘકાળ પર્યંત ટકતું, દૂર સુધી પૂગતું, એવો થાય છે, ને તેમાં પણ એ જ ભાવ છે.

ફ્રો: Frō : प्रो = Well, properly, બરાબર રીતે. અવિકારી અવ્યય. प्र + उ. જુઓ હા. ૩૩–૮.

સ્પેન્તા આરમઇતે: Spəntā Āramaitē : श्विन्ता अरमते = Oh Spəntā Āramaiti ! હે સ્પેન્તા આરમઇતિ ! ૮/૧.

અષા: Aṣā : अषा = Through Asha or through righteousness, અષ અથવા અષોઈ દ્વારા. ૩/૧. બન્ને લઈ શકાય.

દએનાઓઁ: Daēnā̊ : धेनास् = Religious commandments, ધર્માદેશોને, ધર્મના ફરમાનોને. ૨/૩. જુઓ હા. ૩૧–૧૧ માં આ શબ્દની ટીકા.

આ ફ્રદક્ષયા: Ā fradaxṣayā: आ प्रदक्षय = Cause to strengthen, cause to support, પુષ્ટિ અપાવ ! શક્તિ અપાવ ! ધાતુ प्रदक्ष. ક્રિયાપદ:

અપૂર્ણભૂતકાળ, આજ્ઞાર્થ, પ્રયોજક (causal), પરસ્મૈપદ, ૨/૧. જે. વ્યા. § ૬૮૫.

* છેલ્લી પંક્તિમાં આઠ જ શ્રુતિઓ છે. ભાવાર્થ પ્રમાણે "ફ્રદ-ક્ષયા" ની અગાઉ "આ" હશે તે નીકળી ગયેલો લાગે છે, તે ફરી અહીં મૂક્યો છે.

**૧૩ મા શ્લોકનો ભાવાર્થ:** હે સર્વત્ર પ્રકાશ આપનારા અહુરા! તે તારી અભિપ્રાપ્તિઓ જે સંયમની છે, જેનાથી સાત્વિક મનની સિદ્ધિ છે, તે સૌ ગ્રહણ કરીને જાળવી રાખવા માટે તું મને આપે છે. હે મહા સ્પેન્તા આરમઇતિ! અષોઈ દ્વારા ધર્માદેશોને તું બરાબર રીતે બળ-પુષ્ટિ-આપજે!

આગલા શ્લોકમાં પોતાનો ઉદ્ધાર કરવા માટે અહુરા-મઝ્દાની સ્તુતિ કરતાં બીજા અમેષા સ્પેન્તાઓ તરફથી મળતી સિદ્ધિઓની ને બક્ષિશોની માગણી કીધા પછી હવે અહીં પેગમ્બર સાહેબ સર્વત્ર પ્રકાશ આપનાર અહુરાને વિનંતિ કરે છે કે એ પ્રાપ્તિઓ-અંતર બળની, ભક્તિની, સાત્વિક મનની સિદ્ધિની તેમજ અષોઇની ફતેહની-મને હંમેશ સુધી ગ્રહણ કરીને તે જાળવી રાખવા માટે તું આપે છે. એ અમૂલ્ય પ્રાપ્તિઓ કંઇ સ્વાર્થને માટે થોડા વખત માટે નહીં, પણ તે સૌને હું સદા જાળવી રાખું, તેમાં કંઇ ચૂક કરીને પાછી હું તે ખોઇ દઉં નહીં, એવી રીતે બક્ષવાની મહેર કરે છે. આવી દિવ્ય સિદ્ધિઓ કંઇ આજે મેળવીને પછી તે મૂકી દેવાની નથી. એ તો આત્માની પૂંજી તરીકે સદા સંભાળથી જાળવી રાખવાની છે, એટલે માણસે તો જાણે સ્વભાવે જ અષો અને નેક થવાનું છે. એ પછી સ્પેન્તા આરમઇતિને પેગમ્બર સાહેબ કહે છે કે અહુરાએ જે ધર્મનાં ફરમાનો આ દુનિયાને આપેલાં છે, તે સૌને હું અષોઇથી પાળી શકુ, અને દુનિયા પાસે તે હું પળાવી શકુ, તેથી અષ દ્વારા-એટલે અષની મહેર ઉતારીને તે સૌ ફરમાનોને તું પુષ્ટિ અપાવ, તેની બળવૃદ્ધિ કરાવ! કેમકે ધર્મના અચળ અને સનાતન ફરમાનો તો અષોઇ-સત્ય અને પવિત્રતા-ઉપર જ ટકી શકે.

અહીં પણ સ્પેન્તા આરમઇતિ એટલે ચંદ્રને ધર્માદેશની પુષ્ટિ માટે વિનંતિ છે. ચંદ્ર ચોથી રાશીનો માલિક છે, તેમજ ચોથું ઘર ચારિત્ર્યનું છે, એટલે એનો સ્વાભાવિક કારક ચંદ્ર જ છે. ધર્માદેશ માણસનું ચારિત્ર્ય ઘડવા માટે જ છે, જ્ઞાન વિદ્યા સંપાદન કરીને સારું નરસું સમજવાને માટે છે, તેથી જ અહીં ચંદ્રને-આરમઇતિને-વિનંતિ કીધી છે. જ્યોતિષના સાચા પાયા પર એમ "ગાથા"નું આ શિક્ષણ અપાયેલું છે.

# ગાથા હા. ૩૩—શ્લોક ૧૪ મો

અત્: At अत् = Therefore so, તેથી

રતાંમ્ : Ratąm रातम् = Dedication, sacrifice, giving-away, અર્પણને, બલિદાનને. ૨/૧. નારી. ધાતુ रा = to surrender

જરથુશ્ત્રો: Zaraθuštrō जरथुष्ट्र = Zarathushtra, જરથુશ્ત્ર. ૧/૧.

તન્વસ્-ચીત્: Tanvas-cit तन्वश्चिद् = Of body itself, of self certainly, ખુદ દેહના, ખરેખર પોતાના પંડના ૬/૧.

ખ્વફ્યાઆઁ. X'aŕyå स्वस्या = Of his own, તેનું પોતાનુ ૬/૧ નારી આ શબ્દ ઋગ્વેદ મ ૨-૪-૪ મા છે.

ઉશ્તનૅમ્ : Ustanəm उष्टनम = Life-breath, પ્રાણને, ૭/૧. નાગીજાતિ ધાતુ उष् = to burn આ શબ્દ હા ૩૧-૧૧ મા આવેલો છે, ત્યા જુઓ સામાન્ય માણસ પણ ખાલી સ્થૂળ શરીરનુ બલિદાન પ્રેમભાવે કે સેવાભાવે આપે છે, પણ પેગમ્બર સાહેબે તો પૂર્ણ જ્ઞાનથી ને પૂર્ણ અષોઇથી પોતાના પ્રાણને મહા સમર્થ કરેલો છે, તે તો મહા બળવાન છે, તે પ્રાણનુ પણ આ ધર્મકાર્ય માટે તેઓ બલિદાન આપે છે કે જેથી લોકો ધર્મમાર્ગે રહીને પોતાનો ઉદ્ધાર મેળવે. આ "ઉશ્તનૅમ્" તે આત્મા નથી પણ જીવનશક્તિ યા પ્રાણ-જીવનનો શ્વાસ-છે શરીરમા જે ગરમી-ઓજસ રહે છે, તે એજ છે. એ મજ્દાનો ગુણ છે.

દદાઇતી Dadāiti ददाति = Gives offers આપે છે, અર્પણ કરે છે. ધાતુ दा ક્રિયાપદ વર્તમાનકાળ, પરસ્મૈપદ, ૩/૧

પઓઉર્વતાતૅમ્: Paourvatātəm पूर्वतातम् = Pre eminence, સ્થાનપ્રકર્ષને, અગ્રસ્થાનાધિકારને, આગલુ સ્થાન ધરાવવાના અધિકારને, ઉત્તમતાને ૨/૧.

મનઙ્હસ્-ચા વઙ્હેઉશ્ : *Manaŋhas-cā Vaŋhəuš* मनसश्च वसोश् = *And of holy* mind અને સાત્વિક મનની ૬/૧

મજ્દાઇ : Mazdāi मेधाय = For Mazda at the feet of Mazdā, મજ્દાને માટે, મજ્દાને ચરણે ૪/૧

શ્યઓથૅનહ્યા : Syaoθənahyā च्यौत्नस्य = Of deed, કાર્યની પ્રવૃત્તિની ૬/૧

અષાઇ : Ašāi अपाय = For Asha, at the feet of Asha, અષને માટે, અષને ચરણે ૪/૧

યા-ચા : Ya-cā या-च, येन-च = And through which, અને જે દ્વારા, ૩/૧

ઉખ્ધ્ખ્યા-ચા : Uxδaxya-cā उक्थस्य-च = And of devotional poetry, અને કવિતાસ્તોત્રની હિંદુ કોશકારો પ્રમાણે વેદના મંત્રોથી જુદી જાતની જે ભજન કવિતા લખાતી હતી, તેને તે જમાનામા उक्थ-ઉકથ-કહેવામા આવતી ૬/૧.

સૅરઑષૅમ્ : Səraosəm : श्रोषम् = Obedience, service, તાબેદારીને, સેવાને. ૨/૧.

ક્ષથ્રૅમ્-ચા : Xsaθrəm-cā : क्षत्रम्-च = And the controlling power, અને સંયમ શક્તિને. ૨/૧.

**૧૪ મા શ્લોકનો ભાવાર્થ:** તેથી જરથુસ્ત્ર ખુદ પોતાના પ્રાણનું બલિદાન તથા સાત્વિક મનની ઉત્તમતાને મઝ્દાને ચરણે, કાર્યની ઉત્તમતાને અષને ચરણે અર્પણ કરે છે, અને જે વડે (તેના) કવિતાસ્તોત્રની સેવા ને શક્તિને પણ (તે અર્પણ કરે છે).

હવે આ હા. ના છેલ્લા શ્લોકમાં તો પેગમ્બર સાહેબ પોતાના સર્વસ્વનું બલિદાન આપે છે. સામાન્ય દુનિયા બદીમાં એવી તરબોળ બનેલી રહે છે કે એ કંઇ સહેજમાં આવા પેગમ્બરનો મહાન ઉપદેશ ગ્રહણ કરીને અષોઇને માર્ગે જઇને સુધરી જાય. પેગમ્બર સાહેબ જાણે છે અને અનુભવે છે કે આ દુનિયાના લોકોને પાછા સત્પંથે લાવતાં તેમને જેવા તેવા ભોગ આપવા પડશે નહીં. જે અહુરા મજ્દાના અને અમૅષા સ્પૅન્તાના એઓ પેગામ લાવનાર અને સેવક થયા છે, તે સર્વને માટે તો એમણે પોતાનું બધું જ અર્પણ કરી દેવું પડશે. અષોઇનો ને નેકીનો માર્ગ તો સદા કાંટાળો જ છે. સ્વાર્થી દુનિયા પોતાની મતલબ સાધવા પેગમ્બર જેવાને પણ કનડવા-દુઃખ દેવા-વગર રહેતી નથી. મોટાઓ પોતાની મતલબ કાઢી લેવા પાછળ રહીને ગરીબ અજ્ઞાન નાનાઓનો ઉપયોગ કરે છે, તે આ નાનાઓ સુધરે ને નેક પંથે જાય તો પછી એ મોટાઓનાં છૂપાં કર્મ કોણ કરી આપે? એટલે તેઓએ તો જેમ ચાલતું આવ્યું છે તેમજ ચાલે એમ જોવું જોઇએ. તેથી જ ઘોર પાપ કરી કરીને જડ થઇ ગયેલા લોકોને સુધારવાનું કામ બહુ કઠણ છે. માટે જ પેગમ્બર સાહેબ કહે છે કે આ પવિત્ર પેગામ બધા ગ્રહણ કરે તે માટેના પ્રયત્ન કરતાં ભલે મારી જિંદગી જાય તોપણ હું આ મારું પવિત્ર કાર્ય ચાલુ રાખીશ. અરે એ માટે હું મારા પ્રાણનું, જેમા આ જીવન માટેના બધા જ વિચાર કરવાનું અને તે અમલમાં મૂકવાનું સૂક્ષ્મ સ્થાન છે, તેનું પણ હું બલિદાન આપું છું. પૂર્ણ સાત્વિક મનની ઉત્તમતા અને તેથી મેળવેલા અગ્રસ્થાનાધિકારનું શ્રેષ્ઠત્વ પણ અષને એટલે અષોઇને ચરણે મૂકું છું, એટલે તેનો પણ હું પૂરેપૂરો ઉપયોગ કરીશ, અને આ સાધનોથી આ કવિતા-ભજનદ્વારા હું જે સેવા ને શક્તિના શુભ અંશ ધરાવું છું તે પણ અષોઇને જ ચરણે ધરું છું. એટલે મારાં તનમનની, બુદ્ધિની, મારી તમામ આધ્યાત્મિક શક્તિની અને મારા આત્માની જે કંઈ શક્તિ છે, તે બધી આ દુનિયાની સેવા માટે હું અર્પણ કરું છું!

પેગમ્બર સાહેબના આ કેવા દૈવી અને અમીરી શબ્દો ને ભાવ છે! ભાઇબંધીનો-Brotherhood નો-વિશ્વસ્નેહનો આથી વધુ સુંદર ઉદ્દેશ અને તેના દર્શન બીજે ક્યાં મળશે! આપણા જરથોસ્તી ભાઇઓ મોટે ભાગે પોતાના ધર્મનો ને પોતાના પેગમ્બરના પેગામનો કશો ખરો અભ્યાસ કરતા નથી, જેઓએ એ અભ્યાસ થોડો ઘણો કીધો છે તેમાંના મોટે ભાગેના વિદ્વાનો માત્ર શબ્દોની ખેંચતાણમાં ને "હું ખરો તમે ખોટા" એવા મિથ્યાભિમાનમાં રહીને પોતાના

ભાઇઓને જે ધર્મનું ખરું શિક્ષણ આપવું જોઇએ તે આપતા નથી. જેઓ આ દુનિયામાં જીવતાંજીવત કેમ ચાલવું તે જાણતા નથી, જેઓ પોતે, ક્રોધ, કપટ, માયા, અસત્ય, કામ, અદેખાઇ, ભૂંડી વાણીમાં પડી રહેલા છે, તેઓ ધર્મના મોટા ઉપદેશક બનીને **બીજી દુનિયાની** વાતો લોકો આગળ કરે છે, તેમાં નથી તેઓનો પોતાનો ઉદ્ધાર કે નથી તેમાં તેઓને સાંભળનારાનો ઉગારો. અપોઇથી ને નેકીથી ચાલનારો વિદ્વાન જ ખરો વિદ્વાન છે, અને તે બીજી દુનિયાની નહીં પણ આ જીવતી દુનિયાની જ વાત કરીને લોકોને ખરા ધર્મના પંથે દોરવે છે, તે જ ધર્મની ખરી સેવા કરે છે. શ્રી જરથુસ્ત્ર સાહેબે મોટે ભાગે આ દુનિયાની જ વાત કીધી છે, ને તેમાં કેમ રહેવું ને કેવી રીતે વર્તવું તેના ખરા માર્ગ બતાવ્યા છે, એટલે તે માર્ગે જતાં લોકો પોતાની મેળે બીજી દુનિયાની ગતિ સંભાળી લે. એથી જ શ્રી જરથુસ્ત્ર સાહેબ ખરા પેગમ્બર છે.



ઇતિ શ્રી ૩૩ મો અધ્યાય પૂરો

# ગાથા અહુનવઇતિ—હા. ૩૪ મો

## અધ્યાય ૭ મો

## "મોક્ષમાર્ગ"

### –: ટિપ્પણ :–

શ્રી જરથુશ્ત્ર સાહેબની પાંચ ગાથાઓમાંની પહેલી મુખ્ય ગાથા "અહુન-વઇતિ" માં જ તેમણે પોતાના ખાસ પેગામ તથા ધર્મના તત્ત્વજ્ઞાન સંબંધના કાવ્યપુસ્તકમાં સ્પષ્ટતાથી બધું કહી દીધું છે. પહેલા છ અધ્યાયમાં–યસ્ન ૨૯–૨૮ ૩૦–૩૧–૩૨ અને ૩૩ માં–પગથીએ પગથીએ તેમણે આપણને ઉપર ચઢાવ્યા છે, અને પ્રવેશક, સ્તુતિ, પેગામ, દર્શન, વિરોધ અને સર્વાર્પણ–એ છ અધ્યાયોમાં પેગમ્બર સાહેબે પોતાનો ખાસ પેગામ, દુનિયાની રચના, નેકી બદીનું મૂળ, ધર્મની ફિલસૂફી, તેમને નડેલા શાસ્ત્રીઓનો ને ક્રિયાકાંડી બ્રાહ્મણોનો વિરોધ અને તેની પોકળતા, દુનિયાના ભલા અર્થે પોતાનું સર્વસ્વ હોમાવી દેવાની તમન્ના–એ બધું આપણને સમજાવ્યું છે, અને જીવન કેવી રીતે જીવવું જોઇએ તે પણ દેખાડ્યું છે. માખની માફક બધે ભમભમ કરતું મન એકાગ્ર કરીને તેને પ્રથમ સાત્ત્વિક કરવા માટેનો જે ભાર પદે પદે તેમણે મૂકયો છે. મન સુધરે તો જ ખરી અષોઇ પળાય અને અષોઇ પળાય તો જ પછી આ દુનિયાના બંધનમાંથી મુક્તિ પામવાના આપણે અધિકારી થઇ શકીએ, એ બધું ઘણી જ સ્પષ્ટ રીતે તેમણે દર્શાવ્યું છે. મનને કેળવવું એટલે બધા વિકારો પર કાબુ મેળવવો–એ જ પ્રથમ પગથિયું છે, તે વગર ધર્મના બધા બહારના પ્રકારો વ્યર્થ છે. ધર્મ એટલે આ ક્ષણભંગુર દુનિયામાં આપણું જે ખરું ધારણ (support) બને તે; સંસારસાગર પાર તરી જવાનું આપણું આધાર રૂપ પાટિયું. એ ધારણ, એ આધાર, કોઇ બહારનો માણસ, પછી તે ગમે તેવો વિદ્વાન કે સાધુ હોય તે પોતાના મંત્રથી કે ભલામણથી, આપી કે અપાવી શકે તેમ નથી. એ તો દરેક માણસે પોતે જ પોતાના અંતરબળથી ઉપજાવી લેવાનું છે. એટલે એ અંતરબળ મેળવવા આપણે આપણા પેગમ્બર સાહેબનો બોધ સાંભળીએ ને તે પ્રમાણે ચાલીને નેકી બદીના માર્ગનું જ્ઞાન મેળવીને મનને દૃઢ કરીને પાપમાં પડીએ જ નહીં તેવું કરીએ, ત્યારે આપણને એ અંતરબળનું ધારણ મળે. આ વાત તો પેગમ્બર સાહેબે ભાર મૂકીને આગલા છ અધ્યાયોમાં બરાબર સમજાવી છે. આ જિંદગીનો ફેરો સફળ કરવા બીજા કોઇ પણ ઋષિમુનિએ કે પેગમ્બરે એથી વધુ સરળ રીતે ટૂંકમાં ને સ્પષ્ટતાથી વધુ સારો ઉપદેશ આપ્યો નથી. માણસની જિંદ-ગીનું અંતિમ લક્ષ્ય આ દુનિયાનાં બંધનથી મુક્તિ પામવાનું હોય, તો તેને માટેના સાચા ને સીધા માર્ગ સરળતાથી આપણા મહાન પેગમ્બર શ્રી જરથુસ્ત્ર સાહેબે પોતાની ગાથાઓમાં સમજાવ્યા છે. આ "ગાથા"માંનો ઉપદેશ જે બરાબર ગ્રહણ કરે ને પોતાના જીવનમાં પાળે તે જ ખરો જરથોસ્તી કહેવાય, કેમકે પેગમ્બર સાહેબનો સીધો ઉપદેશ માત્ર આ ગાથાઓમાં જ મળેલો આપણી પાસે હજારો વર્ષથી બરાબર સચવાયેલો રહ્યો છે. એ જ રાજયોગ છે.

હવે આ છેલ્લા ૭ મા અધ્યાયમાં પેગમ્બર સાહેબ "મોક્ષમાર્ગ" તરફ છેવટમાં આપણને લઇ જાય છે. અહુરા મઝ્દાએ આપણને જે જે ન્યામત

ખક્ષેલી છે, આપણા સુખ માટે જે અગણિત વસ્તુઓ તૈયાર રાખેલી છે, તેનો સદુપયોગ કરીને સંપૂર્ણ સાત્વિકતા મેળવીને અષોઇ સંપાદન કરી આપણે તે તે ન્યામતો માટે તે સાહેબના સદા અહેશાનમંદ રહી આપણી મુક્તિનો માર્ગ ખુલ્લો કરવાનો છે. એ માટેનો અંતિમ બોધ હવે આ "અહુનવઇતિ ગાથા"ના છેલ્લા અધ્યાયમાં આપ્યો છે.

* * *

## ગાથા હા. ૩૪--શ્લોક ૧ લો

યા: Yā : या-येन = Through or by which, જેથી, જે દ્વારા. ૩/૧. આ 'યા' તેમજ એ પછીના બીજા બે "યા" તેની પછી આવતાં નામો "શ્યઓથ્નના," "વચઙ્હા" અને "યસ્ના"નાં સંબંધી સર્વનામ છે. એટલે એ છૂટાં જ રહેવાં જોઇએ. વાક્યરચના અને તેના અર્થ પ્રમાણે આ 'યા' નો અર્થ "જે" બરાબર છે, કારણ કે એનું પ્રતિસંબંધી સર્વનામ "તએઇબ્યો" એટલે "તે પ્રમાણે, તે અનુસાર" એમ તુરત પાછળ બીજી પંક્તિમાં આવે છે.

શ્યઓથ્નના: Syoθənā · च्यौत्ना = Through action or deed, કર્તવ્યથી, કાર્યથી. ૩/૧. Through deed, કાર્ય દ્વારા, કર્તવ્યથી.

યા: Yā · या-येन = Through which, જે દ્વારા. ૩/૧.

વચઙ્હા: Vacaŋhā : वचसा = By or through word, શબ્દથી, વચનથી ૩/૧.

યા: Yā येन = Through which, જે દ્વારા. ૩/૧.

યસ્ના-ચા: Yasnā-cā · यज्ञा-च = And through worship or self-sacrifice, અને સ્તુતિ દ્વારા, સ્વાર્પણ દ્વારા. ૩/૧. આ "ય-સિ-ના" એમ ત્રણ શ્રુતિમાં બોલવાનો છે. અહીં "યસ્ના" પછીનો "ચા" લુપ્ત થયેલો છે, તે પાછો મૂકવો જ જોઇએ.

અમેરેતાતેમ્: Amərətātəm : अमृतातम् = Immortality, અમરતા. ૨/૧. એ "દાઓઙ્હા"નું કર્મ છે. મનવચનકર્મથી ને સ્વાર્પણથી માણસ મોક્ષ મેળવે તો પછી તેનો આત્મા તો અમર છે. આ પૃથ્વીના બંધનમાં પડ્યાથી એ "આત્મા" ને શરીરને વળગેલાં દુ:ખો ભોગવવાં પડે છે, એટલે એમાંથી આત્મા બચી જાય તો પછી તે તો તેના સ્વભાવે અમર જ છે. "અમરતા" કંઇ જીવતા શરીરને મળતી જ નથી. એ તો "આત્મા"ને માટે છે. આ વસ્તુ સમજાય તો ગાથામાં આ અમરતા, અમૃતતાની વાત આવે છે તેનો ખુલાસો થઇ જાય. "અમેરેતતાતેમ્" ખોટો શબ્દ છે, "અમેરેતાતેમ્" જોઇએ.

અષેમ-ચા: Aṣəm-cā : अषम्-च, ऋतम्-च = And holiness or righteousness અને અષોઇ, પવિત્રતા. ૨/૧. એ પણ "દાઓઙ્હા"નું કર્મ છે.

તએઇબ્યો: Taēibyō : तेभ्यस् = According to these, consequently, એ પ્રમાણે, એ અનુસાર. ૪/૩.

દાઑંહ્હા : Dā̊ŋhā : धास = Thou mayest bestow, તું કદી બક્ષે. આ ક્રિયાપદના વ્યાકરણ માટે તેમજ અર્થ માટે મિલ્સ, બાર્થોલોમે, મોલ્ટન, કાંગાજી વગેરે વિદ્વાનો ગૂંચવાઈ ગયેલા લાગે છે, ને બધા એને પહેલો પુરુષ એકવચન ગણે છે. પણ એ धा ધાતુના અનિયમિત (aorist) ભૂતકાળ, સંશયાર્થ ભેદ, આત્મનેપદ, બીજો પુરુષ એકવચનનું રૂપ છે. જુઓ જેકસનનું વ્યાકરણ, § ૬૩૩, ત્યાં એ શબ્દ જ આપેલો છે. સંસ્કૃતમાં પણ એ જ રૂપ છે. આ ક્રિયાપદ કર્મવિભક્તિમાં તેમજ ચોથી વિભક્તિમાં કર્મ લે છે.

મઝ્દા : Mazdā : मेधा = Oh Mazda! હે મઝ્દા! ૮/૧.

ક્ષથ્રૅમ્-ચા : Xṣaθrəm-cā : क्षत्रम्-च = And supremacy, ને પ્રભુતા. ૨/૧.

હઉર્વતાતો : Haurvatātō : सर्वतातस् = Of full prosperity or perfection, સમૃદ્ધિની, કલ્યાણની, ૬/૧. આ "હઉર્વતાત્" તથા "અમૃતાત્" એ ગુણવાચક નામો છે.

અએષાંમ્ : Aēsąm : एषाम् = Of these (gifts). એ સૌનું-એ સર્વ બક્ષિશનું. ૬/૩. પાછળ આવતો ક્રિયાપદ "દસ્તે" (धत्ते) ૬ ઠ્ઠી વિભક્તિમાં કર્મ લે છે. આ "અએષાંમ્" શબ્દની "ગાથા"માં બધે ત્રણ શ્રુતિ ગણવામાં આવેલી છે.

તોઇ : Tōi : ते-तव = Thine, તારી. ૬/૧.

અહુરા : Ahurā : असुर = Oh Ahurā! હે અહુરા! ૮/૧.

અઁહ્મા : Ə̄hmā : अस्मा-अस्माकम् = Our, અમારી. ૬/૩. "અમારું"નાં અવસ્તા ગાથામાં ને અવેસ્તામાં પાંચ રૂપ વપરાયાં છે. અહ્માકૅમ્, નો, નૅ, અહ્મા, અને અઁહ્મા. જુઓ જેકસનનું વ્યાકરણ § ૩૮૯.

પૉઉરુતૅમાઇશ્ : Pourutəmāiš पुरुतमैः = Through or with full abundance પૂરતી રીતે, વિપુલતા સાથે, ભરછકપણે, ભરપટ્ટે. ૩/૩. અહીં પુરુ બન્ને અનુદાત્ત છે.

દસ્તે : Dastē : धत्ते (धा) = He holds, retains, adheres. તે ધારણ કરે છે, ગ્રહણ કરી રાખે છે. ક્રિયાપદ : વર્તમાનકાળ, આત્મનેપદ, ૩/૧. આ જ અર્થમાં ને રૂપમાં "ગાથા"માં "દઝ્દે" પણ વપરાય છે. જુઓ જેકસનનું વ્યાકરણ § ૫૪૨. એનો કર્તા "જરથુસ્ત્ર" અધ્યાહાર (understood) છે.

**૧ લાં શ્લોકનો ભાવાર્થ :** જે કાર્યથી, જે શબ્દથી, ને જે સ્વાર્પણથી- એ સર્વ વિધિ પ્રમાણે, હે મઝ્દા! તું કદી અમરતા અને અપાઇ તેમજ સમૃદ્ધિની પ્રભુતા પણ બક્ષે, એ સૌ તારી બક્ષિશોનું, હે અહુરા! અમારી ભરછકતાથી તે (જરથુસ્ત્ર) ધારણ કરે છે.

આ શ્લોકમાં "દસ્તે"–ધારણ કરે છે, એ ક્રિયાપદનો કર્તા નથી, એટલે ક્રિયાપદ અકર્તૃક–impersonal–જેવો વપરાયેલો છે. પણ તે જ બતાવે છે કે તેનો કર્તા એ શ્લોક બોલનાર પોતે જ છે. "ગાથા"માં તેમજ વેદમાં ને ઘણા ગ્રંથોમાં કર્તા પોતે ત્રીજા પુરુષમાં ઘણે ઠેકાણે બોલે છે. ૩૩ મા હાના છેલ્લા ૧૪મા શ્લોકમાં જ એમ "જરથુસ્ત્રો" કર્તા તરીકે વપરાયેલો છે, એટલે તેની પછી આવતા આ હા ૩૪–૧ માં પણ એ જ "જરથુસ્ત્રો" અધ્યાહાર છે તે અહીં લેવાનો છે. ૩૩મા હાના પહેલા શ્લોકમાં પણ "હું" ને બદલે "રતુશ્" વપરાયેલો છે. એટલે અહીં બોલનાર તો શ્રી જરથુસ્ત્ર જ છે, અને તેઓ જ પોતે ત્રીજા પુરુષમાં અહીં "દસ્તે"ના કર્તા લેખે રહ્યા છે, જાણે જરથુસ્ત્ર સાધારણ માણસ તરીકે જુદા છે ને અહુરનાં પેગમ્બર તરીકે જુદા છે. આટલી બધી પાક બક્ષિશોના ધારણ કરનાર તરીકે રખે પોતાને ગર્વ આવી જાય, તેથી પણ જાણે ગંભીરતા જાળવી રાખવા અહીં ત્રીજા પુરુષમાં લખાયું છે.

આગલા ૩૩મા હાના ૧૩મા શ્લોકમાં પેગમ્બર સાહેબ બધી અભિપ્રાપ્તિઓની બક્ષિશ માગે છે, ને પછી હવે આ નવા હાના પહેલા જ શ્લોકમાં તેઓ કહે છે કે હે મજ્દા અહુરા! તમે મારા જે કાર્યથી, જે વચનથી, ને જે સ્વાર્પણથી અમરતા, અષોઇ અને સમૃદ્ધિ આપો છો, તે બધી ભરછકતાથી હું ધારણ કરું છું. મારું હૈયું હવે એટલું વિશાળ થયું છે, આખી દુનિયાને હું એવા વિસ્તૃત સ્નેહથી ચાહું છું, કે તે બધી બક્ષિશો મારા હૈયામાં હું ધારણ કરીને સાચવી રાખું છું. તેમાંથી કોઇને હું પાછી ગુમાવી દઉં તેમ નથી. હું તો એ બક્ષિશોને મારા જીવ સમાન જાળવી રાખીશ. એ બક્ષિશોથી તો મારે માનવજાતની સેવા કરવાની છે, એ બક્ષિશોથી જ મને બધી શક્તિ મળી છે ને બીજાઓને પણ હું એ શક્તિ આપીને તેઓને સેવાભાવી કરવાનો છું.(હા. ૩૩–૧૪), એટલે હું તો એ બધીને મારા હૈયામાં જાળવી રાખીશ. ભક્તનું હૈયું તો સ્નેહથી એટલું વિશાળ થયેલું છે કે તે કદી ભરાઇ જતું નથી. એ તો બધી અભિપ્રાપ્તિઓને તેમાં સમાવી શકે છે, એ બધી અભિપ્રાપ્તિઓથી પણ ભક્ત ધરાતો નથી; એનું હૈયુ ભરતાં તો પૃથ્વી ને સ્વર્ગ પણ ખૂટી જાય, કેમકે એને તો ખુદ પ્રભુ જ જોઇએ છે. શ્રી જરથુસ્ત્ર સાહેબ તેથી જ ઘડી ઘડી અહુરા મજ્દાને વિનંતિ કરે છે કે તમે જ ખુદ મારી આગળ પ્રગટ થાઓ, મને દર્શન આપો, મારી પાસે રહો!

અહીં "અમારી" ભરછકતા કહેવાનું કારણ એ છે કે શ્રી જરથુસ્ત્ર સાહેબના મઘમંડળમાં અનેક અષોજન ભેગા થયેલા હતા, ઘણા પવિત્ર માણસો સ્વાભાવિકતાથી એ મંડળના સભ્ય થયેલા હતા, ને પેગમ્બર સાહેબ તરફથી પૂરેપૂરું આધ્યાત્મિક જ્ઞાન તેમણે સંપાદન કરેલું હતું. એટલે આ સાત્ત્વિક મનની, અષોઇની ને પાક સમૃદ્ધિની બક્ષિશ તે બધાએ મેળવેલી હતી, અને એ સર્વે અષોજનો આ દૈવી બક્ષિશોમાં ભાગ લેતા હતા. તેથી જ અહીં અહુરાને કહેવામાં આવે છે કે આ બધી બક્ષિશો માત્ર શ્રી જરથુસ્ત્ર સાહેબ જ નહીં પણ તેમના સૌ અષો અનુયાયીઓ ભરછકતાથી ઝીલી લેશે, બધા જ તે પોતાનાં હૈયાંમાં રાખીને દુનિયાના લોકોને પણ તે મેળવવા મદદ કરશે.

## ગાથા હા. ૩૪—શ્લોક ૨ જો

અત્‌–ચા : At-cā : अत् च-अथच = And likewise, અને તેમજ, એવી રીતે.

ઈ-તોઇ: Ī-tōi : ई-ते (इत्-ते) = Of or for thee only, ખુદ તારા અથવા ખુદ તારે માટેના. "ઈ" અવિકારી અવ્યય છે. "તોઇ"–૬/૧. અહીં "ઈ"નો અર્થ ખુદ જ થાય છે. ખુદ તારા, તારા જ. પછવાડે "વીસ્પા" આવે છે તેની સાથે એ इत् પણ લખાય છે.

મનહ્હા : Manaŋhā : मनसा = Through thought or meditation, સંકલ્પ દ્વારા, ચિંતન દ્વારા. ૩/૧.

મઇન્યઁઉશ્‌–ચા વઙ્હ્‌ઉશ્: Mainyōuš-cā-Vaŋhouš : मन्योश्च वँसो: = And of the Good Manyu, of Spənta Manyu, અને સ્પેન્તા મન્યુની ૬/૧. ગૅલ્ડનર, કાંગાજી વગેરેએ "મઇન્યુશ્ વઙ્હુશ્" લીધેલું છે, પણ ગૅલ્ડનરે પોતાના મૂળ પોથામાં બીજી હસ્તપ્રતોમાં "મઇન્યઁઉશ્–ચા વઙ્હ્‌ઉશ્" લખાયેલું છે એમ નોંધેલું છે, અને વાક્યસંદર્ભ જોતાં તેજ ખરું છે, અને એ શબ્દો છઠ્ઠી વિભક્તિમાં જ જોઇએ. વળી "મઇન્યઁઉશ્" પછી "ચા" પણ જોઇએ જ, નહીં તો એક શ્રુતિ છંદમાં ઓછી થાયે છે.

વીસ્પા : Vīspā : विश्वा = All, every, બધી, પ્રત્યેક. ૩/૧. એ વિશેષણ "દાતા"–એટલે બક્ષિશનું છે.

દાતા : Dātā . दाता = Through what is given, gift, બક્ષિશ દ્વારા. ૩/૧. ભૂતકૃદંત નામ. એને "દાતા" ક્રિયાપદ સાથે ભેળવી નાખ્યાથી જ અર્થમાં બીજાઓએ ગોટાળો કરેલો છે. એની અગાઉ "વીસ્પા" (દરેક) વિશેષણ છે તેની ને "દાતા"ની વિભક્તિ એકજ છે. તેથી એ નામ તરીકે જ લેવાનું છે, ને અહીં બક્ષિશોની જ વાત થાય છે. હા. ૩૩–૮ માં પણ એ જ શબ્દ એ જ અર્થમાં છે.

સ્પૅન્તખ્યા–ચા : Spəntaxyā cā: श्विन्तस्य–च = And of holy, અને પાકના, પાવનના. ૬/૧. "સ્પૅન્તખ્યા નૅરૅશ્" એટલે of the man of holiness, પવિત્રતાવાળા માણસના–એટલે પવિત્ર–પાવન માણસના. ૬/૧.

નૅરૅશ્ : Nərəš; नृस् = Of man, માણસના. ૬/૧. જુઓ જૅક્સનનું વ્યાકરણ § ૩૩૨. અહીં "નૅરૅશ્" એટલે "જીવાના"નો ભાવ છે.

શ્યઓથ્નના : Syaoθənā : च्यौत्ना = Through deed, કાર્યથી. ૩/૧.

યેહ્યા : Yehyā : यस्य = Whose, જેનો. ૬/૧.

ઉર્વા : Urvā · उर्व (?) = Spirit, soul, આત્મા. ૧/૧.

અષા : Ašā : अषा–ऋतेन = With Asha, અષની સાથે. ૩/૧.

હચઇતે: Hacaitē : सचते = Associates himself with, સંસર્ગ રાખે છે, સંબંધ રાખે છે. ધાતુ सच्. ક્રિયાપદ : વર્તમાનકાળ, આત્મનેપદ, ૩/૧. "ચ" સ્વરિત છે તેથી તેની પછી 'ઇ' મૂકેલો છે.

પઇરિ-ગાઇથે : Pairi-gāiθe : परिगैते = I go about deliberating everywhere, I celebrate everywhere, હું બધે ચર્ચા કરતો ફરું છું, હું બધે કીર્તન કરું છું. ધાતુ परिगै. ક્રિયાપદ : વર્ગ ૩ જો, વર્તમાનકાળ, આત્મનેપદ, ૧/૧. ગૅલ્ડનરે આ "ગાઇથે" રૂપ MF, PD, K 37 લેખોમાંનું નોંધેલું છે જ. "ગાઇથે"માં "તે" ઉદાત્ત હોવાથી તે "થે" કીધેલો છે.

ક્ષ્માવતો : Xṣmāvatō : युष्मावतस् = Of relating to you, તમારા સંબંધીનાં, તમારે માટેનાં. ૬/૩. આ શબ્દ હા. ૨૯-૧૧ માં આવી ગયો છે.

વહ્મે : Vahmē : वस्मे-उष्मे = In ardour, in warmth of feeling, ભાવોષ્મામાં, હૈયાની ઊંડી હૂંફમાં. ૭/૧. वस् ધાતુનાં રૂપો उष् ધાતુનાં રૂપો સાથે ભેળાયેલાં છે, અને તેમાં તેજ ને ગરમી બતાવતો શબ્દો થયેલા છે. અહીં वस्म તે उष्म છે : અંતરની લાગણીઓની ઊંડી હૂંફ.

મઝ્દા : Mazdā : मेधा = Oh Mazdā ! હે મઝ્દા ! ૮/૧.

ગરોબીશ્ : Garōbīš : गिरोभिस् = With songs or hymns, ગીતો અથવા ભજનો દ્વારા. ૩/૩. ધાતુ गिर्.

સ્તૂતાંમ્ : Stūtąm : स्तुताम् = Of praises, સ્તુતિઓનાં. ૬/૩.

**૨ જા શ્લોકનો ભાવાર્થ :** અને એવી જ રીતે ખુદ તારે માટેનાં જ ચિંતન દ્વારા, અને સ્પેન્તા મન્યુની દરેક બક્ષિશ સાથે જેનો આત્મા અષની સાથે હંમેશનો સંસર્ગ રાખે છે એવા પાક માણસ જેવાના કૃત્યથી, હૈયાની ઊંડી લાગણીની હૂંફમાં, તમારે માટેનાં સ્તુતિનાં ભજનો દ્વારા, હે મઝ્દા ! હું બધે ફરતો રહીને કીર્તન કરું છું.

આગલા શ્લોકમાં કાર્યથી, શબ્દથી ને સ્વાર્પણથી અમરતા અને સમૃદ્ધિની બક્ષિશ મેળવ્યાનું કહીને હવે પેગમ્બર સાહેબ અહીં કહે છે કે આ અભિપ્રાપ્તિઓની બક્ષિશ ધારણ કરીને હું ખુદ તારે જ માટે આખો વખત ચિંતન-વિચાર-કર્યા કરું છું. તું કેવો મહાન છે, તું કેવો ઉદાર છે, તારા ભક્તને તું કેવી કેવી રીતે નવાજે છે, એ બધી ચીજ માટે હું ચિંતન કર્યા કરું છું. સ્પેન્તા મન્યુ તરફથી મેં મોક્ષમાર્ગ તરફ જવાની પણ બક્ષિશ મેળવી છે, તેનો પણ હું વિચાર કરું છું. અંગ્રમન્યુની ને તેણે મૂકેલી બધી લાલચોની સામે થઇને મેં મનને દૃઢ કરીને અષોઇનો જ માર્ગ લીધો ત્યારે જ મને આ સ્પેન્તા મન્યુ તરફની બક્ષિશ મળી છે. વળી જેના આત્માએ સદાસર્વદા અષોઇનો જ સંગ રાખેલો છે, જેણે અષોઇને કદી પણ છોડી નથી, એવો પાક ને શુદ્ધ માણસ જેવાં કાર્ય કરે તેવાં કાર્ય કરીને હું તો તમારે માટેના સ્તુતિભજનો કર્યા કરતો કરતો ઠામ ઠામ બધે ફરીને તમારું જ કીર્તન કર્યા કરું છું.

હૈયામાં અહુરા મઝ્દાના જ વિચારો આખો વખત રહ્યા કરે, ને તે વિચારોથી મન સદા ભરપૂર ભરાયેલું રહે, તો પછી બીજા આડાતીડા કોઇ વિચાર આવે જ નહીં. અષોઇ તો સદા સાથે જ છે, તે તો જાણે સ્વભાવરૂપે જ

થઇ રહેલી છે, એટલે પછી પાપના વિચારો તેની પાસે આવી શકતા જ નથી. પાક અપો માણસ માટે તો એક બાજુ ખુદાના ને તેની મહાન કુદરતના જ વિચાર હોય ને બીજી બાજુ આ દુનિયાના લોકો કેવી રીતે તેની જ માફક અપોઇ પાળે ને અપો બનીને પોતાનો ઉદ્ધાર કરે તેનું ચિંતન હોય. એટલે પેગમ્બર સાહેબ આ શ્લોકથી બધાને સૂચવે છે કે મનને પાક વિચારોથી જ ભરેલું રાખો, અહુરા મઝ્દાનું જ ચિંતન કર્યા કરો, અપોઇથી પળભર પણ દૂર ના જાઓ, ને રાતદિન તે સાહેબનાં જ ગુણગાન ગાયા કરીને મનને નેક વિચારોમાં જ મશ્ગુલ રાખો. તેમ રાખશો તો જ કોઇ લાલચ તમોને ફસાવી શકશે નહીં. એવી લાલચ તરફ જોવાનો પણ તમોને વખત મળશે નહીં. જ્યાં આખો ઓરડો તલપૂર જગ્યા વગરનો પવિત્રતાથી જ ભરેલો હોય ત્યાં બીજી કઇ વસ્તુ પ્રવેશ પામી શકે? અપોઇ તરફ જવાનો સચોટ ઉપાય અહીં પેગમ્બર સાહેબે સૂચવ્યો છે. મનને ખાલી રાખો ના, મનમાં હલકા વિચારોને પેસવા જ ના દ્યો! અપોઇ જ આખો વખત ભરેલી હોય તો પછી બધું જ અપો રહે છે, ને ત્યાં ખુદા માટેના જ પાક વિચારો આવે છે. એક વેળા વિચાર શુદ્ધ થઇ ગયા તો પછી કોઇ પણ જાતની બદી મનમાં પ્રવેશ પામી શકશે નહીં. તેથી જ શાસ્ત્રમાં કહ્યું છે કે मन एव मनुष्याणा कारणं बंधमोक्षयोः મન જ માણસને બંધનનું કે મોક્ષનું કારણ છે.

## ગાથા હા. ૩૪—શ્લોક ૩ જો

અત્: At अत्-अथ = Moreover, વળી

તોઇ: Toi ते = For thee, તારે માટે ૪/૧.

મીઝ્દૅમ: Mīždəm· मीन्म्-(माढ्) = Reward, riches, what is bestowed as grace, બદલો, ફળ, ધન, ન્યામત ૨/૧. ખુદા આપણને આ દુનિયામા જીવાડવા આપણી પર અનેક મહેર ઉતારે છે–ખાવાપીવાની, રહેવાની, ગુજરાન કરવાની, આબરૂ રાખવાની–એમ હરતરે મહેર તે કરે છે, તેની મહેર નહી હોય તો એ કશુ જ મળતુ નથી અતિ પાપના ફળ તરીકે માણસો ભૂખે તરસે મરે છે, રહેવાનુ સ્થાન પામી શકતા નથી, રોજી પણ મેળવી શકતા નથી, એટલે ઘોરપાપથી ખુદાની મહેર ઊતરતી નથી ને સજા મળે છે માટેજ આ દુનિયામા આપણે, ખાવાપીવા માટે, રહેવા માટે, જીવન ગાળવા માટે ખુદાની "ન્યામત" મળી છે, એમ કહીએ છીએ, ને ખુદા એવી "ન્યામત" સદા આપતો રહે તેવી પ્રાર્થના કરીએ છીએ આ "મીઝ્દૅમ"નો સચોટ અર્થ બીજા કોઇ શબ્દથી નહી પણ "ન્યામત"થી જ બરાબર આપી શકાય છે વળી 'મ્યઝ્દૅમ" શબ્દ બગડેલો છે. મૂળ શબ્દ मीन्ज છે, અને આ ઢ, ળ અક્ષરોનો ગાથાવાણીમા "ઝ્દ" થાય છે ગૅલ્ડનરે એક હસ્તપ્રતમા આ "મીઝ્દૅમ" રૂપ નોંધેલુ છે, તે જ ખરુ છે હા ૩૪–૧૩ મા આ અરી જોડણી જ છે જુઓ જે વ્યા § ૧૮૩.

અહુરા: Ahura असुर = Oh Ahurā! હે અહુરા! ૮/૧

નૅમઙ્હા. Nəmaŋha नमसा = With adoration or homage, નમનથી, ભક્તિપૂજનથી ૩/૧

અષાઇ–ચા: Asāi cā अषाय-च = And for Asha or holiness ને અષને માટે, અષોઇને માટે ૪/૧

દામા: Dāma दम-ददाम = We would preserve, અમે સભાળી રાખવી રાખીશુ ધાતુ दा ક્રિયાપદ અનિયમિતકાળ, સશયાર્થ, પરસ્મૈપદ, ૧/૩

ગએથાઓ: Gaēθå̄ गेथास्-घरा = Creations, સૃષ્ટિઓ, પેદાશો ૧/૩ નારીજાતિ-

વીસ્પાઓ: Vīspå̄ विश्वास् = All બધી, સર્વ. ૧/૩ વિશેષણ–નારીજાતિ

આ–ક્ષથ્રોઇ · Ā-xšaθroi आ-क्षत्रे = In this dominion, આ રાજ્યમા ૭/૧. જુઓ જે વ્યા § ૫૬

યાઓ · Yå̄ यास् = Which જેઓ ૧/૩ નારી

વૉહૂ મનઙ્હા: Vohu.. Manaŋhā वसु मनसा = Through Vohu Mano, વૉહુમનો દ્વારા ૩/૧

અઑસ્તા : Θraoštā: ग्रोष्ट = Attain an end or aim in life, જીવનમાં રાખેલો કોઇ ઉદ્દેશ–કોઇ નેમ–મેળવે છે. ધાતુ "तृ" ક્રિયાપદઃ અનિયમિતભુતકાળ, આત્મનેપદ, ૩/૩. જુઓ હા. ૩૦–૧૦ નાં ટિપ્પણમાં "અસિસ્તા" શબ્દ.

આરોઇ : Ārōi : अरे = I have obtained, મેં મેળવી છે, હું પામ્યો છું. ધાતુ आर्૨. ક્રિયાપદ : પૂર્ણભૂતકાળ, આત્મનેપદ, ૧/૧. જુઓ જેકસનનું વ્યાકરણ § ૬૧૨. આ શબ્દ હા ૩૩–૯ માં આવી ગયો છે.

ઝી : Zī : हि = Indeed, certainly, ખચીત, ખરેખર.

હુદાઑંહો : Hudāŋhō : सुदासस् = Of the knower of the Universal Spirit, બ્રહ્મજ્ઞની, સુબ્રહ્મની. ૬/૧. આ શબ્દ વિભક્તિ ૧/૩માં હા. ૩૦–૩ માં આવી ગયો છે. "હુ–દા–આઑંહ્–હો" એમ ચાર શ્રુતિમાં બોલવાનો છે.

વીસ્પાઇશ : Vīspāiš : विश्वैः = Through all these (acquirements-graces) આ બધી (ન્યામત) દ્વારા. ૩/૩.

મઝ્દા : Mazdā · मेधा = Oh Mazdā. હે મઝ્દા ! ૮/૧.

ક્ષ્માવસૂ : Xsmāvasū : युष्मावन्सु = Amongst you, તમારી વચ્ચે. ૭/૩. સર્વે અમેષા સ્પેન્તાની વચ્ચે. Amongst all the Aməshā Spəntās.

સવો : Savō : शवस् = Superiority, power (spiritual), ઉચ્ચતા, આધ્યાત્મિ શક્તિ. ૨/૩. આ શબ્દ હા. ૩૦–૧૧માં આવી ગયો છે.

**૩ જા શ્લોકનો ભાવાર્થ :** વળી, હે અહુરા ! (તારી) ન્યામતને નમનથી (સ્વીકારી) તારે માટે તેમજ અપને માટે પણ અમો સંભાળી રાખીશું. આ (તારા) રાજ્યમાં જે તમામ સર્જનો વૉહૂમનો દ્વારા જીવનનો ઉદ્દેશ પામે છે તે સૌ (સર્જનો) દ્વારા, હે મઝ્દા ! તમારી સૌની વચ્ચે મેં તો ખચીત બ્રહ્મજ્ઞની શક્તિ મેળવી છે.

હવે આ શ્લોકમાં પેગમ્બર સાહેબ કહે છે કે હે અહુરા તે જે ન્યામત (grace) અમોને બક્ષી છે, તે અમે આભારની સાથે નમન કરીને સ્વીકારી છે અને તે અમે તારે માટે તેમજ અપને માટે સંભાળી રાખીશું. ખુદાની ન્યામત ખાવાપીવા, પહેરવાઓઢવા તેમજ આ જિંદગીની જરૂરિયાતો માટે તેણે જે અણ-ગણ સર્જનો પેદા કીધાં છે–જમીન, પાણી, વરસાદ, તડકો, ચાંદરણું, હવા વગેરે, જેનાથી અન્ન પાકે છે, અને આ શરીર ટકી રહે છે, એ બધી અમારી ભૌતિક જરૂરિયાતોને સંતોષે છે, તે જ નહીં, પણ અમારી આધ્યાત્મિક જરૂરિયાતો –સાત્ત્વિક મનની ને અપોઇની–તે પણ ખુદાની ન્યામતથી પૂરી પડે છે. એટલે એ ન્યામતોને માત્ર અમે જ ભોગવીએ એમ નહીં, પણ આ સૃષ્ટિને આગળ વધારવા ને પોષવા જે અનેક સર્જનો (creations) મઝ્દાએ કીધેલાં છે, તે સૌને માટે અમે જાળવી રાખીશું. આ બધાં સર્જનો ખુદાએ પોતાના રાજ્યમાં કીધેલાં છે, તે સૌ વૉહૂમનો દ્વારા એટલે સાત્ત્વિક મન સાધ્યાથી પોતપોતાના માર્ગે આ જીવનનો મુખ્ય હેતુ મેળવે છે. એ બધાં સર્જનો જે અનેક

રીતે માનવીને શીખવે છે કે નેક રાહે કેમ જવું ને પોતાની ફરજ કેવી રીતે પાળવી. એટલે એ સર્જનો પણ માણસને માટે તો ખુદાની ન્યામત (grace) જ છે; એટલે જો એ ખુદાનું સર્જન આપણે સમજીએ, તે શા માટે છે, અને સૌ પોતપોતાની ફરજ કેમ પાળે છે, તો આપણે પણ એ બધુ જાણતા થઇએ. કુદરતે બક્ષેલી બધી ચીજોનો મર્મ જો આપણે જાણીએ તો આ વિશ્વનું ખરું જ્ઞાન આપણને થાય. એ જ્ઞાન નહીં થાય તો પછી આપણે અધૂરા રહીને અંધારામાં જ અથડાયા કરીએ અને ખુદા તરફ જવાનો સાચો માર્ગ આપણને મળે નહીં. માટે આધ્યાત્મિક પંથે જનારાએ બ્રહ્મજ્ઞ થવાની, એટલે જે તમામ વિશ્વના આત્મારૂપ પરમાત્મા છે તેને વિષેનું જ્ઞાન લેવાની, જરૂર છે.

શ્રી જરથુસ્ત્ર સાહેબ અહીં કહે છે કે હે અહુરા મજ્દા! આ તમારી બધી સૃષ્ટિ માટેનું સાચું જ્ઞાન મેં મેળવ્યું છે: તમે કોણ, તમારા અમેંષા સ્પેન્તા કોણ, તમારી સૃષ્ટિ શી, તમારાં અણુગણુ સર્જનો કેવાં ને શા માટે, તમારી લાખો મહેર અમારી પર પળેપળ ઊતરે છે તે કેવી, તમારો અમારો સંબંધ શો, અમારી ફરજ શી, અમારા જીવનનો ઉદ્દેશ શો: એ બધું જ્ઞાન મેં આ તમારાં જ સર્જનો દ્વારા મેળવ્યું છે. અને એ જ્ઞાન મળ્યું છે તે જ મારી ખરી શક્તિ છે. આ શક્તિ વગર તે હું તમારો પેગામ આ દુનિયાના લોકને કેમ આપી શકીશ?

આ યસ્નની લીટીએ લીટીએ પેગમ્બર સાહેબે આધ્યાત્મિક જ્ઞાન ખીચોખીચ ભરેલું છે. એ શ્લોકની લીટીઓ માત્ર વાંચી જઇ તેનો બહારનો અર્થ સમજીને આગળ વધવાનું નથી, પણ એના શબ્દે શબ્દમાં કેવું ઊંડું તત્ત્વજ્ઞાન ને કેવી સબળ દલીલો ભરેલી છે, તે બધા પર મનન કરવાનું છે. કોઈપણ ધર્મે કે ફિલસૂફીએ પેગમ્બર સાહેબ શ્રી જરથુસ્ત્રના ખરા વ્યવહારિક તેમજ આધ્યાત્મિક બોધથી વિશેષ કાંઇ કહ્યું નથી. જે જરથોસ્તી અભાગિયો હોય તે જ આ ગાથાના મર્મથી વંચિત રહે.

## ગાથા હા. ૩૪—શ્લોક ૪ થો

આ શ્લોક પણ "આતશની ન્યાઇશ્"માં છેવટે મુકાયેલો છે.

અત્: At· अत्-अथ = Certainly, ખરે, ખચીત.

તોઇ: Toi: ते = Thine, તારા. ૬/૧.

આથ્રૅમ: Āorəm आत्रम् (अथरम्) = Fire, આતશ, અગ્નિ. ૨/૧. આ શબ્દ આતરૅમ્, આથરૅમ્, આતૅરમ્, એમ જુદી જુદી હસ્તપ્રતોમા લખાયેલો ગૅલ્ડનરે નોંધેલો છે. મૂળ શબ્દ अथर् જ છે, અને. "આથ્રા" શબ્દ જ "ગાથા"મા અગાઉ પણ વપરાયેલો છે, એટલે તેનું શુદ્ધ રૂપ અહીં "આથ્રૅમ્" જ જોઇએ. "આથરૅમ્" લખતા એક શ્રુતિ પણ છંદમા વધી જાય છે. વળી ગૅલ્ડનરે દીર્ઘ "ઓ" લખ્યો છે તે પણ યથાર્થ નથી. બીજી વિભક્તિનો પ્રત્યય "આથ્ર" પર લાગતાં તે "આથ્રૅમ્" જ થાય છે. જુઓ હા. ૩૧–૩ માના એ જ શબ્દની ટીકા. એ શબ્દનાં પહેલી બીજી વિભક્તિ એકવચનના રૂપો અનિયમિત છે વળી "આતરૅમ્" લેતાં એક શ્રુતિ પણ વધી જાય છે. જુઓ જે. વ્યા. § ૩૩૧.

અહુરા: Ahurā असुर = Oh Ahurā, હે અહુરા! ૮/૧.

અઓજોંહ્વન્તૅમ્: Aojoŋhvantəm . ओजस्वन्तम् = Vigourous, full of internal warmth, ઓજસ્વી ૨/૧.

અષા: Aṣā अषा–ऋता–ऋतेन = Through Asha, અષ દ્વારા. ૩/૧.

ઉસૅમહી: Usəmahi उश्मसि = We desire, we long for, ધાતુ वश् = to desire, to aspire, ચાહવુ, ઇચ્છવુ અમે ચાહીએ છીએ, અભિલાષા રાખીને ચાહીએ છીએ ક્રિયાપદ· વર્તમાનકાળ, પરસ્મૈપદ, ૧/૩.

અસીશ્તૅમ્: Asištəm अशीष्टम् = Unreclining, burning without stopping or rest, અવિશ્રાન્ત, અટક્યા વગર બળતો. ૨/૧. આ શબ્દને शिष्ट શબ્દ સાથે કઈ સબંધ નથી. એ તો शी ધાતુ પરથી થયેલો છે. ઋગ્વેદ મ૦ ૮–૫૩–૪ મા शीष्ट શબ્દ છે, તેનો અર્થ Restful, શ્રાંત, સ્વસ્થ થાય છે, એટલે આ "અશીષ્ટ"નો અર્થ "અવિશ્રાંત" (restless, unreclining) થાય છે. આતશને માટેનુ એ વિશેષણ યુક્ત જ છે.

ઍમવન્તૅમ્: Əmavantəm एमवन्तम् = Very great, mighty, મહાબળવાન, પ્રતાપી. ૨/૧.

સ્તોઇ-રપન્તે: Stōi rapante स्थे-रमन्ते = *For the constant desirer or* grasper, hence, the firm worshipper or devotee, સ્થાયી ઇચ્છુક કે ગ્રાસકને માટે, એટલે, દૃઢ ભક્તને માટે. ૪/૧ આ શબ્દ કાંગાજી અને કેટલાક બીજા "સ્તોઇ રપૅન્તૅમ્" લખે છે ને બોલે છે, પણ તે "રપૅન્ત"નો અર્થ બરાબર નહીં સમજાયાને લીધે જ છે એને બીજી વિભક્તિમા લઈ શકાય નહીં, કેમકે એ "આથ્રૅમ"ના વિશેષણ જેવો

નથી, પણ તેના ભક્તને માટે "ચિથ્રા–અવહ્હેંમ્" છે, તેના વિશેષણ જેવો છે. આ "સ્પન્તેં"થી ઊલટો "દઇબિષ્યન્તેં" બીજી લીટીમાં આવે છે.

ચિથ્રા–અવઙ્હેંમ્ : Ciθrā-avaŋhəm : चित्र–अवसम् = One who procures clearly a higher status, સ્પષ્ટપણે ઊંચી પદપ્રાપ્તિ અપાવનાર. ૨/૧. चित्र = clear, open, સ્પષ્ટ, ખુલ્લી : अवस् = anything attained from below, like heaven સ્વર્ગ કે આકાશની માફક નીચેથી ઊંચે જે પ્રાપ્ત કરાય તે, એટલે ઊંચી પદપ્રાપ્તિ કરાવનાર. સંસ્કૃતમાં બે अवस् છે : अवस्માં अ શ્રુતિ પર ઉદાત્ત પ્રયત્ન–સ્વરભાર હોય–अवस तो तेनो અર્થ મદદ થાય છે, અને 'અ' પર ભાર હોય તો પછી "અવસ્"નો "અવહ્"હ્" નહીં થાય પણ તે "અઇવસ્" થાય કે "અવો" થાય, अवस्‌ માં 'વ' શ્રુતિ પર જો ઉદાત્ત સ્વરભાર આવે તો જ "અવહ્હ્" થાય, એટલે અહીં "અવહ્હેંમ્"નો અર્થ "મદદ" નથી.

અત્ : At : अत्–अथ = But, પણ, પરંતુ.

મઝ્દા : Mazdā : मेधा = Oh Mazdā, હે મઝ્દા ! ૮/૧.

દઇબિષ્યન્તેં : Daibisyantē : द्विष्यन्ते = For the hater, for the hostile or enemy, દ્વેષીને માટે, શત્રુને માટે. ૪/૧.

ઝસ્તા–ઇસ્તાઇશ્ : Zastā-ıštāiš : हस्ता–इष्टैः = With the possession of sacred rites, ધાર્મિક સંસ્કારવિધિ વડે. ૩/૩. આ इष्ट શબ્દ यज् ધાતુનું ભૂતકૃદંત રૂપ છે, વેદમાં એ જ અર્થમાં એ વપરાયેલો છે. જુઓ મો. વિ. પૃષ્ઠ ૧૬૯/૩.

દરેંસ્તા : Darəstā : धर्षा = Emasculator, depriver of virility, નિર્વીર્ય કરનાર, નિર્બળ કરનાર. ૧/૧. આ શબ્દ "દેંરેંસ્તા" નથી, પણ "દરેંસ્તા" છે, અને તે જ અર્થ અહીં રહેલો છે. "દેંરેંસ્તા" એટલે તો दृष्टा અથવા धृष्ट થઇ જાય, અને તેના અર્થ તો તદ્દન ઊલટા જ થાય.

ગાથામાં કેટલેક ઠેકાણે આવા માત્રાભેદના શબ્દો આવે છે, તે બહુ જૂના કાળથી ઉચ્ચારતાં કંઇ ફેર પડી ગયો હોય ને વાક્યનો અર્થ બરાબર નહીં સમજાયો હોય ત્યારે આવા નજીક નજીકના જુદા જુદા શબ્દોની ભેળંભેળ થઇ ગયેલી દેખાય છે. આતશ બદીને નિર્બળ –નિર્વીર્ય કરનાર છે, ગમે તેવી અશુદ્ધિને બાળીને ભસ્મ કરનાર છે.

અએનઙ્હેંમ્ : Aēnaŋhəm : एनसम् = Evil, crime, sin, બદીને, ગુનાહને, પાપને. ૨/૧.

૪ થા શ્લોકનો ભાવાર્થ : હે અહુર ! ખરેખર અમે તારા ઓજસ્વી આતશને અપ દ્વારા (અષોઇ પાળીને) ઉત્કંઠાથી ચાહીએ છીએ, (જે આતશ) અવિશ્રાંત, મહાબળવાન, અને દૃઢ ભક્તને માટે સ્પષ્ટપણે ઊંચી પદપ્રાપ્તિ અપાવનારો (છે). પરંતુ હે મઝ્દા ! દ્વેષીઓને માટે તો (તે પોતાના) પવિત્ર સંસ્કારોથી બદીને નિર્વીર્ય કરનારો છે.

હવે આ શ્લોકમાં પેગમ્બર સાહેબ કહે છે મેં જે બ્રહ્મનું જ્ઞાન સંપાદન કીધું ને તેનાથી મને જે શક્તિ મળી તે, હે અહુરા! આ તારા ઓજસ્વી પ્રતાપી આતશને લીધે છે. એણે જ મારા તનમનની શુદ્ધિ કીધી છે, એ આનશ જરા પણ આસાએશ લીધા વિના ધગધગ બળ્યા કરે છે, તારે માટેની મારી ભક્તિનો ઊંડો ધગધગાટ તારા આતશના જેવો જ છે, ને તે જ મારા હૈયામાં રાત ને દહાડો ધગી રહેલો છે. તે મહા બળવાન છે, તેનાથી અમોને પ્રકાશ મળે છે તેમજ ગરમી પણ મળે છે, અને જે માણસ એનો દૃઢ ભક્ત બને છે તેને એ ઊંચી પદવી અપાવે છે. મન જો એ આતશના જેવું શુદ્ધ થાય તો પછી માણસ પોતાની મેળે જ ઊંચી પદવી પામે છે, તેનામાં દિવ્યતા આવે છે અને બધા તેને અપો ગણી પૂજે છે. ભલા અને ખુદાના સત્પંથે જનાર માણસને ને ભક્તને માટે તો એ આતશ એવી રીતે બહુ મહેરબર્યો રહે છે, પરંતુ, પેગમ્બર સાહેબ કહે છે કે જે બૂરા ને દ્વેષી માણસો છે તેનો દ્વેષ, તેની બુરાઇ એની આગળ કશી ચાલવાની નથી. આતશ પોતે એવો શુદ્ધ છે, અને એનામાં એવી દિવ્ય શક્તિ છે કે એમાં જે પડે તે બળી જાય ને શુદ્ધ થાય. એના એવા પવિત્ર સંસ્કારો છે કે બદી એની આગળ અશક્ત બની જાય છે. ગમે તેવી અશુદ્ધિ આતશમાં પડ્યાથી ભસ્મ થઇ જાય છે ને તે રહેતી નથી. સોનાનો મેલ પણ એ આતશ જ કાઢીને તેને ચોખ્ખું કરે છે. એટલે ભલાની ભલાઇને એ વધારનારો છે ને બૂરાની બુરાઇને એ કાપનારો છે.

---

અહીં પણ જ્યોતિષ-પ્રમાણે આતશને અષ દ્વારા ચાહવા જરથુસ્ત્ર સાહેબ કહે છે. અષ એટલે ગુરુનો ગ્રહ અગ્નિકારક છે, ગુરુથીજ મૂળ આતશની ઉત્પત્તિ છે. બધાં પંચભૂતો—આકાશ, વાયુ, અગ્નિ, જળ ને પૃથ્વી—એનો મૂળ કારક ગુરુ જ છે. આ પૃથ્વી પરનું સર્જન કરવામાં અષનો જ હાથ હતો તે આગલા હા. એમાં આપણે જોઇ આવ્યા છીએ.

# ગાથા હા. ૩૪—શ્લોક ૫ મો

**કત્:** Kat : कद्–कत् = What, કેવું. ૧/૧. પ્રશ્નાર્થ કે આશ્ચર્યાર્થ સર્વનામ.

**વેઁ:** Ve : वस् = Your, તમારું. ૬/૩.

**ક્ષથ્રૅમ્ :** Xṣaθrəm : क्षत्रम् = Power, strength, સામર્થ્ય, શક્તિ. ૧/૧ ન.

**કા:** Kā : का (क ની નારી જાતિ) = What, કેવી. ૧/૧.

**ઇસ્તીશ્ :** Istiš : इष्टिस् = Wish, desire, will, ઇચ્છા, મરજી. ૧/૧ ના. ગાથાની જોડણી પ્રમાણે "ઇસ્તીશ" માંનો "તી" દીર્ઘ જ જોઇએ. इष्टि માંના ष्टि પર ઉદાત્ત સ્વરભાર છે તેથી હ્રસ્વનો દીર્ઘ "તી" કીધેલો છે. ગાથાલિપિમાં આ સૂક્ષ્મ ભેદ છે.

**શ્યઑથ્નાઇ:** Syaoθənāi : च्यौत्नाय = For the deed, for the process of action, કાર્યને માટે, કામ કરવાને માટે. ૪/૧. કાંગાજીએ આ શબ્દ "શ્યઑથ્નાઇશ્" લઇને ત્રીજી વિભક્તિ બહુ વચનમાં લીધેલો છે, પણ અર્થ પ્રમાણે ને રૂઢ ભાષા પ્રમાણે એ ચોથી વિભક્તિ એકવચનમાં જ હોઇ શકે. ગૅલ્ડનરનો પાઠ પણ "શ્યઑથ્નાઇ" જ છે.

**મઝ્દા:** Mazdā : मेधा = Oh Mazdā ! હે મઝ્દા ! ૮/૧.

**યથા:** Yaθā · यथा = Likewise, accordingly, તેમ, તેવી રીતે. ૩/૧.

**વાઓઁ:** Vā̊ · वस् = To you, તમને. ૨/૩. ગૅલ્ડનરે આ શબ્દને બદલે "વા" લખ્યો છે, પણ તેનો અર્થ "અથવા" અહીં બેસતો નથી. ઘણી હસ્ત પ્રતોમાં "વાઓઁ" શબ્દ જ છે.

**હખ્મી:** Haxmī : सक्मि = I obey you, I follow you, હું આજ્ઞાંકિત રહું છું, હું આધીન રહું છું, હું તે પ્રમાણે કરું છું. ધાતુ सच्. ક્રિયાપદ : વર્તમાનકાળ, આત્મનેપદ, ૧/૧. ઋગ્વેદમાં આ અર્થમાં એ શબ્દ વપરાયેલો છે. આ શબ્દ અનેક જુદા જુદા રૂપમાં હસ્તપ્રતોમાં વપરાયેલો ગૅલ્ડનરે નોંધ્યો છે, પણ અર્થમાં ને વ્યાકરણમાં ખરો શબ્દ "હખ્મી" જ છે.

**અષા:** Aṣā : अषा–ऋता–ऋतेन = With holiness, અષોઇથી, પવિત્રતાથી. ૩/૧.

**વોહૂ મનંહા:** Vohū-manaŋhā : वसु मनसा = With pure mind, સાત્વિક મનથી. ૩/૧. આ "અષા" ને "વોહૂ મનંહા" શબ્દો ગુણવાચક છે.

**થ્રાયોઇધ્યાઇ:** θrāyōidyāi : त्रायेध्यै = In order to protect or to defend, રક્ષણ આપવાને માટે, બચાવ કરવાને માટે. સામાન્યરૂપ (infinitive) ૪/૧. ધાતુ त्रै = to protect or defend, રક્ષણ આપવું.

**દ્રિગૂમ્ :** Drigūm : ध्रिगुम् = One going by restraint, steady-going person, self-restrained devotee, સંયમી જનને, પોતાના વિકારો પર કાબુ રાખનારને. ૨/૧. આ શબ્દ "धृ" ધાતુ (to restrain, to keep steady) પર

ग = going, જનાર એ गम् નો આપિત પ્રત્યય લગાડ્યાથી થયેલો છે. ઋગ્વેદમાં अग्रिगृ શબ્દ વપરાયેલો છે. (મં૦૮-૨૨-૧૧), અને તેનો અર્થ unrestrained, નિરંકુશ, બેલગામ, એવો થાય છે. એટલે એથી ઊલટો શબ્દ ग्रिगु થાય છે તેનો અર્થ Restrained, સંયમી બને છે. गृ નો ग्रि પણ થાય છે ને વપરાય છે.

"અહુનવર"ના મંત્રમાં આ શબ્દ "દ્રિગુબ્યો" આવે છે, ત્યાં પણ એ જ અર્થે "સંયમીઓ" થાય છે. કેટલાક "દ્રિગુ" એટલે "દરવેશ" કહે છે, તે લાંબા વખતે પહેલવીમાં આ "સંયમી" પરથી લાક્ષણિક અર્થ થયો હશે, કેમકે ખરા "દરવેશ"–ખરા સાધુ–સંયમી જ હોવા જોઇએ. પોતાના વિકારો પર કાબુ રાખે તે જ સંયમી છે.

યુષ્માકૅમ્ : Yusmākəm : युष्माकम् = Your, તમારા, ૬/૩. અહુરા મઝ્દાના અને અષના તથા વૉહુમનોના.

પરૅ : Parē : परे = Afterwards, after that, પછીથી. આ અર્થ માટે જુઓ મોનિયર વિલ્યમ્સનો સંસ્કૃત અંગ્રેજી મહાકોષ, ૨જી આવૃત્તિ, પૃષ્ઠ ૫૮૬, હાર ૨. આ શબ્દ "વઑખ્ઁમા"નો ઉપસર્ગ નથી. તેમજ એની પછી આવતો 'પરૅ' પણ ક્ષેપક છે, ઘુસાડેલો છે, ને તેનું કશું કામ નથી. કાવ્યરચના પ્રમાણે અને વૈદિક સંસ્કૃત શબ્દોના નિયમ પ્રમાણે ટૂંકાં સંબંધી સર્વનામો નો, નૂ, વે, વાઑ, મા, મોઇ વગેરે લીટીના આરંભમાં મુકાય નહીં, પણ આરંભના સ્વરભાર સાથે આવતા શબ્દની પૂંઠે તેને વળગાડીને મૂકવામાં આવે છે. એટલે "વાઑ" શબ્દની આગળનો શબ્દ परे રહેવો જ જોઇએ. તેથી આ પહેલો परे ખરો છે, પણ તે પછી "વઑખ્ઁમા" ક્રિયાપદની આગળનો "પરૅ" શબ્દ તેના ઉપસર્ગ તરીકે પણ આવી શકે નહીં, કેમકે તેમ કરતાં પંક્તિના પહેલા પાદમાં બે શ્રુતિ વધી જાય ને છંદોભંગ થાય. તેથી બીજો "પરૅ" તો નહીં જ આવે. આવા ઘણા પાછળથી ઘૂસી ગયેલા શબ્દો છંદના માપ પરથી પકડાઇ આવે છે. એટલે ભણવામાંથી પણ આ બીજો "પરૅ" શબ્દ કાઢી નાખવો જ જોઇએ. તે રાખતાં અર્થનો પણ અનર્થ થાય છે.

વાઑ : Vå : वस् = You, તમોને. ૨/૩.

વીસ્પાઇશ્ : Vispāiš : विश्वै = With or before all, સૌની સાથે, સૌની પાસે. ૩/૩. આ વિશેષણ "દઍવાઇશ્–ચા"નું છે.

(પરૅ) This repeated "parē" should be dropped as it seems to have been interpolated afterwards; it increases two syllables in the first pāda of the line. આ શબ્દ, ઉપર જણાવ્યું છે તેમ, ક્ષેપક છે ને પાછળથી ઘુસાડેલો છે. એ નહીં જોઇએ.

વઑખ્ઁમા : Vaoxəmā : वच्म = We would speak of or describe, અમે કહેવા અથવા વર્ણવવા ચાહીએ. ધાતુ वच्. ક્રિયાપદ: પૂર્ણવર્તમાનકાળ, પરસ્મૈપદ.૧/૩.

# ગાથા હા. ૩૪—શ્લોક ૬ ઠો

યેઝી: Yezī : यहिं = Since surely, જ્યારે ખરેખર.

અથા: Aθā : अथा = Such, એવા.

સ્તા: Stā : स्थ = You are, તમે છો. ધાતુ अस्. ક્રિયાપદ: વર્તમાનકાળ, પરસ્મૈપદ, ૨/૩.

હઇથ્યેંમ: Haiθyəm : सत्यम् = In reality, in truth, really, certainly, વસ્તુત, સાચી રીતે, ખરુ જોતાં. ૨/૧. અવ્યય.

મઝ્દા: Mazdā : मेधा = Oh Mazdā! હે મઝ્દા! ૮/૧.

અષા: Asā : अषा-ऋतेन = With righteousness, અષોઇ સાથે. ૩/૧.

વોહૂ મનङ्हा: Vohū manaŋhā : वसु मनसस = With pure mind ૩/૧. આ શબ્દ ૩/૧ માં જ છે. એ કદી ૮/૧ સંબોધન થઇ શકે નહીં.

અત્: At : अत्-अथ = Then, ત્યારે.

તત્: Tat : तंद् = That, તે. ૨/૧.

મોઇ: Mōi : मे = For me, unto me, મારે માટે, મને. ૪/૧.

દક્ષ્તેંમ: Daxstəm : दक्ष्तम् = Ability, કુશળતા. ૨/૧. ધાતુ दक्ष् = To be able, to have ability or dexterity, શક્તિમાન થવું કે હોવું. એ ક્રિયાપદ પરથી दक्ष्त નામ થયેલું છે. સંસ્કૃતમાં પાછળથી એ નામ दक्षता રૂપે થયેલું છે, તેનો અર્થ ability, dexterity, કૌશલ્ય, કુશળતા થાય છે.

દાતા : Dātā : अदात (दा) = Give, બક્ષો. ક્રિયાપદ: અનિયમિતભૂતકાળ, આજ્ઞાર્થ, પરસ્મૈપદ, ૨/૩.

અહ્યા : Ahyā : अस्य = Of this, એની. ૬/૧.

અङ્હેઉશ્ : Aŋhəuš : असोस् = Of life, જીવનની. ૬/૧. અહ્યા અङ્હેઉશ્ = of this life, આ જીવનની.

વીસ્પા : Vīspā : विश्वा = All, every, બધી, દરેક. વિશેષણ, "મએથા"નું ૩/૧.

મએથા : Maēθā : मेथा-मयथा = Through difficulty or fear or doubt, મુશ્કેલી કે ભય કે શંકામાંથી (પાર ઉતારવા). ૩/૧. આ શબ્દ હા. ૩૦-૯ ને હા. ૩૧-૧૨ માં પણ છે. વધુ ખુલાસા માટે જુઓ એ જ શબ્દ ૩૦૭ મે પાને.

યથા : Yaθā : यथा = So that, જેથી કરીને.

વાઓ : Vå : वस् = Your, તમારા. ૬/૩.

યઝેંમનસ્-ચા : Yazəmanas-cā : यज्मानश = Worshipper and, ભક્ત અને. ૧/૧. "યઝેંમ્નસ-ચા" બગરેલો છે.

ઉર્વાઇદ્યાઓ : Urvāidyā ; ऋध्यास् = Meditations of the soul, આધ્યાત્મિક ધ્યાન, ૨/૩. આ શબ્દ ખરો છે. એમાં "વા" પર સ્વરભાર નહીં હોવાથી ગાથાવાણીની રૂઢિ મુજબ "વાઇ" થયો છે, તે બરાબર છે. આગળના હા. ૩૩–૯ માં "વરૅજ્યેઇદ્યાઇ" એ જ પ્રમાણે "વૃજ્યૈ" માટે થયેલો છે, કેમકે 'જ' પર સ્વરભાર નથી. અહીં પણ "ઋ" નો "ઉર્વા" થયેલો છે. ऋध्या = meditation, ધ્યાન.

સ્તવસ્ : Stavas : स्तवस् = Praiser, singer of hymns, સ્તુતિકાર, કીર્તનકાર. ૧/૧.

અયેની પઇતી : Ayenī paitī : अयानि (इ) प्रति = I would go towards, I would acquire, હું.... પ્રતિ જાઉં–દોરાઉં, હું પામું–મેળવું. ધાતુ इ = to go, જવું. ક્રિયાપદ : સંશયાર્થ, પરસ્મૈપદ. ૧/૧. આજ્ઞાર્થમાં ૧/૧ રૂપ વૈદિક ભાષામાં છે જ નહીં : જુઓ વ્હીટની, મૅકડોનેલ ને જેકસનનાં વ્યાકરણો.

૬ ઠા શ્લોકનો ભાવાર્થ : જ્યારે ખચીત, હે મઝ્દા ! વસ્તુતઃ (ખરી રીતે જોતાં) તમે અષોઇથી અને સાત્ત્વિક મનથી એવા છો, ત્યારે આ જિંદગીની દરેક મુશ્કેલીમાંથી યા ગૂંચવણમાંથી પાર ઊતરવા તમે મને કુશળતા બક્ષો ! જેથી કરીને તમારા ભક્ત તેમજ કીર્તનકાર તરીકે હું આધ્યાત્મિક ધ્યાન તરફ દોરાઉં (અથવા ધ્યાન ધરું.)

આ શ્લોકમાં હવે પેગમ્બર સાહેબ મઝ્દાને, અષને તથા વોહૂમનોને કહે છે કે જ્યારે તમે આટઆટલી મહાશક્તિ ધરાવો છો, તમે એવા સામર્થ્યવાન છો, ત્યારે હવે મને એવી કુશળતા બક્ષો કે આ જિંદગીમાં જે જે મુશ્કેલી, જે જે ભય, મારા માર્ગમાં આવે તે તે સર્વને હું પાર કરું, એ કોઇ મુશ્કેલી મને નડે નહીં. જિંદગીમાં માણસને પ્રથમ પેટનો ખાડો પૂરવાની ચિંતા હોય છે, અને તે સાથે બીજી અનેક તનમનધનની ઉપાધિઓ માણસને પળેપળ નડે છે. એવી એ પ્રાથમિક મુશ્કેલીઓને હઠાવવામાં જ માણસ મચ્યો રહે, તો પછી એને ખુદાનું ધ્યાન ધરવાનો તેમજ તેના કાનૂનો લોકોમાં પ્રસરાવવાનો વખત જ ક્યાંથી મળે ? એ મુશ્કેલીઓ પાર કરવાને ખરી કુશળતાની જરૂર છે, એટલે પ્રથમ તો એ મુશ્કેલીઓ નડે નહીં કે નડે તો આસાનીથી પાર ઊતરી શકાય તેવી કુશળતા માણસમાં જોઇએ. આવી કુશળતા જો મળે તો પછી, પેગમ્બર સાહેબ કહે છે કે એક ભક્ત ને કીર્તનકાર તરીકે હું આધ્યાત્મિક ધ્યાન તરફ દોરાઉં. આધ્યાત્મિક ધ્યાન કેટલું અગત્યનું છે, તે આ રીતે શ્રી જરથુશ્ત્ર સાહેબ દર્શાવે છે. માત્ર ભજનકીર્તનથી આત્માની ખરી ઉન્નતિ થતી નથી. એ માટે તો શાંત બનીને એકચિત્તે આત્માને લગતું ધ્યાન ધરવું જોઇએ, અને આત્મા–પરમાત્મા સાથે એકતાર બનવું જોઇએ. એમ થાય ને એવી શક્તિ જડે ત્યારે જ દુનિયાના ને જિંદગીના પડદા આત્માની આંખ આગળથી સરી પડે ને સત્યનાં દર્શન થાય.

## ગાથા હા. ૩૪—શ્લોક ૭ મો

કુથ્રા : Kuθrā : कुत्र = Where ? ક્યાં ?

તોઇ : Tōi : ते = Those, પેલા, એવા. ૧/૩.

અરેદ્રા : Arədrā : आर्द्रास् (अर्द्र) = Devotees, full of feeling, full of spiritual yearning, ભાવથી ભરેલા, ભાવુક. ૧/૩.

મઝ્દા : Mazdā : मेधां = Oh Mazdā ! હે મઝ્દા ! ૮/૧.

યોઇ : Yōi : ये = Who, (plural) જેઓએ. ૧/૩.

વહ્હુઉશ્...મનહ્હો : Vaŋhəuš...manaŋhō : वसोस्...मनसस् = Of pure mind, સાત્વિક મનની. ૬/૧. આ ગુણવાચક નામ છે.

વએદેમના : Vaēdəmanā : वेद्माना: = Acquiring the knowledge, knowing, realising, જ્ઞાન પ્રાપ્ત કરીને, જાણીને, મનમાં અનુભવ પામીને. ભૂતકૃદંત. ૧/૧. કાંગાજી, ગેલ્ડનર ને બીજાઓ "વએદેના" શબ્દ લે છે, પણ અર્થ જોતાં વૅસ્ટરગાર્ડે લખેલો ને સ્વીકારેલો "વએદેમના" શબ્દ જ ખરો છે. જુઓ જેકસનનું વ્યાકરણ § ૬૨૧. છંદમાં પણ એ શબ્દ ત્રણ શ્રુતિનો જ જોઇએ.

સેંગ્હૂશ્ : Sə̄nghūš; शंसूस् = Precepts, આદેશોને, ધર્માજ્ઞાને. ૨/૩.

રએખેનાઓ : Raēxənā̊ : रेक्णांसि (रेक्णस्) = Wealth, property, પૂંજી, મિલકત. ૨/૩. આ શબ્દ હા. ૩૨–૧૧ માં આવી ગયો છે.

અસ્પેન્–ચીત્ : Aspən-cit : अश्विन्–चित् = Even decrease, fall, ન્યૂનતા, ઘટાડો, પડતી. ૨/૩. સાતમી અર્થે. આ શબ્દ श्वि ધાતુ પરથી થયેલો છે, જેના અર્થ to grow, to increase, વધવું, વૃદ્ધિ પામવું, ચઢતી મેળવવી–એમ થાય છે, એ પરથી श्विन् નામ થયું તેનો અર્થ વૃદ્ધિ, ચઢતી વગેરે થાય છે, એનાથી ઊલટું તે अश्विन् એટલે પડતી. આ "અસ્પેન્" શબ્દ "સ્પેન્" શબ્દની સાથે હા. ૪૫–૯ માં છે. चिद् = also, પણ, તેમજ.

સાદ્રા–ચીત્ : Sādrā-cit : शद्रा–चित् (शद्र) = Falling-off, destruction, misfortunes, વિનાશોને, આફતોને. ૨/૩. સાતમી અર્થે. સંસ્કૃતમાં એ જ અર્થમાં शद्र શબ્દ છે.

ચખ્રયો : Caxrayō: चक्रयस् = Doing, effecting, observing, active, કરનારા, પાળનારા. ૧/૩. કૃદંત વિશેષણ. ધાતુ कृ = to make, to accomplish, to observe, કરવું, પાર પાડવું, પાળવું. મૂળ શબ્દ चक्रि છે તેનું આ ૧/૩ રૂપ છે. આ શબ્દ ઋગ્વેદમાં વપરાયેલો છે. જુઓ ઋ. મં. ૮–૧૮–૫. વળી જુઓ મો. વિ. કોશ પૃષ્ઠ ૩૮૧–૩.

ઉષુઁઉરૂ: Uṣəurū : उषोरु = With control, with command over senses, કાબુથી, ઉરસંયમથી, મનોનિગ્રહથી. આ શબ્દ વસ્ ધાતુ પરથી થયેલો છે. સ્વરભારને લીધે ૬ ઠી વિભક્તિમાં "પસુ"નો "પસુઁઉશ્" થાય છે તેમ "ઉપોરુ"નો "ઉષુઁઉરૂ" થયો છે. ૩/૧. આ શબ્દ હા ૩૨–૧૬ માં આવી ગયો છે, ત્યાં જોવું. જેકસનના વ્યાકરણમાં ૧૦ મે પાને નિયમ ૩૧ માં આ શબ્દ આપેલો છે. ત્યાં એનો અર્થ તેણે Zeal–ખંત–એવો કરીને તે માટે શંકા બતાવી છે.

નએ–ચીમ્: Naē-cīm : न–कीम् = No one, કોઇ નહીં. ૨/૧. આ શબ્દ "અન્યેઁમ્"ના વિશેષણ રૂપે છે.

તેંમ્: Tōm : तम् = (To) this, આને, એને. ૨/૧. જુઓ જેકસનનું વ્યાકરણ § ૪૧૧ અને § ૩૨. "તેંમ્ અન્યેઁમ્" એટલે another like this, એના જેવા બીજાને," એ "વએદા"નું કર્મ છે.

અન્યેઁમ્: Anyōm : अन्यम् = (To) another, બીજાને. અહીં "યેં"નો દીર્ઘ "યેઁ" પણ "ગાથા"માં ઉપલા જ § ૩૨ નિયમ પ્રમાણે થાય છે. ૨/૧.

યુષ્મત્: Yušmat : युष्मत् = From You, (other) than You, besides You, તમારાથી, તમારાથી (બીજો), તમારા સિવાય; ૫/૩. સંસ્કૃતમાં युष्म એ બીજો પુરુષ બહુવચન સર્વનામના મૂળ તરીકે છે; એ પરથી युष्मभ्यम्, युष्मत्, युष्मा, युष्माकम्, શબ્દો થયેલા છે. "ગાથા"માં આ મૂળ શબ્દો युष्म પાયાના 'યૂ' દીર્ઘ સાથે આવે છે, પણ જ્યાં જ્યાં છંદને માટે એક શ્રુતિ ઓછી જોઇએ ત્યાં ત્યાં युष्म ને બદલે 'क्ष्म' વપરાયેલો છે. युष्म ની વ્યુત્પત્તિ જ यु+स्म છે; स्म પ્રત્યયના અર્થ હંમેશ, સદા, ખચીત એવા થાય છે, તેને બીજો પુરુષ બહુવચનના પાયારૂપ यु સાથે લગાડીને युष्म કીધેલો છે. એટલે અસલ ગાથાકાળમાં–વેદકાળની પણ બહુ આગળ–કદાચ આ स्म પ્રત્યય જ 'યુ' વગર ટુંકાણ માટે બોલાતો પણ હોય, જે પરથી ક્ષ્મઇબ્યા, ક્ષ્મત્, ક્ષ્માકૅમ્ જેવાં રૂપ થયેલાં હોય. મારા જેવા પ્રમાણે તો "ગાથા"માં માત્ર છંદને માટે જ જ્યાં એક શ્રુતિ ઓછી જોઇએ અને युष्म વાપરતાં એક શ્રુતિ વધી જાય, ત્યાં જ 'ક્ષ્મ' વપરાયેલા છે, કેમકે ઘણે ઠેકાણે મૂળ રૂપ 'યૂષ્મ' આ "યુષ્મત્"માં છે તેમ જ વપરાયેલું છે.

વએદા: Vaēdā : वेद = I know, હું જાણું છું. ધાતુ विद्. ક્રિયાપદ : પૂર્ણભૂત-વર્તમાનકાળ, પરસ્મૈપદ, ૧/૧.

અષા: Asā : अष = Oh Asa ! હે અષ ! ૮/૧. આ શબ્દ અહીં ત્રીજી વિભક્તિમાં ઘણા વિદ્વાનોએ લીધેલો છે, પણ વાક્યસંદર્ભ જોતાં એ સંબોધન–આઠમી–વિભક્તિમાં જ છે. આ શ્લોકમાં પેગમ્બર સાહેબ મજ્દાને પૂછે છે કે આ દુનિયામાં સંપૂર્ણ અષોઇ અને સંપૂર્ણ સાત્ત્વિકતાવાળો તમારો કોઇ પણ ભક્ત છે? એવો ભક્ત, જેણે આખી જિંદગીમાં બચપણથી વૃદ્ધાવસ્થા સુધી પોતાના હૃદય પર એવો સંયમ રાખ્યો હોય કે પડતીમાં અને આફતમાં પણ જરાયે ડગ્યા વગર

તમારી ધર્માજ્ઞાને પોતાનાં તમામ કામોમાં સંપૂર્ણતાથી પાળી હોય? માણસને પૂરું જ્ઞાન થાય ને તે સાત્વિકતા તેમજ પવિત્રતા ખરા જ્ઞાનથી સમજીને પાળે તે અગાઉ તો તે કેટલાંયે પાપ જાણ્યે-અજાણ્યે કરી દે છે. એટલે જન્મથી મૃત્યુ સુધીમાં એક પણ પાપ નહીં કીધું હોય એવો કેવળ દૈવી માણસ તો આ દુનિયામાં નથી જ મળવાનો. તેથી જ આ શ્લોકમાં છેવટે અષને-દેવગુરુને-કેવળ પવિત્રતાના પ્રગટ રૂપ અમેષા સ્પેન્તાને-પેગમ્બર સાહેબ સંબોધે છે કે તમારા જેવો કેવળ પવિત્ર જન તો હું કોઇ બીજાને જાણતો નથી, તેથી અમે અષોઇને માર્ગે રહીએ તેવી રીતે અમને રક્ષો!

અથા : Athâ . अथा : Therefore, તેથી.

નાઓ : Nâ : नस् = Us, અમોને. ૨/૩.

થ્રાજ્દૂમ : Θrâzdûm : त्राध्वम् = Protect, shield! રક્ષો, બચાવો!
ધાતુ થ્રૈ. ક્રિયાપદ : અનિયમિતભૂતકાળ, આજ્ઞાર્થ, આત્મનેપદ, ૨/૩.
જુઓ જેકસનનું વ્યાકરણ § ૬૫૭. એ શબ્દ જ ત્યાં છે.

**૭મા શ્લોકનો ભાવાર્થ :** હે મજ્દા! એવા તે આર્દ્ર ભાવુક જનો ક્યાં છે, જેઓએ સાત્વિક મનનું જ્ઞાન મેળવીને પડતીને પણ (તેમજ) આફતને પણ (પોતાની) પૂંજી ગણીને પૂરા સંયમથી (તમારી) ધર્માજ્ઞાને (=ધર્મની આજ્ઞાને) કૃત્યોમાં ઉતારે છે? હે અષ! તમારા સિવાય બીજા કોઇ એવાને હું જાણતો નથી: તેથી તમે અમારું રક્ષણ કરો!

શ્રી જરથુશ્ત્ર સાહેબ આગલા શ્લોકમાં કહી ગયા કે આ જિંદગીની મુશ્કેલીઓમાંથી હું પાર ઊતરું એવી કુશળતા મને મજ્દા બક્ષે ને હું પાછો આધ્યાત્મિક ધ્યાનને ને મજ્દાને મેળવી શકું. હવે એ જ વિચારને આગળ લંબાવીને અહીં પેગમ્બર સાહેબ મજ્દાને પૂછે છે કે એવા કેવળ સાત્વિક, અષો ને ભક્તિભાવપૂર્ણ માણસો આ દુનિયામાં ક્યાં છે, જેઓ પોતાની જિંદગીમાં પડતીના વખતમાં, આફતના વખતમાં પણ, એ પડતીને તેમજ એ આફતને પોતાની પૂંજી જ માની લે? અહીં કેવો ઊંડો મર્મ છે! પડતી આવે તેમાં પણ ને આફતમાં પણ માણસને સેંકડો નવા અનુભવ થાય છે; એ કપરા વખતમાં જ તેનાં ખરાં સ્નેહી સગાં કોણ છે તે સ્પષ્ટતાથી જણાઇ આવે છે. સ્વાર્થી દુનિયામાં તો ચઢતી ને સુખ હોય ત્યારે જ ત્યાં ભમભમ કરી માખીની માફક સગાંઓ ને મિત્રો વળગેલાં રહે ને તેમાંથી પોતાનો સ્વાર્થ સાધે. પણ પડતીમાં તો બધાં દૂર થઇ જાય છે ને ઊલટી નિંદા કરે છે. એટલે એવે વખતે તો આ બધો નવો અનુભવ માણસ પામે છે. વળી એ પડતીમાં ને આફતમાં તો તે માણસે પોતાના મનનું સમતોલપણું જાળવી રાખવાનું છે, ને પોતાના હૃદય પર સંપૂર્ણ કાબુ રાખીને સંયમ પાળવાનો છે, ને ખુદાએ જે બક્ષ્યું તે બન્ને હાથે સ્વીકારી લેવાનું છે, ને તેમાંથી જ પાછો પોતાનો માર્ગ કાઢવાનો છે. પડતી ને આફત તો માણસની કસોટી માટે છે. એમાંથી જે પાર ઊતરે તે જ ખરો મર્દ બચ્ચો છે. એટલે પડતી ને આફત તો ખરી પૂંજી છે, એમ પેગમ્બર

સાહેબ કહે છે. આફતને પૂંજી ગણો તો પછી ખુદાએ જે ધર્મની આજ્ઞાઓ જે ધર્મના આદેશો-અષોઇના, સાત્ત્વિકતાના, સંયમના, ભક્તિના ને તેમાંથી ખરી સમૃદ્ધિ ને અમરતા મેળવવાના આપેલા છે તે બધા તે માણસ એના સંયમને લીધે પાળી શકે. પણ માણસ બિચારો હજી ઘણો નિર્બળ છે, એનું હૈયું ને મન હજી પૂરું દૃઢ બન્યું નથી, એ તો દુનિયાના ઘા ખાઇને અનુભવ મેળવીને પદે પદે એવી દૃઢતા મેળવવાના માર્ગ પર જાય છે. દુઃખ આવે ત્યારે માણસ ગભરાઇ જાય છે; પૈસા જાય, આબરૂ જાય, સગાં મિત્રો દૂર જાય, એટલે એને મન તો જાણે દુનિયા ડૂબી જાય. એવે વખતે માણસ ક્રોધે ભરાય, નિરાશ થાય અને જાણે ખુદામાંથી પણ વિશ્વાસ ઉઠાવી લે. પણ જે માણસ જ્ઞાન રાખીને સંયમ પાળે, સુખદુઃખને સમાન ભાવે સ્વીકારે, તે તો જે અનુભવ મળે તે તેની જાણે પૂંજી જ કમાયો હોય તેમ બને. માણસની જિંદગીમાં તો ધીરે ધીરે ઠોકર ખાઇને જ આગળ વધવાનું હોવાથી એમ જિંદગીભરમાં કેવળ સાત્ત્વિક ને અષો માણસ તો કોઇ આ દુનિયામાં મળે નહીં.

એટલે જ પેગમ્બર સાહેબ અષને-અષોઇના નાથને-કહે છે કે ભરી દુનિયા ખોળતાં હું તો તમારા સિવાય એવો બીજો કોઇને જ જોતો નથી કે જાણતો નથી! હું પોતે પણ એવો છું નહીં! હું પણ એ માર્ગનો પ્રવાસી જ છું ને કેવળ સાત્ત્વિક ને અષો થવા તમારું ધ્યાન ધરીને પ્રયત્ન કરું છું. માટે હે અષ! આવી દુનિયામાં અને આવી અમારી નિર્બળતામાં તમે અમારું રક્ષણ કરો, અમારાં હૈયાંમાં અષોઇ પ્રેરો, અમારું મન સાત્ત્વિક થાય તેમ કરો!

શ્રી જરથુસ્ત્ર સાહેબનું તત્ત્વજ્ઞાન તેમજ માનસશાસ્ત્ર (Psychology) નું જ્ઞાન કેટલું ઊંડું છે, તેના આ શ્લોકે શ્લોકે થતાં દર્શનથી કોને આશ્ચર્ય નહીં થાય? ઊંડા ઊતરીને આ બધું સૌએ સમજવું જોઇએ.

## ગાથા હા. ૩૪—શ્લોક ૮ મો

તાઇશ્ : Täiš : तैः = Through these, એ સર્વ દ્વારા. ૩/૩. એ શબ્દ "શ્યઑથૅનાઇશ્"નું સર્વનામ છે.

ઝ્: Zi : हि = Surely, indeed, નિશ્ચય, નક્કી.

નાઓ : Nå : नस् = Our, અમારી. ૬/૩.

શ્યઑથૅનાઇશ્ : Syaoθənāiš : च्यौत्नैः = Through activities. પ્રવૃત્તિઓથી, પ્રવૃત્તિઓ દ્વારા. ૩/૩.

બ્યેન્તેં : Byentō : भ्यन्ते, भीयते = They are frightened, તેઓ ભય પામે છે, તેઓ ત્રાસ પામે છે. ધાતુ भी, भ्यस्. ક્રિયાપદ: વર્તમાનકાળ, આત્મનેપદ, ૩/૩.

યએષૂ : Yaēšū : येषु = In whom, જેઓમાં. ૭/૩.

(અસ્): As : આ अस् શબ્દ આ શ્લોકની ત્રણે પંક્તિઓમાં લખાયેલો છે, અને તે "છે"ના અર્થમાં મૂકેલો લાગે છે, પણ તેનું કશું કામ નથી. ગાથાવાણીમાં કે ઋગ્વેદમાં "છે"ના અર્થમાં अस् કે अस्ति શબ્દ કદી વપરાયો નથી. "છે" તો શ્લોકોમાં હંમેશા અધ્યાહાર રહે છે. વળી દરેક પંક્તિની શ્રુતિઓ ગણતાં પણ આ "અસ્"ને લીધે એક શ્રુતિ વધી જાય છે, એટલે આપોઆપ સમજાય છે કે એ શબ્દો કોઇએ પાછળથી ઘુસાડેલા છે. ગાથામાં અને વેદમાં "અસ્" ને "આસ્"તેમજ "આસીત્" ભૂતકાળના રૂપ "હતો"ના અર્થમાં આવે છે, તો અહીં "હતો" અર્થ લેતાં તો અનર્થ જ થાય. એટલે આ "અસ્" સ્પષ્ટ રીતે ક્ષેપક છે, ને તે ત્રણે નહીં જોઇએ.

પઇરી : Pairī : परि = All round, ચોપાસ.

પૉઉરુબ્યો : Pourubyō : पुरुभ्यस् = For many, બહુજન માટે. ૪/૩.

ઇથ્યેજો : Iθyejō : त्यजस् = Danger, ભીતિ, ડર. ૧/૧. આ "થ્યેજો"ને બદલે "ઇથ્યેજો" લખાયેલું છે, તેમાં પહેલેની "ઇ" કેટલાક "ઉ"ની માફક ને "ઇ"ની માફક 'ર' અને 'થ'ની પૂર્વે ઉમેરાયેલી છે. વૃન્ =hidden=soul= સંતાડેલો = આત્મા, એમાં પૂર્વે 'ઉ' સ્વર ઉમેરી "ઉર્વન્" શબ્દ થયો છે. તેમજ रिक्तम्નો "ઇરિખ્તૅમ્" થયો છે. એવો જ આ "ઇથ્યેજો" છે. આ વિધિને ભાષામાં prothesis એટલે પૂર્વસ્વરવૃદ્ધિ કહે છે. વળી છંદના બંધારણ પ્રમાણે પણ જો આ 'ઇ' આખો બોલાય તો એક શ્રુતિ વધી જાય છે, તેથી તે બોલવો નહીં જોઇએ, અગર તે આગલા "પૉઉરુબ્યો"માં આ 'ઇ' 'યોઇ' કરી ભેળવી દેવી જોઇએ. આપણા લોકો સ્ત્રી ને ઇસ્ત્રી બોલે છે. 'સ'ની અગાઉ પણ 'ઇ' આવે છે. જુઓ જે. વ્યા. § ૭૧.

હ્યત્: Hyat : यत्–यतत् = In consequence whereof, જેને લીધે.

(અસ્) = As: આ શબ્દ નહીં જોઇએ, પાછળથી કોઇએ ઘુસાડેલો છે. ઉપર એને માટે લખ્યું છે તે જુઓ. એનાથી એક શ્રુતિ પણ વધી પડે છે.

અઑજીયાઑ: Aojiyå̃ : ओजीयास् = The stronger, the more powerful, વધારે બળવંતો, બળવત્તર (માણસ). ૧/૧. આ શબ્દ उग्र શબ્દનું અધિકતાવાચક (comparative) રૂપ છે. ओजीयस् પરથી એ થયેલો છે. એનો ધાતુ उज् કે वज् છે, જે પરથી જ "ઓજસ્વી, ઓજસ" શબ્દો થયેલા છે, અને ગાથામાં તેના સ્વરભાર સાથે "અઑજેંહ્" રૂપ થયેલાં છે, આ શબ્દ બધા વિદ્વાનો ને ગૅલ્ડનર "અઑજ્યાઑ" કરીને લખે છે, પણ એ "અઑજીયાઑ" કરીને લખવો ને ઉચ્ચારવો જોઇએ, નહીં તો આ પાદમાં એક શ્રુતિ ઓછી બોલાય છે, જેથી છંદોભંગ થાય છે. બહુ જુના કાળને લીધે બોલતાં બોલતાં ને શબ્દનાં મૂળ રૂપ ભૂલાઇ જવાતાં ઉચ્ચાર ખોટા થઇ જાય છે, પણ તે સૌ સંશોધન કરીને પાછા સુધારવા જોઇએ, ધિમજ સુધારેલી રીત પ્રમાણેજ શુદ્ધ બોલાવા કે લખાવા જોઇએ..

નાઇધ્યાઑંહ્મ્: Nāidyå̃ŋhəm : नाघ्यासम् = To the oppressed, the helpless, the seeker of help, weaker one, પીડિતને, લાચારને, અશક્તને, વધુ નિર્બળને. ૨/૧. ધાતુ नाघ् = to seek help, મદદ માગવી.

થ્વહ્યા: θwahyā : त्वस्य = Your, Thine, તમારા, તારા. ૬/૧.

મઝ્દા: Mazdā : मेधा = Oh Mazdā ! હે મઝ્દા ! ૮/૧.

આંસ્તા: Ąstā : अंस्त = Strangles, suppresses, ગૂંગળાવે છે, જુલમ પાડે છે, દાબી દે છે. ધાતુ अंह् = to strangle, ગૂંગળાવવું. ક્રિયાપદ: અપૂર્ણભૂતકાળ, નિશ્ચયાર્થ, આત્મનેપદ, ૩/૧. જુઓ જેક્સનનું વ્યાકરણ, § ૫૧૯. એ રૂપમાં મૂળ ધાતુના રૂપ પર "त" ઉમેરાય છે. આ શબ્દ જુદા જુદા વિદ્વાનોએ નામ, કૃદંત વગેરે જુદી જુદી રીતે લીધેલો છે, પણ એ શુદ્ધ ક્રિયાપદ જ છે. અથવા જૂનો अंस् ધાતુ તેજ ध्वंस् = to deceive, છેતરવું, એ પણ અર્થ લઇ શકાય.

ઉર્વાતહ્યા: Urvātahyā : व्रतस्य = Of the mode or way of life, જીવનાચારના, જીવનપંથના. ૬/૧. આ શબ્દ બન્ને મન્યુઓની રીતિને લાગુ પડેલો છે, તે હા. ૩૦–૧૧, ૩૧–૧ અને ૩૧–૩ માં પણ છે. એ નિયમ, ફરમાન, રસ્તો, એવા અર્થમાં અહીં પણ છે.

યોઇ: Yōi : ये = Who (pl.) જેઓ. ૧/૩.

નોઇત્: Nōit : नेद्–नेत् = Never, કદી નહીં.

અષેંમ્: Asəm : अषम्–ऋतम् = To holiness, પવિત્રતાને, અષોઇને. ૨/૧. આ ગુણવાચક નામ છે.

મઇન્યન્તા : Mainyantā : मन्यन्त = Comprehend, heed, ખ્યાલ રાખે છે, ધ્યાન આપે છે, સમજે છે. ધાતુ मन् ક્રિયાપદ : અપૂર્ણભૂતકાળ, આત્મનેપદ, ૩/૩.

અએઇબ્યો : Aēibyō : एभ्यस् = From those, એઓથી. ૫/૩.

દૂઇરે : Dūirē : दूरे = At a distance, far away, દૂર, આઘે. અહીં दूर ના र પર સ્વરભાર છે, તેથી આગલા દીર્ઘ 'દૂ' ને હળવો કરવાને સ્વરભાર 'રે' પર રાખવા 'દૂ' પછી 'ઇ' મુકાયેલો છે. સ્વરભાર શબ્દના ઉચ્ચારમાં જ સ્થિર ને સ્થાપિત કરવાની આ ગાથાવાણીની રીતિ અદભુત છે.

વોહૂ-ચા મનો : Vohū-cā Manō: वसु च मनस् = Surely Vohu Mano, the pure mind of Vohu Mano, વોહૂમનો, વોહૂમનોની સાત્વિકતા. ૧/૧. 'ચા' च–Surely, ખચીત.

(અસ્) : As : આ શબ્દ ઉપર જણાવ્યું છે તેમ ક્ષેપક છે, તે નહીં જોઇએ. આ શબ્દને બદલે "ચા" મૂકીએ તો અર્થ પણ બેસે ને નવ શ્રુતિ પૂરી થાય.

**૮ મા શ્લોકનો ભાવાર્થ :** આ અમારી પ્રવૃત્તિઓથી ખરેખર તેઓ જ ડર પામે છે, જેઓમાંના ઘણા જણને માટે આસપાસ જોખમ (યા ધાસ્તી) રહે છે. એને લીધે હે મઝ્દા! તારા નીમેલા જીવનપંથના પ્રવાસી સ્વજનને વધારે બળવાળો (માણસ) ગૂંગળાવે છે. જેઓ અષોઇને સમજતા નથી તેઓથી વોહૂમનો (યા તેની સાત્વિકતા) ખચીત દૂર રહે છે.

હવે આ શ્લોકમાં પેગમ્બર સાહેબ કહે છે કે અમે જે બધા સંયમ પાળીને સાત્વિકતાને ને અષોઇને સાધવાની આ બધી પ્રવૃત્તિઓ આદરી રહ્યા છીએ, તે જોઇ જાણીને અમારા વિરોધીઓને ધાસ્તી લાગે છે કે રખેને તે સૌની અનીતિભરી ને અધર્મી જિંદગીની ચોકળતા પ્રગટ થઇ જાય, તેઓની સ્વાર્થી રમત પકડાઇ જાય ને તેઓ ઉઘાડા પડે. તેઓમાંના ઘણા જણ જે દુષ્ટ છે તેઓને આ અમારી પ્રવૃત્તિઓને લીધે આજુબાજુ ભારે જોખમ દેખાય છે, રખે તેમના અનેક સ્વાર્થોને અમારાથી હાનિ પહોંચે, અને તેથી તેઓ ચોકી પડ્યા છે. વળી આ દુનિયામાં નેક માણસો જેમ જેમ સત્પંથે જવા માંડે છે, તેમ તેમ તેની કસોટી કરવા અંગ્રમન્યુ તેના પર વધારે દુઃખ પાડે છે, એટલે એ બિચારો પ્રમાણમાં બહારથી વધારે નિર્બળ થતો દેખાય છે. આ બધા વિરોધીઓ જેઓ કુમાર્ગે જાય છે તેઓ ઘડીભર તેમની મોજમજાને ને સત્તાને જોરે ઘણા બળવાન બને છે, અને રખે અમે તેમની એ મોજમજાને ને સત્તાને તોડી પાડીએ, તે ખ્યાલથી ડરી જઇને તેઓ પોતે જ પ્રથમ અમને નિર્બળ માણસોને કનડવા ને કચડવા આવે છે. અમે અમારી અષોઇમાં આગળ વધીએ તે અગાઉ જ તેઓ અમારો નાશ કરવા ઇચ્છે છે. આવા માણસો નેકી તે શું સમજી કે ગમી શકે? જે લોકોને અષોઇ તે શી ચીજ છે તેની ગમ નથી, જેઓ માત્ર ભૂંડાઇમાં ને પાપમાં જ પોતાનું જીવન વિતાવે છે, તેઓને સાત્વિકતાનો તો ખ્યાલ જ કયાંથી હોય? એવાઓથી તો વોહૂમનો ને તેની સાત્વિકતા દૂર જ રહે છે.

પેગમ્બર સાહેબ આ દુનિયાનું સનાતન સત્ય કેવી બારીકીથી બતાવે છે! લોકો સ્વાર્થમાં એવા મચ્યા-પચ્યા રહે છે કે તેઓ પોતે તો અપોઇને કે સાત્ત્વિકતાને જાણે પિછાનતા જ નથી, પણ જેઓ અપોઇને ને સાત્ત્વિકતાને પંથે જવાની કોશિશ કરે છે તેઓને પણ તેઓ હસી કાઢે છે અને તેઓના માર્ગમાં અનેક અડચણો ઊભી કરે છે, જેથી તેઓને સફળતા મળે નહીં. એટલે દુષ્ટ માણસ સ્વભાવથી જ અપો માણસનો દુશ્મન ને વિરોધી બની જાય છે. દુષ્ટ માણસો પોતાની બૂરી દાદાગીરીથી, પોતાની સત્તાથી, પોતાના કાવાદાવાથી નેક રાહે જનારને ખૂબ કનડે છે ને પોતાના પૈસાના જોરે કે બીજી કોઇ ણુરાઇથી બળવાન બનીને નિર્બળ ભલા માણસને હેરાન કરે છે. એવાઓ અપોઇને કોઇ રીતે સમજતા જ નથી, સમજવા માગતા જ નથી. તેઓને તો આ પ્રપંચની રાહમાં જ લાભ મળે છે ને બીજાઓને લૂંટવાની ને પોતાના સ્વાર્થને પોષવાની તક મળે છે. એટલે તેઓ તો બૂરા જ રહે છે. એવાઓથી સાત્ત્વિકતા-મનની પવિત્રતા-દૂર જ રહે છે. અને મન સુધર્યું નહીં તો પછી ખુદાના રાહ પર જવાનું તેઓથી બનતું નથી. અપોઇનો ખ્યાલ રાખો ને સારે માર્ગે જવાના પ્રયત્ન કરો તો જ મનને કાબુમાં પણ રખાય ને દુષ્ટ વિકારોથી મનને ધીરે ધીરે મુક્ત કરી શકાય.

## ગાથા હા. ૩૪—શ્લોક ૯ મો

યોઇ : Yōi : ये = Who (pl.) જેઓ. ૧/૩.

સ્પેંન્તાંમ્ આરમઇતીમ્ : Spəntąm Āramaitīm : श्वित्ताम अरमतीम् = To Spənta Āramaiti, સ્પેન્તા આરમઇતિને. ૨/૧.

થ્વહ્યા : Θwahyā : त्वस्य = Thine, તારી. ૬/૧.

મઝ્દા : Mazdā : मेधा = Oh Mazdā ! હે મઝ્દા ! ૮/૧.

બૅરૅખ્ધાંમ્ : Bərəxδąm : श्रद्धाम् = Blessed, great, exalted, ધન્ય, મહાન, આદરણીય. ૨/૧. વિશેષણ. નારીજાતિ. આ શબ્દ હા ૩૨-૯માં આવી ગયો છે.

વીદુષો : Vidušō : विदुषम् = Of the learned, of the wise, જ્ઞાની જનની, ડાહ્યા જનની. ૬/૧.

"વીદુષો બૅરૅખ્ધાંમ્" એટલે, "ડાહ્યો જ્ઞાની માણસ પણ જેને મહાન આદરણીય ગણે છે તેવી."

દુશ્-શ્યઓથ્‌ના : Duš-šyaoθənā : दुस्-च्यौत्ना = Through evil deed, દુષ્કર્મ દ્વારા, ખરાબ કામ મારફતે. ૩/૧.

અવઝઝત્ : Avazazat̰ : अवजहत् = Abandon, quit, છોડી દે છે, તજી દે છે, અવગણીને છોડે છે. ધાતુ अवहा. ક્રિયાપદ : અપૂર્ણભૂતકાળ, ૩જો વર્ગ, પરસ્મૈપદ, ૩/૩. એનું વૈદિક રૂપ अवजहुर् છે.

વઙ્હેઉશ્...મનઙ્હો : Vaŋhəuš...Manaŋhō : वन्वोस्...मनसस् = Of Vohu Mano, of pure mind, વોહૂમનોના, સાત્વિક મનના. ૬/૧.

ઍવિસ્તી : Əvistī : अवित्ति = Through ignorance, અજ્ઞાનથી, ૩/૧. આ શબ્દ विद् ધાતુ પરથી થયેલો છે, અને તેને નકારવાચક 'અ' ઉપસર્ગ લાગેલો છે.

અએઇબ્યો : Aēibyō : एभ्यस् = From these. એઓથી, ૫/૩.

મશ્ : Maš : मद् = Completely, તદ્દન, પૂર્ણપણે, આ શબ્દ હા ૩૨–૩માં આવી ગયો છે. ગુજરાતીમાં પણ આ શબ્દ 'મસ' રૂપે લખાય છે.

અષા : Ašā ; अष = Oh Aša ! હે અષ ! ૮/૧. આ શબ્દને કાંગાજી, બાર્થોલોમે તેમજ બીજા વિદ્વાનો પહેલી વિભક્તિમાં જ "અવઝઝત્"ના કર્તા તરીકે લે છે, તેથી આશ્ચર્ય થાય છે."અષા"નું રૂપ કાંતો ત્રીજી કે આઠમી વિભક્તિનું જ છે. પહેલી વિભક્તિમાં નરજાતિમાં "અષો" ને નાન્યતર જાતિમાં "અષૅમ્" થાય છે. અહીં વાક્યનો ખરો અર્થ નહીં સમજવાથી જ "અષા"ને ખોટી રીતે કર્તા લેખે લઇને વ્યાકરણ વિરુદ્ધ તેને પહેલી વિભક્તિમાં મૂક્યો છે. ખરું જોતાં "અવઝઝત્" નો કર્તા "સ્પેન્તા આરમઇતિ" જ છે, ને તે અહીં અધ્યાહાર (understood) રહેલો છે. જેઓ "આરમઇતિ"ને અવગણીને છોડી દે છે–દુષ્કર્મોમાં મચ્યા રહીને-ખરી ભક્તિ કરવાનું જે તજી દે છે, તેઓથી

એ આરમઇતિ ખસી જાય છે, એવો અહીં ભાવાર્થ છે. આરમઇતિને ને અપને–ચંદ્રને તથા ગુરુને–ઘણો ઘાડો સંબંધ છે અને "ગાથામાં તો એ બન્ને નામો ઘણે ઠેકાણે સાથે આવે છે. તેથી જ અહીં "અપ"ને સંબોધન કીધેલું છે.

સ્યજ્દત્: Syazdat: शद्दत्–शीयन् = She falls out, she vanishes, she leaves, she withdraws, તે (આરમઇતિ) છોડીને ચાલી જાય છે, વિલુપ્ત થાય છે. ધાતુ शद् અને शी બન્નેનો અર્થ પણ એક જ છે. ક્રિયાપદ: અનિયમિતકાળ, આત્મનેપદ, ૩/૧. હા. ૩૨–૪ માં "સીઝ્દમના" શબ્દ છે, તેને પણ એ જ ધાતુ સાથે સંબંધ છે.

યવત્: Yavat: यावत् = As fully as, જેવું પૂર્ણપણે–બધી રીતે–તેવું. ક્રિયાવિશેષણ અવ્યય. એ પણ મૂળ ધાતુ य પરથી જ થયેલું છે.

અહ્મત્: Ahmat: अस्मत् = From us, અમારાથી ૫/૩.

અઉરુના: Auruna: अरुणा = Diseased, leprous, રોગી, રગતપીતિયા. ૧/૩. આ શબ્દ મૂળ अरुण = red, dawn, લાલ, પ્રભાત, એ પરથી જ નીકળેલો છે. રગતપીતમાં પણ ચામડી પર લાલ ડાઘા પડે છે. એ જ રોગી, રગતપીતિયાના અર્થમાં એ શબ્દ અથર્વવેદમાં મં૦ ૫–૨૨–૩ અને મં૦ ૬–૨૦–૩ માં વપરાયેલો છે. અહીં પણ રોગી, જેને અડકવા પણ સૂગ લાગે એવા, એ અર્થમાં આ શબ્દ વપરાયેલો છે. આ अरुणा માં સ્વરભાર ण પર છે, અને अ અનુદાત્ત એટલે ભાર વગરનો છે, તેથી એમાં 'અ' ની પછી "ઉ" મૂકીને તેને અનુદાત્ત બનાવ્યો છે. 'અ' પછી "રુ" છે, તેથી 'ઇ' ને બદલે 'ઉ' મૂકેલો છે.

ખ્રફ્સ્ત્રા: Xrafstra: क्रस्त्रा = Loathsome or lamentable people, નિંદ્ય, શોચનીય, ભૂંડા જનો. ૧/૩. આ શબ્દ આ જ હા. ના ૪થા શ્લોકમાં તેમજ હા. ૨૮–૫ માં પણ છે.

**૯ મા શ્લોકનો ભાવાર્થ:** હે મજ્દા! જ્ઞાની માણસ પણ જેને મહા આદરણીય–માન આપવાને લાયકની–ગણે છે, તેવી તારી સ્પેન્તા આરમઇતિને જેઓ (વૉહૂમનોના) સાત્વિક મનના અજ્ઞાનથી દુષ્કર્મ દ્વારા (દુષ્કર્મમાં પડીને) અવગણીને તરછોડે છે, તેઓથી હે અપ! તે (સ્પેન્તા આરમઇતિ) સંપૂર્ણપણે અલોપ થાય છે, જેવી રીતે અમારાથી ભૂંડા રોગી મનના જનો (દૂર ભાગે છે તેમ).

આગલા શ્લોકમાં જે વિરોધીઓ પોતાની સત્તાના જોર પર નિર્બળ અપો માણસને હેરાન કરતા તેઓને અપોઇનો ખ્યાલ જ ન હતો ને તેથી વૉહૂમનોની સાત્વિક્તા તેમને મળી શકતી ન હતી, એમ કહી હવે પેગમ્બર સાહેબ આ શ્લોકમાં કહે છે કે જ્ઞાની પણ જેને ઘણી મહાન અને આદરણીય ગણે છે એવી સ્પેન્તા આરમઇતિને શુદ્ધ સાત્વિક મન કેમ થઇ શકે તેના અજ્ઞાનથી, તે નહીં જાણ્યાથી, માત્ર કુકર્મોમાં જ ગૂંથાયા રહીને આ વિરોધીઓ અવગણે છે, એટલે પરમાત્માને મેળવવા માટે ઊંડી ભક્તિ કરવી જોઇએ, અને એ ઊંડી ભક્તિ કરવા મનને સાત્વિક બનાવવું જોઇએ, પણ મન કેવી રીતે સાત્વિક બને તે તો નિશ્ચે

જાણુતા નથી, તેને લગતા નિયમથી જ અજ્ઞાન છે, એટલે પછી દુષ્ટ મનની સાથે માત્ર કુકર્મો જ કર્યા કરે છે: એને મારૂં, તેને તાડું, પેલાને લૂંટું, ને માત્ર મારો જ સ્વાર્થ પોષુ ને હું જ મોટો થાઉં, એવા જ ખ્યાલ એ પાપીઓને આવ્યા કરે, અને એ લોકના મનના અંધાપામાં અજવાળાનું કિરણ પણ નહીં પડે, એટલે પછી પાપમાં જ મશગુલ રહે. એવા દુષ્ટ માણસોથી આરમઇતિ એટલે ખરી ભક્તિ દૂર જાય છે, ભક્તિનો ભાવ જ તેમનામાં ઉત્પન્ન થતો નથી, જો કંઇ ભાવ ઊપજે તો તે માત્ર પોતાના સ્વાર્થને વધારવાની માગણી કરવાની પ્રાર્થનાનો. એવી પ્રાર્થના કંઇ ખરી ભક્તિ નથી જ. એટલે એ ભક્તિ વગર એમનાથી ખુદાના સાચા પથે પડાતું જ નથી, એમની કહેવાતી ભક્તિ તો માત્ર પોતાના જ સ્વાર્થને સંતોષવાની માગણી કરવા માટે હોય છે. તેથી શ્રી જરથુસ્ત્ર સાહેબ કહે છે કે જેમ રોગી મનના ભૂંડા લોકો અમારાથી– એટલે અમારી આ અપોઇને સાત્વિકતા પાળવાની પ્રવૃત્તિઓથી–દૂર રહે છે, તેમ ખરી ભક્તિ પણ એ પાપીઓથી દૂર જ રહે છે– અરે તે તો તેમને દેખાતી પણ નથી! ખરી નિઃસ્વાર્થ નિર્મળ ભક્તિ અને માત્ર દેવળે, મંદિરે, મસ્જિદે, આતશ બહેરામે જઈ પોપટ માફક ગણગણીને પછી પોતા માટે ધન-દોલતની ને જીતની માગણી કરવાની પ્રાર્થના વચ્ચે કેવો જમીન આસમાનનો તફાવત છે, તે પેગમ્બર સાહેબ આ શ્લોકમાં સ્પષ્ટ કરે છે.

## ગાથા હા. ૩૪—શ્લોક ૧૦ મો

**અહ્યા :** Ahyā : अस्य = Of him, એની, ૬/૧. આ શબ્દ એ જ પંક્તિમાં આવતા "વઑચત્" ક્રિયાપદનું વ્યવહિત (indirect) કર્મ છે. वच् ક્રિયાપદ બીજી વિભક્તિમાં કર્મ હેતુ કે વસ્તુનું લે છે, અને ૬ ઠી વિભક્તિમાં વ્યક્તિનું–સાંભળનારનું–કર્મ લે છે. "અહ્યા વઑચત્" એટલે "એને યા એની પાસે કહે છે, દર્શાવે છે."

**વહ્હુઉશ્ મનહ્હો :** Vaŋhəuš manaŋhō : वसोस् मनसस् = Of the pure mind, સાત્વિક મનનું. ૬/૧. એનું સંબંધી નામ "શ્યઑથ્ના" નહીં પણ "ગરૅબાંમ્" છે.

**શ્યઑથ્ના :** Syaoθənā : च्यौत्ना = Through (his own) deed, (ખુદ પોતાના) કૃત્ય દ્વારા, વર્તન દ્વારા. ૩/૧.

**વઑચત્ :** Vaocat : वोचत् = Declares, explains, describes as an exemplar, જાહેર કરે છે, સમજાવે છે, દર્શાવે છે, દાખલો આપીને વર્ણવે છે. ધાતુ वच्. ક્રિયાપદઃ અનિયમિત ભૂતકાળ, પરસ્મૈપદ, ૩/૧.

**ગરૅબાંમ્ :** Garəbąm : गर्भम् = The core, the inner sanctuary, ગર્ભ, ગર્ભાગાર, મંદિરની અંદરનો પવિત્ર ભાગ જ્યાં પૂજા થાય છે તે. ૨/૧.

**હુખ્રતુશ્ :** Huxratuš : सुक्रतुस् = The wise, virtuous, ડાહ્યો, જ્ઞાની, પ્રજ્ઞજન, જેને ખધું સદ્જ્ઞાન થયું છે તેવો માણસ, સદ્ગુણી. ૧/૧.

**સ્પૅન્તાંમ્–ચા આરમઇતીમ્ :** Spəntąm–cā Āramaitīm : श्विन्ताम् च अरमतीम् = And Spənta Āramaiti (acc.), અને સ્પૅન્તા આરમઇતિને. ૨/૧.

**દાંમીમ્ :** Dąmīm : धामीम् = Domain, site or the seat of the sacred fire, ધામ, રહેઠાણ, સ્થાનક, બેઠક. ૨/૧. નારી૦. આ શબ્દ હા. ૩૧–૮ માં પણ આવી ગયો છે, અને હા. ૪૪–૪ ને ૪૫–૭ માં પણ છે, એનો અર્થ બીજા વિદ્વાનો "creator, સર્જક" કરે છે પણ તે કયા ધાતુના આધારે તે કોઇ જણાવતું નથી. જ્યાં જ્યાં એ વપરાયો છે ત્યાં ત્યાં સર્જકનો અર્થ બેસતો નથી, કે "મૂળ" કે એવો અર્થ પણ વાજબી નથી. હા. ૩૧–૮ માં પણ એ "અષહ્યા દાંમીમ્" એ અષના સંબંધી નામ તરીકે જ વપરાયેલો છે. ત્યાં પણ વૉહૂમનો–ફળ સંઘરનારના સંબંધમાં જ વપરાયેલો છે ને અહીં આ શ્લોકમાં પણ "અષહ્યા દાંમીમ્" જ છે ને અહીં "ગરૅબાંમ્" એટલે ફળપ્રાપ્તિના સંબંધમાં જ છે. એ धामन् શબ્દનું નારી જાતિનું રૂપ धामि હોય એમ સ્પષ્ટ છે. અષ–ગુરુ–એ અગ્નિનો–આતશનો–કારક છે, અને ઋગ્વેદમાં (મં૦ ૪–૫૮–૧૧) પણ આ धामन् શબ્દ અગ્નિની અને સોમની બેઠક (site) ને માટે જ વપરાયેલો છે. તેથી "દાંમીમ્" નો અર્થ રહેઠાણ, બેઠક, ધામ, એવો જ થાય છે. ઋગ્વેદના વખતના અને તેની પણ અગાઉના ધર્મવિચારો, રહેણીકરણી, ક્રિયાકાંડ, પૂજ્ય વસ્તુઓના સંબંધી અર્થ–એ બધું "ગાથા"ના શબ્દોના ખરા ઉકેલ માટે ઘણું જ કામનું છે.

**વીદ્વાઓં :** Vīdvā̃ : विद्वान् = The erudite, the learned, wise, વિદ્વાન માણસ ૧/૧.

**હિથાંમ્ :** Hiθąm : सिताम् = White, bright, શુભ્ર, તેજસ્વી, ૨/૧. નારીજાતિ. આ શબ્દ "દાંમીમ્"નું વિશેષણ છે. આ પરથી સ્પષ્ટ થાય છે કે "દાંમીમ્" પણ નારીજાતિ છે! આ "હિથાંમ્" શબ્દને सत्यम् સાથે એટલે સાચું–ખરું, એવા અર્થ સાથે કંઇ લેવાદેવા નથી. સ્પેન્તા આરમઇતિ તે ચંદ્ર છે, તે સફેદ શુદ્ધ રોશનીવાળો છે. જગતને ભારે પ્રકાશ રાતના આપે છે. જ્યોતિષમાં પણ એને કેટલેક ઠેકાણે सित એટલે સફેદ, તેજસ્વી કહ્યો છે.

**અપહ્યા :** Asahyā : अपस्य = Of Asa, અપનું ૬/૧.

**તા–ચા :** Tā–cā : ता च = And they, અને તે બધું. ૨/૩. નાન્યતર. આ શબ્દ "વર્ઓચત્" ક્રિયાપદનું જ કર્મ છે.

**વીસ્પા :** Vıspā . विश्वा = All, બધું. સઘળું, ૧/૩. વિશેષણ.

**અહુરા :** Ahurā : असुर = Oh Ahurā ! હે અહુરા ! ૮/૧.

**થ્વહ્મી :** Θwahmī : त्वस्मिन् = Thine, તારા. ૭/૧. એ "ક્ષથ્રોઇ"નું સર્વનામ છે.

**મઝ્દા :** Mazdā ! : मेधा = Oh Mazdā ! હે મઝ્દા ! ૮/૧. એ શબ્દ અહુરાની સાથે જ જોડ શબ્દ તરીકે લેવાનો છે.

**ક્ષથ્રોઇ :** Xsaθrōi · क्षत्रे = In (Thy) dominion, (તારા) રાજ્યમાં, તારા દુનિયાના રાજ્યમાં. ૭/૧.

**આ વોઇથ્રા :** Ā vōiθrā : आ वेत्रां = To the eagerly seekers, to those who are eager to go and seek (the truth), આતુરતાથી શોધનારાઓને, શોધનાતુરને, સત્યશોધનને માટે જનારાઓને: ૨/૩. ધાતુ वी, = to go and seek eagerly. એનાં ક્રિયાપદનાં રૂપો वेति, वेवम् – એમ વે થી થાય છે. એ ધાતુ પર त्र પ્રત્યય લાગીને वेत्र નામ થયેલું છે. યસ્ત ૧૦–૧૩૦ માં श्री ધાતુ પરથી એવું જ રૂપ "શ્રોઇથ્ર" થયેલું છે– श्रेत्र. મૂળ પાઠમાં "વોયથ્રા" રૂપ લીધેલું છે તે રૂપ બગડેલું છે. આ તો વે નો "વોઇ" થયેલો છે, કેમકે તે ઉદાત્ત છે, અને પછીનો त्रा સ્વરિત થયેલો હોવાથી તે નિયમ પ્રમાણે "થ્રા" થયેલો છે. જો "વોયથ્રા" લખીએ–બોલીએ તો લીટીમાં એક શ્રુતિ પણ વધી જાય છે, તે એની સાબિતી છે. "તા" અને "વોઇથ્રા" એ બન્ને ઉપર આવેલા "વર્ઓચત્"નાં કર્મો છે. વળી ગૅલ્ડનરે આ શબ્દના બીજા અનેક પાઠો નોંધેલા છે, તેમાં આ "વોઇથ્રા" પાઠ છે જ ! અર્થ નહીં સમજાયાથી ખોટાં રૂપ ને પાઠ લેવાયા છે.

**૧૦ મા શ્લોકનો ભાવાર્થ :** એને–એ વિરોધી પાપીજનને–સદ્ગુણી જ્ઞાનીજન ખુદ પોતાના સત્કૃત્યથી (વૉહૂમનોના) સાત્વિક મનની અંદરનું ગર્ભાગાર–

પવિત્ર પૂજાસ્થાન-દર્શાવે-સમજાવે, અને વિદ્વાન માણસ સ્પેન્તા આરમઇતિને જે અષની તેજસ્વી બેઠક છે (તેને દેખાડે). વળી એ બધું, હો અહુરા મઝ્દા! તમારા રાજ્યમાં સત્યશોધકોને (તે વિદ્વાન દર્શાવે).

આ શ્લોકમાં પેગમ્બર સાહેબ કહે છે કે એવા અજ્ઞાન પાપી માણસને તો એક જ્ઞાની માણસે ખુદ પોતાના જ વર્તનથી બતાવવું જોઇએ કે સાત્વિક મન સાધ્યાથી કેવી સિદ્ધિ મળે છે, તે અંદરથી કેટલું પવિત્ર છે, ને તેનું કેવું ફળ પણ મળે છે. ખાલી કહેવાથી કે ભાષણ કીધાથી એવાના મન પર અસર નહીં થાય. એ તો ખુદ નેક અને પાક વર્તનથી જ, પોતાની ચાલથી ને પોતાનાં કામોથી તે પાપીને બતાવવાનું છે કે તે એ જોઇને પોતાનો રાહ બદલે. વળી અષની-ગુરુની-બેઠક આરમઇતિમાં છે એટલે અષોઇની ખરી બેઠક ચંદ્રમાં-એટલે મનમાં છે; મનની સાચી ભક્તિમાં છે. એ મનને શુદ્ધ સાત્વિક કરાય ને તેથી બિનસ્વાર્થી ખરા ભાવની ભક્તિ કરાય તો અષોઇ પણ મળે ને અહુરા મઝ્દા પણ મળે, એ પણ એ પાપીને સમજાવવાનું છે. પછી છેવટે પેગમ્બર સાહેબ કહે છે કે જ્ઞાનથી જોતાં ને સમજતાં સ્પષ્ટ દેખાય છે કે ખુદાનાં આ બન્ને દુનિયાનાં રાજ્યમાં ખરું શું છે તે આતુરતાથી શોધવા જનારાઓને તે વિદ્વાન ખરો માર્ગ દેખાડીને એ રીતે જ મનની શુદ્ધિથી, અષોઇથી, ને સાચી ભક્તિથી જે ખરા સ્વર્ગની પ્રાપ્તિ થાય છે, ને એનું જે ફળ અષો માણસને મળે છે, તે તેઓને દર્શાવે. વિદ્વાનના ખાલી શિખામણના શબ્દો નહીં પણ ખુદ તેનું નેક અને અષો વર્તન જ દુનિયાને ધડારૂપ બનીને તેને સુધારી શકે.

જ્યોતિષમાં ગુરુ ચદ્રની મૈત્રી અખંડ છે, અને ચંદ્રની રાશી જે કર્ક છે ને જે તેનું ઘર છે, તેમાં જ ગુરુ ઊંચનો થાય છે, એટલે એ ચંદ્રનું ઘર તે ગુરુનું તેજસ્વી સ્થાન છે.

## ગાથા હા. ૩૪—શ્લોક ૧૧ મો

આ શ્લોકમાના કેટલાક શબ્દોના અર્થ બરાબર નહીં સમજાયાથી એનો અર્થ પણ બરાબર થયો નથી, ને બધા એમા ગુંચવાયા છે

અત્ : At अत-अथ = Certainly, નિશ્ચય, નક્કી.

તોઇ : Tōi ते = These two, તે બન્ને ૧/૨. નારી જાતિ આ શબ્દનો અર્થ "તારી" કે "તારે માટે" નથી જુઓ જેક્સનનું વ્યાકરણ § ૪૧૨ ત્યા આ શબ્દ જ અને ખુદ આ શ્લોકનો જ આ શબ્દ ટાકી બતાવેલો છે

ઉબે : Ubē उभय-उभे = Both બન્ને ૧/૨ ઋગ્વેદમા આ उभे શબ્દ વપરાયેલો છે. उभे विगत उभय मरामभि મ. ૧૦-૬૪-૧૪

હુઉર્વાઑસ્-ચા : Haurvâs-câ · सर्वाश = Prosperity, welfare સમૃદ્ધિ ૧/૨. નારી જાતિ. આ ગુણદર્શક નામ છે. "હુઉર્વતાત્" વિશેષનામ નથી

ખ્વરેથાઇ : Xᵛarəθāi स्वर्थाय = For pursuing and serving worthy ends, યોગ્ય ને ઉન્નત આશય-હેતુ-સાધવા માટે ૪/૧ આ શબ્દ ખ્વુ-અર્-થા-ઇ" એમ ચાર શ્રુતિમા બોલવાનો છે

આ : Ā आ = Toward, પ્રત્યે, તરફ.

અમેરેતાઑસ્-ચા : Amərətâs-câ अमृताश = Immortality અમૃતતા મુક્તિ પામવાથી આત્માને પોતાનુ અમર મૂળ રૂપ મળે, ને ક્ષણભંગુર શરીરના બંધનથી છૂટે, તેની પ્રાપ્તિ તે અમૃતતા, અમરતા ૧/૨ च च અને-તેમજ. અહી 'અમરતા'ના અર્થમા "અમેરેતાઑસ્ચા"જ જોઇએ નહી તો એક શ્રુતિ વધી જાય

વહુંહુઉશ્ મનહ્હો · Vaŋhəus Manaŋho वसोस् मनसस् = Of Vohu Mano of pure mind વોહૂમનોની, સાત્વિક મનની ૬/૧

ક્ષથ્રા Xsaθrā क्षत्रा-क्षत्रेन = Through supremacy પ્રભુતા દ્વારા, ઉત્તમતા દ્વારા ૩/૧

અષા મત્ : Aṣ̌ā mat अषा स्मत् = Together with Asha, અષની સાથે મળીને ૩/૧ આ "મત્" શબ્દ "સાથે"ના અર્થમા હા ૩૨-૧ મા છે

આરમઇતિશ્ Āraamaitis अरमातस् = Āramaiti આરમઇતિ ૧/૧

વક્ષત્ : Vaxṣat वक्षत् = Increases strength empowers વૃદ્ધિ કરે, પુષ્ટિ આપે ધાતુ वक्ष ક્રિયાપદ અપૂર્ણભૂતકાળ, પરસ્મૈપદ, ૩/૧ આ શબ્દ જો "વક્ષત્" લખાય કે બોલાય તો પંક્તિમા એક શ્રુતિ ઓછી થાય છે પણ ગૅલ્ડનરે અનેક હસ્તપ્રતોમા આ 'વક્ષત્' શબ્દ લખાયેલો નોંધ્યો છે, એટલે તે જ ખરો છે ને તે જ હું લઉં છુ

ઇતયૂઇતી : Itayūiti इतऊति = Everlastingness, ચિરસ્થાયીત્વ ૨/૨ આ શબ્દ હા ૩૦-૭ મા ને હા ૩૩-૮ મા આવી ગયો છે અને એ જ

એનો ખરો અર્થ છે. "ઇતયૂઇતી" ને "તૅવીષી" એ બે શબ્દોનું જોડકુ હોવાથી દ્વિવચનમાં છે.

**તૅવીષી**: Təvısı तविषी = Internal strength, અંતરબળ. ૨/૨. જુઓ જેક્સનનું વ્યાકરણ § ૨૫૧ ને § ૨૫૭-બે શબ્દોનું જોડકુ હોવાથી બન્નેને દ્વિવચનમા લીધેલા છે. આ શબ્દ હા ૩૩-૧૨ મા આવી ગયો છે.

**તાઇશ્**: Tāis तै = Through these, આ બધાંથી. ૩/૩. આ સૌંદર્ય અને અંતરબળ દ્વારા.

**આ** Ā आ = Only, alone, really માત્ર, જ, ખરેખર. અવ્યય.

**મઝ્દા**: Mazdā मेधा = Oh Mazdā, હે મઝ્દા! ૮/૧.

**વીદ્વએષાંમ્**: Vıdvaeṣąm : विद्वेषाम् = Of opposing or resisting enemities or evils ઝેરવેરના અટકાવવાવાળા, ૬/૩. મૂળ શબ્દ विद्वेषस्. એ "વી-દ્વએ-ષા-અમ્" એમ ચાર શ્રુતિમા છે.

**થ્વોઇ**: Θwoı : ते = Thine, તારા. ૧/૩. त्व+इ આ શબ્દનો અર્થ "તારી" કે "તમારી" નથી, પણ "તારા જ" છે. એ સબંધી સર્વનામની જાતિ અને વચન સામાન્ય છે, ગમે તે વપરાય.

**(અહી)**: Ahı असि = Thou art, તું છે. ૨/૧. આ શબ્દ પાછળથી ગેરસમજથી ઉમેરાયેલો છે, એ નહીં જોઇએ. એ રાખો તો બે શ્રુતિ વધી જાય.

**૧૧ મા શ્લોકનો ભાવાર્થ :** ખરેખર, આ સમૃદ્ધિ અને આ અમરતા-એ બન્ને યોગ્ય અને ઊંચા હેતુને સિદ્ધ કરવાને માટે જ છે. અષની સાથે મળીને આર્મઇતિ સાત્વિક મનની પ્રભુતા-ઉત્તમતા-દ્વારા ચિરસ્થાયીત્વ ને અંતરબળની અચૂક વૃદ્ધિ કરે છે એ બધાથી ખરેખર, હે મઝ્દા! ઝેરવેરના અવરોધક (અટકાવનાર ને સામા થનાર) પણ તારા જ છે!

આગલા શ્લોકમા અષોઇ સાત્વિકતા અને સાચી ભક્તિ જ્ઞાની માણસે પાપીને પોતાના કૃત્યથી જ દેખાડવી જોઇએ, અને મઝ્દાના રાજ્યમા તો બધે એ જ જોઇએ, એમ સમજાવી આવ્યા પછી હવે આ શ્લોકમા પેગમ્બર સાહેબ કહે છે કે આ અષોઇ, સાત્વિકતા ને સાચી ભક્તિથી જ માણસને જે ખરી આત્માની સમૃદ્ધિ અને અમરતા-મુક્તિ-પ્રાપ્ત થાય છે તે બન્ને તો યોગ્ય અને ઊંચા આશયને સિદ્ધ કરવાને જ માટે છે. એ ઊંચો આશય તે આત્માને કેવળ પવિત્ર કરી તેને આ ક્ષણભંગુર શરીરના અને દુખના બંધનમાથી મુક્ત કરવાનો છે, અને તેમ કરીને તેને અહુરા મઝ્દાનો મેલાપ કરવાનો છે મઝ્દાએ જે હેતુ માટે આ પૃથ્વી સરજી તે હેતુ બર લાવવા મન્યુઓ મારફતે નેકી ને બદી પણ સરજી, જેથી આત્માઓ એ નેકી બદીની કસોટીમા પૂરતા કમાઇને બહાર નીકળે ને પોતે શુદ્ધ કંચન બનીને જે અમર શાંતિ ને આનદ અહુરા મઝ્દાનો છે તે તેઓ પણ મેળવે ને ભોગવે. આ ઊંચો હેતુ બર લાવવા સાત્વિકતા પૂરેપૂરી મેળવવી જોઇએ ને તેથી અષોઇ મેળવીને સાચી ભક્તિ પામવી જોઇએ. એ બધું ધીરે ધીરે સિદ્ધ થાય ત્યારે જ આત્માની ખરી સમૃદ્ધિ-

ખરી દોલત મળે ને તેનાથી જ મુક્તિ–અમરતા પણ મળે. સિદ્ધિ તો આ જ છે, નહીં કે યોગના નીચા તબક્કાઓમાંથી પ્રકૃતિના નિયમોનું થોડુંક જ્ઞાન મેળવીને પછી "ચમત્કારો" miracles-કરીને તે નહીં જાણનાર માણસોને આંજી પોતાને મોટા મહાત્મા કહેવડાવવાનો ગર્વ લીધાથી કોઇ ઉપર સમજાવેલી સિદ્ધિ મળી શકે. સિદ્ધિ તો બધી દુનિયા સાથે વિશ્વસ્નેહ–Universal Love–રાખીને સૌનું ભલું જ કરવાની શક્તિ મેળવવામાં ને પોતે નિ:સ્વાર્થ રહી અપો બનીને આત્માની મુક્તિ મેળવવામાં જ છે. તેથી પેગમ્બર સાહેબ આગળ વધતાં બીજી પંક્તિમાં કહે છે કે સાત્વિક મનની ઉત્તમતા મેળવ્યા પછી પવિત્રતા સાથે ભક્તિ કીધાથી જ આત્માની વૃદ્ધિ થાય છે. એમ અમરતા–મુક્તિ મેળવવા માટેનાં નીચેથી ઊંચે સુધીનાં પગથિયાં પેગમ્બર સાહેબે ખુલ્લી રીતે બતાવ્યાં છે.

આ બધું કરવા માટે બે ચીજ જ મુખ્ય છે. લાંબો વખત ટકી રહે એવું જીવન અને અંતરનું બળ. આ દુનિયાનાં સ્થૂળ કાર્યોની સિદ્ધિ માટે પણ આ બે વસ્તુ જ. મુખ્ય ને અગત્યની છે, તો આપણી આધ્યાત્મક વૃદ્ધિ માટે પણ એ જ બે ચીજ મુખ્ય છે. ધીશ ભગતે કહ્યું છે કે "હરિનો મારગ છે શૂરનો, નહીં કાયરનું કામ જોને", એ તદ્દન ખરું જ છે. ખુદાનો માર્ગ લેવો એ કંઇ નબળા-પોચાનું કામ નથી, એ તો ખરા શૂરવીરનું જ કામ છે. ડગલે ડગલે અનેક પ્રલોભનો (temptations) આવે, ડગલે ડગલે ઠોકર ખવાય, ડગલે ડગલે વિરોધીઓ ઉત્પન્ન થાય, એટલું જ નહીં, પણ ખુદ પોતાનાં સ્નેહી ને સંસારી જનો પણ પોતાના સ્વાર્થ માટે તેને પાછો પાડે ને વળી દુશ્મન પણ બને: એટલે આ સૌ વિરોધમાંથી, ઝેરવેરમાંથી આગળ વધવા માટે લાંબું આયુષ્ય અને અંતરબળ એકસરખાં જોઇએ. એ હોય તો જ એ માર્ગ પર ધીમે ધીમે પણ આગળ વધાય. તેથી જ શ્રી જરથુસ્ત્ર સાહેબ છેવટે કહે છે કે એ બધાં ઝેરવેરનાં અવરોધક પણ, હે મઝ્દા! તારાં જ છે! કેમકે એ માટેનું લાંબું જીવન ને એ માટેનું અંતરબળ તો તું જ અમોને આપે છે. ખુદાની મહેર વગર તો કોણ આગળ વધી શકે?

## ગાથા હા. ૩૪—શ્લોક ૧૨ મો

**કત્:** Kat : कत् = What? શી, કેવી?

**તોઇ:** Tōi : ते = Thine, તારી. ૬/૧.

**રાજરઁ:** Rāzarə : राजर्-राज़् = Ruling, administration of government, હકુમત, રાજ્યવ્યવસ્થા. ૧/૧. આ શબ્દ અને એની પછી આવતા "શર્યનાંમ્" શબ્દના અર્થ માટે વિદ્વાનોમાં ઠીક ઉહાપોહ થયેલો છે. આ બન્ને શબ્દો એક જ ધાતુ राज् = to rule, રાજ્ય કરવું, એ પરથી નીકળેલા છે. "રાજરઁ" શબ્દ राज़्-राजर् છે. જેમ दातृ નો दातर् (giver, giving) થયેલો છે, તે જ પ્રમાણેનો એ છે, એટલે એનો અર્થ (ruling) હકુમત, રાજ્યવ્યવસ્થા જ થાય છે. "રાજરઁ"માંનો "રઁ" તે "ગાથા"માં નપુંસક જાતિનું રૂપ છે. वचर्-वहरँ. જુઓ જેક્સન વ્યાકરણ § ૩૩૯. અહીં આ "રાજરઁ" શબ્દમાં "રઁ" લખાયો છે આખો—પૂર્ણ શ્રુતિ લેખે, પણ જો પૂર્ણ શ્રુતિ "રઁ" બોલીએ તો એક શ્રુતિ આ પાદમા વધી જાય છે! એટલે મૂળ ઉચ્ચાર તો "રાજર્" જ બરાબર છે, ને તેમજ બોલવો જોઇએ. આમાં અવેસ્તા લિપિનો લેખનભેદ છે, તે પૂર્ણપણે સમજાયા વગર કાં તો શબ્દનાં મૂળ રૂપ મળે નહીં, કાં તો છંદોભંગ થયેલો લાગે. ગાથા અવેસ્તાના અનુવાદકારે આ રૂપો ધ્યાનમાં રાખવાનાં છે. ખરી રીતે તો એ શબ્દ "રાજઁરઁ"—राज़् લખાવો ને બોલાવો જોઇએ, કેમકે "જઁરઁ"—ज़् એક જ શ્રુતિ છે. ગાથામા બહુ ઠેકાણે લહિયાઓની બેદરકારીથી અને અજ્ઞાનથી આ ऋ શ્રુતિ "ઍરઁ" લખાવી જોઇએ તેને બદલે "અરઁ" પણ લખાયેલી છે, તેથી મૂળ રૂપ શોધતાં ગોટાળો થાય છે. જુઓ જેક્સનનું વ્યાકરણ § ૪૭ ને તેની નોંધ. "જ" ઉદાત્ત છે તે બતાવવા માટે "ર્" વ્યંજનને "રઁ" કીધેલો છે.

**કત્:** Kat : कत् = What, શી, કેવી.

**વષી:** Vasī : वशी = Supernatural authority, દેવી સત્તા—અધિકાર. એ वश् ધાતુ પરથી છે. સત્તાથી બીજાઓ પર અધિકાર ભોગવવો ને તેમને વશ રાખવા. ૧/૧ નારીજાતિ.

**કત્:** Kat कत् = What, શું.

**વા:** Vā: वा = Or, અથવા, યા.

**સ્તૂતો:** Stūtō : स्तुतस् = Of praise or eulogy, સ્તુતિનું, સ્તુતિ માટે જાણવાનું. ૬/૧. સ્તુતિને લગતું.

**કત્:** Kat : कत् = What, શું.

**વા:** Vā: वा = Or, અથવા, યા.

**યસ્નહ્યા:** Yasnahyā : यज्ञस्य = Of devotion or offering, ભક્તિનું, સ્વાર્પણનું. ૬/૧.

સ્રુઇધ્યાઇ : Srūidyāi : श्रुध्यै = In order to learn about, to give attention to, to meditate upon, શીખવા માટે, ધ્યાન ધરવા માટે. ૪/૧. સામાન્યરૂપ. ધાતુ श्रु = શીખવું, ધ્યાન ધરવું. એ ક્રિયાપદ ૬ ઠી વિભક્તિમાં કર્મ લે છે: "સ્તૂતો" ને "યસ્નહ્યા" એનાં કર્મ છે.

મજ્દા : Mazdā : मेधा = Oh Mazdā ! હે મજ્દા ! ૮/૧.

ફ્રાવઓચા : Frāvaocā : प्रवोच = Explain clearly, સ્પષ્ટ રીતે સમજાવ! ધાતુ प्रवच् ક્રિયાપદ: અનિયમિતકાળ, આજ્ઞાર્થ, પરસ્મૈપદ, ૨/૧.

યા : Yā या-येन = By which, જેથી, જે રીતે. ૩/૧.

વીદાયાત્ : Vidāyāt · विधायात् = May furnish, may enlighten, may give guidance, પૂરું પાડે,....નું જ્ઞાન આપે, દોરવે. ધાતુ विधा. ક્રિયાપદ: વર્તમાનકાળ, ઇચ્છાર્થક (optative) પરસ્મૈપદ, ૩/૧. સંસ્કૃતમાં રાજ્ય શબ્દની સાથે એ ક્રિયાપદ વપરાય તો विधायात् राज्यम् એટલે may carry on government, રાજ્ય ચલાવે, એવો અર્થ થાય. અહીં પણ राज् ધાતુનો શબ્દ "રાશ્નંનામ્" છે તેની સાથે જ એ ક્રિયાપદ વપરાયેલો છે.

અષીશ્ : Asiš : अर्षाम् = Mastership, સ્વામિત્વ, ધણીપણું, ૧/૧. આ શબ્દ अर्ष् = to master પરથી નીકળેલો છે. એ જ શબ્દ હા. ૨૮માં ૪ ને ૭ મા શ્લોકમાં એ જ અર્થમાં વપરાયેલો છે. હા. ૩૩-૧૩ માં હ્રસ્વ "ષિ" સાથે જે "અષિ" શબ્દ છે તે બીજા ધાતુ अष् પરથી છે, ને તેનો અર્થ પ્રાપ્તિ થાય છે. આ શબ્દો વચ્ચેનો ફરક ધ્યાનમાં રાખવાનો છે.

રાશ્નંનામ્ : Rasənam : राज्ञाम् = Guidance, માર્ગદર્શન. ૨/૧. ઋગ્વેદ મં० ૧૦-૪૯-૪ માં એ જ અર્થમાં એ શબ્દ છે, અને એનો એ જ અર્થ અહીં પણ થાય છે. "રાશ્નંનામ્"માં "ન"ની અગાઉ "ષ" વ્યંજન છે. પણ તે પદ્યમાં "ષ્" સાથે સ્વર "અઁ" મેળવીને બોલવાનો છે, એટલે શ્રુતિઓ પૂરી નવ થાય છે. એ નિયમ માટે "ગાથા"ના છંદ માટેનો લેખ જુઓ.

સીષા : Sīšā शिक्ष = Instruct, ઉપદેશ આપ! બોધ આપ! ધાતુ शिक्ष्. ક્રિયાપદ: વર્તમાનકાળ, આજ્ઞાર્થ, પરસ્મૈપદ, ૨/૧. આ શબ્દ હા. ૨૮-૧૧ માં આવી ગયો છે.

નાઓ : Nå : नस् = Us, અમને. ૨/૩.

અષા : Aṣā ! अष = Oh Asa ! હે અષ ! ૮/૧

પથો : Paθō : पथस् = Paths, ways, પંથો, માર્ગો, રસ્તા, ૨/૩. જુઓ જેક્સન વ્યાકરણ § ૩૧૦.

વહ્હુંઉશ્...મનહ્હો : Vaŋhōuš ..Manaŋhō : वसोस् मनसस् = Of Vohu Mano, of pure mind, વોહૂમનોના, સાત્ત્વિક મનના. ૬/૧.

**ખ્વએતૅંગ્ :** X'aētōng : स्वैतान् = One's own spiritual, ખુદ પોતાના આધ્યાત્મિક. ૨/૩. વિશેષણ. આ શબ્દ વૉહૂમનોનું સર્વનામ છે. આ શબ્દ "ખુ-વ-એ-તૅંગ્"-એમ ચાર શ્રુતિમાં બોલવાનો છે.

**૧૨ મા શ્લોકનો ભાવાર્થ :** શી તારી રાજ્યવ્યવસ્થા છે, શો તારો દૈવી અધિકાર છે, અથવા સ્તુતિ માટેનું શું, તેમજ સ્વાર્પણ માટેનુ શું, તે હે મઝ્દા ! ધ્યાન ધરવાને માટે-(પૂરું સમજીને આચરવા માટે)-અમને સ્પષ્ટતાથી સમજાવો ! જેથી (તમારું) સ્વામિત્વ (અમને) માર્ગદર્શનનું જ્ઞાન આપે. હે અષ ! અમોને ઉપદેશ આપો અને (વૉહૂમનોના) સાત્ત્વિક મનના (સાધવાના) ખુદ પોતાના આધ્યાત્મિક પંથો દેખાડો !

હવે આ શ્લોકમાં પેગમ્બર સાહેબ મઝ્દાને કહે છે કે તમે તો અમારા સ્વામી છો, માલિક છો, તેથી આ તમારી સૃષ્ટિની રાજ્યવ્યવસ્થા કેમ ચાલે છે, તમારો દૈવી અધિકાર તેમાં કેવો છે, તે અમોને બરાબર સમજાવો. વળી સ્તુતિ કરવા માટે શું કરવું જોઇએ, મનને કેમ એકાગ્ર કરવું જોઇએ, તેમજ અમારા સ્વાર્પણને માટે પણ કેવી રીતે બિનસ્વાર્થી રહેવું, જે કંઇ ભોગ આપીએ તે બદલાની આશાથી નહીં પણ તમારી ઇચ્છાને જ આધીન રહેવાના ધર્મથી, અહુનવરમાં કહ્યું છે તેમ બધું તમારે નામે જ કરીએ એવી વૃત્તિ કરવી જોઇએ, એ બધું ધ્યાનમાં ધરવા ને તે પ્રમાણે વર્તવા અમોને સમજાવો, જેથી તમારું સ્વામિત્વ અમોને માર્ગદર્શન આપે. તમો માલિક છો તેથી તમે અમોને જેમ દોરવો તેમજ અમે ચાલીએ. છેવટે શ્રી જરથુસ્ત્ર સાહેબ અષને વિનંતિ કરે છે કે વૉહૂમનોના સાત્ત્વિક મનને સાધવાને માટેના જે ખુદ તેના પોતાના સત્પથ છે તે પણ મહેર કરીને અમોને ઉપદેશ આપીને દેખાડો ! અહીં પણ સ્પષ્ટ છે કે પ્રથમ સાત્ત્વિકતા જ મેળવવી જોઇએ. મન પૂરું સાત્ત્વિક થાય, ઝેરવેર માયા પક્ષપાત બધું છોડી દઇને દૃષ્ટિ નિર્મળ ને સમ થાય ત્યારે જ અપોઇ પણ પૂરી સધાય. બધો આધાર મન પર કાબુ રાખવાની શક્તિ ઉપર જ છે.

## ગાથા હા. ૩૪—શ્લોક ૧૩ મો

તૅમ્ : Tōm : तम् = That, તે. ૨/૧.

અદ્વાનૅમ્ : Advānəm : अध्वनम् = Way, course, પંથ, રસ્તો. ૨/૧. કવિતાની કળામાં અને સાહિત્યની કળામાં પણ શ્રી જરથુશ્ત્ર સાહેબ કેવા પારંગત છે કે આગલા શ્લોકમાં આવેલો "પથ" શબ્દ અહીં પાછો વાપરતા નથી પણ તે જ અર્થનો "અધ્વન્" શબ્દ વાપરે છે! ભાષા પર પ્રભુત્વ કેટલું છે તે એ બતાવે છે. એ જ શબ્દ માટે જુઓ મૅકડોનેલનું વૈદિક વ્યાકરણ § ૯૦.

અહુરા : Ahurā! : असुर = Oh Ahurā, હે અહુરા ! ૮/૧.

યૅમ્ : Yōm : यम् = Which (acc.), જે. ૨/૧.

મોઇ : Mōi : मे = For me, to me, મારે માટે, મને. ૪/૧.

મ્રઑશ્ : Mraoš : स्म्रवस् ( अब्रवीस् )–( स्मृ–ब्रू ) Thou hast shown, તેં દેખાડ્યો છે, તેં દર્શાવ્યો છે. આ શબ્દનો પ્રથમ અર્થ "કહેવું, બોલવું" થાય છે, પછી લાક્ષણિકતાથી તેના ઘણા જુદા જુદા અર્થ થાય છે. ક્રિયાપદ : અપૂર્ણભૂતકાળ, પરસ્મૈપદ, ૨/૧. તેં દેખાડયો છે, નિર્માણ કીધો છે. એ શબ્દ "મ્ર–ઑશ્" એમ બે શ્રુતિમાં બોલવાનો છે. 'ઑ' 'વ'ને ઠેકાણે છે.

વઙ્હૅઉશ્ મનઙ્હો : Vaŋhouš Manaŋhō : वसोस् मनसस् = Of Vohu Mano, વૉહૂમનોનો. ૬/૧.

દએનાઓ : Daēnā̊ : धेनास् = Religious commandments, ધર્માદેશ, ધર્મ માટે શું કરવું તેના કાનૂનો. ૨/૩. જુઓ હા. ૩૧–૧૧ અને ૩૩–૧૩.

સઓશ્યન્તાંમ્ : Saosyantąm : शोच्यन्ताम् = Of the Enlightened Ones, પ્રબોધિત જનોના, જેઓને ખુદાની મહેરથી જ્ઞાનની જ્યોતિ મળી છે તેઓના. ૬/૩. "સઑ–ષિ–યન્–તાં–અમ્" એમ પાંચ શ્રુતિમાં બોલવાનો છે. આ શબ્દનો પણ ખરો સંસ્કૃત સમશબ્દ કોઇને મળ્યો નથી તેથી એ સંબંધમાં ઘણી ગેરસમજ ચાલેલી છે. એ શબ્દ शुच् to shine, to be pure, પ્રકાશવું, પવિત્ર કે સ્વચ્છ હોવું, એ ધાતુ પરથી નામ તરીકે થયેલો છે, અને એનાં આવાં જ રૂપો ઋગ્વેદમાં ને બીજા વેદ-કાળના ગ્રંથોમાં મળી આવે છે. એનો અર્થ Enlightened છે એટલે દૈવી જ્ઞાન પામેલા, પ્રબોધિત પવિત્ર જન છે. એટલે જ "સોષ્યન્ત" જે હવે પછી આવવાના છે તે ખાસ એવી દૈવી જ્યોતિ પામેલા, અષોઇને માર્ગે બહુ આગળ વધેલા પાક માણસને માટે વપરાય છે. પેગમ્બર પણ એક "સોષ્યન્ત"જ છે, પણ તેનાથી ઘણા વધારે છે, કેમકે પેગમ્બર તો લાંબે કાળે કરોડો માણસોમાંથી કોઇ જ એવો એક માણસ જન્મે છે જેને ખુદા પોતાનો પેગામ આપીને પૃથ્વી પર મોકલે છે. પછી એ જ પેગમ્બરનો ધર્મ કાળે કરીને

પડતીમાં આવે, તેમાં દુષ્ટ અને લોભિયા બ્રાહ્મણોથી ભેળસેળ થાય, ત્યારે તેને પાછો શુદ્ધ કરવા અને લોકને જગાડવા ને તેમને પાછા શુદ્ધ માર્ગે લેવા એવા "સોષ્યન્ત" આવે છે.

યા: Yā या = By which જેથી, ૩/૧.

હુકરેંતા: Hu karətā : सुकर्ता = The virtuous, the pious, પવિત્ર જન, સુકર્મી. ૧/૧ નરજાતિ. આ શબ્દ सुकृत પરથી નહીં પણ सु+कर्तृ પરથી "હુકર્તર" થઇ "હુકરેંતર્" થયેલો છે–"દાતર્"ની માફક. અને આ રૂપ પહેલી વિભક્તિ એકવચનનું છે. એ એકવચનમાં જ જોઇએ, કેમકે એનો ક્રિયાપદ "ઉર્વાક્ષત્" પણ એકવચનમાં જ છે.

અષા–ચીત્: Asā-cīt : अषा–चिद्–ऋतेन–चिद् = Through righteousness only, અષોઇથી જ, માત્ર અષોઇથી. ૩/૧.

ઉર્વાક્ષત્: Urvāxšat. वृक्षत् = Accepts, સ્વીકારે છે, માન્ય રાખે છે. એનો ધાતુ वृक्ष् છે, જે ઘણોજ જૂના કાળનો છે, ને જે વેદમાં પણ વપરાતો બંધ થયેલો છે, પણ "ધાતુપાઠ"–૧૬–૧૩ માં એ નોંધેલો છે. આ वृ નો જ "ઉર્વા" થયેલો છે, પણ આ 'ઉ' માત્ર વધારાનો છે. એ શબ્દ "વૃક્ષત્" જ બોલવો જોઇએ, નહીં તો એક શ્રુતિ વધી પડે છે. ક્રિયાપદ : અપૂર્ણભૂતકાળ, પરસ્મૈપદ, ૩/૧.

હ્યત્: Hyat यत्–यतस् = In consequence whereof, જેના પરિણામે, જેને લીધે, જેથી.

ચિવિશ્તા: Cīvištā चिविष = Makes, makes ready, prepares, તૈયાર કરે, બનાવે. ધાતુ ન્યુ. ક્રિયાપદ : અનિયમિત કાળ, (is-aorist), આત્મનેપદ, ૩/૧. જુઓ જેક્સનનું વ્યાકરણ, § ૬૬૪, ત્યાં એ શબ્દ જ દાખલા તરીકે આપેલો છે.

હુદાબ્યો: Hudābyō · सुधाभ्यम् = For (his) welfare, various kinds of moral happiness, bliss, કલ્યાણને માટે, શ્રેયને માટે. ૪/૩ નારીજાતિ. આ શબ્દ सु+धा મળીને થયેલો છે, અને એ જ અર્થમાં એ અથર્વવેદમાં તેમજ "ઐતરેય બ્રાહ્મણ" માં વપરાયેલો છે. જુઓ મો. વિ. કોષ, પૃષ્ઠ ૧૨૨૫, હાર ૨.

મીઝ્દેંમ: Mīždəm : मीढम् = Grace, ન્યામત. ૨/૧. નરજાતિ. હા. ૩૪–૩ માં પણ એ છે ત્યાં જુઓ.

મજ્દા: Mazdā ! मेधा = Oh Mazdā ! હે મજ્દા ! ૮/૧.

યેહ્યા: Yehyā यस्य = Of which (grace), જે (ન્યામત) નો. ૬/૧.

તૂ: Tū. त्वम् = Thou, તું. ૧/૧. જુઓ જે૦ વ્યા૦ § ૩૯૦.

દબ્રેંમ: Dabrəm. दत्रम् = Rich in gifts, great benefector, દાનેશ્રી, મહા-સખાવતી, ભારે દાન આપનાર. ૧/૧. ઋગ્વેદમાં મં૦ ૩–૩૬–૯, ૪–૧૭–૬ વગેરેમાં ઇંદ્રની બક્ષિસને दत्र કહેલી છે.

**'૧૩ મા શ્લોકનો ભાવાર્થ:** હે અહુરા! તે વોહૂમનોનો પંથ જે તેં મને દેખાડ્યો છે, (વળી) સોષ્યન્તોનાં (પ્રબોધિત પાક માણસોના) ધર્માદેશો કહી બતાવ્યા છે, જેથી સુકર્મી સદ્ગુણી માણસ અષોઇથી જ તે સ્વીકારીને માન્ય રાખે છે, જેના પરિણામ રૂપે તે (તારી) ન્યામત પોતાના કલ્યાણ માટે તૈયાર કરે છે, જે ન્યામતનો, હે મજ્દા! તું જ દાનેશ્રી છે!

અહીં પેગમ્બર સાહેબ કહે છે કે વોહૂમનોનો–સાત્વિક મન કરવાનો–તે રસ્તો તો તેં મને દેખાડ્યો છે, તેમજ આજ સુધી જે મહા ઋષિઓ, પવિત્ર ને દૈવી પ્રબોધ પામેલા અષોજનો, થઇ ગયા છે તેઓની મારફતે, હે અહુરા! તેં આ દુનિયાને જે જે ધર્માદેશો આપેલા છે, જે તેમના ગ્રંથોમાં છે તેમજ અસલથી મોંઢે મોંઢે લોકોમાં ઊતરી આવેલા છે, તે બધા તેં મને સંભળાવ્યા છે, વંચાવ્યા છે. આ બધી મહેર તેં જે તૈયાર રાખેલી છે તે સાત્વિકતા પામી પોતાની અષોઇથી જ સુકર્મી સુધર્મી માણસ તેને માન્ય રાખે છે. તે બધું સમજી જાય છે. ને તેની કીર્તિ પણ ચોમેર ફેલાય છે, એટલે પછી જે આગળ વધતા જ્ઞાની માણસો છે, જે આધ્યાત્મિક જ્ઞાન મેળવીને તારે સત્પંથે જાય છે, તેમને માટે તેમજ પોતાના કલ્યાણ માટે તારી ન્યામત તે તૈયાર રાખે છે. પેગમ્બરનો સદ્બોધ જે પૂરેપૂરો પાળે તેને અષોઇનો માર્ગ જડ્યાથી તે મજ્દાની મહેરનો આપોઆપ અધિકારી થાય છે, અને મુક્તિ પામે છે, એટલે મજ્દાની એ ન્યામતો પેગમ્બર જેવા પૂર્ણ બ્રહ્મજ્ઞાની ને પૂર્ણ અષો માણસ જ જાણે તૈયાર કરે છે, કેમકે તેમના જ ઉપદેશથી મુમુક્ષુજન–પ્રભુપંથે જતો માણસ–પ્રભુની એ મહેર પામી શકે છે. આ બધી ન્યામતો, એ મહેરો તો મજ્દા ભરપટ્ટે આપે છે, એટલે જ એ તો દાનેશ્રી છે. મજ્દાનું એ મહેરરૂપી દાન તો દુષ્ટો ને અજ્ઞાની પણ મેળવે છે, એ દાન જો નહીં મળે તો તેઓને ખાવું પીવું, ફરવું હરવું, મોજ મારવી, આનંદ મેળવવો, એવી કશી સ્થૂળ તૃપ્તિ પણ મળે નહીં; તેથી જ ખુદ મજ્દાને અહીં પેગમ્બર સાહેબ મોટો દાનેશ્રી કહે છે.

## ગાથા હા. ૩૪—શ્લોક ૧૪ મો

તત્: Tat · तत् = That, તે. ૨/૧.

ઝી: Zi · हि = Indeed, ખચીત.

મઝ્દા: Mazdā ! मेधा = Oh Mazdā ! હે મઝ્દા ! ૮/૧.

વઇર્યેમ: Vairyəm वर्यम् = Excellence, ઉત્તમતાને. ૨/૧. ધાતુ वृ = to choose, પસંદ કરવું. "અહુનવર્ય"ના કલામમા "યથા અહૂ વઇર્યો" છે. તે वर्य પણ એ જ શબ્દ છે. આ શબ્દને "વઇ-રિ-યમ્" એમ ત્રણ શ્રુતિમા બોલવાનો છે.

અસ્ત્વઇતે: Astvaitē अस्थ्वते–अस्थिवते = For the physical, for corporeal, body-bound, ભૌતિક (જીવન)ને લગતી, સ્થૂળ (જિંદગી)ને લગતી, હાડકાંમા બંધાયેલાને લગતી, ૪/૧.

ઉસ્તાનાઇ: Ustānāi : उष्ठनाय = For the life-breath, પ્રાણને માટે. ૪/૧. આ શબ્દ માટે જુઓ હા. ૩૩-૧૪

દાતા: Dātā : अदात = You have granted, તમે આપી છે–બક્ષી છે. ધાતુ दा. ક્રિયાપદ: અનિયમિતકાળ, પરસ્મૈપદ ૨/૩.

વઙ્હૅઉશ્ મનઙ્હો: Vaŋhəuš ..manaŋhō वसोस् . मनसस् = Of the pure mind સાત્વિક મનની. ૬/૧.

શ્યઓથ્ના: Syaoθənā : च्यौत्ना = Through activity, પ્રવૃત્તિ દ્વારા. ૩/૧.

યોઇ: Yōi ये = Who, જેઓ, ૧/૩.

ઝી: Zi : हि = Because, કારણ કે. અવ્યય.

ગૅઉશ્: Gəuš गोस् = Of Earth, of the world, પૃથ્વીના, દુનિયાના, ૬/૧.

વૅરૅઝૅને: Vərəzənə वृजने = In co-working, સહકારમાં, મ્રગર્ગમાં, ૭/૧.

અઝ્યાઓ: Azyā̊ : अज्याम् = Unoppressing, humble, રાંક, નમ્ર, અબળ. ૬/૧. વિશેષણ "ગૅઉશ્"નુ. આ શબ્દ હા. ૨૯–૫ મા છે, ત્યા એની ટીકા જેવી એનો અર્થ "ગર્ભવતી" કરીને કેટલાક કરે છે, તે બરાબર નથી. એ વિદ્વાનો એમ સમજતા હતા કે પૃથ્વીએ ફરિયાદ કીધી ત્યારે શ્રી જરથુશ્ત્ર સાહેબનો જન્મ જ થયેલો નહીં, પણ એ ફરિયાદના ફળ રૂપે તેને ત્યા પછી પેગમ્બરનો જન્મ થયો, એટલે પૃથ્વીને તેઓએ તે કાળે ગર્ભવતી માની, પણ ખરી રીતે તો હા. ૨૯ ના ૮ મા શ્લોકમાં અહુરા કહે છે કે "અએમ્ મોઈ ઇદા વિસ્તો" એટલે "એવો એક આ ઘડીએ, આ પળે મને જણાયેલો છે" વળી "યૅ–નૅ અએવો સાસ્નાઓ ગૂષતા" એટલે "જેણે અમારા ધર્મનિયમો જાહેર કીધા છે." વગેરે.

"ગૂષતા" એટલે "સાંભળ્યા" નહીં પણ "પ્રગટ કીધા–proclaimed–છે." એટલે પેગમ્બર સાહેબ તો તે વખતે જ પૃથ્વી પર હાજર હતા ને પોતાનો ખાસ પેગામ પણ તેમણે લોકોની આગળ જાહેર કીધેલો, પણ લોક તેમને સાંભળવા ને માનવા માંગતા ન હતા ને તેમના બોધ પ્રમાણે ચાલવા માંગતા નહીં હતા. "ઇદા" શબ્દ इध કે इह પરથી નથી, પણ સંસ્કૃતમાં વેદમાં જ ખુદ "ઇદા" શબ્દ છે, ને તેનો અર્થ "અહીં" નહીં પણ "આ પળે" થાય છે. એમ હોવાથી "અન્ત્યાઓ"નો અર્થ "જન્મવું" પરથી નથી પણ ज्या પરથી છે. પૃથ્વી શંક અબળા છે તે પોકારીને ફરિયાદ કરે છે તે પરથી જ છે. આ શબ્દ "અ–જ્ઇ–યાઓ" એમ ત્રણ શ્રુતિમાં છે.

ક્ષ્માકૅમ : Xsmākəm : युष्माकम् = Your, તમારા ૬/૩. આ શબ્દ શુદ્ધ રીતે ક્ષ્માકૅમ્ જોઈએ, એમાં પ્રત્યય "આંમ્" નથી જ. "ક્ષ્માકૅમ્" સર્વનામને જાતિના જુદા પ્રત્યય લાગતા નથી.

ચિસ્તીમ્ : Cistīm : चित्तिम् = Holy aim, પવિત્ર પ્રયોજન–હેતુ. આ દુનિયાને સત્પંથે ચલાવવાનો હેતુ. ૨/૧. એ શબ્દ "ફ્રાદો"નું કર્મ છે. મૂળપાઠમાં "હુચિસ્તીમ્" છે, તેમાંનો "હુ" પાછળથી કોઈએ ઉમેરેલો છે એ ઉમેરાતાં છંદમાં એક શ્રુતિ વધી જાય છે, ને લીટી લંગડી થાય છે.

અહુરા : Ahurā : असुर = Oh Ahurā ! હે અહુરા ! ૮/૧.

ખ્રતૅઉશ્ : Xratəuš : क्रतोस्–(क्रतु) = Of the plan or design, of (your) will, ૬/૧. હું આ क्रतु નો અર્થ અહીં will–ઇચ્છા–સંકલ્પ એ જ લઉં છું. આપણે કહીએ છીએ કે "ખુદાની મરજી," એટલે ખુદાએ પોતાની ઇચ્છામાં જે હેતુ રાખેલો છે તે હેતુ પ્રમાણે જ આ બનાવ બન્યો હશે. "મરજી" એટલે માણસના જેવી ફાંટાબાજ ઇચ્છા નહીં, પણ કોઈ–પ્રયોજન છે તેને સાધવાનું સાધન. એટલે જ "ખુદાની મરજી" એટલે ખુદા કંઇ ખોટું કરે જ નહીં, તેને જે સારું લાગ્યું હશે તે જ તેણે કીધું હશે. "ખ્રતૂ"નો એવો ઊંડો અર્થ છે. વેદમાં તો એ સેંકડો વાર વપરાયેલો છે.

અષા : Aṣā : अषा–ऋतेन = With Asha, અષની સાથે, ૩/૧.

ફ્રાદો : Frādō : प्रादस् = Furtherers, promoters, વર્દ્ધક, આગળ વધારનારા ૧/૩. ધાતુ प्राद् = To further. આગળ વધારવું. એ પરથી આ બહુવચનનું નામ प्रादस्–ફ્રાદો–થયું છે.

વૅરૅઝૅના : Vərəzənā : वृजना–वृजनेन = Through co-work, સહકારથી, સહકાર સાધીને. ૩/૧.

**૧૪ મા શ્લોકનો ભાવાર્થ :** હે મજદા! તે (ન્યામત) ની ઉત્તમતાને સાત્વિક મનની પ્રવૃત્તિ દ્વારા આ હાડકાંમાં બંધાયેલા પ્રાણને માટે તમે બક્ષી છે; કારણકે જેઓ આ શંક પૃથ્વીના સંસર્ગમાં રહે છે, તેઓ હે અહુરા! તમારી ઇચ્છાના પ્રયોજનને અષ એટલે અષોઇની સાથે મળીને આગળ વધારનારાં છે.

આગલા શ્લોકમાં કહ્યું છે કે હે અહુરા! તારા બધા સોષ્યંતો અહુરાના બતાવેલા માર્ગે જનારા ને આધ્યાત્મિક ઉન્નતિ ઇચ્છનાર સત્પ્રજ્ઞો માટે ને પોતાના કલ્યાણ માટે એ ન્યામતો તૈયાર કરે છે, તે શા માટે તે આ શ્લોકમાં પેગમ્બર સાહેબ સમજાવે છે. તેઓ કહે છે કે આ દુનિયા તો સદા સ્થૂળતામાં ભૌતિક મોજમજા ને સંપત્તિમાં જ પડી રહેલી છે, તેની એ જડતાને (unspirituality) ભેદીને તેને ઊંચે આધ્યાત્મિક જ્ઞાન પર ચઢાવીને તેની ખરી ઉન્નતિ કરવા માટે જ તેઓને સાત્વિક મનની પ્રવૃત્તિએ ચઢાવીને આ બધી ઉત્તમ ન્યામતો તેં આપી છે. માણસ ઊંચી પાયરીએ ચઢે, નેકીબદીના ભેદ સમજે, બદી તજી નેકીને રાહે જાય, ત્યારે જ આ ન્યામતો તેને મળે છે. ખાવાપીવાની ને સ્થૂળ મજાની "ન્યામત" પણ છે, પણ આ સાત્વિકતાથી જે જ્ઞાન ને જે ઊંડો આનંદ મળે છે તે ન્યામત તો સ્થૂળ ન્યામતથી લાખોગણી ચઢતી છે. આ પૃથ્વી બિચારી પોતાને ત્યાં ચાલતી અનેકાનેક બદીઓના ભાર નીચે ચગદાતી આવી છે ને પોતાને તેમાંથી છોડવવા તે પોકાર કરે છે, એટલે એની વહારે ધાઇને એને એમાંથી છોડવવા પેગમ્બર અને "સોષ્યન્તો" જેવા અતિ ઊંચા આત્માઓ ઉપરાંત બીજા બ્રહ્મજ્ઞાની અષો માણસો પણ પ્રયત્ન કરે છે. તેમને જ્ઞાન થયું છે, એટલે અહુરાની ઇચ્છાનું જે આ દુનિયા ચલાવવાનું પ્રયોજન છે તે તેઓ સમજે છે ને તે પ્રયોજનને આગલ વધારવા ને તેને સફળ કરવા તેઓ અષોઇ રાખીને બધા પ્રયત્નો કરે છે. એટલે એ સત્પ્રજ્ઞો અહુરાની ન્યામતના હકદાર બને છે. એ સૌને માટે સોષ્યન્તોએ ન્યામતો–ઊંચી સિદ્ધિની પ્રાપ્તિઓ ને તેનાથી થતો ઊંડો આનંદ— તૈયાર કરે છે. શ્રી જરથુશ્ત્ર સાહેબ અહીં સૂચન કરે છે કે તમે પણ એવા સત્પ્રજ્ઞ બનો, અપોઇનો સહકાર સાધો, સાત્વિક મન રાખો. તો તમારે માટે પણ આ ઉત્તમ ન્યામતો તૈયાર જ છે!

## ગાથા હા. ૩૪—શ્લોક ૧૫ મો

**મઝ્દા:** Mazdā : मेधा = Oh Mazdā ! હે મઝ્દા ! ૮/૧.

**અત્:** At : अत्-अथ = Therefore, તેથી.

**મોઇ:** Mōi : मे = For me, to me, મારે માટે, મને. ૪/૧.

**વહિશ્તા:** Vahištā : वसिष्ठा = Best, noblest, અતિ ઉમદા, અતિ ઉત્કૃષ્ટ-ઉત્કૃષ્ટતમ. એ "સ્રવાઑસ્-ચા" નું વિશેષણ છે. ૨/૩. નપુંસકજાતિ.

**સ્રવાઑસ્-ચા:** Sravå̄s-cā. श्रवांसि-च (श्रवस्) = Words, commandments, વચનોને, શબ્દોને, કાનૂનોને. ૨/૩. ચ...ચ = ને....તેમજ, and...also.

**શ્યઑથ્નના-ચા:** Syaoθənā-cā : च्यौत्ना-च = Deeds, કાર્યોને. ૨/૩.

**વઑચા:** Vaocā : वोच = Utter, describe, narrate, કહો, કહી બતાવો. ક્રિયાપદ : આજ્ઞાર્થ, પરસ્મૈપદ, ૨/૧.

**તા:** Tā : ता = These, એ સૌ, ૧/૩. નાન્યતર.

**તૂ:** Tū : तू = Indeed, ખરેખર, નિશ્ચય.

**વોહૂ મનઙ્હા:** Vohū Manaŋhā : वसु मनसा = Through Vohu Mano, વોહૂમનો દ્વારા. ૩/૧.

**અષા-ચા:** Asā-cā अषा च-अषेन-च = *As well as through* Asha, તેમજ અષદ્વારા. ૩/૧.

**ઇષુદ્યેંમ્:** Isudyəm : इषुध्यम् = I have devoutly implored for, હું ભક્તિભાવથી વીનવી રહ્યો છું. ધાતુ इषुध्य = to implore devoutly, ભક્તિભાવથી વીનવવું. ક્રિયાપદ : અપૂર્ણભૂતકાળ, પરસ્મૈપદ, ૧/૧. એનું કર્મ "સ્તૂતો" છે. મૂળપાઠ "ઇષુદ્યેંમ્" બગડેલો છે.

**સ્તૂતો:** Stūtō : स्तुतस् = Hymns of praises, સ્તુતિગાનો, ભજનો; ૨/૩, નારીજાતિ. જુઓ મો. વિ. કોશ પૃષ્ઠ ૧૨૫૯ स्तुत. અને જે. વ્યા. § ૨૭૯. "સ્તૂ-ઊ-તો" એમ ત્રણ શ્રુતિમાં બોલવાનો છે. જુઓ મૅકડોનેલનું વૈદિક વ્યાકરણ પૃષ્ઠ ૪૩૭-અ-૮.

**ક્ષ્માક:** Xšmākā : युष्माका = Through your, તમારા દ્વારા. ૩/૧. આ શબ્દ युष्माकम् ને બદલે અહીં "ક્ષથ્રા" ની ત્રીજી વિભક્તિ સાથે તેના સંબંધી વિશેષણ તરીકે ત્રીજી વિભક્તિ એકવચનમાં વપરાયો છે. આપણે પણ બીજી બધી ભાષાઓમાં એકવચનના "તારા"ને બદલે "તમારા" એકવચનમાં માનાર્થે વાપરીએ છીએ. એ સંબંધવાચક વિશેષણ (possessive adjective) તરીકે વપરાયો છે. જુઓ જેક્સનનું વ્યાકરણ § ૯૯૦, નોંધ ૩.

ક્ષથ્રા: Xsaθra· क्षत्रा-क्षत्रेन = Through Khshathra's supremacy, ક્ષથ્રના ઐશ્વર્યથી અહુરા પોતે ક્ષથ્રનો સ્વામી છે, બધુ ઐશ્વર્ય, બધો પ્રભાવ, બધી ખુદાઇ અહુરાની જ છે "અહુનવઇર્ય"ના કલામમા પણ "ક્ષથ્રૅમ્-ચા અહુરાઇ" જ છે અહુરા બધુ આપી શકે એવુ એનુ સામર્થ્ય અને એવી એની સત્તા છે એથી જ પરમાત્મા પ્રભુ Omnipotent એટલે, સર્વશક્તિમાન કહેવાય છે

અહુરા. Ahura असुर = Oh Ahura! હે અહુરા! ૮/૧.

ફરૅષૅમ: Farəsəm पर्षम् = Deliverance, બધનથી મુક્તિ, મોક્ષ ૨/૧ આ દેહના અને દુ ખના બધનમા રહેલા આત્માની મુક્તિ આ શબ્દ હા ૩૦-૯ મા છે, એ "ફ્રૅરૅષૅમ્"–प्रथम् નહી પણ पर्षम् છે, એટલે "ફ્રૅરૅષૅમ્" લખાવો–બોલાવો જોઇએ.

વસ્ના: Vasnı वस्ना = Through value or appraisement by valuing મૂલ્ય કરીને, કિંમત આકીને ૩/૧. સસ્કૃતમા આ શબ્દ જ वस्न છે અહી ભાવ એવો છે કે જિંદગીનુ ખરુ મૂલ્ય આકીને તે જો શુદ્ધ ઠરે તો તેને સાચી મુક્તિ આપો માત્ર જરથોસ્તી થયાથી કે કોઇ ધર્મના અનુયાયી થયાથી જ મુક્તિ મળતી નથી, અષોઇથી જ મળે છે. જુઓ મો વિ કોશ પૃષ્ઠ ૯૩૧–હાર ૩.

હઇથ્યૅમ· Haıθyəm सत्यम् = True, real, સત્ય, સાચી, ખરી ૨/૧ એ ફ્રૅષૅમ"નુ વિશેષણ છે ખરો "સત્યમ" શબ્દ એ જ છે. "હઇથ્યૅમ", એમા "હ" અનુદાત્ત છે, તેથી પાસે 'ઇ' છે "હાઇતીમ" વગેરે એના જેવા લાગતા શબ્દો જુદા જ છે

દાઓ. Dā दास्-अदास् = You impart, give, grant તમે બક્ષો, આપો, નિવાજો ધાતુ दा ક્રિયાપદ અનિયમિતકાળ, પરસ્મૈપદ, ૨/૧ આજ્ઞાર્થના ભાવમા

અહૂમ: Ahūm असुम् = To the life, જીવનને, જિંદગીને ૨/૧

**૧૫ મા શ્લોકનો ભાવાર્થ:** તેથી હે મજદા! તે અતિ ઉત્કૃષ્ટ કાનૂનોને તથા ઉત્તમ કર્મોને પણ તુ મને કહી બતાવ–એનાથી જ ખરેખર વોહુમનો યા સાત્વિક મન દ્વારા અને અષ યા અષોઇ દ્વારા તારા સ્તુતિગાનો કરવાનુ હુ ભક્તિભાવથી વીનવી રહ્યો છુ હે અહુરા! તમારા ક્ષથ્રના ઐશ્વર્યથી–તમારી સ્વયસત્તાથી–આ જિંદગીને આકીને–તેનું મૂલ્ય કરીને–સાચી મુક્તિ આપો!

એક પછી એક શ્લોકમા પદે પદે સાત્વિક મનની તથા અષોઇની ઉત્તમતાને પેગમ્બર સાહેબ ભાર મૂકીને અનેક દૃષ્ટિબિંદુઓથી આપણને સમજાવી આવ્યા પછી હવે આ "અહુનવઇતિ" ગાથાના છેલ્લા હા ના છેલ્લા શ્લોકમા માણસની જિંદગીને સુધારીને તેને છેવટનુ મુક્તિનુ દાન આપવા અહુરા મજદાને વિનતિ કરે છે પેગમ્બર સાહેબ અતે કહે છે કે આ દુનિયાનો મારો ફેરો સફળ કરવા, મારુ તમારા પેગામ લાવનારનુ કાર્ય ને જીવન ધન્ય અને તે

માટે, એક તો મારાં વચનો એટલે હું જે બોલું લખું તે, અને બીજું તો મારાં કાર્યો એટલે હું જે જે કાર્ય કરું તે, એ બધાં અતિ ઉત્તમ બંને બોધલાયક બને તેની વિધિ મને કહી બતાવો! મારે શું ને કેમ બોલવું, જેથી તે ઉદાહરણ રૂપ બને ને દુનિયાના લોકો મારું કહ્યુ સાંભળીને તે માને ને તે પ્રમાણે ચાલવાના પ્રયત્ન કરે; તેમજ મારે મારું ચારિત્ર્ય કેવું રાખવું, કેવી શુદ્ધિ પાળવી, કેવી સત્યતાથી ને પ્રામાણિકતાથી ને નિઃસ્વાર્થતાથી મારે મારાં કર્ત્તવ્યો કરવાં, જેથી તે જોઇને આ દુનિયાના લોકો તે પરથી ધડો લેઃ એ બધું તમે મને શીખવો, બતાવો! આ બોલવું ને કાર્ય કરવું-આ શબ્દો ને આ કાર્યો-એ બન્ને પવિત્ર રાખવા અને વૉહૂમનોની સાત્વિકતાની અને અષની અષોઇની મારફતે પૂરા ભક્તિભાવથી હું મૂળથી તમારાં સ્તુતિગાનો કરવા બધાંને વીનવી રહ્યો છું. એટલે હું તો તમારી ઇચ્છા પ્રમાણે જ આ બે વસ્તુની મુરાદ રાખુ છું. એક તો જિંદગીમાં પૂરેપૂરી સાત્વિકતા પાળુ ને સૌને તે દેખાડીને તે પ્રમાણે સૌને તેમનું મન સાત્વિક કરવાને શીખવું ને દોરવું, અને બીજી તો જિંદગીમાં અષોઇનાં જ કાર્યો કરું, મારા સ્વાર્થ માટે કશું કરું નહીં, જે કાંઇ કરુ તે અહુરા મજ્દાને નામે જ ને તેમને માટે જ કરું, અને સૌને એવું મારું શુદ્ધ ચારિત્ર્ય દેખાડીને અષોઇનો માર્ગ દેખાડું ને તે પર દોરવું. આ મારી બે મુરાદો છે તે પૂરેપૂરી પાર પડે તે માટેનું તમે મને જ્ઞાન આપો! પેગંબર સાહેબની આ કેવી ઉત્તમોત્તમ નિર્મળ મુરાદો છે. એઓ ધનદોલત કે દુનિયાનું કંઇ સ્થૂળ સુખ ખુદા પાસે માગતા નથી. એઓ તો આ દુનિયાનું ભલુ કરીને તેને સત્પથે લઇ જવાની જ મુરાદ રાખે છે, ને તે મુરાદ બર લાવવા માટે અહુરા મજ્દાની સાચી ભક્તિ કરે છે. એ ભક્તિમાં કશો સ્વાર્થ નથી. પોતાને માટે કશી માગણી નથી.

છેવટે શ્રી જરથુશ્ત્ર સાહેબ અહુરાને વિનંતિ કરે છે કે તમારી જે સાચી સત્તા છે, તમારી મરજી તે જ તમારી સત્તા છે, તમે જે ધારો તે કરો તેવા સર્વ-શક્તિમાન છો, એટલે તમારા એ ઐશ્વર્યથી જિંદગીનુ મૂલ્ય કરીને આ જીવનને સાચી મુક્તિનું દાન આપો! તમારી મરજી તે જ તમારું આ સૃષ્ટિ રચવાનું પ્રયોજન છે, એ પ્રયોજન માટે, એ હેતુ માટે, તમો તો તમારા ધર્માદેશો-કાનૂનો-તમારી'દએના-તમે ઘડી રાખેલા છે અને અમોને તે સૃષ્ટિ પેદા થઇ ત્યારથી પરંપરાથી અનેક સોષ્યન્તો -ઋષિમુનિઓ-મારફતે તે અપાયેલા છે, એટલે એ તમારી "દએના" મુજબ જે બરાબર ચાલે તેને આપોઆપ તમારી એ મરજી મુજબ સાચી મુક્તિ મળે છે. તે અષો માણસ આ દુનિયા પરના જન્મથી આ શરીરમાંના બંધનથી મુક્તિ પામે છે. એટલે એ તમારા નિયમો મુજબ હું પૂરેપૂરી સાત્વિકતા ને અષોઇ પાળુ છું, એટલે તમે આ જીવનને સાચી મુક્તિનુ દાન આપો!

મહાત્માઓના જીવનની નેમ આ મુક્તિનુ દાન જ મેળવવાની છે, તેઓ જ્ઞાનથી સમજે કે આ દુનિયાનો બધો બહાગ્નો ખટરાટ અને આ શરીર ક્ષણભંગુર છે, બે પાંચ કે સો બસે વર્ષનું આયુષ્ય ગાળ્યા છતાં પણ તે બધું તૂટી જવાનું છે અને તે તૂટ્યા પછી પણ જો પોતાનો આત્મા કેવળ અષો ને સાત્વિક નહીં થયો હોય તો આત્માને કોઇક રીતે પણ તેની સજા રૂપે દુઃખ ભોગવવાનું રહે છે. એટલે છેવટે તો માણસની મુખ્ય નેમ આત્માને આ બંધનમાંથી છોડવવાની જ છે. તેથી જ આ ધર્મને લગતી એ ઉત્તમ નેમને એ અંતિમ સ્તુતિથી શ્રી જરથુશ્ત્ર

સાહેબ પાર પાડવા માગે છે ને મુક્તિ જ માગે છે. અને એમ કરીને આપણને પણ એવી રીતે શુદ્ધ બનીને એ મુક્તિની ખરી અમરતા મેળવવા આદેશ આપે છે.

એવી રીતે આ સાત અધ્યાયની ને પૂરા સો શ્લોકોની આ "અહુનવઇતિ ગાથા" અહીં સમાપ્ત થાય છે. આ દુનિયાનો ફેરો સફળ કરવા અને આપણા આત્માને છેવટની મુક્તિ અપાવવા ને અહુરા મજ્દાનો અખંડ આનંદ ભોગવવા પેગમ્બર સાહેબે ઉત્તમોત્તમ બોધ આપણને આપ્યો છે. એથી વધુ ઉત્તમ માર્ગદર્શન દુનિયાના બીજા કોઇપણ પુસ્તકમાં મળી શકે તેમ નથી. આધ્યાત્મિકતા તો અહીં છલોછલ ભરેલી છે! આ ઉપદેશમાં કોઇપણ બીજા ધર્મવાળાને જરા પણ અજુગતું કે પારકું લાગે તેમ નથી. આ તો સનાતન ધર્મ છે. દુનિયાના તમામ માણસો માટે તે હજુ તાજો છે, ને તે પ્રમાણે જીવન જીવતાં તેઓને ધન્ય મુક્તિ મળી શકે છે. એથી જ આપણા "દીનના કલમા"માં જરથોસ્તી ધર્મને "મજિસ્તાચા, વહિસ્તાચા, સ્રએસ્તાચા" એટલે સૌથી મહાન, સૌથી ઉત્તમ અને ચઢિયાતો, અને સૌથી શ્રેષ્ઠ" કહ્યો છે. મારા જરથોસ્તી બહેનો અને ભાઇઓ! આવા ઉત્તમ ધર્મમાં જન્મ લઇને તમે ધન્ય બન્યાં છો! ધર્મ સમજવા માટે અને તમારી આધ્યાત્મિક ભૂખ ભાંગવા માટે તમે વલખાં મારો છો, તમારી આ પવિત્ર ગાથાઓની અતિ પુરાતનતાને લીધે અને તેના તત્ત્વનો ભેદ ઇરાનમાં પહેલવી ભાષાના વખતમાં શત્રુઓના મારાને લીધે ભુલાઇ ગયો હતો, અને ગાથાના વિચિત્ર અર્થો પહેલવી વિદ્વાનોએ અને તે પરથી યુરોપીય સ્કૉલરોએ કીધા હતા, અને તેની પૂઠે આપણા વિદ્વાનો પણ એ જ શિક્ષણ લઇને ચાલ્યા. હું જાણું છું કે આપણાં હજારો ભાઇઓ ને બહેનો આપણા ધર્મમાં શી ઉત્તમતા છે તે બરાબર જાણી કે પિછાની શકયાં નથી, અને આત્માની વાતમાં ગેરસમજને લીધે ઢોરઢાંખર, ઘાસચારા, ઘરબાર, વગેરેની સ્થૂળ વાતો "ગાથા"ના અર્થમાંથી વાંચીને તેઓને અસંતોષ પેદા થાય છે. બીજા ધર્મોમાંની સ્પષ્ટતા આપણાં બાળકોને આકર્ષે છે, એટલે પછી કેટલાંક બાપીકો ધર્મ તજી દે છે ને વધારે અંધારામાં પડે છે, તો બીજા વધુ વિચારવંત ભાઇઓ ને બહેનો આ જિંદગી અને સૃષ્ટિ માટેનો વધારે મનપસદ ખુલાસો મેળવવા થિયોસોફી, હિંદુ ધર્મ, બૌદ્ધ ધર્મ, વગેરેની ફિલસૂફીઓ તરફ કે પીર, સાધુ, સંન્યાસી, બાવા, બાબા વગેરે તરફ ખરીખોટી રીતે આકર્ષાઇ જાય છે. આધ્યાત્મિક ભૂખ તો થોડુંક જ્ઞાન મળ્યા પછી બધાને લાગે છે, ને તે પૂરી પાડવી જોઇએ.

આશા છે કે મને અહુરા મજ્દાની તેમજ આપણા અષો પેગમ્બર સાહેબની પ્રેરણાથી ને મહેરથી આ મહાન સંદેશાના ગુપ્ત ભેદો પાછા સમજાવવામાં આવ્યા છે, અને એ જેવા મને મળ્યા તેવા હું મારાં જરથોસ્તી બહેનો અને બંધુઓના ચરણો આગળ મૂકું છું. એમાં ભૂલ હશે તે તો માણસના અધૂરાપણાને આધીન છે એમ જાણીને સૌ દરગુજર કરશે, પણ એમાં પેગમ્બર સાહેબના સંદેશાની જે દિવ્યતા અને જે ભવ્યતા છે, તે આ અતિ જૂની આગ્વેદિક આર્યભાષાને બધા ભ્રમથી પૂરેપૂરી ઉકેલીને તે સાહેબોની મહેરથી મેં દર્શાવી છે, તે સૌ બરાબર હૃદયમાં ઉતારે અને પેગમ્બર સાહેબ તરફ પાછી ઊંડી ભક્તિ રાખે ને તેમના આદેશ પ્રમાણે ચાલીને આ જીવનનો ફેરો એક સાચા જરથોસ્તી લેખે ધન્ય કરે! એક જરથોસ્તીને પાછો જન્મ લેવાનો નથી, તેનો એ જ અર્થ છે કે તે જો સાચો જરથોસ્તી બને ને રહે, કેવળ સાત્ત્વિકતા ને અષોઇ પાળે તો પછી

તેને પાપ નડતું નથી, ને જીવન માત્ર પુણ્યમય જ થાય, એટલે પછી તેને મુક્તિ જ મળે! ક્રિયાઓથી મુક્તિ નથી, પણ મનવચનકર્મની શુદ્ધિથી જ છે, એ જ સત્ય આ "ગાથા"માં છે, તે સૌ કોઈ હવે સ્પષ્ટતાથી વાચીને સમજી શકશે ક્રયાઓનુ મૂલ્ય ધર્મ, નીતિ અને અષોઈ સચવાયા પછી જ હોય છે



અથ જમ્યાદ્ યથા આફ્રિનામિ.

"અહુનવઈતિ ગાથા"ના ચાલુ પાઠમાંની
ભૂલોની સુધારણા

---

Corrections of mistakes in the Current Text of

# AHUNAVAITI GĀΘĀ

# "અહુનવઇતિ ગાથા"ના ચાલુ પાઠમાંની ભૂલોની સુધારણા:

## Corrections of Mistakes in the Current Text of "Ahunavaiti Gāθā"

"અહુનવઇતિ ગાથા"ના છંદનો તેમજ તેની ભાષામાંજ સમાવી દીધેલા સ્વરભારોનો અભ્યાસ કરતાં મને જે કેટલીક ત્રૂટિઓ "ગાથા"ના લખેલા પાઠમાં જણાઇ છે, તે પણ અહીં નોંધવાની મારી ફરજ છે. શ્રી જરથુસ્ત્ર સાહેબની "ગાથા" લખાયા પછી વીતેલાં સાડા આઠ હજારથી વધુ વર્ષોના ગાળામાં અનેક લહિયાઓને હાથે ઉતરાયેલી તેમજ મોબેદવર્ગમાં મુખપરંપરાથી ઊતરેલી ભાષામાં પાઠફેરો તો થાય જ, તે ખુદ હિંદુઓના વેદોના પાઠોમાં પણ એવા પાઠફેર અનેકાનેક થયેલા છે તે પરથી સમજી શકાય તેમ છે, પણ "ગાથા"ની મૂળ ભાષા જે વૈદિક ભાષા જ છે, બલ્કે પ્રાગ્વૈદિક–Pre-Vedic–છે તે ભાષાના શબ્દોના ઉચ્ચારોમાં જ સ્વરભારો ખૂબીથી સમાવી દીધેલા હોવાથી અને એ વાત જમાનાઓ વીતતાં વિસારે પડેલી હોવાથી તેના અર્થમાં, જોડણી પ્રકારમાં વગેરે કંઇ કંઇ ભૂલો થયેલી સ્પષ્ટ નજરે પડે છે. એ ઉપરાંત એ પાઠમાં કેટલાક શબ્દો ક્ષેપક –interpolated–પાછળથી ઘૂસી ગયેલા છે, કેટલાક શબ્દો લુપ્ત થયેલા છે, એટલે મૂળ પાઠમાંથી નીકળી ગયેલા છે. કેટલાક અક્ષરો જોડાઇ ગયેલા કે જોડાયેલા છૂટા પડેલા છે, કેટલાંક રૂપો બગડેલાં છે અને સ્વરભાર બતાવવા જે એકધારી જોડણી રાખવી જોઇએ તે એ સ્વરભારની હસ્તીજ ખબર નહીં હોવાથી એ જોડણી ઘણે ઠેકાણે ભૂલભરેલી છે. પ્રભુની મહેરથી "ગાથા"ના ખુદ પાયાનો ખરો ભેદ મળી આવ્યો છે, તેમજ તેમાં સમાવી દીધેલા સ્વરભારોનું ખરું રહસ્ય પણ હવે જડ્યું છે, એટલે "ગાથા"ના પાઠની શુદ્ધિ હવે થઇ શકે છે.

પેગમ્બર સાહેબની "ગાથા" એ સંહિતા છે, મંત્રસંહિતા છે, પવિત્ર "માંથ્રો"નો સંગ્રહ છે, તે તો શુદ્ધ રીતે જ બોલાવો અને લખાવો જોઇએ છે, એ સૌ ધાર્મિક વૃત્તિના જરથોસ્તીઓ સમજી શકે તેમ છે અને જરથોસ્તી દસ્તૂરો અને ધર્મના મુખ્ય ઉપાધ્યાયો આ પુસ્તકમાંના તમામ લેખો અભ્યાસપૂર્ણ વાંચ્યા પછી મારી શ્રદ્ધા છે કે તેઓ પવિત્ર "માંથ્રો"ના અશુદ્ધ પાઠ હવે વધુ વાર લઇ ચલાવશે નહીં, પણ જે શુદ્ધ પાઠ મેં આ ગ્રંથમાં આપ્યા છે, તે જ હવે માન્ય કરીને તે પ્રમાણે પઢવા–લખવાનો તેઓ સાહેબો ઠરાવ કરશે.

અવેસ્તા ભાષાના વિખ્યાત ફ્રેંચ વિદ્વાન વેસ્ટરગાર્ડે તેમજ જર્મન પંડિત ગૅલ્ડનરે ગાથા અવેસ્તાના સંશોધિત પાઠ અવેસ્તાલિપિમાં આપેલા છે. એ મોટા પોથાઓમાં અનેક જૂની હસ્તપ્રતોમાંથી ઉપલા વિદ્વાનોને જે પાઠ વધારે પસંદ કરવા યોગ્ય લાગ્યા તે લીધેલા છે અને પાઠફેરોની તેમાં ટીપ પણ આપેલી છે. એ બધું હું બહુ ધ્યાનથી જોઇ ગયો છું. મોટે ભાગે તો એ ચૂંટેલા પાઠ શુદ્ધ છે, અને એ વિદ્વાનોના જીવનભરના સાહિત્યશ્રમને હું ધન્યવાદ જ આપું છું. ઇરાનથી તેમજ હિન્દુસ્તાનથી પારસી દસ્તૂરો પાસેથી તે બન્નેને અનેક જૂના હસ્તલેખો પૂરા પાડવામાં આવ્યા હતા. તે સર્વમાં કંઈ ને કંઇ પાઠફેર દરેક પંક્તિમાં માલૂમ પડયા હતા. છેવટનો શુદ્ધ પાઠ text–જે ગૅલ્ડનરે પોતાના અભ્યાસ પ્રમાણે શુદ્ધ જાણીને ચૂંટેલો છે, તે ઉપર જણાવ્યું છે તેમ [illegible]

બરાબર છે. પણ "ગાથા"નો ગ્રંથ પવિત્ર ધર્મગ્રંથ જાણીને તેમજ તેને અથથી ઇતિ સુધી બરાબર મોંઢે કરીને પારસી મોબેદો હજારો વર્ષથી ભણતા આવેલા હોવાથી તેમાં કાંઇ ફેર વિધર્મી વિદ્વાન કરી શકે નહીં એમ માનીને તેણે જોડણીને એકધારી કરવાના અને ખુદ હસ્તલેખોમાં હોય તેવા જ પાઠ લેવાના પ્રયત્ન કીધા છે. એમ છતાં પાઠની, છંદની, જોડણીની, ક્ષેપક શબ્દોની, સ્વરભારને લગતી ખાસ જોડણીની. કે કોઇક લુપ્ત થઇ છૂટી ગયેલા બોલોની ત્રૂટિઓ અને અશુદ્ધિઓ પાઠમાં રહી ગયેલી છે.

આ ગ્રંથમાં "ગાથા"ના પાઠના શબ્દેશબ્દની ટીકા–જોડણી, અર્થ, સ્વરભાર, વ્યાકરણ, ઇતિહાસ, આદિ સંબંધીની–આપવામાં આવી છે તેમજ છંદની પૂરી સમજ મેળવ્યા પછી તેની પદ્યરચનાના નિયમની કસોટીએ જે અશુદ્ધિ તેમાં જણાઇ છે તે સ્પષ્ટ રીતે તે તે વિષયને લગતી શાસ્ત્રીય સાબિતીઓ સાથે મેં આપી છે. એટલે એ મારા અભ્યાસ અને સંશોધન દરમિયાન જે ત્રૂટિઓ મને તેમાં જણાઇ છે તેના મુખ્ય પાંચ વર્ગો પડે છે:

(૧) છંદની પંક્તિની શ્રુતિઓ ગણતાં તેમાં વધી પડતી શ્રુતિઓથી કોઇક શબ્દ ક્ષેપક–interpolated–બહારથી પાછળથી ઘુસાડેલો જણાતો તે શબ્દ કયો તે છંદના બંધારણની કસોટીથી અને ખાસ કરીને સ્વરભારોની રચનાની વિધિથી પકડાઇ જતો. એ ક્ષેપક શબ્દો ગાથાના પ્રત્યેક શ્લોકના શબ્દેશબ્દ પરની ટીકામાં મેં બતાવ્યા છે તેમજ જે આખરનો શુદ્ધ પાઠ મેં ગુજરાતી લિપિમાં મારાં યોજેલાં ખાસ ચિહ્નો સાથે આપ્યો છે, તેપરથી બધું સ્પષ્ટ સમજાશે. અવેસ્તા લિપિમાં એ પરથી એ બધું સહેલાઇથી ઉતારી શકાશે.

(૨) જેમ ક્ષેપક શબ્દો ચીંધી બતાવીને પાઠમાંથી મેં કાઢી નાખ્યા છે, તેમ કેટલાક શબ્દો પાઠમાંથી છૂટી ગયેલા છે, તે પંક્તિની ને તેના પાઠની શ્રુતિઓ ગણતાં છંદની કસોટીથી પંક્તિમાં કયે ઠેકાણે એવો શબ્દ લુપ્ત થયેલો છે, તે શ્લોકના સમગ્ર ભાવને અનુસરીને મેં સૂચનથી ત્યાં મૂકી આપ્યો છે, એ શબ્દ વગર તે શ્લોકનો અર્થ અધૂરો રહે છે, તેમજ છંદ લંગડો બને છે.

(૩) શબ્દની મૂળ જોડણી તેમજ તેના સ્વરભાર પ્રમાણે તે શબ્દમાંના બે વર્ણો જે જુદી શ્રુતિઓ તરીકે લખાવા જોઇએ તે થોડાક શબ્દોમાં જોડી દઇને તેના જોડાક્ષર બનાવેલા હતા, તે પણ મેં મૂળ પ્રમાણે છૂટા પાડીને શબ્દોની જોડણીની શુદ્ધિ, તેમજ છંદની શુદ્ધિ પણ કીધી છે.

(૪) સ્વરભારોની સમજણ લહિયાઓએ તેમજ વિદ્વાનોએ ખોઇ દીધેલી હોવાથી કેટલાક શબ્દોમાંના એવા સ્વરભારનાં વિશિષ્ટ ચિહ્નોવાળા અક્ષરો પાઠમાં એક જ રીતે રાખેલા હતા, તેની પણ શુદ્ધિ કરીને ઉદાત્ત, અનુદાત્ત અને સ્વરિત બનેલી ધ્વનિઓનાં જે ખરાં ચિહ્નો છે તે મેં પાઠમાં પાછાં બરાબર મૂકી આપ્યાં છે. એથી સ્વરભારો સમજવામાં ભેળસેળ થતી અટકી જાય છે. અને શબ્દ શુદ્ધ ઉચ્ચાર પ્રમાણે જ લખાય–બોલાય છે. "ગાથા"ભાષાની વિશિષ્ટતા એ ચિહ્નો પર જ છે. અને તે સમજવાની ખરી અગત્ય વેદના શાસ્ત્રીઓને તેમજ કર્મકાંડીઓને છે કેમકે તેઓ પણ અનેક હજાર વર્ષથી વેદોમાંના સ્વરભારોના ખરા ઉચ્ચાર તદ્દન ભૂલી ગયેલા છે.

(૫) "ગાથા"ના અનેક હસ્તલેખોમાના કેટલાક શબ્દો બગડેલા, ખોટી રીતે લખાયેલા તેમજ તેના શુદ્ધ પાઠો જુદા જુદા વિદ્વાનોએ જુદા જુદા સૂચવેલા, તથા કેટલાક શબ્દો ખરા હોવા છતા તે શબ્દોના ખરા ધાતુ નહીં સૂઝવાથી યા મળ્યાથી તે શબ્દોના બીજા ખોટા રૂપો કેટલાક વિદ્વાનોએ પોતાના પાઠમા લીધેલા છે, તે બધાને છંદની કસોટીથી કે તેના ખરા ધાતુ બતાવીને મૂળ રૂપ ખરા જ હતા તે પણ શિષ્ટ વૈદિક શબ્દોના કોશ પરથી ખરા જ હતા તે સાબિત કરીને એ વિષયની પણ મેં શુદ્ધિ કીધી છે

પૂર્વના પારસી તેમજ હિન્દુ આદિ વિદ્વાનો તથા પશ્ચિમના યુરોપીય તેમજ અમેરિકી પંડિતો જેઓ ગાથા અવેસ્તા ભાષાના અભ્યાસીઓ છે ને તેમા સાહિત્યિક રસ લે છે તે સર્વ વિદ્વાનોને કોઈપણ જાતના પૂર્વગ્રહ -prejudice- વગર આ બધુ શાસ્ત્રીય રીતે તેમજ "ગાથા" સબંધમા મેં કીધેલા નવા જ સંશોધનના પ્રકાશમા તપાસી જોવાની હુ વિનતિ કરુ છુ આપણને વ્યક્તિઓ સાથે નહીં પણ સત્યની સાથે કામ છે જમાનાઓથી પેઢી દર પેઢી ભૂલની ભૂલ ચાલતી આવી તેથી તે કંઇ ભૂલ નથી એમ કહેવાય નહીં દુનિયા એટલી જૂની છે, અને માનવીએ હજારો વર્ષથી ધીમે ધીમે પ્રગતિ કરીને જે જ્ઞાન મેળવેલુ તે કોઈક કુદરતી આફતમા કે માનવકૃત વિપ્લવોમા દટાઈ પણ જાય છે ભુલાઇ ગયેલી લિપિઓ પણ વિદ્વાનોએ મહાખંતથી સજીવન કીધી છે ને તેનાથી તે કાળનુ જ્ઞાન પણ મેળવ્યુ છે એટલે હજારો વર્ષના વેદ કાળ અને ગાથાકાળની કેટલીક અગત્યની વિધિઓ અને તેનુ કેટલુક જ્ઞાન કોઈક અનિવાર્ય સંજોગોમા લુપ્ત પણ થયેલુ છે પણ કુદરતની ને પ્રભુની ગતિ અગમ્ય છે એ લુપ્ત જ્ઞાન કોઇક વ્યક્તિની મારફતે તે સાહેબ પાછુ પ્રેરીને માનવ જાતમા પ્રગટાવે છે એ પરમાત્માની જેવી તેવી મહેર નથી

હવે ઉપર જણાવેલા પાચ વર્ગોમાનો પહેલો વર્ગ "ક્ષેપક" શબ્દોનો આપણે લઇએ, એવા બધા મળી ૨૦ શબ્દો નીચે પ્રમાણે છે

## ક્ષેપક શબ્દો

(૧) હા. ૨૯ શ્લોક ૧, પંક્તિ ૨, પાદ ૧.

એમા "રેમો" શબ્દ કોઈએ પાછળથી ઘુસાડેલો છે એ ગણીએ તો પહેલા પાદની સાત શ્રુતિને બદલે નવ થઇ જાય "અએર્ષમો"નો ખરો અર્થ કામદેવ યા હવસ છે તેને બદલે "ક્રોધ" કીધાથી કોઈએ જોયુ કે પંક્તિના માણસના કેટલાક મુખ્ય દુર્ગુણોના નામ છે, પણ "હવસ" જે મુખ્ય છે તેનુ નામ નથી, એટલે તે જ અર્થનો "રેમો" "રમસ્" શબ્દ કોઇ દસ્તૂરે એમા ઘુસાડ્યો હશે "ક્રોધ"નો બોલ તો ખુદ 'ગાથા'મા "ધ્રુર્ષ દઇતિ" જેવા શબ્દોમા છે જ એટલે આ "રેમો" કાઢી નાખવો જોઇએ એની વધુ સાબિતીમા હા. ૪૮-૭મા પણ "નીઅએર્ષમો નીધાતામ્" પછી "પઇતીરેમેમ્" શબ્દો પાછળથી એમ જ ગેર-સમજથી ઘુસાડેલા છે તે સ્પષ્ટ કરે છે "અએર્ષમો" હોય તો "રેમો"નુ કામ જ નથી

(૨) હા. ૨૯. શ્લોક ૯, પંક્તિ ૩ પાદ ૨.

એમા "અથા" પછી "નેં" શબ્દ નહીં જોઇએ એનાથી પાદમા નવને બદલે ૧૦ શ્રુતિ થઇ જાય છે અહીં "નેં"નુ કશુ કામ જ નથી પાઠ "અર્મેથા

સ્પૅન્તા" શા માટે બોલે કે "જેવું તે પોતે ચાહે તેવું અમોને થાય?" ખરો અર્થ તો "તેવું" (દુનિયાને) થાય" એ જ છે. અમેષા સ્પૅન્તા તો મજ્દા અહુરા સાથે પૃથ્વી પરની સૃષ્ટિના હમશરીકો ને કર્તાકારવતા છે તેમને દુનિયાની પીડા શા માટે નડે? એટલે આ "નેં" શબ્દ ક્ષેપક જ છે, પાછળથી કોઈએ ગેરસમજથી ઘુસાડેલો છે.

(૩) હા. ૨૯. શ્લોક ૮, પંક્તિ ૨, પાદ ૨.

એમાં "હ્વો-મજ્દાઇ"ની વચ્ચે "નેં" શબ્દ છે તે નહીં જોઈએ. એનાથી એક શ્રુતિ વધી જાય છે. "મજ્-દા-ઇ"ની ત્રણ શ્રુતિ જ હોય છે. કેમકે મૂળ શબ્દ મેધા છે તેનો મેધાય જ થાય. માટે આ "નેં" કાઢી નાખવો.

(૪) હા. ૨૮. શ્લોક ૯, પંક્તિ ૧, પાદ ૧.

એમાં પહેલા પાદમાં "મજ્દા અહુરા" છે તેમાંનો "મજ્દા" શબ્દ ક્ષેપક છે. "મજ્દા" રાખતાં સાતને બદલે નવ શ્રુતિ થઈ જાય, "અહુરો" કાઢી નાખતાં છ જ થાય અને "અહુરા"ને કે "મજ્દા"ને બીજા પાદમાં લઈ જતાં ત્યાં બે કે ત્રણ શ્રુતિ વધી જાય! "ગાથા"ની આ પદ્યરચના જોતાં પહેલા પાદની સાત શ્રુતિમાંની છેલ્લી ત્રણ શ્રુતિમાં જ "અહુરા"–"असुर" આવી શકે એટલે "અહુરા"જ એ પાદમાં રહે છે, ને તેથી "મજ્દા" શબ્દ નહીં જોઈએ.

(૫) હા. ૩૦. શ્લોક ૨, પંક્તિ ૩, પાદ ૨.

એમાં "અહ્માઇ" પછીનો "નેં" શબ્દ ક્ષેપક છે. અર્થમાં એનું કંઈ કામ નથી. ઊલટું અર્થ બગાડે છે. વળી એનાથી એક શ્રુતિ પણ વધી જાય છે. માટે એ શબ્દ નહીં જોઈએ.

(૬) હા. ૩૦. શ્લોક ૩, પંક્તિ ૨, પાદ ૧.

"મનહી ચા વચહી ચા" એમાં સાતને બદલે આઠ શ્રુતિ થઈ જાય છે. પહેલો "ચા" બરાબર છે કેમકે પહેલા પાદના પ્રથમ ભાગમાં ચાર શ્રુતિ તેનાથી પૂરી થાય છે. અને પછીની ત્રણ શ્રુતિ જોઈએ તેમાં "વચહી" બરાબર સમાય છે, એટલે "વચહી"ની પાછળનો "ચા" ક્ષેપક છે, તે નહીં જોઈએ. એનાથી પદ્યરચનાનો છંદોભંગ થઈ પાદનો લય તૂટી જાય છે. એવો જ પ્રયોગ હા. ૩૦–૧૧ ની બીજી પંક્તિના પહેલા પાદમાં "જ્વીતિ ચા અઁનૅઇતી"-છે; એમાં પણ "અઁનૅઇતી" પછી "ચા" નથી, વચમાંનો "ચા" છે તે બસ છે.

(૭) હા. ૩૦. શ્લોક ૪, પંક્તિ ૨, પાદ ૨.

"યથા ચા અહ્હત્"માં "યથા" પછીનો "ચા" ક્ષેપક છે. એનાથી પાદમાં નવને બદલે દસ શ્રુતિ આવી જાય છે, તેમજ એનું અર્થમાં કામ પણ નથી.

(૮) હા. ૩૦. શ્લોક ૭, પંક્તિ ૩, પાદ ૨.

"યથા અયહ્હા" એમાં "યથા" ક્ષેપક છે. વાક્યનો અર્થ પૂરો નહીં સમજાયાથી કોઈએ ઘુસાડેલો છે. अयंसा आद्गनैः पूर्वः (=परियस्) એમાં નવ શ્રુતિ.

પૂરી થાય છે, અર્થ પણ being satisfied with iron fetters–લોખંડની બેડીથી સંતોષાઈને (એ હવસ તારી ઇચ્છાને આધીન રહે છે). એમાં "યથા" અધ્યાહાર રહી શકે, એનું કામ નથી.

(૯) હા. ૩૦. શ્લોક ૮, પંક્તિ ૩, પાદ ૨.

એમાં પહેલો શબ્દ "યોઇ" કોઈએ પાછળથી ઘુસાડેલો છે. એનું કામ નથી. જો એ રાખીએ તો પાદમાં દસ શ્રુતિ થાય ને છંદોભંગ થાય.

(૧૦) હા. ૩૦. શ્લોક ૧૦, પંક્તિ ૧, પાદ ૨.

"અદા જી અવા દ્રુજો। અવો બવઈતી....."એમાં "અવો" બીજા પાદનો પહેલો શબ્દ ક્ષેપક છે. આગલા "અવા"માં અર્થ સમાઇ ગયો છે. અને આ બીજા "અવો"નું કામ નથી. એનાથી પાદની નવ શ્રુતિને બદલે અગ્યાર થઈ જાય છે.

(૧૧) હા. ૩૧. શ્લોક ૧૩, પંક્તિ ૩, પાદ ૨.

"અઇબી અષા અઇબી વએંનહી" છે તેમાં પહેલો "અઇબી" ક્ષેપક છે. અઇબી વએંનહી–अभिवेनसि = thou discernest severally, તું જુદું જુદું લઈને વિવેકથી પારખે છે–એટલે બીજો "અઇબી" તો વએંનહી સાથે જોડાયેલો છે, તે ખરો છે માટે પહેલો "અઇબી" નહીં જોઇએ. વળી "અઇબી"થી બે શ્રુતિ પણ પાદમાં વધી જાય છે.

(૧૨) હા. ૩૨. શ્લોક ૯, પંક્તિ ૨, પાદ ૧.

"અપો મા ઇસ્તીમ્ અપયન્તા" છે, તેમાં સાત ને બદલે નવ શ્રુતિ છે, તેથી બે શ્રુતિ વધી ગયેલી છે. પદ્યરચનાના નિયમ પ્રમાણે પહેલો "અપો" ખરો છે કેમકે તેની પછીનો "મા" તો પૃષ્ઠાક્ષર–enclitic–છે એટલે "મા"–મારી–પંક્તિના પ્રારભમાં તો મુકાય જ નહીં, એટલે બીજો "અપ" ક્ષેપક છે તે નહીં જોઇએ. "અપયમ્" જેવો ક્રિયાપદ જ નથી. પહેલો "અપો=દૂર, પાછળ," અવ્યય છે.

(૧૩) હા. ૩૨. શ્લોક ૯, પંક્તિ ૩, પાદ ૧–૨ વચ્ચે.

એમાં પહેલા અને બીજા પાદની વચ્ચે "મજ્દા" શબ્દ છે તે ક્ષેપક છે. આ શ્લોકમા "અહુરા"નું કે "મઝ્દા"નું નામ નથી તેથી કોઈએ "મઝ્દા"નું નામ ખોટી રીતે સમજ્યા વગર અંદર ઘુસાડેલું છે. "અષાઇ યા યૂષ્મઇબ્યા" છે તેમાં "યૂષ્મઇબ્યા" એટલે "તમો બન્ને પાસે"–"તમો અહુરા ને મઝ્દા બન્ને પાસે" એમ છે; વળી "અષાની પાસે" પણ છે એટલે અહીં સ્પષ્ટ થાય છે કે "યૂષ્મઇબ્યા" જો ૪/૨ વિભક્તિ છે એટલે અહીં લખવું જ જોઇએ તો "અહુરા મઝ્દા" એમ બન્નેનાં નામ જોઇએ. પણ છંદમાં એ બન્ને કે એક પણ સમાવી શકાય તેમ નથી અને હા. ૨૯–૧ માં જ જેમ "ક્ષ્મઇબ્યા" ૪/૨ એટલે તમો બન્ને–મઝ્દા ને અહુરા–ની પાસે એમ અર્થ છે તેમ જ અહીં પણ લેવાનો છે એટલે અહીં "મઝ્દા" નહીં જોઇએ.

(૧૪) હા. ૩૨. શ્લોક ૧૨, પંક્તિ ૩, પાદ, ૨.

એમાં "કરપા" શબ્દ ક્ષેપક છે. એનું કશું કામ નથી. કોઇએ પાછળથી ઘુસાડેલો છે. "વર્તા યા વર્તતા" આગળ પહેલા પાદની સાત શ્રુતિ પૂરી થાય છે. અને "કરપા" વગર બીજા પાદની નવ શ્રુતિ પણ પૂરી થાય છે.

(૧૫) હા. ૩૨. શ્લોક ૧૪, પંક્તિ ૧, પાદ ૨.

એમાં સ્વરભારની સમજ વગર "ની" શબ્દ પાદમાં પહેલો તેમ જ પછી "નીદદત્"માં આપેલો છે. "ની"માં ઉદાત્ત સ્વર છે. એટલે એની પૂર્વેની શ્રુતિ અનુદાત્ત જોઇએ યા ઉદાત્ત જોઇએ, સ્વરિત નહીં, પણ આ પંક્તિના પહેલા પાદનો છેલ્લો શબ્દ "હોઇથોઇ" એટલે મૂળ સેતે છેઃ–સે ઉદાત્ત હોવાથી તેનો "હોઇ" થયેલો છે, અને તેની પાછળનો તે સ્વરિત કીધેલો હોવાથી તેનો નિયમ પ્રમાણે "થોઇ" કીધેલો છે. હવે પંક્તિના બે પાદમાં સ્વરભારનો નિયમ તો સળંગ જ લેવાય છે એટલે પહેલા પાદની છેલ્લી શ્રુતિ જો સ્વરિત હોય તો પછી બીજા પાદની પહેલી શ્રુતિ અનુદાત્ત હોવી જ જોઇએ. પણ જો ઉદાત્ત સ્વરભારવાળો "ની" લઇએ તો લયભંગ થાય, તેથી આ પહેલો "ની" ક્ષેપક છે. ગેરસમજથી ઘુસાડેલો છે. એની પછી આવતા "નીદદત્"માં "ની" છે જ "હોઇથોઇ" પછી "કાવયસ્ચીત્" શબ્દ બરાબર છે, કેમકે મૂળ શબ્દ कुवयश्चिद् (જુઓ ઋગ્વેદ મંડળ. ૭–૮૯–૩ માનો એ શબ્દ) છે તેમાં कु અનુદાત્ત છે અને व ઉદાત્ત છે એને અનુદાત્ત બતાવવા "કા" કીધેલો છે. એટલે પહેલો "ની" નહીં જ જોઇએ. સ્વરભારનું આ નવું જ્ઞાન મળ્યાથી આવી ભૂલો તુરત પકડાઇ જાય છે, ને પાઠ શુદ્ધ કરાય છે.

(૧૬) હા. ૩૩. શ્લોક ૪, પંક્તિ ૨, પાદ ૨.

એમાં "વૅર્ઍજૅનખ્યાચા નજ્‌દિસ્તાંમ્ દ્રુજૅમ્"એ પાદની અગ્યાર શ્રુતિ થઇ જાય છે. વળી શ્રુતિઓ ગણતાં પણ "ચા" તો નહીં જ જોઇએ અને નજ્‌દિસ્તાંમ્‌માં "નજ્"–ને–ઉદાત્ત હોવાથી વૅર્ઍજૅનહ્યા–वृजनस्य એમ જોઇએ. એમ બે ભૂલો આ પાદમાં છે. વૅર્ઍજૅનહ્યા નજ્‌દિસ્તાંમ્ દ્રુજૅમ્" એ લીટી શુદ્ધ થાય અને શ્રુતિઓ પણ નવ થાય. તેથી "ચા" ક્ષેપક છે.

(૧૭) હા. ૩૩. શ્લોક ૭, પંક્તિ ૧, પાદ ૨.

એમાં "આ ખ્વઇથ્યા–ચા"માંનો પહેલો "આ" ક્ષેપક છે. એનું કશું કામ નથી. અર્થમાં પણ કઇ કામનો નથી. "ખ્વ" જોડાક્ષર છે તેને "ખુ–વ"–स्व-सुस्व એમ બે શ્રુતિમાં જ બોલવાનો છે. "આ" શબ્દ પહેલા પાદની શરૂઆતમાં છે તે બરાબર અર્થ છે. તેને જોઇને કોઇએ "આ" બીજો ઘુસાડેલો છે તે નહીં જોઇએ.

(૧૮) હા. ૩૮. શ્લોક ૫, પંક્તિ ૩, પાદ ૧.

એમાં "પઇરૈ વાઑ વીસ્પાઇશ્ પઇરૈ વઑૅખેમા" એમ છે તેમાં બે "પઇરૈ" છે, તેથી પાદમાં આતની નવ શ્રુતિ થઇ જાય છે. વાક્યરચનાના નિયમ પ્રમાણે

"વાઑ" પૃષ્ઠાક્ષર હોવાથી તે પહેલો તો નહીં જ આવી શકે તેથી પહેલો શબ્દ "પઈ" ખરો છે ને બીજો "પઈ" ક્ષેપક છે, તે નહીં જોઇએ. એનાથી અર્થમાં પણ કશી પુષ્ટિ મળતી નથી.

(૧૯) હા. ૩૪. શ્લોક ૮, ત્રણે પંક્તિઓ.

એમાં ત્રણે પંક્તિઓમાં "અસ" શબ્દ છે તે "છે"ના અર્થમાં કોઇએ પાછળથી ઘુસાડેલો છે. એ "અસ"નું કશું કામ નથી; એનાથી એક એક શ્રુતિ પણ વધી જાય છે. છેલ્લી લીટીમાં "વૉહૂમનો" છે તેમાં "વૉહૂ" પછી "ચા" હોવો જોઇએ, તે નથી, ને તેના વગર પંક્તિનો લય લંગડો થાય છે. એ "ચા" એટલે ખચીત–surely–એ અર્થમાં ભારને માટે જોઇએ જ.

(૨૦) હા. ૩૪. શ્લોક ૧૧, પંક્તિ ૩, પાદ ૨.

એમાં છેવટના "અહી"નું કશું કામ નથી. એનાથી બે શ્રુતિ પણ વધી જાય છે. "તાઇશ્ આ, મજ્દા, વીદ્‌ઍષાં–અમ્ શ્વોઇ" એમ નવ શ્રુતિ પૂરી થઇ જાય છે. "અહી" = તું છે, એ તો અધ્યાહાર જ રહે કવિતામાં એવા અસ્તિ, અહી, અઝ્મ્, વગેરે સર્વનામના ને "છે" ના અર્થમાં ક્રિયાપદના શબ્દો જવલ્લે જ મુકાય છે.

## લુપ્ત શબ્દો:

હવે લુપ્ત શબ્દો એટલે પાઠમાથી છૂટી ગયેલા–dropped out–શબ્દોને લઇએ. એના બધા મળીને ૧૧ શબ્દો નીચે પ્રમાણે છે.

(૧) હા. ૨૮. શ્લોક ૭, પંક્તિ ૧, પાદ ૨.

આ પાદમાં આઠ જ શ્રુતિ છે, અને એક શ્રુતિ ઘટે છે. આગલા પાદમાં "દાઇદી અષા, તાંમ્ અષીમ્" એટલે હે અષ! તે પરમ સ્વામિત્વ (અમોને) બક્ષ! એ પછી એ જ ક્રિયાપદ "દાઇદી" નુ બીજું કર્મ "આયપ્તા" એટલે સિદ્ધિઓ છે. તેથી આ બે પાદ વચ્ચે અને બે કર્મો વચ્ચે "અને" એટલે "ચા" શબ્દ જોઇએ. "વહૂંઉશ્ ચા આયપ્તા મનહૂહો" એમ હોય તો જ પદ્યરચના શુદ્ધ થાય. સ્વરભાર પ્રમાણે પણ તેમજ બરાબર થાય; वसोश्च आयप्ता मनसः માટે અહીં વહૂંઉશ્ પછી "ચા" જરૂર જોઇએ.

(૨) હા. ૩૦. શ્લોક ૪, પંક્તિ ૧, પાદ ૨.

આ પાદમા નવને બદલે આઠ શ્રુતિ–પઑઉરુ–વિ–યમ્ એમ ત્રણ શ્રુતિ ગણતાં પણ થાય છે એટલે એક શ્રુતિ ઊડી ગયેલી છે. વાક્યનો ભાવાર્થ જોતાં "જસ્‌એંતંમ્" શબ્દ પહેલો આવી શકે નહીં કેમકે એની બધી શ્રુતિઓ વેદ પ્રમાણે–અનુદાત્ત છે. અને પહેલા પાદમાં "હૅમ્–મ્રઇન્યૂ" = સરખેસરખા મન્યુઓ છે તે સાથે મળીને પોતાનું સોંપાયેલું કાર્ય કરવા બહાર પડયા, એમ અર્થ છે તેથી એ શબ્દ "હૅન–જસ્‌એંતંમ્" હોવો જોઇએ. હા. ૩૧–૮ માં બીજી પંક્તિમાં પણ એવી જ વિધિ છે: "હૅમ્ ચષ્મઇની હૅન–ગ્રઍમ્" તે પાઠમાંથી પણ

કોઈક વિદ્વાનો પહેલો હૅમ્ છોડી દે છે, કેમકે વાક્યનો ખરો ભાવાર્થ સમજાયો નથી. એ જ રીતે આ પંક્તિમાં પણ હૅન્–જસ્એઁતૅમ્" મૂળમાં હોવું જ જોઈએ. એ રીતે નવ શ્રુતિ પૂરી થાય, અને અર્થ પણ પૂરો નીકળે. આ गम् ના–જવાના –અર્થમાં વેદથી પણ પ્રાચીન કાળનો जस् ધાતુ વપરાતો હતો, તે. મો. વિ. કોશમાં પણ જણાવેલું છે. પછી વેદકાળમાં એનો અર્થ થાકવું, છોડવું, નિર્બળ કરવું, એવા પણ થયેલા છે. એને મળતો ધાતુ संगम् એ જ "સાથે મળવાના" અર્થમાં છેઃ संजग्मेताम्. પદ્યરચનાની શુદ્ધિ અને અર્થની પૂર્ણતા માટે "જસ્એઁતૅમ્‌ની પૂર્વે આ "હૅન્" શબ્દ મૂકવો જ જોઈએ.

(૩) હા. ૩૦. શ્લોક ૭, પંક્તિ ૧, પાદ ૨.

આ પાદમાં એક શ્રુતિ ઉઘાડી રીતે ખૂટે છે. એમાં "મનઙ્હા વૉહૂ અષાચા" છે ત્યાં મનઙ્હા પછી "ચા" શબ્દ જોઈએ. "ક્ષથ્ર અને વૉહૂ મનઙ્હા અને અષા દ્વારા" એમ અર્થ બરાબર છે. આવી જ પદ્યરચનાની બાંધણી હા. ૩૩–૧૪ માં બીજી પંક્તિના બીજા પાદમાં છે તે જુઓઃ "મનઙ્હસ્ચા વઙ્હૅઉશ્ મઝ્દાઈ" એમાં પણ પાદની છેલ્લી પાંચ શ્રુતિઓ વઙ્હૅઉશ્ મઝ્દાઈ–वसोः मेधायै–છે તેમજ "વૉહૂ અષા ચા" એ પણ છેલ્લી પાંચ શ્રુતિઓ છે એટલે એની અગાઉ ચાર શ્રુતિઓ જોઈએ તે માત્ર "મનઙ્હા"ની ત્રણ શ્રુતિથી પુરાય નહીં. એટલેજ એ શબ્દ પછી "ચા" જોઈએ.

(૪) હા. ૩૧. શ્લોક ૬, પંક્તિ ૨, પાદ ૨.

ઉપર પ્રમાણે જ અહીં પણ "અષહ્યા" પછી "ચા" છૂટી ગયેલો છે. "અમૅરૅતાતસ્ચા"ની પાંચ શ્રુતિ છેલ્લે છે એટલે "અષહ્યા" પછી "ચા" મૂકીએ તો જ ચાર શ્રુતિ પૂરી થાય. અર્થ પણ બરાબર રહે છે.

(૫) હા. ૩૧. શ્લોક ૯, પંક્તિ ૩, પાદ ૨.

આ પાદમાં "વાસ્ત્ર્યો"ની ત્રણ શ્રુતિ ગણવા છતાં આઠ જ શ્રુતિ થાય છે ને એક ઘટે છે એની રચના જોતાં "અઙ્હત્" અને "વાસ્ત્ર્યો" વચ્ચેની એક શ્રુતિ છૂટી ગયેલી છે. તે "આ" હોવી જોઈએ. "આ"=જેવો. પેગમ્બર જેવો. માટે અઙ્હત્ પછી "આ" મૂકવો જ જોઈએ.

(૬) હા. ૩૨. શ્લોક ૬, પંક્તિ ૨, પાદ ૨.

અહીં "વહિશ્તા" પછી "આ" હોવો જોઈએ. "આ વોઇસ્તા" એટલે "તું બરાબર જાણી લે છે." વળી એ વગર એક શ્રુતિ પણ કમી રહે છે.

(૭) હા. ૩૩. શ્લોક ૯, પંક્તિ ૩, પાદ ૨.

એમાં "હચોઇતે અને ઉર્વાના"ની વચ્ચેનો "આ" છૂટી ગયેલો છે, તે વગર પાદમાં એક શ્રુતિ ઓછી રહે છે. માટે "આ" ત્યાં મૂકવો જોઈએ.

(૮) હા. ૩૩. શ્લોક ૧૨, પંક્તિ ૨, પાદ ૨.

આ પાદમાં નવને બદલે સાત જ શ્રુતિઓ છે. એમાં "દ્વૉ–આદા"– द्वो-माया-સમાસ શબ્દ છે એ પહેલી પંક્તિમાંના "દસ્વા" ક્રિયાપદનું કર્મ છે

અને બહુવચનમાં ૨/૩ છે. હવે એની આગળનો શબ્દ "વઙ્હુયા" ત્રીજી વિભક્તિ એકવચન, નારીજાતિ છે, અને એ વિશેષણ છે ને એનો અર્થ "ભલી" છે. આ જોતાં સ્પષ્ટ થાય છે કે "વઙ્હુયા" વિશેષણનું બે શ્રુતિવાળું કોઇ નામ લુપ્ત થયું છે, આ પંક્તિમાં સ્પેન્તા મન્યુ દ્વારા બંદગી માટેની દોરવણીઓ આપવા મઝ્દાને પ્રાર્થના કરવામાં આવે છે. એટલે સ્પેન્તોમદ્દતિ ગાથા"માં આ મતલબનો શબ્દ શોધવા મેં માંડ્યો અને તેમ કરતાં હા. ૪૮-૫ માં બીજી પંક્તિમાં 'વઙ્હુયાઓ ચિસ્તોઇશ્ શ્યઓથૅનાઇશ્' એટલે ભલી-નેક બુદ્ધિવાળી કૃતિઓથી-એમ ત્યાં મળી આવ્યું. "ચિસ્તી"-ચિત્તિ-પણ નારીજાતિ છે. ને ૩/૧ પણ વિભક્તિનાં રૂપ પ્રમાણે બરાબર છે. તેથી હું ધારું છું કે "વઙ્હુયા" પછી આ "ચિસ્તી" શબ્દ કોઇક કારણે લુપ્ત થયેલો છે. એ પાછો મુકાય તો જ આ પાદની નવ શ્રુતિ પૂરી થાય ને છંદનો લય તેમજ અર્થની પૂર્ણતા સાધી શકાય. આવા છૂટી ગયેલા શબ્દ સૂચવવાનું બહુ જોખમભર્યું છે તે હું સમજી શકું છું. કેમકે આ પેગમ્બર સાહેબની વાણી છે. પણ એ શોધેલો શબ્દ ખુદ પેગમ્બર સાહેબે બીજે ઠેકાણે પણ એ જ મતલબથી વાપરેલો છે અને તે બરાબર છે, એમ મારું અંતઃકરણ પણ કહે છે. માટે "વઙ્હુયા" પછી "ચિસ્તી" શબ્દ મૂકવો જ જોઇએ.

સદ્‌ભાગ્યે આવા લુપ્ત થયેલા શબ્દો બહુજ થોડા છે.

(૯) હા. ૩૩. શ્લોક ૧૩, પંક્તિ ૩, પાદ ૨.

એમાં પણ "ફ્રદક્ષયા"ની અગાઉ "આ" હોવો જોઇએ. અર્થની પુષ્ટિ માટે તેમજ પાદના લય માટે એક શ્રુતિ ઓછી રહે છે. તે માટે એ "આ" ત્યાં મૂકવો જોઇએ. લાંબા કાળમાં એવા શબ્દો છૂટી ગયેલા છે.

(૧૦) હા. ૩૪. શ્લોક ૧, પંક્તિ ૧, પાદ ૨.

એમાં "યા યસ્ના" પછી "ચા" હોવો જ જોઇએ. કોઇએ "અમૅરૅત્ તાતૅમ્" એમ ખોટો શબ્દ "અમૅરૅતાતૅમ્"ને બદલે લાવ્યાથી નવ શ્રુતિ "ય-સ્નિ-ના"ની ત્રણ શ્રુતિ ગણતાં લઇને "ચા" કાઢી નાખ્યો હશે. સ્વરભાર અને લય પ્રમાણે પણ આ શ્રુતિ ખૂટે છે. માટે "યા યસ્ના-ચા" લખવું જોઇએ.

(૧૧) હા. ૩૪. શ્લોક ૮, પંક્તિ ૩, પાદ ૨.

એમાં પણ "વૉહૂમનો"ની વચ્ચેનો "ચા" (=ખચીત) છૂટી ગયેલો છે. ને તેને બદલે "અસ્" મૂકેલો છે. પણ "ચા" ત્યાં લખવો જ જોઇએ. જેથી નવ શ્રુતિ પુરી થાય.

## ખોટા જોડાક્ષરોવાળા શબ્દો:

જે શબ્દોમાંના બે છૂટા અક્ષરો ભૂલથી જોડાઇ ગયેલા છે અને તેથી તેના ખોટા ઉચ્ચાર થવા સાથે છંદમાંની શ્રુતિઓ ઘટી પડે છે, તે શબ્દો હવે જોઇએ ને તેની ખરી જોડણી કરીએ. એવા બધા મળીને ૫૭ શબ્દો નીચે પ્રમાણે છે:

(૧) હા. ૨૯. શ્લોક ૫, પંક્તિ ૨, પાદ ૨.

એમાં દ્બઇદી શબ્દ છે તેના "દવ" જોડાઇ ગયેલા છે. આ પંક્તિમાં "મજ્દાંમ્"ની બીજી વિભક્તિ હોવાથી તેના "આમ્"ની એક જ શ્રુતિ છે, અને "ફ્રૅરૅસાણ્યો"ની ત્રણ શ્રુતિ છે તે જોતાં "દ્બઇદી" લખતાં એક શ્રુતિ ઘટે છે. એવો કોઇ શબ્દ નથી. એનો ધાતુ दिव् to ask or beg ઘણો જૂનો છે. તેનું અપૂર્ણભૂત આત્મનેપદ ૧/૨ નું રૂપ દવઇદી =दवहि या देवहि થાય. અને એ જ શબ્દ ખરો છે. માટે એ "દવ્ઇદી લખાવો-બોલાવો જોઇએ.

(૨) હા. ૨૯. શ્લોક ૯, પંક્તિ ૨, પાદ ૨.

એમાં "ઇષા-ક્ષથ્રીમ્" શબ્દ છે તેમાંનો "થ્રી" ખોટી રીતે જોડાયેલો છે. મૂળ શબ્દ "ક્ષત્યમ્" છે તેમાં 'ત્યમ્' ઉદાત્ત હોવાથી તેમાંનો "ત્ર" મહાપ્રાણ થતાં "થ્યૅમ્" થાય અને પછી એ પદરચનાના નિયમ પ્રમાણે "ક્ષથ્રિયૅમ્" થાય, "ક્ષથ્રીમ્" બોલો તો પાદમાં આઠ જ શ્રુતિ થઇ છંદોભંગ થાય. પણ જ્યાં જ્યાં "ય"ની પૂર્વે વ્યંજન જોડાયેલા હોય ત્યાં (વિભક્તિના પ્રત્યય સિવાયના) શબ્દમાં તે વ્યંજનમાં "ઇ" ઉમેરાઇને "ઇય" થાય અને તેની એમ બે શ્રુતિ ગણાય. ગાથાકાળ પછી એક બે હજાર વર્ષે અવેસ્તાનાં જુદાં જુદાં ભણતર લખાયેલાં છે. તે કાળમાં આ "યમ્" પ્રત્યય સાથે જોડાયેલા વ્યંજનનો "ઇમ્" ઉચ્ચાર થયેલો લાગે છે. અને પછી તે ઉચ્ચાર પ્રમાણે "ગાથા"ના એવા શબ્દોની જોડણી પણ અવેસ્તા પ્રમાણે કીધી લાગે છે. જો સ્વરભારના તેમ જ છંદરચનાના નિયમો તે કાળમાં "ગાથાકાળ" પ્રમાણે જળવાયેલા હોત તો આવી ઉઘાડી ક્ષતિ થવા પામત નહીં. જે જે શબ્દોમાં આ "ઇમ" થયેલા છે તે તે શબ્દોની શ્રુતિઓ ઘટે છે. "ઇ"ને કોઇ પણ રીતે ઉચ્ચારતાં તેની બે શ્રુતિ થઇ શકે નહીં. "યમ્" હોય તો જ તેને "ઇયમ્" કરી શકાય. પણ કુદરતની કરામત એવી છે કે "ગાથા"માંના બધા એવા શબ્દોને પાછળથી જ્વીમ્, હુઇથીમ્, વાસ્ત્રીમ્ વગેરે કીધેલા છે, તેમાં એક શબ્દ મૂળ ગાથાકાળ પ્રમાણે જ લખાયેલો મળી આવે છે. જુઓ હા. ૩૪-૧૫-૩-૨. એમાં હુઇથીમ્ નહીં પણ શુદ્ધ હુઇથ્યૅમ્ જ લખાયેલો છે! એટલે એવા બધા શબ્દોની જોડણી પાછી મૂળ પ્રમાણે "યૅમ્" સાથે જ કરવી જોઇએ, નહીં તો એક શ્રુતિ ઘટતાં છંદોભંગ થાય.

(૩) હા. ૨૯. શ્લોક ૧૦, પંક્તિ ૩, પાદ ૨.

એમાં પણ पूर्व्यम् ને બદલે "પઑઉર્વીમ્" લખાયેલો છે, તે ઉપર વિસ્તારથી સમજાવ્યા મુજબ ખોટો છે. એમ બોલીએ તો નવને બદલે પાછી આઠ જ શ્રુતિ થાય છે. માટે એ "પઑઉર્વ્યૅમ્" લખાવો જોઇએ. એમ લખાય તો જ બોલવામાં "વિ-યૅમ્" એમ વ્યંજન્ "વ"માં "ઇ" સ્વર ઉમેરીને "વિ" કરી "યૅમ્" બોલાય ત્યારે નવ શ્રુતિ પૂરી થાય અને છંદોભંગ થાય નહીં.

(૪) હા. ૨૮. શ્લોક ૧, પંક્તિ ૨, પાદ ૧.

એમાં પણ "પૉઉર્વીમ્" શબ્દ છે, તે "પાઉર્વ્યૅમ્" જોઇએ. તેમ લખાય તો જ શબ્દ શુદ્ધ થાય અને તેની બે શ્રુતિ ગણતાં જ પાદની આઠ શ્રુતિ પૂરી થાય, નહીં તો એક શ્રુતિ ઘટી પડે.

(૫) હા. ૨૮. શ્લોક ૩, પંક્તિ ૩, પાદ ૨.

એમા પણ "અપઑઉર્‌વીમ્" શબ્દ છે, તેનો અપઑઉર્‌વ્યૅમ્' જોઇએ, નહીં તો ઉપર લખ્યા પ્રમાણે પાદમા એક શ્રુતિ ઘટી પડે

(૬) હા. ૨૮. શ્લોક ૩, પંક્તિ ૩, પાદ ૧.

એમા "આર્મઇતિશ" શબ્દ છે. તેની જોડણી ચૂથાયેલી છે. ઋગ્વેદમા પણ એ શબ્દ अरमति એમ ચાર શ્રુતિમા લખાયેલો છે. અને વ્યુત્પત્તિ પ્રમાણે પણ अरम् શબ્દ જ છે. વળી અજબ જેવુ છે કે अरमति મા र ઉદાત્ત છે, એટલે મુખ્ય સ્વરભારવાળો છે. તેને જ વ્યજન બનાવી દીધેલો છે એટલે તદ્દન ખોટો ઉચ્ચાર હજારો વર્ષથી આપણે બધા કરતા આવ્યા છીએ. એ ભૂલ તો સુધારવી જ જોઇએ મેં સ્વરભાર ને ગાથાના છદવાળા મોટા લેખમાં જણાવ્યુ છે તેમ કેટલીક વેળા અનુદાત્ત अ નો ગાથામા "આ" કરવામા આવેલો છે. બાકી ઉદાત્ત શ્રુતિ र હોય તો જ તેની પાછીના અનુદાત્ત म નો મઇ થઇ શકે કેમકે તે સ્વરિત થાય છે પાછળ ति પણ અનુદાત્ત હોવાથી. એટલે શુદ્ધ શબ્દ ને ઉચ્ચાર તો આરમઇતિ એમ 'ર' પર ભાર મૂકીને બોલવાનો છે. "આર્મઇતિ" બોલતા તો તેની માત્ર ત્રણ શ્રુતિ જ રહે ને જ્યા જ્યા એ શબ્દ આવ્યો છે ત્યા र ને વ્યજન ર્ લખતા બોલતા દરેક પાદમા એક શ્રુતિ ઘટે છે! માટે એ શબ્દને તો મોબેદોએ સુધારીને "આરમઇતિ" એમ "ર" પર ભાર મૂકીને જ હમેશા બોલવો.

(૭) હા. ૨૮. શ્લોક ૫, પંક્તિ ૧, પાદ ૧.

એમા "વ્‌એદૅમ્નો" શબ્દ છે તે ચૂથાયેલો છે મૂળ શબ્દ वेदमानः છે. એની પૂર્વેના શબ્દના "વૉહૂ"માનો "હૂ" સ્વરિત થયેલો છે. તેથી "વે" અનુદાત્ત છે તેનો નિયમ પ્રમાણે "વ્‌એ" થયેલો છે એટલે આ આત્મનેપદ વર્તમાનકૃદતનુ રૂપ મૂળ ધાતુ विद् નુ "વ્‌એદ" થઇને તે પર "માન" પ્રત્યય વૈદિક કાળમા લાગતો અને "માન" કે "મન" એમ પૂરી બે શ્રુતિ હોય તો જ છદની શ્રુતિઓ પણ પૂરી થાય જેક્સને પણ અવેસ્તા વ્યાકરણમા ૧૪૯ મે પાને § ૫૦૬ માં સ્પષ્ટ જણાવ્યુ છે, કે છદ પ્રમાણે એ "મ્ન" નહીં પણ "મન" એમ પૂરી બે શ્રુતિ જ જોઇએ કેમકે વૈદિક સસ્કૃતમા પણ એ मान જ છે એટલે એ શબ્દ "વ્‌એદૅમનો" એમ ચાર શ્રુતિમા જ લખવો-બોલવો જોઇએ.

(૮) હા. ૨૮. શ્લોક ૬, પંક્તિ ૧, પાદ ૨.

એમા છેલ્લો શબ્દ "દરૅગાયૂ" છે તે સમાસ કોઇએ પાછળથી કીધેલો છે "ગાથા" કાળમા એવા સમાસ મળતા નથી અવેસ્તામા મળે છે "દરૅગાયૂ"ની ત્રણ શ્રુતિ જ થાય કેમકે "ર્" વ્યજન છે અને તેથી આ પાદમા નવને બદલે આઠ જ શ્રુતિ થાય છે માટે મૂળ બે છૂટા શબ્દો હોવા જોઇએ અહીં "દરૅગાયૂ" નહીં પણ "દરૅગો-આયૂ" એમ ત્રીજી વિભક્તિ એકવચનમા બન્ને શબ્દો જોઇએ એમ હોય તો જ નવ શ્રુતિ થાય, છદોભગ નહીં થાય માટે એ સુધારવુ જ જોઇએ હા. ૩૩-૫ મા "દરૅગો-જ્યાઇત્યૅમ્" છે તે પણ એવો જ સમાસ છે.

(૯) હા. ૨૮. શ્લોક ૭, પંક્તિ ૨, પાદ ૧.

અહીં પણ "આર્મઇતેં" શબ્દ ખોટો લખાયેલો છે. ઉપર પાંચમી ભૂલમાં આ શબ્દ માટે જે ખુલાસો કીધો છે તે જ પ્રમાણે "આરમઇતે–अरमते–એમ ચાર શ્રુતિમાં જોઇએ.

(૧૦) હા. ૨૮. શ્લોક ૧૧, પંક્તિ ૩, પાદ ૨.

એમાં "ઍઍઆઓઽહા" એમ છે. તેમાં પહેલા ઍઍ કોઇએ ખોટી રીતે મૂકેલા છે. સ્વરભાર માટે પણ એવા સ્વરોનુ કશું કામ નથી, કેમકે આ "આઓઽહા" એટલે आसा (મુખ દ્વારા) છે તેની પહેલી શ્રુતિ "આ" ઉદાત્ત છે. તે તેની પછીના सा ને લીધે "આઓઽ" થયેલી જ છે ને તે સ્પષ્ટ છે. તેથી આ "ઍઍ" કોઇએ હસ્તલેખમાં ઘુસાડેલો છે યા ભૂલથી ત્યાં આવી ગયેલો છે. એનાથી ઊલટો છંદોભંગ થાય છે ને પંક્તિનો શુદ્ધ લય તૂટી જાય છે. તેથી "ઍઍ" જે "આઓઽહા" પૂર્વે જોડાયેલા છે, તે કાઢી નાખવા જોઇએ.

(૧૧) હા. ૩૦. શ્લોક ૧, પંક્તિ ૨, પાદ ૨.

એમાં "યેસ્ન્યા–ચા" શબ્દ છે તે ખોટો જોડાયેલો છે. મૂળ શબ્દ यस्निय = આરાધન યોગ્ય છે. તેથી એમાં 'ન' ને "ય" જોડાય નહીં. એ શબ્દ "યેસ્નિયા–ચા". લખવો જોઇએ. નહીં તો પાદમાં એક શ્રુતિ ઓછી થાય ને શબ્દની જોડણી અશુદ્ધ રહે.

(૧૨) હા. ૩૦. શ્લોક ૪, પંક્તિ ૧, પાદ ૨.

એમાં 'પઓઉર્વીમ્" છે તેને બદલે આગળ ઉપર એવા જ શબ્દો માટે જણાવ્યું છે તેમ "પઓઉર્વ્યેમ્" જોઇએ.

(૧૩) હા. ૩૦. શ્લોક ૭, પંક્તિ ૨, પાદ ૨.

અહીં પણ ઉપર જણાવેલી ૬–૯ નંબરની ભૂલ પ્રમાણે આ શબ્દ પૂર્ણ "૨" શ્રતિ સાથે "આરમઇતિશ્" લખવો–બોલવો જોઇએ.

(૧૪) હા. ૩૦. શ્લોક ૭, પંક્તિ ૨, પાદ ૨.

એમાં "આરમઇતિશ્" પછી "આંન્મા" શબ્દ છે તેની જોડણી ખોટી છે. "ન" ને વ્યંજન "ન્" કરી "મા" સાથે જોડી દીધેલો છે. મૂળ શબ્દ अनमन् છે તેનું આ બીજી વિભક્તિ એકવચન નાન્યતર જાતિનુ રૂપ છે. જુઓ જેક્સનનું અવેસ્તા વ્યાકરણ § ૩૦૧. એટલે એ શબ્દ "આનમા" = अनम = firmness દૃઢતા છે. "ન" ને "મ" જોડી નાખો તો અર્થ પણ નીકળે નહીં ને પાદમાં એક શ્રુતિ થાય. હા. ૪૪–૨૦ માં એ જ શબ્દ "આંનમેંને" તેમજ હા. ૪૫–૧૦ માં "આંનમેંની" એમ લખવા–બોલવાના છે.

(૧૫) હા. ૩૧. શ્લોક ૭, પંક્તિ ૩, પાદ ૨.

એમાં છેલ્લો શબ્દ "જ્વામહી" છે તેમાં "જ્વા" ખોટી રીતે જોડાઇ ગયેલો છે. મૂળ શબ્દ जीवामसि છે ને તેની પહેલી શ્રુતિ जी ઉદાત્ત છે. આગલા શબ્દ

સચા ની બીજી શ્રુતિ અનુદાત્ત છે. તેથી તેની પાછળના આ ક્રિયાપદની પહેલી શ્રુતિ ઉદાત્ત છે અને પછીનો વા સ્વરિત બને છે. જો "વા" કે "મ" ઉદાત્ત હોત તો "મહૂહી" થાત. માટે ખરો શબ્દ "જીવામહી"જ લખવો-બોલવો જોઇએ. "જીવા" કરીએ તો જ પાદની નવ શ્રુતિઓ પૂરી થાય. અર્થ પણ "આપણે જીવીએ, આપણે જિંદગી ગુજારીએ" એમ જ છે.

(૧૬) હા. ૩૧. શ્લોક ૩, પંક્તિ ૩, પાદ ૨.

ઉપર પ્રમાણે જ "જવન્તો" નહીં પણ "જીવન્તો"–जीवन्तस्–એમ ખરો શબ્દ છે. માટે તેમજ "જીવ" કરીને લખવો જોઇએ, નહીં તો અહીં પણ પાદમાં એક શ્રુતિ ઓછી થાય ને છંદોભંગ થાય.

(૧૭) હા. ૩૧. શ્લોક ૪, પંક્તિ ૧, પાદ ૧.

એમાં પણ આ વિભાગની ૧–૨ ભૂલો બતાવ્યા પ્રમાણે "જ઼ેવીમ" શબ્દ ખોટો છે. એ જ઼્યેંમ્ = ह्यम् જોઇએ. એમ લખાય–બોલાય તો જ "જ઼ે-વિ-યેંમ" એ ત્રણ શ્રુતિ ગણતાં પાદની સાત શ્રુતિ પૂરી થાય. છંદની કસોટીથી આ બધી ભૂલો તુરત પકડાય છે.

(૧૮) હા. ૩૧. શ્લોક ૪, પંક્તિ ૨, પાદ ૧.

એમાં પણ નબર ૬ ઠ્ઠી ભૂલમાં જણાવ્યા પ્રમાણે "આરમઇતી" જોઇએ.

(૧૯) હા. ૩૧. શ્લોક ૫, પંક્તિ ૧, પાદ ૨.

એમાં "વહો" છે. તેમાં પણ ખોટી જોડણી છે. મૂળ શબ્દ वसीयस् છે. તેમ "વહીયો" જોઇએ. એની ત્રણ શ્રુતિ હોય તો જ પાદની નવ શ્રુતિઓ પૂરી થાય. સંસ્કૃતમાં પણ પાછળથી वस्यस् થયેલો છે. પણ તે બગડેલું રૂપ છે. "વોહૂ" નું તુલનાત્મક રૂપ "વહીયસ્"ને શ્રેષ્ઠતાવાચક "વહિસ્ત" છે. હા. ૩૦–૩ માં પણ એ જ શબ્દ "વહીયો" જોઇએ.

(૨૦) હા. ૩૧. શ્લોક ૫, પંક્તિ ૨, પાદ ૧.

એમાં "વીદુયેં" પણ બગડેલું રૂપ છે. એમ લેતાં એની ત્રણ શ્રુતિ થાય ને પાદમાં સાતને બદલે આઠ શ્રુતિ થઇ જાય. ખરું રૂપ विद्वे છે તેથી એ શબ્દ "વીદ્વે"જ લખાવો જોઇએ. હા. ૨૯–૩ માંનો પણ એ શબ્દ એમ "વીદ્વે" લખવો જોઇએ. તેમજ હા. ૩૦–૨ માં "તન્વે" જોઇએ.

(૨૧) હા. ૩૧. શ્લોક ૬, પંક્તિ ૧, પાદ ૨.

એમાં "હઇથીમ" શબ્દ ઉપર ભૂલ નંબર ૧ મા જણાવ્યા પ્રમાણે બગડેલો છે. એનું ખરું રૂપ सत्यम् છે એટલે "હઇથ્યેંમ" લખવું જોઇએ. નહીં તો એક શ્રુતિ ઓછી થાય.

(૨૨) હા. ૩૧. શ્લોક ૮, પંક્તિ ૧, પાદ ૧.

એમાં પણ "પૉઉર્વીમ" શબ્દ છે, તે ભૂલો ૩–૪ વગેરેમાં જણાવ્યા પ્રમાણે "પૉઉર્વ્યેંમ" જોઇએ, નહીં તો એક શ્રુતિ ઘટી પડે.

(૨૩) હા. ૩૧. શ્લોક ૮, પંક્તિ ૧, પાદ ૨.

એમાં "યેજીમ્" શબ્દ છે તે ખરી રીતે ઉપર પ્રમાણે જ "યેન્‌યૅમ્" જોઈએ: यज्यम्. એનો અર્થ પણ આરાધ્ય, આરાધનને યોગ્ય, એમ બરાબર છે. કેટલાકની સૂચના પ્રમાણે એ "યજૂમ્" નથી જ. તેમાં પણ એક શ્રુતિ ઘટી પડે. માટે "યેન્‌યૅમ્" શબ્દ જ ત્રણ શ્રુતિમાં લખી બોલી શકાય.

(૨૪) હા. ૩૧. શ્લોક ૮, પંક્તિ ૨, પાદ ૧.

એમાં "પતર્ૅમ્" શબ્દ ખોટો છે. અને તેનો "પિતા" તરીકે કીધેલો અર્થ પણ યુક્ત નથી. એ શબ્દનો ધાતુ पा = રક્ષવું છે. તે પરથી पातृ એટલે "રક્ષક" નામ થયેલું છે, તે "ગાથા" માં "પાતર્" થાય. એ "પાતર્" નું એ બીજી વિભક્તિ એકવચનનું રૂપ છે તે "પાતર્ૅમ્" થાય, પણ "આતર્ૅમ્" નું "આર્ત્રૅમ્" પણ થાય છે, કે "આત્રૅમ્" પણ થાય છે–સ્વરિત ને અનુદાત્ત સ્વરભાર પ્રમાણે. અહીં "મનહ્વો" માં 'મ' ઉદાત્ત છે, તેથી તેની પૂર્વેની શ્રુતિ સ્વરિત નહીં હોઈ શકે પણ અનુદાત્ત જ હોય, તેથી આ શબ્દ ખરી રીતે "પાત્રૅમ્" જ છે. એ શબ્દ ઋગ્વેદમાં મં. ૧–૧૨૧–૧ તથા બીજે ઘણે ઠેકાણે છે. ત્યાં પણ એનો અર્થ "રક્ષક" જ છે. "પતર્ૅમ્" લખીએ તો એક શ્રુતિ વધી પડે. ખરો શબ્દ અર્થ પ્રમાણે અહીં "પાત્રૅમ્" જ છે. અને એની બે શ્રુતિ હોય તો જ પાદની સાત શ્રુતિ બરાબર થાય.

(૨૫) હા. ૩૧. શ્લોક ૮, પંક્તિ ૩, પાદ ૧.

એમાં પણ "હુઈથીમ્" શબ્દ છે, તે ઉપર ભૂલ નંબર ૨. માં જણાવ્યા પ્રમાણે "હુઇથ્યૅમ્" જોઈએ. હુઇ–થિ–યૅમ્" એમ બોલાય તો જ સાત શ્રુતિ પૂરી થાય.

(૨૬) હા. ૩૧. શ્લોક ૧૦, પક્તિ ૧, પાદ ૨.

એમાં પણ ઉપર પ્રમાણે "વાસ્ત્રીમ્" નહીં પણ "વાસ્ત્ર્યૅમ્" જોઈએ.

(૨૭) હા. ૩૧. શ્લોક ૧૦, પંક્તિ ૨, પાદ ૨.

એમાં "ફ્ર્યૅન્‌ગહીમ્" શબ્દ બેવડો ગૂંથાયેલો છે. મૂળ શબ્દ ईप्संस्यम् છે તે ચાર શ્રુતિમાં "સ્ત્રિ–યમ્" કરીને બોલવાનો છે, ને તેમ લખાય બોલાય તો જ પાદની નવ શ્રુતિ પૂરી થાય. "ફ્ર્યૅન્‌ગહીમ્"માં પહેલો "ઇ" પણ છૂટી ગયલો છે. તે તો જરૂર મૂકવો જ જોઈએ. નહીં તો આ પાદની નવ શ્રુતિ પૂરી થાય જ નહીં. એનો અર્થ પ્રાપ્તિવાંછુને (to one desirous of attainment) થાય છે. ને તે જ અર્થ અહીં વિવક્ષિત છે. માટે આ ગૂંથાયેલો શબ્દ "ઈફ્ર્યૅન્‌ગહ્યૅમ્" એમ જ લખાવો–બોલાવો જોઈએ.

(૨૮) હા. ૩૧. શ્લોક ૧૧, પંક્તિ ૧, પાદ ૧.

એમાં પણ ઉપર પ્રમાણે "પઑઉર્‌વીમ્" નહીં પણ "પઑઉર્‌વ્યૅમ્" જોઈએ; નહીં તો એક શ્રુતિ ઓછી થાય. "મઝ્દા" સંબોધન વિભક્તિમાં હોવાથી "મઝ્" ઉદાત્ત છે. અને "દા" અનુદાત્ત છે. એટલે પાછળ આવના पूर्व्यम् ના पू નો

નિયમ પ્રમાણે "પર્ઑઉર્" એમ ઉદાત્ત કીધો છે. અને "વ્યૅમ્"ને સ્વરિત બનાવ્યો છે.

(૨૯) હા. ૩૧. શ્લોક ૧૨, પક્તિ ૩, પાદ ૧.

એમાં પણ ભૂલ નં. ૬ પ્રમાણે "આર્મઇતિશ્" નહીં પણ "આર-મઇતિશ્" લખવું–બોલવું જોઇએ. નહીં તો એક શ્રુતિ કમી થાય છે.

(૩૦) હા. ૩૧. શ્લોક ૧૭, પંક્તિ ૧, પાદ ૨.

એમાં છેલ્લો શબ્દ "મજ્યો" છે તે ખોટો છે. ખરો શબ્દ महीयस् છે. मह्–મજ્નું તુલનાત્મક રૂપ છે. એટલે એ પણ આ વિભાગમાં ઉપર ભૂલ નં. ૧૯ માં "વહીયો"ની માફક "મહીયો" લખવું જોઇએ, નહીં તો પાદમાં એક શ્રુતિ ઓછી થઇ જાય છે.

(૩૧) હા. ૩૧. શ્લોક ૧૮, પક્તિ ૩, પાદ ૧.

એમાં "મરકએંચા"ની જોડણી ખોટી છે. મૂળ શબ્દ मर्कं च છે. વિનાશમાં, અધોગતિમાં એમ અર્થ છે. એમાંનો 'ર્' વ્યંજન છે, તે તેમજ રહેવો જોઇએ અને એ શબ્દની ત્રણ શ્રુતિઓ જ રહેવી જોઇએ. નહીં તો પાદમાં સાતને બદલે નવ શ્રુતિ થઇ જાય છે. તેથી એ શબ્દ "મર્કએ–ચા" એમ લખવો–બોલવો જોઇએ.

(૩૨) હા. ૩૧. શ્લોક ૧૯, પક્તિ ૨, પાદ ૨.

એમાં પણ ઉપર ભૂલ નં. ૭ માં જણાવ્યા પ્રમાણે "ક્ષયમ્નો" છે તે ખોટો છે, અને ખરુ રૂપ "ક્ષયમનો"–क्षयंमानस्–છે. એટલે એની ચાર શ્રુતિઓ જોઇએ. આ પાદમાં "હિજ્વો–વસો" છે. તે પણ ઉચ્ચાર નિયમે "હિ–જુ–વો–વસો" એમ છૂટા પાડીને બોલવાના છે તેમ આ બન્ને શબ્દો બોલાય તો જ પાદની શ્રુતિઓ પૂરી થાય.

(૩૩) હા. ૩૧. શ્લોક ૨૨, પંક્તિ ૧, પાદ ૨.

એમાં પણ "વએદંમ્નાઇ" શબ્દમાં "મ"ને "ન" જોડાઇ ગયેલા છે તે ઉપર પ્રમાણે જુદા પાડવા જોઇએ. ખરો શબ્દ મૂળમાં वेद्मानाय એમ ચાર શ્રુતિનો છે. તેથી આ પણ "વએદંમનાઇ" લખવો જોઇએ.

(૩૪) હા. ૩૧. શ્લોક ૨૨, પક્તિ ૨, પાદ ૨.

એમાં "હફ્સિ" બોલની જોડણી ખોટી છે. એ ક્રિયાપદ છે. અને મૂળ શબ્દ सपति છે તેથી એ "હપતિ" લખવો જોઇએ. ત્રણ શ્રુતિ હોય તો જ પાદની નવ શ્રુતિ પૂરી થાય. છંદરચનાની કસોટીએ આવી ભૂલો તુરત પકડાય છે.

(૩૫) હા. ૩૨. શ્લોક ૨, પક્તિ ૧, પાદ ૨.

એમાં પણ ઉપરની જ માફક "સાર્મ્નો" એમ ખોટી જોડણી કીધેલી છે. મૂળ શબ્દ शार्मण्यस् = રક્ષણ કરતા, protecting છે, એમાનો म પરી શ્રુતિમાં

છે તેને વ્યંજન કરી નાખેલો છે. માટે એ શબ્દ "આર્ૅમન્યો" લખવો–બોલવો જોઇએ. નહીં તો પાદમાં એક શ્રુતિ ઘટી પડે છે.

(૩૬) હા. ૩૨. શ્લોક ૨, પંક્તિ ૩, પાદ ૧.

એમાં પણ ભૂલ નં. ૬ પ્રમાણે "આર્મઇતીમ્" છે તેને "આરમઇતીમ્" એમ પૂર્ણ 'ર' સાથે લખવો બોલવો જોઇએ, નહીં તો એક શ્રુતિ ઓછી થાય.

(૩૭) હા. ૩૨. શ્લોક ૪, પંક્તિ ૨, પાદ ૨.

એમાં પણ ઉપર નં. ૩૬ માં જણાવ્યા પ્રમાણે "સીઝ્દ્યમ્ના" એમ ખોટી જોડણી છે. ખરો મૂળ શબ્દ सिष्यमानाः = hindering–અવરોધનારા એમ છે, તેથી "સીઝ્દ્યમના" એમ પૂર્ણ "મ" સાથે લખવો જોઇએ. કેટલાક વૈદિક શબ્દોમાં શિ ને સિ એમ બન્ને વિકલ્પે લખાય છે, એટલે ગાથાકાળમાં એ शिष्यमानाः હશે. "મ" પૂર્ણ શ્રુતિ લખાય તો જ પાદની નવ શ્રુતિઓ પૂરી થાય.

(૩૮) હા. ૩૨. શ્લોક ૫, પંક્તિ ૧, પાદ ૧.

એમાં "મપીમ્" એમ બેવડી ખોટી જોડણી છે. મૂળ શબ્દ मशाक्यम् છે તે "મશકર્યેમ" લખાય, તેથી ભૂલ નં. ૧. પ્રમાણે એ પણ સુધારવું જોઇએ. નહીં તો "શ્કે" ને બદલે "પ" ને 'યૅમ'ને બદલે 'ઇમ્' લખતાં એક શ્રુતિ ઓછી થઇ જાય.

(૩૯) હા. ૩૨. શ્લોક ૫, પંક્તિ ૧, પાદ ૨.

એમાં "હુજ્યાતોઇશ્" લખાયો છે, તે ખોટો છે. એ શબ્દ सुजीवातेस् એટલે સારી જિંદગીની, સજીવનની છે. ભૂલમાં "જીવા"નો "જ્યા" થઇ ગયેલો છે.

(૪૦) હા. ૩૨. શ્લોક ૮, પંક્તિ ૨, પાદ ૨.

એમાં પણ ઉપર નં. ૩૬-૩૮ માં જણાવ્યા પ્રમાણે "ખ્વાર્ૅમ્નો" એમ 'મ'ને "ન" જોડીને લખ્યા છે તે ખોટા છે. મૂળ શબ્દ स्वरमानस् છે. "મ" ને "ન" જોડી નાંખતાં એક શ્રુતિ ઓછી થાય છે. તેથી આ ખરો શબ્દ "ખ્વાર્ૅમનો" લખવો જોઇએ.

(૪૧) હા. ૩૨. શ્લોક ૯, પંક્તિ ૧, પાદ ૨.

એમાં પણ ભૂલ ૩૯ માં જણાવ્યા પ્રમાણે "જ્યાતૅઉશ્" છે તેની જોડણી પણ એવડી રીતે ખોટી છે. મૂળ શબ્દ जीवातोस् (૬–૧) છે. મૂળ નામ जीवातु= જિંદગી, જીવન છે. "જી" અનુદાત્ત હોવાથી બોલતાં બોલતા "વા" સાથે જોડાઇ ગયેલો લાગે છે. બીજુ એમાં तोस् અનુદાત્ત છે. કેમકે પાછળના શબ્દ "ઝ્ન્ગ્હ્નાઇશ્"ની પહેલી શ્રુતિ ઉદાત્ત છે. માટે "તૅઉશ્" લખવો જોઇએ

-"તૅઉશ" લખો તો તે સ્વરિત થઇ જાય અને સ્વરભારોના નિયમ પ્રમાણે ઉદાત્તની અગાઉ સ્વરિત કદી આવી શકે નહીં, એટલે એ શબ્દ ખરી રીતે "જીવાતૅઉશ્" લખવો જોઇએ. એમ લખતા જ પાદની નવ શ્રુતિ પૂરી થાય.

(૪૨) હા. ૩૨. શ્લોક ૧૩, પક્તિ ૩, પાદ ૧.

એમા પણ ભૂલ નં. ૨. પ્રમાણે "દૂતીમ્" શબ્દ ખોટો છે. મૂળ શબ્દ दूत्य=સંદેશો, પેગામ, message છે. તેનુ બીજી વિભક્તિ એકવચનનુ રૂપ दूत्यम् છે. તેથી એ "દૂત્યૅમ્" જ લખાવો જોઇએ.

(૪૩) હા. ૩૨. શ્લોક ૧૫, પંક્તિ ૧, પાદ ૨.

એમા "કરપોતાઑસ્ચા" શબ્દ છે. તેમાનો "ર" વ્યજન છે, "લ્"ને ઠેકાણે છે, તેની પૂર્ણ "રૅ" શ્રુતિ કરીને લખ્યો છે. તેથી પાદમા એક શ્રુતિ વધી જાય છે. મૂળ શબ્દ कल्पोताश्च છે. "ગાથા" કાળમા "લ" હતો નહીં અને તે વેળા 'ર' જ વપરાતો હતો अशूलस्य = અસૂરહ્યા (હા. ૨૯-૯) તેથી આ શબ્દ ખરી રીતે "ક્રૅપોતાઑસ્ચા" લખવો જોઇએ

(૪૪) હા. ૩૨. શ્લોક ૧૫, પક્તિ ૨, પાદ ૨.

એમા પણ ભૂલ ૪૨ મા લખ્યા પ્રમાણે "જ્યાતૅઉશ્" શબ્દ ખોટો છે તે ખરી રીતે "જીવાતૅઉશ્" લખવો જોઇએ. એમા તૅઉ સ્વરિત છે કેમકે તેની પછીના શબ્દમાની પહેલી ત્રણ શ્રુતિઓ ક્ષયમા અનુદાત્ત છે

(૪૫) હા. ૩૨. શ્લોક ૧૬, પક્તિ ૧, પાદ ૨.

એમા ભૂલ ૨૦ મા જણાવ્યુ છે, તેમ "ઉરુરુયે" રૂપ ખોટુ છે જો એની લખ્યા પ્રમાણે ચાર શ્રુતિ લઇએ તો પાદમા નવને બદલે દસ શ્રુતિ થઇ જાય. જેમ विद्वे નુ "વીદુયેં" થયેલુ છે, ને तन्वे નુ પણ "તનુયેં" થયેલુ છે તેમજ આ પણ ऊरुर्वे નું "ઉરુરુયેં" થયેલુ છે. "ગાથા"ના અનુવાદમા આ શબ્દ પરની મારી ટીકા વાચવી એટલે એ શબ્દ ખરી રીતે "ઉરુર્વૅ"જ લખાવો-બોલાવો જોઇએ. ગાથાકાળ પછી પાછલા અવેસ્તાકાળમા આ ક્ષતિઓ પેઠેલી લાગે છે. "ઉર્વૅ"નુ "ઉરુયે" વળી "તનુયે" "વિદુયે" એમ ખોટા રૂપ થયેલા છે, એમ બોલતા લખતા એક શ્રુતિ વધી જાય, તેથી સાબિત થાય છે કે ગાથાકાળમા એ રૂપો હતા જ નહીં પણ તન્વે, વીદ્વે, ઉરુર્વૅ હતા

(૪૬) હા. ૩૩. શ્લોક ૫, પક્તિ ૨, પાદ ૧.

એમા "દરૅગો-જ્યાઇતીમ્" શબ્દમા "જ્યાઇત્યૅમ્" હોવો જોઇએ એ ભૂલ ન. ૨ પ્રમાણેની છે, ને તેથી એક શ્રુતિ કમી થાય છે વળી જાણવા જેવુ એ છે કે એમાં "જ્યાઇત્યૅમ્"માનો "જ્યાઇ" ખરો છે. એ શબ્દ તો ज्या-to overpower, કાબુમા લેવુ એ ધાતુ પરથી છે. અને તે પરથી આ "જ્યાત્યમ્" એટલે પ્રચંડ શક્તિ એમ નામ થયેલું છે. એને "જીવાતુ" સાથે સબધ નથી

શ્લોકના સમગ્ર ભાવાર્થના ઊંડાણમાં જવાય તો જ આવા શબ્દોના ખરા અર્થ અને તેનાં ખરાં રૂપ મળે.

(૪૭) હા. ૩૩. શ્લોક ૧૦, પંક્તિ ૧, પાદ ૧.

એમાં "વીસ્પાઑ સ્તોઇ" એ બે જુદા શબ્દો છે. અને તે હુજીતયો = सुजितयस् = સારી સાચી પ્રાપ્તિઓ—એ શબ્દનાં વિશેષણ છે. વીસ્પાઑ સ્તોઇ = विश्वाः स्थे = બધી સ્થાયી, all everlasting એમ અર્થ છે. जिति એટલે પ્રાપ્તિ gain; આ તેનું ૧/૩ નારીજાતિનું રૂપ છે.

(૪૮) હા. ૩૩. શ્લોક ૧૧, પંક્તિ ૧, પાદ ૨.

એમાં ભૂલ નં. ૬ પ્રમાણે "આર્મઇતિશ્" નહીં પણ "આરમઇતિશ્" જોઇએ.

(૪૯) હા. ૩૩. શ્લોક ૧૩, પંક્તિ ૩, પાદ ૨.

એમાં પણ ઉપર પ્રમાણે આર્મઇતેં નહીં પણ "આરમઇતેં" જોઇએ.

(૫૦) હા. ૩૪. શ્લોક ૬, પંક્તિ ૧, પાદ ૧.

એમાં પણ ભૂલ નં. ૨ પ્રમાણે "હુઇથીમ્" છે તે ખોટો છે. એ શબ્દ "હુઇથ્યૅમ્" લખાવો જોઇએ.

(૫૧) હા. ૩૪. શ્લોક ૬, પંક્તિ ૩, પાદ ૧.

એમાં પણ "યજ઼્મનસ્ચા" છે તેમાં ખોટી જોડણી છે. એ શબ્દ મૂળમાં यज्मानश्च છે અને "મ" સાથે "ન" ખોટી રીતે જોડી દીધેલો છે. તેથી છંદમાં એક શ્રુતિ ઘટે છે. માટે એ "યજ઼ૅમનસ્ચા" લખવો જોઇએ.

(૫૨) હા. ૩૪. શ્લોક ૭, પંક્તિ ૧, પાદ ૨.

એમાં પણ ભૂલ નં ૩૪ પ્રમાણે "વએદૅમ્ના" એમ "મ" ને "ન" જોડી દઇ ખોટી જોડણી કીધેલી છે. તેથી એક શ્રુતિ ઓછી થાય છે. ખરો શબ્દ મૂળમાં वेद्मान છે તેથી એ "વએદૅમના" લખવો જોઇએ.

(૫૩) હા. ૩૪. શ્લોક ૮, પંક્તિ ૨, પાદ ૧.

એમાં પણ ભૂલ નં. ૨૦ પ્રમાણે "અઑજ્યાઑ" શબ્દ લખાયેલો છે. તેની જોડણી ખોટી છે. મૂળ શબ્દ ओजीयास् છે તે उज् ધાતુ પરથી ओजस्—અઑજેહ્—થયેલો છે. એનુ આ તુલનાત્મક રૂપ પરથી નામ થયેલું છે. वसु નો वसीयस्, તેમજ આ ओजीयस् છે. એમાં 'જી' ને 'ય' છૂટા રાખવા જોઇએ. એટલે તેમ રાખતાં જ પાદની સાત શ્રુતિ પૂરી થાય. માટે એ શબ્દ "અઑજીયાઑ" લખવો જોઇએ. મૂળ શબ્દ ओजीया નું ૧/૧ નરજાતિ રૂપ ओजीयास्—અઑજીયાઑ—થયેલું છે: The stronger one, વિશેષ બળવાન જન.

(૫૪) હા. ૩૪. શ્લોક ૯, પંક્તિ ૧, પાદ ૧.

એમાં પણ ભૂલ નં. ૬ પ્રમાણે "આર્મઇતીમ્" નહીં પણ "આરમઇતીમ્" જોઇએ.

(૫૫) હા. ૩૪. શ્લોક ૧૦, પંક્તિ ૨, પાદ ૧.

એમાં પણ ઉપર પ્રમાણે "આરમઇતીમ્" જોઇએ. આ 'ર' પૂર્ણ શ્રુતિ લખ્યા બોલ્યા વગર છંદમાં એક શ્રુતિ ઘટે છે.

(૫૬) હા. ૩૪. શ્લોક ૧૧, પંક્તિ ૨, પાદ ૨.

એમાં પણ ઉપર પ્રમાણે "આર્મઇતિશ્" નહીં પણ "આરમઇતિશ્" જોઇએ.

(૫૭) હા. ૩૪. શ્લોક ૧૪, પંક્તિ ૬, પાદ ૧.

એમાં ભૂલ નં. ૨ પ્રમાણે "વઇરીમ્" લખાયેલો છે તે ખોટો છે. મૂળ શબ્દ **વર્યમ્** છે તે પ્રમાણે એ "વઇર્યમ્" લખવો જોઇએ. એમ લખીએ તો જ "વઇ–રિ–યમ્" કરી તેની ત્રણ શ્રુતિ કરતાં પાદની સાત શ્રુતિ પૂરી થાય.

## સ્વરભારનાં ખોટાં ચિહ્નવાળા શબ્દો

"ગાથા"ની મૂળ પ્રાગ્વૈદિક ભાષાની લિપિ ગમે તે હો, પણ તેના અક્ષરો તો ઋગ્વેદ સંહિતા આજ સુધી અનેક લિપિમાંથી ઊતરી આવીને છેવટની દેવનાગરી લિપિમાં જેમ છેવટની લખાઇ છે તેવાજ ઉચ્ચારના મોટે ભાગે હોવા જોઇએ. એ ભાષામાંના અક્ષરોને ઉદાત્ત વગેરે સ્વરભારો લગાડાતા હતા, એટલે તેને ખરી રીતે ઉચ્ચારતાં, મેં મારા "ગાથા"ની ભાષા અને "અહુનવઇતિ" ગાથાનો છંદ" એ વિષય પરના લેખમાં સેંકડો ઉદાહરણોથી બતાવી આપ્યું છે તેમ, જુદા જુદા સ્વરો અક્ષરોની આગળ પાછળ લગાડાતા, અથવા ખુદ અલ્પપ્રાણ વર્ણોને મહાપ્રાણ કરીને એવી અનેક નિયમસરની વિધિથી કંઇ કંઇ બદલી નાખવામાં આવતા હતા. હવે આ ભુલાઇ ગયેલા સ્વરભારોનું સંશોધન થઈ શક્યું છે ત્યારે "ગાથા"નો પાઠ છેવટનો જે રીતે જર્મન વિદ્વાન ગૅલ્ડનરે ચૂંટીને આપ્યો છે તેમાં ઉપલા સ્વરભારની સ્પષ્ટ સમજણ વગર કોઇક કોઇક ઠેકાણે સ્વરભારનાં ચિહ્નો યથાર્થ મુકાયેલાં નથી, તે આ સ્વરભારની કસોટીથી હું જોઇ શક્યો છું. દાખલા તરીકે "વહ્ઁઉશ" શબ્દની જોડણી અહીં લખુ છું તેમજ એકધારી બીજા લાંબા "ઍ" સાથે તમામ શબ્દોમાં કીધેલી છે તે ચુકત નથી. "વહ્ઁઉશ્" લખીએ તો એ મૂળ શબ્દ **વસોસ્** નો "ગાથા"માંનો ઉચ્ચાર છે, એમાં "વ" ઉદાત્ત છે. અને તેની પાછળ **સ્** (જેનો ઉચ્ચાર અસલ સૂરતી પોચા "હ"–"હારું લાગે છે" એમાંના ઉષ્માક્ષર "હ" જેવો છે તે) હોવાથી "વ" પછી "હ્" મુકાયો અને ઉકારાન્ત નામની છઠ્ઠી એકવચનનો પ્રત્યય **ओस्** નો "ઍઉશ" કીધો છે. કેમકે "ઓસ્" જે મૂળમાં અનુદાત્ત છે તેને સ્વરિત કીધેલો છે. હવે આ સ્વરિત બનેલા **ओस्**ને જ "ઍઉશ્" લખી–બોલી શકાય. પણ જો **वसोम्** શબ્દ પછીના શબ્દની પહેલી શ્રુતિ ઉદાત્ત હોય તો પછી **सोस्** સ્વરિત બની શકતો નથી ને તે અનુદાત્તજ

રહે છે. એવા સંજોગોમાં આ ઓસ્નો "અૅઉશ્" લખાય, તો "અૅ" ટૂંકો જ લખવો પડે. હા. ૩૪-૭ માં "ઉર્વૅઉરૂ" શબ્દ કોઈને સમજાયો નથી તે મૂળ ઉરુઃ છે. એમાં છેલ્લો रु ઉદાત્ત છે અને આગલા ઉरु બન્ને અનુદાત્ત છે. આ શબ્દ કોઈને નહીં સમજાયાથી એનું જૂનું રૂપ, ટૂંકા "અૅઉ" સાથેનું રૂપ ગાથાના પાઠમાં જેમનું તેમ રહેલું છે. બાકી જાણે "અૅઉ" આવ્યો, એટલે બધે જ તે "અૅઉ" લાંબા "અૅ" સાથે જ લખવો જોઈએ, એમ જાણી ગાથાના લહીયાઓએ મૂળના "અૅઉશ્"ના પણ "અૅઉશ્" કરી નાખેલા છે. એ જ પ્રમાણે બીજા શબ્દોમાં 'એ'ના "એ" પણ કીધેલા છે. મને મળી આવ્યા છે તેવા આ ખોટાં ચિહ્નવાળા શબ્દો હું નીચે આપું છું અને તે શા માટે ખોટા છે તેનાં કારણો પણ ત્યાં આપું છું. એટલે આ બધું સ્પષ્ટ થશે. બધા મળીને એવા ૪૦ શબ્દો મને મળી આવ્યા છે. તે નીચે પ્રમાણે છે.

(૧) "અહુનવર"ના કલામમાં: પંક્તિ ૨, પાદ ૧.

એમાં "વહૂહૅઉશ્"નું સ્વભારનું ચિહ્ન ખોટું છે. મૂળ શબ્દ वसोः दक्षा मनसस् છે. એમાં चक्षस् નો અસલ "ચઝ્દસ્" હતો, તેમ "વોહૂમનો" दक्षस् કહેવાતો-Upright-ન્યાયપરાયણ-એનો "દઝ્દસ્" થયેલો હતો. તે પરથી ન્યાયપરાયણતા-दक्ष એમ "દઝ્દ" રૂપ થઈને તેને ૩/૧ નો પ્રત્યય "આ" લગાડી "દઝ્દા" કીધેલો છે. હવે એ શબ્દમાં "દ" ઉદાત્ત છે, તેથી તેની પૂર્વની શ્રુતિ અનુદાત્ત જોઈએ જ. એટલે वसोस् તે ટૂંકા "અૅઉશ્" સાથે જ લખાવો જોઈએ. ખરી જોડણી અહીં "વહૂહૅઉશ્ જ" થાય છે. અહીં લાંબો "અૅ" નહીં લખી શકાય. એ જ પંક્તિના બીજા પાદમાં "અહૂહૅઉશ્" એમ લાંબા "અૅ" સાથે લખાયેલો તે બરાબર છે કેમકે તેની પછીના શબ્દ "મઝ્દાઈ"માં "મઝ્" અનુદાત્ત છે. असोस् मेधायै. અભ્યાસીઓ જોશે કે અહીં मे અનુદાત્ત હોવાથી તેની પૂર્વેનો ओस् જે મૂળમાં અનુદાત્ત હતો તે સ્વરિત બન્યો છે.

(૨) હા. ૨૯. શ્લોક ૧, પંક્તિ ૨, પાદ ૧.

એમાં "અએૅષૅમો" એમ ચોથા લાંબા "એૅ" સાથે શબ્દ લખાયેલો છે તે યુક્ત નથી. મૂળ શબ્દ इष्मस् છે, તેની બન્ને શ્રુતિઓ અનુદાત્ત છે. હ્રસ્વ "ઇ"નો "અએ" એમ ત્રીજા "એ" સાથેનો જ ઉચ્ચાર થઈ શકે. "અએૅ" લખાય તો મૂળ શબ્દ एष्मस् થાય, કેમકે ए એ અનુદાત્ત હોય તો જ તેનો "અએૅ" લખાય છે. દાખલા તરીકે देवा; એમાં दे અનુદાત્ત છે તે બતાવવા એમાં લાંબો ચોથો ખરો "એૅ" એમનો એમ રહેવા દઈ એમાંના 'દ' વ્યંજનમાં 'અ' સ્વર ઉમેરી 'દ' કરવામાં આવે છે. અને પછી એ શબ્દ દએૅવા" એમ લખાય-બોલાય, એટલે નિયમ સમજે તે તુરત આ "દએૅ" તે दे અનુદાત્ત છે એમ જાણી જાય એટલે અહીં તો "ઇ" છે તેનો અનુદાત્ત બતાવવા "અએ" એમ ત્રીજા "એ" સાથે જ લખાય.

(૩) હા. ૨૯. શ્લોક ૨, પંક્તિ ૩, પાદ ૨.

એમાં પણ ઉપરનો શબ્દ "અએૅષૅમૅમ્" છે તે ઉપર જણાવેલાં કારણોને લીધે "અએષૅમૅમ્" લખવો જોઈએ.

(૪) હા. ૨૯. શ્લોક ૫, પંક્તિ ૨, પાદ ૧.

એમાં પહેલો શબ્દ 'મેં' છે તે સંબંધક (Possessive) સર્વનામ છે ને ઉદાત્ત છે તેથી એ બીજા લાંબા "એઁ" સાથે જ લખવો જોઇએ ને ગૅલ્ડનરે પણ એમ જ લખ્યો છે. મે પુરુષવાચક સર્વનામનો પૃષ્ઠાક્ષર છે તે અનુદાત્ત છે ને તે પ્રારંભમાં મૂકી શકાય નહીં. વૈદિક સંસ્કૃતમાં આ સંબંધી સર્વનામો પણ વપરાય છે, પણ તેમાં ઉદાત્ત શ્રુતિ હોય છે એ ધ્યાનમાં રાખવા જેવું છે. તેથી કોઇક વિદ્વાનો આ સંબંધી સર્વનામને "મેં" લખે છે તે યુક્ત નથી. તે તો અનુદાત્ત છે ને પંક્તિના આરંભમાં તે લખી શકાતો નથી.

(૫) હા. ૨૯. શ્લોક ૫, પંક્તિ ૨, પાદ ૨.

એમાં "ફ્રૅરસાખ્યો" શબ્દ છે તેનો મૂળ શબ્દ पर्याम्यस् = for deliverance; મુક્તિ યા ઉદ્ધારણને માટે એમ ૪/૩ નારીજાતિમાં છે. प ઉદાત્ત છે. તેથી તેનો "ફ્રૅ" કીધેલો છે, તે બરાબર છે. પણ પછીનો 'ર' તો વ્યંજન છે તેથી તે "રૅ" લખાવો જોઇએ. નહીં તો પાદમાં એક શ્રુતિ વધી પડે. એવો જ બીજો શબ્દ दम्नोत છે તેને એ જ નિયમ પ્રમાણે "દૅમૅનઑતા" બરાબર લખેલો છે, (હા. ૩૨. ૫) તેથી એ શબ્દ શુદ્ધ કરીને "ફ્રૅરૅસાખ્યો" લખવો જોઇએ. કેટલીક પ્રતોમાં એ જ જોડણી છે.

(૬) હા. ૨૯, શ્લોક ૭, પંક્તિ ૩, પાદ ૨.

એમાં "અૅઅૅઆવા" શબ્દ છે, તે શબ્દ અર્થ પ્રમાણે પણ अवा છે એમાં 'અ' ઉદાત્ત છે તેથી તેનો "આ" કીધેલો જ છે અને એનો અર્થ graces મહેર કૃપા, બરાબર છે. એ "આ"ની પૂર્વે બીજો કોઇ સ્વર મૂકવાની જરૂર નથી. કોઇએ કંઇ ભૂલથી યા કંઇ નિશાનીરૂપે લેખમાં આ "અૅઅૅ" લખેલા હશે તે આ શબ્દ સાથે ભળી ગયેલા છે. બહુ પ્રતોમાં આ "અૅ. અૅ" એમ તદ્દન છૂટા પણ લખેલા છે એટલે એમાં કંઇ ગોટાળો જ છે. તેથી એ બન્ને અક્ષરો "અૅ અૅ" કાઢી નાખવા જોઇએ. એ વગર પાદની નવ શ્રુતિ પૂરેપૂરી છે જ, એટલે બીજા કોઇ શબ્દનું કે વધારાની શ્રુતિનું કામ નથી.

(૭) હા. ૨૮. શ્લોક ૧, પંક્તિ ૨, પાદ ૩.

એમાં પણ ભૂલ નં. ૧ પ્રમાણે "વહૂહૅઉશ્" લખ્યો છે. તેમાં "હૅઉ" બીજો લાંબો "એઁ" લખ્યો છે તે ખોટો છે. वसोस् क्रतुम् मनसस् એ મૂળ પાઠ છે. क्रतुम् માંનો क ઉદાત્ત છે તેથી નિયમ પ્રમાણે અલ્પપ્રાણ क્રનો ख કરવામાં આવેલો છે. એમ છે તેથી એ "ખ્ર"ની પૂર્વેની શ્રુતિ અનુદાત્ત હોવી જોઇએ અને તે સ્વરિત કરી શકાય નહીં. તેથી એ શબ્દની જોડણી "વહ્રૂહૅઉશ્" એમ ટૂંકા "હૅઉ" સાથે કરવી જોઇએ. સ્વરભારની પૂરી સમજણથી આવી લેખનની ક્ષતિ ત્રૂટિઓ ટાળી શકાય છે.

(૮) હા. ૨૮. શ્લોક ૮, પંક્તિ ૩, પાદ ૨.

એમાં પણ ઉપર મુજબ "વહૂહૅઉશ્" એમ લાંબા "હૅ" સાથે લખ્યું છે તે ખોટું છે. वसोत् मनसस् એમાં બીજા શબ્દ मनसस् માં "મ" ઉદાત્ત છે તેથી

તેની પૂર્વેની શ્રુતિ સ્વરિત આવી શકે નહીં. "મનઙ્હો"ની પૂર્વે "વઙ્હુઉશ્"જ આવી શકે. માટે એની જોડણી બદલીને ટૂંકો "અ" લખવો જોઇએ.

(૯) હા. ૨૮. શ્લોક ૧૧, પંક્તિ ૩, પાદ ૧.

એમાં પણ ભૂલ નં. ૬ પ્રમાણે "આઓંઙ્હા"ની પૂર્વે "અઁઅ" એવાં સ્વભારનાં ચિહ્નો છે તે ખોટાં છે તે ઉપર જણાવ્યું છે તેમ કોઈ ભ્રમથી તે અહીં ઘૂસી જવા પામ્યાં છે. મૂળ શબ્દ आसा = મુખ દ્વારા છે તેમાં आ ઉદાત્ત છે તેથી તેનો "આઓંઙ્" કીધેલો જ છે એટલે પછી બીજો કોઇ સ્વરભારનાં ચિહ્નોની જરૂર નથી. તેથી આ "અઁઅ" કાઢી નાખવા જોઇએ. હા. ૩૧–૩ માં એ જ શબ્દ "અઁઅ" વગર છે, એટલે આ "અઁઅ" ભૂલમાં જ ઘૂસેલો છે.

(૧૦) હા. ૩૦ શ્લોક ૧, પંક્તિ ૨, પાદ ૨.

એમાં પણ ભૂલ નં. ૮ માં જણાવ્યું છે તેમ "વઙ્હુઉશ્" ને બદલે ખોટી રીતે "વઙ્હુઁઉશ્" લખાયેલું છે અને "હુઁઉ" ને સ્વરિત કીધેલો છે. પાછળ "મનઙ્હો"નો "મ" ઉદાત્ત છે, તેથી તેની પૂર્વેની શ્રુતિનો "હુઁઉશ્" એમ અનુદાત્ત જ રહેવો જોઇએ.

(૧૧) હા. ૩૦. શ્લોક ૬, પંક્તિ ૩, પાદ ૧.

એમાં ભૂલ નં. ૨ પ્રમાણે "અએંષૅમૅમ્" નહીં પણ "અએષૅમૅમ્" લખવો જોઇએ કેમકે પહેલા ઉદાત્ત પછી આ इष्मम् ની પહેલી શ્રુતિ જે અનુદાત્ત છે તે સ્વરિત થઇ છે, કેમકે પાછળ मम् અનુદાત્ત છે.

(૧૨) હા. ૩૦. શ્લોક ૮, પંક્તિ ૧, પાદ ૨.

એમાં "કઐના" એમ ચોથા લાંબા "ઐ" સાથે લખાયો છે તે ખોટો છે. મૂળ શબ્દ केना નથી પણ क्रिणा એટલે stern-heartedness, absolute restraint against anything દૃઢસંયમથી, કઠોરતાથી, વજ્રહૃદયતાથી છે. એમાં कि અનુદાત્ત છે તેથી તેનો "કએ" એમ ત્રીજો ટૂંકો "એ" લખાવો જોઇએ, જે અવેસ્તામાં "યજ્‌મઇદે"માં છેવટના "દે"માં લખાય છે. "ઇ" અનુદાત્ત શબ્દના આરંભમાં આવે અને તેની પછી ઉદાત્ત શ્રુતિ આવે તો તે "ઇ"નો "અએ" થવો જોઇએ. "અએ" તો "એ" ए અનુદાત્તનો જ થાય છે. देवा- દએવા. માટે એ શબ્દ "કએના" એમ ત્રીજા "એ" સાથે લખવો જોઇએ.

(૧૩) હા. ૩૦. શ્લોક ૯, પંક્તિ ૧, પાદ ૨.

એમાં પણ ભૂલ નં. ૫ પ્રમાણે "ફ્રૅરષૅમ્" શબ્દ ખોટા ચિહ્નથી લખાયેલો છે. એ શબ્દ મૂળમાં षम् = Deliverance, મુક્તિ છે. એમાંનો "ર્" વ્યંજન છે તેથી તે "ઇ" લખાવો જોઇએ, 'ર' નહીં. વળી એક વસ્તુ પર પણ હું અહીં અભ્યાસીઓનું ધ્યાન ખેંચું છું કે છેવટની શ્રુતિ षम् ને "ષૅમ્" એમ બીજા લાંબા "અઁ" સાથે લખી છે તે તદ્દન બરાબર છે, કેમકે એની પછીના શબ્દ "કૅરૅનાઉન્"માંનો "-કૅર"–कृ અનુદાત્ત છે તેથી षम्નો "ષૅમ્"

નહીં પણ "ષૅમ્" કીધેલો છે, તે યથાર્થ છે. આવા કેટલાક શબ્દોમાં સ્વરભારની મૂળ શુદ્ધિ કાયમ રહેલી છે, તો બીજી ભૂલો પકડાઇ આવે છે. માટે આ શબ્દ "ફ્રૅરષૅમ્" લખવો જોઇએ.

(૧૪) હા. ૩૦. શ્લોક ૧૦, પંક્તિ ૨, પાદ ૨.

એમાં પણ ભૂલ નં. ૮ પ્રમાણે "વહૂહૅઉશ્" નહીં પણ "વહૂહૅઉશ્" લખવો જોઇએ કેમકે પાછળ "મનહ્હો"નો 'મ' ઉદાત્ત છે.

(૧૫) હા. ૩૧. શ્લોક ૮, પંક્તિ ૨, પાદ ૧.

એમાં વહૂહૅઉશ્"માં લાંબો 'ઍ' છે તે ખોટો છે. કેમકે પાછળના "પાત્રૅમ્" શબ્દમાં "પા" ઉદાત્ત છે તેથી આ "વહૂહૅઉશ્" જોઇએ.

(૧૬) હા. ૩૧. શ્લોક ૯, પંક્તિ ૨, પાદ ૧.

એમાં પણ ઉપર પ્રમાણે "મન્યૅઉશ્" કરીને બીજા લાંબા "ઍ" સાથે આ શબ્દ લખાયેલો છે તે ખોટો છે. એની પાછળ "મઝ્દા અહુરા" સંબોધન વિભક્તિમાં છે. તે મેધા असुर એમ मे ઉદાત્ત સાથે લખાય તેથી "मे" ની પૂર્વેની શ્રુતિ અનુદાત્ત જોઇએ, એટલે "મન્યૅઉશ્" લખવો જોઇએ.

(૧૭) હા. ૩૧. શ્લોક ૧૦, પક્તિ ૨, પાદ ૨.

એમાં પણ ઉપર પ્રમાણે "વહૂહૅઉશ્" એમ બીજા લાંબા "ઍ" સાથે લખાયેલો છે તે યુક્ત છે એની પાછળ ईर्प्संर्यम् = "ઇફ્રૂષૅન્ગ્રૅહૅમ્" છે તેનો ष्यं ઉદાત્ત છે, તેથી તેની પૂર્વેની શ્રુતિ ई અનુદાત્ત જ જોઇએ. તેથી એ શબ્દ "વહૂહૅઉશ્" છે તે યુક્ત છે. પાઠમાં "ઇ" લુપ્ત થઇને ફ્રૂષૅન્ગૃહીમ્" છે તેથી ગોટાળો થાય છે.

(૧૮) હા. ૩૧. શ્લોક ૧૪, પક્તિ ૧, પાદ ૨.

એમા "જૅન્ગૃહતી–ચા" શબ્દ છે તેના સ્વરભારની જોડણી ખોટી છે ને 'હુ' પછીનો 'ઇ' નીકળી ગયેલો છે. "હ" સ્વરિત છે તેથી તે 'હઇ' થયો જ જોઇએ, એવા બધા શબ્દોની આ 'ઇ' સાથે જ જોડણી થયેલી છે. જુઓ જેકસન વ્યા. § ૬૫૮. માટે શુદ્ધ શબ્દ "જૅન્ગૃહઇતી" જોઇએ.

(૧૯) હા. ૩૨. શ્લોક ૪, પક્તિ ૨, પાદ ૨.

એમાં ભૂલ નં. ૮ પ્રમાણે "વહૂહૅઉશ્" નહીં પણ "વહૂહૅઉશ્" એમ ટૂંકા "ઍ" સાથે જોઇએ. એની પછીના શબ્દ "સીઋ્યમના" છે. તે મૂળમાં सिर्ष्यमान છે અને તેની પહેલી શ્રુતિ सि ઉદાત્ત છે. તેથી તેની પૂર્વે અનુદાત્ત શ્રુતિ જ આવવી જોઇએ.

(૨૦) હા. ૩૨. શ્લોક ૪, પંક્તિ ૩, પાદ ૨.

એમાં પ્રથમ શબ્દ "ખ્રતૅઉશ" એમ બીજા લાંબા "ઍ" સાથે લખ્યો છે તે યુક્ત નથી. એની પાછળનો શબ્દ नश्यन्तो છે, તેની પહેલી શ્રુતિ 'ન'

ઉદાત્ત છે તેથી તેની પૂર્વેની શ્રુતિ સ્વરિત આવી શકે નહીં. "ખર્તૅઉશ્" એ क्रतोस् છે, તેનો 'ક' ઉદાત્ત છે તેથી તે "ખ" થયેલો છે પણ तोस् ની પછીની શ્રુતિ ઉદાત્ત રાખેલી છે એટલે तोस् અનુદાત્ત જ રહે છે, તેથી એ શબ્દને "ખર્તૅઉશ્" એમ પહેલાં ટૂંકા "ઍ" સાથે લખવો જોઇએ. "ઍૅઉશ્" લખતાં તે સ્વરિત બેની જાય.

(૨૧) હા. ૩૨. શ્લોક ૭, પંક્તિ ૨, પાદ ૨.

એમાં "ખ્વઍૅના" ચોથા લાંબા "ઍૅ" સાથે છે તે યુક્ત નથી. ઉપર ભૂલ નં. ૧૨ માં બતાવ્યા પ્રમાણે એ "ખ્વએના" લખાવો જોઇએ. મૂળ શબ્દ स्विना છે તેમાં स्वि અનુદાત્ત છે તેથી એ અનુદાત્ત 'ઇ'નો "અએ" એમ ત્રીજો "એ" લખવો જોઇએ. ह्म्मस् માં પણ ઉપર ભૂલ નં. ૨ માં "અએ"જ થાય. "અઍૅ" લખીએ તો મૂળ શ્રુતિ "એ"-ए-અનુદાત્ત હોવી જોઇએ. માટે સ્વરભારના બધા નિયમ તપાસતાં આ "ખ્વઍૅના" કરીને લખીએ તો ગોટાળો થાય, અને મૂળ શબ્દ स्वेना થઇ જાય.

(૨૨) હા. ૩૨. શ્લોક ૯, પંક્તિ ૧, પાદ ૨.

એમાં પણ "જીવાર્તૅઉશ્" શબ્દ બીજા લાંબા "ઍૅ" સાથે લખેલો છે તે યુક્ત નથી. એ માટે આ લેખના ત્રીજા વિભાગમાં (ખોટા જોડાક્ષરવાળા શબ્દોમાં) ભૂલ નં. ૪૨ માં હું બતાવી આવ્યો છું તેમ એ શબ્દની પછી "સઁન્ગ્હનાઇશ્" -शंसंनैः-છે તેની પહેલી શ્રુતિ "शं" ઉદાત્ત છે એટલે આ "જીવાર્તૅઉશ્"માં "વા" શ્રુતિ ઉદાત્ત છે, તેથી "સઁન્ગ્હ"ની ઉદાત્ત શ્રુતિની પૂર્વે અનુદાત્ત જ રાખવો પડે. એટલે "જીવાર્તૅઉશ્" એમ પહેલા ટૂંકા "ઍ" સાથે "તૅ" લખવો જોઇએ.

(૨૩) હા. ૩૨. શ્લોક ૯, પંક્તિ ૨, પાદ ૨.

એમાં પણ "વહ્ર્હૅઉશ્-મનહ્હો" લખ્યું છે, તેમાં "હૅઉશ્"માંનો બીજો લાંબો "ઍૅ" યુક્ત નથી. એ પણ ભૂલ છે. નં. ૮-૧૪ પ્રમાણે "વહ્હૅઉશ્" એમ લખવો જોઇએ.

(૨૪) હા. ૩૨. શ્લોક ૯, પંક્તિ ૩, પાદ ૩.

એમાં છેલ્લો શબ્દ "ગૅરૅજે" ખોટો લખાયેલો છે. જો મૂળ શ્રુતિ ग-गॅर- હોય અને તે ઉદાત્ત હોય તો તેમની તેમ "ગૅરૅ"જ રહે અને એમાંના બન્ને "ઍ" પહેલા ટૂંકા જ "ઍ" લખાય. પણ એનો મૂળ શબ્દ गर्हँ છે તેમાં गर् ઉદાત્ત છે, તેથી તે "હ્વર્ૅ" "વહર્ૅ" "હનર્ૅ" જેવા શબ્દોની માફક "ગર્ૅજે"જ લખાય. "ર્" વ્યંજન છે અને ઉદાત્ત સ્વરભાર. પહેલી શ્રુતિ गर् પર જ છે તેથી એ "ગર્"ને ઉદાત્ત બતાવવા "ગર્ૅ" કરવો પડે. शस्वार्"નો "સખ્વાર્ૅ" એમ એ જ નિયમ પ્રમાણે (હા. ૨૯-૪-૧)માં લાંબા બીજા "ઍૅ" સાથે લખાયેલો છે. માટે

આ શબ્દ "ગર્ઁજે" લખવો જોઇએ. એ જ પ્રમાણે હા. ૨૯–૧ માં "ગૅર્ઁઝ્દા" છે તે "ગર્ઁઝ્દા" લખવો જોઇએ.

(૨૫) હા. ૩૨. શ્લોક ૧૨, પક્તિ ૩, પાદ ૨.

એમાં ગૅલ્ડનરે "ગૅર્‌હ્મા" પાઠ ચૂંટેલો છે તે યુક્ત નથી. ઉપરની ભૂલમાં જણાવ્યા પ્રમાણે એમ કોઇ રીતે લખાય નહીં. એમ લખતાં તો ત્રણ શ્રુતિ થઇ જાય. અને "ગ" આખી શ્રુતિ ગણાય. મૂળ શબ્દ ग्रस्माः = Plunderers, પરગ્રાસકો, ઓહિયાંદાસો, પારકાંનું પચાવી પાડનારા છે. એ ग्रस्माः માં "ગ" "ર"ની સાથે જોડાયેલો છે ને તેની પાછળનો સ્ પણ વ્યંજન હોઇ "મા" સાથે જોડાયેલો છે. એટલે આ ग्र તો ગાથામાં પણ "ગ્ર"જ રહે, પણ એ ઉદાત્ત છે. અને "મા" અનુદાત્ત છે. તેથી "ग्र" પર બીજો લાંબો "ઍ" મૂકવો જોઇએ જેથી એ શ્રુતિ ઉદાત્ત છે તે જણાઇ આવે. વળી ગૅલ્ડનરે આ ખરી જોડણી બીજા પાઠોમાં (K 5, Pt 4, S 1, S 36 વગેરેમાં) "ગ્રૅહ્મા" છે જ તે નોંધેલી છે, એટલે એ જ ખરી જોડણી છે.

(૨૬) હા. ૩૨. શ્લોક ૧૨, પંક્તિ ૩, પાદ ૧.

એમાં "વરતા" શબ્દ પૂર્ણ 'ર' શ્રુતિ તરીકે લખાયેલો છે તે યુક્ત નથી. મૂળ શબ્દ વૃર્તા છે ~~ક્રિયાપદ છે~~, તે બે જ શ્રુતિનો છે. ~~અને "ર" વ્યંજન છે. જો "ર્" વ્યંજન નહીં હોય તો~~ "વરતા" ત્રણ શ્રુતિ થઇ જાય ને તેમ લખતાં પાદમાં સાતને બદલે આઠ શ્રુતિ થાય. તેથી એ શબ્દ શુદ્ધ રીતે "વૅર્તા" જ લખવો જોઇએ. એટલે "ર્" ~~વ્યંજન~~ છે તે તુરત જણાય. ગૅલ્ડનરે બીજી પ્રતોમાં આ "વૅર્તા" જોડણી છે તે નોંધેલું છે ને તે જ જોડણી બરાબર હતી.

(૨૭) હા. ૩૨. શ્લોક ૧૩, પંક્તિ ૧, પાદ ૧.

એમા પણ ભૂલ નં. ૨૫ પ્રમાણે "ગૅર્‌હ્મો" લખેલું છે. તેને બદલે ત્યાં જણાવ્યું છે તેમ "ગ્રહ્મા" લખવું જોઇએ. અનેક જૂની પ્રતોમાં એ પણ એમ જ લખાયેલુ છે.

(૨૮) હા. ૩૨. શ્લોક ૧૩, પંક્તિ ૨, પાદ ૧.

એમાં "મરખ્તારો" શબ્દ છે તે ખોટી રીતે લખાયેલો છે. એમ "મ–ર" આખા લખતાં એક શ્રુતિ પાદમાં વધી જાય છે. મૂળ શબ્દ मृच् ધાતુ પરથી मृक्तृ–मृक्तार् = પીડાકર, નુકસાન–ઇજા પહોંચાડનારી છે, તેનું આ ૧/૩ નું રૂપ છે. એમાં मृ = મૅર્ અનુદાત્ત છે, ને ता ઉદાત્ત છે. તેથી તેની પૂર્વેનો વ્યંજન 'ક્' નો "ખ્" લખવામાં આવ્યો છે, તે બરાબર છે. એ શબ્દની પૂર્વેનો શબ્દ "અરૂહૅઉશ્" છે તેમાં 'અ' ઉદાત્ત ને "હૅઉશ" સ્વરિત કીધેલો છે. તે પરથી પણ "મૅર્" અનુદાત્ત છે તે તુરત જણાય છે એટલે એ શબ્દ "મૅર્ખ્તારો" લખવો જોઇએ. જો 'મૃ' પછવાડે 'ઇ' કે 'ય' શ્રુતિ આવતે તો 'મૃ' ને અનુદાત્ત બતાવવા "મૃઇરિ" કરતે, જેમ એવા ઘણા શબ્દોમાં કીધેલું છે.

(૨૯) હા. ૩૨. શ્લોક ૧૩, પંક્તિ ૨, પાદ ૨.

એમાં "જીગૅરૅજ્ત્" શબ્દ છે તેમાં "ગૅરૅ" જોડણી યુક્ત નથી. મૂળ શબ્દનું गर्ह् ધાતુ પરથી जिगर्हत् રૂપ થયેલું છે. તેમાં ग પૂર્ણ શ્રુતિ છે અને 'ર્' વ્યંજન છે તે "રૅ" લખાવો જોઇએ. એટલે ખરી રીતે શબ્દને "જીગરૅજ્ત્" લખવો જોઇએ.

(૩૦) હા. ૩૨. શ્લોક ૪, પંક્તિ ૧, પાદ ૧.

એમાં પણ ભૂલ નં. ૨૫–૨૭ પ્રમાણે "ગૅરૅહ્મો" શબ્દ છે, તે ખરી રીતે "ગ્રૅહ્મો" જોઇએ.

(૩૧) હા. ૩૩. શ્લોક ૫, પંક્તિ ૨, પાદ ૨.

એમાં પણ ભૂલ નં. ૮–૧૪ વગેરેમાં જણાવ્યા પ્રમાણે "વઙ્‌હૅઉશ્" નહીં, પણ "વઙ્‌હુઉશ્" એમ ટૂંકા "ઍ" સાથે લખવો જોઇએ.

(૩૨) હા. ૩૩. શ્લોક ૫, પંક્તિ ૩, પાદ ૨.

એમાં "ષઍતી" લખાયેલો છે તે યુક્ત નથી. મૂળ શબ્દ क्षेति= governs, rules–રાજ્ય કરે છે, ઇત્યાદિ છે. તેમાં क्षे ઉદાત્ત છે અને તેની પાછળની શ્રુતિમાં "ઇ" ભળેલો છે. તેથી એ નિયમ પ્રમાણે "ષએ" એમ અનુદાત્તની રીતે લખી પછી તેને ઉદાત્ત બતાવવા "ઍ" પછી 'ઇ' મૂકવો જોઇએ. "અઍઇબ્યો" "તઍઇબ્યો" "અપયૅઇતી," વગેરેમાં લખાય છે તેમ ચોથા લાંબા "ઍ" પછી 'ઇ' ઉમેરીને લખવો જોઇએ એટલે એ શબ્દ "ષઍઇતી" લખવો જોઇએ.

(૩૩) હા. ૩૪. શ્લોક ૨, પંક્તિ ૧, પાદ ૨.

એમાં "વર્હૅઉશ્" એમ બીજા લાંબા "ઍ" સાથે લખાયો છે, તે યુક્ત નથી. એની પાછળનો શબ્દ "વીસ્પા"–विश्वा–છે તેની પહેલી શ્રુતિ वि ઉદાત્ત છે એટલે તેની પૂર્વેની શ્રુતિ સ્વરિત બની શકે નહીં. માટે "વર્હૅઉશ્" એમ પહેલા ટૂંકા "ઍ" સાથે જ "હુઉશ્" લખાવો જોઇએ, કેમકે એ અનુદાત્ત જ રાખી શકાય.

(૩૪) હા. ૩૪. શ્લોક ૪, પંક્તિ ૩, પાદ ૨.

એમાં "દૅરૅસ્તા" શબ્દ છે તે મૂળમાં दृष्टा કે द्रष्टा નથી પણ धर्ष्टा = emasculator, *નિર્વીય કરનાર*, *નિર્બળ કરનાર*, એવા અર્થમાં છે. એ માટે એ "દૅરૅસ્તા" લખી શકાય નહીં. પણ એ શબ્દને "દરૅસ્તા" લખવો જોઇએ, એટલે એમાં 'ર્' વ્યંજન છે, તે સ્પષ્ટ થાય છે અને ध નો "દ" બરાબર રહે છે. "દૅરૅ" લખતાં તે "દૃ" થઇ જાય છે ને અર્થમાં ને રૂપમાં ગોટાળો ઊભો કરે છે. અહીં "દરૅસ્તા" ક્રિયાપદ નહીં, પણ નામ છે.

(૩૫) હા. ૩૪. શ્લોક ૬, પંક્તિ ૨, પાદ ૨.

એમાં "અરૃહૅઉશ્" એમ બીજા લાંબા "ઍ" સાથે છે, તે ઉપર ભૂલ ૩૩ માં બતાવ્યા પ્રમાણે પહેલા ટૂંકા "ઍ" સાથે જ લખાવો જોઇએ કેમકે

એની પાછળ પણ વિશ્વા-વિસ્પા-એમ-"વી" ઉદાત્ત શ્રુતિ છે એટલે એ શબ્દ "અહૂર્હૅઉશ્" લખવો જોઈએ.

(૩૬) હા. ૩૪. શ્લોક ૧૦, પંક્તિ ૧, પાદ ૧.

એમાં પણ ભૂલ નં. ૮-૧૪ વગેરે પ્રમાણે "મનહૂહો"ની "મ" શ્રુતિ ઉદાત્ત હોવાથી "વહૂહૅઉશ્"માં બીજો લાંબો "ઍ" લખ્યો છે તે યુક્ત નથી. એ "વહૂહૅઉશ્" એમ ટૂંકા "ઍ" સાથે જ લખવો જોઈએ.

(૩૭) હા. ૩૪. શ્લોક ૧૨, પંક્તિ ૩, પાદ ૨.

એમાં પણ "વહૂહૅઉશ્ ખ્વઍતૅન્ગ્" લખ્યું છે તેમાં "ખ્વઍ"=स्वै છે તે ઉદાત્ત છે તેથી "વહૂહૅઉશ્" એમ ટૂંકા "ઍ" સાથે-"હૅઉશ્" લખવો જોઈએ.

(૩૮) હા. ૩૪. શ્લોક ૧૩, પંક્તિ ૨, પાદ ૨.

એમાં કેટલાક "હુકૅરૅતા" શબ્દ લે છે, તે सुकृत છે. પણ તેનો અર્થ જુદો છે. એ તો सुकर्तृ છે તેનો ગાથામાં "હુકરૅતર"-દાતરની માફક થાય. આ તેનું ૧/૧ નું રૂપ છે. અને ક્રિયાપદ "ઉર્વાક્ષત્" પણ એકવચનમાં છે તેથી શુદ્ધ શબ્દ सुकर्ता છે ને તેનો અર્થ Pious સુકર્મી, પવિત્રજન છે. તેથી એ શબ્દ "હુકરૅતા" લખવો જોઈએ. ગૅલ્ડનરે એ જ ખરો શબ્દ "હુકરૅતા" લીધેલો છે.

(૩૯) હા. ૩૪. શ્લોક ૧૪, પંક્તિ ૩, પાદ ૨.

એમાં "ખ્રતૅઉશ્" એમ બીજા લાંબા "ઍ" સાથે શબ્દ લખાયેલો છે, પણ એની પાછળ "અષા" છે, તેની પહેલી શ્રુતિ "અ" ઉદાત્ત છે. તેથી તેની પૂર્વેની શ્રુતિ અનુદાત્ત જોઈએ, સ્વરિત નહીં. માટે આ શબ્દ ટૂંકા "ઍ" સાથે "ખ્રતૅઉશ્" લખવો જોઈએ.

(૪૦) હા. ૩૪. શ્લોક ૧૫, પંક્તિ ૩, પાદ ૨.

એમાં "ફ્રૅરષૅમ્" શબ્દની જોડણી બરાબર નથી. મૂળ શબ્દ पर्षम् છે તે ભૂલ નં. ૧૩ માં જણાવેલું છે. વળી એની પછીનો શબ્દ "વસ્ના" છે તેમાં "વ" અનુદાત્ત છે. એટલે "ષૅમ્" સ્વરિત કીધેલો છે તે બરાબર છે પણ ખરો શબ્દ "ફ્રૅરષૅમ્" લખાવો જોઈએ. पर् ઉદાત્ત છે. તેનો ફ્ર્-ફ્રૅ-થાય.

આ પ્રમાણે સ્વરભારનું ચોક્કસ જ્ઞાન થયાથી જોડણીમાં જે જે ભૂલ સ્પષ્ટ દેખાઈ છે તે ઉદાહરણથી ને સ્વરભારના નિયમોનો જે મોટો લેખ મેં જુદો લખ્યો છે તેમાં જણાવ્યા પ્રમાણે આ લેખમા બધું સમજાવીને બતાવાયું છે. "ગાથા"ના પવિત્ર મંત્રોની શુદ્ધિ થવી જ ને રહેવી જ જોઈએ.

## બગડેલા શબ્દો.

હવે આ છેલ્લા પાચમા વિભાગમાં "અહુનવઇતિ" ગાથામાંના બગડેલા, ખોટી રીતે લખાયેલા, શુદ્ધ પાઠ કોઈક પ્રતમાં હોવા છતાં બીજી પ્રતોમાંના અશુદ્ધ પાઠ ચૂંટેલા, કેટલાંક ખરાં રૂપોના ધાતુ નહીં સમજાયાથી યા મળ્યાથી

તેને બદલે બીજા જ સૂચવેલા, આદિ, શબ્દોને લઇએ, અને તેનાં ખરાં રૂપ આપીએ. આ વર્ગમાં સૌથી વધારે એટલે ૭૩ શબ્દો નીચે પ્રમાણે છે.

(૧) "અહુનવર"ના કલામમાં : પંક્તિ ૨, પાદ ૨.

એમાં "ખ્યઑથનનાંમ્" શબ્દ છે. તેમાંનો પૂર્ણ "થ" યુક્ત નથી. આ શબ્દની આ પૂર્ણ "થ" સાથેની જોડણી આખા "ગાથા" ગ્રંથમાં છે. પણ આ "થ" મૂળ શબ્દમાં "ત્" વ્યંજન જ છે, અને તે "ન" સાથે જોડાયેલો છે : च्यौत्ना. એમાં च्यौ અનુદાત્ત છે. તેથી સ્વરભાર વિષેના નિયમોમાં મેં બતાવ્યું છે તેમ એ च्य નો "ખ્ય" થાય છે. અને औ નો "અઑ" થાય છે. એ પછીની શ્રુતિ त्न ઉદાત્ત છે તેથી અલ્પપ્રાણ "ત્" નો નિયમ પ્રમાણે "થ્" કરાય છે. એટલે તેનો "થ્ન" થાય છે. વૈદિક ભાષામાં પણ ઘણી વેળા 'ન'ની પૂર્વે વ્યંજન જોડાયેલો હોય તો તેમાં 'અ' ઉમેરીને બોલાતો હતો ग्ना = સ્ત્રી, એ "ગના" બોલાતો અને અવેસ્તામાં પણ એ "ગૅના"જ બોલાય–લખાય છે. વ્યંજન જો શબ્દાંગમાંનો હોય તો તેમાં "અૅ" ટૂંકો હંમેશાં "ગાથા"ની ભાષામાં ઉમેરાય છે. પણ પદની શ્રુતિગણનામાં તો તે વ્યંજન તરીકે જ લેખાય છે, ને તે પૂર્ણ શ્રુતિ તરીકે ગણવામાં આવતો નથી. બહુ ભાગે ગાથાના પાઠમાં તો આવા વ્યંજનોને સ્વરભાર પ્રમાણે "અૅ" કે "અૅ" ઉમેરીને જ લખાય–બોલાય છે, પણ ગાથામાં કેટલેક ઠેકાણે "અૅ" ને બદલે "અ" સ્વર ઉમેરાયેલો મળે છે તે ભૂલથી હોય એમ લાગે છે. च्यौत्ना ખ્યઑથના, मर्कच-મરકઍ–ચા, पर्षम्-ફ્રૅરસૅમ્, कल्पोताश्च-કરપોતાઑસ્ચા, વગેરે. આ "ખ્યઑથૅના" એમ "થ" ને ટૂંકા "અૅ" સાથે લખવો જોઇએ, તો જ આ શબ્દની બે જ શ્રુતિ બરાબર રહે ને ગણાય. માટે "ગાથા"માં બધે જ આ "ખ્યઑથૅના" કરીને જ શબ્દ લખવો–બોલવો જોઇએ. "ન્" સાથે જોડાયેલો 'ર્' પણ એમ જ "રૅ" કરીને લખાયેલો છે. साकुर्णम्-હાકુરૅનૅમ્. વેદકાળમાં એવા વ્યંજનો જે ચોક્કસ જ પ્રસંગમાં "અ" ઉમેરાઇને પૂર્ણ શ્રુતિ તરીકે લખાતા–બોલાતા તે તો પાદમાંની ખૂટતી શ્રુતિ પૂરી કરવા માટે હતા અને તેને "સ્વરભક્તિ" કહેવામાં આવતી. આ વાત અભ્યાસીઓની ગૂંચવણ ટાળવા માટે અહીં નોંધી છે.

(૨) "અહુનવર"નો કલામ : પંક્તિ ૩, પાદ ૨.

એમાં ગૅલ્ડનરે લીધેલો "દ્રિગુબ્યો" પાઠ ખરો છે. મૂળ શબ્દ પણ भिगु જ છે. ગૅલ્ડનરે બીજી પ્રતોમાંના જુદા જુદા પાઠમાં એક પાઠ "દ્રૅગુબ્યો" કરીને લીધો છે, ને કેટલાક વિદ્વાન આ "દ્રૅગુબ્યો" પાઠ લે છે, તે ખોટો છે. "દ્રૅગુબ્યો" લેતાં તો તેનો અર્થ "અજ્ઞાન બકવાદીઓ માટે" એમ થાય ને તે તો અનર્થ જ થાય. "દ્રિગુબ્યો" એટલે તો "સંયમી જનો માટે" જે લોકો પોતાના વિકારો પર પૂરો કાબુ રાખીને પોતાનો ધર્મ યથાર્થ પાળી સત્યને–ઋતને–અષને પંથે જાય, તે વેદકાળમાં "ભિગુઓ" કહેવાતા હતા.

(૩) "યાનીમ્ મનો"માં ૩ જી પંક્તિ.

એમાં "ગૅઉરૂવાઇન્" પાઠ છે, તે બરાબર નથી. એ શબ્દનો ધાતુ गुर् કે गुर्व છે અને તેનો અર્થ ઊંચે ચઢાવવું–to raise in esteem–છે. એનાં રૂપો गोरयते જેવાં નોંધાયેલાં છે. આ गुर्व નું અપૂર્ણભૂતકાળ, ઇચ્છાર્થક (*optative*)–પરસ્મૈપદ ૩/૩ નું રૂપ गोर्वयन् થાય છે. એમાં गोर् ઉદાત્ત હોવાથી તેનો

"ગૅઉર્" કીધેલો છે. ગૅઉર્વાઇન્" જેવું કોઇ રૂપ થાય નહીં. ખરૂં રૂપ "ગૅઉર્વયૅન્" છે ને તે જ લખવું જોઇએ.

(૪) હા. ૨૯. શ્લોક ૧, પંક્તિ ૨, પાદ ૨.

એમાં "દ્દૅરૅશ્-ચા" શબ્દ છે, તે બગડેલો છે. આ પાદમાં "તૅવિશ્"-त्विष्-શબ્દની તો એક જ શ્રુતિ છે એટલે એક શ્રુતિ પણ ઘટે છે. "દ્દૅરૅશ્" એટલે "धृष्" તો ધાતુ છે તે એમ જ મુકાય નહીં. એ પરથી નામ घर्ष થાય છે. તેનું ૧/૧ घर्षस् થાય છે. એટલે આ શબ્દ ખરી રીતે "દ્દૅરૅષશ્-ચા" લખવો જોઇએ. એમ લખતાં પાદની નવ શ્રુતિ પણ બરાબર થાય છે.

(૫) હા. ૨૯. શ્લોક ૩, પંક્તિ ૨, પાદ ૨.

એમાં "ષવઇલૅ" શબ્દ છે તે બગડેલો છે એનો ધાતુ "क्ष" કે "ष" પરથી નથી પણ च्यु છે ને તે પરથી च्यवते થયેલો છે. એનો અર્થ "જગાડે, જાગૃત કરે" છે. તેથી એ શબ્દ "ચ્યવઇલૅ" લખવો જોઇએ. ખરી રીતે જોતાં બહારથી આ રૂપ ૩/૧ નું છે. પણ બાર્થોલોમે તેમજ જેકસન એને જૂનુ ૩/૩ નું રૂપ લે છે. જુઓ જેકસન § ૪૫૨. ને § ૫૧૦.

(૬) હા. ૨૯. શ્લોક ૪, પંક્તિ ૧, પાદ ૨.

એમાં "પઇરી-ચિથીત્" એમ બે શબ્દનો સમાસ દેખાડ્યો છે, તે યુક્ત નથી. આ શ્લોકનો ભાવાર્થ આખો જ બરાબર રીતે મૂળથી નહીં સમજાયાથી એના વિચિત્ર અર્થો થયેલા છે. આ શબ્દ એક જ છે. અને એનો મૂળ ધાતુ परिचि= ચોપાસ ઘેરી લેવું-છે. એ પરથી परिचित् તેનું વર્તમાન કૃદંત છે અને તે પર इत् પ્રત્યય "ખચીત, ખરેખર" એવા અર્થમાં લગાડાયેલો છે એટલે એ परिचितित् થયેલો છે. इत् ઉદાત્ત છે. તે "ત"માં ભળતાં તેનો સ્વરભારના નિયમ પ્રમાણે "થીત્" કીધેલો છે. એનો અર્થ "દૂર પૂર્વકાળમા યા ભૂતકાળમાં, યા આગળ" એવો નથી જ. કાગાજીએ એને બે નહીં પણ એક જ બોલ તરીકે લીધેલો છે તે યથાર્થ છે.

(૭) હા. ૨૯. શ્લોક ૪, પંક્તિ ૨, પાદ ૧.

એમાં "મષ્યાઇશ" શબ્દ ચૂંથાયેલો છે. એને માટે "ગાથા"ના શબ્દે શબ્દ પરની ટીકામાં બહુ વિસ્તારથી લખેલું છે તે વાંચવું. આ શબ્દ પહેલવી જમાનામાં ખોટા અર્થમાંથી ઊપજેલો છે. શ્રી જરથુશ્ત્ર સાહેબના જમાનામાં અનેક દેવોની પૂજા કરનારી બ્રાહ્મણજાતિ યાને ક્રિયાકાંડ કરવાવાળાની જાતિને "દેવજાતિ" કહેવામાં આવતી હતી, તેવી જ રીતે ત્યાં "મશક" નામના પ્રાંતના ક્ષત્રીય લોકોની પણ જાતિ હતી, જેમને દેવજાતિના લોકોએ પોતાના કાબુમાં લઇને ઋતથી-અપથી-ઊંધે માર્ગે ચઢાવ્યા હતા. તે "મશકયા" કહેવાતા હતા. અવેસ્તા લિપિમાં તાલવ્ય "શ"ની પાસે "ક" મુકાય તો તે જોડાઇ જઇને બીજા "ષ" જેવો જ દેખાય. લહિયાઓની ઉતાવળથી આ "શ્ક"નો "ષ" થઇ ગયો ને પછી પહેલવી જમાનાની શરૂઆતના ભાગમાં આ ગોટાળો ઊભો થયો, અને "મશ્કયા" ને "મષ્યા" વાંચવા માંડ્યા અને પહેલવી કથામાં માણસજાતના પહેલા પુરુષને "મષ્યો" નામથી કહેતા હતા, એટલે આ "મષ્યા" એટલે

"મનુષ્ય" થઇ ગયો. માણસને માટે "મર્ऽતાનો" "મર્ऽતાબ્યો" मर्त શબ્દ પરથી છેજ અને તેનો અર્થ મર્ત્યજન Mortal–છે જ. "મનુષ્ય" શબ્દ પણ પહેલા "મનુ" પરથી થયેલો છે. અને માણસને લગતા મનુષ્ય, માનવ, માનવી વગેરે શબ્દોમાં "ન" તો છે જ. માટે આ શબ્દ "મશક્યા" (અથવા જો "મશ્કયા હોય તો "મશ–(ક–યા" એમ) ત્રણ શ્રુતિવાળો હોવો જોઇએ અને ગાથામાં બધે એમ "મશક્યા"જ લખવો જોઇએ.

(૮) હા. ૨૯. શ્લોક ૫, પંક્તિ ૩, પાદ ૧.

એમાં અૅરૅજ્ઞ્જ્યોઇ" શબ્દ છે તે બગડેલો છે એક હસ્તપ્રતમાં "અૅરૅઝિ" છે તેજ બરાબર છે. મૂળ શબ્દ ऋषिज्ये (ऋप+इज्ये) છે એટલે જ્ઞ નહીં પણ "ઝિ"જ થાય. માટે આ શબ્દ "અૅરૅઝિજ્યોઇ" લખવો બોલવો જોઇએ.

(૯) હા. ૨૯. શ્લોક ૯, પંક્તિ ૧, પાદ ૧.

એમાં "રઑસ્તા" શબ્દ બગડેલો છે. એનો ધાતુ रु કે रुद् નથી કે रुष् પણ નથી. रुद् ધાતુનાં રૂપોમાં "દ" જરૂર આવે છે તે અહીં નથી. એનો ખરો ધાતુ रुष् છે ને તેનુંજ રૂપ रोष्ट was displeased થાય, માટે એ શબ્દ ખરી રીતે "રઑશ્તા" લખવો જોઇએ.

(૧૦) હા. ૨૯. શ્લોક ૧૧, પંક્તિ ૨, પાદ ૨.

એમાં છેલ્લો શબ્દ "પઇતીજાનતા" એમ પૂર્ણ શ્રુતિ "ન" સાથે છે તે બરાબર નથી. ખરો મૂળ શબ્દ प्रतिजान्त છે, તેનો ધાતુ શબ્દ प्रतिज्ञा છે. એ નવમા વર્ગનો છે. અને એમાં ધાતુના રૂપ પર 'અ' લગાડીને કે 'અ' લગાડ્યા વગર પણ પ્રત્યય લગાડાય છે. એ ક્રિયાપદનું આજ્ઞાર્થ પરસ્મૈપદ ૨/૩નું રૂપ છે. આજ્ઞાર્થની પૂર્વે "આ" ઉપસર્ગ પણ મુકાય છે. એટલે ખરો શબ્દ "આ પઇતીજાન્તા" લખવો જોઇએ, અને તેથી શ્રુતિ પણ નવ પૂરી થાય છે.

(૧૧) હા. ૨૯. શ્લોક ૧૧, પંક્તિ ૩, પાદ ૧.

એમાં "નૂન્યાઑ" એમ લખાયેલું છે, ને બે છૂટા શબ્દોનો સમાસ કીધેલો છે, તેથી અર્થમા પણ ગોટાળો થયેલો છે, એનો અર્થ "હવે અમોને" એમ કીધો છે તે યથાર્થ નથી, અને વાક્યના ઉત્તમ કાવ્યાર્થને તોડી નાખ્યો છે, એ શબ્દ તો અહીં "નૂન્યાઑ" રૂપે ક્રિયાપદ છે. એનો ધાતુ नु કે नू છે. એનો વર્ગ ૨ જો છે. એ ક્રિયાપદનું એ ઇચ્છાર્થક optative પરસ્મૈપદ, ૨/૧ નું રૂપ છે. એટલે ખરો શબ્દ नुन्याम् છે અને તેનો અર્થ Thou wouldst exult or give bliss, તું પરમાનંદ આપશે, એમ છે. માટે એને "નૂન્યાઑ" લખવો જોઇએ.

(૧૨) હા. ૨૮. શ્લોક ૪, પંક્તિ ૩, પાદ ૧.

એમાં "નવા–યા" શબ્દ બગડેલો છે. એ ક્રિયાપદ છે ને नु ધાતુનું સંશયાર્થ આત્મનેપદ ૧/૧ રૂપ છે. એની આગળ પાછળના શબ્દો "ઇસાઇ" અને "શાઇ" પણ એમ જ સંશયાર્થ આત્મનેપદ છે. વૈદિક ભાષામાં એ नवै થાય. માટે ખરો શબ્દ "નવાઇ–યા" જોઇએ.

(૧૩) હા. ૨૮. શ્લોક ૬, પંક્તિ ૩, પાદ ૨.

એમાં "તઉર્‌વયામા" શબ્દ છે. તેમાં "વા"ને બદલે "વયા" લખ્યો છે, તે બરાબર નથી. એ શબ્દ તુર્વ્‌ ધાતુનું સંશયાર્થ, પરસ્મૈપદ ૧/૩ નું રૂપ છે. તે તુર્વામ થાય. વચ્ચે "અય" મૂકી એને પ્રયોજક Causative-કરવાનું કામ નથી. એથી એક શ્રુતિ પણ વધી જાય છે. એટલે એ શબ્દ "તઉર્‌વામા"જ લખવો જોઇએ.

(૧૪) હા. ૩૦. શ્લોક ૧, પંક્તિ ૩, પાદ ૧.

એમાં ગૅલ્ડનરે "અષા" પાઠ લીધેલો છે, તે યુક્ત નથી. બીજી પ્રતોમાં "અષાઇ" પાઠ છે, તે જ બરાબર છે. વાકયના ભાવાર્થ પ્રમાણે એ ચોથી વિભક્તિમાંજ જોઇએઃ "અષ"ને માટે. આ લીટી "હુમાંજ્‌દ્રા" શબ્દને લીધે કોઇને સમજાઇ નથી, તેથી ભૂલ થઇ છે. એ માટે "ગાથા"માંના પ્રત્યેક શબ્દની ટીકા મેં લખી છે ત્યાં જોવું. એટલે આ પાઠ "અષાઇ"જ લેવો જોઇએ.

(૧૫) હા. ૩૦. શ્લોક ૨, પંક્તિ ૧, પાદ ૧.

એમાં ગૅલ્ડનરે ને કાંગાજીએ ને બીજાઓએ "વહિશ્તા" શબ્દ લીધો છે તે યુક્ત નથી. બીજી પ્રતોમાં "વહિશ્તાઇશ્‌" શબ્દ છે તે જ ખરો છે, કેમકે એ "ગૅઉશાઇશ્‌"નાજ વિશેષણ તરીકે છે "ગૅઉશાઇશ્‌"નો અર્થ "કાનોથી" લીધેલો હોવાથી એ ભૂલ થઇ છે. પેગમ્બર સાહેબ કહે છે આ "કલ્યાણકર નિવેદનોથી" તમે ચૂંટણી કરો એટલે ખરો શબ્દ "વહિશ્તાઇશ્‌" જ લખવો-બોલવો જોઇએ.

(૧૬) હા. ૩૦. શ્લોક ૩, પંક્તિ ૧, પાદ ૨.

એમાં છેલ્લો શબ્દ "અસ્‌વાર્તેમ્‌" છે તે ચૂંથાયેલો છે. એ શ્રુ ધાતુના અનિયમિતકાળ, કર્મણિપ્રયોગ ૩/૨ નું રૂપ છે. તેથી એનો મૂળ શબ્દ अश्रयताम् છે. "ગાથા"નું જાનું રૂપ ताम् ને બદલે "તૅમ્‌" છે. અવેસ્તા-લિપિમાં લખતાં-વાંચતાં "યા" ને "વા" ભેળાઇ ગયેલા છે. વળી "અસ્‌વા" એવો ઉચ્ચાર પણ થઇ શકે નહીં, શ્રુ-સુ તો પૂરો રહેવો જોઇએ, અને કર્મણિભાવ હોવાથી "વા" નહીં પણ "યા" હોવો જોઇએ. એ શબ્દમાં "ય" શ્રુતિ ઉદાત્ત હોવાથી તેનો "યા" કીધેલો છે. માટે એ શબ્દ "અસુયાર્તેમ્‌ લખવો જોઇએ.

(૧૭) હા. ૩૦. શ્લોક ૩, પંક્તિ ૩, પાદ ૧.

એમાં "આઍસ્ચા" શબ્દ ખોટો ને ચૂંથાયેલો છે. આ શ્લોકના ભાવ પ્રમાણે એ શબ્દ "આ બન્નેં (ભલા-બૂરા યા સદ્‌જ્ઞાની-દુર્બુદ્ધ) માંથી" એવા ભાવનો છે. અને તેનો મૂળ શબ્દ अयोश्च છે તે "ગાથા"માં "અયાઍસ્ચા" થવો જોઇએ. એક પ્રતમાં "યાઍસ્ચા" પણ છે એટલે તેની પૂર્વેનો "અ" છૂટી ગયેલો હશે. આ પાદની શ્રુતિ ગણતાં પણ એક શ્રુતિ ઓછી છે, તેથી આ "અયાઍસ્ચા" લખતાં-બોલતાં જ સાત શ્રુતિ પૂરી થઇ રહે છે અને અર્થ પણ બરાબર રહે છે.

(૧૮) હા. ૩૦. શ્લોક ૫, પંક્તિ ૩, પાદ ૨.

એમાં "ક્રૅઑર્તૅ" શબ્દ છે તે વ્યાકરણ પ્રમાણે ખોટો છે. આ પંક્તિના પહેલા પાદમાં "યઍ-ચા-ક્ષ્નઑષૅન્‌ અહુરૅમ્‌" છે તેમાં "યઍ" બહુવચનમાં "જેઓ"ના અર્થમાં છે અને "ક્ષ્નઑષૅન્‌" ક્રિયાપદ "આરાધે"ના અર્થમાં છે તે

પણ બહુવચનમાં છે, તેથી તેની પછીના આ ગૌણ વાકયમાં એકવચનનો "ફ્રૉરૅત્" શબ્દ નહીં આવી શકે. એ પણ બહુવચનમાં જ જોઇએ. તેથી ખરો શબ્દ "ફ્રૉરૅન્" જ લખાવો જોઇએ. એ શબ્દનો ધાતુ प्रवृर છે. અહીં "ફ્રૉ"માંનો "ઑ" "વ"ને ઠેકાણે છે.

(૧૯) હા. ૩૦. શ્લોક ૬, પંક્તિ ૧, પાદ ૨.

એમાં "દૅબ્ઑમા શબ્દ છે તે ચૂંથાયેલો છે. दम् ધાતુ પર म પ્રત્યય લગાડીને નરજાતિનું નામ કીધેલું છે. તે दम्मं થાય, એટલે એ "દૅબ્મા" લખાવો જોઇએ યા "બ્"નો "ઓ" પણ કવચિત લખાય છે તેમ "દૅબોમા" જોઇએ.

(૨૦) હા. ૩૦. શ્લોક ૭, પંક્તિ ૨, પાદ ૧.

એમાં "ઉતયૂઇતીશ્" શબ્દ છે તે ચૂંથાયેલો છે. અને એ પર યુરોપીય વિદ્વાનોએ પણ મોટા લેખો લખેલા છે. ઋગ્વેદમાં इतऊती શબ્દ ઘણે ઠેકાણે છે. તેનો અર્થ ever-lasting, durable, long-lived, ચિરકાલિક, લાંબા જીવનવાળી, એવો થાય છે "ઇ" ને "ઉ"ની સંજ્ઞાઓ અવેસ્તા લિપિમાં નજીકની હોવાથી "ઇ" ને બદલે "ઉ" લખાયું-વંચાયું છે. "ત" પછી "ઊ"નો લાંબો ઉચ્ચાર કરતાં ઘર્ષણ-hiatus-થાય, તેથી એવે ઠેકાણે વચમાં "ય" ઉમેરવામાં આવે છે. તેથી "ઊ" જે સ્વરિત છે. તેનો "યૂઇ" થયો છે. તેથી આ શબ્દ હવે શુદ્ધ રીતે "ઇતયૂઇતીશ્"જ લખાવો-બોલાવો જોઇએ. "ઉત" ઉપસર્ગથી તો કઇ અર્થાભાસ થતો નથી, અને ઊલટી અર્થમાં ગૂંચવણ થાય છે. આવા સ્પષ્ટ રીતે બગડેલા શબ્દો હવે સુધારીને જ લખાવા-બોલાવા જોઇએ.

(૨૧) હા. ૩૦. શ્લોક ૭, પંક્તિ ૩, પાદ ૨.

એમાં છેલ્લો શબ્દ "પૉઉરુયો" છે તે ખોટો છે. આ શબ્દનુ મૂળ पूर्व्यस् નથી પણ पूर्वस् છે. ને તેનો અર્થ being satisfied, સંતોષાઇને, છે. पूर्व्यस् હોય તો જ "પૉઉરુયો" લખી શકાય. માટે આ શબ્દ શુદ્ધ રીતે "પૉઉર્વો"જ લખવો-બોલવો જોઇએ અને 'ર્' પછીનો "ઉ" કાઢી નાખવો જોઇએ.

(૨૨) હા. ૩૦. શ્લોક ૯, પંક્તિ ૨, પાદ ૨.

એમાં "મોયસ્ત્રા" શબ્દ ચૂંથાયેલો છે. એનો મૂળ શબ્દ मैत्रा છે અને તેનો અર્થ વિશ્વસ્નેહદ્વારા-through universal love-છે. "મોયસ્ત્રા" લખો તો એક શ્રુતિ પણ પાદમાં વધી જાય છે, જે બતાવે છે કે શબ્દ બગડેલો છે. એ "માઇસ્ત્રા" હોવો જોઇએ. એ मै ઉદાત્ત હોવાથી તેનો "મોઇ" કીધો હોય. હા ૩૪-૧૦ માં પણ वेत्रं નો "વોયથ્રા" કીધેલો તે "વોઇથ્રા" બરાબર થાય, કેમકે वे ઉદાત્તનો "વોઇ"જ થાય અને त्र થયો છે, તેથી તેનો "થ્રા" થાય. આ "વોયથ્રા" જોઇને "મોયસ્ત્રા" કીધેલો લાગે છે. ખરી રીતે એ "મોઇસ્ત્રા"જ હોવો જોઇએ. શબ્દેશબ્દનું બધી બાજુએથી બરાબર તોલન કરવું જોઇએ. અને પછી તેનું શુદ્ધ રૂપ રાખવું જોઇએ.

(૨૩) હા. ૩૦. શ્લોક ૧૧, પંક્તિ ૧, પાદ ૨.

એમાં ભૂલ નં. ૭ પ્રમાણે "મષ્યાઑહ્વ્હો" છે, તેને બદલે "મશકયા-ઑહ્વ્હો" લખવું જોઇએ.

(૨૪) હા. ૩૧. શ્લોક ૭, પંક્તિ ૧, પાદ ૨.

એમાં "રોઇથ્વૅન્" શબ્દ ચૂંથાયેલો છે ને તે ઘણા વિદ્વાનોએ નોંધેલું છે. આ શ્લોકનો ખરો ભાવાર્થ જ નહીં સમજાયાથી એના ખોટા અર્થ થયેલા છે. એ શબ્દ સામાન્યરૂપ infinitive ૪/૧ માં હોવો જોઇએ એમ બાર્થોલોમે તથા આંદ્રેઆસ પણ કહે છે. પણ ખરા અર્થવાળો શબ્દ કે ધાતુ તેઓને મળી શકયો નથી. અહીં બન્ને મન્યુઓની વાત છે. અને જે માણસ પ્રથમથી જ પિછાની લઇને આ બન્ને ભલા બૂરા મન્યુઓને જુદા પાડીને ઓળખી શકે છે તે અષોઇને ટેકો આપે છે એવો ભાવ છે. એટલે આ શબ્દનો મૂળ ધાતુ રી=to sever, to separate, જુદા પાડવું, છે. એ ધાતુનાં રૂપો ઋગ્વેદમાં ને અથર્વવેદમાં રેત્તા જેવાં થયેલાં છે. હું ધારું છું કે ખરો શબ્દ રેત્વે હોવો જોઇએ. એમાં રે ઉદાત્ત હોવાથી તેનો "રોઇ" થયેલો છે અને ૪/૧ નો પ્રત્યય "ઍ" પણ તેને લાગેલો છે. છેવટનો "ઍન્" બગડેલો છે તે માત્ર "ઍ" હોવો જોઇએ: રોઇથ્વૅ.

(૨૫) હા. ૩૧. શ્લોક ૭, પંક્તિ ૩, પાદ ૨.

એમા આરંભમાં "યઁઆ" શબ્દો બગડેલા છે. એની સાથે આ પાદમાં દસ શ્રુતિ છે, તે પણ બતાવે છે કે એમાં એક શ્રુતિ વધેલી છે. પહેલા પાદમાં "તા, મજ્દા, મઇન્યૂ ઉક્ષ્યો" છે તેમાં "તા મઇન્યૂ" એટલે "એ બન્ને મન્યુઓને" એમ અર્થ છે આ આખા હા. માં સ્પૅન્તા-મન્યુ અને અંગ્રમન્યુ એ બન્નેને લગતી ફિલસૂફી જ વર્ણવેલી છે, અને ભલાઇ બુરાઇને સમજીને જીવનમાંથી બુરાઇને હાંકી કાઢી ભલાઇને જ આગળ વધારવાનો એમા ઉદ્બોધ છે. "તા મઇન્યૂ" એ પણ બીજી વિભક્તિ દ્વિવચનમાં છે એટલે એકવચનનો "યઁ" તો આવી શકે જ નહીં. વળી "આ" નું તો અહીં કામ જ નથી-અર્થમાં કે શ્રુતિગણનામાં-તેથી એ શબ્દો ચૂંથાયેલા છે. ખરી રીતે જોતાં ઉપલા બન્ને મન્યુઓના સંબોધનમાં તેનું સર્વનામ અહીં જોઇએ, તે બીજી વિભક્તિ દ્વિવચનમાં "યા" જ હોઇ શકે. "યા" એટલે "જે બન્નેને" એ "યા" એની પંક્તિને છેડે આવતા શબ્દ "હામો" ક્રિયાપદનું કર્મ છે. એટલે આ આખા શ્લોકનો ભાવાર્થ બરાબર નહીં સમજાયાથી અનેક શબ્દોને જમાનાઓમાં કોઇકોઇએ બગાડેલા છે. મૂળ "યા" ને જ છૂટો પાડીને "યઁ આ" કીધેલો છે. પણ તેમ કરતાં એક શ્રુતિ વધી જાય છે, ને છંદોભંગ થાય છે ને તે કરનારે જોયું-વિચાર્યું નથી. માટે એ શબ્દ 'યા' જ શુદ્ધ રીતે લખવો જોઇએ, અને પછીના "આ" ને છોડી દેવો જોઇએ. તેનું કામ નથી.

(૨૬) હા. ૩૧. શ્લોક ૭, પંક્તિ ૩, પાદ ૨.

એમાં "નૂરૅમ ચીત્" શબ્દ છે તે પણ ચૂંથાયેલો છે. એવો કોઇ શબ્દ વૈદિક ભાષામાં નથી. ખરો શબ્દ નૂનમ્ છે અને 'ન' ઉદાત્ત-હોવાથી તેનો "નૂઁ" થાય. અવેસ્તાલિપિમાં "ન" ને "ર" ની સંજ્ઞાઓ ઘણી નજીક છે. બન્ને

ઊભા કાપા જેવી છે. અને 'ર' ને માત્ર ઉપરથી ડાબી ગમ જરા વાંક અપાય છે. લહિયાઓએ લખવામાં એવું લખ્યું હશે કે "ન" ની પછી "ર" વંચાયો! એ ખોટો શબ્દ બદલવો જ જોઇએ અને એને શુદ્ધ રૂપે "નૂર્નેમ્–ચીત્" લખવો બોલવો–જોઇએ.

(૨૭) હા. ૩૨. શ્લોક ૯, પંક્તિ ૧, પાદ ૧–૨.

એમાં દરેક પાદમાં "અસ્" શબ્દ છે. તેને "છે"ના અર્થમાં લેવાય છે. પણ એ તો "થ્વોઇ અને થ્વે"ના અર્થ બરાબર નહીં સમજાયાથી કોઇએ એ શબ્દને ચૂંથેલો છે "થ્વોઇ" કે "થ્વે" એ શબ્દોના અર્થ "તારી–તારું" લીધાથી ગડબડ થયેલી છે. આ શબ્દો મૂળમાં त्वे (त्व–इ ने त्वयि પણ વપરાયેલા છે. જુઓ મૅકડોનેલનું વૈદિક વ્યાકરણ પાનું ૧૦૪, § ૧૦૯) છે, અને એ त्वे તેમજ त्वे ની સાતમી વિભક્તિ છે. એ રૂપ પહેલી, બીજી યા છઠ્ઠીમાં કદી વપરાય જ નહીં. એનો અર્થ "તમારામાં, "તારામાં" એમ છે. એ त्व સર્વનામનાં રૂપોને જાતિ ને વચન પણ એક સરખાં રહે છે. એટલે એ કોઇપણ જાતિના નામ સાથે અને એક, દ્વિ કે બહુવચનમાં લેવાય છે. મૂળ શબ્દ त्व.–इ માં त्व ઉદાત્ત છે. તેથી તેનો "થ્વોઇ" કીધેલો છે. જેમ "त्वष्टी"નો "થ્વોરૅસ્તા" કીધેલો છે તેમ. मैत्रा નો પણ એ જ નિયમે "મોઇસ્ત્રા" થયેલો છે. હવે જે "અસ્" ક્રિયાપદ છે તેની એક જ શ્રુતિ છે અને તેથી બન્ને પાદમાં સાત ને નવ શ્રુતિને બદલે છ ને આઠ શ્રુતિ છે. તે જ બતાવે છે કે આ "અસ્" શબ્દ બગડેલો છે. વાક્યનો ભાવાર્થ જોતાં મૂળ શબ્દ आस છે અને તેનો અર્થ Pervades, બધે છાઇ રહે છે, ઘૂમી રહે છે એમ છે અને તે બરાબર છે. એનો ધાતુ अश्=છાઇ રહેવું, ઘૂમી રહેવું છે અને એ ક્રિયાપદનું પૂર્ણભૂતવર્તમાન (Perfect) કાળ પરસ્મૈપદ, અકર્મક, ૩/૧ નું રૂપ છે. ઋગ્વેદમા મ. ૮–૪૭–૬ માં એ અર્થમાં आश શબ્દ છે જ. એટલે એનું ગાથાભાષાનું રૂપ "આસા" થાય, તે જ લખવું–બોલવું જોઇએ. બન્ને પાદમાં "આસા" લખતાં અર્થ પણ બરાબર મળે છે. અને સાત ને નવ શ્રુતિ બરાબર પૂરી થાય છે.

(૨૮) હા. ૩૨. શ્લોક ૧૩, પંક્તિ ૨, પાદ ૨.

એમાં "અયમઇતે" શબ્દ ચૂંથાયેલો છે. એ ક્રિયાપદ છે અને એનો કર્તા આગલા પાદમાંનો "યેં" છે. ભાવાર્થ જોતાં, એ શબ્દનું यम् ધાતુ પરથી વર્તમાનકાળ, આત્મનેપદ, ૩/૧ નું રૂપ यमेते છે. એમાં य ઉદાત્ત છે ને પાછળનો ते અનુદાત્ત હોવાથી વચમાંનો म સ્વરિત થયો છે. તેથી એ શબ્દ "યમઇતે" લખવો–બોલવો જોઇએ. "અયમઇતે" લખતાં તો એક શ્રુતિ પણ પાદમાં વધી જાય.

(૨૯) હા. ૩૨. શ્લોક ૧૭, પંક્તિ ૨, પાદ ૨.

એમાં "દૅબાવયત્ શબ્દ ચૂંથાયેલો છે. એનો ધાતુ दभ्=deceive–છેતરવું, ભમાવવું છે. એનાં કોઇ પણ રૂપમાં "વ" આવતો જ નથી. વળી 'વ' સાથે લખતાં પાદમાં એક શ્રુતિ પણ વધી જાય છે તે જ સ્પષ્ટ રીતે બતાવે છે કે "વ" કોઇએ ઘુસાડેલો છે. આ दभ्નું અપૂર્ણભૂત, પ્રયોજક (causative) સંગયાર્થ

પરસ્મૈપદ ૩/૧ નું રૂપ दृमयंत् થાય છે. એટલે दृम् ઉપર પ્રયોજ્ય રૂપનો अय લગાડી अत् પ્રત્યય લગાડ્યો છે. એમાં अय નો अ ઉદાત્ત છે. તેથી જ મ નો "મા" કીધેલો છે. વળી "દ" અનુદાત્ત હોવાથી તેને ટૂંકો "એ" લગાડવાનો છે, લાંબો "એં" નહીં, એટલે એ શબ્દ શુદ્ધ રીતે "દેંમાયત્" લખવો–બોલવો જોઈએ. સ્વરભારના નિયમ જાણતાં અને શ્રુતિઓ ગણતાં આવા અશુદ્ધ શબ્દો પકડાઈ જાય છે.

(૩૦) હા. ૩૧. શ્લોક ૧૭, પંક્તિ ૩, પાદ ૨.

એમાં "ક્રદક્તા" શબ્દ છે તેમાંનો "ક્ષ" "તા" સાથે જોડી દીધેલો છે તે બરાબર નથી. શુદ્ધ શબ્દ दृक्ष् ધાતુ પરથી दृक्षता જ થાય. "ક્ષ"ને જો વ્યંજન લખીએ તો પાદમાં એક શ્રુતિ પણ ઓછી થાય છે. એ નામ છે, એટલે ધાતુમાં "અ" ઉમેરાઈને પછી "તૃ" પ્રત્યય લગાડીને प्रदक्षतृ=Director, Strengthener, માર્ગદર્શક, શક્તિદાતા, એવા અર્થનો શબ્દ બનાવેલો છે તેનું આ ૧/૧ નું રૂપ છે માટે એ પૂર્ણ "ક્ષ" સાથે "ક્રદક્ષતા"જ લખવો જોઈએ. હા. ૫૧–૩ મા પણ એ શબ્દ એમ જ લખવો જોઈએ, નહીં તો ત્યાં પણ એક શ્રુતિ ઓછી થઈ જાય છે.

(૩૧) હા. ૩૧. શ્લોક ૨૧, પંક્તિ ૧, પાદ ૨.

એમાં "હઉર્વતો" શબ્દ છે તે ચૂંથાયેલો છે. મૂળ શબ્દ सुर्वतातम् છે, सुर्वतस् નથી. વળી એ પાદમાં એમ "હઉર્વતો" લખતાં એક શ્રુતિ પણ ઓછી થાય છે, તે પણ એની સાબિતી છે. જેમ એની પછી "અમૅરેતાતસ્" છે તેમજ આ "હઉર્વતાતો" જોઈએ. એનો જ અર્થ સંપત્તિની, આબાદીની, એમ થઈ શકે. सर्वतस् કંઈ નામ નથી. પણ અવ્યય જેવો છે અને એનો અર્થ "બધી બાજુએ, સર્વ ઠેકાણે, સંપૂર્ણપણે" એવો થાય છે. એટલે મૂળ અર્થનો અનર્થ થઈ જાય છે.

(૩૨) હા. ૩૨. શ્લોક ૧, પંક્તિ ૨, પાદ ૧.

એમાં "મહ્રી મનોઇ" શબ્દો છે, તેમાંનો "મહ્રી" શબ્દ ખોટો છે. એ માટે યુરોપીય વિદ્વાનોએ પણ ઘણું લખેલું છે. કોઈએ હમોઈ મનોઇ સૂચવ્યું છે. પણ બન્ને શબ્દો લીધાથી પાદમાં એક શ્રુતિ વધી જાય છે. "મનોઇ," પૂર્વે સ્વરભાર પ્રમાણે એક જ શ્રુતિ હોવી જોઈએ. શ્લોકનો ભાવાર્થ એમ છે કે જુદા જુદા વર્ગના માણસો પરમાત્માની પ્રાર્થના કરે છે, ત્યારે દરેકના મનમાં એમ હોય છે કે મારી પ્રાર્થના સાચી છે, મારી માન્યતા સાચી છે. અને પ્રભુનો સંદેશવાહક, તેના સત્યને લોકો આગળ કહેનાર તે જ થઈ શકે, એટલે બધાના મનમાં "એકસરખો"જ વિચાર ને ભાવ રહે છે. "મનોઇ–मने–એટલે "મનમાં" અને "એકસરખા હેતુ રાખવામાં" યા "સમઉદ્દેશમાં" એ અર્થમાં मने ની પૂર્વે सम्–सं–શબ્દ જ એ અર્થમાં એક શ્રુતિનો આવી શકે અને એ सं ઉદાત્ત હોવાથી "ગાથા"માં તે અનેક ઠેકાણે "હેંમ" રૂપે લખાયેલો જ છે. વેદમાં પણ એવી જ રચના આવે છે તે મેં એ શબ્દની ટીકામાં દેખાડેલું છે. માટે શુદ્ધ શબ્દ "હેંમ–મનોઇ" લખવો–બોલવો જોઈએ. संमने = in the same mind or spirit, સમઉદ્દેશથી એમ ખરો અર્થ મળે છે.

(૩૩) હા. ૩૨. શ્લોક ૨, પંક્તિ ૩, પાદ ૨.

એમાં "વહ્ઉહીમ્" શબ્દ લખાયેલો છે તે ખોટી જોડણીવાળો છે. वसु ની નારીજાતિ ૨/૧ નું રૂપ वस्वीम् છે, તે ખરી રીતે "વહ્હ્વીમ્" લખાય. વીસ્પરદના ચોથા કરદામાં આ શુદ્ધ "વહ્હ્વીમ્"જ લખાયેલું છે.

(૩૪) હા. ૩૨. શ્લોક ૪, પંક્તિ ૧, પાદ ૨.

એમાં પણ ભૂલ નં. ૭ માં જણાવ્યા પ્રમાણે "મષ્યા" શબ્દ ખોટો છે. એ ખરી રીતે "મશક્યા"જ જોઇએ.

(૩૫) હા. ૩૨. શ્લોક ૪, પંક્તિ ૨, પાદ ૧.

એમાં પહેલો શબ્દ "વર્ક્ષ્ન્તેં" છે તે ખોટો લખાયેલો છે. એ શબ્દ કર્મણિ પ્રયોગમાં (Passive) છે. તેથી વચ્ચે "ય" આવવો જ જોઇએ. શુદ્ધ શબ્દ "વક્ષ્યેંન્તેં" લખવો–બોલવો જોઇએ. ગેલ્ડનરે કેટલીક પ્રતોમાં એ શબ્દ "ય" સાથે પણ છે તે નોંધેલું છે. શુદ્ધ મૂળ શબ્દ वृक्ष्यन्ते છે.

(૩૬) હા. ૩૨. શ્લોક ૫, પંક્તિ ૩, પાદ ૧.

એમાં "પ્યઑથનૅમ્" શબ્દ બરાબર નથી. શ્લોકમાં એ આખા વાકયનો અર્થ બેસાડતાં આ શબ્દ પહેલી કે બીજી વિભક્તિમાં આવી શકે તેમ નથી. વળી એવી જ રીતે એ શબ્દ માટે તમામ વિદ્વાનોએ શંકા બતાવી છે અને તે ખરી છે. એ વાકયમાં "અકા મનહ્હા,........વચહ્હા" છે તેથી "મનથી, વાણીથી અને કર્મથી," એમ "પ્યઑથનૅમ્" શબ્દ પણ ત્રીજી વિભક્તિમાં હોવો જોઇએ. તેથી એ શબ્દ શુદ્ધ રીતે "પ્યઑથના" લખવો જોઇએ.

(૩૭) હા. ૩૨. શ્લોક ૬, પંક્તિ ૨, પાદ ૧.

એમાં "હાતા–મરાને" શબ્દ ગુંથાયેલો છે. એની પાછળ "અહુરા" શબ્દ છે. તે હંમેશ મુજબ સાત શ્રુતિમાંની છેલ્લી ત્રણ શ્રુતિ રાચયે છે, એટલે તેની પૂર્વે ચાર જ શ્રુતિ જોઇએ. આ "હાતા–મરાને"માં તો પાંચ શ્રુતિ છે એટલે કોઇક અક્ષર વધી પડ્યો છે, એમાં પહેલો શબ્દ "હાતા" ખોટો છે. આ શબ્દ મૂળમાં सत्-स्मरणे = In recording life or being, જીવનની પાકી નોંધી રાખવામાં, એવો ભાવ છે, અને બધાએ એવો જ અર્થ પણ લીધેલો છે. सत् ઉદાત્ત શ્રુતિ છે. તેથી ગાથામાં તેનો "હાત્" થાય. હા. ૨૯–૩ માં "હાતાંમ્" શબ્દ પણ सताम् છે, सत् નું છઠ્ઠી વિભક્તિ બહુવચનનું રૂપ છે. એ બતાવે છે કે ખરો શબ્દ सत्–હાત્–છે. અહીં सत् ને स्मरणे–મરાને–સાથે જોડેલો છે. તેથી એ શબ્દ શુદ્ધ રૂપે "હાત્" જ લખવો–બોલવો જોઇએ. એથી પેલી ખોટી વધેલી શ્રુતિ પણ નીકળી જાય, ને પાદની સાત શ્રુતિ પૂરી થાય.

(૩૮) હા. ૩૨. શ્લોક ૬, પંક્તિ ૩, પાદ ૧.

એમાં ગેલ્ડનરે "વેં" શબ્દ "સ્વહી" પછી લીધેલો છે તે બરાબર નથી. એથી અર્થમાં ગોટાળો થાય છે. ખરો શબ્દ "વી" છે, તે બીજી ઘણી પ્રતોમાં છે એમ ગેલ્ડનરે પણ નોંધેલું છે. આ "વી"નો બરાબર સાચો અર્થ નહીં બન્વાથી તેને ખોટો જાણીને "વેં" લેવામાં આવેલો છે. આ શબ્દ વેદમાં પણ વપરાયેલો

છે. त्रि એટલે In both directions–of heaven and earth, બન્ને દિશામાં, સ્વર્ગમાં અને પૃથ્વીમાં, મિનોઇમાં ને ગેતીમાં, એમ છે. મજ્દાનું રાજ્ય બન્ને ઠેકાણે છે તેથી "તારાં બન્ને દિશાનાં રાજ્યમાં, હે મજ્દા! હું અષોઇને માટે તારા પવિત્ર કાનૂનોની સ્થાપના કરું" એવો ઉચ્ચ ભાવાર્થ છે.

(૩૯) હા. ૩૨. શ્લોક ૬, પંક્તિ ૩, પાદ ૨.

એમાં છેલ્લો શબ્દ "વીદાંમ્" ખોટો છે. જેક્સને અ. વ્યા. માં § ૬૨૭ માં એની સમજ આપી છે, તે ખોટો અર્થ કીધાથી ધાતુ પણ ખોટો લીધો છે. સામાન્ય રીતે આ પાદમાં "અષાઇ–ચા, સઁન્ગ્હો વીદાંમ્"ની સાત જ શ્રુતિ ગણાય છે. પણ છેલ્લા પ્રત્યય "આંમ્" ને નિયમ મુજબ "આં–અમ્" બોલતાં એક શ્રુતિ વધીને આઠ થાય છે, એટલે ર ૭ી એક શ્રુતિ ઘટે છે. એ પંક્તિનો ખરો અર્થ એમ છે કે "હે મજ્દા! તારાં બન્ને બાજુનાં રાજ્યમાં અષોઇને માટે ખચીત હું તારા કાનૂનોને સ્થાપું." આ સ્થાપના કરવી–establish–એ પેગમ્બર સાહેબનો ધર્મ છે, તેથી મૂળ ધાતુ विधा=to establish છે. એ ત્રીજા વર્ગનો द्दा–धा જેવો ધાતુ હોવાથી એનું અપૂર્ણભૂતકાળ, પરસ્મૈપદ ૧/૧ નું રૂપ विदधाम् થાય. એટલે ખરો શબ્દ "વીદધાંમ્" જ લખવો–બોલવો જોઇએ, અને એમ કરતાં પેલી ખૂટતી એક શ્રુતિ પણ પૂરી થાય છે. છંદની સાચી કસોટીથી આવા ચૂથાયેલા શબ્દોનાં મૂળ ખરાં રૂપ મળી આવે છે.

(૪૦) હા. ૩૨. શ્લોક ૭, પંક્તિ ૨, પાદ ૧.

એમાં "જોયા" શબ્દ ચૂંથાયેલો છે. વળી આ પાદમાં છેલ્લો શબ્દ "સઁન્ગ્હુઇતે" છે તેની ત્રણ શ્રુતિ છે, એટલે બાકીની ચાર શ્રુતિઓ જોઇએ તેને બદલે "યા જોયા" એમ ત્રણ જ શ્રુતિ છે. તેથી "જોયા" શબ્દ જ ચૂંથાયેલો છે અને કોઇ શ્રુતિ નીકળી ગયેલી છે. આ વાક્યનો ભાવાર્થ એમ છે કે "કોઇ પણ સમજુ જ્ઞાની માણસ પોતે શક્તિમાન તેજસ્વી થવાને માટે આ પાપોનો કદી પણ ટેકો આપનાર હોતો નથી, જેથી તે "–" થી કહી શકે કે એ પાપો વડે તે તાતા તાવેલા લોહાની કસોટીમાંથી પસાર થયો હોય." અહીં જે કસોટી છે તે યજ્ઞથી–સમર્પણથી–through sacrifice–પોતાના સત્ય પર અને નિષ્પાપ જીવન પર શ્રધ્ધા રાખીને કરાવવાની છે. એટલે આ શબ્દ "યજ્ઞ"ને લગતો જ હોવો જોઇએ. ગૅલ્ડનર એક પ્રતમાં "યાજોયા" શબ્દ છે એમ નોંધે છે. એટલે આ શબ્દ કેમ ચૂંથાયો તેનું રહસ્ય જડી આવે છે. મૂળમાં યા–યાજોયા હશે. પણ પછી શબ્દનો અર્થ ભુલાઇ જતાં આ બે "યા" પાસે પાસે જોઇને તેમાંનો પહેલો "યા" (જેથી) રાખીને બીજા શબ્દનો પહેલો અક્ષર "યા" બેવડાયો હશે, એમ ધારીને લહીયાએ કાઢી નાખ્યો હશે! એટલે આ શબ્દ "યાજોયા" છે. यज्=ઇજવું, યજ્ઞ કરવો, બલિદાન આપવું, એ ધાતુ પરથી याजा=બલિદાન, હોમહવન, એમ નારીજાતિનો શબ્દ છે તેનું ૩/૧ નું રૂપ याजया થાય છે એમાં ज ઉદાત્ત હોવાથી ગાથા રૂઢિ પ્રમાણે તેને "યાજોયા" કીધેલો છે. એનો અર્થ "બલિદાન દ્વારા, યજ્ઞની કસોટી દ્વારા" એમ થાય. એટલે "યાજોયા" નહીં પણ "યા યાજોયા" લખવું–બોલવું જોઇએ. એથી પાદની સાત શ્રુતિ પૂરી થાય છે. અને શુદ્ધ શબ્દ અને તેનો બંધબેસતો અર્થ પણ મળે છે.

(૪૧) હા. ૩૨. શ્લોક ૮, પંક્તિ ૨, પાદ ૧.

એમાં "મર્ષ્યંન્ગ્" શબ્દ છે, તે ભૂલ નં. ૭ પ્રમાણે "મશકર્યંન્ગ્" લખવો–બોલવો જોઇએ.

(૪૨) હા. ૩૨. શ્લોક ૮, પંક્તિ ૨, પાદ ૨.

એમાં "ગાઉશ્" શબ્દ ખોટો છે. "ગાઉશ્" તો गौस् છે અને તેની પહેલી વિભક્તિ છે, જ્યારે અહીં અર્થમાં તો એ गोस्=પૃથ્વીની એમ છઠ્ઠી વિભક્તિમાં જોઇએ, એટલે ખરો શબ્દ "ગેઁઉશ્" લખવો જોઇએ.

(૪૩) હા. ૩૨. શ્લોક ૧૧, પંક્તિ ૨, પાદ ૨.

એમાં "અપયેઇતી" શબ્દ વ્યાકરણ પ્રમાણે ખોટો લખાયેલો છે. એનો કર્તા પહેલી લીટીમાં "યોઇ" એટલે "જેઓ" છે, એટલે એ ક્રિયાપદનું રૂપ બહુવચનમાં જોઇએ. તેથી શુદ્ધ શબ્દ "અપયઇન્તી" લખવો–બોલવો જોઇએ.

(૪૪) હા. ૩૨. શ્લોક ૧૩, પંક્તિ ૧, પાદ ૧.

એમાં છેલ્લો શબ્દ "હીષસત્" છે તે ચૂંથાયેલો છે. ખરો શબ્દ "હીષત્" છે. "હીષસત્" લખતાં પાદમાં સાતને બદલે આઠ શ્રુતિ થઇ જાય છે. એ શબ્દનો ધાતુ सन्=મેળવવું, to obtain છે. એનું આ ઇચ્છાદર્શકાર્થ desiderative—પરસ્મૈપદ, અપૂર્ણભૂતકાળ, ૩/૧ નું રૂપ છે. અર્થવવેદમાં મં. ૪–૩૮–૩ માં सिपति એવું રૂપ છે એટલે ખરૂં રૂપ सिपत्–હીષત્–છે અને તેનો અર્થ "તે મેળવવા ઇચ્છે છે" એમ છે.

(૪૫) હા. ૩૨. શ્લોક ૧૩, પંક્તિ ૩, પાદ ૨.

એમાં "દર્ʼસાત્" શબ્દ ચૂંથાયેલો છે. અર્થ પ્રમાણે એ "દર્ʼષાત્" घर्षात्–જોઇએ. ગૅલ્ડરના નોંધેલા હસ્તલેખ S1 માં 'દરષાત્'–શબ્દ છે, તે જ ખરો છે.

(૪૬) હા. ૩૨. શ્લોક ૧૬, પંક્તિ ૩, પાદ ૨.

એમાં "ઍઍઆનૂ" શબ્દ છે તે ચૂંથાયેલો છે.. એમાં પ્રથમના બે અક્ષરો તો બીજા શબ્દો "આવા" "આઑફહા" પૂર્વે પણ ગાથાપાઠમાં લખાયેલા છે, તે ખોટાં સ્વરભાર ચિહ્નવાળા વિભાગમાં હું જણાવી આવ્યો છું. અહીં આ પાદમાં બીજા બે જ શબ્દો એની પછી છે. તેની પાંચ શ્રુતિ છે. એટલે આ પાદમાં બાકીની ચાર શ્રુતિઓ જોઇએ. આ શબ્દને લગતા ગોટાળામાં પહેલા આવેલા "ઍઍ" અક્ષરોમાં તમામ વિદ્વાનો ગૂંચવાઇ ગયા છે અને "ઍઍ"ને કંઇ વધારાની શ્રુતિઓ માને છે. આ "ઍઍ" અક્ષરો "ગાથા"માં "આઑફહા"–आसा–"આવા"–अया"–અને "આનૂ" आनु શબ્દોની પૂર્વે તમામ હસ્તપ્રતોમાં જુદી જુદી રીતે સાથે યા છૂટા પાડીને, યા બીજા વ્યંજન સાથે જોડીને લખાયેલા છે. એટલે સ્પષ્ટ થાય છે કે એ અક્ષરો પ્રથમ કોઇએ ભ્રમથી યા ખોટા ઉચ્ચારથી, અર્થની પૂરી સમજણ વગર, લખ્યા ને ઉચ્ચાર્યા હશે, અને પછી તે જુદી જુદી રીતે એ શબ્દોની પૂર્વે તે લખાયેલા

છે. "આનૂ" શબ્દ અહીં હા. ૩૨–૧૬ માં તેમજ હા. ૪૭–૨ માં પણ આવે છે. અને ત્યાં પણ "ઍઍઆનૂ" લખાયેલું છે. "આનુ"–आनु શબ્દ ઘણો જ પ્રાચીન છે. મોનિયર વિલ્યમ્સના શબ્દકોષમાં એ આપેલો છે અને તેને अन् to breathe, to live, શ્વાસ લેવો, જીવવું, એ ધાતુ પરથી ઊતરેલો કહ્યો છે અને એ શબ્દ પંડિત તારાનાથ તર્કવાચસ્પતિના જૂના સંસ્કૃતકોષ પરથી લીધેલો છે. અને એનો અર્થ living, human, જીવતો, માનવતાભર્યો એમ કીધેલો છે. એ વિશેષણ છે. अन् પરથી अन નામ થયેલું છે, તેનો અર્થ breath, respiration, શ્વાસ, પ્રાણ, દમ એમ થાય છે. એટલે "આનૂ" એ વિશેષણ છે, તેનો અર્થ breathing અને living સાથે full of breath, પ્રાણભેર, પ્રાણવાન, ઉત્સાહી, vigourous એવા પણ થઇ શકે છે. અને ઉપલે બન્ને ઠેકાણે–હા. ૩૨–૧૬ માં તેમજ હા. ૪૭–૨ માં આ શબ્દના ૩/૧ માં vigourously, energetically, પ્રાણભેર, ઉત્સાહથી, અંતરબળથી એવા અર્થ થાય છે, ને તે તદ્દન બંધબેસતા છે. હા. ૪૭–૨ માં પણ "**પ્રાણવાન** (ઉત્સાહી–સ્ફૂર્તિભરી) વાણી વડે સાત્વિક મનનાં ભજનોથી તેમજ ભક્તિભાવના બન્ને હાથોથી બજાવેલાં કાર્યથી તે સ્પેન્તામન્યુની ઉત્તમતાને સાર્થક કરે છે, જે પ્રયોજનાથી મઝ્દા પોતે અપોઈનો નિયામક છે," એ અર્થ તદ્દન બરાબર છે. એટલે "આનૂ"=પ્રાણભેર, અંતરબળથી, એ અર્થ તદ્દન ખરો છે.

હવે બે શ્રુતિનો શબ્દ "આનૂ"ની પૂર્વેનો શોધવો રહ્યો. એક હસ્તપ્રતમાં "યાનૂ" છે. "ઍએ" પણ અવેસ્તામાં "અયે"ને બદલે લખાયેલો છે. गर्तये–ગર્તઍ, पर्तवे–પર્તએ. એટલે આ શબ્દમાં "ય" તો હોવો જોઇએ. અહીં "त" સ્વરિત છે તેથી નિયમ પ્રમાણે તેનો "ર્તે" થાય. આ "ઍઍ"ની જોડણી કેઈ પણ શંકા વગર અવેસ્તાના પાછલા કાળમાં ભૂલથી–સ્વરભારના અધુરા જ્ઞાનથી–જે શબ્દોમાં થયેલી છે તે गर्तये, पर्तये શબ્દોમાં છેલ્લો "ये" અનુદાત્ત છે. અવેસ્તામાં એ "યે" ત્રીજા "એ" સાથે છે, પહેલા ટૂંકા "ઍ" સાથે એ લખી શકાય નહીં, અને "ગાથા"માં તો એ હંમેશાં ચોથા લાંબા "ઍ" સાથે જ લખાયેલો છે ને તદ્દન બરાબર છે. यज्ञे–યસ્ને, तन्वे–તન્વે (તનુયે) વગેરે. શબ્દની છેડનો "ઍ" ए–ગાથામાં હંમેશાં ચોથો લાંબો "ઍ"જ લખાય છે. એ કારણથી આ "ઍઍ"નો બીજો "ઍ" ભૂલથી અવેસ્તાના અનુકરણમાં પહેલો ટૂંકો "ઍ" લખાયેલો છે.

હવે પહેલો "ઍ" માત્ર "અ" સ્વરિત યા ઉદાત્ત હોય ત્યારે જ ગાથામાં લખાય છે. अमवत्–ઍમવત્, ननांदा–નૅનાસા, अस्मा–ઍહ્મા વગેરે. એટલે આ પહેલો "ઍ" શબ્દનો પ્રથમાક્ષર ઉદાત્ત अ હશે તેને ઠેકાણે છે. આખા શ્લોકના સમગ્ર ભાવાર્થને ધ્યાનમાં લેતાં આવા ઉદાત્ત "અ" સાથેનો બે શ્રુતિનો શબ્દ વૈદિકભાષામાં મને अये મળી આવ્યો છે. તેનો અર્થ સદ્દભાગ્ય, good luck, થાય છે. એની સાતમી વિભક્તિ એકવચન अये–અયે, થાય છે, એટલે in good luck, in favourable fortune, સદ્દભાગ્યે, એમ અર્થ થાય છે, અને એ અર્થ આ વાક્યમાં બંધબેસતો આવે છે. "હાત્ અઍનઙ્હે દ્રૅગ્વતો ઍયે આનૂ ઇષિંગ્

અર્દહયા,—યત્ ભ્રુનર્સે દ્રર્વતો અયેં આનુ ઈશાન્ અસયા = Hence in good luck I will vigourously drive away for their sins the ignorant babblers and their patrons, જેથી કરીને અજ્ઞાન બકવાદીઓને (તથા તેમના) યજમાનોને (તેમનાં) પાપોને લીધે સદ્‌ભાગ્યે (મારા) અંતરબળથી હું ત્યાંથી હાંકી કાઢીશ.

અયે પછીના શબ્દ આનુ માંનો આ અનુદાત્ત છે. એટલે અયે માંનો અનુદાત્ત યે સ્વરિત બને છે. તેથી યે નો ગાથામાં "યેँ" લખાય, એટલે અ ઉદાત્તનો "અઁ" થાય, અને યેં સ્વરિતનો "યેँ" થઇ એ શબ્દ ખરી રીતે "અઁયેँ" છે. કેટલીક હસ્તપ્રતોમાં પહેલા બન્ને "ઓ" એમજ "અઁઅઁ" લખાયેલા છે. મૂળ ઉચ્ચાર "અઁયેँ" માંનો "ય" કાળે કરીને નીકળી ગયો હશે અને શબ્દ નહીં સમજાયાથી પછી તે "અઁઅઁ" અને પાછળથી "અઁઅ" લખાતો થયો હોવો જોઇએ. એટલે આ શબ્દોને શુદ્ધ રીતે હું "અઁયેँ આનૂ" એમ યુક્ત ગણું છું અને તે તેમજ લખાવા–બોલાવા જોઇએ.

(૪૭) હા. ૩૨. શ્લોક ૧૬, પંક્તિ ૩, પાદ ૨.

એમાં "ઇર્ખ્યેંન્‌ગ્" એમ હ્રસ્વ "ઇ" અને "ખ્યઑર્થના"માં વપરાતો બીજો "ષ્" છે તે બરાબર નથી. મૂળ શબ્દ ઈશાન્ = masters, patrons, યજમાનોને (૨/૩) છે. ઈ અનુદાત્ત છે. તેથી તેને હ્રસ્વ કીધો છે તે બરાબર નથી. તે દીર્ઘજ જોઇએ. "ખ્યેँ" શા માટે છે તે સમજાતું નથી. એ "ખ્ય" તો ચ્વ ને બદલે જ વપરાય છે. ગૅલ્ડનર કેટલીક હસ્તપ્રતોમાં એ શબ્દ તાલવ્ય "શ્" સાથે પણ દર્શાવે છે, અને તે "શ" યુક્ત નથી, કેમકે "જ્ઞ" નો તો "સ" થાય. વચમાં "ય" પણ પહેલો "ષ્" મૂકયાથી જ ભૂલમાં મૂકેલો છે એ જ અર્થવાળો શબ્દ "ઈષા–ક્ષથ્રૅમ્" હા. ૨૯–૯ માં છે. ત્યાં પણ દીર્ઘ "ઈ" છે. અને ચાલુ "ષ" છે, બીજો "ષ્" નથી. અને તેમાં "ય" પણ નથી. ત્યાં પણ એ જ અર્થમાં Powerful, governing, સત્તાધારી, શક્તિમાન છે. એટલે આ શબ્દ ખરી રીતે "ઈષેँન્‌ગ્" એમ દીર્ઘ "ઈ" અને મૂર્ધન્ય "ષ" સાથે લખવો જોઇએ. વચમાં "ય" મૂકવાનું કામ નથી.

(૪૮) હા. ૩૩. શ્લોક ૧, પંક્તિ ૩, પાદ ૧.

એમાં કાંગાજીએ "હૅમ્–યાસઇતેં" શબ્દ લીધેલો છે, તે ખરો છે. જો કે તેનો અર્થ ખોટો કીધેલો છે. ગૅલ્ડનરે તેમજ બીજા કેટલાક વિદ્વાનોએ "હૅમૅમ્યાસ્ઇતે" શબ્દ લીધો છે તે ખોટો છે. એ શબ્દ લેતાં તો પાદમાં એક શ્રુતિ વધી જાય છે. એટલે એ શબ્દ બરાબર નથી. "હૅમ્–યાસઇતેં" એ મૂળ શબ્દ સયાચતે છે અને ધાતુ સંયાચ્ = to solicit, to pray together, ભેગી પ્રાર્થના કરવી, સાથે મળીને માગવું, છે. અને અહીં અર્થ પણ તે જ છે. માટે એ શબ્દ શુદ્ધ રીતે "હૅમ–યાસઇતેં" જ લખવો–બોલવો જોઇએ.

(૪૯) હા. ૩૩. શ્લોક ૧, પંક્તિ ૩, પાદ ૨.

એમાં કાંગાજીએ "આ અૅરૅજ્‌વા" શબ્દો લીધેલા છે, તે બરાબર છે. ખરો શબ્દ "અૅરૅજ્‌વા" છે: ઋજ્વા–એ ઋજુ પરથી છે. આ શબ્દો "આ

ઍર્જ્વા" મૂળમાં ऋज्वा એટલે the upright ones, the honest ones, દક્ષ અથવા પ્રામાણિક જનો, એમ છે. ગૅલ્ડનરે તેમજ બીજાઓએ "આર્જ્વા" શબ્દ લીધો છે તે યુક્ત નથી. અને વળી તેથી એક શ્રુતિ પણ ઓછી પડે છે તે જ સ્પષ્ટ બતાવે છે કે એ શબ્દ ચૂંથાયેલો છે. આખા શ્લોકનો બરાબર ભાવાર્થ જાળવતા ખરા શબ્દોને પારખવામાં છંદની કસોટી બહુ કામની છે.

(૫૦) હા. ૩૩. શ્લોક ૩, પંક્તિ ૨, પાદ ૧.

એમાં "ખ્વઍતુ" ને "અઇર્યમ્ના" શબ્દ ખોટા છે. એતો ૩/૧ થાય એટલે શ્લોકના અર્થમાં ઉઘાડો ગોટાળો કરે છે. "ખ્વઍતુશ્ વા અત્ વા વૅરૅજ઼ેન્યો, અઇર્યમા વા" એ ત્રણે નામો પહેલી વિભક્તિ એક વચનમાં જ છે. વચમાં ત્રણ "વા" એટલે "અથવા" છે એટલે બધાંની વિભક્તિ એક જ હોઇ શકે, અને અર્થ પણ તેમજ સ્પષ્ટ છે. "અઇર્યમ્ના" એ ત્રીજી વિભક્તિનું રૂપ છે, તે અહીં રાખી શકાય નહીં. એ રૂપ સ્પષ્ટપણે બગડેલું છે, માટે ખરો શબ્દ "અઇર્યમા" લખવો બોલવો જોઇએ.

(૫૧) હા. ૩૩. શ્લોક ૪, પંક્તિ ૨, પાદ ૨.

એમાં "ક્ષેપક શબ્દો"વાળા વિભાગમાં ભૂલ નં. ૧૭ માં જણાવ્યા પ્રમાણે આખા પાદના શબ્દો ચૂથાયેલા છે. ત્યાં જે ખુલાસો કીધો છે તે વાંચી જોતાં જણાશે કે સ્વરભારના નિયમો પ્રમાણે તથા શ્રુતિગણના પ્રમાણે એ પાદના શબ્દોને કોઇએ પાછળથી વગર સમજે બગાડેલા છે. એ પાદનું વાંચન "વૅરૅજ઼ેનહ્યા નજ઼્દિસ્તાંમ્ દ્રુજૅમ" એમ થવું જોઇએ. નહીં તો પાદમાં શ્રુતિ વધી જાય છે.

(૫૨) હા. ૩૩. શ્લોક ૫, પંક્તિ ૧, પાદ ૨.

એમાં "જ઼બયા" એમ "જ઼" ને "બ" જોડી દીધેલા છે તે બરાબર નથી. ह्वे=આરાધવું. એ ધાતુ પરથી વર્તમાનકાળ, પરસ્મૈપદ ૧/૧ નું શુદ્ધ રૂપ, ह्वयामि=ह्वया ગાથાકાળનું રૂપ થાય. એમ ત્રણ શ્રુતિમાં આ શબ્દ લખાય તો જ પાદની નવ શ્રુતિ પૂરી થાય. માટે એ શબ્દ "જ઼બયા" લખવો જોઇએ, નહીં તો અશુદ્ધ શબ્દ ને લયભંગ થાય.

(૫૩) હા. ૩૩. શ્લોક ૭, પંક્તિ ૧, પાદ ૨.

એમા છેલ્લો શબ્દ "દર્ૅપત્-ચા" ચૂંથાયેલો છે. એની અગાઉ એ જ પાદમાં "ખ્વઇથ્યા-ચા" છે તે વિશેષણ ૩/૧ છે. તેમ જ આ પણ વિશેષણ ૩/૧ હોવું જોઇએ. એ પાદમાં "ખ્વઇથ્યા-ચા દૅરૅસ્તા-ચા" એમ બે "ચા" વડે સરખા વ્યાકરણવાળા શબ્દો જોડેલા છે. "દર્ૅપત્" તો ક્રિયાપદ થઇ જાય. ખરો શબ્દ दृष्ट च=visible, openly to be seen, પ્રગટ, દૃષ્ટ, સ્પષ્ટ નજરે પડે એવો છે. એ વિશેષણ ૩/૧ છે. માટે એ શબ્દ "દૅરૅસ્તા-ચા" લખવો જોઇએ.

(૫૪) હા. ૩૩. શ્લોક ૮, પંક્તિ ૩, પાદ ૨.

એમાં ભૂલ નં. ૨૦ માં જણાવ્યા પ્રમાણે "ઉતયૂઇતી" શબ્દ છે તે ખોટો છે. ખરો શબ્દ "ઇતયૂઇતી" છે, તે જ ત્યાં જણાવ્યા પ્રમાણે અહીં પણ લખવો-

બોલવો જોઇએ. અવેસ્તા-લિપિમાં "ઇ" ને "ઉ" એટલા નજીક છે કે વાંકને જરા લંબાવતાં "ઇ" નો "ઉ" થઇ જાય.

(૫૫) હા. ૩૩. શ્લોક ૯, પંક્તિ ૧, પાદ ૧.

એમાં કાંગાજીએ તેમજ ગૅલ્ડનરે ને બીજાઓએ "તૅમ્ મઇન્યૂમ્" પાઠ લીધેલો છે. અને બીજી હસ્તપ્રતોમાં બીજા પાઠો પણ છે; પણ બધા જ પાઠો ખોટા છે. આ શ્લોકનો ઉત્તમ તત્ત્વજ્ઞાનથી ભરેલો ભાવાર્થ કોઇને સમજ નહીં પડ્યાથી આ શબ્દો ચૂંથી નાખેલા છે. અભ્યાસીઓ ધ્યાનથી જોશે કે આ શ્લોકમાં ચાર શબ્દો દ્વિવચનમાં છે અને મન્યુઓ પણ બે છે અને એમાં મન્યુઓની જ વાત છે. હા. ૩૦-૧ માં પેગમ્બર સાહેબે કહ્યું છે કે "તે બન્ને મન્યુઓ જેઓ મજ્દાના હેતુ માટે સર્જાયેલા છે, તેઓને માટે હવે હું કહું છું." એટલે અહીં "મજ્દા"ને જ સંબોધન પણ છે વાંચકે એ શ્લોક ૫૨ની મારી સવિસ્તર ટીકા વાંચવી અને આ શ્લોકનો ખરો ભાવાર્થ સમજવો. એટલે આ શબ્દોનું ખરું શુદ્ધ રૂપ "તા મઇન્યૂ" એટલે તે બન્ને મન્યુઓને (૨/૨)-સ્પૅન્તામન્યુને તથા અંગ્રમન્યુને છે. તૅમ્ મઇન્યૂમ્" કે "તૅ મઇન્યૂ" લખતાં અર્થ જ મળતો નથી. વળી "તૅ" બહુવચનમાં છે. અને "મઇન્યૂ" દ્વિવચનમાં ૧-૨ વિભક્તિઓમાં છે.

(૫૬) હા. ૩૩. શ્લોક ૯, પક્તિ ૨, પાદ ૨.

એમાં "બરૅતૂ" શબ્દ છે તે ચૂંથાયેલો છે અને બે જુદા શબ્દો જોડી દઇને કીધેલો છે. ભાવાર્થ પ્રમાણે ખરા શબ્દો भरे तू એટલે notwithstanding in contest, યુદ્ધમાં યા હરિફાઇમાં હોવા છતાં (૧/૨) છે. એનો ધાતુ भृ તે પરથી भर् નામ થયેલું છે. તેથી આ શબ્દો છૂટા અને "બરૅ-તૂ" એમ લખવા જોઇએ, કેમકે "બ" ઉદાત્ત છે અને "રૅ" અનુદાત્ત જ રહે છે, કેમકે તેની પછીનો "તૂ" ઉદાત્ત છે.

(૫૭) હા. ૩૩. શ્લોક ૯, પંક્તિ ૩, પાદ ૨.

એમાં "ઉર્વાંનો" શબ્દ પણ ગેરસમજથી ખોટા વ્યાકરણથી લખાયેલો છે. એ પાદમાં "યયાઑ=જે બન્નેના", એમ છઠ્ઠી વિભક્તિ દ્વિવચનમાં સર્વનામ છે, અને તેનું નામ આ "ઉર્વાંનો" બહુવચનમાં છે! એનો ક્રિયાપદ "હચોઇતૅ પણ ૩/૨ એમ દ્વિવચનના રૂપમાં જોઇએ. વળી તેની પછી "આ"=જરૂર પણ જોઇએ. એટલે આ "બન્ને આત્મા" પણ દ્વિવચનમાં જ હોવા જોઇએ. એટલે "ઉર્વાંનો" નહીં પણ એ શબ્દ દ્વિવચનમાં શુદ્ધ રીતે "ઉર્વાંના" લખવો-બોલવો જોઇએ. એમાં મૂળ શબ્દ તો उर्वन्‌ છે અને व ઉદાત્ત છે. તેથી તેનો "વા" થવો જોઇએ. આ શ્લોકના બહુ શબ્દો ગેરસમજથી ચૂંથાયેલા છે.

(૫૮) હા. ૩૩. શ્લોક ૧૨, પંક્તિ ૧, પાદ ૧.

એમાં "ઉજારૅષ્વા" શબ્દ ચૂંથાયેલો 'છે. એમાં પ્રથમ "ઉ" કોઇએ પાછળથી ઉમેરેલો છે. મૂળ શબ્દ हर्ष्व છે, તેમાં ह ઉદાત્ત છે. તેથી તેનો ગાથા ભાષામાં "જા" થાય છે તે બરાબર છે. પણ એમાં "ઉ" શા માટે ઉમેરાય? "મને ઊંચે લ્યો, ઊંચી સ્થિતિએ મૂકો, મને ઊંચે ચઢાવીને મુક્તિ-ઉદ્ધાર-આપો."

એવા અર્થમાં આ વાક્ય છે તેમાં પહેલો શબ્દ "ઉસ્‌–મોઇ" છે જ उद् मे-એમાં "ઉસ્‌"માં ઊંચે લઇ જવાનો ભાવ છે જ. તેથી આ બીજો "ઉ" ખોટો છે. જો "વૃ" જેવો શબ્દ હતે તો તેનો "ઉર્વ" એમ "ઉ" સાથે થાય, પણ "જ્ઞ" સાથે "ઉ" કદી કોઇ રીતે આવે નહીં. માટે આ શબ્દ શુદ્ધ રૂપે "જાર્ષ્વા"જ લખવો–બોલવો જોઇએ, નહીં તો એક શ્રુતિ વધી જાય છે.

(૫૯) હા. ૩૪. શ્લોક ૧, પક્તિ ૧, પાદ ૨.

એમાં "અમૅરૅતતાતૅમ" છે તેમાં વચ્ચે "ત" ખોટી રીતે મુકાયેલો છે. ખરો શબ્દ "અમૃતાત્‌" છે, "અમૃતતાત્‌" નહીં. એનાથી બીજો કંઇ અર્થ પણ થતો નથી. બીજી લીટીમાં "હઉર્વતાતો" सर्वतातस्-છે તેની ચાર શ્રુતિ છે તેમ આ "અમૅરૅતાતૅમ્‌"–अमृतातम्–તેની પણ ચાર જ શ્રુતિ છે. આ પાદ या यज्ञा चं अमृतातम् એમ લખાય, તો નિયમ પ્રમાણે य ज-ना એમ ત્રણ શ્રુતિ કરીને આ પાદનો બરાબર લય સાધી શકાય. આ પદ્યરચનાની ને તેના લયની સૂક્ષ્મ સમજણ વગર કવિતામાં લાંબા કાળને લીધે પેસી ગયેલી ભૂલો સામાન્ય વિદ્વાનથી પકડી શકાય નહીં. આ પાદ માટે "લુપ્ત શબ્દો" વાળા વિભાગમાં ભૂલ નં. ૯ માં જણાવેલું છે.

(૬૦) હા. ૩૪. શ્લોક ૨, પંક્તિ ૧, પાદ ૨.

એમાં કાંગાજીએ, ગૅલ્ડનરે ને બીજાઓએ "મઇન્યુશ્‌–ચા વહ્‌હુશ્‌" જેવા પાઠ લીધેલા છે, તે ખોટા છે. કેટલીક હસ્તપ્રતોમાં મઇન્યૅઉશ્‌–ચા વહ્‌હૅઉશ્‌" પાઠ છે, તે જ ખરો પાઠ છે. એ છઠ્ઠી વિભક્તિમાં છે ને એનું સંબંધી નામ "દાતા" છે. આ હા. માં તત્ત્વજ્ઞાન અને મોક્ષમાર્ગની ચિકિત્સા છે, તેથી ઘણાને ભાવાર્થ સમજાયો નથી ને પછી અર્થ બેસાડવા શબ્દોને ગમે તેમ ચૂંથેલા છે. વિશેષ ખુલાસો "ગાથા" ના અનુવાદની ટીકામાં મળશે. માટે એ શબ્દો, "મઇન્યૅઉશ્‌" –ચા "વહ્‌હૅઉશ્‌" લખવા બોલવા જોઇએ.

(૬૧) હા. ૩૪. શ્લોક ૨, પંક્તિ ૩, પાદ ૧.

એમા "પઇરિગએથે" શબ્દ બધાએ લીધો છે તે બરાબર નથી. ગાથામાં "ગએથા" શબ્દ "સર્જન, સૃષ્ટિ" ના અર્થમાં છે. તેનો કંઇ સંબંધ માનીને આ શબ્દ ખોટો લીધેલો છે. એનો મૂળ ધાતુ परिगै = to go about celebrating everywhere બધે ફરતા રહીને ઉજવવું યા કીર્તન કરવું, એ છે. એનું વર્ગ ૩ જો વર્તમાનકાળ આત્મનેપદ ૧/૧ નું રૂપ परिगैते છે, તેનું સ્વરભારના નિયમ પ્રમાણે ગાથારૂપ "પઇરિગાઇથે" થાય. આ શુદ્ધ રૂપ કેટલીક હસ્તપ્રતોમાં ગૅલ્ડનરે નોંધેલું છે! અને છતાં એનો ધાતુ અને અર્થ યથાર્થ મેળવવાના કોઇએ પ્રયત્ન કીધા નથી ને ખોટો શબ્દ લખાતો બોલાતો આવ્યો છે. વળી ગાથામાં શબ્દના છેડેના સ્વરો બધા જ દીર્ઘ લખાય છે, એ માન્યતા પણ સર્વાંશે ખરી નથી. ગાથામાં परि નો "પઇરી" લખાય છે, કેમકે प ઉદાત્ત છે તેનો "પઇ" થાય, અને रि સ્વરિત થાય, ત્યાં "રી" દીર્ઘ અજ્જુ સાથે લખાય. પણ આ परिगैते માં गै ઉદાત્ત છે તેથી તેની પૂર્વેની શ્રુતિ સ્વરિત રખાય કે કરાય નહીં, એટલે रि અનુદાત્ત જ રહે છે. તેથી તે "પઇરિગાઇથે" એમ હ્રસ્વ "રિ" સાથે જ બધી પ્રતોમાં લખાયેલો છે. આ રૂપો બધા સ્વરભારના ચોક્કસ નિયમો પ્રમાણે જ બાંધેલાં છે તે હવે સૌને સ્પષ્ટ સમજાશે.

(૬૨) હા. ૩૪. શ્લોક ૩, પંક્તિ ૧, પાદ ૧.

એમાં ગૅલ્ડનરે, કાંગાજીએ અને કેટલાકોએ "મ્યજ્દૅમ્" શબ્દ લખ્યો છે. તે યુક્ત નથી. પણ એ જ શબ્દ આગળ જતાં આ જ હા. નો ૧૩ મા શ્લોકમાં એ બન્નેએ "મીજ્દૅમ્" લીધેલો છે તે તદ્દન બરાબર છે, એનો મૂળ શબ્દ मीढम् = grace, મહેર, ન્યામત છે. પ્રાગ્વૈદિક ભાષામાં ढ હતો જ નહીં. એ મૂર્ધન્ય વર્ગના વર્ણો પાછળથી વૈદિક ભાષામા આવેલા લાગે છે. બાકી એ "ઢ" ને બદલે ગાથાકાળમાં "જ્દ્"-ત્ડ-લખાતો હતો. વળી "મ્ય" તો મી નું ખોટું બગડેલું રૂપ છે. માટે આ શબ્દ શુદ્ધ રૂપે "મીજ્દૅમ્"જ અહીં લખવો-બોલવો જોઇએ.

(૬૩) હા. ૩૪. શ્લોક ૪, પંક્તિ ૧, પાદ ૧.

એમા "આત્રૅમ્" "આતરૅમ્," "આર્તૅમ્" એમ ગૅલ્ડનર, કાંગાજી, વગેરે વિદ્વાનોએ જુદી જુદી જોડણીમાં શબ્દ લખેલા છે તે યુક્ત નથી. "આતર્" ધાતુ પરથી લયો તો "આતરૅમ્" થવો જોઇએ, પણ તેમ કરતાં પાદમાં એક શ્રુતિ વધી જાય છે. એટલે એ જ ધાતુનું નિર્બળ રૂપ "આથ્ર" છે તે પરથી "અ" રૂપાખ્યાન (declension) પ્રમાણે "આથ્રૅમ્" શબ્દ થય, અને એક હસ્તપ્રતમાં "આથ્રૅમ્" શબ્દ ગૅલ્ડનરે નોંધેલો છે. પણ એની પાછળ "અહુરા-असुर શબ્દ છે. તેનો अ ઉદાત્ત છે. તેથી તેની પૂર્વેની શ્રુતિ સ્વરિત કરી શકાય નહીં. તેથી એ ટૂંકા "ઍ" સાથે જ લખાય. તેથી ખરું શુદ્ધ રૂપ "આથ્રૅમ્" છે તે જ લખવું-બોલવું જોઇએ

(૬૪) હા. ૩૪. શ્લોક ૪, પંક્તિ ૨, પાદ ૧.

એમાં ગૅલ્ડનરે "અસીશ્તીમ્" શબ્દ લીધો છે તે બરાબર નથી. મૂળ શબ્દ अशीष्ट છે. "ष्टी" નહીં. ગૅલ્ડનરે કેટલીક હસ્તપ્રતોમાં અસીશ્તૅમ્" શબ્દ જ નોંધેલો છે ને તે જ ખરો શબ્દ છે. એ શબ્દ શુદ્ધ રૂપે "અસીશ્તૅમ્" એમ ટૂંકા "ઍ" સાથે જ લખી શકાય કેમકે એની પછીના શબ્દ "ઍમવન્તૅમ્"ની પહેલી શ્રુતિ "ઍ"-अ-ઉદાત્ત છે.

(૬૫) હા. ૩૪. શ્લોક ૪, પક્તિ ૨, પાદ ૨.

એમા ગૅલ્ડનરે "સ્તોઇ રપન્તે" શબ્દો લીધેલા છે, તે જ યથાર્થ છે. કાંગાજીએ "રપૅન્તૅમ્" લીધો છે, તે ખોટો છે. ભાવાર્થ પ્રમાણે એની વિભક્તિ ૨/૧ નહીં પણ ૪/૧ છે. એથી ઊલટો "દઇબિશ્યન્તે" બીજી લીટીમાં આવે છે.

(૬૬) હા. ૩૪. શ્લોક ૪, પંક્તિ ૩, પાદ ૨.

એમા બધાએ "દૅરૅસ્તા" શબ્દ લીધો છે, તેની જોડણી યુક્ત નથી. આ શ્લોકનો અર્થ બરાબર નહીં સમજ્યાથી અને 'આતર"ની આધ્યાત્મિક શક્તિનો પરિચય નહીં હોવાથી આ ખોટા અર્થનો શબ્દ લખ્યો છે. મૂળ શબ્દ दृष्टा નહીં પણ धर्ष्टा છે એ धृष् ધાતુ પરથી છે. એનો અર્થ emasculator, depriver of virility, નિર્વીર્ય કરનાર, નિર્બળ કરનાર, એમ છે. એટલે એ શબ્દ શુદ્ધ રૂપે "દર્રૅસ્તા" લખવો-બોલવો જોઇએ. આવા અર્થોના સૂક્ષ્મ તફાવતોને માટે શ દોની જોડણી શુદ્ધ લખાવી જોઇએ.

(૬૭) હા. ૩૪. શ્લોક ૫, પંક્તિ ૩, પાદ ૨.

એમાં ભૂલ નં. ૭ પ્રમાણે "મય્યાઇશ્-ચા" શબ્દ ખોટો છે, તે શુદ્ધ રૂપે "મશકયાઇશ્-ચા" લખવો બોલવો જોઇએ.

(૬૮) હા. ૩૪. શ્લોક ૧૦, પંક્તિ ૩, પાદ ૨.

એમાં "વોયથ્રા" શબ્દ ચૂંથાયેલો છે. શ્લોકનો ને વાક્યનો ભાવાર્થ જોતાં એ શબ્દનો ધાતુ વી,=to go and seek eagerly, આતુરતાથી કંઇક શોધવું, છે. સત્ય શોધનના વિષયમાં એ ધાતુ વપરાય છે. એનાં ક્રિયાપદોનાં રૂપો વેતિ, વેપમ્ એમ વેથી શરૂ થાય છે. એ ધાતુ પર ત્ર પ્રત્યય લગાડીને વેત્ર નામ કીધેલું છે. યસ્ત ૧૦-૧૩૦ માં શ્રી ધાતુ પરથી એવું જ રૂપ "શ્રોઇથ્રા" થયલું છે. એટલે ગાથાના નિયમ મુજબ આ પણ વેત્રનું "વોઇથ્રા" (એટલે સત્યશોધનને માટે જનારાઓને) એવું રૂપ થયેલું છે. વે ઉદાત્ત છે તેનું "વોઇ" થયું અને ત્રા સ્વરિત થયો છે, તેથી તેનો નિયમ મુજબ "થ્રા" થયો છે. એટલે ખરું શુદ્ધ રૂપ "વોઇથ્રા" જ લખવું-બોલવું જોઇએ. ગૅલ્ડનરે એ શબ્દના અનેક પાઠો "વોય"થી શરૂ થતા આપેલા છે. પણ છેલ્લે એક હસ્તપ્રતમાં "આવોઇથ્રા" રૂપ નોંધેલું છે. એ જ ખરું રૂપ છે. પણ "આ" ઉપસર્ગ છે. તે "વોઇથ્રા"થી તો છૂટો લખાવો જોઇએ: આ વોઇથ્રા:

(૬૯) હા. ૩૪. શ્લોક ૧૧, પંક્તિ ૨, પાદ ૨.

એમાં "વક્ષ્ત્" શબ્દ ખોટી રીતે જોડાયેલો છે. વક્ષ્ ધાતુ પરથી અપૂર્ણભૂતકાળ, પરસ્મૈપદ ૩/૧ નું રૂપ "વક્ષત્ થાય. એટલે "ક્ષ" ને ત્ જુદા લખાય. "વક્ષ્ત્" લખતાં પાદમાં એક શ્રુતિ પણ ઓછી છે, એટલે ખરો શબ્દ "વક્ષત્" જ લખાવો-બોલાવો જોઇએ.

(૭૦) હા. ૩૪. શ્લોક ૧૧, પંક્તિ ૩, પાદ ૧.

એમાં પણ ભૂલ નં. ૨૦ પ્રમાણે "ઉતયૂઇતી" શબ્દ ખોટે રૂપે વપરાયેલો છે. ત્યાં જણાવ્યા પ્રમાણે શુદ્ધ શબ્દ इत्तर्ऊती નો "ઇતયૂઇતી" જ થાય. "ઉ" "ઇ" ને બદલે વંચાયેલો લાગે છે. માટે શુદ્ધ શબ્દ "ઇતયૂઇતી" જ લખવો-બોલવો જોઇએ.

(૭૧) હા. ૩૪. શ્લોક ૧૪, પંક્તિ ૩, પાદ ૧.

એમાં "ક્ષ્માકાંમ્ હુ-ચિસ્તીમ્" એ બન્ને શબ્દો ચૂંથાયેલા છે. પહેલો શબ્દ "ક્ષ્માકાંમ્" કરીને લખેલો છે. પણ આ પહેલા બીજા પુરુષ સર્વનામોની જાતિ તેમજ તેમનાં વચનમાં વૈદિકભાષામાં તેમજ ગાથાભાષામાં કોઇ જાતની ચોક્કસતા નથી. એટલે જાતિ કે વચન માટે જુદાં રૂપો એમાં નથી. એક જ રૂપ બધાં માટે વપરાય છે. એટલે "ક્ષ્માકાંમ્" લખીએ તો ત્રણ શ્રુતિ ગણવી પડે. અને "હુ-ચિસ્તીમ્"ની ત્રણ શ્રુતિ મળી છ શ્રુતિ થાય, અને "અહુરા"ની ત્રણ શ્રુતિ ઉમેરાતાં પહેલા પાદમાં નવ શ્રુતિ થઇ જાય! એટલે એ બન્ને શબ્દો પાછળથી બગડેલા છે. "ક્ષ્માકાંમ્" ને બદલે શુદ્ધ રૂપ "ક્ષ્માકૅમ્" જ લખવું-બોલવું જોઇએ. "ચિસ્તીમ્" નારીજાતિ હોવાથી "કૅમ્" નું "કાંમ્" કરવાની જરૂર નથી.

હવે રહ્યો "હુ–ચિસ્તીમ્" શબ્દ. એમાનો પહેલો "હુ" = सु = સારી કોઇએ પાછળથી ઉમેરેલો છે. અને "અહુશ"ની ઇચ્છાના પ્રયોજનને–ચીસ્તીમ્ "હુ" એટલે સારું કહેવાથી કંઇ વધારે થતું નથી. "અહુશ"નું પ્રયોજન કંઇ ખરાબ પણ આવતું નથી. એટલે "ચિસ્તી" શબ્દ જ પૂરતો છે. એમાં "હુ" ખોટી રીતે ઉમેરાયો છે. જેથી પાદમાં મોટો લયભંગ થાય છે. "અહુશ"ની ત્રણ શ્રુતિની પૂર્વે માત્ર ચાર જ શ્રુતિ ખપે છે તેમ અહીં પણ જોઇએ. એટલે "ક્ષમાર્કેમ્" ચિસ્તીમ્" લખનાં એ ચાર શ્રુતિ બરાબર થાય ને અર્થ પણ શુદ્ધ રહે.

(૭૨) હા. ૩૪. શ્લોક પંક્તિ ૧૫, ૨, પાદ ૨.

એમાં "ઇષુર્દેમ્" શબ્દ બગડેલો છે. મૂળ શબ્દ इषुध्य ધાતુ પરથી છે. "ઇષુદ્" જેવો ધાતુ જ નથી, પણ "ઇષુધ્ય"=to implore, વિનવવુ, એ છે. એ પરથી આ શબ્દ "ઇષુર્દ્યેમ્"–इषुध्यम्–થાય છે, તે ક્રિયાપદ, અપૂર્ણભૂતકાળ, પરસ્મૈપદ, ૧/૧ નું રૂપ છે. એ જ પ્રમાણે હા. ૩૧–૧૪ માં "ઇષુદો" છે તે इषुध्य નામ પરથી ૧/૩ નારીજાતિનુ રૂપ "ઇષુધ્યો" થાય. અવેસ્તા વંદીદાદમાં "ઇષુધ્યો"જ શબ્દો છે.

(૭૩) હા. ૩૪. શ્લોક ૧૫, પક્તિ ૩, પાદ ૨.

એમાં પણ હા. ૩૦–૯ માં જણાવ્યા પ્રમાણે "ફ્રૅરષૅમ્" બોલ ખોટી રીતે લખાયેલો છે. फर्षम्=મુક્તિ. એમાં "ર" આખો નહીં પણ વ્યંજન છે. એટલે તે "ફ્રૅર્ષૅમ્" લખવો–બોલવો જોઇએ.

ઉપર આ લેખમાં જણાવ્યા પ્રમાણે "અહુનવર"ના પવિત્ર કલામમાં, બીજા કોઇના "યાનીમ્ મનો"વાળા "ગાથા"ના પ્રવેશક શ્લોકમાં અને "અહુનવઇતિ" "ગાથા"ના સાત હામાં (અધ્યાયમાં) મારા ઊંડા અભ્યાસના પરિણામે મને જે બધી મળીને ૨૦૧ ભૂલો મળી આવી છે તેનાં કારણો જણાવીને મેં તે નોંધી છે. જુદા જુદા વિભાગમાં તે નીચે પ્રમાણે છે.

| | |
|---|---|
| વિભાગ પહેલો : ક્ષેપક શબ્દો. | ૨૦ |
| ,, બીજો : લુપ્ત શબ્દો. | ૧૧ |
| ,, ત્રીજો : ખોટા જોડાક્ષરોવાળા શબ્દો. | ૫૭ |
| ,, ચોથો : સ્વરભારનાં ખોટાં ચિહ્નવાળા શબ્દો. | ૪૦ |
| ,, પાચમો : બગડેલા શબ્દો. | ૭૩ |
| એકંદર શબ્દો. | ૨૦૧ |

હું ઉપર જણાવી ગયો છું તેમ આપણી પવિત્ર "ગાથા" એ "મંત્રસહિતા" છે, પેગમ્બરની દિવ્ય વાણીના "માથ્રો" છે. તે શુદ્ધ રીતે બોલાવા–લખાવા જોઇએ. સાડા આઠ હજાર વર્ષોના અતિ લાંબા ગાળામાં જમાનાઓની અનેક ઉથલપાથલમા, અનેક યુદ્ધોની હારજીતોમાં કાસ્પિયન સમુદ્રની બાજુના પ્રદેશથી માંડીને હિન્દુસ્તાન સુધીના અનેક પ્રદેશોમાં પોતાના મહાન પેગમ્બર સાહેબે આપેલા આ પવિત્ર વારસાને પોતાને મોંઢે રાખી રોજ ભણતા રહીને તેમજ અનેક લિપિઓમા ઉતારતા રહીને જરથોસ્તી ધર્મગુરુઓએ આજ સુધી પોતાના

જીવને જોખમે ગમે તેમ કરીને સાચવી રાખીને માનવજાતના જૂનામાં જૂના ધર્મજ્ઞાનને જીવતું જાગતું રાખ્યું છે, એ કાંઇ જેવી તેવી ધર્મશ્રદ્ધાની અને ધર્મપરની ફિદાગીરીની કથા નથી. આ બધું જોતાં કાળનાં તેમજ બીજાં અનેક કારણોને લીધે એ પવિત્ર વાણીને કંઇ કંઇ જાળાં લાગે તેમાં નવાઇ નથી. સાડા આઠ હજાર વર્ષમાં શબ્દોના પ્રકાર બદલાય, અર્થ બદલાય, સમજ બદલાય, વચ્ચે વચ્ચે થઈ ગયેલા મોટા ધર્માધિકારીઓની પોતાની ગતિમતિ મુજબ તેમાં કંઇ કંઇ ફેરફાર પણ કરાય એ સ્વાભાવિક છે. હિંદુભાઇઓના પવિત્ર વેદોમાં પણ એવા ઘણા ફેરફાર થયેલા છે, જુદી જુદી હસ્તપ્રતોમાં શબ્દોના ને વાકયોના પણ જુદા જુદા પાઠો આપેલા છે, એટલે જે થયું છે તે જમાનાઓના વહનમાં સ્વાભાવિકપણે જ થયું છે. મોટે ભાગેના શબ્દો ને ઉચ્ચારો શુદ્ધ જ રહેલા છે. તે પણ આપણા ધર્મગુરુઓની મહા કાળજી જ બતાવે છે.

પવિત્ર "ગાથા"ના પાયાની ફિલસૂફી સૂર્યમંડળની આજુબાજુ ગૂંથાયેલી છે, તેનું રહસ્ય પેગમ્બર સાહેબે પોતાના આંતરિક મધ્યમંડળના કેટલાક આધ્યાત્મિકતામાં આગળ વધેલા સભ્યોને જ આપેલું હતું અને એ સભ્યો ધર્મવિપ્લવમાં કે રાજવિપ્લવમાં નાશ પામતાં એ ગુપ્ત જ્ઞાન પણ તેઓની સાથે લુપ્ત થયું. ખુદ અવેસ્તાકાળમાં પણ આ ગુપ્ત જ્ઞાન તે વેળાના કોઇ મહાન જરથોસ્તી ધર્માધિકારીને પણ પૂરેપૂરું મળેલું દેખાતું નથી એટલે "ગાથા"માંની ફિલસૂફીમાં વેદકાળની, યાહુદી ધર્મના મંડાણકાળની, ખ્રિસ્તી ધર્મકાળની, તેમજ ખુદ ઇરાનમાં પણ ફૂટેલા કેટલાક નવા ધર્મના ફાંટાઓના કાળની માન્યતાઓ કોઇક અંશે સેળભેળ થતી જ આવી છે. વળી "ગાથા" જે મૂળ આર્યોની પ્રાગ્વૈદિક ભાષામાં તેના બધા સ્વરભારો સાથે લખાયેલી હતી, તેના ઉચ્ચારો જે રીતે થતા હતા, તેનું તે વેળા તો સૌને જ્ઞાનભાન હતું જ. પાછળથી જ્યારે જરથોસ્તીઓનો પ્રદેશ પણ બદલાયો હશે, ઇરાનમાં આવતાં ભાષા અને લિપિ પણ બદલાતી ગઇ હશે–જેમ બધે જ થયેલું છે–ત્યારે "ગાથા"ના મંત્રોને તેના ઉચ્ચાર પ્રમાણે જ નવી લિપિમાં તેના વર્ણો ઊભા કરીને ઉતારવામાં આવ્યા હશે. અને તે સ્વરભારના નિયમોની નોંધ પણ રાખવામાં આવી હશે. એ પદ્યરચનાની તેના બધા સ્વરભારોની સમજ એવા "સ્તોતના કાયદા"વાળા ગ્રંથમાં આપેલી પણ હશે. પણ કાળના વહનમાં અને ઇરાની જરથોસ્તી પ્રજા પર પડેલી આફતોમાં એ બધું કોઇક રીતે ગુમ થઇ ગયું લાગે છે. આજે તે કિરતારની મહેરથી આ જૂનામાં જૂની ભાષા અને તેના ઉચ્ચારોનું જ્ઞાન થયું છે. તેની મદદથી "ગાથા"ને ઉકેલતાં તેમાંની ક્ષતિઓની ખબર પડી છે એટલે હવે આ લેખમાં જણાવ્યા પ્રમાણે એ બધી ક્ષતિઓને સુધારીને "ગાથા"નો બધી રીતે શુદ્ધ પાઠ–વૈદિકભાષામાં તેમજ "ગાથા"ના તે ભાષાના શુદ્ધ ઉચ્ચારમાં–મેં આપ્યો છે, તે પ્રમાણે જ હવે "ગાથા"ના "માંથ્રો" લખાવા–બોલાવા જોઇએ. મારા જરથોસ્તી અભ્યાસી ભાઈઓને તેમજ વિદ્વાન દસ્તુરજીઓને તથા એરવદોને આ પાઠ બધી રીતે કસી જોવા અને તે શુદ્ધ છે એમ ખાતરી થતાં એ જ પ્રમાણે આપણાં ભણતર ચલાવવા હું વિનંતિ કરું છું. મઝ્દા અહુરાની, સ્પેન્તા મન્યુની અને પેગમ્બર સાહેબની ભેગી મહેરથી "ગાથા"નું બધું રહસ્ય જે રીતે મને મળ્યું તે તે સાહેબોની રજાથી હું અહીં પ્રગટ કરું છું અને મારા જીવનની એ પવિત્ર ફરજ બજાવીને કૃતાર્થ થાઉં છું.

—★—

"અહુનવઈતિ ગાથા"ની પદ્યરચના
અને તેના સ્વરભારો
તથા ગાથાભાષાની વિશિષ્ટતા

---

The Meter of the

# " AHUNAVAITI GĀΘĀ ,"

The Accents embodied in it,

and

Specific Differences in Phonology
between the Gāθās and the Vedas

# "અહુનવઇતિ ગાથા"ની પદ્યરચના અને તેના સ્વરભારો તથા ગાથાભાષાની વિશિષ્ટતા

## The Meter of the "Ahunavaiti Gāθā" and the Accents embodied in it, and Specific Differences in Phonology between Gāθās and the Vedas

### અહુનવઇતિ ગાથાનો છંદ

"અહુનવઇર્ય"ના તેમજ "ગાથા અહુનવઇતિ"માં વપરાયેલા છંદને હું 'અહુન છંદ' નામ આપું છું. એમાં ૧૬-૧૬ શ્રુતિઓની (syllables) ત્રણ પંક્તિઓ છે. દરેક પંક્તિમાં **સાતમી** *શ્રુતિએ યતિ* (caesura) છે. એટલે દરેક પંક્તિમાં બે પાદ છે, સાત ને નવ શ્રુતિના. આ સાતમી શ્રુતિ આગળના યતિનો કદી પણ ભંગ થતો નથી. લૈકિક (classical) સંસ્કૃતમાં જેમ ગુણ ને કાળ–quality and quantity—દરેક શ્રુતિના નિશ્ચિત કીધેલા છે એટલે લઘુ અને ગુરુ–short and long—ગુણમાં તેમજ કાળમાં–તેમ 'ગાથાના' છંદમાં નથી. ઋગ્વેદમાં પણ એમ નિશ્ચિત લઘુ ગુરુ શ્રુતિઓ નથી, પણ "ત્રિષ્ટુભ્" છંદની પંક્તિને છેડેની ચાર પાંચ શ્રુતિઓમાં મોટે ભાગે લઘુ ગુરુનું કંઇક માપ દેખાય છે, અને તેમાં પણ અનિયમિતતાના અપવાદ તો મળે છે જ, પણ ગાથાના છંદમાં તેવું કંઇ દેખાતું નથી.

ગાથાના છંદમાં પંક્તિને છેડેની શ્રુતિ બધી ગુરુ–long–જ વપરાયેલી છે, એટલુંજ નહીં, પણ શબ્દોની છેલ્લી શ્રુતિઓ લઘુ–short–હોય તો પણ તેઓને ગુરુ–long–કરવામાં આવેલી છે. દૃષ્ટાંત તરીકે વૈદિક "ચ"નો હંમેશ "ચા" લખાયેલો છે. 'અસુ'નો 'અહૂ', 'વસુ'નો 'વૉહૂ', 'નેદ'નો 'નએદા', 'અસ્ય'નો 'અહ્યા', 'અપિ'નો 'અઇપી'–વગેરે.

ઋગ્વેદના છંદો માટે યુરોપીય વિદ્વાનોએ નોંધ્યું છે કે તેમાં મોટે ભાગે iambic rhythm એટલે લઘુ ગુરુ–short and long syllables in rotation—**પરંપરા** આવે છે, પણ ખરી રીતે તેવું કશું નથી. લીટીએ લીટીએ જુદું જુદુંજ આવે છે ને લઘુ ગુરુનો કોઇ ખાસ નિયમ નથી–ખુદ ઋગ્વેદમાં હજારો અપવાદો આ વિધાન પરત્વે આવે છે–એ જ પ્રમાણે ગાથાના છંદમાં પણ લઘુ ગુરુનો કોઇ નિયમ નથી–બલ્કે ગાથાકાળમાં આ લઘુ ગુરુ–ગુણ ને કાળનાં નિયમિત એકમો (regular units) હોઇ શકે એવું પણ ભાન હસ્તી ધરાવતું ન હતું.

પ્રો. એ. એ. મૅકડોનેલ પોતાના વૈદિક વ્યાકરણમાં સ્પષ્ટ રીતે (૪૩૬ મે પાને પાદ નોંધ ૩ જી માં) કહે છે કે અવેસ્તાના છંદોમાં લઘુ ગુરુનું કોઇ પણ બંધનજ નથી. માત્ર શ્રુતિસંખ્યા જ પાદ પંક્તિના બંધારણ માટે નિશ્ચિત કીધેલી હોય છે.

મોટે ભાગે "ગાથા"ના અહુન છંદની દરેક પંક્તિ (૧૬ શ્રુતિની) વાક્યનો કે વાક્યવિભાગનો સંપૂર્ણ અર્થ ધરાવે છે. કોઇક જ વખત એક પંક્તિમાંથી બીજી

પંક્તિમાં ઊતરીને તેમાંના શબ્દોના અર્થ સાથે લેવા પડે છે—દાખલા તરીકે હા. ૨૯–૨ માં બીજી ને ત્રીજી પંક્તિઓ અર્થમાં જોડાયેલી છે ને બીજી પંક્તિમાંના સામાન્યરૂપ શબ્દ "દાવોઇ"નું કર્મ "આયસા" ત્રીજી પંક્તિમાં ઊતરેલું છે. એમ છતાં રચના એવી સીધી હોય છે કે એવે ઠેકાણે અર્થની ગૂંચવણ ઊભી થતી નથી.

પંક્તિમાંના પ્રત્યેક વિભાગની–પાદની–શ્રુતિગણનામાં કેટલાક જોડાક્ષરો માટેના નિયમો નોંધવા જેવા છે—

૧. અંતિમ–છેવટના–'ય' ની સાથે વ્યંજન જોડાયેલા હોય તે વ્યંજનમાં 'ઇ' સ્વર ઉમેરીને તે જોડાક્ષરની એક નહીં પણ બે શ્રુતિ ગણાય છેઃ "વઇર્યો" માંના 'ર્' વ્યંજનમાં 'ઇ' સ્વર ઉમેરીને 'વઇરિયો' એમ એ શબ્દને ત્રણ શ્રુતિમાં બોલવાનો છે.

"વહ્યો" નહીં પણ "વહીયો" લખવાનું-બોલવાનું છે.

૨. પણ વિભક્તિના પ્રત્યયોમાં 'ય' સાથે જે વ્યંજન જોડાયેલા હોય તેને છૂટા પાડવા નહીં: અહ્યા, દ્રિગુબ્યો, યુષ્મઇબ્યા, ઇત્યાદિ.

૩. ઘણા શબ્દો પઍાઉરવીમ, હુઇથીમ્, મષીમ્, જ્વીમ્, એમ ખોટી રીતે બોલાતા ને લખાતા આવ્યા છે, કારણ કે ખરાં રૂપો, પઍાઉરવ્યેમ્ હુઇથ્યેમ, મશકયેમ્, જ્વ્યેમ્, છે. જો "વીમ" બોલીએ તો એક જ શ્રુતિ થાય, પણ "વ્યમ્" બોલીએ–લખીએ તો તેની "વિ–યમ્" એમ બે શ્રુતિ થઇ શકે. જ્યાં જ્યાં આવા શબ્દો લખાયેલા છે ત્યાં શ્રુતિગણનામાં એક શ્રુતિ ઘટી પડે છે અને "ઇમ્" ને કોઇ રીતે લખાવીને બે શ્રુતિમાં બોલી શકાય નહીં.

ખરો શબ્દ "યમ્" સાથે જ છે તેની સાબીતી હા. ૩૪–૧૫ ની છેલ્લી લીટીમાં "હુઇથ્યેમ્" લખાયેલો જ છે ને તેમજ બોલાય છે. એટલે અવેસ્તાકાળમાં રૂપ બગડ્યાં હોય ને "યમ્"નું "ઇમ્" થયું હોય ને તે રૂપ પછી "ગાથા" માંના શબ્દો પર આરોપ થયેલું હોય, તેમ જણાય છે. પણ કોઇક શરતચૂકથી ઉપલો "હુઇથ્યેમ્" શબ્દ શુદ્ધ રૂપે લખાયેલો રહી ગયો છે. બધે ઠેકાણે આવા 'યમ્' ના 'ઇ–યમ્' બોલીએ તો જ શ્રુતિઓ બરાબર થઇ રહે.

૪. 'વ' ની સાથે જોડાયેલો વ્યંજન કેટલીક વખત તેમાં 'ઉ' ઉમેરીને બોલાય છે = 'હ્જ્વો' = હિ. જુ. વો બોલાય છે. આ શબ્દ બધે જ ત્રણ શ્રુતિમાં બોલાય છે. "વીદ્વાઓ" = વી–દુ–આઓ.

૫. (ક). છઠ્ઠી બહુવચનનો પ્રત્યય "આમ્" વેદ પ્રમાણે "ગાથા" ના છંદમાં પણ "આ–અમ્" એમ બે શ્રુતિમાં મોટે ભાગે બધે જ બોલવાનો છેઃ અએષાંમ્ = અએ–ષાં–અમ્; અએનન્હાંમ્ = અએ–નહ્–હાં–અમ્. પણ બીજી વિભક્તિમાં "આમ્" પ્રત્યયની બહુધા એક જ શ્રુતિ ગણાય છે. આ નિયમ પ્રો. મૅકડોનેલના

વૈદિક વ્યાકરણની સને ૧૯૪૧ ની આવૃત્તિમાં ૪૩૭ મે પાને નોંધાયેલો છે. ઋગ્વેદના મં. ૬–૧૬–૧ માં "ગાયત્રિ" માં દરેક પાદમાં આઠ આઠ શ્રુતિ જોઇએ ત્યાં એ આઠ કેમ થઇ છે તે જુઓઃ–

त्वमग्ने यज्ञानाम् होता विश्वेषाम् हितः

એમાં પહેલા પાદમાં દેખીતી માત્ર છ જ શ્રુતિ છે ને બીજામાં સાત છે, પણ त्वम् ને तु–अम् ને यज्ञानाम्ने यज्ञाना–अम् અને विश्वेषाम् ને विश्वेषा–अम् એમ બોલવાના છે. એટલે આઠે આઠ શ્રુતિ પૂરી થાય છે.

૫. (ખ). લાંબા ઉચ્ચારવાળા दास શબ્દમાંના द्दा નો दा–आ કરીને તેની બે શ્રુતિ ગણવી તેમજ લાંબા "ઊ" ની પણ ह्रू–ऊ એમ બે શ્રુતિ ગણવી. "सुदासस्–हु–दा–आ–ऑह्–हो" એમ પાંચ શ્રુતિ ગણવી, તેમજ ह्रूर ની પણ ह्रू–ऊ–र કરી ત્રણ શ્રુતિ ગણવી, "ष्यऑर्थनऍषू" માના "षू" નો પણ षूઊ કરીને બે શ્રુતિ ગણવી. જુઓ ઉપર પ્રમાણે મૅકડોનેલ વૈદિક વ્યાકરણ.

**ખાસ નોંધ:** ઋગ્વેદની ને બીજા વેદોની તેમજ "ગાથા"ની પદ્યરચનામા શ્રુતિઓ ખૂટતી લાગે છે, પણ ખરેખરી રીતે તેમ નથી. પદ્યનો લય તેના ઉચ્ચારને આધારે છે–લેખનના દેખાવને નહીં–એટલે તે કાળમાં એવા પ્રત્યયો સાથેની તથા એવા જોડાક્ષરોની શ્રુતિઓ લબાવીને કે છૂટી પાડીને બોલાતી હતી, અને તેમ બોલતાં પંક્તિનો લય તૂટતો નથી કે નિયમ પ્રમાણે પંક્તિમાં આવવી જોઇતી શ્રુતિઓ ઓછી ગણાતી નથી.

૬. "ગાથા" ના છંદમાં અઇ, ઓઇ, આઇ, આઉ, અઑ, ઑઉ, અએ–એવા બેવડા સ્વરો, વૃદ્ધિ કરીને, લખાય કે બોલાય છે, તેને બે શ્રુતિના નહીં પણ એક જ શ્રુતિના ગણવા, કારણ કે એ ઉમેરાયેલા સ્વરો શબ્દના મૂળ અંગના નથી, પણ શબ્દની શ્રુતિ પર આવતા જુદા જુદા સ્વરભાર (accents) ને લીધે નિયમસર મુકાયેલા છે. એ વૃદ્ધિના દેખાતા સ્વરો તેમજ વ્યંજનના રૂપમાં કરેલા ફેરફારો હવે પછી નીચે જુદા જુદા સ્વરભાર પ્રમાણે બતાવવામાં આવશે.

૭. 'અહુનવઇતિ ગાથા'નો 'અહુન' છંદ અણીશુદ્ધ લખાયેલો છે. ઉપર જણાવેલા જોડાક્ષરોને છૂટા પાડી ઉચ્ચારવાના છે અને "આંમ્" પ્રત્યયને 'આ–અમ્' એમ બે શ્રુતિમાં બોલવાના છે. એ વિધિ ધ્યાનમાં રાખતાં આ 'અહુન' છંદમાં શ્રુતિઓની કશી વધઘટ દેખાતી નથી, ને પદ્યરચના શુદ્ધ ને સરળ છે.

૮. વૈદિક પદ્યરચનામાં તેમજ "ગાથા"માં જે શબ્દો પૃષ્ઠાક્ષર (enclitic) ગણાય છે, જેવા કે, મે, મોઇ, તે, તોઇ, વે, વાઑ, ને, નાઑ, વગેરે, તે શબ્દો કોઇ પણ પંક્તિના આરંભમાં મૂકી શકાતા નથી, પણ પંક્તિના બીજા વિભાગમાં એટલે બીજા પાદના આરંભમાં તે

યતિ પછી મૂકી શકાય છે. પંક્તિના આરંભમાં તો ઉદાત્ત (accented) શ્રુતિવાળો જ શબ્દ રાખવામાં આવે છે ને તેની પછી પૂર્ણાક્ષર લેખે ઉપર કહેલા શબ્દો મૂકી શકાય છે. "ગાથા"માં પાછળથી ઘૂસી ગયેલા કેટલાક વધારાના શબ્દો આ કસોટીથી તુરત બહાર કાઢી નાખી શકાય છે.

૯. પહેલી વિભક્તિવાળો "મઝ્દાઑ" શબ્દ મેધાસ્ છે, એટલે તેની બે જ શ્રુતિ છે. "દાઑ" એક જ શ્રુતિમાં બોલવાનો છે, પણ છઠ્ઠી વિભક્તિવાળો "મઝ્દાઑ" શબ્દ મેધાસસ્ છે, એટલે તેની ત્રણ શ્રુતિ છે, "દા–ઑ" એમ છૂટા અક્ષરો બોલવાના છે: "મઝ્દાહસ"-માંના 'હ'નો 'ઑ' થયેલો છે, તેથી 'ઑ' છૂટો બોલવાનો છે. આઠમી સંબોધન વિભક્તિમાં એકવચનમાં મેધા (a-declension) છે, તેથી તે "મઝ્દા"જ રહે છે, અહીં સ્વરભાર ધા પર નહીં પણ મે પર છે, નિયમ પ્રમાણે સંબોધન વિભક્તિમાં જે શબ્દમાં સ્વરભાર પહેલી પછીની શ્રુતિ પર હોય તે ત્યાંથી બદલાઇને પહેલી શ્રુતિ પર જ પડે છે. પણ આઠમી સંબોધન વિભક્તિમાં બહુ–વચનમાં મેધાસ્ છે, તેથી તેનો "મઝ્દાઑસ્ થાય છે, અને એ રૂપ a-*declension* લે છે. એ કારણથી "મઝ્દાઑહો" જેવું રૂપ થતું નથી. પણ "અહુરા" માં (असुर) 'અ' પર સ્વરભાર છે જ અને તેની આઠમી સંબોધન વિભક્તિમાં બહુવચનમાં એ શબ્દ असुरासस् થાય છે ત્યાં रा પર ઉદાત્ત સ્વરભાર છે તેથી તેની પૂઠે स શ્રુતિ આવ્યાથી નિયમ પ્રમાણે તે "અહુરાઑહો" થાય છે.

જૅક્સને પોતાના અવેસ્તા વ્યાકરણમાં § ૨૬૫–પૃષ્ઠ ૭૯ મે ૬ ઠી વિભક્તિ એકવચનનાં રૂપો બતાવતાં 'અહ્હ' અને 'અઑ' રૂપ વિષે કહેતાં લખે છે કે "Exceptions depend perhaps upon a shift of the accent" એટલે શબ્દોની શ્રુતિઓના સ્વરભારના ફેરફાર ઉપર કદાચ અપવાદોનો આધાર હોય! આ બતાવે છે કે "ગાથા" ની ભાષામાં સ્વરભાર છે, પણ તે ગર્ભિત હોવા જોઇએ, ને વૈદિક સંસ્કૃતમાં જેમ શ્રુતિઓની નીચે યા ઉપર સ્વરભારનાં ચિહ્નો મુકાય છે તેમ "ગાથા" ની ભાષામાં નહીં મુકાતાં હોવાથી તેમાં ઉચ્ચારોના ફેરફારોની બરાબર સમજ પડતી નથી! આ સત્યની પાસે જૅક્સન કેટલો બધો આવ્યા છતાં ત્યાંથી તે ખસી ગયો છે, અને 'ગાથા'માંના સ્વરભારનું જે સંશોધન મેં કીધું છે તે સ્પષ્ટ રૂપે અહીં નીચે હું બતાવું છું, તે વાત હવે સૌ કોઇ જાણી શકશે; અને 'ગાથા' ની ભાષા તે પ્રાગ્વૈદિક–pre-Vedic છે, ઋગ્વેદની ભાષાની માતા જેવી છે, ને તેના સ્વરભાર વૈદિક ભાષાના જેવા જ છે તે હવે સ્પષ્ટ થશે.

૧૦. વેદોમાં જે સ્વરભારો છે–ઉદાત્ત, અનુદાત્ત, ને સ્વરિત (acute, grave and circumflex)–તેના ખરા ઉચ્ચાર હિંદુ બ્રાહ્મણ વેદપાઠીઓ પણ ભૂલી ગયેલા લાગે છે. આ વિષયમાં વર્ષોથી હું રસ લેતો આવ્યો છું, અને કવિતારચનાના પ્રકારોને લગતા મારા સંશોધન અંગે હિંદુસ્તાનના જુદા જુદા પ્રાંતોના વેદપાઠીઓ પાસે ઋગ્વેદની ઋચાઓ કેમ ને કેવી રીતે સ્વરભારથી બોલાય છે તે મેં સાંભળી

છે, પણ હિંદી, બંગાલી, ગુજરાતી, મરાઠી, તામિલ, તેલુગુ વગેરે બ્રાહ્મણોમાં કોઇને એક સરખા ઉચ્ચાર કરતાં મેં સાંભળ્યા નથી, પણ એ બધા જુદી જુદી ઢબે જ બોલે છે. એ બતાવે છે કે ઋગ્વેદની ઋચાઓનું સ્વરભારો સાથેનું ખરું ઉચ્ચારણ એ સૌ હવે ભૂલી ગયા છે. અને માત્ર સાદને ઊંચો નીચો કરવાનું ને સાથે ડોક ને હાથ હલાવતા ને ફેરવતા જવાનું જ તેઓ પાસે બાકી રહ્યું છે. આ સંબંધમાં શ. રા. કેશવરામ કાશીરામ શાસ્ત્રીના ઇ. સ. ૧૯૪૫ માં પ્રગટ થયેલા ભાષા-શાસ્ત્રના ઉપયોગી ગ્રંથ "અક્ષર અને શબ્દ" માં ૬૭ મે પાને સ્પષ્ટ ઉલ્લેખ છે: "વેદકાળમાં ઉદાત્ત, અનુદાત્ત અને સ્વરિત ઉચ્ચારણો કેવાં હતાં, તે જાણવાનું અત્યારે સીધું સાધન નથી; માત્ર વેદપાઠીઓ તેને હાથના ઉપર, નીચે, સમાંતર હલનથી બતાવે છે."

પરમાત્માની કોઇ અકળ ગતિથી "ગાથા"ના મંત્રો જ્યારે અવેસ્તાની સાસાનિયન જમાનામાં ઉદ્ભવેલી ને હમણા સુધી આપણી પાસે રહેલી અવેસ્તા લિપિમાં જે કોઇ દસ્તૂરે યા વશિષ્ઠ ધર્માચાર્યે ઉતાર્યા ત્યારે તેણે મહા અદ્ભુત કલા વાપરીને જુદા જુદા સ્વરભારો કેવી રીતે ઉચ્ચારાતા હતા તે સૌ એ લિપિમાં ચોક્કસ નિયમો બાંધીને શ્રુતિઓમાં જુદા જુદા સ્વરો ઉમેરી, હ્રસ્વના દીર્ઘ કરી યા દીર્ઘના હ્રસ્વ કરી, જોડાક્ષરોને છૂટા પાડીને અંદર કોઇ સ્વર ઉમેરી, અલ્પપ્રાણ (ક, ગ,—ત, દ, પ, બ) વ્યંજનોને ઉદાત્ત બતાવવા તેના જ વર્ગના મહાપ્રાણ (ખ, ઘ, થ, ધ, ફ, વ્હ) વ્યંજનો કરી, યા એથી ઊલટું મહાપ્રાણના, અનુદાત્ત બતાવવા, તેને અલ્પ પ્રાણ કરી, મૂળમાં જેમ ઉચ્ચારો થતા હશે તે એવી રીતે શબ્દોની શ્રુતિઓમાં જ બતાવ્યા છે! ઋચાઓ ને મંત્રોના ઉચ્ચારમાંની આધ્યાત્મિક શક્તિ જાણીને યા માનીને તેનો કોઇ ખોટો ઉચ્ચાર કરે જ નહીં તે ધ્યાનમાં લઇને "ગાથા"ની ભાષાની ને તે પછીની અવેસ્તા ભાષાની શુદ્ધ ઉચ્ચારમય વ્યવસ્થા કોઇ વિલક્ષણ ધર્માચાર્યે કીધી છે.

મારા આ સંશોધનથી હિંદુ શાસ્ત્રોની સ્વરભાર સાથેની ઋચાઓના શબ્દોના કેવા ઉચ્ચાર થતા હતા તે સ્પષ્ટ થઇ જાય છે, એટલે હવે હિંદુ બ્રાહ્મણ વેદપાઠીઓ પણ આ મૂળ ઉચ્ચાર પ્રમાણે વેદોના શબ્દોના ને મંત્રોના ઉચ્ચાર કરી શકશે, અને હાલમા જે અંધાધૂંધી પ્રાંતપ્રાંતના બ્રાહ્મણો વચ્ચે છે તે નીકળી જશે.

૧૧. (ક) "ગાથા"ના મંત્રો મેં ગુજરાતી લિપિમાં હાલ કેમ બોલાય છે તે અવેસ્તા લિપિ પરથી ઉતાર્યા છે–અને તેની નીચે તે જ મંત્રો દેવનાગરી લિપિમાં જુદા જુદા સ્વરભાર સાથે ઉતારેલા છે, તે જોવાથી હિંદુ વિદ્વાનોને તથા વેદપાઠીઓને વેદની ઋચાઓ તેના મૂળ શુદ્ધ ઉચ્ચારે બોલવાનું ફરીથી જ્ઞાન થશે. એટલે મારું આ પુસ્તક અને મારો આ ખાસ લેખ માત્ર પારસીઓ જ માટે કે ગાથા અવેસ્તા ભાષાના પૌરસ્ત્ય કે પાશ્ચાત્ય વિદ્વાનો ને અભ્યાસીઓ માટે જ નહીં, પણ તમામ હિંદુધર્મવાળાઓને પણ કામનાં છે.

૧૧ (ખ). ગાથાના શબ્દોમાંના ઉચ્ચારો, ધ્વનિભેદ, વર્ણભેદ વગેરે માટે લખ્યા અગાઉ અહીં "ગાથા અહુનવઇતિ" ના 'અહુન' છંદની રચના તેના સ્વરભાર સાથે કેમ થયેલી છે, તે પ્રથમ જાણવું જોઇએ. પદ્ય બનાવવા માટે કમીમાં કમી બે તત્ત્વોની જરૂર છે: (૧) વર્ણની અથવા શ્રુતિની કે માત્રાની

નિયમિત ગણતરીવાળી સ્વરપંક્તિ-line,-અને (૨) લયસાધના-rhythm-માટે નિશ્ચિત તાલ કે પ્રયત્નની (accent) પરંપરા. આ બે તત્ત્વ વગર પદ્ય કે છંદ કદી થઇ શકે નહીં. એકલા અક્ષર યા શ્રુતિના ગણવાથી કંઇ લય સધાય નહીં. કાલમાનના (measurement of Time) કોઇક રીતના નક્કી કીધેલા બિંદુથી (point) જ લય સાધી શકાય. પદ્ય-Verse-બનવા માટે અને તેને ગદ્યથી જુદું પાડવા અને બતાવવા માટે એમ ઉપર જણાવેલાં બે તત્ત્વોની જરૂર છે. તે વગર ખાલી અક્ષરોની સમાન સંખ્યા ગણી ગયાથી કંઇ પદ્ય બની શકતું નથી.

આજ સુધી ગાથા અવેસ્તાના અભ્યાસીઓ-ઇરાની, યુરોપીય કે હિંદીઓ-માં ગાથાના છંદોમાં માત્ર અક્ષરોની ચોક્કસ ગણતરી અને લીટીમાં રખાતી યતિ-caesura-એ જ બે તત્ત્વો છે તેમ મનાતું આવ્યું છે. પણ યતિથી કાંઇ લય સધાય નહીં, એ તો માત્ર લાંબી લીટીમાં કોઇક ઠેકાણે તે લીટીના લયને પુષ્ટિ આપવા જરા વિરામ રાખવો પડે તેને જ યતિ કહેવાય છે, એ કાંઇ લીટીમાંના અક્ષરોનો ગણ કે સંધિ-foot-નથી. પદ્યને નિયમનમાં રાખીને તેમાં લય ઉપજાવવા માટે પ્રત્યેક લીટીના ગણ યા સંધિ-foot-પાડીને તેમાં લયબિંદુ એટલે તાલ-stress-ની સ્થાપના ચોક્કસ પરંપરામાં કરવી પડે છે. વેદકાળ પછીના લૌકિક સંસ્કૃત કાળમાં પ્રાચીન વેદભાષામાંના સ્વરભારોનું (accents) જ્ઞાન લુપ્ત થયું હતું, એટલે પદ્ય માટે પંક્તિઓની અક્ષરસંખ્યા નક્કી કરીને તેમાં બે ત્રણ કે ચાર શ્રુતિઓના સંધિ યા ગણ-foot-બાંધીને પ્રત્યેક ગણમાં રહેલી શ્રુતિઓના લઘુ યા ગુરુ-short or long-વર્ણના ગુણભેદને લઘુ યા ગુરુ કાલભેદ સાથે જોડી દીધા, એટલે જે વર્ણો अ, इ, उ, ऋ, પોતાના મૂળ ગુણમાં (quality) હ્રસ્વ-short-હોય તે વર્ણો કાલમાનમાં (quantity of time) પણ લઘુ-short-ગણાયા, અને જે વર્ણો आ, ई, ऊ, ॠ, ए, ऐ, ओ, औ, अं, अः વગેરે મૂળ ગુણમાં દીર્ઘ-long-હોય તે વર્ણો કાલમાનમાં પણ ગુરુ-long-ગણાયા. એનું કારણ એ હતું કે વૈદિકભાષા મૃતપ્રાય: થઈ હતી, અને તેમાંના સ્વરભારનું ભાન કોઇને રહ્યું નહીં હતું, કેમકે વેદકાળ પછી હિંદનાં જુદા જુદા પ્રાંતોમાં લોકો વહેંચાઈ ગયા અને જૂની વેદભાષા અપભ્રષ્ટ થઇને તેમાંથી જુદા જુદા પ્રાંતોની ભાષાનાં નવાં રૂપો પ્રાકૃત નામે બંધાયાં, અને લોકોમાં એ પ્રાકૃત ભાષાઓ બોલાતી થઈ. પણ હિંદુ પંડિતોએ વેદકાળની પવિત્ર ધર્મભાષાને સાચવવા અને પોતાના ધર્મગ્રંથોને જુદા જુદા પ્રાંતોના લોકોને સમજાવવા મૂળ વેદભાષામાંથી જ સંસ્કૃત ભાષા ઉપજાવી અને પાણિનિ જેવા વૈયાકરણે એ ભાષાનું વ્યાકરણ લખ્યું, અને તે કાળની ભાષાની અરાજકતામાંથી વ્યવસ્થા ઊભી કરીને નિયમો બાંધ્યા. પંડિતો વચ્ચે શાસ્ત્રને લગતી વાતચિતમાં ને વાદવિવાદમાં આ સંસ્કૃત ભાષા મધ્ય ભાષા તરીકે અગત્યની બની, અને ત્યાર પછીનાં અઢી હજાર વર્ષોથી હિંદમાંનું વિદ્યાના અનેક ક્ષેત્રોને લગતું ઉચ્ચ સાહિત્ય સર્જાયું, તે આજસુધી ચાલુ છે. આ પુસ્તકોમાંની ને પંડિતોની સંસ્કૃત ભાષા હિંદના કોઇ પણ પ્રાંતના સામાન્ય લોકોની બોલવાની ભાષા કદી હતી નહીં કે છે નહીં. અહીં તો વૈદિક અને લૌકિક સંસ્કૃતના ભેદનું આટલું વિવરણ બસ થશે.

ગાથાની ભાષામાં સ્વરભાર છે જ નહીં એવો મત આજ સુધીના બધા વિદ્વાનોનો ચાલતો આવ્યો છે. પણ "ગાથા"ના છંદો બધા **ગવાતા** હતા, એનો ઉલ્લેખ તો ખુદ ગાથામાં તેમજ અવેસ્તામાં સ્પષ્ટ થયેલો છે, એટલે એમાં પણ સ્વરવિષયક પ્રયત્ન-pitch accents-વેદમાંના છંદોના જેવો આવતો હોવો જ

જોઇએ, એવો અભિપ્રાય મેં ગયા ઇ. સને ૧૯૩૯ માં મુંબઇ યુનિવર્સિટી તરફથી શ્રી ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનમાળામાંનાં પાંચ વ્યાખ્યાનો "ગુજરાતી કવિતાની રચનાકળા"ને નામે આપેલાં અને ઇ. સ. ૧૯૪૧ માં તે ગ્રંથરૂપે પ્રગટ થયાં છે, તેમાં ૨૪૫ મે પાને મેં દર્શાવેલો છે. તે વેળા તો કેટલાક પારસી વિદ્વાનોએ–મરહૂમ બેહરામગોર તે. અંકલેસરીઆ સુદ્ધાંએ મારા આ પ્રતિપાદનને હસી કાઢ્યું હતું. તે વેળા મને ગાથા–અવેસ્તાનો માત્ર પરોક્ષ અભ્યાસ હતો, અને એ વિષયમાં મારે બીજા વિદ્વાનોનાં ભાષાંતરોનો જ આધાર હતો. પણ ત્યાર પછી ઇ. સ. ૧૯૪૧ થી મેં ગાથા–અવેસ્તાનો જાતે અભ્યાસ કરવાનું નક્કી કીધું અને ગાથાઅવેસ્તામાં પણ સ્વરભારો છે જ, અને એ સ્વરભારોના ઉચ્ચારનિયમો પ્રમાણે જ ગાથાની ભાષામાંના શબ્દોમાં કોઇ કોઇ સ્વરોનો ઉમેરો કરવામાં આવેલો છે, તેનું અચાનક ભાન થતાં વૈદિક ભાષા સાથે ગાથાની ભાષા સરખાવતાં મને સ્પષ્ટ જણાયું, અને પછી તો ખંતથી એ સ્વરભારોના બધા નિયમો મેં શોધી કાઢ્યા. એ નિયમો બધી સ્પષ્ટતાથી આ લેખમાં પાછળ આપવામાં આવ્યા છે.

"અહુન છંદ"ની રચના કેમ કરવામાં આવી છે, અને તેમાં શ્રુતિગણના ઉપરાંત લયસાધના માટે એમાંના શબ્દોના સ્વરભારો કેવી રીતે ગોઠવાયેલા છે, તે તપાસીએ. હું અગાઉ જણાવી ગયો છું તેમ એ છંદની ત્રણ લીટીઓ છે, અને દરેક લીટીમાં ૧૬ શ્રુતિઓ–Syllables–છે. આ સોળ શ્રુતિઓમાં મુખ્ય યતિ સાતમી શ્રુતિ પછી આવે છે. વૈદિક અનુષ્ટુપ્ છંદની એક પંક્તિ પણ ૧૬ શ્રુતિની હોય છે, પણ તેમાં ૮ મી શ્રુતિએ યતિ આવે છે, એટલે ત્યાં લીટીના સરખા ભાગ પડે છે. પણ આ "અહુનછંદ"માં તો સાતમી શ્રુતિએ યતિ આવતી હોવાથી સાત અને નવ શ્રુતિઓના અણસરખા ભાગ પડે છે, અને તેથી લયમાં પણ ફેરફાર પડે છે. વળી "અહુન છંદ"ના બંધારણમાં પહેલી સાત શ્રુતિમાં પણ મોટે ભાગે બે ભાગ પડે છે, એટલે પહેલી ચાર શ્રુતિઓ પછી પણ એક નાની યતિ ઘણુંખરું રખાય છે, અને તેની પછી ત્રણ શ્રુતિઓ રાખવામાં આવે છે, તેમાંની પહેલી શ્રુતિ એટલે પંક્તિવિભાગની પાંચમી શ્રુતિ ઉદાત્ત સ્વરભારવાળી હોવી જોઇએ, અને પછી છઠ્ઠી ને સાતમી શ્રુતિઓમાં છઠ્ઠી સ્વરિત હોય તો સાતમી અનુદાત્ત રહે, અને છઠ્ઠી અનુદાત્ત રહે તો સાતમી પાછી ઉદાત્ત હોય:

अस्य यांचा नमंसा — હા. ૨૮– ૧–૧–૧
अस्मभ्यंम् च असुंर — હા. ૨૮– ૬–૩–૧
दास्त् मेधा क्षयां च — હા. ૨૮– ૭–૩–૧
पुच्छा अंवत् यथा स्वो — હા. ૩૧–૧૬–૧–૧
यश्चं वास्त्रा विंवापत् — હા. ૩૨–૧૦–૩–૧
अत् ते मेधा ता मन्यू — હા. ૩૩– ૯–૧–૧
यः त्वत् मेधां अश्राष्ट्रिम् — હા. ૩૩– ૪–૧–૧
अर्यम्णश्चं निदन्तो — હા. ૩૩– ૪–૩–૧

આવી રચના "અહુનવઇતિ ગાથા"માં મોટે ભાગે મળે છે. જો પાંચમી શ્રુતિ અનુદાત્ત હોય તો છઠ્ઠી ઉદાત્ત હોય:

भयोः भारै सा॒कु॒र्णम् — હા. ૩૩-૯-૩-૧
भत् मेर्घा द्विष्यन्ते — હા. ૩૪-૪-૩-૧

તમામ રચના જોતાં આ પંક્તિના પહેલા પાદના બીજા વિભાગમાં એટલે ૫-૬-૭ શ્રુતિઓમાં એક શ્રુતિ ઉદાત્ત હોવી જ જોઇએ. પંક્તિના બીજા પાદની નવ શ્રુતિઓમાંની પણ પહેલી ચાર શ્રુતિઓ પછી મોટે ભાગે યતિ રાખેલી છે. એનાથી પંક્તિના લયમાં સુસ્વરતા આવે છે.

પણ કોઇ કોઇ ઠેકાણે ત્રીજી શ્રુતિ આગળ પણ યતિ રાખેલી છે, તો પછીના શબ્દની જો ચાર શ્રુતિ હોય તો પહેલી અનુદાત્ત, બીજી ઉદાત્ત, ત્રીજી સ્વરિત ને ચોથી અનુદાત્ત રહે છે:

वर्धंति भ॒रमं॑तिः — હા. ૨૮-૩-૩-૧
दु॒ष्टि तू भ॒रमं॑ते — હા. ૨૮-૭-૨-૧

એવી રચનામાં પણ કહીં કહીં ફેરફારો તો આવ્યા જ કરે છે, પણ ઉદાત્ત, અનુદાત ને સ્વરિત સ્વરભારોની હેરફેરથી લયમાં વૈવિધ્ય આવે જ છે. યાદ રાખવાનું છે કે આ સ્વરભારો સ્વરાત્મક (એટલે pitch accents) છે, એટલે તે સંગીતશીલ-musical-છે, અને તેથી તેના આરોહ-અવરોહ-ઊંચા નીચા-સ્વરો થયા કરતા હોવાથી તે સુસ્વર અને સુલભશ્રુત બને છે, અને પંક્તિમાંની શ્રુતિઓની નિયમિતતા તેમજ યતિસ્થાનોથી તેના લય પર બંધન રહે છે.

મુખ્ય તો પહેલા શબ્દમાં એક શ્રુતિ ઉદાત્ત હોવી જ જોઇએ એ અચૂક નિયમ છે. પૃષ્ઠાક્ષરો-enclitics-वः नः જેવા એ ઉદાત્ત સ્વરભારવાળા પહેલા શબ્દની પૂઠે મુકાય છે.

ગમે તે ક્રમ આવે પણ પહેલી ચાર શ્રુતિમાં બેથી ત્રણ ઉદાત્ત શ્રુતિ સમાવાય છે, અને એક યા બે સ્વરિત શ્રુતિ પણ આવે છે. ધ્યાનથી તપાસતાં એવું મળે છે કે પાદની શરૂઆતમાં કે છેડે ઉદાત્ત, સ્વરિત ને અનુદાત્ત હોય *એવી ત્રણ શ્રુતિવાળા શબ્દો રચાય છે.*

वर्सिष्ठम् त्वा वर्सिष्ठ — હા. ૨૮- ૮-૧-૧
भ॒नैः वः नेद् भसु॑र — હા. ૨૮- ૯-૧-૧
भार्नर्णोः विचित्तस्य — હા. ૩૦- ૨-૨-૧
भसु॑र नून्याः भ॒वर् — હા. ૨૯-૧૧-૩-૧
भसु॑रम् भर्षवनम् — હા. ૩૧-૧૦-૨-૧

બીજા પાદમાં નવ શ્રુતિઓ છે, તેમાં પણ આ असु॑र-અહુરા-શબ્દ મોટે ભાગે ઉપર મુજબ ૫-૬-૭ શ્રુતિઓમાં ગોઠવાય છે, યા શરૂઆતમાં કે છેડે આવે છે:

येषु॑ मेधाः भसु॑रः क्षेति॑ — હા. ૩૩- ૫-૩-૨
भसु॑रस्य वृ॒ज्म मेधासः — હા. ૩૨- ૧-૨-૨
भसु॑म्-भिप् वि॒द्वान् भसु॑र — હા. ૩૧-૧૯-૧-૨
यथा॑ र॒तुम् भसु॑रो वे॒द — હા. ૩૧- ૨-૨-૨

બીજે ઠેકાણે પણ મોટે ભાગે એમજ ૫–૬–૭ શ્રુતિઓ આવે છેઃ

यतेना वेद्मानाय मनसा — હા ૩૧–૨૨–૧–૨
वचसा च्यौत्ना च सपति — હા ૩૧–૨૨–૨–૨
न चिद् सिद्वान् ओजे सद्रोया — હા ૩૨– ૭–૨–૨
वृजनस्य नेदिष्ठाम् द्रुहम् — હા ૩૩– ૪–૨–૨

આ બધુ જોતા જણાય છે કે આ પદ્યને નિયમનમા રાખવા અને તેમા લય ઉપજાવવા આ સગીતશીલ પ્રયત્નો–સ્વરભારો–ની ચોક્કસ ગોઠવણી છે જ. આ વિષયમા હજી વધારે સશોધનની અગત્ય છે પણ એ વૈદિક અને ગાથિક પદ્યને નિયમનમા રાખવા પાદ, યતિ, ઉપયતિ અને ઊંચા નીચા સૂરોની ગોઠવણ છે જ સામવેદના મત્રોનુ ગાન મેં સાભળ્યુ છે, તેમા કોઈ નિયમિત રાગ નથી, યા દરેક લીટી એક જ રાગના ચોકઠામા ઊતરતી નથી ખ્રિસ્તી દેવળોમા જે ધાર્મિક સગીત–Choir–થાય છે, ને પાદરી તેની સાથે સ્તોત્ર ગાય છે, તેના જેવુ જ આ સામવેદનુ ગાન મને જણાયુ છે, અને તેવુ જ આ ગાથાના છદોનુ પણ છે.

સામવેદના મત્રોનુ ગાન વેદના સ્વરભારોને અનુસરીને જ કરવામા આવેલુ છે, એનુ વિધાન કાઇક નીચે પ્રમાણે છે

પાદના શબ્દોમા રહેલા સ્વરભાર પ્રમાણે તેને આકડા તેમજ સગીતના સૂરો લગાડાય છે

ઉદાત્ત—acute—સ્વરભારનો આકડો ૧, સૂર 'સા' અગ્રેજી C
સ્વરિત—circumflex–„ „ ૨, „ 'ની' „ B
અનુદાત્ત—grave– „ „ ૩, „ 'ધ' „ A

આ ત્રણ સૂરો જ મુખ્ય છે, અને તેના આરોહ અવરોહ પ્રમાણે એના ગાનમા સુસ્વરતા આવે છે એ સૂરોની વચ્ચે આલાપ વધારીને બીજા બાકીના સૂરો તેમા પૂરવામા આવે છે

હિંદુભાઇઓની વેદસહિતાના મત્રોનુ ગાન કરનારા સામવેદી બ્રાહ્મણો વશપરપરા ઊતરી આવેલા છે, અને તેઓ વીણા, મૃદગ વગેરે વાદ્યો સાથે વેદમત્રોનું ગાન કરે છે, તેને "સામગાન" કહેવામા આવે છે પેગબર અષો જરથુસ્ત્ર સાહેબની "ગાથા" ગવાતી હતી, તેના ઉલ્લેખો અવેસ્તામા તો છે જ, પણ પ્રાચીન ગ્રીક ઇતિહાસકારોએ પણ નોંધેલુ છે કે ઇરાનીઓ પોતાના પેગમ્બરની "ગાથા" સુદર રીતે ગાતા હતા આપણા જરથોસ્તી મોબેદો "ગાથા" ગાવાનુ કોઇ અગમ્ય કારણે ભૂલી ગયા છે સાસાનિયન જમાનામા "ગાથા" ગવાતી હતી એવુ કોઇ પુસ્તકમાથી સત્તાવાર રીતે જાણી શકાતુ નથી. ગાથા અવેસ્તાનો સીધો પરપરાગત વારસો પહેલવી જમાનામાના જરથોસ્તી મોબેદોને યા બહેદીનોને મળ્યો હોય, એવી કોઇ શહાદત મને તો મળતી નથી અવેસ્તા કાળમા હખામની વશનો અત આવ્યો ત્યાસુધી "ગાથા" જરૂર ગવાતી જ હતી અને તેનો સિલસિલો પેગમ્બર સાહેબના વખતથી જરૂર કોઇક રીતે ઊતરી આવેલો હશે જ પણ તે પછી પાર્થિયન રાજાઓના કાળમા ધર્મસાહિત્ય વેરવિખેર થઇ પડ્યુ અને જરથોસ્તીઓ ભારે હેરાનગતીમા આવી પડેલા હતા સાસાનિયન કાળની પૂર્વેના

પાંચસેં વર્ષમાં જરથોસ્તી ધર્મ પડતીમાં આવી પડેલો હતો અને મોબેદો પરરાજ્યના જુલમોથી ભરાઈ છુપાઈ રહેતા તેમાં અવેસ્તાનો બધો સિલસિલો ખોરવાઈ ગયેલો લાગે છે. સાસાનિયન જમાનામાં પાછી જરથોસ્તી જાહોજલાલી થવા પામી અને તેમાં ધર્મસાહિત્ય પાછું ગોઠવાયું, પણ તેમાં ખુદ "ગાથા"ની ગોઠવણી પણ ખોરવાઈ ગઈ અને હા. ૨૯ મો પહેલો જોઇએ તેને બદલે હા. ૨૮ મો પહેલો ગોઠવાયો! "ગાથા" ગાવાનું તો સેંકડો વર્ષનું છૂટી ગયેલું હશે, એટલે પછી તો તે હાલમાં "ભણાય" છે, તેમજ ભણાવા લાગ્યા. ગાથા અવેસ્તાના સંબંધમાં પેગમ્બર સાહેબની ને મઝ્દાઅહુરાની મહેરથી જે સંશોધન હું કરવા પામ્યો છું, તેમાં "ગાથા"નું ગાન જે બે–અઢી હજાર વર્ષથી ભુલાઈ ગયું હતું, તેના સંબંધમાં મને તે સાહેબની જ મહેરથી તે "ગાન" પાછું ઊભું કરવાના સંજોગો મળ્યા છે.

જે મુખ્ય વસ્તુ જડી આવી છે તે "સામગાન"ના સૂરોને લગતી છે. "ગાથા"ના મંત્રો ઋગ્વેદના કાળથી પણ જૂના છે, એટલે "ગાથા"ના ગાન માટેની હકીકત હિંદુભાઇઓના સામવેદની ગાનવિધિ જાણ્યાથી જ કંઇ મળી શકે. "સામવિધાન બ્રાહ્મણ" નામના ગ્રંથમાં જણાવ્યું છે કે "સામગાન"ના સંગીત સૂરો ૧ – ૨ – ૩ – ૪ – ૫ – ૬ – ૭ એમ આંકડાઓથી બતાવવામાં આવતા હતા. આ આંકડા એક એકથી "ચઢતા ક્રમ"માં દેખાય છે, પણ ખરી રીતે તો તે ગાયનના સૂરમાં "ઊતરતા ક્રમ"માં જ હોય છે. સામગાનના સૂરોની સ્વાભાવિક વલણ "અવરોહ" એટલે "ઊતરતા ક્રમ"ની જ છે. એને "નિધન પ્રકૃતિ" કહેવામાં આવે છે. પ્રત્યેક મંત્રના ગાનવિધાનમાં ૧ થી ૫ કે ૬ સુધીના સૂરો વપરાય છે, અને કોઇક મંત્ર માટે સાતે સૂરો વાપરવા પડે છે. સાત સૂરોના જે સાત આંકડા ઉપર આપ્યા છે, તેમાંના આંકડા ૧ નો સૂર ઊંચામાં ઊંચો હોય છે, અને પછીના આંકડાઓના સૂરો અનુક્રમે એકેકથી ઊતરતા હોય છે. પણ ૭ આંકડાનો સૂર જે ઘણો થોડો વપરાય છે, તે તો ૧ ના આંકડાના ઊંચા સૂર કરતાં પણ વધારે ઊંચો હોય છે.

હવે, આ ૧ – ૨ – ૩ વગેરે આંકડાઓના સૂરો તે કયા કયા તે પ્રથમ જાણવું જોઇએ. એ કાંઇ વર્તમાનકાળમાં સા – રે – ગ – મ ના ચઢતા આરોહવાળા–ascending notes–સૂરો નથી, પણ બહુ પ્રાચીનકાળમાં એ સૂરોનો ક્રમ અવરોહવાળો–descending–હતો. "નારદીય શિક્ષા" નામના પ્રાચીન સંગીત-શાસ્ત્રના ગ્રંથમાં "સામગાન" માટે સૂરોનો ક્રમ જણાવેલો છેઃ

यः सामगानां प्रथमः स वेणोर्मध्यमः स्वरः । यो द्वितीयः स गांधारस्तृतीयस्त्वृषभः स्मृतः। चतुर्थं षड्ज इत्याहुः ॥

એ પ્રમાણે જોતાં "સામગાન"ના આંકડા ઉપર જણાવેલા સૂર પ્રમાણે નીચે પ્રમાણે ગણાયઃ

૧ – ૨ – ૩ – ૪ – ૫ – ૬ – ૭
મ – ગ – રે – સા – ની – ધ – પ

પ્રાચીન ગ્રીક સંગીતશાસ્ત્રીઓએ એ જ પ્રમાણે સ્વરમાન આપેલું છેઃ

F – E – D – C – B – A – G

આ સામસંગીતનો વિષય જરા વિસ્તાર માગી લે છે, પણ તે આ ઠેકાણે લંબાવી શકાય તેમ નથી. કોઈ સારા સામવેદી બ્રાહ્મણ ગાયક પાસેથી એ વિષયની પૂરેપૂરી સમજ મળી શકે તેમ છે. એવો એક કુશળ અને સુશિક્ષિત ગાયક મને તેમજ ડૉ. એરચ તારાપોરવાળાને પૂણામાં મળ્યો હતો તેનું નામ ને ઠેકાણું હું આ રસિક વિષયના જિજ્ઞાસુ વિદ્વાનોની જાણ માટે અહીં જણાવું છું. એ વૃદ્ધ સામવેદી ગાયકનું નામ શ્રી લક્ષ્મણ શંકર ભટ્ટ દ્રાવીડ છે. અને તેનું સરનામું ૫૧૭, સદાશિવ પેઠ, સામવેદ પાઠશાળા, પૂણા–૨ છે. એ ગૃહસ્થે The ancient mode of singing Sāma Gāna કરીને નાની પુસ્તિકા અંગ્રેજીમાં લખેલી છે, તેમાં સામગાન કરવા માટેની સમજ આપેલી છે, અને તેમાંથી જ ખપપૂરતું લઈ મેં ઉપર જણાવ્યું છે. એ પુસ્તકમાં વેદમંત્રને સંગીત સ્વરમાન સંધિમાં ગોઠવીને શ્રુતિઓના ઉચ્ચારો પણ કંઈ કંઈ બદલીને ગાવામાં બતાવેલા છે. અજબ જેવું તો મેં એમાં એ જોયું છે કે "ગાથા"માં કેટલીક ૠ શ્રુતિના આ, વે ના વોઇ, દિ, જિ ના દઇ, જઇ વગેરે ઉચ્ચારો છે, તેવા જ એ ગાનમાં નોંધેલા છે! એ પણ સાબિત કરે છે કે મૂળમાં ગાથાના મંત્રો ગવાતા હતા, તે પ્રમાણે જ તેની શ્રુતિઓ ઉતારેલી હતી. આ વિષયમાં આપણો કોઈ પારસી સંગીતશાસ્ત્રી વિદ્વાન ઉપર જણાવેલા પુસ્તકનો તેમજ બીજાં સંસ્કૃત સામવેદના ગાનને લગતાં પુસ્તકોનો અભ્યાસ કરીને આપણી "ગાથા"ના મંત્રોનું ગાયન પાછું ઊભું કરે અને એ મંત્રગાનનો પુનરુદ્ધાર કરે તો જરથોસ્તી ધર્મ પર તે જરૂર ઘણો ઉપકાર કરશે. વળી જો બની શકે તો—અને ઉપર જણાવેલા શ્રી લક્ષ્મણ શંકર ભટ્ટ દ્રાવીડને મુંબઈ બોલાવી "ગાથા"ના મંત્રોને મેં તેમાંના સ્વરભારો સાથે વૈદિક ભાષામાં આ મોટા ગ્રંથમાં ઉતારી બતાવ્યા છે, તે પરથી એ મંત્રોના ગાનના સૂરો તે સિદ્ધ કરી આપે, અને તે પોતે તેનું ગાન કરીને બતાવે. કોઈ પારસી શેઠિયો આ ધાર્મિક વિષયમાં ઉમંગ લઈને મેં ઉપર સૂચવેલું કાર્ય સિદ્ધ કરી આપશે તો આપણી પવિત્ર "ગાથા"નું ગાયન જે ભુલાઈ ગયેલું છે તે આપણે પાછું મેળવી શકશું. અહીં તો આટલી જ સૂચના કરીને હું વિરમું છું.*

૧૨. "ગાથા" ભાષામાં આઇ, આઉ ઉચ્ચારો વ્યુત્પત્તિ પ્રમાણે બરાબર છે; એમાં "ઐ" ને "ઔ" ઉચ્ચાર જેમ સંસ્કૃત બારાખડીમાં થાય છે તેમ નથી. આ "ઐ" ને "ઔ" ઉચ્ચારો સંહિતા ને બ્રાહ્મણગ્રંથો પછીના વાગ્વ્યાપાર (phonetics) ને લગતા "પ્રાતિશાખ્ય" ગ્રંથોમાં પણ મળે છે. એટલે વેદકાળમાં એ ઉચ્ચારો જ હશે એમ અનુમાન થાય છે. આ પરથી પણ સિદ્ધ થાય છે કે મૂળ વ્યુત્પત્તિમય ઉચ્ચારો 'આઇ'ને "આઉ" જે ગાથા ભાષામાં મળે છે તે બતાવે છે કે ગાથાભાષા વેદકાળથી પણ જૂની છે, એટલે પ્રાગ્વૈદિક છે. પ્રો. મૅકડોનેલના વૈદિક વ્યાકરણ ગ્રંથમાં આ વાત પણ ૧૪ મે પાને ૧૫ માં સ્તબકમાં નોંધેલી છે.

૧૩. કોઇક ઠેકાણે શબ્દના પ્રારંભનો 'અ' લુપ્ત થાય છે: મૂળમાં અવી=પક્ષી શબ્દ હતો, તેના અ નો લોપ થઇને માત્ર "વી" રહ્યો છે. લાટિન ભાષામાં આ શબ્દ "અવિસ્" જ છે. વળી "અસ્" ને "અઝ્"નો "એ" થાય છે. અઝ્ધી=be, થાઓ, એનો સંસ્કૃતમાં એધી શબ્દ થયો છે: ગાથા ભાષામાં આ "અઝ્ધી"ના 'અ'નો લોપ થઈ ગયેલો છે, ને પછી તે "ઝ્દી" તરીકે લખાયેલો

* આ લખાઇ ગયા પછી ઉપલા સામવેદકાર માટે ખબર કાઢતાં જણાયું છે કે તે ગુજરી ગયા છે. તેમના પુત્રો છે તેમને મેં જણાવ્યું પણ તેઓ કોઇ આ કામ કરવા શક્તિમાન હોય તેમ મને જણાતું નથી.

છે: જુઓ ગાથા હા. ૩૧-૧૭. એ જ પ્રમાણે મૂળ "દઝ્ધી" અને दद्दि ને દેહી (=આપ) વૈદિક ભાષામાં થયેલા છે.

૧૪. વૈદિક ભાષામાં વપરાતા 'ड' 'ढ' અને 'ळ' એ મૂળ 'ઝ્દ' અને "ઝ્દ"નાં જ બદલાયેલાં રૂપો છે. "ઝ્"નો ઉચ્ચાર અંગ્રેજી શબ્દ "blaze" માંના "z" જેવો છે. અને "ઝ્"નો ઉચ્ચાર અંગ્રેજી શબ્દ azure માંના "z" જેવો છે. મૂળ પ્રાગ્વૈદિક (Indo-European) ઇન્ડો-યુરોપિયન ભાષામાંના એ "ઝ્"ના જુદા જુદા ઉચ્ચારો વૈદિક ભાષામાંથી જતા રહ્યા હતા ને તેને બદલે 'ડ' 'ઢ' અને "ળ" લખાતા થયા હતાઃ मीढम् – મીઝ્દૅમ્, त्वरद्वम्-થ્વરોઝ્દ્દમ્, ईळे-ઈ્ડે (I praise. Rg. 1-1-1)-ઇઝ્ડે, मृळत-મૅરૅઝ્દાતા.

શૌનક મુનિના ઋક્-પ્રાતિશાખ્યમાં વૈદિક વર્ણમાળામાં 'ળ' અને 'ળ્હ' આપેલા છે. બ્રાહ્મી લિપિમાં 'ળ'નું ચિહ્ન હતું. પણ "ળ્હ"નું નથી. તામિલ ભાષામાં આ "ળ્હ" છે.

૧૫. 'પ' 'મ' 'ત' એ જોડાક્ષરમાંના પાછલા પૂર્ણ શ્રુતિવાળા વ્યંજનની સાથે 'સ્' કે 'તુ' વ્યંજન પ્રારંભમાં હોય તો તેનો કેટલાક શબ્દોમાં લોપ થાય છે: स्पश्=જોવું એ पश् પણ થાય છે ("ફ્રૅસૅરતૂમ"માં), તેમજ स्तृ = બોલવું, એનો 'સ્' લોપ થઈ "મૃ"જ રહે છે. त्मन्= ખરેખર-એનો 'ત' લોપ થઈ" મૅન્ (-ચા) રહે છે. स्तायु = ચોર-એનો "સ્" લોપ થઈ तायु રહે છે.

૧૬. 'ચ' પ્રારંભમાં હોય તો તે 'ચ'જ લખાય છે તેમજ એવા 'ચ'ની અગાઉ ઉપસર્ગ આવેલો હોય તો તે પણ 'ચ'જ રહે છે. चित्ति = ચિસ્તિ, चिकेतुः= ચિકોઇર્તૅરૅશ્ ઇત્યાદિ. પણ "ચ" જો 'ય' સાથે જોડાયેલો હોય તો તેનો "ષ્ય" થાય છે; च्यौत्ना = ષ્યઑથૅના, च्यवति = ષ્યવઇતી વગેરે. પણ 'ચ' કે "છ" જો શબ્દના પાછલા અંગમાં આવે તો એ 'ચ'ને "છ"નો 'સ' થાય છે. याचत् = યાસત્, યાસા; पृछत्-પૅરૅસત્.

૧૭. ગાથા ભાષામાં શબ્દને છેડેનો વ્યંજન જે વિભક્તિના પ્રત્યયમાંનો નહીં, પણ ખુદ શબ્દાંગમાંનો હોય તે વ્યંજનરૂપે લખાતો નથી, પણ તેની પછી 'ઍ' સ્વર મૂકવામાં આવે છે. શબ્દાંગમાં એવો વ્યંજન પ્રારંભમાં કે વચમાં પણ હોય તેની પાછળ 'ઍ' મૂકવામાં આવે છે. પણ એ છેવટના વ્યંજનની અગાઉની શ્રુતિ પર જો ઉદાત્ત યા સ્વરિત સ્વરભાર આવતો હોય તો તે સ્વરભાર બતાવવા 'ઍ'નો લાંબો "ઍ઼" મૂકવામાં આવે છે: स्वर् નો "હ્વરૈ઼," वधर् નો "વદરૈ઼" राजर् નો "રાઝરૈ઼" એમ લખાય છે. એમાં "હ્વરૈ઼"ની શ્રુતિ તો એક જ ગણાય, તેમજ "વદરૈ઼" ને "રાઝરૈ઼"ની શ્રુતિઓ પણ ત્રણ નહીં પણ બે જ ગણાય.

૧૮. ગાથાની લિપિમાં ચાર "એ" છે, તે બધા ચોક્કસ નિયમસર જ લખાય છે. ઍ, ઍ઼, એ, એ઼.

(ક) ૧. પહેલો 'ઍ' એ શુદ્ધ 'એ'નું ટૂંકામા ટૂંકું સ્વરૂપ છે, પણ ખરી રીતે જોતાં એ "અ"નો જ ટૂંકો ઉચ્ચાર છે. શબ્દને છેડે પહેલી યા બીજી વિભક્તિના अम् માંનો 'અ' બહુ જ ટૂંકો બોલાય છે, એટલે એ સ્વર ગાથામાં "ઍમ્" બોલાય છે: कम्-કૅમ, तम्-તૅમ્, पितरम्-પિતરૅમ્ વગેરે.

(ક) ૨. શબ્દાંગમાંના વ્યંજન પાછળ પણ આ "ॲ" વપરાય છેઃ अर्थ-अरॅथा, उस्मसि-ઉસૅમહી, धृष्टां-દરૅશ્તા, दम्नोत-દૅમૅનઑાતા, रेक्णस्-રૅઍખૅનાઆ, गर्भम्-ગરૅબાંમ્, વગેરે.

(ક) ૩. શબ્દાંગમાંની "અ" શ્રુતિ પર ઉદાત્ત યા સ્વરિત સ્વરભાર પડતો હોય તો ત્યાં પણ કેટલેક ઠેકાણે આ "ॲ" મુકવામાં આવે છે. दम्नोंत–દૅમૅનઑાતા, तविषी-તૅવીષી, इषन्तो-ઇષૅન્તો, तमसस्-તૅમહ્હો. ઘણું કરીને એવે સ્થાને એ "ॲ"ની પાછળની શ્રુતિ "મ" કે "ન" હોય છે.

(ખ) ૧. બીજો 'ॲ' પહેલા ટૂંકા 'ॲ' નું લાંબું સ્વરૂપ છે. આ "ॲ" ગાથામાં જ વપરાય છે, અવેસ્તામાં નહીં. આ "ॲ" ઉપર ૧૭મી કલમમાં હું લખી ગયો છું તેમ શબ્દાંગમાંના વ્યંજનની આગલી શ્રુતિ પર ઉદાત્ત સ્વરભાર હોય ત્યારે તે વ્યંજનની સાથે લખાય છેઃ राजर्-રાજૅરૅ, वधर्-વદરૅ વગેરે.

(ખ) ૨. શબ્દના આરંભમા આવતી 'અ' શ્રુતિ પર જો ઉદાત્ત સ્વરભાર હોય તો કેટલેક ઠેકાણે તે 'અ' ને બદલે "ॲ" લખાય છેઃ अमवन्तम्-ઍંમવન્તૅમ્, त्मन्-મૅંન, यस्-યૅં, अस्मा-ઍંહ્મા, यम्-યૅંમ્, वस्-नस्-વૅં-નૅં.

(ખ) ૩. ઉકારાત નામોની છઠ્ઠી વિભક્તિના પ્રત્યય "ઓ" પર ઉદાત્ત યા સ્વરિત સ્વરભાર હોય ત્યાં "ઓ" નો "ઍંઉ" થાય છે, ત્યાં આ "ॲ" લખાય છેઃ पशोस्-પૅર્શુંઉશ્, वसोस्-વહ્હુંઉશ્, असोस्-અહ્હુંઉશ્, गोस्-ગૅંઉશ્.

(ખ) ૪. શબ્દાંગમાની કોઇ પણ શ્રુતિ પર સ્વરભાર આવે ત્યાં પણ "ॲ" લખાય છેઃ श्वनिष्ठो-સ્પૅનિશ્તો, क्षण्मने-ક્ષાંન્મૅંને, परे-પરૅ.

(ગ) ૧. ત્રીજો "એ" વૈદિકભાષાના શબ્દોમાંના 'ય' કે 'યા' ની પછીની શ્રુતિમાં ય, ઇ, ઈ, એ, ॲ, જો ભળેલા હોય તો આગલા 'ય' ને "યા" પર ઉદાત્ત કે સ્વરિત સ્વરભાર હોય તો 'યે" લખાય છેઃ यस्य-યેહ્યા, यस्य-યેખ્યા, अयानि-અયેની, क्षयानि-ક્ષયેની વગેરે.

(ગ) ૨. ચોથા અને દસમાં વર્ગનાં ક્રિયાપદોનાં જુદા જુદા કાળનાં રૂપોમાં, જ્યાં ધાતુ પર 'અ' કે 'આ' ઉમેરીને પછી પ્રત્યયો લગાડાય છે, ત્યાં 'ય' કે 'યા અનુદાત્ત હોય તો તેનો 'યે' કે 'યેઇ' થાય છે = સાધયેમી, સાધયેઇતી વગેરે અપયેઈતી–अपयुति.

(ગ) ૩. પ્રયોજ્ય (causative) રૂપમાં તેમજ કર્મણિપ્રયોગમાં જ્યાં ધાતુના રૂપમાં 'અય' કે 'ય' ઉમેરવામાં આવે છે, ત્યાં 'ય' જો ઉદાત્ત હોય તો તે 'યે' લખાય છે = श्रावयसे-સાવયેહ્હે, मन्यते–મન્યેતે, दायते-દાયેતે.

(ગ) ૪. કેટલીક વેળા સંસ્કૃત ई–इ જો અનુદાત્ત હોય તો તેનો ગાથામાં "અએ"–થાય છે: ईष्मः-અએષૅમો, क्रिणा-કએના વગેરે. "ગાથા" સિવાયનાં અવેસ્તાનાં લખાણોમાં તો છેડે "ॲ" નહીં પણ ત્રીજો "એ"જ લખાયેલો છે.

(ઘ) ૧. ચોથો "ઍ" સંસ્કૃત સ્વરોમાંના 'એ'નું ખરું સ્વરૂપ છે અને એ લાંબા 'ઍ' તરીકે ઉચ્ચારાય છે. ગાથામાં આ "ઍ" ત્રણ સંજોગોમાં વપરાય છે:

(ઘ) ૨. 'ઍ' અનુદાત્ત હોય ત્યાં તેના વ્યંજનમાં 'અ' ઉમેરીને પછી આ "ઍ" જુદો લખવામાં આવે છે: ह्वेवा–હ્‌અઍવા, गेथा–ગ્‌અઍથા, ह्वेना–હ્‌અઍના, एषाम्–અઍષાંમ્, विद्वेषाम्–વીદ્વઍષાંમ્ વગેરે.

(ઘ) ૩. એક શ્રુતિવાળા શબ્દમાં "એ" અનુદાત્ત હોય તો ત્યાં તે "ઍ" લખાય છે. मे–મેં, से–હેં, અહીં 'ઍ'ને વ્યંજનથી છૂટો પાડવામાં આવતો નથી. પણ જ્યારે એ અનુદાત્ત સ્વરિત થઇ જાય ત્યારે આ "ઍ"નો "ઓઇ" થઇ જાય છે.

(ઘ) ૪. શબ્દોને છેડે આવતો "ઍ" તેના પર કોઈ સ્વરભાર હોય કે નહીં છતાં તે 'ઍ' જ લખાય છે. એ તે વ્યંજન સાથે જ જોડાયેલો રહે છે: दात्रे–દાથ્રૅ, च्यवंते–ચ્યવઇતે, स्वात्रे–ખ્વાથ્રે, विदुषे–વીદુષે.

(૧૯) સંસ્કૃતની દેવનાગરી લિપિમાં સ્વરમાળામાંનો જે "ऋ" લખાય છે, તે ગાથા લિપિમાં, "ઍર્—ઍ-ર્-ઍ—એમ લખાય છે. "ऋ"નો ખરો ઉચ્ચાર એમ જ છે. પણ. પાછળથી સંસ્કૃતમાં ને પ્રાકૃતમાં તે "રિ" કે "રુ" બોલાતો થયો છે. "વાજસનેયી સંહિતા"માં કહ્યું છે કે "આ" "ऋ" સ્વરમાં સ્વર અને વ્યંજન બન્નેનાં તત્ત્વો મળેલાં છે, પણ એમાં સ્વર મુખ્ય છે, ને વ્યંજન ગૌણ છે. સ્વરનું તત્ત્વ "ર"ની પૂર્વે તેમજ પછી પણ છે. ગાથા–અવેસ્તાની લિપિમાં આ "ઍરૅ"ની સંજ્ઞા તેમજ તેનો ઉચ્ચાર એમજ થાય છે, તે વસ્તુ સ્પષ્ટ થાય છે. એમાં પહેલો "ઍ" છે તે "અ"નો ટૂંકો ઉચ્ચાર છે અને "ર્" પછીનો "ઍ" તો ગાથા ભાષાના ઉચ્ચાર–નિયમ પ્રમાણે "ર્"ને વ્યંજન બતાવવા માટે છે, એટલે ખરો ઉચ્ચાર "ઍર્"—"અર્" એમજ થાય છે. આ "ऋ" એટલે "અર્"માં પહેલો "અ" ટૂંકા ઉચ્ચારવાળો છે. અને 'ર' વ્યંજન છે તેની સાબિતી આ "ऋ" જ્યારે બીજા શબ્દની પૂઠે સંધિ સમાસમાં આવે છે, ત્યારે સ્પષ્ટ થાય છે. બ્રહ્મર્ષિ, રાજર્ષિ, સપ્તર્ષિ, વગેરે શબ્દો બ્રહ્મ+ઋષિ, રાજ+ઋષિ, સપ્ત+ઋષિ–એ બે બે શબ્દોના સમાસથી થયેલા છે. એ સમાસ કરતી વેળા "બ્રહ્મ"ની છેલ્લી શ્રુતિ "મ"માં "ઍર્ષિ"–ઋષિ–માંનો પ્રથમ સ્વર "અ" ભેળાઈ જાય છે અને તે પછી "ર્–ર્" જે વ્યંજન રહ્યો તે "ષિ"ને માથે રેફ તરીકે લખાય છે. જો "ऋ"નો ખરો ઉચ્ચાર રિ કે રુ થતો હતે તો સમાસમાં તે રિ કે રુ જ કાયમ રહેતે અને 'બ્રહ્મરિષિ'ને રાજરુષિ એમ લખાતે; પણ તેમ છે નહીં. "ऋ"ના ખરા ઉચ્ચારનું આ રહસ્ય મોટે ભાગેના વિદ્વાનો જાણતા નથી. "ઋષિ"નો ખરો ઉચ્ચાર "ઍર્ષિ" થવો જોઇએ. "ર" અર્ધસ્વર ગણાય છે, તે એને લીધે જ, અને આ "ઍર્"માંના 'ર્'માંથી જ વ્યંજન 'ર' નીકળ્યો છે.

(૨૦) ગાથા લિપિમાં સંસ્કૃત લિપિમાંનો ऌ કે ल નથી, એટલે ગાથા-કાળમાં આ ऌ ઉચ્ચાર હશે જ નહીં. એને બદલે 'ર' જ લખાતો હતો, અથવા જો એ ऌ નું કંઇક પ્રારંભનું રૂપ હોય તો તે "ઍહ્‌ર્" જેવું હોવું જોઇએ. ગાથામાં "કેહ્‌ર્પૅમ્" શબ્દ યસ્ન ૩૦–૭ માં જ પહેલે આવે છે તેનો સંસ્કૃત

સમશબ્દ क्लृपम् છે જેનો અર્થ "શરીર" થાય છે. ગાથામાં "લ" અક્ષર નથી એટલે "લ" ને બદલે "ર" જ વપરાયેલો છેઃ अशूलस्-અસૂરહ્યા, वाल = બાલ, hair, એનું બહુ જૂનું રૂપ કોશકારોએ वार નોંધેલું છે. એ બતાવે છે કે અસલમાં ऌ હતો જ નહીં ને તેને બદલે र વપરાતો હતો.

(૨૧) સંસ્કૃતમાંના દીર્ઘ ऋ કે ॡ ગાથાભાષામાં નથી. એમાં તો માત્ર "ઍરૅ" હ્રસ્વ જ છે.

(૨૨) ગાથાલિપિમાં "ઓ" ના હ્રસ્વ ને દીર્ઘ–લાંબા ને પહોળા યા સંવૃત ને વિવૃત–એમ બે ઉચ્ચારો છેઃ ઓ ને ઑ.

(ક) ૧. "ઑ" મુખ્યત્વે "ઓ" શ્રુતિ ઉદાત્ત કે સ્વરિત હોય તો "અઑ" રૂપે લખાય છે, બોલાય છેઃ ओजस्वत्–અઑજોહ્‌વત્, रोचस्–રઑચહ્‌હ્, ओघः–અઑગો, गोधायस्–ગઑદાયો.

(ક) ૨. સસ્કૃત "ઔ" ને ઠેકાણે પણ તે જ્યારે અનુદાત્ત હોય ત્યારે "અઑ" કે "આઉ" લખાય છે = च्यौत्ना – ચ્યઑથ્ના, च्यौमाम् – ચ્યઑમાંમ્ वसौ – વહ્‌હાઉ.

(ક) ૩. સંસ્કૃત "અ"ની પાછળની શ્રુતિમાં ઓષ્ઠસ્થાની સ્વર કે વ્યંજન–ઉ–ઊ–પ–ફ–બ–વહ–આવે અને 'અ' પર ઉદાત્ત સ્વરભાર હોય તો તે "અ" નો "ઑ" થાય છે = वसु – વૉહૂ, मधु–મૉધુ.

(ક) ૪. કેટલેક ઠેકાણે "ઊ" અનુદાત્ત હોય તો તેનો "ઑઉ" થાય છે. पूर्व्यम् – પૉઉર્‌વ્યૅમ્. પણ अपूर्व्यम् માં पू સ્વરિત થાય ત્યારે તે અપઑઉર્‌વ્યૅમ્– થાય છે.

(ક) ૫. શબ્દાંગમાં કેટલેક ઠેકાણે "अव" હોય તો તેનો "અઑ" કે "આઑ" થાય છે = श्रवम् (अबवम्) – શ્રઑમ્, –कृणवन् – કૅરૅનાઑન્ કે કૅરૅનાઉન્, प्रवरन् – ફ્રઑરૅન્ (હા. ૩૦–૫).

(ખ) ૧. વિભક્તિના પ્રત્યય अस् – अः નો "ઓ" થાય છે. यज्ञस् – યસ્નો, असुरस् – અહુરો, तन्वस् – તન્વો, अर्यम्णस् – અઈર્યેમ્નો.

(ખ) ૨. શબ્દાંગમાંના "અ" કે "આ"ની પાછળ જો ઓષ્ઠસ્થાનવાળા ઉ, ઊ, ઓ કે ર આવે અને તે પર સ્વરભાર હોય તો એ "અ" ને "આ" નો "ઓ" થાય છે. मक्षस्व–બક્ષોહ્‌વા, त्वष्ट्–થ્વોરૅસ્તા.

(ખ) ૩. છેવટે સંસ્કૃતમાં ઉદાત્ત औ આવે તેનો કેટલીક વખતે "ઓ" થાય છે. गिरौ–ગરો.

(ખ) ૪ સમાસમાંના પ્રથમ શબ્દને છેડે "અ" હોય તો તેનો "ઓ" થાય છે. दीर्घ-आयु-દરૅઘો–આયૂ, विश्व-भाम्य-વીસ્પો–બામ્ય.

(૨૩). ગાથામાં "આ" સાથે "ઑ" જોડીને તેનો ઉચ્ચાર "આઑ" કરવામાં આવે છેઃ

(ક) ૧. વિભક્તિનો પ્રત્યય आस् છે તેનો "આઑ" કરવામાં આવે છે. मेधाम्-મજ્દાઑ, धेनाम्-દઍનાઑ, अज्यास्-અજ્યાઑ.

(ક) ૨. નાન્યતર જાતિનાં નામનાં બહુવચનમાં પહેલી બીજી વિભક્તિઓનો વૈદિક પ્રત્યય आंसि પ્રાગ્વૈદિકકાળમાં आम् હોવો જોઇએ, કેમકે એ રૂપમાં ગાથા ભાષામાં "આઑ" પ્રત્યય લગાડાય છે—वचांसि-वचाम्-વચાઑ, श्रवांसि-श्रवास्-સ્રવાઑ વગેરે.

(ક) ૩. નરજાતિ અને નાન્યતરજાતિ એકવચનના પહેલી વિભક્તિના નામ કે વિશેષણને અંતે आन् પ્રત્યય આવે તેને ઠેકાણે ગાથામાં "આઑ" આવે છે:-विद्वान्-વીદ્વાઑ, श्रेयान्-સ્રૅયાઑ.

(ક) ૪. છઠ્ઠી વિભક્તિના आमस् પ્રત્યય ગાથામાં "આહસ્" થવો જોઇએ તેને ઠેકાણે તે "આઑ" કે પાછળ "ચા" હોય તો "આઑસ્ચા" થાય છે. પણ અહીં "આઑ" 'આ-ઑ' એમ બે શ્રુતિમાં છૂટા બોલવાના છે, કેમકે એમાંનો "ઑ" 'હ'ને ઠેકાણે આવેલો છેઃ मेधासस्-મઝ્દાહસ્-મઝ્દાઑમ્.

(ક) ૫. आस् પ્રત્યયનાં નામોને કે વિશેષણોને વિભક્તિઓના પ્રત્યય લાગે ને ત્યાં એ 'आस्'માંનો "आ" ઉદાત્ત હોય તો તેનો "આઑ" થાય છે અને તેની પાછળ स् હોવાથી વચમાં ङ् ઉમેરાય છેઃ सुदासस्-હુદાઑङ्હો, मस्क्यासस्-મસ્કયાઑङ्હો, हविष्यासस्-જૅવીસ્ત્યાઑङ्હો.

(૨૪) શુદ્ધ અનુસ્વાર अं ને ઠેકાણે ગાથાભાષામાં "આં" લખાય છે પણ તે જુદી જુદી રીતે શબ્દોમાં આવે છે.

(ક) ૧. શુદ્ધ અનુસ્વાર अं ને ઠેકાણે "આં" આવે છે. अंशयोस्-આંસયાઑ.

(ક) ૨. म તથા न ની અગાઉ अ કે आ હોય તો તે आ ને ઠેકાણે "આં" વપરાય છેઃ आनयन्-આંનયૅન્, मन्त्रम्-માંથ્રૅમ, माम्-માંમ્, अयन्-અયાંન્, मेधाम्-મઝ્દાંમ્, દઍવાંન-देवान्.

**નોંધ:** આ "આં" શુદ્ધ અનુસ્વાર છે. ક, ચ, ટ, ત કે પ વર્ગોના અનુનાસિક-(nasal)-નથી. તેનાં ચિહ્નો તો અક્ષરમાળાના વર્ગ પ્રમાણે જુદાં જુદાં છે.

(૨૫) ગાથાભાષામાં 'ઉદાત્ત' કે 'સ્વરિત' "ય" ને બદલે "ઇ" "આ" કે "ઍ" ઘણે ઠેકાણે આવે છે. आयत्तिस्-આઇથિશ્, गयम्-अयम्-ગઍમ્-અઍમ્, वयम्-વઍમ્, वरांय-વાશઇ, मेधाय-મઝ્દાઇ.

(૨૬) ગાથામાં બેવડો 'त'-त्त જો ઉદાત્ત કે સ્વરિત હોય તો તેનો "થ" લખાય છે. _यत्तिस्-આઇથિશ્ विचित्तस्य-વીચિથહ્યા. અહીં "त्त"નો 'સ્ત' થતો નથી.

(૨૭) જ્યારે કોઇ વ્યંજન "ર" કે "ન" સાથે જોડાયેલો હોય ત્યારે તે વ્યંજન સાથે "અ" નો ટૂંકો સ્વર જોડીને તે જોડાક્ષર છૂટા પાડીને તેની બે શ્રુતિ કરીને બોલાય છે, અને પદ્યમાં તે વ્યંજન પૂર્ણ શ્રુતિવાળો ગણાય છે. यज्ञ-यजन-યસૅના, ग्ना (સ્ત્રી)-गना-ગૅના, अभिप्रा-अभिपरा-અબિફ્રૅશ વગેરે. સંસ્કૃતમાં આ છૂટને "સ્વરભક્તિ" કહેવામાં આવે છે.

(૨૮) ગાથા અવેસ્તા ભાષામાં વૈદિક स નો 'ह' થાય છે પણ એ "હ" ખરા કંઠસ્થાની "હ" જેવો મહાપ્રાણ નથી, પણ પોચો અલ્પપ્રાણ છે. એનો ઉચ્ચાર કંઠમાંથી ઘાડો નહીં, પણ માત્ર શ્વાસપૂરતો કરવાનો છે. આજે પણ સૂરત ને કાઠિયાવાડમાં "સારું"ને "હારું" બોલે છે, પણ એ "હારું"તે ખરા મહાપ્રાણ "હ"વાળા "હારું" એટલે બોઉં, જિતાઉં વગેરે અર્થવાળા શબ્દમાંના 'હ' નો જે ઘેરો ઘાડો ઉચ્ચાર થાય છે, તેમ બોલાતો નથી. બહુ જૂના કાળમાં બે "સ"– स ને स–હતા, તેમાંનાં બીજા અલ્પપ્રાણ स નો ઉચ્ચાર પોચા "હ" જેવો થતો હતો, એ માટે ગત ઇ. સને ૧૯૪૫ મા શ્રી કેશવરામ. કા. શાસ્ત્રીએ પ્રગટ કરેલા "અક્ષર અને શબ્દ" નામના પુસ્તકમાં સ્પષ્ટ ઉલ્લેખ છે.

(૨૯) અવેસ્તા લિપિમા પ્રારભિક અને મધ્યસ્થ એમ બે "ય" ને બે "વ" છે તે માટે સસ્કૃત વૈયાકરણ પાણિનિ (૮–૩–૧૮ મા) કહે છે કે व्योर्लघुप्रयत्नतर शाकटायनस्य એટલે "વ" ને "ય" એ તો લઘુ પ્રયત્ન–અલ્પપ્રાણ પણ છે. પ્રારભિક એટલે શબ્દની શરૂઆતમાં આવતા "ય" ને "વ પૂર્ણશ્રુતિવાળા છે ત્યારે "મધ્યસ્થ" એટલે શબ્દની વચ્ચે યા છેડે આવતા 'ય' ને 'વ' લઘુપ્રયત્ન–lightly stressed–હોય છે. આ બે 'ય' ને બે "વ" અવેસ્તા લિપિમા જુદા જુદા ચિહ્નો ધરાવે છે અને એમ તે સ્પષ્ટ રીતે બતાવેલા છે. મધ્યસ્થ 'ય' માટે બે "ઇ" સાથે લખાય છે ને મધ્યસ્થ "વ" માટે બે "ઉ" સાથે લખાય છે. ત્યારે પ્રારભિક "ય"ને "વ"ના ચિહ્નો તદ્દન જુદા જ છે. સસ્કૃત દેવનાગરી લિપિમા એમ નથી. બન્ને સરખી જ રીતે લખાય છે.

(૩૦) ગાથા અવેસ્તા ભાષામાની અક્ષરમાળા વૈદિકસંસ્કૃત ભાષાની અક્ષરમાળાના ક્રમને બહુધા અનુસરતી છે, પણ સસ્કૃત વર્ણમાળાના ઘણા અક્ષરો તેમાં નથી, અને છે તેમાના મહાપ્રાણ વ્યંજનો અલ્પપ્રાણ જ લખાય ને બોલાય છે. ગાથાભાષામા क વર્ગ આખો છે. च વર્ગમા 'છ' ને 'ઝ' મહાપ્રાણ નથી ट વર્ગ આખો જ નથી, त વર્ગ આખો છે. प વર્ગમાં "ભ" નથી. તેને બદલે 'બ' કે '્હ' જે અગ્રેજી "w"ના ઉચ્ચારવાળો અને તેવી જ સજ્ઞાવાળો છે. પછી બે य પછી र ને બે व છે, श, ष, દંતી स, અને કંઠસ્થ स જે લઘુપ્રયત્ન "હ" જેવો બોલાય છે તે છે. ल અને ळ છે જ નહીં, क्ष હમેશ "ખ્ય" લખાય છે. ज्ञ છે જ નહીં. તેને બદલે "સ્ન" કે "ક્ન" લખાય છે.

એ ઉપરાત ગાથાભાષામા च વર્ગમા "જ" ઉપરાત જ (z) ને झ (z) છે, ड ढ ને ळ ને બદલે "જદ" કે "ઝદ" લખાય છે. ને त વર્ગમાં બે જાતના "ત" ને "ત્" લખાય છે.

કોઇક શબ્દોમાના રૂપો અતિપ્રાચીન છે, એટલે તે શબ્દો વેદમા જેમ લખાય છે, તેથી કંઇક જુદા લખાય છે. चक्षुस् નો "ચશ્દમ્" અને दक्षुम् નો "દશ્દમ્" લખાયેલો છે. વળી આખના અર્થવાળા चक्षन् શબ્દનુ જૂનુ રૂપ 'ચષ્મન્'–चक्ष्मन् હોવું જોઇએ કેમકે એ જ રૂપ ધરાવતો એક શબ્દ चाक्ष्मो ઋગ્વેદમા મં. ૨–૨૪–૯ માં છે. ને 'ચષ્મન્' પરથી જ ફારસી ભાષામાં "ચશ્મ" શબ્દ આખને માટે છે.

આ બધાં રૂપો બતાવે છે કે ગાથાભાષા બહુ જૂની ને પ્રાગ્વૈદિક છે.

(૩૧) ક. ગાથાભાષાની અક્ષરમાળામાં ક વર્ગના બે જાતના "ङ्" અનુનાસિક આવે છે. (૧) ङ् અને (૨) જરા વધારે ઘાડો ઉચ્ચાર "ङ्".

(૧) મૂળ પોચા "न"નો અવેસ્તામાં જે "હ" ઉચ્ચાર થાય છે, તે "હ્" કે "હ"ની અગાઉની શ્રુતિ જો ઉદાત્ત કે સ્વરિત હોય તો "ङ्" વપરાય છે. मनसा = મનङ્હા, अवसे = અવङ્હે. नमसा = નેમङ્હા, वसु-વङ્હુ.

(૨) પોચા "स"ના બનેલા "હ"ની અગાઉની શ્રુતિ પર ઉદાત્ત કે સ્વરિત સ્વરભાર હોય અને તે શ્રુતિમાં "ઇ" કે "એ" હોય તો આ બીજો "ङ्" વપરાય છેઃ यस्य-યેङ્હે, दिदसे-દિદઇङ્હે श्रावयसे=શ્રાવયેङ्હે, राजयसे-રાયયેङ्હે, मांसि-મેङ्ही આ "ङ्" બીજે કોઇ ઠેકાણે આવતો નથી.

(૩૧) ખ. વૈદિક સંસ્કૃત नનાં ગાથા ભાષામાં બે જુદાં જુદાં ચિહ્નો છે ને તે જુદી જુદી રીતે વપરાય છે : न અને न. આ બીજો નીચે નુક્તાવાળો न શબ્દના પ્રારંભમાં કે શબ્દને છેડે કે બે સ્વરોની વચ્ચે કદી લખાતો નથી.

(૩૨) સંસ્કૃત च વર્ગના ञ અનુનાસિક ઉચ્ચારના જેવો ગાથાભાષામાં નથી પણ त વર્ગના શુદ્ધ नની સાથે બીજો न નીચલા સંજોગોમાં વપરાય છે. ક, ગ, ચ, જ, ત, દ, અને "બ્યો"-भ्यस्-પ્રત્યયની અગાઉ કે "બ્યા"-भ्याम्-ની અગાઉ આ "न" વપરાય છે. पञ्च (પંચ)-પન્ચ, भरान्ति - "બરેન્તી" अन्तर्-અન્તરે, रंहति-રેન્જઇતી, आध्रान्-આદ્રેન્ગ્ वाघन्तो-બ્રઓઢન્તો, संद्वरन्त-હેન્દ્વારેન્તા, स्कन्दुस्-સ્કેન્દો, संसामासि-સેન્ગામહી, बृहंभ्याम्-બેરેજન્બ્યા.

(૩૩) સંસ્કૃત त વર્ગના न અનુનાસિક ઉચ્ચારના જેવો ગાથાભાષામાં પણ न આવે છે. એ "न" શબ્દના પ્રારંભમાં, વચમાં, (ઉપર જણાવેલાં નનાં સ્થળો સિવાય) અને અંતમાં આવે છેઃ नेत्-નોઇત્ नाम-નામ, तनुस्-તનુશ્, अन्यस्-અન્યો, मनसि-મનહી, स्वप्न-ખ્વફ્ના, कृणवन्-કેરેનાઉન્.

(ક) ૧. સંસ્કૃત ट વર્ગના णને બદલે પણ એ જ न વપરાય છે. पृण-પેરેના, दर्शाणि-દરેસાની, अवृणत-વેરેનાતા, त्रिणा-થ્રએના.

(૩૪) સંસ્કૃત ट વર્ગના ट ને ठ ને બદલે ગાથાભાષામાં "त" જ વપરાય છે. श्रेष्ठः-સ્રએસ્તો, इष्टि-ઇશ્તી, अचिष्ठस्-અચિશ્તો, દેરેશ્તા,-दृष्टा, वसिष्ठ-વહિસ્તો. એવે ઠેકાણે "त"ની અગાઉના મૂર્ધન્ય "ष"ને બદલે તાલવ્ય "श्" લખાય છે.

(૩૫) સંસ્કૃત ज નો ગાથાભાષામાં કેટલેક ઠેકાણે "જ"જ વપરાય છે.

(ક) ૧. जीवन्तस्-(જવન્તો)-જીવન્તો, जीवातोस्-જીવાતેઉશ્, ओजिष्ठस्-અઓજિશ્તો.

(ક) ૨. સંસ્કૃત ह નો પણ કેટલેક ઠેકાણે "જ" વપરાય છે. हन्तारम्-જન્તારેમ્, हन्ति-જઇન્તી, दुहम्-દૂજેમ્.

(ક) ૩. સંસ્કૃત ग કે घ નો પણ "જ" લખાય છે. मुघमन्-હુન્જમન, द्राघिष्ठम्-દ્રાજિશ્તેમ્ गद्-जद्, પણ સંસ્કૃત गच्छति નું "જસતી" રૂપ गम्

પરથી નહીં પણ બહુ જૂનો ધાતુ जस् જવું, આવવું હતો તે પરથી થયેલું છે. આ जस् ધાતુનાં ક્રિયાપદો ગાથામાં વપરાયેલાં છે તે પણ બતાવે છે કે ગાથાભાષા પ્રાગ્વૈદિક છે.

(ક) ૪. સંસ્કૃત પ્રમાણે ગાથામાં પણ "य" નો 'જ' કેટલેક ઠેકાણે થાય છેઃ सर्य–સરૅજ.

(ક) ૫. "જ" ને "ય"ની વચ્ચે અતિપ્રાચીન સબંધ રહેલો છે, સંસ્કૃતમાં પણ सृज धातु પરથી सृष्टि શબ્દ થયેલો છે. તે જ પ્રમાણે ગાથાભાષાના કેટલાક શબ્દોમાં "જ"નો "ય" થયેલો છે. राज्नाम् નો રાયૂનાંમ્ થયો છે તે જ પ્રમાણે रज्जु (रज्+तु) નો અવેસ્તામાં "રયૂતુ" (ન્યાય) થયેલો છે. राज પરથી જ राष्ट्र શબ્દ પણ થયેલો છે. ગાથા અવેસ્તામાં આ સંસ્કૃત "જ"નો 'જ઼" થઇ પછી તેનો "ય" થયેલો લાગે છે. रजिष्टम्–રજિશ્ટૅમ્, राजर्–રાજ઼ૅર્.

(૩૬) ગાથાભાષામાં અને ખરું જોતાં મોટે ભાગેની ઇન્ડો-યુરોપિયન ભાષાઓમાં ज ઉપરાંત એ જ વર્ગના બીજા બે અક્ષરો "ज़" અને ज़ છે, એમાં આગલા નિયમ ૧૪ માં જણાવ્યા પ્રમાણે પહેલા "જ઼"નો ઉચ્ચાર અંગ્રેજી શબ્દ blaze માના "ઝૅડ–z" જેવો થાય છે અને "જ઼"નો ઉચ્ચાર azure માના "ઝૅડ–z" જેવો થાય છે. આ ઉચ્ચારો વૈદિક ઋચાઓ લગભગ અઢીથી ત્રણ હજાર વર્ષો પર છેવટની લિપિમાં લખાઇ ત્યારે વૈદિક આર્યોની ભાષામાંથી નીકળી ગયેલા છે. અને તેને બદલે ઘાડો કંઠસ્થ ह અને મૂર્ધન્ય ढ, ह ને ळ પરિણમેલા છે.

(ક) ૧. વૈદિક-સંસ્કૃત-ભાષામાંના "જ"ને બદલે કેટલેક ઠેકાણે "જ઼" થયેલા છે. जोषम्–જ઼ઑષૅમ્, यजते–યજ઼ઇતે प्रतिजान्ता–પઇતી જ઼ાન્તા, जिह्वा–હિજ઼્વા.

(ક) ૨. વૈદિક-સસ્કૃત-ભાષામાંનો ઘાડો કંઠસ્થાની "ह" ગાથામાં "જ઼" થયેલો છે. हस्तस्–જ઼સ્તો, अहम्–અઝૅમ્, बृहन्तम्–બૅરૅજ઼ન્તૅમ્, हूते–ઇજ઼યેઇતી, ह्वान्–જ઼વૅંગ્, वाहिष्ठम्–વાઝિશ્તો.

(ક) ૩. વૈદિક द કે ध ની અગાઉની શ્રુતિમાં "એ" આવે તેવા કેટલાક શબ્દોમાં તે "એ"નો તે "અઝ઼" હતો : नेदिष्ठाम्–નઝ઼દિશ્તાંમ્, मेधा–મઝ઼દા.

(ક) ૪. કેટલીક વાર શબ્દમાંના વ્યંજન "स"નો "જ઼" થાય છે अस्–धी–एधि–અઝ઼્દી–ઝ઼્દી.

(ક) ૫. વૈદિક સંસ્કૃત क्ष નો પણ અવેસ્તામા "જ" થાય છે, क्षम् (પૃથ્વી)–ઝમ્, क्ष्मा (જમીન-પૃથ્વી) જ્મા. એ "જ્મા" પણ થાય છે. જમીન બોલ પણ એ પરથી જ નીકળેલો છે.

(ખ) ૧. વૈદિક સંસ્કૃત य નો કેટલીકવાર "જ઼" થાય છે :

यूयम्–યૂઝૅમ્. એમાં જૂનું રૂપ युषम् હતું, તેથી "ષ" નો "જ" થયેલો છે.

(ખ) ૨. અવેસ્તામાં ज નો જ઼ થાય છે : भजत्–બજ઼ત્.

(ખ) ૩. અવેસ્તામાં ह નો પણ જ઼ થાય છે. अह्रिस् – અજ઼િશ્, दहति – દજ઼ઇતી.

(ખ) ૪. વૈદિક दुः નો दुर् ને दुष् થઇ તેનો પણ દુજ઼ થાય છે: दुर्वचस् – દુજ઼વચહ્હો, दुरुक्तम् – દુજ઼ુખ્તૅમ્ – दुष्दासस् – દુજ઼દાઑહ્હો.

(ખ) ૫. વૈદિક द કે घ ની અગાઉ તાલવ્ય श કે "ष" આવે તો તેનો પણ "જ઼" થાય છે: क्रोष्-दिष्टान् – ખ્રૉજ઼દિસ્તૅનગ્, ऋपुत्थाय – ઍરૅજ઼ુખ્ધાઇ.

(ખ) ૬. કેટલીક વખતે "क्ष" નો "ઘ્જ઼" થાય છે. क्ष ઉદાત્ત હોય તો તેના "ખ" નો "ઘ્" થાય છે: अक्षुष्णमानम् – અઘ્જ઼ૉન્વમાનૅમ્.

નોંધઃ–વૈદિક ड, ढ ને ळ ના 'જ઼દ' ને "જ઼દ" થાય છે તે ઉપર ૧૪ મા નિયમમાં લખાઇ ગયેલું છે.

(૩૭) ગાથા અવેસ્તા ભાષામાં કેટલાક શબ્દોમાં ચોક્કસ ઠેકાણે બે શ્રુતિઓની વચમાં "ङ्"– ક વર્ગનો અનુનાસિક મૂકવામાં આવે છે: સંસ્કૃત मनसा નો "મનઙ્હા, वचसा નો "વચઙ્હા," आसा નો 'આઑઙ્હા' લખવામાં અને ઉચ્ચારવામાં આવે છે. આ "ङ्" વ્યંજન આવી રીતે શા માટે આવે છે, તેનો ખુલાસો કરવા મેં જાણીતા મરહુમ પારસી સાક્ષર શ્રી ખરેશમગોર તે. અંકલેસરીઆને તેમજ બીજા અવેસ્તા તથા સંસ્કૃતના સાક્ષરોને ઘણાં વર્ષો પર પૂછ્યું હતું. પણ તેઓ એનો કશો ખુલાસો કરી શકયા ન હતા. ગયા ઇ. સ. ૧૯૪૧ માં એક દિન હું ઋગ્વેદનો ગ્રંથ વાંચવા બેઠો હતો ત્યારે તેમાના સ્વરભારોનાં ચિહ્નો જુદા જુદા શબ્દો પરના ધ્યાનથી તપાસતાં મને એકાએક પ્રકાશ થયો અને જ્યાં જ્યાં मनसा કે वचसा કે એવી सा શ્રુતિની આગળની શ્રુતિ પર મેં સ્વરિતભાર જોયો ત્યાં ત્યાં મેં ગાથાવાણીના પેલા વચલા "ङ्" ને ઓળખ્યો! મને તુરત પ્રેરણા મળી કે વૈદિક શબ્દો ને ગાથા ભાષાના શબ્દોમાં જે વધારાના (epenthesis, prothesis) વગેરેના સ્વરો – અ, આ, ઇ, ઓઇ, અઑ, ઑઉ કે "ङ्" જેવા વ્યંજન, શબ્દોની ચોક્કસ શ્રુતિઓની આગળ કે પાછળ મુકાયેલા હતા, અથવા અલ્પપ્રાણ વ્યંજનોને બદલે મહાપ્રાણ વ્યંજનો લખાયેલા હતા, કે તેથી પ્રતિક્રમ પણ લીધેલો હતો તે બધું કોઇક નિયમસર જ હતું! અને જ્યારે ઋગ્વેદમાંથી ગાથા ભાષાના શબ્દો શોધીને તેઓના સ્વરભાર સાથે મેં સામે સામે લખી જોયા ત્યારે મારે હાથે કોઇક અદ્‌ભુત શોધ થયેલી મને જણાઈ ને મને ઘણો આનંદ થયો. વર્ષો સુધી આ જૂના વૈદિક સ્વરભારો કેવી રીતે બોલાતા તે જાણવા હું બહુ ઘૂમ્યો ને મથ્યો હતો અને આખરે મારા એ શ્રમનો બદલો મને આમ અચાનક રીતે મળ્યાથી મને ભારે સંતોષ થયો. આ સ્વરભારને અંગેના સંશોધનનો પાયો આ "ङ्" વ્યંજન ઉપર રચાયો હતો.

હવે આ "ङ्" વ્યંજન કયાં વપરાય છે અને કયાં નહીં તેનો નિયમ જોઇએ:

(ક) ૧. વૈદિક શબ્દમાં પ્રારંભિક શ્રુતિ પછીની શ્રુતિમાં પોચો स કે सा, सं, सेउ, सो, सौ, હોય, અને એવી स શ્રુતિની આગલી શ્રુતિમાંનો "અ" ઉદાત્ત કે સ્વરિત હોય, તો એ બન્ને શ્રુતિની વચ્ચે "ङ्" ઉમેરાય છે: मनसा-મનઙ્હા,

वचसा-વચહ્હા, अवसे-અવહ્હે, अस्-અહ્હ્, वसीस्-વહ્હેઉશ્, अस्वम्-અહ્હ્વન્-ગ્ગા, शवसाम्-સવહ્હાંમ્, वसौ-વૌહ્હાઉ.

(ક) ૨. એ જ પોચા स सा વગેરે ઉપર જણાવેલી શ્રુતિઓની આગલી શ્રુતિ આકારાન્ત હોય – એટલે "આ" સ્વર ભળેલી હોય – તો તે "આ" મા "ઑ" ઉમેરીને પછી બન્ને શ્રુતિની વચ્ચે "હ્" ઉમેરાય છે. आसा – આઑહ્હા, दासा – દાઑહ્હા, रासते-રાઑહ્હહ્હોઇ. આ છેલ્લા ઉદાહરણમાં रा ઉદાત્ત છે ને स સ્વરિત છે એટલે બન્ને ઠેકાણે "હ્" ઉમેરાયા છે.

(ક) ૩. એ જ પોચા स સાથે "वत्" જોડાઈને स्वत् થયો હોય ને તેની અગાઉની બે શ્રુતિઓ અનુક્રમે ઉદાત્ત ને સ્વરિત હોય, અને એ સ્વરિત શ્રુતિમા "અ" સ્વર હોય તો એ "અ"નો "ઓ" કરીને પછી "હ્" ઉમેરાય છે. ओजस्वत्– અઑજોહ્હ્વત્, चक्षस्वद्भ्यस्-ચશ્હોહ્હ્વદ્બ્યો વગેરે.

(ક) ૪. પણ ઉપલા નિયમોના કેટલાક અપવાદો ગાથા ભાષામા મળે છે. આરભિક શ્રુતિ પછીની શ્રુતિમાં પોચો स હોય અને તેની આગલી શ્રુતિ ઉદાત્ત કે અનુદાત્ત હોય અને એવા स સાથે "ઇ" "ઉ" કે "વ" ભળેલા હોય, તો તે બે શ્રુતિ વચ્ચે "હ્" મુકાતો નથી मनसि – મનહી, वचसि – વચહી, वसीयस् – વહીયો ("વહ્યો" ખોટો છે). वसु મા सु છે ને આગલો व ઉદાત્ત છે, છતા તે "વહ્હુ" નહીં પણ "વૉહૂ" થાય છે.

પણ वसु વિશેષણના "सु" પછી જો "य" આવે તો "વહ્હુયા" થાય છે, કારણકે ત્યા પ્રથમનો "व" ઉદાત્ત કે સ્વરિત હોય છે.

વળી असु મા अ ઉદાત્ત છતા તે "અહૂ"જ રહે છે, "ઑહૂ" થતો નથી.

(૩૮) વૈદિક સસ્કૃત નામ સર્વનામનો બીજી વિભક્તિ બહુવચનનો પ્રત્યય आन् ગાથાભાષામા "ઍંન્ગ્" બોલાય-લખાય છે, તે ઉપલા आन् પ્રત્યયના અતિપ્રાચીન નોધાયેલા ઉચ્ચાર પ્રમાણે બરાબર છે. વેદના આજના વાચનાર ને બોલનાર यान्, तान् देवान् એમ જેમ લિપિમા લખાયેલા છે તેમજ વાચે ને બોલે છે. પણ વેદોના પ્રાતિશાખ્ય ગ્રથોમા જણાવ્યુ છે કે આ आन् પ્રત્યયમા છેવટે "ગ્" ઉમેરીને તે आन्ग् કરીને બોલવાનો છે. એટલે જ ગાથામા ઉપલા શબ્દોના ઉચ્ચાર યૈંન્ગ્, તૈંન્ગ્, દએવૈંન્ગ્ કરીને લખાયેલા છે તે તદ્દન યુક્ત છે. એ "આન્"માંની "આ" શ્રુતિ ઉદાત્ત છે, તેથી તેનો "ઍં" ઉચ્ચાર થાય છે ને તે નિયમસર છે. ઉચ્ચારની આવી ગૂચોના ખુલાસા પ્રાતિશાખ્ય ગ્રથો વાચનાં જરૂર મળી આવે છે. વેદના વાચનારએ પણ ગાથામા કીધેલા છે, તેવા જ ઉચ્ચાર એ आन પ્રત્યયના કરવા જોઈએ.

(૩૯) વૈદિક ને ગાથિક અક્ષરમાળામાના क्ष અને ष ગાથાભાષામાં સ્વરભાગના નિયમોને વશ રહીને શબ્દોમા એકમેકની જગ્યા લે છે.

(ક) ૧. ગાથામા क्ष ઉદાત્ત કે સ્વરિત હોય તો તે "ક્ષ" જ રહે છે. વળી પ્રારભનો क्ष અનુદાત્ત હોય તોપણ તે "ક્ષ" જ રહે છે. આ "ક્ષ"

અવેસ્તા લિપિમાં "ખ્ષ" લખાય છેઃ क्षत्रा–ક્ષથ્રા, क्षयम् (Rule, Power)–ક્ષયો, क्षयम् (Destruction) ક્ષયો, पृक्षत्–પરક્ષત્.

(ક) ૨. પ્રારંભનો ष ઉદાત્ત હોય તો તે "ક્ષ" લખાય છે. युष्मभ्याम् માંના युष्म એ બીજા પુરુષ સર્વનામના પાયાના શબ્દમાં મૂળ શબ્દ ष्म કે स्म હતો તેમાં यु ઉમેરાઇને युष्म થયેલો. ગાથાકાળમાં પદરચના માટે એક શ્રુતિ ઓછી જોઇએ ત્યાં આ "युष्म" માંનો यु છોડી દેવામાં આવતો હતો, અને "ષ્મ" પાયો લઇને વિભક્તિનાં રૂપ કરવામાં આવતાં હતાં. હવે આ युष्म માં ष्म શ્રુતિ પર ઉદાત્ત સ્વરભાર હોવાથી તે ગાથામાં 'ष्म' નહીં પણ 'ક્ષ્મ' લખાઇ છે. युष्मभ्याम्–ક્ષ્મઇબ્યા, युष्माकम्–ક્ષ્માકૅમ્, युष्माक–ક્ષ્માકા વગેરે. વળી षष् (નં૬)–ક્ષ્વશ્–षष्टि–ક્ષ્વશ્તી.

(ક) ૩. શબ્દાંગમાંનો क्ष અનુદાત્ત હોય તો ગાથાભાષામાં તેનો ष થાય છે. तक्षन्–तषत, ततक्ष–તતષા, सुक्षितेः–હુપિતોઇશ્, क्षेति–ષએઇતી.

(ક) ૪. પણ પ્રારંભમાં "એ" માત્રા સાથેનો क्ष જો ઉદાત્ત હોય તો તેનો क्ष નો ष થઇ પછી તે પર ઉદાત્ત "એ"નો "ઓઇ" થાય છે. क्षेत्रस्य–ષોઇથ્રહ્યા.

(૪૦). વૈદિક સંસ્કૃત ज्ञ (જ્ન) ગાથામાં મળતો નથી. અવેસ્તામાં તે "ઝ્ન" રૂપે મળે છે. ગાથામાં તો આ "ज्ञ"નો "ક્ષ્ન" થાય છે. વિચાર કરતાં એમ લાગે છે કે "જ્ન"–ज्ञ–ઝ્ન થઇ પછી "ષ્ન" થાય અને પછી ज्ञ ઉદાત્ત હોવાથી "ષ્"નો "ક્ષ્" થાયઃ अभिज्ञ–"આ ક્ષ્નુશ્"–ज्ञविप–ક્ષ્નૅવીષા, प्राज्ञने–ફ્રાક્ષ્નૅનૅ. ज्ञुतम्–ક્ષ્નૂતૅમ્.

(૪૧) अञ्च् પ્રત્યય લાગીને થયેલાં નામ કે વિશેષણમાંના આ "અઞ્ચ્" કે "અઞ્જ"ને બદલે પણ ગાથામાં અક્ષ્" વપરાયેલો છે. वृञ् उक्ति–ઉર્વાક્ષ્–ઉખ્તી. ઋગ્વેદમાં મં૦ ૧૦–૬૧–૧૭ મા वृञ् उक्थै શબ્દો જ વપરાયેલા છે, તેનો અર્થ પણ આ "ઉર્વાક્ષ્ ઉખ્તી"ના જેવો જ "Restrained or chosen words થાય છે.

(૪૨). ગાથાભાષામા त બે છેઃ त ને त. સંસ્કૃત त ના જેવો જ પહેલોં 'त' છે. અને તે પૂર્ણ શ્રુતિ તરીકે એટલે વ્યંજનમાં "અ" સ્વર ભળેલો બધે વપરાય છે, પણ શબ્દને છેડે વ્યંજન તરીકે તે વપરાતો નથી. શબ્દને છેડે વ્યંજન તરીકે અથવા શબ્દના પ્રારંભમાં કે વચમાં પણ જ્યારે તે વ્યંજન તરીકે બીજા વ્યંજન સાથે જોડાયેલો હોય અને તે અનુદાત્ત હોય તો બીજો પોચો "ત્" વપરાય છે. अत्– અત્, अभवत्–બવત્, सेचत् अश्व–હેઁચત્–અસ્પ.

**નોંધઃ** શબ્દાંગમાંના વ્યંજન ગાથામા કેટલાક અપવાદ સિવાય વ્યંજન પાછળ "ઍ" કે "ઍં" મૂકીને લખાય છે. પણ વિભક્તિના કે ક્રિયાપદના પ્રત્યયોમાં છેવટે જે વ્યંજન આવે તે વ્યંજન જ લખાય છે. અપવાદમા ય, ર, વ, ૫, ત, મ સાથે જોડાયેલા આગલા વ્યજન વ્યંજન જ લખાય છે.

ઉપલો પોચો "ત્" જ હમેશ છેવટે લખાય છે. પણ છેવટે જ્યારે પૂર્ણ શ્રુતિવાળો "ત" "મ" "ષ" કે "શ" સાથે જોડાયેલો હોય તો તે "ત" પહેલો

સન્કૃત त જ રહે છે છેવટનો "त" જ્યારે વ્યજન જ હોય છે ત્યારે તે બીજો પોચો "त्" લખાય છે अचिष्टस् – અચિસ્તો, चित्ति – ચિસ્તી, अस्त–અસ્ત

(૪૩) ગાથાભાષાની વર્ણમાળામા ग ને घ બન્ને છે, પણ કોઈ પણ શબ્દ સસ્કૃતમા घ થી શરૂ થાય છે તે ગાથામા તો ग જ લખાય ને ઉચ્ચારાય છે ग ઉદાત્ત હોય કે અનુદાત્ત હોય તોપણ તે ग જ બોલાય છે, પણ તેને ઉદાત્ત બતાવવા તેની પછીના સ્વરને દીર્ઘ–લાબો–કરે છે, અથવા બીજો સ્વર ઉમેરે છે गोम् – ગૅઉશ્, गोधायस् – ગઓઁદાયો, गधि – ગઈદી, उग्रान् – ઉગ્રૅન્ગ્

घ પણ ઉદાત્ત કે અનુદાત્ત હોય તોપણ ग જ બોલાય છે પણ ઉપર મુજબ ઉદાત્ત હોય તો તેની પછી આવતા સ્વરને દીર્ઘ કરે છે, યા બીજો ઉદાત્ત બતાવવાનો સ્વર ઉમેરે છે दीर्घम्–દરગૅમ્, ओघस्–અઓઁગો, घृष्ट – ગૃસ્તા, घोषै – ગૅઉષાઇશ્

ઉપર આપેલા દાખલાઓથી સ્પષ્ટ જણાશે કે જ્યા જ્યા घ ઉદાત્ત છે ત્યા ત્યા તેના સ્વરને લાબો બતાવ્યો છે અને જ્યા घ અનુદાત્ત છે ત્યા તેને ग જ લખ્યો છે घोषै મા घो ઉદાત્ત છે તેનો નિયમ (૨૧) (ક)૧ પ્રમાણે ગાથામા ગઓઁષાઇશ્ નથી થતો, પણ નિયમ ૧૭ (ખ) ૩ મા બતાવ્યુ છે તેમ ગૅઉષાઇશ્ થાય છે, કારણકે घ ને બતાવવા "ગૅઉ" કીધેલો છે એટલે એ મૂળમા ग કે घ છે તે તુરત પરખાય છે અવેસ્તામા એ જ શબ્દને "ગઓઁષૅમ્" કીધેલો છે, તે આ સૂક્ષ્મ નિયમ તે વેળાએ જ ભુલાઇ ગયાને લીધે થયેલો છે ને તે શબ્દ ખોટો ઉચ્ચારાયેલો છે ग, घ ને માટેના આ સૂક્ષ્મ નિયમ ધ્યાનમા રાખવાના છે ગાથાના મત્રો છે તે ઋચાઓ છે, અને તે શુદ્ધ ઉચ્ચારવા જ જોઈએ, એટલે સ્વરભાર પ્રમાણે તેમા લાબા કે ટૂકા સ્વરો વગેરે ઉમેરીને તેનો યથાર્થ ઉચ્ચાર બતાવેલો છે

(૪૪) એ જ પ્રમાણે ગાથાની વર્ણમાળામા द ને ध પણ છે પણ ध થી શરૂ થતા શબ્દો પણ ઉદાત્ત કે અનુદાત્ત હોય તોપણ તે "द"જ લખાય છે, પણ ત્યા પણ ध બતાવવા માટે તેની પછીનો સ્વર લાબો રાખે છે ध्रिगूम्–દ્રિગૂમ્, अधा–અદા, धृषश्च દરૅષશ્–ચા, रम्भस्य–રરૅમ્બ્રહ્યા, बाधयेत्–વાદાયોઇત્, धारयत्–દારયત્, धेना–દઍના, वृद्धाम्–ઞરૅધ્ધામ્, अध्वानम्–અદ્વાનૅમ્

આ ઉપરથી સમજાય છે કે જ્યા જ્યા ध અનુદાત્ત છે ત્યા ત્યા તે द જ લખાયો છે પણ જ્યા ध શબ્દાગમા ઉદાત્ત છે ત્યા તે ध જ લખાયો છે, અથવા 'વાદાયોઇત્'મા ध નો द કરી તે પર કાનો "આ" ઉમેરેલો છે

આ ઉપરાત સ્વરભારના પાછળ આવતા બીજા નિયમ પ્રમાણે એક વર્ગનો મહાપ્રાણ ઉદાત્ત હોય તો તેને ઠેકાણે તે જ વર્ગનો બીજો મહાપ્રાણ લખાય છે એટલે ध ને બદલે घ, क ને બદલે ख આદિ મુકાય છે उक्थ મા क्थ ઉદાત્ત છે તેથી તે "ઉખ્ધા" લખાયલો છે

(૪૫) વૈદિક સસ્કૃત વર્ણમાળાના ब, फ ગાથા ભાષામા પણ છે, પણ ગાથામા સન્કૃતવાળા મૂળ फ થી શરૂ થતો એક પણ શબ્દ નથી વળી સસ્કૃતમાના

એક શબ્દ स्फायत्रस्य (of the growth, of the increase) મા જે फ છે તે પણ અનુદાત્ત હોવાથી તે ગાથાનિયમ મુજબ "પ" થઇ "સ્પયથ્રહ્યા" લખાયેલો છે.

. प ને લગતા પણ જુદા જુદા નિયમ છે.

(ક) ૧. प અનુદાત્ત હોય અને બીજા કોઇ વ્યંજન સાથે જોડાયેલો નહીં હોય તો તે 'પ' જ રહે છે. प्रतरम्-પતરૅમ્, पयस्-પયો, पशोस्-પસઉશ્, पुत्र-પુથ્ર, पूर्व्यस्-પૉઉર્વ્યો, पृण-પૅરૅના, पृछत्-પૅરૅસત્.

(ક) ૨. प ઉદાત્ત કે સ્વરિત હોય અને તેની પછીની શ્રુતિમાં ઇ, ઉ, ય, વ હોય, તો ત્યાં પણ ઉદાત્ત કે સ્વરિત બતાવવા ઇ કે ઉ તેની પાછળ મૂકીને તેને "પ"જ રાખવામાં આવે છે. परि-પઇરી, प्रति-પઇતી, पूर्व्यम्-પઑઉર્વ્યૅમ્, अपि-અઇપી.

(ક) ૩. प ઉદાત્ત કે અનુદાત્ત હોય પણ તેની આગળના स् વ્યંજન સાથે જોડાયેલો હોય તો તે "પ"જ રહે છે. विश्पा-વીસ્પા, अश्विन्-અસ્પૅન્, श्वितमः-સ્પિતામો, अस्पृहत्-અસ્પૅરૅઝત્.

(ક) ૪. प ઉદાત્ત કે અનુદાત્ત હોય, પણ જો તેની સાથે "ર" જોડાઇને તે प्र થયો હોય તો તે હંમેશાં "ફ્ર" બોલાય-લખાય છેઃ प्रा-ફ્રા, प्रवेद्ध्वम्-ફ્રવૉઇઝ્દૃમ્, अभिप्रा-અબિફ્રા, प्रदिव-ફ્રઇદિવા (દિ ઉદાત્ત છે તેથી આગલી શ્રુતિ અનુદાત્ત છે તે બતાવવા "ફ્ર" પછી "ઇ" મૂકી છે.) प्रादाः- ફ્રાદો, प्रज्यातिस्-ફ્રજ્યાઇતિશ્.

(ક) ૫. प વ્યંજન સાથે त જોડાયેલો હોય અને એ त ઉદાત્ત કે અનુદાત્ત હોય તો પણ તે "ફ"જ બોલાય લખાય છે. आयप्ता-આયફ્તા, सुप्त-હફ્ત, सुप्ति - હફ્તિ, शुप्ति-સુપ્તિ.

(ક) ૬. प ઉદાત્ત હોય છતાં જો તેની પાછળ "ય" હોય તો તે "પ"જ રહે છે. तापर्यति-તાપયેઇતી.

(ક) ૭. प સાથે स, प કે न જોડાયેલો હોય અને તે ઉદાત્ત હોય તો "પ"નો "ફ" થાય છે. प्सु-ફ્સુ, प्सुयन्तम्-ફ્સુયન્તો, ईप्संस्यम्-ઇર્ફ્શ્યન્ગ્હૅમ્, द्रप्सस् દ્રફ્શો, स्वप्नस्-ખ્વફ્નો.

(૪૬) ગાથાભાષામાં व છે, પણ भ નથી. भ ને બદલે અવેસ્તામાં व्ह (અંગ્રેજી ડબલ્યુ w જેવો મહાપ્રાણ) વપરાય છે. ગાથામાં તો भ ને બદલે ब જ બોલાય-લખાય છે. વળી હિંદની સંસ્કૃત તેમજ પ્રાકૃત ભાષાઓમાં જેમ ब ને व કેટલાક શબ્દોમાં એકબીજાને બદલે બોલાય-લખાય છે, તેમ ગાથામાં પણ થાય છે. वृद्धाम्-બૅરૅઝ્ધાંમ્, द्विपन्तस्-દ્દઇબિષૅન્તો, वानयन्-બાનયૅન્, वाधयेत्-વાદાયોઇત્ द्वितानस्-દ્દઇબિતાનો, हवयामि-જબયા.

भवन्ति-બવઇન્તી, अभि અઇબી, अस्मभ्यम्-અહ્માઇબ્યા, भग-બગા, भूमया-બૂમયાઓ, भूरेः બૂરોઇશ.

ब નો ब જ રહે છેઃ बोधयन्तम्-બઑદયન્તો, बभूवुर्-બાબ્વરૅ.

(૪૭) મને બદલે અવેસ્તામા "વ્હ" "w"-આવે છે, પણ ગાથામા તો "બ"જ આવે છે "વ્હ" તો સસ્કૃતની त्व ઉદાત્ત શ્રુતિમાના "ત્"નો "થ" થાય છે તેની સાથેના જોડાયેલા "વ"ને બદલે આવે છે त्वा-થ્વા, त्वे થ્વોઇ, त्वरद्वम्-થ્વરેઝદ્દમ્, त्वष्ट्रा-થ્વોરેશ્તા, त्वस्मात्-થ્વહ્માત્.

(૪૮) જેમ સસ્કૃતમા थથી શરૂ થતા શબ્દો માત્ર પાચ સાત છે, પણ શબ્દની વચમા યા તેને છેડે थ આવે છે તેમ ગાથામા વચમા ને છેડે "થ" આવે છે પણ મૂળ 'थ'થી શરૂ થતો એક પણ શબ્દ મળતો નથી ગાથામા શરૂઆતમા જે "થ" મળે છે તે તો "ત" પર ઉદાત્ત કે સ્વરિત સ્વરભાર આવે છે તેથી જ "થ" મહાપ્રાણ લખાય છે पृथस्-પથો, गेथा-ગએથા, यथा-યથા, यतना-યથના, रुथेष्ट-રથએશ્તા

પૂર્વે બતાવાયુ છે તેમ સસ્કૃત બેવડા त्त ઉદાત્ત કે સ્વરિત હોય ત્યારે તેને બદલે "થ" વપરાય છે आयत्तिश्-આઇથિશ્, विचित्तस्य-વીચિથહ્યા, वृत्त-વએથા

(૪૯) પ્રાચીન વૈદિક વર્ણમાળામા ઊષ્માક્ષરો (sibilants) પાચ ગણાય છે श, ष, स, स ને ह પણ ગાથાની વર્ણમાળામા સાત ઊષ્માક્ષરો આવે છે. श, ष, ष, स, ह, ज ને ज આમા પહેલા પાચ અઘોષ (surd) છે અને પાછલા બે જ અને ઝ઼ ઘોષ (sonant) છે

(ક) ૧ ગાથા અવેસ્તાનો તાલવ્ય "શ" મુખ્યત્વે અતિમ ઇ, ઉ, અને વ્યજન પછી વપરાય છે, તેમજ વિભક્તિના પ્રત્યય વિસર્ગ યા સ્ને ઠેકાણે વપરાય છે अरमतिस्-આરમઇતિશ્, गौस्-ગાઉશ્,-उत्तानैस्-ઉસ્તાનાઇશ્,-गिरेस्-ગઇરેઇશ્, मन्युम्-મઇન્યુશ્, उष्ट-ઉશ્તા, वष्टि-વસ્તી, वसिष्ठ-વહિશ્તા

(ક) ૨ વૈદિક શબ્દોમાના અતિમ વ્યજન ष નો પણ ગાથાભાષામા તાલવ્ય "શ્" થાય છે विपश्च - તવિશ્ - ચા, ऋष-અરેશ, आनुष - આનુશ્

એ સિવાય બીજે કોઇ ઠેકાણે ગાથામા श વપરાતો નથી સસ્કૃત ष્ટ કે ष તો ગાથામા હમેશા "શ્ત"જ થાય છે કેમકે ગાથાની વર્ણમાળામા મૂર્ધન્ય વર્ણ છે જ નહીં श्रेनिष्ठम्-સ્પેનિસ્તો, मृष्टस्-મઇરિસ્તો, इष्टिस्-ઇશ્તીશ્, घुष्ट-ગૂશ્તા

(ખ) ૧ સસ્કૃત "શ"નો ગાથામા કેટલેક ઠેકાણે મૂર્ધન્ય "ષ" થાય છે ईशम्-ઇષેમ્, सुष्क-હુશ્ક

(ખ) ૨ સસ્કૃત क्ष અનુદાત્ત હોય તો તેનો ગાથામા ष થાય છે, તે ઉપર નિયમ (૩૮) (ક) ૩-૪ મા આવી ગયુ છે

(ખ) ૩ न ની અગાઉ श હોય તો ગાથા અવેસ્તામા એ श નો "ષ" થાય છે अश्नाति-અષ્નઆઇતી, प्रश्नम-ફ્રષ્નો

(ગ) ૧. ગાથામા બીજો "ષ" જે અવેસ્તા લિપિમા "શ્ક" જેવો લખાય છે તેનુ અનુલેખન કઇક અનિયમિત જેવુ લાગે છે મોટે ભાગે જ્યા "ષ" "ય" સાથે જોડાયેલો હોય એટલે "ષ્ય" થયો હોય ત્યા આ બીજો "ષ" લખાય છે પણ આગળ નિયમ ૧૬ મા જણાવ્યા પ્રમાણે મૂળ

વૈદિક च्य નો "ચ્ય" થાય છે. च्यौना=ચ્યૉથૅના, च्यवति-ચ્યવઇતી, च्यौमाम्-ચ્યૉમાંમ્, अच्यस् (worse, more evil)-અચ્યો (હા. ૫૧-૬).

(૫૦). ગાથા તથા અવેસ્તાનો પાઠ જે પ્રો. ગૅલ્ડનરે પોતાના મોટા પોથામાં અનેક જૂની નવી પ્રતો પરથી ચૂંટીને ઉતારેલો છે તે જોઇ જતાં મને એમ લાગે છે કે અવેસ્તા લિપિનો બીજો ष મૂળ ગાથા લિપિમાં પછી તે ગમે તે હોય-હશે જ નહીં. જૂનામાં જૂના સંસ્કૃત પ્રાતિશાખ્ય ગ્રંથોમાં પણ બે ष નથી. અતિપ્રાચીન આર્યભાષાઓમાં બે स દંત્ય અને કંઠ્ય (स અને स़) હતા. તે જ લોકોની ચાલુ પ્રાકૃત ભાષામાં થઇને હાલની ભાષાઓમાં આવેલા છે. પછી ભલે શિષ્ટ સંસ્કૃત લિપિમાંથી તેને પાછળથી કાઢી નાખ્યા હોય. એટલે ઋગ્વેદથી પણ જૂની ગાથા ભાષાની વર્ણમાળામાં તો એક જ "ષ" હોવો જોઇએ.

"શ્ય" અને "ષ્ય"ના ઉચ્ચાર બહુ જ નજીકના છે, એટલે "ગાથા" પછી સેંકડો વર્ષે અવેસ્તા લખાયા તે કાળમાં "શ્ય"નો "ષ્ય" બોલાતો થયો હશે, અને એ "ષ્ય" માંનો "ષ્" મૂળ ष નહીં પણ "શ્"માંથી રૂપાંતર પામેલો હોવાથી તે "ષ્"જુદો બતાવવા માટે એ નવા "ષ્" નું બીજું ચિહ્ન યોજાયું. મૂળ "ષ્"માં જે વળાંક જમણી તરફ વળાતો હતો તે ડાબી બાજુએ વાળીને આ નવું ચિહ્ન યોજાયું લાગે છે.

હવે આ "શ્ય" અને "ષ્ય"માં "ય" જોડાયેલો હોવાથી જ્યાં જ્યાં આ "ય" "ષ્" સાથે જોડાયેલો મળ્યો ત્યાં ત્યાં બીજો "ષ્" સ્વભાવિક રીતે લખાતો થયો. પણ અવેસ્તામાં એનો પણ એક અપવાદ મળે છે. અને તે "અષ્ય" શબ્દમાં. ત્યાં મૂળ હસ્તલેખમાં જૂનો શુદ્ધ "ષ"જ લખાયેલો છે, ને ગૅલ્ડનરે પણ તે "અષ્ય"જ લખેલો છે! જેમ सत्यम् નો હઇથ્યૅમ્"જ થાય, છતાં પાછળથી અવેસ્તા ભાષામાં આ "યૅમ્" રૂપ બગડીને બધા શબ્દોમાં "ઇમ્" લખાયેલું ને થયેલું છે, પણ છંદની શ્રુતિ ગણતાં તો પકડાઇ આવે છે કે "ઇમ્" બોલતાં એક જ શ્રુતિ થાય અને તેથી ઉઘાડો છંદોભંગ થાય. એટલે "હઇથ્યૅમ્" મશક્યૅમ્, દ્રુત્યૅમ્ એમ બોલાય-લખાય તો જ તે છંદની શુદ્ધિ માટે "ઇયૅમ્" થઇને બે શ્રુતિ થઇ શકે. આ ભેદ કુદરતી રીતે જ હા. ૩૪-૧૫ની છેલ્લી લીટીમાં "હઇથ્યૅમ્" જ મૂળ જૂના રૂપમાં કોઇની શરતચૂકથી રહી ગયેલું ને તેનું રૂપાંતર "હઇથીમ્" થયેલું નહીં, તેમ આ એક જ શબ્દ "અષ્ય" માં મૂળ જૂનો 'ષ' તેમનો તેમ લખાયેલો રહી ગયો ને તે પછી બધી પ્રતોમાં લખાયો.

ગાથામાં "મષ્યાઇશ્-ચા" "મષીમ્" વગેરે શબ્દો છે તેમાંનો "ષ" મૂળ પ્રતોમાં "શ્ક" લખાયેલો હશે, અને તાલવ્ય "શ" પછી "ક" મૂકતાં તે "શ્ક" ને બદલે બીજા "ષ" જેવો લાગ્યો ને તે "શ્કય"ને બદલે પછી "ષ્ય" લખાતો થયો. ઋગ્વેદનું બીજું મંડળ અતિ જૂનું મનાય છે તેમાં પણ "માણસ" માટે मनुष्य શબ્દ જ મં. ૨-૨૩-૯ માં વપરાયેલો છે. ગાથામાં તો "મર્ંતાનો," "મર્ંતાષ્યો" એવા જ શબ્દો 'મનુષ્ય'ને માટે છે. ऋत નો "અષ" થયો એમ વિદ્વાનો માને છે. અને "અમૃતા"નો "અર્મેષા" થયો, તથા "મર્ત્યા"નો 'મષ્યા' થયો-એમ ગાથાકાળ પછી ઘણે લાંબે વખતે "હસફ્હાઇતિ યસ્ત" લખાઈ તેમાં પ્રથમ "અર્મેષા સ્પૅન્તા" શબ્દ આવે છે. (એ માટેનો વધુ ખુલાસો "યાનીમ્ મનો"વાળા પ્રાસ્તાવિક શ્લોકના શબ્દો પરની ટીકા મેં લખી છે ત્યાં જુઓ). બાકી ગાથાભાષામાં

"अमृतात्"નો "અમૅરૅતાત્"જ લખાયેલો છે. ગાથામાં કોઈ પણ ઠેકાણે ઋત કે અર્ત કે મર્ત્યનો "ષ" કે "ષ્ય" થયેલો છે જ નહીં. વળી "અમૅષા"માં ને "અષા"માં મૂળ "ષ"જ છે બીજો 'ષ' છે જ નહીં તે પણ નોંધવા જેવું છે.

"મષ્ય" શબ્દ તો પહેલવીમાં માણસ જાત પ્રથમ કેમ ને કયાંથી થઇ તેનું વર્ણન છે તેમાં "આદમ ને ઇવ"ને બદલે "મષ્યો" અને "મષી" હતાં એમ લખેલું છે. એટલે આ "મષ્યો"પરથી ગાથાના "મશ્કયા"ને પણ "મષ્યા" બનાવ્યો! અને તેનો અર્થ "મનુષ્ય" કીધો. આ ગાથાના મષ્યા=મશ્કયા શબ્દની સમજ માટે હા. ૨૯-૪ માં પ્રથમ આવતા "મશ્કયાઇસ્-ચા શબ્દ પરની ટીકા જોતાં એ બધો ખુલાસો ત્યાં મળશે.

(૫૧). સંસ્કૃત વર્ણમાળાનો શુદ્ધ स ગાથા અવેસ્તામાં પણ કેટલાક સંજોગોમાં स જ રહે છે.

(ક) ૧. ક, ચ, ત, થ, પ, ન, વ્યંજનો પૂર્વે स જોડાયેલો હોય અને તે શબ્દારંભમાં હોય અથવા શબ્દાંગમાં એની પૂર્વે અ, આ કે આં સ્વરો હોય તો स् જેમનો તેમ "સ્"જ રહે છે. स्कम्भम्-સ્કૅમ્બૅમ્, अमृतातश्च-અમૅરૅતાતસ્-ચા, स्तोता-સ્તઑતા, वस्ते-વસ્તે, स्था-સ્થા-સ્તા, अस्पृहत्-અસ્પૅરૅજ઼ત્, स्नथिष-સ્નઇથીષા, शस्तिस् સસ્તિશ્.

(ક) ૨. જોડાક્ષરમાંના ઉપર જણાવેલા પ્રથમ વ્યંજન स् સિવાયના બીજે બધે ઠેકાણે શબ્દના પ્રારંભનો કે અંગમાંનો स તે બીજો કંઠ્ય स્ જ ગાથાભાષામાં છે ને તે ગાથામા ઊષ્માક્ષર "હ" તરીકે જ લખાયેલો છે. असुं-અહુ, सत्रा-હચા, सस्-હો, स्वस्-હ્વો, अस्य-અહ્યા, वसीयस्-વહીયો, साकुर्णम्-હાકુરૅનૅમ્, असुर-અહુરા, सुमन्द्र-હુમાંજ઼દ્રા, वसिष्ठ-વહિશ્તા, सारस्-હારો.

(ક) ૩. સંસ્કૃત તાલવ્ય श નો ગાથા અવેસ્તામાં સંસ્કૃત શુદ્ધ દંત્ય स થાય છે. शास्नया-સાસ્નયા, शर्ध-સરૅધ, शवसा-સવહ્હા, शुक्रा-સુખ્રા. श्रोत-સ્રઑતા, श्रवो-સ્રવો, शोचयन्तो-સઑચ્યન્તો.

(૫૨) સંસ્કૃત કંઠ્ય ઘાડા ह ને ઠેકાણે ગાથાકાળમાં "જ઼" "z" વપરાતો હતોઃ हस्त-જ઼સ્ત, महे-મજ઼ે, વગેરે. એ માટે નિયમ ૩૫ (ક) ૨ માં લખાઇ ગયુ છે. "જ઼" માટે પણ નિયમ ૩૫ માં લખાઇ ગયું છે.

વેદની ભાષા હજારો વર્ષ સુધી પ્રવાહી હતી અને તે મૂળમાં ઇન્ડો-યુરોપિયન અને ગાથાભાષા જેવી જ હતી-હોવી જોઇએ. ઇરાની આર્યો અને હિંદુ આર્યો છૂટા પડ્યા પછી હિંદુ આર્યો હિંદુસ્તાનના સિન્ધુ પ્રદેશમાં કેટલોક કાળ રહ્યા અને પછી ગંગા જમુના પ્રદેશમાં પણ આગળ વધ્યા. તે વેળાએ ઋગ્વેદની છેલ્લી પ્રતો લખાઇ હશે અને તે વેળા જેવા ઉચ્ચાર થતા હશે તે પ્રમાણે તે લિપિમાં ઉતરાઈ હશે. પાછળથી વૈયાકરણોએ પણ તેમાં સુધારા કીધા હશે. વૈદિક-સંસ્કૃત-વર્ણમાળા જે છેવટની પ્રમાણિત થઈ હશે તે પ્રમાણે લિપિ ઘડાઇને વેદોના પાઠ છેવટના લખાયા હશે.

એ બધું ઇસ્વીસનની દોઢેક હજાર વર્ષ પૂર્વે થયેલું લાગે છે. કોઇ એમ નહીં સમજે કે ઋગ્વેદ લખાયાને આજે માત્ર સાડાત્રણ હજાર વર્ષ થયાં છે.

ઋગ્વેદની જૂની ઋચાઓ બોલાવા અને ગવાવા તે આઠ દશ હજાર વર્ષ પર મડાઇને તે ગ્ચાતી ને કંઠસ્થ થઇ પેઢી દર પેઢી ગવાતી આવી, તેમા તે કાળની આર્યભાષા બોલાતી અને પ્રવાહી હતી એટલે તેમા કંઇ કંઇ ફેરફાર તો થતો આવેલો જ હશે. ગાથા ભાષામા ને ઋગ્વેદની ભાષામા કેટલાક વિભક્તિના પ્રત્યયોના રૂપમા તેમજ ક્રિયાપદોના રૂપોમા પણ જે થોડોક ફેર માલૂમ પડે છે, તે એ જ કાળની ને ભાષાની પ્રવાહિતાને આધીન છે.

(૫૩) ગાથાની વર્ણમાળામા સંસ્કૃત ह ના વર્ગમા બીજા બે નવા જ અક્ષરો છે. ખ અને ખ્વ એમા પહેલો "ખ" તો હિંદી ઉર્દુમા ફારસી પરથી લઇને "ખ"ની નીચે નુક્તો મૂકીને લખાય છે તે છે. બીજો "ખ્વ" તો ચોખ્ખો જોડાક્ષર (ligature) છે અને તે ઉદાત્ત स्व ને કવચિત ह्व ને ઠેકાણે વપરાય છે.

(ક) કઠોપ્મા "ખ" માત્ર સ્વરિત સ્વરભારને બતાવવા માટે જ છે અને તે સ્વરિત स्य માટે જ વપરાય છે. अस्य મા अ અનુદાત્ત ને स्य ઉદાત્ત હોય છે, ત્યારે ગાથાભાષામા તે "અહ્યા"–स નો "હ" થઇ તેમા "યા" જોડાય છે मस्य–મહ્યા, कस्य–કહ્યા,–વગેરે–પણ ઋગ્વેદમા પણ ચોક્કસ જગ્યાઓમા अस्य એટલે अ ઉદાત્ત અને स्यं સ્વરિત લખાય છે. આ ભેદ સૂક્ષ્મ છે, અને તે કોઇ પણ ગાથા અવેસ્તાના પૌરસ્ત્ય કે પાશ્ચાત્ય પંડિતે શોધી જાણ્યો નથી. એવે ઠેકાણે स्यं ને સ્વરિત બતાવવા ગાથામા "હ્યા"ને બદલે "ખ્યા" લખાય છે ને ત્યા જ આ "ખ" વપરાય છે. "અખ્યાચા ખ્વએતુશ્" એ હા ૩૨–૧ ની પહેલી પંક્તિમા આવે છે. એમા "અહ્યાચા" નહીં લખાય કેમકે તેની પછીનો "ચા" અનુદાત્ત છે અને પછી "ખ્વએતુશ્=स्वैतुस् માનો स्व ઉદાત્ત છે એટલે "ચા" અનુદાત્ત જ ગણવો પડે, તેથી લીટીની શરૂઆતમાના अस्यं નો अ ઉદાત્ત ગણી स्यं ને સ્વરિત કરવો પડે જેથી स्वैની આગળનો "ચા" અનુદાત્ત રહે એ "સ્ય"નો તેથી હ્યા નહીં પણ વધારે જોરદાર "ખ્યા" કરવો પડયો એજ પ્રમાણે स्वस्यै–ખ્વખ્યાઇ=(પોતપોતા માટે હા ૩૦–૨) એ શબ્દમા પણ स्व ઉદાત્ત છે ને स्यै સ્વરિત છે તેથી તે "ખ્વહ્યાઇ" નહીં પણ "ખ્વખ્યાઇ" થયો. श्विन्तस्य મા स्य અનુદાત્ત છે તેથી તેનો ગાથામા "સ્પેન્તહ્યા" થયો છે. પણ હા. ૩૪–૭ મા બીજી લીટીની શરૂઆતમા જ "સ્પેન્તખ્યાચા" છે તે श्विन्तस्यच છે તેમા श्वि અનુદાત્ત છે, त ઉદાત્ત છે અને स्य સ્વરિત છે. "અપહ્યા" અને "અપખ્યા" વગેરે પણ એવો જ તફાવત છે. કવિતામા લીટીનો લય કાબુમા રાખવા સ્વરભારના એમ ફેરફાર કરવા જ પડે છે. અને તે ફેરફાર બતાવવા એક જ શ્રુતિના જુદા જુદા ઉચ્ચાર ગાથાકાળમા ને વેદકાળમાં થયા હતા. સંશોધકને માટે આ વિષય બહુ રસિક છે. અને એ ભેદ જાણ્યા પછી આપણને આ ઉચ્ચારભેદ પર ઘણો પ્રકાશ પડેલો દેખાય છે ઋગ્વેદમા अस्य જેવા શબ્દના જુદા જુદા સ્વરભાર ઘણે ઠેકાણે મળે છે, તે ગાથાના શબ્દો જે વેદોમાથી મળી આવે છે તેનો સ્વતંત્ર ઉપર શબ્દોને. કોશ આ પુસ્તક પાછળ જોડ્યો છે, તેમા જોવાથી તે સ્પષ્ટ થશે.

(ખ) હવે ગાથા અવેસ્તાનો જોડાક્ષર "ખ્વ" જોઇએ. એને મળતો ઉચ્ચાર અવેસ્તામાથી જ ઊતરેલી ફારસી ભાષામા પણ છે એ "ખ્વ" સંસ્કૃત स्व અને કોઇક ઠેકાણે "ह्व"ને બદલે વપરાય છે स्वप्न–ખ્વફ્નો. स्वैम्–ખ્વાઇંશ્.

स्त्रिता–ખ્વએના, स्वर्णस्–ખ્વર્નો, स्वपत्य–ખ્વાપઇથ્યા, हवरिस्य–ખ્વરૂઇથ્યા, स्विर्ति (सु+इ+ति)–ખ્વીતિ

ઉપરની નોંધ ગાથામાના આ બે વધારાના વર્ણોની સ્પષ્ટ સમજ આપશે એ બન્ને અક્ષરો વચ્ચે કશુ સામ્ય નથી એમા "ખ્વ" તો क्ष અને ज्ञ ની જેમ ચોખ્ખો જોડાક્ષર જ છે

(૫૪) વૈદિક સસ્કૃત વર્ણમાળા અને ગાથા ભાષાની વર્ણમાળામાના ઉપર જણાવેલા ભેદો ઉપરાત કેટલાક બીજા ભેદો માટે પણ અહી ઉલ્લેખ કરવાનુ પ્રાપ્ત થાય છે

(ક) ૧ ઉપર સસ્કૃતમા જે દત્ય स વેદોમા વપરાયેલો છે તેને બદલે ગાથામા પોચા स નો "હ" થઇને વપરાયો છે, તે કાંઇ અશુદ્ધ કે ગ્રામીણ—(ગામડિયો–vulgar કે slang) નથી પણ તે કાળની આર્ય ભાષામા એ પોચો "હ"જ વપરાતો હતો જૂની ગ્રીકભાષામા પણ એ "સ"ને બદલે "હ"–h–જ વપરાયેલો છે, તેમજ યુરોપની કેટલીક ભાષાઓમા પણ એમ "હ"–h વપરાય છે, તે સૂચવે છે કે પ્રાગ્વૈદિક કાળમા એ "હ"જ હતો અને તેને બદલે વપરાતો થયેલો દત્ય स પછી વપરાતો થયો હશે, ને જ્યારે આખરમા વેદનુ હાલનુ સ્વરૂપ ઠેવરનુ નક્કી થયુ હશે—પાણિનિના કાળની થોડક પૂર્વે—ત્યારે એ स સ્થિર થવા પામ્યો હોય એમ લાગે છે मनसा નો છેલ્લો सा પોચા "હ" જેવો હોય તો જ न સ્વરિત બતાવવા "ડ્" તેની પાછળ ઉમેરીને તે "હ" સાથે ભેળવી દેવાય છે જેથી "મનડ્હા" જેવો ઉચ્ચાર સરળતાથી થઇ શકે છે જો દત્ય स હોય તો તે "ડ્" સાથે સહેલાઇથી ભળી શકતો નથી અને પછી "મનડ્સા" જેવુ વિચિત્ર રૂપે ખડુ થાય!

(ક) ૨ હવે એવુ જ એક બીજુ રૂપ પણ વિચાર માગી લે છે ઋગ્વેદની ભાષાથી ગાથાભાષા ઘણી જૂની છે એ તો મેં આ સાથેના જુદા લેખમા બતાવી આપ્યુ છે ગાથામા વૈદિક त्रिश्च ને બદલ "વીસ્પા", अश्व ને બદલ "અસ્પા" अश्विन् ને બદલે "અસ્પૅન" છે, તે પણ ભાષાના ઉચ્ચારક્રમ પ્રમાણે બરાબર જ છે ગયા ઇ સ ૧૯૪૦ મા મુબઇ યુનિવર્સીટી તરફથી પડિત બેચરદાસે આપેલા વ્યાખ્યાનો જે મોટા ગ્રથાકારે "ગુજરાતી ભાષાની ઉત્ક્રાન્તિ"ને નામે પ્રગટ થયા છે તેમા જે પહેલુ વ્યાખ્યાન "આમુખ" Introduction છે, તેમા એ ભાષાશાસ્ત્રીએ વૈદિક અને સસ્કૃત ભાષા માટે ચાલતા કેટલાક ભ્રમો ભાગી નાખ્યા છે એમા તેઓ સ્પષ્ટ જણાવે છે કે च ને બદલે પ્રાગ્વૈદિક કાળમા प જ વપરાતો હતો ભાષામા प પહેલો ને તેનો च પછી જ થયેલો છે

આ પ્રકરણ એ ગ્રથમા બરાબર ચર્ચાયેલુ છે ભાષા શાસ્ત્રના અભ્યાસીઓએ એ પુસ્તક ખાસ વાચવા જેવુ છે જે હિંદુ આર્યો "વેદ"ને જ દુનિયાનુ સૌથી જૂનુ પુસ્તક માનવા મનાવવા મથે છે તે સૌને આ ભાષાશાસ્ત્રના ખરા જ્ઞાનથી જણાશે કે શ્રી જરથુસ્ત્ર સાહેબની "ગાથા" જ સૌથી જૂની છે

(૫૫) ગાથામા એક જ વર્ગના બે એકસરખા વ્યજનો કદી જોડાઇ શકાતા નથી પણ તેને બદલે જોડાક્ષરમાનો પહેલો વ્યજન જુદો વપરાય છે યા

તે જોડાક્ષર જો અલ્પપ્રાણ વ્યંજનોનો હોય તો તેનો જ મહાપ્રાણ અક્ષર મુકાય છે. એના ભેદ નીચે મુજબ છે:

(ક) ૧. બે અલ્પપ્રાણ વ્યંજનનો જોડાક્ષર જો શબ્દાંગમાં અનુદાત્ત હોય તો જોડાક્ષરમાંનો વ્યંજન "ત" હોય તો પહેલો વ્યંજન "સ" મુકાય અને 'દ' કે 'ધ' હોય તો 'જ઼' વ્યંજન પહેલો મુકાય છે: चित्ति-ચિસ્તી, वित्ति-વીસ્તો, वेत्त કે वेत्थ-વોઇસ્તા, दत्त કે धत्त-દસ્તા, धत्ते-દજ઼્દે, उत्तानः-ઉસ્તાનો. मैत्रा-મોઇસ્ત્રા, शाद्ध्वम्-સાજ઼્દૂમ્, वृद्धाम्-ઍરેઝ઼્ધાંમ્.

(ક) ૨. બે અલ્પપ્રાણ વ્યંજનનો જોડાક્ષર જો શબ્દાંગમાં ઉદાત્ત કે સ્વરિત હોય તો તે જોડાક્ષરને બદલે તે અલ્પપ્રાણ વ્યંજનોનો એક જ મહાપ્રાણ વ્યંજન મુકાય છે: आयत्तिस्-આઇથિશ્ वेत्थ-વએથા, विचित्तस्य- વીચિથહ્યા, विचित्ते-વીચિથોઇ.

(૫૬) ગાથાભાષામાં કેટલીક વખત व ને र, त ને र, थ ને र વ્યંજનો કે व સાથે ऋ સ્વર જોડાયેલો હોય અને એવી શ્રુતિ જો અનુદાત્ત હોય તો ત્યાં એ વ્યંજનોનું પરિવર્તન થાય છે. वृन्-ઉર્વન્, वृज्म-ઉર્વાજ઼્મા, वाता-ઉર્વાના, वृत्तस्-ઉર્વથો, अथर्वा-આથ્રવા, चतुरदशस्-ચથ્રુદશો. वृ ઉદાત્ત હોય તો તે 'વૅર'જ રહે છે.

(૫૭) ગાથાભાષામાં 'ઉ' ને 'એ' ઉદાત્ત સ્વરની વચ્ચે આવેલા "વ"નો "ય" થાય છે. तन्वे-તનુયે, ग्रुवे-ગ્રુયે, द्वे-દુયે भुवे-ભુયે. આમાં એક જ વસ્તુ નોંધવા જેવી છે. મને લાગે છે કે विद्वे, तन्वे ના મૂળ "ગાથા"ના ઉચ્ચાર પણ તેવા જ હતા પણ પાછળથી અવેસ્તાકાળમાં તે વીદુયે, તનુયે થયા હોવા જોઇએ, કેમકે જ્યાં જ્યાં આ શબ્દો "ગાથા"માં વપરાયેલા છે, ત્યાં ત્યાં તેની બે જ શ્રુતિ ગણાય છે, ત્યારે "વીદુયે" ને "તનુયે" બોલતાં તો ત્રણ શ્રુતિ થાય ! વિદ્વાનો આ તપાસી જુએ.

(૫૮) ગાથાભાષાનું વ્યાકરણ બહુધા વૈદિક સંસ્કૃતના વ્યાકરણ જેવું જ છે. અને બન્નેના ધાતુઓ પણ એક જ છે. ધાતુ પરથી નામ, વિશેષણ, સર્વનામ, અવ્યય, કૃદંત, ક્રિયાપદ, વગેરે વૈદિક વ્યાકરણની રીતે જ ઉપજાવેલાં છે. વિભક્તિના પ્રત્યયો તેમજ ક્રિયાપદોનાં જુદા જુદા કાળોનાં ને ભેદોનાં રૂપો પણ લગભગ સરખાં છે; પણ ગાથાભાષાનાં કેટલાંક રૂપો વૈદિક રૂપોથી પણ ઘણાં જૂનાં છે. વાક્યોની સંસ્કૃતની જેમ નામોની જાતિ અને તેનાં વચન પણ ત્રણ ત્રણ છે. વાક્યોની રચના પણ સીધી ને સરળ છે અને પદરચના તો ઘણી જ સંક્ષિપ્ત. એક પણ નકામા શબ્દ વિનાની ને સચોટ છે. નામને વિશેષણ બનાવવા માટે પણ સંસ્કૃતના જેવા જ મૂળ અને સાધિત—Primary and secondary—પ્રત્યયો વપરાતા છે. તેમ નામોનાં ને ક્રિયાપદોનાં ઘણાં રૂપો વેદોમાં મળતાં નથી, મળતાં જ [illegible] તેમ પણ નથી. કોઇપણ પુસ્તકમાં એક ભાષાના કંઇ તમામ શબ્દો વપરાતા નથી પણ [illegible] વિષય પ્રમાણે ને તે વિષયને નિરૂપવાના વિચારો પ્રમાણે [illegible] શબ્દો [illegible] છે, ને નવા વિચાર પ્રમાણે ધાતુઓ પરથી નવા શબ્દો પણ [illegible] ને તે [illegible] ગાથાભાષામાં એવા પુષ્કળ નવનવા શબ્દો યોજાયેલા છે, [illegible] ભાષામાં તે ને શબ્દો [illegible] વપરાયેલા છે. વેદોની [illegible] તેના રચનાના [illegible] પણ [illegible] છે, [illegible]

સાહેબ એક જ છે. ગાથાકાળ પછી બે ત્રણ હજાર વર્ષો ઋગ્વેદની ને બીજા વેદોની ઋચાઓ ને તેના મંત્રો રચાઇને છેવટની લિપિમાં હાલના સ્વરૂપમાં આવતાં વીતી ગયેલાં છે, એટલે એ અરસામાં વેદોની ભાષા બહુ આગળ વધીને ખીલેલી છે અને તેનો શબ્દભંડાર પણ ઘણો વિપુલ થયેલો છે.

હવે પછી આ લેખમાં ગાથાની પદ્યરચનામાં શબ્દોના ત્રણે સ્વરભારો–ઉદાત્ત, અનુદાત્ત, અને સ્વરિત છૂટા પાડીને શબ્દે શબ્દમાં બતાવવામા આવશે, ત્યારે સર્વને સ્પષ્ટ માલુમ પડશે કે ગાથાભાષાનું મૂળ રૂપ ઋગ્વેદની ભાષાનું જ છે, પણ તે કાળમા ઋગ્વેદથી ઘણું જૂનું છે, કેમકે ઘણા શબ્દો જે ગાથામા વપરાયેલા છે, તે વેદકાળમાં કાળગ્રસ્ત થયેલા છે, ને તેને બદલે નવા જ શબ્દો વેદમાં વપરાયેલા છે. વેદોમાંના એવા નવા શબ્દો જે ગાથામાં પણ નથી તે અવેસ્તામાં મળે છે. અને અવેસ્તાનો કાળ તેમજ તેની ભાષાનો કાળ ગાથા પછીનો છે, એ તો સ્પષ્ટ હોવાથી પણ સિદ્ધ થાય છે કે ગાથાની ભાષા જેમ અવેસ્તા ભાષાથી તેમ વેદોની ભાષાથી ઘણી જૂની છે. એટલે આજ સુધી પૂર્વના તેમજ પશ્ચિમના વિદ્વાનો ને ભાષાશાસ્ત્રીઓ માનતા આવ્યા છે કે ગાથાની ભાષા વેદની ભાષાની બહેન જેવી છે તે વાત યથાર્થ નથી, પણ અવેસ્તાની ભાષા ઋગ્વેદની સમકાલીન હોય તેમ લાગે છે, ત્યારે ગાથાની ભાષા તો ઋગ્વેદની ભાષાની તેમજ અવેસ્તા ભાષાની **માતા** જેવી છે. ડો મિલ્સ, પ્રો. બાર્થોલોમે, પ્રો. જેક્સન વગેરે કેટલાકે એમ નોંધેલું પણ છે કે વેદથી અવેસ્તાની ભાષા પ્રાચીનતર છે, એમ ઘણાં રૂપોથી માલૂમ પડે છે. જો વેદથી અવેસ્તાની ભાષા પ્રાચીન હોય તો ગાથાની ભાષા વિશેષ પ્રાચીન છે જ. કેટલાક શબ્દોમાં તો ગાથાભાષામાંના પ્રયત્નો દેખાડવાની જે નિયમિત ચોક્કસતા છે, તે અવેસ્તામાના તે જ શબ્દોની નથી, અને પાછલા અવેસ્તા ભણતરોમાં તો ગાથામાંના સ્વરભારોનો ખ્યાલ પણ ઝાંખો થયેલો સ્પષ્ટ સમજાય છે.

ગાથાનો "અઇબી" તે સસ્કૃત अभि નો અવેસ્તામાં "અઇવ્હી" થાય છે. વૈદિક द्वेषस् નો ગાથામાં "દ્વએષો" છે તે અવેસ્તામાં "ત્બએષો" થયો છે. સંસ્કૃત मम्यम् નો ગાથામાં "મઇબ્યા" છે તે અવેસ્તામાં "માવોયા" થયો છે. એમજ કેટલાક બીજા શબ્દો નોંધવા જેવા છે. સસ્કૃત यान्–ગાથા–યૈન્ગ્–અવેસ્તા યા

,, यस्– ,, યૈન્ગ્યસ્ચા ,, યો
,, अस्य– ,, અહ્યા ,, અહે
,, अमृतात्– ,, અમૅરૅતાત્ ,, અમૅષા
,, कयामि– ,, કયા ,, કયામિ
,, त्मनम्– ,, દૅમાનૅમ્ ,, ?માનૅમ્
,, येत्म– ,, યોઇથૅમા ,, યએથ્મ
,, आघ्वम्– ,, થ્રાઝ્દ્દમ્–,, થ્રાધ્વૅમ્

એ પ્રમાણે વિભક્તિનાં કે ક્રિયાપદોનાં રૂપોમાં પણ ગાથાભાષામાંથી અવેસ્તાકાળની ભાષામાં કંઇ કંઇ ફેરફાર થતોજ આવ્યો છે. ગાથાભાષામાંના શબ્દોમાંના વ્યંજનની પાછળ મોટે ભાગે "અૅ" સ્વર મૂકવામાં આવતો હતો તે અવેસ્તાભાષામાંના શબ્દોમાંથી મોટે ભાગે નીકળી ગયેલો લાગે છે.

વેદની ઋચાઓમાં શબ્દોના સમાસ તેમજ આગલા શબ્દના છેલ્લા વ્યંજન યા સ્વરમાં પાછલા શબ્દનો પ્રારંભનો સ્વર જોડાઇ જાય છે તેવી રીતની સંધિ ગાથાભાષામાં નથી. એમાં તો બે શબ્દો છૂટા જ રહે છે. અને સમાસ બતાવવા વચમાં સંધિચિહ્ન-કાપો કે બિંદુ-મુકાય છે:-दीर्घायु-દરેગો-આયૂ, ऋतोक्षयन्तो-અષ-ઓક્ષયન્તો, देवजुष्ट-દએવો-જુસ્તા.

(૫૯) ગાથાભાષાની તે કાળની કઇ લિપિ હશે તે કહેવાઇ શકાતું નથી. પણ વેદની ઋચાઓ હાલની દેવનાગરી લિપિમાં લખાય છે તેમ શબ્દના ધાતુ પ્રમાણે જ શબ્દો લખાતા હશે અને સ્વરભારોનાં ચિહ્નો શ્રુતિઓની ઉપર નીચે મુકાતાં હશે. ગાથાભાષાનાં સ્તોત્રો તેમાંનાં બધા સ્વરભારો સાથે કેમ **ઉચ્ચારાતાં** હશે તે આજે આપણી પાસે જે અવેસ્તાની લિપિ, પહેલવી લિપિ જેવી છે તે લિપિમાં તેમના તેમ બધા વ્યંજનના અને સ્વરના ઉચ્ચારભેદ સાથે પૂરેપૂરાં ઉતરાયેલાં છે. જેમ ઋગ્વેદની ઋચાઓ મંત્રો છે તેમ ગાથાના પણ આ મંત્રો છે, તેની ઉચ્ચારવિધિ પૂરેપૂરી કાયમ રાખવા જ અવેસ્તા લિપિમાં તે બધા નિયમ જાળવીને લખાયેલા છે. ઇન્ડો-ઇરાનિયન ભાષા જે ગાથા અવેસ્તા અને ઋગ્વેદની જ ભાષા છે, તેમાં ગાથાની ભાષા સૌથી પુરાણી છે અને આજે ત્રણ હજાર વર્ષથી ઋગ્વેદના મંત્રોમાંના સ્વરભારોના ખરા ઉચ્ચાર હિંદુસ્તાનના જુદા જુદા પ્રાંતોના કર્મકાંડી બ્રાહ્મણો પણ ભૂલી ગયેલા છે, તે ઉચ્ચારો હવે આ ગાથાભાષાને લગતા સંશોધનથી પ્રગટ થાય છે, અને માનવતાની-ખાસ કરીને આર્યોની-જુનામાં જૂની ભાષાનું ખોવાયેલું અગત્યનું અંગ હવે મળી આવ્યું છે, તે હિન્દુ વેદશાસ્ત્રી પાસે ઘણાં દ્વાર ખોલી નાખે છે.

(૬૦) શ્રી જરથુસ્ત્ર સાહેબની પવિત્ર ગાથા કવિતામાં રચાયેલી છે, અને તેની પદરચનામાં શ્રુતિઓની ચોક્કસ ગણતરીની સાથે ત્રણ જાતના સ્વરભારો છે. એ સ્વરભારો-"Accents"-ખુદ શબ્દમાંની ચોક્કસ શ્રુતિ પર જ હોય છે અને ચોક્કસ સંજોગોમાં ને રચનાવિધિમાં જુદી જુદી શ્રુતિઓ પર સ્વરભાર બદલાય છે પણ. એટલે એ સ્વરભારો શબ્દાંગમાંના હોઇ વ્યાકરણને લગતા છે, તેટલા જ એ સાદામાં સાદા સંગીતને લગતા પણ છે. આ સ્વરભારો ઊંચા નીચા સૂરવાળા છે અને તે Pitch Accents એટલે આરોહાવરોહ સાધના સંગીતના સ્વરભારો છે. વેદના મંત્રો ગવાતા હતા અને હજી પણ તે ગવાય છે, પછી ભલે એ ગાનારા કર્મકાંડી બ્રાહ્મણો એ સ્વરભારોની ખરી વિધિ ભૂલી ગયા તે જુદી વાત છે. એ જ પ્રમાણે ગાથાના પવિત્ર મંત્રો બહુ સુંદર રીતે ગવાતા હતા, તેની નોંધ પ્રાચીન ગ્રીક લેખકોના ગ્રંથોમાં લેવાયેલી આપણને મળી શકે છે. વળી ગાથા તો જરૂર ગવાવી જ જોઇએ એ માટેનો સ્પષ્ટ ઉલ્લેખ ખુદ અવેસ્તામાં બહેરામ યસ્ત-કરદો ૧૭, ફકરો ૫૧-તેમજ "નરોવ યસ્ન વદી"ના ૩ જા ફકરામાં પણ છે. તેમાં જણાવ્યું છે કે "બહેરામ યઝતની નેયતે ઇજેલી ચીજ ચોક્કસ માણસો ખાઇ શકે નહીં. તેમાં બીજાઓ સાથે ગાથા ગાઇને નહીં ભણનાર માણસને પણ આજ્ઞા છે કે તેણે એ ઇજેલી ચીજ હાથમાં પકડવી નહીં કે તે ખાવી નહીં." આ વચનોથી સ્પષ્ટ થાય છે કે આપણાં બીજાં પવિત્ર ભણતરોમાં પણ આ પ્રાચીનકાળથી ઊતરી આવેલી વાત નોંધાયેલી છે, કે **ગાથા તો સદા ગાઇને જ ભણવી.** આ સંગીતશીલ સ્વરભારો ગાથાની પદરચનાને નિયમિત રાખવા સાથે તેને સુસ્વર બનાવે છે. કેટલાકો સમજે છે તેમ ગાથામાં કે વેદમાં માત્ર શ્રુતિગણના જ છે, અને આ

ગાથા ભાષામાંના જેવા ઋગ્વેદના ગ્રંથમાં એ સ્વરભારો કેવી રીતે દર્શાવાતા, તેની સાથે જ કામ છે. આ સ્વરભારો ઉપલા ગ્રંથોમાં ચાર જુદી જુદી રીતે દેખાડેલા છે, પણ ઋગ્વેદ, અથર્વવેદ, વાજસનેયિ સંહિતા, તૈત્તિરીય સહિતા અને બ્રાહ્મણ–એ ગ્રંથોમાં ઉદાત્ત સ્વરભારને કશું ચિહ્ન લગાડેલું નથી. ઉદાત્ત સ્વરભાર બતાવનાર અક્ષરને યા શ્રુતિને કશા પણ ચિહ્ન વગર લખવામાં આવતું હતું. અનુદાત્ત સ્વરભારવાળી શ્રુતિની નીચે આડી લીટી મારતા હતા. અને સ્વરિત સ્વરભાર બનાવવા શ્રુતિની ઉપર ઊભો કાપો મારતા હતા. આ બતાવે છે કે ઉદાત્ત સ્વરભાર અનુદાત્ત અને સ્વરિતની વચ્ચેનો મધ્યમ સ્વરભાર હોવો જોઈએ. ગાથામાં આ સ્વરભાર તે વેળા જેવી રીતે ઉચ્ચારતા તેવી રીતના વધારાના સ્વરો ઉમેરાતા યા અલ્પપ્રાણ વર્ણના મહાપ્રાણ કે મહાપ્રાણના અલ્પપ્રાણ વર્ણ મૂકવામાં આવતા, એ બધું જોતાં જણાય છે કે ઉદાત્ત અને સ્વરિતની ઉચ્ચારવિધિ લગભગ એકસરખી હતી અને કોઇક જ ઠેકાણે તે જુદા ઉચ્ચારથી દર્શાવાતી હતી જેથી બધી સ્પષ્ટતા થઇ જતી હતી. ઉદાત્ત પછી જો બે અનુદાત્ત શ્રુતિઓ આવે તો ઉદાત્ત પછીની અનુદાત્ત શ્રુતિને સ્વરિત કરવામા આવતી, એટલે ઉદાત્ત પછી સ્વરિત શ્રુતિનો સૂર ઉદાત્તથી જરા ઊંચો લઈ પછી નીચે ઉતારીને તેની પછી આવતી અનુદાત્ત શ્રુતિના નીચા ઉચ્ચારમાં મેળવી દેવામાં આવે છે. એવે ઠેકાણે ઉદાત્ત શ્રુતિ પર ઉપર કે નીચે કશું ચિહ્ન રખાતું નથી પણ તેની પછી જે શ્રુતિ સ્વરિત થાય તે શ્રુતિને માથે ઊભો કાપો મરાય, અને પછી આવતા અનુદાત્તની નીચે આડી લીટી દોરાય. પદપાઠની આ સામાન્ય વિધિ છે.

(૬૬) હવે આપણે ઋગ્વેદના સ્વરભારોની વિધિ અહીં ક્રમવાર નોંધીએ :

(ક) વૈદિક સ્વરભારો કંઇક અંશે વ્યાકરણાનુસારી અને કંઇક અંશે સાંગીતિક છે.

(ખ) પ્રત્યેક શબ્દને પોતાનો એક ઉદાત્ત સ્વરભાર હોય છે, પણ કેટલાક ધાતુ અને તે પરથી થતાં કેટલાંક ક્રિયાપદોનાં રૂપોમાં ઉદાત્ત સ્વરભાર નથી યે આવતો.

(ગ) સ્વરભારો સ્વરોને જ હોય છે, વ્યંજનોને નહીં.

(ઘ) ઉદાત્ત સ્વરભારને કશું ચિહ્ન લગાડાતું નથી.

(ચ) ઉદાત્ત સિવાયની બધી શ્રુતિઓ અનુદાત્ત ગણાય છે. અને તેવી અનુદાત્ત શ્રુતિની નીચે આવી (–)આડી લીટી મૂકવામાં આવે છે.

(છ) ઉદાત્ત સ્વરભારવાળી શ્રુતિની પછીની શ્રુતિ અનુદાત્ત હોય અને તેની પાછળ બીજી અનુદાત્ત શ્રુતિ આવતી હોય તો પહેલા ઉદાત્ત પાછળની અનુદાત્ત શ્રુતિ સ્વરિત થાય છે, અને એવી સ્વરિત શ્રુતિને માથે ઊભો કાપો (।) દોરાય છે.

(જ). સ્વરિત શ્રુતિની પાછળ અનુદાત્ત શ્રુતિ આવે તો તેની નીચેનો આરો કાપો દોરાતો નથી. પણ તે એમ જ કંઇ પણ ચિહ્ન વગર લખાય છે. પણ જો સ્વરિત પાછળના અનુદાત્ત પછી ઉદાત્ત શ્રુતિ આવતી હોય તો અનુદાત્ત શ્રુતિની નીચે આડો કાપો દોરવો પડે છે.

કહેવાય છે. પદ્યરચનાને નિયમનમાં રાખવા શ્રુતિગણના યાં માત્રાગણના સાથે આ તાલગમ્ય સ્વરભાર જરૂરનો છે. શબ્દાંગમાંની કોઇક શ્રુતિ પરનો વ્યાકરણાનુસારી સ્વરભાર હોય તો તેની સાથે તાલગમ્ય સ્વરભાર મળી રહે ત્યારે શબ્દનું સ્વાભાવિક માધુર્ય જળવાઇ રહેવા સાથે પદ્યનો લય પણ સધાય છે. અંગ્રેજી કવિતાનો લય (rhythm) આ Stress Accent તાલગમ્ય સ્વરભારથી જ સધાય છે અને હાલની બધી જ ભાષાઓની કવિતાનો લય-એક શિષ્ટ સંસ્કૃત-"Classical Sanskrit"-ભાષાની રૂપમેળ પદ્યરચનાનો અપવાદ બાદ કરતાં-તાલગમ્ય સ્વરભારથી જ સાધી શકાય છે.

(૬૩). રાગબદ્ધ પદ્ય તથા સંગીતનો લય સાધવા પણ ઉપર જણાવેલો તાલગમ્ય સ્વરભાર યા જેને સંગીતમાં ચોક્કસ માત્રાનો "તાલ" કહે છે, તે વપરાય છે. કોઈ પણ સંગીતના શાસ્ત્રીય પુસ્તકમાંથી એની સમજ મેળવી શકાશે. અહીં આ સ્થળે તે પર વિસ્તાર કરવાનું કામ નથી.

(૬૪). સંગીતના મૂળ સપ્તકના સાત સ્વરો પ્રાચીન ઇન્ડો-યુરોપિયન અને પછી ઇન્ડો-ઇરાનિયન ભાષાઓમાંના ઉદાત્ત, અનુદાત્ત, અને સ્વરિત, એ ત્રણ સ્વરભારોમાંથી ઉદ્‌ભવ પામેલા છે, તેનો ખુલાસો પણ પ્રાચીન પ્રાતિશાખ્ય ગ્રંથોમાંથી મળી આવે છે. "પારિશિક્ષા" નામના જૂના વ્યાકરણ ગ્રંથમાં જણાવ્યું છે કે "સાંગીતિક સપ્તકના સાત સૂરો ઊંચા ઉદાત્ત, નીચા અનુદાત્ત, અને ઊંચાનીચા સ્વરિત સ્વરભારોમાંથી ઉપજેલા છે. ષડ્‌જ અને ઋષભ-"સા"ને "રી"-સૂરો નીચા સ્વરભાર અનુદાત્તમાંથી ઉદ્‌ભવેલા છે; ગાંધાર અને મધ્યમ -"ગ" ને "મ"-સૂરો ઊંચા ઉદાત્ત સ્વરભારમાંથી થયેલા છે. અને નિષાદ-"ની"-સૂર સ્વરિત સ્વરભારના "અભિનિહિત" અને "ક્ષૈપ્ર" પ્રકારોનાં સ્વતંત્ર રૂપમાંથી ઉપજેલો છે: સ્વરિત સ્વરભારના "તૈરોવ્યંજન" અને "પાદવૃત્ત" પ્રકારોમાંથી ધૈવત-"ધ"-સૂર-નીકળેલો છે. અને પંચમ-પ-નો સૂર સ્વરિતના "પ્રશ્લિષ્ટ" અને "પ્રતિહત" પ્રકારોમાંથી ઉદ્‌ભવ્યો છે.

આ પરથી જણાશે કે પ્રાચીન આર્યભાષામાંના આ ત્રણ સ્વરભારો-ઉદાત્ત, અનુદાત્ત અને સ્વરિત-તે સાંગીતિક-musical-સ્વરભારો છે, અને તે *Pitch Accents* એટલે સંગીતને લગતા આરોહાવરોહ સ્વરભારો છે. એ જુદા જુદા સ્વરભારો કેવી રીતે ઉચ્ચારાતા હતા, તેનું કશું સ્મરણ વેદોને લગતા પ્રાતિશાખ્ય ગ્રંથોમાં પણ નોંધાયેલું મળતું નથી. પણ ગાથા અવેસ્તાના પદ્યમય તેમજ ગદ્યમય લેખોમાંના શબ્દો તેના બધા સ્વરભારોના ઉચ્ચાર તે તે શબ્દોનાં અંગમાં જ સમાવીને સ્પષ્ટ લખાયેલા છે, તેનું સંશોધન પ્રભુની મહેરથી આજે હજારો વર્ષ પછી કરી શકાયું છે, અને તે સંપૂર્ણ રીતે આ લેખમાં અનેક ઉદાહરણોથી બતાવ્યું છે.

(૬૫) હવે એ સ્વરભારો ઋગ્વેદમાં કેવી રીતે વપરાયા છે તે જોઇએ. પ્રાચીન ગ્રીક ભાષામાં જેવા સાંગીતિક સ્વરભાર હતા, તેવા જ વૈદિક સ્વરભારો હતા. આ સ્વરભારો ચારે વેદમાં, તેમજ "આરણ્યક" સાથેના "તૈત્તિરીય" તથા "બૃહદારણ્યક" સાથેના "શતપથ" એ બન્ને બ્રાહ્મણગ્રંથોમાં તેના પાઠમાં નિશાની કરીને દેખાડવામાં આવેલા છે. એ બધા ગ્રંથોમાં આ સ્વરભારો કંઇક કંઇક જુદી રીતે દર્શાવેલા છે. પણ આપણને તો અહીં

ગાથા ભાષામાંના જેવા ઋગ્વેદના ગ્રંથમાં એ સ્વરભારો કેવી રીતે દર્શાવાતા, તેની સાથે જ કામ છે. આ સ્વરભારો ઉપલા ગ્રંથોમાં ચાર જુદી જુદી રીતે દેખાડેલા છે, પણ ઋગ્વેદ, અથર્વવેદ, વાજસનેયિ સંહિતા, તૈત્તિરીય સહિતા અને બ્રાહ્મણ–એ ગ્રંથોમાં ઉદાત્ત સ્વરભારને કશું ચિહ્ન લગાડેલું નથી. ઉદાત્ત સ્વરભાર બતાવનાર અક્ષરને યા શ્રુતિને કશા પણ ચિહ્ન વગર લખવામાં આવતું હતું. અનુદાત્ત સ્વરભારવાળી શ્રુતિની નીચે આડી લીટી મારતા હતા. અને સ્વરિત સ્વરભાર બતાવવા શ્રુતિની ઉપર ઊભો કાપો મારતા હતા. આ બતાવે છે કે ઉદાત્ત સ્વરભાર અનુદાત્ત અને સ્વરિતની વચ્ચેનો મધ્યમ સ્વરભાર હોવો જોઈએ. ગાથામાં આ સ્વરભાર તે વેળા જેવી રીતે ઉચ્ચારાતા તેવી રીતના વધારાના સ્વરો ઉમેરાતા યા અલ્પપ્રાણ વર્ણના મહાપ્રાણ કે મહાપ્રાણના અલ્પપ્રાણ વર્ણ મૂકવામાં આવતા, એ બધું જોતાં જણાય છે કે ઉદાત્ત અને સ્વરિતની ઉચ્ચારવિધિ લગભગ એકસરખી હતી અને કોઈક જ ઠેકાણે તે જુદા ઉચ્ચારથી દર્શાવાતી હતી જેથી બધી સ્પષ્ટતા થઈ જતી હતી. ઉદાત્ત પછી જો બે અનુદાત્ત શ્રુતિઓ આવે તો ઉદાત્ત પછીની અનુદાત્ત શ્રુતિને સ્વરિત કરવામા આવતી, એટલે ઉદાત્ત પછી સ્વરિત શ્રુતિનો સૂર ઉદાત્તથી જરા ઊંચો લઈ પછી નીચે ઉતારીને તેની પછી આવતી અનુદાત્ત શ્રુતિના નીચા ઉચ્ચારમાં મેળવી દેવામાં આવે છે. એવે ઠેકાણે ઉદાત્ત શ્રુતિ પર ઉપર કે નીચે કશું ચિહ્ન રખાતું નથી પણ તેની પછી જે શ્રુતિ સ્વરિત થાય તે શ્રુતિને માથે ઊભો કાપો મરાય, અને પછી આવતા અનુદાત્તની નીચે આડી લીટી દોરાય. પદપાઠની આ સામાન્ય વિધિ છે.

(૬૬) હવે આપણે ઋગ્વેદના સ્વરભારોની વિધિ અહીં ક્રમવાર નોંધીએ :

(ક) વૈદિક સ્વરભારો કંઈક અંશે વ્યાકરણાનુસારી અને કઈક અંશે સાંગીતિક છે.

(ખ) પ્રત્યેક શબ્દને પોતાનો એક ઉદાત્ત સ્વરભાર હોય છે, પણ કેટલાક ધાતુ અને તે પરથી થતાં કેટલાંક ક્રિયાપદોનાં રૂપોમાં ઉદાત્ત સ્વરભાર નથી યે આવતો.

(ગ) સ્વરભારો સ્વરોને જ હોય છે, વ્યંજનોને નહીં.

(ઘ) ઉદાત્ત સ્વરભારને કશું ચિહ્ન લગાડાતું નથી.

(ચ) ઉદાત્ત સિવાયની બધી શ્રુતિઓ અનુદાત્ત ગણાય છે. અને તેવી અનુદાત્ત શ્રુતિની નીચે આવી (–)આડી લીટી મૂકવામાં આવે છે.

(છ) ઉદાત્ત સ્વરભારવાળી શ્રુતિની પછીની શ્રુતિ અનુદાત્ત હોય અને તેની પાછળ બીજી અનુદાત્ત શ્રુતિ આવતી હોય તો પહેલા ઉદાત્ત પાછળની અનુદાત્ત શ્રુતિ સ્વરિત થાય છે, અને એવી સ્વરિત શ્રુતિને માથે ઊભો કાપો (।) દોરાય છે.

(જ). સ્વરિત શ્રુતિની પાછળ અનુદાત્ત શ્રુતિ આવે તો તેની નીચેનો આડો કાપો દોરાતો નથી. પણ તે એમ જ કંઈ પણ ચિહ્ન વગર લખાય છે. પણ જો સ્વરિત પાછળના અનુદાત્ત પછી ઉદાત્ત શ્રુતિ આવતી હોય તો અનુદાત્ત શ્રુતિની નીચે આડો કાપો દોરવો પડે છે.

(ઞ). ક્રિયાપદોનાં કેટલાંક રૂપોમાં એક ઉદાત્ત શ્રુતિ આવે છે, ને કેટલાકમાં કોઇ પણ સ્વરભાર આવતો નથી. એવાં રૂપોમાં શ્રુતિઓ બધી જ અનુદાત્ત ગણાય પણ તેને અનુદાત્તનું ચિહ્ન લગાડાતું નથી.

(ટ). ઉદાત્ત શ્રુતિ અને તેની પછીની સ્વરિત શ્રુતિ હોય અને પછી અનુદાત્ત શ્રુતિઓ અનેક આવે તો જ્યાં સુધી ઉદાત્ત શ્રુતિ તે પંક્તિમાં આવે ત્યાં સુધીની બધી અનુદાત્ત શ્રુતિ કશા પણ ચિહ્ન વગર જ લખાય અને માત્ર પાછળની ઉદાત્ત શ્રુતિની પૂર્વેની અનુદાત્ત શ્રુતિની જ નીચે આડો કાપો દોરાય. આ વિધિ ધ્યાનમાં રાખવા જેવી છે.

(ઠ). શબ્દના પ્રારંભમાં આવતી એક કે અનેક અનુદાત્ત શ્રુતિઓની નીચે આડો કાપો મૂકવો જ પડે છે.

(ડ). એક પંક્તિમાં બે ચરણ હોય યા વચ્ચે યતિ–caesura–હોય, પણ ઉદાત્ત અનુદાત્ત શ્રુતિઓની ઉપલી વિધિ તે આખી પંક્તિમાં ચાલુ જ રહે. યતિ પછી કે ચરણાન્તે એ વિધિ છૂટી જઇ શકતી નથી એ તો નિયમસર ચાલુ જ રહે છે.

(ઢ). જ્યારે બે સ્વરો પાસે પાસે આવીને બે શ્રુતિઓ જોડાઇ જઈ તેની એક શ્રુતિ બને–કુત્રા=ક્વાં–ત્યારે તેવી શ્રુતિમાંનો આગલો ઉદાત્ત સ્વરભાર નષ્ટ થાય છે, અને તેવી વેળાએ પાછલી શ્રુતિ પર સ્વતંત્ર સ્વરિત સ્વરભાર આવે છે અને તે માટે તે શ્રુતિ પર સ્વરિતનો ઊભો કાપો મુકાય છે.

(ત) જ્યારે સ્વતંત્ર સ્વરિત સ્વરભાર પછી તુરત ઉદાત્ત શ્રુતિ આવતી હોય ત્યારે એવી સ્વરિત શ્રુતિનો છેલ્લો સ્વર હ્રસ્વ હોય તો તેની પાસે ૧ નો આંકડો મુકાય છે અને દીર્ઘ હોય તો ૩ નો આંકડો મુકાય છે, અને એ આંકડા નીચે અનુદાત્તનું ચિહ્ન અને ઉપર સ્વરિતનું ચિહ્ન એમ બન્ને લખાય છે

(થ) બે શબ્દોનો સમાસ થઇને એક શબ્દ થયો હોય તો એ બન્ને શબ્દોમાં જે મૂળ ઉદાત્ત સ્વરભાર હોય તે કાયમ રહે છે, પછી તે બન્ને સ્વરભારો ભલે પાસે પાસે આવે.

(દ) કેટલાક શબ્દોમાં ઉદાત્ત સ્વરભાર હોતો જ નથી અને કેટલાક શબ્દો ચોક્કસ સંજોગોમાં પોતાનો સ્વરભાર ખોઇ દે છે: (૧) સંબોધન વિભક્તિવાળા શબ્દો–vocatives–વાક્યના પ્રારંભમાં હોય તો તેનો સ્વરભાર કાયમ રહે છે. પણ પ્રારંભ સિવાયને બીજે સ્થળે તે શબ્દ હોય તો તેનો સ્વરભાર નીકળી જાય છે. (૨) પાદના કે વાક્યના પ્રારંભમાં નહીં હોય એવા–finite–ક્રિયાપદ વાક્યના મુખ્ય વિભાગમાં હોય તો તેનો સ્વરભાર પણ રહેતો નથી. એ સિવાયના પણ બે ત્રણ સંજોગોમાં શબ્દોના સ્વરભાર નીકળી જાય છે.

(૬૭). સ્વરભારોને લગતા ઉપર આપેલા નિયમો મુખ્ય મુખ્ય છે. એ ઉપરાંત વિભક્તિનાં ને ક્રિયાપદોનાં રૂપોના પ્રત્યયો, સંધિશબ્દો, અવ્યયો વગેરેમાં કેટલાક સંજોગોમાં સ્વરભાર કાં તો લુપ્ત થાય છે યા કાં તો તે શબ્દની બીજી કોઇ શ્રુતિ પર જઇ પડે છે. એ માટે મોટાં વૈદિકભાષાનાં સંસ્કૃત યા અંગ્રેજી વ્યાકરણ પુસ્તકોમાં વિશેષ સમજ આપેલી છે, તે ત્યાં અભ્યાસીએ જોઇ લેવી. અહીં આ લેખમાં તે બધું વર્ણવતાં ઘણો મોટો વિસ્તાર થઈ જાય.

(૬૮) હવે વૈદિકભાષાના ત્રણ સ્વરભારો–ઉદાત્ત, અનુદાત્ત અને સ્વરિત–ગાથાના શબ્દોમાં કેવી રીતે સમજી દીધેલા છે તે ક્રમવાર જુદા જુદા સ્વરો લઇને એ પ્રકારો કેમ બને છે તે જોઇએ, અને તેથી શબ્દોના વર્ણો બદલાવ્યા ઉપરાંત તે વર્ણોની આગળ કે પાછળ આ, ઇ, ઉ સ્વરો ચોક્કસ સ્વરભારદર્શક કેવી રીતે નિયમબદ્ધ ઉમેરાયેલા છે, તેમજ એ, ઓ, ઔ શ્રુતિઓને ઓઇ, અએ, ઓ, ઔઉ, અઑ વગેરે બીજાં રૂપોમાં બદલી નાખી છે તે ઝીણવટથી અને અનેક ઉદાહરણોથી આપણે જોઇએ.

## (૬૯) "અ" ઉદાત્ત હોય તેનાં સ્વરૂપો

(ક) અવિકારી–indeclinable–અવ્યયની "અ" શ્રુતિ ઉદાત્ત હોય તો તે જેમની તેમ "અ" જ રહે છે. यथा–યથા, अथा–અથા, सचा–હચા, च–ચા અને अधा–અદા.

(ખ) ઉદાત્ત "અ" શ્રુતિની પછીની શ્રુતિમાં "ઇ" કે "ય" ભળેલો હોય તો "અ"ને ઉદાત્ત બનાવવા તેની પછી "ઇ" સ્વર છૂટો ઉમેરવામાં આવે છે:

परि–પઇરી, प्रति–પઇતી, अपि–અઇપી, मध्यम्–મઇધ્યો, युष्माभ्याम्–યૂષ્મઇબ્યા, अनीकम्–અઇનેકેમ્, मध्यम्–મઇધ્યેમ્, चक्षनि–चक्ष्मनि–ચશ્મઇની, गाथि–ગઇદી, वयंस्–વઇયો.

(ગ) ઉદાત્ત "અ" શ્રુતિવાળા ગાથા અવેસ્તાની વર્ણમાળામાના અ–ચ–બ–દ–વ–સ–હ–જ અથવા સંસ્કૃત વર્ણમાળામાંના अ–च–द–ब–भ–व–श–स–ह વર્ણોની પાછળની શ્રુતિ સ્વરિત થતા હોય તો ઉપરના વર્ણો જેમના તેમ રહે છે, અને તેની પછી બીજો કોઇ શબ્દ ઉમેરાતો નથી. अस्य–અખ્યા, चक्रयो–ચખ્રયો, चक्षस्वत्–ચઝ્દોહ્હ્વત્, दर्मम्–દર્થેમ્, ददत्–દદત્, भवति–બવઇતી, भगा–બગા, वचसा–વચહ્હા, वपुष्–વરૂશ્, वर्धन्ति–વરેદઇન્તી, वसत्–વસત્, शर्या–સરેજા, शवसा–સવહ્હા, शर्वा સવો, सक्मि–હખ્મી, सनर्–હનર્રે, सहस्,–હજો–હજસ્યા, हस्तम्–જસ્તો, हवान्–જવૈંગ્, गवे–ગવોઇ, वक्ष्रस्–વખ્ધ્રહ્યા.

(ઘ) અઘોષ અલ્પપ્રાણ (tenues,) ક, ત, પ, જો ઉદાત્ત યા સ્વરિત થાય અને તેની પાછળ જો વ્યંજન હોય, તો ગાથાભાષામાં તેને બદલે તેના મહાપ્રાણ વ્યંજનો અનુક્રમે ખ, થ, ફ, થાય છે. વળી અઘોષ મહાપ્રાણ "થ" જો ઉદાત્ત હોય તો તેનો ઘોષ મહાપ્રાણ "ધ" થાય છે. ખાસ કરીને "ખ" અને "ફ" વ્યંજન પછી જો એ "થ" હોય તો તેનો "ધ" થાય છે. क्रतुस्–ખ્રતૂશ્, कृप्स्रा–ખ્રફ્સ્રા, रिणक्ति–ઇરિનખ્તી, उक्ति–ઉખ્તી, क्षत्रम्–ક્ષથ્રેમ્, स्वात्रा–ખ્વાથ્રા, च्यौत्ना–ચ્યઓથ્ના, सत्यस्–હઇથ્યો, दृप्सस्–દ્રફ્શો, परा–ફેરા, प्रो–ફ્રો, उक्थ–ઉખ્ધા वक्त्रस्य–વખેધ્રહ્યા, त्वा–થ્વા, त्वे–થ્વોઇ, त्वक्षसा–થ્વક્ષહ્હા, त्वष्टा–त्वाष्ट्र–થ્વોરેશ્તા, क्रोधति–ખ્રોદઇવી, चित्रम्–ચિથ્રેમ્, मंत्रम्–માંથ્રેમ્.

(ચ) મૂળ અઘોષ મહાપ્રાણ વ્યંજનો ખ, થ, ફ, જો ઉદાત્ત યા સ્વરિત હોય તો તે જેમના તેમ રહે છે: खम्–ખરેમ્, सखा–હખા, गाथान्–ગાથાઓ, अर्था–અરેથા, कफम्–કફેમ્.

(છ) "મ્" કે "ન"ની અગાઉની શ્રુતિમાનો 'અ' જો ઉદાત્ત હોય, યા સ્વરિત શ્રુતિની અગાઉનો "અ" ઉદાત્ત હોય તો કેટલાક શબ્દોમા આ "અ" ઉદાત્ત યા સ્વરિત બતાવવા તેનો "ઍ" લખાય છે ગુદમમ્-હુદૅમૅમ્, અવિસ્તિ-ઍવિસ્તી, તવિષી-તૅવીષી, તમનુસ્-તૅમહુહો, અસ્ત-ઍહ્ના, હવ્યમ્-જવ્યૅમ્, અવિદ્વાન્-ઍવીદ્વાઑ, (જુઓ નિયમ ૧૮-(ક) ૩)

(જ) કેટલીક વાર "અ" શ્રુતિ ઉદાત્ત હોય તેનો ગાથામા "આ" થાય છે. અથર્વા-આથ્રવ, અત્રા-આથ્રા, વૃજનાય-વરજનાઇ, સ્મનુસ્-હૅમાનૅમ્, પ્ર-ફ્રા, રણેભ્યામ્-રનોઇબ્યા

(ઝ) નિયમ ૧૮ (ખ) ૨ મા જણાવ્યા પ્રમાણે કેટલેક ઠેકાણે શબ્દની પ્રથમ "અ" શ્રુતિ ઉદાત્ત હોય તો તે "અ"નો "ઍ" થાય છે અભવત્-ઍભવત્, નનાસા-નૅનાસા, અસ્મા-ઍહ્મા, અયે-ઍયે (૩૨-૧૬. આનૂ)

(ટ) બીજી વિભક્તિ એકવચનના પ્રત્યય "અમ્"માનો 'અ' સામાન્ય રીતે ટૂંકો "ઍ" બોલાય છે, પણ તે ઉદાત્ત છે, અને જ્યારે તે શ્રીટીના પ્રારભમા કે અન્તમા ઉદાત્ત જ હોય છે ત્યારે તેનો "ઍ" કરાય છે કમ્-કૅમ્, અન્યમ્-અન્યૅમ્, નરમ્-નરૅમ્.

અભ્યાસીઓ નોધશે કે "અ" ઉદાત્ત હોય તો ઉપર અનેક ઉદાહરણોથી જણાવ્યા પ્રમાણે જુદા જુદા સજોગોમા તેના આઠ જુદા જુદા ઉચ્ચાર થાય છે. વૃદ્ધિસ્વરો કે વ્યજનોની ફેરબદલી-બધુ નિયમસર જ થાય છે

## (૭૦) "આ" ઉદાત્ત હોય તેનાં સ્વરૂપો

(ક) અકારાન્ત નામોનો પાચમી વિભક્તિનો પ્રત્યય આત્ જ્યારે ગાથા ભાષાના આકારાન્ત નામોની ઉદાત્ત શ્રુતિને લાગે છે, ત્યારે "અત્"માનો "અ" આગલી "આ" શ્રુતિમા સમાતો નથી એટલે સધિનિયમે "આ"મા મળી જતો નથી, પણ "આ" પછી આખો "અત્" લગાડાય છે એટલે "આ"ની પાછળ "અત્" એમનો એમ મૂકેલો હોય તો તે "અત્"ની આગલી શ્રુતિ ઉદાત્ત છે એમ જાણવુ આત્-આઅત્, અપાતત્-અપાઅત્-ચા, વીરાતત્-વીરાઅત્-ચા, અપાતત્-અપાઅત્-ચા, મહાતત્-મૅનાઅત્-ચા

(ખ) ઉદાત્ત "આ" શ્રુતિની પાછળની શ્રુતિમા "ઇ" "એ" કે "ય" આવતો હોય તો "આ" પછી "ઇ" મુકાય છે, અને "આ"નો તેને ઉદાત્ત બતાવવા "આઇ" ઉચ્ચાર થાય છે. જ્યોતિસ્-રઝ્યાઇતિશ્, યાતાતે-યથૅતાઇતે, સુણાતિ-હુનાઇતી

(ગ) નિયમ (૬૯) (ઘ) પ્રમાણે અઘોષ અલ્પપ્રાણ વ્યજનો ક, ત, પ, જો ઉદાત્ત હોય તો તેના અનુક્રમે ખ, થ, ફ, થાય છે વળી 'ત' સાથે "વ" જોડાય ને તે ઉદાત્ત હોય તો "ત્" નો "થ" થાય ને "વ"નો "વ્હ" થાય છે ત્વા-થ્વા, ત્વ-થ્વોઇ કે થ્વે, હર્પત્યાત્-ઋપદ્યથ્યાત્, પ્રાતુ-ફ્રાદો, પ્રાઞ્જમ્-પ્રાજ્ફમ્, દ્રાતાન-દાર્થંનગ્, મર્ત્વા-પ્રશ્ના, સિતામ્-હિથામ્.

એજ પ્રમાણે "થા" કે "દા" ઉદાત્ત થાય તો તેનો "ધા" થાય છે. ऋपुक्थाय – અૅરૅંજુખધાઈ, सुदासस् – હુધાઑહ્હો.

(ઘ) ઉદાત્ત 'આ'ની પાછળ 'સ' કે "न्त" આવે તો "આ"નો "આઑ" થાય છે. सुदासस् – હુધાઑહ્હો, असुरासस् – અહુરાઑહ્હો, महान्तम् – મજાઑન્તૅમ્, पान्तस् – પાઑન્તો.

## (૭૧) હ્રસ્વ "ઇ" ઉદાત્ત હોય તેનાં સ્વરૂપ

(ક) હ્રસ્વ "ઇ" જો ઉદાત્ત હોય તો તેનો દીર્ઘ "ઈ" થાય છે. विश्पा – વીસ્પા, मिध्यमान – સીજ્ધમના, विद्वान् – વીદ્વાઑ, विदुष् – વીદુષ્, विख्यात – વીખ્યાતો, विवापत् – વીવાપત્, नि – ની, अभि – અઈબી, शिक्ष – સીષા, सुजितयस् – હુજીતયો.

(ખ) હ્રસ્વ इ ઉદાત્ત હોયે અને ઉપસર્ગ તરીકે આવ્યો હોય તો તેનો "ઍ" થાય છે = इनंक्षत – ઍનાક્ષ્ના. આ नश् ધાતુનું ઇચ્છાર્થક-desiderative-રૂપ છે, અને તેથી नश् ની અગાઉ "इ" – એ ઉપસર્ગ મૂકેલો છે.

(ગ) હ્રસ્વ इ પ્રારંભમાં ઉદાત્ત હોય અને તેની પછીની શ્રુતિ સ્વરિત થતી હોય, તો તે इ તેમજ હ્રસ્વ લખાય છે. चित्तिस् – ચિસ્તીશ્, त्रिश्रा – ત્રિવસા, त्विष्-च – તૅવિશ્-ચા, इष्टैः – ઇશ્તાઇશ્.

## (૭૨) દીર્ઘ 'ઈ' ઉદાત્ત હોય તેનાં રૂપ

દીર્ઘ ई જો ઉદાત્ત હોય તો તે, તેમજ દીર્ઘ રહે છે. ईशम् – ઈષૅમ્, આમાં પાછળના તાલવ્ય श નો 'સ' નથી થતો પણ તેનો મૂર્ધન્ય "ષ" લખાય છે.

## (૭૩) હ્રસ્વ "ઉ" ઉદાત્ત હોય તેનાં સ્વરૂપ

(ક) હ્રસ્વ 'ઉ' ઉદાત્ત હોય તો તેનો દીર્ઘ "ઊ" થાય છે. स्तुताम् – સ્તૂતાંમ્, गातुम् – ગાતૂમ્, द्रुहः – દ્રૂજો.

(ખ) હ્રસ્વ "ઉ"ની પાછળની શ્રુતિમાં પણ "ઉ" ભેળાયેલો હોય અને પહેલો "ઉ" ઉદાત્ત હોય તો તેનો "વૉઉ" થાય છે. उरुचक्षणे! – વૉઉરુચષાને! (એ આઠમી સંબોધન વિભક્તિ હોવાથી "क्ष" પરની ઉદાત્ત શ્રુતિ ખસીને પહેલી "ઉ" શ્રુતિ ઉદાત્ત થાય છે.) उरुकक्ष – વૉઉરુકષ.

(ગ) પ્રશ્નાર્થક સર્વનામની પહેલી શ્રુતિમાં ભળેલો ઉદાત્ત "ઉ" જેમનો તેમ રહે છે, તેના વ્યંજનને નથી મહાપ્રાણ કરવામાં આવતો કે હ્રસ્વ "ઉ"નો ઉપર "ક"માં જણાવ્યા પ્રમાણે દીર્ઘ 'ઊ' થતો, પણ એ પ્રથમ શ્રુતિની પાછળની શ્રુતિ જો અનુદાત્ત રહેતી હોય, તો તેના વ્યંજનને બદલે તે જ વર્ગનો બીજો અલ્પપ્રાણ વ્યંજન મૂકવામાં આવે છે; અને જો પાછળની શ્રુતિ સ્વરિત હોય, તો તે શ્રુતિના અલ્પપ્રાણ વ્યંજનને બદલે તે જ વર્ગનો મહાપ્રાણ વ્યંજન મૂકવામાં આવે છે. એમ કીધાથી પહેલી "ઉ" શ્રુતિ ઉદાત્ત છે તે તુરત સમજાઈ જાય છે. कुतः – કુદા, कुत्रा – કુથ્રા.

(ઘ) શબ્દને છેડેનો પૂર્વ 'ઉ' ઉદાત્ત હોય તો તે જેમનો તેમ હ્રસ્વ 'ઉ' જ રહેછે. ratuš-રતુશ્, manyuš-મઈન્યુશ્.

## (૭૪) દીર્ઘ 'ઊ' ઉદાત્ત હોય તેનાં સ્વરૂપ

(ક) દીર્ઘ 'ઊ' ઉદાત્ત હોય અને તેની પાછળની શ્રુતિ સ્વરિત હોય તો તે દીર્ઘ "ઊ" જેમનો તેમ રહે છે. būmyå-બૂ-યાઓં, būrõiš-બૂરોઇશ્.

(ખ) નામના કે ક્રિયાપદના કોઈ રૂપમાં દીર્ઘ "ઊ" ઉદાત્ત હોય અને તેની પછીની શ્રુતિમાં અનુદાત્ત "ઇ" કે "ઐ" ભેળાયેલો હોય તો "ઊ" પછી "ઈ" ઉમેરાય છે. sūiδyāi-સૂઇધ્યાઇ, būiri-બૂઇરી.

(ગ) દીર્ઘ 'ઊ' ઉદાત્ત હોય અને તેની આગળ પાછળની શ્રુતિઓ અનુદાત્ત હોય તો એ દીર્ઘ "ઊ"નો "હ્રસ્વ "ઉ" કરાય છે. tanunąm-તનુનાંમ્, jantunąm-જન્તુનાંમ્.

## (૭૫) 'ૠ' (ઍરૅ) ઉદાત્ત હોય તેનાં સ્વરૂપ

(ક) 'ૠ' ઉદાત્ત હોય અને તેની આગલી પાછલી શ્રુતિઓ અનુદાત્ત હોય તો તે જેમનો તેમ 'ૠ' જ રહે છે. amǝrǝtāt-અમૅરૅતાત્, hukǝrǝta-હુકૅરૅતા.

(ખ) 'ૠ' ઉદાત્ત હોય અને તેની પછી અલ્પપ્રાણ વ્યંજન સાથે સ્વરિત શ્રુતિ હોય, ત્યારે સ્વરિત શ્રુતિનો અલ્પપ્રાણ વ્યંજન મહાપ્રાણ થાય અને પ્રથમનો 'ૠ' તેમ જ રહે છે. kǝrǝθwąn-કૅરૅથ્વૅન્

(ગ) ક્રિયાપદના સાતમા વર્ગના mrǝd ધાતુ પરથી થયેલાં રૂપો mundat-mundan-વગેરેમાં પહેલો mṛ ઉદાત્ત છે તેને marǝd ધાતુ જેવો ગણીને તેનાં રૂપો થયેલાં હોવાથી તે "મૅરૅન્દત" નહીં પણ "મોરૅન્દત" થયેલો ગાથામાં મળે છે. હા. ૩૨ માં ૯—૧૦—૧૧—૧૨—શ્લોકોમાં એ શબ્દ એમજ વપરાયેલો છે. જેમ xvarǝštā-'શ્વોરૅશ્તા' થયેલો છે તેમજ આ છે.

**નોંધ:**—'ૠ' ઉદાત્ત કે અનુદાત્ત હોય તે માટે ભાગે "ગાથા"ના અનેક હસ્તલેખોમાં 'ૠ' (ઍરૅ)જ લખાયેલા છે, પણ તેમાં લહિયાઓએ ઘણો ગોટાળો કીધેલો છે. ઍરૅ, અરૅ, ઍર, અઇરિ, અઇર્, અઉર્ એમ એક જ શબ્દમાંના 'ૠ'ને જુદી જુદી પ્રતોમાં જુદી જુદી રીતે લખાયેલા છે. પ્રો. જેક્સને પણ એ માટે પોતાનાં અવેસ્તા વ્યાકરણમાં ૧૪ મે પાને ખાસ નોંધ દીધેલી છે.

## (૭૬) "એ" ઉદાત્ત હોય તેનાં સ્વરૂપ

(ક) શબ્દમાંની કોઈ પણ શ્રુતિમાંનો શુદ્ધ "એ" જો ઉદાત્ત હોય તો તેનો "ઓઇ" કરવામાં આવે છે. આ ઓઇ" એક જ શ્રુતિના સંધિસ્વર જેવો બોલવાનો છે. te-તોઇ, xve-સ્વોઇ, peräsa-પોઇથ્રહ્યા, vedat-વોઇજદત, vesta-વોઇસ્તા, vedyā-વોઇદ્યા, yeteθe-ચોઇથઇતે, xšne-ક્ષ્નોઇ, vāverǝmaide-વાઉરોઇમઇદી, gires-ગરોઇશ્

(ખ) અકારાન્ત નામ યા સર્વનામની ચોથી યા પાંચમી વિભક્તિ બહુવચનના પ્રત્યય एभ्यस् માંનો "એ" ઉદાત્ત છે તેમાં "એ"ની પાછળ 'ય' છે તેથી તેને ઉદાત્ત બતાવવા તેનો ઉચ્ચાર 'અએઇબ્યો' કરવામાં આવે છે. उरुषेभ्यस्–ઉરુષએઇબ્યો; यज्ञेभ्यस्–યસ્નએઇબ્યો, (ગાથામાં "યસ્નોઇબ્યો" પણ થાય છે) तेभ्यस्–તએઇબ્યો.

(ગ) અકારાન્ત નામ યા સર્વનામની છઠ્ઠી ને સાતમી વિભક્તિ બહુવચનના પ્રત્યયો અનુક્રમે एषाम्-ने-एषु-માંના "એ" ઉદાત્ત છે. તેની પાછળ "ઇ" કે "ય" નહીં હોવાથી તે "એ"નો "અએ" થાય છે અને "એ" પાછળ 'ઇ' મુકાતો નથી. एतेषाम् – અએતએષાંમ્, यज्ञेष – યસ્નએષુ, च्यौत्नेषु – ચ્યઑથ્નએષ્, अवेषाम् – અવએષમ્, – विद्वेषाम् – વીદ્વએષામ્.

(ઘ) ઉદાત્ત "એ"ની પાછળની શ્રુતિ સ્વરિત થતી હોય ત્યારે "એ"નો "અએ" કરવામાં આવે છે. एनंसाम् – અએનઙ્હાંમ્, रेक्णसत् – રએખ્નઙ્હો.

## (૭૭) "ઐ" ઉદાત્ત હોય તેનાં સ્વરૂપ

(ક) "ઐ" ઉદાત્ત યા સ્વરિત હોય તો "ઐ"નો "ઓઇ" થાય છે, मैत्रा – મોઇસ્ત્રા.

(ખ) ક્રિયાપદના રૂપમાં "ઐ" ઉદાત્ત હોય તો તેનો "આઇ" જ રહે છે. ऐष्वम् – આઇઙ્મ્, उक्थैस् - ઉખ્ધાઇશ્.

(ગ) "અ"ને "એ" મળીને સંધિસ્વર "ઐ" થાય તે જો ઉદાત્ત હોય તો તેનો "અએ" જ થાય છેઃ स्वैतुर् (स्व+एतु) – ખ્વએતુશ્.

## (૭૮) "ઓ" ઉદાત્ત હોય તેનાં સ્વરૂપ

(ક) શબ્દાંગમાંનો "ઓ" ઉદાત્ત હોય તો તેનો "અઑ" કરવામાં આવે છેઃ जोषे – જઑષે, ओघः – અઑગો, ओजिष्ठ – અઑજિસ્તો. જુઓ નિયમ ૨૨ (ક) ૧.

(ખ) ઉકારાન્ત નામોની છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય "ઓ" ઉદાત્ત હોય તો "ઓ"નો "અઉ" થાય છે. गोस् – ગૅઉશ્, पशोस् – પસૅઉશ્, मन्योस् – મન્યૅઉશ્.

## (૭૯) "ઔ" ઉદાત્ત હોય તેનાં સ્વરૂપ

વૈદિક સંસ્કૃત વર્ણમાળામાંનો 'ઔ" ગાથાઅવેસ્તા વર્ણમાળામાં શુદ્ધ રૂપે મળતો નથી. પણ ઉદાત્ત ને સ્વરિત "ઔ"નો "આઉ" થાય છે. ને ઉદાત્ત ને સ્વરિત "ઔ"નો "ઓ" પણ થયેલો જણાય છેઃ वसौ – વઙ્હાઉ, गिरौ – ગરો, (વંદીદાદ–૨૧–૫). सेतौ – હએતો, (વંદી. ૧૯–૩૦). गौस् – ગાઉશ્.

## (૮૦) "અ" ઉદાત્ત હોય તેનાં સ્વરૂપ

"અ" ઉદાત્ત હોય તો તેનો "અઁન્" થાય છે. અને તેની પછવાડે જો ચોથો "સ્" આવે તો નિયમ ૩૭ પ્રમાણે આગળ "ન્" આવી ગયાથી "ઙ્હ"

कसेय છે. संसामुसि – सॅंग्हामही, इंप्संस्यम् – (ઇ)ક્યૅંગ્હૅમ્, जंगति – જૅંગ્હઇતી (गम् तुं અતિશયતાવાચકરૂપ-૩/૧-હા. ૩૧-૧૪). संसाँध – સૅંગ્હાંસ્થા, मंसि – સૅંગ્હી.

## (૮૧) "અ" અનુદાત્ત હોય તેનાં સ્વરૂપ

(ક) ઉદાત્ત શ્રુતિની પૂર્વેનો અનુદાત્ત "અ" જેમનો તેમ રહે છે, अस्य–અહ્યા, वयम्–વયૅમ્, अस्माकम्–અહ્માકૅમ્, अहम्–અહૅમ્.

(ખ) "અ" અનુદાત્ત હોય અને તેની પાછળની શ્રુતિમાં "ઉ" કે "વ" ભેળાયેલો હોય તો "અ" પાછળ "ઉ" સ્વર ઉમેરાય છે: अरुणा–અઉરુના, सुर्वतात्–હુઉર્વતાત્.

(ગ) ત્રણ કે ચાર શ્રુતિના શબ્દમાં. બીજી કે ત્રીજી શ્રુતિ ઉદાત્ત કે સ્વરિત હોય અને એ શબ્દમાંનો પહેલો અક્ષર "અ" અનુદાત્ત હોય તો તે "અ" નો "આ" કરાય છે. अरमति–આરમઇતી, स्वर्पत्यात्–ખ્વાપઇથ્યાત્.

(ઘ) શબ્દમાંનો અનુદાત્ત "અ" જો મહાપ્રાણ વ્યંજનમાં રહેલો હોય તો એ મહાપ્રાણ વ્યંજનને અલ્પપ્રાણ વ્યંજન કરવામાં આવે છે. घर्म–ગરૅમા, प्रथम–ફ્રૅતમા.

(ઙ) અનુદાત્ત "અ" ની પછીની શ્રુતિ ઉદાત્ત હોય તેમજ અલ્પપ્રાણ હોય અને તેમાં "ઇ" કે "ય" ભળેલો હોય તો તે અલ્પપ્રાણનો મહાપ્રાણ વ્યંજન થાય અને અનુદાત્તની પછી "ઇ" સ્વર ઉમેરાય છે, જેથી તે અનુદાત્ત તરીકે ઓળખાઇ આવે: सत्यम्–હઇથ્યૅમ્.

## (૮૨) "આ" અનુદાત્ત હોય તેનાં સ્વરૂપ

(ક) બે શ્રુતિના શબ્દોમાંની બીજી શ્રુતિ અલ્પપ્રાણ વ્યંજનવાળી ઉદાત્ત હોય અને પહેલી શ્રુતિનો "આ" અનુદાત્ત હોય તો એ "આ" નો "અ" કરાય છે, અને બીજી શ્રુતિમાંનો અલ્પપ્રાણ વ્યંજન તેમજ રહી તે મહાપ્રાણ થતો નથી. आर्द्र–અરૅદ્રા, पात्रम्–પત્રૅમ્ (પતરૅમ્), आस्व–અહ્વા, आपय–અપય.

(ખ) મહાપ્રાણ વ્યંજન સાથેનો "આ" જો અનુદાત્ત હોય તો તે મહાપ્રાણનો અલ્પપ્રાણ વ્યંજન કરાય છે. अघा–અદા, जघ्नै–જઇઘ્નાઇ, सघा–હદા, घावे–દાવાઇ, घारयत्–દારયત્.

(ખ) ૧. વળી એ જ પ્રમાણે મહાપ્રાણ વ્યંજન સાથેનો "આ" અનુદાત્ત હોય અને તેની પછીની શ્રુતિ પણ અનુદાત્ત હોય તો તે મહાપ્રાણ વ્યંજનનો અલ્પપ્રાણ વ્યંજન થાય ને તે સાથે "આ" નો "અ" થાય છે. स्फायग्रस्य–સ્પયગ્રહ્યા.

(ગ) ક્રિયાપદના રૂપમાંના અનુદાત્ત "આ" ની આગલી શ્રુતિ ઉદાત્ત કે સ્વરિત હોય તો તે બતાવવા "આ" ની પાછળ "ઇ" મુકાય છે. ददाति–દદાઇતી, वेविदाति–વોઇવીદાઇતી.

(ઘ) શબ્દને છેડેનો અનુદાત્ત "આ" જેમનો તેમ રહે છે. सुचा-સૂચા, मनसा-મનહ્હા, सचा-હચા, यथा-યથા, अका-અકા, होता-જ્ઑતા.

## (૮૩). હ્રસ્વ "ઇ" અનુદાત્ત હોય તેનાં સ્વરૂપ

(ક) આરંભનો હ્રસ્વ "ઇ" અનુદાત્ત હોય તો તે જેમનો તેમ રહે છે. जिह्वा-હિજ્વા, असुम् भिस्-અહૂમ્-બિશ્, चित्तिभिश्-ચિસ્તિબિશ્-(ઋ. ૧-૧૬૪-૨૯) चन-चिन-ચિના, मिथ:-મિથહ્, इषुध्य-ઈષુધા, इच्छन्तस्-ઇષન્તો.

(ખ) આરંભના હ્રસ્વ "ઇ" અનુદાત્ત હોય ને તેની પછીની શ્રુતિ ઉદાત્ત હોય ત્યા કેટલેક ઠેકાણે પૂર્વસ્વરપૂર્તિ- Prothesis-લેખે હ્રસ્વ "ઇ" સાથેના વ્યંજનની પૂર્વે "ઇ" મુકાય છે. रिक्तम्-ઇરિખ્તેમ્, रिणक्ति-ઇરિનખ્તી. આ "ઇ" કેટલીક વખતે 'ત્ય'ની પૂર્વે પણ મુકાય છે. त्यजस्-ઇથ્યેજો.

(ગ) બે શ્રુતિવાળા શબ્દોનો આરંભનો હ્રસ્વ "ઇ" અનુદાત્ત હોય તો "ઇ"નો "અએ" કરવામાં આવે છે. इध्मस्-અએષ્મો, किर्णा-કએના, स्विन्ना-ખ્વએના.

**નોંધ:**-ગાથાપાઠમાં "એ" અનુદાત્ત હોય તો તેનો "અએ" એમ લાંબા "ઍ" સાથે લખાય છે. એટલે આ ઉપર જણાવેલાં ઉદાહરણોમાનો "એ" ગાથાના પાઠોમાં "અઍ" લખાયેલો છે. પણ તે ભૂલથી થયેલું લાગે છે. "ઇ" અનુદાત્તનો જો "અએ" થાય તો તે ગાથા લિપિમા ત્રીજો "એ"-ચોથા લાંબા "ઍ"નો ટૂંકો ઉચ્ચાર જ લખાવો જોઇએ, નહીં તો મૂળમાં "ઇ" કે "એ" છે તે પરખાય નહીં.

(ઘ) જોડાક્ષરમાના "દ્વિ"નો "ઇ" જો હ્રસ્વ અને અનુદાત્ત હોય તો તે "દઇબિ" થાય છે. 'વિ-બિ' એમજ હ્રસ્વ "ઇ" સાથે રહે છે. અને પૂર્વેના "દ"ને છૂટો પાડી તેની પછી 'ઇ' સ્વર ઉમેરવામાં આવે છે. જોકે એનો ઉચ્ચાર "દ-ઇ-બિ-એમ છૂટો પાડીને કરો તો છંદોભંગ થાય ને શ્રુતિઓ વધી પડે: ઉચ્ચાર તો "દઇબિ" એમ ઉતાવળે બોલીને જ કરવો પડે છે. द्विन्वतस्-દઇબિષ્વતો, द्विपन्ति-દઇબિષન્તી, द्विताना,-દઇબિતાના.

## (૮૪) દીર્ઘ "ઈ" અનુદાત્ત હોય તેનાં સ્વરૂપ

(ક) દીર્ઘ "ઈ" અનુદાત્ત હોય તો તે જેમનો તેમ દીર્ઘ "ઈ" જ રહે છે. ईशा-क्षन्यम्-ઈષા-ક્ષથ્રીમ્ (ક્ષથ્રૅમ્) तविषी-તૅવીષી, अश्रुष्टीम्-અસુશ્તીમ્, सीम्-હીમ્, मीढम्-મીઝ્દૅમ.

## (૮૫) હ્રસ્વ "ઉ" અનુદાત્ત હોય તેનાં સ્વરૂપ

(ક) શબ્દની બીજી શ્રુતિ ઉદાત્ત હોય અને પહેલી શ્રુતિવાળો "ઉ" અનુદાત્ત હોય તો તે "ઉ" તેમનો તેમ રહે છે. उष्ट-ઉસ્તા, उक्थ्यम्-ઉક્થ્યો.

(ખ) બે શબ્દના સમાસમાં પહેલા શબ્દની છેલ્લી શ્રુતિ અકારાન્ત હોય ને બીજા શબ્દની પહેલી શ્રુતિનો "ઉ" અનુદાત્ત હોય તો તે "ઉ"નો "ઑ" થાય છે. अप-उक्षयन्त्-અપ-ઑક્ષયન્તો.

(ગ) અનુદાત્ત 'ઉ' શ્રુતિની પાછળની શ્રુતિમાં 'ઉ' કે 'વ' ભેળાયેલો હોય તો એ "ઉ" તેના વ્યંજનથી છૂટો પાડીને લખાય છે. तुवांम – તઉવાંમા.

(ઘ) ત્રણ શ્રુતિના શબ્દમાં વચલી શ્રુતિ ઉદાત્ત હોય કે બે શ્રુતિના શબ્દમાં બીજી શ્રુતિ ઉદાત્ત હોય, અને પહેલી શ્રુતિમાંનો 'ઉ' અનુદાત્ત હોય તો તે "ઉ"નો દીર્ઘ "ઊ" કરાય છે. युमम्याम् – યૂષ્મઇભ્યા, युष्माकम् – યૂષ્માકૅમ્, घुष्ट – ગૂશ્તા, दुरोषम् – દૂરઑઍષૅમ્.

(ચ) અનુદાત્ત 'ઉ' ની પાછળની શ્રુતિમાં પણ "ઉ" ભળેલો હોય તો એ અનુદાત્ત 'ઉ' નો "ઑઉ" થાય છે. पुरुतमैः – પૉઉરુતૅમાઇશ્.

## (૮૬) દીર્ઘ "ઊ" અનુદાત્ત હોય તેનાં સ્વરૂપ

(ક) બે શ્રુતિના શબ્દમાં બીજી શ્રુતિ ઉદાત્ત હોય અને પહેલી શ્રુતિનો દીર્ઘ "ઊ" અનુદાત્ત હોય તો તે જેમનો તેમ "ઊ" રહે છે. यूयम् – યૂઝૅમ્, दूत्यम् – દૂતીમ્, (દૂત્યૅમ્).

(ખ) શબ્દમાંની ઉદાત્ત શ્રુતિની પૂર્વેની શ્રુતિમાંનો દીર્ઘ "ઊ" અનુદાત્ત હોય તો તેનો હ્રસ્વ "ઉ" કરાય છે. वंसूया – વઙ્હુયા, सूनवस् – હુનવો.

(ગ) દીર્ઘ "ઊ" અનુદાત્ત હોય અને તેની પછીની ઉદાત્ત શ્રુતિમાં "ઇ" "ય" કે "એ" ભળેલો હોય તો એ દીર્ઘ 'ઊ' ની પાછળ "ઇ" ઉમેરવામાં આવે છે. दूरे – દૂઇરે, भूति – બૂઇતી.

(ઘ) ક્રિયાપદનાં રૂપમાં આરંભમાં દીર્ઘ "ઊ" અનુદાત્ત હોય છે, તો કેટલેક ઠેકાણે તે "ઊ"નો "અઑ" થાય છે. स्तुत – સ્તઑતા, ब्रूत – બ્રઑતા.

(ચ). કોઈક ઠેકાણે અનુદાત્ત દીર્ઘ "ઊ"ની પાછળ જો 'વ' કે "ય" હોય તો તે "ઊ"નો "ઑઉ" થાય છે. पूर्व्यम् – પૉઉર્વ્યૅમ્, (પૉઉર્વીમ્) पूर्यस् – પૉઉર્યો. પણ એ જ અનુદાત્ત શ્રુતિ જ્યારે સ્વરિત થાય છે ત્યારે તે "અઑઉ" કરાય છે. अपूर्व्यम् – અપઑઉર્વ્યૅમ્ (-વીમ્).

## (૮૭) "ઋ" (ઍરૅ) અનુદાત્ત હોય તેનાં સ્વરૂપ

(ક) પ્રારંભનો "ઋ" સ્વર અનુદાત્ત હોય અને તેની પછીની શ્રુતિ ઉદાત્ત હોય તો એ "ઋ" નો "ઍરૅ" જેમનો તેમ રહે છે. ऋत्वान्–ઍરૅથ્વઁગ્, ऋष्वैः–ઍરૅશ્વાઇશ્, ऋत-ઍરૅત, ऋजुस्–ઍરૅઝુશ્.

(ખ) આરંભના "વ" સાથે "ઋ" સ્વર ભળેલો હોય અને એ "વૃ" શ્રુતિ અનુદાત્ત હોય તો તે "વૃ" નો "ઉર્વ" કરાય છે. वृन् ઉર્વન્, वृत–ઉર્વાતા, वज-ઉર્વાજ઼, वृज्म–ઉર્વાજ્મા वृक्–ઉર્વક્.

(ગ) કેટલાક સંજોગોમાં પ્રારંભની અનુદાત્ત "ઋ" સાથે ભળીને થયેલી મૃ-મૅરૅ-યા કૃ-કૅરૅ, શ્રુતિની પાછળની શ્રુતિ ઉદાત્ત હોય અને "મૃ" ના આગળના શબ્દની છેલ્લી શ્રુતિ ઉદાત્ત હોય, તો એ 'મૃ' નો "મઇરિ" કે "મઇર્" થાય

છે. मृष्टः–મઇરિશ્તો, मृयते–મઇરયતેં, कृयन्ते–કઇરયેઇન્તેં, मृयसन्ते–અઇર્યાઑન્તેં. અહીં પણ આ "મઇરિ" "મઇર્" "કઇરે" થવાનું કારણ એ શ્રુતિની પાછળની શ્રુતિમાં 'ય' હોવાને લીધે છે.

## (૮૮) "એ" અનુદાત્ત હોય તેનાં સ્વરૂપ

(ક) 'એ' અનુદાત્ત હોય અને તેની પાછળની ઉદાત્ત શ્રુતિમાં "ઇ" કે "ય" ભળેલો નહીં હોય, અને 'એ' સ્વર તરીકે જ હોય યા કોઇ વ્યંજનમાં ભળેલો હોય, તો એ "એ" નો "અએ" કરવામાં આવે છે. एषाम्–અએષામ્, त्वेषाम्–અવએષાંમ્, देव–દએવા, वेद–વએદા, धेना–દએના, मद्वेषस्–અદ્વએષો, हरेणेम्–જ્રનએમા, मेधा-મએથા.

(ખ) અનુદાત્ત "એ" ની પછીની ઉદાત્ત શ્રુતિમાં 'ઇ' કે 'ય' ભળેલો હોય તો "એ" નો "અએઇ" કરાય છે. एभ्यस्–અએઇબ્યો, मर्तेभ्यम्–મરતએઇબ્યો, उरुषेभ्यस्–ઉરુષએઇબ્યો.

(ગ) અનુદાત્ત "એ" શબ્દની છેડેની શ્રુતિમાં આવે તો તે તેમનો તેમ "એ" જ રહે છે. आरमंते–આરમઇતે, सचंते હચઇતેં, शस्ते–સસ્તેં, विदुषे–વીદુષેં.

(ઘ) એકાક્ષરી શ્રુતિમાંનો "એ" અનુદાત્ત હોય તો તે પણ તેમનો તેમ "એ" રહે છે. मे–મેં, से–હે, ते–તેં.

## (૮૯) "ઐ" અનુદાત્ત હોય તેનાં સ્વરૂપ

"ઐ" અનુદાત્ત હોય તો તે જેમનો તેમ "આઇ" જ રહે છે. अस्मै–અહ્માઇ, परि–जवै–પઇરી-જસાઇ, च्यवै–ચ્યવાઇ, परितैते–પઇરિગાઇથેં.

## (૯૦) "ઓ" અનુદાત્ત હોય તેનાં સ્વરૂપ

(ક) શબ્દનો છેવટનો અનુદાત્ત "ઓ" જેમનો તેમ "ઓ" જ રહે છે. विचिरो–વીચિરો, अहुरो–અહુરો, ओजिष्ठो–અઓજિશ્તો, चक्रयो–ચખ્રયો. આ બધા "ઓ" "अस्" ને ઠેકાણે છે.

(ખ) સામાન્ય રૂપ (Infinitive) માંનો અનુદાત્ત "ઓ" પણ જેમનો તેમ રહે છે. ज्योतुम्–જ્યોતૂમ્

(ગ) ઉકારાન્ત નામોનો કે વિશેષણોનો છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય ओस् અનુદાત્ત હોય ત્યારે તેનો "અઁઉશ્" થાય છે. ટૂંકો "અઁ" એમાં વપરાય છે. वह्वोः क्रतुम् मनसः = વહ્હઉશ્ ખ્રતૂમ્ મનહ્હો.

## (૯૧) "ઔ" અનુદાત્ત હોય તેનાં સ્વરૂપ

(ક) ઉદાત્ત શ્રુતિ પૂર્વેની આરંભની "ઔ" શ્રુતિ અનુદાત્ત હોય તો તેનો અઑ" કરવામાં આવે છે. च्यौत्ना–ચ્યઑથ્ના, च्यौमाम्–ચ્યઆમાંમ્.

(ખ) ઉદાત્ત શ્રુતિની પછીની "ઔ" શ્રુતિ અનુદાત્ત હોય તો તે "ઔ" નો મૂળ ઉચ્ચાર "અઉ" થાય છે. वसौ–વહ્હાઉ.

## (૯૨) "અં", અનુદાત્ત હોય તેનાં સ્વરૂપ

"અં" અનુદાત્ત હોય તો તેનો "આં"-થાય છે. अंशयोस्-,આંસયો,
अंस्त-આંસ્તો, अंहुस-આંઝો, अमंस्त-માંસ્તો.

(૯૩) સ્વરિત સ્વરભાર ખરી રીતે શબ્દાગમમાનો હોતો જ નથી. પણ શબ્દમાંની કોઈપણ ઉદાત્ત શ્રુતિ પછીની બે શ્રુતિઓ અનુદાત્ત જ રહેની હોય, તો તેમાંની પહેલી શ્રુતિ જે ઉદાત્ત શ્રુતિની પછીની હોય તે સ્વરિત થાય છે, એટલે પેલી અનુદાત્ત શ્રુતિ સ્વરિતમાં ફેરવાઈ જાય છે અને તેનો સૂર તેની આગળની ઉદાત્ત શ્રુતિના ઊંચા સૂરને ઝીલી લઈને ઊંચા સૂરથી તે નીચે ઊતરી તેની પછીની અનુદાત્ત શ્રુતિના નીચા સૂરની સાથે સરળતાથી ભળી જાય છે.

પૂર્વે ૬૪ મા નિયમમાં જણાવ્યા પ્રમાણે આ સ્વરિત સ્વરભારના પણ કેટલાક પ્રકાર આવે છે. પણ મુખ્ય પ્રકાર જે સ્વતંત્ર સ્વરિત તરીકે લેખાય છે તે નિયમ ૬૬ (ઠ) માં જણાવ્યો છે તે છે. તેમાં જણાવ્યા પ્રમાણે એક શબ્દની બે શ્રુતિમાં બે -ઉ-આ- જેવા ભળી જતા સ્વરો પાસે પાસે આવીને તે જોડાઇ જાય ને તેની એક જ શ્રુતિ બને અને એ બે શ્રુતિમાંની પહેલી શ્રુતિ ઉદાત્ત, હોય અને બીજી અનુદાત્ત હોય, ત્યારે તેવા જોડાણમાં આગલી શ્રુતિનો ઉદાત્ત સ્વરભાર નષ્ટ થાય છે. અને પાછલી શ્રુતિનો અનુદાત્ત સ્વરભાર "સ્વતંત્ર સ્વરિત" સ્વરભારમાં બદલાઇ જાય છે. નિયમ પ્રમાણે "સ્વરિત" શ્રુતિની આગલી શ્રુતિ ઉદાત્ત હોવી જ જોઈએ. પણ આવા સંજોગોમા તે ઉદાત્ત રહી શકતી નથી એટલે તેની પાછળની અનુદાત્ત શ્રુતિ "સ્વતંત્ર સ્વરિત" બને છે. ઉદાહરણમાં कुआ ના સ્વરો ભેળાઇ જતાં તે क्वा બને છે. એમાં कु જે મૂળમા ઉદાત્ત છે તેના 'ઉ' નો લોપ થઇ તે "આ"માં ભેળાઇને "વા" થાય છે. એટલે क्वा થતાં માત્ર સ્વરિત સ્વરભાર જ રહે છે. એ જ પ્રમાણે वी-रि-यम् માંનો ઉદાત્ત 'રિ' માનો 'ઇ' તેની પાછળના "ય" માં ભેળાઇ જતાં તે वीर्यम् બને છે, અને 'ય' પરનો સ્વરભાર "સ્વતંત્ર સ્વરિત" બને છે.

હવે આપણે સ્વરમાળાના જુદા જુદા સ્વરો જે મૂળમાં 'અનુદાત્ત હોય છે તે સ્વરિત બનતાં તેના કેવા ઉચ્ચાર થાય છે, તે ઉદાહરણોથી જોઈએ. "ગાથા"મા આ સ્વરિત ઉચ્ચારો મોટે ભાગે ઉદાત્ત શ્રુતિઓના જેવા જ થાય છે. અને કોઇક જ ઠેકાણે તે જરા જુદા પડે છે, ત્યારે તે સ્વરિત શ્રુતિની આગળની શ્રુતિ ઉદાત્ત છે તે સ્પષ્ટ બતાવવા માટે જ હોય છે.

## (૯૪) 'અ' સ્વરિત અને તેનાં સ્વરૂપ

(ક) પહેલી ઉદાત્ત શ્રુતિની પાછળની 'અ' શ્રુતિ સ્વરિત બને અને તે શ્રુતિમાં ક, ચ, ત કે પ વર્ગોના માત્ર દ સિવાયના કોઇ વ્યંજન ન હોય અને સ્વરિત પાછળની શ્રુતિમાં "ઇ" કે "ય" ભળેલા નહીં હોય તો એ "અ" સ્વરિત શ્રુતિ જેમની તેમ રહે છે. क्षयन्तुस्-ક્ષયન્તો, ददत-દદત, भवत्-બવત.

(ખ) સ્વરિત 'અ'ની પાછળની શ્રુતિમાં "ઇ" કે "એ" કે "ય" ભળેલા હોય તો એ 'અ' ની પાછળ-ઉદાત્તની જેમ-'ઇ' ઉમેરવામાં આવે છે आरमतिस्-આરમઇતિશ્, जमंति-જમઇતી, भवंति-બવઇતી, अंहति-અરૂહઇની, बेतंते-

ચોઇથઇતે (અહીં "ત" અલ્પપ્રાણનો "થ" મહાપ્રાણ પણ કરવામાં આવે છે. વળી સ્વરિત શ્રુતિ "ય" હોય અને પાછળની શ્રુતિમાં 'ઇ' હોય, તો એ "ય"નો "યે" કરીને પછી તેમાં "ઇ" ઉમેરી 'યેઇ' કરાય છે. तापयन्ति–તાપયેઇન્તી, श्रावयते–શ્રાવયેઇતે. વળી 'અ'નો "આઇ": द्रव्यते–દ્રૅવ્યાઇતે.

(ગ) સ્વરિત "અ" શ્રુતિમાં અલ્પપ્રાણ વ્યંજન હોય, તો તેનો મહાપ્રાણ વ્યંજન કરાય છે. दत्त्रम्–દથ્રૅમ, क्षेत्रस्य–ખોઇથ્રહ્યા, अभिप्रा–અભિફ્રા.

(ઘ) નિયમ ૬૯ (જ) માં જણાવ્યા પ્રમાણે જેમ ઉદાત્ત 'અ' નો કેટલેક ઠેકાણે "આ" કરવામાં આવે છે, તેમ સ્વરિત "અ" નો પણ "આ" કરાય છે. इनक्त–ઍનાક્તા.

(ચ) શબ્દની પહેલી (અ) શ્રુતિ ઉદાત્ત હોય અને તે શબ્દની પૂર્વેના શબ્દની છેલ્લી શ્રુતિ ઉદાત્ત હોય તો આ પહેલી ઉદાત્ત શ્રુતિને સ્વરિત કરવામાં આવે છે. અને એ "અ" શ્રુતિનો "અઁ" થાય છે. यः शंविष्ठस्–યેઁ સઁવિશ્તો. સામાન્ય રીતે લખાતો शविष्ठस् (જુઓ ઋગ્વેદ મં-૧-૭૭-૪ ને ૧-૮૦-૧) એવી રીતે शंविष्ठस् માં બદલાઇ જાય છે (જુઓ ઋ મં. ૮-૬-૩૧).

(છ) બીજી વિભક્તિના अम् પ્રત્યયનો 'અ" જ્યારે સ્વરિત થાય છે ત્યારે તે 'ઍમ' લખાય છે. सुदर्शम्–હુદૅર્મૅમ, उष्टनम्–ઉશ્તનૅમ, स्वस्याः उष्टनम्–એમાં 'સ્વ' ઉદાત્ત અને સ્યા સ્વરિત છે જ, કેમકે તે "ખ્યા" થયેલો છે. તેથી સાબિત થાય છે કે "ખ્યા" સ્વરિત પછી ઉદાત્ત શ્રુતિ નહીં જ આવી શકે એટલે उष्टनम् માંનો 'ઉ' અનુદાત્ત જ છે એટલે ष्ट ઉદાત્ત અને नम् સ્વરિત છે.

(જ) છઠ્ઠી વિભક્તિનો स्य–ह्या–પ્રત્યય ઉદાત્ત કે અનુદાત્ત હોય તો "હ્યા" જ થાય છે. પણ કેટલાક સંજોગોમાં स्य ની આગલી શ્રુતિનો અનુદાત્ત "અ" ઉદાત્ત કરવો પડે છે ત્યારે આ स्य ને સ્વરિત કરતાં તેનો ઉચ્ચાર "હ્યા" નહીં પણ વધારે ભારવાળો "ખ્યા" કરવો પડે છે. જ્યારે શબ્દમાં છઠ્ઠી વિભક્તિનો स्य "હ્યા" નહીં પણ 'ખ્યા' થાય છે. ત્યારે તેને સ્વરિત જ જાણવો. अस्य અહ્યા, પણ अस्य च–અખ્યાચા. यस्य च–યેખ્યાચા, छिन्तस्य च–સ્પૅન્તખ્યાચા, उक्थस्य च ઉખ્થખ્યાચા. વધુ ખુલાસા માટે નિયમ ૫૩ (ક) જુઓ. નીચલા ઉદાહરણોથી એ ભેદ સમજાશેઃ

अस्य च स्वैतुर्याचत्–અખ્યાચા ખ્વૅતુશ્ યાસત

अस्य वृजनं स्मत्– અહ્યા વૅરૅજૅનૅમ મત

यस्य च सं याचते–યેખ્યા ચા હૅમ-યાસઇતે

यस्य उर्वे अपा सचते–યેહ્યા ઉર્વા અપા હચઇતે

(ઝ) જેમ ઉદાત્ત 'અ' નો કેટલેક ઠેકાણે "ઓ" થાય છે તેમ "અ" સ્વરિત બને ત્યારે પણ "ઓ" થાય છે. द्रव्यद्भिस्–દ્રૅવ્વોદૅબીશ, चक्षस्वद्भ्यस्–ચશ્કોહ્વદૅબ્યો.

## (૯૫) "આ" સ્વરિત બને તેનાં સ્વરૂપ

(ક) "અ" ઉદાત્તના નિયમ ૬૯ (ક) પ્રમાણે અવિકારી અવ્યયની "આ" શ્રુતિ તેની પૂર્વેની ઉદાત્ત અને પાછળની અનુદાત્ત શ્રુતિને લીધે સ્વરિત બને

ત્યારે તે જેમની તેમ "આ"જ રહે છે. તેમજ અલ્પપ્રાણનો મહાપ્રાણ પણ કરવામાં આવતો નથી: यर्था – યથા, अर्था – અથા, सर्चा - હચા, सर्घा – હદા.

(ખ) સ્વરિત બનેલી "આ" શ્રુતિમાંનો વ્યંજન જો અલ્પપ્રાણ હોય તો તેને મહાપ્રાણ કરવામાં આવે છે. मत्वां – પ્રથ્થ્વા, अर्ग्नां – અથ્રા, यर्ग्नां – યથ્રા.

(ગ) નિયમ ૭૦ (ક) પ્રમાણે "આ" સ્વરિત બને અને તેને પાંચમી વિભક્તિનો 'અત્', પ્રત્યય લાગે તો તે, "આ" કાયમ રાખીને "અત્" આખો તેની પછી ઉમેરાય છે. अर्पात्च – અપાઅત્યા (હા. ૩૨-૪).

(ઘ) શબ્દાન્તનો "આ" સ્વરિત બને તો તે "આ"જ રહે છે. क्षर्यान्नु – ક્ષયા ચા (હા. ૨૮-૭).

(ચ) "આ" સ્વર ધરાવતી स्या શ્રુતિ જો સ્વરિત બને તો તેનો "ખ્યા" કરવામાં આવે છે, "હ્યા" નહીં. अपर्स्यां च – અપખ્યાચા, वर्स्यांइ – વખ્યાંઓ, त्वर्स्याम् – થ્વખ્યાઓ, वुयम् स्यांम (ચાંમ) વએમ્ ખ્યામા. જુઓ ઋ. મં. ૪-૨૩-૧૧. घिया स्यांम.

## (૯૬) હ્રસ્વ 'ઇ' સ્વરિત બને તેનાં સ્વરૂપ

(ક) વિશેષણના અતિશયાર્થ રૂપમાંનો હ્રસ્વ "ઇ" જ્યારે સ્વરિત બને ત્યારે તે જેમનો તેમ હ્રસ્વ "ઇ"જ રહે છે. वर्हिष्ठ–વહિશ્તા, मर्हिष्टम् – મજિશ્તૅમ્, अर्चिष्ठ – અચિશ્તા, नेर्दिष्ठम् – નઝ્દિશ્તાંમ્, वार्हिष्ठस् – વાજિશ્તો, ओजिष्ठम् – અઓજિશ્તો.

(ખ) શબ્દને છેડેનો હ્રસ્વ "ઇ" સ્વરિત બને તો તેનો દીર્ઘ "ઈ" કરાય છે. पर्रि – પઇરી, अर्पि – અઇપી, प्रर्ति – પઇતી, अयर्नि – અયેની, अर्सि–અહી.

(ગ) નામરૂપમાંનો હ્રસ્વ "ઇ" સ્વરિત બને ત્યારે તેનો દીર્ઘ "ઈ" કરાય છે. तर्विषी-તૅવીષી.

(ઘ) ક્રિયાપદનાં રૂપમાં શબ્દનો પ્રથમ અક્ષર હ્રસ્વ "ઇ" અનુદાત્ત હોય અને તે સ્વરિત બને તો તેનો બીજો "ઍ" થાય છે. इनुस्त–ઍનાસ્તા.

(ચ) શબ્દની પહેલી શ્રુતિમાંનો હ્રસ્વ 'ઇ' અનુદાત્ત હોય અને તેની પાછળની શ્રુતિ પણ અનુદાત્ત હોય, પણ તે શબ્દની પૂર્વેના શબ્દની છેલ્લી શ્રુતિ ઉદાત્ત હોય તો એવો પ્રારંભનો અનુદાત્ત હ્રસ્વ 'ઇ' સ્વરિત બને છે. અને તે દીર્ઘ "ઈ" લખાય છે. गुर्वे क्षिंदुम्–ગવોઇ ક્ષીદૅમ્, स्वः विचिरस्–હ્વો વીચિરો.

## (૯૭) દીર્ઘ "ઈ" સ્વરિત બને તેનાં સ્વરૂપ

શબ્દાન્તનો દીર્ઘ "ઈ" સ્વરિત બને તો તે જેમનો તેમ દીર્ઘ જ રહે છે. यानीम्–યાનીમ્, धामीम् – દાંમીમ્, नारीं–નાઇરી.

ગાથામાં દીર્ઘ "ઈ" સ્વરિત બનેલા હોય તેનાં ઝાઝાં ઉદાહરણો મળતાં નથી.

## (૯૮) હ્રસ્વ 'ઉ' સ્વરિત બને તેનાં સ્વરૂપ

(ક) હ્રસ્વ "ઉ" સ્વરિત બને તો તેનો દીર્ઘ 'ઊ" થાય છે. वपुष्-વફૂશ્. અહીં અલ્પપ્રાણ "પુ"નો મહાપ્રાણ "ફૂ" પણ કરવામાં આવ્યો છે. वसु च मनंस्-વૉહૂ ચા મનો. दीर्घायु-દરેગાયૂ, असुम्-અહૂમ્, मन्तुम् મન્તૂમ્.

(ખ) સંજ્ઞાવાચક (Proper) નામમાંનો હ્રસ્વ "ઉ" જો સ્વરિત થાય તો તે તેમનો તેમ હ્રસ્વ "ઉ" જ રહે છે, પણ જો તેનો વ્યંજન અલ્પપ્રાણ હોય તો તેને મહાપ્રાણ કરવામાં આવે છે. असुर-અહુર, जरतुष्ट्र-(जरत्सत्नुष्ट्र) જરથુશ્ત્ર.

(ગ) કોઇપણ શબ્દમાંની પહેલી "ઉ" શ્રુતિ અનુદાત્ત હોય, તથા તેની પછીની શ્રુતિ પણ અનુદાત્ત હોય, અને તેની પૂર્વેના શબ્દની છેલ્લી શ્રુતિ ઉદાત્ત હોય, તો બીજા શબ્દની પહેલી અનુદાત્ત "ઉ" શ્રુતિ સ્વરિત બને છે, અને તે 'ઉ' જેમનો તેમ હ્રસ્વ "ઉ" જ રહે છે. देव जुष्ट-દએવો-જુશ્તા.

## (૯૯) દીર્ઘ "ઊ" સ્વરિત બને તેનાં સ્વરૂપ

(ક) અનુદાત્ત દીર્ઘ "ઊ" સ્વરિત બને ત્યારે તે "ઊ" નો અઑઉ કરવામાં આવે છે. अपूर्व्यम्-અપઑઉર્‌વ્યેમ્ (અપઑઉર્‌વીમ્) (હા. ૨૮-૩). पूर्व्यम् શબ્દમાં કેટલીક વખતે पू અનુદાત નહીં પણ ઉદાત્ત રખાય છે. ઋગ્વેદમાં પણ એ રૂપ છે. જુઓ. ઋ. મં. ૮-૨૨-૨. पूर्व्यम्.

(ખ) સ્વરિત બનેલા દીર્ઘ "ઊ"ની પછીની શ્રુતિમાં જો 'ઇ' કે 'ય' ભળેલા હોય તો એ 'ઊ' પછી 'ઇ' ઉમેરીને તેનો "ઊઇ" કરવામાં આવે છે. इतऊतिः-इतयूति -ઇતયૂઇતી. "ઇત"માંના, "ત"માંના "અ" અને પછીના 'ઊ' એ બે સ્વરોનું ઘર્ષણ (hiatus) ટાળવા વચ્ચે 'ય' મૂકીને સુસ્વરતા (euphony), લાવવામાં આવેલી છે. "ઉરુ-આપ"ને બદલે "ઉરુ-યાપ" એમ જ બોલાય છે.

## (૧૦૦) 'ऋ' (ઍરૅ) સ્વરિત બને તેનાં સ્વરૂપ.

"ऋ" ("ઍરૅ") સ્વરિત બને ત્યારે તે જેમનો તેમ "ઍરૅ"જ રહે છે. अथा तथा गोः पृंछत्-અદા તથા ગૅઉશ્ પૅરૅસત્ (હા ૨૯-૨).

સ્વરિત બનેલા "ઍરૅ"ના બીજા કોઇ પ્રકાર "ગાથા"માં મળતા નથી.

## (૧૦૧) "એ" સ્વરિત બને તેનાં સ્વરૂપ

(ક) શુદ્ધ "એ" સ્વરિત બને ત્યારે "એ"નો "ઓઇ" કરવામાં આવે છે. ओजें-અઑજોઇ, भूरें-બૂરોઇશ, विचितें-વીચિથોઇ, सेतें-હોઇથાઇ, गवें-ગવોઇ. અહીં અલ્પપ્રાણ 'ત'નો નિયમ પ્રમાણે મહાપ્રાણ "થ" પણ થયેલો છે. મોટે ભાગે ઉદાત્ત અને સ્વરિત સ્વરભારોનાં રૂપો એકસરખાં જ મળે છે.

(ખ) સ્વરિત બનેલા "એ"ની પાછળની શ્રુતિમાં "ઇ" કે "ય" ભળેલો હોય તો "એ"નો "અએઇ" કરવામાં આવે છે. मर्तैभ्यः-મરૅતએઇબ્યો.

## (૧૦૨) "ઐ" સ્વરિત બને તેનાં સ્વરૂપ

"ઐ"-આઇ-સ્વરિત બને તો એ "આઇ"નો "આઇ" જ રહે છે. તેમાં કશો ફેરફાર થતો નથી. આ "આઇ" ચોથી વિભક્તિ એક વચનનાં તેમજ ત્રીજી

વિભક્તિ બહુ વચનનાં (આઇશ્) રૂપોમાં હોવાથી તેમાં ફેરફાર, કરાતો નથીઃ स्पैं–દ્દઇવાઇ, अस्यैं–અષ્યાઇ.

## (૧૦૩) "ઓ" સ્વરિત બને તેનાં સ્વરૂપ

(ક) "ઓ" સ્વરિત બને ત્યારે તે "ઓ"નો ઉદાત્ત સ્વરભારના રૂપ જેવો જ, "અઓ" કરવામાં આવે છે. च्यौंना यौंहत्‌,गर्मम्‌ सुक्रतुं–ચ્યઑથ્રૅના. વૃઑઘ્રત્‌ ગરૅબાંમ્‌ હુખ્રતુશ્‌, (હા. ૩૪–૧૦) सा दर्मौंत मराक्यंम्‌–દા દૅર્નઑતા. મગ્રાકર્યેમ્‌ (હા. ૩૨. ૫.)

(ખ) શબ્દાન્તનો "ઓ" સ્વરિત બને ત્યારે તે જેમનો તેમ "ઓ"જ રહે છે. क्षयों–ક્ષ્યો, ओजों–અઑજો, सुजोषों–હુજઑષો. આ બધા "ઓ" अस्–अः ના થયેલા છે.

(ગ) ઉકારાન્ત નામોનો ને વિશેષણોનો છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય "ओम्" જે સ્વરિત થાય તો તેનો અૅઉશ્ કરવામાં આવે છે. એ એ પ્રકાર પણ ઉદાત્ત "ઓમ્"ની માફક જ થાય છે वसौंस्‌ युज्वर्‌ मनंसस्‌–વહ્હૅઉશ્‌ વજ્દરે મનહ્હો. च्यौतनानाम्‌ असौंस्‌ मेघाय–ચ્યઑથ્નનાંમ્ અહ્હૅઉશ્‌, મજ્દાઇ.

(ઘ) સકારાન્ત ત્રીજી અને ચોથી વિભક્તિ બહુવચનના પ્રત્યયો ओभिस्‌ – ને ओभ्यस्‌ નો "ઓ" સ્વરિત બને ત્યારે તે "ઓ" નો "અૅ" થાય છે. रोचौंभिस्‌– રઑચૅબીશ્‌, वर्चौम्यस्‌–વર્ચૅબ્યો.

## (૧૦૪) "ઔ" સ્વરિત બને તેનાં સ્વરૂપ

નિયમ ૭૯ માં જણાવ્યા પ્રમાણે ઉદાત્ત અને સ્વરિત "ઔ"નાં રૂપોનાં "આઉ" અને "ઓ" એમ બન્ને થયેલા દેખાય છે. वर्सौं–વહ્હાઉ, પણ संतौं–હઍતો થયેલો છે.

## (૧૦૫) "અં" સ્વરિત બને તેનાં સ્વરૂપ

"અં" સ્વરિત બને અને તેની પાછળ જો स આવતો હોય તો તેનો "અૅંગ્" કરાય છે. ईप्संस्यम्‌–ઇશ્કૅંગ્હ્યૅમ્" (આ શબ્દ ગાથાના હા. ૩૧–૧૦ માં ઇર્યૅંગ્હીમ્" કરીને ખોટી રીતે બગડેલાં રૂપમાં લખાયેલો છે. ઉપર જે શુદ્ધ રૂપ દેખાડ્યું છે તેમ લખીએ તો જ આ પાદની નવ શ્રુતિ પૂરી થાય. વળી ईप् ઉદાત્ત છે તે પણ "ઇક્" (પ્ નો ક્) લખેલો છે તેથી સ્પષ્ટ જણાઇ આવે છે.

(૧૦૬) ગાથાલિપિમાં આવતા સંધિસ્વર "આઑ" માટે આ પૂર્વે નિયમ ૨૩ માં आस् માટે વિસ્તારથી દર્શાવાયું છે ત્યાં જોવું.

(૧૦૭) "ગાથા"ની છંદરચનામાં અતિપ્રાચીન વૈદિક ભાષામાંના ઉદાત્ત, અનુદાત્ત અને સ્વરિત નામના ત્રણ સ્વરભારો કેવી રીતે આવ્યા છે, અને એ સ્વરભારો વૈદિક સંહિતાઓમાં જેવી રીતે વર્ણોની નીચે કે ઉપર સ્પષ્ટ સંજ્ઞાઓ

મૂકીને દર્શાવાતા હતા તેવી રીતે નહીં, પણ ખુદ ભાષાના જ વ્યંજનોમાં ને સ્વરોમાં ફેરફાર કરીને અથવા વર્ણની આગળ પાછળ ચોક્કસ સ્વરો ઉમેરીને એ સ્વરભારો ભાષાના શબ્દોમાં જ સમાવી દીધેલા છે. એ બધું ચોક્કસ નિયમસર જ કરવામાં આવેલું છે, અને તે આ લેખમાં પ્રત્યેક સ્વરનાં જુદા જુદા સ્વરભારોથી નીપજતા રૂપોનાં અનેક ઉદાહરણોથી વિસ્તારથી દર્શાવવામાં આવ્યું છે.

(૧૦૮) આ સ્વરભારો ગાથા અવેસ્તાની ભાષામાં છે તેનું જ્ઞાન હજારો વર્ષથી જરથોસ્તીઓના ખુદ ઇરાનના વેસવાટમાં જ ભુલાઇ ગયેલું હતું, અને ગાથાની તથા અવેસ્તાની ભાષાઓ જુદી છે બલ્કે અવેસ્તાની તે ભાષા –'language' – અને "ગાથા" ની તે તો બોલી – dialect–એવો અનર્થકારી ભ્રમ ગાથા અવેસ્તાના પૌરસ્ત્ય અને પાશ્ચાત્ય પંડિતોએ તથા અભ્યાસીઓએ આજ સુધી સેવ્યો છે. પણ હવે આ લેખ બરાબર વાંચીને સમજ્યા પછી વિદ્વાનો ને અભ્યાસીઓ જોશે કે ગાથાની તો મૂળ આર્યભાષા જ છે અને તે પણ વેદની ભાષાની માતા જેવી છે. આગ્વૈદિક એટલે વેદની ભાષાથી પણ જૂની છે. અને વેદની ભાષાની બહેન જેવી અને વળી બોલી–"dialect" જેવી તે જણાઇ છે, તે તો માત્ર એ જ વૈદિક ભાષાના સ્વરભારો ખુદ ગાથાની ભાષાના શબ્દોનાં રૂપોમા જ મહાકળાથી સમાવી દીધેલા હોવાથી એવા ભ્રમમાં પાછલા કાળના ઇરાની જરથોસ્તીઓ તેમજ પૌરસ્ત્ય ને પાશ્ચાત્ય વિદ્વાનો આજ સુધી પડી રહ્યા હતા.

(૧૦૯) ગાથાભાષાનું હિંદુઓના વેદમાં વપરાયેલી ભાષાથી પણ સ્પષ્ટ થતું અતિ પ્રાચીનત્વ ગાથાભાષામાના અષ, આતર્ અને આથ્ર, ચૂષ્માકેમ્‌ને બદલે ક્ષ્માકેમ્, ત્રીજી વિભક્તિ એકવચનના પ્રત્યય ના ને ઠેકાણે સર્વત્ર "આ"નો પ્રયોગ સર્વનામોના અતિપ્રાચીન રૂપો અને વેદકાળમા ગણાયેલા એવાં બધાં કાલગ્રસ્ત–'obsolete'–રૂપોનો ઉપયોગ વગેરે માટે મે અન્યત્ર વિસ્તારથી અને ઉદાહરણોથી બતાવ્યુ છે, તે મહા પવિત્ર પેગમ્બર સાહેબ શ્રી જરથુશ્ત્ર સ્પિતામાને તથા તેમની રચેલી પાંચ પવિત્ર "ગાથાઓ"ને આજ સુધી સૌથી પ્રાચીન મનાતા આવેલા ઋગ્વેદના કાળથી પણ ઘણા વધુ પ્રાચીન કાળમાં મૂકે છે.

(૧૧૦) આગલા પૃષ્ઠોમાં ગાથામાં વપરાયેલા સ્વરભારોનાં જુદા જુદા રૂપો અનેક ઉદાહરણોથી આપણે જોઈ આવ્યા, તે હવે ગાથાના એક-બે શ્લોકોને અહીં તેમની મૂળ પ્રાગ્વૈદિક ભાષામા ઋગ્વેદની માફક તેનાં સ્વરભારેના ચિહ્નો સાથે નીચે ઉતારી જોઇએ. એ ઉદાહરણોમાં ઋગ્વેદ સહિતામાં જેમ છંદરચના પ્રગટ થયેલી છે તેમજ "અહુનવઇતિ" ગાથાના "અહુન" છંદને ઉતારીએ જેથી આ જુદા જુદા સ્વરભારોને લીધે મૂળની ભાષાના ઉચ્ચારમાં કેવો ફેરફાર થયેલા છે તે ખુદ એ જ ગાથાનો શ્લોક કેવી રીતે જરથુસ્ત્રી ધર્મગુરુઓ હજારો વર્ષથી ઉચ્ચારતા આવ્યા છે તે સ્પષ્ટ થશે.

"ગાથા"માંના છંદના સ્વરભારો બતાવવાની વિધિ અહીં ઋગ્વેદની લેખનવિધિ જેવી જ રાખવામાં આવી છે એટલે ઉદાત્ત (acute or high pitch) સ્વરભાર જે શ્રુતિ (syllable) પર હોય તે શ્રુતિ પર નીચે કે ઉપર કશું ચિહ્ન મુકાતું નથી પણ એ શ્રુતિ ઉદાત્ત છે તે માત્ર તેની પૂર્વેની શ્રુતિની નીચેના આડા કાપાથી બતાવેલા અનુદાત્ત (low pitch) સ્વરભારથી

સ્પષ્ટ થાય છે. અગર ઉદાત્ત શ્રુતિ જો શબ્દના આરંભમાં જ હોય તેની પૂર્વેની એક વર્ણવાળી શ્રુતિ ઉદાત્ત હોય યા પૂર્વના શબ્દની છેલ્લી શ્રુ ઉદાત્ત હોય તો ચાલી શકે, પણ સ્વરિત બનેલી શ્રુતેની પાછળ તુરત ઉદા શ્રુતિ છંદરચનામાં કદી મૂકી શકાતી નથી.

આપણે અહીં પ્રથમ આપણો "અહુનવઇર્ય"નો સર્જનજૂનો મં લઇએ, અને તે વૈદિક ભાષામાં અને વૈદિક મંત્રોના સ્વરભારો સાથે ઉતારી જોઇએ આ લેખમાં આ સ્વરભારોના જે નિયમો મેં ખુદ "ગાથા"માંથી તારવી કાઢી અનેક ઉદાહરણોથી બતાવ્યા છે તે પ્રમાણે હવે આપણું "અહુનવઇર્ય"ના મંત્ર વૈદિક ભાષામાં અને છંદોલેખનમાં ઉતારીએઃ

यथा असुः वर्यो । अथा रतुः अपात् चित् सचा ।
वसोः दक्षाः मनसः । च्यौत्नानाम् असोः मेधायं ।
क्षत्रं च असुरै आ । यम् भ्रिगुभ्यो ददत् वास्तारम् ॥

એ જ મંત્ર "ગાથા" ભાષામાં કેમ લખાયેલો છે તે દેવનાગરી લિપિમાં જ પાછો લખીએઃ

यथा अहू वइर्यो । अथा रतुश् अपात् चित् हचा ।
वङ्हेउश् दज़्दा मनङ्हो । श्यओथननांम् अङ्हेउश् मज़्दाइ ।
क्षथ्रेम् चा अहुराइ आ । यिम् द्रिगुब्यो ददत् वास्तारेम् ॥

આ "અહુનવઇર્ય"ના "ગાથા" પ્રમાણે બોલાતા મંત્રને વૈદિક ભાષામાં ઉતારતાં એમાં સમાયેલા સ્વરભારો સ્પષ્ટ રીતે ખુલ્લા પડે છે અને મૂળ ભાષા કઈ તે પણ પકડાઈ આવે છે. તે જ પ્રમાણે વૈદિક ભાષામાંના સ્વરભારો કેવી રીતે ઉચ્ચારાતા હતા તે હિન્દુ બ્રાહ્મણો-ક્રિયાકાંડીઓ તેમજ શાસ્ત્રીઓ જે હજારો વર્ષથી ભૂલી ગયા હતા તે એ જ "અહુનવઇર્ય"નો મંત્ર આજ સુધી પારસીઓના મોબેદો એટલે બ્રાહ્મણો કેવી રીતે બધા સ્વરભારથી બોલે છે તે પણ હિન્દુભાઇઓ આગળ સ્પષ્ટ થઈ જાય છે. બહુ જ અદ્‌ભુત રીતે, એક જ કિંમતી સિક્કાની બન્ને બાજુઓ જે જુદા જુદા સિક્કાની ગણાતી આવી છે તે હવે પછી એક જ સિક્કા રૂપે અહીં ખુલ્લી પડી ગઈ છે. હજારો વર્ષથી ભુલાઈ ગયેલી વિધિઓ એવી રીતે આજે પાછી મૂળ આર્યોની આ બન્ને શાખાઓને હિંદુઓને તેમજ પારસીઓને જડે છે, અને એમાંથી ભાષાનાં અને કવિતારચનાના અમૂલ્ય રહસ્યો પાછાં મળી આવે છે. આ કંઇ જેવો તેવો ખજાનો આપણે હાથે લાગ્યો નથી!

ગાથાના હા. ૨૯—૨ નું એક વધુ ઉદાહરણ અહીં લઇએ અને એ જ શ્લોક મૂળ વૈદિક ભાષામાં તેના સ્વરભારો સાથે કેમ લખાતો અને પછી એ સ્વરભારો શબ્દોના અંગમાં જ સમાવીને છેવટની ગાથાલિપિમાં કેવી રીતે ઉતરાયો છે ને આજ સુધી પારસી મોબેદો—બ્રાહ્મણો—તે કેમ બોલે છે તે પણ જોઇએઃ

अधा तक्षा गोः पृच्छत् । अपम् कथा ते गवें रतुः ।
यत् सींम् दात क्षयन्तः । सुघ वास्त्रा गोधायः त्वक्षं. ।
कम् से उष्ट असुरम्ः । यः द्रग्वद्भिस् हृष्मं वाधयेत् ॥

એ મત્ર ગાથાલિપિમા આમ લખાયેલો છે

> अदा तया गॅउश् पॅरॅसत् । अर्षॅम् कथा तोइ गवोइ रतुश् ।
>
> ह्यत् हीम् दाता क्षयन्तो । हदा वास्त्रा गऒदायो थ्वक्षो ।
>
> कॅम् होइ उश्ता अहुरॅम् । यॅ द्रॅग्वोदॅबीश् अएषॅमॅम् वादायोइत ॥

આ એક જ સિક્કાની બન્ને બાજુઓને બરાબર સરખાવી જોતા મૂળ ભાષા અને તેના સ્વરભારોને લીધે તે કેમ ખરેખર ઉચ્ચારાતી તે આ સ્પષ્ટ આલેખનથી પૂરેપૂરી સમજાઇ જાય છે આ સરખામણીથી વિદ્વાનો અને અભ્યાસીઓ જોશે કે ગાથાની ભાષા તે વૈદિક ભાષા જ છે. અલબત્તા કેટલાક પ્રકારો જોતા તે જુદા લેખમા અનેક ઉદાહરણોથી બતાવ્યુ છે તેમ ઋગ્વેદના કાળથી પણ ઘણી જૂની છે એટલે પ્રાગ્વૈદિક–Pre-Vedic–છે.

વળી આ શ્લોકોને તપાસતા જણાય છે કે પદ્યરચના શુદ્ધ છે જે છદ લીધેલો છે તે પ્રમાણે દરેક પક્તિમા ૭+૯ મળીને ૧૬ શ્રુતિઓ છે. અને સાતમી શ્રુતિએ યતિ–caesura–અચૂક રીતે આવે છે. બધા સ્વરભારો ઋગ્વેદની પદ્યરચના પ્રમાણે જ અણીશુદ્ધ ગબેલા છે અને તેમા કોઇ પણ દોષ નથી ભાષાનુ વ્યાકરણ પણ વૈદિક ભાષાના વ્યાકરણ પ્રમાણે શુદ્ધ છે. શબ્દે શબ્દ તોળીને વપરાયેલો છે. અર્થ પૂરો નીકળે છતાં ભાષાના શબ્દો બહુ જ કરકસરથી વાપરેલા છે. એક પણ શબ્દ નિર્બળ કવિઓ છદના ખાડા પૂરવા વાપરે તેવો એમા વપરાયેલો કે ઘુસાડેલો નથી.

(૧૧૧) ઉપર આપેલા બે ઉદાહરણોથી મારા પારસી બધુઓ જોશે કે ગાથાની ભાષા તે વૈદિક સસ્કૃત ભાષાની બહેન નથી પણ ખુદ વૈદિક ભાષા જ છે. બલ્કે એ ભાષા ઋગ્વેદની ભાષાથી પણ પ્રાચીન હોઇ તે પ્રાગ્વૈદિક છે અને આજ સુધી તેના શબ્દોના વ્યજનો કે સ્વરોમા કે ઉચ્ચારોમા જે જુદાપણુ લાગતુ આવ્યુ છે તે તેના સ્વરભારો શબ્દોની અદર જ સમાવી દઇને તે લખાતી ને બોલાતી આવી છે તેને લીધે છે, અને એ સ્વરભારોની વાત હજારો વર્ષના ગાળામા ભુલાઇ ગયેલી હોવાથી તેઓ એ ભાષાને વેદની ભાષાથી કઇક જુદી ગણતા આવ્યા છે. આ લેખમા આ સ્વરભારોની વિધિ વિસ્તારથી સ્પષ્ટ રીતે મેં બતાવી છે, તેથી હવે સૌની ખાતરી થશે કે ગાથાની ભાષા તે કોઇ જુદી "બોલી" નથી પણ અવેસ્તા ભાષાની તેમજ વૈદિક ભાષાની પણ માતા જેવી છે

વળી મારા હિન્દુ બન્ધુઓ પણ આ લેખથી જોઇ શકશે કે વેદના સ્વરભારોનુ ખરુ ઉચ્ચારણ જે તેમના ક્રિયાકાડીઓએ તથા પડિતોએ હજારો વર્ષથી વિસારી મૂક્યુ હતુ, તે આ તેમના પારસી પિત્રાઇઓના બ્રાહ્મણવર્ગે તેમને માટે આજ સુધી સાચવી રાખેલુ છે અને તેમનુ ગુમાઈ ગયેલુ અમોલુ ધન આજે તેમને ફરીથી પ્રાપ્ત થાય છે, તે તેમના જેવા તેવા સદ્‌ભાગ્ય નથી. વેદભાષાનો જૂનો સિક્કો તેની બન્ને બાજુઓની સ્પષ્ટ છાપ સાથે ઓજે તેમને પાછો મૂળ સ્વરૂપે મળે છે હવે વેદના મત્રોના ઉચ્ચાર આ લેખમા જણાવ્યા પ્રમાણે સ્વરભારો સાથે હિન્દુ ક્રિયાકાડીઓ અને શાસ્ત્રીઓ કરી શકશે.

(૧૧૨) હવે હિન્દુ વેદશાસ્ત્રીઓને માટે ઋગ્વેદમંડળનો ૧-૧-૧ શ્લોક જે ગાયત્રી છંદમાં છે, તે અહીં મૂળ ભાષામાં આપી તેના સ્વરભારો સાથેના ઉચ્ચારો "ગાથા"માંના ઉપર જણાવેલા નિયમો પ્રમાણે કેમ થઇ શકે તેનો કંઇક નિર્દેશ હું મારી અલ્પશક્તિ પ્રમાણે અહીં કરું છું. "ગાથા" ભાષાના પ્રાગ્વૈદિક કાળ પછીની વેદની ભાષામાં શબ્દોનો ભંડાર ઘણો વધેલો છે, તેમજ કેટલાંક વિભક્તિનાં ને ક્રિયાપદોનાં રૂપો પણ થોડાં થોડાં બદલાયેલાં છે. અને હજારો વર્ષથી જમાને જમાને બદલાતી આવેલી વેદની પ્રવાહી ભાષા જે રૂપે તે છેલ્લી સ્થિર થઇને હસ્તલેખોમાં લખાઈ તે રૂપ ગાથાકાળથી તો જુદું હોવું જ જોઇએ એ આપણે સમજી શકીએ છીએ. છતાં વેદના મંત્રનો ઉચ્ચાર કેમ થતો હશે તેનું ચોક્કસ અનુમાન તો હવે આપણે કરી શકવાની સ્થિતિમાં છીએ.

अग्निमीळे पुरोहितं यज्ञस्य देवमृत्विजम् ।

होतारं रत्नधातमम् ॥

ઋ. મં. ૧-૧-૧.

એ મંત્રનો સ્વરભારો સાથેનો ઉચ્ચાર, ગાથાની વિધિ પ્રમાણે નીચે પ્રમાણે થઈ શકે:

अग्नीम् इळदे पॉउरओहितम् यस्नहा दएवम् अॅरथ्विजम् ।

ज़ओतारम् रतॅनदाइतॅमम् ॥

ઉપરનાં પૃષ્ઠોમાં જુદા જુદા વર્ણોના જુદા જુદા સ્વરભારો સાથે જે નિયમો તારવી કાઢેલા છે તેજ પ્રમાણે આ ઉપરનો ઋગ્વેદનો શ્લોક તેના ઉચ્ચાર પ્રમાણે બદલ્યો છે.

ઋગ્વેદના પહેલા મંડળમાંનો એક બીજો શ્લોક જે "ત્રિષ્ટુભ્" છંદમાં છે અને જેમાં પેગમ્બર સાહેબ શ્રી જરથુશ્ત્રને જ "અથર્વા"ને નામે આલેખેલ છે અને તેની રચના પણ આપણા અવેસ્તામાંની "યજમઇદે" શબ્દોવાળી આરાધનાના જેવી જ છે, તે પણ અહીં ઉતારીએ.

यज्ञैरथर्वा प्रथमः पथस्तते

ततः सूर्यो व्रतपा वेन आजनि ।

आ गा आजद् उशना काव्यः सचा

यमस्य जातममृतं यजामहे ॥

"ગાથા"ના લેખન પ્રમાણે એ મંત્ર નીચે પ્રમાણે બોલાયઃ

यस्नाइश् आथ्रवा फ्रतॅमो पथस्तॅइतॅ

ततो हुइर्यो उर्वातपा वएना आर्ज़ॅनी ।

आ गा आज़त् उसॅना काव्यो हचा

यिमह्या ज़ातॅम् अमॅरॅतॅम् यज़मइदे ॥

ઉપર આપેલાં બન્ને ઉદાહરણો પરથી તેમજ "અહુનવઈતિ" ગાથાના સો શ્લોકોને વૈદિક યા પ્રાગ્વૈદિક ભાષામાં અનુલેખનથી મેં ઉતાર્યાં છે તે બધું જોતાં હવે વિદ્વાનોની તેમજ અભ્યાસીઓની ખાતરી થઇ ગઈ હશે કે "ગાથા"ની જે "બોલી" તરીકે પહેલવી જમાનાથી આજસુધી ગણાતી આવી છે, તે તો પ્રાગ્વૈદિક આર્ય ભાષા જ છે. અને તે જે રીતે બોલાતી હશે તે જ રૂપમાં તે જ રીતે કોઇ વિલક્ષણ જરથોસ્તી બ્રાહ્મણ વિદ્વાને નિયમસર ઉચ્ચારવિધિ અનુસરીને અવેસ્તાલિપિમાં ઉતારી છે, તેમાં વેદવાણના સ્વરભારોના ખરા ઉચ્ચારો સ્થિર કીધેલા છે, અને હિન્દુઓના વેદશાસ્ત્રીઓ જે ઉચ્ચારો હજારો વર્ષથી ભૂલી ગયેલા હતા તે આજે અજબ રીતે પાછા સાંપડે છે. પરમાત્માની અકળ ગતિથી આ ખોવાયેલું ધન પાછું મળે છે. અને એક જ સિક્કાની બે બાજુઓની જુદી જુદી દેખાતી છાપોનો મર્મ જડે છે, તેમાં પણ તે સાહેબની ઇચ્છાનું જ રહસ્ય હશે.

ઉપર વૈદિક ભાષામાં જે શ્લોકો લખ્યા છે, તેનાં સ્વરભારોનાં ચિહ્નો જે રીતે મૂકયાં છે તે સમજીને યાદ રાખવાની જરૂર છે. વૈદિક પદપાઠમાં તો ઉદાત્તનું કોઇ ચિહ્ન લગાડાતું નથી પણ અનુદાત્ત (unaccented) શ્રુતિની નીચે આડો કાપો મૂકવામાં આવે છે અને જે શ્રુતિ સ્વરિત બને છે તેની ઉપર ઉભો કાપો દોરવામા આવે છે, પદપાઠમાં તો પ્રત્યેક શબ્દની બધી અનુદાત્ત શ્રુતિઓની નીચે કાપો દોરવામાં આવે છે પણ મંત્રસંહિતામાં એ માટે એક ભેદ રાખવામાં આવેલો છે. તે ધ્યાનમાં રાખવાનું છે, નહીં તો અનુદાત્તને ઉદાત્ત શ્રુતિ સમજવાની ભૂલ થઈ જાય છે:

(૧). મંત્રસંહિતાલેખનમાં પંક્તિના પહેલા શબ્દમાં પ્રારંભમાં ગમે તેટલી શ્રુતિઓ અનુદાત્ત હોય તે બધીની નીચે આડો કાપો અચૂક રીતે મૂકવો જ પડે છે, ને તે પછી ઉદાત્ત શ્રુતિ આવે ત્યારે તે એમ જ ચિહ્ન વગર લખાય છે.

(૨). ઉદાત્ત શ્રુતિ પછી ઉદાત્ત શ્રુતિ એક કે વધારે રાખી શકાય છે, અને તેને કશું ચિહ્ન લગાડાતું નથી.

(૩). ઉદાત્ત પછી કમીમાં કમી બે અનુદાત્ત શ્રુતિઓ આવતી હોય તો ઉદાત્ત પછીની અનુદાત્ત શ્રુતિ સ્વરિત બને છે, અને તે સ્વરિત શ્રુતિ થઈ છે તે બતાવવા તેની ઉપર ઊભો કાપો દોરાય છે.

(૪). સ્વરિત શ્રુતિ પછી ઉદાત્ત શ્રુતિ કદી લાવી શકાય નહીં, તે અનુદાત્ત જ હોવી જોઈએ.

(૫). સ્વરિત શ્રુતિ પછી જ્યાં સુધી બીજી ઉદાત્ત શ્રુતિ આવતી નથી ત્યાં સુધીની અનુદાત્ત શ્રુતિની નીચે કાપો મુકાતો નથી, પણ તે એમજ કાંઇ પણ ચિહ્ન વગર લખાય છે; પણ માત્ર પાછળ આવતી ઉદાત્ત શ્રુતિની અગાઉની જ એક અનુદાત્ત શ્રુતિની નીચે આડો કાપો દોરવામાં આવે છે. એટલે સ્વરિત શ્રુતિ પછીની અને અનુદાત્ત તરીકે સ્પષ્ટ ચિહ્ન સાથે મૂકવામાં આવેલી શ્રુતિની પૂર્વેની બધી ચિહ્ન વગરની શ્રુતિઓને અનુદાત્ત જ જાણવી. આ વિધિ ખાસ નોંધી રાખવાની છે. નહીં તો પ્રારંભનો અભ્યાસી એમાં ગૂંચવાઈ જાય છે.

અને હવે, આ લાંબો લેખ પૂરો કરતાં મને આનંદ થાય છે. હજારો વર્ષનું દટાઈ ગયેલું સત્ય પ્રભુકૃપાથી ફરી આપણને જડ્યું છે, અને એ રીતે મારા તમામ આર્યબંધુઓની–હિન્દુઓની તેમજ પારસીઓની–હું કંઇક સેવા કરી શકયો છું તે માટે હું પ્રભુનો પાડ માનું છું. ગાથાલિપિમાંનો તમામ ભેદ આ લેખમાં મેં ખુલ્લો કીધો છે, અને ગાથાભાષા તે પ્રાગ્વૈદિક ભાષા જ છે, તે સ્પષ્ટ કરી આપ્યું છે. એથી કેટલાયે અણઉકેલાયેલા શબ્દોનાં શુદ્ધ રૂપ મળી આવતાં તેના અર્થ પણ સ્પષ્ટ થાય છે. પુષ્ટિના, વધારાના, જુદી ભાષાના, બોલીના, એવા એવા અનેક ભ્રમોથી ભરેલા સ્વરો અને વ્યંજનો તે તો સ્વરભારોના જ પ્રકાર છે તે હવે સ્પષ્ટ થઈ ગયું છે. આ માર્ગમાંનું આ સંશોધન માત્ર પ્રારંભનું (Pioneer) કાર્ય છે, તેથી તેમાં કોઈ ઠેકાણે મારી શરતચૂક પણ હોઈ શકે, તો હવે જે કૂંચી મેં આપી છે તેનાથી વિદ્વાન અભ્યાસીઓ તે સુધારી લેશે એવી આશા સાથે આ લેખ હું ખતમ કરું છું.



# ગાથામાં માંથ્રવાણીનું મૂળ *

માંથ્રવાણી એટલે પેગમ્બરોને તથા ઋષિમુનિઓને પોતપોતાના દેશકાળ પ્રમાણે પરમાત્મા તરફથી મળેલી ઉદ્‌બોધન—enlightenment–રૂપ પ્રેરણાથી રચાયેલા મંત્રોની વાણી. એવી પવિત્ર પ્રેરણાથી સ્ફુરેલા મંત્રોના રચનાર મોટે ભાગે કવિઓ જ હતા. હજારો વર્ષોથી ચાલતી આવેલી આર્ય પ્રજાની માન્યતા પ્રમાણે ધર્મશાસ્ત્રોના બે મુખ્ય વિભાગ પડતા હતા. ઉપર જણાવ્યા પ્રમાણેની મંત્રવાણી તે "શ્રુતિ" ગણાતી. શ્રુતિ એટલે પવિત્ર મહાત્માઓએ, પ્રેરણાથી "સાંભળેલી" ને મંત્રોમાં ઉતારેલી પ્રભુની આજ્ઞા. "શ્રુ" એટલે સાંભળવું. હિંદુશાસ્ત્રોમાં એ પ્રમાણે પવિત્ર "વેદ" તે "શ્રુતિ"મા ગણાય છે. સામાન્ય બુદ્ધિશાળી વિદ્વાનોએ એ "શ્રુતિ" ઉપરથી મળેલું પવિત્ર જ્ઞાન યાદ રાખીને તે પરથી જે વિશેષ જ્ઞાનના ગ્રંથો રચ્યા તે "સ્મૃતિ" લેખે ગણાતા આવ્યા છે. જૂનામાં જૂના કાળથી માણસજાતને વંશપરંપરા જે જ્ઞાનના ભંડાર પવિત્ર "ગાથા," "વેદ," "બાઈબલ," "કુરાન," જેવા ગ્રંથો મળ્યા છે, તે "શ્રુતિ" વર્ગમાં પડે છે, અને ત્યાર પછી એ પવિત્ર ખુદાઈ વાણી પરથી જે જે ગ્રંથો શાસ્ત્રરૂપે લખાયેલા છે, તે બધા "સ્મૃતિ" વર્ગના ગણાય છે. મૂળથી જ સાહિત્યમાં આ ભેદ હજારો વર્ષથી ચાલતો આવેલો છે, અને જરથોસ્તીઓ, હિંદુઓ, ખ્રિસ્તીઓ કે ઇસ્લામીઓ એ જ પ્રમાણે પોતાના પેગમ્બરોની ને મહર્ષિઓની પવિત્ર વાણીને ખુદ પરમાત્મા તરફથી જ મળેલી જાણીને તેને યોગ્ય આદરમાનથી પૂજ્ય ગણે છે.

આજે માણસ થોડું કે ઘણું શીખીને ભલે એમ માનતો થાય કે તે બહુજ હુશિયાર છે, જ્ઞાની છે, પ્રગતિમાન છે, પણ એ બધા જ્ઞાનનું મૂળ તો ઉપર જણાવેલાં શ્રુતિજ્ઞાનમાં જ છે, અને એમાંથી જ બધું વિકાસ પામેલું છે. ઝાડના થડ પર પાતરાં ઊગેલાં ભલે નહીં દેખાય, પણ એ ઝાડની ડાંખલીઓ અને પાંદડાંઓની, તેનાં ફૂલો ને ફળોની બધી લીલા તો એ થડને જ લીધે છે. એ થડ જ પોતાનાં મૂળિયામાંથી જમીનનો રસ ખેંચીને આખા ઝાડને પોષે છે અને તેથી જ તેની બધી લીલા વિસ્તરે છે. માણસ આજે પોતાને જ્ઞાનના ગમે તેટલા ઊંચા શિખરે પહોંચેલો માનતો હોય, પણ તેનું બધું જ્ઞાન આ વંશપરંપરા ઊતરતી ને વૃદ્ધિ પામતી "વાણી"માંથીજ આવેલું છે. જ્ઞાન મોંઢેના શિક્ષણથી યા ગ્રંથોના પઠનપાઠનથી જ મેળવી શકાય છે, એટલે જ્ઞાનનું મુખ્ય વાહન વાણી યા ભાષા છે. ભાષા શબ્દોથી બનેલી છે. માણસના મનમાં ઉત્પન્ન થતા ભાવો અને વિચારોને યોગ્ય રીતે પ્રગટ કરવા એ શબ્દોના સાધનથી જ જુદા જુદા દેશકાળમાં અનેક ભાષાઓ માણસે લાંબે કાળે ઉપજાવી છે, એટલે એને જે કહેવું હોય તે આ શબ્દોના યુક્ત સાધન વડે એ દર્શાવે છે. એ પરથી એમ ફલિત થાય છે કે જ્ઞાન મેળવવાનો બધો આધાર શબ્દ પર જ છે.

હિંદુ શાસ્ત્રો "વાણી"નું જ નહીં પણ તમામ સૃષ્ટિનું મૂળ પણ આ "શબ્દ"માં જ એટલે "બ્રહ્મનાદ"માં જ બતાવે છે. ઋગ્વેદના મંડળ ૧૦ માંના ૧૨૫ મા સૂક્તમાં વિશ્વમાં વ્યાપી રહેલા "શબ્દ"ની સુંદર કલ્પના મળે છે. બાઇબલમાં પણ શરૂઆતમાં જ જણાવેલું છે કે "In the beginning there was the Word, and the Word was with God, and the Word was God,"

* "મુંબઇ વર્તમાન"ના નવરોજ અંક. ૧૯૪૭. ઉપરથી.

એટલે 'પ્રારંભમાં તે મૂળ "શબ્દ" હતો, અને તે "શબ્દ" પ્રભુની સાથે હતો, અને તે "શબ્દ"જ પ્રભુ હતો.' આ બહુ ઊંડા અર્થવાળી વાણી છે, અને એમાં "શબ્દ"નો મહિમા અજબ બતાવેલો છે. હિંદુઓ આ મૂળ શબ્દને યા નાદને "ઓમ્" કહે છે. જરથોસ્તીઓના પવિત્ર "ગાથા"માં પણ એ શબ્દને "અહુન" કહેલો છે, એ "શબ્દ"નો જ મહિમા 'અહુનવઈતિ ગાથા" ગાય છે. એ "અહુન" શબ્દ પરથી જ જરથોસ્તીઓનો પવિત્ર મંત્ર "અહુનવઈર્ય" રચાયેલો છે, અને એ "અહુનવઈર્ય"ના મંત્રમાં સમાયેલાં જ્ઞાનને જ શ્રી જરથુસ્ત્ર પેગમ્બર સાહેબે "અહુનવઈતિ ગાથા"માં વિસ્તારીને આપેલું છે.

અતિ પ્રાચીનકાળથી જુદા જુદા દેશકાળમાં પ્રગટેલા પેગમ્બરોએ જણાવ્યું છે કે આ દુનિયાને ખરી ખુદાઈ રાહે દોરવવા માટે તેઓને ખુદ પરમાત્મા પ્રભુ તરફથી જ પેગામ મળ્યા હતા. આ દુનિયાના વ્યવહારને લગતું જે સામાન્ય જ્ઞાન માણસને મળે છે, તે તેને મળેલી પાંચ ઇંદ્રિયો–શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શ–મારફતે થયેલા અનુભવથી જડે છે એટલે સાંભળીને, જોઈને, સ્વાદ કરીને, સૂંઘીને તથા સ્પર્શીને તે દરેક વસ્તુથી યા હકીકતથી વાકેફ થાય છે. પણ આ પાંચ સ્થૂળ ઇંદ્રિયોથી મળેલાં જ્ઞાનથી તેને આ દુનિયાથી પર એવી સૂક્ષ્મ દુનિયાનું જ્ઞાન મળી શકતું નથી. એ માટે તો તેને આત્મજ્ઞાનની જરૂર પડે છે. એ શુદ્ધ આત્મજ્ઞાન ગમે તેટલા સ્થૂળ ઇંદ્રિયગમ્ય જ્ઞાનથી મળી શકતું નથી. એ માટે તો માણસને એ આત્મવિદ્યામાં પારંગત થયેલા મહાત્માની જ અગત્ય જણાય છે. એ આત્મવિદ્યા પણ અતિ પ્રાચીન કાળથી માણસે સાધેલી છે, અને તે પરાપૂર્વથી સચવાતી અને ખીલતી આજ સુધી ઊતરી આવેલી છે. હિંદુધર્મ પ્રમાણે વેદવાણના યોગી ઋષિઓ દ્વારા એ આત્મજ્ઞાન, એ પરાવિદ્યા વિકાસ પામતી ઊતરેલી આજે પણ એવા યોગીઓ મારફતે મળી આવે છે, તેમજ જરથોસ્તી ધર્મ પ્રમાણે એવા આત્મવિદ્યામાં પારંગત થયેલા અને પ્રભુની મહેર પામેલા "સઓશ્યન્તો" શ્રી જરથુસ્ત્ર પેગમ્બર સાહેબની પણ પૂર્વેના જમાનાઓથી વખતો વખત પ્રગટ થયા હતા, અને દુનિયાની આત્મજ્યોતિની ઝુમાતી જ્યોતને એમ પાછી સંકોરીને તે અમૂલ્ય ખુદાઈ જ્ઞાનને તેઓ પાછું સતેજ કરતા હતા.

એ વાતનો સ્પષ્ટ ઉલ્લેખ શ્રી જરથુસ્ત્ર સાહેબની "અહુનવઈતિ ગાથા"ના હા. ૩૪ ના ૧૩ મા શ્લોકમાં જડે છે. એ શ્લોક આ રહ્યો:

> તેમ્ અદ્વાનેમ્, અહુરા, યેમ્ મોઇ પ્રઓશ્ વહ્હૅઉશ્ મનઙ્હો,
> દએનાઓ સઓશ્યન્તાંમ્ યા હુ-કરેતા અષા–ચીત્ ઉર્વાક્ષત્,
> હ્યત્ ચિવિશ્તા હુદાબ્યો મીઝ્દેમ્, મઝ્દા, યેહ્યા તૂ દથ્રેમ!

એ જ શ્લોકને વૈદિક સંસ્કૃતમાં હું નીચે પ્રમાણે ઉતારું છું:

> तम् अध्वानम्, असुर, यम् मे स्रवः वसोः मनसः
> धेनाः सोश्यन्ताम् या सुकृता अषा चित् वृक्षत्।
> यत् चिविष्ट सुधाभ्यो मीढुम्, मेधा, यस्य तू दात्रम्॥

એટલેઃ—હે અહુરા ! તે વોહૂમનોનો (સાત્વિક મનનો) પંથ જે તેં મને દેખાડયો છે, વળી સઓશ્યન્તોના ધર્મોપદેશો કહી બતાવ્યા છે, જેથી સુકર્મી સદ્ગુણી માણુસ અષોઈથીજ તે સ્વીકારીને માન્ય રાખે છે, જેના પરિણામ રૂપે તે તારી ન્યામત પોતાના કલ્યાણુ માટે તૈયાર કરે છે-જે ન્યામતનો, હે મઝ્દા ! તું જ દાનેશ્રી છે !

આ ઉપરથી ખુલ્લું જણાય છે કે શ્રી જરથુશ્ત્ર સાહેબની અગાઉ એવા અનેક સઓશ્યન્તો–Enlighteners–આવી ગયા હતા, અને તેમની તરફથી વખતોવખત આત્મવિદ્યાના પેગામ દુનિયાને મળ્યા જતા હતા, એવા પેગામોને જ સુકર્મી ને સદ્ગુણી માણસો પોતાની અષોઈથી સ્વીકારતા અને માન્ય રાખતા હતા. માણસના અંતિમ કલ્યાણુ માટે તેને પરમાત્માની મહેર–grace ની–ખાસ જરૂર છે, અને એવી મહેરથીજ તેને તે સાહેબની એવી ન્યામત મળવા પામે છે. પેગમ્બર સાહેબ ખુલ્લું કહે છે કે એવું પરાજ્ઞાન યા આત્મવિદ્યા જે સઓશ્યન્તોની મારફતે મળે છે, તેનો બક્ષનાર તે દાનેશ્રી મઝ્દાજ છે.

માંથ્રવાણી પવિત્ર છે, કલ્યાણુકારી છે, માણુસના આત્માને આ સંસારમાં દુઃખ અને ઉપાધિમાંથી મુક્તિ અપાવનારી છે, અને જે ખરો પરમાનંદ જેને "ગાથા"માં "ઉશ્તા" કહેવામાં આવ્યો છે અને જે આ દુનિયાના કોઈપણ કહેવાતાં સુખમાંથી મળતો નથી, જે આનંદ અખંડ અને અમર છે, તે એ જ માંથ્રવાણી માણુસને આખરે અપાવી શકે છે.

## પેગમ્બરોના પેગામ પ્રભુએ આપેલા છે

હિંદુભાઈઓ કહે છે કે તેમના પવિત્ર વેદગ્રંથો તો ઈશ્વરપ્રણીત છે, એટલે ઈશ્વરના રચેલા છે. ખ્રિસ્તિઓ તેમજ ઇસ્લામીઓ પણ કહે છે કે તેમનાં બાઈબલ અને કુરાન ખુદાનાંજ રચેલાં છે, અને જરથોસ્તીઓ પણ કહે છે કે તેમની માંથ્રવાણી અહુરા મઝ્દા તરફથી જ મળેલી છે, આ વિધાનના શબ્દોના સ્થૂળ અર્થ કરવા જતાં તે કોઈ માન્ય નહીં કરે, કેમકે ઈશ્વર કયાં દેખાય છે કે કંઈ રૂપ ધરે છે કે તે આપણા સ્થૂળ ગ્રંથો લખે ! પણ એ વિધાનનો અર્થ એ જ છે કે આ પવિત્ર વાણીમાં જે પરાજ્ઞાન સમાયેલું છે, તે માણસ જેવી એક નાચીજ વ્યક્તિની શક્તિથી પર છે, અને તેથી એ જ્ઞાન અને એ બોધને ઈશ્વરે તેવા તેની મહેર પામેલા ખાસ અષો જનની મારફતે પોતાની પ્રેરણા આપીને દર્શાવેલું છે. આપણે કહીએ છીએ છે કે "ખરો કવિ જન્મથી જ કવિ છે, કંઈ પાછળથી તે કવિ બની શકતો નથી, એનો અર્થ પણ એ જ છે કે કવિતાશક્તિ સામાન્ય લેખનશક્તિથી જુદી જાતની છે, એમાં માત્ર બુદ્ધિશક્તિનું જ નહીં પણ કોઈ અનેરી જ્યોતિ પૂરતી પ્રતિભાનું–genius or imaginationનું–ખાસ મહત્ત્વ છે. કવિ પણ ગમે તે વખતે કવિતા કરી શકતો નથી, પણ એને જ્યારે "પ્રેરણા" આવે ત્યારે જ એને એના વિષય પર નવી જ્યોતિ પડે છે અને તે વડે એ પોતાના ભાવની તીવ્રતાથી કવિતા કરે છે. એ રીતે જોતાં સામાન્ય કવિથી જે મહાત્મા ઘણો ચઢિયાતો અને અષો છે તેવા પેગમ્બરને યા સઓશ્યન્તને પરમાત્મા તરફથી પ્રેરણા મળે છે, અને તે વડે જે ખાસ જ્યોતિ આ સંસાર ઉકેલવાની તથા તેને તરીપાર કરી જવાની તેને પ્રાપ્ત થાય છે, તેની મારફતે તે સમસ્ત માણુસજાતને ખુદાઈ પેગામ આપે છે. એવી ખુદા તરફથી મળેલી પવિત્ર માંથ્રવાણી માટે

માણસજાતને ઘણી પૂજ્યતા હોય જ, અને તેથી એ પવિત્ર વાણીને તે સ્મરણમાં ગોખીને તેમજ ગ્રંથમાં ઉતારીને સાચવી શકે છે. ગમે તેટલી બીજી માનવભાષાઓ હસ્તીમાં આવ્યા છતાં એવી પેગમ્બરને મોંઢેથી નીકળેલી માંથ્રવાણી પ્રત્યેની પૂજ્યતા, મમતા કે આદરણીયતા માણસજાતમાં કમી થતી નથી. પોતાના પેગમ્બરને જે સ્વરો ને શબ્દો દ્વારા ખુદા તરફથી પેગામ મળેલો તેની તરફ તેને અચૂક શ્રદ્ધા હોવી જ જોઇએ. જો શબ્દબ્રહ્મમાંથી યા અહુરાના મૂળ વિચાર ને નાદમાંથી આ સર્વ સૃષ્ટિ પેદા થઈ તો તે પેદા કરનારની સાથે પોતાનો યોગ સાધવા યાને આ સંસારમાંથી મુક્તિ મેળવી પાછા તે અહુરાની સાથે મળવા માટે એ શબ્દ અને એ સ્વરના તારનો સંબંધ રાખ્યાથી જ બની શકે, એવી શુભ માન્યતા માણસજાત રાખે તે સ્વાભાવિક છે. આં માટે હાલ તો આટલું જ બસ છે. આ વિષય ઊંડી વિચારણા માગી લે છે, એટલે એ પર બીજો સ્વતંત્ર લેખ લખવાની જરૂર છે.

## માંથ્રવાણીના મૂળની "ગાથા"માં આપેલી સમજ

હવે આ વિષયના સંબંધમાં પ્રસ્તાવના રૂપે ઉપર પ્રમાણે વિચારી રહ્યા પછી આપણે માંથ્રવાણીનું મૂળ "ગાથા"માં આપણા પેગમ્બર સાહેબે કેવી રીતે સમજાવેલું છે, તે જોઇએ. શ્રી. જરથુશ્ત્ર સાહેબની "ગાથા"માં આત્મવિદ્યા સંબંધી ભરપૂર જ્ઞાન ભરેલું છે, અને આ સંસારસાગરમાંથી તરી જઇને મુક્તિ પામવાનો સીધો અને સચોટ પંથ દર્શાવેલો છે. એ મુક્તિ પ્રાપ્ત કરવા માટે "ગાથા"માં હઠયોગની મુશ્કેલ અને ભયભરેલ ક્રિયાઓ બતાવી નથી. પણ માણસે સંપૂર્ણ સંયમ જાળવીને મન વચન કર્મની શુદ્ધિ કેળવી "અષોઇ" કેમ મેળવાય, અને એ અષોઇથી જ આખરે મુક્તિ કેમ પામી શકાય, તે બધું તેમાં દેખાડેલું છે. એથી જ એ ખરી માંથ્રવાણી છે, અને તેમાંના પેગામ ખુદ અહુરા મઝ્દા તરફથી જ મળેલા છે તેની પ્રતીતિ થાય છે.

"અહુનવઇતિ ગાથા" ઉપરથી જણાય છે કે માંથ્રવાણીનો પ્રથમ માંથ્ર-મંત્ર-તે આપણા "અહુનવઇર્ય" એટલે "યથા અહૂ વઇર્યો"નો પવિત્ર કલામ છે, અને એ જ ખરેખરો માંથ્ર સ્પેન્ત"–Holy Word–છે. "પવિત્ર શબ્દ" કાંઈ સાધારણ માણસ કે ગમે તેવા મોટા વિદ્વાન દ્વારા પણ ઊતરતો નથી, પણ આખી મનુષ્યજાતિમાં જે નર લખલખ અષો થયેલો હોય, અને જેનો આત્મા આ દુનિયાના ખાકી શરીરમાં પણ પોતાની શુદ્ધિ ને પવિત્રતા પૂરેપૂરી જાળવી રહેલો હોય, અને જેના પર અહુરા-મઝ્દાની ખાસ મહેર ઊતરેલી હોય, એવા જ નરની મારફતે તે "શબ્દ"–તે માંથ્ર–આ દુનિયાની કોઇક ભાષામાં ઊતરે છે. "ગાથા"ના ૨૯ મા હા. ના પહેલા જ શ્લોકમાં પૃથ્વીનો આત્મા મઝ્દા-અહુરા આગળ ફરિયાદ કરે છે કે "હું અનેક રીતના વિકારો અને દુષ્ટતાથી જકડાઈ ગઈ છું, અને તમારા વગર હવે એ દુઃખમાંથી છૂટવાનો મને કોઇ આધાર નથી! તેથી કોઇ દૈવી ઉદ્‌બોધક–Enlightener–મારફતે મને ઉપદેશ ને શાસન આપો!" એમાં છેલ્લી લીટીમાં ખાસ "વૉહૂ વાસ્ત્યા" શબ્દો વપરા-યેલા છે, તે નોંધવા જેવા છે. સામાન્ય જ્ઞાની માણસનો ઉપદેશ પૃથ્વી નથી માગતી, પણ ખાસ "વૉહૂ વાસ્ત્યા" એટલે દૈવી–ખુદાઈ નૂર પામેલો–રતુ યા પેગમ્બરની તે આરઝુ કરે છે. "વૉહૂ" એટલે વસુ. આ "વસુ"નો એક અર્થ good–ભલો–પણ થાય છે, પણ અહીં આ વાક્યમાં તો તેનો ખાસ અર્થ "દૈવી–

–divine–" થાય છે. અતિ પ્રાચીન આર્યભાષામાં એ "વસુ"નો અર્થ "દૈવી" રૂપે જ કુદરતની મહાશક્તિઓને માટે જ વપરાતો હતો. અહીં પણ પૃથ્વી કોઈ સામાન્ય કે ઊંચી મનશક્તિઓ ધરાવતો પુરુષ નહીં, પણ કોઈ ઉચ્ચ "દૈવી" શક્તિઓ ધરાવતા પુરુષને પોતાનો ઉદ્ધાર કરવા માગે છે, કેમકે આ દુનિયાની ઊંડી દુષ્ટતાને કોઈ સાધારણ શક્તિવાળો માણસ પહોંચી વળી શકે નહીં. એટલે ઉદ્ધાર કરનારો અને મોક્ષ અપાવનારો માણસ તો કોઈ નરોત્તમ–Superman–જ જોઈએ. એવા માણસનો આત્મા તો દિવ્ય શક્તિ સાધેલો અને પ્રભુની ખાસ મહેર પામેલો જ હોઈ શકે.

હવે એ પૃથ્વીના આત્માની ફરિયાદ સાંભળીને અહુરમજ્દા પોતાના જમણા હાથ જેવા અષ વહિશ્તને પૂછે છે કે "એવો કોઈ "દૈવી" શક્તિવાળો નર આ પૃથ્વીનો ઉદ્ધાર કરે તેવો તારા ધ્યાનમાં છે કે?" પણ અષ ઉત્તર આપે છે કે "એવો કોઈ તો મારી નજરમાં હમણાં દેખાતો નથી, માટે તમે જ એવો નર બતાવો ને આપો!" ત્યારે હા. ૨૯ના સાતમા શ્લોકમાં અહુરમજ્દા પૃથ્વીના લોકોને ખુદાઈ પંથે રાખવા જે મૂળ શબ્દ–માંથ્ર–કેવી રીતે પૃથ્વી પર ઊતરેલો તે કહે છે, કેમકે એ "માંથ્ર"માં એ "શબ્દ" ને, એ શાસનને ઝીલવા કેવો "દૈવી" નર જોઈએ તેની વ્યાખ્યા આપેલી છે. એ "માંથ્ર" તે "અહુનવઈર્ય" તે આપણે ઉપર નોંધી આવ્યા છીએ.

હવે અહીં એ "માંથ્ર" અહુરાએ દુનિયાના લોકને કઈ વિધિથી આપ્યો તે પેગમ્બર સાહેબ ઉપલા હા. ૨૯–૭ માં બહુ ખૂબીથી જણાવે છે. એ શ્લોકની વાણીનો અર્થ આજ સુધી કોઈ પણ અનુવાદક પૂરેપૂરો સમજ્યો નથી, અને તેથી જ આપણી પવિત્ર "ગાથા"માંની મર્મવાણી હજી સુધી અનેક તરજુમાઓ છતાં અણ–ઉકેલેલી જ રહી હતી. અહીં નીચે એ શ્લોકને ઉતારી તેના શબ્દે શબ્દને તોલી, તેનો અર્થ કરીને પછી એ આખા શ્લોકનો ખરો અર્થ જે ચમત્કારી છે તે મેળવીએ, અને પૂરેપૂરી સમજ પણ તેમાંથી ગોતી કાઢીએ.

હા. ૨૯–૭

તēમ આઝૂતોઇશ્ અહુરો માંથ્રēમ તષત્ અષા હજઓષો,
મઝ્દાઓ ગવોઇ ક્ષ્વીદēમ–ચા, હ્વો ઉરુષ્એઇબ્યો સ્પēન્તો સાસ્ન્યા:
કસ્તē વōહૂ મનઙ્હા યē–ઇ દાયાત્ આવા મરēતએઇબ્યો?

એ જ શ્લોકને વૈદિક સંસ્કૃતમાં હું નીચે પ્રમાણે ઉતારું છું:

तम् आंहुतेः असुरो मंत्रम् तक्षत् अर्पा सजोर्षः ।
मेधा गर्वे क्ष्विदम् च स्वो उरुप्येभ्यः श्विन्तः शास्न्यां ।
कस्ते वसु मनसा यः ईं दायात् अत्रा मर्तेभ्यः ॥

એ મંત્રના શબ્દેશબ્દના અર્થ, તેનું વ્યાકરણ અને તેને લગતી ટીકા મેં જેમ મારા "ગાથા"ના ગ્રંથમાં આપ્યાં છે, તેમજ અહીં નીચે ઉતારી લઉં

છુ. આ પરથી વાંચકો અને અભ્યાસીઓ જોઈ પણ શકશે કે બીજા તરજુમો કરનારાથી હું કયાં, કેવી રીતે અને શા માટે જુદો પડું છુ. આ ભાષા ઋગ્વેદની જ પણ તેનાથી જુની છે. માત્ર સંસ્કૃતમા લખેલા અક્ષરો પર ઉપર યા નીચે સ્વરભારનાં ચિહ્નો છે, તેની સમજ એ છે કે જે અક્ષર પર કશુ ચિહ્ન નથી તે ઉદાત્ત એટલે ઊંચો-acute-સ્વરભાર (accent) વાળો છે, જે અક્ષરની ઉપર ઊભો કાપો છે, તે સ્વરિત એટલે circumflex-સ્વરભારનો છે, અને જે અક્ષરની નીચે આડો કાપો છે, તે અનુદાત્ત એટલે નીચો-grave એટલે સ્વરભાર વગરનો છે, એમ સમજવુ. સ્વરિત પછીનો અક્ષર હંમેશ અનુદાત્ત રહે છે. આ સ્વરભારના ચિહ્નો પ્રમાણે શબ્દોના ઉચ્ચાર થાય છે, અને ગાથાની ભાષા જે પ્રમાણે અવેસ્તા લિપિમા લખાતી આવી છે, તે પ્રમાણે તે માત્ર **ઉચ્ચારની** ભાષા છે. બન્ને રૂપોને સરખાવી જોતા એ તફાવત કોઇ પણ અભ્યાસી પારખી શકશે

## આ હા. ૨૯-૭ મા શ્લોકનો ભાવાર્થ અને તેની સમજ

ઉપર પ્રમાણે શબ્દેશબ્દના અર્થ અને વ્યાકરણ નક્કી કર્યા પછી હવે આપણે એ શ્લોકનો સમગ્ર ભાવાર્થ કરીએ·

"પેલો સ્વાર્પણનો મંત્ર અહુરાએ અષની સાથે સહકાર સાધીને રચેલો છે, અને તેનો અદ્‌ભુત નાદ મજ્દાએ પૃથ્વીને માટે ફૂંક્યો, અને સ્પેન્તામન્યુએ પોતે (પૃથ્વીના) રક્ષણ માટે શાસન દ્વારા ઉતાર્યો છે, એવો કોણ છે જે સાત્વિક મનથી (એ પૃથ્વીના) મર્ત્યજનોને એ બધી મહેર બક્ષે?"

અહીં માણસજાતને આ પૃથ્વી પરની પોતાની જિંદગી કેમ જોગવવી તેનુ ફરમાન સર્વોચ્ચન્ત યા પેગમ્બરની વાણી મારફતે પરમાત્મા કેવી રીતે આપે છે, તેનો ભેદ ખુલ્લો કીધેલો છે.

આ શ્લોકમાના શબ્દેશબ્દના અર્થ વગેરે માટે આ ગ્રથમના પાના ૨૨૯ થી ૨૨૯ સુધીના વાચી જવા. એમાથી બધો ખુલાસો મળી જશે.

આ બધું સમજ્યા પછી "માથ્રવાણી" ખુદ અહુરા તરફથી જ મળેલી આપણે જોઇએ છીએ અને જે મહાન પેગમ્બર સાહેબની પવિત્ર વાણી મારફતે એ સત્પથની દોરવણી મળી છે, તે પાક વાણીને છોડી કોઇ સામાન્ય વાણી મારફતે આપણે અહુરા-મજ્દાનો યોગ કદી સાધી શકીશુ? એ વાણીમા પેગમ્બર સાહેબનો અષો આત્મા હજી પ્રકાશિત રહ્યો છે, અને એ જ આપણા બહેનોને ને ભાઇઓને પાછો પ્રકાશ આપી સૌને સત્પથે દોરવી તેમના જીવનોને ધન્ય કરે, એવી તે સાહેબના આ નમ્ર સેવકની મુરાદ ને દુઆ છે! આમીન!



## "ગાથા"મા અષોઇની વ્યાખ્યા *

### "અષોઇ" એટલે અહિંસા અને અદ્વેષ.

મહાત્મા ગાધીજી ત્રીશ વર્ષની વાત પર આફ્રિકાથી સ્વદેશ પાછા ફરીને હિંદુસ્તાનમા જ પોતાનો વસવાટ કરવા આવ્યા, ત્યારે એમના અહિંસાના અને અસહકારના સિદ્ધાતોની ચળવળ અહી ચાલવા માડી અને એ સિદ્ધાતોના વ્યવહારૂપણા માટે અનેક દેશનાયકોએ અને લેખકોએ સારી માઠી ટીકા કરવાની શરૂ કીધી, તે કોઇક રૂપે આજ સુધી ચાલુ રહી છે રાજદ્વારી વિષયમા અહિંસાનો સિદ્ધાત કેટલે અશે સફળ થઇ શકે તે માટે એની તરફેણમા તેમજ એના વિરોધમા પુષ્કળ લખાયુ ને બોલાયુ છે આજે આપણા દેશમા હિંદુ-મુસ્લિમ મતભેદોએ હિંસાનુ ખરાબ સ્વરૂપ ધારણ કીધા હોવા છતા એટલુ તો કબૂલવુ જ પડશે કે આ દેશના અગ્રેજ રાજકર્તાઓને અહીથી શાતિથી રૂખસદ આપવામા અહિંસાએ કઇ નાનોસૂનો ભાગ ભજવ્યો નથી અનેક નાના મોટા ધર્મો પાળનારી તેમજ જુદા જુદા આચારવિચાર ધરાવનારી પચરગી પ્રજા પાસેથી અગ્રેજ રાજકર્તાઓએ એક સદીથી હથિયારો છોડાવી દીધા હતા, અને લાબા કાળની ગુલામી દશાએ પ્રજામાથી લડાયક જુસ્સો દબાવી દઇને તેને મોટે ભાગે નાચાર બનાવી હતી એવી દશામા, બીજા દેશોમાં ઘડી ઘડી થતા વિપ્લવો -revolution-અને ખૂનામરકીના બનાવો આ દેશની હથિયાર વગરની પ્રજામા અજમાવવા જતા તેનુ એક જ પરિણામ પ્રજાની હારમા અને નિરાશામા જ આવે હથિયાર વગરની પ્રજાનુ બળ તો તેના હૃદયમાથી જ ઉદ્ભવી શકે, એ સત્ય મહાત્મા ગાધીજીએ પોતાની ઊડી વિચારશક્તિથી અને મર્યાદિત સજોગોમા પોતે અજમાવેલા એ ઉપાયની ફતેહથી મેળવી લીધુ હતું, તે સત્ય એમણે પ્રયોગરૂપે હિંદુસ્તાનમા પણ અજમાવવા માડ્યુ, અને એવા પ્રયોગોમા હિંસાએ પોતાનુ ઉગ્ર સ્વરૂપ નિર્બળ અને શિસ્તહીણુ પ્રજામા ધારણ કર્યું, છતા અહિંસાના મૂળ સિદ્ધાત પરથી એમની શ્રદ્ધા કદી પણ ડગી નથી, અને હજી પણ અનેક નિરાશાઓમા તે સતેજ રહી છે

### ઇન્સાન હેવાન કેમ બને છે?

માનવજાત આપણને ગમે તેટલી સુધરેલી અને જ્ઞાનવાળી લાગે છતા માણસ હજી પણ પ્રાણી છે, અને એના દેહમા રહેલા ક્રોધ, અહતા સત્તાભાવ, સ્વાર્થ વગેરે વિકારોને લીધે તે સામાન્ય રીતે પૂરો અહિંસક બની ફરેસ્તાઇ માણસ બનતો નથી ચોક્કસ હદ સુધી એ થોડી ઘણી શિસ્ત રાખીને પોતાના મિજાજ પર કાબુ રાખી શકે છે, પણ સામી બાજુએથી હિંસાના જોરભેર માર સામે એનો એ કાબુ અચાનક તૂટી જાય છે, અને પછી એ ઇન્સાનનો તુરત હેવાન થઈ જાય છે નાના વર્તુલમા થોડા જ્ઞાની ને શિસ્તધારી માણસો પોતાના મિજાજ પર સયમ રાખી છેવટ સુધી અહિંસક રહીને પોતાના જાનની કુરબાની આપી શકે, અને પોતાના શુદ્ધ દિવ્યાત્માની સાક્ષી આપીને અહિંસાના ઉચ્ચ સિદ્ધાતનુ સત્ય નિરૂપી શકે, પણ સામાન્ય અજ્ઞાન કે અર્ધજ્ઞાની માણસોના મોટા સમૂહ માટે આ પાપી, સ્વાર્થી અને દ્વેષી દુનિયામા તો એવી પણ અહિંસાની આશા રાખવી ફોગટની છે મુખ્ય વાત તો એ છે કે અહિંસા એ

---

* "કયસરે હિંદ" ના મને ૧૯૪૭ ના જ્યુબિલી અંકમાથી

આ પૃથ્વી પરનાં માણસોને ધર્મમાર્ગે જઈ પ્રભુમય થવાનું પહેલું પગથિયું નથી, પણ છેક છેલ્લું પગથિયું છે. માણસની જિંદગીને નેક રાહે દોરવવા માટે અનેક રીતની શિસ્ત પાળવાની છે, આ દુનિયામાં પળેપળ સામે આવતા મોહમાયાના ભારે ડુંગરા એને વિતાવવાના છે, અને અનેક સુખદુઃખના કડવામીઠા અનુભવોમાંથી પસાર થઈને, પોતાની વિકારી ને ઊંધું જોતી આંખને નિર્મળ અને ઠરેલ કરીને પોતાના તમામ વિકારો પર કાબૂ મેળવીને પછી જ જ્યારે તેને સમદષ્ટિ અને નિર્મળ સ્નેહની ઝાંખી થાય છે ત્યારે જ તે અહિંસાના કઠણ માર્ગ પર ચઢી શકે છે, અને પૂર્ણ અહિંસક બનીને તે મુક્તિનો અધિકારી બની શકે છે. મહાત્મા ગાંધીજીનો આ અહિંસાનો સિદ્ધાંત તદ્દન સાચો છે, અને પૂરેપૂરો ધાર્મિક છે, પણ સામાન્ય સમૂહ કે મોટી પચરંગી પ્રજા માટે તો એ આદર્શ રૂપ જ—ideal—રહેવાનો. માનવતા તો પશુતામાં ઘડી ઘડી મરી પડવાની જ, અંતે એવાં સ્ખલનની આશા તો સૌએ રાખવાની જ રહી.

## દરેક ધર્મમાં મોખરે રહેલી અહિંસાની ઉચ્ચ ભાવના

અહિંસાની ઉચ્ચ ભાવના તો દરેક ધર્મમાં મોખરે રહેલી છે. જૈન અને બૌદ્ધ ધર્મોમાં તો એની પર ઘણો જ ભાર મૂકેલો છે, અને હિંદુ શાસ્ત્રોમાં, યહુદી, ખ્રિસ્તિ અને મુસ્લિમ ધર્મગ્રંથોમાં પણ અહિંસાનો મહિમા ગાયેલો છે. કોઈ પણ ધર્મ હિંસાની હિમાયત કદી કરી શકે નહીં. ધર્મના સિદ્ધાંતોમાં સાત્ત્વિકતા—purity—અને બંધુતા તો પાયા રૂપે જ હોય છે. જે આખી માનવજાત પરમાત્મા પ્રભુનાં બાળકો જેવી જ છે તે માનવજાત પોતપોતામાં લડીવઢી એકમેકનાં ભાઈભાંડુનાં ખૂન કરે તે દયાળુ પ્રભુ કેમ સ્વીકારે ને સાંખી શકે? અને ધર્મ કે જે આખી સૃષ્ટિના પિતા પાસે જઈને પૂર્ણ આનંદ મેળવવા માટેનો સન્માર્ગ બતાવે, તે જ શું એવી હિંસાની હિમાયત કરે? કદી નહીં. દુનિયાના બધા ઝઘડા સ્વાર્થથી અને સત્તાલોભથી ઊભા થાય છે, અને એમાં માનવતાની પેલી મૂળ પશુતા જ ઊભરી નીકળે છે. એ પશુતાને ધીરે ધીરે દાબતા જઈને માનવતાને તેના શુદ્ધ રૂપમાં વિકસાવીને આખરે દિવ્યતા તરફ લઈ જવાની દોરવણી આ દુનિયામાં વખતોવખત જન્મ લેતા મહાત્માઓ, ઋષિ–મુનિઓ, પેગમ્બરો અને મહાકવિઓ મૂળથી જ કરતા આવ્યા છે, અને હજી કર્યા જ કરશે. માણસની પાસે એ અહિંસાની ભાવના અને તેની સાધનાની સાચી દોરવણી એવા મહાત્માઓએ તો હંમેશ કર્યા કરવાની જ રહી. માણસ ચાહે તેટલી દોલત મેળવે કે સત્તા પામે, પણ એ દોલત કે સત્તા તેને વધુ લોભી બનાવીને આખરે ખાડામાં ધકેલી દે છે, અને જે સુખની આશામાં તે એ વસ્તુઓ પાછળ દોડતો હતો તે આશા તો આખરે ભંગ થઈ તેની જિંદગીને અસ્તવ્યસ્ત કરી દે છે. ખરા સુખનો માર્ગ તો એ અહિંસાનો જ છે, તે એ ઠોકર ખાતો માણસ સમજી શકશે.

## જરથોસ્તી ધર્મમાં અહિંસાનો મહિમા

અહિંસાને માટેની આટલી ભૂમિકા બાંધ્યા પછી હવે આપણે આપણા પોતાના જરથોસ્તી ધર્મમાં પણ એનો મહિમા ગવાયો છે કે નહીં તે જોઈએ. હું જ્યારે "જરથોસ્તી ધર્મ" કહું છું ત્યારે આપણા મહાન પેગમ્બર સાહેબ અષો જરથુસ્ત્રે પોતાની "ગાથાવાણી"માં દર્શાવેલી પરમાત્મા અહુરાના નિર્મળ

પેગામવાળી "દએના" યાને ધર્માદેશની વાત કરું છું. આપણા ધર્મને લગતાં કેટલાંક પુસ્તકોમાં તેમજ આપણા પારસી તેમજ યુરોપીય સ્કોલરોના લેખોમાં ને ભાષણોમાં હું જ્યારે એવું વાંચું કે સાંભળું છું કે "જરથોસ્તી ધર્મ તો લડાયક–militant–છે, બૂરા માણસોનો સંહાર કરવાનું ફરમાન આપે છે, વગેરે," ત્યારે હું અફસોસ કરું છું કે એ વહાલા ને પૂજ્ય પેગમ્બર સાહેબની દિવ્ય વાણીના ગેરસમજથી કેવા ઊંધા ને ખોટા અર્થો થાય છે, અને તેથી એ પવિત્ર મહાત્માને કેટલો અન્યાય થાય છે! આ પૃથ્વી પરની આપણી જિંદગીમાં અનેક યુદ્ધો રમવાનાં છે એ તદ્દન ખરું છે, પણ એ યુદ્ધ શારીરિક એટલે એકમેકનો સંહાર કરવા માટેનું નહીં, પણ આપણા માર્ગમાં ઊભા થતા આપણા પોતાના દેહના વિકારો–કામ, ક્રોધ, મદ, લોભ, મોહ અને મત્સર–તેમજ સ્વાર્થ, સત્તા ને દોલત મેળવવા માટેના પ્રપંચો, એ સૌની સાથે યુદ્ધ રમવાનું છે. એ બધા પ્રકૃતિના વિકારો પર જીત મેળવીને ઇંદ્રિયજિત થવાનું છે. આપણા માર્ગમાં આડે આવતાં લાગતાં આપણાં પોતાનાં જ ભાઇભાંડુ સાથે આપણો સ્વાર્થ સાધવા લડી તેને મારી નાખવાનો ને એ રીતે આપણો માર્ગ સાફ થશે એમ સમજવાનો આપણો અધિકાર નથી. અહુરાએ આપણને આપેલી જિંદગી જેટલી આપણે માટે વહાલી ને મોંઘી છે, તેટલી જ આપણે જેને આપણા શત્રુ કે વિરોધી ગણીએ તેની જિંદગી પણ મોંઘી છે. આ આખી દુનિયા મૂળ એક વસ્તુમાંથી વિસ્તાર પામી છે તો તેમાં આપણું પોતાનું શું ને બીજાનું શું, એવા ભેદ પાડવાનો આપણને અધિકાર નથી. "જીવો અને બીજાને જીવવા દો" એ જ સાચો સિદ્ધાંત છે. એ બધું છે તો જ વિશ્વ છે, અને તો જ તેમાંના એક ભાગ તરીકે આપણે છીએ. આપણો હાથ કે આપણો પગ કે આપણું બીજું કોઇ અંગ કાપી નાખીએ તો આપણે જ પાંગળા થઇએ છીએ, એ સાચી સમજ માણસમાં આવે ત્યારે જ તે બીજાની જિંદગી આપણી જિંદગી જેટલી મોંઘી ને કામની છે એટલું જ નહીં, પણ તે બીજી જિંદગીને કાઢી નાખતાં આપણી જ જિંદગીમાં ખોટ પડે છે, તેનો સાચો ખ્યાલ તે પામે. એ સમજ વગર જ દુનિયાના આ બધા ઝઘડા ઊઠે છે અને અનેક રીતે આપણું આખી માનવજાતનું ભલું પાછળ પડે છે. છેલ્લા મોટા વિશ્વયુદ્ધ પછી આખી દુનિયાનો કેવો બૂરો હાલ થયો છે, તે તો આપણે નજર સામે જોઇએ છીએ. આજે પશ્ચિમની દુનિયામાં વિજ્ઞાન–Science–જેમ વધતું જાય છે, તેમ આપણા ખરા સુખના માર્ગ કરતાં આપણા વિનાશના માર્ગો વધુ શોધાય છે. માટે જ વિજ્ઞાનના વધારા સાથે દુનિયામાં ખરી ધર્મબુદ્ધિના વધારાની પણ ઘણી જરૂર છે, કેમકે બચ્ચાંના કે વાંદરાના હાથમાં મુકાયેલી તરવારના જેવું કાર્ય એ વિજ્ઞાન કરે છે. આજે તો સત્તા મેળવી બીજા બધાને હરાવીને યા મારી નાખીને માત્ર પોતાનો સ્વાર્થ સાધવા અને તે રીતે પોતાનું માની લીધેલું સુખ મેળવવા બધા જાય છે, પણ ખરા સુખનો એ માર્ગ જ નથી, તે પ્રાચીન કાળથી બધા ધર્માત્માઓ અજ્ઞાન માનવજાતને બતાવતા આવ્યા છે. ખરા સુખનો માર્ગ તો અહિંસામાં, સ્વાર્થત્યાગમાં અને સ્નેહ ને બંધુત્વમાં જ છે.

## હજારો વર્ષથી મળેલું દિવ્ય ગુણોનું જ્ઞાન

આ અહિંસા, આ સ્વાર્થત્યાગ, સ્નેહ જેવા દિવ્ય ગુણોનું જ્ઞાન માનવજાતને પોતાના મહાત્માઓ, શોષ્યન્તો–enlighteners–યાને ઉદ્બોધકો મારફતે હજારો વર્ષથી મળેલું છે. લગભગ સાડાઆઠ હજાર વર્ષ પર લખાયેલી આર્યોના પહેલા પેગમ્બર

અષો જરથુસ્ત્ર સાહેબની પવિત્ર "ગાથાવાણી"માં આ ત્રણે દિવ્ય ગુણો માટે ભાર મૂકીને કહેવામાં આવેલું છે. સૌ જરથોશ્તીઓ જાણે છે તેમ જરથોસ્તી ધર્મનો પાયો અષોઇ ઉપર, એટલે પવિત્રતા પર, સદાચાર પર નખાયેલો છે. પવિત્ર ગાથાવાણીમાં તો 'અષ વહિસ્ત' એટલે "અર્દીબહેસ્ત અમેશાસ્પંદ" અહુરના જમણા હાથ જેવા છે. "ગાથામાં માંથ્રવાણીનું મૂળ" નામના લેખમાં મેં બતાવ્યું છે તેમ આપણી પૃથ્વી પરની તમામ પેદાશને પેગમ્બરો મારફતે જીવન જોગવવાનો જે પવિત્ર પેગામ મળે છે, તે પેગામની મૂળ રચના અહુર પોતે અષ વહિસ્તની સાથે મળીને કરે છે, અને પછી તેનો નાદ મઝ્દા આ પૃથ્વી તરફ ફૂંકે છે, તેને સ્પેન્તામન્યુ ઝીલી લઇને તેને શાસન-command-રૂપે પેગમ્બરને પ્રેરણા આપીને તેની પવિત્ર વાણીમાં આ દુનિયાના લોકને તે પહોંચાડે છે. આખી "ગાથા"માં આ "અષ"નો અને તેની અષોઇનો મહિમા ઘડીઘડી ગવાયો છે. "ગાથા"માં તો અહુર ને મઝ્દા પછી તુરત જ અષનું સ્થાન આવે છે, અને તે પછી વૉહૂમનો (બહમન), ક્ષથ્રવૈર્ય (શહેરેવર), આરમઇતિ (સ્પંદારમદ) હઉર્વતાત્ (ખોરદાદ) અને અમૃતાત્ (અમરદાદ), એમ અનુક્રમે આવે છે. બહુ આશ્ચર્યકારક રીતે શ્રી જરથુસ્ત સાહેબ પછી કંઇક સદીઓ બાદ "હપ્તહાઇતિ યસ્ત" લખાઇ, તેમાં અહુરમઝ્દા પછી અષ વહિસ્તને બદલે વૉહૂમનોને બીજું સ્થાન "અવેસ્તા"માં અપાયું છે, અને પછી અષવહિસ્તને ત્રીજું સ્થાન આપવામાં આવેલું છે! આ ફેરફારને માટેનાં કારણો હવે પછીના "અવેસ્તા" માટેના સારા કોઇક લેખમાં હું સવિસ્તર આપીશ. અત્યારે મારે તો એટલું જ કહેવાનું છે કે પેગમ્બર સાહેબની ગાથાવાણીમાં તો અહુરમઝ્દા પછી તુરત જ આવતું મહત્ત્વનું સ્થાન "અષ"નું એટલે અર્દીબહેસ્ત અમેશાસ્પંદનું જ છે.

"ગાથા"ના હા. ૨૯ ના પહેલા શ્લોકમાં પેગમ્બર સાહેબ જણાવે છે કે પૃથ્વીના આત્માએ અહુર મઝ્દા પાસે જઇને પોતાનાં દુઃખોને માટે ફરિયાદ કીધી કે દુનિયામાં અનેક જાતની બદી વધી પડી છે અને એ બદીઓમાં તેને જકડી લેવામાં આવી છે; એમાંથી તેનો ઉદ્ધાર કરવાવાળો અહુર મઝ્દા સિવાય બીજો કોઇ નથી, માટે કોઇ દૈવી ઉદ્ધારક મોકલીને તેને-એટલે પૃથ્વીપરનાં લોકોને સન્માર્ગનો બોધ અપાવે. એ પછીના બીજા શ્લોકમાં જણાવ્યું છે કે પૃથ્વીના પેદા કરનારે-મઝ્દાએ-અષને પૂછ્યું કે આ પૃથ્વીને માટે એવો કયો તારો શાસક પેગમ્બર છે, જે એ પૃથ્વી પરની બદીનો નાશ કરીને એ પૃથ્વીને આબાદ અને સન્માર્ગે રાખે, કેમકે એ માટે એ અષને અને બીજા અમેશાસ્પંદોને એ પૃથ્વીને બળ આપનારા અને બોધ દેનારા તરીકે તેમણે નીમેલા છે. પૃથ્વીના લોકોને ખુદાને માર્ગે રાખવા માટે જે કાયદો-Law-કરી આપેલો છે, તે "અષ"નો એટલે "ઋત"નો-અષોઇનો-કાયદો અહુરાએ અષની સાથે મળીને જ રચેલો છે, જે માટે હા. ૨૯-૭ માં ખુલ્લી રીતે જણાવેલું છે.

હવે, મઝ્દાના ઉપલા પ્રશ્નનો ઉત્તર "અષ" આપે છે તે માટેનું ગાથાનું જ મૂળ લખાણ આપણે અહીં આપીને તેનો અર્થ કરી જોઇએ. ઉત્તર માટેના હા. ૨૯ ના ૩ જા શ્લોકની પહેલી લીટી આ રહીઃ

"અહ્માઇ અષા નોઇત્ સર્જા અદ્વએષો ગવોઇ પઇતી-મ્રવત"

આ લીટીને એની મૂળ લખવાની લિપિમા અહી હુ ઉતારી બતાવુ છુ, "ગાથા"ની ભાષા હાલ જેમ બોલાય છે અને અવેસ્તા લિપિમા ઉતારી લેવાયેલી છે, તે મૂળ ભાષાને તેના સ્વરભાર (accents) સાથે આપણા મોબેદો વશપરપરા કંઠસ્થ રાખીને બોલતા આવ્યા હતા, તે માથવાણી જેમ બોલાતી તેમજ લખવામા પછી ઉતારેલી હતી એ ભેદ મેં સેકડો દાખલા દલીલો સાથે આ ગાથાગ્રથમા એક મોટા લેખમા ખુલ્લો કરી બતાવ્યો છે અહીં તો એ મૂળ લખવાની ભાષા જે વૈદિક સસ્કૃત જ હતી તેમા ઉપલી લીટીને હુ ફેરવી બતાવુ છુ

अस्मे अपा नेद् शर्या अद्वेषो गवे प्रति-अवत्॥

ઘણા યુરોપીય તેમજ આપણા પારસી સ્કોલરોએ આ લીટીમાના "અષા" શબ્દને "પઇતી-અવત્" જે ક્રિયાપદ છે તેના કર્તા લેખે પહેલી વિભક્તિ એકવચનમા લીધેલો છે, અને એવી રીતે પ્રથમ વ્યાકરણભગ કરીને એના જે ભાષાતર કરવામા આવેલા છે, તેમા આ લીટીમાના ભાવાર્થનો જે ખરો ભેદ છે, તે જ તેઓ ઉકેલી શક્યા નથી "પઇતી-અવત્" એટલે "પ્રતિ-ઉત્તર આપ્યો" એ ક્રિયાપદનો કર્તા "તે" એટલે "અષ" એ તો અધ્યાહાર-understood or ellipsis છે અહી "અષા" તો ત્રીજી વિભક્તિ-instrumental case-એક વચનમા છે પહેલી વિભક્તિમા તો તે "અષેમ્" થાય છે અહી "અષ" પુરુષ વાચક નામ નથી, પણ ગુણવાચક નામ છે, એટલે એનો અર્થ "અષોઇથી, પવિત્રતાથી, સદાચારથી" એવો જ થઈ શકે આ લીટીમા તો માત્ર ત્રણ શબ્દમા જ પેગમ્બર સાહેબે "અષોઇ"ની વ્યાખ્યા આપી દીધી છે! હવે આપણે એ લીટીનો શુદ્ધ વ્યાકરણથી ખરો અર્થ કરીએ, અને એના શબ્દેશબ્દને ઉકેલીએ

**અહ્માઇ** = अस्मे = એને માટે, એ પ્રશ્નને, ૪/૧

**અષા** = अपा = અષોઇથી, ૩/૧

**નોઇત મરૅજા** = नेद् शर्या = અણુપીડાકર, અહિંસક, કોઇને પીડા કે દુ ખ આપે નહી એવી ૩/૧ એ "અષા"નુ વિશેષણ છે

**અદ્વએષો** = अद्वेषो = દ્વેષ વગર without spite or malice વેદમા આ શબ્દ એવી જ રીતે અવિકારી અવ્યય-indeclinable adverb-તરીકે વપરાયેલો છે

**ગવોઇ** = गवे = પૃથ્વીને માટે, પૃથ્વીને ૪/૧

**પઇતી-અવત** = प्रति-अवत् = (તેણે-અષે) ઉત્તર આપ્યો ધાતુ स्मृ કે = બોલવુ, કહેવુ ક્રિયાપદ' અપૂર્ણભૂતકાળ, પરસ્મૈપદ, ૩/૧

હવે ઉપર પ્રમાણે બધુ છૂટુ છૂટુ સમજ્યા પછી એ આખી લીટીનો અર્થ આપણે અહીં કરીએ —

"એને માટે (એ પ્રશ્નનો) અહિંસક ને અદ્વેષ અષોઇથી (તેણે-અષે) પૃથ્વીને ઉત્તર આપ્યો" એ વાક્યને સ્પષ્ટ ગદ્યમા આપણે ઉતારીએ "તે અષોઇ જે સદા અહિંસક અને અદ્વેષ એટલે કોઇ પણ જાતના દ્વેષ વગરની છે એવી અષોઈથી અષે તે પૃથ્વીને એ પ્રશ્નનો ઉત્તર આપ્યો"

## અષોઇની સ્પષ્ટ વ્યાખ્યા

વાંચકો જોશે કે પેગમ્બર સાહેબે "અષોઇ" શું છે, તેની સ્પષ્ટ વ્યાખ્યા આ લીટીમાં પ્રથમથી જ આપી દીધી છે. અષોઇ તો અષવહિસ્ત – સાહેબનો ગુણ જ છે. વિચારમાં, વાણીમાં કે કર્મમાં કોઇ રીતની પણ હિંસા – violence – આવે તો તે અષોઇ નથી. ગમે તેવી ઉશ્કેરણીનું કારણ મળે પણ પોતાના વિચારમાં, બોલવામાં કે કામ કરવામાં જરા સરખી પણ હિંસા પ્રવેશ પામે નહીં, એવી જ્યારે પૂર્ણ સદાચારભરી મનની સ્થિતિ થાય, ત્યારે જ અષોઇ મેળવેલી કહેવાય. વળી એમાં કોઈ રીતનો કોઇની તરફ પણ દ્વેષ–malice–ઉત્પન્ન થવો જોઇએ નહીં. ગમે તેવા શત્રુ થઇ બેઠેલા તરફ કે ગમે તેવી બુરાઇ કરવાવાળા પ્રત્યે મનમાં સ્નેહ ને દયા જ રહેવાં જોઇએ. એટલે મન કેવળ અદ્વેષ બનવું જોઇએ. આ બન્ને પ્રાપ્ત થાય ત્યારે જ અષોઇ સાધેલી કહેવાય. બરાબર ઊંડા ઊતરીને આપણે મનન કરીએ તો માલૂમ પડશે કે આ અષોઇનો મહા ગુણ પ્રાપ્ત કરવાનું કાંઇ સહેલું કામ નથી. પહેલે તો આપણા સંસાર વ્યવહારમાં અનેક જાતના વિકારો ઉત્પન્ન થવાના પળેપળ એટલા બધા સંજોગો આવે છે કે ઉપલી વ્યાખ્યામાં જણાવ્યા પ્રમાણે મનવચન-કર્મમાં તદ્દન અહિંસક રહેવું અને કોઇ તરફ પણ કોઇ કારણે દ્વેષ રાખવો નહીં, એ બન્ને સ્થિતિ પ્રાપ્ત કરવાનું માણુસ માટે ઘણું જ મુશ્કેલ કાર્ય છે. આપણા પેગમ્બર સાહેબ માણુસના મનની તેમજ આ સંસારની સ્થિતિગતિથી પૂરા વાકેફ હોવાથી જ આ અષોઇનું સ્થાન માણુસની ઉચ્ચતા માટે ઘણું જ ઊંચું રાખેલું છે. અષોઇ પૂરી રીતે મેળવાય ત્યારે જ આત્માનો મોક્ષ થાય.

હવે આપણે જોઇએ કે આ કેવળ અહિંસક અને અદ્વેષ સ્થિતિ મેળવવા માટેના આપણી પવિત્ર 'ગાથા'માં કેવા ઉપાય સૂચવાયેલા છે. માણુસના મનને ભમતું અટકાવવા અને સન્માર્ગે વાળવા માટે અહુરા મઝ્દાની યાને પરમાત્મા પ્રભુની ભક્તિ કરવાની પ્રથમ આવશ્યકતા છે. "ગાથા"ના હા. ૩૨ ના પહેલા શ્લોકમાં પેગમ્બર સાહેબ કહે છે કે આ દુનિયામાંના બધા જ પક્ષોના ને વિચારોના માણુસો પોતાને જ મહા જ્ઞાની સમજે છે, અને દરેક પક્ષ પછી તે અધ્યાત્મ માર્ગી–ખ્વએતુશ–હોય કે સ્વાત્મવિવેકી હોય કે દેવજાતિનો પણ હોય, તે પોતાના મનમાં એમજ ચાહે છે કે તે અહુરા મઝ્દાનો દૂત યાને સંદેશવાહક-messenger–થાય, અને પોતાના સામા પક્ષવાળાને તે દબાવે અને પોતાના જ મતને ખરો માની તે બીજા પાસે કબૂલાવવા માગે. પણ એ જ શ્લોક પછીના બીજા શ્લોકમાં મઝ્દા અહુરા કહે છે કે અમોને તો કોઇ પક્ષ નથી: અમે તો તમારે માટે–તમોને સન્માર્ગે રાખવા માટે–ભલી આરમઇતિને–ભક્તિભાવને–પસંદ કીધી છે; તે અપક્ષપાત અને ન્યાયી છે; તે જ તમારે પ્રથમ સ્વીકારવી. કહેવાનો ભાવાર્થ એ છે કે માણુસને પ્રથમ ભક્તિભાવ જ ઉત્પન્ન થવો જોઇએ. એના મનમાં જ્યારે ખરી ભક્તિ જામે અને પ્રભુ તરફનો ખરો સ્નેહ ઉત્પન્ન થાય, ત્યારે એને પ્રભુને માર્ગે જવાના ઉપાય શોધવાનું સૂઝે.

## સાચી ભક્તિનો ઉદ્ભવ

માણુસમાં જ્યારે સાચી ભક્તિનો ઉદ્ભવ થાય છે, ત્યારે તેને સમજાય છે કે તે આ દુનિયાની મિથ્યા મોહમાયામાં ફસાઇ રહ્યો હતો જે તેને પ્રભુ તરફનો ખરો માર્ગ સૂઝ પડવાં દેતી ન હતી. હા. ૩૦–૫ ની છેલ્લી લીટીમાં જણાવ્યું

છે કે 'યએ-ચા ક્ષનઑષૅન્ અહુરૅમ્ હઇથ્યાઇશ્ ષ્ઑથૅનાઇશ્ ક્રૉરૅન્ મજ્દામ્" એટલે ખચીત જેઓ મજ્દાનો માર્ગ પસદ કરે છે, તેઓ સત્કાર્યો દ્વારા અહુરાને સતોષ આપે છે." એની આગલી લીટીઓમાં કહ્યું છે કે "અશુદ્ધ બુદ્ધિવાળો માર્ગ બૂરી મતિવાળા મન્યુએ પસદ કીધો, અને મહા કલ્યાણકર સ્પેન્તામન્યુએ અષોઇનો શુદ્ધ માર્ગ લીધો." અને એ પછી હા. ૩૦-૬ માં જણાવ્યું છે કે દેવલોકોએ એટલે દેવોની પૂજા કરતી જાતિવાળાઓએ પણ પોતાની વિવેકબુદ્ધિ વાપરી નહીં, કેમકે તેઓ કામદેવની ઠગાઈમા સપડાયેલા હોવાથી તેમની મતિ નિર્બળ થયેલી હતી, અને તેથી તેઓ એ કામદેવથી ઉત્પન્ન થતા હવસમા જ લુબ્ધ બની રહ્યા હતા, અને એમ કીધાથી તેઓએ પોતાની જિંદગીની ધૂળધાણી કીધી." અહી પેગમ્બર સાહેબ ખુલ્લુ કહે છે કે આ બુદ્ધિની મદતા-નબળાઇ -હવસના અતિઘણા સેવનથી આવે છે તેથી માણસે પોતાના વિકાર પર પૂરો કાબૂ-સયમ-રાખવો જોઇએ. એ પછીના આઠમા શ્લોકમા તેઓ કહે છે કે જ્યારે એવો સયમી માણસ દૃઢ હૃદયથી (કએના-with stern-heartedness) આ હવસની પાપવૃત્તિઓની સામે થાય છે, ત્યારે તે સમજે છે કે એ "ક્ષથ્ર" એટલે સયમ તેને એવુ બળ આપવાને માટે જ રાખેલો છે. આરમઇતિ-ભક્તિ-ની સાધના પછી આ સયમની-ક્ષથ્રની સાધના કરવી પડે છે કેમકે એ "ક્ષથ્ર"ને જેમ માણસ-જાતનો વશવેલો વધારવા માટે તેમા કામદેવ મારફતે વીર્ય-બીજ મૂકવા નિયોજેલો છે, તેમ માણસને પોતાના હવસને તથા વિકારોને કાબૂમા રાખવાનુ પણ એ જ ક્ષથ્ર-સયમ-કામ કરે છે.

### વૉહૂમન ક્યારે મેળવી શકાય?

જ્યા સુધી માણસનુ ચલિત મન બધે ભૂમતું સ્થિર થાય નહીં ત્યાં સુધી તેનામા વૉહૂમનો એટલે સાત્ત્વિકતા-pure mindedness-યાને પૂર્ણ શુદ્ધિ અને સમદૃષ્ટિ આવી શકતા નથી. એટલે માણસને પોતાના મન પર પૂરો કાબૂ છૂટી જતા જ માણસ બદીમા અને અનેક જાતની હલકી મજામા પડીને આખરે પોતાની જિંદગીની ધૂળધાણી કરે છે. જ્યારે હવસ છૂટી જાય છે ત્યારે જ માણસમાં ખરા નિર્મળ સ્નેહની જ્યોતિ જાગે છે. દુનિયાના પોતાના બધા ભાઇભાડુને તો શું પણ તમામ પ્રાણીને તે સમદૃષ્ટિથી એકસરખી નજરથી-વધુ ઓછો પક્ષપાત બતાવ્યા વગરની વૃત્તિથી ચાહતા શીખે છે. એ જાતના વિશ્વસ્નેહને universal love ને એ જ હા ૩૦ માના ૯ મા શ્લોકમા "મોઇત્ર્ત્રા"-મૈત્ત્રા કહ્યો છે. પેગમ્બર સાહેબ ત્યા મજ્દાના અને અહુરાના તમામ સહકારીઓને વિનંતિ કરે છે કે "આ મોઇત્ર્ત્રા બરના અષા-ચા" એટલે 'વિશ્વસ્નેહ દ્વારા અને અષોઇ દ્વારા તેને (તે જીવનને) તમે ટકાવી રાખજો!" એ પ્રમાણે પેગમ્બર સાહેબ આપણને પ્રભુમાર્ગના પગથિયા બતાવે છે· પહેલે ભક્તિ, પછી સયમ, પછી સાત્ત્વિકતા જેમાથી વિશ્વસ્નેહ પામી શકાય છે આરમઇતિ, ક્ષથ્ર અને પછી વૉહૂમનો, એમ ત્રણ મુખ્ય પગથિયા બતાવ્યા. એ ત્રણ પગથિયા જ્યારે માણસ ચડે છે, અને તેના આત્માની સમતોલતા ત્યા સુધીની પૂરેપૂરી સાચવે છે, ત્યારે જ ચોથા પગથિયાની સાધના સાધવા તેની તૈયારી થઈ કહેવાય.

આ ચોથું અને છેલ્લુ પગથિયુ તે અષોઇનુ છે. પૂર્ણ અહિંસાનું તથા અદ્વેષનુ. અષોઇની સાધના ઘણી જ કઠણ છે. કરોડો માણસોમા કોઇ જ એ પગથિયે ચઢી શકે છે, મનવચનકર્મની અહિંસા એ તો ભારેમા ભારે મુશ્કેલીથી

સંધાતી વસ્તુ છે. કોઈ પર પણ ગમે તે કારણે પણ સહેજ પણ દ્વેષ ઉત્પન્ન થવો જોઈએ નહીં. હિંદુશાસ્ત્રોમાં તેમજ જૈન અને બૌદ્ધશાસ્ત્રોમાં "અહિંસા પરમો ધર્મઃ" એટલે ઉત્તમમાં ઉત્તમ ધર્મ તે અહિંસાનો–અપોઇનો છે. હવે જ સૌ સમજી શકશે કે આ અહિંસા સાધવાનું સામાન્ય માણસ માટે તો બની શકે તેવું જ નથી. વર્ષોની ભક્તિ, સંયમ, સ્નેહ અને સમદૃષ્ટિથી ધીરે ધીરે કોઈ જ મહાત્મા એ સાધના કરી શકે છે. અહિંસાનું–અપોઇનું ચાર માળનું ઘર બાંધવા માટે પ્રથમ પાયો તો ઊંડી ભક્તિનો નાખવો જોઈએ. ભક્તિ એટલે ધર્મના મંત્રોનો ખડખડાટ નહીં, પણ સાચા દિલના ઉમળકાથી પ્રભુ માટે ઊંડો સ્નેહ અને સ્વાર્પણની ભાવના. એ પાયા પરના ભોંયતળિયાની બાંધણી પછી સંયમનો બીજો માળ બાંધવાની સાધના કરવી પડે છે. સંયમ સાધ્યા પછી જ સાત્ત્વિકતા અને સમદૃષ્ટિનો ત્રીજો માળ બાંધી શકાય છે. એ ત્રીજા માળમાં "વૉહૂમનોનું સ્વર્ગ" આવેલું છે. એ સ્વર્ગ એટલે "મોઈસ્ત્રા"–વિશ્વસ્નેહ. આપણે સૃષ્ટિની તમામ પેદાશને એક જ શુદ્ધ નજરથી અને શુદ્ધ સ્નેહથી જોઈએ ને પૂર્ણ ન્યાયવૃત્તિથી સૌની સાથે વરતીએ, જેમ કરવાનું પેગમ્બર સાહેબ હા. ૩૩–૧ માં કહે છે. આ બધું સધાયા પછી જ "અપોઇ"નો ચોથો ને છેલ્લો માળ ઊંચકી શકાય છે. અપોઇ–અહિંસા ને અદ્વેષની સાધના–તે જ માણસના આત્માની મુક્તિને માટેની છેલ્લી ટોંચ છે. એ તો ઘણી જ મુશ્કેલ સાધના છે, પણ માણસ એ સાધી શકે છે, તે તો ખુદ જરથુશ્ત્ર સાહેબના તેમજ બીજા મહાત્માઓનાં પવિત્ર જીવનથી આપણે જોઈ શકીએ છીએ. આપણા પેગમ્બર સાહેબે પોતાની ગાથામાં આ બધું અનેક રીતે સ્પષ્ટતાથી બતાવેલું છે, અને દુનિયાનાં તમામ લોકોને પોતાના અમૂલ્ય આત્માની મુક્તિ મેળવવાનો માર્ગ બતાવ્યો છે. એ માર્ગ કાંઈ કઠણ હઠયોગની ક્રિયાઓથી નહીં પણ આપણા વિકાર પર ભક્તિની મદદથી સંપૂર્ણ કાબૂ મેળવીને આપણા મનની, વાણીની અને કરણીની શુદ્ધિ કરીને વિશ્વસ્નેહ સંપાદન કરી અપોઇથી મેળવવાનો છે. દૃઢ મનથી ને સંકલ્પથી એ સાધના દરેક માણસ કરી શકે છે, અને પોતાના આત્માની મુક્તિ મેળવી શકે છે.

### ગાથામાં છુપાયલાં અમોલાં સત્યો

આપણા પેગમ્બર સાહેબની "ગાથા"માં કેવાં અમોલાં સત્યો સમાયેલાં છે, અને કેવું તમામ માણસજાતને માટે ઊંડું જ્ઞાન તેમાં દર્શાવેલું છે, તે બધું તો મારા આ ગાથાગ્રંથમાંથી સૌ કોઈ જોઈ–જાણી શકશે. પશ્ચિમની કેળવણીએ પશ્ચિમની બદીઓને પણ આપણે ત્યાં ઘસડી આણી છે, અને આપણાં યુવકોની અને યુવતીઓની જિંદગીને મિથ્યા મોહમાયામાં અને બદીના માર્ગમાં ધકેલી દીધી છે. માણસની ખૂબી તો તેના સંયમમાં અને તેના શુદ્ધ ચારિત્ર્યમાં છે. એ ચારિત્ર્ય શુદ્ધ રાખવા ને જાળવવા અને તેમ કરીને આત્માનું ખરું કલ્યાણ સાધવા જ "ગાથા"નો પવિત્ર અને અતિ પ્રાચીન પેગામ આપણને મળેલો છે. મારાં વહાલાં કોમી બંધુઓ અને બહેનો! હું ઇચ્છું છું કે તમો સાચાં જરથોસ્તી બનો અને આપણા મહાન પેગમ્બરનો ખુદાઈ પેગામ તમારાં મનમાં પચાવીને તેમાં જણાવ્યા પ્રમાણે વર્તીને તમારી જિંદગીને ધન્ય બનાવો! તમે નેક થશો તો ભવિષ્યની જરથોસ્તી ઓલાદ પણ નેક નીવડશે અને દુનિયાની બીજી તમામ કોમોને આદર્શરૂપ થઈ પડશે. જો એવું થાય તો તેનું પુણ્ય કાંઈ તમોને જેવું તેવું નહીં લાગશે! ભલાં થાઓ, સંયમી થાઓ, ભક્તિભર્યાં બનો અને અપોઇ સાધીને તમારા મહાન પિતા પ્રભુ અહુરા પાસે ઉજ્જ્વલ મુખે આનંદભર્યાં ખડાં રહો! આમીન!

---

# અષો જ઼રથુશ્ત્ર પેગમ્બરની ગાથાઓમાં જ્યોતિષનો પાયો

અને

# “ગાથા”ની ધાર્મિક ફિલસૂફી

---

**Astrological Foundation of the Gāθās**

**of the Prophet Zaraθuštra**

**and**

**His Religious Philosophy**

# અષો જરથુશ્ત્ર પેગમ્બરની ગાથાઓમાં જ્યોતિષનો પાયો અને "ગાથા"ની ધાર્મિક ફિલસૂફી*

# Astrological Foundation of the Gāθās of the Prophet Zaraθuštra and His Philosophy

આ ગ્રંથમાંના "અષો જરથુશ્ત્ર પેગમ્બરનો જન્મકાળ" નામના મારા લેખમાં મેં અનેક શહાદતોથી બતાવી આપ્યું છે તેમ અષો જરથુશ્ત્ર પેગમ્બર સાહેબે ચાલુ કીધેલો જરથોસ્તી ધર્મ દુનિયાના હાલમાં ચાલુ રહેલા ધર્મોમાં જૂનામાં જૂનો ધર્મ છે. એમની રચેલી પવિત્ર ગાથાઓમાં એમણે પોતે જ જણાવ્યું છે તેમ એમનો પેગામ એમની પૂર્વે કોઈએ આપ્યો ન હતો—"અગૂસ્તા વચાઓ"—હા. ૩૧—૧— અને એ પેગામ તેમને ખુદ અહુરા—પરમાત્મા—તરફથી (હા. ૩૧-૨) મળ્યો હતો. ઉપર જણાવેલા પેગમ્બર સાહેબના જન્મકાળ ઉપરના લેખમાં સાબિત કીધું છે તેમ અષો જરથુશ્ત્ર આજથી સાડાઆઠ હજાર વર્ષો પર પોતાનો એ પેગામ લાવ્યા હતા, અને તે વેળાની આર્યોની દુનિયામાં એ પેગામ અનેક વિરોધો અને દુઃખો વચ્ચે તેમણે જીવનભર આપ્યો હતો, અને જગતનાં લોકોને ખુશાઇથી અને તેનાથી પરિણમતાં દુઃખોથી બચવા અને પ્રભુના અષોઇના—ઋતના—પંથે જિંદગી ગાળીને આત્માની મુક્તિ મેળવવા અને તેની અમરતા પ્રાપ્ત કરવા તેમણે પોતાની "ગાથાઓ" માં તેમજ વ્યાખ્યાનોમાં દિવ્ય બોધ આપ્યો છે.

પેગમ્બર સાહેબના જન્મ પછીનાં આજ સુધીનાં સાડા આઠ હજારથી વધુ પસાર થયેલાં વર્ષોમાં જરથોસ્તી ધર્મે બાખ્ત્રીઆથી માંડી ઇરાન, હિંદુસ્તાન, બાબિલોન, આસિરિયા, સિરિયા, ગ્રીસ, રોમ, ઇજીપ્ત વગેરે અનેક દેશોમાં પ્રસરી ફાલીફૂલીને ઘણી ચઢતી પડતી જોઈ છે, અને આજે તો આસરે સવાલાખ જરથોસ્તીઓમાં જ તે જીવતો રહેવા પામ્યો છે. જરથોસ્તી ધર્મના ઉમદા સિદ્ધાંતો માટે અનેક પરધર્મીઓએ બહુ માન સાથે ઉલ્લેખો કીધેલા છે, અને આજે હિંદ દેશમાં જરથોશ્તી પારસીઓની ઘણી નાની સંખ્યા હોવા છતાં તેઓ બધી કોમોમાં મોખરે છે, અને આખી દુનિયામાં પોતાનાં સાહસથી, ધર્મભક્તિથી, દેશભક્તિથી, સર્વોપયોગી સખાવતોથી જરથોશ્તી પારસીઓ પોતાની વિશિષ્ટતા તેમજ પોતાનું વ્યક્તિત્વ ઝળકાવી રહ્યા છે.

ગાથા, અવેસ્તા અને હિંદુભાઇઓના ઋગ્વેદ ગ્રંથોના તુલનાત્મક અભ્યાસથી એટલું તો સ્પષ્ટ થાય છે કે એ ગ્રંથોની ભાષાઓમાં તેમજ તેમાંના મંત્રોમાં ને તેમાંની કેટલીક માન્યતાઓમાં ઘણું સામ્ય—સરખાપણું—દેખાય છે. આજથી દસેક હજાર વર્ષો પૂર્વે ઘણી આર્ય ટોળીઓએ પોતાના મૂળ જથામાંથી છૂટી પડીને યુરોપના ખંડ તરફ જઈ ત્યાંના અનેક દેશો વસાવ્યા. તે પછી ઇરાની અને હિંદી આર્યોના પૂર્વજો તો સાથે જ રહેલા, અને ઘણું કરીને એ ભૂમિ હિંદુસ્તાન અને ઇરાનની ઉત્તર—પૂર્વ દિશા તરફની—કાસ્પિયન સમુદ્રથી સોગદો પ્રાંત સુધીમાં આવેલી હતી. જરથોસ્તીઓના દેવલોકોથી જુદા પડતા પંથના નિયમોનું પુસ્તક

---

* આ લેખની સાથે આ ગ્રંથની શરૂઆતમાં "ગાથા પ્રમાણે સૂર્યમંડળનો નકશો" આપવામાં આવ્યો છે, તેને સાથે રાખીને અહીં આપવામાં આવેલા ખુલાસાઓ વાંચતા જવું.

જે હિંદુઓની પ્રખ્યાત "મનુસ્મૃતિ" જેવું છે, તેનું નામ "વંદીદાદ" યાને "વિદએવોદાત્" છે, તેમાં એ આર્યોની મૂળ ભૂમિને "ઐર્યનવ્અએજે" યાને "ઇરાનવેજ" એટલે "આર્યનબીજ" કહેવામાં આવી છે. અને અતિ પ્રાચીન કાળમાં છેક ધ્રુવ પ્રદેશની પાસે વસતા એ આર્યો ધીમે ધીમે ત્યાંથી અતિ ઠંડી અને પાછળથી કેવળ બરફથી છવાઈ ગયેલી પોતાની ભૂમિને છોડીને વધુને વધુ દક્ષિણ તરફ વસતા ગયા હતા તે અનેક દેશોનું વર્ણન એ "વંદીદાદ"ની પહેલી બે "પરગરદો" યાને પ્રકરણોમાં આપેલું છે. જ્યારે અષો જરથુસ્ત્ર સાહેબનો જન્મ કાસ્પિયન સમુદ્રની નજીકમાં આવેલા "રંઘ" અથવા "રએ" નગરમાં થયો ત્યારે આર્ય લોકો તે પ્રદેશમાંથી માંડી બાખ્ત્રીઆ પ્રાંત સુધીમાં દેવ ધર્મ અને મજદા ધર્મ–દેવયસ્ની અને મજ્દાયસ્ની–એવી બે શાખાઓમાં વહેંચાયેલા હતા. તે વેળાએ આકાશ પૃથ્વી, સિતારાઓ વગેરે કુદરતના અનેક પ્રતાપી અંગોની સ્વાભાવિક પૂજા ને આરાધના થતી હતી. અને એ દેવોને યાને કુદરતની દિવ્ય શક્તિઓને તે લોકો પોતાનાં સુખશાંતિ માટે આરાધતા હતા અને તેમની કૃપા યાચતા હતા. ધીમે ધીમે આરાધના અંગે થતા યજ્ઞોમાં પશુઓનો ભોગ અપાતો ગયો, અને ધર્મને નામે હિંસા ચાલુ થઈ, અને ધર્મક્રિયા કરવાવાળાઓ સ્વાર્થી બનીને અનેક અધર્મ ચલાવતા થયા. માનવધર્મ યથાર્થ રીતે પાળવા માટે તો પ્રભુની પ્રેરણા મૂળથી કોઇ માનવ મહાત્મામાં ઊતરતી જ આવેલી છે, કેમકે એ વિના માત્ર સ્થૂળ ઇંદ્રિયોથી થતા જ્ઞાનને આત્મવિદ્યાનું કશું ભાન આવી શકતું નથી. એવા પ્રભુસંદેશ લાવનારા ઋષિઓને તે વેળાના આર્યો સઑષ્યંત–સૌશયન્ત–Enlighteners–કહેતા, અને એ શબ્દ અષો જરથુસ્ત્ર પેગમ્બરની ગાથાના હા. ૩૩–૧૩ માં આવેલો છે. પણ એવા ખાસ પ્રભુસંદેશવાહક મહાત્મા પછીના જમાનાઓમાં માણસો પાછા ધીમે ધીમે વધુ ને વધુ બદીમાં ફસાતા જાય છે, અને જ્યારે અધર્મ ઘણો વધી જાય છે ત્યારે દુનિયામાં માનવજીવનની સમતોલતા લાવવા પ્રભુ પરમાત્મા વળી પાછો પોતાનો કોઈ નવો પેગમ્બર અહીં મોકલે છે. જેમ જેમ દુનિયામાં જ્ઞાનની વૃદ્ધિ થતી જાય છે તેમ તેમ દેશકાળને અનુસરીને કોઇક નવો સંદેશ પ્રભુ તરફથી આવતો જાય છે. એ સંદેશની શબ્દરચનામાં અને એની ખાસ વલણમાં ભલે કંઇ કંઇ ફેર હોય, પણ પરમાત્માએ જે મૂળ નિયમ ઋતનો–અષનો–એટલે અષોઇનો આ દુનિયાની માનવજાતિને સત્યપંથે જવા આદિકાળથી આપેલો તેનો પાયો તો તેનો તે જ એટલે અષોઇનો જ–righteousness નો જ–રહે છે. દુનિયાના બધા મુખ્ય ધર્મોમાં આ પ્રભુના મૂળ શબ્દની–નાદની–Word ની–વાત પહેલેથી જ આવે છે. તેમજ આપણા જરથોસ્તી ધર્મમાં આ શબ્દ તે "અહુન" છે, અને પ્રભુનો મૂળ પેગામ તે "અહુનવઈર્ય"નો કલામ છે. એ કલામમાં ખુદ પેગમ્બર એટલે પ્રભુએ પોતાનો સંદેશો દુનિયાને આપવા જે ખાસ મહામાનવને ચૂંટેલો છે, તે કેવો જોઇએ તેની ટૂંકામાં ટૂંકી વ્યાખ્યા છે. એટલે આ મહામાનવના ઊંચા દૈવી વર્તન પ્રમાણે આ દુનિયાના લોક તે પોતે જોઈ અનુભવીને ભક્તિવાળા, સંયમવાળા, સાત્વિકતાવાળા અને અષોઇવાળા બની પોતાની જિંદગી સફળ કરીને પરમાત્માના ધામમાં પોતાનું મૂળ અમરત્વ મેળવે.

આ દુનિયામાંની હસ્તીનીસ્તી સમજવા માટે વખતો વખત ઘણા જ્ઞાની માણસોએ પોતાના દેશકાળ અને અનુભવ પ્રમાણે અનેક જાતની ફિલસૂફીઓ લોકોની આગળ મૂકી છે. ખુદ આપણા હિંદુભાઇઓના મૂળ મહાગ્રંથ ઋગ્વેદમાંના

અનેક ઋષિકવિઓએ એનાં જુદાં જુદાં મંડળોમાં અને અધ્યાયોમાં પરમાત્મા અને પરમતત્ત્વ માટે ઘણા વિચારો કીધેલા છે, અને દુનિયાના બંધારણ માટે અનેક કલ્પનાઓ કીધેલી છે. એ બધી ટૂંકમાં અને તે વેળાનાં નિર્મળ સ્વરૂપમાં મૂકેલી છે. પણ વેદો પછી ઉપનિષદોમાં અને ગીતામાં આ તત્ત્વસંશોધન ઘણું આગળ વધ્યું, અને મહર્ષિઓએ પોતાના યોગબળથી અને અંતરજ્ઞાનથી નવી નવી કલ્પનાઓ અને ફિલસૂફીઓ દુનિયા પાસે મૂકી છે. હિંદુધર્મમાં એ રીતે વૈદિક તત્ત્વજ્ઞાનનાં છ દર્શનો–philosophies–આશ્ચર્યકારક પ્રયત્ને લખાયેલાં છે, તે સાંખ્ય, યોગ, ન્યાય, વૈશેષિક, મીમાંસા અને વેદાંતના નામે પ્રસિદ્ધ છે. આ જગતની ભેદી રચના એવી અદ્ભુત છે કે તેને માણસે અનેક દૃષ્ટિબિંદુઓથી જોઈને વર્ણવી છે. આ બધું વાંચતાં એ દર્શનોના મહાલેખકો પ્રત્યે આપણને ઘણું માન ઉત્પન્ન થાય છે. આવાં દર્શનો દુનિયાના બધા ધર્મોના ઋષિઓએ પોતપોતાના દેશકાળ, જ્ઞાન, અનુભવ, પ્રેરણા વગેરેને અનુસરીને લખેલાં છે. આ વિશ્વનાં પાસાં એટલાં અગણિત છે કે એવાં અનેક દર્શનો લખાતાં જ રહેવાનાં, કેમકે વિશ્વનું એક અખંડ નિર્મળ તત્ત્વ તો કોઈને પણ પૂરું સમજાવાનું નથી. એવો દાવો પણ મોટામાં મોટો ઋષિ કરી શકે તેમ નથી. આખરે આ વિશાળ વિશ્વની રચનાનો સંપૂર્ણ ખ્યાલ તો અલ્પજ્ઞ માનવી પોતાની નાની જિંદગીમાં કદી મેળવી શકવાનો નથી. તેમ છતાં માણસે પોતાના યોગબળથી વિશ્વના ઘણા ભેદો મેળવ્યા છે, અને જે મેળવ્યા છે તેટલાના જ્ઞાન પ્રમાણેજ તે જો પ્રભુપંથે જાય ને સદા રહે, તો તે પોતાનું અલ્પજીવન જરૂર ધન્ય કરી જાય. એટલેજ વખતોવખત પ્રભુની મહેર પ્રભુના પેગમ્બર મારફતે આ દુનિયામાં ઊતરે છે, અને દેશકાળ પ્રમાણે માનવીને પોતાના ધર્મમાર્ગે દોરવે છે.

## જરથોશ્તી ધર્મશાસ્ત્રો

હવે આપણે "જરથોસ્તી ધર્મ" એટલે શું તેનો વિચાર પ્રથમ કરીએ. સામાન્ય રીતે બધા ધર્મોના મુખ્ય બે વર્ગ પડે છે: (૧) ધર્મના સ્થાપક ઋષિ યા પેગમ્બરનો પોતાનો પવિત્ર પેગામ તેની પોતાની પ્રભુપ્રેરિત વાણીમાં સંગ્રહિત થયેલો હોય તે, અને (૨) એ ધર્મસ્થાપકની હૈયાતી પછી તેના મુખ્ય અનુયાયીઓએ એ મૂળ પેગામને પશ્ચાદ્ભૂમિ–background–તરીકે રાખીને તે ધર્મ માનનારાઓને શ્રદ્ધાળુ અને નિયમનમાં રાખવા ધર્મક્રિયાકાંડ, ભક્તિવિધિ અને તે ધર્મસંબંધી ફિલસૂફીઓનાં વખતો વખત રચેલાં શાસ્ત્રો. આ બીજા વર્ગનાં ધર્મશાસ્ત્રો તેના રચનારાઓનાં જ્ઞાન, તત્ત્વવલણ, માન્યતા વગેરેને આધીન હોય કે કેટલીક વેળા એકમેકથી ઊલટાં પણ હોય છે. જેમ હિંદુ ધર્મવાળા તો બધા જ હિંદુઓ કહેવાય, પણ એમાં સેંકડો જુદી જુદી માન્યતાવાળાઓ પોતાનાં જુદાં જૂથ પાડીને પોતપોતાની શ્રદ્ધા પ્રમાણેનો ધર્મ માનતા હોય. જૈનોમાં, બૌદ્ધોમાં, ખ્રિસ્તીઓમાં કે ઇસ્લામીઓમાં પણ મૂળધર્મને લગતા ઘણા વર્ગો પડેલા છે, અને સૌ સૌની વિધિઓ, ક્રિયાઓ, માન્યતાઓ વગેરે જુદી જુદી હોવા છતાં તે તે વર્ગ પોતાના મૂળ ધર્મગ્રંથને તો પૂજ્ય જ ગણે છે. વળી આ બધા એક જ ધર્મના જુદા જુદા વર્ગો વચ્ચે વાદવિવાદ, ઝઘડા, ટંટા અને લડાઈઓ થયા કરે છે. "કપાળે કપાળે જુદી મતિ" અને "હૈયે હૈયે જુદી રુચિ", તેમ નામે એક જ ધર્મ પાળતા છતાં જુદા જુદા માણસો પોતાની બુદ્ધિ અને રુચિ અનસાર

જુદી જુદી માન્યતા ધરાવે છે, આ જુદી રુચિ ને જુદી બુદ્ધિ જ જુદા જુદા ધર્મવાળા વચ્ચે જ નહીં પણ ખુદ પોતાના જ ધર્મવાળા વચ્ચે પણ ચાલુ ઝઘડા કરાવ્યા જ કરે છે! આ આખું વિશ્વ પણ એક જ મૂળમાંથી પેદા થયેલું હોવા છતાં તેનું અલગણ જુદાપણું અદ્ભુત રીતે રહેલું આપણે હમેશાં જોઇએ છીએ અને અનુભવીએ છીએ. માણસના મનની અને તેની રુચિની ભિન્નતા અને વિચિત્રતાને લીધે જ અષો જરથુશ્ત્રે પોતાના પેગામ વાળા હા. ૩૦–૨ માં કહ્યું છે કે "આવર્ૅનાઓ વીચિથહા નરૅમ્ નરૅમ્ ખ્વખ્યાઇ તન્વે"–आवर्णोः विचित्तस्य नरम् नरम् स्वस्यै तन्वे-એટલે "એ વસ્તુઓ વચ્ચેની પસંદગીની વિવેકપૂર્ણ વિચારણા માટે દરેક માણસને પોતપોતાના માટે (નિર્ણય કરો!)" પેગમ્બર સાહેબને પણ ખાતરી છે કે આ દુનિયાનાં બધાં જ માણસો કંઇ તેમનો પવિત્ર પેગામ મૂંગે મોઢે ઝીલી લેવાના નથી.

દુનિયાનાં લોકોમાં જ્યાં આવી જુદી જુદી બુદ્ધિ અને રુચિ હોય ત્યાં એક ધર્મના પણ બધા જ અનુયાયીઓ વખત જતાં એક જ મતના હોઇ કે બની શકતા નથી. ખુદ પેગમ્બરના શબ્દોના પણ જુદા જુદા વિદ્વાનો પોતાની બુદ્ધિની કુશળતાથી અને પોતાની રુચિની ભિન્નતાથી જુદા જુદા અર્થો કરીને પોતાના મતનું સમર્થન કરે છે. એમ હોવાથી જેમ બીજા ધર્મોમાં બનતું આવ્યું છે તેમ જરથોસ્તી ધર્મમાં પણ પેગમ્બર સાહેબ પછીનાં સાડા આઠ હજાર વર્ષોમાં ઘણાં નવાં તત્ત્વો પેઠાં છે, નવી માન્યતાઓ ઘૂસી ગઈ છે, બીજા ધર્મોની પણ કેટલીક માન્યતાઓ પોતાને ગમી જવાથી તે જરથોસ્તી ધર્મગ્રંથોમાંથી શોધવાના પ્રયત્નો થયા છે, અને "ગાથાઓ" પછીની અવેસ્તા ભાષાના લેખો ઉપરાંત પાજંદમાં કે પહેલવી ભાષામાં લખાયેલાં ગમે તેવાં પુસ્તકો પણ "ધર્મશાસ્ત્ર" માં જ ગણાયાં છે. ઇસુની સાતમી સદીમાં પારસીઓનું ઇરાની મહારાજ્ય ચાલી ગયા પછીનાં તેરસો વર્ષોમાં તો અનેક હાદસાઓ પારસી કોમ પરથી વહી ગયા છે, અને છેલ્લાં સો વર્ષોમાં પારસી કોમે પોતાની સાહસિકતાથી, મહેનતથી અને અનેક સદ્‌ગુણોની જાળવણીથી પોતાની જૂની કીર્તિ પાછી સજીવન કીધી છે, અને પોતાના હાથમાં રહેલા ધર્મગ્રંથોનું સંશોધન કરીને પોતાના પુરાણા ધર્મનું સત્ય પાછું મેળવવા ને સમજવા તેણે ચિંતન કરવા માંડ્યું છે. એ સંશોધનમાં યુરોપીય વિદ્વાનોએ તથા ભાષાશાસ્ત્રીઓએ મહત્ત્વનો ભાગ ભજવ્યો છે, અને હવે ધીરે ધીરે આપણા ધર્મગ્રંથોને તેમની સાચી રોશનીમાં સમજવાના પારસી વિદ્વાનો પ્રયત્ન કરી રહ્યા છે.

ધર્મના વિષયમાં "હું કહું તે જ ખરું છે, યા મારા ગુરુએ યા ઉસ્તાદે કહેલું ને મેં તે સાંભળેલું, તેથી જે હું તે પરથી કહું છું તે જ બધાઓએ માની લેવું" એવો આગ્રહ રાખવો ફોકટ છે. મેં ઉપર જણાવ્યું છે તેમ કોઇપણ ધર્મમાં એમ "એકામતી" બની શકતી જ નથી. માણસની બુદ્ધિના અને આધ્યાત્મિક અનુભવોના જુદા જુદા તબક્કા હોય છે, અને ચોક્કસ તબક્કા પર આવેલો માણસ તેની ઉપરના તબક્કાની વાત સમજી કે ધારણ કરી શકતો નથી. ધર્મના ઝઘડાઓનું એ જ કારણ છે, અને તેથી જ એક આલમાએ કહ્યું છે કે "જુલમ મત કરના રે બચ્ચા!" બધી બુદ્ધિ છતાં ધર્મ એ હૃદયનો અને શ્રદ્ધાનો વિષય છે, દૃશ્ય અને અદૃશ્ય visible and invisible-સૃષ્ટિઓના પરાજ્ઞાનનો વિષય છે, એટલે એ કાંઈ ભૌતિક વિજ્ઞાન–physical science–માફક પ્રત્યક્ષ પ્રયોગોથી કે દૃષ્ટાંતોથી સાબિત થઈ જાય તેમ નથી. જેમ સૃષ્ટિની ભૌતિક વસ્તુઓનું જ્ઞાન આપણે એ જ્ઞાનના

નિષ્ણાત વિદ્વાનો પાસે મેળવીએ, તેમ ધર્મને લગતી આધ્યાત્મિક બાબતોને માટે આપણે એ વિષયના જાણકાર યોગીઓ પાસેથી શિક્ષણ લેવું જોઇએ, કેમકે ભૌતિક અને આધ્યાત્મિક વિષયોના શિક્ષણમાર્ગો જુદા જ હોય છે. ગણિતના વિષયના પંડિતોને કવિતાની પ્રતિભા કે પ્રેરણા કવિને કેમ પ્રાપ્ત થાય છે તે કદી ગણિતના દાખલાથી સમજાય નહીં! માટે જ ધર્મગ્રંથોમાંના શબ્દોના અર્થો માટે ધર્મશાસ્ત્રના પંડિતો વચ્ચે વાદવિવાદ અને ઝઘડા થયા જ કરે છે. પેગમ્બરના પેગામમાં આધ્યાત્મિકતા–spirituality–હોવાથી તેના અર્થોમાં કેવળ બુદ્ધિ–intellect–ચાલી શકે નહીં. શબ્દને તો ઘણા અર્થ વળગેલા હોય છે, કાળે કાળે તેમાં ફેરફાર પણ થાય છે, ત્યારે એ અનેક અર્થોમાંથી કોઇ ચોક્કસ શબ્દનો કયો અર્થ ચૂંટવો, તે ધર્મગ્રંથના તરજુમો કરનારના માત્ર પાંડિત્ય પર જ નહીં, પણ તેની આધ્યાત્મિક પ્રાપ્તિ–spiritual attainment–પર પણ મોટો આધાર રાખે છે. પેગમ્બરની દિવ્ય વાણી ઘણા થોડા શબ્દોમાં વધારેમાં વધારે આધ્યાત્મિક બોધ આપે છે, અને તે જેમ જ્ઞાનીઓ માટે છે, તેમ સામાન્ય બુદ્ધિના માણસો માટે પણ ઉપયોગી છે. તેમાં સામાન્ય માણસોને નીતિના ને સત્યના પંથે રાખવા માટેનો ઉઘાડો બોધ છે તેમ જ્ઞાનમાં અને આધ્યાત્મિક શક્તિમાં આગળ વધેલા અને મુક્તિની ઇચ્છાવાળા ભક્તજન માટે પણ તેમાં ઊંડા ભેદ સમાયેલા છે. એટલે પેગમ્બરની વાણી સમજવા અને સમજાવવા માટે પોપટિયા પંડિતો નિષ્ફળ જાય છે, અને અર્થના અનર્થો કરીને તેઓ શ્રદ્ધાળુને માત્ર ઊંધે જ પંથે દોરવતા નથી, પણ પોતાના આધ્યાત્મિક અજ્ઞાનથી ખુદ પેગમ્બર સાહેબને પણ અન્યાય કરે છે. દાખલા તરીકે "ગાથા"ના તેમજ અવેસ્તાના જે તરજુમાઓ પહેલવીમાં થયેલા છે, તે મોટે ભાગે અનર્થ કરનારા જ છે. પેગમ્બર સાહેબ જ્યારે આત્માની, જીવનની, ભક્તિભાવની વગેરે ખુદાઈ વિષયોની વાત કરે છે ત્યારે તેમની પવિત્ર વાણીના તરજુમા કરનારાઓ તેના સ્થૂળ અર્થો લઈ ખેતીની, ઢોરઢાંખરની, ઘરની, ગામની, મહોલ્લા ફળિયાની ને દેશની વાતો કરી બતાવે છે! આવા અધમ અર્થો કીધાથી જ આપણા મહાન પેગમ્બરની "ગાથાઓ" માટે જે માન જનલોકમાં ઉત્પન્ન થવું જોઇએ તે થતું નથી, અને આવી બાલિશ–childish–વાતો વાંચીને તેઓ નિરાશ થાય છે. અનેકાનેક પારસી ભાઇઓએ મને વખતોવખત કહ્યું છે કે "ગાથાઓ"માં ધર્મનું ને ધર્મને લગતી આધ્યાત્મિકતાનું કશું ઊંચું જ્ઞાન નથી, ને કંઇ પણ સિલસિલાબંધ અર્થ તેમાંથી નીકળતો નથી. યુરોપીય ખ્રિસ્તી ધર્મના તરજુમા કરનારાઓએ તો ગાય, ગોધા, ખેતી, ખેડુત, ઢોરઢાંખરની જ વાતો તેમાંથી મેળવીને પારસીઓ આગળ અને જગત આગળ મૂકી છે, કેમકે એ ખ્રિસ્તીઓને તો પોતાના જ ધર્મસ્થાપકને દુનિયાનો સર્વોપરી પેગમ્બર ગણાવવો હતો, અને ખ્રિસ્તની હજારો વર્ષ અગાઉ કોઈ માણસ ઊંડું જ્ઞાન કે ઊંડી આધ્યત્મિકતા ધરાવી શકે તે જ તેમની બુદ્ધિમાં કે તેમના હૃદયમાં ઊતરી શકે તેમ નહોતું!

"ગાથા"ના જે તરજુમાઓ પહેલવી ભાષામાં થયેલા છે, તેના અંગ્રેજી તેમજ ગુજરાતી તરજુમાઓ પણ હું વાંચી ગયો છું. વળી એક પહેલવી તરજુમા પરથી હિંદુસ્તાન આવીને ગુજરાતમાં વસેલા પારસીઓમાંના એક વિદ્વાન દસ્તૂર નેરિયોસંઘ ધવલે ઇસુની પંદરમી સદીમાં "ગાથા"નો તેમજ અવેસ્તાની ચરતીનો તરજુમો સંસ્કૃત ભાષામાં કીધેલો છે, તે પણ મેં બહુ ધ્યાનથી વાંચ્યો છે. હું ઇચ્છું છું કે એ વિદ્વાન ધર્મગુરુએ "ગાથા"નો તરજુમો પોતે જ પોતાના સંસ્કૃત જ્ઞાનને આધારે સીધો કરવો હતો, પણ "ગાથા"ની ભાષા વૈદિક સંસ્કૃત છે, તે તો આજમુધી કોઇને ખબર નહીં હોવાથી તેમણે પણ જૂની પરંપરા મુજબ પહેલવી

તરજુમા પરથી જ "ગાથા"નો તરજુમો સંસ્કૃતમાં કીધો. આ પહેલવી તરજુમે યુરોપના વિદ્વાનોએ કે બીજા પારસી વિદ્વાનોએ પહેલવીની જે મૂળ પ્રતોમાંથી તરજુમા કીધા હતા, તેનાથી કંઇક જુદો પડતો હતો. એ બતાવે છે કે ખુદ પહેલવી તરજુમાઓમાં પણ ફેરફાર છે. અને જુદા જુદા અનુવાદકોએ પોતાની શક્તિમતિ અનુસાર એ તરજુમાઓ કીધા હતા. છેક જૂના જમાનાઓમાં અવેસ્તા ગાથાના તરજુમાઓ સિરિયક, ગ્રીક, મર્વીઅન, હીબ્રુ, અર્મીઅન વગેરે ભાષાઓમાં પણ થયેલા હતા તેનો ઉલ્લેખ ઇસુની દસમી સદીમાં લખાયેલા "સિરિયક અરબ્બી કોશ" માં કીધેલો છે. એ બધા તરજુમાઓમાં ઘણો ફેર છે એમ પણ નોંધાયેલું છે. એ તો સ્વભાવિક જ છે કે છેક સાડા આઠ હજાર વર્ષો પર લખાયેલા પ્રાગ્વૈદિક ભાષાના ધર્મગ્રંથ "ગાથા" જેવાના ખરા અર્થો ધીમે ધીમે ભુલાતા ગયેલા હોવા જ જોઇએ. ગમે તેટલી વંશપરંપરાની પ્રતો ઉતરતી આવેલી હોવા છતાં આજે અવેસ્તા ગાથાના મૂળપાઠની પ્રતો જે વેસ્ટરગાર્ડ અને ગૅલ્ડનરે નોંધેલી છે, તે બધી પ્રતોમાં દરેક શ્લોકના કંઇ કંઇ શબ્દોની જોડણીમાં ફેર રહેલા છે, તે તેમાં બધી શહાદતો સાથે નોંધાયેલા છે. એમ એક પ્રતમાંથી બીજી ને બીજીમાંથી ત્રીજી એમ હજારો વર્ષના ગાળામાં હજારો પ્રતો થઈ તેમાં શબ્દો અને અર્થોના ફેરફાર માણસના ભૂલકણા હાથે ને મગજે કીધેલા છે. વળી "ગાથા" ભાષા તો વેદભાષાની બહેનપણી એવો ભ્રમ કમમાં કમ ત્રણ હજાર વર્ષોથી ઇરાની વિદ્વાનોમાં અને પછી બીજા વિદ્વાનોમાં ફેલાતો આવ્યો છે. એ ઉપરાંત જરથોસ્તી ધર્મના ધર્મગુરુઓના પણ દેશ ને પ્રાંતો બદલાતા આવ્યા અને તેઓની મારફતે ધર્મની બહારની વિધિઓમાં પણ કંઇ કંઇ ફેરફાર થતા જ આવ્યા, એટલે પણ તેને અનુસરીને પોતાના અદ્યતન–latest–મતને અનુકૂળ કરવા પણ મૂળ ધર્મગ્રંથોના તરજુમાઓમાં ફેરફાર કરાવતા આવ્યા હશે જ. ગમે તેવી ધર્મચુસ્તતા છતાં લાંબા કાળે એવા ફેરફાર નહીં થાય તેને જ હું તો આશ્ચર્ય ગણું.

હકીકત આવી હોવાથી જે પારસી અભ્યાસીઓ જૂની "પહેલવી સ્કૂલ" માંથી ઉપજેલા છે, અને જેઓ જરથોસ્તી ધર્મ પુસ્તકો બરાબર સમજવા માટે પહેલવી ભાષામાં થયેલા તેના તરજુમાઓને જ આગ્રહથી પકડી રહ્યા છે અને બીજા અભ્યાસીઓને પણ તેવો જ આગ્રહ કરે છે, તે અજુગતું છે. પહેલવી કાળમાં મૂળ વૈદિક ભાષાના અર્થો પણ બદલાઈ ગયેલા હતા. ઈ. સ. પૂર્વે એક હજાર વર્ષ પર હિંદુઓના એક મોટા પંડિત યાસ્કમુનિ થઈ ગયા છે અને જેમણે "નિરુક્ત" નામનો વેદભાષા પર ટીકા કરતો ગ્રંથ લખેલો છે, તેણે ખુલ્લું જણાવ્યું છે કે ઋગ્વેદના જુદા જુદા ૧૭–૧૮ તરજુમાઓ તે વેળા હૈયાત હતા, તે બધા જુદા પડતા હતા, અને તે વેળાએ ઋગ્વેદની ભાષાના સ્વરભારોના ઉચ્ચારો તેમજ તેના ખરા જૂના અર્થો ભુલાઇ ગયેલા હતા! આપણા પહેલવી ભાષાનો પૂર્વગ્રહ રાખનાર પારસી અભ્યાસીઓએ આ વાત ધ્યાનમાં રાખવા જેવી છે. આ બધી હકીકત પરથી જ હું કહું છું કે "ગાથા"ના ખરા અર્થ માટે પહેલવી ભાષામાંના તરજુમા પર ભરૂસો રાખી શકાય નહીં. "ગાથા" જ નહીં પણ અવેસ્તાની યસ્નો ને યશ્તોના અર્થો પણ પહેલવીમાં યથાર્થ થયેલા નથી. આ બધી વસ્તુઓનો મેં બહુ ઊંડાણમાં અભ્યાસ કીધો છે, અને બધી ગમથી તોલન કરીને પછી જ પૂરતી જોખમદારીથી હું સ્પષ્ટ કહું છું કે "ગાથા"ના તરજુમા માટે પહેલવી શીખવાની જરૂર જ હું જોતો નથી. "ગાથા" શુદ્ધ પ્રાગ્વૈદિક ભાષા છે, એ જ ભાષા વૈદિક ભાષામાં પરિણમેલી છે, અને વૈદિક ભાષાના જૂનામાં જૂના કોશો હૈયાત છે,

જેનો ઉપયોગ મોનિયર વિલ્યમ્સ્‌ના સંસ્કૃત-અંગ્રેજી મહાકોશમાં કીધેલો છે, તેમાંથી "ગાથા"ના તમામ શબ્દોના અસલ ખરા અર્થો મેળવી શકાય છે, તે "ગાથા"ના સો ઉપર શ્લોકનું વૈદિકભાષાની કવિતામાં મેં અવતરણ કીધું છે, અને શબ્દેશબ્દના મૂળધાતુ અને તેનું વ્યાકરણ મેં આપ્યું છે, તે પરથી સૌ નિષ્પક્ષપાત ને ઠરેલ અભ્યાસીને ખાતરી થશે. જેને સત્યનો જ આગ્રહ હશે તે તો ખુલ્લા દિલથી પોતાની બુદ્ધિનો ઉપયોગ કરીને ખરાખોટાનું તોલન કરી શકશે; બાકી પોતાનો જ કક્કો ખરો મનાવવાવાળા દુરાગ્રહી, અલ્પજ્ઞ અને એકપક્ષી અભ્યાસીઓ તેમજ સ્થાપિત હિતવાળાઓ જેઓ સત્ય જોવા જ નહીં માગતા હોય તેઓની ખાતરી તો ખુદ પેગમ્બર સાહેબ પણ આવીને સમજાવે તોપણ થઈ શકે નહીં. ખુદ પેગમ્બર સાહેબને એવા અજ્ઞાન, સ્વાર્થી ધર્મગુરુઓને તથા ધર્મના વ્યાખ્યાન કરવાવાળાઓને "દ્રેગ્વતો" એટલે "અજ્ઞાન બકવાદીઓ" કરીને સંબોધવા પડ્યા છે, તે તો આપણે તેમની ગાથાઓમાં વાંચીએ છીએ.

## અષો જરથુસ્ત્રની "ગાથાઓ" સમજવાનાં સાધન

અષો જરથુશ્ત્ર પેગમ્બર સાહેબની પવિત્ર માંથ્રવાણીને સારી રીતે સમજવા માટે ખુદ એ "ગાથાઓ"ના જ ઊંડા અભ્યાસની અગત્ય છે. એની ભાષા શુદ્ધ પ્રાગ્વૈદિક–pre-Vedic–છે, તે મેં સેકડો દાખલાઓથી "ગાથા"ની કવિતારચનાના નિયમો પરના મારા આ ગ્રંથમાંના જુદા લેખમાં સાબિત કરી આપ્યું છે. એ લેખનો અભ્યાસ કરવાની હું મારા પારસી અભ્યાસી ભાઈઓને નમ્રપણે વિનંતિ કરું છું. આ વિષય પૂરો સમજ્યા પછી અભ્યાસીઓની ખાતરી થશે કે એ ભાષાના શબ્દોના એ "ગાથાઓ" લખાઈ તે વેળાના ખરા અર્થો મેળવવા વૈદિકભાષાના શબ્દોના અર્થો જાણવાની જરૂર છે. ગાથા ભાષા માટે અને ગાથાવાણીના અર્થ સમજવા માટે ખુદ "ગાથા"માંની જ શહાદતો મેળવવી જોઈએ. "ગાથાના રચનાકાળ" પરના મારા લેખમાં મેં બતાવ્યું છે તેમ "ગાથા"ના અને ખુદ "અવેસ્તા"ના જમાનાઓ વચ્ચે સેંકડો હજારો વર્ષોનો ગાળો છે. એ ગાળામાં અને ખુદ "ગાથા" રચાઈ તે પ્રદેશમાં પણ ફેરફાર થયેલા છે, એટલે અનેક સદીઓ વચમાં ગઈ, અને જરથોસ્તી ધર્મની શરૂઆતમાં જ જે અંધાધૂંધી ફેલાઈ હતી, અને આર્યોમાં ઝઘડા થયા હતા, તે બધું ધ્યાનમાં લેતાં "ગાથા"ની મૂળ ફિલસૂફી પણ ભુલાઈ ગઈ હતી. એમ કહેવાનું સબળ કારણ એ છે કે "ગાથા"ના મૂળ પાયામાં જે સાત "મઝ્‌દાઓસ્ચા અહુરાઓંહ્‌હો" છે, તેનો જે ક્રમ "ગાથા"માં રાખેલો છે, તેમાં પણ કોઈક-ગેરસમજથી "અવેસ્તા"ના ધર્મગુરુ લખનારાઓએ ફેર કરીને તેને બદલી નાખેલો છે. મેં અનેક ઠેકાણે કહ્યું છે તેમ "ગાથા"ના પાયામાં સૂર્યમંડળની શાસ્ત્રીય ફિલસૂફી છે, જ્યારે અવેસ્તામાં એ સાત મઝ્‌દાઓ ને અહુરાઓને બદલે ઋગ્વેદમાં જણાવેલા સાત "આદિત્યો"ને "અમેષા સ્પેન્તા" કરીને સમજવામાં આવેલા છે, અને એવી રીતે અવેસ્તાનાં ભણતરોનો પાયો જ બદલી નાખવામાં આવેલો છે. "ગાથા"માં ઉપલા મઝ્‌દાઓ અને અહુરાઓ સિવાય બીજા કોઈ "યજતો"ની આરાધના નથી કે ઉલ્લેખ પણ નથી. "ગાથા" પછીના ઇરાનભૂમિમાં ફાલીફૂલીને વિસ્તાર પામેલા જરથોસ્તી ધર્મમાં કેટલીક જૂના દેવધર્મની માન્યતાઓ પાછી દાખલ થઇ, એટલુંજ નહી પણ યહુદી, ખ્રિસ્તિ વગેરે બીજા પાછળથી થયેલા ધર્મોની કંઇ કંઇ માન્યતાઓ ને રૂઢિઓ પણ દાખલ થઈ. આ કાંઇ એકલા

જરથોસ્તી ધર્મમાંજ બન્યું છે એમ નથી; દુનિયાના બધાજ ધર્મોમાં વખત જતાં એવી કંઇ કંઇ માન્યતાઓ પેઠેલી છે. જ્યાં સત્યના સંશોધનની વાત છે ત્યાં ઊંડા અભ્યાસીએ તો પોતાના ધર્મ માટેના ખરાખોટા બધા પૂર્વગ્રહો તજીને માત્ર જે સત્ય ને જે હકીકત તેને લાધી છે, તે શુદ્ધ સ્વરૂપમાં દુનિયા આગળ તેણે બધી સાચદિલીથી મૂકવી જ જોઇએ. આ બધું સત્ય ઊંડા અભ્યાસથી અને આધ્યાત્મિક પ્રાપ્તિઓ પછી પ્રભુની ને પેગમ્બર સાહેબની તરફથી મળેલી પ્રેરણા અને દોરવણીથી જે મને મળ્યું છે, તે શુદ્ધ ભાવથી હું મારા કોમીબંધુઓ આગળજ નહીં, પણ દુનિયાના તમામ સમજુ લોકો આગળ હું જાહેર કરું છું. માનવું, નહીં માનવું, તે તો સૌ સૌની બુદ્ધિની ને રુચિની વાત છે. ધર્મની વાતોમાં જુલમ હોય નહીં. પણ એટલું તો હું જરૂર કહીશ કે આપણા પવિત્ર જરથોસ્તી ધર્મની મૂળ શુદ્ધિનું અને તેની સાબૂત ફિલસૂફીનું મને મારી ઉત્તર વયમાં જે જ્ઞાન ને ભાન મળ્યું છે, તેથી મારા આત્માનો શુદ્ધ આનંદ હું મેળવી શક્યો છું, અને પંડિત કે મૂર્ખ, ભલા કે બૂરા, રાય કે રંક, સૌને માટે હું સમદૃષ્ટિથી જોતો ને ભાવ રાખતો થયો છું. જે અભ્યાસીઓ પોતાના મતથી જુદા પડનારને દ્વેષથી જોઇને તેને ઉતારી પાડવા અધમ પ્રયત્નો કરે છે, તેઓના રાગદ્વેષથી હું પર છું. જેઓ આવો દ્વેષ બતાવે તેઓ જ્ઞાની કે અષો થયા જ નથી, એ તો પેગમ્બર સાહેબની ગાથાવાણીમાંથી જ આપણને સમજાય છે. જેઓ પોતાને યા પોતાના ગુરુઓને નામે બીજા મતવાળાઓને અપશબ્દોથી નવાજે છે, તેઓમાં સાચુ જ્ઞાન તો નથી, પણ ધાર્મિકતાનો છાંટો પણ નથી. જ્ઞાન અને ખરી ધાર્મિકતાના પાયામાં તો સહનશીલતા જોઇએ. દુનિયા અનેકરંગી છે, અને સત્યને સમજવા માટે પણ અનેક દિશાઓના માર્ગો પણ છે. બધા જ માણસો કે બધા જ અભ્યાસીઓ જ્ઞાનના કે આધ્યાત્મિકતાના એકસરખા તબક્કા પર કદી હોતા નથી, એટલે મનમતાંતરો તો સદાકાળ ચાલ્યા જ કરવાના. સત્યની નિર્મળ શુદ્ધિ જો માણસને મળી હોત તો દુનિયામાં અનાદિકાળથી અનેક ધર્મો, અનેક જાતો, અનેક મતો કદી પ્રવર્તતા હોત નહીં. પણ પ્રભુપરમાત્માની કેવી મહેર છે કે ધર્મની ને નીતિની પડતી જ્યારે જ્યારે આવે અને દુનિયામાં બદીનો ને ઝઘડાઓનો વધારો થઈ જાય, ત્યારે ત્યારે તે સાહેબ કોઇ ને કોઇની મારફતે પોતાના મૂળ સત્યનું પાછું સ્થાપન કરે છે અને એ રીતે લોકોને પાછા સદ્‌ધર્મને પંથે પાડે છે. હમણાંનો ઇસુની વીસમી સદીનો જમાનો જુઓ: દુનિયાભરની બે બે મોટી લડાઇઓ ચાર ને છ વર્ષ સુધી ચાલી અને તેમાં યુરોપ, અમેરીકા, એશિયા, આફ્રિકા અને ઑસ્ટ્રેલિયા જેવા પાંચે ખંડો સંડોવાયા અને કરોડો માણસોની અને માણસોપયોગી પ્રાણીઓની જ નહીં, પણ મોટાં મોટાં નગરોની, પ્રાંતોની, ઘરબારની, માલમતાની ભારે ખુવારી થઈ અને સૌથી નરતું તો એ થયું કે લોકોની નીતિમત્તા છેક નીચે ઊતરી પડી છે, અને હિંસક પ્રાણીઓના વિકારો ઉભરાઈ જતાં લોકો એકમેકને લૂંટવા અને એકમેકનો નાશ કરવા તૈયાર થઈ ગયા છે! "ગાથા"ના હા. ૨૯–૧ માંની પૃથ્વીમાતાની ફરિયાદમાં જણાવેલા બધા અધમ વિકારોમાં માણસજાત સપડાઈ ગઈ છે, અને પ્રભુના પુણ્યમાર્ગથી ચલિત થઇને પૃથ્વી પર જીવતું દોજખ તેણે ઉતાર્યું છે! મહાત્મા ગાંધી જેવા સંત પુરુષનો સત્યનો, સ્નેહનો, અહિંસાનો, શાંતિનો ઉપદેશ એમની પોતાની જાતવાળાઓ અને એમના પોતાના દેશબંધુઓને ગળે ત્રીસ ત્રીસ વર્ષનાં પોતાનાં તપ અને ઉદ્‌બોધન છતાં ઊતર્યો નથી, અને દુનિયાના તમામ દેશોના લોકો જાણે પ્રભુનો પુણ્યમાર્ગ છોડીને

સેતાનના પંથ પર પૂરજોરથી ચાલવા લાગ્યા છે! આવા અણીના સમયે દુનિયાના જૂનામાં જૂના મહાપવિત્ર અને પ્રભુપ્રેરિત પેગમ્બર અષો જરથુશ્ત્ર સાહેબની "ગાથા"નો મર્મ ઊઘડે છે, અને એ અષો મહાત્માના પેગામના સાચા ને મર્મગામી અર્થો પાછા દુનિયાના લોકોને મળે છે, એમાં પ્રભુપરમાત્માનો કોઇ અગમ્ય ચમત્કાર છે, અને તેની અપાર મહેર છે! આ નિર્મળ પેગામને જે કોઇ હૃદયથી સ્વીકારીને એ પેગામમાં ચીંધેલા પ્રભુના પુણ્ય પંથે પરવરશે, તે જરૂર પોતાનું જીવન ધન્ય જ કરશે, અને પોતાની આસપાસ પણ પ્રભુની એ નિર્મળ રોશનીને ફેલાવશે. અસ્તુ!

## ધર્મગ્રંથોમાં જ્યોતિષના ઇસારા

માણસ જાતની પૂર્વ સ્થિતિમાં તેને કુદરતને અનુકૂળ થઇને રહેવું પડતું હતું. આ પૃથ્વી પર કેટલાક ધારે છે તેમ માણસ જાતનું જીવન થોડાક હજાર વર્ષોનું નથી, પણ લાખો વર્ષોનું છે. સૃષ્ટિનો વિકાસ તેના મૂળ પદાર્થમાંથી ઘણો ધીમે ધીમે થાય છે, એટલે આ પૃથ્વીના ગોળાનું બંધારણ થયા પછી લાખો વર્ષો જતાં ધીમે ધીમે તેમાં ખનિજ, વનસ્પતિ, જળજીવ, પ્રાણી, પક્ષી અને માણસ જાતિનો વિકાસ થયો છે, તે આપણે વિકાસવાદના–Evolution Theory–વિજ્ઞાનથી સમજી શકીએ છીએ. માણસજાતિને એ લાખો વર્ષોમાં કુદરતમાં પોતાની આસપાસ થતા ફેરફારોનું જ્ઞાન થયું, અને તેને ધરતી પરના વસવાટમાં ધરતીને માથે રાત ને દિન ફરતા સૂર્ય, ચંદ્ર અને તારાઓની ચાલમાં રસ ઊપજ્યો. એણે કોઇક રીતે પોતાના રોજના અનુભવની નોંધ રાખીને એ આકાશના ભવ્ય ગોળાઓ ધરતી પરના ચોક્કસ હવામાનમાં ફરી ફરીને તે જ સ્થાને દેખાતા હતા તેની સમજ મેળવી. એમ હજારો વર્ષની નોંધથી ને અનુભવથી એણે જાણ્યું કે ધરતી પર ઋતુઓના ફેરફાર, ગરમી, ઠંડી, બરફ, વરસાદ, વાદળવહન તેમજ સૂર્યનાં ને ચંદ્રનાં અમુક સમયે જ આવતાં ગ્રહણો–એ બધું કોઇક અકળ નિયમે જ બનતું હતું. દેશકાળને અનુસરીને એ માણસોમાં વળી પ્રભુમહેરથી વખતોવખત એવા મહાન માણસ જન્મ લેતા કે જેમની તરફથી તેમને આત્માને લગતું જ્ઞાન પણ મળતું ગયું. આ લાખો વર્ષના નિરીક્ષણથી (observation) અને અનુભવથી એને કુદરતનાં કંઇ કંઇ સત્યો લાધ્યાં, અને એ સત્યોને પોતાના રોજનાં વહેવારમાં એ કામમાં પણ લેતો ગયો. જંગલોમાં કે નાનાં નાનાં માનવ જૂથનાં રહેઠાણોમાં વસતાં, ગાય ઢોર ચારતાં, ખેતી કરતાં કે દેશાંતર જતાં એને આકાશમાંના સૂર્ય, ચંદ્ર ને તારાઓનાં સ્થાન અને તેમની ચાલ વગેરેનું જ્ઞાન ઘણું કામ આવતું, અને એવી રીતે ધીરે ધીરે એને જ્યોતિષનું જ્ઞાન થતું ગયું. ઇરાન, બાબિલોન, હિંદુસ્તાન, ગ્રીસ વગેરે દેશોમાં આ જ્યોતિષનું જ્ઞાન હજારો વર્ષોથી એ દેશોના ગ્રંથોમાં સચવાયેલું છે. માણસે ચોક્કસ રીતે અનુભવ્યું છે કે ગણિતજ્યોતિષ–astronomy–કુદરતના અચૂક નિયમોને આધીન છે, અને અમુક વખતે જ અમુક નિયમે અને ગતિએ અમુક ગ્રહો ને તારાઓ આકાશમાં અમુક જ સ્થાને દર્શન દે છે, અને કુદરતના અનેક બનાવો–ગરમી, ઠંડી, વરસાદ, બરફ, પવનનાં તોફાનો વગેરે ઋતુઓના ફેરફાર બતાવે છે, તેમજ એ ગણિતજ્યોતિષ ઉપરથી જ માનવજીવનમાં તેમજ દેશોની ચઢતીપડતીમાં માણસે ઘણા લાંબા કાળની નોંધથી શોધી કાઢયું કે ફળજ્યોતિષ–astrology–પણ તેટલું જ અગત્યનું છે. જે વિદ્વાનોને યા વિજ્ઞાનીઓને ફળજ્યોતિષનું જ્ઞાન નથી, તેઓ માત્ર પોતાના એકદેશી જ્ઞાનના ગર્વમાં કહી નાખે કે

ફળજ્યોતિષ તો છેતરપીંડી યા ભૂલથાપ–humbug–છે તેથી એ શાસ્ત્રને કશી અળવળ આવતી નથી. એ શાસ્ત્રના ઊંડા અભ્યાસીને તો તેમાંથી અનેક સત્યો મળ્યાં છે, અને દિન ઊગ્યે તેમાં નવી નવી શોધ થતાં નવા નવા પ્રકાશ પડતા જાય છે, તેથી આ દુનિયાના જીવનના ઘણા ભેદ માણસને મળી શકે છે. એ વિદ્યાને હસી કાઢ્યાથી કંઇ તેની હસ્તી નાબૂદ થવાની નથી કે તેનાં સત્યો અસત્ય ઠરવાનાં નથી. સૃષ્ટિની કોઇ પણ બાબતને લગતું માણસનું જ્ઞાન અપૂર્ણ જ રહે છે ને રહેવાનું. ગમે તેવો વિદ્વાન કે જ્ઞાની ભૂલને પાત્ર છે, એટલે તેની એવી ભૂલને લીધે કંઇ શાસ્ત્ર ખોટું છે એમ કહી શકાય નહીં. વિદ્યામાં, વિજ્ઞાનમાં જેમ જેમ સંશોધન થતાં જાય છે તેમ તેમ ઘણી જૂની માન્યતાઓ ફેરવવી પણ પડે છે. કોઇ પણ જૂના હજારો વર્ષથી ચાલતા આવેલા શાસ્ત્રને તેનો પૂરતો અને ઊંડો અભ્યાસ કીધા વગર અને તેમાં જણાવેલા સિદ્ધાન્તોની કસોટી કીધા વગર તેને ખોટું, વહેમભર્યું કે છેતરપીંડીવાળું કહી દેવું એ ખરા વિદ્વાનનું લક્ષણ નથી. ફળજ્યોતિષનો મુખ્ય આધાર ગણિતજ્યોતિષ ઉપર જ છે, અને એક સારા જ્યોતિષીનું ફળજ્યોતિષ પ્રમાણેનું વાચન ખોટું પડે, તેમાં એ જ્યોતિષીની કોઇક ભૂલનું પરિણામ હોય, તેમ ગણિતજ્યોતિષ પ્રમાણે ગ્રહો વગેરેની ચોક્કસ ગણતરીની ભૂલને લીધે પણ તે બન્યું હોય. ગ્રહોની, નક્ષત્રોની વગેરે જ્યોતિષનાં અનેક અંગોની ગણતરીમાં હજી પણ ઘણા મતફેર છે, અને એનાં પંચાંગોમાં પણ અનેક ફેર માલૂમ પડે છે. જ્યાં ગણિત જેવા ચોક્કસ વિષયની પણ હજી આવી અનિશ્ચિતતા છે, ત્યાં તેની પર આધાર રાખતાં ફળજ્યોતિષને પણ સહન કરવું પડે છે.

મારો પોતાનો જ્યોતિષનો અભ્યાસ મારી ૧૫–૧૬ વર્ષની વયમાં શરૂ થયો હતો. મારા મરહુમ વિદ્વાન શિક્ષક જાલભાઇ દેરાબજી ભરડાએ ગણિત જ્યોતિષનો–astronomy નો મને આસ્વાદ લગાડ્યો હતો, અને તે પરથી મને ફળજ્યોતિષનો અભ્યાસ કરવાનું સાથે સાથે જ સૂઝ્યું, આ વિષયમાં મૂળથી મને સારા જોષીઓનાં જ્ઞાનનો લાભ મળ્યો હતો, અને પછી મારા સ્વભાવ પ્રમાણે એ વિષયમાં મેં મારા મદ્રાસના ત્રીસ વર્ષના વસવાટ દરમિયાન ઘણું સંશોધન જાતે કીધું છે. એ વિષયમાં મને વધુ રસ પડતો ગયો અને વધુ જ્ઞાન મળતું ગયું તેમ મેં મદ્રાસ ઈલાકામાંના અનેક નગરોમાંના કેટલાક જાણીતા "નાડી જોષીઓ"ની મુલાકાત લીધી, અને તેમની પાસેના અનેકવિધ નાડીજ્યોતિષના વાંચનનો લાભ લીધો. આ નાડીજ્યોતિષના વાંચનમાંથી જ્યોતિષના અદ્ભુત મર્મો મને સાંપડ્યા, અને તેમાંની અદ્ભુત વિદ્યા અનુભવીને હું આશ્ચર્ય પામ્યો. આ હિંદ દેશમાં વિદ્યાની સિદ્ધિ અદ્ભુત હતી, અને ખાસ કરીને આ જ્યોતિષના વિષયમાં અહીંના જોષીઓ એવા પારંગત હતા કે તેમણે ઝીણામાં ઝીણી બાબતોનો અભ્યાસ કરીને જ્યોતિષ શાસ્ત્રને ઘણું જ ખીલવ્યું હતું. આ નવા જ્ઞાનથી મને ઘણો નવો પ્રકાશ મળ્યો, અને તેમાં પછી મારા પોતાનાં વર્ષોનાં સંશોધનથી મને ઘણી અદ્ભુત સિદ્ધિઓ પ્રાપ્ત થઈ છે. છેલ્લાં પાંત્રીસ વર્ષમાં મેં હજારો માણસોનું જ્યોતિષફળવાંચન કીધું છે, તેમાં મેં કીધેલાં ભવિષ્યકથનો મોટે ભાગે વર્ષો પછી પણ સાચાં પડ્યાં છે. માણસ હંમેશા અધૂરો છે તેમ ઘણી વેળા કેટલુંક કથન સાચું પડતું નથી, પણ તે જાણ્યા પછી અને ફરીથી બધું તપાસી જોતાં તેમાં શાથી ભૂલ આવી હતી તે ઘણું ખરું હું પાછું જાણી શકતો હતો. વળી માણસના ચાલુ કર્તવ્યમાં તેની પોતાની ઇચ્છાશક્તિ પણ કામ કરે છે. અને

તેનાથી પણ કેટલાક બનાવોની વલણમા ફેર પડે છે. આવા પ્રસગો માટે મેં મારી "દર્શનિકા"ના ૨૬૧ મા મુક્તકમા કહ્યુ છે તેમ "કર્મ સાથે પરાક્રમ ગૂથાઈ રહ્યુ, દોરીના વળ રહ્યા દોરી સાથે. માનવી કેમ વળ છોડવીને કહે, મેં કીધુ કે થયુ કર્મહાથે?" ગમે તે હો, પણ જ્યોતિશાસ્ત્ર ખરું છે, અને એમાથી માણસની, પ્રજાની તેમજ દુનિયાની અનેકવિધ સિદ્ધિનુ જ્ઞાન જરૂર થઈ શકે છે, અને સેંકડો વર્ષ આગળથી પણ ગણિતને આધારે અગમચેતી આપી શકાય છે.

આ જ્યોતિષની વાત જેમ પેગમ્બર સાહેબની "ગાથાઓ" મા છે, તેમ અવેસ્તામા પણ ભરપટ્ટે છે. અવેસ્તામા તો સત્તાવીસે નક્ષત્રોના નામ છે, અને તેમનુ વર્ણન છે. દસ રાશીઓના પણ નામ છે વળી અવેસ્તામા તેમજ ઋગ્વેદમા આકાશમાના અનેક નક્ષત્રોની અલકારિક કથાઓ છે. યહુદીઓના "જૂના કરાર"–Old Testament–મા તેમજ ખ્રિસ્તિઓની બાઇબલમા પણ તારાસિતારાઓની વાત છે આકાશમા દેખાતી અગણિત પ્રકાશિત જ્યોતિમાળા જોઇને પૂર્વકાળથી માણસ એ સૌને પ્રભુની દિવ્યશક્તિઓ ગણીને તેને આરાધતો ને યાચતો આવ્યો છે સૂર્ય જેવી મહાજ્યોતિ વગર તો આ પૃથ્વી પરનુ એક કણ રહી શકે નહીં તે પણ તે પિછાનતો આવ્યો છે. અને સૂર્યને તેમજ બીજી પૃથ્વીની આસપાસ ફરતી ને રોજ જુદા જુદા ઘાટ ધરતી ને બતાવતી મહાજ્યોતિ ચદ્રને પણ તે પૂજતો આવ્યો છે. અને તેની સમુદ્રમા ભરતી ઓટ કરવાની તેમજ ઓષધી, વનસ્પતિ પરની તેમજ માણસના જુદા જુદા મિજાજ તથા વિકારો પરની તેની અસરની પણ તેને જાણ છે. એવી રીતે છેક જૂના કાળથી આ જ્યોતિષ વિદ્યા અનેક ધર્મો સાથે પણ સકળાયેલી છે આપણા પહેલવી કાળના પૂર્વજોને પણ આ વિદ્યાનુ જુદે જુદે રૂપે જ્ઞાન હતું, અને "બુનદહેશ" જેવા પહેલવી ગ્રથોમા આપણી અવેસ્તામાના કેટલાક યજતોને ચોકસ તેઓએ ગ્રહો યા નક્ષત્રો રૂપે ઓળખાવ્યા છે, જો કે એમા તેઓ ભૂલ ખાઈ ગયેલા છે. પ્રભુએ મૂળ એક જ પદાર્થ matter-માથી આ આખી સૃષ્ટિ પેદા કીધેલી છે, અને તેથી આ સૃષ્ટિમાના તમામ સર્જનો–તારાસિતારા, ગ્રહો, પૃથ્વી, સૂર્ય, ચદ્ર, પૃથ્વી પરની પશુપક્ષી અને માનવની ઉત્પત્તિ–એ સૌમા એ એક જ પદાર્થ જુદા જુદા પ્રમાણમા ને જુદા જુદા રૂપમા રહેલો છે. એમ હોવાથી એ તમામ પદાર્થોનો સબધ અવશ્યપણે રહેવો જ જોઇએ, અને તે કાળના વહનમા જુદી જુદી રીતે પ્રગટ થવો જ જોઇએ જે અણુઓ આ વિશ્વમાના તેજસ્વી ગોળાઓમા છે તે જ સૃષ્ટિના તમામ સર્જનમા પણ છે, અને તેથી એકમેક પર કઇક અસર તો કરતા જ રહે છે પ્રભુનુ ચૈતન્ય યાને તેની જીવનશક્તિ આ બધા સર્જનોને જોડનારી દોરી બની રહે છે, એટલે આપણે આ જુદા જુદા મહા જ્યોતિગોળાઓની સ્થિતિ ને તેના કાર્ય પ્રમાણે તેની સાથે જોડાયેલા છીએ વિશ્વ એક મોટુ ઘડિયાળ છે, અને વિશ્વમાની તમામ હસ્તી ધરાવતી વસ્તુઓ તેના જુદા જુદા યત્રો છે. એ બધાને વિશ્વના ઘડનારે પૂર્ણ યોજનાથી સાકળેલા છે ને ગતિમા મૂકેલા છે, એટલે બધુ તેના નિયમ પ્રમાણે વખતસર બનતુ જાય છે, અને ઘડિયાળના કાટા ઉપરના આકડા પર આવતા તે જો વાગવાવાળુ કીધેલુ હોય તો તે વાગે છે ને વખત બતાવે છે, તેમ જ દરેક પદાર્થના જીવનવહનમા તેની ગતિ પ્રમાણે જે જે સ્થિતિ કાળમા આવે છે, તે તે પ્રમાણે તેના યત્રોનો ને કાટાનો મેળ આવે છે, ને તેને લગતો બનાવ બને છે આ અદ્ભુત યત્રનુ જ્ઞાન જો માણસને થાય તો તે પોતાના તેમજ દુનિયાના જીવનો માટેના ઘણા ભેદ સમજી શકે અને એ જ્ઞાનથી પોતાના

જીવનની ગતિને યોગ્ય રીતે વાળી શકે. એવી રીતે આ જ્યોતિષના અભ્યાસથી આપણે જીવનના મર્મો સમજી શકીએ છીએ, અને આપણી ગમે તેવી નાની જિંદગીને અને તેની સ્થિતિને યથાર્થ સમજતાં આપણા મનની ઘણી ગભરામણો, શંકાઓ વગેરેનું સમાધાન પણ આપણે કરી શકીએ છીએ.

આપણા જરથોસ્તી ધર્મની તેના પુસ્તકોના અનુવાદો દ્વારા મને મળી તેટલી સમજણ મેળવવા સાથે મને હિંદુઓના વેદોનો અને ઉપનિષદો, ગીતા, રામાયણ, મહાભારત વગેરે જૂના ગ્રંથોનો અભ્યાસ કરવાની કર્મસંજોગે નાની ઉમરમાં જ તક મળી, અને ધાર્મિક વિષયોનું કંઈક જ્ઞાન મને પ્રાપ્ત થતું ગયું. એમાં જૈનો, બૌદ્ધો, ખ્રિસ્તિઓ વગેરેનાં બીજાં ધર્મોનાં પુસ્તકોનો તથા તેમની ફિલસૂફીઓનો પણ કંઈક અભ્યાસ મેં કીધો, અને સાથોસાથ યુરોપના કેટલાક તત્ત્વજ્ઞાનીઓનાં પુસ્તકો પણ હું વાંચી ગયો. એ બધું કરતાં મારી પ્રભુ પરની આસ્થા વધતી ગઈ અને આ દુનિયાના ને જીવનના ભેદોનો થોડો પણ સાર મેળવવા હું ઉત્સુક બન્યો. યોગશાસ્ત્રનો અભ્યાસ અને ખાસ કરીને રાજયોગની વિધિ પણ હું મારા એક સંતગુરુ પાસે શીખ્યો, અને ધીમે ધીમે મને આધ્યાત્મિક જ્ઞાન થતું ગયું. આ બધો વખત મારો જ્યોતિષનો અભ્યાસ પણ ચાલતો હતો, એટલે આ જીવનના મર્મ મને વધારે ઊંડા લાગતા ગયા. એક ઈશ્વર જ આ દુનિયાની બધી વ્યવસ્થા કરે છે, એ આપણા ને બીજા ધર્મોના આદેશ શ્રદ્ધાથી અને કાંઈક જ્ઞાનથી હું માનતો થયો છતાં જ્યોતિષના ભવિષ્યકથનથી અનેક બનાવો ભૂતકાળના તેમજ ભવિષ્યકાળના ખરા પડતા જોઈ મને સમજ પડતી ન હતી કે જો એક ઈશ્વર જ બધું કરતો હોય તો આ જ્યોતિષના ગ્રહો વગેરેના વાંચનથી કીધેલું ભવિષ્યકથન ખરું કેમ પડતું હતું, અને માણસના પોતાના મનોબળથી જ જો તેની કાર્યશક્તિ ચાલતી હોય તો પછી સત્ય અને નેકી પાળ્યા છતાં દુઃખ કેમ આવતું અને પરિણામ કેમ ઊંધું થઈ જતું? આખરે આ બધી શંકાઓનું સમાધાન પણ પ્રભુકૃપાએ થયું, અને મને આખરે પ્રકાશ થયો અને આત્માનો સાક્ષાત્કાર થતાં મારાં અંતરચક્ષુ ઊઘડી ગયાં. એ પછી જ મેં મારી "દર્શનિકા" લખી જેમાં મારા દુનિયાની અનેક ફિલસૂફીઓના વાચનનો ખરો સાર છે, તેમજ મારા આધ્યાત્મિક અનુભવો પછીનું દર્શનલેખન છે.

જો સૂર્યમંડળના સૂર્ય, ચંદ્ર, ગ્રહો, નક્ષત્રો અને ચંદ્રના બિંદુપાતો રાહુ અને કેતુ માત્ર માનવજીવનની જ સાથે નહીં પણ આ પૃથ્વી પરની તમામ જાનદાર પેદાશની સાથે સંબંધ રાખે છે અને તેમની અમુક સ્થિતિગતિ સાથે તે સર્વની સ્થિતિગતિનો આધાર છે, તો પછી માનવજીવનની જે અનેક ફિલસૂફીઓ જુદા જુદા ધર્મોમાં ને લોકોમાં ચાલે છે, તેમજ એક ઈશ્વરની, એક ઈશ્વર સાથે તેના બીજા દૈવી અધિષ્ઠાતાઓ–archangels–ની કે અનેકદેવતાવાદની કે દ્વૈતવાદની કે અદ્વૈતવાદની કે અનીશ્વરવાદ–atheism–ની વગેરે કંઈ કંઈ માન્યતાઓનું શું? જરથોસ્તી ધર્મના પાયા ગ્રંથ "ગાથા"માં એક અહુર મઝ્દાની સાથે બીજા છ દિવ્ય અધિષ્ઠાતાઓની ફિલસૂફી સ્થાપી છે તેનો ખુલાસો શો હશે? કોઈ અભ્યાસીઓ આ બીજા અધિષ્ઠાતાઓને યાને "અમેશાસ્પંદો"ને અહુરા મઝ્દાના ગુણો તરીકે ગણે છે, યા કોઈ તેમને તેનાં કિરણો તરીકે ગણે છે, અને ઘણાઓ તેમને ખરેખરી હસ્તી ધરાવતી જુદી જુદી મહાન દિવ્ય શક્તિઓ તરીકે ગણે છે ને માને છે, તેમાંનું ખરું શું હશે? આ બધા પ્રશ્નો મારા મનમાં ઊઠ્યા જ કરતા

હતા, અને છતા મારા મનની પ્રતીતિ પ્રમાણે તો માનવજીવનની અને તમામ દુનિયાની વ્યવસ્થા તો જ્યોતિષ પ્રમાણે સૂર્યમંડળ, નક્ષત્રો વગેરે ચલાવતા હતા, એટલે એક બાજુએ જરથોસ્તી ધર્મના સ્થાપકની પ્રભુપ્રેરિત વાણીનો આદેશ અને બીજી બાજુએ જ્યોતિશાસ્ત્રના ઊંડા અભ્યાસ અને અનુભવથી તારવેલુ સત્ય, એ બન્ને વચ્ચે ખરુ શુ હશે તેની ખોળમા હું પડ્યો સાથે સાથે હુ પ્રભુની ઊંડી ભક્તિ કરીને તેની યાચના કરતો ગયો કે આ ભેદનો કંઈક ખુલાસો મને મળે એવો પ્રકાશ મને તે સાહેબ આપે આખરે એ પ્રકાશ મને મળ્યો અને મને મારા ધ્યાનમાથી ઉત્તર મળ્યો કે "ગાથા"માના અહુરામજ્દા અને છ અમેશા-સ્પેંદો એ જ સૂર્યમંડળ છે, અને એ જ મહાજ્ઞાન અષો જરથુસ્ત્ર સાહેબે "ગાથા"મા અચૂક રીતે ગૂથી લીધેલુ છે! આ ખાસ પ્રકાશથી મને જે આનદ થયો તે અવર્ણનીય છે એ પ્રકાશ મને ઇ સ ૧૯૪૧ ના જુલાઇ–આગસ્ટ માસોમા હુ જ્યારે મારા વિદ્વાન મિત્ર ડૉ એરચ જે. સો તારાપોરવાળાને ત્યા પૂણે હવાફેર માટે ગયો હતો ત્યારે તા ૩૦ મી જુલાઇની સાંજે સાતેક વાગે એ જ વિષયના ધ્યાનમા હું હતો ત્યારે મળ્યો, અને ડૉ તારાપોરવાળા જ્યારે બહાર ફરીને રાતે ઘેર પાછા પધાર્યા ત્યારે મેં તેમને એ માટે કહ્યુ અને પછી "ગાથા"માના સૂર્યમંડળની આકૃતિ પાડીને તેમા બધા અમેશાસ્પેંદોની ગ્રહોની સાથેની સામ્યતાની તેમજ હિંદુઓના ધર્મમાના દેવમંડળની પણ સામ્યતાની આકૃતિ કરીને મેં તેમને બતાવી, અને મોડી રાત સુધી અમે એ વિષય પર વાર્તાલાપ કીધો આની નોધ ડૉ તારાપોરવાળાએ મરહુમ દીનશા ઇરાની મેમોરિયલ વૉલ્યુમમા The Circle of Perfection–સપૂર્ણતાનુ વર્તુલ–નામના લેખમા તેમણે લીધી છે એ પછી "ગાથાઓ"મા આ વિષયને લગતુ સશોધન મેં ચાલુ રાખ્યુ, અને સને ૧૯૪૩ ની શરૂઆતથી મેં બધી શ્રદ્ધાથી "ગાથા"ના અનુવાદનુ કામ ઉપાડ્યુ

## અષો જરથુસ્ત્રના જ્યોતિષના જ્ઞાનના ઉલ્લેખો

'ગાથાઓ"મા જ્યોતિષને લગતા ઉલ્લેખો તો ઠેર ઠેર છે, અને જ્યોતિષની ઉપર જણાવેલી કૂચી મળ્યા પછી "ગાથા"ના બધા ભેદ ઊઘડી જાય છે, તે તો આ ગ્રથમાના મારા અનુવાદ પરથી અને દરેક શ્લોક પરની કીધેલી વિસ્તૃત ટીકા અને આપેલી અનેકવિધ સમજણથી વાચકોની ને અભ્યાસીઓની ખાતરી થશે "ગાથા"ના હા ૩૨–૧૦ મા પેગમ્બર સાહેબ કહે છે કે

હ્વો મા ના સ્રવાઓ મોરેન્દત્ યૈં અચિશ્તેંમ્ વએનંઙહે અઓગેંદા ગામ્ અષિબ્યા હ્વરેં–ચા

એટલે "એવો માણસ ખચીત મારા સ્તોત્રોનો વિનાશ કરે છે જે આ પૃથ્વીને તથા તારામિતારાથી ભરેલા આકાશને પોતાની બે આંખોથી જોઇને તે પર યથાર્થ મનન કરવાનુ કામ મહા પાપમય ગણે છે!" આ અનુવાદ શબ્દેશબ્દનો છે, એમા કશો ઉમેરો મેં કીધો નથી કે શબ્દોના અર્થ મચડ્યા નથી એમા "હ્વરેં" શબ્દ–स्वर्–એટલે સૂર્ય પણ કહેવાય, અને स्वर् એટલે "તારામિતારાથી ભરેલુ આકાશ" પણ ગણાય આ અર્થો મો વિ કોશમા સ્પષ્ટ રીતે આપેલા છે આખા શ્લોકનો ભાવાર્થ સમજીને પછી જ મેં આ બીજો અર્થ વાજબી રીતે ગ્રહણ

કીધો છે. "પૃથ્વી"–ઝાંમ્–ના ઉલ્લેખ પછી એ પૃથ્વીને માથે તારાથી ઝળહળી રહેલું આકાશ જ પ્રાચીનકાળના કુદરતને ખોળે રમતા માણસને અજાયબીમાં અને ચિંતનમાં નાખે. એટલે માણસ પ્રભુની મહાકૃતિઓ જોઇને તે માટે વિચાર કરે નહીં અને તેનું રહસ્ય સમજવા માગે નહીં તો ઢોર જેવો જ રહે, અને તે આ પેગમ્બર સાહેબનાં એ રહસ્ય સમજતવતાં સ્તોત્રોને સમજી શકતો નથી. પેગમ્બર સાહેબે અહીં મર્મમાં જ "ગાથા"ના પાયામાંની વાત કહી દીધી છે. આ લેખમાં ખુદ "ગાથા"માંથી જ મળી આવતી અનેક શહાદતોથી બતાવેલું છે કે અહુરમજદા અને બીજા અમેશાસ્પંદો કોણ કોણ છે, અને પેગમ્બર સાહેબનું અચૂક જ્યોતિષ જ્ઞાન આખી "ગાથા"માં ગૂંથાયેલું પડ્યું છે. આ જ્ઞાનથી જ "ગાથા"માંના અનેક શબ્દો જે કોઇથી બરાબર સમજાતા નહોતા તેના ખરા અર્થો પણ મળી આવ્યા છે. "ગાથા"માં તો અમેશાસ્પદોની આરાધનામાં ફળજ્યોતિષની સ્પષ્ટ વાત છે, અને એ જ્યોતિષને જ આધારે બહુ શ્લોકોના ખરા અર્થો મળી શકયા છે, અને નહીં સમજાતી લીટીઓનો મર્મ ખુલ્લો થઈ ગયો છે. "ગાથા"માં જ્યાં જ્યાં આ જ્યોતિષનો સંબંધ છે ત્યાં ત્યાં મેં તે તે શ્લોકના વિવરણમાં મારા "ટિપ્પણ"માં તે ખુલાસાથી સમજાવ્યું છે. અહીં આ લેખમાં પણ તેનાં દૃષ્ટાંતો આપવામાં આવશે.

અતિ પ્રાચીન કાળથી એવી માન્યતા ઊતરતી આવેલી છે કે અષો જરથુસ્ત્ર પોતે ઘણા મોટા જ્યોતિષી હતા. આનો ઉલ્લેખ સર જોહ્ન માલ્કમના A History of Persia–ઇરાનનો ઇતિહાસ–નામના ગ્રંથમાં એ લેખકે સ્પષ્ટ રીતે કીધેલો છે. વળી પ્રાચીન ગ્રીક લેખકોએ પણ એ વાત પોતાનાં પુસ્તકોમાં નોંધેલી છે. ગ્રીક લેખક ત્રોગોસ પોમ્પીઉસ કહી ગયો છે કે "જરથુસ્ત્ર પેગમ્બર દુનિયાના મૂળ કર્તાઓ પર તથા સેતારાઓની ચાલ પર પ્રકાશ પાડી ગયા હતા અને એ વિષયનું ચોકસાઇથી અવલોકન પણ તેઓ જ પ્રથમ કરી ગયા હતા!" આ કથન કેટલું સત્ય છે, તે તો આજે પેગમ્બર સાહેબના જમાના પછી સાડા આઠ હજાર વર્ષે તેમની "ગાથા"ના ઉકેલણથી સાબિત થાય છે. મેં ઉપર જણાવ્યું છે તેમ એક જ મૂળ પદાર્થમાંથી ઉત્પન્ન થઇને વિસ્તાર પામેલી આ સૃષ્ટિ એકમેક સાથે ગૂંથાયેલી છે, અને તેની ગતિ તેમજ તેનાં હલનચલન, વિકાસ, વિનાશ વગેરેનાં જુદાં જુદાં દર્શનો–manifestations–તેમાં જ બીજરૂપે રહેલા નિયમને આધીન છે. આપણા અદ્યતન વિજ્ઞાનીઓ પણ સ્વીકારે છે કે આ પૃથ્વી પરની તમામ પેદાશની હૈયાતી સૂર્યને જ આભારી છે, અને સૂર્યનાં અનેક અવલોકનો અને તેના અભ્યાસથી પૃથ્વી પર થતા અનેક ફેરફારોની તેમજ માનવીઓ અને પ્રાણીઓ ઉપર પણ તેની થતી અસરોથી તેઓ જાણકાર થયા છે. એ સૂર્યની પૂજા ને આરાધના પણ બહુ પ્રાચીન કાળથી માનવજાતિમાં થતી આવી છે. પદાર્થવિજ્ઞાન પ્રમાણે પણ સૂર્ય જ આપણી દુનિયાનો અધિષ્ઠાતા છે. એ જ આપણામાં પ્રાણ પૂરનારો છે. એટલે સૂર્ય અને તેના મંડળના ગ્રહો તેમજ તેના માર્ગ સાથે સંબંધ રાખતાં નક્ષત્રોને આપણી આ દુનિયાનાં તમામ હલનચલન પર અધિકાર છે અને આપણાં અલ્પજીવનોને તે દોરવે છે. માનવજાતે લાખો વર્ષના અરસામાં પોતાનાં અવલોકનોથી એ બધું ધીરે ધીરે શોધી કાઢ્યું છે, અને હજી જેમ જેમ જમાના જતા જશે અને જ્યોતિષ વિદ્યામાં વધારે સંશોધન થતું જશે તેમ તેમ કુદરતનાં અનેક રહસ્યો માણસને મળતાં જશે.

## "ગાથા"ના પાયાની સમજ

યુનાની પાદશાહ સિકંદરે ઇરાન જીત્યા પછી જરથોસ્તી ધર્મપુસ્તકોને બાળી નખાવ્યાં હતાં,-એ તો ઐતિહાસિક હકીકત છે. ત્યાર પછીનાં પાંચસે વર્ષના પાર્થિયન પાદશાહોના ઇરાન પરના રાજ્યમાં જરથોસ્તીઓની અને તેમના ધર્મ સાહિત્યની પડતી આવી હતી, અને જે કંઇ સાહિત્ય ઇરાનીઓના ધર્મગુરુઓને કંઠસ્થ હતું તથા ધર્મસાહિત્યને લગતાં કંઇ કંઇ હસ્તલિખિત પુસ્તકો લોકોએ છુપાવી રાખેલાં હતાં, તેની ઉપર જ જરથોસ્તી ધર્મવાળાઓનો મદાર હતો. પણ પછી અશ્કાની વંશના છેલ્લા પાદશાહને હરાવીને અસલ ઇરાની વંશના વીરનર અરદેશર બાબેકાને "સાસાનિયન" વંશની સ્થાપના ઇસુ ખ્રિસ્તની ત્રીજી સદીમાં (ઇ. સ. ૨૨૬ માં) કીધી, અને તેણે દસ્તૂર દાવરોને ભેગા કરીને જરથોસ્તી ધર્મનાં જે પુસ્તકો બચવા પામ્યાં હતાં તેની શોધ ઇરાનમાં ચલાવીને તે ભેગાં કીધાં. એ વેળા ત્યાં પાઝંદ અને પહેલવી ભાષાઓ ચાલતી હતી, એટલે લોકભાષામાં ગાથા અને અવેસ્તાના તરજુમાઓ તેઓ પાસે તેમની શક્તિમતિ મુજબ કરાવ્યા. આજે "ખોરદેહ અવસ્તા" અને યશ્તો, યજશ્ને વગેરે ધાર્મિક લેખો જે હાલતમાં લખાયેલાં આપણને મળે છે, તે કંઇ મૂળ પ્રમાણે નથી. "યશ્તો"ના કરદાઓ જૂના છે, પણ તેની શરૂઆતનું ભણતર—એટલે કરદા ૧ લાની અગાઉનું—અને છેલ્લા કરદાની પછીનુ ભણતર, એ બધાંની રચના ને ગોઠવણ એ સાસાનિયન જમાનામાં થયેલી છે. "યશ્તો"માં મોટે ભાગે જૂનો ઇતિહાસ સચવાયેલો છે, તેમજ એના "યજતો" જે મોટે ભાગે આકાશી નક્ષત્રો છે, તેનાં સુંદર ને કવિતામય વર્ણનો છે. એ યશ્તોના ૧ લા કરદાની શરૂઆતમાં "મ્રઓત્ અહુરો મજ્દાઓ સ્પિતમાઇ જરથુશ્ત્રાઇ" એટલે "અહુરા મજ્દાએ સ્પિતમાન જરથુસ્ત્રને કહ્યું કે...." આવે છે, તે એ "યશ્તો" ને દિવ્યસ્વરૂપ આપીને ધાર્મિક ગ્રંથ ગણાવવા તેઓને ધર્મના પેગમ્બર અષો જરથુસ્ત્રના નામ સાથે જોડી દેવામાં આવેલી છે. બધા જ પૂર્વ તરફના જૂના ગ્રંથોની એવી સ્થિતિ છે. હજાર—બે હજાર કે માત્ર પાંચસો વર્ષો પર રચાયેલા જ્યોતિષના નાડી ગ્રંથોમાં પણ મેં એમજ જોયું છે. તેમાં પણ એક એક જન્મપત્રિકા પર વસિષ્ઠ અને વિશ્વામિત્ર જેવા ઋગ્વેદના ઋષિઓનાં નામે પ્રશ્નોત્તર ચલાવેલા છે, કે ઉમા ને મહેશને નામે કે બીજા અતિ પ્રાચીન જ્યોતિષીઓને નામે લખાણો થયેલાં છે. પ્રાચીનકાળમાં એ પદ્ધતિ સામાન્ય હતી. એટલે માત્ર શરૂઆતમાં અષો જરથુસ્ત્રનું નામ દીધાથી કંઇ તે લેખો એ સાહેબના લખેલા નથી, કે તેમણે તેની પ્રેરણા પણ આપી નથી. આ બધા યજતો જે આદિત્યો અને તારાસિતારા જેવી દૈવી શક્તિઓ છે, અને જે પ્રકાશિત હોવાને લીધે ઋગ્વેદમાં "દેવતા" ગણાયા અને અવેસ્તામાં તેમને જ "યજત" કરીને આરાધેલા છે, તે જૂની પ્રકૃતિપૂજા તો અષો જરથુસ્ત્રે બંધ કરાવી હતી. અને એક અહુરમઝ્દા ને તેના છ અધિષ્ઠાતાઓ જે ખરી રીતે સૂર્યમંડળને જ દર્શાવે છે, તેની આરાધના ચાલુ કીધી હતી. હું બીજા લેખોમાં કહી ગયો છું તેમ "હપ્તહાઇતિ" યશ્તના પ્રથમ લખનારને "ગાથા"ના અમેશાસ્પંદો કોણ તેની સમજ હોય એમ લાગતું નથી. અને એ પછી અવેસ્તાની બીજી યશ્તોમાં આ સાત અમેશાસ્પંદો તે ઋગ્વેદમાં જણાવેલા સાત આદિત્યો જ ગણીને તથા તેમનો સંબંધ ક્રાંતિમાર્ગના નક્ષત્રો સાથે બાંધીને "અવેસ્તાધર્મ" ચાલુ કીધો, અને તેને જરથોસ્તી ધર્મ તરીકે ઓળખાવ્યો! આ વાત અવેસ્તામાંથી સાબિત

થાય તેમ છે. વરુણ, અર્યમા, ભગ, પ્રજાપતિ (દક્ષ), મિત્ર, સૂર્ય, અંશ એ સાત આદિત્યોને "મજ્દાઓ અને અહુરાઓ" સાથે જોડવાની કોશિષ અવેસ્તામાં થઈ છે. આ ભેદ મેં ત્રણેક વર્ષ પર "હસ્ફહાઈતિ" યસ્નના ૧ લા કરદાની અગાઉના શરૂઆતના ચૌદ ફકરાઓ જેમાં અમેષાસ્પેન્તાઓની તથા બીજા યજ્તોની આરાધના કીધેલી છે અને જે ફકરાઓ તેની ભાષા જોતાં પાછળથી સ્પષ્ટ રીતે ઉમેરાયેલા છે, તેનો અભ્યાસ કરતાં મેળવ્યો. એ માટે મારા સ્વર્ગસ્થ ભલા મિત્ર તે દાદરની જરથોસ્તી મદરેસાના વિદ્વાન પ્રિન્સીપાલ એરવદ એદલજી ફરામજી માદન સાથે મને ઠીક ઠીક વાદવિવાદ થયો હતો, અને એ વિષય માટે આખરે ઘણીક શહાદતોથી મેં તેમનું સમાધાન કીધું હતું. પણ આ ચાલુ સને ૧૯૪૭ના ફેબ્રુઆરી માસમાં મને પ્રો. આર્થર બી. કીથના વિલાયતની "હારવર્ડ ઓરિયેંટલ સિરિજ"ના ૩૧–૩૨ મા ગ્રંથોમાં મારા આ સંશોધનને ટેકો આપતું લખાણ જ્યારે મેં વાંચ્યું કે "અવેસ્તામાંના સાત અમશાસ્પંદો એ "ઋગ્વેદ"માં જણાવેલા સાત "આદિત્યો" જ છે, ત્યારે મારા મનને સંતોષ થયો. "હસ્ફહાઈતિ યસ્ત" ઉપરાંત "અર્દીબહેસ્ત યસ્ત" જે "અષા વહિસ્તા"ની સ્તુતિમાં લખાયેલી છે, તેમાં "બઘ અષ વહિસ્ત" ૧૪ મા ફકરામાં આવે છે. એ "બઘ" તે "ઋગ્વેદ"માંનાં "આદિત્યો"માંનો भग આદિત્ય છે, અને એને "અષા" તરીકે ઓળખાવ્યો છે. પણ "ગાથા"માં તો ત્રણ અમેશાસ્પંદો નપુંસક જાતિમાં ને ત્રણ નારી જાતિમાં છે, જ્યારે "આદિત્યો" તો બધા નરજાતિ છે, તે પ્રશ્ને એ યસ્તો લખનારાને ગૂંચવ્યા લાગે છે. "ગાથા"ના મજ્દાઓ ને અહુરાઓ કોણ, તેનો કશો ખુલાસો એ લખનારાઓને મળ્યો નથી. એટલે જ તેઓએ પછી પેલા "આદિત્યો"માંના "મિથ્ર"–मित्र ની, "અર્યમા"ની અને "સૂર્ય"ની જુદી યસ્તો લખી. અષો જરથુસ્ત્ર સાહેબની "ગાથા"ઓ પછી હિંદુ આર્યો જરથોસ્તી આર્યોથી છૂટા પડ્યા અને ઋગ્વેદની સંહિતાના મંત્રો જે રૂપમાં હાલમાં મળી આવે છે તે રૂપમાં લખાવા માંડ્યા ત્યારે આ "આદિત્યો"ની કલ્પના વેદના ઋષિઓને આવી હશે, અને એને જોઈ અષો જરથુસ્ત્રના મરણ પછી બહુ સદીઓ પછી "અવેસ્તા"નાં ભણતર લખતા ગયા તેમાં એમની કલ્પનાનો ઉપયોગ થયો લાગે છે. બાકી मित्र એ અનુરાધા નક્ષત્રનો દેવતા છે, અને એનું રહેઠાણ કહો કે "મહેર યસ્ત"માં જણાવ્યા પ્રમાણે એની ઘોડાગાડી કહો તેને "ગાથા" સાથે કશી લેવા દેવા નથી. અહીં તો આ વિષયમાં વધુ લખાય તેમ નથી. એ માટે મારો "મહેર યસ્ત"ના ભેદ પરનો લેખ જ્યારે છપાય ત્યારે વાંચકોએ તે વાંચીને ખાતરી કરી લેવી. એ યસ્ત પરથી બહુ નક્ષત્રોની ને તેઓના યજ્તોની ખરી બાતમી મળે છે, એનું લખાણ બહુ સુંદર ને અલંકારિક છે. "ગાથા"ની તો શું પણ ખુદ પાછળના "અવેસ્તા"ની સમજ પણ ધીમેધીમે ઈરાનીઓમાં કમતી થતી આવેલી દેખાય છે. સાત અમેશાસ્પંદોની કલ્પના પછી અવેસ્તાના પાછલા ભાગમાં તેત્રીશ ફરેસ્તાઓની યાને યજ્તોની આરાધના થાય છે, અને "આબેજર લેવાની નીરંગ"ના ફારસી ભણતરમાં તો "સીઓસે અમે-શાસ્પંદ" એટલે તેત્રીશ અમેશાસ્પંદ ગણાયા છે! એ સામે તો ખુદ કાંગાજીએ પણ એમના "ખોરદેહ અવેસ્તા બા માએની"ના મોટા પુસ્તકમાં સવાલ ઉઠાવ્યો છે. શું આ બધાં ભણતરોને આપણે પવિત્ર અને ખરી જરથોસ્તી ફિલસૂફી પ્રગટ કરતાં ગણવાં? આવી ઘણી ગેરસમજની વાતો જરથોસ્તી ભણતરોમાં આવ્યા કરે છે, અને તે પાછલા વખતની હોઈ તેના પર અંધશ્રદ્ધા મૂકવામાં સાર નથી. ઘઉંમાં ભેળાયલા કાંકરાઓને તો વીણીવીણીને સમજદારીથી દૂર કરવા જ જોઈએ.

"ગાથા"ના પહેલવીમાં, ફારસીમાં, ગુજરાતીમાં કે યુરોપની કોઇ પણ ભાષામાં સંતોષકારક તરજુમાઓ નથી થઈ શક્યા, અને જે થયા છે તેમાં યોજનાની, વિચારની, પેગામની વગેરે તેનાં અગત્યનાં અંગોની એકતા મળતી નથી, કે તેમાં સિલસિલાબંધ નિરૂપણ મળતું નથી. એનું કારણ એ જ છે કે એમાં પાયારૂપ રહેલી દિવ્યમંડળની યોજનાનું ખરું તત્ત્વ કોઇને પણ હજારો વર્ષમાં લાધ્યું નથી. ઈશ્વરની કોઇ અકલ ગતિથી ખુદ "અવેસ્તા"નાં ભણતરો લખનારાઓને પણ આ દિવ્યમંડળનું રહસ્ય મળ્યું નહીં, એટલે તેમણે તે વેળાના સમકાલીન "ઋગ્વેદ"-માંના સાત "આદિત્યો" જે "અમૃતા" એટલે "અમરો"–the immortals–કહેવાતા તેઓની સ્થાપના "ગાથા"ના દિવ્યમંડળની અવેજીમાં કરીને "સાત અમેશાસ્પંદો" એટલે "પવિત્ર સાત અમરો" ગણી લીધા, અને પછી એ "આદિત્યો"ના સાત દેવતાઓને યજતો કરીને તેની યશ્તો અને યસ્નો બનાવીને તે બધું પાછલું સાહિત્ય અષો જરથુશ્ત્રને નામે ચઢાવ્યું, અને "વંદીદાદ" જેવા સ્મૃતિગ્રંથને પણ "અહુરમજ્દે સ્પિતમ જરથુશ્ત્રને કહ્યું" એવાં વચનો આરંભમાં લખીને તેને ખુદ જરથુશ્ત્રનાં જ ફરમાન તરીકે ગણાવીને શ્રુતિ ગ્રંથમાં મનાવવાના પ્રયત્ન થયા. જરથોશ્તી ધર્મશાસ્ત્રમાં જ નહીં પણ ખુદ વેદો જે પ્રથમ ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદ મળી ત્રણ જ ગણાતા ને માન્ય રખાતા, તેમાં હિંદુસ્તાન આવ્યા પછી તેના મૂળ આદિવાસીઓના રિવાજો, રોગનિવારણમંત્રો, તેમજ તંત્ર વિદ્યાનો કેટલોક ભાગ પણ પાછળથી ઉમેરાયો અને એ સંગ્રહને પણ સેંકડો વર્ષના પ્રયત્ન પછી ચોથા "અથર્વ" વેદ તરીકે બ્રાહ્મણોએ માન્ય રાખ્યો ને માન્ય રખાવ્યો, અને ત્યારથી ત્રણ વેદના ચાર વેદો ગણાવા માંડયા. આ બધી ઐતિહાસિક વાતો છે, એટલે આજે આપણી પાસે પણ જે સમગ્ર "ભણતર" જરથોશ્તી ધર્મશાસ્ત્ર તરીકે રહ્યું છે, તેમાંથી મૂળ કયું, શાખા કઈ, અને મૂળ વૃક્ષને આવીને જુદા જ વેલા વીંટાઇ રહ્યા છે તે કયા, એ બધું વિવેકબુદ્ધિથી સાચદિલીથી કોઇપણ જાતના પૂર્વગ્રહ–prejudice–વગર કે અંધશ્રદ્ધા વગર છૂટું પાડી તેની સાચી સમજ મેળવવાની આપણી ફરજ છે. ધર્મના ઊંડા અભ્યાસથી અને નવાં નવાં પણ સાચી દિશામાં મનને ખાતરી થાય તેવાં સંશોધનથી જે સત્ય જડી આવે તે પર દરેક જરથોસ્તી ધર્મભક્ત ને ધર્માભ્યાસીએ ધ્યાન આપીને મૂળ સત્યનું પુનઃસ્થાપન કરવું જોઇએ. જ્ઞાનપ્રકાશ થયા પછી ધર્મ પર જે ખરી શ્રદ્ધા બેસશે તે જ પ્રભુપંથે જનારાને બધી દિશાએથી કામ આવશે.

## "ગાથા"ના પાયાનું દિવ્ય મંડળ

### ૧. અહુરા ને મજ્દાની જોડી

હવે આપણે આપણા વિષયની બધી ગંભીરતા જાણી લઇને "ગાથા"ના અમરો કોણ છે, તે ખુદ "ગાથા"માંના સૂચનોથી ને ઉક્તિઓથી જાણવાનો પ્રયત્ન કરીએ. "ગાથા"માં દુનિયાના રચનાર તરીકે અહુરા અને મજ્દા હંમેશા છૂટા શબ્દો તરીકે જ આવે છે. એક શ્લોકમાં માત્ર મજ્દાને જ સંબોધન હોય, યા અહુરાને હોય યા કોઇ શ્લોકમાં એ બન્નેને જુદી જુદી લીટીઓમાં જુદાં જુદાં સંબોધન હોય, વળી કેટલાક શ્લોકોમાં મજ્દા અહુરા એમ બે છૂટા શબ્દો પાસે પાસે રાખીને સંબોધાય કે અહુરા મજ્દા એમ તેનો ક્રમ ફેરવીને પણ છૂટા શબ્દો જ તરીકે સંબોધાય. વળી કેટલેક ઠેકાણે આ બે શબ્દો અહુરા ને મજ્દા

કે મઝ્દા ને અહુરા હોય તેની વચ્ચે કોઇ બીજો શબ્દ તે લીટીનાં વાકયના અર્થમાં રહેલો પણ હોય. વળી આ બે શબ્દો એક પંક્તિના એક જ વિભાગમાં સાથે હોય તેમ એ પંક્તિમાં જ્યાં સાતમી શ્રુતિએ-"અહુનવઇતિ ગાથા"ના છંદમાં-યતિ caesura.-હોય તે ઠેકાણે અહુરા હોય અને પછી બીજા વિભાગની શરૂઆતમાં મઝ્દા હોય. એનાં થોડાંક ઉદાહરણો આપણે "અહુનવઇતિ ગાથા"માંથી અહીં લઈ જોઈએ :

હા. ૨૮-૨ : પહેલી લીટીના પહેલા ભાગની છેડે : યેં વાઓ મઝ્દા અહુરા.
હા. ૩૧-૫ : ત્રીજી લીટીના પહેલા ભાગની છેડે : તા-ચીત્ મઝ્દા અહુરા.
હા. ૨૮-૪ : બીજી લીટીના બીજા ભાગમાં : વીદુશ્ મઝ્દાઓ અહુરહ્યા.
હા. ૩૧-૪ : પહેલી લીટીના બીજા ભાગમાં : અહ્હેન્ મઝ્દાઓસ્યા અહુરાઓહ્હો
હા. ૩૨-૧ : બીજી લીટીના બીજા ભાગમાં : અહુરહ્યા ઉર્વાઝેમા મઝ્દાઓ.
હા. ૩૩-૨ : ત્રીજી લીટીના બીજા ભાગમાં : અહુરહ્યા જઓષે મઝ્દાઓ.
હા. ૨૯-૬ : પહેલી લીટીના બે ભાગ પાસે : વઓચત્ અહુરો ॥ મઝ્દાઓ........
હા. ૩૩-૯ : ત્રીજી લીટીના બે ભાગ પાસે: ઇજ્યાઇ અહુરા ॥ મઝ્દા દર્સ્તોઇશ્ ચા....
હા. ૩૩-૧૧ : પહેલી લીટીના બે ભાગ પાસે: યે સેવિશ્તો અહુરો ॥ મઝ્દાઓસ્યા....

એક લીટીમાં મઝ્દા અને બીજી લીટીમાં અહુરા, એવાં સંબોધનો તો "ગાથા"માં ઠેર ઠેર મળશે. "ગાથા"માં આવી રીતે આ બે શબ્દો તદ્દન છૂટા જ આવે છે, અને વિભક્તિના પ્રત્યયો પણ "મઝ્દાઓ અહુરો," "અહુરેમ્ મઝ્દામ્" એમ બધે જ પ્રત્યેક શબ્દને છૂટા છૂટા જ લાગે છે. ખુદ "અવેસ્તા"ની યશ્તોમાં પણ તેના મૂળ લેખ જે ૧ લા કરદા સુધીના જ હોય છે, તેમાં પણ એમ જ અહુરા અને મઝ્દા છૂટા શબ્દો તરીકે જ આવે છે, અને ત્યાં પણ એ બન્ને શબ્દોને વિભક્તિનો પ્રત્યયો છૂટા છૂટા જ લાગે છે. માત્ર એ યશ્તોમાં આગળ પાછળ ઉમેરાયેલાં ભણતરો જે પાઝંદ ભાષામાં છે, તેમાં જ "અહુરમઝ્દ" એમ એક જ શબ્દ થઈ ગયેલો છે! એટલે અવેસ્તાકાળ સુધી તો આ શબ્દો બન્ને છૂટા જ હતા, પણ સાસાનિયન જમાનામાં એ સમજ ગુમાઈ ગઈ હતી, અને પાઝંદ ભણતરોમાં અને પહેલવી સરેહોમાં ગેરસમજથી એક જ શબ્દ "અહુરમઝ્દ" લખાતો અને બોલાતો થયો. "ગાથા" અને "અવેસ્તા"ના પહેલવી, ફારસી, સંસ્કૃત અને ગુજરાતીમાં તરજુમાઓ થયા છે, તેમાં મૂળ "ગાથા"માં ભલે એ બે શબ્દો છૂટા હોય પણ તરજુમો કરનારે તો તેને સાથે લઈ એક જ શબ્દ "અહુરમઝ્દ" કરી નાખ્યો છે. આપણા આ સદીના જૂના પારસી વિદ્વાનો ને ધર્મના અભ્યાસીઓએ પણ એને એક શબ્દ તરીકે જ ગણ્યો છે. કાંગાજીએ સુદ્ધાં એમની "ખોરદેહ અવસ્તા આ માએની"ના પાંચમા પાનાની નોંધમાં લખ્યું છે કે "હોરમઝ્દને માટે સાધારણ રીતે અવેસ્તામાં 'અહુરમઝ્દ' આવે છે, પણ કેટલેક ઠેકાણે, મુખ્ય કરીને "ગાથા"માં, 'હોરમઝ્દ'ને માટે ફક્ત 'અહુર' અથવા 'મઝ્દ' પણ આવે છે." આ વાકયમાં "અવેસ્તામાં 'અહુરમઝ્દ' આવે છે" એ કથન ખરું નથી. અવેસ્તાની કોઇપણ યશ્તના મૂળ લખાણમાં "અહુરમઝ્દ" શબ્દ આવતો નથી, તે કોઇપણ વાંચક હવે જોઇ લે. માત્ર એ યશ્તોના મૂળ

લખાણુની અજુબાજુ પાઝંદ ભણતરો પાછળથી ઉમેરાયેલાં છે, તેમાં જ ગેરસમજથી "દાદાર અહુરમજ્દ" એમ શબ્દો આવે છે.

આ બધું જોતાં જણાય છે કે "ગાથા"માં અષો જરથુસ્ત્ર પેગમ્બરે સૃષ્ટિની ઉત્પત્તિનું રહસ્ય જે રીતે મૂકેલું છે, તે તેમની પાછળના અનુયાયીઓ પૂરતી રીતે ઉકેલી શકયા ન હતા, અને પહેલવી કાળમાં તો તે તદન ભુલાઈ ગયું હતું, અને યહુદી, ખ્રિસ્તિ, મુસ્લીમ વગેરેના ધર્મશાસ્ત્રની છાયામાં "એક ઇશ્વર"ની માન્યતાને અનુસરીને "મજ્દા અહુરા"નો ખરો મર્મ નહીં પામતાં એ પાછલા કાળના ઇરાની ધર્મગુરુઓએ "અહુરમજ્દ" એમ એક નામ કરીને જરથોસ્તી ધર્મના સાચા તાત્ત્વિક પાયા પર ઘા કર્યો, અને ત્યારથી "મજ્દા"નો અર્થ "જ્ઞાની" કરીને તેને "અહુરા"ના વિશેષણ તરીકે ગણી "જ્ઞાની અહુરા" એવો અર્થ ઊભો કીધો, અને એ જ અર્થ જરથોસ્તી પરંપરા–traditions–પ્રમાણે ખરો હશે એમ માનીને ઇરાનીઓ તેમજ તેમની સાથે ગ્રીકો, રોમનો, યુરોપિયનો અને હિંદમાં આવી વસેલા પારસીઓએ પણ માન્ય રાખ્યો. યુરોપમાં "અહુરા–મજ્દા"ને બદલે Ormazd–ઓર્મજ્દ–લખાવા માંડ્યું, અને હવે તો છેલ્લાં દોઢસો બસો વર્ષો થયાં પારસીઓ અંગ્રેજી રાજ્યમાં રહીને અંગ્રેજી શીખ્યા, અને તેમની સ્કૂલોમાં ખ્રિસ્તિ ધર્મનું પણ કંઇક જ્ઞાન મેળવ્યું, એટલે રખેને આપણે પારસીઓ હિંદુઓના ધર્મ પ્રમાણે ઘણા દેવોવાળા ગણાઇએ તો તેમાં માનભંગ થવાય, અને એક જ ખુદામાં–હોરમજ્દમાં માનવાવાળા કહેવાતાં "સુધરેલા" કહેવાઈએ, એટલે એ જ "એક ખુદા"ના ખ્યાલમાં આપણા મૂળ ધર્મમાં ય "ગાથા"નું ખરું શિક્ષણ આપણે ગેરસમજથી દાબી દીધું. ખુદ બાઇબલમાં પણ ખ્રિસ્તિઓની God the Father, God the Son and God the Holy Ghost એટલે પ્રભુપિતા, પ્રભુપુત્ર અને પ્રભુ પવિત્રાત્મા એવી ત્રિમૂર્તિ છે! આ અનંત સૃષ્ટિનાં અગણગણ સર્જનો મૂળ એક જ કોટલામાં રહેલાં છે, જેને વેદમાં "બ્રહ્મ" કહ્યું છે. તમામ સર્જન એ મૂળ "બ્રહ્મ"માંથી જ થાય છે. પણ **"એ મૂળમાં જ બે અનાદિ તત્ત્વો રહેલાં છે, અને તેના મિલનથી જ અને તેની ઇચ્છાથી જ આ સર્વ સૃષ્ટિ પેદા થયેલી છે.** હિંદુશાસ્ત્રોમાંના "સાંખ્યદર્શન"માં આ જ ફિલસૂફી ચર્ચેલી છે, અને એની ઉપરથી જ તમામ વિશ્વનુ સર્જન થયેલું સિદ્ધ કરાયેલું છે. એ મૂળમાં પરમાત્મા અને પ્રકૃતિ–the Universal Spirit and the Universal Matter–જોડી રૂપે રહેલાં છે, અને એ ચેતન ને પદાર્થ સૃષ્ટિનાં તમામ સર્જનમાં રહેલાં છે. એ કદી છૂટાં પડતાં નથી. એ બન્ને પોતેપોતે એકરસ છે. વિશ્વના મૂળનું અને સૃષ્ટિના સર્જનનું આ રહસ્ય દુનિયામાં આર્ય પ્રજામાં આજથી સાડા આઠ હજારથી વધુ વર્ષો પૂર્વે અષો જરથુસ્ત્ર સાહેબે જ પ્રથમ દર્શાવ્યું છે, કેમકે તે સાહેબે પોતે જ "ગાથા"ના હા. ૩૧–૧ માં એને "અગૂસ્તા વચાઓ"–अगुष्टा वचाः–unproclaimed commands–કહે છે, એટલે એમની અગાઉ કોઇએ પણ આ રહસ્ય ઉચ્ચાર્યું કે ખોલ્યું ન હતું. આ પરમાત્મા અને પ્રકૃતિનાં બેવડાં મૂળમાંથી જ દુનિયાનાં તમામ સર્જનોમાં "પિતા અને માતા" ઊતર્યાં છે, અને આ પિતા અને માતાની એકતા વગર ચેતનનું કે પદાર્થનું નવું સર્જન પાછું બાળક રૂપે થતું નથી. આમ જે મૂળમાં છે તે જ થડમાંથી ડાળપાંખડાંમાં વિસ્તાર પામે છે.

અહુરા–असुर–તે "અસુ" એટલે પ્રાણનો આપનાર છે. એ મૂળ ચેતન છે. એ જીવનનો નાથ છે. એ "હ્વો વીચિરો અહુરો"–स्वो विचिरो असुरो–એટલે

અહુરા પોતે નિર્ણયકર્તા છે, આ સૃષ્ટિના તમામ આત્માઓનાં કર્મોનો ઇન્સાફ કરીને બદલો આપનાર છે. "ગાથા"માંનો "અહુરા" તે "ઋગ્વેદ"માંનો "વરુણ" છે એવી કલ્પના અવેસ્તાના લેખકોમાં કદાચિત હોય, અને એવી માન્યતા યુરોપીય અભ્યાસીઓ અને તેમની પૂઠે આપણા પારસીઓ પણ રાખતા હોય. પણ "ગાથા"માંનો "અહુરો" તે The Supreme Universal Spirit–વિશ્વવ્યાપક પરમાત્મા છે, અને તેની સાથે "મઝ્દા" તે The Lord of Matter–પ્રકૃતિ–છે. 'ઋગ્વેદ'માના એકેશ્વરવાદ જેવી "વરુણ"ની કલ્પના–વરુણ એટલે વ્યાપક અવકાશ all-pervading space–તો ધીમે ધીમે આવે છે. "ઋગ્વેદ"માં પ્રારંભની કલ્પના તો "દ્યાવા પૃથિવી"ની–આકાશ અને પૃથ્વીની–છે, એમાં બધું આવી ગયું છે. આ દ્યાવા પૃથ્વીનો પણ એક રચનાર છે, એમ ઋ. મં. ૪–૫૬–૩ માં છે: स इत् स्वपा भुवनेष्वास य इमे द्यावा पृथिवी जजान–એટલે "જેણે આકાશ ને પૃથ્વીને પેદા કીધાં તે જ આ દુનિયામાં કુશળ છે". "ઋગ્વેદ"માં ધીમે ધીમે વરુણ"ની સ્થાપના થાય છે ને તે સર્વોપરી દેવતા મનાય છે, અને તેને असुर वरुण એટલે "પરમાત્મા વરુણ" કરીને ઠેર ઠેર સંબોધ્યો છે. મને લાગે છે કે "ગાથા"માં જે "અહુરા"ની કલ્પના છે, તે આર્યોમાં બહુ જૂની હશે, અને એ જ असुर નો ઉપયોગ શુભ અર્થમાં ઋગ્વેદનાં ઘણાં મંડળમાં ને શ્લોકમાં થયેલો મળી આવે છે. પણ "ગાથા" માંનો "અહુરા" તે "વરુણ" નથી. એ તો મૂળ "બ્રહ્મ" માંનું પરમ આત્મતત્ત્વ છે. એ ચેતન અને જીવનનો આપનારો સાહેબ છે અને વર્તનનો ઇન્સાફ કરનારો છે. હા. ૨૮–૯માં પેગમ્બર સાહેબ કહે છે કે

"અનાઇશ્ વાઓ નોઇત્ અહુરા । અષેમ્–ચા યાનાઇશ્ જરનએમા"

એટલે કે અહુરા! આ બધી મહેર મેળવીને તમોને તેમજ અષને **અમારા વર્તનથી** અમે કદી પણ નાખુશ નહીં કરીએ!" ગેલ્ડનરના અને કાંગાજીના પાઠમાં આ લીટીમાં "અહુરા" પછી "મઝ્દા"શબ્દ પણ છે, જે શબ્દ બીજા પાદમાં જ ગણી શકાય, પણ એ શબ્દની સાથે જે બીજા પાદની શ્રુતિઓ ગણીએ તો નવને બદલે અગ્યાર થઈ જાય છે. તે ખુલ્લી રીતે બતાવે છે કે આ "મઝ્દા" શબ્દ કોઇએ પાછળથી ઘુસાડેલો છે! કવિતારચનાના ખરા જ્ઞાનથી આવા પાછળથી ઘુસાડેલા શબ્દો પકડાઈ આવે છે. એ માટેનો જુદો લેખ "અહુનવઇતિ ગાથાના ચાલુ પાઠનાની ભૂલોની સુધારણા" આ ગ્રંથમાં છે, તે જોવો. એ જ પ્રમાણે આ દુનિયામાં માણસના શુદ્ધ વર્તન માટે હા. ૨૯–૭ માં ઉલ્લેખ છે કે "સ્વાર્પણનો તે ખાસ મંત્ર જે અહુનવઈર્યનો કલામ છે તે અહુરાએ અષની સાથે સહકારથી રચ્યો હતો.' એમ આપણે જોઈ શકીએ છીએ કે "ગાથા"માં અહુરાને મઝ્દાની અખંડ જોડી દેખાડી છે. એ બન્ને શબ્દો સાથે આવે ત્યાં પણ તેને લગતું ક્રિયાપદ એકવચનમાં જ રાખેલું છે, પણ જ્યારે જુદાં જુદાં કાર્યોની વાત આવે છે ત્યારે ત્યાં મઝ્દાને એકલાને યા અહુરાને જ સંબોધાય છે, અથવા એક જ વાક્યમાં બેનાં જુદાં કાર્યો બતાવવા એ બે શબ્દોની આગળ પાછળ બીજા જુદા ગુણદર્શી શબ્દો મુકાય છે. ઉદાહરણ લેખે હા. ૩૦–૫ માં છેલ્લી ત્રીજી લીટીમાં પહેલા પાદમાં "અહુરેમ્" શબ્દ મૂકેલો છે, અને બીજા પાદમાં "મઝ્દામ્" શબ્દ છે, અને એ વાક્યમાં એ બન્નેનાં જુદાં વ્યક્તિત્વનો ખુલ્લો ઉલ્લેખ છે:

"યએ–ચા હનઑષેન્ અહુરેમ્ હઇથ્યાઇશ્ ષ્યઑથ્નાઇશ્ ફ્રઑરેત મઝ્દામ્" એટલે "ખચીત જેઓ મઝ્દાનો માર્ગ પસંદ કરે છે, તેઓ સત્કાર્યો દ્વારા

અહુરને સંતોષ આપે છે." "મજ્દાનો માર્ગ" તે નેકીનો, ભલાઇનો, સાચવટનો છે, એ પ્રમાણે એ માર્ગે રહીને જેઓ સત્કાર્યો કરે–શુભ વર્તન રાખે–તેઓ તેમનાં એવાં રૂડાં વર્તનથી અહુરને સંતોષ આપીને રાજી કરે છે. અહીં તો ખુલ્લી રીતે અહુરનાં અને મજ્દાનાં જુદાં જુદાં વ્યક્તિત્વ–individuality-સાફ સાફ પેગમ્બર સાહેબે બતાવ્યાં છે! એક બીજા શ્લોકમાં પણ એવી જ સ્પષ્ટ વાત છે તે જોઇએ: હા. ૩૩–૨ માં છેલ્લી ત્રીજી લીટીમાં પેગમ્બર સાહેબ કહે છે કે "તોઇ વારાઇ રારેન્તી અહુરહ્યા જ્‌ઑષે મજ્દાઑ" એટલે "તેઓ અહુરની મરજીને (તથા) મજ્દાના સંતોષને આધીન રહે છે." અહીં "વારાઇ"–वराय–unto the will–પછી "અહુરહ્યા"–અહુરની–છે, અને જ્‌ઑષે"–unto the satisfaction–સંતોષને–પછી "મજ્દાઑ"–મજ્દાની–છે. તમામ "ગાથાઓ"માં આવી રચના ઠેર ઠેર આવે છે.

એક બીજી વાત પણ નોંધવા જેવી છે. "ગાથા"માં અહુરા મજ્દાનાં કેટલેક ઠેકાણે વપરાયેલાં સર્વનામોમાં દ્વિવચન–dual number-ના પ્રત્યયો લગાડેલા મળી આવે છે, ત્યાં એ બે જુદાં વ્યક્તિત્વ છે, તે સાબિત થાય છે. ગાથાના પ્રારંભના જ હા. ૨૯–૧ માં પહેલો જ શબ્દ "ક્ષ્મઇબ્યા" છે. "ગાથા"માં વિભક્તિનો "બ્યા" પ્રત્યય દ્વિવચનમાંજ વપરાય છે, એટલે એનો અર્થ "તમો બન્ને પાસે" એમ થાય. "ગાથા"ના ૨૯ મા હા. ની સમજ તેમા ઊંડા ઊતરતાં બરાબર મળે છે. દુ:ખોથી બેજાર થયેલી પૃથ્વીનો આત્મા એ હા. ના પહેલા શ્લોકમાં અહુરા–મજ્દાને ફરિયાદ કરે છે, ત્યાં આ દ્વિવચનના પ્રત્યયવાળો "ક્ષ્મઇબ્યા" શબ્દ છે. પછી બીજા શ્લોકમાં પહેલી લીટીમાં કહ્યું છે કે "અદા તષા ગ્ઁઉશ્ પૅરસત્ અષેમ્", એટલે "ત્યારે પૃથ્વીના પેદા કરનારે અષને પૂછ્યું," કેમકે પૃથ્વી પર માણસના યોગ્ય વર્તન માટેનો કાયદો અહુરાએ અષની સાથે મળીને રચેલો હતો તે હા. ૨૯–૭ માં બતાવેલું છે. તેમજ આ બીજા શ્લોકમાં પણ બધા અહુરાઓ અને મજ્દાઓના વડા અષ વહિસ્તને એ સવાલ પુછાયો. હવે અહીં "ગ્ઁઉશ્ તષા"–"પૃથ્વીનો સર્જક"–તે બીજો કોઇ નહીં પણ "મજ્દા"જ છે. તમામ સૃષ્ટિનો પેદા કરનાર "મજ્દા"જ છે. એ પ્રકૃતિનો અધિપતિ–Lord of Matter–છે. જે કાંઇ આ વિશ્વમાં દૃશ્ય પદાર્થ–visible matter–છે, તે એ મજ્દા–નો જ બનાવેલો છે. એ તમામ પદાર્થમાં ચેતન પૂરનાર "અહુર" છે. એ પછી ચોથા શ્લોકમાં અષ જવાબ આપે છે, ત્યાં તે "મજ્દા"ને જ પ્રથમ સંબોધે છે: "મજ્દાઑ સખ્વારે મઇરિશ્તો" એટલે "પાક મજ્દા કલ્યાણનો સાગર છે." મજ્દાએ દુનિયાના લોક માટે હજારો ન્યામતો ઉપજાવીને મૂકી છે, તેથી તે તો "કલ્યાણનો સાગર" છે, પણ દેવોએ અને મશકયાઓએ એ સાગરને એવી રીતે ઘેરી રાખ્યો છે, કે તે ન્યામતો પાસે પોતાની બૂરી નૈયતને લીધે કોઇ જઈ શકતું નથી. એ જ ચોથા શ્લોકની છેલ્લી લીટીમાં "હ્વો વીચિરો અહુરો" આવે છે: અહુર પોતે સૌનો નિર્ણયકર્તા છે, સૌનાં વર્તનને તોલી જોનારો છે, એટલે તે સાહેબ જેવું ચાહે તેવું થાય ! એ પછી છઠ્ઠા શ્લોકમાં અહુરા ને મજ્દા બન્ને સાથે બોલે છે. વળી આઠમા શ્લોકમાં તો અહુરા કહે છે કે "તે જરથુસ્ત્ર સ્પિતામો પોતે મજ્દાને માટે તેમજ અષને માટે સ્તુતિ દ્વારા જાહેર બોધન આપવા ચાહે છે", અહીં પણ અહુરથી મજ્દાનું વ્યક્તિત્વ જુદું બતાવ્યું છે. પછી નવમા શ્લોકમાં પૃથ્વી પૂછે છે કે "કદા યવા હ્વો અહ્વહ્ત" એટલે તમો બન્ને તરફથી

એ પોતે કયારે એવો બનશે–ઇત્યાદિ" અહીં "યવા" શબ્દ છે તે પણ દ્વિવચનમાં છે. વૈદિકભાષામાં એ શબ્દ युवा છે. "કદા"માં વખતનો ખ્યાલ આવી ગયો પછી "યવા" એટલે "વખતે"ના અર્થમાં તે બેવડાવવાનું શું કામ છે? પ્રાગ્વૈદિક ભાષા જે "ગાથા"ની ભાષા છે, તેમાં એવા ઘણા વૈદિકભાષાના શબ્દોમાંની શ્રુતિઓમાં "આ, ઈ, કે ઉ" છે, તે "ગાથા" ભાષામાં નથી. ઉદાહરણ તરીકે જુઓઃ વૈદિક यावत्–ગાથા "યવત્," વૈદિક दीर्घम्–ગાથા દરૅગૅમ્, વૈદિક तिरेमति–ગાથા "તરોમઇતિ", વૈદિક गिरे–ગાથા "ગઇરે", વૈદિક सुवांम–ગાથા "તઉર્વાંમા", વૈદિક युवाकम्–ગાથા "યવાકૅમ્", વૈદિક युवा–ગાથા "યવા" ઇત્યાદિ. વળી હા. ૨૮–૧૦ માં તો "મજ્દા અહુરા" એમ સંબોધન છે, તેની પાછળ જ "ક્ષ્મઇબ્યા શબ્દ આવે છે, તે સ્પષ્ટ દેખાડે છે કે એ દ્વિવચનમાં જ છે. હા. ૩૨–૯ માં પણ છેલ્લી લીટીમાં "અષાઈ–ચા યૂષ્મઇબ્યા ગરૅજે" એટલે "હું અષની અને તમારી બન્નેની સમક્ષ ફરિયાદ કરું છું". એ લીટીમાં બીજા પાદની શરૂઆતની આગળ "મજ્દા" શબ્દ પાઠમાં છે, તે કોઇએ પાછળથી ઘુસાડેલો તુરત પકડાઈ આવે છે. શ્રુતિઓ ગણીને અભ્યાસીઓ એ જોઇ લે.

હવે આપણે "મજ્દા" તે સૃષ્ટિનો પેદા કરનાર, પ્રકૃતિતત્ત્વ, યાને "ગૅઉશ્ તષન્" વગેરે માટે "ગાથા"માંની તેમજ બીજી શહાદતો જોઇએ. "મજ્દા" તે मह् એટલે મહાન, મોટો અને धा એટલે supporter, ટેકો યા આધાર આપનાર, એમ અર્થ થઈ શકે, અને પ્રકૃતિ–matter–એ જ આ સૃષ્ટિની તમામ પેદાશનો આધાર છે, એ અર્થ પણ કરી શકાય. પણ "ઋગ્વેદ"માં આ "મજ્દા" શબ્દ मेधा રૂપે છે, અને તે मेधस् એટલે બુદ્ધિ, જ્ઞાન, મનની શકિત, એ પરથી છે. આ રૂપ બરાબર લાગે છે, કેમકે ગાથા ભાષામાં "અજ્" રૂપનો "ઋગ્વેદ"માં "એ" થાય છે. ઉદાહરણ તરીકે "ગાથા"માં હા. ૩૧–૧૭ માં ત્રીજી પંક્તિમાં "જદી–નૅ" છે, તે મૂળ "અજદી" શબ્દનું 'અ' નો લોપ થઇને બનેલું રૂપ છે, અને એ જ "અજદી" શબ્દ વેદમાં एधि તરીકે લખાયેલો છે. એ શબ્દ अस् ધાતુનું આજ્ઞાર્થ, પરસ્મૈપદ, ૨/૧ નું રૂપ છેઃ अस्+धि=एधि. એવી જ રીતે "ગાથા"માં હા. ૩૩–૪ માં બીજી લીટીમાં "નજદિશ્તાંમ્" શબ્દ છે, તેનું ઋગ્વેદમાં મં. ૧–૧૭–૩ માં ને બીજે ઠેકાણે नेदिष्ठम् રૂપ છે. એ બતાવે છે કે પ્રાગ્વૈદિક "અજ્"નો વૈદિક ભાષામાં ए થાય છે. એ જ રીતે આ "મજ્દા" શબ્દનું સ્વાભાવિકપણે मेधा રૂપ બરાબર થયેલું છે. એના અર્થ પણ The Great Supporter, the Supreme Wisdom, the Great Power થાય છે. વળી એની નજીકનું એક બીજું રૂપ આ મૂળ પ્રકૃતિને માટે ઋગ્વેદમાં છે. મં. ૧૦ ના ૧૨૯ મા સૂકતમાં સૃષ્ટિની ઉત્પત્તિ માટે જણાવ્યુ છે, તેમાં પાંચમા શ્લોકમાં स्वधा अवस्तात् प्रयतिः पुरस्तात् એટલે "સ્વશક્તિ નીચે હતી અને પ્રકૃતિ એટલે will–ઇચ્છાશક્તિ, પ્રભાવ, *moving force* ચલનશક્તિ, ઉપર હતી. અહીં "સ્વધા"માં "મજ્દા"નો જ અર્થ છે. જેમાં આપબળ છે તે પ્રકૃતિ. એ જ મૂળ શક્તિ–Power, Energy–છે. અહીં પણ "સ્વધા"માંના धा નો અર્થ ટેકો, આધાર છે.

ઋગ્વેદના મંડળ ૧૦ ના ૧૫૧ સૂક્તમાં मेधासूक्तम् છે, તે આખુ સૂક્ત "મેધા"ની જ સ્તુતિનું છે. એના ૧૧ શ્લોકોમાં "મેધા"ને આ વિશ્વની બધી જ વસ્તુઓ તરીકે દેખાડી છે, તેમજ બધા દેવતા તરીકે પણ ગણાવી છે. આ

સૂક્ત પરથી જણાય છે કે વેદકાળમાં "મેધા"ની ઉપાસના પણું ચાલતી હતી, અને એ જ જૂના "મજ્દયસ્ની" યાને મેઘાવણી ધર્મપંથની રહી ગયેલી નિશાની વેદમાં છે, એમ બધી બાજુએ સંશોધન કરીએ તો આપણા ધાર્મિક જ્ઞાનમાં ઘણો પ્રકાશ પડે છે ને તેમાં વધારો પણ થાય છે. આ બધાં ઉપરથી સ્પષ્ટ થાય છે કે "મજ્દા" તે મૂળ પ્રકૃતિનો જ નાથ છે. મૂળ પ્રકૃતિનું જ સ્વરૂપ છે. એ મૂળ પ્રકૃતિ વગર માત્ર ચેતન કશું કરી શકે નહીં. આ દુનિયામાં જેની હસ્તીજ નથી તે કદી પેદા થઇ શકે નહીં, એ તો વિજ્ઞાનનો પહેલો સિદ્ધાન્ત છે. તેથી આપણે ભલે એક ખુદા, એક ઈશ્વર કહીએ, પણ એ એકમાં મૂળતત્ત્વો બે છે. અહુરા અને મજ્દા, પરમાત્મા અને પ્રકૃતિ, એ બે છે તો જ આ તમામ સૃષ્ટિનું સર્જન ને પુનસર્જન થયાં જ કરે છે. સ્થૂળ ભાષામાં પરમાત્મા—અહુરા—તે પિતા સ્વરૂપ છે, અને મજ્દા—પ્રકૃતિ તે માતા સ્વરૂપ છે. અને એ જ મૂળ જોડી સૃષ્ટિનાં તમામ સર્જનોમાં પિતા ને માતા રૂપે ઊતરેલી છે. અને સૃષ્ટિનું વહન તેથી જ આગળ ચાલે છે.

"ગાથા"ના શિક્ષણ પ્રમાણે અહુરા અને મજ્દા પહેલે અવ્યક્ત—unmanifested—એટલે કોઇ પણ રૂપના દર્શન વગરના હતા, તે પોતે વ્યક્ત—manifest—દશ્ય થવા ચાહ્યું. હવે રૂપ—દશ્ય રૂપ—visible form—તો પ્રકૃતિ જ ધારણ કરી શકે, ચેતન એકલું કદી તેમ કરી શકે નહીં. એટલે આ સૃષ્ટિ રચવાનું પ્રયોજન મજ્દાએ—પ્રકૃતિના નાથે કીધું. અહુરા ને મજ્દા તો અતિ પવિત્ર અને કેવળ ભલા—absolute good—છે, એટલે એમનાથી તો કાંઇ બુરાઇ સર્જાય નહીં. વળી આ સૃષ્ટિનું સર્જન કંઇ માત્ર ભલાઇનું જ હોઈ શકે નહીં, કેમકે તેમાં વિવિધતા, વિરોધ, ભલું જ થવાની ઇચ્છા, કડવામીઠા અનુભવ, સુખદુઃખ, વગેરે અનેક જાતની વિવિધતા માત્ર પ્રકાશથી જ ઉપજાવી શકાય નહીં. એ માટે તો બે વિરોધી તત્ત્વો—પ્રકાશ ને અંધાર, જ્ઞાન ને અજ્ઞાન, ભલાઈ ને બુરાઈ—એક એક સામે કુસ્તી લડતાં હોવાં જોઇએ, અને એ વિરોધતામાં જ કસાઇને દરેક આત્મા આગળ વધે, ત્યારે જ તેને ખરું જ્ઞાન થાય, ને તે પાછો અહુરાના પુણ્યપંથે વળે. હા. ૩૦—૧ માં પેગમ્બર સાહેબ કહે છે કે "અત્ તા વક્ષ્યા, ઇષॅન્તો, યા મજ્દાથા" એટલે "હે જિજ્ઞાસુઓ! હવે તે બેને (બન્ને મન્યુઓને) હું આલેખી બતાવીશ, જે બન્ને ખુદ મજ્દાના હેતુને લીધે સર્જેલા છે. એ પછી હા. ૩૦—૪ માં તેઓ જણાવે છે કે "એ બેન્ને, સરખેસરખા મન્યુઓએ સૃષ્ટિના પ્રારંભે હસ્તી અને નીસ્તી, ચેતન અને અચેતન—ઉપજાવ્યાં, અને એ વિરોધમાં દુનિયાના અંત સુધી જિંદગી ચાલશે." આપણે અનુભવીએ છીએ કે દુનિયામાં કોઇ ઠેકાણે પણ હંમેશનો પ્રકાશ કે હંમેશનો અંધાર, હંમેશનું સુખ કે હંમેશનું દુઃખ દેખાતાં નથી. આ સૃષ્ટિને અનંત કાળ સુધી ચલાવવા માટે મજ્દાએ એવો હેતુ રાખીને તેને પેદા કીધી. આગળ ચાલતાં હા. ૩૦—૧૧ માં કહ્યું છે કે "તા ઉર્વાતા સષથા યા મજ્દાઑ દદાત્", એટલે "એ બન્ને જીવનાચારો—modes of life—ને તમે સમજીને પિછાનો છો, જેઓને—જે આચારોને—મજ્દાએ નિર્માણ કીધેલા છે." હા. ૩૧—૧૧ માં પણ કહ્યું છે કે "હ્યત્ નેં, મજ્દા, પઔઉર્વ્યમ્ ગએથાઑસ્ચા તષો દએનાઑસ્ચા," એટલે "હે મજ્દા! તેં અમારે માટે પ્રથમથી જ સૃષ્ટિઓ તથા (તેમાં ખરાબર રીતે વર્તવાનાં) ધર્મનાં ફરમાનો અર્જ્યાં." અહીં વાંચકો જોશે કે બધે જ જ્યાં સૃષ્ટિને પેદા કરવાની વાત આવે

છે ત્યાં "મઝ્દા"નું જ નામ લેવાય છે. એવાં તો અનેક ઉદાહરણો "ગાથાઓ"માંથી આપી શકાય; વાંચક પોતે જ હવે આ કુંચીથી "ગાથા"નો આ ભેદ અનેક શ્લોકોમાંથી મેળવશે. હવે જ જરથોસ્તીઓ તેમ જ જરથોસ્તી ધર્મના અભ્યાસીઓ સ્પષ્ટ રીતે સમજી શકશે કે "ગાથા"માં અહુરા અને મઝ્દા એ બે જુદી વ્યક્તિઓ છે, જો કે તે એકરૂપ ને એકરસ છે. હા. ૨૯–૭ માં જણાવ્યા પ્રમાણે આ સૃષ્ટિ રચ્યા પછી માણસને માટે જે 'અષ'નો યા "ઋત"નો મહા કાયદો સ્રઑષ્યંતો અને પેગમ્બરો મારફતે અપાયેલો છે, તે કાયદાની, તે પાક અહુનવઈર્યના કલામની રચના તો અહુરાએ અષની સાથે મળીને કીધેલી; પછી એ કલામને લગતો "નાદ" તો મઝ્દાએ જ ફૂંકયો અને સ્પેન્તામન્યુએ ઝીલીને તેને સ્રઑષ્યંત યા પેગમ્બર યા મહર્ષિ દ્વારા આ દુનિયાની ભાષામાં ઉતરાવીને તે માણસોને સંભળાવ્યો. આ બધો ભેદ હવે અહીં ખુલ્લો થાય છે, અને આ પવિત્ર કલામને માટેનો આ મહા અગત્યનો મંત્ર–હા. ૨૯–૭ બરાબર સમજતાં બધો ભેદ પણ ઉકેલી શકાશે. એ માટેનો મારો "ગાથામાં માંથ્રવાણીનું મૂળ"વાળો લેખ વાંચવો.

હવે "મઝ્દા અહુરા" કે "અહુરા મઝ્દા" એ બન્નેને સંબોધન જ્યાં જ્યાં આવે છે, ત્યાં ત્યાં સૃષ્ટિરચનાની મઝ્દાના ઇલાકાની વાત સાથે માણસના આત્માની યા તેના વર્તનની અને તેને મળનારા ન્યાયની વાત આવે છે. વાંચકો પોતે જ આ વાતની ખાતરી કરી લેશે. જ્યાં સૃષ્ટિ રચનાની ને તેના નિયમોની વાત વધારે પ્રમાણમાં હોય ત્યાં પહેલે "મઝ્દા" અને પછી "અહુરા"–મઝ્દા અહુરા–એમ સંબોધન થાય છે, પણ જ્યાં વર્તનની, દોરવણીની, ઇન્સાફની વાત વધારે પ્રમાણમાં હોય ત્યાં "અહુરા મઝ્દા" એમ સંબોધાય છે.

અહુરા–મઝ્દાની જોડીનો આ ભેદ મેળવ્યા પછી હવે આપણે આ વિષયને આગળ ચલાવીએ. જેમ માતાપિતાની શક્તિ બાળકમાં ઊતરે છે અને એ બાળક પુખ્ત ઉમરનું થયા પછી પોતાની જોડી મેળવીને પાછું બાળક ઉત્પન્ન કરી શકે છે, અને એ આ જગતની તમામ પેદાશને માટે પણ ખરું છે, તેમ આ મૂળ મહા-શક્તિઓ ને તત્ત્વો અહુરા–મઝ્દાએ જે મહા પ્રકાશિત નિત્ય ગતિમાન ગોળા-ઓને ઉત્પન્ન કરીને અનંત સૃષ્ટિના અવકાશમાં ઘૂમતા કીધા છે, તે ગોળા પણ પાછા પોતાની નાની દુનિયા ઉત્પન્ન કર્યા જાય છે. એ રીતે આપણે જે આ જીવતી ને ફાલતી ફૂલતી પૃથ્વી પરની દુનિયાને જોઇએ છીએ, તેને આકાશમાં દોરવનાર તેનો પેદા કરનાર પણ આપણો મહાન સૂર્ય છે, જે વૈદિક સંસ્કૃતમાં પ્રથમ સ્વર્ તરીકે અને "ગાથા"ની ભાષામાં "હ્વરે" યા હ્વરેક્ષેત–ખુરશેદ તરીકે ગણાયેલો છે. આપણી ખરી સૃષ્ટિનું મધ્યબિંદુ તે આપણો એ "સૂરજ" છે અને એના પેદા કીધેલા ગ્રહો, ઉપગ્રહો, ધૂમકેતુઓ અને બીજી અસંખ્ય ઉલ્કાઓ–meteors–ખરતા તારા વગેરે છે. આપણી આ દુનિયાનો સર્જક, ધારક, ચાલક, મારક–બધું જ એ છે. એના વગર એક પળ પણ એની કોઇ પેદાશ જીવી શકે નહીં. સૂર્ય જ આપણો ખુદા છે, તે રહસ્ય આદ્યવૈદિક કાળથી આર્યોને માલૂમ હતું. "ગાથા"ના પહેલા જ હા. ૨૯–૬ માં આ વાત ગર્ભિત રીતે પેગમ્બર સાહેબે કહી છે. એ શ્લોકમાં "અહુરા મઝ્દા" પોતાના જમણા હાથ જેવા અને પૃથ્વીને પોતાના પવિત્ર નિયમમાં રાખનાર "અષ વહિસ્ત" એટલે અર્દીબહેસ્ત અમેશાસ્પંદને પૂછે છે કે શું એવો કોઇ સત્તાધારી રાજા કે કોઇ અચળ અષોઇ સાધેલો રતુ–પેગમ્બર પણ તને જાણીતો નથી?" એ કહ્યા પછી છેલ્લી ત્રીજી લીટીમાં તે સાહેબ કહે છે કે

અત્ છ્વા ફ્રુયન્તએ–ચા વાસ્ત્યાઇ–ચા થ્વોરૅસ્તા તતષા" એટલે "તેથી તો ખરેખર ફળદાતાને માટે તેમજ રક્ષકઉદ્ધારકને માટે મહાગતિદાયકે તને ઘડેલો છે." "અહીં આપણને "થ્વોરૅસ્તા" શબ્દ સાથે કામ છે. લખવાની વૈદિક ભાષામાં એ त्वष्टा થાય છે. એ શબ્દનો ધાતુ त्वर् એટલે ગતિમાં હોવું, ગતિમાં મૂકવું, એ છે અને તે પરથી त्वष्टा એટલે "ગતિનો આપનાર" થાય છે. "ગાથા"ના હા. ૨૯–૧ માં પહેલી લીટીમાં જ "થ્વરોશ્દ્રમ્" શબ્દ છે, તે એ જ त्वर् ધાતુના ક્રિયાપદનું અનિયમિત ભૂતકાળ, પ્રયોજ્યાર્થ, આત્મનેપદ, ૨/૩ નું રૂપ છે. એનો વૈદિક શબ્દ त्वरद्वम् એટલે "તમે ગતિમાન કીધી–put into motion–એ અર્થનો છે. એમ આ ક્રિયાપદના અર્થ પરથી આપણને "થ્વોરૅસ્તા" શબ્દનો અર્થ સમજી શકાય છે. "અહુરા મઝ્દા" ઉપલા હા. ૨૯–૬ માં જ્યારે "અષ વહિસ્ત"ને કહે છે કે "એ માટે તો" થ્વોરૅસ્તા" એ એટલે "ગતિદાતા"એ તને સર્જ્યો છે, ત્યારે આપણને ખાતરી થાય છે કે આ સૂર્યમંડળના ગ્રહોની જ વાત છે. હવે પછી "અષ વહિસ્ત" તે ગુરુનો ગ્રહ–Jupiter–છે તે અનેક ઉદાહરણોથી દેખાડવામાં આવશે, તે ગુરુગ્રહને સર્જનારો આ ગતિનો દેનારો "થ્વોરૅસ્તા" તે કોણ તે સમજવું મુશ્કેલ નથી. એ "થ્વોરૅસ્તા" તે સૂર્ય જ છે, અને આ બધા ગ્રહો સૂર્યમાંથી જ પેદા થયેલા છે. એ તો આધુનિક જ્યોતિષ વિજ્ઞાન Science of Astronomy–પણ સ્પષ્ટ રીતે શીખવે છે.

આ વિષયમાં આપણને "ઋગ્વેદ"ની સાક્ષી પણ લેવી પડશે. ઋગ્વેદમાં દસ સૂકતો–ગાથા ભાષામાં "હૂખ્તો"–"સૂર્ય" પર લખાયેલાં છે. એ "સૂર્ય" યા "સવિતા" તે જ "ત્વષ્ટા" છે એમ ઋગ્વેદના મંડળ ૩–૫૫–૧૯ માં સ્પષ્ટ કહ્યું છેઃ

देवस्त्वष्टा सविता विश्वरूपः पुपोष प्रजाः पुरुधा जजान ।

इमा च विश्वा भुवनान्यस्य महद् देवानामसुरत्वमेकम् ॥

એટલે "સવિતા–સૂર્ય-જે વિશ્વરૂપ દેવ છે તેણે જાત જાતની પ્રજા પેદા કરીને તેનું પોષણ કીધું. આ બધાં તમામ ભુવનો એનાં જ ત્વષ્ટાનાં જ છે. દેવોની એ ભારે અસુરશક્તિ એક જ છે." અહીં આ દુનિયાનો સર્જનાર એક જ છે તે સૂર્ય છે, એમ સ્પષ્ટ કહ્યું છે. વિશ્વનો રચનાર એક જ છે એ તાત્ત્વિક વિચાર ઋગ્વેદના ૧૦ મા મંડળના ૮૨ માં સૂક્તમાં બહુ સુંદર રીતે મૂકેલો છે. "જે આપણો પિતા છે, વળી જે સર્વ ભુવનોને પણ જાણે છે, જે દેવોના પણ નામ પાડનારો એક અને અનન્ય છે તેને માટે આખી દુનિયા પૂછે છે કે તે કોણ છે?" વળી "તેની આંખો બધી બાજુએ છે, તેનાં મુખ બધી ગમ છે તેની બાજુ બધી દિશામાં છે વગેરે...."

"ગાથા"ની પ્રાગ્વૈદિક ભાષામાંનો "થ્વોરૅસ્તા" ઋગ્વેદમાં त्वष्टा થયો છે. અને એમાનો 'ર' ઊડી ગયો છે, પણ "તૈત્તિરીય સંહિતા"માં (૨–૫–૧–૧) વિશ્વરૂપ त्वष्टा નું વર્ણન આવે છે. આ त्वाष्ट्र પણ त्वष्टा જ છે. આ त्वाष्ट्र શબ્દમાં "ર" "ટ્ર" પછી આવે છે, ત્યારે "ગાથા"માં એ "ર" ष्टा ની પૂર્વે આવે છે. આવા 'ર' વ્યંજનનાં પરિવર્તન એ બન્ને ભાષારૂપોમાંના કોઈ કોઈ શબ્દમાં આવે છે. "ગાથા"માં "અગ્નિ"ને બદલે "આતર" કે "આથ્ર" શબ્દ છે, ત્યારે વેદમાં એ શબ્દ अथर् રૂપે अथर्वण શબ્દમાં છે. બીજો શબ્દ त्वष्टृ પણ છે, અને તેનો અર્થ પણ "ઘડનાર, વિધાયક" વગેરે છે. ઋગ્વેદનાં आप्री સૂક્તોમાં એને માણસોનાં ને

પ્રાણીઓનાં શરીરો ઘડનાર તરીકે ગણ્યા છે. વળી ઇન્દ્ર વગેરે દેવતાઓનાં હથિયાર ઘડી આપનારો પણ એનેજ ગણ્યો છે. સાત "આદિત્યો"માં त्वष्टा ને "સવિતા" યા "સૂર્ય"ને ઠેકાણે પણ ગણ્યો છે, એટલે એ જ "સૂર્ય" છે. હિંદુઓનો "ગાયત્રી મંત્ર" જે જરથોસ્તીઓના "અહુનવઇર્ય"ના કલામ જેવો ગણાય છે, તેમાં પણ પ્રભુ તરીકે "સવિતા"ની એટલે સૂર્યની જ સ્તુતિ કરવામાં આવેલી છે. એમ બહુ પ્રાચીન સમયથી આર્ય લોકો સૂર્યનીજ આરાધના પ્રભુ તરીકે કરતા આવ્યા છે.

ઉપર જણાવ્યા ઉપરાંત "ઋગ્વેદ"માં તો અનેક સૂક્તોમાં "સૂર્ય"ને જ જગતનો પતિ કહેવામાં આવ્યો છે. ઋગ્વેદના મંડળ ૭-૬૩-૨ માં सूर्य उद्वेति प्रसवीता जनानाम् એટલે સૂર્ય "જગતનો જન્મ આપનાર" છે, એમ કહ્યું છે. ઋ. મં. ૪-૫૩-૨ માં સૂર્યને भुवनस्य प्रजापतिः એટલે "તમામ જગતના જીવનનો માલિક" કહ્યો છે. મં. ૧-૧૬૪-૧૪ માં પણ સૂર્યને જગતની આંખ અને તમામ ભુવનોનો પિતા કહ્યો છે. મં. ૧-૫૦-૧૦ માં देवं देवत्रा सूर्यम् એટલે "સૂર્ય બધા દેવતાઓનો દેવ છે," એમ "ઋગ્વેદ"માંથી તો સંખ્યાબંધ ઉદાહરણો એ માટે જડે છે.

હવે આપણે "ગાથા"ઓની તેમજ "અવેસ્તા"માંની પણ થોડીક શહાદતો જોઈ જઇએ. અવેસ્તાની જૂની યશ્ત "ફ્રવરદીન યશ્ત"ના ૯૨ મા ફકરામાં કહ્યું છે કે "અમેંષાઓં સ્પેન્ત વીસ્પે હુવરે હુજ્ઑષ" એટલે "ખુરશેદ યાને સૂર્યની સાથે અચળ સંસર્ગ રાખનારા અમેંષા સ્પેન્તા." વળી "ખુરશેદ ન્યાએશ"માં પહેલા જ કરદામાં "નેમો વે અમેંષા સ્પેન્તા વીસ્પે હુવરે હુજ્ઑષાઓં." એમ ઉપર પ્રમાણે જ કહ્યુ છે, એટલે અવેસ્તા કાળમાં જે "સાત અમેંષાસ્પેન્તા" કહ્યા છે તેમાં "અહુરમજ્દા"ને પણ એક "અમેંષાસ્પેન્તા" ગણેલા છે, એટલે આ ખુરશેદ યાને સૂર્ય એ આ બધા અમશાસ્પંદોનો દૃશ્ય વડો યા પ્રતિનિધિ જેવો છે. એ જ "ખુરશેદ ન્યાએશ"માં ૬ ઠા કરદામાં કહ્યું છે કે અહુરમજ્દાએ જેને મીનો ઇજદોમા ઘણો જ નૂરમંદ પેદા કીધેલો છે. એમ "અહુરમજ્દા"ના મૂળ નૂરનો આ સૂર્ય આકાશના દેખાતા બધા ગોળામાં સૌથી વધુ પ્રકાશિત હોવાથી તેના પ્રતિનિધિ જેવો ગણાયો છે.

એક બીજી અગત્યની શહાદત પણ "ગાથા"માંથી મળે છે જેને "ઋગ્વેદ"ના મત્રોનો પણ ટેકો છે. "ગાથા"ના હા. ૩૩-૧૩ માં પહેલી જ લીટીમાં "અહુરા"ને સંબોધન તેના ગુણવાચક વિશેષનામમાં કીધું છે, તે "વૉઉરુચષાને" શબ્દ બહુ જ કામનો છે. એની પછી તુરત જ બીજી લીટીમાં સ્પષ્ટ રીતે એ ગુણવાચક નામ કોનું છે તે "અહુર!" નામના સંબોધનથી બરાબર સમજાય છે. આ "વૉઉરુચષાને" શબ્દ વૈદિક ભાષામાં उरुचक्षणि છે તેનું આઠમી વિભક્તિ એક વચનનુ સ્વરભારના ખાસ ઉચ્ચાર સાથેનું રૂપ છે. એ उरुचक्षणि એટલે All-round Illuminator–સર્વત્ર પ્રકાશક–બધી બાજુએ પ્રકાશ આપનારો. અહીં તો સૂચનથી પણ સ્પષ્ટ થાય છે કે એ "સૂર્ય"જ છે. "ઋગ્વેદ"માં પણ અનેક ઠેકાણે ખુલ્લી રીતે મં. ૭-૬૩-૪, મં. ૭-૩૫-૮ વગેરેમાં सूर्य उरुचक्षा એટલે "સર્વત્ર પ્રકાશક સૂર્ય" એમ કહ્યું છે. આ શહાદતો સચોટ છે, અને આપણી ખાતરી કરી આપે છે કે "અહુરમજ્દા"નો આપણી આ દુનિયા માટેનો પ્રતિનિધિ, સર્જક, ધારક, ચાલક વગેરે બધું જ "સૂર્ય" છે.

જ્યોતિષ પ્રમાણે પણ સૂર્ય આત્માનો કારક છે, રાજસ્થાનનો, રાજાનો, દેવસ્થાનનો, પિતાનો એમ અનેક વસ્તુઓનો કારક-Significator-છે. "ગાથા"માં પણ આત્માને લગતાં, રાજાને લગતાં, મુક્તિને લગતાં કથનોમાં અહુરાને યા મઝ્દાને પ્રસંગાનુસાર આરાધવામાં આવે છે. હિંદુઓનાં ઉપનિષદો જે ઈશ્વર અને તત્ત્વજ્ઞાનને લગતા વિષયો નિરૂપે છે, અને જેમાંનાં ઊંડા જ્ઞાન પરથી જ વ્યાસમુનિએ "મહાભારત"માં "શ્રીગીતા" લખી છે, તે ઉપનિષદોમાં એકનું નામ "સૂર્યોપનિષદ" છે. એમાં સૂર્યને જ આ દુનિયાનો કર્તા કહ્યો છે. એમ આપણી દુનિયા માટે તો મૂળ અહુરા-મઝ્દાનો પ્રતિનિધિ આપણો "ખુરશેદ" યાને સૂરજ છે. પૃથ્વી પરની તમામ પેદાશને એ સૂર્યની સાથે જ સીધો સંબંધ છે. જે મૂળમાં ને સૂક્ષ્મમાં છે, તે જ ડાળપાંખડાંમાં ને વિશાળ સ્થૂળમાં ઊતરે છે, અને એ વ્યવસ્થા તે મૂળના રસમાંથી જ થાય છે. જે અણુઓ આપણા સ્થૂળ શરીરમાં છે તેમજ સૂક્ષ્મ અંતરમાં છે, તે બધાં અણુઓ સૂર્યમાંનાં અણુઓ સાથે સંધાયેલાં છે, અને એવી રીતે સૂર્ય જ તમામ જગતને જન્માવે છે, નિભાવે છે, પોષે છે. અને ધીરે ધીરે પોતાના મૂળ તરફ સર્વને ખેંચે છે. ભલે આપણે દુનિયાની બધી વસ્તુઓને આપણાથી જુદી જોતા ને માનતા હોઈએ, છતાં એ બધી વસ્તુઓ ધરાવતી આખી દુનિયા અને આપણે એક જ મૂળ પ્રકૃતિમાંથી ઊપજેલાં છીએ, અને એ રીતે સૌ એકમેકને આધારે અને સંબંધે ગૂંથાયેલાં છીએ. આપણી આ દુનિયા પરની તમામ હસ્તીનું નિયંત્રણ-order-આપણી સૂર્યમાળાનો સર્જક સૂર્ય પોતાના ગ્રહો ઉપગ્રહો દ્વારા જ કરી રહ્યો છે. માટે જ હજારો વર્ષના નિરીક્ષણથી વિજ્ઞાનીઓએ જ્યોતિષને લગતું શાસ્ત્ર ઉપજાવ્યું છે, અને તેના નિયમો હજારો અવલોકનોથી અને લાંબા અનુભવથી શોધી કાઢીને ગણિત શાસ્ત્રના પાયા પર અનુમાનો બાંધી માણસના જીવનના તેમજ દુનિયાના વહનને લગતા બનાવો-ભૂતના તેમજ ભવિષ્યના-તેઓ વર્તી શકે છે. કોઇ પણ શાસ્ત્ર પૂર્ણ નથી, તેમજ જ્યોતિઃશાસ્ત્ર પણ પૂર્ણ નથી, એટલે વર્તારા ખોટા યે પડે. એ તો માનવતાની જ મર્યાદા છે.

અવેસ્તાની યસ્તોના લેખકે અહુરા-મઝ્દા સાથે સાત અમેશાસ્પંદો ગણાવ્યા છે, તે સૌ ખુલ્લી આંખે દેખાય તેવા છે, કેમકે તેમનાં શરીરો પણ છે, એમ ઘણે ઠેકાણે જુદી જુદી યસ્તોમાં જણાવેલું છે. જૂનામાં જૂની ગણાતી "ફ્રવરદીન યસ્ત"ના ૨૨ મા કરદામાં ૮૧ મા ફકરામાં કહ્યું છે કે "કેહર્પસચ યાઓ સ્રએશ્તયેઇંતિ સ્રીરઓ અમૅષનાંમ્ સ્પૅન્તનાંમ્ વૅરેજ્દાઓ અમૅષનાંમ્ સ્પેન્તનાંમ્, હ્વરૅ-ક્ષએતમ્ અઉર્વત્ અસ્પૅમ્ યજમઇદે." એટલે "અમેશાસ્પંદોનાં સુંદર આદરણીય-exalted-શરીરો જે તેમને દીપાવવા અપાયેલાં છે, તેઓને તથા ઝડપી ઘોડાવાળા સૂર્યને અમે આરાધીએ છીએ". વળી "સરોષ યસ્ત હાદોખ્ત"ના કરદા ૫ માં ફકરા ૨૧ માં તો તમામ યજતોમાં "કેહર્પૅમ્" એટલે શરીરને પણ આરાધ્યાં છે, અને તે સાથે ૨૨ માં ફકરામાં "કેહર્પૅમ્ અમૅષનાંમ્ સ્પૅન્તનાંમ્ યજમઇદે" એટલે "અમેશાસ્પંદોનાં શરીરોને અમે આરાધીએ છીએ," એમ સ્પષ્ટ છે. આ બધા ખુલ્લા ઉલ્લેખોથી આપણે જાણી શકીએ છીએ કે અવેસ્તાના લેખકો આ બધા અમેશાસ્પંદોનાં તેમજ યજતોનાં આંખે દેખાય તેવાં રૂપો છે, તે બરાબર જાણતા હતા, અને એ બધી આકાશમાં વિરાજતી, રોજ રોજ દિવસે ને રાતે પસાર થતી અને માણસ જાતનાં આશ્ચર્યને તથા પૂજનને યોગ્ય હસ્તી દેવી-divine-શક્તિઓની તેઓ હૃદયભાવથી આરાધના કરતા હતા. હું અનેક ઠેકાણે કહી ગયો છું તેમ આ

સૂર્ય, ચંદ્ર, ગ્રહો, ઉપગ્રહો, અને નક્ષત્રો કાંઇ માત્ર જડપદાર્થો જ નથી, જે આપણને દેખાય છે, તે તેનાં બહારનાં શરીરો છે, પણ તેમને સદા ગતિમાં રાખતા અને વિશ્વના નિયંત્રણમાં વિશ્વના નાથની યોજનામાં હમશરીક થતા તેઓના મહાન આત્માઓ પણ છે.

## "ગાથા"માંના મઝ્દાઑસ્ચા અહુરાઑદ્હો" કોણ?

"ગાથા" માં અહુરા અને મઝ્દા હંમેશ જુદા જુદા શબ્દો તરીકે જ આવે છે, અને એ તમામ વિશ્વનું સર્જન કરનાર અખંડ જોડીનું રહસ્ય ઉપર બતાવ્યા પછી હવે આપણે આપણી આ પૃથ્વી પરની દુનિયાના ઘડનાર "શ્વેર્ષ્તા" એટલે "સૂર્ય"ની બધી સમજ મેળવ્યા પછી એ સૂર્યના દિવ્યમંડળનું રહસ્ય મેળવવા પ્રયત્ન કરીએ. "ગાથા"માં તો સૂર્યના પેદા કીધેલા તેમ જ આ પૃથ્વીના નિયંત્રણમાં સહકાર આપતા અમરો–Immortals–તે "મઝ્દાઑસ્ચા અહુરાઑદ્હો" કરીને જ જણાવેલા છે. **પાંચે "ગાથાઓ"માં કોઇ પણ ઠેકાણે "અમેંષા–સ્પેન્તા" યાને "અમેશાસ્પંદ" જેવો શબ્દ જ નથી!** આ પ્રતિપાદન વાંચકોને નવાઈ જેવું નથી લાગતું? અને છતાં તે સત્ય છે. "ગાથા"માં "અમેંરેતાત્" શબ્દ તેનાં અનેક રૂપોમાં આવે છે. પણ કોઇ ઠેકાણે "અમેંરેતા"નું "અમેંષા" રૂપ મળતું નથી. અમૃતાતિ શબ્દમાં 'અ' અનુદાત્ત છે અને "મૃ" ઉદાત્ત–accented–છે, એ મૃ, વૃ જેવી શ્રુતિઓ ઉદાત્ત હોય તો તે તેવી જ 'મૃ'–'વૃ' એટલે "મેંર–વેંર" એમ જ ઉચ્ચારાય છે, એટલે "અમૃતા" શબ્દનો "અમેંષા" થઇ શકે નહીં. એ રૂપ જ ખોટું છે ને બગડેલું છે. એ માટે વિશેષ જાણવા આ ગ્રંથમાં "ગાથા"ની પ્રસ્તાવના રૂપે "યાનીમ્ મનો" વાળો શ્લોક છે તેમા આ "અમેંષા સ્પેન્તા" શબ્દ આવે છે, ને શબ્દ પરની ટીકા "ટિપ્પણ"માં જોઈ લેવી. એટલે આ "અમેંષા સ્પેન્તા"ની સ્થાપના "ગાથા" પછી સેંકડો વર્ષો ગયા પછી "અવેસ્તા" લખાઈ તેમાં જ થઈ છે, અને ત્યાંથી જ "ગાથા"ના મૂળ પાયાની સમજ જુદી રીતે શરૂ થઈ છે. આ વિષય પર બીજા વિદ્વાનોના સામાન્ય ઇસારાઓ થયા હશે, પણ આ "અમેશાસ્પંદો"ની અવેસ્તામાંની કલ્પના "ગાથા"ના મૂળ પાયાથી જુદી ગયેલી છે, એ મારે સ્પષ્ટ રીતે અહીં કહેવું જોઇએ, અને તેનો ખુલાસો પણ મારે કરવો જોઇએ. આપણા કેટલાક વર્ગો પોતે જ જરથોસ્તી ધર્મનું ખરું રહસ્ય સમજે છે, અને બીજા અણજાણ, મૂર્ખ અને જડવાદીઓ છે વગેરે અનેક ગર્વભર્યાં વચનો ઉચ્ચારે છે, તે કોઇ વર્ગને આ રહસ્ય આજ સુધી મળ્યું જ નથી. આપણા વિદ્વાનો જ્યાંસુધી પહેલવીનો અને વળી અરબ્બી ભાષાનો પલ્લો પકડી રાખશે, ત્યાસુધી "ગાથા"નું તો શું પણ "અવેસ્તા"નું રહસ્ય પણ તેમને મળવાનું નથી. જરથોસ્તી ધર્મને લગતું ખરું રહસ્ય મને સાહેબ તરફથી મળ્યું છે, તે નિડરપણે અહીં હું જાહેર કરું છું. આપણા એ ભારે અભ્યાસીઓ અને ધર્મનું ગુહ્ય જાણવાનો દાવો કરનારાઓ ગમે તેટલો અવાજ કરશે, પણ આ સત્યને તેઓ કોઇ રીતે તોડી શકશે નહીં. ૪૦–૫૦ વર્ષથી આપણે ત્યાં ધર્મના ઝઘડા ઘણા વધી પડ્યા છે, અને અભ્યાસીઓ એકમેકને ઉતારી પાડે છે, અને પહેલવી કાળથી પણ ચાલતી આવેલી ધર્મરૂઢિઓમાં ને માન્યતાઓમા પણ જાતજાતના ફેરફારો સૂચવીને યા કરીને મૂળ નિર્મળ ધર્મ પર ચૂંથણાં પાડે છે! પાક અહુરા–મઝ્દાનું ચાહવું હશે તો જરથોસ્તી ધર્મની મૂળ નિર્મળતામાં જે અનેક ગદલાં પાણી ભેળાઈ ગયેલાં છે, તે જુદાં પાડીને

ધર્મની મૂળ પવિત્રતા હજારો વર્ષ પછી પાછી આપણને તે મહાનામી સાહેબની મહેરથી આજે મળે છે. આ વિષયમાં મને મળેલી અનેક દિવ્ય પ્રેરણા પછી મેં ઊંડું સંશોધન કીધું છે, અને તે હું મારી કોમ આગળ તથા દુનિયા આગળ પ્રગટ કરું છું. સૌ કોઇ પોતાની બુદ્ધિ બરાબર વાપરીને અહીં આપેલી શહાદતો પર મનન કરીને પછી જ એ કથન માન્ય કરે!

"ગાથા"માં તો अमृता યા 'અમેરેતા' જેવો પણ શબ્દ નથી. એમાં તો મજ્દાવર્ગી માત્ર એક જ શબ્દ "અમેરેતાત્" આવે છે. ત્યારે આ "અવેસ્તા"માંનાં "અમેષા સ્પેન્તા" ક્યાંથી આવ્યા? હું આગળ લખી ગયો છું તેમ એ શબ્દો તો "ગાથા" પછી કેટલોક કાળ રહીને "ગાથાભાષા"માં જ લખાયેલી "હપ્તહાઇતિ યશ્ત"માં પ્રથમ દેખા દે છે. એ યશ્તના પહેલા જ કરદામાં બીજા વાક્યમાં આ "અમેષા સ્પેન્તા" શબ્દો વપરાયેલા છે. વળી એ જ "યશ્ત"ના ૩ જા કરદામાં ૪–૫ ફકરાઓમાં આ અમેષા સ્પેન્તાઓનો ક્રમ તો "ગાથા"ની માફક જ (૧) અષ વહિશ્ત, (૨) વોહૂમનો, (૩) વોહૂક્ષથ્ર, અને (૪) આરમઇતિ એમ જ રહેલો છે. માત્ર એ યશ્તના પહેલા કરદાની અગાઉ જે પાછળની અવેસ્તા ભાષામાં "ભણતર" ઉમેરાયેલું છે તેમાં જ "ગાથા"નો મૂળ ક્રમ જે પહેલે "અષ વહિશ્ત" અને પછી "વોહૂમનો" આપેલો છે, તે ફેરવીને પહેલે "વોહૂમનો" અને પછી "અષ વહિશ્ત" એમ તમામ અવેસ્તાનાં ભણતરોમાં આવે છે! વાંચક અને અભ્યાસી આ યશ્ત ફરી બરાબર વાંચીને આ બાબતની ખાતરી કરી લે.

આ પરથી આપણને સમજાય છે કે "ગાથા"માંના દિવ્ય મંડળમાં અમરો કોણ છે, તેની આ "હપ્તહાઇતિ યશ્ત" લખાઈ તે વખતે જ કોઇને ખબર નહોતી, અને પછી તો એ અમરોનો ક્રમ પણ અવેસ્તા ભાષાની યશ્તોમાં ને બીજાં ભણતરોમાં ફેરવાઈ ગયો!

હવે આપણે જોઇએ કે આ "અમેષા સ્પેન્તા" તે "ઋગ્વેદ"માં જણાવેલા "સાત અમૃતા"જ છે. ઋગ્વેદના મં. ૯–૧૧૪–૩ માં તેનો દ્રષ્ટા ઋષિ "કશ્યપો મારીચઃ" કહે છે કે देवा आदित्या ये सप्त એટલે "આદિત્ય દેવો સાત છે." વળી ઋ. મં. ૪–૪૨–૧ માં વરુણ–આકાશદેવ જે આદિત્યોમા પ્રથમ ને મુખ્ય છે, તે કહે છે કે "અમૃતાને અમરોને–મેં જ બનાવેલા છે." ઋગ્વેદમાં આ "અમૃતા"નો ઉલ્લેખ ઠેરઠેર આવે છે, અને એમને જ આ દુનિયાને ચલાવનારા અમરો ગણ્યા છે. આ વરુણને વેદમાં "રાજા" કહ્યો છે. આ "વરુણ"નું નામ "ગાથા" માં કે અવેસ્તામાં કોઇ ઠેકાણે નથી, જો કે પાછળથી પાજંદમાં ખુદાનાં ૧૦૧ નામો આપેલાં છે. તેમા ૪૪ મું નામ "વરૂન" કરીને આપેલું છે, એટલે એ તો ગાથા અવેસ્તાના કાળ પછી ઘણી સદીઓ પાછળ લખાયેલું છે. બાકી બધું જોતાં ને અપક્ષપાતપણે તોલતા "ગાથા" પછીનાં સર્જાયેલાં ધર્મશાસ્ત્રોમાં આ સાત આદિત્યોને જ 'અમેષા સ્પેન્તા' કહેલા છે, અને "વરુણ"ની જગ્યાએ "અહુરમજ્દ"ને રાખેલા છે. "ગાથા"ના દિવ્યમંડળનો ક્રમ જેમ ઉપર જણાવ્યું છે તેમ ફેરવી નાખવામાં આવેલો છે તેમજ "અર્દીબહેશ્ત યશ્ત"માં "અષ વહિશ્ત"ને "બઘ અષ વહિશ્ત" કરીને ૧૪ મા ફકરામાં કહ્યો છે. આ "બઘ" તે સાત આદિત્યોમાંનો એક भग છે, અને વળી "રામ યશ્તમાં" ૧ લા કરદામાં "રામ યજદ"ને યા "વએમ્" ને અથવા સિંહ રાશીમાંના ઉત્તરાફાલ્ગુની નક્ષત્રના દેવતા

મગ ને “ ળર્ઘેમ્” કરીને કહ્યો છે! આ પણ બતાવે છે કે અવેસ્તાના લખનારાઓ પણ આ “ અમેષા સ્પૅન્તા ” માંના આદિત્યો કોણ કોણ તે માટે નક્કી જાણતા ન હતા! મને તો આ ઊંડા અભ્યાસમાં જે મળી આવ્યું છે તે મારા કોમી બંધુઓ અને અભ્યાસીઓ પાસે મૂકું છું.

આ “અમૅષા”–અમૃતા–પછી આપણે એની સાથે લગાડેલો શબ્દ “સ્પૅન્તા” છે, તેને વિષે પણ ચર્ચી લઇએ. અવેસ્તામાં તો આ “દિવ્ય મંડળ”ના સાતે અમરોને “સ્પૅન્તા” કરીને સંબોધ્યા છે, અને તે “હમહૂહાઇતિ યસ્ત”થી જ શરૂ થાય છે. “ગાથા”માં એવું કાંઇ નથી. “ગાથા”માં તો માત્ર અહુરાને, મઝ્દાને, આરમઇતિને, તથા વહિસ્તૅમ્ મનોને જ “સ્પૅન્તા” કહ્યા છે. બીજા કોઇને–અષને વૉહૂમનોને, ક્ષથ્રને કે હઉર્વતાત્‌ને યા અમૅરતાત્‌ને–“સ્પૅન્તા” કહ્યા જ નથી! પાંચે “ગાથાઓ”ને એ માટે વાંચક ખોળી જુએ! “સ્પૅન્તા” એટલે પ્રકાશવાન, વૃદ્ધિકર, પવિત્ર છે. મઝ્દા અહુરાનો પ્રતિનિધિ સૂર્ય છે અને આરમઇતિ તે ચંદ્ર છે. “ખુરશેદ ન્યાએશ”માં ૫મા ફકરામાં “નૅમો આઓયો દોઇથ્રાબ્યો યાઑ અહુરહે મઝ્દાઑ” એટલે “આ બે આંખો જે અહુરા–મઝ્દાની છે તેને (અમારું) નમન હુજો!” આ બે આંખો તે સૂર્ય અને ચંદ્ર છે, એ તો સમજવું સહેલું છે. આપણી પૃથ્વીની તમામ પેદાશ પર તેજ પાથરનાર અને બધી રીતે સર્વની વૃદ્ધિ કરનાર એ બન્ને–સૂર્ય અને ચંદ્ર જ–છે. વળી જે ભલો “મન્યુ” છે, તેને જ આ “સ્પૅન્તા” વિશેષણ પણ લગાડેલું છે, કેમકે તે અહુરા મઝ્દાની તરફથી આ દુનિયાની ભલી વસ્તુઓની વૃદ્ધિ કરે છે. એટલે આ અહુરા, મઝ્દા, આરમઇતિ અને સ્પૅન્તામન્યુ, એ ચારને જ “ગાથા”માં “સ્પૅન્તા” કહ્યા છે, બીજા કોઇને નહીં. ચંદ્ર કંઇ ગ્રહ નથી પણ આ પૃથ્વીની રક્ષા કરીને તેનામાં ભક્તિભાવ જગાડીને તેને અહુરા–મઝ્દાના માર્ગ પર લઇ જતો તેનો ઉપગ્રહ છે. એ સિવાયના ત્રણ “અહુરાઑહ્હો”–અહુરાઓ–અષ વહિશ્ત, વૉહૂમનો અને વૉહૂક્ષથ્ર તો “વસુ”ઓ છે. “વસુ” વિશેષણ માત્ર મહાદિવ્યશક્તિને જ પ્રાચીન આર્ય પ્રજાએ આપ્યું હતું. વેદમાં પણ આઠ વસુઓ છે, અને અવેસ્તામાં પણ આઠ વસુઓ મુખ્ય છે. “અષા” ને “વહિશ્ત” એટલે વસિષ્ઠ વિશેષણ લગાડેલું છે. “વસિષ્ઠ” “વસુ” નું જ અતિશયતાવાચક–Superlative–રૂપ છે. આ ગ્રંથમાં આપેલા સૂર્યમંડળના નકશામાં “અષ” એટલે વિષ્ણુ અને ગુરુનો ગ્રહ–Jupiter–છે, વૉહૂમનો તે શિવ અને શનિનો ગ્રહ–Saturn–છે, અને વૉહૂક્ષથ્ર તે બ્રહ્મા અને મંગળનો ગ્રહ–Mars–છે, તે જોઈ લેવું. એ માટેનું વિવરણ આ જ લેખમાં પાછળ એક પછી એક આવશે. બાકીના બે મઝ્દાઓ તે હઉર્વતાત્–ખોરદાદ અને અમૅરતાત્–અમરદાદ–તે “સ્પૅન્તા” પણ નથી અને વસુ–વૉહૂ–પણ નથી. “ગાથા” માંથી આ સ્પષ્ટ જણાશે. આ મૂળ વસ્તુના અજ્ઞાનથી જ “ગાથા” પછીના અવેસ્તા કાળમાં આ ભેદ ભુલાઈ ગયો હતો, એટલે અહુરા મઝ્દા સાથે બીજી જોડાયેલી છ મહાશક્તિઓને બધાંને જ “સાત અમેશાસ્પંદો” કરી બેસાડ્યા!

“ગાથા”માં અહુરા મઝ્દા પુરુષવાચક છે, અષ, વૉહૂમનો ને ક્ષથ્ર નપુંસકવાચક છે, અને આરમઇતિ, હઉર્વતાત્ અને અમૅરતાત્ સ્ત્રીવાચક છે. એમાં પણ અહુરાનાં કોણ અને મઝ્દાને લગતાં કોણ તે પણ ભેદ જાણવા જેવો છે. અહુરા–મઝ્દાની સાથે અષા અને વૉહૂમનો તથા વૉહૂક્ષથ્ર એ બધા પિતૃવાચક વર્ગના છે, તે “ગાથા”માંથી સ્પષ્ટ માલૂમ પડે છે. પણ આ ત્રણ નપુંસક જાતિના છે-

અને પાછલા જ્યોતિષમાં તે પુરુષવાચક છે, અને બીજા ત્રણ આરમઇતિ, હઉર્વતાત્ અને અમૅરૅતાત્‌ની જાતિ સ્ત્રીવાચક છે, તેથી કેટલાક અભ્યાસીઓ એ ત્રણેને મઝ્દા વર્ગના ગણે છે, પણ તેમાં સમજફેર છે. "ગાથા"ના હા. ૪૭–૧ માં (સ્પૅન્તોમદ) કહ્યું છે કે "હઉર્વાતા અમૅરૅતાતા મઝ્દાઑ ક્ષથ્રા આરમઇતિ અહુરે". એમાં કોણ કોના છે તે વિભાગો સ્પષ્ટ રીતે પાડેલા જણાઈ આવે છે. હઉર્વાતા ને અમેરૅતાતા પછી મઝ્દાઑ છે, અને ક્ષથ્રા આરમઇતિ પછી અહુરે છે. એટલે મઝ્દાવર્ગના આ બે જ ખોરદાદ ને અમરદાદ છે, ત્યારે ક્ષથ્રા તો અહુરના વર્ગનો છે જ પણ આરમઇતિ પણ અહુરવર્ગની જ છે. એ ભેદનો ખુલાસો પણ હું અહીં આપું છું. પૃથ્વીને નિયંત્રણમાં રાખવા અહુરાએ અષાની સાથે મળીને અહુનવઇર્યનો પવિત્ર કલામ રચ્યો, એ હા. ૨૯–૭ માં છે. હવે નકશામાં જોયાથી જણાશે કે અષાને પૃથ્વી સાથે જોડેલો છે, અને એ પૃથ્વીને અષાનો કાયદો આપેલો છે, તેની આજુબાજુ ચંદ્રને–આરમઇતિને–ફરતી રાખેલી છે. આખા "ગાથા"માં તેમજ ઋગ્વેદમાં પણ અષાની–બૃહસ્પતિની સાથે આરમઇતિને જોડેલી છે. દુનિયામાં શું શું બને છે તેની બધી ખબર આરમઇતિ પોતાના બન્ને મન્યુઓની મારફતે જાણી લઇને તે અષાને જણાવે છે, અને અષા એ બધું જાણીને મઝ્દા અહુરાની આગળ મૂકે છે એ વાત હા. ૩૧ ના ૧૨–૧૩ શ્લોકોમાં છે. આરમઇતિ–ચંદ્ર–એ પૃથ્વીના જેવી નારીજાતિમાં છે, પણ તે ભક્તિભાવની દેવી છે, તેથી તેનો સંબંધ અષાની સાથે અને એવી રીતે અહુરવર્ગની સાથે જ છે. હવે આ શહાદતોથી વાંચકોની ખાતરી થશે કે અહુરાઓ તે અષ, વૉહૂમનો, ક્ષથ્ર અને આરમઇતિ છે, અને મઝ્દાઓ તે હઉર્વતાત્ અને અમૅરૅતાત્ છે. બધું જ્ઞાન ચોક્કસપણે "ગાથાઓ"માં ભરેલું છે, તે આપણે ઊંડા અભ્યાસથી મેળવવાનું છે. પેગમ્બરની વાણી સંક્ષિપ્ત–Concise–અને રહસ્યપૂર્ણ હોય છે, એટલે એના મર્મ બહુ ઊંડા અભ્યાસથી અને પ્રભુની મહેરથી જ મળી શકે છે. વાંચકોની ખાતરી થશે કે "ગાથા"ના આ અહુરાઓ અને મઝ્દાઓ તે અવેસ્તાના "અમૅષા સ્પૅન્તા"–જે ઋગ્વેદમાંના આદિત્યો જેવા છે તે નથી. એ બધા સૂર્યમંડળના મુખ્ય દૃશ્ય ગ્રહો–Visible Planets–છે. આ પાયો જાણ્યા પછી હવે આપણે અહુરાઓની ને મઝ્દાઓની છૂટી છૂટી પિછાન મેળવીએ, અને "ગાથા"નો પાયો જ્યોતિષ ઉપર જ છે તેની ખાતરી કરી લઇએ.

## "અષા વહિશ્તા" કોણ?

હવે આપણે "ગાથા"માંના અહુરાના જમણા હાથ જેવા મુખ્ય સહકારી "અષા વહિશ્તા" તે કોણ છે તે જોઇએ. "ગાથા"ની શરૂઆતમાં જ જ્યારે પૃથ્વીનો આત્મા અહુરા–મઝ્દાને ફરિયાદ કરે છે, ત્યારે મઝ્દા "અષા"ને જ પૂછે છે કે આ પૃથ્વીને માટે તેં કોને "રતુ" યા પેગમ્બર નીમ્યો છે. અને એ હા. ૨૯ માંથી આપણે સ્પષ્ટ રીતે જોઇએ છીએ કે આ પૃથ્વી પરના લોકોને માટે અહુરાએ જે કાયદો "માંથ્ર" રૂપે આપેલો છે તે અષાની સાથે જ મળીને કીધેલો છે. આ "અષા" તે જ "ઋગ્વેદ"માંના ऋत નો કાયદો છે. જેમ યજશ્નેની આખરના (colophon) ઉપલેખમાં કહેવામાં આવ્યું છે કે "અએવો પંતાઑ યો અષહે" એટલે "અષોઇનો માર્ગ એક જ છે," ને બીજા બધા ખોટા માર્ગો છે, તેમજ "ઋગ્વેદ"માં પણ મં. ૮–૩૧–૧૩ માં કહ્યું છે કે सुगा ऋतस्य पंथाः એટલે "ઋતના–અષોઇના માર્ગે જ જવાનું સારું છે." "ઋગ્વેદ"માં પણ આ "ઋત"નો મહિમા

ઘણો જ ગવાયેલો છે. "અષા" અથવા ऋत એટલે righteousness, the Law that keeps order in this world, દુનિયાને નિયંત્રણમાં રાખનારો કાયદો. આ શબ્દને બીજા કોઇ પર્યાય શબ્દ–Synonym–થી પૂરેપૂરો સમજાવી શકાય નહીં. અહિંસા, અદ્વેષ, સત્યતા, બ્રહ્મજ્ઞાન–એ બધું જ આ "અષોઇ" શબ્દમાં યા ऋत માં સમાયેલું છે. માણસ જ્યારે ખરો ભક્ત બનીને સંપૂર્ણ સંયમી, પવિત્ર, સમદૃષ્ટિવાળો, સાત્વિક, અદ્વેષી અને અહિંસા પાળનારો બને, ત્યારે જ તે "અષો" જેને વૈદિક ભાષામાં ऋतावन् કહે છે, તે થાય છે.

હવે આપણે જોઇએ કે આ "અષા" તે અહુરા–મઝ્દાનો ગુણ છે કે કિરણ છે કે શું છે. જો એ અહુરા–મઝ્દાનો ગુણ–quality–જ હોય તો પછી હા. ૨૯ માં અહુરા મઝ્દા "અષા" ને શાં માટે પૂછે છે કે "તમોને પૃથ્વી લોકને માટે નિયામકો તેમજ ઉદ્બોધકો–enlighteners–નીમેલા છે, તો એ લોકને નિયંત્રણમાં રાખવા તમારો નીમેલો રતુ કે અહુ–પેગમ્બર કે રાજા–કયાં છે ને કોણ છે? વળી આગળ ચાલતાં હા. ૨૯–૬ માં તો અહુરા અષાને સ્પષ્ટ કહે છે કે "અત્–જી થ્વા ફ્શુયન્તએ–ચા વાસ્ત્ર્યાઇ–ચા થ્વોરેશ્તા તતષા", એટલે "તેથી તો ફળદાતાને માટે તથા ઉદ્ધારકને માટે તને મહાગતિદાયકે–त्वर्ष्टा એ–સૂર્યે–પેદા કીધેલો છે!" વળી એ જ પ્રમાણે બીજા અહુરાઓ તથા મઝ્દાઓને માટે એટએટલી છૂટી ઉક્તિઓ "ગાથાઓ"માં છે કે એ બધા પરમાત્માના ગુણો કે કિરણો નથી, પણ નિત્યજાગ્રત અને નિત્યગતિમાન દૃશ્ય શક્તિઓ છે, એમ સ્પષ્ટ થાય છે. અહીં તો સ્પષ્ટ છે કે "થ્વોરેશ્તા"એ–त्वर्ष्टा એ–એટલે સૂર્યે એને પેદા કીધેલો છે, અને તે સૂર્યમંડળનો મુખ્ય ને પ્રધાન શુભ ગ્રહ છે.

જ્યોતિઃશાસ્ત્ર પ્રમાણે ગુરુનો ગ્રહ મુખ્યત્વે કયા કયા વિષયોનો કારક –significator–છે તે જોઇએ. બૃહજ્જાતક, સારાવલી, શ્રીપતિપદ્ધતિ, સર્વાર્થ ચિંતામણિ, જાતકપારિજાતક, હોરાસાર વગેરે જ્યોતિષ ફળશાસ્ત્રના ગ્રંથોનું દોહન કરીને તથા તેમાં પોતાનો અનુભવ પણ ઉમેરીને દક્ષિણ દેશના મહા જ્યોતિષી શ્રી મંત્રેશ્વરે "ફલદીપિકા" નામે બહુ ઉપયોગી ગ્રંથ સંસ્કૃતમાં રચેલો છે, તેમાં ગ્રહોનાં કારકચિહ્નો આપેલાં છે, તેમાંથી ગુરુનો–Jupiter–ગ્રહ કયા કયા વિષયોનો કારક છે, તે અહીં હું જણાવું છું.

ज्ञानं सद्गुणमात्मजं च सचिवं स्वाचारमाचार्यकम्
माहात्म्यं श्रुतिशास्त्र धीस्मृतिमतिं सर्वोन्नतिं सद्गतिम् ।
देव ब्राह्मण भक्तिमध्वरतपः श्रद्धाश्च कोशस्थलम्
वैदुष्यं विजितेन्द्रियं धवसुखं संमानमीड्याद् दयाम् ॥

એટલે જ્ઞાન, સદ્ગુણ, પુત્ર, પ્રધાન, પોતાના કુળાચાર, આચાર્યક એટલે ગુરુપદ, મોટાઇ, શ્રુતિશાસ્ત્ર (ગાથા, વેદ વગેરે) બુદ્ધિ, યાદદાસ્ત, બધી બાજુની ચઢતી, સદ્ગતિ યા મોક્ષ, દેવ, બ્રાહ્મણ, ભક્તિ, અહિંસા, આકાશ, તપ, શ્રદ્ધા, ખજાનો રાખવાનું સ્થળ, વિદ્વત્તા, જિતેન્દ્રિયતા એટલે ઇંદ્રિયો પરનો કાબૂ, પતિસુખ, સંમાન–honour–એ ઉપરાંત પાણી, અગ્નિ વગેરેનો કારક ગુરુનો ગ્રહ છે.

"ગાથા"માં એ બધા વિષયો જ્યાં જ્યાં આવે છે, ત્યાં ત્યાં અષાને સંબોધન છે અને તેનો સંબંધ છે. અષા–ગુરુ–જેમ અગ્નિકારક છે, તેમ "કેતુ" પણ

અગ્નિવાચક ગ્રહ–incendiary planet–ગણાય છે, અને "ગાથા"માં એ ત્રણેનો સંબંધ એક જ લીટીમાં આવે છેઃ હા. ૩૧–૩ માં ઉપર જણાવેલા શ્લોકમાંના કેટલાક વિષયો આવી જાય છેઃ

"યાંમ્ દાઓ મઇન્યૂ આથ્રા–ચા અપા–ચા ચોઇશ્ રાનોઇબ્યા ક્ષ્નૂતૅમ્,
હ્યત્ ઉર્વૅતૅમ્ ચજ્દૅંગ્હવૅદૅબ્યો, તત્ નૅ મજ્દા વીદ્વનોઇ વઓચા,
હિજ્વા થ્વહ્યા આઓંઙ્હા, યા જીવન્તો વીસ્પૅંગ્ વાઉરયા.

એટલે "જે પરાજ્ઞાન (બ્રહ્મવિદ્યા) સ્પૅન્તા મન્યુ અને આથ્ર–અંતરાગ્નિ–internal fire-દ્વારા તું પ્રેરે છે, અને અષા દ્વારા જે પરાજ્ઞાનને બન્ને હરીફો (ભલાઈ અને બુરાઈ) માટે તું પારખે છે; જે પરાજ્ઞાન સૂક્ષ્મદર્શીઓને માટે સદાચાર જ છે; તેને બરાબર સમજવાને માટે, હે મજ્દા! તું ખુદ તારા પોતાના મુખની વાણીથી અમોને કહે, જેથી (આ દુનિયાના) જીવતા લોકોની પાસે હું સંયમ રખાવું." આ શ્લોકમાં જે સ્પૅન્તામન્યુની વાત છે તે "કેતુ"નો ગ્રહ છે, તે માટેની શહાદત એ વિષય પાછળ આવશે ત્યાં આપવામાં આવશે. પણ એમાં જે ખાસ શબ્દ "ચજ્દૅંગ્હવૅદૅબ્યો" છે, તે બહુ સૂચક છે. ગુરુના ગ્રહને–બૃહસ્પતિને–વેદમાં તેમજ જ્યોતિષમાં પણ चक्षस् કહ્યો છે, તે "ચક્ષસ"નું જૂનું રૂપ "ચજ્દસ્" છે. "ચક્ષસ્" એટલે "પ્રકાશ, ચળકાટ" છે, પણ એનો અર્થ "આધ્યાત્મિક આચાર્ય–Spiritual instructor–થાય છે, તેમજ એ "દેવોનો શિક્ષક બૃહસ્પતિ" પણ છે. આ "ચજ્દસ્" શબ્દ "અષા" યા ગુરુ–બૃહસ્પતિને માટે જ વપરાય છે. વળી પરાજ્ઞાન સ્પૅન્તામન્યુ મારફતે જ અહુરા ને અષા તરફથી ઊતરે છે, તે તો હા. ૨૯–૭ માં સ્પષ્ટ કીધેલું છે. ગુરુનો ગ્રહ જેમ મોક્ષનો કારક છે, તેમ કેતુ પણ મોક્ષનો કારક છે. પરાજ્ઞાન–ક્ષ્નૂતૅમ્–નો કારક પણ અષા–ગુરુ જ છે. આથ્ર–અગ્નિનો કારક પણ ગુરુ જ છે. સંયમ રાખીને ઇંદ્રજિત–victorious over senses–થવું એ પણ ગુરુનો–અષાનો–વિષય છે. એમ આ શ્લોકમાં "અષા" ઉપર જણાવેલા શ્લોકમાંના ઘણા વિષયોનો કારક છે, તે બધા અહીં ભેગા આવેલા છે, અને આ બતાવે છે કે "અષા" તે ગુરુનો જ ગ્રહ છે.

હા. ૩૧–૮ માં પેગમ્બર સાહેબ મજ્દાને સંબોધતાં કહે છે કે "હ્યત્ થ્વા હૅમ્–ચશ્મઇની હૅન્–ગ્રબૅમ્, હઇથ્યૅમ્ અષહ્યા દાંમીમ્," એટલે "તેથી જ મેં તને મારી બન્ને આંખોમાં ભરપૂરપણે ભરી રાખ્યો છે, જે આંખ અષાનું સ્થાનક–Seat–છે." આમાં તો અષાની ને વૉહૂમનોની બન્નેની વાત છે. "વૉહૂમનો" જેનું હિંદુ ત્રિમૂર્તિમાં "શિવ"નું નામ છે, અને જે "શનિ"નો ગ્રહ છે, તેનું એક વિશેષણ "સંગ્રભ" છે. "સંગ્રભ" એટલે "ઉત્તમ કલ્યાણકારી વસ્તુઓનો સંગ્રહ કરનારો," એવો અર્થ છે. અષાનું સ્થાનક જ્યોતિષ પ્રમાણે "આંખ" છે. અષોઇ–કેવળ પવિત્રતા–આપણી આંખમાં જ પહેલે વસવી જોઇએ. આગળ ઉપર અષાને "ચજ્દસ્" એટલે "સૂક્ષ્મ આંખવાળો" કહ્યો છે, એટલે એ બધી વસ્તુઓને પોતાની ઊંડી સૂક્ષ્મ આંખથી જુએ છે. મતલબ એ છે કે પવિત્રતા રાખવા ને સાચવવા આપણા મનની આંખોને સ્વચ્છ ને પાક રાખવાની છે. બધા રાગદ્વેષ એ આંખે જોવાથી જ થાય છે, તેથી આંખ જો પાક રાખીએ તો જ અષોઇ જળવાય. એટલે આ શ્લોકમાં "આંખને અષાનું સ્થાનક" કરીને જણાવ્યું

છે, અને એવી પાક આંખોમાં વૉહૂમનોના–સાત્વિક મનના–રક્ષક મઝ્દાને ભરી રાખવા કહ્યું છે. અહીં પણ "અષા" એટલે ગુરુ–બૃહસ્પતિ–જ સ્પષ્ટ થાય છે. અહીં જણાવેલો ગાથામાંનો શબ્દ "હૅમ્–ચશ્મઇની"ઋગ્વેદના મં૦ ૧–૧૨૭–૧૧ માં સંચક્ષે રૂપમાં છે. અષા જેમ આથ્રા–અગ્નિનો કારક છે, તેમજ "અગ્નિ"ની સ્તુતિમાં જ વેદમાં આ સંચક્ષે શબ્દ વપરાયેલો છે!

હા. ૩૧–૧૯ માં પેગમ્બર સાહેબ કહે છે કે "જે કોઇ જ્ઞાની અને જીભ પર કાબૂ રાખવાવાળો માણસ અર્યમ્નો પવિત્ર મંત્ર પઢે અને તેના પર ધ્યાનથી મનન કરે, તે હે મઝ્દા! તારા ઝળહળતા આતશ દ્વારા બન્ને હરીફોના ભલામાં પ્રવર્તે છે." અહીં પણ "અષા"ની સાથે આથ્રને–અગ્નિને જોડેલો છે, કેમકે ગુરુનો ગ્રહ અગ્નિકારક છે. વળી ગુરુ વાણીનો પણ કારક છે. આતશને ને વાણીને સંબંધ છે. જ્યોતિષમાં ગુરુ બળવાન હોય અને શુભ હોય તો વાણી-speech-પણ સારી ને વશવર્તી હોય છે. એટલે આ શ્લોકમાં પણ એવી રીતે ગુરુનો–અષાનો–સબંધ અષોઈ, મનની દુરસ્તી, વશવર્તી વાણી, અને આતશ સાથે બતાવ્યો છે. વળી આ જ્યોતિષનો ભેદ જાણ્યાથી જ આ શ્લોકમાં "અર્યમ્" એટલે "અષા વહિસ્તા" નહીં, પણ "અર્યમ્ વૉહૂ"નો મંત્ર છે, જેને પઢવાથી અને જેના પર ચિંતન કરવાથી જિંદગીના વિકારો નાશ પામીને તેને સૌખ્ય બક્ષે છે, એ ભાવ સ્પષ્ટ થઈ જાય છે.

હા. ૩૧–૨૦ માં પણ કહ્યું છે કે "જે કોઇ અષો માણસને દુઃખ આપશે, તેનો વિનાશ થશે, તેને લાંબા કાળનો અંધાર રહેશે, ને તેની વાણી દુષ્ટ અને બશળ રહેશે." ગુરુને સૂક્ષ્મ આંખ સાથે અને વાણી સાથે સંબંધ હોવાથી જ્યોતિષ કહે છે કે જેઓ પૂર્વકાળમાં પોતાની આંખનો હંમેશાં દુષ્ટ વાસના માટે ઉપયોગ કરતા તેમ જ જે પોતાની વાણીને દુષ્ટ વચનમાં જ બગાડતા હતા, તેઓ આંધળા અને મૂંગા યા બોબડા–તોતડા થાય છે, કેમકે તેમણે અષોઇનાં સ્થાનકોને દુષ્ટ રીતે વાપરીને બગાડ્યાં હતાં! આવા ભેદ જ્યોતિષ ખુલ્લા કરી દે છે.

હા. ૩૧–૨૧ માં "બૂરોઇશ્ચા અષખ્યા–ચા" એટલે "ભરપટ્ટે અષોઇની" એમ અર્થ છે. આ "બૂરોઇશ" તે સંસ્કૃત ભૂરિ નું છઠ્ઠી વિભક્તિ એક-વચનનું રૂપ ભૂરેસ્ છે. આ ભૂરિ પણ જ્યોતિષમાં ગુરુના ગ્રહનું જ ગુણવિશેષણ–epithet–છે. ગુરુ જ્યારે શુભ ને બળવાન હોય છે, ત્યારે બધા વૈભવ "ભરપટ્ટે" આપે છે.

એક વધુ દષ્ટાંત લઇએ. હા. ૩૪–૪ માં કહ્યું છે કે "હે અહુરા! અમે તારા ઓજસ્વી આતશને અષ દ્વારા એટલે અષોઇ પાળીને ઉત્કંઠાથી ચાહીએ છીએ, જે આતશ અટકયા વગર હંમેશ બળતો રહે છે, જેથી દૃઢ ભક્તને તે ઊંચી પદવી અપાવે છે...વગેરે." અહીં પણ અષાની સાથે આથ્ર અગ્નિ જોડાયેલો જ છે, જે આતશ મિનોઈ છે અને જે ભક્તના હૃદયમાં નિરંતર ઝળહળ બળ્યા કરે છે. અષાની અષોઇ તે ખુદાની ખરી ભક્તિનો-માણસના મનમાં સદા બળતો રહેતો આતશ છે. ગુરુનો ગ્રહ અગ્નિકારક છે. ગુરુથી જ મૂળ અગ્નિની ઉત્પત્તિ છે, આ દુનિયાનાં બધાં પંચભૂતોનો કારક ગ્રહ ગુરુ જ છે.

"ગાથા"માં એવાં તો ઘણાં દૃષ્ટાંતો મળશે, પણ અહીં આટલાં જ બસ છે. હવે વેદ વગેરેમાંથી પણ થોડાંક ઉદાહરણો જોઈએ.

મહાજ્યોતિષી વરાહમિહિર જે ઇરાની મગોનો જ વંશજ હતો તેની "બૃહત્ સંહિતા"માં બૃહસ્પતિને गिरीश એટલે "વાણીનો અધિપતિ" કહ્યો છે. વળી गिराम् प्रभविष्णु એટલે વાણીનો અધિપતિ વિષ્ણુ છે, અને 'વિષ્ણુ' એટલે ગુરુનો ગ્રહ છે. વેદમાં ऋत ને સર્વનો પિતા કહેલો છે. વેદના ઋષિઓ માને છે કે સૃષ્ટિનું સર્જન થવાની પણ અગાઉ ऋत હસ્તીમાં હતું. બરાબર એ જ વાત હા. ૨૯ મા ગાથામાં છે. ऋत-અપ એટલે તમામ વસ્તુઓનો નિયત ક્રમ. અંગ્રેજી Right શબ્દમાં પણ આ "ઋત"જ છે. ઋગ્વેદ મં૦ ૧–૧૫૬–૩ માં કહ્યું છે કે

ऋतस्य गर्भम्......महस्ते विष्णो सुमतिं भजामहे

એમાં મહાન બુદ્ધિમાન વિષ્ણુને "ઋતનો ગર્ભ" કહ્યો છે. આ વિષ્ણુ તે ગુરુનો ગ્રહ છે, તે ઉપર "બૃહત્ સંહિતા"માંના આપેલા ઉદાહરણથી સ્પષ્ટ છે. "ગાથા"માં હા. ૨૯મા કહ્યું છે કે આ પૃથ્વીલોકને માટે અહુરાએ અષાની સાથે મળીને તેના વર્તન માટે જે કાયદાનો મંત્ર રચ્યો છે, તેજ પહેલો "નાદ" હતો, અને તેનાથી જ સૃષ્ટિની ઉત્પત્તિ થઈ હતી. આ બૃહસ્પતિનો ગ્રહ સૌથી મોટો હતો તે વાત વેદકાળમાં જણાયેલી હતી. ઋગ્વેદ મં૦ ૪–૫૦–૪ માં કહ્યું છે કે

बृहस्पतिः प्रथमं जायमानो महो ज्योतिषः परमे व्योमन्।

એટલે આકાશમાંનો સૌથી મોટો જ્યોતિનો ગોળો બૃહસ્પતિનો છે તેનો ઉદ્ભવ પ્રથમ થયો હતો. મોનિયર વિલ્યમ્સના મહાકોશમાં (બીજી આવૃત્તિ) પાને ૭૩૭ માં "બૃહસ્પતિ" પર લખેલું છે કે બૃહસ્પતિ એ ભક્તિ અને પ્રાર્થનાનો અધિદેવ છે. ભક્તિભાવનુ ને ધર્મનું એ પુરુષરૂપ છે. જ્યોતિઃશાસ્ત્રમાં એ ગુરુનો અધિદેવ છે, તેમજ ગુરુના ગ્રહ તરીકે પણ ગણાય છે. દેવોનો પણ એ પુરોહિત છે, તેમજ ડહાપણનો અને વાક્છટાનો–eloquence નો પણ એ અધિદેવ છે. એમ અનેક રીતે "ગાથા"માંનો "અષા" તે ગુરુનો ગ્રહ જ સાબિત થાય છે. "ગાથા"મા અષાનો અધિકાર આ દુનિયામાં વખતોવખત સોશ્યંતો ને પેગમ્બરો મોકલવાનો છે, તેમજ હિંદુશાસ્ત્રમાં વિષ્ણુ જ્યારે જ્યારે ધર્મની પડતી આવે ત્યારે જગતનો ઉદ્ધાર કરવા જન્મ લે છે એમ જણાવ્યું છે. એમ બન્ને ઠેકાણે એક જ વાત જુદી જુદી રીતે કહેલી છે.

વળી 'અષા' તે ગુરુ યા બૃહસ્પતિ જ છે, તેની એક આબૂત સાબિતી "ગાથા"મા છે. હા. ૩૦–૧ માં ત્રીજી લીટીમાં અત્રે મન્યુઓનું પોતાનું નવું દર્શન લોકોને કહી બતાવે છે, તે માટે કહે છે કે "એ કથન અહુરાને માટે સ્તુતિકર છે, વોહૂમનોને આરાધનયોગ્ય છે, અને "હુમાંઝ્દ્રા અષાઇ" એટલે અષાને માટે એ કીર્તન "સુમન્દ્ર" એટલે "ધીમા મધુર સ્વરથી ભરપૂર" છે. આ "હુમાંઝ્દ્રા" શબ્દને પહેલવીથી માંડીને કોઇપણ યુરોપિયન કે પારસી અભ્યાસી આજ સુધી સમજી શકયો નથી. એ શબ્દનું વૈદિક રૂપ सुमन्द्र છે. એનો અર્થ "હુમાંથ્રા" જેવો એટલે "સારી માંથ્રવાણી વાળો" એમજ બધાએ કીધો છે, પણ "માંથ્રા"ને બદલે આં "માંઝ્દ્રા" શબ્દ શા માટે લખાયો છે, તે કોઇ સમજ્યું નથી. પણ આ શબ્દ "ઋગ્વેદ"માં બે ત્રણ ઠેકાણે છે. "ઋગ્વેદ"માં बृहस्पति પર ઘણા ઋષિઓએ આખાં

સૂક્તો Vedic Hymns-લખેલા છે ઋગ્વેદનાં મ૦ ૧-૧૯૦-૧ મા मन्द्रजिह्वम् बृहस्पतिम् છે વળી મ૦ ૪-૫૧-૧ મા પણ બૃહસ્પતિની સ્તુતિ છે તેમા मन्द्रजिह्वम् કહ્યો છે એનો અર્થ મન્દ્ર એટલે "ધીમા નીચા સૂરવાળી વાણીવાળો બૃહસ્પતિ થાય છે હવે અહીં એક બીજા શાસ્ત્રના અભ્યાસની વાત છે અને તે સગીત શાસ્ત્રને લગતી છે સગીતના ત્રણ મુખ્ય સપ્તકો ગણાય છે મન્દ્ર, મધ્ય અને તાર (યા ટીપ) પરપરાગત કથા પ્રમાણે અપને-ગુરુને-વિષ્ણુને-આ "મન્દ્ર" સ્વર એટલે ધીમા, નીચા, જાડા સ્વર પ્રિય છે, તેથી જ બૃહસ્પતિને વેદમા मन्द्रजिह्वम्=મીઠા ધીમા મનગમતા સુસ્વરવાળો કહ્યો છે "ગાથા"ની એ લીટીમા "હુમાઝ્દ્રા અષાઇ" આવે છે, એટલે આ અષા તે પણ બૃહસ્પતિનો જ ગ્રહ છે- એમ પેગમ્બર સાહેબને સગીતશાસ્ત્રનુ પણ જ્ઞાન હતુ જ, કેમકે "ગાથા" તો સગીતમા જ ગાવાના છે, તે અવેસ્તામા પણ ઠેરઠેર જણાવેલુ છે "ગાથા" ગાય નહીં તેવા મોબેદને કેટલીક ધર્મક્રિયામા પણ ભાગ લેતો અવેસ્તાની યશ્તોમા અટકાવેલા છે એમ જ્યોતિષની તથા સગિતશાસ્ત્રની મદદથી આજ સુધી ખોટી રીતે ઉકેલાયેલા શબ્દ "હુમાઝ્દ્રા"નો ખરો અર્થ આપણે જાણી શકીએ છીએ- કેટલાક યુરોપ જઇને શીખી આવેલા અભિમાની ભાષાશાસ્ત્રીઓ એમજ સમજે છે કે તેઓ જ ગાથા અવેસ્તાના શબ્દોના અર્થ કરી શકે, પણ કેવળ ભાષાશાસ્ત્રથી આવી જૂની ભાષા અને તે પણ પેગમ્બરી વાણીના ભેદ પૂરા મેળવી શકાય નહીં બહારથી ચોક્કસ કોઇ રૂપ ધરાવતા શબ્દનો ખરો ધાતુ માત્ર તે શબ્દના બાહ્ય રૂપથી મેળવી શકાતો નથી અને બહુ ભાષાશાસ્ત્રીઓ "ગાથા"ની ભાષાના સ્વરભાર નિયમથી અણજાણ હોવાથી તેમજ "ગાથા"ના પાયામા જ્યોતિષ છે, તે નહીં જાણ્યાથી "ગાથા"નો શુદ્ધ ને સાચો અનુવાદ કરવામા આજ સુધી નિષ્ફળ ગયા છે જેમ ભાષાશાસ્ત્રીઓ નિષ્ફળ ગયા છે, તેમજ વળી "ક્ષ્નૂમ" એટલે પરાજ્ઞાન જાણવાનો દાવો કરનારા પણ આવા કોઇ શબ્દને ઉકેલી શક્યા નથી જ આ સૃષ્ટિની રચનાને અને ધર્મ જેવા વિશાળ વિષયને પૂરો તો શુ પણ કાઇક પણ પિછાનવા માટે એક બે નહીં પણ અનેક શાસ્ત્રોના અભ્યાસની જરૂર છે

હવે અષાના ને અગ્નિના સબધની વાત પણ વેદોમાથી મળે છે ઋગ્વેદ મ૦ ૨-૩૬-૫ મા अग्निने ओजस्वत् કહ્યો છે, તેમજ ગાથામા પણ હા ૩૪-૪ મા આતશને "અઓજોન્ગહ્વન્તેમ્"-ओजस्वन्तम् કહ્યો છે, વળી "અગ્નિ" અને "ઋત"ના સબધની વાત યજુર્વેદમા પણ (૧૧-૪૭, ૧૨-૧૪ વગેરેમા) છે

એક બીજી બહુ અગત્યની શહાદત "ઋગ્વેદ" પૂરી પાડે છે આપણા "ગાથા"મા આપણી "દીન"ને-આપણા ધર્મને માટે "દએના" શબ્દ વાપરેલો છે એ શબ્દ વેદોમા ધેના રૂપે છે ધેના નો અર્થ "વાણી" પણ થાય છે ગાયને ધેનુ કહેલી છે, એટલે એને દોહ્યાથી એ પોષણકારક દૂધ આપે છે તેમજ એ જ ધાતુ પરથી ધર્માદેશને પણ ધેના કહી છે, કેમકે પરમાત્માના મૂળ "નાદ"ને તથા તેમાથી ઊતરતા ધર્મના ફરમાનોને દોહીને તે પ્રભુપથે જવાની સદ્બુદ્ધિ આપનારી છે ઋગ્વેદ મ૦ ૧-૧૪૧-૧ મા ऋतस्य धेना એટલે "અષાની દએના" કહી છે! કેવુ અજબ જેવુ છે કે આપણા જરથોશ્તી ધર્મનો પાયો અષા-ऋत-યાને અષોઇ પર જ રખાયેલો છે વળી "તૈત્તિરીય આરણ્યક"મા જણાવેલુ છે કે બૃહસ્પતિની પત્નીનુ નામ ધેના હતુ! હવે બૃહસ્પતિ તે ગુરુનો ગ્રહ, તે જ્યોતિષની નવમી રાશીનો માલિક છે, ને નવમી રાશી ને નવમુ સ્થાન "ધર્મ"નુ છે, એટલે પણ

આ ધેના શબ્દ અસલ 'ધર્મ'ને માટે જ વપરાતો હતો. "દએના" એટલે Divine speech or Commandment, ખુદાઈ વાણી અથવા ખુદાઈ આદેશ.

આ પરથી આપણે હવે સ્પષ્ટ જોઇએ છીએ કે આપણા ધર્મને ગુરુના ગ્રહ સાથે મુખ્ય સંબંધ છે. અવેસ્તામાં પણ 'દએના'ને "ચિસ્તા" એટલે ચિત્ત એટલે નવમી રાશી યા નવમું ઘર જે 'ધર્મ'નું છે, તેની જ સાથે જોડેલી છે, અને આપણાં ભણતરોમાં "દએનયાઓ વહૂહુયાઓ યજમઇદે"ની સાથે "રજિસ્તાંમ ચિસ્તાંમ્ મજ્દધાતાંમ્ યજમઇદે" એમ બન્ને-'દએના'ને 'ચિસ્તા' જોડાયેલાં જ આવે છે! આટલી બધી શહાદતો પરથી હવે વાંચકોને તથા અભ્યાસીઓને ખાતરી થશે કે આપણી "ગાથાઓ"નો અને તે વાટે આપણને મળેલા આપણા ધર્મનો પાયો જ્યોતિષમાં જ દૃઢ રીતે માંડેલો છે, અને જ્યોતિષનું જ્ઞાન મેળવ્યાથી જ "ગાથા"માંના તેમજ અવેસ્તામાંના સેંકડો ભેદોનો ખુલાસો મળી શકે છે. એ વગર આજ સુધીના સાડા આઠ હજાર વર્ષોમાં આપણા જરથોશ્તી આબેદોએ અને આજ સુધીના જરથોશ્તી ધર્મના અભ્યાસીઓએ "ગાથા"ના ને અવેસ્તાનાં ભણતરોના પણ ખરા અર્થ મેળવવામાં સફળતા મેળવી નથી, અને અનેક તરજુમાઓ થયેલા હોવા છતાં આપણને કોઇ પણ તરજુમો ખરી રીતે સંતોષ આપતો નથી, અને ઘણી શંકાઓ એમ જ રહી જાય છે; અને પછી ધર્મના કેટલાક ગુરુ થઈ નીકળેલાઓ ગમે તેવા ગપગોળા ચલાવીને જરથોશ્તીઓને આડપંથે દોરવે છે.

## "વૉહૂમનો" તે કોણ?

હવે આપણે અહુરા વર્ગની "અષ વહિશ્ત" પછીની બીજી મહાશક્તિ જે "વૉહૂમનો"ને નામે "ગાથા"માં ગણાઈ છે, તે કોણ તે જોઇએ. "ગાથા"માં "વૉહૂમનો"નો મહિમા પણ ઘણો ગવાયો છે, અને ખાસ કરીને "વૉહૂમનોનું" "ગરોદ્માનેમ્"–The abode of songs–ગીતોનું યા ગાયનનું સ્થાન, જે પાછળથી અવેસ્તામાં આત્માનું ઉત્તમ બહેશ્ત તરીકે મનાયું છે, તે પરથી "વૉહૂમનો"ને તેમાં "અષ વહિશ્ત"થી પણ ઉપરનું સ્થાન અપાયું છે તેનો વિચાર કરીએ.

"વૉહૂમનો"નું સંસ્કૃત રૂપાંતર વસુમનસ્ થાય છે. એનો અર્થ પહેલવીમાં તેમજ અંગ્રેજીમાં "ગાથા"ના અભ્યાસીઓએ "ભલું મન"–Good mind–એમ કીધો છે. આ "good" અને "ભલું" શબ્દોથી મૂળ શબ્દ "વસુમનસ્"નો પૂરો અર્થ નીકળતો નથી. "વસુ" શબ્દ મોટા કલ્યાણકારક દૈવી–divine–આત્માઓને જ વૈદિક અને પ્રાગ્વૈદિક કાળમાં લગાડાતો હતો. બધા ઉત્તમ ગુણોનો સમાવેશ "વસુ"માં થાય છે. મૂળમાં તો ગુણ બે હોય છે. સત્ત્વ અને તમસ્, પ્રકાશ અને અંધકાર, અને પછી એ બે ગુણના મિશ્રણથી જે વચલો ગુણ થાય છે એ "રજસ્" છે, જેમાં પ્રકાશ અને અંધાર, બન્ને ભેળાયલા છે. હવે જે ઉત્તમ ગુણ છે, જે માત્ર પ્રકાશ છે, જે સત્ત્વ છે, તે જ "વસુ" છે. એટલે "વસુ"નો અર્થ "સાત્ત્વિક–fully virtuous–" થાય છે. એમાં કેવળ પવિત્રતા છે, holiness, purity છે. એટલે આ "વૉહૂમનો" માટે મેં મારા "ગાથા"ના અનુવાદમાં "સાત્ત્વિક મન" અથવા "સાત્ત્વિકતા" શબ્દો વાપર્યા છે. ધર્મમાં પ્રથમ દરજ્જે અષ–ઋત આવે છે. જે પ્રભુનો નિયત ક્રમ–God's established Order–છે. એ જ "અષોઇ" છે –absolute righteousness–છે. એ પછી વૉહૂમનો–વસુમનસ્–એટલે સાત્ત્વિકતા.

–purity–આવે છે. એમાં સત્ત્વગુણ હોવાથી એ સમદષ્ટિ–impartiality–આપે છે. એમાં બધી જાતના પક્ષપાત નીકળી જાય છે, અને વિશ્વની તમામ વસ્તુઓને એક સરખી ચાહીને કોઇની તરફ પણ "માયા" રાખવામાં આવતી નથી.

"ઋગ્વેદ" માં આ "વૉહૂમનો"–वसुमनस्–નામ કોઇપણ દેવતાનું મળી આવતું નથી. માત્ર ઋગ્વેદના ૧૦ માં મંડળના ૧૭૯ માં સૂક્તના ૩ જા મંત્રના લખનાર ઋષિનું નામ वसुमनाः કરીને તેમાં જણાવેલું છે. વળી "મહાભારત"માં પણ કોશલ દેશના એક રાજાનું નામ પણ वसुमनस् કરીને જણાવેલું છે. વળી वसुमन्न વિશેષણ પણ "મહાભારત" માં છે તેનો અર્થ પણ "ખજાનો રાખનાર યા ધરાવનાર" એમ થાય છે. અજાબ જેવું છે કે "હસફ્હાઇતિ યશ્ત"ના ૧ લા કરદાની અગાઉ જે આઠ ફકરા પાછળથી ઉમેરાયેલા સ્પષ્ટ જણાય છે, તેમાં શરૂઆતમાં જ "વૉહૂમનો"ની આરાધનામાં લખ્યું છે કે "વહ્હવે મનહ્હે આક્તોઇશ્ હાંમ્–વઇન્ત્યાઓ" એટલે "અવિનાશી દોલત ને આસિવાળા વૉહૂમનોની...." અહીં જે "આક્તોઇશ્" શબ્દ છે તે કાંઇક બગડેલો છે. એ શબ્દ अक्षिति = અવિનાશીનું ૬/૧ નું अक्षितेस् = રૂપ છે. "ઋગ્વેદ"માં મં૦ ૮–૪૯–૬ માં તો अक्षिता वसुम् possessed of undecaying wealth–અવિનાશી દોલત ધરાવતો" એ શબ્દો છે જ. વળી "હાંમ્–વઇન્ત્યાઓ" શબ્દ પણ संविंद् શબ્દનું જ ૬/૧ નું રૂપ છે, જેનો અર્થ પણ "અવિનાશી દોલતવાળો" થાય છે! આ શબ્દોના અર્થ પહેલવી પરથી ને યુરોપીય અભ્યાસીઓની અટકળ પરથી કાંગાજીએ "ફત્તેહમંદ દોસ્તીનો યા મોહબત ભરેલી સુલેહનો" કીધેલો છે, પણ તે એ શબ્દોનાં મૂળ રૂપ નહીં મળી આવ્યાથી ખોટા થયેલા છે. અહીં આ નોંધવાનું કારણ તો એટલું જ કે "વૉહૂમનો"ને જે "અવિનાશી દોલત"વાળો કહ્યો છે, તે દોલત યા ખજાનો તો મિનોઈ યાને દૈવી આસિનો છે. એ જ શુદ્ધ "સાત્ત્વિકતા"ની પ્રાપ્તિ છે. આ સાત્ત્વિકતાનો અધિપતિ જ્યોતિષમાં શનિનો ગ્રહ છે.

"ગાથા"માં "વૉહૂમનો" સાથે જે જે ગુણો જોડાયેલા છે તે હવે આપણે જોઇએ. પ્રથમ તો "અહુનવઇર્ય"ના પાક કલામમાં "વૉહૂમનો"નું ૬/૧ નું રૂપ "વહ્હેઉશ્....મનહ્હો" છે, તે બે શબ્દની વચમાં "દજ્દા" શબ્દ છે, તે બહુ અગત્યનો છે. આ "દજ્દા" શબ્દ નામ છે, અને તે "ગાથાઓ"માં તો આવતો જ નથી, પણ અવેસ્તામાંના કોઇ ભણતરમાં પણ નથી. એ શબ્દ માત્ર "અહુનવઇર્ય"માં જ છે. આ જ સુધી એ શબ્દનો ખરો અર્થ કોઇ પણ અનુવાદક પહેલવીથી માંડીને ગુજરાતી સુધીનો, મેળવી શકયો નથી, અને એને દા ધાતુ પરથી લઇને તેનો અર્થ 'ભેટ, સોગાદ, બક્ષિસ' એમ કીધો છે. પણ એ શબ્દનો ભેદ અને ખરો અર્થ હું જ્યોતિષની કૂંચીથી ઉઘાડી શકું છું. જેમ "અષા"ને આપણે આગળ ઉપર જોઈ ગયા તેમ "ચ્ઝ્દસ્" ગુણવિશેષણ લગાડેલું છે, અને તેનો અર્થ "અંતરની આંખવાળો", "આધ્યાત્મિક શિક્ષક, અને દેવોનો ગુરુ" થાય છે, તે ગુરુ યા બૃહસ્પતિના ગ્રહ માટે છે, તેમ "વૉહૂમનો" એટલે "શનિ"ના ગ્રહને दक्षस् એટલે પ્રામાણિક, વિવેકી, ન્યાયપરાયણ–honest, discriminative, upright– કહે છે. આ બધા ઉચ્ચ ગુણો જે માણસની જન્મકુંડળીમાં ત્રીજા સ્થાનમાં બળવાન અને શુભાંશી શનિ રહ્યો હોય તે માણસના હોય છે. "અહુનવઇર્ય"ના કલામની ઉપર જ પાક "અહુનવઇતિ ગાથા" લખાયેલી છે. એટલે એ કલામમાં આપેલા રહસ્યનો ખુલાસો એ "ગાથા"માં વિસ્તારથી આપેલો છે, એટલે હા. ૩૩–૧ માં

"રતુશ્ પ્યઑર્થના રન્જિસ્તા" છે, તે સમજાવે છે કે પેગમ્બર સાહેબ જીવનના નિયમોનુ ભલા બુગ એોને "પ્રામાણિક અને નિર્મળ ન્યાયવૃત્તિથી" પાલન કરશે ને તે મુજબ કાર્ય કરશે એટલે "વરહુઉશ દરજ્દા મનરહો" નો અર્થ એ થાય છે કે "વૉહુ-મનો"ની યા સાત્વિક મનની ન્યાયપરાયણતાથી–with uprightness of pure mind." એમ સૂર્યમડળના બે મોટામાં મોટા ગ્રહો–ગુરુ અને શનિ–"અષા" અને "વૉહૂમનો" અહીં આપણને મળે છે. ગુરુ "ચક્ષમ્"–ચજ્દમ્" કહેવાય છે, તો શનિ "દક્ષમ્–દજ્દમ્" કહેવાય છે. એ "દજ્દમ્" પછી "દજ્દા"–दक्ष–નામ થયેલું છે–uprightness, honesty, ન્યાય–પરાયણતા, સીધાપણું, પ્રામાણિકતા–અને તે "દજ્દા" પછી ૩/૧ મા વપરાયેલો છે.

"અષા વહિશ્તા" પર હું લખી ગયો છુ તેમ હા. ૩૧–૮ મા કહ્યુ છે કે "વરહુઉશ પાત્રેમ્ મનરહો હ્યત્ થ્વા હૅમ્–ચપ્મઇની હૅન્–ગ્રર્ણૅમ્" એમા "હૅન્–ગ્રર્ણૅમ્" તે વૈદિકભાષામાં सम्रमम् છે. આ समम् બધી સારી વસ્તુઓનો સગ્રહ કરનાર શનિ ગ્રહનુ ગુણવિશેષણ છે. એ જ વિશેષણ "શિવ"ને માટે પણ છે. બધી કલ્યાણકારી વસ્તુઓની બક્ષિસ એ જ આપે છે.

"ઋગ્વેદ"મા "વૉહૂમનો"ને મળતું રૂપ रुद्रનુ છે. મં. ૩–૨૦–૫ માં એને वसून् रुद्रान् કહ્યા છે. આ रुद्र પાપીઓનો સહાર કરે છે. એ "રુદ્ર"નુ જે વર્ણન "ઋગ્વેદ"મા છે, તે શનિના ગ્રહના લક્ષણોને જ મળતું આવે છે. "ઋગ્વેદ"ના મં૦ ૧–૧૧૪–૭/૮ મંત્રોમા વસુ રુદ્ર પોતાના ક્રોધમા પોતાના પૂજારીઓનો, બાળકોનો તથા પશુઓનો નાશ કરે છે. ડૉ૦ રાધાકૃષ્ણે પણ પોતાના Indian Philosophy–હિંદુઓનુ તત્ત્વજ્ઞાન–નામના પુસ્તકમા કહ્યુ છે કે "એ જ રુદ્ર પાછળથી "શિવ" કહેવાયો છે." ગ્રહોમા શનિ પણ અધમ પૂજારીઓનો, બાળકોનો ને પશુઓનો નાશ કરે છે. "ઋગ્વેદ"ના ત્રણ આખાં સૂક્તોમા रुद्रની સ્તુતિ કીધેલી છે. પાછળથી તે કલ્યાણકારી "શિવ"નુ રૂપ ધારણ કરે છે, અને હિંદુ ધર્મની ત્રિમૂર્તિમા–બ્રહ્મા, વિષ્ણુ ને શિવ–તે પોતાનુ સ્થાન પ્રાપ્ત કરે છે.

આ रुद्रને પશુઓ સાથે સબધ છે તે "ઋગ્વેદ"ના મં૦ ૧–૧૧૪–૧ માં એ रुद्रની જ સ્તુતિ છે, તેમા કહ્યુ છે કે यथा शमसंद् द्विपदे चतुष्पदे એટલે જેથી બે પગાનુ ને ચોપગાનુ કલ્યાણ થાય. શિવને गोपाल એટલે પશુઓનો યા પૃથ્વીનો પાળક–સભાળ રાખનારો કહ્યો છે, અને "વૉહૂમનો" ને પણ અવેસ્તામા પશુઓનો રક્ષક કહ્યો છે. એમ "ગાથા અવેસ્તા"મા અને "ઋગ્વેદ"મા આ "વૉહૂમનો" અને वसु रुद्र કોણ છે તે સ્પષ્ટ થાય છે જ્યોતિષમા પણ શનિનો ગ્રહ પશુઓનો કારક છે

મોનિયર વિલ્યમ્સના મહા સસ્કૃત–અંગ્રેજી કોશમા પણ બીજી આવૃત્તિના ૧૦૫૧મે પાને 'શનિ" શબ્દના અર્થોમા Name of Siva–શિવનુ નામ એમ સ્પષ્ટ જણાવ્યુ છે. હિંદુઓના પુરાણ શાસ્ત્રમા પણ એમ આ દેવતાઓના નામોને આકાશના ગ્રહો તરીકે ઓળખાવેલા છે, અને તેમના અનેક ગુણવિશેષણો જે "ગાથા"મા અને અવેસ્તામા છે, તેમના અર્થથી પણ આપણને સ્પષ્ટ સમજાય છે કે આપણી "ગાથાઓ"માના મજ્દાઓ ને અહુરાઓ પણ ગ્રહો જ છે. આર્યોના પ્રાચીન ધર્મનો પાયો જ આકાશમા ઝળહળતા ગ્રહો પરના નક્ષત્રો પર નખાયેલો

છે. તેઓએ બહુ લાંબાં નિરીક્ષણથી અને યોગબળથી સૃષ્ટિરચનાનો આ ભેદ મેળવ્યો હતો, અને તે ગૂઢ વાણીમાં તેઓએ સ્થાપ્યો હતો. એ જૂના ધર્મગ્રંથોના ઊંડાણમાં ઊતરીને અનેક દૃષ્ટિકોણથી તેમાં પ્રકાશ ફેંકતાં એવાં ઘણાં ગૂઢ રહસ્યોનો ખુલાસો મળી શકે છે.

"ગાથા"માં આ "વૉહૂમનો"ની સાથે તેનાં સંબંધી કાર્યોનાં નામ આવે છે તે પરથી પણ તે શનિનો ગ્રહ છે, તે સ્પષ્ટ થાય છે. હા. ૨૮–૧ માં ૩ જી લીટીમાં "વહ્‌હેઉશ્ ખ્રતૂમ્ મનઙ્‌હો"–वसोः क्रतुम् मनसो–એટલે "વૉહૂમનોનું દિવ્ય પ્રયોજન" છે. આ क्रतुम् શબ્દ પણ दक्ष ને મળતો જ છે. શનિ–શિવ–કલ્યાણ કરનારો તેમજ સંહાર કરનારો પણ છે. એનું "દિવ્ય પ્રયોજન–divine purpose–આ દુનિયાના ભલાબૂરા માણસોને ભલુંબૂરું ફળ આપવાનું છે. મઝ્દાએ આ પ્રયોજન વૉહૂમનો સાથે મળીને ગોઠવ્યું હતું. જેમ સ્પેન્તામન્યુને ઉત્પન્ન કરવામાં મઝ્દાની સાથે અષનો હાથ હતો, તેમજ અંગ્રમન્યુને ઉપજાવવામાં મઝ્દાની સાથે વૉહુમનોનો હાથ હતો. શનિ નીલ યા કાળા રંગનો ગણાય છે, તેમજ રાહુ–અંગ્રમન્યુ–પણ શ્યામ એટલે કાળો ગણાય છે. એટલે વૉહૂમનોનું–શનિનું–શિવનું–દિવ્ય પ્રયોજન માણસને પાપથી છોડાવવા તેના પર દુઃખ પાડીને તેની આંખ અષના સત્ય માર્ગ પર દોરવવાનું છે.

હા. ૨૮–૬ માં પેગમ્બર સાહેબ મઝ્દાને વિનવે છે કે "વૉહૂ ગઇદી મનઙ્‌હા, દાઇદી અષા–દાઑ દરેગો–આયૂ" वसुं गधि मनसा, दृद्दि अषु–दाः दीर्घ–आयु–એટલે "(હે મઝ્દા!) વૉહૂમનોની સાથે તું આવ અને લાંબા આયુષ્ય દ્વારા અષાની બક્ષિસો આપ!" આ વાક્યના ભાવાર્થ માટે મેં આપણા ભણેલા દસ્તૂરોને તેમજ "સ્કૉલરો"ને તેમજ "ખાસ ગુહ્ય સમજનારા"ને પૂછયું કે પેગમ્બર સાહેબ અહીં મઝ્દાને ખાસ વૉહૂમનો સાથે જ શા માટે આવવા વીનવે છે, અને અષા કે ક્ષથ્ર કે બીજા કોઇની સાથે આવવા વીનવતા નથી? તો મને કહેવામાં આવ્યું કે એ બધી પેગમ્બર સાહેબની મરજીની વાત છે, અને એવી "ગુહ્ય" વાતો આપણાથી સમજાય નહીં." પણ "આપણાથી સમજાય જ નહીં" એવી જ વાતો જો પેગમ્બર સાહેબ કરે તો પછી આપણે તેમનો ધર્મ કેવી રીતે બરાબર સમજી શકીએ? પણ "ગાથા"માં જ્યોતિષનો પાયો છે, તે જ્ઞાનની કૂંચીથી આ "ગુહ્ય" જરૂર પ્રગટ થાય છે ને આપણે સમજી શકીએ છીએ. અષાની બક્ષિસો તે પરાજ્ઞાન, આત્મજ્ઞાન, પવિત્ર શાંત જીવન, સદ્‌ગુણ, ભક્તિ, જિતેંદ્રિયતા, વાણીનું પ્રભુત્વ, શ્રદ્ધા વગેરે જે "અષા વહિસ્તા"ના વિષય પર હું કહી ગયો છું, તે બધી ઉત્તમ બક્ષિસો મઝ્દા માણસને આપે, પણ એની જિંદગી જો લાંબી નહીં હોય, તો પછી એ બક્ષિસો તે કેવી રીતે ભોગવી શકે? માણસની તપશ્ચર્યાનું પૂરું ફળ તો તેનું આયુષ્ય લાંબું થાય તો જ તે ભોગવી શકે. હવે વૉહૂમનો એટલે શનિનો ગ્રહ એ આયુષ્યનો કારક છે, અને તે આયુષ્યસ્થાન સાથે શુભ યોગમાં આવેલો હોય તો જ તે માણસનું આયુષ્ય લાંબું થાય છે. આ ભેદ જાણ્યાથી હવે આપણે ગાથામાંની આ લીટી પૂરેપૂરી સમજી શકીએ છીએ કે પેગમ્બર સાહેબ મઝ્દાને વૉહૂમનો સાથે આવવા શા માટે વીનવે છે. આ જ્યોતિષના જ્ઞાન વગર કોઈ પણ કદી આ લીટીનું ખરું રહસ્ય સમજી શકશે નહીં.

હા. ૨૮–૭ માં "વઙ્‌હેઉશ્–ચા આયપ્તા મનઙ્‌હો" એટલે વૉહૂમનોની એટલે સાત્ત્વિક મનની સિદ્ધિઓ–"accomplishments or attainments of pure

mind-" છે, તે પણ બતાવે છે કે વૉહૂમનો તે શનિનો ગ્રહ છે આપણે આજ વિષયની શરૂઆતમા જોઈ આવ્યા છીએ કે વૉહૂમનો "આક્ષિનોઇશ્ હામ્-વઇનત્યાઓ" છે, એટલે "અવિનાશી દોલતનો" માલિક છે, એ "અવિનાશી દોલત" તે માલુમ જે આધ્યાત્મિક પ્રાપ્તિઓ યા સિદ્ધિઓ કરે તે જ છે. એટલે આ "આયમા"-સિદ્ધિઓ-પણ શનિના જ ઇલાકામા આવે છે

હા. ૩૧-૨૧ મા "વહૂહુંઉશ્ વર્જદઈ મનડ્હો" એટલે "વૉહૂમનોની યા સાત્વિક મનની અચળ દૃઢતાની પ્રસાદી" છે, તેમા "વર્જદઈ" શબ્દ છે તે આપણી "અહ્માઇ રએશ્ચ"ની ટૂંકી બંદગીમા પણ "અહ્માઇ તન્વો વર્જદર" એટલે "અમોને તનની દૃઢતાનો પ્રસાદ (આપો!)" "વર્જદર" એટલે absolute steadfastness સ્થિરતા, દૃઢતા, એમ અર્થ છે. હવે આ "સ્થિરતા"નો ગુણ પણ શનિના ગ્રહનો જ છે. "ફલદીપિકા"ના જ્યોતિષ ગ્રથમા શનિનો એ ગુણ स्थैर्यम् એટલે સ્થિરતા આપેલો જ છે वर्ज=to be firm, દૃઢ રહેવુ અને वर्=boon, પ્રસાદ-એમ "વર્જદઈ" શબ્દ થયેલો છે, તેનો અર્થ સ્થિરતાનો, દૃઢતાનો પ્રસાદ, એમ સ્પષ્ટ થાય છે

શનિ ગ્રહ ત્યાગનો, પરહેજગારીનો પણ કારક છે, અને આત્માને છેવટની મુક્તિ અપાવવાની તૈયારી કરનાર છે હા ૩૨-૧૫ મા છેવટની લીટીમા "ખાઇર્યાઓન્તે વહૂહુંઉશ્ આ-હમાનેં મનડ્હો-मुयसन्ते वसो आमुने मनस एटले "ખુદ વૉહૂમનોના-સાત્વિક મનના પોતાના પડ યા સ્થાન તરફ લઈ જવામા આવશે અગ્રેજ કવિ વર્ડસ્વર્થે પણ તેની એક કવિતામા "the mind's internal heaven" એટલે "મનનુ આતર સ્વર્ગ" એમ કહ્યુ છે હવે "શનિ"નો યાને શિવનો એક અર્થ "final emancipation"-"આખરની મુક્તિ" એમ મો વિ. કોશમા આપેલો છે જો પેગબર સાહેબનુ જ્યોતિષનુ જ્ઞાન સાડા આઠ હજાર વર્ષો પર પણ કેવુ સચોટ હતુ! આ બધા ઉદાહરણો શુ અમથા છે? બધા સાબૂત પુરાવાઓ જ છે

હા ૩૩-૧૨ મા "વૉહૂ મનડ્હા ફ્રૅમૅરતૂમ્-वसु मनमा पशरतम्-એટલે "વૉહૂમનો દ્વારા આધ્યાત્મિક પ્રભુતા (આપ!)-spiritual authority through Vohu Mano' એમ છે આ "ફ્રૅમૅરતૂમ્" શબ્દ પર યુરોપીય વિદ્વાનોએ ખૂબખૂબ લખ્યુ છે, પણ જો તેઓ "ગાથા"માના સ્વરભાગથી તેમજ તેમાના જ્યોતિષના પાયાથી વાકેફ હતે તો એનો ખરો અર્થ મેળવી શકતે શનિનો ગ્રહ આધ્યાત્મિક વિષયનો કારક છે, અને ત્રીજા, આઠમા ને નવમા દશમા સ્થાનોની સાથે સબધમા આવીને બળવાન થયો હોય, તો તે આધ્યાત્મિક પ્રભુતા-સત્તા પણ આપે છે पश=to perceive to have spiritual perception આધ્યાત્મિક દૃષ્ટિ હોવી, એ ધાતુ પરથી पश એટલે આધ્યાત્મિક દૃષ્ટિ, અને रतम् એટલે spiritual head or authority આધ્યાત્મિક ધર્મગુરુ યા પ્રભુતા, એમ અર્થ થાય છે આ પણ ઉપર જણાવ્યુ તેમ શનિ જ આપે છે

હા ૩૪-૧૨ મા પણ "વહૂહુંઉશ્ ખવઍતૅન્ગ મનડ્હો"-वसो स्वैतान मनस એટલે વૉહૂમનોના ખુદ પોતાના આધ્યાત્મિક માર્ગો" એમ છે, ત્યા પણ "વૉહૂમનો" એટલે શનિ જ છે શનિ જ આધ્યાત્મિક માર્ગનો કારક છે માણસ પર દુખ લાવીને અનુભવ આપીને તેને પ્રભુને પથે શનિ જ પાડે છે.

હવે વધુ ઉદાહરણો આપવાની જરૂર નથી. પાપીઓને માટે શનિ ગ્રહની સખત નજર ભયંકર છે. તેમને તે અનેક દુઃખોમાં રગડે છે, અને આખરે તેમના મનની આંખ તે ઉઘાડીને તેમને પ્રભુના ને અષોઇના માર્ગે તે દોરવે છે. તેથી શનિ યા શિવ આખરે કલ્યાણકારી જ છે, કેમકે આખરે તો એ જ માણસના મનને સાત્વિક કરીને તેનું કલ્યાણ કરે છે.

## "વૉહૂ ક્ષથ્ર" તે કોણ?

આપણે "અષા વહિશ્તા" અને "વૉહૂમનો"–ગુરુ અને શનિ–એ બે અહુરાઓની અનેક સાબિતીઓ સાથે પિછાન કર્યા પછી હવે અહુરાવર્ગની ત્રીજી મહાશક્તિ "વૉહૂ ક્ષથ્ર" કોણ છે, તે જોઇએ. "ગાથા"માં એ "ક્ષથ્ર" યા "ક્ષથ્રૅમ્" કરીને આવે છે, તે સંસ્કૃત क्षत्र હોય તેમ લાગે છે, પણ તેમ નથી. અતિ પ્રાચીન વૈદિક કોશોમાં क्षत्तृ શબ્દ છે, તે "બ્રહ્મા"નું બીજું નામ છે. એ क्षद् = to form, ઘડવું, તે પરથી થયેલો છેઃ જગતને ઘડનારો. સંસ્કૃત કોશકારો अथर्वण શબ્દને ઘણા પ્રાચીન ને કાલગ્રસ્ત–obsolete–ધાતુ अथ् પરથી થયેલા अथर् યા अथृ એટલે અગ્નિ પરથી થયેલો કહે છે, એટલે अथर्वण તે અગ્નિનો પૂજારી, ખાસ સોમક્રિયા કરવાવાળો. જેવો આ अथृ નો ગાથામાં "આથ્ર"–અગ્નિ, આતશ–શબ્દ થયેલો છે, તેવો જ क्षत्तृ નો "ક્ષથ્ર" થયેલો છે. એમાં "તૃ" ઉદાત્ત–accented–હોવાથી તેનો સ્વરભારના નિયમ પ્રમાણે "થ્ર" કીધેલો છે. અવેસ્તામાં "આતૃ–આતર્" પરથી "આતર્રેમ્" યા "આથ્રૅમ્" થયેલા છે. મો. વિ. કોશમાં આ क्षत्तृ શબ્દ પરનું વિવરણ વાંચ્યાથી અભ્યાસીઓ તે જોઈ શકશે. અહુરાની નપુંસક યા પુરુષ ત્રિપુટિમાં અષા, વૉહૂમનો અને ક્ષથ્ર છે, તેમાં અષા તે ગુરુ યા વિષ્ણુ ને વૉહૂમનો તે શનિ યા શિવ આપણે જોઈ આવ્યા છીએ, અને હવે ક્ષથ્ર–क्षत्तृ–એટલે "બ્રહ્મા"ની પિછાન કરીએ. હિંદુઓનાં પાછલાં ધર્મશાસ્ત્રમાં આ બ્રહ્મા, વિષ્ણુ ને શિવની ત્રિમૂર્તિ કીધેલી છે, તે તો અભ્યાસીઓ જાણતા હશે જ. આ "બ્રહ્મા"–क्षत्तृ–તે કયો ગ્રહ છે, તે પણ હવે શોધીએ.

"બ્રહ્મા"ને હિંદુશાસ્ત્રોમાં "સાકાર ઇશ્વર"–personal God–કહ્યો છે, અને એને "પ્રજાપતિ" એટલે "પ્રાણીઓનો અધિપતિ"–Lord of creatures–પણ કહ્યો છે. વેદમાં આ प्रजापति માટે પણ ઘણું કહેવાયેલું છે, અને તેને "સાત આદિત્યો"માંના એક આદિત્ય दक्ष તરીકે ઓળખાવેલો છે. આ "પ્રજાપતિ" શબ્દના અર્થ વગેરે સમજાવતાં મો. વિ. કોશમાં એ નામ "મંગળના ગ્રહ"નું–the planet Mars–આવે છે! એમ ધીરજથી શોધતાં ઘણી આશ્ચર્યકારક વસ્તુઓનું જ્ઞાન આપણને થાય છે. "ગાથા"માંના અતિ પ્રાચીન શબ્દો માટે અને તે વેળાની આર્યપ્રજાની માન્યતાઓ માટે તો આપણને "ઋગ્વેદ"ના જ અભ્યાસની જરૂર છે. વૈદિક શબ્દકોશો હજારો રત્નોથી ભરેલા છે; તેમાં પ્રાગ્વૈદિક કાળના શબ્દોના ખાસ અર્થો પણ જૂની પરંપરાથી નોંધાયેલા આપેલા છે. એ બધું મો. વિ. મહાકોશમાં સવિસ્તર નોંધેલું છે. એમ એક પછી એક શબ્દને ઓળખતાં આપણે "ક્ષથ્ર" પરથી क्षत्तृ, क्षत्तृ પરથી બ્રહ્મા, બ્રહ્માપરથી પ્રજાપતિ ને દક્ષ, અને પ્રજાપતિ પરથી મંગળનો ગ્રહ આખરે જડી આવે છે! વળી બ્રહ્માને પણ હિંદુશાસ્ત્રોમાં वसु કહેલો છે, તે પ્રાગ્વૈદિક કાળની માન્યતા ઊતરી આવેલી હતી. તેથી જ "ગાથા"માં "ક્ષથ્ર"ને "વૉહૂ ક્ષથ્ર"–वसु क्षत्तृ–કહેલો છે! એમ બધી વસ્તુઓના ખુલાસા મળે છે.

મંગળનો ગ્રહ સત્તાનો, ઉત્સાહનો, વીર્યનો, સંયમનો, પરાક્રમનો, વગેરે માણસના શૌર્યના ગુણોનો કારક છે. "ગાથા"માં "ક્ષથ્ર"ના પણ એ જ ગુણો ગવાયેલા છે. પણ પહેલવી કાળથી "ક્ષથ્ર"ને સંસ્કૃત क्षत्र સાથે ભેળવી દીધાથી તેના અર્થ યુરોપીય વિદ્વાનોએ તેમજ પારસીઓએ પણ રાજ્ય, સત્તા, વગેરે જ કીધા છે, અને એનો મૂળ શબ્દ क्षत्र–ब्रह्म–છે, તે કોઇને ખબર જ નહીં હોવાથી એ "ક્ષથ્ર" એટલે "સંયમ" જે "ગાથા"ના તત્ત્વજ્ઞાનમાં મોખરે રખાયેલું છે, તે જ કોઇને સૂઝયું નથી. મંગળનો ગ્રહ વીર્યનો કારક છે, અને હિંદુશાસ્ત્રમાં બ્રહ્માને સૃષ્ટિનો સર્જક કહ્યો છે, તેનો મર્મ એ જ છે કે એ બ્રહ્મા–એ ક્ષથ્ર–આ સૃષ્ટિની તમામ જાનદાર પેદાશ ને દુનિયાનો પ્રવાહ પાછો આગળ ધપતો રહે તે માટેની પુનર્સર્જનની–of recreation–શક્તિ યાને વંશવૃદ્ધિની શક્તિ આપે છે. સંતાનની ઉત્પત્તિ માટેની પુરુષની શક્તિ જોવા માટે મંગળના ગ્રહને જ જોવો પડે છે. તેથી જ હા. ૩૧–૪ માં "ક્ષથ્રેમ્ અઓજે-ન્ગ્હુવત્"–क्षत्रम् ओजस्वत्–એમ કહ્યું છે, વળી હા. ૩૧–૨૧ માં "જ્વાપથ્યાત્ ક્ષથ્રહ્યા સરો" કરી કહ્યું છે–स्वपंत्यात् क्षत्रस्य शरः– એટલે "વંશવૃદ્ધિથી શક્તિનું એટલે સંયમશક્તિનું મળતું નૂર" એમ છે. વીર્યના રક્ષણથી જ એ નૂર મળી શકે. ચારિત્ર્યહીણ પુરુષના મોંઢા પર એ દૈવી નૂર કદી પ્રગટતું નથી.

આ "ક્ષથ્ર" એટલે વિકારો પરના સંયમનો ગુણ, એ અર્થ નહીં જાણ્યાથી, તેમજ મૂળમાં "ગાથા" ના હા. ૨૯–૧ માં તેમજ ત્યાર પછીના કેટલાક શ્લોકોમાં "અએષ્મો"–इष्म–જેનો ખરો અર્થ કામદેવ, cupid, lust, હવસ છે, તેને બદલે "ક્રોધ" કીધાથી "ગાથા"માંના "ક્ષથ્ર"નું તત્ત્વજ્ઞાન પહેલવી જમાનાથી જરથોસ્તીઓએ ખોઈ દીધું હતું. માણસમાં જે છ મુખ્ય વિકારો–કામ, ક્રોધ, મદ, મોહ, લોભ ને મત્સર (અદેખાઈ, દ્વેષ)–છે, તેમાં કામ એટલે હવસ એ સૌથી વધુ ખરાબી કરનારો છે. કુદરતે એવી અજબ રચના કીધેલી છે, કે જે હવસને "ક્ષથ્ર"ના તાબામાં રાખ્યાથી તેની આધ્યાત્મિક ચઢતી થાય, તેમજ તેને પુણ્યરૂપે ભોગવ્યાથી વંશની વૃદ્ધિ થાય, તે જ હવસને માણસ તાબે થઇને તેમાં જ ગૂંથાઈ જાય તો તેની બધી શક્તિ હરાઈ જાય છે, અને તેનો આખરે બધી રીતે–તનથી, મનથી, ધનથી, આત્માથી–નાશ થાય છે. આ વાત હા. ૩૦–૭ માં પેગમ્બર સાહેબે સ્પષ્ટ રીતે કહેલી છે. એ શ્લોકમાં જે "ઇશ" શબ્દ છે, તે इः તો इष्म નું ટૂંકું નામ છે. અને તેનો અર્થ "હવસ" જ થાય છે. એની સાબિતીમાં એ જ શ્લોકની ત્રીજી લીટીમાં "અએષ્મેમ્"–इष्मम्–શબ્દ એ જ અર્થનો આવેલો છે. એ શબ્દોના ખોટા અર્થો કરીને "ગાથા"ના તત્ત્વજ્ઞાનને ઘણી હાનિ અભ્યાસીઓએ પહોંચાડી છે. એમાં ખુલ્લું છે કે દેવલોકોએ તો હવસની જ તાબેદારી કીધી, તેથી તેઓ મતિમંદ થઈ ગયા, અને પછી જાણે "હવસ"ને માટે જ જિંદગી કીધી હોય તેમ તેઓ ચકચૂર થયા, જેથી તેઓએ આ પૃથ્વી પરની જિંદગીને નુકસાન કરાવ્યું. વળી એ જ શ્લોક પછી તુરત હા. ૩૦–૮ માં કહ્યું છે કે "અહ્માઇ–ચા ક્ષથ્રા જસત્ મનડ્હા–ચા વોહૂ અષા–ચા" એમાં "અહ્માઇ"–अस्मै–શબ્દનો અર્થ "તેને યા તેને માટે" નથી, પણ "અમારે માટે" છે. अस्मै ના બે અર્થો છે, (૧) તેને માટે, તથા (૨) અમારે માટે. જેકસન અવેસ્તા વ્યાકરણમાં ૧૧૧ મે પાને § ૩૮૯ માં ૪/૩ માં "અહ્માઇબ્યા"ની સાથે "અમારે માટે" અર્થ આપેલો છે. આપણા ઘણા પારસી અભ્યાસીઓએ મારી પાસે સ્વીકાર્યું છે કે એ અર્થ તેઓ જાણતા ન હતા! હવે આ હા. ૩૦–૭ માં પેગમ્બર સાહેબ કહે છે.

કે (અમે કાંઇ એ હવસના ગુલામો નથી) પણ એ 'કામ' અમારે માટે ક્ષથ્રા યા વૉહૂમનો યા અષા દ્વારા ભલે આવે! એનો અર્થ એ કે જ્યારે અમોને વંશ-વૃદ્ધિને માટે જ ખરી પ્રેરણા ક્ષથ્રા વગેરે તરફથી મળશે ત્યારે જ તેટલો વખત અમે એ હવસનો ભોગવટો કરીશું અને પછી પાછા અમે સંયમ પાળીને રહીશું. એમ અહીં આ "ક્ષથ્રા"નો અર્થ "સંયમ" છે તે સ્પષ્ટ થાય છે. એ જ શ્લોકમાં છેલ્લી લીટીમા કહ્યું છે કે એ કામદેવ (તેને અમે જે લોખંડી બેડીઓમાં બાંધી રાખ્યો છે) તેનાથી સંતોષાઇને તે સાહેબોને (ક્ષથ્રા, વૉહૂમનો ને અષાને) તેમ જ તમોને (અહુરા મજ્દાને) આધીન રહેશે. એમ આ "ક્ષથ્ર" તે સયમશક્તિ છે, અને તે આપનાર મંગળનો પરાક્રમી ગ્રહ છે.

હા. ૩૧-૪ માં પણ "ઇથસા ક્ષથ્રૅમ્ અઑજો-ગ્હવત્ યેહ્યા વૅરૅદા વનઍમા દ્રુજૅમ્" એટલે "હું ઓજસ્વી સયમશક્તિ મેળવવા મથન કરીશ, જેની વૃદ્ધિથી અમે પાપવૃત્તિને મહાત કરીએ." અહીં "ક્ષથ્રૅમ્"નો સત્તા, રાજ એવો અર્થ થઈ શકે જ નહીં. સંયમ રાખીને બધા મનના વિકારોને તાબે રખાય, તો જ પાપની વૃત્તિને દબાવી શકાય.

કામને—હવસને—ક્ષથ્રની સાથે જ રાખેલો છે, તે દુનિયાનુ નવુ સર્જન—બીજમાંથી ઝાડ ને ઝાડમાથી બીજ—એમ કર્યે જાય છે, અને એ કામને જીતીને વશ કીધાથી માણસમાં રહેલી મિનોઈ શક્તિ ખીલે છે, ને તેને આધ્યાત્મિક સિદ્ધિઓ મળે છે. આ વાત મેં મારી "દર્શનિકા"માં પણ ૨૭૯ મા મુક્તકમાં મૂકેલી છે, તે ત્યાં વાંચીને સમજી લેવી. કુદરતના આ બધા ભેદનુ જ્ઞાન થાય તો જ માણસ પ્રભુપંથે રહીને પોતાનું જીવન સફળ કરે અને આખરે આત્માની મુક્તિ મેળવે.

આ "ક્ષથ્ર"નો ખરો અર્થ મળ્યા પછી હવે જ્યાં જ્યાં એ શબ્દ વપરાયો છે ત્યાં ત્યાં એ જ "સંયમ"નો અર્થ લાગુ પડે છે. "હસદ્હાઇતિ યસ્ત"માં શરૂઆતના ૨ જા ફકરામાં "ક્ષથ્રહે વઇર્યેહે....થ્રાયો-દ્રિગ્ઑવે," તેમ જ પાછું ૭ મા ફકરામાં પણ "ક્ષથ્રૅમ્ વઇરીમ્"ની સાથે "થ્રાયો—દ્રિગૂમ્" શબ્દો છે, તેનો અર્થ ત્રાયઃ-દ્રિગુમ્-"સયમીઓનો રક્ષક" થાય છે, તે બરાબર છે. દ્રિગુ ખરો સાધુ હોય, પૂરો સંયમી હોય, તેને જ કહેવાય છે. "અહુનવઇર્ય"ના કલામમાં પણ "ક્ષથ્રૅમ્" સાથે "દ્રિગુબ્યો" શબ્દ છે, તે ક્ષથ્ર એટલે સંયમ પૂરેપૂરી રીતે બતાવે છે.

એમ આ "વૉહૂ ક્ષથ્રા" તે બ્રહ્મા અને મંગળનો ગ્રહ છે તે અનેક દૃષ્ટાંતોથી આપણે જોયું છે.

## "આરમઇતિ" તે કોણ?

ચાર "અહુરાઓ"માંના ત્રણ—અષા વહિસ્તા, વૉહૂમનો અને ક્ષથ્ર એ નપુંસક જાતિના યા પુરુષ રૂપે કોણ કોણ છે, તે આપણે જોઈ આવ્યા. હવે આ અહુરવર્ગમાંની જ ચોથી મહાશક્તિ "આરમઇતિ"ને માટે આપણે વિચારીએ. "આરમઇતિ"ની "ગાથા"માં નારીજાતિ છે. અહુરવર્ગમાં જ આ "આરમઇતિ" છે તે "સ્પૅન્તોમદ ગાથા"ના હા. ૪૭-૧ માં ખુલ્લું જણાવેલુ છે. "અહ્માઇ દાંન્ હઉર્વાતા અમૅરૅતાતા મઝ્દાઑ ક્ષથ્રા આરમઇતી અહુરો." અહીં પૈગંબર સાહેબે એમની અચૂક રીત મુજબ "હઉર્વાતા" ને "અમૅરૅતાતા" પછી "મઝ્દાઑ"

શબ્દ મૂકયો છે, અને "ક્ષથ્ર આરમઈતી" પછી "અહુર" શબ્દ રાખ્યો છે. અહીં સ્પષ્ટ છે કે મઝ્દાવર્ગમાં માત્ર બે જ છેઃ હુઉર્વતાત્ અને અમૅરૅતાત્. ક્ષથ્રને આરમઈતી તો અહુરના જ વર્ગનાં છે, એમ એ લીટીઓમાં પ્રત્યક્ષ થાય છે. "અહુરમઝ્દ" એમ એક જ શબ્દ પહેલવી જમાનામાં કરી નાખ્યાથી આ બધી "ગાથા"ની મૂળ વાતોમાં જ ગોટાળો ઊભો થયેલો છે, ને તેના ખરા ને સ્પષ્ટ અર્થ કોઇને મળ્યા નથી.

હવે વાંચક સૂર્યમંડળનો નકશો ધ્યાનથી જોશે તો જ્યોતિષ વિજ્ઞાન–Science of Astronomy–માં જણાવ્યા પ્રમાણે મંગળ, ગુરુ અને શનિ આપણી પૃથ્વીની કક્ષાની બહારના ગ્રહો છે, અને તેમને Major Planets–મોટા ગ્રહો–કહેવામાં આવે છે. પૃથ્વીની કક્ષાની અંદરના ગ્રહો તે શુક્ર અને બુધ છે, અને તેમને Minor Planets–નાના ગ્રહો–ગણેલા છે. ગ્રીક અને યુરોપીય જ્યોતિષમાં શુક્રને–Venus ને–નારી ગ્રહ ગણેલો છે, અને બુધને હિંદુ તેમજ યુરોપીય જ્યોતિષમાં નારી–નપુંસક ગ્રહ કહેલો છે. મોટા ગ્રહો મંગળ, ગુરુ ને શનિ પુરુષ ગ્રહો છે, તેમાં શનિને પુરુષ–નપુંસક ગ્રહ ગણેલો છે. એમ આ સૂર્યમંડળના અભ્યાસથી પણ જણાય છે કે શુક્ર ને બુધ નાના અને નારીજાતિના ગ્રહો છે. પૃથ્વીની કક્ષાની અંદરના એટલે પૃથ્વી અને સૂર્યની વચ્ચે રહેલા શુક્ર ને બુધ તે મઝ્દા વર્ગના છે. "આરમઇતિ" જે ચંદ્ર જ છે, તે નારીજાતિ જ છે, અને તે ગ્રહ નથી, પણ પૃથ્વીની આસપાસ ફરતો પૃથ્વીનો જ ઉપગ્રહ છે.

સૂર્યમંડળમાં સૂર્યથી માંડીને બુધ, શુક્ર, પૃથ્વી, મંગળ, ગુરુ અને શનિ, એમ સૂર્યની સાથે સાત ગ્રહો ગણાય છે. એમાં સૂર્ય પછી ચોથું સ્થાન પૃથ્વીનું છે, અને તે મંડળની વચમાં છે. આ પૃથ્વીનાં નામ "ગાથા"માં ને અવેસ્તામાં ગો (ગઁઉશ), પૅરૅથ્વીમ્, ઝંમ્, (ફરવરદીન યસ્ત, કરદો ૧, ફકરો ૯) દ્રવાસ્પ (ધ્રુવાશ્વ) એટલે અચળ–સ્થિર (ગોશ યસ્ત) એવાં છે. વૈદિક ભાષામાં પણ એ જ गो, पृथिवी, क्षम्, क्ष्मा, क्षामन् વગેરે છે. વળી "પૃથ્વીનો આત્મા" તો મઝ્દા અહુરને શરૂઆતમાં જ ફરિયાદ કરે છે, તો એ "પૃથ્વી" જ કેવી રીતે "અમેશાસ્પંદો" ને જેઓમાં "આરમઇતિ" પણ એક છે, તેઓને વીનવે ? વળી હા. ૩૨–૧ માં પૃથ્વી પરના બધા જ જુદી જુદી માન્યતાવાળાઓ મઝ્દા–અહુરના "પ્રતિનિધિ" અને "સંદેશવાહક" થવા માગે છે, ત્યારે હા. ૩૨–૨ માં મઝ્દા અહુર જવાબ આપે છે, કે "તમારે માટે અમે ભલી દેવી આરમઇતિને પસંદ કીધી છે, તે અમારે માટે અપક્ષપાતી ને ન્યાયી રહે!" અહીં ખુલ્લું છે કે "આરમઈતિ" તે "પૃથ્વી" નથી, કેમકે "પૃથ્વી" તો ફરિયાદી છે, અને તેનાં ફરજંદો બૂરે માર્ગે જઇને લડી રહ્યાં છે. તેઓને મઝ્દાને માર્ગે લઈ જવા કોઇ બીજું જ જોઇએ, તે પણ અહુરાવર્ગના ત્રણ પુરુષ અધિષ્ઠાતા તો કાંઇ "પૃથ્વી" પાસે આવી શકે નહીં, અને મઝ્દા વર્ગની બે સ્ત્રી અધિષ્ઠાત્રીઓ પણ નહીં. એ તો બધા ગ્રહો છે અને પૃથ્વીથી અતિ દૂર પોતે પોતાની મહાકક્ષાઓમાં ઘૂમતા રહે છે. એટલે જ "પૃથ્વી"ના લોકોને રાતદિન રક્ષી, સંભાળીને તેમનામાં ભક્તિભાવ ઉત્પન્ન કરવા એ લોકોની બીજી માતા જેવી "સ્પૅન્તા આરમઇતિ" ને મઝ્દા અહુરએ નીમી! "પૃથ્વી" ની આજુબાજુ અવિરત–નિરંતર–ફરી રહેલો "પૃથ્વી"નો ઉપગ્રહ "ચંદ્ર"

છે, અને જ્યોતિષમાં એ ચંદ્રને પૃથ્વી પરની તમામ પેદાશ સાથે સૌથી વધારે લાગતું વળગતું છે.

"ઋગ્વેદ" માં अरमति દેવી તરીકે ગણાયેલી છે. મો. વિ. કોશમાં એના અર્થ "સેવા, તત્પરતા, તાબેદારી, ભક્તિભાવ" તરીકે આપેલા છે, વળી એને "દેવોના ભકતોની તથા સામાન્ય રીતે પવિત્ર કાર્યોની રક્ષકદેવી" તરીકે પણ જણાવી છે. જેમ પહેલવી લેખકોએ એને "પૃથ્વી" ગણવાની ભૂલ કીધી છે, તેમ વેદોના જાણીતા ભાષ્યકાર સાયણાચાર્યે પણ એને "પૃથ્વી" કહી છે. ઋગ્વેદના મં૦ ૭–૩૬–૮ માં महीमरमतिम् છે, તેમાંના महीम् શબ્દનો એક અર્થ "પૃથ્વી" છે, તેજ પાછો अरमतिम् ને લગાડેલો છે! પણ ઉપર જણાવ્યું છે તેમ આ "અરમતિ" દેવોની રક્ષક દેવી તરીકે પ્રાચીન કાળથી ગણાયેલી છે, તો પછી महीम् નો "પૃથ્વી" અર્થ કરીને તેજ અર્થ પાછો "અરમતિ"ને લગાડ્યાથી વિશેષ સાર કંઇ નીકળતો નથી. અહીં જે महीम् શબ્દ છે, તે પણ એક દૈવી શક્તિનું નામ છે, અને તે "ઇડા અને સરસ્વતી" દેવીઓની એક સાથીદાર છે: જુઓ ઋગ્વેદ મં૦ ૧–૧૩–૯: इळा सरस्वती मही तिस्रो देवीर्मयो भवः એમ મં૦ ૭–૩૬–૮ માં "માહી" શબ્દ છે તેનો એક અર્થ જે "પૃથ્વી" પણ થાય છે, તેના સંબંધમાં આવેલો "અરમતિ" શબ્દનો પણ તેથી "પૃથ્વી"જ અર્થ થતો નથી. એ અર્થ ગેરસમજથી થયેલો છે.

"ગાથા"માં તો "આરમઇતિ"નો નિકટનો સંબંધ "અષા"ની સાથે જ છે. હા. ૪૮–૧૧ માં "અષા મત્ આરમઇતિશ" એટલે "અષાની સાથે આરમઇતિ" એમ સ્પષ્ટ કહ્યું છે. એ જ પ્રમાણે "ઋગ્વેદ"માં પણ "બૃહસ્પતિ" જે "અષા"જ છે, તેનો સંબંધ "અરમતિ"ની સાથે જ દેખાડેલો છે. "ઋગ્વેદ" મંડળ ૧૦–૬૪–૧૫ માં बृहस्पतिररमतिः पनीयसी એટલે "બૃહસ્પતિ ને બહુ આશ્ચર્યકારક અરમતિ" એમ છે. અહીં પેલી "પૃથ્વી"નો ખ્યાલ છે જ નહીં. એવું તો વેદમાં અનેક ઠેકાણે છે. પ્રાચીન કાળમાં આર્યોને બૃહસ્પતિનો ને અરમતિનો સંબંધ બહુ અતલગનો છે તે માલૂમ હતો, અને જે ભાવમાં ને અર્થમાં એ બન્ને "ગાથા"માં તેમજ વેદમાં ગવાયેલાં છે, તેજ ભાવમાં ને અર્થમાં જ્યોતિષમાં ગુરુનો ને ચંદ્રનો સંબંધ જણાવેલો છે. ગુરુનું ફળ જોવું હોય તો ચંદ્રની સાથે તે કેવા સંબંધમાં–શુભ યા અશુભ–છે, તે બધું જોવું પડે છે, અને ચંદ્રનું ફળ જોવું હોય તો ગુરુનો સંબંધ પણ જોવો પડે છે. આ બધું કંઇ અકસ્માત્ રૂપે નથી, પણ સૃષ્ટિ રચનાની એવી વિધિ મૂળથી જ છે, અને ધર્મનો સત્ય આદેશ આપનારા પેગમ્બર અને ઋષિમુનિઓ આ સૃષ્ટિરચનાનું ગુહ્ય જાણતા હોવાથી તેઓએ તે પોતાની વાણીમાં માર્મિક રીતે મૂકેલું છે. આખી "ગાથા"માં તેમજ "ઋગ્વેદ"માં "અરમતિ" એટલે "ચંદ્ર"જ છે. ચંદ્રનેજ આ પૃથ્વીની આસપાસ ફરતો કીધેલો છે, અને તેજ સાગરોની ભરતી ઓટ પર, ઝાડપાન પર, દેહ પર, મન પર, સેવા પર, ભક્તિભાવ પર, એમ અનેક વસ્તુઓ પર અસર કરે છે.

જેમ હિંદુશાસ્ત્રમાં ચંદ્રને "વસુ" ગણેલો છે, તેમજ "ગાથા" તથા અવેસ્તામાં "આરમઇતિ"ને પણ "વફ્હ્વીમ્-वस्वीम्-એટલે "નારી વસુ"જ કહેલી છે. હા. ૩૨–૨ માં છેલ્લી લીટીમાં "સ્પેન્તામ્ વ્વે આરમઇતીમ્ વફ્હ્વીમ્ વરેમઇદી," એટલે તમારે માટે ભલી (વસુ) સ્પેન્તા આરમઇતિને અમે પસંદ કીધી છે," એમ "આરમઇતિ"ને પણ "વસુ" ગણાવેલી છે. "હસફ્હાઇતિ યસ્તમાં પ્રારંભના

૩ જા ફકરામાં "સ્પેન્તયાઓ વઙ્હુયાઓ આરમતોઇશ્" છે તેમાં તેમજ એ યસ્તના મૂળ કરદા ૩ ના ૫ મા ફકરામાં તેમ જ અન્યત્ર "વઙ્હુવીમ્ ચા આરમઇતીમ્" એમ કહ્યું છે, ત્યાં બધેજ "આરમઇતિ"ને "વસુ" ગણાવેલી જ છે. "ગાથા"ના ઉપર જણાવેલા હા. ૩૨–૨ માં જે કહ્યું છે, તેનો મર્મ એ છે કે ચંદ્ર દેહનો તેમજ મનનો પણ કારક–significator–છે, ભક્તિનો ને સેવાનો ગ્રહ છે, તેથી માણસને પ્રભુના ધામ તરફ દોરી જવા ચંદ્રની પનાહ અપાઈ છે. એ જ માત્ર પૃથ્વીની આજુબાજુ ફરતો રહે છે.

હવે આપણે અષાનો અને આરમઇતિનો–ગુરુનો ને ચંદ્રનો–ખાસ સંબંધ શો છે તે "ગાથા"માંથી જ જાણીએ. હા. ૩૪–૧૦ માં કહ્યું છે કે "સ્પેન્તાંમ્–ચા આરમઇતીમ્ દાંમીમ્ વીદ્વાઓ (વઍાચત્) હિથાંમ્ અષહ્યા", એટલે "અને વિદ્વાન જ્ઞાની માણસ જે અષાની તેજસ્વી બેઠક છે તે સ્પેન્તા આરમઇતિને દેખાડે !" આ શ્લોકમાંના બે શબ્દોના ખરા અર્થો મોટે ભાગે અભ્યાસીઓ સમજ્યા નથી. તે "દાંમીમ્" અને "હિથાંમ્" છે. અગાઉ હું "અષ વહિશ્ત" પરના પ્રકરણમાં લખી ગયો છું, તે "દાંમીમ્"–धामीम् નો અર્થ સર્જક–creator–યા મૂળ–source નથી, પણ એનો અર્થ બેઠક, સ્થાનક, seat છે. વળી "હિથાંમ્" ને તો બધા જ "હઇથ્યાંમ્" એટલે सत्याम् સમજે છે, પણ "હિથાંમ્" સાચો શબ્દ છેઃ सितम्. એનો અર્થ સફેદ, તેજસ્વી, ઝળહળતી એમ થાય છે. सित નો અર્થ "ચાંદરણું" પણ થાય છે, આ લીટીમાં પેગમ્બર સાહેબ કહે છે કે અષોઇની ખરી તેજસ્વી બેઠક તો મનમાં છે, મનની સાચી ભક્તિમાં છે. હવે, જ્યોતિષમાં ગુરુ–ચંદ્રની જોડી છે, તેઓની મૈત્રી અખંડ છે. ચંદ્રની રાશી જે કર્ક–Cancer–છે ને જે તેનું પોતાનું ઘર છે, તે રાશીમાં જ ગુરુ ઊંચનો–exalted–થાય છે, એટલે એ ચંદ્રનું ઘર તે ગુરુનું તેજસ્વી સ્થાનક છે. એમ જ્યોતિષના જ્ઞાનથી અષા એટલે ગુરુ અને આરમઇતિ એટલે ચંદ્ર એ સિદ્ધ થાય છે, અને પેગમ્બર સાહેબે સૃષ્ટિરચનાનું રહસ્ય અને જીવનનું તત્ત્વજ્ઞાન એમ બન્નેનો મેળ સાધીને આપણને ખરો બોધ આપ્યો છે.

હા. ૨૮–૭ માં પેગમ્બર સાહેબ અરજ કરે છે કે "દાઇદી તૂ, આરમઇતે, વીશ્તાસ્પાઈ ઇશેમ્ મઇબ્યા–ચા," એટલે "હે આરમઇતિ ! (ભાર મૂકીને હું) વીનવું છું કે વીશ્તાસ્પને તેમ જ મને સર્વોપરી અધિકાર તું આપ !" આ શ્લોકમાં પહેલી લીટીમાં "અષા"ને અરજ કરે છે કે "તું અમોને પરમ સ્વામિત્વ અને સાત્ત્વિક મનની સિદ્ધિઓ આપ !" પછી બીજી લીટીમાં ઉપર પ્રમાણે "આરમઇતિ"ને અધિકાર બક્ષવા અરજ કરે છે, અને ત્રીજી લીટીમાં મઝ્દાને કહે છે કે "તેં તો અમોને ખરેખર રાજસત્તા આપી છે, જેથી તારા મંત્રો અમે લોકો પાસે પ્રગટ કરીએ !" એમ ત્રણ વિષયો માટે ત્રણ જુદી જુદી શક્તિઓને અરજ શા માટે કીધી છે ? શું મઝ્દા એક બસ નહીં થતે ? પણ એમાં જ્યોતિષના જ અચૂક મર્મો છે. આધ્યાત્મિક સિદ્ધિઓ અને તેમાંથી ઉદ્‌ભવ પામતું આત્માનું સ્વામિત્વ–soul's mastership–એ ગુરુના ગ્રહનો ઇલાકો છે; વીશ્તાસ્પ પાદશાહને તથા પેગમ્બર સાહેબને રાજસત્તાનો અધિકાર અને રાજની મદદ તો ચંદ્રનો ગ્રહ જ આપી શકે, કેમકે ચંદ્ર રાજગ્રહ છે, અને તે બળવાન થઇને દસમાં ઘર સાથે સંબંધ રાખે છે, તો તેથી રાજ્ય મળે અને રાજ્ય ટકી શકે. જર્મન કયસર વિલ્યમ બીજો લડાઇમાં હારીને પોતાનું રાજ્ય ગુમાવી બેઠો કેમકે તેની કુંડળીમાં આઠમે નીચનો ચંદ્ર હતો ! વળી મઝ્દાએ

"રાજસત્તા" આપી છે, તેનો મર્મ પણ એ જ છે કે સૂર્ય રાજસત્તાનો કારક છે, અને મજ્દાનો પ્રતિનિધિ સૂર્ય જ છે! હવે સૌ કોઇ સમજી શકશે કે વીશ્તાસ્પ પાદશાહને માટે "આરમઇતિ"ને જ શા માટે અરજ કીધી અને બીજા કોઇને નહીં! અહીં પણ "આરમઇતિ" તે ચંદ્ર જ સાબિત થાય છે. આ શ્લોકમાં બીજા "અહુરાઓ"ની, વૉહુમનોની ને ક્ષથ્રની અરજ શા માટે નથી કીધી તે હવે સૌને સમજાશે. એમ જ્યોતિષની જ કૂંચીથી "ગાથા"નાં તમામ ભેદી વાકયોના અર્થ ખુલ્લા થાય છે.

એજ પ્રમાણે હા. ૩૦–૭ માં, હા. ૩૦–૧૦ માં, હા. ૩૩–૧૩ માં અને હા. ૩૪–૯ માં આરમઇતિ તે ચંદ્ર જ છે, તે સાબિત થાય છે. અહીં એ બધું પાછું લખતાં ઘણાં પાનાં ભરાય, તેથી વાંચકને તેમજ અભ્યાસીને એ શ્લોકો પર મેં "ટિપ્પણ"માં જે વિસ્તારથી સમજ આપીને લખ્યું છે, તે વાંચવાની અરજ કરું છું. આ બધા શ્લોકો પરથી હવે સ્પષ્ટ થશે જ કે "આરમઇતિ" તે ચંદ્ર છે. આ ગ્રંથમાં મેં સૂર્યમંડળનો જે નકશો આપ્યો છે, તે પરથી માલૂમ પડશે કે અષા–ગુરુનો ગ્રહ યાને વિષ્ણુ સીધી લીટીમાં "પૃથ્વી" સાથે જોડાયેલો છે, કેમકે આ પૃથ્વીની તમામ પેદાશ પર તે જ મુવક્કલ છે, અને પૃથ્વી પરના "ધર્મ"ની–ઋતની–તે જ દેખરેખ રાખે છે. હવે પૃથ્વીની આજુબાજુ ફરવા ચંદ્ર રાખેલો છે, અને એવી રીતે પૃથ્વી સાથેનો સબંધ એ ચંદ્ર મારફતે ગુરુ રાખે છે. વળી મજ્દાએ હા. ૩૦–૧ પ્રમાણે જે બે ભલા બૂરા મન્યુઓ પેદા કીધા છે, તેઓનો સંબંધ આ આરમઇતિ યા ચંદ્રની સાથે જ બાંધેલો છે, તે પણ હા. ૩૧–૧૨ માં સ્પષ્ટ જણાવેલું છે, તે માટે હવે પછી મન્યુઓ માટેના પ્રકરણમાં વિસ્તારથી હું બતાવીશ. વળી જ્યોતિષમાં ચંદ્ર તે લક્ષ્મી છે. બધી આબાદી, સગનવંતા કલ્યાણકારી ને માંગલિક–auspicious–પ્રસંગો, જેને સંસ્કૃતમાં **स्वस्ति** કહેવામાં આવે છે, તેનો કારક પણ ચંદ્ર જ છે. "લક્ષ્મી" એટલે પૈસો યા ધન નહીં, પણ આબાદી–prosperity–તેથી જ હિંદુ ધર્મશાસ્ત્રમાં "વિષ્ણુ ભગવાન"ની પત્ની તરીકે "લક્ષ્મી"ને કહી છે, તે બરાબર છે. એટલે ગુરુનો ને ચંદ્રનો એવો નિકટનો સંબંધ છે. અનેક રીતના સશોધન પછી હજારો વર્ષે સૃષ્ટિનું આ ગુહ્ય દુનિયાને પાછું મળે છે, તે "ગાથા"ના, "ઋગ્વેદ"ના તેમજ *જ્યોતિષના ઊંડા અભ્યાસનું ફળ છે, અને આરમઇતિ–~~અરમતિ~~–તે "પૃથ્વી" નહીં* પણ "ચંદ્ર"જ છે, તે સિદ્ધ થાય છે, અને એ જાણ્યા પછી "ગાથા"માંના અનેકાનેક શ્લોકોના તેમજ તેના તત્ત્વજ્ઞાનના ખરા અર્થ ને ભેદ ખુલ્લા થાય છે. કોઇપણ પહેલવી જમાનાના પુસ્તકમાં કે અવેસ્તામાં પણ "આરમઇતિ"નો આ મર્મ અને તેનું આ રૂપ જણાવેલું નથી. એટલે જરથોસ્તી ધર્મના મૂળ પાયાની જ વાત પહેલવી લેખકોને ખબર નહોતી, તો તે જરથોસ્તી "ક્નૃમ્"–પરાજ્ઞાન–ખરી રીતે કયાંથી જાણે! આપણે ત્યાં જરથોસ્તી ધર્મના અભ્યાસનો આખો ક્રમ હવે આ નવી રોશનીમાં તદ્દન બદલાવો જોઇએ. મારા પેગમ્બર સાહેબના ઊંડા ખુદાઈ જ્ઞાનને હજારો વર્ષથી ઘણો અન્યાય થયો છે, તે દરેક સાચા જરથોસ્તીએ હવે આ બધો ભેદ જાણ્યા પછી જૂના ખોટા શિક્ષણને તિલાંજલિ આપવી જોઇએ.

## "હઉર્વતાત્" અને "અમેરેતાત્" તે કોણ?

આપણે હવે ચાર "અહુરાઓ" કોણ છે તે જોઈ આવ્યા. હવે મજ્દા વર્ગની બે મહા શક્તિઓ જાણવાની રહી તે "હઉર્વતાત્–ખોરદાદ" અને "અમેરેતાત્

અમરદાદ'' છે. આ બન્નેની "ગાથા"માં નારીજાતિ છે. હું અગાઉ કહી આવ્યો છું તેમ એ સૂર્યમંડળના સૂર્ય અને પૃથ્વીની વચ્ચેના બે નાના ગ્રહો minor planets-શુક્ર અને બુધ છે. એ બન્ને ગ્રહો હંમેશાં એકમેકથી ૯૦ અંશની અંદર આકાશમાં રહે છે. એ કદી મધ્યાકાશમાં દેખાતા નથી, કાં તો થોડા માસ પૂર્વાકાશમાં દેખાય છે કે થોડા માસ પશ્ચિમાકાશમાં દેખાય છે. શુક્ર તો આકાશનો સૌથી મોટો ને ખૂબ સુંદર ને ઝળહળતો મોટો તારો છે, પણ બુધ તો સૂર્યની પાસે હોવાથી ખુલ્લી આંખે કવચિત જ દેખાય છે. આ બન્ને ગ્રહો છે, એ તો અવેસ્તામાં કે ઋગ્વેદમાં કોઈ ઠેકાણે પણ કહેવાયલું નથી. સામાન્ય રીતે અવેસ્તામાં તેમજ ઋગ્વેદમાં એ બન્ને મહા દૈવી શક્તિઓ તરીકે જ જણાવેલી છે. "અહુનવઈતિ ગાથા"ના પહેલા ત્રણ હા. ૨૯–૨૮–૩૦ સુધી તો માત્ર ચાર અહુરાવર્ગના જ અધિષ્ઠાતાઓ–અષ, વૉહૂમનો, વૉહૂક્ષથ્ર અને આરમઈતિ–નાં નામો આવે છે, અને પછી હા. ૩૧ ના ૬ ઠા શ્લોકમાં જ પહેલ વહેલાં મજ્દાવર્ગની આ બે અધિષ્ઠાત્રીઓ–હુઉર્વતાત્ અને અમૅરૅતાત્–ને માટે કહેવાય છે. "ગાથાઓ" માં લગભગ બધે જ આ બે અધિષ્ઠાત્રીઓ-archangels-નાં નામ સાથે જ આવે છે. ભાષાશાસ્ત્ર પ્રમાણે એ બન્ને શબ્દોના અર્થ સંપૂર્ણતા અને અમરતા અનુક્રમે થઈ શકે છે.

"ઋગ્વેદ"માં પણ આ બન્ને શબ્દો બરાબર એ જ રૂપમાં આવે છે. મં૦ ૬–૧૨–૨ માં सर्वतात् શબ્દ જેમનો તેમ છે, અને મં૦ ૧૦–૧૦૦–૩ તેમજ બીજે અનેક ઠેકાણે એ सर्वताति કે सर्वताता તરીકે જડે છે. એ જ પ્રમાણે "અમૅરૅતાત્" પણ ઋ. મં. ૭–૫૯–૧૨ માં अमृतात् જેમનો તેમ છે, અને બીજે ઠેકાણે अमृतत्व શબ્દ એ જ અર્થમાં વપરાયેલો છે. એટલે ગાથા કાળમાં ને ગાથાની પ્રાગ્વૈદિક ભાષામાં આ બે શબ્દો જે રૂપમાં વપરાતા હતા તે વૈદિક કાળમાં પણ તે જ રૂપમાં કહીં કહીં વપરાયેલા દેખાય છે, પણ મોટે ભાગે તો सर्वताति અને अमृतत्व શબ્દો જ ઋગ્વેદમાં વપરાયેલા છે. અજબ જેવું છે કે "ગાથા"માં અષો જરથુશ્ત્ર સાહેબે પોતાની દિવ્ય પ્રેરણાથી સૂર્યમંડળના ગ્રહોનું જ્ઞાન મેળવ્યું હતું અને તે જ્ઞાનનો ઉપયોગ કરીને તે સાહેબે ગાથામાંના તત્ત્વજ્ઞાનનો અને આધ્યાત્મિક દર્શનનો પાયો નાખ્યો હતો, પણ તેનું રહસ્ય તેમના કોઇ અનુયાયીઓને તેમણે જણાવ્યુ હશે, યા તેવા જાણકાર અનુયાયી એ ભેદ પોતાની સાથે જ લઈ ગયા હશે ને બીજા કોઇને તે જણાવ્યો નહીં હશે, એટલે આ સૃષ્ટિરચનાને સૂર્યમંડળ સાથે જ સંબંધ છે તે જ્ઞાન પેગમ્બર સાહેબ પછી લુપ્ત થયેલું લાગે છે. પેગમ્બર સાહેબના સ્વર્ગવાસ પછી ઋગ્વેદ સહિતા લખાઈ ને સંઘરાઈ, તેનાં બે ત્રણ હજાર વર્ષો સુધી પણ આ ગ્રહોના ઉલ્લેખ "ઋગ્વેદ"ના મોટા પોથામાં કોઇ ઠેકાણે નથી! પણ વેદો લખાઈ ગયા પછી "બૌધાયન ધર્મસૂત્ર" કરીને હિંદુશાસ્ત્રનો ગ્રંથ લખાયેલો છે, તેમાં (૨–૫–૯–૯ માં) પહેલવહેલાં ગ્રહોનાં નામો–સૂર્ય, શુક્ર, બૃહસ્પતિ, બુધ, મંગળ (અંગારક), સૌર એટલે શનિ–છે, તેમજ રાહુ ને કેતુનાં નામો પણ છે! એટલે વેદકાળમાં તો આ ગ્રહોનો જ સૃષ્ટિરચનામાં મુખ્ય હાથ હતો તેની ખબર કોઇને હોય તેમ લાગતું નથી. આ ગુહ્ય તો પેગમ્બર સાહેબને જ મળેલું હતું, અને તે પણ પાછું હજારો વર્ષથી ગુમ થઈ ગયું હતું, તે હમણાં જ તે સાહેબની મહેરથી પાછું પ્રગટ થાય છે.

અગાઉના "આરમઈતિ"વાળા પ્રકરણમાં હું કહી ગયો છું તેમ હા. ૪૭–૧ માં –સ્પૅન્તોમદ ગાથામાં–જણાવ્યા પ્રમાણે મજ્દાવર્ગના આ બે જ નારી ગ્રહો–હુઉર્વ-

તાત્ અને અમૅરૅતાત્–છે. ગ્રીક દંતકથામાં આ "હઉર્વતાત્" તે "વીનસ"–Venus–છે, અને ત્યાં એ ખૂબસૂરતીની દેવી તરીકે નારીજાતિમાં જ છે. Venus–વીનસ–તે શુક્રનો ગ્રહ પણ છે, અને આકાશમાં એ સાંજે યા સવારે સૌથી મોટો અને ભારે ઝળકતો તારો છે. જ્યોતિષમાં એ સંપત્તિ, સમૃદ્ધિ, વીર્યબીજ, તનદુરસ્તી, કવિતાશક્તિ, સુખ, વૈભવ, સ્ત્રી, ઘર, વિવાહ વગેરે અનેક વિષયોનો કારક ગ્રહ છે. એ ઘણો જ શુભ ગણાય છે. જેમ આ દુનિયાની સમૃદ્ધિ ને સંપત્તિ એ આપે છે, તેમ આત્માની શુદ્ધિ થતાં તે પરલોકની પણ બધી સમૃદ્ધિ બક્ષે છે. બુધનો ગ્રહ–અમૅરૅતાત્–જ્યોતિષમાં સ્ત્રીનપુંસક ગણાય છે, એટલે એ તટસ્થ છે, અને શુભ કે અશુભ ગ્રહની સાથે હોય તેવો તેને ગણવામાં આવે છે. એ ગ્રહ વિદ્યાનો કારક છે, સરસ્વતીનો કારક છે; કળા, પાંડિત્ય, સત્યવચન, ઉપાસના યજ્ઞ વગેરેનો પણ કારક છે. સંસ્કૃતમાં अमृत તે પારાનું–mercury નું–નામ છે, અને એ બુધના ગ્રહનો ગુણ પણ પારાના જેવો છે. "ઋગ્વેદ"માં પણ अमृतात्ति ને દેવી જ ગણેલી છે, તેમજ એને અમરતાની, સ્વર્ગની, અનંતત્વની દુનિયા કહેલી છે. એનો અર્થ "છેવટની મુક્તિ–final emancipation"–પણ થાય છે. બુધનો ગ્રહ સૂર્યની સૌથી પાસે છે. હું આગળ કહી ગયો છું તેમ સૂર્યમંડળમાં પૃથ્વીની કક્ષાની બહારના ગ્રહો તે મંગળ–વૉહૂક્ષથ્ર, ગુરુ–અષ વહિશ્ત અને શનિ–વૉહૂમનો છે. એ ગ્રહો માણસના વર્તનના નિયામક ને ચાલક છે, એ "અહુરઓ" એટલે અહુર વર્ગના છે, ત્યારે પૃથ્વીની કક્ષાની અંદરના બે ગ્રહો તે શુક્ર–હઉર્વતાત્ અને બુધ–અમૅરૅતાત્ છે. "ગાથા"ની ફિલસૂફી ઘણી સિદ્ધરૂપ છે. ક્ષથ્ર, વૉહૂમનો, અને અષા–મંગળ, શનિ અને ગુરુ–એ ત્રણની એટલે સંયમની, સાત્વિકતાની તથા અષોઈની–ઋતની–સિદ્ધિ થાય, ત્યારે વર્તનની કેવળ શુદ્ધિ થાય, અને તે થયા પછી આત્માને હઉર્વતાત્‌ની–શુક્રની–સંપૂર્ણતાની યા સમૃદ્ધિની પ્રાપ્તિ થાય છે, અને તે થતાં આત્મા અમૅરૅતાત્‌ની–બુધની–અમરતાની પ્રાપ્તિનો અધિકારી થઈને આ શરીરબંધનમાંથી મુક્ત બનીને તેના મૂળ વતન સૂર્યમાં ભળી જાય છે.

"ગાથા"ના અને "જ્યોતિષ"ના તત્ત્વજ્ઞાનનો એમ અહીં સમન્વય–પરસ્પર સંબંધ–થાય છે. શુક્ર ને બુધ એ બન્ને ગ્રહો સૂર્યની ને પૃથ્વીની વચમાંના ગ્રહો છે. એ "મજ્દા"ના વર્ગના છે. બન્ને નારીજાતિના છે. એનું રહસ્ય હું અહીં ખુલ્લું કરું છું. "ગાથા"ના શિક્ષણ પ્રમાણે (હા. ૪૫–૧૦) અષાનો–ઋતનો–કાયદો પૃથ્વીલોક પર પળાવવા અષાને તાબે આરમઈતિ–ચંદ્ર–છે, તે આરમઈતિ માણસમાં ભક્તિભાવ ને અષા તરફની તાબેદારીની પ્રેરણા કરે છે, અને આ ભક્તિભાવ ઊંડો થતાં માણસ પોતે શુદ્ધ બનવા અને મજ્દા અહુરા તરફ જવા માટે પ્રથમ ક્ષથ્ર એટલે સંયમ પાળે, પોતાના વિકારો પર, મન પર, હૃદય પર પૂરેપૂરો કાબૂ જમાવે. એમ માણસ જ્યારે એ ક્ષથ્ર એટલે પોતાના દેહ ને મનનું "સ્વરાજ્ય" મેળવે, ત્યારે તે સાત્વિકતા તરફ જાય છે. મન વચન ને કર્મની પવિત્રતા–શુદ્ધિ મેળવીને અપક્ષપાત અને સમદષ્ટ બને છે; એ આખી દુનિયાને પોતાની માફક જ ચાહે છે. એમ જ્યારે એનું મન ને જીવન પૂરેપૂરું સાત્વિક, શુદ્ધ ને સદ્‌ગુણી થાય ત્યારે જ એ "અષો" એટલે ઋતવાળો–righteous–અહુરાનો મૂળ કાયદો પૂરેપૂરો પાળનારો થાય. એમ અહુરા જે પૃથ્વીલોકનાં તમામ વર્તનનો માલિક છે, નિર્ણયકર્તા છે, તેની પરીક્ષામાં એવો અષો આત્મા પસાર થાય છે. એમ થાય ત્યારે આત્માને મજ્દાની પ્રકૃતિમાતાની–સ્થૂળ અને સૂક્ષ્મ એ બન્ને સિદ્ધિઓ–

સમૃદ્ધિની પ્રાપ્તિ–મળે છે. એ સમૃદ્ધિ મજ્દા વર્ગની સુંદર અધિષ્ઠાત્રી હઉર્વતાતની–શુક્રની–છે. શુક્ર પાર્વતી છે, તે શિવની પત્ની છે. (સૂર્યમંડળનો નકશો જુઓ.) શુક્ર સ્નેહનો, વીર્યનો સમૃદ્ધિ વગેરેનો માલિક છે, એટલે એના સૂક્ષ્મ ગુણોની સિદ્ધિ વૉહૂમનોથી, શિવથી–શનિથી–થાય, પછી તે આત્માને અમૃતાત્ એટલે અમરતા મળે. એનો અર્થ એ છે કે મજ્દાની પ્રકૃતિના બંધનમાંથી આત્માને મુક્ત કરવામાં આવે, મન વચન કર્મની–વર્તનની–કેવળ શુદ્ધિ "અહુરાઓ"ના પાલનથી થાય એટલે મજ્દાનું–પ્રકૃતિનું–બંધન પોતાની મેળે છૂટી જાય! હજી પણ આ તત્ત્વજ્ઞાનનું ઘણું અદ્‌ભુત રહસ્ય છે. પૃથ્વીની બહારના ગ્રહોને લગતી સિદ્ધિ મેળવીને પછી પાછું સૂર્યના મૂળ તરફ જતાં પ્રથમ શુક્ર–હઉર્વતાત્–આવે છે, તેની બધી સૂક્ષ્મ સમૃદ્ધિ મેળવીને પછી બુધના–સરસ્વતીના–અમરતાના ધામ તરફ જવાય. સરસ્વતીને બ્રહ્માની સ્ત્રી ગણેલી છે, એટલે એ બ્રહ્મા–ક્ષથ્ર–જે જાનદાર પેદાશનો સર્જક છે, તેની સાથે પાછો મેળાપ થાય, અને આત્મા એવી રીતે ક્ષથ્રના ઇલાકામાંથી શરીરના બંધનમાંથી બચે છે, ને મજ્દાનું સર્જન સફળ થયાથી આત્મા પાછો પોતાનું મૂળ ચેતનરૂપ જે અહુરનું છે તે ધારણ કરીને તેના અમર સ્વર્ગમાં અમરતા મેળવીને રહે છે, અને હા. ૩૦–૫ માં જણાવ્યા પ્રમાણે અહુરને સતોષ આપીને પ્રસન્ન કરે છે.

હા. ૩૩–૮ માં કહ્યું છે કે "દાતા વેં અમૅરૅતાસ્–ચા ઇતયૂઇતી હઉર્વતાસ્ દ્રઑનો", એટલે "અમરતા તમારી સદાકાળની બક્ષિસ છે, અને સમૃદ્ધિ તમારું દ્રોણપાત્ર છે." તેનું રહસ્ય મેં એ શ્લોકની ટીકામાં સ્પષ્ટ કીધું છે તે ત્યાં વાંચી લેવું. પેગમ્બરી વાણી થોડા શબ્દોમાં ભારે રહસ્ય સમાવે છે, અને એ રહસ્ય સામાન્ય વિદ્વાનથી યા ભાષાશાસ્ત્રીથી ઉકેલાતું નથી. એ માટે તો પવિત્ર જીવન, ઊંડી આધ્યાત્મિકતા, પ્રતિભા અને પ્રભુની મહેર જોઇએ.

અહીં હવે "ગાથા"માંના "મજ્દાઑસ્ચા અહુરઑહ્‌હો" માટેની ચર્ચા પૂરી થાય છે. આ બધી મહા દિવ્ય શક્તિઓનાં રહસ્ય સારી રીતે સમજાય તો જ પેગમ્બર સાહેબની ગાથાવાણીના અર્થ પણ યથાર્થ જડે અને તેમાંના ધાર્મિક મર્મોનું આપણને સાચું જ્ઞાન થાય.

## "સ્પેન્તા મન્યુ અને અંગ્રમન્યુ" તે કોણ?

ચાર "અહુરઓ" અને બે "મજ્દાઓ" કોણ કોણ છે, તે માટે આપણે ઉપર વિસ્તારથી બધો ખુલાસો મેળવી આવ્યા છીએ, અને પેગમ્બર સાહેબ અષો જરથુસ્ત્રની "ગાથા"ના પાયાની ફિલસૂફી શી છે, અને તે સૃષ્ટિરચનાના મહા પ્રશ્નનો ઉકેલ જ્યોતિષના સાચા ને ઊંડા જ્ઞાનથી કેવી સચોટ રીતે કરે છે, તે પણ આપણે હવે કંઇક સમજતા થયા છીએ. હવે આ દુનિયામાં બુરાઇ–Evil–કેમ આવી, અને માણસનાં અનેકવિધ દુઃખોનું મૂળ ક્યાંથી ઊગ્યું, એ સનાતન પ્રશ્નની છણાવટ અષો જરથુસ્ત્ર સાહેબે સાડા આઠ હજાર વર્ષો પર કેવા ખુદાઈ જ્ઞાનથી ને પ્રભુની પ્રેરણાથી કીધી છે, તેને માટે વિચારવાનું બાકી રહે છે.

અહુરા અને મજ્દા જેઓ ચેતન અને પ્રકૃતિના સ્વામીઓ–Lords of Spirit and Matter–છે, અને જેઓ સદા જોડી રૂપે એકરસ બનીને રહેલા છે,

જેઓ આ વિશ્વનાં તમામ સર્જનનું ઉપાદાનકારણ–the first Cause–છે, તેઓ તો નેકીમાં, પવિત્રતામાં, ન્યાયપરાયણતામાં, સંપૂર્ણતામાં કોઇ પણ જાતના દોષ વગરના છે, એટલે તેઓ પોતે તો આ દુનિયાની બદીથી પર છે, તેમને હાથે કશું પણ ખોટું થઈ શકે નહીં. જો આ દુનિયાની અનેક ભલી બૂરી વસ્તુઓમાં યા સ્થિતિઓમાં તેમનો હાથ હોય એમ કહીએ તો તેઓની કેવળ સંપૂર્ણ પવિત્રતામાં દોષ આરોપાય. આ દુનિયાની ભલી બૂરી કોઇ પણ ક્રિયામાં તેમની સીધી જોખમદારી હોઈ શકે નહીં. સૃષ્ટિનું એ ઉપર કહ્યું તે ઉપાદાનકારણ બે મૂળ તત્ત્વોનું બનેલું છે: ચેતન અને જડ–Spirit and Matter. એ બે તત્ત્વોનું જોડકું અનાદિસિદ્ધ–eternal, without any beginning–છે. વિશ્વના તમામ પ્રવાહમાં એ સાથે રહેવા છતાં પોતે તો તદ્દન સ્વતંત્ર છે. એ જોડકાંથી આ સૃષ્ટિ જે રૂપે આપણને દેખાય છે, અને જે રીતે તેનું સત્ એટલે હોવાપણું છે, તે પોતાની મેળે ચાલ્યા કરે છે.

આ જડચેતનનું જોડકું મૂળે પવિત્ર છે, તો તેમાં બદી ક્યાંથી આવી, તે પ્રશ્ન માણસને ચિરકાલ ગૂંચવ્યા કરે છે. એ પ્રશ્નના સાચા ઉકેલમાં જ આ સૃષ્ટિ-રચનાનું અને તેના મૂળ સ્વામીનું યથાર્થ જ્ઞાન માણસને કંઇક પણ થઈ શકે. એ કારણથી અષો જરથુસ્ત્ર પેગમ્બર સાહેબે પોતાની અપૂર્વ "ગાથા"માં એ પ્રશ્નનું અદ્ભુત રીતે નિરાકરણ કીધું છે. જીવનનો ઉદ્ભવ કેમ થયો અને આ દુનિયાનું ચલન કેવી રીતે ચાલે છે, તેની સમજ પેગમ્બર સાહેબે પોતાની "ગાથા"ના હા. ૩૦ માં ટૂંકામાં પણ બધી સ્પષ્ટતાથી આપી છે. એના પહેલા જ શ્લોકમાં તેઓ સાહેબ કહે છે કે "અત્ તા વક્ષ્યા, ઇષેન્તો, યા મજ્દાથા હ્યત્ચીત્ વીદુષે," એટલે "હે જિજ્ઞાસુઓ! હવે તે બન્ને મન્યુઓને માટે હું તમોને બોલી બતાવીશ, જે બન્ને ખુદ મજ્દાના હેતુને લીધે સર્જેલા છે, અને તેથી તે ખરેખર જ્ઞાની માણસને માટે વિચારવા જોગ છે." આમાં કહ્યું છે કે એ બે મન્યુઓને–વહિસ્તા અને અચિસ્તા–वसिष्ठ च अचिष्ठ–સૌથી વધુ સાત્ત્વિક અને સૌથી વધુ જડ યા પાપી–ભલો ને બૂરો–મજ્દાએ પોતાના હેતુ યા પ્રયોજન માટે પેદા કીધેલા છે. પૃથ્વીપરનું સર્જન બે વિરોધી તત્ત્વો વગર ઉદ્ભવી કે ચાલી શકે નહીં. અહુર–મજ્દાની ઇચ્છા થઈ કે એવું સર્જન કરવું, પણ પોતાથી તો તે સીધી રીતે થઈ શકે નહીં, તેથી મજ્દા જે પ્રકૃતિનો–જડનો નાથ છે, તેણે પોતાનું પ્રયોજન પાર પાડવા એ બન્ને મન્યુઓને પ્રથમ સર્જ્યા. હા. ૩૦–૩ માં કહ્યું છે કે "તા મઇન્યૂ પૌઉર્યે" એટલે "તે બન્ને આદિકારણ મન્યુઓ." અહુર-મજ્દા તો અનાદિ અનંત–without beginning or end–છે, પણ આ દુનિયા રચવાના પ્રયોજન માટે મજ્દાએ એ બે મન્યુઓ જેઓ આ સૃષ્ટિરચનાનું આદિકારણ–primeval–છે, અને જેઓ કાર્યકુશળ છે, અને મૂળ પ્રકૃતિએ જ–સ્વભાવે જ–જેમાંનો એક પવિત્ર અને ભલો છે, અને બીજો અધમ અને બૂરો છે, તેઓ બન્નેએ આ ચેતન ને જડમાંથી તમામ પેદાશની રચના કીધી.- આ ઘટનામાં વિરોધી તત્ત્વો છે. ચેતન ને જડ, જે તત્ત્વો મૂળ અહુર મજ્દાના વિશિષ્ટ ગુણો રૂપે છે. એ ચેતન અને જડના અનેકવિધ મિશ્રણથી આ દુનિયાના પ્રકાશ ને અંધાર, ભલાઈ ને બુરાઈ, સુખ ને દુઃખ, વિદ્યા અને અવિદ્યા–એવાં અનંત જોડકાં સામસામા ગુણોનાં બંધાય છે, અને એ બન્નેની અથડામણોમાં આ દુનિયા આગળ વધતી જાય છે, અને મૂળ ચેતનથી ઉદ્ભવેલા જીવો એ અથડામણોનાં સુખદુઃખ

અનુભવીને ધીમે ધીમે શુદ્ધ ચેતનને માર્ગે આગળ વધે છે, અને પછી એ ચેતન જીવ પૂર્ણ શુદ્ધ બનતાં તે જડના બંધનમાંથી મુક્ત બનીને પાછો મૂળ ચેતનમાં ચેતનરૂપ ભળી જાય છે.

"ગાથા"ની આ ફિલસૂફી બરાબર સમજાય, તો અંગ્રમન્યુ એટલે બૂરા મન્યુ તરફ જરથોસ્તીઓ પહેલવી કાળથી જે રીતનો ધિક્કાર બતાવતા આવ્યા છે, તે "નાપાક સેતાન" કંઇ નિરુપયોગી કે દુષ્ટ નથી. પેગમ્બર સાહેબને તો આ સત્યની જાણ હતી, અને તે સાહેબે તો એનો ખુલાસો પણ કીધેલો છે. હા. ૩૩-૯ માં કહ્યું છે કે "અત્ તોઇ, મઝ્દા, તા મઇન્યૂ, અષ-ઑક્ષયન્તાઑ સરૅધયાઑ...."–अत् ते, मेधा, ता मन्यू अर्ष-उक्षयन्तोः शर्ध्यंयोः–એટલે "અષોઇને વધારવાવાળા તારા આ બન્ને સમર્થ મન્યુઓને–તેઓના હંમેશના યુદ્ધ છતાં, મારી પોતાની અંતરજ્યોતિથી ને ઉત્તમ નિષ્પક્ષપાત મનથી હું એકમેકની સાથે સરખાવી જોઉં છું; એ બન્નેની સહસેવાને–co-Service–મેં જાણી લીધી છે, જે બન્નેના આત્માઓ સાથે રહીને કામ કરે છે." અહીં કેવું સ્પષ્ટ થયું છે કે આ બન્ને મન્યુઓ આખરે તો અષોઇને જ વધારવાવાળા છે! એ બેઉ તો "ચિઠ્ઠીના ચાકર" છે. સેવકે તો પોતાના ધણીનો હુકમ વફાદારીથી બજા લાવવાનો છે. "ધણીએ આ બૂરું કામ કરવા મને કેમ કહ્યું" એવો પ્રશ્ન ઉઠાવવાનો તેનો હક નથી. અહીં મઝ્દા જેવો પૂર્ણ પાક ધણી છે, તેના એવા હુકમમાં પણ કંઇ ભેદ હશે, તે કદી ખોટું કરે નહીં, એવી અચૂક શ્રદ્ધા સેવકને તો રાખવી પડે; એટલે જીવને તેના કર્મફળ પ્રમાણે જે દુઃખ આ કહેવાતા બૂરા મન્યુએ તેના પર પાડવું પડે, તે તો તેણે તાબેદાર સેવક તરીકે મૂંગે મોંઢે કરવું જ જોઇએ. પેગમ્બર સાહેબ આ શ્લોકમાં આ મન્યુઓનો ખરો ભેદ ઉઘાડો પાડે છે. તેઓ બન્ને તો સહસેવકો છે, એટલે તેમને સોંપેલું કાર્ય તેઓ કર્યે જાય છે. પેગમ્બર સાહેબે પોતાની નિષ્પક્ષપાત દૃષ્ટિથી ને અંતરજ્યોતિથી એ બન્નેનાં કાર્યોને સરખાવી જોઇને આ સત્ય મેળવ્યું છે. દુર્ભાગ્યે આ બહુજ અગત્યના શ્લોકનો ખરો મર્મ આજ સુધી આપણા કોઇ અભ્યાસીને મળ્યો નહીં, અને આખી "ગાથા"માં એ મન્યુઓની વાત પેગમ્બર સાહેબે અનેક ઠેકાણે સ્પષ્ટ રીતે કીધા છતાં આ શ્લોકના અર્થ તદ્દન ખોટા કીધા છે, અને આગલા શ્લોકમાં જણાવેલા હઉર્વતાત્ અને અમેરૅતાત્‌ની જોડી સાથે આ મન્યુઓની વાત જોડી દઇને આ શ્લોકમાંના ઊંચા તત્ત્વજ્ઞાનને તેઓએ અન્યાય કીધો છે. કમનસીબે આ શ્લોકના કેટલાક શબ્દોનાં રૂપ પણ કાળક્રમે ચૂંથાયેલાં હતાં, અને તે એ શ્લોકનો મર્મ બરાબર નહીં સમજાયાથી જ કોઇકે તેમાં એવા જ બીજા શ્લોકમાં જણાયું છે તેમ હાથ નાખ્યો હતો. પણ હવે તો આ ખુલાસાથી આ મન્યુઓને લગતું જરથોસ્તી તત્ત્વજ્ઞાન સ્પષ્ટ થાય છે. માણસે તો સ્પેન્તામન્યુના–ભલા મન્યુના–ચેતન તરફ જ લક્ષ આપીને અહુરના અચળ કાયદા અષ યાને અષોઇનું જ પાલન કરવાનું છે. ગમે તેવા દુઃખથી કે "સેતાન"ના પ્રલોભનથી (temptation) તેણે અષોઇનો માર્ગ છોડવાનો નથી, કેમકે એ બધાં દુઃખ ને પ્રલોભન તો તેના આત્માની કસોટીરૂપ છે. આખરે તો આ અંગ્રમન્યુ–સેતાન–પણ અષોઇ તરફજ માણસને લઈ જાય છે, અને સૃષ્ટિરચનાના મઝ્દાના પ્રયોજનને તે સફળ કરે છે.

આ બન્ને મન્યુઓની હરિફાઇથી જ આ દુનિયા રચવાનું મઝ્દાનું પ્રયોજન સિદ્ધ થાય છે, અને એ બન્ને વચ્ચેની હરિફાઈ, ભલાઈ અને બુરાઈ વચ્ચેનો

વિરોધ દુનિયાના અંત સુધી ચાલશે, એમ હા ૩૦–૪ મા "યથા અંહત્ અપેંમેમ્ અંહૂશ્" એટલે 'એવી રીતે અંત સુધી જીવન ચાલ્યુ જશે" કરીને ખુલ્લુ જણાવ્યુ છે દુનિયાને ચાલવા માટે તો આ વિરોધ ચાલુ રહેવો જ જોઇએ, અને ભલાઇ બુરાઇની કુસ્તી ચાલ્યા કરવી જ જોઇએ આખી દુનિયા બધી અપો ને પવિત્ર ને ભલી થઈ જશે, એ તો ફિલસુફોના કલ્પિત તરંગો જ—utopia—જાણવા એ બન્ને મન્યુઓ કદી શાંત રહેતા નથી, પણ પોતાની પ્રવૃત્તિ એક-સરખી રીતે ચાલુ જ રાખે છે, તે હા ૩૧–૭ માની છેલ્લી લીટીમા કહ્યુ છે "તા, મઝ્દા, મઇન્યૂ ઉક્ષ્યો, યા નૂર્નેમ્–ચીત્, અહુરા, હામો," એટલે "હે મઝ્દા! તે બન્ને મન્યુઓને તેં બળવાન કીધા છે, જે બન્નેને, હે અહુરા! તુ કદી પણ શાંત રાખતો નથી!" અહીં પણ દુનિયાના અંત સુધી એ મન્યુઓની પ્રવૃત્તિ ચાલ્યા કરશે એમ જણાવ્યુ છે આ ભલાઇ–બુરાઇના ચાલક બન્ને મન્યુઓની વચ્ચે દુનિયા ઝોલા ખાય છે, અને એ બન્નેમાથી ભલાઇને માર્ગે રહેવા પેગમ્બર સાહેબ આ દુનિયાના લોકને બોધવાને આવ્યા હતા, તે પણ હા ૩૧–૨ મા કહ્યુ છે "અત્ વાઓ વીસ્પેંન્ગ્ આયેઇ યથા રતૂમ્ અહુરો વએદા મઝ્દાઓ અયાઓ આસયાઓ, યા અષાત્ હચા જીવામહી," એટલે "ત્યારે આ બન્ને (ભલાઇ–બુરાઇના) અશો વચ્ચે અહુરા–મઝ્દાએ મને રતુ–પેગમ્બર જેવો ગણેલો છે તે હું આ તમારી સૌની પાસે આવ્યો છુ, જેથી કરીને આપણે સદા અષોઇના જ સાથમા જીવન વિતાડીએ" વળી આ મન્યુઓને મઝ્દાના હેતુ માટે જ પેદા કીધેલા છે, તે પણ ઉપર જણાવેલા હા ૩૧–૭ મા કેવી ખૂબીથી પેગમ્બર સાહેબે કહેલુ છે કે "તા, મઝ્દા, મઇન્યૂ ઉક્ષ્યો"–એ બન્ને મન્યુઓને, હે મઝ્દા! તેં જ બળવાન કીધેલા છે, એમ આ સર્જનની વાતમા મઝ્દાને જ સંબોધેલા છે, જ્યારે એ લીટીના બીજા પાદમા મન્યુઓના **વર્તનની** વાત છે, ત્યા "યા નૂર્નેમ્–ચીત્, અહુરા, હામો" એટલે "હે અહુરા, જે બન્નેને તુ કદી શાંત રાખતો નથી!" "ગાથા"મા આવા ઝીણા ભેદ પેગમ્બર સાહેબે ઠેરઠેર રાખેલા છે, તે ઉકેલવા ને સપૂર્ણપણે સમજવા વેધક દૃષ્ટિ અને તીવ્ર બુદ્ધિ જોઇએ

"ગાથા"મા આ મન્યુઓના નામ આપેલા છે, તેમા તમામ અભ્યાસીઓ ગૂચવાઈ ગયેલા છે, ને તેથી એને લગતા તરજુમા બરાબર થયેલા નથી મૂળમા પ્રથમ જ હા ૩૦–૪ મા આ સૃષ્ટિરચનાની શરૂઆતમા આ બન્ને મન્યુઓએ સરખો ભાગ લઇને ચેતન અને જડને–સત્ અને અસતને–જીવ અને અજીવને–સર્જ્યાં, ત્યા એ શ્લોકની છેલ્લી લીટીમા એમ છે કે "અચિશ્તો દ્રેગ્વતામ્, અત્ અષાઉને વહિશ્તેંમ્ મનો," એટલે "અજ્ઞાન બકવાદીઓનો મન્યુ તે "અચિશ્તો" એટલે અતિદુષ્ટ છે, પણ અષો–પવિત્ર જન–માટે તો ઉત્તમ કલ્યાણકર મનવાળો–વહિશ્તેંમ્ મનો–મન્યુ એટલે "સ્પેન્તા મન્યુ છે" હવે પહેલવીકાળથી આજ સુધીના બધા જ અભ્યાસીઓ અને અનુવાદકો "ગાથા"મા જ્યા જ્યા "વહિશ્તેંમ્ મનો", "વહિશ્તા મનહ્હા" વગેરે શબ્દો આવે છે, ત્યા તેમને અહૂગવર્ગના મહા અધિષ્ઠાતા "વોહૂમનો" સાથે ભેળી નાખે છે, અને શ્લોકમાના અર્થનો અનર્થ કરે છે પણ આ મન્યુઓને લગતા પ્રથમના જ શ્લોક હા ૩૦–૪ મા અગ્રમન્યુને–બૂરા મન્યુને–"અચિશ્તો" એટલે "અતિદુષ્ટ" કહ્યો છે, અને તેની સામેના "સ્પેન્તા મન્યુને–ભલા મન્યુને–"વહિશ્તેંમ્ મનો" એટલે "ઉત્તમ કલ્યાણકારી મનવાળો" કહ્યો છે "ગાથા"માની ખુદ ત્રીજા "સ્પેન્તોમદ ગાથા" વાળા હા ૪૭–૧ ની

શરૂઆતમાં જ પેગમ્બર સાહેબ કહે છે કે "સ્પેન્તા મઇન્યૂ વહિસ્તા–ચા મનન્હા" એટલે "ખચીત ઉત્તમ કલ્યાણકર મનવાળા સ્પેન્તામન્યુ દ્વારા કાર્યથી, વચનથી અને અપોઇના અચળ સંસર્ગથી અમોને મઝ્દા હઉર્વતાત્ 'અને અમરતાત્ મારફતે અને અહુરા ક્ષત્ર અને આરમઇતિ મારફતે નવાજશે." અહીં સ્પેન્તામન્યુને જ "વહિસ્તા મનન્હા" કહેલો છે તે સ્પષ્ટ છે. હા. ૪૭–૨ માં પણ "મન્યૅઉશ્ સ્પેનિશ્તહ્યા વહિશ્તેંમ્" એમ સ્પષ્ટ કહ્યું છે. હા. ૩૧–૪ માં પણ "વહિસ્તા ઇષસા મનન્હા" છે, તે આરમઇતિ અને અષાની સાથે જ આવે છે. એટલે અહીં પણ એ "વહિસ્તા મનન્હા" એટલે "સ્પેન્તા મન્યુ જ છે. હા. ૩૨–૬ માં પણ "હાત્–મરાને, અહુરા, વહિસ્તા વોઇસ્તા મનન્હા" છે તેનો અર્થ "તેની ખરી નોંધ રાખવામાં, હે અહુરા! તું ઉત્તમ મનવાળા (સ્પેન્તામન્યુ) મારફતે બધું જાણી લે છે" એવો છે. માણસનાં કાર્યોની નોંધ "વૅાહૂમનો" નહીં, પણ "સ્પેન્તા મન્યુ" જ રાખે છે. મન્યુઓ પાસેથી બધી ખબર પૃથ્વીની આસપાસ અવિરત ફરતી આરમઇતિ–ચંદ્ર જ રાખે છે, તે હા. ૩૧–૧૨ ની છેલ્લી લીટીમાં પણ સ્પષ્ટપણે કહેવાયેલું છે.

વળી હા. ૨૯–૭ માં અહુરાના "અહુનવઇર્ય"નો કલામ મઝ્દાના નાદ પરથી સ્પેન્તામન્યુ ઝીલી લે છે અને તે પછી પેગમ્બર મારફતે આ પૃથ્વીના લોકના રક્ષણ માટે તે શાસન યાને કાયદા રૂપે આપે છે. એમાં જણાવ્યા પ્રમાણે હા. ૩૩–૬ માં પેગમ્બર સાહેબ અહુરા–મઝ્દાને વીનવે છે કે "યે ઝઑતા અષા ઍરેઝુશ્ હ્વો મન્યૅઉશ્ આ વહિસ્તાત્ કયા, અહ્માત્ અવા મનન્હા યા વૅરેઝ્યેઇદ્યાઇ મેન્તા વાસ્ત્યા," એટલે "અષોઇથી એક સાચા આરાધનાર લેખે મહોત્તમ સ્પેન્તામન્યુ પાસેથી તેની અંતરની મહેરથી હું પોતે માગું છું, જેથી તેના આ પેગમ્બર મારફતે તે સાહેબ તેની સૃષ્ટિસર્જનની નેમ પાર પાડવા માટે પ્રયોજન કરે". અહીં તો "મન્યૅઉશ્ વહિસ્તાત્" એટલે "મહોત્તમ–મહા કલ્યાણ-કારી–મન્યુ તરફથી" એમ સ્પષ્ટ કહ્યું છે. મઝ્દા પોતાનું સૃષ્ટિરચનાનું પ્રયોજન સિદ્ધ કરવા આ બે વિરોધી મન્યુઓને પેદા કરે છે, તે તો હા. ૩૦–૧ માં આપણે વાંચી આવ્યા છીએ. એ પ્રયોજન પ્રમાણે કામ કરનાર "ભલો મન્યુ" તે મહા કલ્યાકારી મનવાળો–"વહિસ્તા મનન્હા" છે. હવે આ ગૂંચ અભ્યાસીઓ ખોલી શકશે. માટે "ગાથા"માં જ્યાં જ્યાં "વહિશ્તેંમ્ મનો" કે "વહિસ્તા મનન્હા" આવે છે, ત્યાં ત્યાં તેનો અર્થ "સ્પેન્તા મન્યુ" જ છે, "વૅાહૂમનો" નહીં. આ બન્ને વચ્ચેનો એ ફરક અભ્યાસીઓએ સ્પષ્ટ રીતે ધ્યાનમાં રાખવાનો છે.

## મન્યુઓની ખરી સમજ

"ગાથા"ના હા. ૩૦ મા અને હા. ૩૧ માં ને અન્યત્ર આ બે મન્યુઓને માટે ઘણું સ્પષ્ટ કથન થયેલું છે. આપણે ઉપર જોઈ ગયા તેમ મઝ્દાએ પોતાના સૃષ્ટિરચનાના પ્રયોજનને માટે આ બન્ને મન્યુઓ–સ્પેન્તા મન્યુ અને અંગ્ર મન્યુ યા અચિસ્તો મન્યુને પેદા કીધા હતા, અને આ સૃષ્ટિની અહુરાને લગતી બધી ચેતનની વ્યવસ્થા સ્પેન્તા મન્યુએ અને જડ પ્રકૃતિને લગતી બધી વ્યવસ્થા અંગ્રમન્યુએ કીધી હતી, તે હા. ૩૦–૪ માં જણાવેલું છે. કમનસીએ પહેલવી જમાનામાં "ગાથા"ની આ મૂળ ફિલસૂફી ઝાંખી પડી ગઈ હતી, અને સ્પેન્તામન્યુને

અહુરમજ્દા સાથે ભેળવી નાખવામાં આવ્યો હતો. ઇસુની છેક નવમી સદીમાં, ઇરાનનું રાજ્ય પારસીઓએ સાતમી સદીમાં ખોઈ દીધા પછી, લખાયેલી પહેલવી કિતાબ જે "બુનદહેશ"ને નામે જાણીતી છે, તેને પણ "જરથોસ્તી ધર્મશાસ્ત્ર"ના પુસ્તક તરીકે ગણવામાં પારસીઓ મોટી ભૂલ કરે છે, એમ મારે અહીં કહેવું જ પડે છે. એ પુસ્તકના લખનારને શુદ્ધ જરથોસ્તી ધર્મનો બરાબર ખ્યાલ જ નહોતો, એમ એમાંની અનેક બેહૂદી વાતોથી ખુલ્લું દેખાય છે. એની શરૂઆતમાં જ "અહુરમજ્દ અને અહેરેમન"ના વિરોધી જોડકાંની વાત આવે છે, તે અષો જરથુસ્ત્રની પવિત્ર "ગાથા"ના હા. ૩૦ માં કહેલી સૃષ્ટિરચનાના મૂળ તત્ત્વજ્ઞાનની વાતથી તદ્દન જુદી છે, અને એ અદ્ભુત તત્ત્વજ્ઞાન અને પરાજ્ઞાનને મહા અન્યાય કરનારી છે. આ અહુરમજ્દ અને અહેરેમનના વિરોધના ખોટા સિદ્ધાંતથી જરથોસ્તી ધર્મની ખરી ફિલસૂફીને ગ્રીક તત્ત્વવેત્તાઓના ઇ. સ. પૂર્વેના જમાનાઓથી ખોટી રીતે સમજવામાં આવી છે, અને હજી પણ મોટે ભાગે પરધર્મના વિદ્વાનો અને અભ્યાસીઓ એને ખોટા "દ્વૈતવાદ" જેવી ગણી કાઢે છે. અહુરા-મજ્દા-પરમાત્મા પ્રકૃતિ-તો આ તમામ વિશ્વનું ઉપાદાનકારણ- the first Cause-છે, તે તો કેવળ પવિત્ર છે, સર્વજ્ઞાની, સર્વવ્યાપક અને સર્વશક્તિમાન છે, તેની સામે વિરોધી કોઈ પણ તત્ત્વ રહી શકે નહીં. જો એમ કહીએ કે અહુરમજ્દે અહેરેમનને પેદા કીધો, તો પછી પરમાત્માના શુદ્ધ ચેતનને લાંછન લાગે પૂર્ણ નેકીમાં બદીનો ભાવ કે વાસ હોઈ શકે જ નહી. એવો વાદ ન્યાયશાસ્ત્ર પ્રમાણે પળભર ટકી શકે નહીં. અહુરા-મજ્દાની જોડીનો સિદ્ધાંત તદ્દન સાબૂત છે. પરમાત્મા અને પ્રકૃતિ-Spirit and Matter-એ મૂળ ઉપાદાનકારણ એકમેકમા ઓતપ્રોત અને એકમત છે. એમને સૃષ્ટિરચનાની ઇચ્છા થઈ એટલે રૂપ તો પ્રકૃતિ જ રચી શકે; ચેતનને કશું રૂપ કે કશો આકાર નથી. તેથી જ પ્રકૃતિનો નાથ જે મજ્દા છે, તેણે બે પ્રચંડ શક્તિઓ પોતાના પ્રયોજનને માટે પેદા કીધી. એ બે શક્તિઓ તે સ્પેન્તા-મન્યુ અને અંગ્રમન્યુ. બન્ને એકસરખી સબળ છે, પણ બન્ને મજ્દાની આજ્ઞા પ્રમાણે વિરોધી દિશામા કામ કરે છે, અને એવી રીતે જડચેતનની અદ્ભુત લીલા વિસ્તારતી આ સૃષ્ટિ પેદા થઈ અને ચાલુ રહી છે, અને જ્યાં સુધી આ સૃષ્ટિમાંનું જીવન ચાલુ રહેશે ત્યાં સુધી એ બન્ને શક્તિઓ વિરોધી ગુણો ઉત્પન્ન કરતી જ રહેશે. આ વાત હા. ૩૦-૪ માં સ્પષ્ટ છે. અંગ્રમન્યુ યા અહેરેમન પોતાનું કશું બૂરું કાર્ય મજ્દાની મરજી વિરુદ્ધ કરતો જ નથી. એ તો સંપૂર્ણ સેવક છે. આ વિરોધમાં બદી, દુ:ખ, સંતાપ વગેરે જે આભાસરૂપ પ્રત્યક્ષ દુષ્ટતા દુનિયાને દેખાય છે, તે તો દુનિયાના જીવોને જે નાશવંત વસ્તુ જડ છે, તેને છોડીને જે અમર આનંદનો માર્ગ છે તે તરફ લઈ જવાનાં સાધન છે. આત્મા દુ:ખોમાં રગડાઈને કસાય છે, અને નાશવંત માયાનું ખરૂં રૂપ તેને સમજાય, ત્યારે તે એ મિથ્યા વસ્તુઓનો ત્યાગ કરીને અહુરાનો અમર આનંદ ભોગવવા તે ઋતાવાન્ એટલે અષો થાય છે, અને ત્યારે તેને આ સૃષ્ટિની જડતામાંથી મુક્તિ મળે છે. મજ્દાનો હેતુ બર લાવવા માટે જ આ બધું છે, તે હા. ૩૩-૯ માં જણાવ્યું છે તેમ આ ભલા કે બૂરા મન્યુઓ બન્ને આખરે તો અષોઇને જ-ઋતને જ-વધારનારા છે. એટલે અહેરેમન તો મજ્દાનો તાબેદાર સેવક હોઇને તે તેને ફરમાવેલું કાર્ય કર્યાં જાય છે. તેના એ કાર્ય વગર આ સૃષ્ટિ જગ પણ ચાલે નહીં. એટલે હવે વાંચકની ખાતરી થશે કે "બુનદહેશ"માંની બધી કહેવાતી જરથોસ્તી ફિલસૂફી અને "જરથુસ્ત્ર સ્પિતમને દાદાર અહુરમજ્દે કહ્યું" એવી

વાતો ખોટી છે. જરથોસ્તી ધર્મશાસ્ત્ર ગમે તે હોય છતાં જો તે અપો જરથુસ્ત્ર પેગમ્બર સાહેબની "ગાથા"ઓમાં પ્રગટ કરેલા સિદ્ધાંતોથી અને પરાજ્ઞાનથી વિરુદ્ધની ફિલસૂફી યા વાતો બતાવતાં હોય તો તે ખરા જરથોસ્તીને માન્ય હોઈ શકે નહીં. આ ઉપરાંત "બુનદહેશ"માં યજતોને જે સિતારાઓ કે ગ્રહો તરીકે ઓળખાવેલા છે, તે પણ મોટે ભાગે ખોટું જ છે. આ બધું મારા અવેસ્તા પરના લેખોમાં સવિસ્તર અને અનેક સાહદતોથી બતાવવામાં આવશે.

## જ્યોતિઃશાસ્ત્ર પ્રમાણે આ બે મન્યુઓ તે કોણ?

અપો જરથુસ્ત્ર પેગમ્બર સાહેબની ઉપર જણાવેલી મન્યુઓની ફિલસૂફીનું બની શકતું જ્ઞાન મેળવીને હવે આપણે જોઇએ કે જ્યોતિઃશાસ્ત્રમાં આ મન્યુઓ તે કોણ હશે. એનાં પણ સ્પષ્ટ સૂચનો આપણને "ગાથા"માંથી જ મળી આવે છે. હા. ૩૧–૧૨ માં કહ્યું છે કે "આ દુનિયામાં વિરોધી વક્તા કે સત્યવક્તા, જ્ઞાની કે અજ્ઞાની, તેની હૈયાની વળણ મુજબ અને તેની બુદ્ધિ મુજબ એકમેકની સામે વાદવિવાદ ચલાવે છે." પછી એ શ્લોકની ત્રીજી લીટીમાં સ્પષ્ટ કહ્યું છે કે "આનુશ્ હક્ષ્ આરમઇતીશ્ મઇન્યૂ પૅરસાઇતે યથ્રા મએથા"–आनुः-सक्ष अरमतिः मन्यू पृच्छते यत्रा मेथा–એટલે "સદા અણઅટકતી પૂઠે જતી આરમઇતિ બન્ને મન્યુઓને જ્યાં જ્યાં એવી શંકા યા વાદ હોય, ત્યાં ત્યાં તે જાણી લેવાને પૂછે છે." આપણે "આરમઇતિ" ના પ્રકરણમાં જોઈ આવ્યા તેમ આ પૃથ્વીના લોકમાં ભક્તિભાવ ઉત્પન્ન કરીને તેમની પાસે સંયમ રખાવીને પછી તેમનું મન સાત્વિક કરીને છેવટે અપોઇ પળાવે છે, અને એમ અહુરને સંતોષ આપીને મુક્તિ અપાવે છે. હવે એ આરમઇતિ તે ચંદ્ર જ છે, તે પણ આપણે અનેક શહાદતોથી જોયું છે. આ ચંદ્રની સાથે તે બે મન્યુઓને પણ જોડેલા છે, એમ આ શ્લોક પરથી પ્રત્યક્ષ થાય છે. એમાં કહે છે કે એ આરમઇતિ "આનુશ્–હક્ષ્" એટલે "હંમેશ અણઅટકતી પૂઠે જતી–uninterruptedly following–છે. ચંદ્ર જ પૃથ્વીની આજુબાજુ પૃથ્વીની સાથે જ હંમેશ ફરતો રહે છે, એ પણ અહીં સ્પષ્ટ છે. હવે એ ચંદ્ર બન્ને મન્યુઓને પૂછે છે....તો એ ચંદ્રને એ મન્યુઓ સાથે સંબંધ હોવો જોઇએ એ પણ અહીં ફલિત થાય છે. આપણે હવે સૂર્યમંડળનો નકશો પાછો જોઇએ. એમાં પૃથ્વીની આજુબાજુ ફરતો ચંદ્ર બતાવ્યો છે. જ્યોતિષમાં એ ચંદ્રના બે બિંદુપાતો–nodes–બહુ અગત્યના ગણાય છે. એ કાંઇ આપણી નરી આંખે દેખાતા ગ્રહો જેવા નથી. એ તો માત્ર અમુક સ્થિતિઓ–positions–છે. ચંદ્રની કક્ષા જે બિંદુમાં ક્રાંતિવૃત્તને (eclyptic) છેદે તે બિંદુને બિંદુપાત–node–કહેવાય છે. એમ ચંદ્રનો ઉત્તર તરફનો બિંદુપાત–northern node–જ્યોતિષમાં "રાહુ"ને નામે ઓળખાય છે. અંગ્રેજીમાં તેને Dragon's Head પણ કહે છે, અને દક્ષિણ તરફના બિંદુપાતને "કેતુ"–Dragon's Tail–કહે છે. એમ આ બન્ને બિંદુપાતોને ચંદ્રના બે મન્યુઓ તરીકે "ગાથા"માં ઓળખાવેલા છે. ઇસુની ચૌદમી સદીમાં વિદ્વાન દસ્તૂર નેરિયોસંગ ધવલે "ગાથા" તેમજ અવેસ્તાના તરજુમા સંસ્કૃતમાં કીધેલા છે, તેમાં આ "મન્યુઓ"ને अदृश्यतया એટલે "અણદેખાતા" કહ્યા છે. આ વાત પણ બરાબર છે. આ "મન્યુઓ" કંઇ ગ્રહો નથી કે તે દેખી શકાય. એટલે એ તો માત્ર પૃથ્વીની આજુબાજુ ફરતા ચંદ્રની ક્રાંતિવૃત્તની સાથે અમુક સ્થિતિ આવે, તે જ છે. "રાહુ" એ ચંદ્રનો ઉત્તર બિંદુપાત છે, અને "કેતુ" એ તેનો દક્ષિણ બિંદુપાત છે. એ બન્ને બરાબર જોડાયેલા છે, અને

એ બન્ને વચ્ચે ક્રાંતિવૃત્તમાં હંમેશા ૧૮૦ અંશનોજ તફાવત રહે છે. સૂર્ય ને ચંદ્ર–અહુરા–મઝ્દા અને આરમઇતિ–બન્ને "સ્પેન્તા" છે, હંમેશ આગળ વધનારા જ છે, જ્યોતિષની ભાષામાં "માર્ગી" જ છે, ત્યારે રાહુ અને કેતુ–અંગ્રમન્યુ ને સ્પેન્તામન્યુ–એ બન્ને હંમેશાં પાછળ હઠનારા છે, જ્યોતિષની ભાષામાં "વક્રી" છે બાકીના પાંચ ગ્રહો–મંગળ, બુધ, ગુરુ, શુક્ર ને શનિ–પોતાની ચાલમાં "માર્ગી" તેમજ "વક્રી" બન્ને છે. પૃથ્વીની પોતાની ચાલમાં એ ગ્રહો સાથે અમુક વખતે એવી સ્થિતિ આવે છે કે એ ગ્રહો સીધા આગળ જતા–માર્ગી–દેખાય છે, અને અમુક વખતે એવી સ્થિતિ આવે છે કે તેઓ પાછળ હઠતા–વક્રી–દેખાય છે. ગ્રહો પોતે તો હંમેશ પોતાના માર્ગમાં આગળ જ જાય છે, પણ પૃથ્વી પોતાની કક્ષામાં ફરતી વખતે અમુક ગ્રહ એવી સ્થિતિમાં આવે છે, કે તે પાછો હઠતો હોય એવું દેખાય છે, એટલે એ સ્થિતિ ખરી નથી પણ સંબંધી–relative–હોય છે.

હવે "ગાથા"ના હા. ૩૧ નો ૯ મો શ્લોક જોઇએ. એમાં પણ આરમઇતિની અને મન્યુની વાત સાથે આવે છે. એ શ્લોક બહુ માર્મિક છેઃ "ત્વોઇ આસા આરમઇતિશ્, થ્વે આ, ગેઉશ્ તષા! આસા ખ્રતુશ્ મન્યેઉશ્, મઝ્દા અહુરા! હ્યત્ અઙ્યાઇ દદાઓ પથામ્...." વગેરે. એમાં પેગમ્બર સાહેબ કહે છે કે "હે મઝ્દા અહુરા! હો પૃથ્વીના બન્ને સર્જકો! તમારામાં આરમઇતિ બધે પ્રસરી રહી છે, તેમજ મન્યુનો (અંગ્રમન્યુને સર્જવાનો) હેતુ પણ તમારામા બધે પ્રસાર પામી રહ્યો છે, તેથી એ પૃથ્વીને માટે તમે એનો ખરો રસ્તો મુકરર કીધો છે...." અહીં પણ આરમઇતિ (એટલે ચંદ્ર) બધે ફરતી જાય છે અને જનલોકમાં ભક્તિભાવનો ને સેવાનો માર્ગ પ્રેરતી જાય છે, અને જેમ જેમ એ આરમઇ ત ફરતી જાય, તેમ તેમ એનો મન્યુ જે અહીં અંગ્રમન્યુ એટલે "રાહુ" છે, જેને સદ્દિરચનાનો હેતુ–જે નેકી ને બદીનું યુદ્ધ ચાલુ રાખીને તેમાંથી આત્માએ પોતાનો નેક રાહ ખોળી લેવાનો છે તે માટે પેદા કીધેલો છે, તે "રાહુ" પણ ચાલતો જાય, અને એવી રીતે એ હેતુ ફલિત થાય. આ નેકી ને બદીના યુદ્ધમા પૃથ્વીના લોકોએ પોતાની બુદ્ધિથી ખરા પેગમ્બરે બતાવેલો માર્ગ લેવાનો છે, યા પછી જે ખાલી બકવાદીઓ ગુરુ થઈ બેઠેલા હોય તેમનો અસતનો પંથ પકડવાનો છે. ઇન્સાનને તો પ્રભુએ છૂટ આપી છે, એટલે માણસે પોતાને હાથે પોતાનો માર્ગ ચૂંટીને સારું માઠું ભોગવી લેવું. એમ આ શ્લોકમાં પણ આરમઇતિ અને મન્યુ, ચંદ્ર અને રાહુ છે. પ્રકૃતિનો, દેહનો દર્શક ચદ્ર જ છે, એ ચંદ્ર ફરતો જાય તેમ આ તેના મન્યુઓ–તેના બિંદુપાતો રાહુ અને કેતુ–મારફતે તે કામ કરતો જાય, અને એવી રીતે જગતમાં સારાંમાઠાં કાર્યોની ઉત્પત્તિ ચાલતી રહે. એમ કરતાં ચંદ્રના–આરમઇતિના–ઉચ્ચ ગુણો–ભક્તિ, શ્રદ્ધા, સ્નેહ, સુંદરતા, સેવા વગેરે–અનેક દુઃખોના અનુભવથી ઘડાઇને ઉપર આવે, અને તેમાંથી ક્ષથ્ર એટલે સંયમ સિદ્ધ થાય ને પછી સાત્વિકતા થતાં અષોઇ સધાય એટલે અષની કૃપા ઊતરે અને આત્માનો ઉદ્ધાર થાય. વધુ માટે "ટિપ્પણ"માં એ હા. ૩૧–૨ ની સમજ છેવટે આપી છે તે વાંચકે વાંચી લેવી.

એક બીજે ઠેકાણે પણ મન્યુની સમજ મળે છે. હા. ૩૦–૫ માં કહ્યું છે કે "અયાઓ મન્યવાઓ વરતા, યેં દ્રેગ્વાઓ અચિસ્તા વેરેઝ્યો, અષેમ્ મમન્યુશ્ સ્પેનિશ્તો, યેં ખ્રઓઝ્દિશ્તેંગ્ અસેનો વસ્તે," એટલે આ બે

મન્યુઓમાંનો જે દુષ્ટ બુદ્ધિવાળો છે, તેણે અશુદ્ધ ઉત્પાદન કરવાનું પસંદ કીધું, પણ જે મહા કલ્યાણકાર (સ્પેન્તા) મન્યુ છે તેણે અષોઈને પસંદ કીધી; જે મન્યુ જ્યોતિથી જડેલા આકાશમાં વસે છે....” અહીં “સ્પેન્તા મન્યુ”નું ઠેકાણુ ક્યાં છે, તે પેગમ્બર સાહેબે ગર્ભિત રીતે બતાવ્યું છે. તેઓ કહે છે કે એ ભલો મન્યુ બહુ જ ઝળહળ કરતા તારા સિતારાઓનાં અનેક ઝૂમખાં જે આકાશમાં ભરેલાં છે. તેમાં વસે છે, મેં ઉપર જણાવ્યું છે તેમ સ્પેન્તામન્યુ તે કેતુ છે, એ ચંદ્રનો દક્ષિણ બિંદુપાત–southern node–છે. આકાશનું અવલોકન કરનારા બધા જાણે છે કે દક્ષિણ તરફના આકાશમાં મોટા મોટા તારાઓનાં ઘણાં ઝૂમખાં છે, અને આકાશનો એ ભાગ હંમેશાં બહુ ઝળહળતો રહે છે. વળી જરથોસ્તી ધર્મમાં બૂરી શક્તિઓનું સ્થાન ઉત્તરમાં હોવાનું ગણાયેલું છે, અને ભલી શક્તિઓ દક્ષિણમાં હોય છે. એ પણ બતાવે છે કે “રાહુ” જે અંગ્રમન્યુ છે, તે ઉત્તર તરફ છે, અને કેતુ જે સ્પેન્તામન્યુ છે, તે દક્ષિણ તરફ છે, અને તેથી જ જરથોસ્તીઓ દક્ષિણ દિશાને ભલો પ્રવાહ વહેવડાવતી ગણે છે, અને એ દક્ષિણ દિશામાં જ્યાં મોટા તારાઓનાં ઝૂમખાં છે ત્યાં સ્પેન્તામન્યુ વસે છે, એમ પેગમ્બર સાહેબે એંધાણી આપી છે. જ્યોતિઃશાસ્ત્રથી આ બધું રહસ્ય ખુલ્લું થઈને સમજાય છે.

“અકો મનો” યા “અગ્રિસ્તો મન્યુ” યા “અંગ્રમન્યુ” યા “અહેરેમન” યા સેતાન, એ જ્યોતિષ પ્રમાણે આરમઈતિનો–ચંદ્રનો–ઉત્તર બિંદુપાત રાહુ છે. જ્યોતિષમાં રાહુ અંધારાનો, સર્પનો, અસત્યનો, દુઃખનો, રખડાટનો, દુઃખના અનુભવથી થતા દિવ્ય જ્ઞાનનો વગેરે અનેક વસ્તુઓનો કારક છે. એ શ્યામ એટલે કાળો છે. કેતુ એ શુકલ એટલે સફેદ–white–કહેવાય છે, એ મોક્ષનો કારક છે. ગુરુનો ગ્રહ–અષ–પણ મોક્ષનો કારક છે, અને આ કેતુ–સ્પેન્તામન્યુ–પણ મોક્ષનો કારક છે. “ગાથા”માં આ અષા, આરમઈતિ અને સ્પેન્તામન્યુ, બધાં પ્રભુધામ તરફ લઈ જનારાં છે. વળી એ બન્ને બિંદુપાતો તદ્દન સ્વતંત્ર નથી. રાહુ યા કેતુ જે ગ્રહના ઘરમાં યા રાશીમાં આવે છે, તે રાશીના પતિના જેવું ફળ આપે છે. કેતુ અગ્નિધારક ગ્રહ ગણાય છે, તેમજ સ્પેન્તામન્યુ પણ છે. અષા અગ્નિનો કારક છે, અને અષાનો અને આથ્રનો–આતશનો–સંબંધ છે, તેમજ આતશવાળા આ સ્પેન્તામન્યુને–કેતુને પણ સંબંધ છે. એમ બધી રીતે “ગાથા”માંની અનેક ઉક્તિઓ જોતાં આ મન્યુઓ તે રાહુ અને કેતુ જ છે અને તેઓ ચંદ્રના આધારે જ રહે છે.

આ “મન્યુ”ની કલ્પના ને સ્તુતિ “ઋગ્વેદ”માં પણ મળે છે. ઋગ્વેદના મંડળ ૧૦ માંના ૮૩–૮૪ સૂક્તોમાં “મન્યુ”ની આરાધના છે, અને તેની પરના જ મંત્રો છે. મં. ૧૦–૮૩–૩ માં નીચેનો મંત્ર છેઃ

अभीहि मन्यो तवसस्तवीयान् तपसा युजा वि जहि शत्रून् ।

એટલે “હે મન્યુ! બળવાનમાં બળવાન એવો તું આવ! તપની મદદથી દુશ્મનોનો તું નાશ કર!” એવી રીતે આ બે સૂકતોમાં અનેકવિધ આરાધના “મન્યુ” ની કીધેલી છે. પણ “ગાથા” માં હા. ૩૧–૧ માં કહ્યું છે કે “યાંમ્ દાઓ મઈન્યૂ આથ્રા–ચા અષા–ચા ચોઇશ્ રનોઈબ્યા ક્ષ્નૂતેમ્”–એમાં “મઈન્યૂ” એમ એકલો તેજ શબ્દ છે, છતાં એ “મઈન્યૂ” તે “સ્પેન્તામન્યુ” એટલે

પવિત્ર ભલો મન્યુ જ છે, એમ મેં "ટિપ્પણુ" માં ઉદાહરણોથી બતાવ્યું છે, તેમ અહીં આ ઋગ્વેદના શ્લોકમાં પણ એના ભાવ પ્રમાણે એ "સ્પૅન્તામન્યુ" જ છે, એટલે ભલો પવિત્ર મન્યુ જ હોય એમ લાગે છે. છતાં "ગાથા"માં "મન્યુઓ"ની જે ફિલસૂફી સ્પષ્ટ રીતે મુકાયેલી છે તેના જેવું વેદમાં કંઇ મળતું નથી. એ તો અપો જરથુસ્ત્રની પોતાની મૌલિક શોધ હતી, કહો કે ખુદ અહુરા–મઝ્દા તરફની એ દૈવી પ્રેરણા હતી.

હું આગળ કહી ગયો છુ તેમ પહેલવી કાળની અને "બુનદહેશ" જેવા ખોટે રસ્તે દોરવનાર પહેલવી ગ્રંથમાં આરંભથી જ અહુરમજદ અને અહેરેમન વચ્ચેના વિરોધની વાત વર્ણવી છે, અને તે પરથી તેના અંગ્રેજી અને ગુજરાતી અનુવાદો દ્વારા યુરોપના અભ્યાસીઓમા ને પારસીઓમા તેમ જ હિંદુઓમા જરથોસ્તી ધર્મ માટેની આ પાયા માટેની વાત સમજવાથી ઘણો અનર્થ થયો છે. એ પહેલવી જમાનાના આવાં બીજાં પુસ્તકો પરથી ઇસુ પૂર્વેના ગ્રીક લેખકોએ પણ "અહેરેમન"ને અહુરમઝ્દના હરીફ અને મોટા વિરોધી તરીકે જણાવલો છે, અને પછી તો એ યુરોપની બીજી ભાષાઓમા પણ પ્રચાર પામ્યુ. અંગ્રેજી કવિ બાયરનના જાણીતા Manfred નામના નાટકમા પણ આ "ઓર્મજદ અને અહ્રીમન"ના ઉલ્લેખો આવેલા છે। અહેરેમન એટલે અગ્રમન્યુનો વિરોધ તો તેની સાથે જ મઝ્દાએ ઉપજાવેલા "સ્પૅન્તામન્યુ" સામે છે. અહુરા–મઝ્દા તો સર્વશક્તિમાન છે, અને તે સાહેબ તો એ બન્ને મન્યુઓથી પર છે. ખુદ ડૉ૦ ધાલા જેવા વિદ્વાન અભ્યાસી પણ એમના Zoroastrian Theology="જરથોસ્તી તત્ત્વજ્ઞાન યા ધર્મજ્ઞાન" નામના ગ્રંથમાં ૪૮ મે પાને "the holy spirit (Spenta manyu or Ahurā Mazdā) એમ લખીને અગ્રમન્યુને તેમની સામે લડતો દર્શાવ્યો છે, અને પછી તેઓ કહે છે કે He (=angra manyu) is independent, consequently he is co-evil and co-existent, if not co eternal with the Godhead" એટલે તે–અગ્રમન્યુ–સ્વતંત્ર છે. એના પરિણામ રૂપે તે મૂળ પ્રભુની સાથે સમવયસ્ક (=સરખી ઉમરનો) અને સહજીવી છે, પછી ભલે તે સમસાશ્વત (પ્રભુના જેવો અનંત) નહીં યે હોય." આ લખાણ પણ "ગાથા"નો ૩૦ મો હા બરાબર નહીં સમજાયાથી અને પહેલવી જમાનાના "બુનદહેશ" જેવા ગ્રંથોમા પેગમ્બર સાહેબની ફિલસૂફીના અધૂરા કે ઊંધા અર્થ કરવામા આવેલા છે તેના અભ્યાસથી લખાયેલુ છે અને તે દુનિયાના જરથોસ્તી ધર્મના અભ્યાસીઓને જરથોસ્તી ધર્મને માટે ખોટો ખ્યાલ આપે છે. "સ્પૅન્તા મન્યુ" તે "અહુરા–મઝ્દા" નથી જ એ તો મેં "ગાથા"ના હા. ૩૦ ના ખરા અનુવાદથી તેમ જ આ લેખમા આપેલા સવિસ્તર તત્ત્વદર્શનથી વાચકો સમજતા થયા હશે હું ઇચ્છુ છુ કે મારા અપો પેગમ્બર સાહેબના પવિત્ર પેગામને મેં હવે જે તમામ ખુલાસા સાથે સમજાવ્યો છે, તેનાથી દુનિયાના અભ્યાસીઓનો આવો ખોટો ખ્યાલ દૂર થશે, અને મારા સાહેબનુ મૌલિક ને ઊંડુ તત્ત્વજ્ઞાન અને તેમણે આપેલો ખુદાઈ પેગામ તેના સાચા સ્વરૂપમા સૌને સમજાતા થશે

## ઉપસંહાર

"ગાથા"માના તત્ત્વજ્ઞાનને જ્યોતિષની સાથે ઘાડો સબધ છે, તે મેં આ લેખમાં અનેક ઉદાહરણોથી બતાવ્યુ છે. "ગાથા"મા જગતને "માયા" કહીને મિથ્યા નથી ગણ્યુ. જગત જે રૂપે આપણને દેખાય છે તે તેનુ સ્થૂળ રૂપ છે અને

તે કાળક્રમે બદલાતું રહીને નવું ને તાજું થયા જ કરે છે. જૂનાં પાંદડાં ખરતાં જાય અને નવાં આવતાં જાય, અને ઝાડનું જીવન અમુક કાળ સુધી રહે, તેમજ જગતનો વ્યવહાર ચાલે છે. જગતનું આ સ્થૂળ રૂપ મઝ્દાના–પ્રકૃતિના–અંતરમાં જ સૂક્ષ્મરૂપ હતું. ઝાડના બીજમાં આખા ઝાડનું બહુ જ સૂક્ષ્મ રૂપ રહેલું જ હોય છે, અને તે જ બીજને રોપીને પૃથ્વીની હૂંફમાં ઉગાડતાં તે પૂર્ણ ઝાડ રૂપે ખીલી રહે છે, અને તેમાં પાછું બીજું બીજ ઉત્પન્ન થાય છે, ને તેમાંથી ઝાડની પરંપરા આગળ ચાલે છે. દુનિયામાં તો સ્પેન્તામન્યુ અને અંગ્રમન્યુની–ચેતન અને જડની મિશ્રણ વિધિ ચાલ્યે જાય છે. ચેતનને જડ પકડી રાખે છે અને જડના દોષથી ચેતન અકળાય છે, પણ એ જડના દોષ ચેતનના મોહથી જ ઊભા થાય છે. એ જડના બંધનમાંથી છૂટવા અષો જરથુસ્ત્રે જે માર્ગ બતાવ્યો છે તે સીધો ને ટૂંકો છે. એમાં “હઠયોગ”ની ક્રિયા નથી, જે ઘણી વેળા ભયંકર ને નુકશાનકારક નીવડે છે. “ગાથા”ના શિક્ષણમાં તો માણસના **વર્તન** પર જ ભાર મૂકેલો છે. જડના–શરીરના–વિકારોને પૂર્ણ સંયમ રાખીને વશ કરવા અને માત્ર પ્રભુને નામે જ એટલે કોઈપણ સ્વાર્થ વિના કર્તવ્ય કરવાં. એમાંથી જ ધીમે ધીમે સાત્વિકતા સધાય છે અને સમદૃષ્ટિ ઉદ્ભવે છે. કોઈપણ જીવ યા વસ્તુ માટે મોહ કે આગ્રહ એ સ્થિતિમાં રહેતો નથી. એવી દૈવી પ્રાપ્તિ કીધા પછી જ અષોઈ–Righteousness–ઋત–સાધી શકાય છે. અષોઈમાં અહિંસા અને અદ્વેષ પૂર્ણ સ્વરૂપે રહે છે. એમ થયાથી આત્માને વળગેલી જડતાનું બંધન આપ મેળે છૂટી જાય છે, અને તેને વિશ્વની સર્વ સૂક્ષ્મ સમૃદ્ધિ મળે છે, અને તે વેળા મઝ્દાનો હેતુ પાર પડે છે, અને આત્મા અમરતા મેળવે છે, અને પોતાના મૂળ પરમાત્મા સાથે એકતાન રહે છે. વર્તનને જ પવિત્ર રાખવાનું છે, અને તે બધું ધીરે ધીરે સાધી શકાય છે. એ જ રાજયોગ છે. એ જ ખરો અને સીધો રાજમાર્ગ છે. પારસી બંધુઓને તો ગર્વ લેવા જેવું છે કે તેમનો ધર્મ જૂનામાં જૂનો છે, અને તેમાં તેમને પોતાનો મુક્તિમાર્ગ સરળતાથી શોધી લેવાનો સ્પષ્ટ આદેશ છે. “ગાથા”માં જણાવ્યા પ્રમાણે વર્તતાં અને મન વચન કર્મની શુદ્ધિ કેળવીને પ્રભુ પર અખંડ શ્રદ્ધા રાખતાં દરેક માણસને તેનું સાચું સ્વર્ગ જીવતાં જ મળે છે. પ્રભુને માર્ગે ચાલી જુઓ અને પ્રભુના પ્રેમમાં અને ન્યાયમાં અચૂક શ્રદ્ધા રાખી જુઓ, અને જુઓ કે તમોને અંતરમાં કેવી શાંતિ મળે છે, અને કેવા આનંદમાં તમે ભાગ લ્યો છો! અષો જરથુસ્ત્રનો પેગામ માત્ર પારસીઓ માટે જ નહીં, પણ તમામ જગત માટે છે. એમાં નથી દહેરાંની, મંદિરની, આતશકદેહોની કે ક્રિયાઓની “તરીકતો”ની વાત: એમાં તો માણસના વર્તન પર જ બધો ભાર મૂકેલો છે. બીજાં બધાં ધર્મનાં બાહ્ય બંધનો તો ધર્મના અનુયાયીઓથી બંધાયેલા સમાજના વ્યવહારના આચાર છે. એવા બહારના આચારો પણ શરીરને કસરત જેવા કામના છે, અને તે સંયમને કેળવે છે. પણ “તરીકત”–ક્રિયાવિધિ–તે ધર્મ નથી, એ ભેદ સમજવો જોઈએ. એક જ ધર્મને માનનારા તેના ચુસ્ત અનુયાયીઓ થાય, અને તેનું જુદું મંડળ અને પછી વખત જતાં જુદો સમાજ સ્થપાય. એ સૌને ભેગા રાખવા અને તે ધર્મની માન્યતા પર શ્રદ્ધા રાખવા કોઈ મંદિર યા અગ્યારી જેવું “પ્રભુનું ઘર” રાખવું જ પડે, જ્યાં સૌ ભેગા મળીને પ્રભુની સ્તુતિ કરે. જૂના આર્ય ધર્મમાં અગ્નિ–આતશ–બધી સ્તુતિ વિધિઓનું મધ્યબિંદુ હતો, અને હજારો વર્ષ પછી આજે પણ અનેક ધર્મો

અને ધર્મના ફાંટા પડ્યા છતાં એ તમામ ધર્મવાળા પોતાની પવિત્ર બંદગી વેળા આતશને જ, મંદિરમાં, દેવળમાં, અગ્યારી આતશબહેરામમાં કે મસ્જિદમાં જળતો રાખે છે. પ્રભુના મૂળ દૈવી નૂરનો એજ આ દુનિયામાં પ્રતિનિધિ જેવો છે. આવાં મંદિરો થાય, એટલે તેની વ્યવસ્થા જાળવવા તેના પૂજારીઓ, પાદરીઓ, કાજીઓ અને મોબેદો જોઇએ, અને એમ એ મંદિરમાંથી તેનાં ક્રિયાકામ કરવાવાળાનો "ધંધો" ઉત્પન્ન થાય છે. જીવન ટકાવવા સ્થૂળ પેટની પૂજા તો સૌને કરવી પડે છે, પણ તે સંયમમાં અને જીવનને ખપ પૂરતી હોય તો તે સન્માર્ગે છે. પણ દુર્ભાગ્યે પેલો "અહેરેમન" અહીં પણ પેધો પડે છે, અને માણસના મનની નબળાઈ એ "ધર્મના ધંધા"માં પણ ઊભરી નીકળી તેને લોભમાં પાડીને પ્રભુની પૂજાના કરતાં પેટની પૂજામાં તે વાળી દે છે, એટલે પછી કાળક્રમે એમાં પણ લોભની ગાદી સ્થિર થઈ બેસે છે, અને મૂળ નિર્મળ ધર્મમાં અનુબોધેલી "વર્તન"ની શુદ્ધિને બદલે સ્વર્ગમાં જવાની "પાસપોર્ટ" એ પૂજારીઓએ ઘડી કાઢેલી "તરીકતો" માટે તેના ભરપટ્ટે નાણાં ચૂકવ્યાથી જ મળી શકે, એવો હાસ્યાસ્પદ બોધ એ પૂજારીઓ અને તેમને ટકાવી રાખવામાં પોતાનો સ્વાર્થ સાધતા તેમના મળતાવિશેકો આપે છે. આ વિષય પર પણ પેગમ્બર સાહેબે "ગાથા"ના હા. ૩૨ માં ૧૧ માથી ૧૫ મા શ્લોકો સુધીમાં લાગણીથી અને નિડર સ્પષ્ટતાથી કહેલું છે. આ હા. ૩૨ માની મૂળ મતલબને પહેલવી જમાનાથી ઢાંકી દેવામાં આવેલી છે, અને એનો ખરો અનુવાદ એમાંના ઘણા શબ્દોનાં બગડેલાં રૂપોને લીધે, તેમજ ખોટા અર્થો કીધાથી, આજ સુધી થયો નહોતો, અને આપણા અવેસ્તાના શિક્ષકો તેમજ વિદ્યાર્થીઓ એ હા. ની બરાબર સમજ નહીં મળ્યાની ચાલુ ફરિયાદ કરતા રહ્યા છે. મેં તો આ ગ્રંથમાં પ્રામાણિક નિષ્ઠાથી અને કોઇ પણ જાતના પૂર્વગ્રહ વગર આ ૩૨ મા હા. ની બની શકતી પૂરેપૂરી સમજ આપી છે. મારા પેગમ્બર- સાહેબની પવિત્ર વાણીનો હું કંઇ પણ અનર્થ કરું તો તેમાં હું મહા પાપ કરું છું તે હું બરાબર સમજું છું. પણ મારી આ મોટી જોખમદારીમાં મને મળેલી અનેક દિવ્ય પ્રેરણાઓને આધીન થઇને મારી અલ્પ મનિગતિશક્તિ પ્રમાણે મેં પવિત્ર ગાથાનો મર્મ અહીં ખુલ્લો કર્યો છે. બે હજારથી વધુ વર્ષ થયાં ખરો જરથોસ્તી ધર્મ સમજવા-સમજાવવામાં ભારે અંધાધૂંધી ચાલતી આવી છે. વેસ્ટરગાર્ડ અને ગૅલ્ડનરના ગાથા અવેસ્તાના પાઠ-Text-કંઇ બધા મોબેદો મોંઢે પઢતા હતા તેવા જ સંપૂર્ણપણે નથી. તેમને મળેલી ૩૦-૪૦ જુદી જુદી હસ્તલિખિત પ્રતોમાં શબ્દોના અનેક જુદા જુદા પાઠ હતા, અને તે બધા એ યુરોપીય વિદ્વાનોએ પોતાના મોટા પોથાઓમાં સવિસ્તર નોંધેલા છે. એમાંથી વેસ્ટરગાર્ડે પોતાની સમજ પ્રમાણે કોઇક એક પાઠ ચૂંટ્યો, અને ગૅલ્ડનરે બીજો ચૂંટ્યો. આવું છે, અને ખુદ જુદા જુદા મોબેદો પાસેની જૂની પ્રતોમાં એજ પ્રમાણે અનેક શબ્દોના જુદા જુદા પાઠ છે. તો પછી "ગાથા"ના મૂળ લેખક અષો જરથુસ્ત્ર સાહેબનો પોતાનો પાઠ કયો હશે, તે કોઇ ખાતરીથી કહી શકશે? જમાને જમાને પ્રતોમાં ફેરફાર થતા જ આવ્યા હશે. ખુદ "ઋગ્વેદ"ના મંત્રોના પણ અનેક જુદા પાઠો નોંધાયેલા છે. "ગાથા"ના પાઠ પર "જફા" તો ઘણીજ પડેલી છે, તેની શહાદતો તો આપણી પામે ઉપર જણાવ્યા પ્રમાણે મોજૂદ છે. પણ હવે "ગાથા"ની ભાષા તે શુદ્ધ આર્યવૈદિક છે, અને તેમાંના સ્વરભારોની બધી સમજ આપણને મળી છે. વળી "ગાથા"ની પદ્યરચનાની સમજ પણ આ સ્વરભારોને લીધે પૂરેપૂરી હવે પડી છે, અને "ગાથા"ના તત્ત્વજ્ઞાનમાં જ્યોતિષનો પાયો છે, તે પણ આપણે

જાણ્યું છે, ત્યારે અધિકારી અભ્યાસી "ગાથા"નો મૂળ પાઠ કયો હશે, એમાં કયા શબ્દો કોઈએ ઘુસાડેલા કે કાઢી નાખેલા છે, અને જુદી જુદી પ્રતોમાંના જે અનેક પાઠફેર છે, તેમાંનો કયો પાઠ શ્લોકના ભાવ પ્રમાણે, યા પદ્યરચનાના વજન પ્રમાણે યા સ્વરભારની સમજ મુજબ, ખરો છે, તે બતાવે, તો તે કંઈ આ બધી વાતોના અજ્ઞાનથી પ્રાચીન કાળના મોબેદોએ જે "જફા" પાડીને "ગાથા"ના પાઠમાં બગાડો કીધેલો છે, તેના જેવું "પાપ" તો નથી જ કરતો. મારે તો સર્વ અભ્યાસી-ઓને તેમજ દસ્તૂરજીઓને વિનંતિ કરવાની કે પેગમ્બર સાહેબની પવિત્ર વાણી આજે જે અરાજકતાએ ઉચ્ચારાઈ રહી છે, તેમજ તેના જે અધમ અને અયુક્ત અર્થો થયેલા છે, તે આ ગ્રંથમાં તે સાહેબની જ પ્રેરણાથી ને આજ્ઞાથી જે પ્રકાશ નાખવામાં આવ્યો છે, તે પર બધા પૂર્વગ્રહોને દૂર રાખીને પૂરતું મનન કરે અને પછી વાજબી લાગે તો આ પુસ્તકમાં આપેલા ખરા પાઠ અંગીકાર કરે. દરેક વાંધા ભરેલા શબ્દ માટે મેં છૂટા લેખમાં અનેકવિધ સંશોધન કરીને કારણો આપ્યાં છે, તે પર સૌ પુખ્ત વિચાર કરે.

અંતમાં, મારા મહાન પેગમ્બર સાહેબની સાતમે આસમાને પહોંચતી સુંદર, ભવ્ય અને દૈવી ઇમારતને હજારો વર્ષના લાગેલા કાળના ઘા પૂરીને, તેને વળગેલાં અનેક જાળાં અને જડઆંખરોને દૂર કરીને, તેમાં જડાયેલાં અનેક મોંઘાં રત્નોની ઝળકને દુનિયાની આંખો સામે પાછી પૂર પ્રકાશિત બનાવીને, તેની અસલ જ્યોતિમાં, તેના મહિમામાં અને ગૌરવમાં, તેની પ્રસિદ્ધિમા ને શ્રેષ્ઠતામાં, આ લડતી વઢતી ને રોજ પીડાતી દુનિયાના શાંતિ શોધતા આત્માના આશ્રમસ્થાન તરીકે આજે હું પાછી ખુલ્લી મૂકું છું, અને મને બધી જોખમદારીની સમજ સાથે સોંપાયેલા આ પવિત્ર કાર્યને બધી નમ્રતાથી બજાવીને હું કૃતાર્થ થાઉં છું. અષો જરથુશ્ત્ર પેગમ્બર સાહેબને મારું જીવનધન્ય નમન હો!



# અષો જરથુશ્ત્ર પેગમ્બર સાહેબનો જન્મકાળ

અને

# ગાથાભાષાની અતિ પ્રાચીનતા

---

**The Birth-Era of the Prophet**

**Aṣō Zaraθuštra**

**and**

**The Most Remote Antiquity**

**Of the Language of the Gāθās**

## અષો જરથુસ્ત્ર પેગમ્બર સાહેબનો જન્મકાળ
## અને
## "ગાથા" ભાષાની અતિ પ્રાચીનતા

અષો પેગમ્બર જરથુશ્ત્ર સાહેબ દુનિયાના અતિ પ્રાચીન પેગમ્બર તરીકે પૂર્વના તેમજ પશ્ચિમના વિદ્વાનોમાં ગણાતા આવ્યા છે. દુર્ભાગ્યે એમના જન્મ-કાળની કશી સીધી ઐતિહાસિક સાબિતી મળી શકી નથી. પ્રાચીન મહાન ઇરાની મહારાજ્યમાં ત્રણ ચાર મોટી ઉથલપાથલ થઈ હતી, તેમાં પ્રથમ તો પેગમ્બર સાહેબના અને તેમના ધર્મના રક્ષક શાહ વીસ્તાસ્પના બલ્ખ યા બાખ્ત્રીઆમાં પેગમ્બર સાહેબના બહેસ્તનશીન થયા પછીના થોડા જ કાળમાં કોઇ મોટી ઉથલપાથલ થયેલી લાગે છે. પેગમ્બર સાહેબના મરણ પછીના લાંબા કાળનો કોઇ ઇતિહાસ મળતો નથી. પેગમ્બર સાહેબના જીવનકાળમાં મજ્દાયસ્ની જરથોસ્તી ધર્મનો ફેલાવો ઘણો મર્યાદિત હતો, અને એ નવા સુધારક ધર્મને જૂની માન્યતાવાળા દેવધર્મવાળાઓ તરફથી ઘણો વિરોધ સહન કરવો પડ્યો હતો, તેની નોંધ અને ફરિયાદ ખુદ પેગમ્બર સાહેબની "ગાથાઓ"માં અનેક ઠેકાણે મળે છે. એમ લાગે છે કે પેગમ્બર સાહેબના અને શાહ વીસ્તાસ્પના મરણ પછી પેગમ્બર સાહેબના અનુયાયીઓ પર જૂના પ્રચલિત દેવધર્મવાળાઓનો જુલમ વરસ્યો હશે, અને તેઓ બાખ્ત્રીઆ દેશને છોડીને દક્ષિણમાં ઇરાનની ભૂમિમાં દાખલ થયા હશે. પેગમ્બર સાહેબની "પાંચ ગાથાઓ" જે હજી સુધી જળવાઈ રહી છે, તે સિવાય તેમના રચેલા બીજા કોઇ ગ્રંથો હશે કે નહીં તે કોઇ ઠેકાણે જણાતું નથી. "અવેસ્તા"ની વડી સરોષ યશ્તમાં (હા. ૫૭–કરદો ૩–ફકરો ૮) "પંચ ગાથાઓ"નો જ ઉલ્લેખ છે. જો સાહેબના બીજા કોઇ ગ્રંથો હતે તો તેની નોંધ "અવેસ્તા"ની કોઇ પણ યશ્તમા કે યસ્નમાં જરૂર કરવામાં આવી હતે. પણ તેવું પણ કશું નથી. વળી જરથુસ્ત્ર સાહેબની ગાથાઓ પછી લખાયેલી યસ્નોમાં જૂનામાં જૂની "યસ્ત હપ્તન્હાઇતિ" છે, તેનું લખાણ ગદ્યમાં છે, અને તેની ભાષા "ગાથા"ની ભાષાની અને ભાષારીતિની નજીકની દેખાય છે. પણ એ યસ્તનો બરાબર અભ્યાસ કરતાં જણાય છે કે તેમાં "ગાથા"નું તત્ત્વજ્ઞાન નથી, તેમજ "ગાથા"ની પાયારૂપ મહાશક્તિઓ મજ્દા, અહુરા, અષા, વૉહૂમનો, ક્ષથ્ર, આરમઇતિ, હઉર્વતાત્ અને અમેરેતાત્, જે સૂર્ય અને સૂર્યમંડળના ગ્રહો, ચંદ્ર ઉપગ્રહ વગેરેનું જ્ઞાન એ "હપ્તન્હાઇતિ યસ્ત"ના લેખકને હતું જ નહીં, અને તેમાં એક મોટી ક્ષતિ એ હતી કે મજ્દા અહુરા પછી તુરત જ અષાનું સ્થાન જે "ગાથા"માં પેગમ્બર સાહેબે રાખેલું ને સ્પષ્ટપણે સમજાવેલું તે ભુલાઈ જઈ તેને બદલે "વૉહૂમનો"ને મજ્દા અહુરા પછીનું તુરતનું સ્થાન આપવામાં આવેલું છે, અને "વૉહૂમનો" પછી જ "અષ વહિશ્ત"ને બીજું સ્થાન આપેલું છે! આ મહત્ત્વનો ફેરફાર શા આધારે કરવામાં આવ્યો તેની કોઇ ઠેકાણે નોંધ જ નથી, પણ તે પછી આખા અવેસ્તા–શાસ્ત્રમાં એ "હપ્તન્હાઇતિ"માંના અમેષા સ્પેન્તાઓનો જ ક્રમ રહેલો છે. વળી "ગાથા"માં તો કોઇ ઠેકાણે પણ આ "અમેષા સ્પેન્તા"ના જેવો ઉલ્લેખ નથી, "અમેષા" જેવો શબ્દ પણ નથી! "અમેષા" એ વૈદિકભાષાના "अमृता" નું અપભ્રંશ છે. "ગાથા"માં તો મજ્દા અહુરા અને તેમની પાંચ મહાશક્તિઓને તથા "આરમઇતિ"ને મળીને "મજ્દાઑસ્ચા અહુરાઑન્હો" એટલે "મજ્દાઓ અને અહુરાઓ" યાને "મજ્દાવાળા અને અહુરાવાળા" એવા જ ઉલ્લેખ છે.

રચનારાઓને ખબર નહોતી. પેગમ્બર સાહેબ અષો જરથુસ્ત્રે ભલાઇ બુરાઇનો ભેદ તેમજ જિંદગીની ફિલસૂફી અને નીતિરીતિ એવી ઉત્તમ રીતે "ગાથાઓ"માં સમજાવેલી હતી, કે તેની અધૂરી સમજણ છતાં તે પર તે વેળાના જરથોસ્તીઓ આકર્ષાયા હશે જ અને તેથી ગાથાને પશ્ચાદ્‌ભૂમિમાં–in the background–રાખીને જરથોસ્તી ગુરુઓએ ને આબેદોએ તેના અનુસંધાનમાં "અવેસ્તા"ની યસ્નો અને યસ્તો લખી.

આપણા ઘણા જરથોસ્તી લેખકો ઘડી ઘડી એમ જણાવે છે કે પેગમ્બર સાહેબે વીસ લાખ કડી લખી હતી, ૨૧ નસ્ક લખ્યા હતા, વગેરે, પણ એ બધી માત્ર "કથા" જ છે, કેમકે મેં ઉપર જણાવ્યું છે, તેમ "અવેસ્તા"ના ત્રણેક હજાર વર્ષના રચનાકાળમાં જો એ "કથા"માં કંઇ સત્ય હતે તો જરૂર એની નોંધ અવેસ્તાની કોઇ પણ "યસ્ન" માં કે "યસ્ત" માં કે કોઇપણ ભણતરમાં લેવાઈ હોત. પણ જે નોંધ મળે છે તે તો માત્ર "પાંચ ગાથા"ની જ. મારાં બધાં સંશોધન પછી પણ પેગમ્બર સાહેબ તરફથી મને "આધ્યાત્મિક દર્શનો"–visions and revelations–મળ્યાં, તેમાં પણ પેગમ્બર સાહેબની આ "પાંચ ગાથાઓ"નું જ અસ્તિત્વ ગણાવ્યું છે, અને કોઇ પણ નિષ્પક્ષપાત અભ્યાસી "ગાથા"ની ભાષા અને તેની કવિતારચના તથા અવેસ્તા વંદીદાદનાં તમામ બીજાં લખાણોની વચ્ચે સરખામણી કરી જુએ તો "ગાથા" અને "અવેસ્તા" એ જુદી જુદી વ્યક્તિઓના જ લખાણો છે, એમ તેની ખાતરી થાય. લગભગ તમામ યુરોપીય તેમજ સમજદાર પ્રામાણિક જરથોસ્તી અભ્યાસીઓ આ વાત તો સ્પષ્ટ રીતે કહે જ છે કે "ગાથા"ની ને અવેસ્તાની ભાષાઓ વચ્ચે ઘણો મોટો તફાવત છે, જો કે અવેસ્તાની ભાષા ગાથા ભાષામાંથી જ ઊતરી આવેલી છે. આપણી "દીન" ઉપર કહેવાતો પ્રકાશ નાખનારા કેટલાક પ્રચારકો આપણી ગાથાઓની અને અવેસ્તા વદીદાદની ભાષાઓને એક જ અને એક સમયની ગણાવવા મથે છે, તેઓ તો જરથોસ્તી સાહિત્યના અભ્યાસીઓને જ મૂર્ખ બનાવવા ઇચ્છતા નથી પણ પોતાને પણ ઠગે છે. ભાષાશાસ્ત્રનું જેમને કિંચિત્ પણ જ્ઞાન હશે તે આવા ફતવાઓ પર હાસ્ય જ કરશે. બાર ગાઉએ "બોલી" બદલાય, તે કહેવત કંઇ અંશે અનુભવ પરથી પડેલી છે, પણ તે બોલીઓ–*dialects*–માટે, અને નહીં કે ભાષાઓ–*languages*–માટે. આજની ગુજરાતી ભાષા કે અંગ્રેજી ભાષા લ્યો: એ બન્ને ભાષાઓની સામાન્ય પ્રજાવર્ગમાંની ચાલુ સમયની "બોલીઓ"માં ફેરફાર જરૂર હોય છે અને હોઈ શકે, પણ તેના સામાન્ય શબ્દો વગેરેનાં રૂપ તો એક જ રહે. માત્ર નગરસ્થ અને ગ્રામ્ય–શહેરની ને ગામડેની–બોલીમાં જ ફેર રહે. પણ આજની તમામ ગુજરાતી બોલીઓ કે અંગ્રેજી બોલીઓ જુદા જુદા પરગણાની લ્યો અને ચારસેં વરસ પરની નરસિંહ મહેતાના વખતની ગુજરાતી ભાષા કે ચૉસર જેવા અંગ્રેજ કવિઓના સમયની અંગ્રેજી ભાષા લ્યો, અને તે સરખાવો, તો તેઓની વચ્ચેનો શબ્દોનાં અને વ્યાકરણનાં મુખ્ય રૂપોમાં ભારે તફાવત માલૂમ પડશે, એટલું જ નહીં, માત્ર સો વર્ષ પરની એ જ ભાષાઓના શબ્દોનાં કેટલાંક રૂપોમાં જરૂર તફાવત દેખાશે. અવેસ્તા ને ગાથાની ભાષા એક જ સમયની છે, એમ કહેવું એ ભાષાશાસ્ત્રના અજ્ઞાનનું જ પ્રદર્શન છે. જરથોસ્તી ધર્મશાસ્ત્રને માટે માત્ર સોળસેં વર્ષ પર તે વેળાના સાસાનિયન શહેનશાહોની આજ્ઞાથી તે વેળાના દસ્તૂર દાવરોએ વેરવિખેર પડેલાં જરથોસ્તી હસ્તલિખિત પુસ્તકોને કોઇક વિધિથી ગોઠવીને તેનાં ક્રિયાકામોનાં ભણતર બનાવ્યાં, તેમાં "યજસ્ને"નાં બોંતેર પ્રકરણો યા હા કરીને તેમાં અવેસ્તાનાં

"ગાથા"ના પાયામાં જ્યોતિષનું જે જ્ઞાન છે, તે માટેનો મારો જુદો મોટો લેખ વાંચક ધ્યાનથી વાંચશે, તો "ગાથા"ના આ વિજ્ઞાનથી "અવેસ્તા"ની આ પ્રથમ "યસ્ત હસફહાઇતિ"માં દર્શાવેલા વિજ્ઞાનનું વેગળાપણું અને "ગાથા"નાં તેમજ "અવેસ્તા"ના ધર્મશિક્ષણ વચ્ચેનો ભેદ તે સમજી શકશે. બે હજાર વર્ષથી આપણી માન્યતાઓની પરંપરા–traditions–ગમે તે હોય, પણ સત્યના શોધકે તો બધી દેખાતી વિશિષ્ટતાઓનું ને વિચિત્રતાઓનું વિવેકથી અને સમતુલાદૃષ્ટિથી અવલોકન કરવું જોઇએ. પવિત્ર ગાથાઓનો તેમજ અવેસ્તાનાં જુદાં જુદાં ભણતરોનો ઊંડો અભ્યાસ કરીને તેનું જે સંશોધન મેં કીધું છે, તેમાંથી જે સત્યો મને મળી આવ્યાં છે, તે ગાથાને લગતા આ મહાગ્રંથમાં તેમજ હવે પછી પ્રગટ થનારા "અવેસ્તા"ને લગતા ગ્રંથમાં મેં વિસ્તારથી ચર્ચ્યાં છે, અને આપણા મહાન પેગમ્બર સાહેબે સૃષ્ટિરચનાનો જે ભેદ ઉકેલી આપ્યો છે, તેમજ માણસજાતે એ ભેદ સમજીને પોતાનું જીવન કેવી રીતે જોગવવું તેના ખરા માર્ગો પોતાની વિશાળ અને દિવ્ય દૃષ્ટિથી કેવા સ્પષ્ટપણે બતાવી દીધા છે, તે પાછા તેના મૂળ મહિમામાં–in their pristine glory–મેં તે સાહેબની જ મહેરથી અહીં પ્રગટ કીધા છે. મારા મત મુજબ "અવેસ્તા"નાં લખાણો ઇસુ ખ્રિસ્તના જન્મ અગાઉનાં ચાર હજાર વર્ષથી ઇસુ ખ્રિસ્તના જન્મ અગાઉનાં એક હજાર વર્ષ સુધીમાં–એટલે આજથી છ હજાર વર્ષ પરથી આજથી ત્રણ હજાર વર્ષ સુધીમાં લખાયેલાં છે, અને તે પછીનાં વર્ષોમાં સાસાનિયન જમાના સુધીમાં પાઝંદ પહેલવીનાં લખાણો છે. પણ અષો પેગમ્બર જરથુસ્ત્ર સાહેબનો જન્મ તો લગભગ સાડા આઠ હજાર વર્ષ પર થયો હતો, તે આ લેખમાં હિંદુભાઇઓના મુખ્ય ધર્મગ્રંથ ઋગ્વેદના કાળની, ઇતિહાસની, ભાષાની, જ્યોતિષની વગેરે અનેક શહાદતોથી હું બતાવી આપીશ. એથી જ હું કહું છું કે "ગાથા"નો જમાનો "અવેસ્તા"ના જમાનાઓથી ઘણો જ પુરાણો છે. અને એ બે જમાનાઓ વચ્ચેનો કાળ કાંઇ એવા અંધારામાં દટાયેલો રહ્યો છે, કે તેનો કાંઇ પત્તો મળતો નથી. મને લાગે છે કે પેગમ્બર સાહેબે એમની "ગાથા"માં જે જ્યોતિષનો પાયો મૂકેલો છે, તેનો ભેદ એ સાહેબે પોતાના "મઘ મંડળ"ના ઘણા થોડા અષો "દ્રિગુ"ઓને બતાવેલો હશે, અને પછી ધર્મઝનૂનને લીધે, બીજા પાડોશી રાજાઓનાં આક્રમણોને લીધે આ અષો જનોની કતલ થઈ ગયાથી એ ભેદ ઊંડો દટાઈ રહ્યો હશે, જેથી તે પેગમ્બર સાહેબના નવા સુધારેલા મઝ્દાયસ્ની ધર્મના પાછળથી આવેલા અનુયાયીઓ જેઓએ "અવેસ્તા"માંનાં લખાણો વખતો વખત કીધાં હતાં, તેઓએ "અવેસ્તા"ના યઝતોની આરાધના હિંદુઓના "દેવતા"ઓની આરાધના પ્રમાણે નવેસરથી જુદા રૂપમાં માંડી, અને જ્યોતિષનાં નક્ષત્રોને યઝતો કરીને અવેસ્તાધર્મ ઇરાનમાં પ્રસરાવ્યો. પૃથ્વી પરનાં તમામ પ્રાણીઓનાં જીવન જ્યોતિષ શાસ્ત્ર પ્રમાણે સૂર્ય, ચંદ્ર, ગ્રહો, છાયાગ્રહો અને નક્ષત્રોની સ્થિતિ સાથે બંધાયેલાં છે, એટલે આ સર્વ તેજગોળાઓ જે ખાલી જડ નથી, પણ ચેતનાત્મા-રૂપ પણ છે, અને જે મહાન કિરતારની વિશ્વયોજનામાં પોતાની ફરજ બજાવે છે, તે દિવ્ય પાયા ઉપર જેમ પવિત્ર "ગાથા"નો મૂળમાં પાયો છે, તેમ "અવેસ્તા"નો પાયો પણ છે. અહીં હું આ બધું સ્પષ્ટતાથી જણાવું છું તે "અવેસ્તા" તરફની મારી કોઇ ઉપેક્ષાને લીધે નહીં પણ એટલું જ બતાવવા કે "અવેસ્તા"નો રચનાકાળ "ગાથા"ના રચનાકાળ પછી ઘણી સદીઓ પછીનો છે, જે બે જમાનાની વચ્ચે કોઇક એવો ખાડો પડેલો હશે કે "ગાથા"ના પાયાનો ભેદ જ "અવેસ્તા"નાં

વળી પેગમ્બર સાહેબની ગાથાઓમાં નેકી અને બદીના મૂળનો ખુલાસો તે વેળાની દુનિયા આગળ પ્રથમ જ તેમણે દીધો હતો તે પણ "ગાથા"ના હા. ૩૧ ના પહેલા જ શ્લોકમાં "અગૂશ્તા વચાઓ" એટલે "અપ્રગટ આદેશો"– unannounced commands–એમ તેમણે જણાવ્યું છે, અને અહુરા મઝ્દા તરફનો ખાસ પેગામ હા. ૩૦ માં આપીને હા. ૩૧ માં ને તે પછી હા. ૩૩ ને હા. ૩૪ માં જીવનની ફિલસૂફીનું નવું જ્ઞાન આપી સ્વાર્થત્યાગનો અને મોક્ષમાર્ગનો સીધો ને સાચો માર્ગ તેમણે બતાવ્યો છે. "ગાથાઓ"ના પાયાનો ભેદ તે વેળા તેમની પછીના અનુયાયીઓને પૂરો સમજાયો નહીં, અને જૂના દેવધર્મની સાથે જરથોસ્તી ધર્મગુરુઓએ તે જ જૂના પ્રકૃતિપૂજાના ધર્મની, "આદિત્યો"ની ને આકાશમાંનાં ઝળહળતાં નક્ષત્રોની "યજતો"ને નામે આરાધના કરવા અને યજ્ઞ યા યજશ્ને માટેનાં નવાં ભણતરો રચ્યાં, અને ધીમે ધીમે તેમાં વધારો થતો ગયો. અવેસ્તા કાળમાં એટલે ઇ. સ. પૂર્વે ચાર હજાર વર્ષથી ઇ. સ. પૂર્વે એક હજાર વર્ષ સુધીનાં ચાર હજાર વર્ષના ગાળામાં અવેસ્તાની જુદી જુદી યશ્નો અને યશ્તો લખાઈ, વંદીદાદનાં એટલે "દેવથી જુદા ધર્મ"વાળાનાં પ્રકરણો લખાયાં, અને પછીના કાળમાં અવેસ્તા ભાષા પણ બોલાતી ને સમજાતી સામાન્ય વર્ગમાંથી બંધ થઈ, ત્યારે પાઝંદમાં નવાં ચાલુ ભણવાનાં ભણતરો લખાયાં. આ બધું લખવાની જરૂર એટલા માટે હતી કે પાઝંદ પહેલવી જમાનાની અગાઉ "અવેસ્તા"ના ચાર હજાર વર્ષનો મોટો ગાળો ગયો હતો, અને "ગાથાઓ" તો એ "અવેસ્તા"થી પણ હજાર બે હજાર વર્ષ વધારે જૂના જમાનામાં લખાઈ હતી.

હવે આપણે અવેસ્તાકાળ ઇ. સ. પૂર્વે ચાર હજાર વર્ષથી શરૂ થયેલો ઇ. સ. પૂર્વે એક હજાર વર્ષ સુધી કેમ ગણી શકાય તે માટેની કંઈક શહાદતો જોઈએ. "તીર યશ્ત" પરના "જામે જમશેદ" દૈનિકમાં તા. ૨૫ મી ડીસેમ્બર ૧૯૪૬ થી માર્ચ ૧૯૪૭ સુધીમાં પ્રગટ થયેલા મારા લેખોમાં મે આ અવેસ્તાકાળની ગણતરી અયનાંશ–precession of the equinoxes–તે વેળા કયાં નક્ષત્રોમાં હતો, તે ખગોળના નકશાઓથી બતાવીને કરી આપેલી છે, તે લેખો જિજ્ઞાસુઓએ મેળવીને વાંચી લેવા. પણ આ લેખના વાંચકો માટે એ લેખમાંનો સાર આપવા હું અહીં ઉચિત ગણું છું. પૃથ્વીની અયનગતિ–*movement of the Sun* through the ecliptic (or the Path of the Sun)–દર વર્ષે ૫૦.૨ થી ૫૪ સેકંડ જેટલી પાછળ રહે છે, એટલે જેને આપણે સૌરમાન વર્ષ એટલે–Sidereal year, જે નક્ષત્રના અમુક યોગતારાથી શરૂ થઈને પૃથ્વી પાછી તે જ તારા આગળ આવી પહોંચે તેટલા કાળનું વર્ષ કહીએ છીએ તેના કરતાં સૂર્યના વસતસંપાતથી બીજા વસંતસંપાત સુધીનું જે વર્ષ થાય તે ૫૦.૨ થી ૫૪ સેકંડ સુધીનું કમી થાય છે. એ હિસાબે લગભગ દર ૭૨ વર્ષે એક અંશનો ફેર પડે છે, એટલે એક નક્ષત્રના ૧૩.૨૦ અંશ થાય તેનાં ૯૬૦ વર્ષો થાય. "સૂર્યસિદ્ધાન્ત" જે હિન્દુઓની પંચાંગગણતરીનું સિદ્ધાન્ત પુસ્તક છે ને જે ઇ. સ. પૂર્વે લખાયું હતું તેમાં આ અયનગતિ વર્ષની ૫૪ સેકંડ ગણેલી છે, તે પ્રમાણે ગણતાં એક નક્ષત્રના ૮૮૯ વર્ષો થાય. હમણાં અયનાશ ઉત્તરાભાદ્રપદ નક્ષત્રના પૂરા ૧૧ અંશ સુધી આવેલો છે, એટલે એ નક્ષત્રનાં ૭૯૨ વર્ષ ગયાં છે. "તીર યશ્ત"માં જણાવ્યા મુજબ ચાર દિશાના ચાર મુખ્ય તારાઓમાં "હસોઇરિંગ" એટલે સાત તારાના ઝૂમખામાંના કૃત્તિકા નક્ષત્રમાં તે વેળા અયનાંશ હશે. એટલે ઉત્તરા-

ભણુતરો જે પાછલા વખતના ધર્મગુરુઓએ રચેલાં તેનાં ૨૭ પ્રકરણો પહેલાં મૂકી પછી "ગાથા"નાં પ્રકરણો મૂકયાં, અને પહેલી "ગાથા અહુનવઇતિ"ના સાત હા' મૂકયા પછી "હપ્તહાઇતિ" યસ્તના મૂળ સાત હા. અને **પાછળથી ઉમેરાયેલો દેખાતો ૮ મો હા.** એમ પ્રકરણો હા. ૩૫ થી હા. ૪૨ સુધીનાં મૂકયાં, અને તે પછી "ઉશ્તવઇતિ" ગાથોનાં ચાર પ્રકરણો હા. ૪૩ થી હા. ૪૬ સુધી, "સ્પૅન્તોમઇતિ" ગાથાનાં ચાર પ્રકરણો હા. ૪૭ થી હા. ૫૦ સુધી, "વૉહૂક્ષત્ર" ગાથાનું એક પ્રકરણ હા. ૫૧, પછી અવેસ્તાની "યજશ્ને"માંનું ૫૨ મું પ્રકરણ અને "વહિસ્તોઇશ્ત ગાથા"નું ૫૩ મું પ્રકરણ મૂકવામાં આવ્યું, અને તે પછી હા. ૫૪ થી હા. ૭૨ સુધીમાં "યજશ્ને"નાં બીજાં ભણુતરો ગોઠવાયાં. આ ગોઠવણ તે વેળાના વડા ધર્મગુરુએ મોબેદ વર્ગના ભણુતરકામની સરળતા માટે અને ગાથાઓ તથા બીજાં પાછળથી લખાયેલાં અવેસ્તાનાં ભણુતરોની "એકતા" બતાવવા માટે કીધેલી લાગે છે. પણ ભાષાશાસ્ત્રના કોઇ પણ અભ્યાસીને "ગાથાઓ"ની ભાષા અવેસ્તા અને વંદીદાદની ભાષાથી સ્પષ્ટ રીતે જુદી પડતી જ લાગે છે. યુરોપના તથા અમેરીકાના જરથોસ્તી ધર્મના અભ્યાસીઓએ તો એ વાત ખુલ્લી રીતે કહેલી જ છે. એટલે "યજશ્ને"ના ૭૨ હા. બધા જ અષો જરથુશ્ત્ર પેગમ્બર સાહેબના જ રચેલા છે, એમ કહેવું કે બીજાઓનાં મન પર ઠસાવવું તેમાં વસ્તુ-સ્થિતિની વિડંબના–ridicule–છે; એટલું જ નહીં, પણ એવું બોલનાર જે પોતાને જરથોસ્તી ધર્મનો અભ્યાસી માનતો અને ગણાવતો હોય, તેના હૃદયની ને મનની અપ્રામાણિકતા છે. "સરોષ યશ્ત વડી"માં (કરદો ૩ જો ફકરો ૮ મો) જણાવ્યા પ્રમાણે પેગમ્બર સાહેબની પોતાની રચેલી તો માત્ર પાંચ "ગાથાઓ"જ છે. હા. ૭૧–૬ માં પણ "પાંચ ગાથા"નો જ ઉલ્લેખ છે.

કોઇ પ્રશ્ન ઉઠાવે કે શું પેગમ્બર સાહેબે માત્ર ૨૪૦ શ્લોક જ લખ્યા હશે? તેમના ઊંડા આધ્યાત્મિક જ્ઞાન પ્રમાણે તો તેમણે પુષ્કળ લખ્યું હોવું જોઇએ. આપણે ભલે ઇચ્છીએ કે માનીએ, કે એ સાહેબે બહુ લખેલું હોવું જોઇએ, પણ હાલ આપણી પાસે ત્રણ ચાર હજાર વર્ષથી એક વાત સ્પષ્ટ જ જણાયેલી છે કે તેમની પાંચ ગાથાઓ સિવાય બીજું કશું વિશેષ લખાણ મળતું જ નથી. એક બીજી શહાદત પણ અનુમાન તરીકે કામની છે. ખુદ "ઋગ્વેદ" જેવા મહા ધાર્મિક ગ્રંથમાં ૧,૦૧૭ સૂકતો (અધ્યાયો), અને ૧૦,૫૫૨ મંત્રો છે, તેના લખનારા ઋષિઓ સેંકડો છે. એમાં પણ કોઇ પણ એક ઋષિએ ૧૦૦–૨૦૦ થી વધારે મંત્રો લખ્યા નથી. એ મંત્રોની કવિતારચના એવી કઠણ છે કે તે કરતાં કવિને ઘણો વખત લાગે. વળી એ કાંઇ માત્ર બુદ્ધિની કે કલ્પનાની કૃતિઓ નથી, પણ દૈવી પ્રેરણાની–*of divine revelation*–છે. એટલે તે સંખ્યામાં ઓછી જ હોય. એક કૃતિ જે જમાનામાં લખાઈ તે જમાનાની રૂઢિ. માન્યતા, જ્ઞાનસીમા વગેરે અનેક વાતથી જાણકાર થવાની વિદ્વાનની ફરજ છે, કેમકે તે બધું જાણ્યા વગર તે કૃતિની તુલના કરતી વખતે આપણી બુદ્ધિશક્તિને એ મર્યાદા રાખવી પડે, અને તો જ આપણે કોઇ પણ નિર્ણય કરતાં સુમાર રાખી શકીએ. એટલે પેગમ્બર સાહેબે આ પાંચ ગાથાઓના ૨૪૦ શ્લોકો જ રચ્યા તેમાં આશ્ચર્ય પામવા જેવું કશું નથી. એ મંત્રોની ભાષા એટલી ઊંચી છે, અને એમાંના શબ્દો એટલી કરકસરથી વાપરેલા છે કે સાધારણ ગદ્યમાં આપણને જે કહેવા બસે શબ્દોની જરૂર પડે તે એક શ્લોકના આસરે પચીસેક શબ્દોમાં તે કહેવાયું છે!

ઉપર જણાવ્યા પ્રમાણે "મહાભારત"ના "વનપર્વ" પ્રમાણે વસંતસંપાત રોહિણી નક્ષત્રમાં પડતો હતો તો તેના ૩,૨૫૦ વર્ષ ઇ. સ. પૂર્વેનાં થાય છે. પ્રખ્યાત સંસ્કૃત વ્યાકરણકાર પાણિનિનો જન્મ ઇ. સ. પૂર્વે એક હજાર વર્ષ પર ગણાય છે, તે તો જાણીતી વાત છે. એની પણ થોડીક સદીઓ અગાઉ વેદોની સમજ આપનાર "નિરુક્ત"ના લખનાર યાસ્ક મુનિ હતા. એ બન્નેના જમાનામાં વેદોમાંના સ્વરભારનું જ્ઞાન લુપ્ત થયું હતું, અને એ સ્વરભારોના ઉચ્ચાર કેમ થતા હશે તે તેમને માલૂમ હતું નહીં, અને તે માટે તેમણે અફસોસ પણ કરેલો છે. જૂનાં ઉપનિષદો જેમાંથી પણ સ્વરભાર નીકળી ગયેલા છે, તે પણ પાણિનિ અને યાસ્કના જમાના પૂર્વેનાં લખાયેલાં છે. આ બધું બતાવે છે કે વેદોનો કાળ ઘણો જ જૂનો છે, એટલે ઇ. સ. પૂર્વે ૩૦૦૦ થી ઇ. સ. પૂર્વે ૬૦૦૦ વર્ષોનો હોવો જોઇએ. હવે, અવેસ્તાભાષામાં પણ વેદકાળના સ્વરભારો તો મોજૂદ છે, અને તે સ્વરભારો શબ્દના અંગમાં જ સ્વરો ઉમેરીને કે અલ્પપ્રાણના મહાપ્રાણ કરીને સમાવવામાં આવેલા છે. એટલે સ્વરભારોની હસ્તી તો આ અવેસ્તાકાળમાં હતીજ. એ પરથી પણ કહી શકાય કે ઋગ્વેદનો જમાનો તેજ અવેસ્તાનો જમાનો પણ હતો. ખુદ અવેસ્તાની જુદી જુદી યશ્તોમાં વિવહ્વત્–विवस्वत्, થ્રિત–त्रित, આથ્વ્ય-आप्त्य, અજિ દહાક–अहिदास, યિમ–यम, તિષ્ત્ર્ય–तिष्य, વૅરૅથ્રઘ્ન–वृत्रघ्न, ગંદરૅવ–गंधर्व, કૅરૅસાનિ–कृशानु, કૅવિ ઉષન્–कवि अथवा काव्य उशना વગેરેની કથાઓ છે, તે જ લગભગ તેવી જ મતલબની કથાઓ ઋગ્વેદમાં પણ આવેલી છે, તેમજ પાછળથી "મહાભારત"માં અને "રામાયણ"માં પણ કેટલીક આવેલી છે. આમાંની મોટા ભાગની કથાઓ તો આકાશમાં દેખાતાં અનેક નક્ષત્રોને લગતીજ છે અને તે કવિની કલ્પનાથી તેને માણસના જેવું યા દેવોના જેવું રૂપ આપીને લખાયેલી છે. આ બધી સરખામણી અભ્યાસીને માટે ઘણીજ રસસામગ્રી ભેગી કરી આપે છે. આપણા અવેસ્તાના અભ્યાસીઓએ તો હિંદુઓના વેદો અને બીજાં ધર્મશાસ્ત્રોનો રસથી અભ્યાસ કરવો જ જોઇએ. તેઓ એ પ્રમાણે કરશે તોજ અવેસ્તામાંના પુષ્કળ નહીં સમજાતા કોયડાઓનો ઉકેલ કરી શકશે. ગાથા અવેસ્તાની ખરી સમજ માટે પહેલવી કે ફારસી લેખોમાંથી નહીં પણ વેદોમાંથી અને તેના સંબંધી–ગ્રંથોમાંથીજ વધારે માહિતી મળવા સાથે ઘણો પ્રકાશ થાય છે. હવેના જરથોસ્તી અભ્યાસીઓ પોતાના અભ્યાસનું સુકાન વૈદિક સાહિત્ય તરફ ફેરવે એમ હું ઇચ્છું છું.

## ગાથા કાળ જાણવા માટેનાં મુખ્ય પાંચ સાધનો

પેગમ્બર સાહેબ અષો જરથુસ્ત્રના જન્મકાળનો નિર્ણય કરવા માટે પાંચ મુખ્ય સાધનોની ચર્ચા અને તેમાંથી ફલિત થતા સારની જરૂર છે. આપણે ઉપર અવેસ્તાના જમાનાની ચર્ચા વિસ્તારથી કીધી છે, અને અવેસ્તામાંની કથાઓ જે ઋગ્વેદમાં પણ ઘણા મળતાપણા સાથે જડે છે, તે આપણે જોઈ આવ્યા. વળી "ઋગ્વેદ"માંથી તેમજ "મહાભારત" અને બીજાં હિંદુશાસ્ત્રોના પ્રાચીન ગ્રંથોમાંથી આપણે નક્ષત્રો અને અયનાંશની સાચી કાળગણતરીથી અવેસ્તા અને ઋગ્વેદના જમાનાઓ ઇ. સ. પૂર્વે ૬૦૦૦ વર્ષ સુધી દૂર લંબાયેલા છે, તે પણ આપણે ઉપર આપેલી શહાદતોથી જોયું છે. ભાષાશાસ્ત્રની તુલનાથી એ પણ આપણે જોઈ શકીએ છીએ કે અવેસ્તાની ભાષાથી "ગાથા"ની ભાષા જુદી અને વધારે પ્રાચીન છે. કેમકે "ગાથા"માંના ઘણા શબ્દોનાં રૂપો અવેસ્તા ભાષામાં બદલાયેલાં છે, કહો

ભાદ્રપદનાં ૭૯૨, રેવતીનાં ૯૬૦, અશ્વિનીનાં ૯૬૦, ભરણીનાં ૯૬૦ મળીને ૩૬૭૨ વર્ષો થાય, અને પછી કૃત્તિકાનાં ૯૬૦ વર્ષમાંના કોઇક અમુક વર્ષમાં "તીર યશ્ત" લખાઈ હશે. એટલે ૪,૦૦૦ થી ૪,૫૦૦ વર્ષ આજના સનેથી અગાઉનાં કહેવાય. એ રીતે અવેસ્તાની એ યશ્ત ઇ. સ. પૂર્વેનાં ૨,૦૦૦ થી ૨,૫૦૦ વર્ષ સુધીમાં લખાયેલી હશે.

ઉપર નોંધાયેલા "હપ્તોઇરિંગ" યાને કૃત્તિકા નક્ષત્ર ઉપરાંત બહેરામ યશ્તમાં તેમ જ બીજી યશ્તોમાં "વરાજ"નો ઉલ્લેખ પણ છે. એ "વરાજ" એટલે સંસ્કૃત वराह (જંગલી ડુક્કર) થાય, તે પણ નક્ષત્ર જ છે. ઋગ્વેદમાં रुद्र ની પૂજા છે. તે रुद्र પણ મહિષ (ભેંસ), સિંહ અને વરાહ રૂપે કહેલો છે. मृगशीर्ष નક્ષત્ર (the Orion) માં એ ત્રણે પ્રાણીઓના જુદી જુદી જાતના આકાર બંધાઈ શકે છે. હિંદુશાસ્ત્રોમાં પ્રભુના દશાવતાર-ten births-ની કથા છે, તેમાં મચ્છ, કાચબો, વરાહ, નરસિંહ, વામન, પરશુરામ, રામ, કૃષ્ણ, બુદ્ધ અને કલ્કી-એ દશ અવતારનાં નામો છે, એમાં ત્રીજો અવતાર વરાહનો છે. મહાભારતનાં "વનપર્વ (૨૨૮-૨૨૯)" પ્રમાણે વસંત-સંપાત-vernal equinox-રોહિણી નક્ષત્રમાં પડતો હતો, એટલે ઇ. સ. પૂર્વે આસરે વર્ષ ૩૨૦૦. આ રોહિણી નક્ષત્રને "હપ્તહ્હાઇતિ યશ્ત"મા "સઑકા" शोका-सुख-પૈડાની ધરી-કહ્યું છે. એની અગાઉ અયનાંશ "મૃગશીર્ષ" નક્ષત્રમાં હતો, એ "મૃગશીર્ષ" તે જ वराह છે, અવેસ્તાનો "વરાજ" છે. એને માટે પણ "મહાભારત"માં કથા છે, અને સ્પષ્ટ નોંધ છે. ત્યાં કહ્યું છે કે "ગ્રીષ્મ સંપાત"-Summer Solstice-વેળા મૃગશીર્ષ યાને વરાહ પૂર્વમા ઊગતી વેળાએ પૃથ્વીને દૃષ્ટિમર્યાદા પર લાગેલો હતો, તેમાંથી નરકાસુરનો જન્મ થયો. એ અસુરને મારવા વિષ્ણુ ભગવાને વરાહરૂપે જન્મ લીધો." આ પરથી પણ આપણે વિષ્ણુના ત્રીજા અવતાર "વરાહ"નો જમાનો પણ ગણી શકીએ છીએ. પાછળ આપણે જોઈ ગયા છીએ તેમ ભરણી નક્ષત્ર સુધીમાં અયનાંશ પ્રમાણે ૩,૬૭૨ વર્ષો થાય છે. હવે એમાં કૃત્તિકાનાં ૯૬૦ અને રોહિણીનાં ૯૬૦ એટલે ૧,૯૨૦ વર્ષો ઉમેરીએ તો ૫,૫૯૨ વર્ષો થાય. એની પણ અગાઉ મૃગશીર્ષ યાને વરાજ નક્ષત્ર ૯૬૦ વર્ષ સુધી હતું, એટલે ૬,૫૫૨ વર્ષો સુધી મૃગશીર્ષ નક્ષત્રની સીમા ગણાય એટલે "વરાહ"નો જન્મ ઇ. સ. પૂર્વે આસરે ૪,૦૦૦ થી ૪,૫૫૨ વર્ષ સુધીમાં થયો હતો, આના સંબંધમાં વિશેષ હકીકત જોઇતી હોય તો બંગાળવાલા વિદ્વાન શ્રી જોગેશ્ચંદ્ર રે-Ray-નો લેખ "મોડર્ન રિવ્યુ"ના માર્ચ ૧૯૪૬ માં વાંચવો.

આ વાતને ટેકો આપતી એક બે બીજી શહાદતો પણ જોઇએ." વેદાંગ જ્યોતિષ"માં જણાવ્યું છે કે "તૈત્તિરીય સંહિતા"વાળા બ્રાહ્મણકાળમાં કૃત્તિકા નક્ષત્રમાં અયનાંશ હતો, એટલે તેનો જમાનો પણ આજથી ૩,૬૭૯ થી ૪,૬૩૨ વર્ષોની વચમાં હતો. "એન્સાઇક્લોપીડિયા બ્રિટાનિકા" "(૧૩ મી આવૃત્તિ)" માં "Constellations" માટેના લેખમાં પણ જણાવેલું છે કે ઇ. સ. પૂર્વે ૨,૩૦૦ વર્ષ પર વસંતસંપાત-Vernal Equinox-કૃત્તિકા નક્ષત્રમાં એટલે "તીર યશ્ત"માં જણાવેલા "હપ્તોઇરિંગ" સિતારાના પુંજમાં હતો. એટલે એ પણ આજથી ૪,૨૫૦ વર્ષો થયાં. ઇ. સ. ની પહેલી સદી સુધી બધાં નક્ષત્રો ઇરાનમાં ને હિન્દમાં કૃત્તિકા નક્ષત્રથી જ શરૂ થતાં હતાં. પણ પછી ગ્રીક લોકોએ ઇ. સ. ની શરૂઆતથી અશ્વિની નક્ષત્રથી જ ગણતરી કરવા માંડેલી એટલે ઇરાનમાં ને હિંદમાં પણ અશ્વિની નક્ષત્રથી જ બધાં નક્ષત્રો ગણાવા માંડ્યાં. એ વાત પણ ઉપલા જ લેખમા નોંધેલી છે.

પણ વિવરણ કીધેલું છે. યુરોપીય વિદ્વાનોની વિદ્વત્તા, વિદ્યાસેવા, અને જન્મભરની સંશોધનવૃત્તિ માટે અને તેમના તુલનાત્મક ભાષાશાસ્ત્રના અભ્યાસ માટે આપણને જરૂર ઘણું માન ઊપજે છે. પણ એ સૌના મગજમાં પહેલેથી જ એવો જબરો પૂર્વગ્રહ–prejudice–પેસી ગયેલો છે કે પૂર્વ તરફના ધર્મો તો જડપ્રકૃતિની પૂજાવાળા, વહેમી અને મર્યાદિત જ્ઞાનસમૃદ્ધિવાળા છે, અને જે દિવ્ય તત્ત્વજ્ઞાન ઈસુ ખ્રિસ્તે તેમની બાઇબલમાં દર્શાવ્યું છે, તેનાથી તો આ પૂર્વ તરફના બધા જૂના ધર્મોનું દર્શન બહુ ઊતરતું છે, અને હોવું જોઈએ. પણ આપણે જાણીએ છીએ કે પશ્ચિમ દેશોમાં જડ વિજ્ઞાનની શોધોને લીધે તેમની જે આધિભૌતિક (pertaining to the five elements) ઉન્નતિ થવા પામી અને જે જડવાદના પોષણથી જ તેમની આ સદીમાંની બે મોટી લડાઈઓમાં જે ભારે હાનિ થઈ છે, તે બધું આ છેલ્લાં ૧૦૦–૧૫૦ વર્ષોનું જ પરિણામ છે. પણ એક વેળા આપણા સ્વર્ગસ્થ મહાન રાજદ્વારી નર સર સુરેંદ્રનાથ બેનરજીએ લંડનના એક મેળાવડામાં એક બે અંગ્રેજ લૉર્ડ સાહેબોએ હિન્દુસ્તાનની સંસ્કૃતિ માટે હલકાં વચનો ઉચ્ચાર્યાં હતાં તેના જવાબમાં કહ્યું હતું કે "મારા લૉર્ડ સાહેબોના પૂર્વજો જ્યારે ઝાડો પર પોતાનાં પૂછડાં ભેરવીને ઊંધા લટકીને કૂદાકૂદ કરતા હતા ત્યારે તો હિન્દુસ્તાનના લોકોના પૂર્વજોની સંસ્કૃતિ ઘણી ઊંચી ટોચે પહોંચેલી હતી, અને તેની સાબિતી-લેખે તેમણે Sacred Books of the East, Secret Doctrine, Isis Unveiled વગેરે પુસ્તકોનો અભ્યાસ કરવા એ લૉર્ડ સાહેબોને જણાવ્યું હતું, અને તે પણ સર સુરેંદ્રનાથના એવા જાણીતા વક્તૃત્વપ્રભાવથી કે આખી સભા હસી પડી અને તેમને તાળીઓની ગર્જનાથી વધાવી લીધા!

ઉપર જણાવેલી "હાર્વર્ડ ઓ૦ સીરીજના ૩૧ મા ગ્રંથ વિભાગમાં તેના વિદ્વાન લેખક પ્રૉ૦ એ. બી. કીથ (Keith) અવેસ્તાને ઇ. સ. પૂર્વે ૮૦૦ વર્ષ ઉપર મૂકે છે! આપણા ધર્મના દિલસોજ અમેરિકી અભ્યાસી પ્રૉ. જેકસન અપો જરથુસ્ત્રના જન્મનો કાળ ઇ. સ. પૂર્વે ૬૬૦–૫૮૩ સુધીનો ગણે છે! બીજા યુરોપીય વિદ્વાનો પણ ઇ. સ. પૂર્વે એક હજાર વર્ષની અંદર જ અપો જરથુસ્ત્રનો જમાનો જણાવે છે. એ બધા પાશ્ચાત્ય–Occidental–વિદ્વાનો ઇરાનના હખામની રાજ્યવંશના સાઇરસ અને દારયવુશ બાદશાહોના જમાનાની પાસે જ અપો જરથુસ્ત્રનો જન્મકાળ મૂકે છે. "ગાથા"માં પેગમ્બર સાહેબ પોતાના રક્ષક રાજકર્તાનું નામ "વિશ્તાસ્પ" કરીને જણાવે છે, અને ગ્રીક ઇતિહાસકારોએ દારયવુશના પિતાને "હિસ્તાસ્પીસ" કરીને જણાવેલો છે, એટલે આ "હિસ્તાસ્પીસ" તે જ "વિસ્તાસ્પ" એમ માની લઇને અપો જરથુશ્ત્ર સાહેબનો જન્મ એ કાળમાં મૂકી દે છે! યુરોપીય વિદ્વાનોએ અવેસ્તામાં અને ઋગ્વેદમાં જે સમાન કથાઓ આવેલી છે તે પર, તેમ જ એ બન્ને ગ્રંથોમાં નક્ષત્રોનાં જે નામો છે, અને તે કયા કાળમાં હતાં તે જો જૂના હિંદુ જ્યોતિષ ગ્રંથોના અભ્યાસથી શોધી કાઢ્યું હોત તો વેદના તથા અવેસ્તાના અને વળી તેની પણ અગાઉના જમાનામાં થઈ ગયેલા પેગમ્બર સાહેબના જમાનાને ઇસુ ખ્રિસ્તના જન્મની આટલી નજીકના અગાઉનો કાળ તેમણે નિર્માણ કર્યો ન હોત.

પ્રૉ. કીથ પોતાના ઉપર જણાવેલા અનુમાનના ટેકામાં એવી દલીલ કરે છે કે "ભાષાઓ કાલક્રમે બદલાતી આવે છે, બદલાવી જ જોઈએ, કેમકે તેમના બોલનારાઓમાં નવી જાતો પણ દાખલ થાય છે, અને બીજી ભાષાઓ બોલતી

કે બગડેલાં છેઃ જેવાં કે, દૅમાનૅમ્ નું ન્માનૅમ, કવયાંમ્ નું કઑાયાંમ્, દ્ઍયાંમ્ નું દ્‌ઍષાંમ્, નમૅદાનું નમૅધ, દએનાનું દએન, પેહ્યાનું પેરુહે, વહ્યોન્યા વરુયોનું વરુહો, અમૅરૅતાનું અમૅષા, પૅરૅતૂ નું પૅષ્, હીમ્ નું દિમ્, હી નું દી, યૅ નું યો, યૅન્ગ્ નું યાંન્, ગવયાંમ્ નું ગઑયાંમ્, ઇત્યાદિ ઇત્યાદિ. આ બધી શહાદતોથી આપણે એક પરિણામ ઉપર જરૂર આવીએ છીએ કે અવેસ્તા અને ઋગ્વેદના જમાના સમાંતર-parallel-હતા, અને ઋગ્વેદનો જમાનો તે જ અવેસ્તાનો જમાનો હતો.

ગાથાકાળના નિર્ણય માટે ઉપર જે પાંચ મુખ્ય સાધનો મેં જણાવ્યાં છે તે કયા કયા તે જોઇએ:

૧. ઋગ્વેદના કાળનો આધાર
૨. અવેસ્તામાંથી મળી શકતી કથાપરંપરાનો આધાર
૩. ઇતિહાસમાંથી મળી શકતો આધાર
૪. જ્યોતિષનો આધાર, અને
૫. ભાષાની પ્રાચીનતાનો આધાર.

## ૧. ઋગ્વેદના કાળનો આધાર

અવેસ્તાના અને ઋગ્વેદના કાળની ચર્ચા તો આપણે ઉપર કંઇ કરી ગયા છીએ. પાણિનિ વ્યાકરણકાર અને "નિરુક્ત"કાર યાસ્કમુનિના જન્મકાળ ઇ. સ. પૂર્વે એક હજાર વર્ષની ઉપર મુકાયેલા છે. તેની પણ અગાઉ ઉપનિષદો અને બ્રાહ્મણગ્રંથો લખાયા હતા, અને એ બધા ગ્રંથોની ભાષા એટલી જુદી જુદી છે કે તે ગ્રંથો યાસ્કમુનિથી કમીમાં કમી બે હજાર વર્ષ પૂર્વે લખાવા માંડ્યા હશે. "મહાભારત"માં અને "ઋગ્વેદ"માં અયનાંશ કયા કયા નક્ષત્રોમાં હતો તેના સ્પષ્ટ ઉલ્લેખો છે, તે પરથી પણ કૃત્તિકા, રોહિણી અને મૃગશીર્ષ (વરાજ) નક્ષત્રોમાંના અયનાંશની ગણતરી કરતાં આપણે છેક ઇ. સ. પૂર્વે ૫,૦૦૦ વર્ષ પરના જમાનામાં પહોંચી શકીએ છીએ. વેદમાંના કે અવેસ્તામાંના યોગતારા, નક્ષત્રો કે અયનાંશને લગતા ખગોળવિદ્યાના ઉલ્લેખો પર દુર્ભાગ્યે યુરોપીય વિદ્વાનોએ લક્ષ આપ્યું નથી. તેમને તો પ્રાચીન મહાધર્મોને પોતાના ખ્રિસ્તિ ધર્મથી ઊતરતા બતાવવા હતા, અને પૂર્વ તરફના મહાજ્ઞાની મહાત્માઓએ જે જ્ઞાન, વિજ્ઞાન, અને પરાજ્ઞાન ખૂબ જૂના જમાનાઓથી બતાવ્યું હતું તેની ઝાઝી ગણના કરવાનું પસંદ નહોતું. વેદના અને અવેસ્તાના યુરોપીય અને અમેરિકી વિદ્વાનોએ પૂર્વ તરફના જિતાયેલા દેશોનાં ધર્મ, રીતરિવાજ, રહેણીકરણી, નીતિ ભક્તિ, રાજ્ય-વિધિ વગેરે અનેક વિષયોનો અભ્યાસ કરવા પોતાની તીવ્ર બુદ્ધિથી પૌરસ્ત્ય (Oriental) પ્રજાઓનાં જૂનામાં જૂનાં ધર્મપુસ્તકોનો અભ્યાસ તે તે દેશોના પંડિતો મારફતે કરીને પછી પોતાને મનગમતા સિદ્ધાન્તો બાંધીને આખરે તો તે સૌને ઇસુ ખ્રિસ્તની દિવ્યતાથી અને યુરોપીય પ્રજાઓની બુદ્ધિથી ઊતરત બતાવવા માટે જાણે હોડ બકી હતી. છેક હમણાંથી વીસેક વર્ષ ઉપર ઇંગ્લાંડની ઑક્સફર્ડ યુનિવર્સીટી તરફથી હારવર્ડ ઓરિયેંટલ સીરીઝ (Harvard Oriental Series) નામે મોટી પુસ્તકમાળા પ્રગટ થયેલી છે, તેમાં હિંદુઓના વેદોથી માંડી લગભગ તમામ ધર્મ ગ્રંથોની ચર્ચા કીધેલી છે, અને સાથે સાથે "અવેસ્તા"ના ગ્રંથો માટે

પણ વિવરણ કીધેલું છે. યુરોપીય વિદ્વાનોની વિદ્વત્તા, વિદ્યાસેવા, અને જન્મભરની સંશોધનવૃત્તિ માટે અને તેમના તુલનાત્મક ભાષાશાસ્ત્રના અભ્યાસ માટે આપણને જરૂર ઘણું માન ઊપજે છે. પણ એ સૌના મગજમાં પહેલેથી જ એવો જબરો પૂર્વગ્રહ–prejudice–પેસી ગયેલો છે કે પૂર્વ તરફના ધર્મો તો જડપ્રકૃતિની પૂજાવાળા, વહેમી અને મર્યાદિત જ્ઞાનસમૃદ્ધિવાળા છે, અને જે દિવ્ય તત્ત્વજ્ઞાન ઈસુ ખ્રિસ્તે તેમની બાઇબલમાં દર્શાવ્યું છે, તેનાથી તો આ પૂર્વ તરફના બધા જૂના ધર્મોનું દર્શન બહુ ઊતરતું છે, અને હોવું જોઈએ. પણ આપણે જાણીએ છીએ કે પશ્ચિમ દેશોમાં જડ વિજ્ઞાનની શોધોને લીધે તેમની જે આધિભૌતિક (pertaining to the five elements) ઉન્નતિ થવા પામી અને જે જડવાદના પોષણથી જ તેમની આ સદીમાંની બે મોટી લડાઈઓમાં જે ભારે હાનિ થઈ છે, તે બધું આ છેલ્લાં ૧૦૦–૧૫૦ વર્ષોનું જ પરિણામ છે. પણ એક વેળા આપણા સ્વર્ગસ્થ મહાન રાજદ્વારી નર સર સુરેંદ્રનાથ બેનરજીએ લંડનના એક મેળાવડામાં એક બે અંગ્રેજ લૉર્ડ સાહેબોએ હિન્દુસ્તાનની સંસ્કૃતિ માટે હલકાં વચનો ઉચ્ચાર્યાં હતાં તેના જવાબમાં કહ્યું હતું કે "મારા લૉર્ડ સાહેબોના પૂર્વજો જ્યારે ઝાડો પર પોતાનાં પૂછડાં ભેરવીને ઊંધા લટકીને કૂદાકૂદ કરતા હતા ત્યારે તો હિન્દુસ્તાનના લોકોના પૂર્વજોની સંસ્કૃતિ ઘણી ઊંચી ટોચે પહોંચેલી હતી, અને તેની સાબિતી લેખે તેમણે Sacred Books of the East, Secret Doctrine, Isis Unveiled વગેરે પુસ્તકોનો અભ્યાસ કરવા એ લૉર્ડ સાહેબોને જણાવ્યું હતું, અને તે પણ સર સુરેંદ્રનાથના એવા જાણીતા વક્તૃત્વપ્રભાવથી કે આખી સાભ હસી પડી અને તેમને તાળીઓની ગર્જનાથી વધાવી લીધા!

ઉપર જણાવેલી "હારવર્ડ ઓ૦ સીરીજના ૩૧ મા ગ્રંથ વિભાગમાં તેના વિદ્વાન લેખક પ્રૉ૦ એ. બી. કીથ (Keith) અવેસ્તાને ઇ. સ. પૂર્વે ૮૦૦ વર્ષ ઉપર મૂકે છે! આપણા ધર્મના દિલસોજ અમેરિકી અભ્યાસી પ્રો. જેકસન અષો જરથુસ્ત્રના જન્મનો કાળ ઇ. સ. પૂર્વે ૬૬૦–૫૮૩ સુધીનો ગણે છે! બીજા યુરોપીય વિદ્વાનો પણ ઇ. સ. પૂર્વે એક હજાર વર્ષની અંદર જ અષો જરથુસ્ત્રનો જમાનો જણાવે છે. એ બધા પાશ્ચાત્ય–Occidental–વિદ્વાનો ઇરાનના હખામની રાજ્યસત્તાના સાઇરસ અને દારયવુશ આહશાહોના જમાનાની પાસે જ અષો જરથુસ્ત્રનો જન્મકાળ મૂકે છે. "ગાથા"મા પેગમ્બર સાહેબ પોતાના રક્ષક રાજકર્તાનું નામ "વિસ્તાસ્પ" કરીને જણાવે છે, અને ગ્રીક ઇતિહાસકારોએ દારયવુશના પિતાને "હિસ્તાસ્પીસ" કરીને જણાવેલો છે, એટલે આ "હિસ્તાસ્પીસ" તે જ "વિસ્તાસ્પ" એમ માની લઈને અષો જરથુસ્ત્ર સાહેબનો જન્મ એ કાળમા મૂકી દે છે! યુરોપીય વિદ્વાનોએ અવેસ્તામાં અને ઋગ્વેદમા જે સમાન કથાઓ આવેલી છે તે પર, તેમ જ એ બન્ને ગ્રંથોમા નક્ષત્રોનાં જે નામો છે, અને તે કયા કાળમાં હતાં તે જો જૂના હિંદુ જ્યોતિષ ગ્રંથોના અભ્યાસથી શોધી કાઢ્યુ હોત તો વેદના તથા અવેસ્તાના અને વળી તેની પણ અગાઉના જમાનામા થઈ ગયેલા પેગમ્બર સાહેબના જમાનાને ઇસુ ખ્રિસ્તના જન્મની આટલી નજીકના અગાઉનો કાળ તેમણે નિર્માણ કર્યો ન હોત.

પ્રૉ. કીથ પોતાના ઉપર જણાવેલા અનુમાનના ટેકામાં એવી દલીલ કરે છે કે "ભાષાઓ કાલક્રમે બદલાતી આવે છે, બદલાવી જ જોઈએ, કેમકે તેમના બોલનારાઓમાં નવી જાતો પણ દાખલ થાય છે, અને બીજી ભાષાઓ બોલતી

પ્રજાઓના સંસર્ગમાં આવતાં તેમાં નવા શબ્દો દાખલ થાય છે, તેમજ શબ્દોનાં રૂપોમાં પણ ફેરફાર થાય છે, પણ ધાર્મિક ભાષાના ઉચ્ચારણમાં કશો ભેદ પડતો નથી કેમકે એ ભાષા કેવળ ધાર્મિક કાર્યોને માટે ઉપયોગમાં લેવાય છે, અને વળી તેના મંત્રો પવિત્ર ગણાતા હોવાથી તેનાં ઉચ્ચારણ અને શુદ્ધિ માટે બહુ સચેત ને ચોક્કસ રહેવું પડે છે. હિંદુ ધર્મના ક્રિયાકાંડી બ્રાહ્મણો જેઓ "યાજ્ઞિક" એટલે યજ્ઞવિધિ કરનારા હોય છે, તેઓ મંત્રના સ્વર તેમજ છંદની શુદ્ધિ માટે બહુ ચોક્કસ રહે છે, ને તેમાં જરા પણ અશુદ્ધિ લઈ ચલાવતા નથી. વ્યવહારની ભાષામાં તો ઘણું પરિવર્તન થાય છે, પણ ધર્મની ભાષા તો જેવી ને તેવી જ રહે છે." પ્રો૦ કીથનાં આ વચનોમાં કેટલુંક સત્ય છે, છતાં પણ વેદની ભાષામાં અને ગાથાની ભાષામાં કાંઇ ને કાંઇ ફેરફારો થતા જ આવેલા છે, તે તો એ મંત્રસંહિતાઓની અનેક હસ્તપ્રતોમાં શબ્દોનાં જુદાં જુદાં રૂપો યા જુદા જ શબ્દો એકને બદલે મુકાયેલા છે, મૂળ પાઠમાં જે શબ્દો હતા જ નહીં તે અંદર ઘુસાડી દીધેલા સ્પષ્ટ પકડાઈ આવે છે, મૂળપાઠના કેટલાક શબ્દો લુપ્ત થયેલા પણ છે, તે બધું એ ધાર્મિક ગ્રંથોની હજારો વર્ષમાં વંશપરંપરા ઉતારી લેવાતી પ્રતોમાંના ફેરફારથી ખુલ્લું થાય છે. ખુદ આ મારા ગ્રંથમાં એક "અહુન-વઈતિ ગાથા"ના ૧૦૦ શ્લોકોમાં ૨૦૧ ભૂલો હતી તે મેં સુધારી છે અને તેનાં દરેકને માટે મેં સમજ પડતાં કારણો પણ જુદા લેખમાં આપેલાં છે તે પરથી વાંચક સમજી શકશે. વળી હજારો વર્ષ પર લખાયેલા યા ઉચ્ચારાયેલા આ ધર્મગ્રંથોમાંના મંત્રો–શું વેદોના કે શું ગાથા અવેસ્તાના–વંશપરંપરા મોંઢે જ ઊતરી આવેલા અને કદાચ તે વેળાની કોઇક અપૂર્ણ લિપિમાં પણ અક્ષરબદ્ધ થયેલા કોઇ ને કોઇ રીતે કહીં કહીં બદલાયા છે જ. કેવળ બદલાય જ નહીં એવું થાય તે જ ભારે આશ્ચર્યનું કારણ થઈ શકે!

વળી પાણિનિ વ્યાકરણકારનો તેમજ યાસ્કમુનિનો જમાનો જ ખુદ જો ઇસુ ખ્રિસ્તની લગભગ એક હજાર વર્ષ પૂર્વેનો સાબિત થયો હોય તો તે વેળા તેઓએ તો પોતાના ગ્રંથોમાં પ્રગટ કરેલું છે કે ઉપનિષદો અને બ્રાહ્મણ ગ્રંથો તેમનાથી પણ બે હજાર વર્ષ પૂર્વેના કાળમાં રચાયાં હતાં અને જેમાંથી વેદભાષાના સ્વરભારો સુદ્ધાં નીકળી ગયા હતા એટલું જ નહીં પણ એ સ્વરભારો કેમ ઉચ્ચારાતા હતા તેનું ભાન સુદ્ધાં તે કાળના વિદ્વાનોએ ગુમાવી દીધું હતું, તો ચોથા અથર્વવેદ, ત્રીજા સામવેદ, બીજા યજુર્વેદ એ ત્રણ વેદોની પણ ઘણા પૂર્વેના મોટા ઋગ્વેદનાં દસ–મંડળ લખાતાં જે લાંબો કાળ ગયો હશે, તે બધાની ગણતરી શું ધ્યાનમાં લેવા જેવી નથી? વળી ઋગ્વેદમાં અયનાંશ છેક મૃગશીર્ષ નક્ષત્રમાં હોવાના ઉલ્લેખ મળી આવે તો પછી એ ગણતરી કરવામાં તો ઝાઝી મુશ્કેલી પડતી નથી. આગળ ઉપર હું જણાવી આવ્યો છું તેમ ખુદ ઋગ્વેદનો કાળ ઇ. સ. પૂર્વે ૫,૦૦૦ વર્ષથી પણ જૂનો હોવો જ જોઇએ. ખુદ યાસ્ક મુનિએ જણાવ્યું છે કે વેદોના અર્થ કોઈથી બરાબર થતા નથી, અને જુદા જુદા અનુવાદકારો જુદા જુદા અર્થો ઘટાવે છે! તેણે એવા ૧૭ ટીકાકારોનાં નામ આપેલાં છે! વળી વેદોના કેટલાક ટીકાકારો તો એમ પણ કહેતા હતા કે વેદોના મંત્રો નિરર્થક હતા!

ચાર વેદોમાંના સૌથી જૂના અને પહેલા ઋગ્વેદમાંનાં દસ મંડળો જે સ્વરૂપમાં ને ક્રમમાં હાલ આપણને ગ્રંથસ્થ થયેલાં મળે છે, તે કાંઇ તે જ ક્રમમાં લખાયેલાં નથી. મી.બ્લુમફિલ્ડ એમના વેદને લગતા ગ્રંથમાં (Rigveda Repetitions) કહે છે કે ઋગ્વેદની

લગભગ ૭૦,૦૦૦ લીટીઓમાં ૫,૦૦૦ લીટીઓ પુનરુક્ત એટલે ફરીથી એ જ ગ્રંથના બીજા વિભાગોમાં લખાયેલી મળી આવે છે! એ જ સાબિત કરે છે કે ઋગ્વેદનો મહાગ્રંથ કંઇ એક જ જમાનામાં લખાયેલો નથી, પણ અનેક જમાનાઓમાં અનેક લખનારાઓને હાથે લાંબા કાળ સુધી તે લખાતો રહ્યો હતો! વળી એ ગ્રંથના ક્રમમાં પણ કાળનો ફેરફાર દેખાઈ આવે છે. વૈદિક પંડિતો એના બહુ ઊંડા અભ્યાસ પછી કહે છે કે ઋગ્વેદનાં જૂનાંમાં જૂનાં મંડળો મંડળ ૨ જાથી મંડળ ૭ મા સુધીનાં છે, અને છેલ્લું ૧૦ મું મંડળ તે કાળના પ્રમાણમાં સૌથી પછવાડે લખાયેલું છે. બીજાં મંડળો ૧–૮–૯ મધ્યકાલીન છે. વળી ઋગ્વેદના પહેલા મંડળનાં ૫૧ થી ૧૯૧ સુધીનાં સૂક્તો જૂનાં મનાય છે, અને ૧ થી ૫૦ સુધીનાં સૂક્તો પાછળથી ઉમેરાયેલાં લાગે છે. વળી ઋગ્વેદ પછીના ત્રણે વેદો પાછલા જમાનાના છે અને એ ત્રણેમાં ઋગ્વેદના ઘણા મંત્રો અપાયેલા છે. સામવેદમાં તો માત્ર ૭૫ મંત્રો જ નવા છે, બાકીના બધા ઋગ્વેદમાંથી જ લીધેલા છે. અને અથર્વવેદની ભાષા તો ઋગ્વેદની ભાષાથી પણ જરા જુદી લાગે છે. ઋગ્વેદનાં જૂનાં મંડળોમાં માત્ર સ્તુતિઓ છે, પણ પાછલાં મંડળોમાં અને ૧૦ મા મંડળમાં તો વિવાહ, મરણક્રિયા જેવા લૌકિક વિષયો છે તેમ જ તત્વજ્ઞાનના તર્કો પણ છે. અથર્વવેદમાં તો રોગનિવારણના, ભૂતપ્રેતનિવારણના અને બીજા અનેક ભૌતિક ને દૈવિક વિષયોના મંત્રો છે. આ બધું જોતાં ઋગ્વેદનો કાળ ખરેખર ઘણો જૂનો છે.

આ બધું જોતાં એવું અનુમાન થઈ શકે કે ઋગ્વેદનો કાળ ઇ. સ. પૂર્વે ત્રણ હજારથી પાંચ–છ હજાર વર્ષો પૂર્વેનો હોવો જોઇએ. દુર્ભાગ્યે આ લાંબા કાળમાં જ્યારે પણ વેદોનાં સૂક્તોનો સંગ્રહ કરવામાં આવ્યો ત્યારે તે સૂક્તોની પ્રાચીનતાના ક્રમમાં રખાયો જ નહીં, પણ મોટે ભાગે વિષયોની સમાનતાના ક્રમમાં રાખેલો છે. એમ હોવાથી વ્યાકરણનાં રૂપો ક્યારે ક્યારે નિશ્ચિતપણે બદલાયાં તે સ્પષ્ટતાથી કોઇથી કહી શકાતું નથી. આપણે ઉપર જોયું તેમ ઋગ્વેદનું મંડળ બીજું અતિ પ્રાચીન મનાય છે, છતા તેમાં પણ શબ્દોના વિરોધભાવી અર્થો થયેલા છે. દાખલા તરીકે મંડળ ૨–૨૭–૧૦ માં વરુણને 'અસુર' કહ્યો છે, ત્યાં તેનો અર્થ *Supreme Spirit, Sovereign.* સર્વોપરી આત્મા, પરમાત્મા, એવો કીધેલો છે. વરુણ માટેનાં સ્તોત્રોમાં તેને 'અસુર' કહેલો છે અને તે સારા અર્થમાં જ છે, એ બતાવે છે કે છેક જૂના કાળમા જ્યારે પણ આ સૂક્ત લખાયું હશે, ત્યારે જરથોસ્તીઓ અને હિંદુઓના પૂર્વજો વચ્ચે કશો ભંગ પડેલો નહીં હશે. વળી "અસુર" વિશેષણ માત્ર વરુણને જ લગાડેલું મળતું નથી, પણ ઇંદ્રને, રુદ્રને, સાવિત્રિને, અગ્નિને તથા બીજા દેવોને પણ લગાડેલું મળી આવે છે: એવાં સ્થળો મંડળ ૧–૩૫–૭, ૧–૫૪–૩, ૪–૨–૫, ૫–૪૨–૧૧, ૫–૮૩–૬, ૩–૨૯–૧૪ વગેરે અનેક બતાવી શકાય તેમ છે. પણ ઋગ્વેદના મંડળ ૨ જામાંના ૩૦–૪ માં, મં૦ ૭–૯૯–૫ વગેરેમાં, તથા આખા દસમા મંડળમાં તથા ત્યાર પછીના અથર્વવેદમાં તો "અસુર" ને ખરાબ અર્થમાં જ વપરાયેલો જોવામાં આવે છે. એટલે અનુમાન થઈ શકે છે કે એ સૂક્તો લખાયાં તે કાળમાં ઇરાનીઓ અને હિંદુઓ વચ્ચે ભંગાણ પડી ચૂક્યું હતું, અને એકમેકની ધર્મમાન્યતાઓમાં જુદાઈ અને વિરોધ પેસી ગયાં હતાં.

ઉપર જણાવ્યા પ્રમાણે ઋગ્વેદનાં જૂનાં મંડળો ૨-૩-૪-૫-૧ માં જેમ "અસુર" મારા અર્થમાં-સર્વોપરી આત્મા લેખે-વપરાયો હતો, તેમજ બીજા ને સાતમા મંડળો જે જૂનાં જ મનાય છે, તેમાં "અસુર"ને અધમ અર્થમાં લીધેલો છે. આ બધું લખવાનું ને જણાવવાનું કારણ એ છે કે અવેસ્તા કાળ ને ઋગ્વેદનો કાળ એ સમાંતર કાળ હતો, અને "ગાથા"નો રચનાકાળ એથી જૂનો હતો, કેમકે અવેસ્તા તો "ગાથા" પછી ઘણી સદીઓ ગયા બાદ લખાયા હતા, જે વેળા વેદધર્મીઓથી જરથોસ્તીઓ તદ્દન જુદા પડ્યા હતા, અને વેદકાળના સ્મૃતિગ્રંથ-ધર્મના કાયદાઓના યા તરીકતના ગ્રંથથી ઇરાનીઓએ "વંદીદાદ" યાને "વિદએવો દાત"-વિદેવો ધાત-ગ્રંથ પણ લખવા માંડ્યો, અને જરથોસ્તી ધર્મને "વિદએવો અહુરતકએષો" યાને "દેવથી જુદો અહુરમાં માનનારો ધર્મપંથ." એ પ્રમાણે અહીં આપેલી અનેક શહાદતોથી સિદ્ધ થઈ શકે છે કે ઋગ્વેદ અને અવેસ્તાનો જમાનો સમાંતર હતો, અને "ગાથા" તેથી વધુ પ્રાચીનકાળની હતી.

## ૨. અવેસ્તામાંથી મળી શકતી કથાપરંપરાનો આધાર

હવે આપણે અવેસ્તાનાં ભણતરોમાંથી મળી આવતી કથાઓનો વિચાર કરીએ. પ્રથમ તો યુરોપીય અને કેટલાક પારસી વિદ્વાનો ઋગ્વેદમાંના "વરુણ"ને જરથોસ્તી ધર્મના "અહુરમજદ" સાથે સરખાવે છે. પણ "ગાથા"ના અહુરમજદા" તે અવેસ્તામાંના "અમેષા સ્પેન્તા"ના સાથી તરીકે ગણાયેલા "અહુરમજદા" નથી! મારા આ વચનોથી કેટલાકને આઘાત લાગશે, પણ સત્ય તે સત્ય જ છે, અને કોઇ પણ કારણને લીધે મને મારાં સંશોધનમા જે સત્ય જડી આવ્યું છે, તેને દાબી દેવા કે છુપાવવા હું ઇચ્છતો નથી. તેમ કરું તો પ્રભુ પરમાત્માનો તેમજ મારા પેગમ્બર સાહેબનો હું ગુનેહગાર જ બનું. પેગમ્બર સાહેબના મૂળ પેગામને મને મારા આધ્યાત્મિક અનુભવમાં જે રીતે દેખાડવામાં આવ્યો છે તે જ શુદ્ધ રૂપમાં દુનિયા આગળ તેને પાછો મૂકવા મને આદેશ મળેલો છે, અને તે હાલના ગમે તેવા જરથોસ્તી ધર્મના ગુહ્ય ભેદ જાણનારાઓના વિરોધ કે અણગમા છતાં બધી નમ્રતાથી મારી વહાલી કોમ આગળ તેમજ દુનિયાના લોક આગળ મારે મૂકયે જ છૂટકો છે.

પેગમ્બર સાહેબની "ગાથાઓ" લખાયા પછી અને તે અષો સાહેબના બહેસ્તનશીન થયા પછી કેટલેક કાળે અવેસ્તાની પહેલી યસ્ન "હસફહાઇતિ" લખાઈ. "હસફહાઇતિ" એટલે સાત કરદા યા અધ્યાય. એ યસ્નમાંની ભાષા થોડીક ગાથાભાષાને મળતી ને થોડીક અવેસ્તાભાષાને મળતી આવે છે. એમાં ભાષાની ભેળસેળ છે. એમાં ગાથાકાળનો "હ્યા"-સ્ય-પ્રત્યય પણ છે, તેમજ અવેસ્તાકાળનો "હે" પણ છે. અવેસ્તામાં લગભગ દરેક યસ્નમાં ભણાતો "યેન્હે હાતાંમ્"નો શ્લોક એમાં જ પહેલી વખતે દેખાવ દે છે. મૂળના સાત કરદાઓમાં ગાથા ભાષામાંના શબ્દાન્તના 'આ' સ્વરો તેમજ 'ચ'ને બદલે "ચા" એમાં પણ છે. યસ્નના શરૂઆતના અને પાછળના ભાગોમાં અવેસ્તાની ભાષાનાં ને તેના વ્યાકરણનાં જ રૂપો છે. જૂની ભાષા તો ખરી રીતે કરદા ૧ લાથી જ શરૂ થાય છે, તે કરદા ૭ મા સુધી તેવી જ છે. પણ કરદો ૮ મો જે પાછળથી ઉમેરેલો છે, તેમાં અવેસ્તાના પ્રત્યયો 'હે' અને "મઇદે" પ્રવેશેલા છે. વળી "ઉર્વન્" ને બદલે "ઉરૂન્,"

"આથ્રવન્" ને બદલે "અથઉરૂન્" જેવાં અવેસ્તામાંનાં બગડેલાં રૂપો પણ આવેલાં છે. "યજમઇદે" શબ્દ તેમજ વર્તમાન પહેલો પુરુષ બહુવચન, આત્મનેપદ, ક્રિયાપદનું રૂપ "મઇદે" પ્રત્યયમાં અવેસ્તામાં આ "હસફ્હાઇતિ યશ્ત"થી જ દેખાવ દે છે, તેનું ૧ લા કરદાના ૩ જા ફકરામાં "વઈરીમઇદી" જેવું ગાથાકાળનું રૂપ પણ છે. વળી ગાથાકાળના "સુન્વત્" અને "અસુન્વત્" જેવાં શુદ્ધ રૂપો (श्रुन्वत्-अश्रुन्वत्) એ જ ફકરામાં બગડીને "સુરૂન્વત્" અને "અસુરૂન્વત્" થયેલાં છે. એવી રીતે આ પહેલી યશ્તની ભાષા ગાથાની ભાષા જેવી છતાં તેમાં પાછળનાં બગડેલાં રૂપો દાખલ થવાની શરૂઆત થયેલી જણાય છે. આ યશ્તના કરદા ૧ લાની અગાઉનો ભાગ છે, તે પાછળથી ઉમેરાયેલો હોય તેમ લાગે છે, કેમકે એમાં "હ્યા"ને બદલે "હે" પ્રત્યયો બધે જ છે, તેમજ નામના શબ્દાંતના "ગાથા"માંના "આ" પ્રત્યયો પણ તેમાં નથી પણ 'અ' પ્રત્યયો જે અવેસ્તાના ને ઋગ્વેદના છે તે જ છે. "ચા" ને બદલે "ચ" પણ છે.

પણ આ ઉમેરાયેલા ભાગમાં જ અહુરા મજ્દા અને અષા, વૉહૂમનો ક્ષથ્ર, આરમઇતિ, હુઉર્વતાત્ અને અમૅરૅતાત્–એ બધા "મજ્દાઑસ્ચા અહુરાઑહ્હો" જે સૂર્યમંડળનો નિર્દેશ કરે છે, તે અર્થ એ અવેસ્તા કાળની આ યશ્તમાં ઉમેરાયેલા ભાગમાં નથી જ, પણ એ સાતેને "અમૅષા સ્પૅન્તા"નું નામ ત્યાં આપ્યું છે! એ સાતમાંના દરેકના નામની સાથે "અમૅષૅમ્ સ્પૅન્તૅમ્" શબ્દો લગાડાયેલા છે. "ગાથા"માં "સ્પૅન્તા,' શબ્દ માત્ર અહુરાને,, મજ્દાને અને આરમઇતિને જ લગાડેલો છે. બીજા અષા વહિસ્તા, વૉહૂમનો અને વૉહૂક્ષથ્ર એ ત્રણ "સ્પૅન્તા" નથી પણ "વૉહૂ–વસુ" છે, વહિસ્તા તે વૉહૂનું જ અતિશયતાવાચક–Superlative-રૂપ છે. હુઉર્વતાત્ અને અમૅરૅતાત્‌ને ગાથાઓમાં કોઇ પણ ઠેકાણે સ્પૅન્તામ્ કે વૉહૂ વિશેષણો લગાડેલાં નથી. એટલે "ગાથા"ના અહુરા મજ્દાના દિવ્યમંડળના અધિષ્ઠાતાઓ તે અવેસ્તાના અધિષ્ઠાતાઓ નથી. અવેસ્તાના લખનારાઓને "ગાથા"ના દિવ્યમંડળના પાયામા સૂર્યમંડળ છે તે ખબર જ નહોતી. તેમણે તો ઋગ્વેદના કાળમાં યા ગાથાના કાળમા પણ કદાચ દેવધર્મમાં પ્રવર્તતા સાત મુખ્ય "આદિત્યો"–વરુણ, મિત્ર, અર્યમા, ભગ, દક્ષ, અંશ અને સવિતૃ યા સૂર્ય–જેમને ઋગ્વેદમાં अमृत्ता (મં૦ ૪–૪૨–૧) કહેલા છે, તે "અમૃતા" શબ્દના અપભ્રંશ રૂપ જેવા "અમૅષા" શબ્દને "સ્પૅન્તા" સાથે જોડી દીધો હતો! આ "આદિત્યો" ને "અમૃતા"–immortals-ઋગ્વેદમાં મં૦ ૧–૧૮૯–૩, મં૦ ૩–૨૧–૧, ૪–૪૨–૨, ૩–૨૭–૭, ૫–૧૮–૫, ૮–૩૧–૯ વગેરે અનેક ઠેકાણે કહેલા છે. "અગ્નિ" વગેરેને પણ પણ મેં ઉપર જણાવ્યું છે તેમ "અમૃત" કે "અમર્ત્ય" કહેલા છે. આ ભેદ અને અણસમજ માટેનું વિશેષ વર્ણન હું મારા "અવેસ્તા" પરના જુદા ગ્રંથમાં આપીશ. અહીં તો આ મૂળ ભેદની આટલી સ્પષ્ટતા જ કરવાનું હું યુક્ત ધારું છું. આ ભેદ બતાવવાનું એક કારણ અહીં "અવેસ્તા કાળ" અને "ગાથા કાળ" વચ્ચેનો લાંબો ગાળો બતાવવા માટેનું જ છે. પેગમ્બર સાહેબના ગુજર્યા પછી અવેસ્તાનાં ભણતરો ઘણી સદીઓ પછી જ લખાયેલાં છે; નહીં તો "ગાથા"ના દિવ્યમંડળનો ભેદ અને તેના શિક્ષણની સ્પષ્ટતા આવી રીતે લુપ્ત થયાં ન હોત.

"હસફ્હાઇતિ યશ્ત" પછીની લખાયેલી અવેસ્તામાંની યશ્તોમાં જૂનામાં જૂની ગણાતી ત્રણ યશ્તોમાં "ફ્રવરદીન યશ્ત" એક ગણાય છે. એમાં ફ્રવષિની યાને અષો ફરોહરોની–હિંદુશાસ્ત્રમાંનાં पितृ ની–આરાધના છે. એમાં હજારો વર્ષથી

શ્રી જરથુશ્ત્ર સાહેબના કાળથી કથાપરંપરામાં જે જે પવિત્ર મહાત્માઓ થઈ ગયેલા, અને જેમણે આ દુનિયાની શુભ પ્રગતિ આગળ વધારવામાં પોતાનો ભાગ આપેલો, તેવા અનેક પવિત્ર આત્માઓને અમર સ્મરણાંજલિ–હંમેશનું સ્મરણમાં–યાદમાં–રાખવાનું માન–આપેલું છે. એ યશ્તમાં ૧ લા કરદાના ૧૬ મા ફકરામાં કહ્યું છે કે "યો નાઇધ્યાઓંહ્હો ગઓતમહે પરો–યાઓ પર્‌સ્તોઈત્ · અવાઇતિ," એટલે "જે ગઓતમના (પુત્ર) નોધસની સાથેના વાદવિવાદમાંથી વિજયવંત ઊતર્યો છે." આમાં જણાવેલો "ગઓતમ" તે સંસ્કૃત गौतम છે. એ "ગૌતમ" તો ઘણા થઈ ગયેલા છે, પણ તેમાં બે ગૌતમ જાણીતા છે: એક ઋગ્વેદના ઋષિ ગોતમ અને તેના વંશજો नोधा गौतमः, गोतमो राहूगणः, वामदेवो गौतमः વગેરે છે, અને બીજા જાણીતા તે બૌદ્ધ ધર્મના સ્થાપક गौतम बुद्ध છે. મેં ઉપર જણાવ્યું છે તેમ ઋગ્વેદનાં મંડળોમાં પહેલા મંડળના ૫૧ મા સૂક્તથી ૧૯૧ સુધીનાં સૂક્તો તથા મંડળો ૨–૩–૪–૫–૬–૭ ઘણાં જૂનાં છે. હવે, "ફ્રરવરદીન યશ્ત"માં જે "નાઇધ્યાઓંહ્હ્ ગઓતેમ" કહ્યો છે, તે ઋગ્વેદ મંડળ ૧ લાનાં સૂક્તો ૫૮ થી ૬૪ સુધીનો લખનારો ઋષિ नोधा गौतम જ છે. અવેસ્તાકાળમાં જરથોશ્તી અને દેવ ધર્મોના અનુયાયીઓ વચ્ચે ધર્મવાદ ચાલુ રહ્યો હશે–આજ સુધીમાં પણ હિંદુશાસ્ત્રીઓ ને પંડિતો આવા શાસ્ત્રાર્થનાં આવાહન્–Challenge–સામસામેના પક્ષો વચ્ચે કર્યા કરે છે–એટલે તે વેળાની ઇરાની અંજુમનના જે વડા ગુરુ હશે તેની સાથે આ વેદના ઋષિ નોધસ્ ગૌતમને ધર્મના વિષયમાં શાસ્ત્રાર્થ અને વાદવિવાદ થયા હશે, અને તેમાં ઇરાની પંડિતે નોધસ ગૌતમને હરાવ્યો હશે, તેની સ્પષ્ટ નોંધ આ ઉલ્લેખમાં તેઓએ રાખેલી છે. એમાં ફ્રવષિઓને યાને પિતૃઓને ભણનારા અંજલિ આપે છે કે "તેમનાં તેજ અને પ્રતાપને લીધે યાને મહેરને લીધે ઉપલા ધર્મગુરુને વિવાદમાં ફત્તેહ મળી હતી." "ફ્રરવરદીન યશ્ત" અવેસ્તાના બહુ પ્રાચીન સમયની છે, અને "ગૌતમ નોધા"ના મંત્રો પણ ઋગ્વેદના એક બહુ જૂના મંડળમાં સંગ્રહાયેલા છે, એટલે ઋગ્વેદનો અને અવેસ્તાનો કાળ સમાંતર હતો તે આ દાખલાઓથી સાબિત થાય છે. એટલે ખુદ પેગમ્બર સાહેબ જરથુશ્ત્રનો જમાનો ઘણો જ જૂનો હોવો જોઇએ, કેમકે "ફ્રરવરદીન યશ્ત"ની ભાષા ગાથા ભાષામાંથી જ ઊતરેલી પણ તેનાં રૂપોમાં ઘણી રીતે જુદી પડે છે.

એ નોધસ્ ગૌતમ તો જીવતી જાગતી વ્યક્તિ હતી, અને તેની સાથેનો જરથોસ્તી ધર્મગુરુનો વાદવિવાદ તો અવેસ્તામાં ઉપર પ્રમાણે ઐતિહાસિક રીતે નોંધાયેલો છે. પણ એ ઉપરાંત અવેસ્તામાં અનેક યજતોનાં નામ આવે છે, તે લગભગ બધાં જ ઋગ્વેદમાં મળી આવે છે. અઝિ દહાક અને થ્રએતોના–શાહ્‌-નામાના ઝોહાક અને ફરેદુન–ઋગ્વેદમાં अहिदास અને त्रैतन નામે છે. થ્રીત તે त्रित પણ છે. તિષ્ટ્ય અને અપોષ પણ तिष्य યા पुष्य અને अपौष નામે ઋગ્વેદમાં છે. કૅરૅસાની તે જ कृशानु, પણ ઋગ્વેદમાં (૧૦–૬૪–૮)માં છે. અપાંમ્ નપાત્ પણ એ જ अपाम् नपात् ને નામે ઋગ્વેદમાં અનેક ઠેકાણે છે (ઋ. ૭–૩૫–૧૩ વગેરે). અપમ્ આપો પણ अपः आपो નામે જ છે. બહુ જૂના આઇર્ય્ય અને आर्य्य પણ ત્યાં છે. વૅરૅથ્રઘ્ન તે જ वृत्रहन् પણ છે. અરોષ તે જ अरिष, નૅર્યોસંઘ તે જ नराशंस, અને એ ઉપરાંત અવેસ્તાની "મહેર યા મિથ્ર યશ્ત"માંનાં અનેકાનેક યજતો જેનાં રૂપો અનેક નક્ષત્રોનાં છે, તેનાં પણ નામો ઋગ્વેદમાં છે. નાઓંઙ્‌હઇથ્ય અને नासत्य પણ છે. હોમ યજતની આરાધના જે "યજ્ઞને"ના નવમા હામાં છે,

તે સોમને લગતું ઋગ્વેદમાં તો નવમું મંડળ જ છે! એ ઉપરાંત ઋગ્વેદના મુખ્ય દેવો જે "આદિત્યો" છે, તે જ મિથ્ર, અઇર્યમા, બઘ, હ્વર્ વગેરે मित्र, अर्यमा, भग, स्वर् યા સૂર્ય પણ છે. વળી અવેસ્તામાં કેર્શાસ્પ પહેલવાને ગંદર્વ નામના રાક્ષસને માર્યો હતો, તે કથા પણ ઋગ્વેદમાં મં૦ ૮–૬૬–૫, ૧૦–૧૦–૪ માં તેમજ અથર્વવેદમાં પણ મં૦ ૨–૨–૩, ૪–૩૭–૧૨ માં મળી આવે છે. અવેસ્તામાં માણસના મરણ પછી તેના આત્માનાં કૃત્યોનું તોલન ચિન્વત્ પૂલ આગળ મિથ્ર, રશ્નુ અને સરોષ કરે છે, જે તુલા, વૃશ્ચિક અને મકર રાશીમાંનાં નક્ષત્રો છે, અને જે નક્ષત્રો આકાશગંગા The Milky Way ના માર્ગમાં આવેલાં છે. તે આકાશગંગા તે જ ચિન્વત્ પૂલ છે, અને એની આજુબાજુ ચાર ચાર આંખવાળા બે કૂતરાઓ તેની ચોકી કરે છે, એવી કથા છે, તે વંદીદાદની ફરગરદ ૮–૧૬ માં અને ૧૯–૨૯ માં છે, તે બન્ને કૂતરાઓ માટે ઋગ્વેદના મં૦ ૧૦–૧૪–૧૧ માં લગભગ તેવી જ કથા છે. તેમાં કહે છે કે "યમની પાસે બે કૂતરાઓ હતા જેની દરેકની ચાર આંખ હતી, અને તે પિતૃઓના પંથ (આકાશ ગંગા) આસપાસ ચોકી કરતા હતા." આ પણ આકાશનાં નક્ષત્રોની જ વાત છે, અને એ કૂતરાઓ તે Canis Major અને Canis Minor મોટો શ્વાન અને નાનો શ્વાન એ બે નક્ષત્રો જ છે! એમ આ બન્ને શાસ્ત્રોમાંની કથાઓ જેની તે જ છે. એ બધું પણ પાછું સાબિત કરે છે કે અવેસ્તા અને ઋગ્વેદ સમાંતર કાળનાં જ છે.

ઋગ્વેદમાં "દેવ, દેવતા" શબ્દો જે દિવ્ય શક્તિ ધરાવનારી સ્વર્ગીય વ્યક્તિઓને માટે વપરાયા છે, તેવા જ "યજત" અને "યજત્ર" શબ્દો પણ તેમા છે, અને તે દેવોને માટે જ વપરાયેલા છે: ઋગ્વેદના મંડળ ૪–૧–૧ માં નીચેનું પદ છે.

अमर्त्यं यजत मर्त्येष्वा देवमादेव जनत ।

અવેસ્તામાં પણ આરાધ્ય દિવ્યશક્તિને "યજત" નામે બોલાવી છે.

વળી ઋગ્વેદમાં अश्विनौ નું યુગલ છે, તેના વિશેષણ તરીકે नासत्यस् છે, તેજ શબ્દ અવેસ્તામાં "નાઑંહ્હઇથ્યો" કરીને છે. ઉચ્ચારનો જે ફેર દેખાય છે તે તો સ્વરભારના નિયમોને લીધે છે.

વેદકાળમાં અને ત્યારપછી દિવ્ય શક્તિ યાને ખુદાઈ ખજાનો રાખનાર વસુઓ આઠ ગણાયેલા, જો કે તેમનાં નામોમાં પ્રાચીન કાળના ધર્મગ્રંથોમાં અને પુરાણોમાં કંઇક હેરફેર આવે છે. જૂનાં કાળ પ્રમાણે વસુઓમાં વિષ્ણુ, રુદ્ર, બ્રહ્મા, સોમ યા ચંદ્ર, પૃથ્વી યા ધ્રુવ, આપ (પાણી), શ્રવિષ્ઠા નક્ષત્ર અને પુનર્વસુ નક્ષત્ર એટલાં ગણાયેલાં છે. એ જ પ્રમાણે અવેસ્તામાં અષ વહિશ્ત (ઉત્તમ વસુ), વોહૂમનો–वसुमनस्, વોહૂ ક્ષથ્ર–वसु क्षत्र યા ब्रह्मा, ગેઉશ્ દ્રવાસ્પ વહ્હ્વી–गोः ध्रुवाश्व वस्वी, અપાંમ્ વહ્હ્વી–अपाम् वस्वी, આરમઇતિ વહ્હ્વી–अरमति वस्वी, વોહૂ સૅરઑષેમ–वसु श्रविष्ठा અને અષિશ્ વહ્હ્વી–अषिः वस्वी (पुनर्वसु).

ઋગ્વેદ મં. ૧–૧૪૨ માં आप्री सूक्तं–"આપ્રી" સ્તોત્ર છે, તેમાં "વનસ્પતી"ને લગતા શ્લોક છે તેમાં स्मनां દેવની આરાધના છે, તેમજ મં૦ ૧–૧૮૮–૧૦ માં તેમજ મં૦ ૧૦–૧૧૦–૧૦ માં પણ स्मन्यां નામે "વનસ્પતી દેવ" છે, ને તેની સ્તુતિ આ સૂક્તોમાં કીધેલી છે, તે જ દેવને "યજત" રૂપે અવેસ્તામાં હા. ૧–૭

શ્રી જરથુસ્ત્ર સાહેબના કાળથી કથાપરંપરામાં જે જે પવિત્ર મહાત્માઓ થઈ ગયેલા, અને જેમણે આ દુનિયાની શુભ પ્રગતિ આગળ વધારવામાં પોતાનો ભાગ આપેલો, તેવા અનેક પવિત્ર આત્માઓને અમર સ્મરણાંજલિ–હંમેશનું સ્મરણમાં–યાદમાં–રાખવાનું માન–આપેલી છે. એ યશ્તમાં ૧ લા કરદાના ૧૬ મા ફકરામાં કહ્યું છે કે "યો નાઇધ્યાઓંહ્હો ગઓતૅમહે પરો–યાઓ પરશ્તીઈતિ્ અવાઈતિ," એટલે "જે ગઓતૅમના (પુત્ર) નોધસ્‌ની સાથેના વાદવિવાદમાંથી વિજયવંત ઊતર્યો છે." આમાં જણાવેલો "ગઓતૅમ" તે સંસ્કૃત गौतम છે. એ "ગૌતમ" તો ઘણા થઈ ગયેલા છે, પણ તેમાં બે ગૌતમ જાણીતા છે: એક ઋગ્વેદના ઋષિ गोतम અને તેના વંશજો नोधा गौतमः, गोतमो राहूगणः, वामदेवो गौतमः વગેરે છે, અને બીજા જાણીતા તે બૌદ્ધ ધર્મના સ્થાપક गौतम बुद्ध છે. મેં ઉપર જણાવ્યું છે તેમ ઋગ્વેદનાં મંડળોમાં પહેલા મંડળના ૫૧ મા સૂકતથી ૧૯૧ સુધીનાં સૂકતો તથા મંડળો ૨–૩–૪–૫–૬–૭ ઘણાં જૂનાં છે. હવે, "ફ્રવરદીન યશ્ત"માં જે "નાઇધ્યાઓંહ્હ્ ગઓતૅમ" કહ્યો છે, તે ઋગ્વેદ મંડળ ૧ લાનાં સૂકતો ૫૮ થી ૬૪ સુધીનો લખનારો ઋષિ नोधा गौतम જ છે. અવેસ્તાકાળમાં જરથોસ્તી અને દેવ ધર્મોના અનુયાયીઓ વચ્ચે ધર્મવાદ ચાલુ રહ્યો હશે–આજ સુધીમાં પણ હિંદુશાસ્ત્રીઓ ને પંડિતો આવા શાસ્ત્રાર્થનાં આવાહન–Challenge–સામસામેના પક્ષો વચ્ચે કર્યા કરે છે–એટલે તે વેળાની ઈરાની અંજુમનના જે વડા ગુરુ હશે તેની સાથે આ વેદના ઋષિ નોધસ્ ગૌતમને ધર્મના વિષયમાં શાસ્ત્રાર્થ અને વાદવિવાદ થયા હશે, અને તેમાં ઈરાની પંડિતે નોધસ્ ગૌતમને હરાવ્યો હશે, તેની સ્પષ્ટ નોંધ આ ઉલ્લેખમાં તેઓએ રાખેલી છે. એમાં ફ્રવષિઓને યાને પિતૃઓને ભણનારા અંજલિ આપે છે કે "તેમનાં તેજ અને પ્રતાપને લીધે યાને મહેરને લીધે ઉપલા ધર્મગુરુને વિવાદમાં ફત્તેહ મળી હતી." "ફ્રવરદીન યશ્ત" અવેસ્તાના બહુ પ્રાચીન સમયની છે, અને "ગૌતમ નોધા"ના મંત્રો પણ ઋગ્વેદના એક બહુ જૂના મંડળમાં સંગ્રહાયેલા છે, એટલે ઋગ્વેદનો અને અવેસ્તાનો કાળ સમાંતર હતો તે આ દાખલાઓથી સાબિત થાય છે. એટલે ખુદ પેગમ્બર સાહેબ જરથુસ્ત્રનો જમાનો ઘણો જ જૂનો હોવો જોઈએ, કેમકે "ફ્રવરદીન યશ્ત"ની ભાષા ગાથા ભાષામાંથી જ ઊતરેલી પણ તેનાં રૂપોમાં ઘણી રીતે જુદી પડે છે.

એ નોધસ્ ગૌતમ તો જીવતી જાગતી વ્યક્તિ હતી, અને તેની સાથેનો જરથોસ્તી ધર્મગુરુનો વાદવિવાદ તો અવેસ્તામાં ઉપર પ્રમાણે ઐતિહાસિક રીતે નોંધાયેલો છે. પણ એ ઉપરાંત અવેસ્તામાં અનેક યજતોનાં નામ આવે છે, તે લગભગ બધાં જ ઋગ્વેદમાં મળી આવે છે. અઝી દહાક અને થ્રએતોના–શાહ-નામાના ઝોહાક અને ફરેદુન–ઋગ્વેદમાં अहिदास અને त्रैतन નામે છે. થ્રીત તે त्रित પણ છે. તિષ્ટ્ય અને અપૌષ પણ तिष्य या पुष्य અને अपौष नाभे ઋગ્વેદમાં છે. કેરૅસાની તે જ कृशानु, પણ ઋગ્વેદમાં (૧૦–૬૪–૮)માં છે. અપાંમ્ નપાત્ પણ એ જ अपाम् नपात् ને નામે ઋગ્વેદમાં અનેક ઠેકાણે છે (ઋ. ૭–૩૫–૧૩ વગેરે). અપસ્ આપો પણ अपः आपो નામે જ છે. બહુ જૂના આથ્વ્ય અને आप्त्य પણ ત્યાં છે. વૅરૅથ્રઘ્ન તે જ वृत्रहन् પણ છે. સુરોષ તે જ श्रविष्ठा. નેર્યોસંઘ તે જ नराशंस, અને એ ઉપરાંત અવેસ્તાની "મહેર યા મિથ્ર યશ્ત"માંનાં અનેકાનેક યજતો જેનાં રૂપો અનેક નક્ષત્રોનાં છે, તેનાં પણ નામો ઋગ્વેદમાં છે. નાઓંહ્હઇથ્ય અને नासत्य પણ છે. હોમ યજતની આરાધના જે "યજશ્ને"ના નવમા હામાં છે.

તે સોમને લગતું ઋગ્વેદમાં તો નવમું મંડળ જ છે! એ ઉપરાંત ઋગ્વેદના મુખ્ય દેવો જે "આદિત્યો" છે, તે જ મિથ્ર, અઈર્યમા, બઘ, હ્વર્ં વગેરે मित्र, अर्यमा, ભગ, स्वर् યા સૂર્ય પણ છે. વળી અવેસ્તામાં કૅરૅશાસ્પ પહેલવાને ગંદરૅવ નામના રાક્ષસને માર્યો હતો, તે કથા પણ ઋગ્વેદમાં મં૦ ૮–૬૬–૫, ૧૦–૧૦–૪ માં તેમજ અથર્વવેદમાં પણ મં૦ ૨–૨–૩, ૪–૩૭–૧૨ માં મળી આવે છે. અવેસ્તામાં માણસના મરણ પછી તેના આત્માનાં કૃત્યોનું તોલન ચિન્વત્ પૂલ આગળ મિથ્ર, રશ્નુ અને સરોષ કરે છે, જે તુલા, વૃશ્ચિક અને મકર રાશીમાંનાં નક્ષત્રો છે, અને જે નક્ષત્રો આકાશગંગા The Milky Way ના માર્ગમાં આવેલાં છે. તે આકાશ-ગંગા તે જ ચિન્વત્ પૂલ છે, અને એની આજુબાજુ ચાર ચાર આંખવાળા બે કૂતરાઓ તેની ચોકી કરે છે, એવી કથા છે, તે વંદીદાદની ફ્રગરદ ૮–૧૬ માં અને ૧૯–૨૯ માં છે, તે બન્ને કૂતરાઓ માટે ઋગ્વેદના મં૦ ૧૦–૧૪–૧૧ માં લગભગ તેવી જ કથા છે. તેમાં કહે છે કે "યમની પાસે બે કુતરાઓ હતા જેની દરેકની ચાર આંખ હતી, અને તે પિતૃઓના પંથ (આકાશ ગંગા) આસપાસ ચોકી કરતા હતા." આ પણ આકાશનાં નક્ષત્રોની જ વાત છે, અને એ કૂતરાઓ તે Canis Major અને Canis Minor મોટો શ્વાન અને નાનો શ્વાન એ બે નક્ષત્રો જ છે! એમ આ બન્ને શાસ્ત્રોમાંની કથાઓ જેની તે જ છે. એ બધું પણ પાછું સાબિત કરે છે કે અવેસ્તા અને ઋગ્વેદ સમાંતર કાળનાં જ છે.

ઋગ્વેદમા "દેવ, દેવતા" શબ્દો જે દિવ્ય શક્તિ ધરાવનારી સ્વર્ગીય વ્યક્તિઓને માટે વપરાયા છે, તેવા જ "યજત" અને "યજત્ર" શબ્દો પણ તેમાં છે, અને તે દેવોને માટે જ વપરાયેલા છે: ઋગ્વેદના મંડળ ૪–૧–૧ માં નીચેનું પદ છે.

अमर्त्यं यजत् मर्त्येष्वा देवमादेव जनत ।

અવેસ્તામાં પણ આરાધ્ય દિવ્યશક્તિને "યજત" નામે બોલાવી છે.

વળી ઋગ્વેદમાં अश्विनौ નું યુગલ છે, તેના વિશેષણ તરીકે नासत्यस् છે. તે જ શબ્દ અવેસ્તામાં "નાઑહ્હઇથ્યો" કરીને છે. ઉચ્ચારનો જે ફેર દેખાય છે તે તો સ્વરભારના નિયમોને લીધે છે.

વેદકાળમાં અને ત્યારપછી દિવ્ય શક્તિ યાને ખુદાઈ ખજાનો રાખનાર વસુઓ આઠ ગણાયેલા, જો કે તેમનાં નામોમાં પ્રાચીન કાળના ધર્મગ્રંથોમાં અને પુરાણોમાં કંઇક હેરફેર આવે છે. જૂનાં કાળ પ્રમાણે વસુઓમાં વિષ્ણુ, રુદ્ર, બ્રહ્મા, સોમ યા ચંદ્ર, પૃથ્વી યા ધ્રુવ, આપ (પાણી), શ્રવિષ્ઠા નક્ષત્ર અને પુનર્વસુ નક્ષત્ર એટલાં ગણાયેલાં છે. એ જ પ્રમાણે અવેસ્તામાં અષ વહિશ્ત (ઉત્તમ વસુ), વૉહૂમનો–वसुमनस्, વૉહૂ ક્ષથ્ર–वसु क्षत्र યા ब्रह्मा, ગૅઉશ્ દ્રવાસ્પ વઙ્હુવી–गोः ध्रुवाश्र वस्वी, અપાંમ્ વઙ્હુવી–अपाम् वस्वी, આરમઇતિ વઙ્હુવી–अरमति वस्वी, વૉહૂ સૅરઑષૅમ્–वसु श्रविष्ठा અને અષિશ્ વઙ્હુવી–अषिः वस्वी (पुनर्वसु).

ઋગ્વેદ મ. ૧–૧૪૨ માં आप्री सूक्तं–"આપ્રી" સ્તોત્ર છે, તેમાં "વનસ્પતી"ને લગતા શ્લોક છે તેમાં त्वनां દેવની આરાધના છે, તેમજ મં૦ ૧–૧૮૮–૧૦ માં તેમજ મં૦ ૧૦–૧૧૦–૧૦ માં પણ त्वन्यां નામે "વનસ્પતી દેવ" છે, ને તેની સ્તુતિ આ સૂક્તોમાં કીધેલી છે, તે જ દેવને "યજત" રૂપે અવેસ્તામાં હા. ૧–૭

ફ્રકરશમાં "નિવએધયેમિ હંકારયેમિ ઑરૅજ્યાઇ ન્માન્યાઇચ અયઑને અપહે સ્થ્વે," એટલે "અષોઇના સરદાર અપો ઑરૅન્યને તથા ન્માન્યને હું આશહું છું અને મિજલસમાં આદરસત્કાર કરું છું." વાંચક જોશે કે આ "ન્માન્ય" તે જ વેદનો ત્મન્યાં છે. એમાં त्म ઉદાત્ત હોવાથી તેની પર ભાર મૂકવા તેને વેદભાષાના સ્વરભારના નિયમ પ્રમાણે અવેસ્તામાં ન્માન્ય કીધેલો છે. જેમ ગાથાભાષાનો "દૅમાનૅમ્" જે મૂળ વૈદિક ભાષાનો त्मनंम् શબ્દ છે, અને તેના "તૂ" નો "દૂ" થયેલો છે, અને એ જ "દૂ" અવેસ્તામાં પાછો "નૅ" થઈ "નૅમાનૅમ્" યા "ન્માનૅમ્" થયેલો છે, તેમ જ તે પરિવર્તન-ન્યાયે આ મૂળ શબ્દ त्मन्या નો "ન્માન્ય" થયેલો છે. એ યજત વનસ્પતી-ઉર્વરાઓ-ઉપર મુવક્કલ છે, તે આપણે પહેલી જ વાર ઉપર ટાંકેલા આપ્રી સૂક્તમાંથી હવે જાણ્યું છે!

ઋગ્વેદમાં પણ તેત્રીશ દેવતા મુખ્ય ગણાયા છે. હું ધારું છું કે આ તેત્રીશ દેવોની આરાધના હિંદુઓમાં અને ઇરાનીઓમાં જ નહીં પણ તેથી પણ જૂના ઇન્ડો-યુરોપિયન કાળમાં થતી હોવી જોઇએ. ઋગ્વેદ મં૦ ૧-૧૩૯-૧૧ માં આ તેત્રીસ દેવતાની આરાધનાનો ઉલ્લેખ છે. તેમાં નીચે પ્રમાણે કહે છે:

> ये देवासो दिव्येकादश स्थ पृथिव्यामध्येकादश स्थ
>
> अप्सुक्षितो महिनैकादश स्थ ते देवासो यज्ञमिमं जुषध्वम् ।

એમાં કહે છે કે "સ્વર્ગ યા આકાશમાંના અગ્યાર દેવો, પૃથ્વીમાંના અગ્યાર દેવો અને આકાશ ને પૃથ્વી વચ્ચેના વાદળોમાં વસતા અગ્યાર દેવો છે, તે સર્વ દેવો આ યજ્ઞમાં મને અનુકૂળ થાઓ, યાને મારા પર તેની મહેર રહો!" ત્યાર પછી બ્રાહ્મણગ્રંથોમાંથી આ ૩૩ દેવો કેમ ગણેલા છે, તેનો કંઇક ખુલાસો છે: ૮ વસુ, ૧૧ રુદ્ર, ૧૨ આદિત્યો મળીને ૩૧ થાય અને બાકીના બે દેવો માટે જુદાં જુદાં નામો મળે છે. "શતપથ બ્રાહ્મણ"માં એ બે તે "દ્યૌસ્-આકાશ-અને પૃથ્વીનાં નામ ગણાવે છે, અને વળી ૩૪મો દેવ "પ્રજાપતિ" કરીને ગણાવે છે. આ બેને બદલે "ઐતરેય બ્રાહ્મણ"માં ઇંદ્ર અને વષટ્ એ બે નામો છે. કોઇ વળી આ બેમાં બે અશ્વિનોને પણ ગણાવે છે.

અવેસ્તામાં પણ તેત્રીશ ફરેસ્તાઓ ગણાયેલા છે, અને તેમની 'બાજ' ભણવામાં આવે છે. એ માટે "સીરોજા યસ્ત"માં બધો ખુલાસો છે. પારસીઓમાં ત્રીસ રોજનાં નામો છે, તેમાંના સાત અમશાસ્પંદો, ત્રણ "દય" પંદર નક્ષત્ર યજતો, એક દએનાની નિવાસસ્થાન રાશી ૯ મી નો "ચિસ્તા" યજત એક આસમાન, એક જમીન, એક માંથ્રસ્પેન્ત, એક અનઘ્ર રઑચાઑ (અનંત રોશની) એ બધા મળીને ત્રીસ ફરેસ્તા થયા, તેમાં એક ઑરૅજન્ત. એક હુઑમૅમ્ જાઇરીમ્ અને એક દહ્મ મળીને ત્રણ ઉમેરાઇને ૩૩ થાય છે! વેદના ને અવેસ્તાના દેવો ને યજતો પણ એમ એક સરખી સંખ્યાના છે. આ બધું એ બન્ને ધર્મશાસ્ત્રોમાં લગભગ એક સરખું ચાલે છે. પણ "ગાથા"માં કોઈપણ "યજત" જેવું નામ મળતું નથી. ત્યાં તો માત્ર અહુર મઝ્દા, પાંચ મઝ્દાઑસ્ચા અહુરાઑન્હો, અને એક આરમઇતિ જે વસુ તેમજ સ્પૅન્તા છે એટલાનો જ ઉલ્લેખ છે. બન્ને ધર્મશાસ્ત્રોમાંથી એવી અનેક સરખામણીઓ કાઢીને બતાવી શકાય છે, પણ અહીં તો આટલુંજ બસ છે. ઋગ્વેદનો કાળ તે જ અવેસ્તાનો કાળ છે તે આ પરથી પણ સાબિત થાય છે.

એટલે "ગાથા"નો રચનાકાળ તો ઘણો જ જૂનો છે, અને "ગાથા"માં આ બધી કથાઓ, દેવો કે યજતોના કશા ઉલ્લેખ નથી. "ગાથા" ની શુદ્ધ કર્મપ્રધાન ઋચાઓમાં એવા કોઇ દેવ કે યજતની આરાધના નથી, કે તેમને માટેનાં ભણતરો નથી. તેમાં તો મન વચન કર્મની પવિત્રતા જાળવવાનો બોધ છે, અને આત્માને મોક્ષ પોતાનાં કર્મની શુદ્ધિથી જ મેળવવાનો સીધો માર્ગ બતાવેલો છે.

## ૩. ઇતિહાસમાંથી મળી શકતો આધાર

પેગમ્બર સાહેબના જન્મકાળ માટે હવે આપણે એ માટેના બીજા સાધન ઇતિહાસમાંથી કાંઇ આધાર મળતો હોય તો તે પણ જોઈ જઇએ. કમનશીબે જરથોસ્તી ધર્મનાં અને તત્સંબંધી સાહિત્યનાં પુસ્તકોનો મોટો જથો યુનાની પાદશાહ સિકંદરે નાશ કીધેલો હોવાથી, અને ત્યાર પછીના પાંચસે વર્ષના અરસામાં ઇરાન પર જુદા જ ધર્મવાળાની હકુમત ચાલ્યાથી જરથોસ્તી ધર્મના ગ્રંથોની હાલહવાલી થઈ ગઈ હતી, તે બાદ જે કંઇ રહેલું તે સાસાનિયન પાદશાહત વખતે પાછું એકઠું કરવામાં આવ્યું હતું, તેમાંનું પણ ઘણું સાહિત્ય આરબ લોકના હુમલા પછી અને ઇરાનમાં આરબ લોકનું રાજ્ય સ્થપાયાથી નાશ થવા પામ્યું. દુનિયાની વિજેતા પ્રજાઓ–victorious nations–હંમેશાં એવું જ કરતી આવી છે, અને એ રૂઢિ ખુદ યુરોપમાં પણ આજ સુધી ચાલુ રહેલી છે. એમ હોવાથી અને અપો જરથુસ્ત્ર સાહેબનો જમાનો ઘણો જ પ્રાચીન સમયનો હોવાથી ઇતિહાસને લગતાં સીધાં ને સ્પષ્ટ સાધનો કોઇ મળી શકતાં નથી. ખુદ જૂના કાળથી–લગભગ અઢી હજાર વર્ષથી જ શ્રી જરથુસ્ત્ર પેગમ્બરના જન્મકાળ માટે તે વેળાના ઇતિહાસકારોમાં પણ ઘણો મતભેદ ચાલતો હતો.

આ જૂનાં ઇતિહાસકારોમાં ગ્રીક ઇતિહાસકાર "હિરોડોટુસ" જે ઇસુ ખ્રિસ્તના જન્મની અગાઉ ૪૫૦ વર્ષ પર હૈયાત હતો તે પોતાના ગ્રંથમાં અપો જરથુસ્ત્ર પેગમ્બરને કથા કહાણીરૂપ માણુસ–legendary figure–તરીકે ગણાવે છે, અને તે પારસીઓનો મૂળ પેગમ્બર હતો, જેના ખરા જન્મકાળ માટે કશી શહાદત મળતી નહોતી. એ બધી ચર્ચા કીધા પછી હિરોડોટુસ પેગમ્બર સાહેબના જમાનાને તેના પોતાના કાળથી એટલે ઇ. સ. પૂર્વે ૨૪૦૦ વર્ષથી પણ છ હજાર વર્ષ અગાઉનો ગણાવે છે! લીડીયાનો ઝાન્થુસ–Xanthus–જે હિરોડોટુસને સમકાલીન હતો તે પણ તેના "માજીકા" નામના ગ્રંથમાં જણાવી ગયો છે કે જરથુસ્ત્ર પેગમ્બર ઇરાનના શહેનશાહ ક્ષારશાહ યાને ઝર્કસીસ–Xerxes–ના જમાનાની **છ હજાર વર્ષ પૂર્વે** જન્મેલો હતો. જાણીતો ગ્રીક ફિલસૂફ અરીસ્તુ Aristotle–પણ તેમને ઈ. સ. પૂર્વે ૬,૩૨૮ વર્ષ પર જન્મેલા ગણાવે છે. યુડોક્સસ પણ જરથુસ્ત્રને પોતાના જમાનાની ૬,૦૦૦ વર્ષ પૂર્વે થઈ ગયેલા જણાવે છે. હરમોડોરસ અને હરમીપસ પણ જરથુસ્ત્રને પ્રખ્યાત ગ્રીક મહાકવિ હોમરે ગાયેલી "ઇલિયડ"માં જણાવેલી ટ્રૉયની લડાઈ પહેલાં ૫,૦૦૦ વર્ષ ઉપર થયેલા કહે છે! એવા બધા ગ્રીક લખનારા અને ઇતિહાસકારો જે ઇ. સ. પૂર્વેની પહેલીથી પાંચમી સદીમાં થઈ ગયેલા છે, તેઓને તે વેળાના જગતનાં સાહિત્યપુસ્તકોનો સંપર્ક તો હોવો જોઇએ, તેમજ તે વેળાની પ્રજાઓની માન્યતાઓની પણ તેમને ખબર હોવી જોઇએ. એટલે એ બધા જ જરથુસ્ત્ર પેગમ્બર સાહેબને ઈ. સ. પૂર્વે ૭ હજારથી વધુ વર્ષ ઉપર મૂકે તો તેમાં સચ્ચાઇનો કંઇક અંશ પણ હોવો જોઇએ.

વળી મૂળ એક વાત તો બધા જ જૂના ઇતિહાસકારોને માન્ય હતી, કે અષો જરથુશ્ત્રે બાખ્ત્રીયા દેશમાં પોતાનો ધર્મ પહેલવહેલો જાહેર કીધો હતો, અને ખુદ તે સાહેબની "ગાથા અહુનવઇતિમાં" તેમણે પોતાના રક્ષક રાજા "વીશ્તાસ્પ"નું નામ આપેલું છે. હવે, ઇરાની શેહેનશાહ દારયવુશના પિતાનું નામ હિસ્તાસ્પ હતું, તે પરથી યુરોપની છેલ્લી બે સદીમાં થઈ ગયેલા અવેસ્તાના અભ્યાસીઓ ભૂલ ખાઈ ગયેલા છે, અને દારયવુશના જમાનાની ગણતરી તો ગ્રીક ઇતિહાસકારોએ સ્પષ્ટ નોંધેલી છે, એટલે તે પરથી પેગમ્બર સાહેબનો જમાનો ઇ.સ. પૂર્વે ૫૦૦–૬૦૦ વર્ષ પર યા ૧,૦૦૦ વર્ષ પર તેમણે આસરે મૂકી દીધો છે! એ યુરોપિયન અભ્યાસીઓએ તો ખુદ હિંદુધર્મના ઋગ્વેદને પણ ઇ. સ. પૂર્વે હજાર પંદરસો વર્ષો પર લખાયેલો જણાવ્યો છે! પણ ઉપર ઋગ્વેદના કાળ તેમજ અવેસ્તાના જમાના પર મેં જે જ્યોતિષની ગણતરીથી પ્રકાશ પાડ્યો છે, તેથી પણ આપણુને ખુલ્લું જણાય છે કે ઋગ્વેદનો જમાનો કે અવેસ્તાનો જમાનો પણ ઇ. સ. પૂર્વે ૩,૦૦૦ થી ૫,૦૦૦ વર્ષ પર કમીમાં કમી મૂકી શકાય છે. મૃગશીર્ષ નક્ષત્રમાં અયનાંશ હતો તે વેદકાળની નોંધ પરથી તો ઇ. સ. પૂર્વે ૪,૦૦૦ થી ૪,૫૫૨ વર્ષો જરૂર થાય છે.

પુરાણા જરથોસ્તી ધર્મ માટેની કથાપરંપરા પ્રમાણે પહેલવી કાળની નોંધો પરથી જે બે જરથોસ્તી પુસ્તકો ઇરાનનું રાજ્ય ગયા પછી પહેલવીમાં લખાયાં હતાં તે "બુનદહેશ" અને "દીનકર્દ" નામે જાણીતાં છે. એ "દીનકર્દ" ગ્રંથમાં કથાપરંપરામાં નોંધાયેલા તેમજ પ્રખ્યાત ફિરદુશી તુસી મહાકવિના "શાહનામા"માં પણ વર્ણવેલા ઇરાની પાદશાહોના જમાનાને લગતા વધારે ખુલાસા કીધેલા છે. તેમાં ૭–૫–૧ માં તેનો લેખક જણાવે છે કે હજરત જરથુસ્ત્રનો જન્મ આસરે ઇ. સ. પૂર્વે ૬,૪૨૫ મા વર્ષમાં થયો હતો. એ વેળાએ દસમા "હજારા"ની શરૂઆત હતી. એ "દીનકર્દ"માં જણાવેલી કેટલીક વિગતો અને તેમાંનાં કેટલાંક નામોની નોંધ "ફ્રવરદીન યસ્ત"માંથી મળી આવે છે. એમાં અષો જરથુસ્ત્રના જન્મથી તેમને લગતી બધી વિગતો તેમની આખી જિંદગી સુધીની વર્ણવેલી છે. એ ગ્રંથમાં ઘણીક વિગતો માત્ર કથાપરંપરા ને માન્યતા મુજબ જ જણાવેલી છે, એટલે તેને કંઇ ખરી ઐતિહાસિક તારીખો તરીકે તો ગણી શકાય નહીં. તેમ છતાં ઉપર જણાવેલા અનેક ગ્રીક ઇતિહાસકારોએ પેગમ્બર સાહેબના જમાના માટે ઇ. સ. પૂર્વે છ હજાર વર્ષો જણાવેલાં છે, તે વાતની સાથે તો આ પહેલવી પુસ્તકના લેખક પણ મળતા થયેલા છે. અહીં તો એ વિષેની આટલી જ નોંધ પૂરતી છે.

પણ પેગમ્બર સાહેબના જમાના માટે ઇતિહાસની ખરી કૂંચી તો ઇરાનમાં અને તેની પૂર્વેના ઐર્યનવએજોમાં થઈ ગયેલા રાજ્યવંશોની તવારીખ બની શકે તેટલી ભરૂસેદાર મેળવવી જોઇએ. એ માટે ગ્રીક લેખક બેરોસસના જૂના ઇતિહાસને લગતા લેખો પણ કામના છે. ખુદ અવેસ્તાની "હસફ્હાઈતિ યસ્ત"થી તેમજ "ફ્રવરદીન" અને બીજી ચરતોથી આપણુને જૂનામાં જૂના રાજ્યવંશનું નામ "પરધાત" યાને "પેશદાદ" મળી આવે છે. એમાં ગયોમર્દ (ગયેહે મર્થ્યનો) પાદશાહ પછીની નામાવળી પણ મળે છે. એ પેશદાદ વંશ પછી "કયાની" વંશ યાને ઋગ્વેદમાંથી મળી આવતા 'કવિ' અને 'કાવય' વંશના પાદશાહો થયા. એમાં જ "કવિ ઉશના" યાને "કયકાઉસ" પાદશાહ પણ થઈ ગયો, જેને લગતી

કયા અવેસ્તામાં તેમજ ઋગ્વેદમાં પણ કેટલીક રીતે મળતી આવે છે. એ કયાની વંશના હુસવસ્–सुश्रवस्–યાને કયખુશરો પાદશાહ સુધીનાં નામ ઋગ્વેદમાં પણ મળે છે. તે પછી ઋગ્વેદમાં મંડળ ૧–૧૨૨–૧૩ માં એક इष्टाश्व નામના રાજાનો ઉલ્લેખ છે. એ "ઇષ્ટાશ્વ" તે જ "વીસ્તાસ્પ" પાદશાહ જેણે પેગમ્બર સાહેબની "દીન" કબૂલ રાખીને તેમના ધર્મને રક્ષણ આપ્યું, તે જ હશે કે કેમ તે સમજાતું નથી. પણ એક વાત ખાસ નોંધવા જેવી છે કે ઉપર જણાવેલા सुश्रवस् રાજા જે અવેસ્તાનો હુસ્રવશ્ અને શાહનામાનો કયખુશરો છે, તેની પછી કોઇ ઇરાની રાજાઓનાં નામ વેદમાંથી મળતાં નથી. એ જ બતાવે છે કે અષો જરથોસ્ત સાહેબે જૂના દેવધર્મની કેટલીક માન્યતાઓની અને વિધિની સામે પોતાનો ઝંડો ઉઠાવ્યો, અને આખરે પોતાનો જુદો ધર્મ સ્થાપિત કીધો, તેથી આ જૂના આર્યધર્મમાં તડાં પડ્યાં, અને ધીમે ધીમે આ બન્ને ટોળીઓ એકમેકની સામે પડી ને પછી જુદી પડી. ઋગ્વેદમાં જે આ ઐતિહાસિક નામો છે તે કાંઇ એ વિષેના શ્લોકો રચાયા તે જ કાળમાં હૈયાતી ભોગવતા હતા એમ માની લેવાનું નથી, કેમકે હવે પછીના જ્યોતિષના આધારના તેમજ ગાથા ભાષા આધારના લેખોમાં આપણે જોઇશું તેમ આજે આપણી પાસે ઋગ્વેદની સંહિતા જે રૂપમાં સંગ્રહ થયેલી છે. તે તો ઘણા પાછલા કાળમાં થયેલી હતી, અને પેગમ્બર સાહેબની "ગાથાઓ" તો તેથી ઘણા પ્રાચીન કાળમાં લખાયેલી હતી.

યુરોપીય વિદ્વાનો ને અભ્યાસીઓ જેઓ છેલ્લાં બસે વર્ષોમાં થઈ ગયા છે તેઓ ઇરાની શહેનશાહતના છેલ્લા સાસાનિયન વંશની અગાઉના અસકાની વંશની પૂર્વે હખામની વંશ મૂકે છે, અને એ હખામની વંશના દારયવુશ પાદશાહના પિતાનું નામ "હિસ્તાસ્પીસ" કરીને ગ્રીકોએ નોંધેલું છે, તે જ "હિસ્તાસ્પીસ" તે અષો જરથુશ્ત્ર પેગમ્બર સાહેબનો ખુદ "ગાથા"માં નોંધાયેલો રક્ષક રાજા "વીસ્તાસ્પ"જ હોવો જોઇએ એવું અનુમાન તારવીને પેગમ્બર સાહેબનો જમાનો ઇ. સ. પૂર્વે પાંચમી યા છઠ્ઠી સદીમાં હોવો જોઇએ એમ તેઓ ઠેરવે છે! અહીં જ એ વિદ્વાનો ગોથું ખાઈ ગયેલા લાગે છે, અને એ વિદ્વાનોના લેખોના આધાર પર આપણા હાલના કેટલાક જરથોસ્તી વિદ્વાનો પણ એ જ મત ઉચ્ચારે છે. પણ કયાની વંશ "દારાં યે દારા" આગળ ખતમ થાય છે, ત્યાર પછી ઉપર જણાવેલા હખામની વંશની અને કયાની વંશની વચ્ચે ચાર વંશો લાંબા કાળ સુધી રાજ્ય ભોગવી ગયા હતા. કયાની વંશ તો બાખત્રીયામાં જ રાજ્ય કરતો હતો. તે વેળા જરથોસ્તીઓ ખુદ હાલના ઇરાનમાં કદાચ પ્રવેશ પણ પામેલા નહીં હોય. દારયવુશ હિસ્તાસ્પ એ હખામની વંશનો મોટો પાદશાહ હતો, એ ખરું છે, પણ એ દારયવુશ અને કયાની વંશના દારાં બિન દારા તદ્દન જુદા જુદા શખ્સો હતા, અને તેઓ વચ્ચે હજારો વર્ષનો કાળફેર હતો. પહેલવી "જરથોસ્તનામા"પરથી એવી હકીકત મળે છે કે જરથોસ્તી દીન સ્થપાયા પછી ૩૦૦ મે વર્ષે દીનમાં ટંટો જાગ્યો અને ખુદ કયાની પાદશાહીની ઉથલપાથલ થઈ અને બીજો વંશ ગાદી પર આવ્યો. આ બીજો વંશ કયો હશે, તેની ચોક્કસ માહિતી ગ્રીક લખનારાઓ તરફથી તો મળતી નથી પણ "દીનકર્દ"ના લેખકના કહેવા પ્રમાણે કોઇ "હ્વાક્રિત" નામનો વંશ કયાની વંશ પછી ગાદી પર આવ્યો હતો. અવેસ્તાની "આવાં અરદ્વીસૂર યશ્ત"માં કરદા ૩૦ માં, ફકરા ૧૩૦ માં આ "હ્વાક્રિત" શબ્દ મળે છે, તેને પહેલવી દીન દસ્તૂરોએ સામાન્ય નામ ગણીને તેનો અર્થ "પૂરતી રીતે આશીર્વાદ પામેલો" લીધેલો છે અને મરહૂમ એરવદ

કાંગાજીએ પણ પોતાની "યશ્ત બા માએની"માં "આવાં યશ્ત"ના તરજુમામાં પણ એજ અર્થ કીધેલો છે. પણ એ ૧૩૦ મા ફકરાનો ભાવાર્થ બરાબર સમજતાં તેમાં સ્પષ્ટ સમજાય છે કે કોઇ રાજા યા પાદશાહ જ એમાં વિનંતિ કરે છે કે "હે નિર્મળ અરદ્વીસૂર! હું આ બક્ષિસ માગું છું કે હું "હુવાક્રિતો" (મોટી સમૃદ્ધિવાળાં) મોટાં રાજ્યો જીતું! અહીં "હુવાક્રિત" શબ્દ "અઝેમ્" એટલે "હું" પછી તુરત જ આવે છે, તે પણ બતાવે છે કે એ તે બોલનારનું પોતાનું જ વિશેષનામ છે. આ વિષય તરફ જરથોસ્તી અભ્યાસીઓનું પ્રથમ ધ્યાન ખેંચનાર મરહૂમ એરવદ શેહેરીયારજી ભરૂચા જેવા ગયા જમાનાના વૈદિક સંસ્કૃત ભાષાના અને અવેસ્તાના ઊંડા અભ્યાસી પંડિત હતા.

ક્યાનીવંશ પછી આ "હુવાક્રિત"ના વંશજોનું રાજ્ય ક્યાં સુધી ચાલ્યું હશે, તેની કોઇ નોંધ વિશ્વાસપૂરતી નથી. પહેલવી લખનારા આ "હુવાક્રિત" વંશ પછી કોઇ "કુદરવન" નામના વંશની નોંધ કરે છે, અને તે પછી "મીડીયન" વંશનું રાજ્ય ઇરાનમાં થયું હતું એમ જણાવે છે. આ મીડીયન વંશ પછી જ "હખામની વંશ" ઇરાનની ગાદીએ આવ્યો, જેના હખામનીશ, કુરૂશ, દારાયવુશ વગેરે અનેક નામીચા ને બહાદુર જરથોસ્ની શહેનશાહો થઈ ગયા અને પછી એ શેહેન-શાહતનો અંત મેસીડોનીયાના બાદશાહ વિજેતા સિકંદરે આણ્યો, જેણે છાકટપણામાં પર્સીપોલીસનાં નામીચાં પુસ્તકાલયને બાળી નાખીને જરથોસ્તી ધર્મશાસ્ત્રોનો નાશ કીધો હતો. એ સિકંદર પછીનાં પાંચસેં વર્ષ સુધી "અસકાની" વંશે ઇરાનમાં રાજ્ય કીધું, અને તે પછી પાછા પુરાણા ઇરાની વંશના વીરનર અરદેશર બાબકાને અસકાની વંશના છેલ્લા પાદશાહને હરાવીને "સાસાનિયન વંશ"ની સ્થાપના કીધી અને જરથોસ્તી ધર્મશાસ્ત્રના વેરવિખેર પડેલા ગ્રંથોને શોધાવી એકઠા કરીને તેને નવેસરથી ગોઠવી દસ્તૂરદાવરો પાસે ધર્મોદ્ધારનું કામ કરાવ્યું. આજે આપણી પાસે જે જરથોસ્તી શાસ્ત્રગ્રંથો છે, તેમજ તેના પહેલવી તરજુમા છે, તે એ સાસાનિયન જમાનામાં જ સંગ્રહાયેલા છે. આ પ્રમાણે સાસાનિયન વંશ સાથે બાબ્ત્રીયાથી ઇરાન દેશોમાં આઠ મુખ્ય વંશો થઈ ગયા હતા. આ બધું જોતાં અષો જરથુશ્ત્ર સાહેબનો જમાનો ખરેખર બહુ જ પ્રાચીન હોવો જ જોઇએ. અઢી હજાર વર્ષ પરના ગ્રીક ઇતિહાસકારો ને લેખકોના તેમજ આપણા જુના જરથોસ્તી લેખકોના વંશપરંપરા અને કથાપરંપરા પ્રમાણેની ગણતરી કીધા પછીના અભિપ્રાયો લગભગ એકસરખા જ પડે છે કે પેગમ્બર સાહેબનો જમાનો ઇ. સ. પૂર્વે ૬,૦૦૦ વર્ષથી વધુ પર મૂકી શકાય છે.

આ વિષય પર અહીં આ મર્યાદિત લેખમાં વધારે લખી શકાય તેમ નથી, પણ પારસી, હિંદુ તેમજ બીજા વાંચકોને હું ભલામણ કરું છું કે તેઓ આ વીસમી સદીની શરૂઆતમાં ઇ. સ. ૧૯૦૬ માં "મુંબઇ સમાચાર" છાપખાનામાં છપાઈ પ્રગટ થયેલા મહાન પારસી વિદ્વાન ઇતિહાસકાર શ્રી જમશેદજી પાલનજી કાપડીઆના "તારીખે ઝુહુરે ઝવાલે દવલતે પારસીયાન" યાને 'History of the Rise and Fall of the Parsee Empire" નામના બે મોટા ગ્રંથો પારસી ગુજરાતી ભાષામાં લખાયેલા છે, તે જરૂર વાંચવા. જેમને આ વિષયમાં રસ છે તેમને આ મોટા ગ્રંથોમાંથી ખરી ઐતિહાસિક માહિતી મોટા પ્રમાણમાં મળી આવશે. એ જ વિદ્વાનનો લખેલો સર જહોન માલ્કમના "ઇરાની ઇતિહાસ"ના તરજુમાનો તથા તે પરની ટીકાનો મોટો ગ્રંથ પણ જરૂર વાંચવાની ભલામણ કરું છું.

## ૪. જ્યોતિષ પ્રમાણે થઇ શકતી ગણતરીનો આધાર

ઉપર ઋગ્વેદ, અવેસ્તા અને ઇતિહાસને લગતા આધારોની ચર્ચા કર્યા પછી હવે આપણે જ્યોતિષ પ્રમાણે થઈ શકતી ગણતરીનો ચોથો આધાર ચર્ચી જોઇએ. મારા અવેસ્તાનાં ભણતરોના અભ્યાસમાં મેં આશ્ચર્ય સાથે જોયું છે કે તેમાં જ્યોતિષના ઉલ્લેખો ભરપૂર પડેલા છે. આકાશના ક્રાંતિમાર્ગમાં વૉઉરુકષ જ્યોમાં–રોજ રોજ ફરતાં નક્ષત્રો અને રાશીઓનું તેમાં સુંદર વર્ણન કીધેલું છે. મેં તો અવેસ્તામાંથી તમામ ૨૭ નક્ષત્રોનાં તેમજ બધી રાશીઓનાં નામ પણ શોધી કાઢ્યાં છે. એ બધાંનું વર્ણન તીર, મેહેર, બહેરામ વગેરે અનેક યશ્તોમાં એવું ક્રમવાર કીધેલું છે કે તે કયાં કયાં નક્ષત્રો છે, તે પણ આપણે જાણી શકીએ છીએ. એ માટે અહીં બધું વિસ્તારથી લખવાનું બની શકે તેમ નથી. એ માટે તો જુદો જ ગ્રંથ હું તૈયાર કરી રહ્યો છું. અહીં તો એ અવેસ્તામાંના આપણા પેગમ્બર સાહેબના જમાના માટેના જે ખાસ ઉલ્લેખો મને મળ્યા છે તેની જ નોંધ હું લઇશ, તેમજ તે સાથે ઋગ્વેદમાં તેમજ હિંદુશાસ્ત્રનાં બીજાં પુરાણાં ધર્મપુસ્તકોમાંની પણ કેટલીક શહાદતો આપણને કામની છે, તેની પણ નોંધ હું લેતો જઇશ. પેગમ્બર સાહેબનો જમાનો કેટલો પ્રાચીન છે, તે આ બધી શહાદતો પરથી આપણે ચોક્કસ મર્યાદિત કાળના એકમ ઉપર આવી શકશું.

આ લેખના શરૂઆતના પ્રાસ્તાવિક વિભાગમાં મેં અયનાંશની ગણતરી પરથી ઋગ્વેદના ને અવેસ્તાના જમાનાનો કંઇક ખ્યાલ આપ્યો છે. અવેસ્તાની "હપ્તન્‌હાઇતિ" યશ્ત પેગમ્બર સાહેબના મરણ પાછીની થોડીક સદીઓ બાદ લખાયેલી લાગે છે. એમાં "ગાથા"ની ભાષા એના કરદા ૧ લાથી કરદા ૭ મા સુધીમાં વપરાયેલી છે. એમાં પણ "સુરૂન્વતસ્ચા" જેવા કેટલાક શબ્દો બગડેલા છે. "હઇથ્યૅમ્"ને બદલે "હઇથીમ્" જે રૂપ અવેસ્તાના પાછળા કાળમાં થયેલું હું માનું છું, તે શબ્દ પણ છે, પણ તે કદાચ પાછળથી બગાડેલો હોવો જોઇએ (કરદો ૧, ફકરો ૬.) વળી અવેસ્તાના મધ્યકાળનાં સ્ત્રના "હે" અને ક્રિયાપદના રૂપ "–મઇદે"ને બદલે ગાથાકાળના "હ્યા" અને "–મઇદી" રૂપો છે. એ યશ્તમાં જ જાણીતો પુરાણો મંત્ર "યેહ્‌હે હાતાંમ્" પણ પહેલી જ વાર દેખાવ દે છે. "ગાથા"નાં તેમજ અવેસ્તાકાળનાં ક્રિયાપદોનાં રૂપો બન્ને તેમાં આવેલાં છે, એટલે એ "યશ્ત"નું મૂળ લખાણ કેવળ શુદ્ધ રહેલું નથી, પણ જમાના જતાં કેટલાંક રૂપો બગડ્યાં કે જુદાં બંધાયાં, તેનો આરોપ શબ્દોનાં મૂળ રૂપો પર થયેલો છે. એ યશ્તના મૂળ સાત કરદા જ હતા, તે તો એના નામ પરથી જ સ્પષ્ટ થાય છે, પણ પાછળથી ૮ મો કરદો તેમાં ઉમેરાયેલો છે, અને એ મૂળ કરદાઓના પ્રારંભનાં તેમજ પાછળનાં ભણતરો પાછલા કાળના અવેસ્તાનાં કેટલાંક સામાન્ય ભણતરો પણ ઉમેરાયેલાં છે. વળી જુદી જુદી ગેહમાંનાં ભણતર પણ પાછલા અવેસ્તાનાં જ છે, તે તેની ભાષાપરથી જ જણાઈ આવે છે. પણ આ "હપ્તન્‌હાઇતિ યશ્ત"માં સૌથી ખાસ અને વિચિત્ર વાત તો એ નોંધવા જેવી છે કે એના લેખકે "ગાથા"ના દિવ્યમંડળનો ક્રમ જે અહુરા મઝ્દા પછી તુરત અષાનુ સ્થાન બતાવે છે, અને વૉહૂમનોનું સ્થાન તો અષા પછી તેમાં રાખેલું છે તે ક્રમ બદલીને એ "યશ્ત"ના અહુરામઝ્દા પછી વૉહૂમનો અને તેની પછી અષા વહિશ્તાને સ્થાન આપ્યું છે, તે છે. આ પરિવર્તન બતાવે છે કે એ "યશ્ત"ના લેખક ગમે તેવા જરથોશ્તી ધર્મના ચુસ્ત અનુયાયી હશે અને તેમને આ યશ્ત લખવાનું ને તે પ્રગટ કરીને

તે વેળાના તમામ જરથોસ્‌ની મોબેદોને તે મુખપાઠ કરાવવાનું માન મળ્યું હશે, પણ પેગમ્બર સાહેબે સૃષ્ટિરચનાના અધિષ્ઠાતાઓ-presiding deities-જે ક્રમમાં મૂક્યા હતા, તે ક્રમનો ભેદ આ "યશ્ત" જ્યારે લખાઈ ત્યારે ભુલાઈ ગયેલો હતો, એ સાબિત કરી આપે છે. વળી "ગાથા"માં જે ધર્મનું તત્ત્વજ્ઞાન છે, નીતિના પાઠ છે, અને જે આધ્યાત્મિકતા છે, તેનો છાંટો પણ આ "યશ્ત"માં નથી. એમાં તો કુદરતની અનેક શક્તિઓની, નક્ષત્રોવાળા યજતોની જથાબંધ આરાધના છે. જે પ્રકૃતિપૂજાને પેગમ્બર સાહેબે તિલાંજલિ આપેલી, અને મન-વચન-કર્મની શુદ્ધિ પર જ ધર્મનો પાયો તેમણે બાંધેલો, તેનાથી ઊલટી જ દિશામાં આ "યશ્ત"નું લખાણ છે. તેથી જ હું કહું છું કે પેગમ્બર સાહેબની "ગાથાઓ"નો સાચો અર્થ તેમની પછી કોઇક અણસમજાયાં કારણોને લીધે ભુલાઈ ગયેલો હતો, અને સદીઓ પછી જરથોસ્તી ધર્મના ઉપાધ્યાયોએ પોતાને અનુકૂળ પડતી દેવધર્મમાંની કંઇક કાળથી ચાલતી આવતી માન્યતાઓ અવેસ્તા ભાષામાં પાછી સજીવન કરીને લખવા માંડી, અને પેગમ્બર સાહેબના પવિત્ર નામ સાથે "ઓઁત્ અહુરો મજદાઓ સ્પિતમાઇ જરથુસ્ત્રાઇ" એટલે "અહુરમજદાએ સ્પિતમ જરથુસ્ત્રને કહ્યું." એવાં વચનોથી પોતાના લેખોની શરૂઆત કરવા માંડી, જેથી લોકો સમજે કે આ પણ જરથુસ્ત્ર સાહેબની જ વિચારપરંપરા છે! પણ અવેસ્તામાં નક્ષત્રોની, ઋગ્વેદના જમાનાના દેવતાઓની યજતો રૂપે આરાધના છે, તેમ પ્રકૃતિની વનસ્પતી વગેરેના દેવોની પણ યજતો રૂપે આરાધના થયેલી છે! એ માટે હું ઉપર થોડુંક લખી ગયો છું. અવેસ્તાની યશ્તોમાંથી આપણને જે મુખ્ય વસ્તુ મળે છે તે તે કાળનો કેટલોક ઇતિહાસ છે. બાખત્રીયાના તથા તે પછી ઇરાનના પાદશાહોની તેમજ અષો નરનારીઓની નોંધ તેમાંથી મળે છે. મોબેદોએ ધર્મનાં જે ક્રિયાકામો પેગમ્બર સાહેબે માન્ય રાખેલાં ને બતાવેલાં તેનાથી ઘણાં વધુ ક્રિયાકામો પોતાની રોજી ચલાવવા ઉપજાવીને તેમાં ઉમેર્યાં, યા મનાઈ કીધેલી દેવધર્મની ક્રિયાઓને કોઇક ફેરફારથી યા સુધારાથી પાછી સ્થાપીને તે ચાલુ રાખી હતી. ખુદ પેગમ્બર સાહેબની હસ્તીમાં જ દેવધર્મના જે બ્રાહ્મણો નવા જરથુસ્ત્રી ધર્મમાં આવેલા તે લોકે પણ દેવધર્મની ક્રિયાઓ પાછી શરૂ કીધેલી અને પેગમ્બર સાહેબનાં ફરમાનોથી ઊલટાં કાર્યો કીધેલાં તે બધી વાત ગાથાના હા. ૩૨ મા નોંધાયેલી છે ને પેગમ્બર સાહેબે તે માટે અફસોસ કીધેલો છે. એ માટે એ ૩૨ મા હાના ૧૨ મા અને ૧૪ મા શ્લોકનો જે અનુવાદ મેં સ્પષ્ટ બારીક ટીકાઓ સાથે કીધેલો છે તે વાંચકે વાંચી જોવો. અવેસ્તાનાં ભણતરોના જમાનાથી "ગાથા"ની રચનાનો જમાનો કેટલો જૂનો હતો તે બતાવવા મારે આ સત્ય ખુલ્લું કરવાની ફરજ પડે છે. અહીં તેમજ મારાં ટિપ્પણોમાં મેં બધું ખુલાસાવાર લખ્યું છે, તેનો કોઇ પણ પ્રામાણિક અભ્યાસી વિચાર કરીને તેનું તોલન કરશે અને આપણી જૂની માન્યતાઓની પરંપરાના પૂર્વગ્રહો-prejudices-છોડીને એ બધા પર શુદ્ધ વિચાર કરશે, તો તેની ખાતરી થશે. અવેસ્તાનાં ભણતરો અને પેગમ્બર સાહેબની "ગાથાઓ"નાં ખુદાઈ શિક્ષણ વચ્ચે કશો ખરો સંબંધ ઊંડા અભ્યાસીને મળી શકશે નહીં.

હવે આપણે ખુદ જ્યોતિષમાંના અયનાંશની ગણતરી પરથી ગાથા-રચનાના જમાનાનો ઉકેલ કરીએ. ઉપર અનેક દાખલાઓથી આપણે જોઈ ગયા છીએ કે અવેસ્તાનો ને ઋગ્વેદનો જમાનો સમાંતર હતો. એ બન્ને ધર્મશાસ્ત્રો પણ સમકાલીન હતાં. ઉપર મેં અયનાંશના સંબંધમાં કેટલુંક લખ્યું છે, તે કાંઇ

ફલજ્યોતિષ–astrology–સાથે સંબંધ ધરાવતું નથી, પણ આજનું યુરોપીય વિજ્ઞાન પણ જે વિષયમાં ઘણું આગળ વધેલું છે, અને વેધશાળા અને સૂક્ષ્મયંત્રોથી જે તારાસિતારાની સિદ્ધ ચાલના વિષયમાં ઘણું સંશોધન કરી રહ્યું છે, તે ગણિત જ્યોતિષ–astronomy–સાથે જ સંબંધ ધરાવે છે. અહીં આપણે એ જ ગણિત જ્યોતિષથી આપણા વિષયની ચર્ચા કરીએ તો આપણા પેગમ્બર સાહેબના જન્મકાળના સંબંધમાં ઘણો પ્રકાશ મેળવી શકશું.

પ્રથમ તો અયનાંશના વિષયમાં પ્રાચીન હિંદુ ગણિત જ્યોતિષ શું કહે છે તે આપણે જોઈએ. આકાશના બહોળા વિસ્તારમાં તો અગણિત તારાઓ છે, તેમાં કેટલાક તારાઓનાં ઝુંડ–groups–બંધાયેલાં છે, એટલે આપણી પૃથ્વી પરથી જોતાં આપણે કેટલાક તારાઓને ચોક્કસ સ્થિતિમાંજ ફરતા જોઈએ છીએ. હજારો વર્ષમાં એ પ્રત્યેક ઝુંડના તારાઓની દૃશ્ય–apparent–સ્થિતિમાં જીવ જેવો ફેરફાર થયેલો આપણને દેખાતો નથી. પણ આપણી પૃથ્વીને મુખ્ય તો આપણા પોતાના મધ્યતારા–સૂર્ય–સાથે જ મુખ્ય સંબંધ છે, અને એ સૂર્ય આકાશમાં આપણી નજરમાં જે માર્ગ પકડીને ફરે છે, તેની પહોળાઈ આસરે ૧૮ અંશની છે. એ માર્ગને સંસ્કૃત જ્યોતિષ ગ્રંથમાં "ક્રાંતિવૃત્ત" કહ્યો છે, અને આપણી અવેસ્તાની યશ્તોમાં "જયો વૉઉરુકર્ષમ" કહ્યો છે. "ફરવરદીન યશ્ત"માં કરદા ૧૭ ના ૫૯ માં ફકરામાં તો સ્પષ્ટ રીતે "વૉઉરુકર્ષમ્ ખામીમ્" એટલે "ઝળકતી ઉરુકક્ષા" યાને "સુંદર પ્રકાશિત ક્રાંતિવૃત્ત" એમ જણાવ્યું છે. ઋગ્વેદના મંડળ ૯–૪૫–૩૧ માં આ શબ્દ આવેલો છેઃ उरुःकक्षो न गांग्य એટલે "ગંગા પર સુવક્ષલ રહેલી ઉરુકક્ષાના જેવી." અવેસ્તાની તીર, મહેર, આવાં, જમ્યાદ વગેરે યશ્તોમાંનાં અનેક દૃષ્ટાંતોથી સાબિત કરી શકાય છે કે "વૉઉરુકષ જયો" તે કાઈ–વૉઉરુકષ–યા કાસ્પિયન–દરિયો નથી, પણ સૂર્યના ને રાશીઓનો ફરવાના માર્ગને જણાવેલું "ક્રાંતિવૃત્ત" યાને–eclyptic circle–છે. સંસ્કૃતમાં ज्रयस् એટલે વિસ્તાર–expanse. પછી "પાણીનો વિસ્તાર" ગણીને પાછલા અવેસ્તામાં યા પહેલવીમાં એનો અર્થ ભૂલમાં "દરિયો" થયો હોય. અવેસ્તાની "મહેર યશ્ત"માં, જમ્યાદ યશ્તમાં, રશ્ને યશ્તમાં, બહેરામ યશ્તમાં વગેરે અનેક ઠેકાણે આ "વૉઉરુકષ જયો"ના અને એના માર્ગમાંથી પસાર થતાં અનેક નક્ષત્રો–યજતોના ઉલ્લેખ–references–આવે છે.

આપણી પૃથ્વીનો માર્ગ પણ સૂર્યમંડળના બીજા ગ્રહોની સાથે એ જ ક્રાંતિવૃત્તમાંથી જાય છે. માણસજાતે પોતાની લાખો વર્ષની આ પૃથ્વી પરની હૈયાતીમાં ઘણું ધીમે ધીમે બધું જ્ઞાન મેળવ્યું છે, તેમાં તેની નજર સામે પ્રથમ ધ્રુવપ્રદેશમાં (polar region) છ માસનો પ્રકાશિત દિવસ અને છ માસની અંધારી રાત્ હતી. પછી તે જેમ જેમ ધ્રુવપ્રદેશની જમીન સખત બરફથી છવાતી ગઈ અને માણસના વસવાટને માટે નિરુપયોગી બની, તેમ તેમ માણસોનાં ટોળાં ધ્રુવપ્રદેશને છોડી વધુ ને વધુ દક્ષિણે આવતાં ગયાં, જ્યાં દિવસ ને રાત લગભગ સરખા ભાગનાં હતાં. માણસને જુદી જુદી ઋતુઓમાં કરવાનાં કામ જુદાં જુદાં હતાં, પ્રાણીઓનો પણ તેમને બહુ રીતનો ઉપયોગ હતો, પછી ધીમે ધીમે જેમ ધરતી રસાળ આવતી ગઈ તેમ તેમ તે ફળફળાદિ અને ધાન્યની ખેતી કરતો થયો. એ જમાનામાં એને પોતાના વખતની નોંધ રાખવા માટે ઘડિયાળો ન હતાં, પણ માત્ર ઉપર આકાશમાં ફરતા તારાઓ પરથી, સૂર્યથી અને ચંદ્રથી એ બધું તે નોંધ રાખીને શીખતો ગયો. એમ કરતાં હજારો વર્ષે તેણે શોધી

કાઢ્યું કે કેટલાક તારા જે ક્રાંતિવૃત્તમાં હતા તે બરાબર ચોક્કસ વખતે જ દૃષ્ટિમર્યાદા ઉપર ઊગતા હતા. આવી રીતે જ્યોતિષનો જન્મ થયો અને તેની નોંધ રાખતાં રાખતાં તેને કેટલુંક અદ્ભુત જ્ઞાન મળ્યું. એણે વર્ષના છ ભાગ પાડી છ ઋતુ કીધી, અને એ ઋતુઓ વસંતકાળથી શરૂ કરી ગ્રીષ્મ (ઊનાળો), વર્ષા, શરદ્, હેમંત અને શિશિર એમ તેને છ નામ આપ્યાં-એણે જોયું કે આ વસંતઋતુની શરૂઆતમાં ચોક્કસ સ્થિર તારો પૂર્વના આકાશમાં ઊગતો હતો. એ તારો તે હસ્ત નક્ષત્રમાંનો ચિત્રા-Spica-હતો. એ ઊગતો ત્યારે લાંબી રાતનો અંત આવતો અને દિવસને રાત સરખા વખતનાં થતાં. જૂના ગ્રંથોમાં ઋગ્વેદમાં પણ આકાશને "વન" એટલે જંગલ કહેલું છે, એટલે એમાં "તારાઓનું જંગલ" હતું. એ જંગલનો અંત આવે તે વસંત ઋતુની શરૂઆતમાં બને છે. અસલ "વન" અને "વન્" એમ બન્ને શબ્દો આ "જંગલ" માટે વપરાતા હતા. બલ્કે "વન્" શબ્દ પ્રથમ હતો, ઘણો જૂનો હતો. આપણે હમણાં જેને "ચિત્રા" નક્ષત્ર કહીએ છીએ તે "ચિત્રા"નો એક અર્થ "વનપ્રદેશ"-forest region-પણ થાય છે. એને બહુ જૂના કાળમાં "વનાન્ત"-વનનો છેડો-કહેતા, અને તેથી પણ વધુ જૂના કાળમાં એને "વનન્ત" કહેતા. એ "વનન્ત" શબ્દ અવેસ્તામાં છે. એને "તીર યશ્ત"ના કરદા ૯, ફકરા ૧૨ માં "વનન્તૅમ્ સ્તારૅમ્" કહ્યો છે, અને એ "વનન્ત" ની ખાસ યશ્ત ૨૦ મી ગણાય છે, જો કે ગૅલ્ડનરના અવેસ્તાના પુસ્તકમાં "હોમ યશ્ત"ને ૨૦ મી અને "વનન્ત યશ્ત"ને ૨૧ મી ગણાવેલી છે. આ "વનન્ત યશ્ત" કોઈપણ ખાનગી ગૃહસ્થ હમણાં ભણે છે, પણ તે આપણા નવા વરસને દિવસે સવારે અગ્યારીમાં ને આતશબહેરામમાં માત્ર મોબેદો એની "બાજ" કરે છે. એને લગતી વધુ વિગત મેં મારા "તીર યશ્ત" પરના લેખમાં વિસ્તારથી સમજાવેલી છે. એ "બાજ" માં મોબેદો મોટા થાળી જેવા જાડા "દરૂન"-Sacred bread-કરે છે અને તેને સીધી ને આડી લીટીમાં કાપે છે. એ ક્રિયામાં નવું વરસ જે વસંત ઋતુની શરૂઆતમાં જ જ્યારે સૂર્ય મેષ રાશીમાં ને અશ્વિની નક્ષત્રમાં દાખલ થાય છે, તે વેળા "વનન્ત"નો સિતારો યાને હાલમાં બોલાતો "ચિત્રા" રાતે પૂર્વમાં ઊગે છે, અને તે વેળા દિવસ ને રાત લગભગ સરખાં થાય છે, તે બનાવની નિશાની દેખાડવામાં આવી છે. આ ભેદની વાત આપણા કોઇ ધર્મપુસ્તકમાં જણાવાઈ નથી. પહેલવી પુસ્તકોમાં પણ આ ભેદ સમજાયેલો નથી. લાંબી શિયાળાની રાતોમાં અનેક નાનાં મોટાં પ્રાણીઓનો ને સર્પ, વરુ વગેરે જંગલી શિકારી પ્રાણીઓનો ભય માણસોને રહેતો, તે ભયમાંથી મુક્ત કરવા હવે નવી વસંતઋતુ બેસતી, અને આ "વનન્ત" નો સિતારો જે પહેલા વર્ગનો ઝળકતો તારો છે, તે સાંજે પૂર્વમાં ઊગતો, એટલે એ યશ્તમાં આ બૂરાં પ્રાણીઓથી માણસોનો બચાવ કરનાર આ "વનન્ત"ના તારાની આરાધના થતી. આ સાબિતીથી સ્પષ્ટ જણાય છે કે આપણું જૂનું અવેસ્તાકાળનું નવું વર્ષ વસંતઋતુની શરૂઆતમાં પૂર્વમાં સાંજે ઊગતા ચિત્રાના તારા સાથે બાંધેલું હતું, અને નહીં કે વસંતસંપાત-vernal equinox-સાથે, એટલે આપણી વર્ષની ગણતરી "નિરયન" હતી, અને "સાયન" નહીં. પશ્ચિમના ટૉલેમી-Ptolemy-નામના ગ્રીક જ્યોતિષે જ્યોતિષનું બધું ગણિત સાયન પદ્ધતિ પર રાખ્યું એટલે નવું જ્યોતિષ વર્ષ ત્યાર પછીના બધા યુરોપીય જ્યોતિષિઓએ એ જ "સાયન" પદ્ધતિ પર રાખીને વસંત સંપાત-vernal equinox-ખ્રિસ્તિ ગ્રૅગૉરિયન પંચાગ પ્રમાણે હંમેશ તા. ૨૧ મી માર્ચને દિનથી જ ગણાવા માંડ્યું. પણ આ ખ્રિસ્તિ પંચાંગનું વર્ષ તે

ખરું સૌરમાન-siderial-વર્ષ નથી, એટલે અયનાંશની ગણતરી પ્રમાણે તે ખરા સૌરમાન એટલે સૂર્યની તારાની સાથે જોડાયેલી ગતિ પ્રમાણેનું વર્ષ નથી, પણ થોડુંક કમતી છે, જેથી દર ૭૨ વર્ષે તેમાં એક અંશનો ફેર પડતો જ જાય છે. મેં ઉપર જણાવ્યું તેમ આપણી અગ્યારીઓમાંની આ ખાસ "વનન્ત"ની બાજની ક્રિયાઓમાંથી આપણા અવેસ્તાના જમાનાનું ખરું વર્ષ આપણને હવે માલૂમ પડ્યું છે, એટલે ખરું ફસલી વર્ષ–આપણો ફરવરદિન મહિનો અને અહુરમજ્દ રોજ– હાલમાં ખ્રિસ્તિ સનેની ૧૩ મી એપ્રીલે આવે છે. તે જ દિનથી શરૂ થવું જોઇએ. આપણા જરથોસ્તી નવા વર્ષને "સાયન" જ્યોતિષ સાથે કંઇ લેવાદેવા નથી. ઇરાનમાં જે કહેવાતો "જમશેદી નવરોજ" પળાય છે, તે તો સરકારી મહેસુલની સગવડ માટે નક્કી કરેલું "જલાલી" વર્ષ છે. એ નથી "જમશેદી" કે નથી જરથોસ્તી વર્ષ.

આ "વનન્ત"નો યા "ચિત્રા"નો તારો અયનગતિ ગણવા માટે જ્યોતિષમાં "યોગતારા" ગણાય છે. ઉપર જણાવ્યું છે તેમ એ કન્યા રાશીમાંનો મોટામાં મોટો તારો છે અને પૃથ્વીના ગોળાર્ધના ૩૬૦ અંશ છે તેનાથી અરધા લગભગ ૧૮૦ અંશ પર એ છે. વળી એની સામે શૂન્ય અંશની નજીકમાં મીન રાશીમાંના રેવતી નક્ષત્રનો તારો છે, તે પણ "યોગતારા" ગણાય છે. એટલે એ એક તારાથી સૂર્યની ગતિ માંડીને પાછી સૂર્યની ગતિ તે જ તારા આગળ આવે, એટલે બરાબર એક સૌરમાન વર્ષ પૂરું થયેલું ગણાય છે. હવે, આ "યોગતારા" ચિત્રાનું બીજુ નામ "ત્વષ્ટા" એટલે શિલ્પશાસ્ત્રી architect– કહેવાય છે. વળી રેવતીના "યોગતારા"નું બીજુ નામ "પૂષન્" યા "પૂષણ" છે. "પૂષણ" એટલે રક્ષક. સૂર્યનો માર્ગ એ તારાથી મેષરાશી અને અશ્વિની નક્ષત્રમાં દાખલ થાય છે, તે માર્ગનો એ દરવાન કે રક્ષક છે. આપણી અવેસ્તાની "હફ્તનહાઇતિ યસ્ત"માં પાછળથી ઉમેરાયેલા ૮મા કરદામાં આ જ વાત બહુ અજબ રીતે અલંકારપૂર્વક કહી છે. કાંગાજીનો તરજુમો તો આ જ્યોતિષની વાત બતાવતો નથી તેમ જ તે કોઇ યુરોપીય અભ્યાસીના અવેસ્તાના તરજુમામાં કહેલી નથી કે તે પહેલવી તરજુમામા પણ નથી. પણ હવે એ આખો કરદો મેં ઉપર જણાવેલી વાતથી જ ભરેલો છે, એ તેના શબ્દોના ખરા અર્થથી સમજી શકાશે. એમાં "અસ્પૈનાચા યૅવીનો" છે તે "અશ્વિની" અને "યોનિ" યા ભરણી નક્ષત્રનાં નામ છે ને તેની આરાધના કીધી છે. આ અશ્વિની નક્ષત્રમાં દાખલ થાય ત્યારે સૂર્ય મેષ રાશીમાં પ્રવેશ કરે છે, અને અહીંથી જ સૂર્યનો માર્ગ શરૂ કીધો છે, જ્યારે વસંત ઋતુ બેસે છે. વળી એની પછી તુરત જ "પાયૂચા થ્વૉરૅસ્તારા યજમઇદે" પણ આવે છે. આ "પાયૂ" એટલે "રક્ષક" છે, તે જ "પૂષણ"નું વધુ જૂનું નામ છે. એ બન્ને શબ્દોના અર્થ પણ એક જ–રક્ષક– થાય છે. "થ્વૉરૅસ્તારા" તે જ ઉપર જણાવેલો "ત્વષ્ટા" જે ચિત્રા નક્ષત્રનું બીજું નામ છે, અને જ્યોતિષ પ્રમાણે તેમજ જૂની ધર્મકથા પ્રમાણે એ સૃષ્ટિમાંની બધી પેદાશોમાં શરીર ઘડનારો–architect–છે. એમ આ કરદામાં સૂર્યના ક્રાંતિ-માર્ગની વાત છે, અને અયનગતિ ગણવાના મુખ્ય 'યોગતારા" રેવતી–પાયૂ–અને ચિત્રા–થ્વૉરૅસ્તારા–એ બન્નેનાં નામ છે! વળી યજશ્નેના ૫૭ માં હા. માંથી "સરોષ યશ્ત વડી"નું ભણતર જાદું પાડેલું છે તે યશ્તના પહેલા જ કરદામાં ને બીજા ફકરામાં એ જ પાયૂ અને થ્વૉરૅસ્તાર–બન્ને યજતોની આરાધના કીધેલી છે. કાંગાજી પોતાની "યશ્ત બા માએની"વાળી ચોપડીમાં એ બન્ને યજતો માટે

પૃષ્ઠ ૨૮૧ માં નીચેની નોંધમાં જણાવે છે કે એ. બે યજતો કદાપિ બન્ને મન્યૂઓ હશે! યા પ્રો. જેક્સનની નોંધ પ્રમાણે "પાસખાની કરનાર તથા ચુકાદો કરનાર, યાને મહેર ઈજદ તથા ચિન્વત પૂલ આગળ ઈન્સાફ કરનાર રશ્ને રાસ્ત" હશે એમ ત્યાં જણાવે છે! આ બધી કલ્પનાઓ ને ધારણાઓ અવેસ્તાના યુરોપીય, પહેલવી અને આજ સુધીના પારસી અભ્યાસીઓને અને લેખકોને જ્યોતિષનું જ્ઞાન નહીં હોવાને લીધે કરવામાં આવેલી છે. પ્રાચીન ધર્માચાર્યોને તો જ્યોતિષનું જ જ્ઞાન મૂળથી હતું, અને તેમને ખબર હતી કે આ સૃષ્ટિના કારભારમાં સૂર્ય, ચંદ્ર, ગ્રહોપગ્રહો અને ક્રાંતિમાર્ગનાં નક્ષત્રોનો જ મુખ્ય હાથ હતો, એટલે "ગાથા"ને, અવેસ્તાને કે ઋગ્વેદને ઉકેલવામાં જ્યોતિષના જ્ઞાનની ઘણી જ જરૂર છે. તે વગર હજારો વર્ષથી એ મહાન ગ્રંથોના આજ સુધી ખોટા અર્થો થતા આવ્યા છે, અને "કાંઈ પૂરૂં સમજાતું નથી" એમ કહી વિદ્વાન અભ્યાસીઓ અને ભાષાંતરકારો બહુ પંક્તિઓના અર્થ કરવા અશક્ત બનીને પોતાની નાચારી બતાવે છે.

ઉપર બધું જે જ્યોતિષને લગતું મેં લખ્યું છે, તે ખાસ બતાવવા માટે કે આપણી અવેસ્તાના પુરાણા લેખકોને આ અયનાંશની વાત ખબર હતી, અને તેને અનેક રીતે આપણાં ભણતરોમાં લખી રાખવા તેમણે ઉચિત ધાર્યું હતું. હવે આપણે "ગાથા"નો જમાનો નક્કી કરવા અવેસ્તાના અને ઋગ્વેદના મંત્રોમાં તેમ જ વેદો પછીના બ્રાહ્મણ ગ્રંથોમાં, મહાભારતમાં તેમજ ગ્રીસ, બેબીલોન વગેરે દેશોના ગ્રંથોમાં આ અયનાંશ માટે જે કહેવામાં આવ્યું છે, તે જોઈ જઈએ.

આપણે ઉપર નોંધી ગયા છીએ કે વસંત સંપાત–Vernal equinox–હમણાં ઉત્તરાભાદ્રપદ નક્ષત્રમાં છે. ઈસુ ખ્રિસ્તના જન્મ વખતે એટલે લગભગ ૧,૯૫૦ વર્ષ પર તે અશ્વિની નક્ષત્રમાં મેષ રાશીમાં હતો. જુદા જુદા ધર્મોની ઉત્પત્તિ વેળાએ આ અયનાંશ જે જે રાશીમાં હતો, તે તે રાશીની જ્યોતિષમાં જે સંજ્ઞાઓ છે અને તેનાં જે નામો છે, તે પ્રમાણે તે તે ધર્મે પોતાની ક્રિયાઓમાં યા પેગમ્બરોનાં નામ સાથે તે સંજ્ઞા જોડેલી છે, તે વાત હું જ્યારે અહીં સ્પષ્ટ કરું છું, ત્યારે મારા વાંચકોને કંઈક આશ્ચર્ય ઊપજશે! આપણે ખ્રિસ્તિ ધર્મ માટે તો તેની બાઈબલ મારફતે એટલું તો જાણીએ છીએ કે તેમાં ઈસુ ખ્રિસ્તને ભલો ભરવાડ–Good Shepherd–કહ્યો છે, અને તેમના અનુયાયીઓને ઘેટાં–Sheep–યા ઘેટાંનાં નાનાં બચ્ચાં–lambs–કહેવામાં આવ્યા છે. એ–Sheep–યા ઘેટું તે જ "મેષ"ને નામે સંસ્કૃતમાં બોલાય છે, અને ઈસુ ખ્રિસ્તના જન્મકાળમાં અયનાંશ મેષ રાશીમાં હતો તે મેષ રાશીની "મેષ"સંજ્ઞા–ઘેટાનો આકાર–જ્યોતિષના ગ્રંથોમાં આપેલો છે, તે જ સંજ્ઞા પ્રમાણે બાઈબલમાં ઈસુને તથા તેના ધર્માચાર્યને–shepherd–એટલે ભરવાડ, ઘેટાંની સંભાળ રાખનાર કહ્યા છે! હવે, ઇસુખ્રિસ્તની અગાઉના પૂર્વ તરફના જૂના ધર્મોમાં જરથોશ્તીઓનો અવેસ્તા ધર્મ, હિંદુઓનો ઋગ્વેદનો ધર્મ અને ઈજીપ્તના જૂના ચારપાંચ હજાર વર્ષ પરનો ફારાઓનો ધર્મ–એ બધા ધર્મની ક્રિયાઓમાં બળદની યાને વૃષભની સંજ્ઞા લીધેલી છે. આ લેખની શરૂઆતમાં મેં અયનાંશના સંબંધમાં જણાવ્યું છે તેમ ભરણી નક્ષત્ર સુધીમાં અયનાંશનાં ૩,૬૭૨ વર્ષો થાય છે. ભરણી પછી કૃત્તિકા–Pleiades–નક્ષત્રના ચાર ભાગમાંનો એક જ ભાગ મેષ રાશી સુધીમાં ગણાય છે, એટલે તેનાં ૨૪૦ વર્ષ ઉમેરતાં મેષ રાશીમાં સૂર્ય દાખલ થયો તેને આજથી ૩,૯૧૨ વર્ષો થયાં છે. એની અગાઉના ૨,૧૬૦ વર્ષોમાં વૃષભ રાશીમાં

અયનાંશ હતો, એટલે આસરે આજથી ૪,૦૦૦ થી ૬,૦૭૨ વર્ષો પૂર્વે આ વૃષભ શશીનો કાળ હતો. હવે જુઓ કે હિંદુધર્મમાં આ બળદની પૂજા તે વેળા શરૂ થઈ અને શિવનો પોઠીઓ–બળદ–એ બધાં શૈવધર્મનાં મંદિરોમાં મૂકવામાં આવ્યો, અને એ બળદની પૂજા તેઓમાં આજસુધી ચાલુ રહી છે. ઇજીપ્તમાં પણ એ જ બળદની પૂજા થતી હતી તે તો તેઓના જૂના ગ્રંથોમાંથી મળી આવે છે, અને બળદોનાં મોટાં પૂતળાં ધર્મસ્થળોના મોખંશમાં મૂકેલાં મળે છે. ઇરાનના અવેસ્તા કાળના જરથોસ્તી મોબેદોએ–બ્રાહ્મણોએ–પણ એ જ બળદને–વૃષભને–શુદ્ધ સફેદ વરસીયાને–પોતાનાં ક્રિયાકામો માટે આકાશી શશીની સંજ્ઞા લેખે ઠેરવ્યો, અને એ જ કાળમાં હિંદુધર્મની ક્રિયાઓમાં જેમ ગૌમૂત્ર ધાર્મિક વિધિથી વપરાતું શરૂ થયું, તેમ અવેસ્તાના કાળમાં જરથોસ્તી બ્રાહ્મણોએ પણ એ જ ગૌમૂત્રને–ગોમેજ્ ગોમેહ–કહી તેને ક્રિયાવિધિથી પવિત્ર કરી પોતાના તમામ ધર્મક્રિયાના કામમાં તેનો ઉપયોગ શરૂ કીધો! આ વાત કાંઇ કલ્પનાથી નથી ઉપજાવી કાટી. એ તો ઉપલા વૃષભ શશીના અયનાંશ વેળાએ પૂર્વના ઉપર જણાવેલા ત્રણે દેશોએ–ઇજીપ્તે, ઇરાને અને હિન્દે પોતાના ધર્મો સાથે તારાઓની શશીની સંજ્ઞાને જોડી દીધેલી ઐતિહાસિક હકીકત છે ! આવી સ્પષ્ટ સાબિતીઓ સામે કોઇપણ ધર્મના ઉપાધ્યાયો પોતાની અંધશ્રદ્ધાથી જુદી વાતો જોડી કાઢી તે અજ્ઞાન જનસમાજને ખરી કરીને મનાવવા મથે તો તે નિભી શકે તેમ નથી.

આજના ઘણા શીખેલા માણસો જેમનું વાંચન ઘણું મર્યાદિત છે, તેઓ તો એમજ સમજે છે કે પ્રાચીન કાળમાં કોઇને આ બધી જ્યોતિષને લગતી astronomical-વાત ખબર હોઈ શકે નહીં, અને તે કાળના ધર્મશાસ્ત્રના લેખકોને પૃથ્વીની ચાલ, ક્રાંતિવૃત્ત, ધ્રુવ વગેરેનું જ્ઞાન હોઈ શકે નહીં. પણ ઋગ્વેદમાં પણ અવેસ્તાની માફક એ માટે ઘણાં દૃષ્ટાંતો મળી શકે તેમ છે. ઋગ્વેદના મંડળ ૧૦–૫–૩ માં નીચલી પંક્તિ છે :

विश्वस्य नाभिं चरतो ध्रुवस्य ।

એમાં કહે છે કે પૃથ્વીની ધરીનો છેડો તે "ધ્રુવ" છે, ને એ ધ્રુવની ગતિ "વિશ્વની"–ecliptic–ડૂંટીની–આસપાસ છે. "નાભિ" એટલે પૈડાનો મધ્યભાગ જ્યાં પૈડાના આરાઓ–spokes–મળે છે. આ લીટી ખુલ્લું દેખાડે છે કે ઋગ્વેદના કાળમાં જ્યોતિષને લગતું આ જ્ઞાન હતું જ, અને હજારો વર્ષના ચાલુ નિરીક્ષણથી (observation) તેમણે અયનગતિ વગેરેનું ચોક્કસ જ્ઞાન મેળવ્યું હતું.

હવે, આપણે જાણીતા અભ્યાસપૂર્ણ ગ્રંથોમાંથી અયનાંશને લગતી મળી આવતી શહાદતો અહીં નોંધી લઇએ. "એન્સાઇક્લોપીડિઆ બ્રિટાનિકા"ની ૧૩મી આવૃત્તિના ૯૯૬મા પાનામાં જણાવ્યું છે કે વસંતસંપાત–Vernal equinox–ઇ. સ. પૂર્વે ૨,૩૦૦ વર્ષ પર કૃત્તિકામાં હતો. વળી ઇ. સ. ની પહેલી સદીમાં જ નક્ષત્રોની ગણતરી કૃત્તિકાથી નહીં પણ અશ્વિની નક્ષત્રથી કરવાનો રિવાજ બધા દેશોમાં જ્યોતિષિઓએ ગ્રીકો પાસેથી લીધો. "વેદાંગ જ્યોતિષ"માં પણ જણાવ્યું છે કે બ્રાહ્મણ કાળમાં જ્યારે "તૈત્તિરીય સંહિતા" લખાઈ ત્યારે અયનાંશ કૃત્તિકા નક્ષત્રમાં હતો. એટલે એ પણ આજથી લગભગ ૪,૫૦૦ વર્ષ પરની વાત થઈ. વળી "શતપથ બ્રાહ્મણ"માં પણ એક શ્લોકમાં (૨–૧–૨) જણાવ્યું છે કે તે વેળા

કૃત્તિકા નક્ષત્ર પૂર્વમાં ઉદય પામતું હતું. હમણાં તે ઉત્તર દિશામાં ઊગે છે. જ્યોતિષ ગણિત પ્રમાણે આવો પૂર્વમાં ઉદય પામવાનો યોગ આજથી લગભગ ૪.૬૦૦ વર્ષ પૂર્વે આવી શકે છે. વિદ્વાન પંડિત બાળગંગાધર ટિળક પણ એમના–Orion–નામના પુસ્તકમાં જણાવે છે કે આ કૃત્તિકામાંના અયનાંશ વેળાએ જ બ્રાહ્મણકાળમાં વૈદિક મંત્રોના અર્થ સ્પષ્ટ અને પૂરા નહીં સમજાય એવા થઈ ગયા હતા! તે વેળાએ વેદોમાંના સ્વરભારોનું જ્ઞાન પણ નષ્ટ થયું હતું! જો આજથી ૪,૫૦૦ વર્ષ પર આવું હતું તો પહેલી "ઋગ્વેદ સંહિતા" અને ચોથી "અથર્વવેદ સંહિતા"ની વચ્ચે બે અઢી હજાર વર્ષોનો ગાળો ગયો હતો તે જાણતાં ઋગ્વેદનો જમાનો આજથી સાત આઠ હજાર વર્ષ પર જરૂર જાય છે!

કૃત્તિકાની અગાઉ રોહિણી નક્ષત્રમાં વસંતસંપાત–vernal equinox–પડતો હતો તેને માટે "મહાભારત"ના વનપર્વ (૨૨૮–૨૨૯) પ્રમાણે ઉલ્લેખ છે, તે હું ઉપર દર્શાવી આવ્યો છું. એટલે આજથી આસરે ૪,૬૩૨ થી ૫,૫૯૨ વર્ષો પૂર્વે.

વૈદિક જંત્રી પ્રમાણે એ વસંતસંપાત રોહિણીની અગાઉના મૃગશીર્ષ–Orion–નક્ષત્રમાં પડતો હતો. શ્રી ટિળકના Orion પુસ્તકમાં જણાવ્યા પ્રમાણે આ મૃગશીર્ષ અને તેની પછીના આર્દ્રા નક્ષત્રોમાં જ્યારે વસંતસંપાત હતો, ત્યારે ઋગ્વેદનાં સૂક્તો–મંત્રોનાં પ્રકરણોની રચના થઈ હતી. એટલે ઉપર જણાવેલા ૫,૫૯૨ માં બીજાં બે નક્ષત્રોનાં ૧,૯૨૦ વર્ષો ઉમેરતાં ૭,૫૧૨ વર્ષો થાય! આ બધું કાંઈ ખાલી કલ્પનાનું કામ નથી. બહુ હિંદુ પંડિતોએ હિંદીમાં પણ આ વેદકાળને માટે પુષ્કળ લેખો તેમનાં જાણીતાં માસિકો 'માધુરી', 'વિશ્વભારત' વગેરેમાં લખેલા છે. વળી એક બીજી વાત પણ નોંધવા જેવી છે કે આ મૃગશીર્ષ નક્ષત્રનું બીજું નામ જ્યોતિષ ગ્રંથોમાં "આગ્રહાયણી" છે. આગ્રહાયણી એટલે अग्र-ही-अयना એટલે એ મૃગશીર્ષ નક્ષત્રમાં "અયન"–સૂર્યની ગતિ–અગ્ર એટલે મોખરે હતું યાને અયનાંશ એ નક્ષત્રમાં હતો. એ વાત પ્રો. કીથે પણ હારવર્ડ ઓરિયેન્ટલ સીરીઝ–પુસ્તક ૩૧ માં પૃષ્ઠ ૨૦૦ માં નોંધેલી છે.

અવેસ્તાનો કાળ એ જ ઋગ્વેદનો કાળ છે, તે હું ઉપર જણાવી ગયો છું. એની મુખ્ય સાબિતી તો એ છે કે હિંદુધર્મશાસ્ત્રોમાં જે "આદિત્યો"–પ્રકાશના દેવો–જણાવેલા છે, તે બ્રાહ્મણકાળમાં એટલે વેદોની પછી લખાયેલા જમાનામાં–કૃત્તિકા નક્ષત્ર અને રોહિણી નક્ષત્રમાં વસંતસંપાત હતો તે વખતે–આજથી ૪,૦૦૦ થી ૫,૫૦૦ વર્ષના અરસામાં–બાર ગણાયેલા છે, તે દરેક મહિનાનો એક "આદિત્ય" પ્રમાણે છે. એ વાત "શતપથ બ્રાહ્મણ" માં (૪–૫–૭–૨) માં નોંધેલી છે. પણ ઋગ્વેદના કાળમાં તો એ "આદિત્યો" સાત જ હતા–વરુણ, મિત્ર, અર્યમા, ભગ, દક્ષ, અંશ, અને સવિતૃ અથવા સૂર્ય. એની નોંધ પણ ઋગ્વેદમાં ૯–૧૧૪–૩ માં છે. આ સાત "આદિત્યો" તે જ અવેસ્તાની "હપ્તન્હાઇતિ યશ્ત"ની શરૂઆતમાં જણાવેલા સાત "અમેષા સ્પેન્તા"–અમશાસ્પંદો–છે! હું આ લેખમાં ઉપર જણાવી ગયો છું તેમ "ગાથા"માંના સાત "મઝ્દાઓસ્ચા અહુરાઓન્હો" તે આ સાત અમેષાસ્પેન્તા નથી! અહીં એ માટે વધારે લખવાનું પ્રયોજન નથી. પણ એ વાત અહીં ખાસ નોંધવાનું કારણ તો અવેસ્તાકાળ તે જ ઋગ્વેદનો કાળ છે, તે આ બધી સ્પષ્ટ શહાદતો ઉપરથી પ્રત્યક્ષ થાય છે. આપણી મુખ્ય મુદ્દાની વાત જે "ગાથા"નો રચનાકાળ ઋગ્વેદના જમાનાથી પણ વધારે પ્રાચીન છે તેને જ ટેકો આપનારી મળી શકતી બધી શહાદતો અહીં એકઠી કરવાની છે.

હવે, ગાથાકાળથી, વેદકાળથી અને બ્રાહ્મણકાળથી તથા ઇસુના કાળથી નક્ષત્રોનો ક્રમ કેમ રહ્યો હતો, તે પણ જોઈ જઈએ. આપણા અવેસ્તાની યશ્તોમાં તો બહુ નક્ષત્રોની "યજત" તરીકે આરાધના થયેલી છે, તે મેં મારા "તીર યશ્ત" પરનાં લેખમાં નક્ષત્રોના નકશા આપીને દેખાડેલું છે. એ લેખ લખાતો હતો ત્યારે પોતાને જરથોસ્તી ધર્મના મોટા અભ્યાસીઓ તરીકે માનતા ને મનાવતા કેટલાક લેખકોએ અને ભાષણકર્તાઓએ વિરોધ દેખાડીને હું એ વિષયમાં અજ્ઞાન સેવતો હતો, એમ કહેવાની કૃપા કીધી હતી. પણ જે સત્ય અવેસ્તામાં તેમ જ ઋગ્વેદમાં સ્પષ્ટ છે, તેને એવા વિરોધથી કશી આંચ આવે તેમ નથી. અવેસ્તામાં "તિષ્ય" નક્ષત્રને "સ્તારૅમ્" કરીને ખુલ્લા શબ્દમાં "તીર યશ્ત"માં કહ્યું જ છે, "વનન્ત" યા ચિત્રા નક્ષત્રને પણ "સ્તારૅમ્" કરીને એ જ "તીર યશ્ત"માં તેમજ "વનન્ત-યશ્ત"માં પણ કહ્યું છે. આ બધા "યજતો" તો છેને? અને એ જ યજતો ખુલ્લે નામે જ્યારે અવેસ્તામાં "સ્તારૅમ્" એટલે "તારા" નામે ઓળખાય છે, ત્યારે પણ શું એ સ્પષ્ટ વાત પર આપણા અભ્યાસીઓ પોતાની આંખ બંધ રાખવા માગે છે? વંદીદાદની ૧૯ મી પરગરદના ૨૩ મા ફકરામાં "સ્તારાંમ્ બઘો દાતનાંમ્" એટલે "બઘની–ભગની–શક્તિના સિતારાનું" કહ્યું છે, તે "ભગ" એક આદિત્ય છે. અને તે ઉત્તરાફાલ્ગુની નક્ષત્ર સાથે જોડાયેલો છે, તે વાત જ્યોતિષના કોઇ પણ ખરા અભ્યાસીને માલુમ છે. વળી 'મેહેર યશ્ત'માં તો આ "નક્ષત્રોની ગાડીઓ" ક્રમવાર સાજનમાં જાણે આવતી જાય છે, એવી રીતે વર્ણવેલી છે, તે એ યશ્તના અભ્યાસથી તો બહુ રસ પડે તેવી વાત છે. હું ઉપર જણાવી ગયો છું તેમ આકાશમાં ક્રાંતિવૃત્તમાં ફરતાં ૨૭ નક્ષત્રો તે કાંઇ જડ વસ્તુ છે એમ હું નથી માનતો. એ સૌના બહુ ઊંચી કોટિએ પહોંચેલા આત્માઓ છે, તેથી જ એ "દેવતા" છે, "યજતો" છે, અને આરાધનાને પાત્ર છે. વળી એ બધાં નક્ષત્રોને આદિત્યો સાથે, વસુઓ સાથે, રુદ્રો સાથે, પિતૃઓ સાથે, અશ્વિનો, અગ્નિ, ચંદ્ર, અદિતિ, વાયુ, જળ, આકાશી સર્પો ઈત્યાદિ મુખ્ય "દેવતાઓ" સાથે સંબંધ છે, એ જ્યોતિષીઓ જાણે છે. એ સર્વ સાબિતીઓનો નકશો ઉપલા લેખમાં મેં આપેલો છે, તે જિજ્ઞાસુઓ જોઈ જશે અને પોતાની ખાતરી કરશે.

ખુદ ઋગ્વેદમાં પણ સ્પષ્ટ રીતે જણાવેલું છે કે આ નક્ષત્રો તે દેવતા છે. ઋગ્વેદ મં. ૧–૫૦–૨ માં નીચેનો ઉલ્લેખ છે.

अप त्ये तायवो यथा नक्षत्रा यन्त्यक्तुभिः। सूराय विश्वचक्षसे ॥

એનો અર્થ આપતાં સાયણાચાર્ય કહે છે કે વેદોમાં "નક્ષત્રોને દેવોને વસવાનાં ધામ કહ્યાં છે"! બરાબર એ જ વાત અવેસ્તાની મેહેર યશ્ત, તીર યશ્ત વગેરેનાં સ્પષ્ટ વર્ણનોથી ખરી ઠરે છે. સૂર્યની, ચંદ્રની, અગ્નિની, પાણીની વગેરે આપણી આંખે દેખાતી ખુદાઈ પેદાશોની આરાધના અવેસ્તામાં છે ને તેમાંની કેટલીક તો જરથોસ્તીઓ રોજ પોતાની બંદગીમાં પઢે છે, તો આ બીજાં નક્ષત્રોને "યજતો" રૂપે ગણાવતાં યા "યજતો"ને નક્ષત્ર તરીકે ઓળખતાં શાની નાનમ આવી જાય છે? ખુદ "બુનદહેશ"ના પહેલવી ગ્રંથમાં એવા કેટલાક તારા યા ગ્રહોની યજત રૂપે ઓળખ આપેલી છે, જો કે તે ઓળખ ખોટી છે, તે તો મારા અવેસ્તાને લગતા ગ્રંથમાં બધું સ્પષ્ટ રીતે સમજાવવામાં આવશે, તેને કેમ આપણા અભ્યાસીઓ મૂંગે મોંઢે માન્ય રાખે છે? "બુનદહેશ" કાંઇ

ઘણો જૂનો ગ્રંથ નથી. ઇરાનનું રાજ્ય ઇસુની સાતમી સદીમાં આરબોના હાથમાં ગયા પછી પણ બે ત્રણ સદી પછી એ ગ્રંથ લખાયેલો છે.

હમણાં બધા જ્યોતિષીઓ નક્ષત્રોની ગણતરી "અશ્વિની" નક્ષત્રથી કરે છે, તે હું ઉપર જણાવી ગયો છું તેમ ઇસુની પહેલી સદીથી કરવામાં આવે છે. એની પૂર્વે જ્યોતિષીઓ નક્ષત્રોની ગણતરી કૃત્તિકા નક્ષત્રથી કરતા હતા. ઇ. સ. પૂર્વે થઈ ગયેલા મહાજ્યોતિષી પરાશર મુનિએ "વિંશોત્તરી દશા" લેવા જણાવેલું છે, તે વિંશોત્તરી દશાનાં નક્ષત્રો કૃત્તિકાથી જ ગણેલાં છે, અને કૃત્તિકા નક્ષત્ર હોય તો "કેતુ"ની દશા ગણાય છે. હું ધારું છું કે એની પણ અગાઉ આર્દ્રા નક્ષત્રથી ગણાતાં હોવાં જોઇએ. પણ જૂના જ્યોતિષ ગ્રંથો પ્રમાણે ઋગ્વેદના કાળમાં તો "શ્રવિષ્ઠા" નક્ષત્રથી જ બધાં નક્ષત્રો ગણાતાં હતાં. શ્રવિષ્ઠા તે જ હાલનું ધનિષ્ઠા નક્ષત્ર છે, જે અરધું મકર રાશીમાં અને અરધું કુંભ રાશીમાં હમણાં ગણાય છે. આ "શ્રવિષ્ઠા" એ શ્રવ નું અતિશયતાવાચક રૂપ છે. એનું અંગ્રેજી યા ગ્રીક નામ "બીટા ડેલ્ફીની–Beta Delphini–છે, અને "ગાથા"માં અને અવેસ્તામાં એનું નામ "સૅરઑષૅમ્" યાને "સરોષ" છે. એનો અર્થ "સાંભળનાર, તાબે રહેનાર" થાય છે, અને તે યુક્ત જ છે. એ પ્રાચીન અવેસ્તા કાળમાં નક્ષત્રોનો સરદાર હતો, બધી બુરાઇને મારનાર અને "મજ્દા"ની વિશ્વયોજનાને આગળ ધપાવનાર ગણાતો હતો. એને માટેનો વિશેષ ખુલાસો આ ગ્રંથમાં જ હા. ૨૮ ના ૫ માં શ્લોકમાં આવતા એ "સૅરઑષૅમ્" શબ્દની ટીકા જે "ટિપ્પણ"માં આપેલી છે, ત્યાં ૨૫૪ મે પાને વાંચકને મળી શકશે. એ નક્ષત્ર અ–સ્વસ્તિકની પાસે જ છે, આકાશના ઊંચેના મધ્ય ભાગની નજીકમાં જ રહે છે. ગ્રીકોએ અને રોમનોએ પણ એને પૂજ્ય ગણી એનાં મંદિર બાંધ્યાં હતાં અને ત્યાંના પૂજારીને બસારત થતી તે પ્રમાણે તે લોકોની શંકાનું સમાધાન કરતો હતો. એટલે એ નક્ષત્રના દેવતાની કથા ઘણી જ જૂની છે. જ્યારે આ "શ્રવિષ્ઠા" નક્ષત્ર પહેલું હતું ત્યારે શ્રવણ નક્ષત્ર છેલ્લું ગણાતું. એ શ્રવણ નક્ષત્રના તેત્રીસ તારા છે અને તેનો આકાર "કાન"ના જેવો છે, અને તેથી જ અવેસ્તામાં એ નક્ષત્રનું નામ "ગઑયોસૂતૅમ્" છે, જેનો અર્થ પણ "કાને સાંભળેલું" થાય છે! આ જ્યોતિષના સંશોધનથી હવે જ આપણને સમજાય છે કે આપણા ધર્મમાં "સરોષ" યજતને શા માટે મોટો ગણવામાં આવ્યો છે. "ગાથા"માં મજ્દા અહુરા અને તેમના પેદા કીધેલા સહાધ્યાયીઓ સાથે એક માત્ર "સરોષ"નું નામ જ આવે છે. "ગાથા"ના હા. ૪૪–૧૬ માં એને "વૉહૂ સૅરઑષૅમ્" કહ્યો છે, તે "વૉહૂ" એટલે વસુ વિશેષણ બહુ જ કામનું છે. એ "સરોષ" તે જ શ્રવિષ્ઠા નક્ષત્ર છે, તેની સાબિતી એ જ "વૉહૂ" વિશેષણથી મળે છે, કેમકે એ શ્રવિષ્ઠા નક્ષત્રનું બીજું નામ જ્યોતિષ ગ્રંથોમાં વસુ જ આપેલું છે! "ગાથા"માંના અને "અવેસ્તા"માંના બધા ગ્રહો અને નક્ષત્રોને ગાથાના દિવ્યમંડળને તેમજ અવેસ્તાના યજતોને ઓળખી કાઢવા માટે જ્યોતિષના ઊંડા ને બહોળા જ્ઞાનની કેટલી જરૂર છે, તે નિષ્પક્ષપાત અભ્યાસીઓ હવે પિછાની શકશે, અને મારા સંશોધનને પોતાના અલ્પ જ્ઞાનથી હસી કાઢનારા કહેવાતા ધર્મપ્રકાશ નાખનારા લેખકોની ને અભ્યાસીઓની વાંચકો હવે સાચી પિછાન કરી લેશે!

"ગાથા"માં માત્ર "વૉહૂ સૅરઑષૅમ્" એટલે વસુ સરોષનો જ ઉલ્લેખ છે, બીજાં કોઇપણ નક્ષત્રનો તેમાં ઉલ્લેખ નથી, કે "સરોષ"ને કોઇ ઠેકાણે

"યજત" કરીને કહ્યો નથી. મેં ઉપર જણાવ્યું તેમ આ સરોપ એટલે-Delphini-ડેલ્ફીનીનું-શ્રવિષ્ઠાનું નક્ષત્ર છે. માત્ર એને જ લગતી દિવ્યકથા-divine mythology-યુરોપનાં ગ્રીસ અને રોમના લોકોમાં ઊતરેલી છે, અને તેનાં મંદિર પણ હતાં. એ "ડેલ્ફીની" માટે પણ વાંચકે "એન્સાઇકલોપીડિયા બ્રિટાનિકા"માંનો લાંબો લેખ વાંચી જોવો. આ બતાવે છે કે સરોપની-શ્રવિષ્ઠાની આરાધના માત્ર હિંદી-ઇરાની નથી, પણ તેથી બહુ જ જૂના કાળની હિંદી-યુરોપિયન હોવી જોઇએ. આ પરથી પણ ફલિત થાય છે કે ઋગ્વેદનો કાળ ઘણો પ્રાચીન છે, પણ તેથી પણ વધુ પ્રાચીન "ગાથા"નો જમાનો છે.

હવે આપણે જ્યોતિષના બીજાં અંગ "રાશીઓ" મારફતે પણ આ ગાથાકાળનો વિચાર કરીએ. આજે એટલે અર્વાચીન કાળમાં તો જ્યોતિષમાં હિંદમાં, ઇરાનમાં, યુરોપમાં કે અમેરિકામાં ક્રાંતિવૃત્તને બાર ભાગમાં વહેંચી દઈ તેની બાર રાશીઓ ગણવામાં આવે છે. આમાં ગ્રીક જ્યોતિષી ટૉલેમી-Ptolemy-ના વખતથી યુરોપમાં સાયન ગણિત દાખલ થયું તે બે હજાર વર્ષથી ત્યાં ચાલુ છે, અને એ યવનાચાર્ય દ્વારા હિંદમાં પણ સાયન જ્યોતિષ કેટલાક જ્યોતિષીઓએ માન્ય રાખ્યું અને તે હજી બહુ જ્યોતિષીઓ ચાલુ રાખે છે. આ "સાયન" જ્યોતિષ અને સાયન રાશીઓ વસંતસંપાતથી બીજા વસંતસંપાત સુધીમાં ક્રાંતિવૃત્તના બાર ભાગ પાડે છે, અને તે ભાગો સ્થાયી છે. નિરયન જ્યોતિષમાં નિરયન રાશીઓ એવા કાલ્પનિક ભાગલાઓથી પાડવામાં આવતી નથી, પણ ખુદ આકાશમાં પ્રત્યક્ષ દેખાતા મેષ, વૃષભ, મિથુન, કર્ક વગેરે જુદી જુદી રાશીઓના તારાના જ પ્રદેશની બનેલી છે. એ રાશીઓનાં નામ ઉપલા તારાસમૂહમાં પ્રાણીઓના, કીટોના કે માનવીના જુદા જુદા આકાર બાંધી શકાયા તે પરથી પાડેલાં છે. "એન્સાઇક્લોપીડિયા બ્રિટાનિકા"માં તેમજ બીજા જૂના ગ્રંથોમાં નોંધાયેલું છે કે ઇ. સ. પૂર્વે છેક સાતમી સદીમાં એટલે આજથી લગભગ ૨,૭૦૦ વર્ષ પર બેબીલોન દેશમાના લેખોમાં નોંધાયેલું મળી આવ્યું છે કે સૂર્યના વાર્ષિક ચલનમાં બાર રાશીઓ હતી. વાંચકો આ વાત નોંધી લેશે કે આ ૨,૭૦૦ વર્ષ પૂર્વેનો જમાનો તે પ્રો. જેક્સન તેમજ અવેસ્તાના બીજા યુરોપીય વિદ્વાનો આપણા પેગમ્બર સાહેબ અપો. જરથુસ્ત્રના જન્મકાળનો "ચોક્કસ રીતે" ગણે છે! પ્રાચીન ગ્રીક લેખકો યુડોક્ષસ, ઇરેટોસ્થીનીસ અને હિપ્પારકસ-Eudoxus, Eratosthenes and Hipparchus-માત્ર અગ્યાર રાશી જ ગણતા હતા, તેમાં તુલા-Libra અને વૃશ્ચિક Scorpio-એ બન્ને રાશીઓની એક જ વૃશ્ચિક રાશી ગણાતી! પણ જ્યોતિષની વિધવિધ શાખાઓ પર ગ્રંથ લખનાર યુરોપની જાણીતી લેખિકા રોઝા બૉઘન-Rosa Baughan એની The Influence of the Stars-નામની જાણીતી ચોપડીમા ૧૪ મે પાને કહે છે કે પ્રાચીન જ્યોતિષિઓ રાશીચક્રને-Zodiac-માત્ર દસ જ રાશીમાં વહેંચતા હતા; તે લોકે તુલા રાશી ગણી જ નહોતી, અને કન્યા રાશીને તથા વૃશ્ચિક રાશીને ભેળવી દઇને તેની માત્ર એક જ રાશી ગણતા હતા. એને લીધે જ યુરોપીય જ્યોતિષ ગ્રંથોમાં રાશીઓની જે જુદી જુદી સંજ્ઞાઓ-Signs-લખાય છે તેમાં કન્યાની સંજ્ઞા અને વૃશ્ચિક રાશીની સંજ્ઞા બહુ મળતી ભળતી કરવામાં આવેલી છે. જૂના સંસ્કૃત જ્યોતિષ ગ્રંથોમાં ચંદ્રની "દસ ઘોડીઓ"ની વાત આવે છે, તે આ ચંદ્રની દસ રાશીઓ જ છે, અને વળી તે ઘોડીઓના જુદાં જુદાં નામ नर, अर्वना, वृष, हय વગેરે તેમાં જણાવેલાં છે, જે નામો પણ રાશીઓના આકારો પરથી જ પાડેલાં છે. આપણી "ગાથા"ના હા. ૪૪ ના

૧૮ મા શ્લોકમાં પણ "દસા અસ્પાઑ" એટલે "દસ ઘોડીઓ"નો ઉલ્લેખ આવે છે! આ બધું વિચારી જોવા જેવું છે. આ દસ રાશીની ગણનરી ખરેખર ઘણા જ પ્રાચીન કાળની હોવી જોઇએ.

આ વિષયમાં આપણા અવેસ્તામાં "હમસ્ફ્હાઇતિ યશ્ત"માં તેમજ બીજી યશ્તોમાં અને ખાસ "મહેર યશ્ત" જે મિથ્ર–मित्र–યજ઼ત યાને આદિત્ય પર લખાયેલી છે, તેમાં "મિથ્ર"ને "વૉઉરુ ગઑયઑઇતીમ્"–કહ્યો છે, એટલે उरु-गव्युतीम्–બહોળા પ્રદેશવાળો. "મહેર યશ્ત"માં "મિથ્ર"ને લગતી જે લાંબી ઓળખ આપી છે, અને એની ગાડીના ચાર ઘોડા જણાવ્યા છે, જે "ચારે ઘોડા સફેદ, એક જ રંગના તથા તે ચારેને એક જ પૂલમાં (yoke) જોડેલા (ફકરો ૧૨૫) કહ્યા છે, તે વર્ણન ઘણું જ રસિક છે. વળી એની જમણી બાજુએ "રશ્ને યજ઼ત" ગાડીમાં બેસીને જાય છે (ફકરો ૧૨૬). આ "રશ્ને યજ઼ત" તે ન્યાયનો કરનાર છે, એટલે એની પાસે ન્યાયતુલા–ઇન્સાફનું ત્રાજવું–રહેલું છે, તે તુરત બતાવે છે કે તે "તુલા રાશી" છે. વળી "બહેરામ યશ્ત"માં કરદો ૧૭ ફકરો ૪૭ મા કહ્યું છે કે "અહુરના પેદા કીધેલા વૅરેથ્રઘ્નને યાને બહેરામ યજ઼તને અમો આરાધીએ છીએ. જે મેહેરની સાથે તેમ જ રશ્નેની સાથે બરોબર સજ્જ સમારેલા લશ્કરની વચ્ચે હુકમ કરવા માટે ચોમેર જાય છે" વગેરે. અહીં રશ્ને, મહેર અને વૅરેથ્રઘ્ન યાને બહેરામ એ ત્રણે નક્ષત્રોને પાસે પાસે આવેલાં સ્પષ્ટ રીતે દર્શાવ્યાં છે. એટલે તુલા રાશીનું વિશાખા નક્ષત્ર તે રશ્ને યજ઼ત, તેની પાસેનું અનુરાધા નક્ષત્ર તે મિથ્ર યાને મહેર યજ઼ત અને તેની પાસેનો મોટો જ્યેષ્ઠા નક્ષત્રનો તારો તે વૅરેથ્રઘ્ન યાને બહેરામ યજ઼ત છે. વૃશ્ચિક રાશીના પહેલા ચાર તારા તે અનુરાધા નક્ષત્ર છે, તે એક જ લીટીમાં ઉપર જણાવેલા "એક જ પૂલમાં" આવેલા છે, તેની અગાઉ વિશાખાના તારા અને અનુરાધા પછી જ્યેષ્ઠાનો મોટો તારો જેને ગ્રીકમાં Antares કહેલો છે, તે છે. એ જ્યેષ્ઠાનો અધિદેવતા "ઇન્દ્ર" છે, તે વેદમાં બધા દેવોનો સ્વામી ગણાયેલો છે એટલે અવેસ્તામાં તેને "અહુરધાતૅમ્" કહ્યા છે. બીજાં નક્ષત્રોને "મજ઼્દધાતૅમ્" કહેલાં છે. "બુનદહેશ"માં આ વૅરેથ્રઘ્નને યાને બહેરામ યજ઼તને મંગળનો ગ્રહ કરીને જણાવ્યો છે, તે તેના લખનારની ગેરસમજ છે. જૂના જ્યોતિષ ગ્રંથોમાં આ જ્યેષ્ઠાનો તારો જે લાલ રંગનો દેખાય છે, તેને એ રંગે ઉપરથી "અંગારિકા" એટલે "આતશ જેવો" જણાવ્યો છે, ને મંગળનો ગ્રહ જેનો પણ લાલ રંગ છે તેને જ્યોતિષમાં "અંગારક" કહેલો છે, એ બે નામોના થોડાક મળતાપણાને લીધે હશે એમ "બુનદહેશ"વાળાએ માની લીધેલું હોવું જોઇએ. પણ "મહેર યશ્ત"ના તેમ જ ખુદ "બહેરામ યશ્ત"ના ઉપર જણાવેલા ફકરાઓમાંના વર્ણન ઉપરથી એ તારો તે લાલ "અંગારિકા" જ્યેષ્ઠા છે, અને મંગળનો ગ્રહ નથી. આખા અવેસ્તામા કોઇ ગ્રહનું નામ નથી. ખુદ ઋગ્વેદમાં પણ કોઇ ગ્રહનું નામ જ નથી. ગ્રહોને લગતો પહેલો ઉલ્લેખ તો વેદો પછી લખાયેલા "બૌધાયન ધર્મસૂત્ર"મા (૨–૫–૯–૯ માં) આવેલો છે અને ત્યાં સૂર્ય, ચંદ્ર, શુક્ર, બુધ, બૃહસ્પતિ, સૌર (યાને શનિ), તથા રાહુ ને કેતુ, એમ બધા ગ્રહોનાં નામ આપેલાં છે. વળી વૅરેથ્રઘ્નની પાસે એક નાનો તારો છે તેને "અમ"ને નામે "મહેર યશ્ત"માં (કરદો ૨૯–ફકરો ૧૧૭) ઓળખાવ્યો છે. હજુ ઘણી વધુ શહાદતો એ જ "મહેર યશ્ત"માંથી આ "મિથ્ર" તે અનુરાધા નક્ષત્રનો દેવતા છે તે આપી શકાય તેમ છે. જ્યોતિષ ગ્રંથોમા તો અનુરાધા નક્ષત્રના દેવતા તરીકે मित्रને જણાવેલો જ છે. એટલે આપણા વિષય પૂરતી અહીં પણ

આપણને "મિશ્રના ખહોળા પ્રદેશ"નો ભેદ મળે છે કે તે વેળા તુલા રાશી એ મિશ્રના અનુરાધા નક્ષત્રનોજ પ્રદેશ હતો, અને અવેસ્તાની "મિશ્ર યસ્ત" લખાઈ ત્યારે જ્યોતિષના રાશીચક્રમાં માત્ર દસ જ રાશીઓ હતી! અપો જરથુસ્ત્ર પેગમ્બર સાહેબના જન્મકાળને યુરોપીય વિદ્વાનો અને તેમની પાછળ જતા ને તેમનું કહ્યું સો ટકા માની લેતા ઘણા પારસી વિદ્વાનો ઇસુના જન્મની માત્ર પાંચસેં, સાતસેં કે હજાર વર્ષ પૂર્વે માની લે છે, તે અવેસ્તા ગાથામાંની આ જ્યોતિષની શહાદતોથી હવે ખાતરી કરી લે કે પેગમ્બર સાહેબનો જમાનો ઋગ્વેદનાં સૂક્તો ગોઠવાયાં અને હાલમાં આપણને તે ગ્રંથમાં મળે છે તેવી ભાષામાં લખાયાં તેની પણ અગાઉનો છે, અને તે અયનાંશની ગણતરીથી તો આઠ હજાર વર્ષથી પણ વધુ જૂનો હોય એમ સાબિત થાય છે.

આટલી બધી વિગતો આપ્યા પછી હવે આપણને ખુદ "ગાથાઓ"નો રચનાકાળ સિદ્ધ કરવાનું પ્રાપ્ત થાય છે. શ્રી બાળગંગાધર ટિળકે એમના પ્રખ્યાત ગ્રંથ "ઓરાયન"–Orion–માં કહ્યું છે કે વૈદિક કાળના ચાર ભાગ પડે છે. પ્રથમ ભાગમાં અયનાંશ જ્યારે પુનર્વસુ નક્ષત્રમાં–Beta Geminorum–હતો, ત્યારે ઋગ્વેદની રચનાનો પ્રારંભકાળ હોવો જોઈએ. એ કાળમાં દેવતાઓની સ્તુતિના છૂટા છૂટા મંત્રો રચાયા હતા, અને સૂકતોનાં–પ્રકરણોનાં–રૂપમાં એ બધા મંત્રોની રચના હજી થઈ નહોતી. એ કાળ અયનાંશની ગણતરી પ્રમાણે ઇસુની પૂર્વે ૬,૦૦૦ વર્ષ પર જાય છે, એટલે આજથી લગભગ આઠ હજાર વર્ષ કહેવાય! વળી એ વિદ્વાન પોતાના સંશોધનથી કહે છે કે વેદનાં સૂકતોની રચના તો મૃગશીર્ષથી માંડી કૃત્તિકા નક્ષત્ર સુધીમા અયનાંશ હતાં તે વેળા થઈ હતી. એટલે ઇસુની પૂર્વે ૪,૫૦૦ થી ૨,૫૦૦ વર્ષ સુધીમાં થઈ હતી. આ પુનર્વસુ નક્ષત્રના નામનો અર્થ જાણવાની જરૂર છે, કેમકે તેમ કરતાં આપણને ઋગ્વેદના મંડાણનું રહસ્ય તેમાંથી મળી આવે છે. "પુનર્વસુ" એટલે "રિદ્ધિનું પુનર્વિધાન"–restoring the riches ઋગ્વેદ મં. ૧૦–૧૯૦–૩ માં કહ્યું છે કે

धाता यथा पूर्वमकल्पयत्

એટલે the Creator repeats the revealed Texts at the beginning of every Kalpa," યાને "સૃષ્ટિનો પેદા કરનાર દરેક કલ્પની શરૂઆતમાં મૂળ વચનોને પાછાં ઉચ્ચારે છે." આપણી "ગાથા"ના હા. ૨૯–૭ માં પણ કહ્યું છે કે આ પવિત્ર નાદમંત્રને અહુરા પોતે અષાની સાથે રચીને પછી મજ્દા અને સ્પેન્તા મન્યુ દ્વારા ઉતારીને પૃથ્વી પરના કોઇ પવિત્ર મહાત્મા મારફતે તે જનલોકને પહોંચાડે છે. "અષેમ્ વોહૂ વહિશ્તેમ્ અસ્તિ"નો "ગાથા"નો મંત્ર, તેમજ ઋગ્વેદના મંડળ ૮–૧૦૧–૫ માં ऋतावसो છે, તેનો અર્થ પણ એકજ છે કે "અષોઇ–ऋત–એ જ મોટામાં મોટી દોલત છે." એટલે આ અષોઇ–ऋત–આ દુનિયામાં કેમ સાધવી તેનો બોધ કાળે કાળે પ્રભુ પોતે ઉતાર્યા કરે છે. આવો કાળ જ્યારે અયનાંશ "પુનર્વસુ" નક્ષત્રમાં હતો ત્યારે આવેલો હશે, અને તે કાળમાં આ અષોઇનો–ऋતનો–સત્ય બોધ "પાછો" અપાયો હશે, એટલે જ વૈદિક ઋષિએ એ વેળાના નક્ષત્રનું નામ "પુનર્વસુ" આપ્યું હશે. જ્યોતિષમાં એ પુનર્વસુ નક્ષત્રની દેવતા "અદિતિ" કહી છે, જે અદિતિ એટલે અનંત યા અમર્યાદિત–endless, eternal–છે. એ અદિતિમાંથી જ સાત આદિત્યો નીકળ્યા છે, એટલે એ આદિત્યોની માતા ગણાય છે. ઋગ્વેદના મં૦ ૧૦–૭૨–૪/૫ માં કહ્યું છે કે "અદિતિમાંથી દક્ષ

ઉત્પન્ન થયો, અને દક્ષમાંથી અદિતિ ઉત્પન્ન થઈ. હે દક્ષ! તારી જે પુત્રી હતી તે અદિતિ જ હતી!"

અવેસ્તામાં જેને "અષિશ વઙ્હુવી"–अषिः वस्वी–કહી છે, તે જ આ પુનર્વસુ નક્ષત્રની દેવતા "અદિતિ" છે. "અશીશવઙ્હ યશ્ત"માં કરદા ૧ લાના ૨ જા ફકરામાં એને "અહુરમઝ્દની દીકરી અને અમશાસ્પંદોની બહેન" કહી છે! જ્યોતિષમાં "પુનર્વસુ"નું બીજું નામ सुरजननी એટલે "દેવતાઓની માતા" છે, આ "અષિશ્ વઙ્હુવી" તે જ "પુનર્વસુ" નક્ષત્ર છે, તે મેં મારા "તીર યશ્ત"વાળા લેખમાં સ્પષ્ટ દેખાડી આપ્યું છે. "તીર યશ્ત"ના ૯ મા કરદામાં ૩૮ મા ફકરામાં એનું નામ આવે છે, ત્યાં એની સાથે "પારેન્દિ"નું એટલે "આશ્લેષા" નક્ષત્રનું પણ નામ છે. ત્યાં જણાવાયું છે કે "એ બન્નેએ" તીર ને માટે માર્ગ સાફ કીધો. આ "તિષ્ત્ર્ય" યાને તીરનો સિતારો–અવેસ્તામાં "તિષ્ત્ર્ય" સાથે "સ્તારૅમ્" શબ્દ જ આવે છે–તે જ "પુષ્ય" નક્ષત્ર છે, તે અનેક દાખલાઓથી મેં મારા તે લેખમાં બતાવેલું છે. આ "પુષ્ય"ની અગાઉ "પુનર્વસુ" છે અને "પુષ્ય"ની પછી "પારેન્દિ" એટલે "આશ્લેષા"–યાને સર્પ–Hydra–છે. એમ આ "પુષ્ય"ની આજુબાજુ પુનર્વસુ અને આશ્લેષા નક્ષત્રો છે, તે અવેસ્તામાં ખુલ્લી રીતે કહેલું છે. આ "અષિશ"ને "વઙ્હુવી" એટલે वस्वी કહી છે, તે वसु નું નારી જાતિનું રૂપ છે. આ "તિષ્ય"નું નક્ષત્ર ચંદ્રની કર્ક રાશીમાં છે. "પુનર્વસુ" નક્ષત્રનો અધિપતિ "ગુરુ" છે, તે "ગાથા"માંનો "અષા" છે. પુનર્વસુની દેવતા પણ "અદિતિ" છે, તે "આદિત્યો"ની માતા તથા "દક્ષ યા પ્રજાપતિ" એટલે સૃષ્ટિકર્તાની પુત્રી છે. એ જ કથા અવેસ્તામાં છે ત્યાં "અશીશવઙ્હ યશ્ત"માં ઉપર લખ્યા પ્રમાણે તેને "અહુરમઝ્દની દીકરી અને અમશાસ્પંદોની બહેન" કહી છે! "મેહેર યશ્ત"ના કરદા ૧૬ ફકરો ૬૬ માં પણ "અષિશ્ વઙ્હુવી" અને "પારેન્દિ"નાં નામ સાથે જ આવે છે! "આદિત્યો" જેમ "વસુ" છે, તેમ આ "અષિશ" પણ "વસુ" છે, એમ અનેક શહાદતોથી સાબિત થાય છે કે અવેસ્તામાંની આ "અષિશ વઙ્હુવી" તે જ "પુનર્વસુ" નક્ષત્ર છે. આ "પુનર્વસુ"ના બે મોટા તારા એક જ લીટીમાં છે, અને તેની પાછળથી દૂરથી સમાંતર લીટીઓમાં બીજા બે તારા છે. આગળના બે મોટા તારા તે યુરોપીય જ્યોતિષીઓ જેને *Castor and Pollux* કહે છે, તે છે. આ નક્ષત્ર બહુ જ સુંદર છે.

આપણાં અવેસ્તાનાં ભણતરોમાં આ "અષિશ્ વઙ્હુવી"ને મોટી અગત્ય આપેલી છે, એનો ઉલ્લેખ અનેક યશ્તોમાં આવે છે. એના પોતા માટે પણ ખાસ "અશીશવઙ્હ યશ્ત" પણ કીધેલી છે, તેમાં એનો મહિમા વિસ્તારથી વર્ણવેલો છે. આપણે ઉપર જોયું તેમ એ નક્ષત્રનું નામ "પુનર્વસુ" એટલે "રિદ્ધિનું પુનર્વિધાન–restoring the riches–છે. અહીં "રિદ્ધિ"–દોલત–તે પરાજ્ઞાનની–Spiritual Knowledge–દોલત છે. એ પરાજ્ઞાન જે વેળા પાછું ઝાંખું થઈ ગયું હશે, અને માણસોએ બુરાઈમાં પડીને અષોઈનો માર્ગ છોડી દીધો હશે, ત્યારે વિશ્વનિયમ પ્રમાણે અહુરાએ–પ્રભુ પરમાત્માએ–પોતાનો નવો પેગમ્બર મોકલ્યો. એ નવા પેગમ્બરે જૂના ધર્મને વળગી રહેલાં જાળાં તોડવા ને સાફ કરવા પાછો અહુરાનો નવો છતાં જૂનો અષોઈનો પેગામ આપ્યો. એથી જ જે નક્ષત્રમાં તે વેળા અયનાંશ હતો, તે નક્ષત્રનું નવું નામ "પુનર્વસુ" પાડ્યું હશે. એથી જ "અષિશ્ વઙ્હુવી" માટે અવેસ્તાના ધર્મમાં મોટું માન રહેલું જણાય છે, અને

એને "ઑરૅઝ્જ઼ઇતીમ્'–બુલંદ દરજ્જાની–કહી છે. શ્રી ટીળકે તેમના "ઓરાયન" ગ્રંથમાં મેં ઉપર જણાવ્યું છે તેમ લખ્યું છે કે ઋગ્વેદના મંત્રો આ પુનર્વસુ નક્ષત્રમાં અયનાંશ હતો ત્યારે રચાવાના શરૂ થયા હતા. દેવધર્મ તો અપો પેગમ્બર સાહેબના જન્મથી ઘણો જૂનો ઊતરી આવેલો હતો, પણ તેના મંત્રો–સ્તવાઓ–પ્રવાહી સ્થિતિમાં હશે, અને કંઠે જ રખાતા હશે. તેમાં બ્રાહ્મણવર્ગે બગાડો કીધો હશે, એટલે જેમ અપો જરથુશ્ત્ર સાહેબે એમાં સુધારો કરવા પોતાનો અપોઇનો પેગામ નવેસરથી આપીને પોતાની ગાથાઓ–ઉખ્ધાઓ–રચી, અને પછી એમના અનુયાયીઓએ જરથોસ્તી ધર્મનો નવો પંથ પાળ્યો, તેમ એ પુનર્વસુથી ઋગ્વેદના મંત્રો નવેસરથી રચાવા માંડયા હશે યાને જૂના પ્રવાહી મંત્રોને નવું રૂપ તેમણે આપ્યું હશે, અને પછી એક બાજુ અવેસ્તા ધર્મ ખીલતો ગયો અને બીજી બાજુએ વેદધર્મની રચના થતી ગઈ અને તેનાં સૂક્તો પણ રચાતાં ગયાં. જે પાંચ સાધનોથી "ગાથાકાળ" ઋગ્વેદના જમાનાની પણ પૂર્વેનો છે તે બતાવવા પાચમું સાધન ભાષાને લગતું છે, તે હું હવે પછી હાથ ધરીશ, તેમાં "ગાથા"ની ભાષાનાં વ્યાકરણનાં તેમજ સર્વનામ વગેરેનાં રૂપો ઋગ્વેદની ભાષાથી જૂનાં છે તે અનેક દૃષ્ટાન્તોથી હું બતાવીશ, તેથી વાંચકોની ને અભ્યાસીઓની છેવટની ખાતરી થશે જ કે ગાથાનો રચનાકાળ ઋગ્વેદથી પણ ઘણો પ્રાચીન છે.

હવે, આ "અષિશ્ વङ્હવી" એટલે પુનર્વસુ નક્ષત્રમાં અયનાંશ હતો ત્યારે જ અપો જરથુસ્ત્રનો જન્મકાળ હતો તે બતાવવા એક બે બીજા ઉલ્લેખ મને અવેસ્તામાંથી મળી આવ્યા છે, તે પણ વિચારવા જેવા છે. પ્રથમ તો "અશીશવङ્હુ યશ્ત"માં કરદા ૨ જા ફકરા ૧૬ મામાં આરાધન કરનાર પૂજારી કહે છે કે "અય અશીશવङ્હુ ! માઝ્દયેસ્નિ દીન તારી બહેન છે–"ખ્વङ્હ દએન માઝ્દયેસ્નિશ્." વળી આ પછીના ફકરાઓમાં આશીશવङ્હ કહે છે કે "જરથુસ્ત્રે અપોઇને આરાધી, ને તેના જન્મથી દુનિયાની બધી રીતે વૃદ્ધિ થઈ, અને અંગ્રમન્યુની બુરાઈ જેણે તોડી. પછી ૨૧ મા ફકરામાં અશીશવङ્હ કહે છે કે "અય જરથુસ્ત્ર ! તું મારી ગાડી પર ચઢ !" આ બધાં વચનો સ્પષ્ટ રીતે દેખાડે છે કે અપો જરથુસ્ત્રને આ અશીશવङ્હ યાને પુનર્વસુ નક્ષત્રની સાથે સંબંધ હતો. "દીન યશ્ત"માં તો કરદા ૧ લાના ૧ લા જ ફકરામાં ભલી માઝ્દયેસ્નિ દીનને આરાધી છે, તેમાં પહેલા જ વાક્યમાં "રજિ઼સ્તાંમ્ ચિસ્તાંમ્ મજ઼્દધાતાંમ્ અષઑનીમ્ યઝ્મઇદે" એટલે "મઝ્દાની પેદા કીધેલી પ્રામાણિક નિર્મળન્યાયી અપો **ચિસ્તાને** અમે આરાધીએ છીએ." આ "ચિસ્તા" વિષે કાંગાજીએ તેમની "યશ્ત બા માએની"ના પુસ્તકમાં ૨૯૬ મે પાને આ "દીન યશ્ત"માં નીચે નોંધ લખી છે કે આ "ચિસ્તા" તે "ઇઝ્દ તરીકે ચિસ્ત નામનો ફરેસ્તો"–"એ બેઉ હમકાર યાને સાથે કામ કરનારા છે." વળી એ "ચિસ્તા"નો અર્થ તેમણે "જ્ઞાન" કીધો છે, અને બીજા બધા જ અનુવાદકોએ આ "ચિસ્તા" શું છે તે નહીં સમજાયાથી તેને ચિસ્તી" બોલ સાથે ભેળવી દીધો છે, ને તેના અર્થ "જ્ઞાન, બુદ્ધિ" એમ કીધા છે. જો યુરોપના અવેસ્તાના અભ્યાસીઓ, પહેલવી લખનારાઓ, તેમજ પછીથી થયેલા આપણા જરથોસ્તી પારસી અભ્યાસીઓને જ્યોતિષનાં જૂનાં હિંદી પુસ્તકોનો અભ્યાસ હતે તો તેમને જરૂર આ "ચિસ્તા" કોણ તે તુરત ઓળખાતે. રાશીકુંડળીમાં (દસ કે) બાર ઘર હોય, તેમાં નવમું ઘર યા સ્થાન "ધર્મ"નું છે. એક માણસના "ધર્મ"ને લગતી વાત આ નવમા સ્થાન પરથી જોઈ શકાય

છે. હવે જુઓ કે આપણી દીન-દએના-જે આપણો ધર્મ છે, તે તો ભાવવાચક છે, એ કાંઇ સ્થૂલ વસ્તુ નથી. જ્યોતિષમાં દરેક "ઘર"નાં અનેક ગ્રહ્ક નામો છે, અને એક "ઘર"માં અનેક વિષયોને લગતું જોવાનું હોવાથી તે તે વિષયોને લગતાં એવાં જુદાં જુદાં નામો હોય છે. હમણાંનાં જ્યોતિષનાં પુસ્તકોમા આ નવમા સ્થાનને ધર્મસ્થાન, તપસ્થાન, પિતૃસ્થાન, ભાગ્યસ્થાન એમ જુદાં જુદાં નામે સંબોધાય છે. પ્રાચીનકાળમાં એ નામો જુદાં હતાં, જે માટે ઉપર હું તિષ્ય, પારેન્દિ, અષિશ્ વડ્હુવી વગેરે એ પ્રાચીન નામો માટે કહી ગયો છું. જાણીતા મહાજ્યોતિષી વરાહમિહિરના ગ્રંથ "યોગયાત્રા"માં આ ઘરોનાં જૂનાં નામો જણાવેલાં છે, તેમાં નવમા ઘરને चित्त કહ્યું છે! અવેસ્તામાં આ બધાં નક્ષત્રોને ને રાશીઓને નારી જાતિ આપેલી છે, તેથી એ चित्ता છે. "ગાથા"માં ને અવેસ્તામાં બે એક જ જાતના વ્યંજનો જોડાતા નથી, પણ જુદા જુદા વ્યંજનો જોડાય છે, તેમાં બેવડો 'त' એટલે "त्त', હોય તો પહેલા "ત્" વ્યંજન "સ્" લખાય છે: चित्ति-ચિસ્તી, वेत्त-વોઇસ્ત વગેરે. આ "સ્ત" જ્યારે त्त અનુદાત્ત હોય ત્યારે જ લખાય છે: જો ઉદાત્ત યા સ્વરિત હોય તો त्त નો "થ" થાય છે, તે મારા સ્વરભારના લેખમાં સમજાવેલું છે. માટે જ આ चित्त નું અવેસ્તામાં "ચિસ્તા" થયેલું છે. દીન-દએના-તો ભાવવાચક છે, અને આરાધના તો કોઇ યજતની જ થઈ શકે. તેથી નવમું ઘર જે દીનનું-ધર્મનું-છે, તે ઘરની અધિષ્ઠાત્રી "ચિસ્તા"ની આરાધના કીધેલી છે, અને આખી "દીન યશ્ત"માં આ "ચિસ્તા"ને "દએના" જોડે જોડીને તેની સ્તુતિ ગાઈ છે!" "દીનના કલમા"માં પણ "રજિસ્તયાઑ ચિસ્તયાઑ"થીજ શરૂ કરાય છે, અને સાથે "દએનયાઑ વડ્હુયાઑ" પણ જોડેલી છે. વળી આ નવમા ધર્મસ્થાનનો પતિ પણ "ગુરુ"નો ગ્રહ છે, તે પણ આપણા ધર્મને આપનાર "અષા વહિસ્તા" છે. એમ આ બધું જ્યોતિષ વિદ્યાના જ્ઞાનથી સ્પષ્ટ થઈ જાય છે, અને આ બધું જાણીને આપણા હજારો વર્ષ પરના પૂર્વજોએ આપણાં ધર્મશાસ્ત્રોમાં આ બધી વિગતો કેવી ચતુરાઇથી આપી છે, તે માટે આપણને આશ્ચર્ય તેમજ આનંદ થાય છે. આપણા ઍરવદ સાહેબો અને અભ્યાસીઓ હજી પણ જ્યોતિષ જ્ઞાનની મશ્કરી કરી શકશે?" "ગોથું" કોણ ખાઈ ગયા છે-એ ધુરંધર અભ્યાસીઓ કે નાચીજ હું?

એક બીજી પણ શાહાદત આપણને અવેસ્તામાં આ પુનર્વસુ નક્ષત્રમાં અયનાંશ હતો ત્યારે અપો જરથુશ્ત્ર પેગમ્બર સાહેબનો જન્મકાળ હતો તે વિષે મળી આવે છે. "સરોષ યશ્ત હાદોખ્ત" જે ૨૦ મા નસ્કમાં આપેલી હતી, તેમાં પણ આપણી દીનનું જોડાણ "ચિસ્તા" સાથે તેમજ "અષિશ્ વડ્હ્વી" સાથે જોડેલું મળી આવે છે. એ યશ્તના ૪ થા કરદામાં ૧૬ મા ફકરામાં અનેક યજતો જેઓની આરાધના અવેસ્તાના લેખકોએ કીધી છે તે સર્વ યજતોના સંબંધને તેમાં આરાધ્યા છે ને તેની સ્તુતિ કીધી છે. એમાં "હુખય દએનયાઑ વડ્હુ-યાઑ માઝ્દયસ્નોઇશ્", પછી "હુખય અરશ્તાતો"ની આરાધના કીધી છે. એ "અરશ્તાતો" તે "આર્દ્રા" નક્ષત્ર છે જે "પુનર્વસુ"ની તુરત પૂર્વેનું છે. એ માટે વધુ ખુલાસાથી તો મારા અવેસ્તાના લેખોમાં જણાવવામાં આવશે, પણ આ "હુખય અરશ્તાતો" પછી "હુખય અષોઇશ્ વડ્હુયાઑ, હુખય ચિસ્તોઇશ્ વડ્-હુયાઑ, હુખય રજિસ્તયાઑ ચિસ્તયાઑ" આવે છે! આ બધાં નક્ષત્રો ને "દએના"નાં નામ અહીં સાથે જ આવે છે, અને તેનો સંબંધ "દએન"ની સાથે

બતાવ્યો છે! અહીં તો આપણી ખાતરી જ થઈ જાય છે કે પેગમ્બર સાહેબનો જન્મકાળ જરૂર "અવિશ્‌ વફ્હવી" યાને પુનર્વસુ નક્ષત્રમાં અયનાંશ હતો ત્યારે જ થયો હતો. એથી વધારે દૃઢ સાબિતી બીજી શી જોઈએ? આ બધું જ્યોતિષ જ્ઞાનથી સ્પષ્ટ થઈ જાય છે.

વાંચકોની તેમજ વિદ્વાનોની પૂરેપૂરી ખાતરી કરી આપવા માટે જ આ "જ્યોતિષના આધાર" વાળો વિષયવિભાગ કંઈક લંબાણથી ચર્ચ્યો છે. એમાં આપેલી ઋગ્વેદમાંની, બ્રાહ્મણ ગ્રંથોમાંની, અવેસ્તામાંની તેમજ "ગાથા"માંની ચોક્કસ શબ્દાદતોથી તો સિદ્ધ થાય છે કે ગાથાકાળ જરૂર ઋગ્વેદના કાળથી પણ જૂનો છે. વળી "પુનર્વસુ" નક્ષત્રનું નામ પણ બતાવે છે કે એ નક્ષત્રમાં દુનિયામાં એની અગાઉ ઊતરેલો પ્રભુનો સંદેશ ઝાંખો થઈ ગયો હતો, અને જગતમાં બુરાઈનું રાજ્ય વધી પડ્યું હતું, અને પવિત્રતા, સત્યતા, સંયમ, ભક્તિ વગેરે પ્રભુમાર્ગ તરફ જવાના માણસને માટેના ખરા ગુણોને બદલે પ્રકૃતિપૂજા અને સ્વાર્થપૂજાના દુર્ગુણો વધી પડ્યા હતા, તેથી પ્રભુની આપેલી અને પછી ગુમાવાઈ ગયેલી "દોલત"નું પેગમ્બર સાહેબે ફરીથી સ્થાપન કર્યું, અને દુનિયાને પ્રભુનો સાચો પેગામ તેમણે આપ્યો. આ બહુ પુરાણો ઇતિહાસ જનલોકમાં એક કથા રૂપે પણ ઊતરી આવ્યો છે, તે જોઈએ. અવેસ્તામાં તો જણાવ્યું છે કે (અશીશવફ્હ યશ્તઃ કરદો ૨ જો ફકરો ૭) અવિશ્‌ વફ્હવી અને પારેન્દિ, એટલે પુનર્વસુ અને આશ્લેષા, એ બન્ને દોલત, ખજાનો, સુખ વગેરે પર મુવક્કલ છે. પુનર્વસુ તે વસુ એટલે દોલત–ખજાનો–એ તો આપણે ઉપર સમજી આવ્યા, પણ પારેન્દિ એટલે આશ્લેષા નક્ષત્ર તે સર્પાકારનું છે અને એનું યુરોપીય નામ પણ Hydra છે તેનો અર્થ પણ "મોટો સાપ" થાય છે! અહીં હિંદમાં પણ કથા ચાલી આવે છે કે દટાયેલા ખજાના પર સાપ બેસે છે, અને જે કોઈ તે ખજાનો ખોદી કાઢવા જાય છે તેને તે સાપ ડરાવી હાંકી કાઢે છે! એ કથામાં પણ જ્યોતિષનો ભેદ છે. આ પુનર્વસુ નક્ષત્રનો એક ભાગ, પુષ્ય નક્ષત્ર (જે દુનિયામાં વરસાદ લાવીને ધરતીનો ખજાનો ભરપૂર ભરે છે) તે અને આશ્લેષા નક્ષત્ર એ ત્રણે કર્ક રાશીમાં છે જે ચોથી રાશી છે ને જેનો અધિપતિ ચંદ્ર છે. રાશી કુંડળીમાં ચોથું ઘર તે ઘરનું સુખ, દટાયેલો ખજાનો વગેરે બતાવે છે. એટલે આ ચોથી રાશીમાંનાં નક્ષત્રો "ખજાના"ની સંભાળ રાખનારાં છે, અને છેલ્લું નક્ષત્ર આશ્લેષા તે સાપ છે, અને એ સાપ એ ખજાનાની રક્ષા કરે છે! આ બધી હજારો વર્ષથી વંશપરંપરા ઊતરતી કથાઓમાં મોટે ભાગે તારા સિતારાઓની જ વાત છે, અને એ બધીના મૂળમાં જ્યોતિષ વિદ્યા જ છે. જ્યોતિષ વિદ્યાને હસી કાઢતા અર્વાચીન શીખેલા પઢેલા લોકો જ્યોતિષના ખરા જ્ઞાન વગર કેટલું બધું ખુએ છે, તે આ વિષયની ચર્ચાથી તેઓ જોઈ શકશે. માણસે મેળવેલું કોઈપણ વિજ્ઞાન કે શાસ્ત્ર પૂર્ણ નથી, એટલે માણસ પોતાની માનવતાની મર્યાદિત શક્તિને લીધે ભૂલ કરે, તેથી કાંઈ એ વિજ્ઞાનની કે શાસ્ત્રની વાત ખોટી ઠરતી નથી. જેમ જેમ માણસ જ્ઞાનમાં અને અનુભવમાં પોતાની નિરીક્ષણ–observation–શક્તિથી આગળ વધતો જશે તેમ તેમ તેની આંખ વધારે ખૂલતી જશે, અને કુદરતના અનેક છૂપા ભેદોની તેને પિછાન થતી જશે. હું તો આપણાં પવિત્ર ધર્મશાસ્ત્રોમાં "ગાથા"માં તેમજ અવેસ્તામાં ઠેર ઠેર જ્યોતિષને લગતા ઉલ્લેખો જોઉં છું, અને તેમાંનાં રહસ્યો એ જ્યોતિષના જ્ઞાનથી જ હું ઉકેલી શકું છું.

## ૫. ભાષાની પ્રાચીનતાનો આધાર

ઉપર જણાવેલા ઋગ્વેદ, અવેસ્તા, ઈતિહાસ અને જ્યોતિષ, એ ચાર આધારની ચર્ચા પછી હવે આપણે છેલ્લા પાંચમા "ભાષાની પ્રાચીનતાનો આધાર" અહીં લઈએ. ઉપર ચર્ચી ગયેલા ચારે આધારોમાં "ગાથા"નો જમાનો ઋગ્વેદથી પણ પૂર્વેનો છે, તે અનેક રીતે સ્પષ્ટ થયું છે. છતાં હવે આ છેલ્લા પાંચમા વિભાગમાં ખુદ ઋગ્વેદની અને ગાથાની ભાષાઓ વચ્ચે કેવો ને કેટલો ફેર છે, અને એ ફેર "ગાથા" ને કે "ઋગ્વેદ"ને વધારે પ્રાચીન ઠરાવી શકે છે, તે ખુદ એ બન્નેની ભાષાઓ વચ્ચેની સરખામણીથી જણાઈ આવશે. એ બન્ને ભાષાઓનો સમાંતર અને તુલનાત્મક અભ્યાસ કરતાં કોઈ પણ નિષ્પક્ષપાત અભ્યાસીને "ગાથા"ની ભાષામાં એવાં રૂપો મળી આવશે કે જે ઋગ્વેદના કાળમાં વપરાતાં બંધ થયાં હતા. વળી ઋગ્વેદની ભાષામાં નવા શબ્દોની ભરણી ઘણી થયેલી છે, અને જે ત્રણ ચાર હજાર વર્ષના ગાળામાં એના સેંકડો કવિલેખકો થઈ ગયા, તેમણે ભાષાને કેળવીને, નવા નવા શબ્દો બનાવતા જઈને, તેમજ જૂનાં રૂપો છોડીને લોકોની પ્રચલિત ભાષામાં તેનાં જે નવાં રૂપો સ્વાભાવિક રીતે થતાં ગયાં, તે ઋગ્વેદનાં અનેક મંડળોના મંત્રોમાં જોવાનાં મળે છે. જે સર્વનામો મૂળ એક જ અક્ષર પરથી પ્રાગ્વૈદિક કાળમાં થયેલાં, તેનાં રૂપો પણ ઋગ્વેદના કાળમાં થોડાં થોડાં બદલાતાં ગયાં હતાં, અને જે રૂપો "ગાથા"ની ભાષામાં હજી પણ તેના "મૂળ ઘાટ" કાયમ રાખી રહેલાં જણાય છે.

"ગાથા"ને અવેસ્તાની લિપિમાં જેને આપણે ઝંદલિપિ કહીએ છીએ તેમાં જ લખાયેલી આપણે જોઈએ છીએ. એ લિપિ તો સાસાનિયન જમાનામાં લગભગ બે હજાર વર્ષ પરની પહેલવી લિપિ પરથી બનાવેલી દેખાય છે. "ગાથા"ની મૂળ લિપિ શી હશે, તેની કશી પણ માહિતી આપણને કોઈ પણ હૈયાત ગ્રંથોમાંથી મળી શકતી નથી. આપણે જાણીએ છીએ તેમ હિંદુશાસ્ત્રના ધર્મગ્રંથો–ખાસ કરીને પવિત્ર વેદો–તો વંશપરંપરા વેદપાઠી બ્રાહ્મણો કંઠસ્થ એટલે મોંઢે રાખતા હતા, અને આજે પણ હિંદમાં ઘણા બ્રાહ્મણો મળી આવે છે, જેઓને "ચતુર્વેદી" કહેવામાં આવે છે, તેઓ ચારે વેદનો પાઠ મોંઢે રાખે છે. આપણા મોબેદો પણ આપણા "ગાથાઓ"ને તેમજ અવેસ્તાનાં તમામ ભણતરોને–અરે વંદીદાદને પણ–મોંઢે રાખતા હતા, અને તાજેતરમાં દાદરની અવેસ્તા મદ્રેસાના મરહુમ વિદ્વાન વડા શિક્ષક એરવદ એદલજી ફરામજી માદન, જેઓ અંધ હતા, તેઓને પણ આખું તમામ ગાથા, અવેસ્તા અને વંદીદાદનું સાહિત્ય મોંઢે હતું, તેની મેં પોતે પણ ખાતરી કીધી હતી અને તેમની આવી અદ્ભુત સ્મરણશક્તિ જોઈને મને ભારે આશ્ચર્ય થતું હતું. એટલે પોતપોતાના ધર્મગ્રંથોનાં લખાણોને મોંઢે રાખવાનો ચાલ દરેક ધર્મના બ્રાહ્મણ વર્ગમાં હજારો વર્ષથી ઊતરતો આવેલો છે. તેમ છતાં આજના બધા પ્રચલિત ધર્મોના ગ્રંથો લિપિમાં પણ ઉતારાયેલા છે. હમણાં ઋગ્વેદ તેમજ બીજા વેદોના ગ્રંથો દેવનાગરી લિપિમાં જ આપણને મળે છે, પણ બે હજાર વર્ષ પૂર્વે તો "બ્રાહ્મી" લિપિ હિંદમાં પ્રચલિત હતી, એટલે એ ગ્રંથો તે લિપિમાં લખાયેલા હશે કે કેમ તેની ખાતરી નથી. એની અગાઉ "ખરોષ્ટિ," ખીલાચિત્રી લિપિ હતી, અને તેની અગાઉ પણ કોઈ બીજી લિપિ હશે. જૂની લિપિઓમાં ચીનની "આર્ટ"ના પાયા પર લખાતી લિપિ તેમજ ઈજીપ્તની ચિત્રલિપિ મળે છે, પણ

એ સિવાય બીજી ઘણી લિપિઓ થયેલી છે. "ગાથા"ની યા અવેસ્તાની મૂળ લિપિ શી હશે તે કોઇ જાણતું નથી. પણ એ ભાષામાં સ્વરભારો–accents–હતા, અને તે સ્વરભારો પ્રમાણે શબ્દોમાંના અક્ષરોના જુદા જુદા ઉચ્ચાર થતા હતા, એટલે લખવાની કોઇ પણ લિપિ તો તે કાળમાં હોવી જ જોઇએ. પણ જરથોસ્તીઓએ પોતાના પેગંબર સાહેબનો મૂળ બાખ્ત્રીયા દેશ કોઇક કારણે છોડી દીધો હતો અને સદીઓ પછી ઇરાન દેશમાં તેઓ ઠરીઠામ થયા અને ત્યાંના લોકોમાં ધર્મનો વિસ્તાર કીધો, એ બધા લાંબા કાળના "ગાથા" ભાષાની લિપિ તદ્દન ભુલાઈ ગઈ હોવી જોઇએ. ખુદ અવેસ્તાની લિપિ પણ શી હશે તે પણ આપણે જાણતા નથી.

પ્રથમ આપણે "ગાથાભાષા"ની વર્ણમાળા જોઇએ. એમા મૂર્ધન્ય–Cerebral–વ્યંજનો ટ્, ઠ્, ડ્, ઢ્, ણ્ નથી, છ અને ઝ્ નથી, ભ્ નથી, લ પણ નથી. ઋ છે પણ તે હ્રસ્વ જ છે, દીર્ઘ ૠ નથી. ઌ મુદ્દલ નથી. આ ઌ હોત તો "લ" પણ હોત, કેમકે ઌનો ખરો જૂનો ઉચ્ચાર પ્રાતિશાખ્યો પ્રમાણે "ઍલઁ" હતો, એમાનો પ્રથમ "ઍ" સ્વર અને પાછળનો "ઍ" સ્વર જે વ્યજન બતાવવા વપરાતો તે કાઢી નાખીને તેમાથી "લ" નિપજાવ્યો હતો. "ગાથા"મા "ળ" પણ નથી. ડ, ઢ, ળ ને બદલે જૂના જ્દ અને ઝ્દ છે. "ગાથા"મા 'વ્હ" અંગ્રેજી Wના જેવો છે અને લિપિમા પણ તેવો જ લખાય છે. વ બે જાતના છે. શબ્દારંભમાનો અને શબ્દાગમમાનો, એ બન્ને જુદી રીતે લખાય છે, તે જ પ્રમાણે ય પણ બે જાતના છે. ગાથાભાષામા બે મ છે, દંત્ય મ, અને કંઠ્ય મ. આ કંઠ્ય મ અતિ પ્રાચીન છે જેનો ઉચ્ચાર "હ" જેવો પણ પોચો થતો હતો અને જે ઉચ્ચાર "મ"ને બદલે "હ" જેવો હજી પણ સુરત અને કાઠિયાવાડમા અને અભણ ગુજરાતીઓમાં ચાલે છે. ગાથામાં વિસર્ગને બદલે શ્ કે ઑ કે આઑ થાય છે. વળી 'એ'ના લાંબા ટૂંકા મળીને ચાર ઉચ્ચાર છે, જેમા છેલ્લો 'એ' તે જ ખરો 'એ' છે, બાકીના "ઍ," ઍઁ અને એ સ્વરભાર બતાવવા જુદી જુદી રીતે વપરાય છે. વળી ગાથાભાષામા ટ્ પણ બે છે, નરમ અને કઠોર. વળી તાલુસ્થાનના–palatal–વ્યજનોમા અંગ્રેજી z જેવો જ છે તેમ ઉષ્માક્ષરો શ, ષ, સ મા અંગ્રેજી azure–ઍઝ્યૉર–માના z જેવો ઝ પણ છે. વૈદિક ભાષામા સર્વનામની છઠ્ઠી વિભક્તિનો સ્ય જો સ્વરિત સ્વરભારવાળો હોય તો તેનો બ્યા ઉચ્ચાર થાય છે તે બની સંજ્ઞા જુદી છે તે જ પ્રમાણે જોડાક્ષરમાના 'સ્વ' અને કવચિત 'હ્વ' એ બન્નેનો 'ખ્વ' ઉચ્ચાર થાય છે, તેની સંજ્ઞા પણ જુદી છે. વળી 'ન' પણ બે છે. શબ્દના પ્રારભમા કે વચમા કે છેડે 'ન' આવે તો તે 'ન' જ લખાય છે, પણ 'ગ' કે 'ત'ની અગાઉ વ્યજન 'ન્' આવે તો તે જુદી રીતે "ન્" લખાય છે. 'ત'ની પણ એવી જ રીતે બે સંજ્ઞા છે. પ્રારભમાનો કે વચમાનો 'ત' 'ત' જ રહે છે, પણ શબ્દને છેડે આવતો 'ત્' જુદી રીતે 'ત્' લખાય છે.

ઉપર જણાવેલી ગાથા ભાષામાંની ખાસ ઉચ્ચાર સંજ્ઞાઓ વૈદિક ભાષામા નથી, યા જૂનીમા હશે તો તે પાછળથી જ્યારે સૂક્તોનો સગ્રહ થયો, ત્યારે તે કાઢી નાખી હશે ઘણા ભાષાશાસ્ત્રીઓનુ માનવું છે કે વૈદિક ભાષામાના કઠોર મૂર્ધન્ય વ્યંજનો હિંદમાના આદિવાસીઓની કે દ્રવિડ–તામિલ ભાષામાની વર્ણમાળામાથી આવ્યા હશે. અહી તો ગાથા ભાષાની વર્ણમાળામા શુ છે ને શુ નથી, તે વૈદિક ભાષાની વર્ણમાળા સાથે સરખાવીને બતાવવાનુ જ પ્રયોજન છે. આ

વર્ણમાળા સંબંધમાં વિસ્તારથી લખેલું મારા "ગાથાનો છંદ અને તેના સ્વરભારો" વાળા" જુદા લેખમાં મળી આવશે.

## 'પ' અને 'વ'

વૈદિક ભાષામાં "શ્વ" જ્યાં જ્યાં આવે છે, ત્યાં ત્યાં ગાથા ભાષામાં "સ્પ" રહેલો છે, અને અવેસ્તામાં પણ એમ જ "સ્પ" છે. દાખલા તરીકે વિશ્વ-વીસ્પા, અશ્વ-અસ્પા, શ્વિન્ત-સ્પૅન્તા, અશ્વિન્-અસ્પૅન્. ભાષાશાસ્ત્રના અભ્યાસમાં આ પ્રથમ 'પ' અને પછી 'વ' આવે છે, તે ઉચ્ચારક્રમ પ્રમાણે બરાબર છે. ગયા ઇ. સ. ૧૯૪૦ માં મુંબઇ યુનિવર્સીટી તરફથી પંડિત બેચરદાસે "ગુજરાતી ભાષાની ઉત્ક્રાંતિ" નામે આપેલાં વ્યાખ્યાનોનું મોટું પુસ્તક પ્રગટ થયું છે, તેમાં પહેલા વ્યાખ્યાન "આમુખ"માં એ ભાષાશાસ્ત્રીએ વૈદિક અને સંસ્કૃત ભાષાઓ માટે ચાલતા કેટલાક ભ્રમો ભાંગી નાખ્યા છે. એમાં તેઓ ખુલ્લું જણાવે છે કે પ્રાગ્વૈદિક-pre-Vedic-કાળમાં 'વ' ને બદલે 'પ' જ વપરાતો હતો. ભાષામાં 'પ' પહેલો અને તેનો 'વ' પછી જ થયેલો છે. આ પ્રકરણ એ ગ્રંથમાં બરાબર ચર્ચાયેલું છે. ભાષાશાસ્ત્રના અભ્યાસીઓએ એ પુસ્તક ખાસ વાંચવા જેવું છે. જે હિંદુ આર્યો "વેદ"ને જ દુનિયાનું સૌથી જૂનું પુસ્તક માનવા-મનાવવા મથે છે, તે સૌને આ ભાષાશાસ્ત્રના ખરા જ્ઞાનથી જણાશે, તેમજ અહીં આ ઉપરાંત ભાષાનાં અનેક રૂપોની પ્રાચીનતા ગાથાભાષામાંથી બતાવવામાં આવશે કે શ્રી જરથુશ્ત્ર પેગમ્બર સાહેબની "ગાથાઓ"જ આજ સુધીમાં તો સૌથી વિશેષ પ્રાચીન છે.

"ગાથા"માંના બહુ શબ્દો ઋગ્વેદમાં મળતા નથી, જો કે આ ગ્રંથની છેવટે મેં "ગાથા"માંના જે જે શબ્દો એક યા બીજા રૂપમાં ઋગ્વેદમાં ને બીજા વેદોમાં મળી આવે છે, તે સર્વ શબ્દોનો એક કોશ પણ આપ્યો છે, અને એ શબ્દો વેદોમાં ક્યાં ક્યાં છે તેનાં મંડળ સૂક્ત અને શ્લોકની સંખ્યા પણ તેમાં સ્પષ્ટ રીતે મેં બતાવ્યાં છે. એક વસ્તુ પણ નોંધવા જેવી છે કે પંચાણું ટકા શબ્દો તો ઋગ્વેદમાંથી જ મળી આવ્યા છે, બીજા વેદોમાંથી તો ઘણા જ જૂજ શબ્દો મળ્યા છે. એ પણ બતાવે છે કે ગાથાકાળ ઋગ્વેદની પૂર્વેનો નજીકમાં જ હતો, ત્યારે યજુર્વેદના અને અથર્વવેદના કાળ બહુ પાછળના છે, કેમકે તેમાં ભાષા ઘણી આગળ વધી છે, અને જૂનાં રૂપો તેમાંથી લુપ્ત થયેલાં છે.

કેટલાક "ગાથા ભાષા"ના અભ્યાસીઓ એમ માને છે કે એ ભાષાના શબ્દોના ખરા અર્થ માટે માત્ર ઋગ્વેદમાંના જ શબ્દો કામમાં લઈ શકાય. તેમનો આ મત બહુધા ખરો છે, પણ ભાષાના કોઇ પણ એક પુસ્તકમાં તે ભાષાના તમામ તો શું પણ ચોથા ભાગના શબ્દો પણ મળી શકે નહીં. "ગાથા"ના મારા અનુવાદમાં મને જ્યાં જ્યાં ગાથામાંના શબ્દો ઋગ્વેદમાંથી મળી આવ્યા, ત્યાં ત્યાં એ શબ્દોના અર્થો મેં મોનિયર વિલ્યમ્સના મહા સંસ્કૃત-અંગ્રેજી કોશની બન્ને આવૃત્તિઓમાંથી મેં તે તે શબ્દોના તે તે શ્લોકના સમગ્ર વિચારને બંધબેસતા અર્થો લીધા છે. પણ "ગાથા"માં એવા બીજા પુષ્કળ શબ્દો છે જે ઋગ્વેદમાં નથી મળતા, પણ જેના ધાતુ તો ઉપલા કોશમાં મળી શકે છે. વળી ઉપલા મો. વિ. કોશની એક ખાસ ખૂબી એ છે કે તેમાં વેદકાળના અર્થો ખાસ નોંધથી દેખાડેલા છે અને તે જ શબ્દના પાછલા શિષ્ટ સંસ્કૃત કાળમાં બદલાયેલા અર્થો પણ આપેલા છે, તે ઉપરાંત બીજા અનેક જૂના વૈદિક ને સંસ્કૃત ભાષાઓના કોશકારોએ અતિપ્રાચીન

કાળમાં તે તે શબ્દોના બીજા અર્થો પણ થતા હતા અને કેટલાક એ રીતે વંશપરંપરા ઊતરી આવેલા તેવા અર્થો પણ તેમાં 'L' (એટલે (Laxicographies) સંજ્ઞા: તે તે શબ્દો પાસે મૂકીને આપેલા છે. આ વર્ગમાંના અર્થો પણ "ગાથા"ના અનુવાદમાં મને ઘણા કામ આવ્યા છે. દાખલા તરીકે આપણા અવેસ્તામાં "ખરૅમ્" છે, તેને યજત ગણીને પણ તેને 'અષો' કહીને તેની સ્તુતિ કીધેલી છે. આ "ખરૅમ્"નો અર્થ "ગધેડો" કરીને પહેલવી કાળથી અવેસ્તાના અનુવાદોમાં આજ સુધી થતો આવ્યો છે, અને "ત્રણ પગનો ગધેડો" તે શું હશે, તે માટે આપણા હાલના પારસી અભ્યાસીઓએ કંઇ કંઇ ભારે વિચિત્ર કલ્પનાઓ કરીને તેને "શરીરશાસ્ત્ર"થી તપાસી તોલીને પેટમાંના વચ્ચેના પડદા–diaphragm–તરીકે ઓળખાવ્યો છે! હવે એ "પડદો" અષો પણ કેમ થયો, અને વળી તેની સ્તુતિ ને આરાધના કરવાનું પણ અવેસ્તાના લખનારનું શું પ્રયોજન હશે, તે આપણી સમજની બહાર જાય છે! જો આપણા અભ્યાસીઓએ જ્યોતિષવિદ્યાનો આસરો લીધો હતે અને આ યજતો તે આદિત્યો, વસુઓ, રુદ્રો અને તેમનાં નક્ષત્રો છે તે બરાબર તેઓ સમજ્યા હતે, તો આ "ત્રણ પગના ગધેડા"નો પત્તો આકાશમાંથી જ મેળવવા પામતે! કન્યા રાશીમાં હસ્ત નક્ષત્રના તારાઓનો પુંજ છે, તેના પાંચ તારા છે, અને તે આપણા હાથને તેની આંગળીઓ અને અંગૂઠા સાથે પહોળો કરતાં તેની પ્રત્યેક આંગળીના નાકા પર આ એક એક તારો બેસી જાય છે. તેથી જ એ નક્ષત્રને "હસ્ત' એટલે હાથના ઘાટનું નક્ષત્ર કહ્યું છે, હવે જૂના ગ્રીક જ્યોતિષમાં આ હસ્ત નક્ષત્રને "કોરવુસ–Corvus–કહ્યું છે અને તેનો અંગ્રેજી અર્થ "કાગડો" છે. આપણા હાથની પાંચે આંગળીઓ પહોળી કરીએ, અને વચમાંની ત્રણ આંગળી નીચે મૂકીને અંગૂઠો એક બાજુ ઊંચો કરીએ તો તે કાગડાનું માથું થાય અને છેલ્લી નાની આંગળી ઊંચકીએ તો તે કાગડાની પૂછડી થાય! એટલે પેલી ત્રણ આંગળીઓ તે એને બદલે ત્રણ પગ જેવી થાય! આ પેલો ત્રણ પગનો કાગડો–Corvus' હવે મો. વિ. કોશમાં ઉપર જણાવેલી "L" સંજ્ઞા સાથે આ "ખરૅમ્" ખર–નો અર્થ crow એટલે કાગડો કરીને આપેલો છે! એવી રીતે આ 'ખરૅમ્'નો ભેદ મળી આવ્યો. એ જ પ્રમાણે "ગાથા"માં આપણા એક અમશાસ્પંદ "ક્ષથ્ર"નું નામ છે. એ "વૉહૂ ક્ષથ્ર" એટલે "વસુ ક્ષત્તૃ" પણ કહેવાયો છે. હવે આપણે જોઇએ કે એ "ક્ષથ્ર" તે કોણ. "ક્ષથ્ર" તે કાંઈ ક્ષત્ર એટલે રાજ, સત્તા, કે રાજા નથી. આ "ક્ષથ્ર" તો અતિ પ્રાચીન કાળમાં ક્ષદ્ ધાતુ પરથી "સૃષ્ટિનો ઘડનાર" તરીકે મનાયેલો છે. મો. વિ. કોશમાં જણાવ્યા પ્રમાણે એ "ઘડનાર"ના અર્થવાળો ક્ષત્તા–ક્ષત્તૃ નું ૧/૧ રૂપ–ઋગ્વેદ મં. ૬–૧૩–૨ માં છે. વળી એ ક્ષત્તૃ–શબ્દના અનેક અર્થો જુદા જુદા ગ્રંથોમાંના આપીને છેવટે ઉપર જણાવેલી "L" સંજ્ઞા સાથે એનો અર્થ " Name of Brahma "–"બ્રહ્માનું નામ"–એમ જણાવ્યું છે! "ગાથા"માંનો આ "ક્ષથ્ર" એ હિંદુશાસ્ત્રની ત્રિપુટિ–વિષ્ણુ, શિવ અને બ્રહ્મા–એમાંના "બ્રહ્મા" એટલે સર્જનહાર, તે એ અર્થમાં કે એ તમામ પ્રાણીમાં તેનો વંશવેલો ઉતારવાનું "બીજ" મૂકે છે, અને એ ક્ષથ્ર તે સંયમ આપનાર પણ છે, આ બધું વિસ્તારથી અને ખુદ ગાથામાંના શ્લોકોમાં એ અમશાસ્પંદો કોણ કોણ છે તેના દાખલા આપીને મેં "ગાથામાં જ્યોતિષનો પાયો" નામના મારા જુદા લેખમાં સમજાવેલું છે. અહીં તો મારી કહેવાની મતલબ એટલી જ છે કે ગાથાકાળના ઘણા જૂના શબ્દોના ખરા અર્થો મો. વિ. ના કોશમાંથી માત્ર ઋગ્વેદમાં કે

બીજા વેદોમા વપરાયેલા જણાવ્યા છે તે જ નહીં, પણ આવી 'L" સંજ્ઞાથી જણાવેલા શબ્દાર્થોમાથી પણ મળી આવે છે.

## ગાથા ભાષા જ ઋગ્વેદની ભાષામાં ઊતરેલી છે

ગાથા ભાષા તે વૈદિક ભાષાની બહેન છે, એમ આજ સુધીના યુરોપ, અમેરિકા, ઈરાન, હિંદ દેશોના અવેસ્તાના અભ્યાસીઓ માનતા આવ્યા છે તેઓને ગાથા ભાષાના ઘણા શબ્દો વૈદિક ભાષાના જેવા જ લાગ્યા, વ્યાકરણ પણ બહુધા વૈદિક ભાષાનુ જ જણાયુ, કેટલાંક નાના શબ્દો તો વૈદિક ભાષામા તેમજ સંસ્કૃતમા પણ હજી સુધી ચાલે છે, તે જ ગાથાના શ્લોકોમા પણ છે, તે બધાથી તેમની ખાતરી થઈ કે એ બન્ને સમકાલીન હોવી જોઈએ. પણ પ્રૉ. જૅક્સને, રેવ૦ મિલ્સે અને બીજા કેટલાક અવેસ્તાના અભ્યાસીઓએ ગાથા ભાષામા સર્વનામો વગેરેનાં એવા રૂપો જોયા તેથી તેમને લાગ્યુ કે ગાથાભાષા વૈદિક ભાષાથી પણ પુરાણી હોવી જોઈએ. જેક્સન પોતાના "અવેસ્તાના વ્યાકરણ, ભાગ ૧ લા"ના એની પ્રસ્તાવનાના ૫૪ મા ફકરામા કહે છે કે "ગાથા ભાષા અવેસ્તાની ભાષાથી ઘણી જૂની છે અને કેટલીક બાબતોમા તે જુદી પડે છે ગાથાનુ વ્યાકરણ સ્પષ્ટ રીતે શુદ્ધ છે અવેસ્તાના પાછલા ભાગોમા ભાષાની ભ્રષ્ટતા પણ ઠીક ઠીક દેખાઈ આવે છે, અને તેમા બહુ અશુદ્ધિઓ પેસી ગયેલી છે. અવેસ્તાની ભાષાના શબ્દોના રૂપ ઋગ્વેદ જેટલા જૂના દેખાય છે, અને કોઈકોઈક વાર તો તેમા વધારે જૂના રૂપો પણ મળે છે" પ્રો જેક્સન આ બધુ લખ્યા પછી પણ પેગમ્બર સાહેબ અષો જરથુશ્ત્રનો જન્મકાળ ઈ. સ. પૂર્વે ૬૬૦–૫૮૩ ઉપર મૂકે છે, જો કે એ જ "પ્રસ્તાવના"ના ૩૦ મા ફકરામા તે પેગમ્બર સાહેબને "ઈસુ ખ્રિસ્તના જન્મથી હજાર વર્ષથી વધુ ઉપર" થઈ ગયેલા હોય એમ કહે છે! જો ઋગ્વેદની ભાષાથી ગાથાની ભાષા વધારે જૂની છે એમ કહેવા છતા ગાથાના રચનાકાળને ઈ. સ. પૂર્વેની છઠ્ઠી યા સાતમી સદીમા તે મૂકે છે, તો શુ ઋગ્વેદનો કાળ ઈ. સ. પૂર્વે પાચમી સદીની અદર હતો? અવેસ્તામાના અને ઋગ્વેદમાના જ્યોતિષને લગતા ઉલ્લેખો પરથી તો આપણે ઉપર સિદ્ધ જોઈ આવ્યા છીએ કે ઋગ્વેદનો જમાનો ઈ. સ. પૂર્વે પાચ હજાર વર્ષથી પણ વધારે જૂનો દેખાય છે. અહીં તો આટલોજ ઉલ્લેખ બસ થશે. અહીં એટલુ તો નોંધવુ જ જોઈએ કે આ બધા યુરોપીય અને અમેરિકીય અવેસ્તા વિદ્વાનો આ વિષયમા જબરી છક્કડ ખાઈ ગયેલા છે. તેમને આ જ્યોતિષના ઉલ્લેખોની કશી માહિતી જ નહોતી. અને તેમને પોતાના પાશ્ચાત્ય પંડિતોના આધુનિક જ્ઞાન ને વિજ્ઞાન માટે એટલો ગર્વ હતો કે આપણે આ પૂર્વ તરફના ઋષિઓ ને પેગમ્બરોમા આટલા બધા હજારો વર્ષ પૂર્વે આધ્યાત્મિકતાનુ ને પવિત્ર નીતિરીતિનુ જ્ઞાન જ કેમ હોઈ શકે!

## "ગાથા"માંના અનેક શબ્દોની ઋગ્વેદમાં ગેરહાજરી

હવે, આપણે ગાથાભાષાની ઋગ્વેદની ભાષાથી પણ વિશેષ પ્રાચીનતા જોઈએ. "ગાથા"મા અનેક શબ્દો છે, જે ઋગ્વેદમા મળતા નથી, અને એવા કેટલાક શબ્દોના રૂપ કોઈક બે ચાર બાકી રહી ગયેલા શબ્દોના અગમાં મૂળ શબ્દ તરીકે રહી ગયેલા મળી આવે છે. એ શબ્દો અને તેનાં રૂપ ને ધાતુ અહીં આપણે તપાસીએઃ

૧. "ગાથા"માં અને "ઋગ્વેદ"માં આતશની યા અગ્નિની ઉપાસના ઠેરઠેર મળે છે. ઋગ્વેદમાં તો આતશ માટે માત્ર "અગ્નિ" શબ્દજ દસે મંડળોમાં વપરાયેલો છે, ત્યારે "ગાથા"માં તો "અગ્નિ" જેવો શબ્દ જ નથી. આ "અગ્નિ" શબ્દ પશ્ચિમની "સ્લૅવ" ભાષામાં "ઑગ્નિ-ognj-", લિથુઆનિયન ભાષામાં "ઉગ્નિ-સ્-ugni-s" અને લૅટિન ભાષામાં "ઇગ્નિ-સ્-igni-s" રૂપોમાં હજી પણ મળી આવે છે, તેમજ અવેસ્તા ભાષામાં માત્ર એકજ ઠેકાણે "હમફ્હાઇતિ ચસ્ત"માં ૪ થા કરદામાંના ૫ મા ફકરામાં "અગૅન્યાઑ" એમ "અગ્નિ"ની છઠ્ઠી વિભક્તિ એકવચનના રૂપમાં એ "અગ્નિ" શબ્દ આવેલો છે. બાકી "ગાથા"માં તેમજ અવેસ્તામાં તો બધે જ આતશને માટે "આથ્રા" યા "આતર્" શબ્દો જ વિકલ્પે વપરાયેલા છે. હવે મો. વિ. કોશમાં (૨ જી આવૃત્તિમાં ૧૭ મે પાને) अथर्वन् શબ્દના અર્થ માટે શું લખ્યું છે તે વાંચો. કર્ત્તા જણાવે છે કે આ શબ્દ જૂના કાલગ્રસ્ત-obsolete-શબ્દ अथर् પરથી બનેલો જૂના કોશકારો કહે છે, અને એના અર્થ નીચે પ્રમાણે કરે છે: (૧) અગ્નિ અને સોમની ક્રિયા કરનારો બ્રાહ્મણ પુરોહિત-priest; (૨) જે પુરોહિતે અગ્નિની પ્રથમ પૂજા ને આરાધના સ્થાપી તે પ્રથમ પુરોહિતનું નામ. આ "અથર્" બ્રહ્માનો સૌથી મોટો પુત્ર હતો જે બ્રહ્મા પાસેથી પહેલ વહેલો બ્રહ્મવિદ્યા શીખ્યો અને પછી બીજાઓનો એ વિદ્યામાં ગુરુ બન્યો. ગાથાકાળમાં આ આતશનો શબ્દ "આથ્ર' કે આતર્" હતો, અને આતશની આરાધના કરનાર પુરોહિતને અવેસ્તામાં "આથ્રવન્" કહેલો છે. આ **"આથ્રવન" શબ્દ "ગાથાઓ"માં છેજ નહીં.** ગાથામાં તો માત્ર "આથ્રા" શબ્દ જ છે, અને તેનો સંબંધ "અષા"ની સાથે છે, અને એ "આથ્રા" અને સ્પેન્તા મન્યુની મારફતે આધ્યાત્મિકજ્ઞાન-પરાજ્ઞાન-બ્રહ્મવિદ્યા-"ક્ષ્નૂતૅમ્"-મજ્દા પ્રભુપંથે જનાશને પ્રેરે છે, એમ "ગાથા અહુનવઇતિ"ના હા. ૩૧ ના ૩ જા શ્લોકની પહેલી જ લીટીમાં પેગમ્બર સાહેબે કહ્યું છે. વળી ઉપર જણાવેલી હિંદુશાસ્ત્રોની કથા કે પહેલો અથર્વન્ બ્રહ્મા પાસેથી બ્રહ્મવિદ્યા શીખ્યો તે "અથર્" પોતે બ્રહ્માનો પુત્ર હતો. એ જ કથા અવેસ્તામાંની "આતશ નિયાઇશ"માં છે જ્યાં આતશને "આથ્રો અહુરહે મજ્દાઑ પુથ્ર" એટલે "અહુરમજ્દના પુત્ર હે આતશ !" એમ આ આતશની ઉત્પત્તિની કથા "ગાથા"માં અવેસ્તામાં અને ઋગ્વેદમાં અતિ પ્રાચીન કાળથી જળવાઈ રહેલી છે ! આ अथर् શબ્દ પરથી બીજા સસ્કૃત શબ્દો अथरि એટલે "બળતું--flame" અને अथर्यु કે अथर्य એટલે "ફરફરતું-ધ્રૂજતું-flickering-બનેલા છે. આ વાત સ્પષ્ટ રીતે બતાવે છે કે ગાથા ભાષા ખરેખર ઋગ્વેદની ભાષાથી ઘણી જૂની છે, કેમકે તેમાંના આવા શબ્દો ઋગ્વેદ કાળમાં કાલગ્રસ્ત-obsolete-થઈ ગયેલા જણાવેલા છે, એટલે તેમ થવાને ઘણી સદીઓના જમાના વચમાં ગયા હોવા જોઈએ. ઉપર જણાવેલો "અથર્વન્" શબ્દ પહેલી વિભક્તિ એકવચનમાં ઋગ્વેદના મંડળ ૧-૮૩-૫ માં છે, જે વિભાગ જૂના મંડળોમા ગણાય છે, એટલે ઋગ્વેદના જૂના મંડળમાં છે, તેમજ અવેસ્તામા છે, પણ "ગાથા"માં એ શબ્દ નથી, એટલે એ શબ્દ પેગમ્બર સાહેબ પછી જ ઘડાયેલો છે. અવેસ્તામાં "ફરવરદીન યસ્ત" જે જૂની ગણાય છે, તેના કરદા ૨૪ માંના ફકરા ૯૪ માં કહ્યું છે કે "ઉસ્ત-નો જાતો આથ્રવ યો સ્પિતામો જરથુસ્ત્રો", એટલે "કલ્યાણ હો! આપણે માટે સ્પિતમ જરથુસ્ત્ર જેવો એક આથ્રવન્ જન્મ પામેલો છે!", એમ અહીં પણ "આથ્રવન્" શબ્દ "ગાથા" પછીના કાળમાં જ વપરાયેલો છે.

## ૨. "ગાથા"માંનો "ઉર્વા" શબ્દ

"આત્મા" માટે ગાથામાં આવતો "ઉર્વા" શબ્દ પણ ઋગ્વેદમાં નથી. એ શબ્દ વૃ=ઢાંકવું, છુપાવવું, એ ધાતુ પરથી નીકળેલો છે, અને તે પરથી વૃન્ નામ થયેલું છે, અને એ અનુદાત્ત હોવાથી વૃનો "ગાથા"માં લગભગ બધે જ 'ઉર્વ' થયેલો છે. બીજી વ્યુત્પત્તિ अन्=શ્વાસ લેવો, તે પર उरु ઉપસર્ગ ઉમેરાઇને થયો હોય તેવી લાગે છે. જૂના સંસ્કૃત કોશોમાં ऊर्व शબ્દ છે, તેનો એક અર્થ પિત્રાત્મા યા ગતાત્મા—જે આત્મા ચાલી ગયો તે, શરીર છોડી ગયેલો આત્મા, એમ થાય છે. વળી ઋગ્વેદમાં त्मन् શબ્દ Self, પંડ, અર્થમાં છે, અને પાછળથી એ त्मन् માં आ ઉપસર્ગ ઉમેરીને તેનો आत्मन्—આત્મા શબ્દ કીધેલો છે. ગાથા "ઉર્વા" ઉપરાંત આ त्मन् શબ્દ ગાથાની ઉચ્ચારવિધિ પ્રમાણે "ઇૅમન—દ્મન્" કરીને હા. ૩૧–૧૬ માં અને त्मानंम् નું "ઇૅમાનૅમ્" કરીને હા. ૩૧–૧૮ માં આવેલો છે, એનો અર્થ ત્યાં તેમજ બધે ઠેકાણે, અને અવેસ્તામાં પણ, પંડ, પોતાની જાત, self, અને પછી લક્ષણાથી 'આત્મા' થાય છે. એનો અર્થ 'ઘર' નથી જ. 'ઘર'ના અર્થનો વૈદિક શબ્દ તો दम् છે, તેમાં न् વ્યંજન નથી. પહેલવી તરજુમો કરનારના વૈદિક સંસ્કૃતના મર્યાદિત જ્ઞાનને લીધે આવી ગંભીર ભૂલ થયેલી છે. અહીં પણ "આત્મા" શબ્દ ઋગ્વેદમાં છે પણ "ગાથા"માં નથી; "ગાથા"માં તો "ઉર્વ" શબ્દ છે અને "ઇૅમન્" છે, અને "ઉર્વ" શબ્દ ઋગ્વેદ કાળમાં કાલગ્રસ્ત થયેલો હશે.

## ૩. "ગાથાભાષા" માંનો "ઉસ્તા" શબ્દ ઋગ્વેદમાં જુદા અર્થમાં છે.

"ગાથા"ની ભાષામાં અને પછીની અવેસ્તા ભાષામાં "ઉસ્તા" યા "ઉસ્ત' શબ્દો છે, જેના અર્થ કલ્યાણ, મુક્તિ, અમરજ્યોતિ, એવા થાય છે. એ શબ્દ उष् = બળવું, ઝળકવું, એ ધાતુ પરથી યા वस = ઝળકવું, એ પરથી પણ બન્યો હોય. ઋગ્વેદમાં આ वस નું ભૂતકૃદંતનું રૂપ उष्ट છે, તેનો અર્થ કલ્યાણ કે મોક્ષ થતો નથી. એ वस્ના ક્રિયાપદોનાં રૂપો वस्, उ, ऊ, औ વગેરે પ્રથમાક્ષરોથી શરૂ થાય છે. ઋગ્વેદના કાળમાં આ उष्ट શબ્દ ઉપલા "કલ્યાણ"ના અર્થમાં કાલગ્રસ્ત થઈ ગયેલો છે.

## ૪. "ગાથા"માંનો ऋतના અર્થનો "અષા" શબ્દ વેદમાં નથી.

આ "અષ" શબ્દને માટે "અષૅમ્ વોહૂ"ના જૂના કલામ પરના લેખમાં મેં વિસ્તારથી સમજાવેલું છે. મો. વિ. કોશ પણ જણાવે છે કે ऋत—ગાથા તથા અવેસ્તામાના "ઍરૅત્"—નું બહુ જૂના પ્રાગ્વૈદિક કાળમાં अष કરીને બીજું રૂપ પણ હતું તે વેદકાળમા નષ્ટ થયુ હતું, પણ તે રૂપ પરથી ઋગ્વેદના મં. ૧–૧૭૩–૪ માં अषतर બનેલા શબ્દમાં રહેલું છે! હું ધારું છું કે "ઋષિ" શબ્દનો ધાતુ પણ વેદના કોષકારોને મળતો નથી પણ તે ऋष्—ગાથા ભાષામાં "ઍરૅશ્" રૂપે છે, અને તેનો અર્થ સત્યતા, પ્રામાણિકતા એવો થાય છે. આ 'ઋષ' માંથી "ઋષિ" શબ્દ થયેલો હોવો જોઇએ, અને ऋष અને अष એ મૂળ શબ્દો હશે. આ "અષા" શબ્દથી પણ ગાથા ભાષાની વિશેષ પ્રાચીનતા સિદ્ધ થાય છે. ऋष् શબ્દ પણ પ્રાગ્વૈદિક જ છે, અને એ શબ્દ એ જ રૂપે વૈદિક કોશમાં છે, પણ તેના અર્થ વહેવું, જવું, હઠાવવું એવા થાય છે. આ "ગાથા"માંના "ઋષ્" શબ્દ પરથી જ સંસ્કૃતમાંનો "ઋષિ શબ્દ થયેલો છે અને તેના અર્થ પવિત્ર પુરુષ, દ્રષ્ટા, સ્તોત્રકાર, એવા થાય છે, તે "ગાથા"માંના એ "ઋષ" શબ્દ પરથી જ થઈ શકે. મો. વિ. પણ "ઋષિ" શબ્દ માટે લખે છે કે એ કોઇ જૂના ધાતુ "ઋષ્" પરથી થયેલો લાગે છે!

વળી "ગાથા"માં "અૅરેષિશ્-ऋषिः" બોલ છે, તેનો અર્થ "તેજનું કિરણ" થાય છે, તે અર્થ પણ એ જ શબ્દના અનેક અર્થોમાં "L" સંજ્ઞા નીચે આપેલો છે! વેદમાં એ શબ્દનું બીજું રૂપ अर्चिः એ જ 'કિરણ'ના અર્થમાં થયેલું છે, તે પણ એ જ "ઋષ્" પરથી अर्च ધાતુ થયેલો છે, તેમાંથી ઊતરેલું છે.

## ૫. "ગાથા"માંનો "સ્પૅન્તા" શબ્દ "ઋગ્વેદ"માં નથી

"ગાથા"ના દિવ્યમંડળના અધિષ્ઠાતા "અહુરા" અને "મજ્દા"ને જે "સ્પૅન્તા" કરીને તેમજ "આરમઈતિ-अरमति-ને પણ "સ્પૅન્તાંમ્" કરીને એ ગુણવાચક સંજ્ઞા લગાડેલી છે, તે "સ્પૅન્તા" શબ્દ "ઋગ્વેદ"માં નથી. વેદના ધાતુ પાઠ ૨-૯ માં श्विन्द् ધાતુ આપેલો છે અને તેનો અર્થ "સફેદ હોવું" આપેલો છે, તે જ અર્થ પ્રમાણેનો ઉપલો "સ્પૅન્તા" શબ્દ પણ છે, જેનું વૈદિક રૂપ श्विन्त થાય. એ ધાતુ श्वित् ધાતુ સાથે સંબંધ રાખે છે. "ગાથા"માં એ "સફેદ હોવું" પરથી તેજસ્વી, પવિત્ર, વૃદ્ધિકર, એવા અર્થ "સ્પૅન્તા"ના થાય છે. એ જ શબ્દને મળતો "શ્વૅન્તા"-szventa-શબ્દ એ જ "પવિત્ર"ના અર્થમાં યુરોપના લિથુઆનીઆ દેશની ભાષામાં છે! વળી ગાંધાર દેશમાંથી મળી આવેલા એક શિલાલેખમાં "ખરોષ્ટી" લિપિમાં "સ્વન્ત" યા "સ્પન્ત" શબ્દ છે! ગાંધાર દેશની ભાષા અફ્ઘાન ભાષાની સાથે અવેસ્તા ભાષામાંથી ઊતરી આવેલી છે, એમ ભાષાશાસ્ત્રીઓ કહે છે.

## ૬. "ગાથા"માં "દીર્ઘ" નહીં પણ "દરૅગો" શબ્દ છે

આ "દરૅગો" શબ્દ પણ "ગાથા"નું પ્રાગ્વૈદિક રૂપ બતાવી આપે છે. જૂના શબ્દો द्रघ, द्राघ જેમાં द्राघ् ધાતુ મો. વિ. કોશમાં આપેલો છે, અને તેના અર્થ "લાંબું કરવું, ખેંચવું" એવા છે. નોંધવા જેવું છે કે વૈદિક શબ્દ दीर्घ નું અતિશયતાવાચક-superlative-રૂપ दीर्घिष्ठ નહીં પણ જૂના द्राघ શબ્દ ઉપરથી થયેલું द्राघिष्ठ છે! વળી दीर्घ નું તુલનાત્મક રૂપ પણ द्राघीयस् જ છે! આ પરથી જણાય છે કે ગાથાકાળમાં क्षयर् ને બદલે क्षाम રૂપ હતું, તેમ આ द्रघ ને બદલે दर्घ રૂપ હતું, અને તે જ શબ્દ "દરૅગો" રૂપે "ગાથા"માં આવે છે.

## ૭. "ગાથા"માં चक्षस् કે चक्षु ને બદલે "ચષ્મ" શબ્દ છે

"ગાથા"માં આંખને માટે વૈદિક સંસ્કૃત "ચક્ષસ્" કે "ચક્ષુ" શબ્દ નથી, પણ એ શબ્દનું જૂનું રૂપ "ચષ્મ" છે, અને તે "ચષ્મઈનિ" જેવા શબ્દમાં દેખાવ દે છે. એ શબ્દનું વૈદિક રૂપ चक्ष्मणि થાય. એમાં "ક્ષ્મ" "ચક્ષ" અનુદાત્ત હોવાથી સ્વરભારના ઉચ્ચારનિયમ પ્રમાણે "ક્ષ"નો "ષ" કરાય છે. ઋગ્વેદમાં તો એકલા "ક્ષ" સાથેનાં જ રૂપો છે, તેમાં 'મ' ભળેલો મળતો નથી. પણ ઋગ્વેદમાં મં. ૨-૨૪-૯ માં चाक्ष्म શબ્દ છે. તેને क्षम् ધાતુ પરથી કોષકારોએ લીધો છે, તે યુક્ત નથી. આ चाक्ष्म શબ્દ "બ્રહ્મણસ્પતિ" યાને "બૃહસ્પતિ"ના સંબંધમાં વપરાયેલો છે, તેનો અર્થ "ક્ષમાશીલ" કે "દયાળુ" કરવામાં આવેલો છે તે ગેરસમજને લીધે છે. બૃહસ્પતિનું ગુણવાચક વિશેષણ चक्षस् છે, એટલે "અંદરની ડહાપણભરી આંખવાળો છે, એટલે આ चाक्ष्म નો અર્થ પણ "અંતર ચક્ષુવાળો"જ થઈ શકે, અને આધ્યાત્મિક રીતે તે જ અર્થ ખરો છે. હવે આ चाक्ष्म શબ્દમાં

પેલું પ્રાગ્વૈદિક જૂનું રૂપ चक्ष દેખાવ દે છે! એમ ઋગ્વેદમાં આ એક જ શબ્દ રહી ગયેલો છે જે ગાથાકાળના "ચશ્મ" શબ્દની સાખ પૂરે છે. ગાથા તથા અવેસ્તાના એ "ચશ્મ" શબ્દ પરથી જ "આખ"ને માટે ફારસી ભાષામાં પણ "ચશ્મ" શબ્દ આવેલો છે. એમ અહીં પણ પ્રાગ્વૈદિક શબ્દનું રૂપ સિદ્ધ થાય છે.

## ૮. "ગએમ્" અને "ગએથા" શબ્દોના પ્રાગ્વૈદિક અર્થો

"ગાથા"માં હા. ૩૦–૪ માં "ગએમ્" શબ્દ છે, તે જ વેદમાં गयम् છે. ઋગ્વેદમાં આ गय ના અર્થ માલ, મિલ્કત, ઘરવખરી વગેરે ઘણા થાય છે. પણ નોંધવા જેવું છે કે મો. વિ. કોશમાં આ શબ્દ जि=મેળવવું, જીતવું, હરાવવું, એ ધાતુ પરથી થયેલો ગણાવ્યો છે, અને એનો અર્થ "લાંબું જીવો!" એવા રૂપમાં પણ ત્યાં બતાવ્યો છે. હિંદુઓનો પ્રખ્યાત "ગાયત્રી મંત્ર" જે આપણા "અહુનવઈર્ય" જેવો ગણાય છે, તેની વ્યુત્પત્તિ પણ गय પરથી કાઢેલી છે, અને તે માટે गय નો અર્થ–Vital airs–પ્રાણવાયુ, એમ આપેલો છે. ઉપર જણાવેલા હા. ૩૦–૪ મા એ શબ્દનો અર્થ પણ "જીવન" થાય છે. આ गय પરથી "ગાથા"માં બીજો શબ્દ "ગએથા" થયેલો છે, તેનો અર્થ "જીવન ઉપજાવનાર" યા સર્જન, સૃષ્ટિ એવો થાય છે. ખરી રીતે તો એનો અર્થ "જીવનનો હેતુ" થઈ શકે યા "જીવનનું સાધન" પણ થઈ શકે. આ અર્થ ઋગ્વેદમાં મળતો નથી કે આ અર્થમાં गयम् શબ્દ તેમાં વપરાયો નથી. "ગએથા" શબ્દ તો ઋગ્વેદમાં નથી જ, પણ પાછળથી જે ઘટ શબ્દ "દુનિયા"ના અર્થમાં થયેલો છે તે કદાચ આ "ગએથા" સાથે જ સંબંધ ધરાવતો હોય.

## ૯. "શ્યઑથ્ના" અને "ચ્યૌત્ન"ના જુદા અર્થો

વેદકાળમાં मनसा, वाचा, कर्मणा એટલે વિચાર, વાણી અને કર્મ–કાર્ય, એ ત્રિપુટિ હતી, પણ આ कर्म શબ્દ પાછળથી થયો અને વપરાશમા આવ્યો. "ગાથા"માં એટલે પ્રાગ્વૈદિક કાળમાં તો "મનફ્હા," "વચફ્હા" અને "શ્યઑથ્ના"ની એ જ અર્થમાની ત્રિપુટિ હતી. ઋગ્વેદમાં આ च्यौत्न શબ્દ મ. ૧૦–૫૦–૪ તેમજ મં. ૯–૧૮–૮ વગેરેમાં છે, પણ ત્યાં એના અર્થ "કર્મ" યા "કાર્ય" નથી. ઋગ્વેદના કાળમાં તો એ શબ્દના અર્થ પ્રોત્સાહક, ઉત્તેજક, સાહસ, યુક્તિ, બળ, જેવા બદલાઈ ગયેલા હતા. "ગાથા"માં "કર્મ" યા "કર્મણા" શબ્દ છે જ નહીં. ત્યાં તો બધેજ "કર્મ"ને બદલે च्यौत्ना નો સ્વરભાર સાથેના ઉચ્ચારવાળો "શ્યઑથ્ના" શબ્દ જ છે. આ પણ સ્પષ્ટ રીતે બતાવે છે કે ગાથાકાળ ઋગ્વેદ-કાળથી પૂર્વેનો હતો, અને પ્રાગ્વૈદિક કાળમાંના કેટલાક શબ્દો જેમ કાળગ્રસ્ત થયેલા હતા તેમ વેદમાં કેટલાકના અર્થ પણ બદલાયા હતા. આ બધા ભાષાને લગતા ફેરફારો નોધવા જેવા છે.

## ૧૦. ગાથાકાળના શબ્દોના ઋગ્વેદમાં થયેલા ઊંધા અર્થો

ગાથાકાળના શબ્દો કાલગ્રસ્ત થયેલા અને કેટલાક શબ્દોના અર્થ થોડા બદલાયેલા હતા, એટલુંજ નહીં, પણ અસુરો અને દેવો વચ્ચેની શત્રુતા તેમજ ધર્મઝઘડાને લીધે ઋગ્વેદના દેવજાતિના લેખકોએ કેટલાક શબ્દોના અર્થ કેવળ વિપરીત યાને ઊંધા પણ કરી નાખ્યા હતા: મુખ્ય શબ્દ असुर–અહુરા, જે ઋગ્વેદના

જૂનાં મંડળોમાં કહીં કહીં સારા અર્થમાં-પરમાત્મા, મહાબળવાન. શક્તિ જેવા અર્થમાં વપરાયેલો જણાય છે, તે પછી દાનવ, રાક્ષસ, નઠારી શક્તિના અર્થમાં વપરાવા લાગ્યો અને ઋગ્વેદના ૧૦ મા મંડળમાં તો બધે જ તે ખરાબ અર્થમાં જ વપરાયેલો છે. "ગાથા"માં ને પછી અવેસ્તામાં એક જાણીતો શબ્દ "દખ્યુ" વપરાયેલો છે, જેનો તરજુમો પહેલવી અનુવાદકોએ ખોટી રીતે "દેશ"ના અર્થમાં કીધેલો છે, તે "દખ્યુ" શબ્દનો "ગાથા અવેસ્તા"માં "ભક્તિભાવ-piety-સ્વાર્પણ" અર્થ છે. એ શબ્દ મૂળ ધાતુ दंस् = ઝળકવું, જે "ધાતુપાઠ-૩૧-૯૧" માં આપેલો છે, તેમજ બીજો ધાતુ दास् = દેવની યા યજતની સેવા કરવી, ભક્તિ કરવી, એ પરથી નીકળેલો છે. "ગાથા"માંનો "હુદાઑંન્હો"—सुदासस्—શબ્દ પણ એ જ ધાતુ પરથી થયેલો છે. જેનો અર્થ "શુભ ભક્તિવાળો" તેમજ "વિશ્વચૈતન્યને પિછાનવાવાળો" છે. એનો સમાન વૈદિક શબ્દ दस्युं છે, તેમાં स्यु સ્વરિત હોવાથી "ખ્યુ" કીધેલો છે. આ दस्यु શબ્દનો અર્થ વૈદિકકાળમાં Impiety એટલે "દેવનિંદા" થયો; કુદરતી રીતે જ જરથોસ્તી ધર્મના મૂળ અનુયાયીઓ "દેવોની નિંદા" કરતા હતા, એટલે તેઓ "અભક્ત-impious-ગણાયા! એમ "ગાથા"ના આ શબ્દનો ઊંધો અર્થ વેદમાં થયો છે. વળી આ "દેવનિંદા કરનારા લોકો"ને પણ તેઓએ दस्यु નામથી સંબોધ્યા અને છેવટે તેઓના રહેઠાણને, દેશને, दस्यु નામ આપ્યું! વિદ્વાનો આ બધાં રૂપાંતર હવે સમજી શકશે. પહેલવીવાળાઓએ "દખ્યુ"નો અર્થ "દેશ" કીધો તે ઉપર જણાવેલો ખરાબ અર્થ અણજાણપણે અંગીકાર કીધો હતો. બાકી "દેશ" તો दिश् = દેખાડવું, ઉપજાવવું, એ ધાતુ પરથી થયેલો છે. "દિશા"—direction—એ શબ્દ પણ दिश् ધાતુ પરથી જ નીકળેલો છે.—"ભાષાશાસ્ત્રીઓ" તો પોતાને ઘણા વિદ્વાનો કહેવડાવે છે, પણ ભાષાશાસ્ત્ર એટલું ગૂંચવણભર્યું અને ગૂઢ છે કે ઘણી વેળા વિદ્વાનો ખોટા ધાતુઓ પકડીને ઊંધા યા જુદા જ અર્થો કરે છે. આ વિષયમાં અભ્યાસીએ ઘણી જ સંભાળ રાખવાની જરૂર છે. આપણા વિદ્વાનો યુરોપ અમેરીકા જઇને ત્યાંના વિદ્વાન ભાષાશાસ્ત્રીઓ પાસે વર્ષો સુધી ભલે અભ્યાસ કરે, પણ એ યુરોપીય ભાષાશાસ્ત્રીઓ કંઇ અભૂલ કે સો ટકા નિર્દોષ નથી. વિદ્યા કંઇ યુરોપમાં જ મળતી નથી. ખરી વિદ્વત્તા સંપાદન કરવા તો ઊંચી મગજશક્તિની ને પ્રતિભાની જરૂર છે.

## ૧૧. "અએનંહ एनंस અને पापम्

ગુનાહ, દુષ્કર્મ-Sin-ના અર્થમાં આપણે ગુજરાતીમાં "પાપ" શબ્દ વાપરીએ છીએ, તે पापम् શબ્દ ઋગ્વેદમાં વપરાયેલો છે. ઋગ્વેદ મં૦ ૪-૫-૫-पापासः सन्तो अनृता असत्या-, પણ એ "પાપ" શબ્દ "ગાથા"માં છે જ નહીં. "ગાથા"માં તેમ જ ઋગ્વેદમા એ જ અર્થમાં બીજો જૂનો શબ્દ "અએનંહ"—एनंस-વપરાયેલો છે, એટલે આ "પાપ" શબ્દ ઋગ્વેદનો કાળમાં વપરાતો થયો હતો, ત્યારે એ શબ્દની હસ્તી ગાથા કાળમાં હતી જ નહી, કેમકે 'પાપ'ના અર્થમાં "અએનંહ" શબ્દ "ગાથા"માં અનેક વાર વપરાયેલો છે, પણ "પાપ" શબ્દ તેમાથી મળતો નથી. આ શહાદત પણ "ગાથા"ને પ્રાગ્વૈદિક દર્શાવે છે.

## ૧૨. "ગાથા"માં "લ" છે જ નહીં, "લ"ને બદલે "ર" વપરાયેલો છે

આ વિભાગના આરંભમાં હું જણાવી ગયો છું તેમ ગાથા કાળમાં સંસ્કૃતમાંનો ऌ સ્વર હતો જ નહીં, એ પાછળથી વૈદિક કાળમાં આપેલો છે. "વાજસનેયિ

સંહિતા"માં જણાવ્યા મુજબ ઋકારના 'ઋ' ઉચ્ચારમાં શરૂઆતમાં ટૂંકો સ્વર છે, તેમ છેવટે પણ સ્વર છે, અને વચમાં "ર" છે. આ ઋ કારનો ઉચ્ચાર સંસ્કૃતમાં "રિ" જેવો થાય છે, અને પ્રાકૃતમાં 'રિ' અને "રુ" એ બન્ને ઉચ્ચારો થાય છે; રિષિ-રુષિ; સમરિદ્ધિ-સમ્રુદ્ધિ, રિતુ-રુતુ, વગેરે. પણ "વાજસનેયિ સંહિતા" જે બ્રાહ્મણ કાળમાં લખાયેલી તે વેળાએ આ ઋકારના વૈદિક ઉચ્ચારની ઉપર જણાવ્યા પ્રમાણે સારી સમજ હતી. તેમાં ર્ વ્યંજનની આગળ પાછળ બન્ને બાજુએ ટૂંકા સ્વર હતા. આ વાત સિદ્ધ કરવો ગાથા અવેસ્તામાં આ ઋકારનો ઉચ્ચાર "ઍરૅ" થાય, છે, અને તે અવેસ્તાની છેવટની ઝંદ લિપિમાં "ઍ-ર્-ઍ" એમ લખાય છે. આમ વેદકાળના સાહિત્યની ઘણી વાતો જે ખુદ બ્રાહ્મણકાળેથી એટલે ચાર હજાર વર્ષથી સંસ્કૃત સાહિત્યના વ્યાકરણ ગ્રંથોમાં ભુલાઈ ગયેલી છે, તે ગાથા અવેસ્તામાં આજ સુધી કાયમ રહેલી છે!

હવે ઉપલા ઋકારમાંથી કાળક્રમે "ર્" છૂટો પડીને તે વ્યંજનમાળામાં "ર" તરીકે દાખલ થયો, અને પછી એ "ર" શબ્દોમાં આવતો થયો. પણ ગાથાકાળના વ્યંજનોમાં "લ" હતો જ નહીં, અને કેટલાક જૂના શબ્દો જેમાં પાછળથી "લ" મુકાયેલો છે, તે "ર" સાથે જ લખાતા હતા. દાખલા તરીકે, સંસ્કૃતમાં अशूल=હથિયાર વગરનો, તે "ગાથા"માં હા. ૨૯-૯ માં "અસૂર" કરીને લખાય-બોલાય છે. મો. વિ. કોશમાં वार શબ્દ જેનો અર્થ બાલ, કેશ, થાય છે, તેને માટે નોંધ્યું છે કે આ वाल ને બદલે वार જોડણી ઘણા પ્રાચીન કાળની છે! આ બતાવે છે કે ગાથાકાળ ખરેખર પ્રાગ્વૈદિક જ હતો. વળી અવેસ્તામાં બાલ-hair-ને માટે "વરૅસો" શબ્દ છે, તેનું વૈદિક રૂપ वल्शः થાય છે. આ वल्श શબ્દનો અર્થ વૈદિક કાળમાં અંકુર, ફણગો, ઝાડની નાકેની ડાંખળી એમ થાય છે. અવેસ્તાના "વરૅસો" શબ્દનો અર્થ "બળદની પૂછડીનો વાળ" એમ થાય છે: આ પણ પૂછડીને નાકેના વાળનું ઝૂમખું છે. એટલે એ શબ્દ પાછળથી "વલ્શ" એટલે અંકુર યા ફણગો એ અર્થમાં વપરાતો થયો, અને સંસ્કૃતમાં તો એના અર્થે ફેરવાઇને બીજું રૂપ લીધું. આ 'લ' અક્ષર ઋગ્વેદમાં તો જૂનાં મંડળોથી નવાં મંડળો સુધીમાં ઘણે ઠેકાણે છે, અને એ 'લ' થી શરૂ થતા लोकम् જેવા શબ્દો પણ ઘણા છે. આ "લ"ની સંપૂર્ણ ગેરહાજરી ગાથા કાળને જરૂર પ્રાગ્વૈદિક ઠરાવવામાં મોટી શહાદત જેવો છે, કેમકે અતિ પ્રાચીન કાળમાં 'લ'ને બદલે 'ર' વપરાતો હતો તે વૈદિક કોશકારોએ નોંધેલું છે.

## ૧૩. ગાથામાંનો "ગઇરી" અને ઋગ્વેદમાંનો गिरि

"પર્વત"ના અર્થવાળો गुरि શબ્દ અતિ પ્રાચીન હતો. એ શબ્દ "ગાથા"માં "ગઇરી" થયેલો છે. 'ग' અનુદાત્ત છે અને रि ઉદાત્ત છે, અને रि માં "इ" ભળેલો હોવાથી ग ને અનુદાત્ત બતાવવા તેની પછી સ્વરભારના નિયમ પ્રમાણે તેને "ગઇરી" કીધેલો છે. વેદમાં તો એ શબ્દ गिरि જ છે.

## ૧૪. ઋગ્વેદમાંનો प्रति તે "ગાથા"માં "પઇતી" છે

"ગાથા"માં "પઇતી"-पति-શબ્દ સામે, પાછું, દરેક, વગેરેના અર્થમાં વપરાયો છે, તે મૂળ ધાતુ पत् એટલે હોવું, ધરાવવું, ભાગ લેવો, ભાગ પડાવવો, એ પરથી નીકળેલો છે. પછી ઋગ્વેદમાં વપરાતો प्रति શબ્દ प्र એટલે તરફ,

સામે, પાછું, એ પરથી નીકળ્યો છે. જો એ प्र ધાતુ પરથી હતે તો એ "ગાથા"માં "ફ્રઇતી" થયો હતે, કારણ કે प्र ઉદાત્ત છે. એમ આ "ગાથા"માંનો "પઇતી"-प्रति-બહુ જૂનો છે, અને ઋગ્વેદના જમાનામાં તે કાલગ્રસ્ત થઈને નીકળી ગયો હતો અને તેને ઠેકાણે નવો શબ્દ જુદા ધાતુ प्र પરથી प्रति કરીને ઉપજાવ્યો હતો.

## ૧૫. "ગાથા"માંના "મિથ્ર, બઘ, અઈર્યમા"ના અર્થ જુદા છે

ઋગ્વેદમાં "આદિત્યો" મુખ્ય દેવો છે, તેમનાં નામ વરુણ, મિત્ર, અર્યમા, દક્ષ, ભગ, અંશ અને સવિતૃ અથવા સૂર્ય છે. પણ "ગાથા"માં એવા "આદિત્યો" ની કશી વાત નથી. તેમાં भग-બઘ, મિથ્ર, અઈર્યમા અને હ્વરે (स्वर्-સૂર્ય) છે, પણ તે જુદા અર્થોમાં છે. "આદિત્યો"ની કલ્પના કે તેમનો ઉલ્લેખ "ગાથા" માં છે જ નહીં. એ તો "હપ્તહ્હાઇતિ યસ્ન"માં જ પ્રથમ દેખા દે છે, અને તે પણ પાછલા અવેસ્તાના કાળમાં ઉમેરાયેલા ફકરાઓમાં જુદી જ ભાષામાં છે. આ પણ ગાથાકાળને ઋગ્વેદથી વધારે પ્રાચીન દેખાડે છે.

## ૧૬. "ગાથા"માં સર્વનામોનાં કેટલાંક રૂપો ઋગ્વેદથી પણ જૂનાં છે

### (ક) પુરુષવાચક સર્વનામ

પહેલો પુરુષ એકવચન ચોથી વિભક્તિનાં વૈદિક રૂપો मह्यम्, मह्य અને પૃષ્ઠાક્ષર (enclitic) मे છે, એનાં "ગાથા"માં અનુદાત્ત "મે" અને ઉદાત્ત કે સ્વરિત "મોઇ" છે, અને એક શકમંદ શબ્દ "મહ્યા" છે, પણ બીજું ચાલુ રૂપ "મઇબ્યા" કે "મઇબ્યો" છે, જે વૈદિક ભાષામાં मभ्याम् કે मभ्यम् થઈ શકે. પહેલો પુરુષ તેમજ બીજો પુરુષ દ્વિવચન માટે ઋગ્વેદનું રૂપ भ्यम् પ્રત્યય સાથે છે, પણ "ગાથા"માં તે म् વગરનું માત્ર "બ્યા" રૂપ છે.

ઋગ્વેદમાં બીજા પુરુષ બહુવચનનું થડ युष्म છે, જે જૂના स्म રૂપ પર यु ઉમેરીને युष्म કીધેલું છે. "ગાથા"માં આ "યૂષ્મ" થડ એને જ માટે છે, પણ પદ્યમા એક શ્રુતિ ઓછી જોઈતી હોય, ત્યાં "યૂ"ને પડતો મૂકીને માત્ર "ક્ષ્મ" જ રખાય છે. મૂળ स्म ને ઉદાત્ત કીધેલો હોવાથી તે यु સાથે ष्म થાય છે, અને આ ष्म ઉદાત્ત હોવાથી "ગાથા"ના સ્વરભારના નિયમ પ્રમાણે તે "ક્ષ્મ" થાય છે. એટલે "ગાથા"મા "યૂષ્માકેમ્" છે તેમજ "ક્ષ્માકેમ્" પણ છે, અને એ સર્વનામનાં બીજાં એવાં રૂપોમાં પણ "યૂષ્મ" અને "ક્ષ્મ" બન્ને વપરાય છે. ગાથાકાળમાં પેલો મૂળ થડનો શબ્દ "સ્મ" જીવતો હતો, અને કવિતામાં તે "યુ" સાથે કે "યુ" વગર પણ વપરાતો હતો. પણ પછી કાળ જતાં આ "ક્ષ્મ" લખવાનું બંધ જ કરવામાં આવ્યું હશે, એટલે ઋગ્વેદના કાળમાં ष्माकम् જેવાં રૂપ મળતાં જ નથી.

બીજા પુરુષ બહુવચન પહેલી વિભક્તિમાં ઋગ્વેદમાં यूयम् છે. "युष्यम्" નથી. આ શબ્દનું મૂળ રૂપ यूषम् હતું, પણ ૧/૩ નું રૂપ वयम् છે. તેની અસરથી આ यूषम् ને બદલે यूयम् રૂપ થયું હતું. પણ આ મૂળ રૂપ "યૂષમ્" ને મળતું જ રૂપ "ગાથા"માં "યૂ઼જેમ્" છે, જે બતાવે છે કે વચમાંના

"પ"નું સ્થાન "જ઼"એ લીધેલું છે. ગાથામાં એવા "પ"ના "જ઼" કીધેલા કેટલાક શબ્દો છેઃ ક્રોપ-ખ્રઓઁજ઼ વગેરે.

"ગાથા"માં વળી એક ઘણું જ જૂનું રૂપ આ પહેલા પુરુષ બહુવચનની પહેલી કે આઠમી સંબોધન વિભક્તિ માટે વપરાયેલું છે, તે હા. ૩૨–૩ માંનો "યૂશ્"–યુઃ–શબ્દ છે. એ યૂયમ્ કે "યૂઝ્ઁમ્" ને બદલે વપરાયેલું છે. અહીં પેલો સ્મ-ષ્મ છે જ નહીં ને માત્ર બીજા પુરુષ સર્વનામનો યુ જ તેને બદલે રાખેલો છે! ભાષામાં આવી અનિયમિતતા બહુધા તેનાં પ્રાચીન રૂપોમાં જ હોય છે, પછી ધીમે ધીમે નિયમિતતા સ્થિર થાય છે.

બીજો પુરુષ એકવચન ચોથી વિભક્તિનું વૈદિક રૂપ तुभ्यम् છે, પણ ગાથા ભાષાનું રૂપ ઉપર જણાવેલા પહેલા પુરુષના "મઇબ્યા" રૂપ જેવું જ "તઇબ્યા" છે. એમ આ જૂના પ્રકારો એક સરખા છે. વેદમાં એ રૂપ બદલાયાં છે એટલું જ નહીં પણ म અને त ને બદલે म્ર અને तु એમ જુદાં પણ છે.

ત્રીજા પુરુષ સર્વનામનાં રૂપો ગાથામાં કે વેદમાં નિયમિત છે જ નહીં. વળી એનાં રૂપો દર્શક સર્વનામ સાથે ભેળી દેવામાં આવેલાં છે. ત્રીજા પુરુષ સર્વનામનો મૂળભૂત શબ્દ स હતો, પણ ઋગ્વેદમાં તેનાં નિયમિત રૂપોમાં પહેલી વિભક્તિ એકવચન, નરજાતિનું રૂપ सस् અને નારીજાતિનું રૂપ सा છે તેમજ સાતમીનું तस्मिन् ઉપરાંત सस्मिन् પણ છે. બીજાં બધાં રૂપો तद् મૂળ પરથી જ થયેલાં છે. ગાથામાં ૧/૧ નું રૂપ હા. ૫૮–૪ અને હા. ૪૯–૧ મા "હે" છે. પણ ગાથામાં ૨/૧ નું રૂપ "હીમ્"–सीम् છે, તે રૂપ ઋગ્વેદમાં પણ બે ચાર ઠેકાણે છેઃ મં૦ ૪–૪૩–૫, મં૦ ૧૦–૨૫–૯ ઇત્યાદિ. પણ ગાથામાં ૨/૩ નું નારી-જાતિનું રૂપ હા. ૩૩–૧૦ માં "હીશ્" છે, તે ઋગ્વેદમાં મળતું નથી. ત્યાં તો એ માત્ર तास् રૂપ જ त મૂળનું છે. એમ અહીં પણ ગાથાકાળનાં પ્રાગ્વૈદિક રૂપ મળી આવે છે.

## (ખ) સંબંધી સર્વનામો

સબંધી સર્વનામનું ૧/૧ નું રૂપ ઋગ્વેદમાં यस् છે, તે ગાથામાં "યઁ" છે. '૬/૨ નું રૂપ વેદમાં ययोस् છે તે ગાથામાં "યયાઓ" છે. પણ ઋગ્વેદમાં ૨/૩ નું રૂપ यान् છે, તે ગાથામાં "યૈંન્ગ્" છે. આ છેવટના "ગ્" માટે પ્રાતિશાખ્ય ગ્રંથોમાં જણાવેલું છે કે यान् ના બહુ જૂના ઉચ્ચારમાં છેવટે ग વપરાતો હતો! વેદમાં ૨/૧ નું રૂપ यम् છે, તે ગાથામાં यिम् છે. વળી પહેલી ને બીજી વિભક્તિ એકવચન નાન્યતર જાતિનું રૂપ વેદમાં यत् છે, તે ગાથામાં "હ્યત્" છે, તે પહેલી બીજી તેમજ પાંચમી વિભક્તિમાં પણ આવે છે. એ કદાચ त्य ને મળતા स्य મૂળ પરથી પણ થયું હોય. પણ એ રૂપ જૂનું છે.

## (ગ) દર્શક સર્વનામો

આ દર્શક સર્વનામોનાં રૂપો જેમ ત્રીજા પુરુષનાં રૂપ સાથે ભેળાયેલાં છે, તેમજ વૈદિક ભાષામાંના अ, इ, इम, अन, अव મૂળોનાં રૂપો પણ ભેળાયેલાં છે. ગાથામાં ઇં, ઇશ્, ઇત્, ઇમ્, જેવાં રૂપો છે, તે ઘણાં જ જૂનાં છે, અને ઋગ્વેદમાં

તેનો વિકાસ જુદે રૂપે થયો છે. ઋગ્વેદમાં इमम्, इमा, इयम् એવાં રૂપો મળે છે. વળી વેદમાં एमिस् રૂપ છે, તેને મળતું અવેસ્તામાં "અએઇબિશ" રૂપ છે, પણ ગાથામાં તો આ ૩/૩ નું રૂપ "અન" મૂળ પરથી અનાઇશ" થયેલું છે, અને એ રૂપ વેદમાં નથી ! વળી વેદમાં असौ દર્શક સર્વનામ ૧/૧નું રૂપ છે તે અવેસ્તામાં છે, પણ ગાથામાં નથી. ગાથામાં 'અવ' મૂળ પરથી ૩/૩ નું રૂપ "અવાઇશ્–अवैः"–મળે છે, તેમજ 'અવ' મૂળનાં ઘણાં રૂપો અવેસ્તામાં પણ છે, તે વેદમાં નથી. વેદમાં अमु મૂળનાં રૂપો છે, તેને બદલે અવેસ્તામાં તો अव મૂળનાં જ વપરાય છે. આ अमु રૂપ ગાથામાં મુદ્દલ નથી ને તેથી કદાચ અવેસ્તામાં પણ નથી.

ગાથામાં अ મૂળનાં કેટલાંક દર્શક સર્વનામો વપરાયેલાં છે, તે ઋગ્વેદમાં મળતાં નથી. પહેલી બીજી પાંચમી વિભક્તિનાં રૂપોમાં "અત્" વપરાયો છે, પણ તેનો અર્થ અવ્યય જેવો થયેલો છે: so, then, therefore, તેથી, ત્યાર પછી, તે માટે, એ કારણથી, એવા અનેક અર્થોમાં ગાથામાં આ 'અત્' શબ્દ વપરાયેલો છે. વેદમાં એના સમાન અર્થમાં अतस् અને अथ શબ્દો વપરાયા છે. એવાં જ બીજાં રૂપો "આત્" અને ૩/૩ માં "આઇશ્–एैः" પણ છે.

એમ "ગાથા"માં સર્વનામોનાં ઘણાં રૂપો ઋગ્વેદથી પણ બહુ જૂનાં વપરાયેલાં છે.

## ૧૭. "ગાથા"માં વિભક્તિનાં રૂપો પણ ઘણાં જૂનાં છે

ગાથા ભાષામાં નામ સર્વનામ તથા વિશેષણની વિભક્તિઓનાં રૂપો મોટે ભાગે ઋગ્વેદની ભાષાના જેવાં જ છે. પ્રત્યયોના ઉચ્ચારમાં જે કિંચિત્ ફેરફાર બહારથી લાગે છે તે તો એ ભાષાઓમાંના સ્વરભારોને લીધે છે. આ લેખ વાંચ્યા પહેલાં અભ્યાસી વાંચક મારો "ગાથાનો છંદ અને તેના સ્વરભાર"વાળો લેખ વાંચી જશે તો આ દેખીતો ભેદ માત્ર સ્વરભારના તે વેળા થતા ઉચ્ચારોને જ આભારી છે, તે જોઈ શકશે.

ગાથામાં વૈદિક ભાષાના વિસર્ગને બદલે "ઓ", "આઓ" ને "ઓ" પ્રત્યયો ઉમેરાયેલા છે, અને છેવટના 'અ' સ્વરને ઠેકાણે "આ" સ્વર હોય છે मेधाः – મજ્દાઓ, असुर – અહુરા, यस् – યૅ, असुरासस् – અહુરાઓંહો વગેરે ચોથી વિભક્તિના પ્રત્યયો વેદમાં ए અને अय છે, તે "ગાથા"માં "આઇ" છે. એમ એક ફેર મેં એવો જોયો છે કે પ્રાગ્વૈદિક ભાષામાં જે જૂનો ए છે અને જે अस्मै, यस्मै तस्मै જેવાં સર્વનામોમાં હજી પણ દેખાય છે, તે "અઇ"નો જૂનો ઉચ્ચાર "આઇ" જ હોવો જોઇએ, ને તે તેમ જ છે. અકારાન્ત નામની પાછળ આ "આઇ" પ્રત્યય આવે છે તેની શ્રુતિ એક જ બોલાય છે અને સંભળાય છે, પણ આકારાન્ત નામની પાછળ ગાથામાં "આઇ" આવે છે તેમાંનો 'ઇ' તે વૈદિક ભાષામાંના 'ય' ને ઠેકાણે છે, ને તે 'આ'થી જુદો બોલવાનો છે, અને એ 'આઇ'ની બે શ્રુતિ ગણાય તો જ છંદની શ્રુતિગણના બરાબર થઈ રહે છે: मेधा–मेधाय–મજ્દાઇ शविष्ठा–शविष्ठाय–સૅવિસ્તાઇ વગેરે. છઠ્ઠી વિભક્તિ બહુવચનનો પ્રત્યય आनाम वेदભાષામાં છે, પણ "ગાથા"માં તે "અનાંમ્" યા માત્ર "નાંમ્" ઉમેરાય છે: च्यौत्नानाम्–ચ્યઑથ્નનાંમ્, दात्रानाम्–દાથ્રનાંમ્–વગેરે.

પણ ઋગ્વેદમાં ત્રીજી વિભક્તિ એકવચનનો પ્રત્યય एन છે, તે "ગાથા"માં નથી, તેને બદલે "આ" પ્રત્યય છે. अपेन નહીં પણ अपा, येन નહીં પણ "या". ગાથામાં બધે જ "આ" પ્રત્યય છે અને અવેસ્તામાં "આ"ને બદલે "અ" છે. "એન" પ્રત્યય તે વેળાની ભાષામાં આવેલો જ ન હતો. વિભક્તિના બીજા બધા પ્રત્યયો—સ્વરભારના ઉચ્ચારની વિચિત્રતા બાદ કરતાં—ગાથા—અવેસ્તામાં અને ઋગ્વેદમાં બહુધા એક જ રીતના છે.

## ૧૮. "અસ્કારાન્ત" નામોનાં કેટલાંક રૂપો ગાથામાં ને વેદમાં જુદાં છે

અસ્કારાન્ત એટલે જે નામને છેડે "અસ્" પ્રત્યય હોય છે તેનાં કેટલાંક રૂપો ગાથામાં ઘણાં જૂનાં દેખાય છે. वचस् નું ૧ લી બીજી વિભક્તિનું નાન્યતર જાતિનું રૂપ વેદમાં वचस् છે, તે ગાથામાં "વચો" છે તે તો નિયમિત છે, પણ એનું બહુવચનનું રૂપ વેદમાં वचांसि છે, તે પાછળથી થયેલું છે, "ગાથા"માં તો એનું રૂપ "વચાઓ" છે, એટલે वचास् થાય. આ રૂપ પ્રાગ્વૈદિક છે. તેવાં જ એવા બીજા શબ્દોનાં બહુવચનનાં રૂપો છે. વળી અસ્કારાન્ત નામ विद्वस् નું વેદમાં ૧/૧ નું રૂપ विद्वान् છે, પણ ગાથામાં તો विद्वास् એટલે "વીદ્વાઓ" છે.

## ૧૯. સંખ્યાવાચક શબ્દોનાં કેટલાંક રૂપ ગાથામાં જૂનાં છે

સંખ્યાવાચક શબ્દોમાં પહેલી एक ની સંખ્યાનો શબ્દ ગાથામાં "એક" છે જ નહીં, પણ તેને બદલે "અએવ" છે, જે વૈદિક શબ્દ एव છે. આ બન્ને શબ્દો "એ" મૂળમાથી નીકળેલા છે, પણ ગાથા અવેસ્તામાં તેમાં "વ" પ્રત્યય લગાડેલો છે, "એવ"નો અર્થ પાછળથી ખરેખર, એ જ, માત્ર, એમ થયેલો છે. ગ્રીક ભાષામાં આ "એક"નો શબ્દ "ઓઈવોસ્—oi-vos છે જેમાં પેલા જૂના પ્રાગ્વૈદિક યા ઇન્ડો—યુરોપિયન રૂપમાંનો "વ" દેખાવ દે છે. ૬ ની સંખ્યાનું વૈદિકરૂપ षष् છે, પણ અવેસ્તા રૂપ "ક્ષ્વશ્" છે. અહીં "ક્ષ્વ" ઉદાત્ત છે તેથી "क्ष" છે તેમ "ષસ્"નો "ષ" પણ ઉદાત્ત છે. પણ આ રૂપમાં પણ પેલો 'વ' દાખલ થયેલો છે.

## ૨૦. ગાથામાં ક્રિયાપદોનાં કેટલાંક રૂપો ઘણાં જૂનાં છે

ક્રિયાપદોનાં કેટલાંક રૂપો ગાથામાં વેદથી જુદાં આવે છે, અને વેદની પૂર્વેનાં હોય તેમ સ્પષ્ટ જણાય છે. ક્રિયાપદના 'અ' રૂપાખ્યાન (conjugation) માં વર્તમાનકાળ, પરસ્મૈપદ, ૧/૧ નું રૂપ ઋગ્વેદમાં आमि છે. પણ ગાથામાં તો અંતનો "મિ" પ્રત્યય છે જ નહીં, અને માત્ર आ પ્રત્યય જ છે! का–क्या, मा–મયા, ह्वे–ઉઝ્યા, याच्–યાસા વગેરે. પણ અવેસ્તામાં પાછળથી આ રૂપમાં "મિ" પ્રત્યય ઉમેરેયેલો છે: આફ્રીનામિ–आप्रीणामि, વૅરૅન્ત્યામિ (રામ યશ્ત, કરદો ૧૧—ફકરો ૪૩), વનામિ (રામ—ફકરો ૪૪) વગેરે.

અપૂર્ણભૂત (Preterite or Imperfect) પરસ્મૈપદ, ૩/૨ ના વૈદિક રૂપમાં ताम् પ્રત્યય છે, પણ ગાથા અવેસ્તામાં "તૅમ્–तम्" છે: અશ્રુયાતૅમ્ (હા. ૩૦—૩)–अश्रुयताम्, તુઉર્વયનૅમ્–तुर्वयताम्. આત્મનેપદનાં ૩/૨ ના રૂપમાં પણ એવો જ ફેર છે.

અપૂર્ણભૂત તેમજ અનિયમિત કાળનાં આત્મનેપદ ૨/૩ ના રૂપમાં વેદમાં ध्वम् યા ढ्वम् પ્રત્યય છે, તે ગાથામાં "દ્દ્મ" છેઃ ગુષોદ્દ્મ"–घोषध्वम्, થ્વ્રૅરાઝ્દ્દ્મ–થ્વર્ઝ્દ્મ–त्वरद्ध्वम्ः અસુદ્દ્મ–अशुष्वम्, વૅરૅદ્દ્મ–अवृढ्वम्, વગેરે.

વર્તમાન, આત્મનેપદ, ૧/૩ ના રૂપમાં વેદમાં महे પ્રત્યય છે, તે અવેસ્તામાં "મઇદે" છે, પણ ગાથામાં "મઇદી" છે. यजामहे નો અવેસ્તામાં "યજમઇદે" છે. ગાથામાં તો આત્મનેપદ ૧/૩ માં વૈદિક महि વાળું જ રૂપ છેઃ વાઉરાઇમઇદી–वावरेमहि.

વર્તમાન, ૩ જો વર્ગ, આત્મનેપદ, ૩/૧ નાં વેદમાં धत्ते–दत्ते જેવાં રૂપો છે, તે ગાથામાં "દજ્દે" છે. આ "જ્દ" રૂપ ખરેખર પ્રાગ્વૈદિક છે.

ક્રિયાપદોનાં અપૂર્ણભૂતકાળનાં રૂપોમાં વૈદિક કાળમાં अ ઉપસર્ગ ઉમેરાય છે, પણ "ગાથા"માં આ "અ" નથી! "ગાથા"માં માત્ર હા. ૩૧–૧૬ માં "અસ્પૅરૅજતા" જે स्पृह પરથી થયેલો છે, તે જ अस्पृहत રૂપનો થયેલો છે. એમાં "અ" ઉમેરાયેલો છે. પણ બીજે બધે જ આ "અ" ગેરહાજર છે. એ પણ એક શહાદત છે કે ગાથાકાળમાં આ "અ" ઉપસર્ગ હજી દાખલ થયો ન હતો. તે તો પછી જ ઋગ્વેદના કાળમાં નિયમિતપણે પ્રવેશ પામેલો છે.

વેદકાળમાં "જવું–આવવું" એ અર્થમાં गम् ધાતુ પરથી રૂપો થયેલાં છે, પણ ગાથાકાળમાં એ જ અર્થમાં जस् ધાતુ પરથી ક્રિયાપદોનાં રૂપો બંધાયેલાં છે. આ ધાતુ ઘણો જ જૂનો છે અને વેદકાળમાં તે વપરાતો બંધ થયો હતો, ખાસ કરીને 'જવા–આવવા'ના અર્થમાં.

એકંદરે, ક્રિયાપદોનાં બીજાં ઘણાં રૂપોમાં "ગાથા"માં કંઇ કંઇ ફેર છે, તે જેકસનના વ્યાકરણમાં વિસ્તારથી મળી શકશે.

## ૨૧. ગાથા કાળમાં શબ્દોની સંધિ હતી નહીં

પણ એક વાત જે ગાથાકાળને ઋગ્વેદના કાળથી વધારે પ્રાચીન ઠેરવે છે તે ગાથા ભાષામાં બે શબ્દોને જોડીને–સંધિ કરીને લખવાનો નિયમ હતો નહીં. ગાથામાં તો બધા શબ્દો તેના પૂર્ણ રૂપમાં જ લખાયેલા છે. વેદમાં વિસર્ગને તેની પાછળના સ્વર સાથે જોડીને વિસર્ગનો 'ર' કરાય છે, તેમ ગાથામાં નથી. ત્યાં તો વિસર્ગના "ઑ" કે "આઑ" પ્રત્યયો મૂળ શબ્દની સાથે તેમના તેમજ લખાયેલા છે. વૈદિક ભાષામાં यज्ञैः+अथर्वा એમ સંધિથી જોડવા ज्ञैः પછીના વિસર્ગનો 'ર' કરીને તેમાં अथर्वा નો अ મેળવીને "र" કરાય છેઃ यज्ञैरथर्वा. પણ ગાથાભાષામાં તો એ બન્ને શબ્દો જુદા જુદા જ લખાય છેઃ યસ્નાઇશ આથ્રવા. એવી જ રીતે વૈદિક चित्र + अवर्सम् ને સંધિ કરીને चित्रावर्सम् કરાય છે, પણ ગાથામાં (હા. ૩૪–૪) તો "ચિથ્રા–અવહ્હૅમ" લખાય છે. अपं + उक्षयन्तोः સંધિ કરીને अपोक्षयन्तोः થાય પણ ગાથામાં (હા. ૩૩–૯) તે "અપ–ઑક્ષન્તાઑ" જ ઉચ્ચારાય ને લખાય છે. दीर्घ + आयु નો સંધિ કરતાં તે दीर्घायु થાય, પણ ગાથામાં (હા. ૨૮–૬) તે "દરૅગો"–આયૂ" લખાય છે, વળી હા. ૩૧–૪ માં "દરૅગૅમ–આયૂ" છે. વેદમાં देवजुष्टाः એમ સંધિથી થયેલો શબ્દ છે, પણ ગાથામાં (૩૨–૪) તે "દએવો–જુશ્તા" લખાયો છે. એવી રીતે ગાથાકાળમાં બે શબ્દોની સંધિ કરવા માત્ર તે બેઉને તેમના તેમ

સાથે મૂકી દેવામાં આવતા, અગર બે શબ્દો વચ્ચે બિંદુ મૂકવામાં આવતું ને એમ તેમને જોડેલા બતાવવામાં આવતા. ઋગ્વેદના કાળમાં તો આ સંધિના નિયમ બંધાઈ ગયા હતા, અને તે પ્રમાણે ઋગ્વેદમાં એવા સેંકડો શબ્દો સંધિવાળા મળી આવે છે. આ શહાદત તો સિદ્ધ રીતે બતાવે છે કે ગાથાનો કાળ નિશ્ચયપણે પ્રાગ્વૈદિક જ હતો.

એમ મોટે ભાગે તો ગાથાભાષાનું વ્યાકરણ વૈદિકભાષાના વ્યાકરણ જેવું જ છે, પણ તેમાંનાં ઘણા રૂપો પ્રાગ્વૈદિક કાળના જૂનાં છે, તે અભ્યાસીને તુરત જણાય છે.

## ઉપસંહાર

આપણે હવે આપણા મુખ્ય વિષયની ચર્ચાને કિનારે આવી પહોંચ્યા છીએ. શ્રી જરથુસ્ત્ર પેગમ્બરના જન્મકાળને માટે આજ સુધી આપણા જરથોસ્તી અને દુનિયાના બીજા વિદ્વાનો અને ભાષાશાસ્ત્રીઓ વચ્ચે ઘણા મતમતાંતર ચાલતા આવ્યા છે. જો કે અઢી હજાર વર્ષ પરના ગ્રીક ઇતિહાસકારોએ અને લેખકોએ તે વેળાની મળતી શહાદતો પરથી તેમજ કથાઓ પરથી અપો જરથુસ્ત્રનો જન્મ ઇ. સ. પૂર્વે ૬.૦૦૦ વર્ષ પર મૂકયો હતો, છતાં છેલ્લાં સો દોઢસો વર્ષમાંના યુરોપીય તેમજ અમેરિકી વિદ્વાનો અને અવેસ્તાના અભ્યાસીઓ તેને ઇ. સ. પૂર્વે ૬૦૦ થી બહુ તો એક હજાર વર્ષ પર જ મૂકવાની હઠ પકડતા આવ્યા છે. જે રીતે આ વિષયને મેં પાંચ ભાગમાં વિસ્તારથી છણ્યો છે, તેવી રીતે કોઇએ પણ તેમ કીધું નથી. મૂળમાં તો ગાથા અવેસ્તાની ભાષાને ઋગ્વેદની ભાષાની બહેન ગણવાની એ સૌએ ભૂલ કીધી છે, કેમકે ઋગ્વેદની ભાષા જે રીતે સ્વરભારોનાં ચિહ્નો સાથે લખાય છે, તેવી રીતે આ ગાથા અવેસ્તાની ભાષા લખાતી નથી, પણ એ ભાષામાંના શબ્દોમાં કંઇ કંઇ સ્વરો જુદી જુદી રીતે ઉમેરાયેલા છે, તેમજ કેટલાક વ્યંજનો પણ તેમાં બદલાયેલા છે. ગાથાની લખવાની ભાષામાં સ્વરભારોનાં ચિહ્નો જુદાં લખાતાં નથી, પણ તે શબ્દોમાં જ બીજા સ્વરોથી તેમને ભેળવી દીધેલાં છે, એટલે આ ભાષાને ઋગ્વેદથી કંઇક જુદી ગણી તેને તેની બહેન તરીકે ભાષાશાસ્ત્રીઓએ ગણાવી છે. પણ હવે મેં એ હજારો વર્ષથી ચાલતા આવેલા ભ્રમને આ પુસ્તકમાંના એ માટેના મોટા જુદા લેખમાં હંમેશને માટે ભાંગી નાખ્યો છે, અને તેમાં મેં બતાવ્યું છે કે ગાથાની ભાષા જે રીતે તે બે–અઢી હજાર વર્ષથી લખાતી આવી છે, તે તો એ મંત્રો હોવાથી જેમ મૂળમાં વંશપરપરા મોંઢેથી ઉચ્ચારાતી આવી હતી તેમ તે "ઉચ્ચારની" ભાષા લેખનમાં ઉતારી લેવામાં આવી હતી! વેદોની ભાષાના આ સ્વરભારોનું જ્ઞાન આપણા હિંદુભાઇઓ પણ છેટલાં ચાર–પાંચ હજાર વર્ષથી ખોઈ બેઠેલા છે, અને એ માટેની ફરિયાદ ખુદ બ્રાહ્મણકાળના વેદોના અનુવાદકોએ અને ટીકાકારોએ નોંધેલી છે. મારા કવિતારચનાના અભ્યાસ દરમિયાન મેં હિંદના જુદા જુદા પ્રાંતના બ્રાહ્મણ ક્રિયાકાંડીઓ પાસે ઋગ્વેદના મંત્રો બોલાવી જોયા છે, પણ દરેક પ્રાંતના એ ક્રિયાકાંડી બ્રાહ્મણો તેને જુદી જુદી રીતે ઉચ્ચારે છે! એટલે પ્રાચીન કાળની માન્યતા પ્રમાણે મંત્રોના ઉચ્ચાર જેમ તે રચનારે રાખેલા તેમજ કરવા જોઇએ તેવુ કશું રહ્યું નહીં, અને માત્ર સાદ ઊંચો નીચો કરવો ને તેની સાથે ડોકું અને હાથ જુદી જુદી રીતે હલાવવા, એ પેલા સ્વરભારોનાં ચિહ્નોના વારસા રૂપે હિંદુ બ્રાહ્મણ શાસ્ત્રીઓમાં રહેવા પામ્યું છે!

પણ હવે એ સ્વરભારોનું રહસ્ય પણ પ્રભુની મહેરથી જડી આવ્યું છે; એટલે ઋગ્વેદની પવિત્ર ઋચાઓ કેમ ઉચ્ચારવી તે મારા આ ગ્રંથમાંના એ માટેના જુદા લેખથી હિંદુ વેદશાસ્ત્રીઓ જાણી શકશે.

અને આપણા ગાથા–અવેસ્તા–ભાષાનું એક ભુલાઈ ગયેલું સત્ય જરથોસ્તીઓને પણ પાછું મળ્યું છે. ગાથાભાષા પેગમ્બર સાહેબના વખતમાં કેમ **લખાતી** હશે, તે આ ગ્રંથમાં ગાથાના દરેક શ્લોકને તેમનો તેમ સ્વરભારનાં ચિહ્નો સાથે વૈદિક ભાષામાં ફેરવીને મેં લખ્યો છે, તે સ્પષ્ટ બતાવી આપશે. વિદ્વાનો હવે આ **લખવાની** અને **બોલવાની** ભાષાના આ બે પ્રકારને બરાબર સરખાવી જુએ. બન્નેમાં કવિતારચનાની શુદ્ધિ જળવાયેલી છે, જો કે કોઇક ઠેકાણે ગાથાકાળના શબ્દના પ્રત્યયોની શ્રુતિઓમાં વેદકાળમાં ઊતરેલી ભાષાના ઉચ્ચારમાં ને લખાણમાં ફેર પડવાને લીધે કંઇક વધારો યા ઘટાડો આવે છે. પણ નવ્વાણું ટકા તો બન્ને વિધિ શુદ્ધ જ છે, અને તેમાં પિંગળના (prosody) નિયમો અચૂક રીતે જળવાયેલા છે. એમ આગ્વૈદિક કાળના રચાયેલા ગાથાના **ઉચ્ચારની** ભાષા અને ઋગ્વેદની **લેખનની** ભાષા તે એક જ સિક્કાની બે બાજુઓ છે! આ સંશોધનથી દુનિયાના ભાષાશાસ્ત્રીઓ માટે મોટો વિશાળ ખંડ ઊઘડવા પામ્યો છે. મારી તો સૌ અભ્યાસી ભાઇઓને વિનંતિ છે કે પોતાના બધા પૂર્વગ્રહો છોડીને અપક્ષપાત દૃષ્ટિથી આ બધું સભાળીને તોલી જોય અને પોતાના જૂની રીતના અભ્યાસને ઘડીવાર ભૂલી જઇને આ ગ્રંથમાના પાને પાનાનો તેઓ બરાબર અભ્યાસ કરે, અને કથાપરંપરા, ગુરુપરંપરા, વગેરે અનેક આગ્રહોથી જકડાયેલી બુદ્ધિને છૂટી કરીને આ આઠ હજાર વર્ષ પરના પવિત્ર પેગામને તેની ખરી શુદ્ધિમાં ને રોશનીમાં ઝીલીને તેના સત્યના તેઓ દર્શન કરે! ધર્મના વિષયમા થયેલા દરેક સશોધનને ધાર્મિક વૃત્તિનો માણસ હંમેશાં શકાથી જુએ છે, અને તેને એકદમ તે ગ્રહણ કરી શકતો નથી. હું કોઇને પણ કહેતો નથી કે આ બધું હું જેમ કહું છુ તેમ માની લ્યો. આ ગ્રથને પાને પાને મેં પ્રત્યેક હકીકતને માટે શહાદતો આપી છે, તે પર સમદૃષ્ટિથી દરેક અભ્યાસી મનન કરે. હું એમ નથી કહેતો કે મારા કોઇ ગુરુએ મને એમ કહ્યુ છે તેથી જ સૌ તેને સ્વીકારે. હું એમ પણ નથી કહેતો કે મને કોઇક છુપા સતોએ યા મહાત્માઓએ આ કહ્યુ છે, અને તેથી તે જેમ હું માની લઉં છું તેમ બધા જ માની લે! ખરા વિદ્વાનની એ રીત જ નથી. બધા ખોટે રસ્તે ગયા છે અને મારો જ રસ્તો ખરો છે, માટે તે માનો, અને તમે તે નહીં માનો તો તમે અજ્ઞાન ને મૂર્ખ છો, એવા અભિમાનના શબ્દો પણ હું નહીં વાપરું. આપણા પેગમ્બર સાહેબે ગાથાના હા. ૩૦–૨ માં કહ્યું છે તેમ "નરૅમ્ નરૅમ્ ખ્વખ્યાઇ તન્વેં" એટલે કે દરેક માણસે પોતપોતાની બુદ્ધિ પ્રમાણે તોલન કરીને આ વાત પર વિચાર કરીને નિર્ણય કરવાનો છે.

આ પેગમ્બર સાહેબના જન્મકાળને માટે પાંચ ભાગોમાં મેં એટએટલી શહાદતો ઋગ્વેદમાંથી, અવેસ્તામાથી, જ્યોતિષમાંથી અને ભાષાની પ્રાચીનતામાંથી આપી છે કે પેગમ્બર સાહેબના જન્મકાળ માટે હવે વધુ વાર શંકાશીલ રહેવું પડે તેમ નથી. આપણા હિંદુભાઇઓ પોતાના જ ઋગ્વેદના ગ્રંથને દુનિયાના હૈયાત ગ્રંથોમાં જૂનામાં જૂનો માનતા ને ગણાવતા આવ્યા છે, તે માન્યતાને આ લેખમાંની અચૂક શહાદતોથી ઘણો ધક્કો પહોંચશે, અને ઋગ્વેદ નહીં પણ શ્રી જરથુસ્ત્રની

